# સુન્દરી સુબોધ.

(સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પવિત્ર થાય, સર્વજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત સ્વતન્ત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મુખ્ય ઈર્ષ્યાઓ અને કલેશોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે" સખ્યી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડુબતા બન્ધુના આત્મા-હૃદય ઉદ્ધરે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનીરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસમય કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રા... નથી સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે")

પુ ૨૬ મું.] જાનુઆરી, ૧૯૧૯. [અંક ૧-૨.

ુ સાતમું ...

ખનારી થા. વિષ્ણુ ...

પિતાએ આપેલી કન્યાના ...

## વિવાહ સંસ્કાર.

વરનું મધુપર્કથી પૂજન થયા પછી વર કન્યાને વસ્ત્ર પહેરાવે છે. 'તું મારી સાથે સુખ ભોગવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર. હું આપું છું તે વસ્ત્ર ધારણ કર, મનુષ્યોનું શ્રેય કર, તું સો વર્ષ જીવ. પતિવ્રત તેજયુક્ત થઈ દ્રવ્ય અને પ્રજા ઉત્પન્ન કરી તેમનું સંરક્ષણ કર, હે આયુષ્મતી, આ વસ્ત્ર પહેર." પછી ઉત્તરીય વસ્ત્ર આપે છે, "જે દેવીઓએ આ વસ્ત્ર કાંત્યું છે તથા વણ્યું છે, તે દેવીઓ તું વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરૂં ત્યાં સુધી તને વસ્ત્ર પહેરાવો, હે આયુષ્મતી, આ વસ્ત્ર પહેર."

" પછી વર બોલે છે, "હે કન્યા, વિશ્વદેવા અર્થાત્ સર્વ દેવતાઓ નિમિત્ત રાંધવામાં આવતું અન્ન, જળ, તથા વાયુ, આપણા હૃદયને શુદ્ધ કરી, તેમાં સારા સંસ્કાર પાડો પ્રજાપતિ અર્થાત્ પરમાત્મા આપણી વાણીને ધર્મમાં સ્થિર કરો." પછી પિતા કન્યાનું દાન આપે છે............ ....

વર કહે છે, "હે કન્યા, તું સૌમ્યદ્રષ્ટિવાળી થા. તું પતિનો વિરોધ કરીશ નહિ તું પશુઓનું રક્ષણ કરજે. તારૂં મન પ્રસન્ન રાખજે. તું સુખ પામજે અને અમને સુખ આપજે. સર્વ મનુષ્યોને અને પશુઓને સુખી કરજે."

ॐ द्वे ऊर्जे विष्णुस्त्वानयतु । ભગવાન્ વિષ્ણુ બળની પ્રાપ્તિ માટે તને બીજું પગલું ચલાવો. ૨.

ॐ त्रीणिरायस्पोषाय विष्णुस्त्वानयतु । ભગવાન્ વિષ્ણુ ધન પ્રાપ્તિને સારૂ તને ત્રીજુ પગલું ચલાવો. ૩.

ॐ चत्वारिमायोभवाय विष्णुस्त्वानयतु । ભગવાન્ વિષ્ણુ સુખ પ્રાપ્તિને સારૂ તને ચોથુ પગલું ચલાવો. ૪.

ॐ पंच पशुभ्यो विष्णुस्त्वानयतु । ભગવાન્ વિષ્ણુ પશુસમૃદ્ધિ સારૂ તને પાંચમું પગલું ચલાવો. ૫.

ॐ षडृतुभ्यो विष्णुस्त्वानयतु । ભગવાન્ વિષ્ણુ વસંતાદિ ઋતુના વિલાસ સારૂં તને છઠ્ઠું પગલું ચલાવો. ૬.

ॐ सखे सप्तपदाभव सा मामनुव्रताभव विष्णुस्त्वानयतु ।

હે સખી, તું સાતમું પગલું ચાલીને સપ્તલોકમાં વિખ્યાત થા. મારી આજ્ઞા પ્રમાણે વર્તન રાખનારી થા. વિષ્ણુ ભગવાન્ તને સાતમું પગલું ચલાવો. "पित्रा प्रत्तामादाय પિતાએ આપેલી કન્યાને લઈ વર બહાર મંડપમા જાય છે." આ વિધિ શરૂ થાય તે વખતથી એક માણસે પાણીનો ઘડો ખભા ઉપર લઈ વિવાહાગ્નિની દક્ષિણમાં કંઈ પણ બોલ્યા વિના ઉભા રહેવું. આ ઘડામાંથી પાણી લઇ સપ્તપદી પછી વરે કન્યા ઉપર અભિષેક કરવો. "જે જળ કલ્યાણ અભ્યુદય સુખ અને પરમાનંદ પ્રાપ્ત કરાવે છે, તે જળ તને આરોગ્ય રાખો."

તે પછી કન્યાના જમણા ખભા ઉપર હાથ નાંખી વર તેના હૃદયનો સ્પર્શ કરે છે. "મારા વ્રતને અનુકૂળ તારૂં હૃદય કરૂં છું. મારા ચિત્તને અનુકૂળ તારૂ ચિત્ત થજો. તું એકચિત્તથી મારી આજ્ઞાનું પાલન કર. પ્રજાપતિ ભગવાન, મારૂં કલ્યાણ કરવામાં તને નિયુક્ત કરે." પછી વર કન્યાનું અભિમંત્રણ કરે છે. "હે અગ્નિ આદિ વિવાહ દેવતાઓ, આ વધુએ ઉત્તમ મંગલ પ્રાપ્ત કર્યું છે. તમે સર્વ એકત્ર થઇ તેનું અવલોકન કરો, અને તેને સૌભાગ્ય અર્પણ કરી ફરીથી આવા શુભ પ્રસંગે પધારવા સારૂ હાલ તમારા નિવાસસ્થાનમાં પધારો..............."

—"સત્ય ધર્મ પ્રકાશ"

# अनुभविका:

जिंदगीनी "आप "वीती अने " पर "वीती कथाओ.

[ આ વિભાગમાં ( તેમજ આ માસિક પત્રમાં ) પ્રકટ થતા માનવ જીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇ પણ અમુક વ્યક્તિને ઉદ્દેશીને અથવા અમુક સ્થળે બનેલા બનાવો ઉપરથી લીધેલા નથી ( અને લેવામાં આવતા પણ નથી ); પરન્તુ આવા અનુભવો–પ્રસંગો સંસારમાં કદિ કદિ જોવામાં આવે છે, એટલીજ કલ્પના છે. —તંત્રી સુ. સુ. ]

---

सामाजिक प्रश्नो:

## પાપ ખરૂં ?*

### ૨.

શ્રીયુત્ "मलयानिल."

રણુંજનો હું પોસ્ટ માસ્તર છું. મ્હને પાંત્રીસ રૂપિઆ અને મ્હારા પટાવાળા તથા ટપાલીની મફત નોકરી એટલું મળે છે. રણુંજની અંદર સારામાં સારૂં ઘર જુઓ તો મ્હારૂં, ઉંચામાં ઉંચું હોય તો તે મ્હારૂંજ.

ગામ ન્હાનું છે. આજુબાજુ કોટ બંધાએલા નથી પણ રચના એવી રચી છે કે કોટની જરૂરજ ન પડે. લાઇન બંધ ઘર બાંધેલાં હોવાથી દેખાવ કોટ જેવોજ લાગતો હતો. મ્હારી સાથે મ્હારી અર્ધાંગના સિવાય બીજો કોઇ સાથી નથી. એ સાથી અન્યની ન્યૂનતા ત્યાં પૂરે તેમ નથી !

ત્યાં વસ્તી શ્રાવક અને કણબીની. કોઇ નાગર ક્ષત્રિય નથી. મુંબાઇના ભાટીઆ અને સુરતના લ્હેરી ડાયરીઓ નથી. જો કેળવાયલો હઉં તો હું, સાંની કચેરીના એક બે ગાયકવાડી અમલદાર અને ગામની એંગ્લો વર્નાક્યુલર નિશાળનો હેડ માસ્તર.

પરંતુ રણુંજ એ ગામ છે; શહેર નથી. ગામડાની મઝા ત્યાં છે. શહેરની કૃત્રિમતા નથી. મ્હારા પ્રસંગમાં વારંવાર ગામડીઆ, ગાંધીઓ, ખેડુતો વિગેરે આવતા અને એમજ માનતા કે માસ્તર બહુ સારા છે અને આપણા ઉપર બહુ ઉપકાર કરે છે. કારણ શું તમે જાણો છો ? મ્હારાં વખાણ નથી કરતો પણ જણાવું છું કે બીજા પોસ્ટ માસ્તરોની પેઠે હું મિજાજ નથી કરતો. એમની પેઠે હું "જા હમણાં, મોડો આવજે. સાલા રોયા, કોણ જાણે ક્યાંથી આવે છે ! ચાલ બ્હાર ઉભો રહે"–વિગેરે ઉદ્ધત શબ્દો નથી કહેતો.

મ્હારી સ્ત્રીનું નામ કોકિલા. એ ભિયારી અમદાવાદની. શહેરમાં ઉછરેલી. ચીપીને વાતચિત કરેલી. એને આ ગામડીઆ સાહેલીઓ ક્યાંથી ગમે ? છતાં બીજો સહવાસ કોનો લાવે ! વિદૂષીઓ અહિં ક્યાંથી લાવે ?

---

* આ વિષયને લગતો પ્રેરો લેખ સુન્દરી સુબોધના મે-જૂન (૧૯૧૮)ના અંકમાં પ્રકટ થયો હતો અને તેને લગતી ચર્ચા જુલાઈ-ઓગસ્ટ ૧૯૧૮ ના અંકમાં આવી હતી.

હવે વાતનો મુખ્ય વિષય.

ગામની બહાર એક વિશાળ તળાવ છે; અને તેના ... ઉપર સાંજે ઢોરોને ભેગાં કરવાનું એક સાફ મેદાન છે. આજુબાજુ આંબલી લીંમડાની ... છે અને બીજે કિનારે મહાદેવનું એક દેવળ છે.

સાંજે કામથી છૂટાં થઈ હું તથા કોકિલા એ મહાદેવનાં દર્શન કરવા જઈએ છીએ. એ બ્હાને ફરાય અને ચિત્તને જરા આનંદ લાગે. ગામડાંની અંદર સંધ્યાકાળે તળાવના કિનારાપર ફરવાનો એક અવર્ણનીય આનંદ છે. ગાયો ભેંસો બકરાં એકઠાં થઈ એક બાજુએ કલ્લોલ કરતાં હોય તો બીજી બાજૂ ઝાડીઓની વચમાં સૂર્ય વિરામતો જણાતો હોય અને સમી સાંજની સુન્દર શોભા ચારે કોર પથરાઈ ગઈ હોય. એવે વખતે એક શિવાલય પાસે ફરવું અતિ રમણીય અને ચિત્તને પ્રફુલ્લ કરનારૂં લાગે છે.

એવી એક મનોહર સંધ્યાકાળે હું તથા કોકિલા ફરવા નીકળ્યાં હતાં. કોકિલા મ્હારી સાથે ત્રણ વર્ષથી રહેતી હતી. મ્હને ખાત્રી છે કે એ મ્હને સંપૂર્ણ ચ્હાય છે. અન્ય તરફ એનું ચિત્ત કદિપણ ખેંચાતું નથી. એને મ્હારો સહવાસ ઘણો ગમે છે. નીચે ઓફિસમાં કામ કરતો હોઉં તે વખતે મ્હને ચ્હા પીવા ચેવડો ખાવા વિગેરે બ્હાનાં કાઢી ઉપર બોલાવે. આટલો બધો એને મ્હારી તરફ ભાવ છે અને એટલું પણ ખરૂં કે એ મ્હને અનન્ય ભક્તિથી ચ્હાય. મનમાં પણ પારકા સંબંધી વિચાર ન કરે, પારકા તરફ દૃષ્ટિ પણ ન ઠારે એવા અવ્યભિચારી ભાવનામય પતિવ્રતનો હું લોભી છું.

ફરતાં ફરતાં અમે શિવાલયના દ્વાર પાસે આવી પહોંચ્યાં. મહાદેવની આરતી થવાની તૈયારી હતી એટલે ગામનાં ઘણાં માણસો ત્યાં ભરાયલાં હતાં. એજ ટોળામાં અમારે ત્યાંની સ્કુલનો હેડ માસ્તર એક ગ્રેજ્યુએટ પણ ત્યાં ઉભો હતો. માસ્તર લગભગ ચોવીસેક વર્ષની વયનો હતો. આંખે ચસ્મા પ્હેરેલા, કપાળમાં કંકુનો ચાંલ્લો કરેલો અને શરીરે ગૌર વર્ણનો, આથી શિવાલયની ઘીની જ્યોતિમાં એનું રૂપ અતિ સુન્દર અને આકર્ષક લાગતું હતું. હું તથા કોકિલા પણ ત્યાં ઉભાં રહ્યાં.

ઘંટડીનો અવાજ થયો. આરતી શરૂ થઈ. કોકિલા અને હું જોડા જોડ મહાદેવની સ્હામાં ઉભાં હતાં અને માસ્તર મંદિરની બાજૂ ઉપર ઉભો હતો. ઓચિંતી એની નજર કોકિલા ઉપર પડી અને પળવાર જોઈ રહ્યો. કોકિલા શું કરે છે તે જોવા મ્હેં તેના સામું જોયું. અવશ્યત્ એની નજર સ્વાભાવિક માસ્તર ઉપર પડી પણ તરતજ જરાપણ વાર ટકવી રાખ્યા સિવાય તેણે મહાદેવની મૂર્તિ—તે દિવ્ય દર્શન તરફ જોઈ દીધું. ત્યાર પછી કોણ જાણે પાંચ દસ વખત માસ્તરે કોકિલા તરફ—તેની રમ્ય આકૃતિ તરફ નજર નાંખી પણ તે ફોકટ. કોકિલા જાણતી છતાં પણ ફરી તેને નિહાળે તેમ ન હતી. મ્હારા હૃદયમાં પ્રેમનો અવનવો ઉભરો ચઢ્યો. પરપુરૂષના—સૌન્દર્યને નિરખવા માત્રમાં એ પાપ ગણે છે ? આવું તો મ્હેં કેટલીએ વાર પરસ્ત્રી તરફ જોયું હશે. હું એના કરતાં પવિત્રતામાં હલકો પડ્યો. પ્રીતિની ઉર્મિઓ ફરી ફરીને આવવા લાગી અને તે ભીંડમાં કોકિલાનો હાથ વ્હાલથી પકડી મ્હેં આરતીથી દબાવ્યો. કોકિલા સુશિક્ષિત હતી. શિક્ષણ તેણે આચરણમાં ઉતાર્યું હતું તેની આજ પરીક્ષા થઈ. રસ્તામાં પાછાં ફરતાં પણ એજ વિચાર મ્હારા મનમાં ઘુમરાયા કરે. જેટલી મ્હને ચારિત્ર્યમાં તે ચઢીઆતી લાગી તેટલો હું જીવન કલહમાં પાછળ લાગ્યો.

આવી સ્ત્રી શું મારે લાયક છે! ” મ્હારામાં કોઈ જાતનું દૈવત નથી તે હું એક સાધારણ ગામનો પોસ્ટ માસ્તર “ સંતાપ માનું છું—સંતોષ માનવો પડયો.

રાત્રે અમે જમવા બેઠાં તે વખતે મ્હેં વાત છેડી. એ ચોપડાં બતાવતી જતી અને વાત કરતી. હું ઉના ઉના ઉન્હાં આરોગતો અને આજે તો સંખ્યા પણ ભૂલી જતો હતો.

કોકિલા ! આજે પેલા માસ્તરે તમારા સ્હામું જોયું ત્યારે તમે નજર કેમ પાછી ખેંચી લીધી? તમે જોયું હોત તો મ્હને કંઇ ખોટું ન લાગત.

એના ચારિત્ર્ય ઉપર જાણે હું આરોપ મૂકતો હોઉં એવો એણે દેખાવ કર્યો મ્હારી સ્હામે કંઇક શોકથી એણે જોયું અને પછી એટલુંજ બોલી, “ આજે કહ્યું છે તો ઠીક છે પણ હવેથી મ્હને કદિ ફરી આવા શબ્દો ન કહેશો. તમે મ્હારા પતિ છો એટલે તો શું કરૂં પણ બીજું કોઈ હોત તો ફરી એની સાથે બોલત નહિ.”

કોકિલા ! તમે ખોટું ન લગાડતા. પણ આજે તમારૂં એ વર્તન જોઇ મ્હને ઘણી નવાઇ લાગી. નજરે પણ કોઇને જોવું નહિ એ નિયમ બધી સ્ત્રીઓ ભાગ્યેજ પાળતી હશે. તમારી ચાલ ચલગત ઉપર કોઇ જાતનો ડાઘ નથી લગાડતો પણ ચાલો આજ તમારા વિચાર જણાવો કે નજરે માત્ર જોવાથી શું પાપ? શું ખૂબસુરત ચીજને જોવાનો દરેક માણસને હક નથી?

કોકિલા હસી. મ્હારી તરફથી તમને શું જાણવાનું મળશે? તમારા જેટલું કાંઇ હું નથી ભણી. તમે કહો છો કે સુન્દર ચીજોને જોવાનો દરેકને હક નહિ? વાત તો ખરી. ગુલાબ જોઈએ. મોગરો જોઇએ. સંધ્યાકાળનું આકાશ જોઇએ અને શામાટે પરપુરૂષ ... જોઇએ? મ્હારો જવાબ તો એ છે કે એ ગુલાબ, મોગરો ને આકાશ, આપણે જોઇએ છીએ તે ઉપર વિચાર ચલાવતાં નથી પણ હું કદાચ એ માસ્તર રહામું જોઉં અને એ જોતાં એ મ્હને જુવે તો મ્હારે વાસ્તે એ શું ધારે? એણે મ્હારા તરફ જોયું તો મ્હેં એને વાસ્તે કેવો અભિપ્રાય બાંધ્યો! ગુલાબ મોગરો કાંઇ આમ અભિપ્રાય બાંધતાં નથી—આપણી કિંમત કરતાં નથી અને માસ્તરમાં એવું જોવાનુંજ શું હતું!

“કેમ, એ મ્હારાથી સુન્દર નથી!”

“ તો શું તમે એમ માનો છો કે તમે કાંઈ દેખાવડા છો એટલા વાસ્તેજ તમે મ્હને વહાલા છો! ધારો કે તમે નારાયણ ન કરે ને માંદા પડો. શરીર એકદમ સુકાઈ જાય. ખાવ નહિ. ન્હાવ નહિ. કપડાં પણ બદલી શકો નહિ. તો શું તમે એમ માનો છો કે હું તમને ચાહું જ નહિ! તમને જે હેત અને ઉમળકાથી બોલાવું છું તે હેત અને ઉમળકા ઉડી જાય! તમારી ચાકરીએ હું ન કરૂં? એમ તે. એ માસ્તર કરતાં ખૂબસુરત ઘણાએ હશે તેમ પૈસાદારે ઘણા હશે. શેરને માથે સવાશેર તો જગે હોય તો હું મ્હોટામાં મ્હોટા સુન્દરમાં સુન્દર અને ખૂબ પૈસાદાર હોય તેની પાછળ તમને પરણ્યા છતાં ભટકીશ! જો એમ હોય તો તો આ સંસાર ચાલેજ નહિ. આપણું બેનું વ્હાલ સે કાંઇ તમારા પૈસાને કે તમારા દેખાવને લીધે નથી. આપણે બન્ને આટલો બધો વખત ભેગાં રહ્યાં—આપણા સ્વભાવ અનુકૂળ પડયા. મ્હને તમે ગમ્યા તમને હું ગમી પછી બીજાની ઇચ્છા મ્હને તો કદિ પણ નથી. તમને હોય તો કોણ જાણે.” કહી હસી પડી અને શાક મ્હારી થાળીમાં થઇ રહ્યું હતું તે મુકયું. આજે જાણે એ મ્હારી શિક્ષક હોય

એનું થયું હતું. આટલો ઊંચો વિચાર એ કરી શકે છે ! પ્રેમનું રહસ્ય એ સમજે છે. વાહ ! કોકિલા ! ત્હારા માબાપ તો આટલાં કેળવાયલાં નથી. અને મ્હેં તને કદિ આ જ્ઞાન નથી આપ્યું. તો આ ચારિત્ર્યની ભાવના તને કોણ બતાવી ગયું !

"શું માબાપ શામળાં કે લૂલાં લંગડાં છોકરાંને ફેંકી દેતાં હશે, કેમ ? તમે પણ મ્હને મ્હારે ઘેરજ મોકલાવી દેજો—જો હું કદાચને માંદી પડું તો એટલું ખાત્રીથી માનજો કે હવે કોકિલા તે તમારીજ છે અને અન્યનું ધ્યાન મન કે વાણી કથાથીય કરવાની નથી. જે છો તે તમે. મને મ્હારી જીંદગીથી સંતોષ છે. આપણે પૈસાદાર થઇશું—શોખ મારીશું તો તેની ના નથી, પણ તેથી કાંઇ આજથી હું તેટલા વાસ્તે તમને અળખામણા ગણવાની નથી. મ્હને કાંઇ કામ કરવાને આળસ નથી તેમ અણગમોએ નથી હું તો તમારાથી પૂરેપૂરી સંતુષ્ટ છું. નહિં હઉં ત્યારે તમને કહીશ."

એક પરલૌકિક તેજનો તરંગ મ્હારી આંખમાં—હૃદયમાં—આત્મામાં—છેક ઊંડો ચમકી ગયો. જે સ્નેહનું સામ્રાજ્ય હું શોધતો હતો તે મ્હારે ત્યાંજ છે કારણ એક દૈવી ગુણવાળી સ્નેહરાશીએ મ્હને પોતાનો પરમેશ્વર બનાવ્યો હતો.

---

# પતિ તે પાડનાર કે પકડનાર ?

શ્રીયુત 'મસ્ત' (બી. એ)

'તમારે ત્યાં આવે, મને એક દસકો થઈ ગયો, અને મારામાં, કેટલો ફેરફાર ? સાપ જેમ કાંચળી ઉતારી નાખી, નવું જીવન ધારણ કરે છે, તેમ, મારા તન મનની કાંચળી, તમારા સંગથી ઉતરે, મેં, નવું જીવન ધારણ કર્યું છે.'

આ પ્રમાણે ગુણવંતગવરી અને ગુણવંતરાય, ખાઇ પીને પરવારી, સુતા પહેલાનો સમય, એક દિવસ પોતાની અગાસીમાં, ખીલી રહેલી ચાંદનીના શીતળ પ્રકાશમાં, બેસીને વ્યતીત કરતાં હતાં. જમતી વખતનો શરૂ થયેલો વિષય, હજી પણ ચાલુ હતો, એમ, ઉપલા વાક્યથી, સ્પષ્ટ સમજાતુ હતું.

'ગવરી, તમે તો, હંમેશાં મને, પાડ ચડાવ્યાજ કરો, પણ, વિચારો તો ખરાં, કે તમે તૈયાર ન હત, તો, મારૂં કથન, શું અસર કરત ?'

'અરે નાથ, તમે એ શું બોલો છો ! તમે તો પથ્થરને પકવ્યો છે. ખરાબાને કેળવી કેળવીને, ફળદ્રુપ જમીન બનાવી છે,' ગુણવંતગવરીએ કહ્યું. 'કહો, હું આવી ત્યારે કેવી હતી ? ફેશનમા ફક્કડ, મિજાજમાં અક્કડ, અને, ગુણમાં, લક્કડ જેવી હું, નહોતી ? હાલ જે મારામાં, નમ્રતા, હસતું વદન, માનસિક વિકાસ, ધર્મમાં ધ્યાન, વડિલ સેવા, સ્નેહ, દયા, શાસ્ત્ર કેળવણી પર લક્ષ, વિગેરેએ વાસ કરેલો છે, તે કાંઇ મને, પીઅરથી, કરીઆવરમાં મળેલાં નથી. એ કાંઇ સ્ત્રી ધન નથી, એતો, પતિએ પ્રમદાને પ્રસન્ન રાખવા, વખતોવખત આપેલી, અમુલ્ય, અમર ભેટો છે. પીઅરથી તો, હું, અજ્ઞાનતા, દંભ, મિજાજ, ખાલી ફેશન, નાસ્તિકતા, વિગેરે વિગેરે અગણીત અવગુણો, લાવી હતી. બાપ બિચારા પોતેજ, ઓછું ભણેલા, એટલે, ભણાવવામાં સારી શી દેખરેખ રાખે ? તેમ, તેવા ઉત્સાહી નહોતા, કે બં-દોબસ્ત કરી મને ભણાવે. બિચારી માતા પણ તેવીજ, એટલે, પોતે જે શીખીને આવેલી

હોય, અને સાસરે આવી જે જોયું હોય, તેજ પોતાની સંતતિને શીખવેને ? તમેજ કહોને, કે હું નવનવી આવી, ત્યારે, ગજાર ને ચુલાનું નામ પડતાં, મારા મોતીઆ કેવા પડી ગયા હતા, જો કે સાસુ નણંદ, ચિકિત્સા જોવાને તરતમાં નહોતાં, પારકાની, કુથલી કુલક્ષણા કરવાંની, મને કેટલી ટેવ હતી, અને તમારે મને, કેટલી વખત તે બાબતમાં, વારવી પડતી ? કેવાં કેવાં ડાક ડમાળવાળાં કપડાં તરફ મારૂં મન દોડતું ? બજારૂ, અશુદ્ધ ચીજો ખાવાને, છીતું મન કેવું તલપતું ? ઉંટની પેરે, અરાઢે અંગ વાંકાં કરી, પગની આંટીઓ મારી, રસ્તામાં કૃત્રીમ ચાલથી, સર્પાકારે ચાલવાનું, મને કેવું મન થતું ! સાસુ. સસરા, નણંદ, દિઅર, દેરાણી, જેઠાણીને, ભિન્ન ભાવે કેવી જોતી ? પ્રાતઃકાળમાં નાહી ધોઈ, પ્રભુ સ્મરણમાં મન પરોવતે, મોં કેવું મરડાતું ? જ્યારે તમે તો, વિદ્યાર્થી અવસ્થામાં હતા, આપને પૈસે, મારૂં તમારૂં, પેટ ભરતા હતા, દર મહીને, હિસાબ ખર્ચનો ચિઠ્ઠો, વડિલો સમક્ષ રજુ કરતા હતા, વળી જાતે સાદા, એક નિશ્ચાવાળા, ધર્મી, સદાચરણી, અને ધુની હતા. 'પંથ જોઈને ચાલવું, અને કંથ જોઈને મહાલવું' એતો, તમેજ મને શીખવ્યું છે. પણ તેમાં, હું,તમારી ઉપકારી છું. જે હું, એક વખત, હજારના ઘર મંડાવવા, અને ભંગાવવાની શક્તિવાળી, તે હું આજે, ફક્ત સારાનીજ સોબત ઈચ્છનારી, નહીં તો, પુસ્તકોની બ્હેનપણી થનારી. જે હું એક વખત, ઈશ્વરના અસ્તીત્વની શંકા કરનારી, તે હું આજે, તમારા પ્રતાપથી, તેને ડગલે પગલે જોનારી, અને તેનેજ, હરનીશ પુજનારી. જે હું એક વખત, કૃત્રીમતામાં, ફુલ ફુલ થનારી, તે હું આજે, સાદી કુદરતને વખાણનારી. જે હું એક વખત, મારા વડીલોને, કચરામાં ખપાવનારી, તે હું આજે, તમારા, મારા, અને, આપણા બાળ બચ્ચાંના શ્રેયાર્થે, તેમની શ્રદ્ધા પુર્વક, સેવા કરનારી. જે હું એક વખત, આંખો મારી, અહાર નીંદ્રાનીજ ગ્રાહક, તે હું આજે, સાહીત્ય, સંગીત, કળાની ગ્રાહક. જે હું એક વખત, બાલ્યાવસ્થામાં કેળવણી નહીં મેળવેલ તેથી, તેને ધિક્કારનાર, તે હું આજે, મારાં બચ્ચાંનું ભવિષ્ય સુધરે, તે માટે, તેમના ઉપર, મારામાં રહેલું, બધું ઢેલવી દેવાને, એક પગે થઈ રહેનાર. જે હું એક વખત, પૈસાને, સ્વસ્વાર્થ અર્થેજ, ખરચવાના વિચારવાળી તે હું આજે, જાતે દુઃખ વેઠીને પણ, આત્મા સંતોષનારી. જે હું એક વખત, જાતને જોર ન પડે, તેટલા માટે, સ્વચ્છતા, અને સુઘડતાની, કટ્ટી શત્રુ, તે હું આજે, દેહ રક્ષણાર્થે, દેહને કસી, તેજ સ્વચ્છતા અને સુઘડતાની, પાકી મિત્ર. જે હું એક વખત, અયુક્ત ભોગ વિલાસની ઝંખનાવાળી, તે હું આજે સાદાઈ અને વૈરાગ્ય વૃત્તીવાળી. જે હું એક વખત, સ્વચ્છંદી મન તુરંગને, યથેચ્છ વિહાર કરવા દેવાના અભીપ્રાયવાળી, તે હું આજે, વ્રત, નીયમ રૂપી કાંટાળી લગામથી, તેને કાબુમાં રાખનારી. જે હું એક વખત, ઘરનું પણ કામકાજ કરતાં, શરમ આવવાથી નોકરોની પરવશ, તે હું આજે, કુંદડીની પેઠે ફરી વળવાને, સશક્ત થતાં, તેમનાથી સ્વતંત્ર.

કહો નાથ ! કહો, મારામાં કેટલો ફેરફાર ? આ બધા, તમારા, પહેલી રાતના, મુક બાળબુના પ્રતાપ છે. આવીતી તો બનીઠનીને, ઘુઘરા ઘમકાવતી, આગળ ફાનસ સાથે, પીયરથી પતિને પાસ જવા. પણ, શયનગૃહમાં પેસતાં, ખુરશી ઉપર પડે પડે, અંગ્રેજ સદ્ગ્ચારીણી આગળીથી, ઉતારી દિધેલી, બાર આનાની, પ્રેમચંદની છીંદડીએ મારા છોકરા મનજને, પહેલો, સજ્જ ફટકો લગાવ્યો. ભવિષ્ય વર્તન શી રીતે ચલાવવું, તેની પહેલી એવી સીડી હું શીખી.'

'ગવરી, એમાં મારો શું દોષ હતો ? મારું ગરીબ ઘર, તમને થનથનાટ કરતાં સાંભળેલાં હોવાથી, અને તે દિવસે પ્રત્યક્ષ જોવાથી, નિભાવવા ખાતર, મારે, એ માર્ગ, પકડવો પડયો હતો હું જાણતો હતો, કે તેજીને, ટકોરાની જરૂર છે. પણ હજી તમારા મનમાં એ રહી ગયું છે ખરું ?"

'જરાએ નહીં,' ગુણવંતગવરીએ કહ્યું. 'જો એમજ હત, તો આપણે, સુખમય જીવન, પંસાર, ન કરી શકત. પણ નાથ, તમારી એ છીદરી, જાદુગરણી જબર, હો. મેં એ પૂહેરી, કે તમને વશ કરવા આવનારી તે હું, તમારે વશ થઇ ગઈ. મેં, ત્યારથીજ, નિશ્ચય કર્યો હતો, કે પતિને પગલે ચાલવાથી, હું, મારો જીવન બગીચો, ખીલતી રહીશ તમે જો મને પોપબુ આપ્યુ હત, તો મારૂ, અને મારા નિર્દોષ સંતાનોનું ભવિષ્ય, હું મારે હાથે બગાડત, અને હાથે કરીને દુઃખી દુઃખી થાત

જુઓને, પેલી બિચારી, સુમતિના હાલ. સાસરે આવી ત્યાં સુધી, શરમાળ, સાદી અને સુશીલ હતી. ધીમે ધીમે, બિચારીને, તેના વરે આગળ પડતી, નકલ કરતી, અને, ધૃષ્ટ બનાવી પણ, વિચાર ન કર્યો, કે ગરીબાઇને, એ ગમશે નહીં, અને નાહકની ગરબડ ઉઠશે. પરીણામ એ થયુ છે, કે ખીસ્સાં ખાલી ને જુસ્સો ભારી, થઈ ગયો છે. હવે, તે એના ઉપર, રોફ બજાવવા જાય એ, તે પેલી, ગણકારે ખરી કે ? એમનો તે અવતાર છે. એક બીજાને ખાઉકડીઆં કરે છે, અને બન્નેની તકરારમાં, છોકરાને ધીબી નાખે છે. આ તાત તમાશા, છોકરાં નાનપણથી જુએ, પછી શી રીતે, મહાન વૃક્ષ થાય ? હવે બન્નેની ફેશન તો કયાંઈ ઘુસી ગઈ છે, પણ આવક જાવકના છેડા શી રીતે મેળવવા, તેની ચીંતામાં, બન્ને જણાં, રાતદિવસ, ઘસાતાં જાય છે.

પતિ તે પાડનાર જોઇએ કે પકડનાર ?

---

## ખરી શાન્તિઃ—

ચારે બાજુએ નજર ફેંકતાં આપણને જણાય છે કે લાખો સ્ત્રી પુરૂષો ચિંતામાં ડુબી રહેલાં છે અને શાન્તિના વાયુનો તેમને સ્પર્શ પણ થતો નથી. મનથી, શરીરથી તેમજ બાહ્ય સ્થિતિથી કંટાળીને શાન્તિ મેળવવાને માટે તેઓ અનેક સ્થળે ફરે છે અને સમગ્ર પૃથ્વીનું પર્યટન કરે છે, તોપણ તેમનો સર્વ પ્રયત્ન વ્યર્થજ જાય છે તેમને શાન્તિ મળી નથી અને મળશે પણ નહિ; કારણકે જે સ્થળમાં તે નથી ત્યાં તેઓ તેને શોધે છે શાન્તિનું સ્થાન તો અંતરમાંજ છે અને જો અંતરમાં શાન્તિ ન શોધાઈ તો બીજે કોઈ સ્થળે તે કદી પણ મળી શકનાર નથી.

શાન્તિ બાહ્ય પદાર્થો કે જગતમાં નથી તે તો પોતાના આત્મામાંજ રહેલી છે. તેને બહારથી મેળવવાને માટે આપણે ગમે તેટલા માર્ગો ગ્રહણ કરીએ, નાના પ્રકારના બાહ્ય ભોગ ભોગવીએ, આ બાહ્ય વસ્તુઓમાં અને સ્થળોમાં તેને શોધીએ અને કદાચ જગતના દરેક દરેક સ્થળમાં ખોળીએ તોપણ તે આપણને મળનાર નથી. કારણકે જ્યાં તે છેજ નહિ ત્યાંથી તે કેવી રીતે મળી શકે ! એને માટે તો મનુષ્ય જે પ્રમાણમાં પોતાની ઉપર ભોગની ઇચ્છા અને વાસનાઓને સંયમમાં રાખી પોતાના અંતરાત્માના આદેશ પ્રમાણે વર્તે છે તે પ્રમાણમાંજ સફળ થઇને તે સત્ય આનંદ અને યથાર્થ શાન્તિ અનુભવી શકે છે. એમ કરવાને બદલે મનુષ્યો જેટલા પ્રમાણમાં વાસનાઓના આદેશ પ્રમાણે વર્તે છે, તેટલાજ પ્રમાણમાં તેઓ અધિક રોગી, અધિક દુઃખી અને અધિક અસંતોષી બને છે.

—રા. રા. મણિલાલ નથુભાઈ દોશી કૃત પ્રભુમય જીવનમાંથી.

# ગૃહ-ધર્મ



## સ્ત્રીઓનું બ્રહ્મચર્ય.

શા. રા. વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢિયાર.

એક સજ્જનની સ્ત્રી ગુજરી ગઇ તેના મરણની હકીકતની વાતો કહેતાં કહેતાં તે બંધુએ મને એમ કહ્યું કે, હું મારી યુવાનીમાં મરી જાઉં છું તેનો થોડોક દોષ તમારી ઉપર પણ છે. એ સાંભળીને અજબ થઈને મેં કહ્યું કે, એ કેવી રીતે ? શામાટે તું આમ કહે છે ? તે હું કાંઇ સમજી શકતો નથી. ત્યારે તેણે કહ્યું કે, તમારી વિષય ભોગવવાની પ્રબળ ઇચ્છાને માન આપવાથી મારા શરીરના આવા હાલ થયા છે. કારણકે તમને રાજી રાખવા, એજ મ્હારા અંતરની ભાવના હતી. તેને લીધે અને આપણા સ્નેહને લીધે હું તમારી ઈચ્છાને હમેશાં આધિન રહેતી હતી. પણ તેનું પરિણામ તમે જુઓ છો કે મારા મૃત્યુમાં આવે છે. માટે હું કહું છું કે, મારા મોતમાં તમે પણ કાંઈક નિમિત રૂપ છો એ સાંભળીને મેં કહ્યું કે એ વાત ખરી છે, પણ તે પ્રથમથી એ સબંધી કાંઇ ઇસારો કર્યો હોત તો ઠીક થાત, હવે તો બહુ મ્હોડું થયું, પણ એ વાત સાંભળ્યાથી મને મારી ભુલ સમજાણી અને મારા હૃદયને બહુ ધક્કો વાગ્યો.

મને આ વાત કહેનાર બંધુ બહુજ આગળ વધેલા વિચારો ધરાવનાર છે, બહુ પરમાર્થી સ્વભાવના છે, અને તેમની મરનાર સ્ત્રી પણ સંસ્કારી હતી, છતાં પણ સ્ત્રીઓના બ્રહ્મચર્ય સબંધમાં તેઓને જેવી જોઈએ તેવી ચોકખી સમજણ નહોતી તેથી એ બાઇનો રોગ દિન પ્રતિદિન વધતો ગયો, અને તેમાંથી તે બિચારી ગુજરી ગઈ, આ હકીકત જાણ્યા પછી એ બાબત સબંધી વિચાર કરતાં મને એમ લાગ્યું કે," સ્ત્રીઓના બ્રહ્મચર્ય સબંધી મારે કાંઈક મારા અનુભવની વાતો મારા બ્હેન ભાઈઓને જણાવવી જોઇએ. તે ઉપરથી આ લેખ લખવાનું સુઝયું છે. એટલે આ લેખથી જો કોઇ પણ બ્હેનોને કાંઇ એવો ફાયદો થાય અને તેનું કાંઇ પણ પુણ્ય મળે તો આ પુણ્ય મરનાર સ્વર્ગવાસી બાઇના આત્માનેજ ઘટે છે. કારણકે પોતાના જાતી અનુભવની સાચી વાત તે પોતાના પતિ આગળ કહી શકી છે. અને એ પુણ્યમાં જો બીજા કોઇનો ભાગ હોય તો તે મારી આગળ ખુલ્લા દીલે આવી ખાનગી વાત કહેનાર સજ્જનને ઘટે છે.

પુરૂષોને લગતી બ્રહ્મચર્ય સબંધી ઘણી વાતો આપણે જાણીએ છીએ, અને જ્યાં જોઈએ ત્યાં પુરૂષોના બ્રહ્મચર્ય ઉપર ખાસ ભાર મુકેલો હોય તેવા ઘણા લેખો આપણને મળે છે, પણ સ્ત્રીઓના બ્રહ્મચર્ય સબંધી સ્પષ્ટ ખુલાસાથી લખેલા લેખો મળતા નથી. કોઇ કોઇ ઠેકાણે એ સબંધી કાંઇ કહેલું હોય તે પણ અધુરૂં અધુરૂં કહેલું હોય છે, અને ભરમમાં કહેલું હોય છે. સ્ત્રીઓના બ્રહ્મચર્ય સબંધી સમયને અનુસરતી જેવી ચોકખે ચોકખી વાતો કહેવી જોઇએ તેવી ચોકખી વાતો ગુજરાતી સાહિત્યમાં નથી, એમ કહેતાં મને દિલગીરી થાય છે, ધાર્મિક દૃષ્ટિએ, સંસાર સુધારાની દૃષ્ટિએ, આરોગ્યતાની દૃષ્ટિએ, અને ભાવિ ભવિષ્યની પ્રજાના સુખની દૃષ્ટિએ જોતાં પણ સ્ત્રીઓની અને બ્રહ્મચર્યનો સબંધ

જાણવાની બહુજ જરૂર છે. એટલુંજ નહીં પણ એ જાતનું સાહિત્ય જેટલું ઓછું છે તેટલી આપણી કમનસીબી છે, કારણકે સ્ત્રીઓના બ્રહ્મચર્યનું સાહિત્ય જ્યાં સુધી પુરેપુરૂં ન હોય ત્યાં સુધી ખુણે ખાંચાલે પડેલી સ્ત્રીઓને કોઇએ વાત પહોંચી શકે નહીં. અને જ્યાં સુધી ઘણી સ્ત્રીઓએ અગત્યની વાત જાણે નહીં ત્યાં સુધી તેઓની તન્દુરસ્તી સુધરી શકે નહીં માટે ખોટી-શરમમાં નહીં રહેતાં આવી અગત્યની વાતોનું સાહિત્ય હવે આપણી ભાષામાં વધારવાની જરૂર છે.

## ગૃહસ્થાશ્રમ ભોગવતાં છતાં બ્રહ્મચર્યની જરૂર છે,

આપણા લોકોને કાંઇક એવોજ ખ્યાલ બેસી ગયો છે કે, બ્રહ્મચર્ય એ બહુ મહાન બાબત છે, અને તે તો માત્ર મહાત્માઓજ પાળી શકે, બ્રહ્મચર્ય પાળવું એ કાંઇ સૌથી બની શકે નહી. બેશક આપણે કબુલ કરવું જોઇએ કે, બ્રહ્મચર્ય પાળવું એ બહુ મુશ્કેલ બાબત છે, અને તે કોઇક ભાગ્યશાળીથીજ બની શકે તેવી વાત છે, પણ યાદ રાખજો કે એ નૈષ્ઠિક બ્રહ્મચર્યની વાત છે, એ કાંઇ સાધારણ બ્રહ્મચર્યની વાત નથી અને યાદ રાખજો કે બ્રહ્મચર્ય બે પ્રકારનું છે, એક આખી જીંદગી સુધીનું બ્રહ્મચર્ય અને બીજું અમુક મુદત સુધીનું બ્રહ્મચર્ય. જેમકે અઠવાડીઆનું બ્રહ્મચર્ય, પખવાડીઆનું બ્રહ્મચર્ય, મહિનાનું બ્રહ્મચર્ય, ત્રણ મહિનાનું બ્રહ્મચર્ય, ૭ મહિનાનું બ્રહ્મચર્ય, વરસનું બ્રહ્મચર્ય, ડાક્ટરનું સર્ટિફિકેટ મળે ત્યાં સુધીનું બ્રહ્મચર્ય, અને આને અગર પુરૂષને કાંઇ બિમારી થયેલી હોય તે રોગ મટે ત્યાં સુધીનું બ્રહ્મચર્ય, એવા બ્રહ્મચર્યના પ્રકાર છે. અને તે મુદતનું બ્રહ્મચર્ય કહેવાય છે, અને એવું મુદતનું બ્રહ્મચર્ય ગૃહસ્થાશ્રમી હોવા છતાં પાળી શકાય છે. માટે હું આજ સ્ત્રીઓના બ્રહ્મચર્યની જે હકીકત કહું છું તે મુદતના બ્રહ્મચર્યની વાતો છે. કાંઇ આખી જીંદગી સુધીના બ્રહ્મચર્યની વાતો નથી, એ ધ્યાનમાં રાખજો.

## પુરૂષો સ્ત્રીઓને બ્રહ્મચર્ય પાળવા દેતા નથી.

ઘણા પુરૂષો એમજ સમજે છે કે દરેક વખતે અમારી મરજી પ્રમાણે વિષય ભોગવવામાં સ્ત્રીઓએ અમારે આધિન રહેવુંજ જોઇએ, એમાં તેઓથી ના પડાયજ કેમ ? અને સ્ત્રીઓ પણ એમજ સમજે છે કે, પતિને નારાજ કેમ કરાય ! એ ખ્યાલને લીધે પોતાની ઇચ્છા ન હોય છતાં પણ તેઓને પતિની ઇચ્છાને આધિન થવું પડે છે. એટલુંજ નહીં પણ ઘણી વખત ઘણી સ્ત્રીઓને પોતાનું બ્રહ્મચર્ય તોડતાં બહુજ કષ્ટ થાય છે, છતાં પણ એ કષ્ટ તેઓ સહન કર્યાં કરે છે, અને પતિની ઇચ્છાને આધિન થયા કરે છે.

સ્ત્રીઓનું અમુક મુદતનું બ્રહ્મચર્ય તોડાવવાથી તેઓને જે જાતનું કષ્ટ થાય છે તે કષ્ટ બે પ્રકારનું થાય છે. એક કષ્ટ ધાર્મિક લાગણીનું હોય છે, અને બીજું કષ્ટ શારીરિક હોય છે, જેમકે જ્યારે કોઇ સ્ત્રીએ કાંઇ વ્રત કરેલું હોય ત્યારે બ્રહ્મચર્ય પાળવાનું હોય છે, તેવે દિવસે પણ તેનો પતિ જ્યારે તેનું બ્રહ્મચર્ય તોડાવે ત્યારે તેને માનસિક દુઃખ થાય છે, અને જ્યારે સ્ત્રીઓના શરીરની અંદર કાંઇ રોગ હોય અગર તેઓ સગર્ભા હોય ત્યારે તેનો પતિ તેનું બ્રહ્મચર્ય તોડાવે એ વખતે તેઓને શારીરિક દુઃખ થાય છે, છતાં પણ એવા ઘણા પુરૂષોના દાખલાઓ હું જાણું છું કે, આવે વખતે પણ તેઓ પોતાની સ્ત્રીઓને હેરાન કર્યાં કરે છે અને તેના બ્રહ્મચર્યનો ભંગ કર્યા કરે છે. આમ બનવામાં સ્ત્રીઓનો પણ કાંઇક વાંક હોય છે. અને તે એ, તેઓ પોતે બ્રહ્મચર્ય પાળવાના કારણ જાણતી નથી, તેના ફાયદાઓ સમજતી નથી, અને આવે પ્રસંગે પોતાના પતિને કેમ સમજાવી લેવા ! તેની પણ

તેમાં આવડત હોતી નથી, તેથી તેઓને ખમવું પડે છે, મતલબ કે જો યોગ્ય દલીલોથી, લાગણીથી અને પ્રેમથી પતિને સમજાવવામાં આવે તો પુરૂષોનો મ્હોટો ભાગ એવો હોય છે કે, જેઓ પોતાની સ્ત્રીના મતને માન આપ્યા વિના રહેજ નહીં. બેશક એટલું ખરૂં છે કે, એવા પણ કેટલાક ખરાબ પુરૂષો હોય છે કે, જેઓ સ્ત્રીઓની વાત માને નહીં, અને પોતાનીજ મરજી મુજબ વરતે. તેમજ આવી નાજુક બાબતમાં બહુ હઠ કરવી એ પણ કાંઇ સ્ત્રીઓને માટે ઠીક કહેવાય નહી, છતાં પણ સ્ત્રીઓની આનાકાનીથી કાંઇક ફેર પડે છે અને સ્ત્રીઓ જો ડાહી હોય તો કઠોર પુરૂષને પણ અંતે તેની ઇચ્છાને આધિન થવું પડે છે.

## સ્ત્રીઓના અજ્ઞાનપણાને લીધે તેઓના બ્રહ્મચર્યનો ભંગ થાય છે.

બહુ ટુંકી મુદતનું બ્રહ્મચર્ય પણ ઘણી સ્ત્રીઓ પાળી શકતી નથી તેનું ખરૂં કારણ એ છે કે, બ્રહ્મચર્યની સાચી કિંમત સ્ત્રીઓ સમજતી નથી. તેથી તેઓ બ્રહ્મચર્ય પાળવાની બાબતમાં બેદરકાર હોય છે, એટલુજ નહીં પણ હું એવા દાખલાઓ પણ જાણું છું કે, પુરૂષ સમજુ હોય તેથી પોતાની બિમાર સ્ત્રી સાથે બ્રહ્મચર્ય પાળતો હોય તો એવે વખતે પણ કેટલીક સ્ત્રીઓ એવી શંકા રાખે છે કે, હવે મારા વરનું હેત મારી ઉપરથી ઓછું થઇ ગયું છે, તેથી તે મારી સાથે સબંધ રાખતા નથી. આવા અર્થ પોતાના અજ્ઞાનપણાને લીધે ઘણી સ્ત્રીઓ કરે છે. અને પતિની ઇચ્છા બ્રહ્મચર્ય પાળવાની હોય છતાં પણ તેમાં તેઓ કાંઇ કાંઇ વિરૂદ્ધતા બતાવ્યા કરે છે. બીજી વાત એ છે કે, ઘણી સ્ત્રીઓ પતિવ્રત્તપણાને નામે પોતાના બ્રહ્મચર્યનો ભંગ થવા દેય છે, જેમકે તેઓ એમ સમજે છે કે, પતિને એવી બાબતમાં ના કેમ પાડી શકાય ? એ ખ્યાલને લીધે તેઓ તેને આધિન થાય છે. પણ યાદ રાખવું કે, પોતાની તન્દુરસ્તી ખરાબ હોય છતાં પણ જ્યારે વિષય ભોગવવાની વાત આવે ત્યારે પતિને કેમ ના પડાય ? એ બ્હાના નીચે તેઓ પતિની ઇચ્છાને આધિન થાય છે. પણ તેમાં ખરી વાત તો કાંઇક જુદીજ હોય છે. અને તે એ કે, પોતાને વિષય ભોગવવો બહુ ગમે છે, તે સારૂજ તેઓ પોતાના શરીરની, પોતાના પતિના શરીરની, તથા પોતાની પ્રજાના શરીરની પણ દરકાર રાખ્યા વિના વિષય ભોગવ્યા કરે છે. એટલુંજ નહીં પણ વિષય ભોગવતી વખત પોતાને શરીરનું અગર મનનું દુઃખ થતું હોય છતાં પણ તેઓ પોતાના બ્રહ્મચર્યનો ભંગ થવા દેય છે. અને તેમાં બ્હાનું એ કહાડે છે કે, પતિની ઇચ્છાની વિરૂદ્ધ આપણાથી કેમ વરતાય ? પણ એજ સ્ત્રીઓ બીજી ઘણી બાબતોમાં પતિની વિરૂદ્ધ એટલી બધી થાય છે કે, જો એ બધી સાચી હકીકત આપણે જાણીએ તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહીં, જેમકે,

કોઇ સ્ત્રીને વારે વારે ચ્હા પીવાની ટેવ હોય તે તેથી તેના શરીરની ખરાબી થતી હોય, તે જોઇને તેનો પતિ કહે છે કે, તું ચ્હા પીવાનું છોડી દે તો સારૂં. પણ એ વાત તેનાથી બની શકતી નથી, કોઇ સ્ત્રીને ખાવા પીવાનો બહુ શોખ હોય અને તેલ, મરચાં, તથા ખાટાં ઓરાના સ્વાદ વિના મઝે ન પડતી હોય તેથી તે તેનું ખાતી હોય, તેને તેનો પતિ કહે કે, તારે આવું આવું ખાવું છોડી દેવું જોઇએ, છતાં પણ તે છોડતી નથી, એવી બાબતમાં તે પોતાના પતિની ઇચ્છા પ્રમાણે વરતી શકતી નથી. ઘણી સ્ત્રીઓ એવી જાતના સંસ્કારો વાળી હોય છે કે, તે પોતાના પતિના ઘણી જાતના વિચારોની સાથે એક મત થઇ શકતી નથી. પતિના વિચારો કરતાં તેના ઘણા વિચારો બહુજ વિરૂદ્ધ પ્રકારના હોય

છે, અને પતિના ઉદાર વિચારોનું રહસ્ય સમજવાની તેનામાં શક્તિ હોતી નથી તેથી તે પોતાના પતિના વિચારોની વિરૂદ્ધમાં રહે છે. એ વખતે તેનો પતિ તેની ભુલ સમજાવે છે, પણ તે દોઢ ચતુર સ્ત્રી પતિની એકેય વાત માનતી નથી. અને તેમ છતાં એવા વિરૂદ્ધ વિચારની સ્ત્રીઓ પણ અમુક મુદ્દત સુધી બ્રહ્મચર્ય પાળવાની બાબતમાં એમજ કહે છે કે, પતિની ઇચ્છા વિરૂદ્ધ કેમ વરતી શકાય? ઘણી સ્ત્રીઓ વાત વાતમાં પતિને મ્હેણાં માર્યા કરે છે ને તેનું લોહી બાળ્યા કરે છે, છતાં પણ જ્યારે બ્રહ્મચર્ય પાળવાની વાત આવે ત્યાર તેઓ કહે છે કે, એમાં અમારૂં શું ચાલે? અમારે તો અમારા ધણીની ઇચ્છા પ્રમાણે ચાલવુંજ જોઇએ આવી રીતે ઘણી બાબતોમાં ઘણી સ્ત્રીઓ પોતાના પતિનું કહ્યું માનતી નથી અને પોતાની ભુંડી ટેવો છોડતી નથી, તથા પોતાના શોખની બાબતમાં પતિની વાતોને જરાપણ વજન આપતી નથી, પણ જ્યાં બ્રહ્મચર્ય પાળવાની વાત હોય ત્યાંજ તેઓને પતિની વિરૂદ્ધ કેમ થવાય? એ વાત યાદ આવી જાય છે. અને પતિનું માન રાખવાનું મન થઇ જાય છે!! આનો અર્થ શું? એ વિચારવા જેવી વાત છે. મને તો એમજ લાગે છે કે વિષય ભોગવવાની ઘણી સ્ત્રીઓમાં જે અતિશય લાલસા રહેલી હોય છે તેને લીધેજ તેઓ અમુક મુદ્દત સુધીનું બ્રહ્મચર્ય પણ પાળી શકતી નથી, પણ જો તેઓ એ બાબતમાં જરાક વધારે મજબુતી રાખે તો ટુંકી ટુંકી મુદ્દતનાં બ્રહ્મચર્ય પાળી શકે તેમ છે. અને એથી પણ તેઓને ઘણો ફાયદો થાય તેમ છે. માટે આવી અગત્યની વાત જરા સ્પષ્ટ રૂપમાં કહેવાની જરૂર છે.

### સ્ત્રીઓના શરીરની નબળાઇ વખતે બ્રહ્મચર્યની જરૂર છે.

પુરૂષોનાં શરીર જ્યારે નબળાં પડી જાય ત્યારે તેને તેના મિત્રો તરફથી તથા વૈદો ને ડાકટરો તરફથી ભલામણ કરવામાં આવે છે કે, તમારે હમણાં થોડો વખત બ્રહ્મચર્ય પાળવું જોઇએ એવી જાતની ભલામણો પુરૂષોને વારંવાર થયા કરે છે પણ સ્ત્રીઓના શરીર જ્યારે નબળાં હોય ત્યારે તેઓને બ્રહ્મચર્ય પાળવાનું કોઈ કહેતુ નથી કેઇ ડાકટરો પણ તેને એ સલાહ આપતા નથી, અને સગાં વ્હાલાં તથા મિત્રો પણ એ બાબત ઉપર તેનું ધ્યાન ખેંચતા નથી. કેમ જાણે સ્ત્રીઓનાં શરીર અતિશય નબળાં હોય છતાં પણ તેઓને બ્રહ્મચર્ય પાળવાની જરૂરજ ન હોય, તેવીજ રીતે તેઓની સાથે વરતવામાં આવે છે, પણ યાદ રાખવું જોઈએ કે પુરૂષોનું શરીર નબળું હોય ત્યારે પુરૂષોને બ્રહ્મચર્યની જેટલી જરૂર છે તેટલીજ જરૂર સ્ત્રીઓનું શરીર નબળું હોય ત્યારે સ્ત્રીઓને પણ બ્રહ્મચર્યની છે. એ બાબતમાં સ્ત્રીઓ માટે કાંઇ જુદો નિયમ હોય અને પુરૂષોને માટે કાંઈ જુદો નિયમ હોય એવો કાંઇ કુદરતનો કાયદો નથી. એ વાત અવશ્ય ધ્યાનમાં રાખવા જેવી છે. કારણકે નબળાઇ વખતે બ્રહ્મચર્યનો ભંગ કરવાથી પુરૂષના શરીરની જેટલી ખરાબી થાય છે તેટલીજ ખરાબી નબળાઇ વખતે બ્રહ્મચર્યનો ભંગ કરવાથી સ્ત્રીઓના શરીરની પણ થાય છે. એમાં કાંઇજ શક નથી.

### પ્રદર વખતે બ્રહ્મચર્યની જરૂર.

ઘણી સ્ત્રીઓને પ્રદરનો બહુ ગંભીર રોગ હોય છે, અને કેટલીક બાઇઓને તો તે રોગ એટલો બધો હોય છે કે, એ જોઇને આપણને તેઓની દયા આવ્યા વિના રહે નહીં. તથા એક પ્રકારની ગ્લાનિ થયા વિના રહે નહીં એવે વખતે પણ તેઓ બ્રહ્મચર્ય પાળી

શકતી નથી તેથી પરિણામ એ થાય છે કે, એ રોગ ઉલટો દિનપ્રતિદિન વધતો જાય છે. એ રોગ મટાડવા માટે સ્ત્રીઓ ઘણી જાતની દવાઓ ખાય છે પણ તેની જે ખરી દવા બ્રહ્મચર્ય છે તે તેઓ પાળતી નથી. તેથી તેઓને એ રોગ મટતો નથી. પણ જો તેઓ અમુક મુદ્દત સુધીનું બ્રહ્મચર્ય પાળે તો એ રોગ મટી શકે છે, અગર કાબુમાં આવી જાય છે. માટે પ્રદરવાળી સ્ત્રીઓએ અમુક ટુંકી મુદ્દતનાં બ્રહ્મચર્ય પાળવાની ખાસ જરૂર છે.

## કસુવાવડ વખતે બ્રહ્મચર્યની જરૂર.

સવા વરસમાં ચાર કસુવાવડ થયાના દાખલા હું જાણું છું. તેમજ એક વરસમાં બે કસુવાવડ થયાના દાખલાઓ તો ઠેકાણે ઠેકાણે બન્યા કરે છે, એ વખતે સ્ત્રીઓને ડાકટરો દવા આપ્યા કરે છે, અને તેનાં સગાં વ્હાલાં તેની દવા ખવડાવ્યા કરે છે, અને કહ્યા કરે છે કે, બિચારીને કસુવાવડ થઈ જાય છે. બિચારીને છોકરાઓની લ્હેણાદેણી નથી. આવી વાતો કરવામાંજ તેઓ રહી જાય. છે, પણ એવે વખતે ઓછામાં ઓછા ૭ મહિના સુધી બ્રહ્મચર્ય પાળવું જોઈએ એ વાત તેઓને કોઈ સમજાવતા નથી. કસુવાવડ વખતે ગર્ભાશયની સ્થિતિ એવી ખરાબ બની જાય છે કે તે વખતે તેને ઘણી મુદ્દત સુધી આરામ આપવાની ખાસ જરૂર હોય છે. તેને બદલે એવે વખતે પણ જ્યારે બ્રહ્મચર્ય ન પળાય ત્યારે તેનાં પરિણામ એ થાય છે કે, ગર્ભાશય અસલ સ્થિતિમાં આવવાને બદલે વધારે ઢીલું પડતું જાય છે. અને યાદ રાખજો કે, ગૃહસ્થાશ્રમની અંદર અમુક મુદ્દતનાં બ્રહ્મચર્ય પાળી શકતાં નથી તેને લીધેજ આ બધી ખરાબી થાય છે.

## ચેપી દરદવાળા પુરૂષોએ પણ અમુક મુદ્દત સુધીનું બ્રહ્મચર્ય પાળવું જોઈએ.

ઘણા પુરૂષોને ચાંદી, પ્રમેહ, લોહી બિગાડ વિગેરે ઘણી જાતનાં દરદોની સ્થિતિમાં તેઓ વિષય ભોગવ્યા કરે છે, અને પોતાની તન્દુરસ્તી તો બગડેલી હોયજ છે પણ પોતાની સ્ત્રીની તન્દુરસ્તી પણ તેઓ બગાડે છે, અને પ્રભુના ગુન્હેગાર થાય છે, તથા દુનિયામાં રોગ ફેલાવનારા થાય છે એટલુંજ નહીં પણ એવાં દરદ વખતે જે પ્રજા ઉત્પન્ન થાય તે પ્રજાની અંદર પણ એ જાતના રોગો ઉતરે છે. આટલી બધી ખરાબી થોડીક થોડીક મુદ્દતનું બ્રહ્મચર્ય ન પાળવામાંથી થાય છે. એવે વખતે જો તેઓ જરા વધારે ગમ-ખુતી રાખે અને રોગના જોરનો સમય હોય તેટલો વખત બ્રહ્મચર્ય પાળે તો પોતાને પણ લાભ થાય છે, અને પોતાની સ્ત્રીની તન્દુરસ્તી પણ જળવાય છે. પણ અફસોસની વાત એ છે કે, ગૃહસ્થાશ્રમની અંદર મુદ્દતનાં બ્રહ્મચર્યની કિંમત લોકો સમજતા નથ, તેથી આવી ખરાબી થયા કરે છે. માટે એવી ખરાબીમાંથી સ્ત્રીઓને બચાવવા સારૂ આવી બાબતો, હવેના વખતમાં વધારે ખુલાસાથી કહેવાની જરૂર છે.

એવા કેસો પણ હું જાણું છું કે જ્યારે ટાઢિયો તાવ આવતો હોય ત્યારે પહેલું-ટાઢ-ને અટકાવવા માટે વિષય ભોગવવામાં આવેલો છે! પણ તાવ વખતે વિષય ભોગવવાથી શરીરની કેટલી બધી ખરાબી થાય છે? એનો તેઓને ખ્યાલ આવતો નથી. માત્ર તાવમાંજ આવા બનાવો બને છે એમજ નહીં, પણ જ્યારે સ્ત્રીઓને ક્ષય રોગ થયેલો હોય તથા તેઓની તબીયત બહુજ ખરાબ થયેલી હોય ત્યારે પણ ઘણા પુરૂષો વિષય ભોગવ્યા કરે છે. એ વખતે અઠવાડીઆ પખવાડીઆનું કે મહિના બે મહિનાનું બ્રહ્મચર્ય પણ તેઓ પાળી શકતા નથી. તેથી પરિણામ એ થાય છે કે, અનેક જાતની ઉંચી ઉંચી દવાઓ કરતાં

છતાં પણ રોગ વધતોજ જાય છે. અને યાદ રાખજો કે ગૃહસ્થાશ્રમની અંદર અમુક મુદ્દતના બ્રહ્મચર્ય પળાતાં નથી તેને લીધેજ આવું અંધેર ચાલે છે અને એ બધાનું મુળ કારણ એજ છે કે, સ્ત્રીઓ બ્રહ્મચર્યની કિંમત સમજતી નથી, તેથી તેઓ ભય ભરેલા મંદવાડ વખતે પણ વિષયની ઇચ્છા રાખ્યા કરે છે, ને દુઃખી થયા કરે છે માટે આવી સ્થિતિમાંથી છુટવા સારૂ ગૃહસ્થાશ્રમીઓ પાળી શકે તેવાં મુદતના બ્રહ્મચર્યનાં સાહિત્યની અત્યારે આપણા દેશને જરૂર છે.

ઘણી સ્ત્રીઓ જ્યારે ગૃહસ્થાશ્રમની સ્થિતિમાં હોય છે ત્યારે તેઓની તન્દુરસ્તી બહુ ખરાબ હોય છે, કારણકે તેઓને બ્રહ્મચર્યની જરૂર હોય છે છતાં પણ તેઓ બ્રહ્મચર્ય પાળી શકતી નથી, તેથી તેઓનાં શરીર ખરાબ થાય છે. પણ એજ સ્ત્રીઓ દેવ ઇચ્છાથી જ્યારે વિધવા થાય છે ત્યારે તેઓને ફરજીઆત બ્રહ્મચર્ય પાળવુ પડે છે, તેથી તેઓની તન્દુરસ્તી સુધરે છે અને તેઓ જાડી બની જાય છે. એવા સેંકડો દાખલાઓ આપણા જોવામાં આવે છે. તે ઉપરથી સમજી શકાય છે કે શરીર ઉપર બ્રહ્મચર્યની અસર અજબ જેવી હોય છે.

મુદતનું બ્રહ્મચર્ય પાળવામાં મદદ કરનારી એક ખાસ વાત આ ધ્યાનમાં રાખવા જેવી છે કે, સ્ત્રી પુરૂષનાં બીછાના જુદાં જુદાં રાખવાથી એ બાબતમાં સરળતા થઇ પડે છે. આપણા દેશમાં ઘણે ઠેકાણે એકજ બીછાનામાં સુવાનો રિવાજ છે તેને લીધે બ્રહ્મચર્ય પાળવુ મુશ્કેલ થઇ પડે છે મ્હારા ઘણા મિત્રોએ મને એમ કહેલુ છે કે બ્રહ્મચર્ય પાળવાની ઘણીએ ઇચ્છા છતાં એક બીછાનાના રિવાજને લીધે અમે એ બાબતમાં ફેલ થઇએ છીએ, માટે મુદતનુ બ્રહ્મચર્ય પાળવાની બાબતમાં આ મુશ્કેલી પણ ધ્યાનમાં રાખવા જેવી છે અને આ સુચના પણ ધ્યાનમાં રાખવા લાયક છે.

બ્રહ્મચર્ય શબ્દ એટલો બધો મ્હોટો છે કે એ શબ્દ સાંભળીને લોકો ભડકયા કરે છે. પણ યાદ રાખજો કે મુદતનું બ્રહ્મચર્ય એ બહુ ન્હાની વાત છે, અને તેમ છતાંજ ફાયદાકારક વાત છે, માટે જેમ બને તેમ આ અગત્યની બાબત ઉપર સૌ સ્ત્રી પુરૂષોએ જેટલુ બને તેટલુ ધ્યાન આપવુ જોઇએ. અને પોતાની, પોતાના પતિની, તથા પોતાનાં બચ્ચાંઓની તન્દુરસ્તી સુધરે તેમ કરવું જોઇએ,

આ બહુ નાજુક બાબત છે, એટલે ઘણી વાતો બહુ છુટથી કહી શકાતી નથી, છતાં પણ મારી ફરજ અને મારો અનુભવ મને આ લેખ લખવાની ફરજ પાડે છે. તેથી બની શકે એટલું ટુંકામાં અને વિવેકની હદમાં રહીને લખેલુ છે, છતાં પણ કોઇને એમ લાગે કે, આમાં મર્યાદાનો કાંઇક ભંગ થાય છે, તો મારે જણાવવુ જોઇએ કે, એવી ખોટી મર્યાદા કરતાં પ્રજાની તન્દુરસ્તીને ખાતર લોકાચારની કે બહારના વિવેકોની થોડીક મર્યાદાનુ ઉલ્લંઘન કરવું પડે તો તેમાં કાંઇ બહુ મ્હોટી વાત નથી, કારણકે આવે વખતે તે પાપ રૂપ નથી પણ ઉલટુ પુણ્ય રૂપ છે, એમ હું માનું છુ. અને આશા રાખુ છુ કે ઘણી બ્હેનો આ સબંધી ચોખ પોતાના અનુભવો તથા વિચારો જાહેરમાં મુકવાની હિંમત કરશે, તથા એ બાટેના સલામતી ભરેલા રસ્તાઓ બતાવવાની મહેરબાની કરશે. જો એમ થશે તો મને પણ આનંદ થશે ને હું મારી મહેનત સફળ થયેલી સમજીશ.

## વાર્તાલહરી.

# ગૌરીનું ગૌરવ.

રા. રા. નટવર. એમ. વીમાવાળા.

જો પ્રમિલા જીવતી રહી હોત તો પોતાના બાલકોને સારી રીતે કેળવવામાં તેણે કશા કચાશ રાખી ન હોત; કિન્તુ દૈવયોગે પ્રમિલા એ ચોવીસ વર્ષની કુમળી વયે દેહ મૂકી જેથી તેના નાજુક ફૂલનો વિકાસ કરવાનું કામ બીજા હલકા પ્રકારના માણસોના હાથમાં આવી પડયું.

પ્રમિલાને બે બાલક હતાં એક પુત્ર અને બીજી પુત્રી. પુત્રનું નામ લલિત હતું. તે, માતાના મરણ સમયે ચાર વર્ષનો હતો. લતા, માતાના મરણ સમયે સાત વર્ષની હતી.

માતાના મરણ પછી બન્ને બાલકો મારી મદલેખાને સોંપવાં. મદલેખા એક હલકા પ્રકારની સ્ત્રી હતી એમ કહીએ તો ચાલે. તેને બાલક રૂપી ફુલનો વિકાસ કરતાં આવડયું નહિ. તેની પાસે રહેવાથી બાલકોના મનમાં પોતાની માતાના મરણનું ભાન અને સાવકી માતાની બિતી દાખલ થયાં.

પત્નીના મરણ પછી લગભગ છએક માસે મહેન્દ્રે દ્વિતિય વિવાહ કર્યો. ત્યાં સુધી અને તે પછી પણ કેટલોક વખત ઉભય બાલકો મદલેખાની સાથેજ રહ્યા.

મહેન્દ્રની નવી પત્નીનું નામ ગૌરી હતું. ગૌરી ચૌદ વર્ષની સુજ્ઞ બાળા હતી. તેની માતાએ, પોતે વિધવા હોવા છતાં તેને ભણાવી ગણાવીને હોંશિઆર બનાવી હતી. તેને તેની માતા તરીકેની, પત્ની તરીકેની ફરજોથી સંપૂર્ણ રીતે જ્ઞાત કરી હતી અને જ્યારથી વિવાહ થયો ત્યારથી માતાએ ગૌરીને નવીન પ્રકારનો ઉપદેશ ગૌરીને આપવા માંડયો.

એ, તેની સાવકી માતા તરીકેની ફરજનો હતો. પોતાના પતિના છોકરાં તે તથા પોતાના પુત્રોમાં બીલકુલ ફેર ન ગણવો, પોતાને સંતતિ થાય ત્યાં સુધી અને તે પછી પણ તે બાલકોનું સંપૂર્ણ રીતે, તે બાલકોની માતા મરણ પામીજ નહોય તેવી રીતે પાલન કરવું ઇત્યાદિ ઉપદેશ વચનો ગૌરીના મગજમાં તેની માતાએ સંપૂર્ણ રીતે ઠસાવ્યાં.

આ પ્રમાણે જ્યારે શાન્તિદેવી ગૌરીને આવો ઉપદેશ આપતાં ત્યારે લલિત અને લતાના કાનમાં મદલેખા તરફથી જુદાજ પ્રકારનું અમૃત (!) રેડાતું હતું. "જુઓ તમારી એક સાવકી મા છે તે તમને મારશે, અને હમેશાં દુઃખ દેશે કિન્તુ તમારે બિલકુલ સહેવું નહિ. તમે કાંઇ તેના દબેલાં નથી. તેને તમારે પજવવી અને એ તમને દુઃખ દેવા માગે તો તે દુઃખ બીલકુલ ખમવું નહિ." મદલેખા એ પ્હેલેથીજ કૂમળા બાળકોના મગજમાં આવા પ્રકારનો વિચાર ઠસાવવા માંડયો એટલુંજ નહિ પણ જો બારણેથી ગૌરી જતી હોય તો "જો પેલી તારી સાવકી મા જાય છે એને હટ (એને માર)" એ પ્રમાણે મદલેખા નાના લલિતને શીખવતી.

અહીં વર્ષ રહીને મહેન્દ્રનું લગ્ન થયું; અર્થાત્ લગભગ ૧૬-૧૭ મે વર્ષે ગૌરીએ ગૃહ પ્રવેશ કર્યો અને મતપત્ની પ્રમિલાના જેવીજ તે સુશીલ અને સુઘડ હોવાથી મહેન્દ્રનો ગૃહસંસાર પાછો સરળ રીતે ચાલવા લાગ્યો.

એક દિન ગૌરીએ કહ્યું " સ્વામિન્ હવે લલિત લતાને ક્યાં સુધી મોસાળ રાખશો હું સંભાળ લેનાર છું તો પછી કોઈનું અન્ન એમને ખવડાવવાની શી જરૂર છે ? "

મહેંદ્ર સમજુ હતો ગૌરીની કિમ્મત તેણે પુરેપુરી આંકી હતી અને માતાનું સ્થા એ વર્ણું પર્ણ જાળવી શકશે એમ એ જાણતો હતો. તેણે તરતજ એક ચાકર સાથે મ લેખાને ત્યાં એક ચીઠ્ઠી મોકલી અને લલિત લતાને તેડાવ્યાં.

"જો જો હું લલિત તારૂં પાણી ગુમાવતો નહિ તારી સાવકી માતા તને પજવે ના તેના સંભાળ લેજે અને લતા જો જે તું પણ મારી શિખામણનો ઉપયોગ કરતી જજે. આ પ્રમાણેની સૂચનાઓ આપી મદલેખાએ બાળકોને તેમના પિતાને ત્યાં મોકલ્યાં.

(૨)

ગૌરી ગુંથતી બેઠી હતી તે સમયે ચાકર બાળકોને લઈ આવ્યો.

" આવ લલિત આવ તું આવ્યો માશીને ત્યાંથી, આવ હું તને બાઉ આપું."

" ઉ ઉ-ઉં તું તો મને મારે તારી પાસ ન આવું તું તો સાવકીમા-ઉં-ઉં-ઉં.

ગૌરી તો સ્તબ્ધજ થઈ ગઈ આ બાળકોને આ શીખવનાર કોણ ?

" એમ બેન લતા તું તે બહુ ડાહી છોકરી છે. લલિત, ભાઈ આવ હું તને ન મારૂં હે તું બહુજ ડાહ્યો છે આવ બેસ મારી પાસે હિંચકા પર."

પરંતુ લલિત તો આવ્યોજ નહિ અને લતા ઓરડાટમાં ચાલી ગઈ

મહેન્દ્ર તપી ગયો " એમ લતા ક્યાં જાય છે ! જા તારી મા પાસે સાંભળતી નથી

ગૌરીએ મહેન્દ્રને શાંત પાડતાં કહ્યું. " તમે તપો છો શામાટે ? હજુ અજાણ્યું કેની ! સૌ ધીરે ધીરે આવશે.

સમજતાં સમજતાં સમજશે "

પરંતુ એ બાળકો તે મદલેખાનું શિક્ષણ લઈ આવેલાં હતાં તે કેવી રીતે નમ્યું આપે ગૌરીના માથે ઉજાવમાનુ કોઈ લતું નહિ

મહેંદ્રનો મિજાજ જતો રહેતો અને ભયને ' પાધરા દોર કરવા " તે લાકડી શુ લેતો કિન્તુ ગૌરી તેમને તરત શાંત પાડી દેતી અને કહેતી " હદય એમ ન કો. હન બાળકોને નમ્રતા અને પ્રેમ જોઈએ છીએ લાકડી નહિ. "

(૩)

"... હવે તને રડવો ન પડે ! બધોં ધુપેલનો શીશો તોડી નાખ્યો અને ધુપેલ ઘો નાંખ્યું હવે તું ગાંડો ન કહેવાય ! ".

એક દિવસ ગૌરીએ બાર એક વાગે દિવાનખાના જઈ જોયું તો ધુપેલનો શીશો કા કકડા થઈ ભોંય ર પડેલો અને ગાદીપર બધું ધુપેલ ધુપેલ પાસે દયામણે મહેંદ્ર લલિ ઉભો હતો કારણકે તે જાણતો હતો કે તે વાંકમાં હતો કિન્તુ ગૌરીના ... તેને શર આંવ્યું.

" મને ગાંડો શાની કહે ! હું ગાંડો શાનો ! લે કહેજે હવે ગાંડો " એમ કહી સ તે કાચનો એક મોટો ટુકડો ગૌરી પર નાંખ્યો ગૌરીને તે આંખ પાસે ... અને લોહી પણ નીકળ્યું

કાચનો ટુકડો નાંખી લલિત દોડી ગયો. ઉછાછળી પગે તે દોડ્યો એટલામાં પગે અડફટ આવી અને તે પડી ગયો. પત્થરની ફરસબંદી હતી. લલિતનું માથું ફુટ્યું.

ગૌરીએ પોતાનું કપાળ રહેવા દીધું એકદમ તે દોડી અને મા શું થયું? શું થયું?" કરતી લલિત પાસે ગઈ અને તેને એકદમ ખોળામાં લીધો, દવાથી લોહી વ્હેતું બંધ કર્યું અને તેને તરત પથારી કરી સુવાડ્યો. અને પ્રેમપૂર્વક તેને પંપાળી તેનું આશ્વાસન કરવા લાગી. ટલીક વારે તેને શીરો કરી આપ્યો લલિત ભર ઉંઘમાં પડ્યો. ગૌરી તેના માથા પર પંપાળતી ઓશિકા પાસે બેસી રહી.

જે ગૌરીએ કહ્યું હતું તે બન્યું. કઠણ પત્થરને પણ નરમ શબ્દ અને પ્રેમયુક્ત વર્તન પીગળાવી નાંખે છે લલિતનો વાંક હતો. તેણે ગૌરીના કપાળમાં કાચનો કટકો માર્યો હતો. તે જાણતો હતો કે પોતાનો વાંક છે તેણે જોયું કે તેનું માથું ફુટ્યું તે સમયે ગૌરીને પોતાના જખમનું ભાન ન હતું. શું આવી સ્ત્રી સાવકી માતા હોઈ શકે? મહલ્લેખાએ સાવકી માતાનું જે ચિત્ર રજુ કર્યું હતું તે આવું ન હતું. એતો પોતાની ખરી માતાજ અને તેજ આવો પ્રેમ બતાવે. લલિતાના બાળક મગજમાં સુહાં આ વિચારો પસાર થઇ ગયા.

તે જ્યારે ઉઠ્યો ત્યારે તેની વેદના વધી હતી. તે આર્ત્તસ્વરે બોલ્યો "મા મા,"

ગૌરીનું મન હર્ષથી ઉભરાઈ ગયું. તેના રોમાંચ ખડા થઇ ગયા. એક હદપર જીત મેળવવામાં તે ફતેહ પામી હતી. તે વિજેતા હતી તેને હર્ષાશ્રુ આવ્યાં.

"શું છે બેટા!" પ્રેમપૂર્ણ સ્વરે તેણે કહ્યું.

# * માતૃ પ્રેમની સાક્ષા.

## મિલ મજુરણ રામલી.

### શ્રીયુત્ 'મસ્ત' ( બી. એ. )

વિશાળ મિલના વિશાળ મેદાનમાં, વિશાળ સાંચાના વિશાળભાગો, વિશાળ ગગનના વિશાળ દર્શને, વિશાળપણે ચારે તરફ ધારણ કરી રહ્યા હતા. એક તરફ કાર્ડ સંચાના વાપરાયલાં સિલિન્ડર–રોલરો, બીજી તરફ ઉભા કરવાને બાણના વરટીકલ એન્જીન અને બોઈલર, ત્રીજી તરફ સાઈઝીંગ મશીનનું મોટું ડ્રમ, અને ચોથી તરફ કેલેન્ડર સાંચાના રોલરો, આમતેમ વિખરાયલા દ્રષ્ટીએ પડતા હતા.

સવારના સાડાનવ વાગ્યા હતા. ખુટના વધતા માણસોની જગ્યા, દરવાજે ઉભા રહેલા અવેજી ભરનારાઓથી, દરેક ખાતામાં ભરી દીધેલી હોવાથી, અને શેઠ ( મિલ એજન્ટ ) નો મિલમાં ફરવા આવવાનો વખત આ વાગેનો હોવાથી એન્જીનનું ફલ વ્હીલ, પોતાના પુર બહારમાં આવી, પુર જોસથી ફરવા લાગ્યું હતું.

સ્પિનીંગ ખાતાપાસે ઉભા રહેતાં, કાન ફોડી નાખે તેવો, લોખંડના ઘસારાનો કર્કશ અવાજ, સંભળાવતો હતો, કે મનુષ્ય હૃદય, મારા જેવું નિષ્ઠુર છે સાળખાતા પાસે, શટલ સ્ટિકનો ફટાકટ અવાજ, સમજાવતો હતો, કે, સંસારમાં, સંપીને નહી ચાલો તે, કુસંપ, હું જેમ શટલ (કાંઠલા) ને ફટાફટ ઉડાવ્યા કરૂં છું તેમ, તમને ઉડાવ્યા કરશે. કેલેન્ડર ખાતાના રોલરોનો ઘરડ ઘરડ અવાજ, કહેતો, હતો, કે સંસારમાં, બળીઆના બે ભાગ છે. એની ઝપટમાં, જે આવી ગયુ, તેના તો ભુક્કાજ, ઉડી જવાના. એંજીનેર ખાતાનું બોઇલર, ઉપદેશ આપતું હતું, કે કુકર્મ રૂપી ક્ષારને, ઇશ્વર સ્મરણ, અને પશ્ચાતાપ રૂપી અગ્નિથી, બાળ્યા કરશો, તોજ, વરાળની પેઠે, સહેલાઇથી, હલકા થવાથી ઉંચે ચડી શકશો, અને મારી પેઠે તપતા નહી રહો, તો કોઇ, પત નહીં કરે.

જેની મિલ વિશાળ હતી, જેવુ તેનું ચોગાન વિશાળ હતું, અને જેવા તે તે મેદાનમાં વિશાળ સાંચાના વિશાળ ભાગો, પડ્યા હતા, તેવુંજ, તે વિશાળ મેદાનમાં, વચ્ચો વચ્ચ આવી રહેલું, દુખીઆના, કંટાળેલાના અને તપેલાના વિસામારૂપ, એક વિશાળ વટવૃક્ષ, પોતાના કુટુંબ કબીલા સાથે હતું. આ વિશાળ વટવૃક્ષ, જમીનને ચુંબન કરતી, બે વડવાઇઓને છેડે બાંધેલી, ફાટાતુટા થીગડાવાળી, મેલા લુગડાની ઝોળીમાં, એક દશ બાર મહીનાનું બાળક ઉંવાં, ઉંવાં, ઉંવાં કરી, માતાની ઝંખના કરતું, ઝોળીને, હિલોરા મારી રહ્યુ હતું

ભર શીયાળામાં છ સાડા છ વાગે પણ, ઘોર અંધારૂં હોય છે. તે વખતે, મિલની સીસોટી સાંભળતાં, આરડા બાળકને સુવાડતાં, મધ્ય રાત્રી પછી આંખ મીચેલી હોવા છતાં, બેબાકળી બનીને, ડખામાં ધાવતા પડેલા બાળકને, કેડમાં નાંખી ભુખી રહ્યાનો ત્યાગ કરી, પતિને જગાડી, તેની સાથે મિલમાં આવી, વટવૃક્ષે ઝોળી બાંધી, બાળકને સુવાડી, બે ચાર બચ્ચીઓ કરી, માતા, રાંધ્યા ઉપર કામ કરવા, સ્પિનીંગ ખાતામાં, ચાલી ગઇ હતી. બાળક બિચારૂં, માતાના વિયોગે, રોતુ રોતું થાકી જવાથી, આટલીવાર સુધી ઉંઘી ગયું

હતું. એને બિચારાને, ખોળામાં લઇ રમાડવાને, કોણ નવરૂં હતું, કે. ઈનરાય ! નબળાંનો બેલી પરમેશ્વર, એ વાક્યાનુસાર, એ બિચારૂં, એને આધીન થતે, જન્મથીજ ના ચ્યું હતું.

ટાદે આજ. કાંઇક, બધા દિવસનું સાટું વાળવાનો, વિચાર કર્યો હોય, એમ. જણાતું હતું સાઢા નવ દસ, થવા આવ્યા હતા તોયે, તેની ચમકી તો, તેવીને તેવી, આલુ. ની. તે. એટલે સુધી, કે, તેણે સુર્યનારાયણને પણ, ના કૌવતવન, બનાવી દીધા હતા. તો અને મોંમાથી, ધુંવાડા ઉપર ધુંવાડા, નીકળેજ જતા હતા હોઠ સુકાઇ જવાથી બરસાક અને ઠર ટેળીવાળા. થઇ જતા હતા અને તેમાં ફાટો પડતા થા, લોહીની ટસરો, જણાતી હતી. કોટ પાટલુન પહેરી, લાંબા પહોળા થઇ, વખત મારતા, સ્પિનીંગ, વીવીંગ માસ્ટરો અને ઇજનેરો પણ, બગલમાં હાથ ઘાલી ઘાલી, કુબડા બની, આમતેમ ટેહેલતા, માલુમ પડતા હતા. જ્યારે, પાંચ વિચસોનો દરમાયો ખાનારાઓના ટાઢે, આ હાલ કર્યા હતા, ત્યારે, પોતીયું પહેરવાને પણ, મળવાના જેને સાંસા હોય, તેના સ્થિતિનું તો, કહેવુંજ શું !

રામલી જો કે. પોતાના ધણી સાથે, મીલમાં આવતી હતી, તોપણ, તેને તેના ધણી સાથે, કામ કરતા દેખામાં, આવતું ન હોતું. કારણકે, તે ઈશ્વરને હાથે, નવરે દહાડે, એકાગ્ર ચિત્તથી ઘડાયલી, નુરજહાન હતી. આ હા-હા—હા વિધાતાના શું ખુબી છે ! ક્યાં મોગલ શહેનશાહ જહાંગીરની હાથ લાકડી, અને અરીસો, નુરજહાં. એમ, અને ક્યા કમનસીબ વાઘરીની પરણેતર બિચારી રામલી ! ફેર તો ફક્ત થોડા ઘડીકનો. એક અંબાડીમાં બેસનારી, ત્યારે બીજી, પગપર સ્વારી કરનારી. એક આખી જહાનની મલેકા, ત્યારે બીજી ચાર હાથ લાંબા પહોળા જમીનના ટુકડાપર, બાડે રહેનારી. એક, ગુલાબોથી મહેકતા રહેલા, હોજના પાણીમાં ક્રીડા કરનારી, અને, ભાત ભાતનાં ભોજન ખાનારી, ત્યારે બીજી, નહાવું શું, તે પણ ન સમજનારી, ને, બાજરાનો ભાખરો, તથા ડુંગળીનું ડળું બટકનારી. એક, જરી કિનખાબને, પગતળીએ કચરનારી, ત્યારે બીજી, થીગડાં મારવાને પણ કપડું ન મળતાં, ચીથરે હાલ, ખાદીનો ચોરસો, ઓઢનારી. એક, નખથી તે શીખ સુધી મોતી જવાહીરથી મઢેલી, ત્યારે બીજી, એકજ હાથમાં, બબ્બે પૈસાવાળું, દુધેલાના ચુડાનું, નંદવસું સૌભાગ્ય ચિન્હ, ધારણ કરનારી. એક હજારોને હાજર રાખનારી ત્યારે બીજી, ગગડીની પેઠે પીસી જવા છતાં, "આજ નહીં કમઉ તો રોટલો ક્યાંથી ખાશું" ની બ્હીકથી, પરોઢથી તે દિવાબત્તી સુધી, સાંચા પાસે, ઉભી રહેનારી, એક, મુઠીઓ ભરી ભરી વેરનારી, ત્યારે બીજી, કાંપીઆનું પેટ ભરનારી.

સ્વભાવમાં પણ તેવોજ ફેર. એક, મોહોબતખાનને રાજ્ય છોડાવનારી. અને બીજી, ઉભી ઉભી આંસુ પાડનારી. એક, સ્મશાન વૈરાગ્ય પાળનારી, અને બીજી, અધમ જાતીમાં અવતરેલી હોવા છતાં, એક પતિવ્રત ધર્મને, પ્રાણાર્પણ કરીને પણ, પાળવાના નિશ્ચય ઉપર આવેલી.

અંગે, ખાનપાન અને માવજતથી, ટકાવી રાખતી હતી, ત્યારે બીજી, જરૂરીઆતની ચીજોના પણ અભાવે, કુદરતને આશરેજ, બારે માસ વસંત ઋતુમાં રહેતી હતી.

આજ એવા સૌંદર્યને લઇ બન્ને દ્વીપાનના ભોગ થઇ પડયાં હતાં. એકને પ્રાપ્ત કરવાને માટે, જહાંગીરે શેર અફગાનનું ખુન કરાવ્યું હતું, જ્યારે બીજીને, ઘડીએ ને પલકે, આવતે ને જતે, ઓખના માર, અને બિભત્સ શબ્દોના પ્રહાર સહન કરવા પડતા હતા.

પણ, રામલી બચારી, બધું મુંગે મોંયે વેઠે જતી હતી અને પતિ, ન જુએ, કે ન સાંભળે તેમ, તેના નિંદ્રાધીન થયા પછી, અસહ્ય દુઃખનો ઢુમે, ખાલી કરતી હતી, કારણ કે, તે સારી પેઠે જાણતી હતી, કે બન્નેની રોજી, કરસન આ શેરની આંખ ખેંચાતાં, તુટી જશે. પણ બિચારી, કોનું કોનુ સહન કરે ? જ્યાં, વાડ, વેલે, ડાળાં, પાંખડાં, અને ફળ પણ, સ લાં હોય, ત્યાં કોના ઉપર આધાર રાખે ? પણ તેણે મનમાં નિશ્ચય કરી નાખ્યો હતો, કે જ્યારે, જાત હુમલા ઉપર વાત આવશે, ત્યારે, સિંહણની પેઠે, છલંગ મારી, નિકાલ આણી દઇશ.

આજે પણ, તેની સાથે સહેલાઇથી, એવફેલ વાત થઇ શકે, તેટલા માટે, રામલીને, પોતાના ધણીથી, જુદી, કામે વળગાડવામાં આવી હતી, દુષ્ટ જારીઓની ટોળીએ, પોતાના કામમાં, જુદા જુદા પેચ, ન જવાથી, એક સ પ કર્યો હતો. અને, શામ, દામ અને ભેદનો પણ, ઉપયોગ કરવાનો, નિશ્ચય કર્યો હતો પહેલાં તો, તેઓ તેને, અને તેના ભરથારને, હલકું કામ આપતા, અને સાથે રાખતા, અને વખત બે વખત, રામલીને લલચાવતા. પણ તેમાં, નિષ્ફળ જવાથી, બન્નેને છુટાં પાડયાં, અને, કામનો બોજો પણ, વધાર્યો. બીજી તરફથી તે નિર્ધન યુગલનો હાથ, તંગીમાં જાણી, પૈસાની મદદ આ વાનુ કહી. રામલીને ફસાવવા, પ્રયત્ન કરવા માંડયો. પણ જ્યારે, તેમાં એ ન ફાવ્યા, ત્યારે, બન્નેને વાંકમાં આણી, વિદાય કરવાની, શેર આપવા માંડી.

બનાવવું હતું, ને વૈરે શું ઘણા દિવસની, એકઠી થયેલી, દાઝ ઓલાવવાનો આજ, ઠીક પ્રસંગ મળ્યો કારણકે, પીવાય નહીં તો, ઢોળી પણ દેવુ, એવા, એ હરામી. વિશ્વાધ તરફદીઆઓએ, દૃઢ વિચાર કર્યો હતો એક તરફ, શેઠના પગલાં વાગતાં હતાં, અને બીજી તરફ, સ્પિનીંગ ખાતું ચલાવ ૧૨ રૂમો, ફરાવ ચ્હીલ ઉપરથી, તુટયો. શેઠ ચ્હીલની પુલીઓનો વેગ ધીમો પડતાં, સાંચા ધીમા ફરવા લાગ્યા, અને તેની સાથે, મુકરદમો તરફથી, સીસોટીઓના અવાજ, અને હાથ ઉંચા નીચા કરી, 'ઝાડુ કારો, ઝાડુ કારો' ના મુંગા હુકમો, થવા લાગ્યા.

બીજાઓની માફક, કરસનીઓ પણ, પોતાનો સાંચો, સાવરણીથી, ઝાપટવા મંડી પડયો. અને રામલીએ, સાવરણી હાથમાં લીધી હતી. તે વખતેજ, શાંતીના શરૂઆત થયેલી હોવાથી, તેણે, આક્રંદ કરી રહેલા, પોતાના બચ્ચાનો, અવાજ સાંભળ્યો.

'આવું શું મારા વીરા, ગભરાવા' કહી, સાવરણી ફેંકી, રામલી આંખ મીંચી, બહાર નીકળવાના દરવાજા તરફ દોડી, સાંચાની ગલીમાંથી, નિકળવા જતાં, ખાતાના ખંધા મુકરદમે, ગરીબ બિચારી રામલીને, જાણી જોઇને, પગની અડફેટે ચડાવી, એવા દુષ્ટ વિચારથી,

કે ઠોકર ખાતો પડે, તો ' જતો ખરી, જોતો ખરી ' કરી, મદદ કરવાને બહાને, શરીર મર્દન કરવાનો, લહાવો મળે, પણ, રામલીને છટકી ગયેલી જોઇ, ' ઉભી રહે, ક્યાં જાયસે ' ની બુમમારી, તે, તેને પકડવા, તેની પાછળ દોડ્યો. ઝપાઝપી રામલી, દરવાજા સુધી જઇ પહોંચી, પણ તેટલામાં પાછળ, પાછળ આવતા મુકરદમે, તેનો હાથ, પકડી લીધો, અને, અણુજાણતા આલીંગનની ઇચ્છાથી, તેના હાથનો એવી રીતે ઝટકો માર્યો. કે રામલી, નિરૂપાયે, મુકરદમની છાતી ઉપર, જઇ પડી. પણ તેટલામાં તો, પોતાનો હાથ છોડવી જગદંબા જેવી વિકાળ આંખો કરી, તેણે મુકરદમને, એટલા તો જોસથી, તમાચો ખેંચી કહાડયો, કે બના, હોસકોસ ઉડી ગયા, અને રામલીથી, આધે ઉભો રહી, ' આને પકડો પકડો'ની બુમો પાડવા લાગ્યો.

આસપાસથી, માણસો એકદમ, એકઠાં થઇ ગયાં, અને તેમના ભેગો, કરસનીઓ પણ, શોર બકોર સાંભળી, પોતાનું કામ પડતું મુકી, દોડતો આવ્યો, તો રામલીને, વિખ- રાયલા વાળવાળી, ક્રોધથી ચહેરા ઉપર છવાયલી લાલીવાળી, થરથર ધ્રુજતી, અને નંદાઇ જઇ, બે કકડા થઇ પડેલી, ચુડી તરફ, એકી ટસે જોતી, તેણે જોઈ. ચારે તરફ, ધાંટા ધાંટ થઈ રહી હતી, એટલે, બહારનો અવાજ, સંભળાતો નહોતો. કરસનીઆને, રામલીને કારણ પુછવા જતો જોઈ, તેમ કરતો તેને અટકાવવાને, મુકરદમ ' હરામ બાઇરીનો પક્ષ તાણવા આવ્યોસે, ' ' કામ કરવું નહી, ને બેઠે બેઠે, રોટલા ખાવાસે ' વીગેરે વીગેરે અપ શબ્દો સંભળાવતો, પોતાનું કારણ સબળ કરતો, તેના ઉપર તુટી પડયો, અને તેની સાથે ત્યાં તો, હો હો થઈ રહી.

રામલી બિચારી, ધર્મ સંકટમાં, આવી પડી હતી. એક તરફ, મદદ માંગતા બચ્ચાનો, કરૂણાં રવ સાંભળી, સુક્ષ્મ દેહે જવાતું હોય, તો ચુના માટીનું બંધન તોડી, તે જવાને તલપી રહી હતી. બીજી તરફ, જોરાવરની વારે ચડી આવેલાઓથી, કુટાઇ જતા નિર્દોષ કરસનીઆને, બચાવવા ખાતર, શુરવીર ક્ષત્રિણીની પેરે, તે મરદોના ટોળામાં, ધુસી રહી હતી.

બુમાબુમ, બહાર સુધી સંભળાવાથી, ચોરના ભાઈ ઘંટી ચોર, પહેરા પર બેઠેલા, અમલ ઉતરી જવાથી ઓંઘખાતા, દરબાન સાહેબ, ઢીલાઢપ થઈ ગયેલા, પગ ઢસડતા, અને બગાસાં ખાતા ખાતા, હાથમાં લાકડી લઈ, ' ચલો સાલે કામ પે ચડજાઓ, ' ' સેઠ. સાબ આનેકા, બખ્ત હો ગયારે, ' ' યે ક્યા દંગલ મચાયારે, ' ' માથે ફિરને લગો, વો દેખતે નહીં ? બોલતા, ખાતાના દરવાજા સુધી, આવી પહોંચ્યા, ત્યાંતો મુકરદમે વધાવી લીધાઃ—

' જમાદાર સાબ, જમાદાર સાબ, એતો હરામી પેલો કરસનીઓ, અને એની બૈરી, હારા ગામનો ઉતાર, પેલી રામલી, કામ નતાં કરતાં, તે કહેવા ગયો, એટલે હરામીએ, હાથ ઉગામ્યો. ( ખાતાના પોતાના હાથ નીચેના બીજા માણસો તરફ ફરી ) કહો ભાઇ, એજ કને કે બીજું કાંઇ સે ! '

જમાદાર —અરે જાને દો, કુછ કામ નહીં. મેં સાલેકું અચ્છી તરેસે પિછાનતાહું સુસરે હરામીરે. દિનમેં, દેદસો બખત, બહાર જાનેકું મંગતેહે. લે ચલો સેઠીઆ બાબુજી પાસ. સાલેકા પત નિકાલ ડાલો, કે ઝપટ્ટ મિટે.

મુકરદમ—(જમાદારના પગમાં ફાનીયું મુકતો મુકતો) હોવે જમાદાર હાજ. તો તો હરખના દન થાય. તમે બરાબર હાથ પુરજો.

એક તરફ, કરસનીઆ અને રામલીને, સ્પિનીંગ માસ્ટર પાસે, લઇ જવાની વાત, આ પ્રમાણે ચાલી રહી છે, તેટલામાં દરવાજામાંથી, બહાર નિકળી જવાનો રસ્તો જાણતાં, રામલી,-પોતાના બાળકને, છાતી ગરસો ચાંપવા, દોડી, તે કોઇના જોવામાં ન આવ્યું, પણ કરસનીઆને પકડી, સામૈયું, સ્પિનીંગ માસ્ટરની ઓરડી તરફ, જવા નિકળ્યું. પગથીઆની બધા પગ મુકે છે, તેટલામાં, સ્પિનીંગ માસ્તર સાથે શેઠને, સામી તરફથી પેલા ચોગાનમાં આવેલા વડ તરફ, આવતા જોયા, અને રામલીને પણ, તેજ વડ તરફ, દોડતી જતી જોઇ. પણ બધાએ, એકી વખતે, એ જોયું, કે ઘોડીઆની ઝોળીની, બન્ને બાજુ, પગ રાખી, ચરતી એક બકરી, રામલીના બચ્ચાને, શાંત ચિત્તે ધવરાવી રહી હતી.

---

# આજે આ અંતે સમજ્યાં ખરાં!

### શ્રીયુત " વિનોદ. "

ગયા શ્રાવણ માસની વાત. લાંબા વખતે હમારા દિયરજી મુંબઇથી આવ્યા હતા. તેમની કોલેજમાં રજા પડી હતી, એટલે એ ત્રણ દિવસ માટે તે ઘેર આવ્યા હતા. તેમને માટે કંઇક મિષ્ટાન્ન—બિરંજ કે લાડુ કરવાં, એ ઇરાદાથી ભંડારીઆમાંથી કેશર, બદામ, દ્રાક્ષ અને એલચી કાઢી, હું બદામ ભેળવા બેઠી. એટલામાં દિયરજી ત્યાં આવ્યા અને "કેમ? શું ચાલે છે, ભાભી? અમારે માટે આ કાંઇ મેજબાની દેખાય છે. શાનો વિચાર કર્યો છે? સીખંડ પુરી? જુઓ, મેં કેવી રીતે પારખ્યું?" એમ કહીને પાસે પાટલો હતો તે ઉપર બેઠા.

"નહિ, સીખંડ અત્યારે-કેવી રીતે બને? તમે બીલકુલ ખબર આપ્યા વિના અચાનક શામાટે આવ્યા? હવે તરત ઘડીએ દહીં કેવી રીતે જમીને તૈયાર થઇ શકે? વેચાતું મળે ખરૂં, પણ બજારમાંનું દહીં લાવવું મને બીલકુલ પસંદ નથી. આપણા ઘરનું દહીં ચોખ્ખું હોય છે, તેવું શું બજારમાં કંઈ મળી શકે?"

"દેખીતુંજ છે, ભાભી! ઘરના જેવી કાળજી દુકાનદાર શું કરવા રાખે?- દુકાનદાર લોકો દુધમાં જેવું તેવું ગંદુ પાણી રેડે છે, અને તે ઘરાકને માથે મારે છે. તેમાં મુંબઇના દુધની તો વાતજ ન પૂછવી! આટલું મોઘું લઇને પણ તેમાં બીલકુલ સ્વાદ તો મળેજ નહિ! એકલું પાણીજ જોઇ લેવું."

"ત્યાંથી નિકળવા આગળ એકાદ કાર્ડ લખ્યો હતો, દિયરજી! એટલે આજે તમને કેવો સારો સીખંડ ખવડાવ્યો હોત! મુંબઇની વીશીમાંનું સ્વાદહીન જમણ જમતાં કંટાળો આવ્યો હશે."

"મારા આવવાનો આગળથી વિચાર હોય તો હું કાગળ લખું કેની? ચાર દિવસની એકદમ રજા પડતાં કોઇએ કંઈ કંઇ વિચાર કર્યો, છેવટે છેક રાત્રે આઠ વાગે મનમાં

આવ્યું કે આજ ' વીકએન્ડ ' ટીકીટ લઇ સહેલ કરી આવવી! અને વિચાર આવતાંજ પોર્ટમેન્ટો ભર્યો અને નિકળ્યો. મને કંઇ સીખંડની જરૂર નથ; એતો મેં તમારી જરા મશ્કરી કરી, ભાભી !"

"પછી રજા પુરી થતાં સુધી પણ તમારાથી રહી શકાશે, નહીં ? દિયરજી !." મેં પુછ્યું.

"નહિ, અમારી રજા તો બુધવાર સુધી છે, પણ મારે કાલે અહીંથી નીકળવું જોઇએ. કહે છે કે ગામમાં કોલેરા ઘણો ચાલે છે, સાચવજો. પીવાનું પાણી તો ગરમ કરીને વપરાસમાં લ્યો છોને ? ભાભી !"

"હા, મારાથી બને છે તેટલી કાળજી હું રાખું છું. પીવાનું પાણી હું મારે હાથે ઉનું કરીને ગાળી મુકું છું. પણ માશીબા સાંભળે ત્યારેને ? તેમને કોણ કહે ? રાંધવાને માટે તો નહિ પણ છાશ કરવા પણ ઉનું પાણી લેવા કહ્યું ત્યાં તેમનો સ્પષ્ટ નાજ !".

મારી વાત હજુ ચાલતીજ હતી, એટલામા દિયરજી બોલ્યા, " આ દ્રાક્ષજ જુઓને, કેટલી માખી ઉપર બેઠી છે ભાભી, એને ઢાંકી મુકોને. "

" હશે, હવે એ બધુ ધોઇનેજ લઉં છું. આ માખીઓનો ઘણોજ ત્રાસ છે."

" તેથ જ કહું છું કે કાંઇ પણ ઉઘાડું મુકશો નહિ. આ મોસમમાં ખાવાના પદાર્થો ઉપર માખીને બેસવા દેવાંજ ન જોઇએ. એ પ્રાણી ઘણુંજ ગંદુ હોય છે. ગામમાં રોગ પ્રથમ આ માખીઓથીજ પ્રસરતો હશે. એતો ઠીક, પણ બાપુની તબીઆત હમણાં ઠીક કેમ રહેતી નથી ? એ ઘણાજ અશક્ત થએલા દેખાય છે !

" એને કરમ થયા છે અને થાય તેમાં નવાઇજ નથી. આખો વખત ખાંડજ ખાયા કરે છે. એ માગે છે, અને માજી આપ્યા જાય છે પછી પુછવાનુંજ શું ?"

" નહિ, પણ એ સારૂં નહિ. એમ ખાંડ ખાવાને એને આપવી નહિ, ભાભી."

" આ બધું મને કહેવા કરતાં માશીબાનેજ કહો. મારા તરફથી હું સાચવું છું, પણ તેમને કોણ કહેવા જાય ? આ પીવાનું પાણી જ ઉનું કરૂં એ તેમને ગમે નહીં; તેઓ મારૂં કહેલું તો સાંભળેજ શેના ! રસોડામાંજ એક વખતે જઇને તમે જુઓ. એટલે સમજાશે કે સ્થિતિ શી છે ! "

" સારૂં ત્યારે, હવે હું તેમને કેવી સમજણ પાડું છું તે જુઓ. હવે વારૂ, પણ તમેજ આ કટોરા કરેલી બદામ આમ ઉઘાડી કેમ નાખી ? તે ઉપર માખી બેસે છેને ! હવે એ બધી બદામ ધોઇ નાખો. " એમ કહીને દિયરજી ત્યાંથી ઉઠી ગયા.

અમારા માશીબા અમારા સાસુજીના કોઇ દૂરના બ્હેન થતાં હતાં. તેમને કોઇ પણ છોકરાં વિગેરે સગાં ન હોવાથી ઘણાં વર્ષોથી તે અમારે ત્યાંજ રહેતા. જ્યારથી અમારા સાસુજી ગુજરી ગયા ત્યારથી એજ અમારી પોતાના પેટના છોકરાં જેટલી કાળજી રાખતાં તેઓ પરાયાં છે એવું હમને લેશ પણ લાગતુંજ નહિ. માત્ર ઘણી જુના રિવાજની રીતે પ્રમાણે તેમનો સ્વભાવ જરા ઘણોજ જકી હોવાથી, તેમ અબોટીઉં પહેર્યા સિવાય હું ધોએલા લુગડાં સાથે રસોઇ કરૂં એ તેમને બિલકુલ પસંદ ન હોવાથી તેઓ મને રસોઇજ કરવા ન દેતાં. પોતેજ બધું કરતાં. બધા કરતાં દિયરજી ઉપર એમને વધારે પ્રીતિ હતી.

એટલે એમને કંઈ કહેવું હોય તો તે દિયરજી યુક્તિથી તેમને કહેતા. તેમના મનનું સમાધાન કરવું એ બીજાનું કામજ નહી. ગાડીપરથી આવ્યા પછી સ્નાન કીધા વિના રસોડામાં પગ મુકવો એ પણ માશીને પરવડશે નહિ ? એ સારી પેઠે જાણતા દિયરજી રસોડાના દ્વારમાંજ ઉભા રહ્યા, અને "શું ચાલે છે માશી બા ? સારા છો.ને ?" વગેરે પ્રશ્નોથી શરૂઆત કરી.

"કોણ ? નવનીત ? ક્યારે આવ્યો મુંબઈથી ?" માશીબાએ આશ્ચર્યથી પૂછ્યું.

"આ હમણાંજ ચાલ્યો આવું છું. આજે શું શું જમવાનું કર્યું છે માશી ?"

"હજું કંઈ જ કર્યું નથી. હમણાંજ આ રસોઈ કરવા માંડી, એટલામાં તું આવ્યો. તુંજ કહેને, તારે શું ખાવું છે ? એટલે તે કરી આપું."

"વાહ, પછી પુછવુંજ શું આવાજી મઝાનુ ? કાંદાના ભજીયાં બનાવી આપો જોઉં, માશી, મુંબઈમાં ભજીયાં તમારા જેવાં કોઈનેજ કરતાં આવડતું નથી."

"શું કહે છે ? આ શ્રાવણ માસ ચાલે છે ને તું કાંદા ખાય ? તેમાં વળી આજે દશેમ છે એટલે હું કાંદાને હાથ અડાડીશ નહિ ! કહે ભાભીને તે કરી આપશે. મુંબઈમાં આવુંજ વટલેલ પણું ચલાવતો હશે, બીજું શું !" માશીએ રીસમાંજ કહ્યું.

"સારૂં, નહિ તો નહિ જવાદો, તમે પૂછ્યું તેથી મેં કહેવા કહ્યું. તમને જે રૂચે તે કરો. માશીમાના હાથનો ગમે તે પદાર્થ હશે તોપણ મને તો તે મીઠો સ્વાદિષ્ટજ લાગવાનો." દિયરજીએ માશીને ખુશામત કરવાનો આરંભ કર્યો.

"કોલેજમાં રહીને મીઠું મીઠું બોલતાં ઠીક શીખ્યો છે." તેમના બોલવા તરફ લક્ષ ન આપતાં દિયરજીએ ઉમરા ઉપર બેસીને ધીમેથી મુખ્ય મુદ્દાની વાત શરૂ કરી. "બાળુને કરમ થયા છે, માશી ?"

"તે ન્હાના છોકરાને થવાનાજ ! તેમાં શું છે ? ગળપણ વધારે ખાય છે એટલે એમજ ચાલે. તે હમણાં નહિ ખાય તો શું મોટો થયા પછી ખાશે ?"

"તેમ નહિ માશી ! એકલા ગળપણથીજ કરમ થતા નથી. આ જે માખીઓ છે તે દેખાવમાં અતિ ક્ષુદ્ર (નજીવી) પણ ઘણી ઉપદ્રવી છે. એકાદ પદાર્થ ઉપર બેસી એટલે તેના ઉપર ઈંડાં મુકેજ. હવે આ ખાંડનો ડબ્બો અહીં ઉઘાડો પડ્યો છે તેના ઉપર જુઓ કેટલી માખી બેઠી છે તેમણે તે ખાંડ ઉપર કેટલાં બધાં ઈંડાં મુક્યાં હશે ! હવે જો એટલામાં બાળુ આવ્યો તો તે ના કહ્યા છતાં પણ તેમાંથી ફાકો મારવાનો, એટલે તેના પેટમાં ખાંડની સાથે જે ઈંડાં માખીએ મુક્યાં છે તે જવાનાંજ. ન્હાનાં છોકરાં કંઈ તે પચાવી શકે નહિ. તેથી તે ઈંડાં પેટમાં રહેવાથી પછી કરમ ઉત્પન્ન થાય છે."

"વાહ, ઠીક, માખીને તે વળી ઈંડાં આવતાં હશે ? અમને તો નથી દેખાતાં તે ! ખાંડનો દાણો તે કેવડો અને તે ઉપર ઈંડાં રહી શકે કેમ ! તમે ગમે તેમ સમજાવો તેમ હું સમજું એટલું બધી ગાંડી નથી."

"હું એ કંઈ મારા મનથીજ કહેતો નથી માશી ! આ ઈંડાં એટલાં સૂક્ષ્મ હોય છે કે આપણને તે દેખાતાં નથી, પણ તેની બીજી કૃતિ આપ દેખાયા સિવાય રહેતી નથી.

અહીં તેમનું પ્રદર્શન તને બતાવું, તેં ઘઉંનો જે લોટ રોટલી માટે બાંધી મૂક્યો છેને, તેના પર ક્યારથી માખી બેસી રહી છે. તે હવે ઉડી ગઇ. જરા અજવાળામાં લાવીને જુઓ. આ લોટ ઉપર કાળાં ઝીણાં ઝીણાં ટપકાં દેખાય છેને ! "

" આ જો તે લોટ ! ક્યાં છે કાળાં ટપકાં ? આ જે દેખાય છે તે લોટમાંનું થુલું છે," એમ કહીને માશીએ તે લોટ મસળ્યો એટલે માખીનાં ઇંડાં વગેરે અંદર મિશ્ર થઈ ગયાં.

" આ શું કર્યું માશી ? આ બધો ગંદવાડ પેટમાં જશે ને હમારા હવે ! વારૂ, ત્યારે હું તને એક ન્હાનો પ્રયોગ કરી દેખાડું. પેલી ધોળી ચોખ્ખી રકાબી છે તેના ઉપર બેચાર ટીપાં દુધનાં નાંખ. હવે બેસવા દે તે પર એ માખીને ! " " તને આજે કંઇ બીજો ધંધો જ નથી કે આવ્યો ત્યારનો માખીનીજ કથા લઇને બેઠો છે." માશી બાએ કંટાળીને કહ્યું.

" આ માખી પુરાણ જે ચલાવ્યું તે ન ચલાવીએ તો પછી અમારા પેટમાં એનાં ઈંડાં જઇને કોલેરાના ભોગજ થઇ પડીએ તો ! પછી અમારે શું કરવું ? " દિયરજીના આ ઠંડા ઉત્તરે તો માશીબા ઉલટાં વધારે ખીજવાયાં અને ફરીથી ઉકળ્યાં, " તો શું ? આગળ કંઈ માખીઓ હતી કે હમો કંઇ મુઆં રસોઇ કરતાં હતાં ! તમે આજે હમને શીખવવા નીકળ્યા તે મોટા ! "

" તેમ નહિ, માશી ! હું તને કંઈ કહેતો નથી. ગામમાં રોગ અડધો તો આ માખી, મચ્છર, વગેરે ફેલાવે છે, એમ મોટા મોટા ડાક્ટરોએ હવે સિદ્ધ કર્યું છે, અને તેજ હું તને સહેજ કહેતો હતો. "

" જે ન સાંભળીએ તેની નવાઇ ! આટલી નાની માખી શી અને કહે કે એ રોગ લાવે છે એ તે શી રીતે બને ! " માશીબા હજુ રીસમાંજ બોલતાં હતાં, પણ દિયરજીએ તો પોતાની વાત ચાલુજ રાખી. સહેજ આગળ ખસીને તે બોલ્યા, " હવે કેમ પૂછ્યું ! આ જો માશીબા ! હવે આ એક માખી છે, એવી એક પણ જગ્યા બતાવો જ્યાં એ નથી બેસતી ! આ તરફ તો ફરાજો. પાટે જે પાપડીની શીંગ મુકી છે તે પર તે બેઠી છે. તે બાજરૂમાં બેસીને પછી અહીં આવી હોય કદાચ ! ખાળમાં, કાદવમાં, ગટર વગેરે કોઇ પણ જગ્યાએ એ ન બેઠી હોય એ ખાત્રીથી કોણ કહી શકે ? તેને, આવી ખરાબ જગ્યાએથી આવતું એટલે તે સ્થળના ગંદા રજકણો એના પગે વળગતાજ અને તે આવવાના મારાં ખાવાનામાં ! કોઇ રોગીનું થુંક, મળમૂત્ર વગેરે ઉપર બેસી આવીને અમારા ખાવાના પદાર્થો પર તે રોગનું બીજ મુકી જશે છતાં એ આપણે તે જાણી ન શકીએ ! કોલેરાના જે જંતુ છે તે પાણીમાંથી વધારે ફેલાય છે, એકાદ કોલેરા થયેલ રોગીના ઘરમાંથી આવી રીતે એક માખી આવે એમ ધારો, અને તે તારા રસોઇના ચોખ્ખા પાણીના હાંડામાં પ્રવેશ કરે. એટલે એ રોગના જંતુ લાવીને તેમાં મુકયાજ સમજી લ્યો. અને એ પાણી તમે રાંધવા માટે લ્યો એટલે રોગનો ફેલાવો થયોજને ! "

" ખરૂં છે ભાઈ, તારૂં કહેવું. મને શું ખબર કે એ એમ છે ? હવે બધી રસોઇ હું ઢાંકી મુકતી જઇશ. " " હવે સમજણ પડીને માશીબા ! હું આટલી સંભાળ રાખવા કેમ કહું છું તે ત્યારે જો આ રકાબી કેવી કાળાં ટપકાંથી ભરાઈ રહી છે. ક્યાંથી આવ્યાં

એ રજકણો વાર્ ! માબીજ એ ઉપર બેઠી હતી. ત્યારે મારે કહેવું ખરૂંને ! બીજું છાશ-ને માટે પણ પાણી હમેશાં ગરમ લેજો હો ! "

" તેમજ કરીશ હો ! વહુ રોજ પીવાનું પાણી ઉનું કરે છે એ મને આટલા દિવસ ગમતું નહિ. વારૂં એ તો ખરૂં ! શાક, ભાત ઇત્યાદિ વસ્તુઓ તો ઢાંકી શકાય, પણ પુરીઓ કેવી રીતે ઢંકાશે ! તેમ વળી ભજીઆં પણ કંઈ ગરમ ઢંકાય નહિ. એવા કેટલાક પદાર્થો-છે કે જેની વરાળ વળીને તેમાં પડે તો તે બગડી જાય તેનું શું કરવું ? " માશીએ શંકા કાઢી.

" એનો પણ ઉપાય છે માશી ! ચાળણી જેવાં જાળીવાળાં ઢાંકણાં મળે છે, તેની નીચે એક વસ્તુ મુકી હોય તો વરાળ નીકળી જાય અને કીડી, માંખી, અંદર જઇ ન શકે. કાલે હું મુંબઇ જઇશ એટલે એવાં બે ઢાંકણાં જરૂર મોકલી આપીશ. "

" મેં તો એવાં ઢાંકણાં જોયાં નથી, ત્યારે યાદ રાખીને એટલાં જરા મોકલી દે જે નહિ તો મુંબઇ ગયા એટલે ભુલી જજો "

" એ તો નહિ ભુલું, પણ માશી, શાક વગેરે ધોઇને વાપરો છોને તમે ! હાલમાં રૂતુ સારી નથી. તેથી પુછુ છુ ! રસોડામાંજ ખાસ કરીને સ્વચ્છતા જાળવી હોય તો પછી ઘરમાં રોગ થવાનો સંભવજ રહે નહિ. તારા કબાટની અંદર બધું સાફસુફ રહે અને કોઇપણ જણસ ઉઘાડી ન રહે એટલે કંઇ ધાસ્તીજ નહિ, "

" આટલું સાંભળ્યા પછી હું કાળજી કેમ નહિ રાખીશ ! હવે કંઇ ઉઘાડું રાખીશ નહિ. બધો કચરો વાળીઝાડીને કબાટ ધોઈને સ્વચ્છ કરૂં છુ "

" મને ખબર હતી માશી, તું કાળજી રાખીને મારા કહેવા પ્રમાણે ચાલીશ, તેથીજ મેં અહિં આવીને તને આટલું કહ્યુ કોલેરા થયો છે એવી વાત મે સાંભળી તેવાજ મુંબઈથી ખાસ આટલા માટેજ આવ્યો. "

એમ કહીને દિયરજી ત્યાંથી ઉઠયા અને મારી પાસે આવીને બોલ્યા, "ભાભી, જુઓ, સમજ્યા તો પાડીને. હવે બાબુને પણ આખો દિવસ ખાંડ મળશે નહિ."

બાબુ આવતો હતો, તેણે આ શબ્દ સાંભળતાંજ દોડતાં આવીને દિયરજીને પૂછ્યું, " આ શું કાકા ! મને ખાંડ કેમ નહિ ? "

" મ્હોટી માની ખાત્રી થઇ, હવે તને ખાંડ કોણ આપે ! "

અને ખરેખરજ તે દિવસથી અમારાં માશીની બરાબર ખાત્રી થઇ. જરા પણ ચીજ ઉઘાડી ન રહે એની તે કાળજી રાખવા લાગ્યાં. આગળ હવે જતું રહ્યું. તે પોતાને હાથે ધોઇને સ્વચ્છ કરી સઘળું લેવા લાગ્યાં એટલે તેમની રસોઈમાં હવે ઘણીજ સ્વચ્છતા જળવાતી. દિયરજીએ મુંબઇથી પેલાં જાળીવાળાં ઢાંકણાં મોકલ્યા પછી તેમને ઘણો આનંદ થયો.

અમારા બાબુને પણ હવે મૂઠી ભરી ભરીને ખાંડ મળતી બંધ થઈ, કારણ ખાંડનો ડબ્બો માશી બિલકુલ ઉઘાડો મુકતાજ નહિ, તેથી તે દિયરજીએ કહેલું ધ્યાનમાં રાખીને કહેતો

" મ્હોટી માની ખાત્રી થઈ, હવે શું કરવા મને ખાંડ આપે ! " દરેક મ્હોટી માની-એ આ પ્રમાણે ખાત્રી થાય તો કેવું સારૂં !



# विद्याकला–वैदक.

## ક્ષયરોગ

### ત્હેનું વર્ણન અને ઉપાય.

સ્વામી શ્રીમાન્ શિવાનન્દજી અને શ્રીમાન્ પરમાનન્દજી.

### ઉપોદ્ઘાત.

આ દુનિયામાં એવો કોઈ પણ માણસ નહીં હશે કે જેને વૈદક–વિદ્યાપર પ્રીતિ નહીં હોય, કારણકે પોતાની જીંદગીમાં તેની ઘણીજ જરૂર પડે છે અને આ વિદ્યા જાણનારાઓનો આશ્રય લેવો પડે છે. આપણે પ્રાચીનકાળ તરફ જરા નજર કરીશું તો જણાશે કે રાજા, મહારાજા, શ્રીમંત અને રંક વિગેરે વૈદ્યની તન મન અને ધનથી સેવા કરતા હતા અને વૈદ્ય પણ તે લોકો ઉપર સંપૂર્ણ ભાવ રાખતા હતા અને તેમને પ્રાણથી પણ અધિક માનતા હતા. કારણકે તે સમે દવાની કિંમત અથવા ફી લેવાનો કંઈ રીવાજ નહોતો. વૈદ્યોનો એવો નિયમ હતો કે જ્યારે તેમની પાસે તે લોકો દવા લેવા આવતા હતા ત્યારે વૈદ્ય સારામાં સારી દવા કિંમત લીધા શીવાય આપતા હતા અને જો દરદી તેમની પાસે આવી ન શકે એવી સ્થિતિમાં હોય તો વગર ફીએ વૈદ્ય તેમના ઘેર જતા હતા અને દવા આપતા હતા; આના બદલામાં ગૃહસ્થોનો એવો નીયમ હતો કે બેસતે વર્ષે અગર કોઈ તહેવારના દિવસે પોતાની શક્તિ અનુસાર ગૃહસ્થો વૈદ્યનો યોગ્ય સત્કાર કરતા હતા. આથી વૈદ્ય અને ગૃહસ્થ બંનેને ઘણોજ લાભ હતો, કારણકે વૈદ્યના મનમાં એવી ઇચ્છા રહેતી કે દરદી જેમ બને તેમ જલદી સાજો થાય તો સારું, કે જેથી દવા ઓછી વપરાય અને પોતાની કીર્તિમાં વધારો થાય. દરદીના મનમાં પણ એવી શંકા ઉત્પન્ન થતી નહોતી કે વૈદ્ય વધારે પૈસા મેળવવાની ખાતર કામ લંબાવે છે અને દરદ મટાડતો નથી, હાલના સમયમાં ફીનો રીવાજ ચાલતો હોવાથી કેટલાક દવા કરનાર વીગેરે ફીની લાલચમાં રોગ જલદી મટાડતા નથી અને કામ લંબાવી દરદીને કંટાળો આપે છે. આવો પ્રથમના વખતમાં દરદીઓના મનમાં સ્વપ્ને પણ ખ્યાલ આવતો નહોતો. હાલ આપણે જોઇએ છીએ તો વૈદ્યો અને ગૃહસ્થોએ પોતપોતાના નિયમનો ત્યાગ કર્યો છે. ગૃહસ્થોએ વૈદ્યોનો સત્કાર કરવો મુકી દીધો અને વૈદ્યોએ પોતાના નિર્વાહ અર્થે લાલચનો આશ્રય લીધો.

પ્રાચીનકાળમાં વૈદ્ય વિદ્વાન અને ઉચ્ચ કુળના થતા હતા અને મૂર્ખ અને નિરક્ષર ભટ્ટાચાર્ય થઇ શકતા નહોતા. કારણકે અભણ મૂર્ખ વૈદ્યને માટે ધર્મશાસ્ત્રમાં દેહાન્તની શિક્ષા ફરમાવેલી છે પરંતુ આ સમયમાં વૈદ્યના ઉપર રાજ્યનો અંકુશ નહીં હોવાથી નીચ જાતિના લોકો કે જેના સ્પર્શથી સ્નાન કર્યા શિવાય ખાનપાન કરવાનો પણ શાસ્ત્રમાં નિષેધ છે એવા લોકો બે–ચાર દવાઓ બનાવી વૈદ્યના નામ ધારણ કરી આયુર્વેદની નિંદાના કારણભૂત થઈ પડ્યા છે, જો આજે પણ સારા લોકો ગુરૂદ્વારા વૈદકશાસ્ત્રનું પઠનપાઠન કરી મધ્યો

શરૂ કરે તો હાલ પણ આયુર્વેદની ટુંક સમયમાં ભરતખંડમાં તો શું પણ દરેક ખંડની અંદર પ્રશંસા થાય અને તેનું ખરૂં રહસ્ય દુનિયાના પ્રકાશમાં આવે, કારણકે બીજા ખંડવાળાઓ ગુણગ્રાહી છે અને ઉંડા ઉતરી રહસ્યને ઓળખવાવાળા છે. આયુર્વેદની પડતીનું કારણ એ કે તેનું પઠનપાઠન છોડી દેવામાં આવ્યું અને ઔષધિઓ પણ મળતી બંધ થઈ. ઔષધિઓના નામમાં ફેરફાર થવાથી તેને ઓળખી કાઢવાની મુશ્કેલીઓ વચ્ચે આવીને નડે છે. મુળ ગ્રંથની ટીકા કરતી વખતે છાપાવાળાની ભુલથી અથવા કોઇ બીજા કારણથી જે નામ છપાયાં તેજ નામ પ્રસિદ્ધ થયા અને વાંચનાર તે ખોટાં નામના રસ્તે દોરાયા. પુસ્તકમાંથી વાંચી વૈદ્ય જે કાંઈ લખી આપે છે તે લઈ દરદી ગાંધી પાસે જાય છે. ગાંધીને ત્યાં ઔષધિઓ મુકવાની એવી વ્યવસ્થા હોય છે કે એકના બદલે બીજી ભળતીજ ઔષધિ આપવામાં આવે છે. ગાંધીએ પોતાની દુકાનમાં જુદા જુદા વાસણમાં જુના પુરાણા વખતની ઔષધિઓ ભરી રાખેલી હોય છે અને દરેક વાસણ ઉપર ઔષધિઓના નામની ચીઠીઓ લગાડેલી હોય છે. ગાંધી, વૈદ્યની દવાઓ અને ચીઠીનાં નામ સરખાવી પૈસા લઈ પડીકાં બાંધી આપે છે, શી દવા આપી અને તે બરાબર આપી કે બીજી આપી તે ગાંધી પણ જાણી શકતો નથી. જાણવાનો આધાર માત્ર વાસણ ઉપર લગાડેલી ચીઠી હોય છે. જ્યારે ગાંધીના વડીલોએ દુકાનની શરૂઆત કરી હશે તે વખતે વાસણ ઉપર ચીઠી લગાડી હશે કે નામ લખ્યું હશે. તે દવા હાલમાં ઘણા વર્ષો થઈ ગયા છતાં તેજ વાસણમાં છે અગર ચીઠી ઉપર તેજ નામ છે કે બીજું છે અગર તેમાં કાંઈ ફેરફાર થયેલો છે કે નોકર ચાકરે ઔષધિ ભરવામાં ભુલ કરેલી છે તે વાત હાલના અજ્ઞાન ગાંધી સમજી શકતા નથી. તે તો જે વાસણમાં હોય છે તે બાંધી આપે છે ને દરદી તે દવાઓ વૈદ્યની પાસે લાવે છે, વૈદ્ય તે જોઇને હુકમ આપે છે કે દવાનો અમુક પ્રકારે ઉકાળો કરી કે ફાકી બનાવી તેનો ઉપયોગ કરવો. શુંના બદલે શું આપ્યું છે તે વૈદ્યરાજ પણ ઓળખતા નથી, કારણકે વૈદ્યરાજે તો ગ્રંથના આધારે દવાઓ લખી આપેલી હોય છે. વગડામાં કે ડુંગરોમાં કોઇ પણ વખત ગુરૂ સાથે ફરવા નીકળી ઔષધિની વનસ્પતી પણ જોયેલી હોતી નથી. હવે ગાંધીએ ઔષધિના જે પડીકાં બાંધી આપ્યાં તે બરાબર છે કે નહીં? અનુકૂળ છે કે પ્રતિકૂળ છે તે વૈદ્યરાજે ઓળખી શકતા નથી. દાખલા તરીકે એક ગામડીઆ દરદીને વૈદ્યના કહેવાથી લીંડીપીંપરની જરૂર પડી, ને તે લેવા માટે ગાંધીની દુકાને ગયો. ગાંધીએ ઔષધિનાં વાસણો ઉપર નજર કરી જેના ઉપર લીંડીપીપર એવી ચીઠી લગાડેલી હતી તેમાંથી લીંડીપીંપરો બાંધી આપી વાસણ ઉઘાડાં રહેતાં હતાં એટલે ગાંધીને વાસણો ઉઘાડવાની પણ જરૂર રહેતી નહોતી. આ લીંડીપીંપરોનું પડીકું લઇ દરદી વૈદ્ય પાસે ગયો અને કહ્યું કે "હું આ લીંડીપીંપરો ગાંધીની દુકાનેથી લઈ આવ્યો છું." વૈદ્યરાજે પડીકું ઉઘાડી જોઇ આજ્ઞા આપી કે આમાંથી અમુક ભાગ લઈ તેનો ઉકાળો કરીને પીવો. બિચારો દરદી વૈદ્યની આજ્ઞાનુસાર તે પ્રમાણે ઉકાળો કરી પીવા લાગ્યો; પરંતુ રોગ અટકવાના બદલે દિન પ્રતિદિન ઉકાળાના પ્રતાપથી વધતો ગયો. આથી દરદી કંટાળ્યો અને તે વૈદ્યની દવા પડતી મુકી બીજા વિદ્વાન વૈદ્યનો આશ્રય લીધો; ને જે લીંડીપીંપરનો ઉકાળો પીતો હતો તે, તે વૈદ્ય પાસે લઈ ગયો અને કહ્યું કે અમુક દિવસથી આ ઉકાળો પીઉં છું પણ મારો રોગ મટવાના બદલે વધતો જાય છે. આ ઉકાળો બતાવનાર વૈદ્ય મને કહેતા હતા કે પુસ્તકમાં

લખ્યું છે કે આ રોગ લીંડીપીંપરના ઉકાળાથી મટે છે અને તે પ્રમાણે તેમણે આ ઉકાળો બતાવ્યો છે. આ સાંભળી તે વિદ્વાન વૈદે તે વાત કબુલ કરી અને વાત કરતાં પેલા ઉકાળાના વાસણ તરફ નજર કરતાં લીંડીપીંપર નજરે પડી, જેથી તે હસીને વિચારમાં પડી ગયો. આથી દરદીએ કહ્યું "તમે કેમ હસીને વિચારમાં પડયા ?" વૈદે જવાબ આપ્યો "ભાઈ આ લીંડીપીંપરો નથી પરંતુ ઉંદરની લીંડીઓ છે માટે જ્યાંથી ઔષધિ બાંધી લાવ્યો હોય ત્યાં તપાસ કર." દરદીએ ગાંધીની દુકાને તપાસ કર્યો તો જણાઈ આવ્યું કે લીંડીપીંપરોવાળું વાસણ જુના પુરાણા વખતથી એક ખુણામાં ઉઘાડું પડેલું હતું કે જેની અંદર ઉંદરોએ લીંડીઓ કરેલી હતી. તે ગાંધી બિચારાએ ચીઠીના આધારે લીંડીપીંપરોનું પડીકું બાંધી આપ્યું હતું ને જે વૈદને બતાવવામાં આવ્યું હતું તેની ભલા જાણે કે લીંડીપીંપર તે પક્ષીનું નામ છે, કે ઉંદરની લીંડીઓ છે, કે ઝાડનાં શીંગડાં છે ! હવે વિચાર કરવો જોઇએ કે જ્યાં અમારી દવાની આવી દશા છે ત્યાં આયુર્વેદની નિંદા ન થાય તો પછી શું થાય ! વનસ્પતીનો એવો નિયમ છે કે વધારેમાં વધારે એક વર્ષમાં તેનો ગુણ નષ્ટ થઈ જાય છે. જો સારા નશીબે કોઇ ગાંધીના ત્યાંથી દવા નીકળે તો રામાવતાર અગર કૃષ્ણાવતારની નીકળે. જો નામ અને દેખાવમાં દવા હશે તો ગુણમાં તો માટી કરતાં પણ ભુંડી હશે. દરેક દેશમાં વગડામાં અનેક પ્રકારની વનસ્પતી ઉત્પન્ન થાય છે. જો ગાંધી લોકો જાણીતા જંગલી માણસોથી બંદોબસ્ત કરે તો થોડા પૈસામાં અનેક દવાઓ ભેગી કરી શકે તેમ છે, જેથી તેમને સારી આવક થાય અને દરદીઓને સારી દવા મળી શકવાથી મારો ફાયદો થાય. ધારો કે એક દરદીને ગોખરૂની જરૂર પડી, તો તરતજ તે ગાંધીને ત્યાં જઈ લઈ આવે છે. તે આકારમાં તો ગોખરૂ હોય છે પરંતુ તે ઘણા વર્ષોનો જુનો હોવાથી અંદરથી નષ્ટ થઇ ગયેલો હોય છે, હવે વિચાર કરો કે આથી દરદીને શું ફાયદો થાય ? દરવરસે સેંકડો મણ ગોખરૂ વગડામાં ઉગે છે તેજ પ્રમાણે બીજી દવાઓ પણ ઉગે છે, માટે જો તાજી લાવવામાં આવે તો લોકોને કેટલો બધો ફાયદો થાય ? ! રાજ્યસત્તા વિના આવી મુશ્કેલીઓને દુર કરવી એ અસંભવિત છે. જો ગાંધી લોકોને ફરજ પાડવામાં આવે કે એક વર્ષ પછી વનસ્પતીની દવાઓ નાખી દેવી જોઇએ તો પરિણામે તમામ ગાંધી લોકો તાજી વનસ્પતીઓ રાખે, જેથી દરદોમાં દિવસે દિવસે વનસ્પતીના અભાવે વધારો થાય છે તે થાય નહી અને ઉલટું ઘટાડો થાય. રાજા અને પ્રજાનો પિતા-પુત્ર સમાન ઘણોજ નિકટ સંબંધ છે. જો પ્રજા બળવાન અને તનદુરસ્ત થશે તો રાજ્યને મોટો લાભ થશે. પ્રજાને સુખનાં સાધનો કરી આપવાં તે રાજાનો ધર્મ છે અને રાજકર્તાની સેવા ઉઠાવવી તે પ્રજાનો પરમ ધર્મ છે ઘણા લોકોના મનમાં એવો ખ્યાલ છે કે આયુર્વેદમાં શરીરના અવયવના જ્ઞાન સંબંધી લેખો તથા વાઢ-કાપના યંત્ર-શસ્ત્ર ઇત્યાદિ સંબંધી લખાણો જોવામાં આવતાં નથી. આ ખ્યાલ તદન ખોટો છે. તે પોતાના મોટા મોટા ગ્રંથોનું અવલોકન કરી ઉંડા ઉતરતા નથી તેથી આવો ખોટો ખ્યાલ આવે છે. જો પોતાના ગ્રંથો વાંચ્યા હોય તો આવા વિચાર કોઇ દિવસ આવે નહીં. જો ધનાઢ્ય પુરૂષ પ્રાચીન ગ્રંથની શોધ કરાવી વિદ્વાન વૈદોને આશ્રય આપે તો ઘણો સુધારો થઇ આયુર્વેદની ઉન્નતિ થવા સંભવ છે. ભારતવાસીઓને ભરતખંડમાં ઉત્પન્ન થયેલી વનસ્પતી લાભકારક થઈ પડે છે, બીજા દેશની લાભકારક થઈ પડતી નથી, સૌ કોઇએ મોટા ડાકટરો પાસેથી

સાંભળ્યું હશે કે જ્યારે કોઈ ડાકટર કોઈ દરદીની સારવાર કરતાં કરતાં થાકી જાય છે અને દરદીને આરામ કરી શકતો નથી ત્યારે તેને પોતાની જન્મભૂમિમાં જવાની ફરમાસ કરે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જન્મભૂમિનાં હવા-પાણી, વનસ્પતી અને દરેક વસ્તુઓ બીજા દેશના કરતાં વધારે લાભકારક છે. અન્ય વિરૂદ્ધ સ્વભાવવાળા ખંડની ઔષધિઓ આ દેશના દરદીઓને કેવી રીતે લાભ આપી શકે ! વિદ્વાન સમજુ પુરૂષો વિચાર કરશે કે આપણા ઉષ્ણ ભરતખંડમાં બીજા ઠંડા ખંડોની અતિ તીક્ષ્ણ ઔષધિઓ કેવી રીતે લાભકારક થઈ પડશે ! જેમ જેમ બીજા ખંડોની ઔષધિઓ આ ખંડમાં પ્રવેશ કરતી ગઈ તેમ તેમ રોગ વધતા ગયા, દાખલા તરીકે જંગલી દેશના અને કેટલાક ગામડાના લોકોને કે જેમને આપણે જંગલી કહીએ છીએ તે ઘણા તનદુરસ્ત અને બળવાન હોય છે. તેઓ કદાચ માંદા પડે છે તો જંગલમાંથી વનસ્પતીઓ લાવી મોંમાં ચાવી ખાઈ ઝટ ચગા થઈ જાય છે, પરંતુ જ્યારે તેજ લોકો સ્વાર્થી સુધરેલાની સંગતથી સુધરે છે અને જેમ જેમ અન્ય ખંડોની ઔષધિઓના આશ્રય લે છે તેમ તેમ નબળા, ફીકા અને નાજુક બાંધાના બનતા જાય છે. જે ઘરમાં એક શીશી પણ મળતી નહોતી તે ઘરમાં સૌથી બીજી વસ્તુ કરતાં શીશીઓ વધારે જોવામાં આવે છે. દિવસે દિવસે મરણ સંખ્યા પણ વધતી જાય છે ને જે સશક્ત જીવે છે તે સંગત વગરના રહી ગયેલા જોવામાં આવે છે.

અનેક કારણોથી મૃત્યુ ઉપજે છે જેમાં એક મોટો દુઃખદાયક રોગ "ક્ષય" નામનો છે. રોગી પોતે તો મરી જાય છે, પરંતુ જગતમાં લાખો મૃત્યુજનક બીજ મુકતા જાય છે. અમારા ધર્મશાસ્ત્રમાં એક બહુ સારો નિયમ છે કે આવા ક્ષયરોગના રોગીએ પરણવુંજ નહીં; જેનો હેતુ એ છે કે આગળ જતાં તે રોગનું બીજ વધે નહી. આ રોગ વિશે આયુર્વેદમાં ઘણું સારૂં વિવેચન કરેલું છે. પરંતુ આજકાલ લોકોને મોટા મોટા ગ્રંથો જોવાની ઇચ્છા થતી નથી, તેથી મેં એક વૈદ્યક ગ્રંથ લખવાનો આરંભ કરેલો છે તે અમુક મુદત પછી બહાર પાડવાનો સંભવ છે. તેના આ ક્ષયરોગનો લેખ છે તે લોકહિતાર્થે આવી રીતે ટુંકામાં જલદી બહાર પાડવામાં આવ્યો છે, કારણકે હાલમાં આ રોગથી મરણના પ્રમાણમાં વધારો થતો જણાય છે. આમાં જે જે દવાઓ બનાવી છે તેમાં કોઈ પણ જાતનો પડદો રાખવામાં આવ્યો નથી. આ દવાઓ ઉપયોગી છે એમ લાગે તો જરૂર ક્ષયરોગના દરદીએ અજમાવી જોવી. મેં જેટલા દરદીઓ ઉપર આમાં બતાવેલી દવાઓ અજમાવી છે તેટલા દરદીઓને ઘણોજ ફાયદો થયો છે સાધારણ મનુષ્યો લાભ લઈ શકે તેથી ઘણા સરળ શબ્દોમાં આ લેખ લખેલો છે. કોઈ વાતનો ખુલાસો લેવાની જરૂર જણાય તો નીચે લખેલાં સરનામે પત્રવ્યવહાર કરવો અગર રૂબરૂમાં જાતે મળવું.

**સ્વામી શિવાનંદ તથા પરમાનંદ.**

અમૃતાલય ( ધર્માર્થ ઔષધાલય. )

**વીસનગર—ઉત્તર ગુજરાત.**

## ૧. ક્ષયરોગનું સ્વરૂપ.

આ રોગનાં ત્રણ નામ છે. ૧ ક્ષય. ૨ રાજયક્ષ્મા અને ૩ શોષ.

૧ શરીરનો ક્ષય કરી નાખે છે માટે ક્ષય કહેવાય છે.

૨ પ્રથમ આ રોગ નક્ષત્રના રાજા ચંદ્રમાને થયો હતો અને તે તમામ રોગમાં શ્રેષ્ઠ કષ્ટદાયક રોગ છે તેથી તેને રાજયક્ષ્મા કહેવામાં આવે છે.

૩ આ રોગ રસ આદિ ધાતુઓનું શોષણ કરે છે માટે તેને શોષ કહે છે.

### ક્ષયનું પુર્વ રૂપ.

મહેનત વગર થાક, મંદાગ્નિ, હાથ-પગમાં બળતરા, શ્વાસ, મોમાં તાળવાનું સુકાવું, કોઈક વખત ઉલ્ટી, તબીઅતમાં ઉદાસીનતા, મૈથુન કરવાની વિશેષ ઇચ્છા, અન્નપર અરૂચિ શરીરનું ફાટવું, આટલાં આટલાં ચિન્હ ક્ષયરોગની શરૂઆતમાં જણાઇ આવે છે. વળી દોષ રહિત વસ્તુમાં દોષનું જોવું, અને સ્વપ્નમાં પોપટ, કાગડા, વાંદરા, સર્પ, ચાસ, ગીધ, સુકા ગેલી નદી, ઉજ્જડ ગામ, ઝાડમાં અગ્નિ આકાશમાં ધુમ્ર એવી વસ્તુઓનું માલમ પડવું જ્યારે જણાઇ આવે ત્યારે ક્ષયરોગ શરૂ થવાનો સંભવ છે એમ જાણવું,

### ક્ષયનાં સામાન્ય લક્ષણ.

હમેશાં શરીરમાં તાવનું રહેવું, બપોર પછી તાવનું વધવું, ઉધરસ, કોઇક વખત છાતીમાંથી લોહીનું પડવું, ખભામાં પીડા, હાથ પગનાં તળીઆમાં બળતરા, સ્વરભેદ, છાતીમાં દરદ, પાસળામાં પીડા, વારંવાર થુંકવું, બગાસાં, નિદ્રાનો નાશ, મોમાં દુર્ગંધ, શ્વાસનું રોકાવું, બીજાના બોલવા ઉપર અણગમો, શોક, અને ભ્રમ, આ સામાન્ય લક્ષણો જણાય ત્યારે ક્ષયરોગ લાગુ પડયો છે એમ સમજવું.

## ૨. ક્ષય રોગનાં કારણ.

### [ કર્મવિપાક. ]

કર્મશાસ્ત્રના આધારે જોતાં જેણે પુર્વ જન્મમાં બ્રહ્મહત્યા કરી હોય, અથવા કોઇની જમીન દબાવી હોય, અગર લઇ લીધી હોય. અથવા ગુરૂની સ્ત્રી સાથે ગમન કર્યું હોય તો તે મનુષ્ય આ રોગથી આ જન્મમાં પીડાય છે.

### [ જ્યોતિષ. ]

જ્યોતિષશાસ્ત્રના આધારે જોતાં જેના જન્માક્ષરમાં સુર્યની દિશામાં બુધની અંતર દશા આવી હોય અથવા જન્મકાળમાં ચંદ્ર નક્ષત્રમાં બુધનો યોગ થયો હોય તો તેને ક્ષય વિગેરે રોગ થાય છે.

### [ વૈદક. ]

વૈદકશાસ્ત્રના આધારે જોતાં અતિ સ્ત્રીસંગ વિર્યની ક્ષિણતા, અતિ મહેનત, અનિયમેત ભોજન, વિરૂદ્ધ ભોજન, સુકું ભોજન, અતિ ઉપવાસ. મળ, મુત્ર, બગાસાં આદિનું રોકાવું, અને સમજ્યા વિના દવાઓનું સેવન કરવું, આ કારણોમાંથી કોઇ પણ કારણથી ક્ષયરોગ ઉત્પન્ન થાય છે. સૌથી વધારેમાં વધારે કારણ વિર્યની ક્ષિણતા છે. જ્યારે વિષ

ક્ષિણુ થાય છે ત્યારે વિર્યની પાસે જે મજ્જા નામની ધાતુ છે, તે પણ ક્ષિણુ થવા માંડે છે. તે પછી હાડકાં ક્ષિણુ થવા માંડે છે; એમ એક પછી એક ક્ષિણુ થઇ ધાતુ સુકાઇ જાય છે. કોઇ એમ શંકા કરે કે વિર્ય કાર્યભૂત છે તો કાર્યભૂતની હાની થવાથી કારણભૂતની હાની થતી નથી. તે શંકાનું સમાધાન એ કે, વિર્યનો ક્ષય થવાથી વાયુ આદિ દોષો બગડે છે અથવા વિર્ય નષ્ટ થવાથી પવન ચાલવાવાળી નાડીઓના માર્ગ બંધ થઈ વાયુ બગડે છે ત્યારે તેજ વાયુ પાસેની મજ્જા નામની ધાતુને સુકવે છે. તેજ પ્રમાણે એક પછી એક ધાતુને સુકવી સુકવીને સરૂપર્યંત સુકવી નાંખે છે. દ્રષ્ટાંત તરીકે લોઢાના એક ગોળાને અગ્નિમાં તપાવી ભીની જમીનમાં મુકવામાં આવે તો પ્રથમ તે, નજદીકની ભીનાશને શોષી લે છે અને પછી દૂરની ભીનાશને શોષી લઈ જમીનને સુકવી નાખે છે, માટે બુદ્ધિવાન પુરૂષોએ શરીરની રક્ષા માટે વિર્યની અવશ્ય રક્ષા કરવી, કારણકે વિર્ય શરીરમાં આહાર દ્રવ્યનું ઉત્તમમાં ઉત્તમ અને અંતમ્ ફળ છે.

અતિ મહેનતથી બગડેલા વાયુ આદિ દોષ છાતીમાં જામી જઇને ફેફસામાં જંતુ ઉત્પન્ન કરે છે. ફેફસાં ઘણાંજ નરમ, નાજુક, સ્પંજ ( વાદળી ) જેવા આકારનાં કોમળ હોય છે ને તે ક્ષયને રહેવાનું સ્થાન છે. તેની અંદર જંતુ પ્રવેશ કરી ચીકાશના લીધે ત્યાં રહી જાય છે અને સાંજ સવાર વૃદ્ધિ પામે છે અને પરિણામે ફેફસાંને ખાવા શરૂ કરે છે, અને તેમાં જખમ પાડે છે. વાયુ આદિ બગડેલા દોષોના જે ભાગમાં આ સમયે જંતુઓ પ્રવેશ કરે છે તે ભાગમાં પીડા ઉત્પન્ન કરે છે. જો કંઠમાં પ્રવેશ કરે છે તો સ્વરભંગ થાય છે, જો શ્વાસનળીમાં પ્રવેશ કરે છે તો શ્વાસ ઉત્પન્ન થાય છે, જો માથામાં પ્રવેશ કરે છે તો માથાનું દરદ પેદા થાય છે, તેજ પ્રમાણે જુદા જુદા અવયવોમાં પ્રવેશ કરવાથી જુદી જુદી પીડાઓ ઉત્પન્ન થાય છે.

ફેફસાં નબળાં પડવાથી, વાયુની વિષમગતિ થવાથી, અને વાયુદ્વારા કંઠના રોકાવાથી ઉધરસ ઉત્પન્ન થાય છે, ને ઉધરસ ખાવાથી ફેફસાંમાંના જખમમાંથી લોહી મુંહદ્વારા બહાર આવે છે તેથી મોંમાંથી દુર્ગંધી આવે છે અને દિવસે દિવસે શરીર નબળું પડતું જાય છે.

અનિયમિત ભોજન, સુકો ખોરાક, વિરૂદ્ધ ભોજન, અતિ ઉપવાસ વિગેરેથી વાત આદિ ત્રણેદોષ દુષ્ટ થઈ અર્થાત્ બગડી જઈ રસ વહેવડાવનાર નાડીઓને બંધ કરી સ્થિર થાય છે આથી મનુષ્ય જે પદાર્થ ખાય છે તેથી મળ અને મૂત્રની વૃદ્ધિ થાય છે; અન્ય ધાતુઓની વૃદ્ધિ થતી નથી. મળમૂત્ર વિશેષ નિકળવાથી શરીર ક્ષીણ થઈ દુષ્ટ થયેલા વાયુ આદિ દોષ શરીરના જુદા જુદા ભાગોમાં પ્રવેશ કરી જુદી જુદી પીડા ઉત્પન્ન કરે છે, જેથી શરીર દુર્બળ બની ક્ષયની ઉત્પત્તિ કરે છે.

મળ-મુત્રાદિ રોકાવાથી તે દુષ્ટ થયેલા વાયુ આદિ દોષોને સાથે લઇ શરીરના જુદા જુદા સ્થાનોમાં પ્રવેશ કરી અનેક વ્યાધીઓ ઉત્પન્ન કરે છે ને મળને પતળો બનાવે છે, અથવા તો સુકવી નાંખે છે; જેથી જઠરાગ્નિ મંદ પડી અન્ન ઉપર અરૂચિ થાય છે, શરીર સુકાવા માંડે છે જેથી અંતે ક્ષય થાય છે.

ઇર્ષા, ખેદ, ચિન્તા. વિગેરે કરવાથી હદયમાં રહેનાવાળા રસનો ક્ષય થાય છે, તે રસ સુકાવાથી હદય અશક્ત થઈ જાય છે. જેથી હદયના કાર્યમાં ફેરફાર થવાથી લોહી ચાલી

રીતે ફરી શકતું નથી, જેથી શરીરના અવયવોને પોષણ મળી શકતું નથી અને શરીર સુકાવા માંડે છે અને પરિણામે ક્ષય થાય છે.

સમજ્યા વગર દવાઓનું સેવન કરવાથી વિપરિત પરિણામ આવે છે. એવી દવાનું સેવન કરવું જોઇએ નહી, કે જેથી વાત, પીત્ત અને કફ એ ત્રણે દોષ દુષ્ટ થાય નહી. વાયુ બગડવાથી જઠરાગ્નિ બગડી રસ આદિ ધાતુઓને શોષી નાખે છે અને પાચન આદિ ક્રિયાઓનો ક્ષય કરે છે આ ક્રિયાઓનો ક્ષય થવાથી રસની હાની થાય છે. રસ બધી વસ્તુઓનું કારણભુત હોવાથી રસની સાથે લોહી આદિ કાર્યરૂપ બધી ધાતુઓ અનુક્રમે ક્ષય થાય છે. પીત્ત બગડવાથી જઠરાગ્નિ ખરાબ થઈ રસ આદિ બધી ધાતુઓને બાળી નાખે છે અને કફ બગડવાથી રસને વહેવડાવનાર નાડીઓના માર્ગ બંધ થવાથી શરીરનું પોષણ બંધ થઈ જાય છે અને રસ પોતાની જગા ઉપર કાયમ રહી ઉપદ્રવ કરે છે, જેથી લોહી ઉપરની બાજુમાં ફેલાય છે તેથી ક્ષયરોગીનો ખાધેલો ખોરાક હોજરીમાંજ પેટની ગરમીથી પાકે છે, પરંતુ ધાતુઓની ગરમીથી પાકતો નથી તેથી તેનો વધારે મળ થાય છે અને બીજી ધાતુઓને પુષ્ટિ મળતી નથી આથી મળના આધારે ક્ષયરોગીની જીંદગી ટકેલી હોય છે માટે મળની રક્ષા કરવી, કે જે જરૂરનું છે. આ પ્રમાણે ટુંકામાં કારણો બતાવ્યાં છે.

## ૩. પથ્યાપથ્ય વસ્તુઓ.

### ક્ષયરોગમાં તજવાની ચીજો.

સ્ત્રીસંગ, (સ્ત્રી પુરૂષની પથારી પણ એક રાખવી નહી,) અતિ વ્યાયામ, દિવસે ઉંઘવું (રાત્રે ઉંઘ ન આવી હોય તો દિવસે ઉંઘવામાં બાધ નથી.) તેજ દ્વેષ અર્થાત બીજાના ગુણોમાં દોષ જોવો, જુલાબ, અને ઉલટી (અશક્ત ક્રોધ, ચિંતા, ભારે ખોરાક, તેલ, ખટાસ, રીંગણાં, કારેલાં, રાઇ, સુકો ખોરાક, તડબુચ, અડદ, લસણ, વાંસની કુંપળ, હીંગ, તીખુ તમતમું, કસેલી અને તમામ પ્રકારની કડવી વસ્તુ, કાકડી અને વિરૂદ્ધ ભોજન જેમકે દુધ-દહિં ભેગાં ખાવાં નહી એટલી વસ્તુઓનો ક્ષયરોગીએ ત્યાગ કરવો.

### ક્ષયરોગમાં હિત) સેવન કરવાના પદાર્થ.

બ્રહ્મચર્ય, હલકો ખોરાક, પહેલાં શેકી પછી રાંધેલા ભાત, એક વર્ષના જુના લાલ સાઠી ચોખા, ઘઉં, બકરીનું દુધ, બકરીનું ઘી, બકરીની સેવા કરવી, ઉની કરેલી શેરડી, મગ, ચણા, માખણ, ઘી, દુધ, મલાઇ, દેવાં, કકર, પાકી કેરી, આંમળાં, ખારેક, ફાલસા, નાળીએર, સરગવો, દ્રાક્ષ, વરીઆળી, દાડમ, સફરજન, કપુર તથા સુખડ તથા કસ્તુરીનો લેપ, તથા ભેરવી માલકોશ ગાયન સાંભળવું, વસ્ત્રાલંકાર સજવાં, પાણીમાં ડુબકી મારીને નહાવું, ફુલના હાર પહેરવા, ચંદ્રનો પ્રકાશ લેવો, ગાવું નાચવું, બીન વાજાં વગાડવાં અને આનંદમાં રહેવું તથા હોમ, દાન, દેવપુજા તથા મંદ સ્વચ્છ અને હલકો પવન, દુધી, પરવળ, થોડો વ્યાયામ.

## ૪. ક્ષયરોગનો ઉપાય.

### (કર્મ વિપાક.)

પુર્વજન્મના પાપોની નિવૃત્તિ અર્થે ક્ષયરોગીએ પોતાની શક્તિ અનુસાર સુવર્ણની જ ફળ-પત્ર સાથે બનાવવી અને તેના ઉપર વસ્ત્ર ઢાંકી તેને દોરાથી બાંધી અનેક પ્રકારના

પકવાન કરી બ્રહ્મભોજન જમાડવાં. હોમ કરાવી તે ફળ કોઈ ધર્મિષ્ઠ શાન્ત બ્રાહ્મણને દાન કરવી, પુજન આદિ કરીને ઉત્તમ બ્રાહ્મણ, ઈષ્ટ મિત્ર અને બંધુ સાથે ભોજન કરવું. તેઓ પુર્વજન્મને માનનારા નથી તેઓ આ ક્રિયા કરાવશે તો કાંઇ હાની નથી, કારણકે પુર્વ જન્મ નથી એવી તેમની પાસે નિશ્ચયપુર્વક ખાત્રી નથી. માત્ર મનમાં સંદેહ છે કે પુર્વ જન્મ છે કે નહીં. ધારો કે પુર્વજન્મ નથી અને ઉપર પ્રમાણે ક્રિયા કરી તો તેથી કાંઈ નુકસાન નથી, ઉલટો લાભ છે. હવન વિગેરે કરવાથી ઘરની શુદ્ધિ થાય છે અને મિત્રમંડળ સાથે ભોજન કરવાથી મનને આનંદ થાય છે. જેથી રોગની હાની થાય છે અને ધારો કે કદાચ પુર્વજન્મ નીકળ્યો તો ઉપરની ક્રિયા કરવાથી તેમનાં પુર્વજન્મનાં પાપોની નિવૃત્તિ થાય છે.

## ગ્રહશાન્તિ.

ક્ષયરોગીએ નિત્ય ઇષ્ટપુજા કરવી, વિદ્વાન્ બ્રાહ્મણ પાસે ગ્રહશાન્તિ કરાવવી, શક્તિ અનુસાર ભોજન કરાવવું, ગરીબોને અન્ન-વસ્ત્રોનું દાન આપવું. ઈષ્ટપુજન કરતી વખતે હવન કરવો અને યથાશક્તિ હમેશાં રામનામની લોટની ગોળીઓ વાળી માછલાંને નાંખવી. એ પ્રમાણે એકંદર સવાલક્ષ ગોળીઓ નાંખવી.

## ભુત-પ્રેત આદિનો ઉપાય.

દરરોજ પોતાના હાથે બકરીની લીંડીમાં હવન કરવો અને એકવીશ આહુતીઓ કરવી, દરેક આહુતીની સાથે નીચે લખેલો જંત્ર (યંત્ર) અગ્નિમાં નાખવો. *

યંત્રવિધિ-બકરીના મુત્રમાં કેસર, ગોરોચન, સુખડ, કપુર, એ વસ્તુઓને સાથે ઘોળીને, ખાખરાના પાંદડા ઉપર અરડુસાની લાકડીથી જંત્ર લખવો અને હવન કરતી વખતે જે દિશાએથી પવન આવતો હોય તે તરફ અગ્નિનો કુંડ રાખવો અને દરદીએ જે તરફ પવન આવતો હોય તે તરફ બેસવું.

## હવન-સામગ્રી.

બકરીનું ઘી, તલ, સાઠીચોખા, ઘઉં, જવ, લીંબડો, અરડુસો, અગર, સુખડ, બ્રહ્મદંડી, બોરીઓ કલાર, ખાખરા, સંખાવળી, ગળો, કરીઆતું, હળદર, કપુર, હરમલ, લોબાન, કપુર કાચલી, કસ્તુર, બકાયન (બોકાલબડો) સીસમ, બકરીનું ઘી એક શેર, કપુર પાંચ તોલા, બાકીની દરેક વસ્તુઓ અરધો અરધો શેર. એ પ્રમાણે વસ્તુઓ લઈ ખાંડી ભેગી કરીને રાખવી, અને અરધા તોલા ભારની એક આહુતી આપવી. એક વખતમાં એકવીશ આહુતીઓ આપવી. એ પ્રમાણે દિવસમાં બે વખત હવન કરવા. આહુતિ નાંખતી વખતે અગ્નિ મંદ રાખવો.

* એક ત્રિકોણ ઉપર બીજું ત્રિકોણ આવીને પંચકોણ ( પાંચ ખુણાવાળો ) યંત્ર થાય છે, તેવો બનાવવો. આવો યંત્ર જેમને બનાવવો હશે તેમણે આ પત્રની ઑફિસમાં અથવા શ્રીમાન્ સ્વ ભીખુને વીસનગર લખ્યેથી તેમ કરવાની સૂચના મોકલી આપવામાં આવશે. યંત્રની બનાવટ ઘણી સહેલી છે.

### પ્રાણાયામથી ક્ષયનો નાશ.

દરદીએ રાત દિવસમાં બે વખત પ્રાણાયામ કરવો, સુખ આસન ( જે આસન ઉપર વધારે વખત બેશી શકાય અને કોઇ પણ પ્રકારની તકલીફ થાય નહી તે ) ઉપર બેશી જે બાજુથી મંદમંદ પવન આવતો હોય તે બાજુ મોં કરવું, એવી જગામાં બેસવું કે જ્યાં કોઇપણ જીવજંતુ અગર કોઇપણ વસ્તુ કોઇ પણ પ્રકારની પીડા કરે નહીં, કમર સીધી રાખવી, શ્વાસ સારી રીતે લઇ શકાય તેવી રીતે બેસવું, જમણા હાથની આંગળીઓ વતી ડાબી નાસિકા બંધ કરી ધીરે ધીરે જમણી નાસિકાદ્વારાએ શ્વાસ ઉપર ખેંચવો, જ્યારે ઉપર વધારે શ્વાસ ખેંચવાની શક્તિ ન રહે ત્યારે અંગુઠાવતી જમણી નાસિકા બંધ કરવી, ને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી શ્વાસ રોકી પછી નાસિકાદ્વારા ધીરે ધીરે શ્વાસ બહાર કાઢે, જ્યારે શ્વાસ બહાર નીકળી રહે ત્યારે શ્વાસને ત્યાં અટકાવે. જ્યારે અટકાવવાની શક્તિ ન રહે ત્યારે ડાબી નાસિકાથી શ્વાસ ધીરે ધીરે ઉપર ખેંચવો ખેંચ્યા પછી પ્રથમ પ્રમાણે રોકવો ને પછી જમણી નાસિકાદ્વારાએ ધીરે ધીરે છોડવો. આ એક પ્રાણાયામ કહેવાય છે તેજ પ્રમાણે ત્રણ વખત કરવું. પરંતુ શ્વાસ ખેંચવામાં અગર રોકવા કોઇપણ પ્રકારની હઠ કરવી નહી, એટલે કે શક્તિ ઉપરાંત શ્વાસ રોકવા અગર ખેંચવા પ્રયત્ન કરવો નહી. આ પ્રમાણે ફેફસાં શુદ્ધ થઇ ક્ષય નાશ પામે છે.

ખુલી હવામાં સવારે ફરવા જતી વખતે ચાલતે ચાલતે ધીરે ધીરે લાંબા શ્વાસ ખેંચવા ને છોડવા, તે પ્રમાણે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી કરવું આ પ્રમાણે કરવાથી પણ ફેફસાં તાજી હવાથી શુદ્ધ થઈ ક્ષયનો નાશ કરે છે.

### દવાથી ક્ષયનો નાશ.

લેપ કરવાની દવા—બકરીની લીંડીઓ, હળદર, તગર, જેઠીમધનું લાકડું એ ચીજોને સરખે ભાગે લઇ બકરીના મૂત્રમાં વાટી ઉની કરી છાતીપર તેનો લેપ કરવો.

ચોળવાનું તેલ—તેલ શેર પાંચ, બકરીનું દુધ શેર તેર, બકરીનું મૂત્ર શેર દશ, પાણી શેર દસ, જેઠીમધનું લાકડું ખાંડેલું તોલા દસ, એ બધી ચીજોને ભેગી કરી લોખંડની કડાઇમાં ધીમા ધીમા તાપે પકાવવી, જ્યારે એકલું તેલ રહે ત્યારે ઉતારી લુગડામાં ગાળવું ને આખા શરીર ઉપર મર્દન કરવું. ( જ્યારે તેનમાંથી ફીણ આવતું બંધ થાય ત્યારે જાણવું કે કેવળ તેલ બાકી છે )

ફેફસાંમાં લેવાની વરાળ—તાંબાનું એક વરાળયંત્ર ઉનું પાણી મકવાના હાલમાં વચ્ચે ભુંગળાવાળા અને આજુબાજુ પાણી રહે છે અને ભુંગળાની અંદરની બાજુમાં અગ્નિ રહે છે, એવા જે સંચા આવે છે તેના સાંચા જેવું બનાવવું જે જગોએ પાણી નાંખવાનું હોય છે તે જગોએ અગર તેના બાજુની જગોએ એક નળી સજડ લાગુ કરી તે દ્વારાએ વરાળ સારી રીતે આવી શકે અને મોં ખુલ્લું રાખી શ્વાસદ્વારાએ ફેફસામાં વરાળ લઈ શકાય તે પ્રમાણે નળીની રચના કરવી અને વરાળ નીકળી ન જાય તેવા પ્રકારનો મંત્રમાં બંદોબસ્ત કરવો. આ યંત્રમાં પાણી આશરે શેર આર, બકરીનું મૂત્ર શેર આઠ ( અગર જેટલું મળી શકે તેટલું અને ખુટે તેટલું પાણી નાખી શેર આઠ પુરૂં કરવું ) નાગાં નીચે

લખેલી દવાઓ બરોબર નાખવી. જળ ભાંગરો, જેઠીમધનું લાકડું, બકરીની લીંડીઓ, બોરીઓ કલાર, કરીઆતું, લીંમડો, હળદર, બહેડેડી, ગુડ, પીંપળો, ઉમરાના પાંદડાં, હંસરાજ, ગળો, અરડુસો, અને મીંઢું. આ પ્રમાણે દવાઓ નાખી યંત્રને અગ્નિ આપવી. યંત્રની નળી દરદીના ખાટલાથી આશરે બે હાથના છેટે રાખી ધીમે ધીમે વરાળ આવવા દેવી ને દરદીએ તે વરાળ ધીમે ધીમે શ્વાસદ્વારાએ અંદર ખેંચવી. આ ક્રિયા સાંજ અને સવાર બે વખત એકેક કલાક સુધી કરવી, અને એ વખત યંત્રમાં નાંખેલી દવા બે વખત કામમાં લેવી.

**પરસેવો લાવવો**—જો દરદી સશક્ત હોય તો વરાળમાં લખેલી ચીજોદ્વારા દરદીને નીચે પ્રમાણે પરસેવો કરાવવો. એક વાણના ખાટલા ઉપર ધોળી ચાદર પાથરી દરદીને વસ્ત્ર વગર સુવાડવો, ને એક જાડા લુગડાથી દરદીને એવી રીતે ઢાંકવો કે લુગડું ચારે બાજુએથી જમીન સુધી પહોંચી શકે અને વરાળ બહાર આવી શકે નહીં. પછી ઉપર વરાળ યંત્રમાં નાખવાની જે ચીજો બતાવી છે તે ચીજોને એક માટીના વાસણમાં બાફી વાસણનું ઢાંકણું બંધ કરી ખાટલા નીચે લાવી પછી ઢાંકણું ધીરે ધીરે ઉઘાડી તે વાસણ ખાટલા નીચે ચારે બાજુએ ફેરવવું જ્યારે વાસણમાંથી નીકળતી વરાળ બંધ થાય અથવા દરદીના શરીરમાંથી પરસેવો ખુબ આવી જાય ત્યારે તે વાસણ ખાટલા નીચેથી લઇ લેવું અને દરદીનો પરસેવો કપડાવતી લુહી નાખવો ઢાંકેલી ચાદર ઉપાડી કપડાં બીજાં પહેરાવવાં. જ્યાં આગળ આ ક્રિયા થાય ત્યાં દરદીને પવન લાગવો જોઇએ નહીં, ને પરસેવાવાળાં લુગડાં ગરમ પાણીમાં નાખી ધોબીને ધોવા આપવાં. જો દરદી અશક્ત હોય તો આ ક્રિયા કરવી નહીં.

**ખાવાની દવા**—જેઠીમધનું લાકડું ખડિયું તોલા દસ, અગેર પાણીમાં નાખીને ઉકાળવું જ્યારે પાણી આશરે તોલા દસ રહે ત્યારે તેને ઉતારી ચોળી લુગડામાં ગળવું, પછી પછી તેની અંદર શીલાજીત બે તોલા નાખી ધીમે ધીમે ગરમ કરવું. જ્યારે મધ જેવું જાડું થાય ત્યારે અગ્નિ ઉપરથી નીચે ઉતારી તેની અંદર અત્રાળભસ્મ, ચાંદીભસ્મ, અભ્રકભસ્મ, અકીકભસ્મ, દરેક એકેક તોલાભાર નાંખી ગોળીઓ આશરે એક રતિભારની બનાવવી અને દરદીએ દરરોજ સવારના ૬ વાગે બકરીના દુધ સાથે લેવી.

**બીજી દવા**—તાજ તોરો એક, ચાંદીની ભસ્મ અગર ચાંદીનો વર્ક તોલો એક, પીળી કોડીની ભસ્મ તોલો એક, એલચી ફોતરાં વગરનાં તોલા બે, શુદ્ધ શીલાજીત તોલા બે, ગળોનો સત્વ તોલા ત્રણ, પ્રવાળભસ્મ તોલા ત્રણ, લીંડી પીપર તોલા ચાર, વાંસકપુર તોલા આઠ, સાકર તોલા સોળ. આ બધી ચીજોને ખાંડી કપડછાન કરવી તેમાંથી પાવલીભાર દવા લઇ તે સાથે બાર આનીભાર ઘી, દસ આનીભાર મધ, મેળવી બકરીના દુધ સાથે સવારના નવ વાગે દરદીએ આ દવા લેવી.

**ત્રીજી દવા**—માખણ તોલો એક. સાકર તોલો એક, મધ તોલો અર્ધો, અને અને સોનાના વર્કનું પાનું અર્ધું, એ રીતે એટલી ચીજો બપોરના એક વાગે સાથે મેળવીને ચાટવી. અગર તે ન બની શકે તો તાજાં આંબળાંનો રસ તોલો એક, મધ તોલો એક, રૂપાના વર્કનું પાનું એક, એટલી ચીજો ભેગી કરીને ચાટવી. (જો આંબળાંની રતુ

ન હોય તો તો સુકાં ખડિલાં એક તોલો આંબળાં વીસ તોલા પાણીમાં નાખી ઉકાળવાં, જ્યારે પાણી તોલો એક રહે ત્યારે ઉપરની બાકીની ચીજો નાખી બપોરે એક વાગે ચાટવું.)

ચોથી દવા—આકડાનો ખાર એક રતિભાર, સોનાભસ્મ અગર ચાંદીભસ્મ બે ચોખાભાર, અને મધ તોલા અર્ધો એ રીતે ચીજો ભેગી કરી રાત્રે ચાટવી.

### ભસ્મ કરવાની વિધિ.

પ્રવાળ ભસ્મ—પ્રવાળની ડાંખળી તોલા પાંચ અને બકરીનું દુધ તોલા ૫૦ એક માટીના વાસણમાં નાખી ગજપુટ આગ આપવી, એટલે કે એક ગજ પહોળો, એક ગજ ઉંડો અને એક ગજ લાંબો ખાડો ખોદી તેની અંદર અર્ધા ખાડામાં બકરીની લીંડીઓનાં બનાવેલાં છાણાં નાખી તેના ઉપર દવાવાળું વાસણ મુકી તેના ઉપર બીજાં છાણાં નાખી ખાડો બરાબર ભરી ઉપરથી અગ્નિ સળગાવવી અને જ્યારે તે સળગી રહે અને સ્વય શીતળ થાય અર્થાત્ પોતાની મેળે ઓલવાઇ જાય ત્યારે તે દવા અંદરથી કાઢી વાટી નાખવી એટલે ભસ્મ તૈયાર થઇ જશે.

કલાઇ ભસ્મ—કલાઇને એક લોખંડના વાસણમાં ગાળી તેને બકરીના મુત્રમાં એકસો ને એકવાર બુજાવવી અને પછી તેને ટીપાવી નખનખ જેવડા ઝીણા કકડા કરવા. પછી મેંદી અથવા લીંબડાનાં પાંદડાંને સુકવી ત્રણવાર બકરીના મુત્રમાં પલાળી પાછાં સુકવી બકરીની લીંડીઓનાં છાણાં જમીન ઉપર બમણાં પાથરી તેના ઉપર પાથરવાં અને પછી તેના ઉપર કલાઇના છુટાછુટા કકડા પાથરી તેના ઉપર પાછાં મેંદી અગર લીંબડાનાં પાદડાં પાથરી તેના ઉપર પાછાં ઉપર બતાવેલાં છાણાં ઢાંકવાં અને ઉપરથી અગ્નિ પ્રકટ કરવી. જ્યારે તે ભઠ્ઠી પોતાની મેળે ઓલવાઇ શાંત થાય ત્યારે તેના ઉપરથી બળી ગયેલાં છાણાં ઉપાડી લઇ નીચેથી ભસ્મ થએલી કલાઇ ઉપાડી લેવી. એમાં જે કાચી રહેલી હોય તે જુદી કરી બાકીની થએલી ભસ્મ ઉપયોગમાં લેવી.

ગજવેલ ભસ્મ—ગજવેલનો કકડો લઇ તેને અગ્નિમાં ગરમ કરી બકરીના મુત્રમાં એકસો ને એક વાર બુઝાવવો. પછી તેનો અતરડા વતી ઝીણો ભુકો કરી આવળના કાચા પયડાના રસમાં ખરલ કરી ગજપુટ અગ્નિની આંચ આપવી. આ પ્રમાણે ત્રણ વખત અગ્નિ આપવી. પછી હરડે, બેડાં અને આંબળાનો ક્વાથમાં ખરલ કરી ઉપર પ્રમાણે પાછી ત્રણ આંચ આપવી, પછી કુંવરપાઠાના રસમાં ખરલ કરી ત્રણ આંચ આપવી પછી જાંબુ અગર જાંબુનાં પાંદડાના રસમાં ખરલ કરી ત્રણ આંચ આપવી. આ પ્રમાણે કરવાથી ઉત્તમ પ્રકારની ગજવેલ ભસ્મ થાય છે.

ચાંદીની ભસ્મ—ચાંદીનો વેર અથવા ચાંદીનો વર્ક તોલા બે લઈ તેને પંદર દીવસ સુધી બકરીના મુત્રમાં એવી રીતે ખરલ કરવો કે જરા મુત્ર નાખી ખરલ કરી સુકવવા દેવો. પછી પાછું જરા મુત્ર નાખી ખરલ કરી સુકાવા દેવો ( એકદમ મુત્ર નાખી ખરલ કરવાથી ભસ્મ સારી થતી નથી ) એમ પંદર દીવસ સુધી ખરલ કરી જ્યારે ચાંદીની ચમક ગટી જાય ત્યારે તેની ચેપલી કરી સુકવી નાખવી ને બકરીની લીંડીઓ તોલા વીસનો ગોળો કરી તેની અંદર તે ચેપલી મુકી તેને ગજપુટ આંચ આપવી ને પોતાની મેળે ઠંડી થયા પછી ચેપલી અંદરથી કાઢી તેનો ઉપયોગ કરવો.

**અભ્રક ભસ્મ**—કાળો અભ્રક તોલા વીસ લઈ તેને અગ્નિમાં તપાવી બકરીના મુત્રમાં એકસોને એક વખત બુઝાવી પછી તેને ખાંડી ઝીણો કરી એક ખાદીની કોથળીનું મોં બંધ કરી એક પાણીના વાસણમાં કોથળીને મુકી ખુબ મસળવી, એટલે કોથળીમાંથી અભ્રક બહાર આવશે. થોડીવાર પાણી ઠરવા દઈ પાણી કાઢી નાંખી અભ્રક કાઢવો. પછી તે અભ્રકને સુકવી નાખી અનુક્રમે નીચે લખેલી વનસ્પતીની ભટ્ટીઓ આપવી–મુળા, ગલજીબી, આકડાનું દુધ, ભોરીંગડી, ઉભી રીંગડી, કુંવરપાઠું, એરંડા, ઉપરની ભટ્ટીઓ આપ્યા બાદ જ્યારે તેની ચમક મટી જાય ત્યારે શુદ્ધ ભસ્મ થઈ એમ જાણવું.

**અફીક ભસ્મ**—અફીકને દેવતામાં તપાવી બકરીના મુત્રમાં એકસો ને એક વખત બુઝાવી ઝીણું વાટી બકરીના દુધમાં તેની થેપલી બનાવી સુકવી નાખવી. જો અફીક તોલા બે હોય તો કમળ કાકડીનાં બીજ તોલા ૨૦ લઈ બકરીના દુધમાં વાટી લુગદી કરી તેની અંદર અફીકની થેપલી મુકી સંપુટ કરી ગજપુટની આંચ આપવી અને પોતાની મેળે ઠંડી થયા બાદ બહાર કાઢવી. આ પ્રમાણે ત્રણ વખત આંચ લગાડવાથી ભસ્મ તૈયાર થશે.

**પીળી કોઠીની ભસ્મ**—બકરીનું દુધ શેર બે એક માટીના વાસણમાં રેડી તેમાં પીળી કોડી તોલા વીસ નાખી વાસણનું મોં બંધ કરી ગજપુટની આંચ આપવી એટલે ભસ્મ તૈયાર થશે.

**સુવર્ણ ભસ્મ**—સોનાનાં પતરાં અગ્નિમાં તપાવી બકરીના મુત્રમાં એકસો ને એક વાર બુઝાવી કાનસથી ઝીણો ભુકો બનાવી કાંચનારના રસમાં પંદર દિવસ ખરલ કરી વીસ તોલા કાંચનારના પાંદડાંની લુગદી કરી તેની અંદર વાટેલા સોનાની થેપલી મુકી સંપુટ કરી ગજપુટ આંચ આપવી અને પોતાની મેળે શીતળ થયા પછી બહાર કાઢવી એટલે ભસ્મ તૈયાર થશે. ઉપર બતાવેલી તમામ ભટ્ટીઓમાં બકરીની લીંડીઓનાં છાણાં વાપરવાં.

## ૫. ક્ષયરોગને લગતી સુચના

૧ ક્ષયરોગના દરદીએ એક વાસણમાં પાણી નાખી તેમાં નવસાર નાખી તેમાં થુંકવું. બીજે કોઈ ઠેકાણે થુંકવું નહીં. કારણકે દરદીના થુંકની સાથે હમેશાં સેંકડો જંતુઓ નીકળ્યા કરે છે. જ્યાં સુધી કફ લીલો હોય છે ત્યાં સુધી તે જંતુઓ કફમાં ચોટેલા રહે છે, પરંતુ કફ જ્યારે સુકાય છે ત્યારે તે જંતુઓ કફથી જુદા પડી હવામાં આડા અવળા ઉડ્યા કરે છે જે શ્વાસદ્વારાએ બીજા માણસોના શરીરમાં પ્રવેશ કરે છે જેથી બીજાઓને અનુકુળ પ્રસંગ આવે ક્ષય થાય છે. જે પાણીમાં દરદી થુંકે તે પાણી આવ જા વગરની જગોમાં ખાડો કરી રેડી દેવું. થુંકવાનું વાસણ દિવસમાં બે ત્રણ વખત સાફ કરવું. શેર પાણીમાં એક તોલો નવસાર નાંખવો.

૨ દરદીનાં ખાવાપીવાનાં વાસણ તથા પાથરવાનાં કપડાં જુદાં રાખવાં. દરદીએ વાપરેલાં વાસણ અને કપડાં નવસારવાળા પાણીથી સાફ કરવાં. ( દરદીના માટે જુદાં વાસણ મુકવામાં આવે તો બીજાઓનું હીન સમજી દરદીએ વાસણ આપનાર ઉપર ખોટું લગાડવું નહીં. )

૩ જે ઓરડામાં દરદીનો ખાટલો પાથર્યો હોય તે ઓરડામાં કોઇએ સુઈ રહેવું નહીં. અને તે ઓરડાનાં બારણાં હંમેશાં ખુલ્લાં મુકવાં અને તેમાં અવશ્ય સૂર્યનાં કિરણો સારી રીતે આવવા દેવાં. સામસામી બારીઓમાં થઇને પવન આવ જા કરે. તેવા ઓરડામાં દરદીને રાખવો જોઇએ.

૪. જ્યાં દરદીની પથારી હોય ત્યાં રાંધવાનો કે ખાવાપીવાનો કોઇ પણ પદાર્થ રાખવો નહીં. જો દરદીના ઓરડામાં દુધ ઉઘાડું રહી ગયું હોય તો તે કદાપિ વાપરવું નહીં.

૫ રૂપીઓ, બે આની, ચાર આની, ગીની, વિગેરે કોઇ પણ વખતે મોંમાં નાખવાં નહીં, કારણકે કદાચ તે કોઈ ક્ષયદરદીના મોંમાં નાંખેલાં હોય તો તેથી ક્ષય થવાનો સંભવ રહે છે.

૬ કોઇ પણ વખતે ચુંબન કરવું અગર કરાવવું નહીં.

૭ ક્ષયદરદીની સારવાર કરવાવાળાએ ખાતી પીતી વખતે સારી પેઠે નવસારવાળા પાણીથી સાબુ લગાડી હાથ ધોવા

૮ ઘણા લોકો ક્ષયરોગને ચેપી રોગ માનતા નથી અને બચાવમાં કહે છે કે અમુક અમુક માણસોએ ક્ષયવાળા દરદીઓની સારવાર કરી છતાં પણ તેઓને ક્ષય થયો નથી. આ બચાવ તેમનો ખોટો છે અને તેમ સમજવામાં તેઓ ભૂલ ખાય છે. કારણકે ક્ષયના જંતુઓની કાળજી નહીં રાખવાથી પ્રસંગ આવે તેઓ શરીરમાં પ્રવેશ કરે છે, અને શરીરમાં પ્રવેશ કર્યા પછી જો શરીરનું લોહી જંતુઓને અનુકુળ પડે છે તો તે જંતુઓ બચ્ચાં મુકી વૃદ્ધિ પામી શરીરને ખરાબ કરી નાંખે છે કદાપિ લોહી પ્રતિકુળ પડે છે તો જંતુઓ મરી પણ જાય છે, અને જો તે બંનેમાંથી કાંઇપણ હોતું નથી તો તે જંતુઓ તે ને તેજ સ્થિતિમાં કાયમ પડી રહે છે અને જ્યારે કોઈપણ કારણથી શરીર અશક્ત પડે છે ને લોહીમાં ફેરફાર થાય છે ત્યારે પડી રહેલાં જંતુઓ જોરમાં આવે છે અને બચ્ચાં મુકી વધવા માંડે છે ને મનુષ્યના શરીરને ક્ષિણ કરી નાંખે છે. તેજ પ્રમાણે બીજા ચેપી રોગોનું પણ સમજવુ.

૯ કેટલાક ક્ષયના દરદીઓ એવા જોવામાં આવે છે કે જેના વંશમાં ક્ષય થવાનાં કારણ માલુમ પડતાં નથી, પરંતુ બારીક તપાસ કરવાથી જણાય છે કે ક્ષયરોગીની મા અથવા તેનો બાપ બીજા ક્ષયદરદીની સારવારમાં કે સંબંધમાં આ દરદીના જન્મ પહેલાં જ્યારે રહેલાં હોય છે ત્યારે ક્ષયના જંતુઓ તેમના શરીરમાં પ્રવેશ કરી ગયેલા હોય છે અને કાંઈ પણ હાની પહોંચાડયા વગર કાયમ પડી રહેલા હોય છે, જે આ દરદીને વારસામાં મળે છે અને અનુકુળ પ્રસંગ આવે જોર પકડી દેખાવ દે છે, માટે જેમ બને તેમ આ દરદીથી બચવું તેજ સારૂં છે.

# સુન્દરી સુબોધ ** માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—અને આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે. આથી-પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,-સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે

પુ. ૧૬ સુ.] જાન્યુઆરી–ફેબ્રુઆરી, ૧૯૧૯. [ અંક ૧-૨.

## सरस्वती.

### हिंदमाता.

जे प्रेम पोतानी जन्मभूमिने पवित्र गणे छे. जेनी हवा मात्र प्रेरणारूप छे, जेनी आगळ अन्य जग्यानो वास बहिष्कार जेवा लागे छे, बीजो देश परदेश जेवो लागे छे– आवा प्रेम माटे हुं शुं बोली शकीश ?–हुं केवा शब्दोमां तेने वर्णवी शकीश ! बीजा क्या देशमां आटला बधा साधुओ अने महात्माओ, गुरुओ अने वीरजनो, तत्त्वज्ञानीओ अने योद्धाओ थया छे ? शुं एवा बीजा कोइ पण देशमां सुधारो एवी टोचे पहोंच्यो छे के बेबीलोन अने नेनेवाह विलुप्त थयां छतां जे आ वीसमी सदीमा पश्चिमनी मगरुर प्रजा समक्ष समान हक मागवा पोतानु माथुं उंचुं करी रह्या होय ! बीजा क्या देशमां श्री रामचंद्र जेवा, श्रीबुद्ध जेवा, श्रीकृष्ण जेवा, श्रीशंकराचार्य जेवा महावीरो अवतर्या छे ? शुं बीजे कोइ ठेकाणे एवुं साहित्य हयात छे के जेमां उपनिषदोनुं गंभीर अध्यात्मात्मज्ञान, रामायणनुं सर्वोत्तम काव्यतत्त्व, महाभारतना भिन्न भिन्न चित्रो, शकुंतला जेवु सर्वोत्कृष्ट नाटक, षड्दर्शन जेवु उंडु तत्त्वज्ञान, नानकनां भजनो के तुकारामनां बोध वचनो आवतां होय ! कयी प्रजाने आवा कीर्तिवंत वारसो मळेलो छे ! कयी प्रजाए आवु प्रकाशवंत नाम काढयुं छे अने तेटला माटे कयी प्रजाना ललाटमां भावि माटे महा भाग्य लखेलु छे ! आज कालना प्रजासत्ताक राज्यो तेने तिरस्कारे छे. थोडा सेंकानो सुधारो पोते उच्चतर होय एम मगरुरी करे छे आ नवी प्रजाओ शीखो होय तेना

करतां वधारे भणीने भूली गइ छे, ते पोताना अविचळ बळनी मोटपमां आ उगती प्रजाओनी क्षणिक मूर्खाइओ तरफ हसी रही छे.

हिंद वालो ! तमारी मातृभूमिने चाहो, ते तमारा प्रेमने लायक छे. बीजी प्रजाओ तेना पुत्र पुत्रिओ उपर नीचपणानुं कलंक लगाडे छे ते स्वीकारी तेने अपमान आपशो मा. तमारा देश माटे मगरुर थाओ; तेना खरा भक्त बनो; तमारा जीवने उचुं बनावो तेनी सेवा करो अने तेनी आबरुने अकलंकित राखो तेना नाम उपर तेनी खातर, तेना बालकोनुं दुःख टाळी तमारी सामाजिक सेवाने ते माताना चरणमां अर्पण करो. आवुं करशो तो तमारी भक्ति तेनी मुक्ति आणवामां घणो उमदा भाग भजवतो गणाशे, अने सर्व प्रजाओ तेने खरा स्वरुपमां जोतां शीखशे

श्रीमती एनीबिसेन्ट.

---

## काव्यकुंज.

### આર્યભૂમિનું યશોગાન.

શ્રીયુત "જિજ્ઞાસુ."

આર્યભૂમિ ! તું દેવોથી ખમ માન જો:
પુનિત ને યશવતી ત્હારી જાત જ:
તેત્રીશ કોટી ખાસુરા સેવા કરે
મીઠા રવથી યશગાનો તુજ ગાય જો —આર્યભૂમિ !
કીર્તિ ભવ્ય ભરી છે તુજ ભંડારમાં,
પૂર્વ સમયની, ખુટશે નહિ કો કાળ જો:
શાસ્ત્ર, પુરાણ—અમોલાં તું અરપી રહી,
ભુલાય ક્યમ એ અણમોલ' તુજ દાન જો !—આર્યભૂમિ !
ભોજ, ભગીરથ, વિક્રમ—બહુ પેદા થયા,
એવા નર-રત્નોની તું દાતાર છે:
વિશ્વ તણું વિદ્યાલય જુનું તાહરૂં,
ઝગકે વિશ્વ તણી સ્પરધામાં આજ જો.—આર્યભૂમિ !
સ્વર્ગ તણી સરિતા ગંગા અહીંયાં સરી,
હિમાલય અદ્રિ જ્યાં સ્વર્ગનું ધામ જો;
એ સૌ રમતાં શીતળ ત્હારી છાયમાં
રક્ષણ કરજે આર્યોનું દિન રાત જો !—આર્યભૂમિ !

## પ્રેમી–બુલબુલ કયાં ગયું ?

શ્રીયુત "જિજ્ઞાસુ."

ઝુલતી હતી પ્રિય ! લાડથી અમ સ્નેહના સાગર મહીં,
રસ–એંહનામાં ડુબની એ સ્મરણુ તાજું છે હજી;
મૃદુ વાક્ય વદતું તે સમે સ્મિત હાસ્ય દિવ્ય પ્રકાશતું,
મમ જીવનનું રસિલું, મધુરૂં પ્રેમી–બુલબુલ ક્યાં ગયું !

એ હૃદયની શુચિતા, પ્રભુતા, પ્રીતિ ના વિસરાવતી,
પ્રિય સંગતિમાં વિશ્વમાં સ્વર્ગીય સુખો માણતી;
શુભ પંથ પગવા માટ શીખ તું તે સમે દેતું હતું,
મમ જીવનનું રસિલું, મધુરૂં, પ્રેમી–બુલબુલ ક્યાં ગયું !

ઉચ્ચાશયો આ જીવનના તે તું વિના ડુબી ગયા,
આધાર ના છે વિશ્વમાં સુખના દિનો નાશી ગયા;
આનંદ–અબ્ધિમાં ડુબી કો દિવસ તું ઘેલું થતું,
મમ જીવનનું રસિલું, મધુરૂં, પ્રેમી–બુલબુલ ક્યાં ગયું !

જીવું જગતમાં હૃદય પણ પ્રિય ! તુજ તરફ છે દોડતું,
પ્રીતિ અખંડિત છે હજુ, વિખુટું થયું તો શું થયું !
હજી દિવ્યને મીઠા સ્વરે મમ હૃદયમાં તું ટહુકતું,
મમ જીવનનું રસિલું, મધુરૂં, પ્રેમી–બુલબુલ ક્યાં ગયું !



## યુગાન્તર.

(સખિ ! શીખો તો શાણુપણું શીખવું જો–એ ઢાળ)

શ્રીયુત "કુસુમાકર" (બી. એ.)

સખિ ! ભાવિ પટ પરે લખાય ભવ્ય કંઈ જો,
કૃપાનાથ રહી અદૃશ્ય ધડે ભાવિ દિવ્ય જો––સખિ !

ગૂઢમર્મ વિરલ નર ઉકલી કોઈ શકે જો,
કૃપાનાથની આશીશ સખિ ! ઉતરેજ જો—સખિ !

દેશ–ભક્તિની શું સ્વર્ગથી છુટી જાન્હવી જો,
એજ રંગમાં રગાય સર્વ લાગણીજ જો—સખિ !

દેશ–ભક્તિના તરંગ હૃદયમાં રમેજ જો,
અષ્ટપ્રહર લહરિ ચિત્તમાં એજ વહે જો—સખિ !

લોક લાગણીનું પુર પ્રચંડ ઉછળેજ જો,
યુગાન્તર થયો નવિન ઉષા ઉઘડેજ જો—સખિ !

ભૂમિપુત્ર ઉદય-જ્યોતિ ને વધાવતાંજ જો,
હૃદયમંહી સુવર્ણ જ્યોત સખિ ! ઝીલંતાંજ જો—સખિ !
સહુ સ્વાર્થ હોમતા પ્રકટી યજ્ઞ-વેદી જો,
ધુમે દેશ અર્થે શરીર હૃદયને નીચોવી જો—સખિ !
વેરમાં છુટાં કંઈક દીગે વાદળાંજ જો,
વીજ પાદ પ્રહારે થશે તુટી છુટાંજ જો—સખિ !
કોણ ખાળશે વહે પુનિત સમય-પ્રવાહજ જો,
નૂતનયુગનો રૂધિર મંહી ઉછળે ઉલ્લાસ જો—સખિ !

---

# વસંતનાં પંખીડાં.

શ્રીયુત મલયાનિલ ( બી. એ. એલ એલ. બી. )

વસંત તણાં પંખીડાં અરોધ અમે ખેલીએ,
અનિશ આમ્ર બેસી એક રાગ અમે રેલીએ, વસંત•

સુશોભિ એક ડાળપરે હેત થકી હીંચતાં,
મધુર એક મંજરીને ગીત થકી રીઝતાં,
હસી હસીને હાસ્ય એક, રાગ અમે રેલીએ, વસંત•

વહન્ત સૌ દિગન્તમાં સમીર લ્હેર શીતળી;
પીએ પીએ ફુલી અમે મજા વિશ્વની વિમળી;
ખુશાલીમાં ફુલી જઈ સુરાગ એક રેલીએ, વસંત•

સ્હાગ ઉર સૂરતાં [illegible] પંખીડાં;
જગાવી એક તાનતાં દિશા બધી ઉજાળતાં,
" મધુ-મધુ " પુકારી એક રાગ અમે રેલીએ, વસંત•

ઉજાળી ઉર આવજો અમારે આંગણે તમે;
મીઠું મીઠું તહૂકજો રસિક જોડલાં ! તમે;
ગજી જૂએ સુરે મીઠે, સુરાગ એક રેલીએ, વસંત•

ફરીશું સર્વ વિશ્વમાં નિહાળી અન્ય નેહીડાં;
શિખાવશું એક શિખને રચીશું એક ભાવના;
" હરિ ! હરિ ! " પુકારી એક રાગ સર્વ રેલીએ, વસંત•

---

## "પ્રણય સંબંધ"

શ્રીયુત "કાસાર"

પરસ્પર શુદ્ધ સાચા સ્નેહથી જોડાએલા દંપતિ !!
અંગત આકૃષણો, કરતી, અન્યોન્ય પ્રેમની વૃષ્ટિ !!
નિર્મળ નેહે વરસતું, અમિમય મીઠું વ્હાલ !!
અભેદાનંદે ઉછળતા પ્રેમી ઉમર તત્કાળ !!

હૃદય નમતાં, પ્રણય પડતાં, જીગરની આદ્રતા ગ્રહતાં !!
વિયોગે ના જરી ટકતાં, પરસ્પર નામને ભજતાં !!
આશક ! માશુક !! તેજ—તે ભક્ત પ્રભુ ! પરમાણુ
સતત વહે આતુરતા; તે છે સ્વર્ગ નિદાન !!

મનોહર પ્રેમનું વર્ષણ, કરે કોઇ ઓર આકર્ષણ !!
તલસતાં તે સદા દર્શન ! અન્યોન્ય શિરના સાટે !!
હરકત કો આટકે નહિ !! ઝમેલ થવા તૈયાર !!
આખી આલમ ડૂબતાં !! ડગે નહિ તલભાર !!

દિલ્હરે ફૂલ તે થાતાં, પ્રણય રસ પીતાં ને પાતાં !!
અન્યોન્ય ગુણને ગાતાં, પ્રીતિની વીસગી વાતાં !!
વૃત્તિ વાણી કર્મમાં અદ્વૈતતાજ જણાય !!
શંકા ! શોક ! ટકે નહિ ! તે સત્ય સ્નેહ ગણાય !!

પ્રણય કાસારમાં પડતાં મગર મચ્છો નહિ ગણતાં !
ખરે સત્ય સ્નેહને સ્મરતાં, જરૂર જયાહિર તે પામે !!

---

## દુઃખી સખીને,

શ્રીયુત "વિવિત્સુ."

ક્યાં આંસુડાં સારે સખિ ! વિજન સ્થળે જઇને સદા,
ધર ધૈર્ય તું જરી, દુઃખનો પરિહાર તો થાશે કદા;
તુજ પુનિત ઉરની દુઃખ મગ્ન સ્થિતિ નહીં નીરખી શકી,
સુખ સ્વપ્ન તારાં હે સખુણી ! જો સમીપ હવે દિસે.

જાણું બધાં તુજ દુઃખ હું પરિહાર એ હું ઇચ્છતો,
પરતન્ત્ર કિન્તુ હું રહ્યો. ક્યમ શોકભાર કેરૂં છતો !
આ વિશ્વમાં સખિ ! દુઃખ છે સઘળે પછી શાન્તિ કંઇ !
શ્રદ્ધા અખંડા પ્રભુમાં ધર અન્ય કો શન્તિ છે નહીં.

તુજ ભાવ એ સખિ ! જાણું તો તુજ હિતને અભિવાંચ્છતો,
કરતો સમસ્ત ઉચિત વિશ્વે, ત્હોયં અશ્રુ ઓઘ શો !
તુજ દુઃખ ડૂમે મ્હારી ધૃતિ જાય સંત્યાગી મને,
કર્તવ્ય પંથે વિઘ્ન નાખે, નેત્ર અશ્રુથી ભરે.

સ્વાયત્ત જો કદિ હોત તુજને શાન્તિ દેવાનું સખિ,
માની શકે છે સ્હેજ યે કે, રૂહેત રડતી નીરખી !
આ સ્હેજ દુઃખાનુભૂતિથી સુખ એ બહુતર બને;
તું જાણતી સઘળું છતાં, અશ્રુ અજઅ કંઈ વહે !

# માતાનાં લાડ.

શ્રીયુત "દવે."

માત હેતે ઝુલાવે હૈયાને હિંચોળે
માત હેતે રમાડે હૈયાને હિંચોળે
સુવાડે હૈયાની શૈયામાં સ્નેહાળ

હૈયાને હિંચોળે
હૈયાને હિંચોળે............

માત હેતે બોલાવે સુવાડીને ખોળે
માત હેતે જમાડે સુવાડીને ખોળે
લડાવે અંતરના અનેરા એ લાડ

સુવાડીને ખોળે
સુવાડીને ખોળે............

માત હસતી હસાવે રમાડીને કોડે
માત હસતી ઉંધાડે રમાડીને કોડે
ને કહેતી "એ છે મ્હારા હૈયાનો હાર"

રમાડીને કોડે
રમાડીને કોડે............

માત રડતાં રીઝાવે દબાવીને સોડે
માત રડતાં હસાવે દબાવીને સોડે
ગુલાબી ગુલાબી ચૂમે મુજ ગાલ

દબાવીને સોડે
દબાવીને સોડે............

# समाज-साहित्य-विज्ञान.

## કેટલાક પત્રો.

(અગાડી ઉપરથી)

રા. રા. અંબેલાલ સવરામભાઈ દેસાઈ.

૧.

પ્રિય બ્હેન સૌ૦ સવિતા,

'પ્રેમપૂર્વક અનેકોત્તમ આશીર્વાદ. સવિતા બ્હેન, ત્હારી સર્વે હકીકતનું પાકીટ તા. ૧૯ મીએ મ્હને મળ્યું. પાકીટમાંની હકીકત વાંચતાં મધુરૂં હાસ્ય આવે છે, છતાં મન દુઃખમાં બ્હાવરૂં થઇ જાય છે. ત્હારા પત્રનો મ્હારા તરફથી આઠ દિવસ સુધી પ્રત્યુત્તર મળ્યો નહીં તેથી ત્હેં પુનઃ એક ગુસ્સાનો પત્ર મ્હારા ઉપર લખ્યો; તે કાલેજ મળ્યો. બ્હેન, તું તારા પત્રમાં લખે છે કેઃ—"ત્હારો પ્રેમ મ્હારા ઉપરથી ઉઠી ગયો છે." પણ એવું લખવામાં ત્હેં ઉતાવળ કરી છે, એટલુંજ નહી પણ તે ઉતાવળ પણ ભૂલ ભરેલી છે. એવું ત્હને લખું છું તો આશા છે કે તું મ્હારા ઉપર રોષ આણીશ નહીં. બીજો પત્ર લખ્યા અગાઉ ત્હારી નણંદી લલિતાએ પોતાની માના કાન ફુંકી તને ઠપકો દેવરાવ્યો હતો તેથી તું ગુસ્સે થઈ 'સોમાનું પ્રાયશ્ચિત ગોમાને' એ ન્યાયે મ્હારા ઉપર ત્હારા રોષનો ગજબ થયો. "ગરીબ બ્હેનને વિસારી મુકવી એ આ જમાનાનો પ્રભાવ છે" એવી જે ટીકા ત્હારા પત્રમાં મને કરેલી છે, પણ તે કેવળ ત્હારા સન્તાપી મનનું પરિણામ છે। પ્રેમ કદી પૈસાથી ઉત્પન્ન થતો નથી, તેમજ પ્રેમના બજારમાં પૈસાના નાણાંનું ચલણ નથી પૈસાથી ઉત્પન્ન થનાર તે ખરો પ્રેમ નથી, એમ ત્હને પાકી ખાત્રી તો છેજ. ખરૂં કહું છું સવિતા બ્હેન, ત્હારા પાકીટનો ઉત્તર પાકીટ પહોંચ્યા પછી એક કલાકમાંજ આપવાનો હતો. પણ પાકીટમાંની હકીકત નિયમ પ્રમાણે કૂશલ વર્તમાનથી ભરેલી ન હતી પણ જીન્દગીના એક મહત્વના વિષય ઉપર વિચાર કરવાની હતી. આખરે જ્યારે કાલે પુનઃ તારા ગુસ્સાનો પત્ર આવ્યો, ત્યારે મેં આજે કંઈ પણ વિચાર ન કરતાં એકદમ પત્ર લખવાની શરૂઆત કરી. ખરેખર બ્હેન, સંસારનું દુઃખ મનુષ્ય પોતે સંસારમાં પડ્યા સિવાય તેને સમજાતું નથી. સંસાર ચિત્ર ગુલાબના ફુલ પ્રમાણે સુશોભિત જણાય છે, પણ ગુલાબનો સ્પર્શ કર્યો કે, તેના તીક્ષ્ણ કાંટા હાથમાં ભોંકાય છે, તે પ્રમાણે સંસારમાં પડ્યા કે, સંસાર ચિત્રનું સૌન્દર્ય નષ્ટ થઈ જાય છે. સંસાર ચિત્રની કલ્પના ભૂલ ભરેલી છે. જે પ્રમાણે ન્હાનાં બાળકોને તેના વડીલો ખાવાની લાલચ આપી શાળામાં પ્રવેશ કરાવે છે, તેજ પ્રમાણે સંસાર શાળામાં પ્રવેશ કરતી વખતે લગ્ન સમ્બન્ધી લાલચ આપણા મનમાં ઉત્પન્ન થાય છે. સંસાર શાળામાં પ્રવેશ કરવાનેજ લગ્ન સંસ્કાર ઠરાવેલો છે, એનાથી વધારે સંસાર બાબતની કલ્પના વર-વધુના અન્તઃકરણમાં હોતી નથી. સંસારની ખરી કલ્પના સંસાર માથે પડ્યા પછીથીજ થાય છે, અને પ્રત્યેકના મ્હોંમાંથી આ સંસાર સુખી નથી પણ દુઃખીજ છે' એવા ઉદ્ગારો નીકળે છે, આ સંસાર દુઃખનોજ છે, એવી જ્યારે આપણને ખાત્રી થાય છે, ત્યારેજ તે વિષય ઉપર વૈરાગ્ય આવે છે, પણ તે કામ આવતું

નથી સંસારમાં આનન્દ ઉત્પન્ન કરવાને મનુષ્યને સુખ દુઃખનાં દાવ ખેલવા પડે છે. અસ્તુ સવિતા બ્હેન, પત્ર લખતી વખતે ત્હારા હૃદયને દુઃખમાં દાટી દઈ, પત્રની ઉપરે તેં તારો સન્તાપ વ્યક્ત કર્યો છે, એમ ત્હારા પત્રમાં સ્પષ્ટ માલુમ પડે છે ! બ્હેન ! આવાજ પ્રકારનો તારો પહેલો પત્ર આવ્યો, તેથી-મ્હારા મનમાં કેટલું આશ્ચર્ય અને દુઃખ ઉત્પન્ન થયું હશે? તેની તને કલ્પના નથી. તારાં જેઠાણીએ, તેમજ લલિતાએ ચલાવેલા વળ માટે રા. દિનકરરાય (સવિતાની પતિ) પાસે જુદાં રહેવાની માગણી કરી, અને તે બદલ તું મારો પોતાનો પણ મત માગે છે. જુદો વસવાટ થવાંજ, જેઠાણીનો, દેરાણીનો, સાસુનો નણંદી વગેરેનો કંઇ ત્રાસ મટી જવાનો છે? અષ્ટપ્રહર મોટાં કુટુમ્બમાં કંકાશ થવાથી સાસુ, જેઠાણી, દેરાણી વીગેરેના ત્રાસથી મુક્ત થઇ, સ્વતંત્ર બની પતિપત્ની આ-ફેશનેબલ સંસાર માંડવાની ઇચ્છા ધરાવે છે. તેવીજ ઈચ્છા તારા મનમાં ઉદ્‌ભવી છે, પણ એ ઇચ્છા ઉતાવળપણાની છે, એવું જ્યારે હું તને કહીશ, ત્યારે તું મારા ઉપર ગુસ્સે થયા વિના રહેનાર નથી એવી મને પૂર્ણ ખાત્રી છે. બ્હેન, ત્હારા મનમાં ઉદ્‌ભવેલી કલ્પનાઓને હાલને હાલજ કાઢી નાંખ. ત્હેને તારા મનમાં ક્ષણભરને માટે પણ સ્થાન આપીશ નહીં. રા. દિનકરરાય પાસે પણ એ વાત કાઢીશ નહી. ત્હેના મનને આ યોગ માટે અત્યંત ત્રાસ થશે. સાસુ, જેઠાણી, દેરાણી, નણંદી વીગેરે તરફથી થનારો ત્રાસ તારે મનમાંજ રાખવો જોઇએ. તે હકીકત બ્હાર પાડવામાં ફાયદો નથી. આપણા ઘરની હકીકત લોકની આગળ કહેવાથી લોક ઉલટા આપણનેજ હસે છે. જગતને આપણે માટે કાળજી છે, એમ માનવું એ ભ્રમિતજ કલ્પના છે

લલિતા ત્હારાં ઉપર ત્રાસ વર્તાવે તોપણ ત્હેના ઉપર દ્વેષ બુદ્ધિ રાખીશ નહીં. તે ન્હાની છે. બે વર્ષ પછી તે ત્હેના શ્વસુરગૃહે જશે. બીજાનાં મનમાં આપણે માટે ખોટા વિચારો ઉત્પન્ન થયા હોય, તો તેની સાથે હળીમળી અને નમ્રતા રાખી ત્હેના હૃદયમાંથી તે વિચારો દૂર કરાવવા જોઇએ. ઉત્તમ રીતિએ ચાલનાર મનુષ્યને ઇશ્વર કદી પણ દુઃખ આપતો નથી. ઉત્તમનું ફળ ઉત્તમ, અને ખરાબનું ફળ ખરાબ, એવી ઈશ્વરી યોજના છે. મ્હારે નોકરીના સંબંધે આટલે દૂર વસવું પડે છે. તેથી મને અને તારી ભાભીને થનારો ત્રાસ તારા સમજવામાં આવશે, ત્યારે જુદાં રહેવાની ભૂલ ભરેલી કલ્પના ત્હારા મનમાં આવશે નહીં. ત્હારી ભાભી ફક્ત બે મહિનામાંજ કંટાળી ગઇ છે. કુટુંબના વસવાટમાં દરેક મનુષ્યને કામ ભાગે પડતું આવે છે સર્વકાર્યનો બોજો એકને માથે ન પડવાથી ત્હેને વ-ણવાનું કિંવા ગુંથવાનું એવાં કળા કૌશલ્યનાં કામ કરવાને સમય મળે છે ઘરમાં બે ત્રણ સ્ત્રીઓ હોવાથી ન્હાનાં બાળકોની સંભાળ પણ સારી રીતે રાખી શકાય છે. એકજ મનુ-ષ્યના શરીરપર સંસારનો બોજો પડતો હોવાથી ત્હેનો સઘળો વખત સંસારનાં કાર્યમાં વ્યતીત થઇ જાય છે. ત્હેનાં મનને વિશ્રાન્તી કિંવા આનન્દ કદી પણ મળતાં નથી અત્રે તું કદાચ પ્રશ્ન કરશે કે જગતમાં એકલાં રહેનારાં લોકો શું નથી? છે.- ઘણાંએ છે. પરંતુ ઓના અનુભવેલા વિચારો હું કહું છું તેમ રડવાજ છે. તું થોડો વખત અનુભવ લઇ ને લખજે. કામની વહેંચણી કરવાનો ત્હને વખત મળશે આખો દિવસ સંસારની ખટ-પટ કરવામાં તારી ભાભીએ દેખો કાઢવા ત્હેને શું આ વિચારોનો અનુભવ નથી! વિચા-રોનો અનુભવ ત્હારી ભાભીને મળ્યો નથી, પણ ખરેખરો અનુભવ મેળવવામાં વખત અને

મનની સુપ્રસન્નતા જોઇએ સારો દિવસ સંસારનાં કાર્યો કરી કંટાળેલાં હૃદયને 'ક્લબ લાઇફ'ના કામો કરવાનો ઉલ્લાસ ક્યહાંથી ઉત્પન્ન થાય ! ન થાય એ દેખાતું છે.

ત્હારા પત્રનો ઉત્તર આપવા મ્હેં ત્હારી ભાભીને કહ્યું છે, પણ ત્હારા મનને બાંજગાડ ન થાય તેથીજ આ પત્ર મ્હેં લખ્યો છે. કુટુમ્બથી અલગ રહેવામાં શું સુખ છે ? એનો કેવો અનુભવ ત્હારી ભાભીનો છે. ત્હારા સ્વાનુભવથી લખેલી વાતને માટે ત્હારા દિલમાં ખાત્રી કરીજે ! સાસુ નણંદના ત્રાસથી મુક્ત થવા ભિન્ન વસવાની ભ્રમણા ત્હારા મનમાંથી જતી રહેશે એવી મ્હને આશા છે. સ્ત્રીઓનાં અંતઃકરણની વાતમાં સ્ત્રીઓને વધારે સમજ પડે છે. અસ્તુ. તું ત્હારી સાસુ સાથે નમ્રપણે હળીમળીજા. કારણકે વડીલોની ભૂલ કિંવા દોષ કાઢવાનો ન્હાનાને અધિકાર નથી. દેરાણી, જેઠાણી માટે ત્હારા મનમાં રોષ આણીશ નહીં. કારણકે એમાં કુટુમ્બ વત્સલતાને ઘણો ધોકો પહોંચે છે. પુષ્કળ ડાળીઓથી ભરેલું વૃક્ષ જેવું શોભા આપે છે, તેવું કમી વાળું આપતું નથી. જગતનો પૂર્ણ અનુભવ મેળવ્યા પછીજ સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરવો. અનેકનું બળ એ પાઠ બાલ્યાવસ્થામાં તું શીખી છે. અનેકનું જોર અને સંપ એજ આનન્દ છે, એવી ત્હેમાં વાત છે અને ત્હારા સરખીનાં સુશિક્ષિત મનને પણ એમજ લાગશે, એવું મ્હારૂં તો ધારવું છે પછી તો તું જાણે. એથી વિશેષ શું લખું ! ત્હારી ભાભીને લખવા કહેલો પત્ર ચાર પાંચ દિવસ પછી ત્હને મળશે તે લખશે. પત્રનો ભળતોજ અર્થ કરી ખોટું લગાડીશ નહીં એવી આશા છે. સર્વને આશીષ.

લિ૦ ત્હારો લાડકો બન્ધુ,
અરવિન્દ.

---

## ૨.

## પ્રિય બ્હેન સૌ૦ સવિતા,

બ્હેન, ત્હમારો ઉપર સર્વ હકીકતનો પત્ર લખવાને સાત આઠ દિવસ થયેં ત્હેમણે (ત્હમારા બન્ધુએ) કહ્યું હતું, અને તે વખતેજ હું ત્હમને પત્ર લખવાની હતી પણ શું કરું બ્હેન ! મ્હને આખા આઠ દિવસમાં પત્ર લખવાને વખતજ મળ્યો નથી 'વખતે મળ્યો નથી' એ શબ્દ વાંચી ત્હમને હસવું આવશે. 'પત્ર લખવો એમાં કેટલો વખત લાગે ? ભાઈની માફક ભાભીને કચેરીમાં તો જવાનું નથીને ?' એવો પ્રશ્ન કરવાને ત્હમારૂં દિલ ઉત્સુક બનશે. પણ બ્હેન, પત્રની છેવટે હું તમને સઘળી હકીકત લખનાર છું તે વાંચશો એટલે તમારા મનનું સમાધાન થશે. અને 'ભાઈ સરખીજ ભાભી' એવા શબ્દો તમારા

ભૂલ, અને કયો પક્ષ બરોબર છે એનો મ્હેં આજપર્યંત વિચાર જ કર્યો નથી કિંવા વિચાર કરવાની મ્હને ગરજ જ પડી નથી એવું કહીશ તો તે વધારે શોભાપ્રદ ગણાશે. ત્હમારૂં પાકીટ જ્યારે મ્હને વાંચી સંભળાવ્યું ત્યારે મ્હારા મનની જે સ્થિતિ થઈ હતી, તે ખરેખર પત્રમાં લખવાને અશક્ય છું. ત્હમારો પત્ર આવ્યો, તે વખતે હું સ્નાનાદિ કાર્યથી મુક્ત થઈ ભોજનાદિ કાર્યમાં પ્રવૃત્ત થઈ રહી હતી. પત્ર હમ્મેશ મુજબ હશે એવું ધારી ત્હેમણે મ્હને વાંચી સંભળાવવાની શરૂઆત કરી. પત્ર વાંચતી વખતે ખરેખર ત્હેમને સુદ્ધાં ઝળઝળીઆં આવ્યાં હતાં. તે વખતે મ્હેં ત્હમારાં માસુજી માટે બે ત્રણ પ્રશ્નો કર્યા, પણ ત્હેમણે પ્રત્યુત્તર આપ્યો નહીં. "ત્હને બપોરે વખત મળે ત્યારે પત્ર ધ્યાનપૂર્વક વાંચજે" એટલું ફક્ત ત્હેમનું કહેવું થયું. મ્હેં પછી વધારે પુછપરછ કરવાનું યોગ્ય ધાર્યું નહીં. બપોરે ત્હમારો પત્ર ધ્યાન દઈને વાંચ્યો. ખરેખર ત્હમને કહું છું બ્હેન! પત્ર વાંચતાં મ્હને એકદમ મ્હારાં સાસુજીનું સ્મરણ થઈ આવ્યું ત્હમારાં માતુશ્રી–મ્હારાં માસુજી–મ્હારા ઉપર કેટલી મમતા–રાખતાં હતાં? સાસુપણાનો અમલ ત્હેમણે મ્હારા ઉપર એક પણ દિવસ ચલાવ્યો નથી. મ્હને તે એક બીજી પુત્રી જ સમજતાં હતાં. મ્હારાં લગ્ન પછી બે વર્ષે ત્હમારાં લગ્ન થયાં. મ્હારે ત્હમારે કોઈપણ દિવસ રહેજ પણ તકરાર થઈ હોય એમ મ્હને સાંભરતું નથી. કિંવા ત્હમારે મ્હારે માટે સાસુજી આગળ એક પણ દિવસ ફર્યાદ કરવી પડી હોય એમ મ્હને સાંભરતું નથી. સાસુજીના પ્રેમાળ સહવાસનો લાભ, મ્હને અભાગિનીને વધારે વખત મળ્યો નહીં, એ મ્હારૂં દુર્ભાગ્ય! સારાં મનુષ્યને ઈશ્વર વધારે વખત રહેવા દેતો નથી, એવું જે કહેવાય છે તે અસત્ય નથી. સર્વ જગ્યાએ સાસુજીને ઠેકાણે મ્હારે ત્હમેજ છો. ઈશ્વર ત્હમને સુખી રાખે એવી મ્હારી ઇચ્છા છે. ત્હમારૂં સાસરૂં આનન્દદાતા છે, અને ત્હમારૂં શ્વસુર મંડળ ત્હમારા ઉપર પ્રેમ રાખે છે એમ મ્હારૂં માનવું હતું; પરન્તુ પરમ દિવસના ત્હમારા પત્રએ એ માનવું ભૂલ ભરેલું ઠેરવ્યું. ત્હમારે ત્હમારાં સાસુ, જેઠાણી, નણંદી વીગેરેનો ત્રાસ વેઠવો પડે છે, એવો પત્ર વાંચી મ્હારૂં અન્તઃકરણ દ્રવી રહ્યું છે. બ્હેન! તેઓએ ત્હમારા પ્રત્યે આવી વર્તણુંક શામાટે આદરી? જેઠાણી નણંદની વાત તો જાણે જુદી, પણ ખુદ ત્હમારા સાસુ એવું શામાટે ચલાવે છે? વહુ એટલે પોતાના પુત્રની પત્નીને? પોતાના પુત્ર ઉપર પ્રેમ રાખે, ત્હેનાં સુખની કાળજી રાખે, ત્યારે ત્હેની પત્નીનાં સુખની માતાએ કેમ કાળજી ન રાખવી? પોતાના પુત્રનો સંસાર ઉત્તમ રીતિએ ચલાવવો એવી ઇચ્છા રાખે એટલે ત્હેની પત્નીના સુખની કાળજી રાખવી જોઇએ. સંસારનું મુખ્ય અંગ સ્ત્રી છે. તે પુત્રવધૂના જીવન ઉપર આપણા પુત્રનો સંસાર અવલંબેલો છે, ત્હેને દુઃખમાં દમવાથી સંસાર કોઈ કાળે પણ સરળ ચાલે કે! જે પાયાના જોરથી ચાર માળની સુન્દર ઇમારત બાંધવાની છે તે ઇમારતનો પાયો કાચો રાખવાથી તે તૂટી જશે! ઇમારત કાયમ રાખવાને પાયો મજબૂત જ જોઇએ. સ્ત્રી એ સંસાર ઇમારતનો પાયો છે. ત્હેને કષ્ટ આપવાનું કામ જ નથી. પુત્રનો સંસાર ઉત્તમ નીવડવાને પ્રત્યેક સાસુએ પોતાની પુત્રવધૂ તરફ પ્રેમાળ, અને મમતાળુ થવું જોઇએ ત્હેની નજીવી ભૂલો પર ક્ષમાદૃષ્ટિથી જોઇ, ત્હેને સંસારના ઉત્તમ માર્ગ પર લાવવી જોઇએ.

ત્હેનાં સારાં નરસાં વર્તન ઉપર જ પુત્રવધૂને સારી કિંવા નરસી થવાનું અવલંબેલું છે. જગતમાં સર્વ કુળવધૂઓ ઉત્તમ વર્તનની અને સાસુ સર્વે ખરાબ વર્તનની એવું મ્હારૂં કહેવું

નથી. મ્હારાં મ્રન સાસુના પ્રેમાળ સહવાસનું જ્યાં સુધી મ્હારા હૃદયમાં સ્મરણ છે, ત્યાં સુધી મ્હારા મુખમાંથી એવા શબ્દો કદી પણ નીકળનાર નથી. મ્હારા લખવાનો સર્વ હેતુ ત્હમારા લખેલા પત્રમાંના મુદ્દા ઉપર છે. પરમ દિવસેજ અત્રે બનેલા બનાવની એક હકીકત લખું છું. હમારા ઘર પાસે ચાર પાંચ ઘરના અંતરે એક 'પ્રિયવદન' નામના ગૃહસ્થ રહે છે. કુટુમ્બમાં ફક્ત ત્રણ જ માણસ. મા, પુત્ર, અને-પુત્રવધૂ. પુત્રનાં લગ્ન થયે બે વર્ષ થઈ ગયાં. તે (પ્રિયવદન) અત્રે મામલતદારની કચેરીમાં ૩૦ રૂપીઆના કારકુન છે. માનું નામ લક્ષ્મીબાઈ ચાલીસ વર્ષની ઉમ્મરમાં આ એકનો એક જ પુત્ર. પુત્રવધૂની વય ૧૮ વર્ષની હતી, અને ત્હેનું નામ 'શાન્તા' હતું. લગ્ન થયા બાદ ૭ માસ પછી શાન્તાના માબાપ પ્લેગનાં ભોગ થઈ પડયાં-સ્વર્ગે સીધાવ્યાં. ત્હેને ભાઈ કિંવા બ્હેન બીજુ કોઇપણ સમ્બન્ધી નહોતું. લગ્ન પછી બે મહિના બાદ પીયરથી સાસરે આવી. આવી તે આવી. પુનઃ ત્હેને પીયરનાં દર્શન કરવાનો નિષ્ઠુર દૈવે વખત જ આપ્યો નહીં. શાન્તાનું સાસરૂ અને પીયર એક જ બન્યું પુત્રવધૂનું આપણા શિવાય બીજુ કોઈ છે જ નહીં, આપણેજ ત્હેનાં તારનાર કિંવા મારનાર, આપણા ઉપર રહેલી સઘળી જવાબદારીનો વિચાર કરી લક્ષ્મીબાઇએ ત્હેના તરફ પ્રેમાળપણે વર્તવું જોઇએ, એ ત્હેનું કર્તવ્ય હતુ પણ તે પ્રમાણે ન કરતાં ગરીબ બિચારી શાન્તાના ઉપર નાહક રાત્રિ દિવસ જુલમ ગુજારતી હતી. ત્હેને હમ્મેશ મારે, ગાળો ભાંડે એવો પ્રકાર ચાલવા લાગ્યો. પુત્રને પણ સ્હમજ ન પડી કે પત્ની ઉપર જુલમ થાય છે. તે કોઈ કોઈ વખત પત્નીનો પક્ષ લેતો-પણ પછી તો કોઇ ચમત્કારિક પ્રકાર થયો. લક્ષ્મીએ પુત્રવધૂને વિષે પુત્રના કાન ભર્યા. અને તેથી પુત્ર પણ પત્ની તરફ બીલકુલ લક્ષ આપતો નહીં. પુત્રની વૃત્તિ બદલાઈ ગઈ, અને તે તદ્દન પત્નીની સ્પૃહા રહિત થયો. લક્ષ્મીનો જુલમ પુત્રવધૂના ઉપર દિવસે દિવસે વધવા લાગ્યો. આ સર્વથી ગરીબ અને નિર્દોષ બિચારી શાન્તા કંટાળી, અને જીન્દગીને તૃણવત્ માની આત્મહત્યા કરી. હજી આ વાતની ના૦ સરકાર તરફથી તપાસ ચાલે છે. બ્હેન! લક્ષ્મીએ પોતાના પુત્રના સંસાર સુખ ઉપર અવિચારપણાના ધગધગતા અંગાર મુકયા. દૈવની ઇચ્છાથી સર્વ કાંઈ બને છે; પણ મ્હને એમ લાગે છે કે લક્ષ્મીબાઈ ને શાન્તાની સાથે સારી રીતે વર્તી હોત તો દૈવ કૃપાએ ત્હેના ગૃહમાં બાળકની પ્રાપ્તિ થાત. શાન્તા સરખી ગરીબ છોકરીનો આવી રીતે અંત થયો-ત્હેને માટે પ્રત્યેક મનુષ્ય દિલગીરી દર્શાવે છે. શાન્તા ગરીબ હતી, એટલે ત્હેણે આ માર્ગ પસંદ કર્યો. બીજી જો કોઈ સ્ત્રી હોત, તો તે અવિચારી માર્ગ ગ્રહણ કરી. આબરૂ ઉપર પાણી ફેરવત; એટલું જ નહીં પણ સાસુનાં, તેમજ પતિનાં મુખપર કાળી કલંક ચોંટાડત. પત્નીનાં સુખને માટે માની મર્યાદાનું ઉલ્લંઘન પતિએ કરવુ ન જોઇએ. કુટુમ્બ વત્સલતામાં રહેનારાં મનુષ્યને એ અનુભવ હમ્મેશાં મળે છે. ઘરમાં પત્ની વિરૂદ્ધ (સાસુ, જેઠાણી નણંદી વીગેરે) સ્ત્રીઓ તકરાર કરવાનો એકાદ પ્રસંગ લાવે છે. આ વખતે કોનો દોષ છે! ત્હેનો પતિએ શાન્તપણેજ વિચાર કરવો જોઇએ. ઘણી સ્ત્રીઓને કુટુમ્બનું કામ કરવાને કંટાળો આવે છે તેથી પતિ અને આપણે બન્નેનો ભિન્ન સંસાર માંડવાના હેતુથી પતિ પાસે તકરારો કરીએ છીએ. ત્હેમાં ઉતાવળથી ન્યાય કરેલો કામ આવતો નથી. પણ પુરૂષ સુદ્ધાં શાન્તપણે વિચાર કરતા નથી. હલકા કાનના લોકો તુર્તજ ભિન્ન સંસાર જમા;

વવાની ઇચ્છા ધારણ કરે છે. પણ એવું કરવાથી પુરૂષ અને સ્ત્રીઓ બન્નેને ત્રાસ વેઠવો પડે છે. લગ્ન કર્યા એટલે પુત્ર માબાપથી દૂર રહેવા માંડે છે. બ્હેન ! કેટલી અફસોસની વાત ! વૃદ્ધાવસ્થામાં માબાપની સર્વ આશા પુત્ર પર હોય છે. આવે વખતે પુત્રને સ્ત્રી પરણાવી એટલે માબાપથી જુદાં વસવું? માબાપ પુત્રોને માટે અનેક કષ્ટો વેઠે છે, ત્હેનો બદલો પુત્ર પાસેથી આવી રીતે મેળવવા? પુત્રનું ખરાબ વર્તન જોઈ ક્યા માબાપને લાગશે નહીં? હું આટલે દૂર આવી છું તેવી પુનઃ એક વાત લખનાર છું. બ્હેન ! ત્હમે ત્હમારાં સાસુજીનાં પુત્રવધૂ છો. જો પુત્રવધૂ પોતાનું કર્તવ્ય બરાબર બજાવે, તો કોઈને પણ ત્હેનો દોષ કાઢવાનું કંઈપણ કારણ છે-નહીં. કામ કરવાને કટાળો આવે છે, ચોરી બારીથી લટકામટકા કરવા ત્હેની પ્રવૃત્તિ હોય છે. જેઠાણી નણંદીનું કિંવા ત્હેમનાં બાળકોનું કામ કરવામાં ત્હેને હિનપણું માલમ પડે છે. આપણે અને આપણા પતિનું કામ કર્યું કે, આપણું કર્તવ્ય સમાપ્ત થયું એમ સમજે છે, જેઠાણી નણંદીથી છ છ માસ સુધી અબોલ રહે છે, એ સર્વનું ઉ-વટનું પરિણામ ભિન્ન વસવાટ કરી આજના 'ફેશનેબલ' સંસાર ચલાવવાનું આવે છે. પૂર્વે એક કુટુમ્બમાં ૧૫-૨૦ માણસોની મંડળી એકતાથી, એકત્ર વિચારથી રહેતી હતી એવું જાણવામાં આવતું હતું. સામ્પ્રત કાળનું કુટુમ્બ-એવા અર્થે પતિ, પત્ની, અને એકાદ બીજું બાળક હોય છે. મોટા કુટુમ્બમાં કામ પુષ્કળ હોય છે, પણ તે એકજ સ્ત્રીને કરવું પડતું નથી. મોટા કુટુમ્બમાં કામ કરવાને સ્ત્રીઓ પણ પુષ્કળ હોય છે. કામ કરવાને જોડી મળે છે તેથી કંટાળો આવતો નથી. જેઠાણી નણંદના બાળકો તરફ ઉત્તમ ભાવના રાખીએ તો તેઓ આપણા બાળકો તરફ સદ્‌ભાવના બતાવે છે. આપણે સદ્‌વર્તન રાખીએ તો સ્હામો મનુષ્ય આપણા તરફ કદી પણ અઘટિત વર્તન રાખશે નહીં. આપણે જેવા શબ્દો ઉચ્ચારીએ છીએ તેવા જ શબ્દો પાછા આપણને ઉત્તરમાં મળે છે, તેજ પ્રમાણે આપણે જેવી રીતે વર્તીએ તેવીજ રીતે બીજા પણ આપણા સાથે વર્તે છે. અસ્તુ.

થોડા દિવસથી ચી૦ બાબુને સખ્ત તાવથી આજારી છે. બાબુને સંભાળનાર કોઈ પણ મનુષ્ય નથી. હંમેશ તે પાણીમાં રમતો હોવાથી ત્હેને તાવ આવે છે. પુરૂષ માણસ બાળકની કેટલી સંભાળ રાખે ? ગયા અઠવાડીયાથી ચાકરડીએ કામ મુકી દીધું છે. દળવા આપેલું ઘઉંનું પાકું ૩-૪ દિવસ લાગલાગટ આણું આવ્યું. ત્હેને માટે ત્હેને સ્હેજ કહેતાં તે તકરાર કરી ચાલી ગઈ. ઘરનું સર્વ કામ મ્હારે જાતે કરવું પડતું હોવાથી ચી૦ બાબુની તબીયત વધારે બગડી. આ ગામમાં નળ નથી. ઘરના વાડામાં એક કૂવો છે તે ખારા પાણીનો છે બાકી પાણીના કુવા ઘણાજ દૂર છે. ઘરમાં કામ અત્યંત છે. પાડોશમાં એક બે બાઈઓ પોતાના બાળકો માટે જરીની ટોપી બનાવે છે, મ્હને પણ બાબુને માટે બનાવવાની તીવ્ર ઇચ્છા છે, પણ વખતજ મળતો નથી. મનની હોંસ મનમાંજ રહે છે. હવે સંસારમાં સુખ માલુમ પડતું નથી. અસ્તુ. સંસારની કથની જેટલી કહું તેટલી ઓછીજ છે. તે કદાપણ સમાપ્ત થવાની નથી. બ્હેન ! આ સર્વ હકીકતથી ત્હમારાં મનનું થોડું ઘણું સમાધાન થયું હશે. પત્ર ઘણો લખાણ થયો. હવે સમાપ્ત કરૂં છું. મનને કદી ત્રાસ આપશો નહીં. પત્ર લખતાં રહેશો તો ચિન્તા રહેશે નહીં. રા. દિનકરરાય ઉપર ત્હેમનો પત્ર ગયેલો છે. એજ. વિશેષ શું લખું ? સર્વને આશીષ

ત્હમારી લાડકી ભાભી,

ભાગીરથી.

## ૩.

## પ્રિય બ્હેન સૌ૦ સવિતા.

બ્હેન, ત્હારા પ્રેમાળ સહવાસથી છુટો પડી હું અત્રે સ્હાડાનવ વાગે ભરૂચ આવી પહોંચ્યો છું. તે બદલ કંઇ કાળજી કરશો નહીં. રસ્તામાં લખવા સરખો કંઇ ત્રાગ પડ્યો નથી.—ગાડીની અંદર બીલ્કુલ ગર્દી નહોતી, પરન્તુ પ્રવાસી લોકો બાંકા ઉપર સુતેલા હોવાથી સર્વ જગ્યા રોકાઇ ગયેલી હતી, તેથી બાંકના એક ખૂણા પર એકલી બેસી ઉંઘ ન લેતાં આખી રાત્રી જાગરણ કર્યું. બે ત્રણ વખત ડબ્બો બદલવાનો પ્રયત્ન કર્યો. પણ પ્રત્યેક ડબ્બામાં એજ સ્થિતિ હતી. અસ્તુ. ત્યારે ત્યાંથી આવ્યા બરોબર પત્ર લખવો જોઇએ પણ તે હેતુ સિદ્ધ થયો નહીં. પત્ર તુર્તજ ન લખવાનું કારણ ત્હને પત્રમાંજ લખ્યું છે. ત્હેનાથી સર્વ બીના ત્હારા જાણવામાં આવશે. અત્રે આવ્યા પછી તુર્તજ ત્હને પત્ર લખવાનો મ્હારો વિચાર હતો, કિન્તુ કૂશલ વર્તમાનનો ચાર લીટીનો પત્ર લખવાથી મ્હારા મનનું સમાધાન થાય તેમ નહોતું. કારણ હૃદયમાં કંઇ વિચારોની ખટપટ શરૂ થ· ગેલી હતી ત્હેને માટે ચોક્કસ ઠરાવ કરી તે હકીકત ત્હને પત્રદ્વારા જણાવવાની હોવાથી આટલું મોડું થયું છે. અસ્તુ. બ્હેન ! જ્યાં ખરો પ્રેમ હોય છે ત્યાં એક બીજાને સહાનુભૂતિ મળે છે સ્વાર્થી પ્રેમ—કૃત્રિમનો પ્રવાહ ઉછળેલા ઉદધિ સમાન વહે છે. પણ ખરા પ્રેમની સરિતા દુઃખે પણ ખડકને ઓળંગી મન્દગતિથી વહે છે. બ્હેન ! આ વખતે ત્હારે ઘેર મ્હેં મ્હારી બધી નાતાલની રજા પુરી કરી છે. પ્રેમાળ ભગિનીના સહવાસમાં એ રજા કેટલા આનંદથી પસાર થઇ તે લખવાની આવશ્યકતા નથી એકાદ રવિવારે કે બીજા રજાના દિવસે, ત્હારે ઘેર આવી તુરત હું પાછો અત્રે આવતો હતો, એ મ્હારો હમ્મેશનો નિયમ હતો. પણ આ વખતે બધી રજા ત્હારે ત્યાં શાથી તે વખતે ત્હારા ઘરમાં જે કંઇ દૃષ્ટિએ પડ્યું, તે વિષય પર વિચાર કરવાનો સમય મળ્યો અત્રે અથવા અગાઉ ત્હારી રૂબરૂજ એ હકીકતનો ખુલાસો કરવાનો હતો પણ તેવો અવસરજ મળ્યો નહીં અને તે વાતનો ખુલાસો ત્હારી સમક્ષ કરૂં કે નહીં ? ત્હે માટે હું ચોક્કસ વિચાર પર પણ નહોતો.

બ્હેન ! તું શ્રીમન્ત છે. આજ ત્હારે ઘેર પંદર વીશ માણુસો પોતાનું પેટ ભરે છે કોઇ મોઢાં મીઠાં વચનો બોલી બાઈ સાહેબને ખુશ કરવા માટે, કોઈ શ્રીમન્ત બાઈ સાહેબની કૃપા સંપાદન કરવા માટે. સ્તુતિ સ્તોત્ર ગાઈ પ્રત્યેક બાઈ સાહેબની ધન્યતા મેળવે ·, પુન્યથી, આવી સ્થિતિ પ્રાપ્ત થવાથી, ત્હારી સાથે વાત કરવી હોય તો ફક્ત ૧૫–૨૦ [મ]·નિટો મોટા પ્રયાસથી મળે છે. તું બીલ્કુલ બોલતી નથી, એવી કલ્પના મ્હારા મનમાં ભૂ· ચૂકે પણ આવનાર નથી. ત્હારો મ્હારા પરનો અમૂલ્ય પ્રેમ, મ્હારે માટે દરેક કામમાં રા· ખતી કાળજી, એ જોઈ મ્હારા મનમાં કોઇપણ વિચાર ક્ષણભર પણ આવનાર નથી. અસ્તુ. હું મ્હારૂં હૃદય ઉઘાડી મનમાં ઘોળાતા વિચારો ત્હારી આગળ પ્રદર્શિત કરૂં છું. ત્હારૂં ઉદાર અને પ્રેમાળ અંતઃકરણ મ્હારા પત્રનો ભળતો જ અર્થ કરશે નહીં એવી મ્હને સમ્પૂર્ણ આશા છે. ખરા પ્રેમની જીભ્હા હમ્મેશાં ખરૂં અને સ્પષ્ટ કહે છે. ખરા પ્રેમના હૃદયમાં ખરૂં લાગે તેજ વિચારો તે બ્હાર પાડે છે. હમ્મેશાં પોતાની સ્તુતિ સાંભળવાને ટેવાયલા—

શ્રીમન્તના કાનોને ખરાં વચન કહવાં ઝેર જેવાં લાગે છે, પણ બ્હેન ! તું તેવી નથી એમ મ્હને લાગવાથી કેટલાક સ્પષ્ટ વિચારો પત્રદ્વારા ત્હારી સમક્ષ વ્યક્ત કરવાનું સાહસ કર્યું છે. એક દિવસ એક ગરીબ વિદ્યાર્થી ત્હારે ઘેર આવી એક માસની 'ફી' માગવા આવ્યો હતો. ત્હમારાં સરખાં શ્રીમન્તને ઘેર જરૂર કામ થશે એવી ત્હને પક્કી ખાત્રી હતી. પરન્તુ ત્હારા પતિએ (મનહરરાયે) તુર્ત જ "હાલમાં સવડ નથી" એવો ઉત્તર આપ્યો. સાધારણ સ્થિતિનાં માણસો સુદ્ધાં ગરીબ વિદ્યાર્થીને મદદ કરી વિદ્યાને ઉત્તેજન આપવા માટે આવા વિદ્યાર્થીઓની હોંશ પૂર્ણ કરે છે. કેટલાક લોકો ફંડ કાઢી પૈસા એકઠા કરી "અનાથાશ્રમો" સરખી સંસ્થા સ્થાપી વિદ્યાર્થીઓને વિદ્યાનો લાભ અપાવે છે. મનહરરાયનો નકારો 'નનો' સાંભળી તે વિદ્યાર્થી કંઈ ન બોલતાં ત્યાંથી ચાલતો થયો. તે બિચારો પોતાની ધારણામાં નિષ્ફળ નીવડ્યો. બ્હેન તે જોઈ મ્હને ઘણું જ ખરાબ લાગ્યું. ઈશ્વર કૃપાથી ત્હમો શ્રીમન્ત છો. ત્હમો સો માણસનું પોષણ કરવાને શક્તિવાન છો. દરરોજ ૨૫-૩૦ માણસો ત્હમારે ત્યાં જમે છે. મ્હેમાનોની ગર્દી દરરોજ થાય છે; એટલું જ નહીં પણ મ્હેમાનોના મ્હેમાનો પણ ત્હમારે ત્યાં આવી ઉતરે છે આવી સ્થિતિમાં તે ગરીબ વિદ્યાર્થીને થોડી ઘણી મદદ કરી હોત તો તે અસ્થાને તો નહીં જ ગણાત. દૂર દૂરથી પોતાનાં માબાપોનો ત્યાગ કરી ઘરબાર છોડી-ભણવા માટે આવે છે, કેટલાકોની સ્થિતિ એટલી વિકટ હોય છે, કે રહેવાને જગ્યા નહીં, નિશાળની 'ફી' તથા પુસ્તકો માટે પૈસા નહીં, અંગ ઉપર જાડાં પુરતાં કપડાં પણ નહીં, એવી સ્થિતિ હોય છે.-સર્વને જ્યારે મદદ કરવાનું બની શકતું નથી, ત્યાર થોડાને તો થોડી ઘણી મદદ કરી વિદ્યાને ઉત્તેજન આપવું એ શ્રીમન્તોની ફરજજ છે. જેની પાસે પ્રભુ કૃપાથી પૈસા ભરપૂર છે, તેણે પોતાના દ્રવ્યનો સદ્વ્યય કરી જવાબદારીથી મુક્ત થવું જોઈએ. અસ્તુ.

હવે બીજી વાત લખું છું-તે ત્હારી પુત્રીની એટલે ફેશનેબલ વત્સલાની. બ્હેનાં હું પત્રમાં હૃદય ખુલ્લું કરૂંછું. એમ પત્રની શરૂઆતમાંજ દર્શાવ્યું છે એટલે સંકોચ કરવાનું કંઈ પણ પ્રયોજન નથી. બ્હેન! ત્હારી બાલ્યાવસ્થા ગરીબાઈમાં ગઈ છે, જેને ગરીબનાં દુઃખની પૂર્ણ કલ્પના છે, ત્હેને ઇશ્વર કૃપાથી શ્રીમંતાઇ પ્રાપ્ત થવાથી તે દ્રબાય બને નહીં. વત્સલાને જન્મથી ગરીબની પીછાણ નથી, તો પછી ત્હેને ગરીબનાં દુઃખની કલ્પના ક્યાંથી હોય !

અનુભવ શિવાય માલુમ ન પડે એવી જ્યારે સ્થિતિ હોય છે ત્યારે કેટલીક કાલ્પનિક વાતોનો બરોબર વિચાર કર્યાથી સમજ પડે છે. વત્સલા પોતે શ્રીમન્તની પુત્રી છે, એટલે ત્હેના સહવાસમાં પ્રત્યેક શ્રીમન્ત માણસોજ આવે છે એવું કંઈ નથી. વત્સલા ચૌદ વર્ષની છે. અભ્યાસમાં તે ઇંગ્રેજી ત્રીજું ધોરણ શીખે છે. શિક્ષણથી મન સુશિક્ષીત થાય છે. નાનાં મોટાં, ગરીબ, શ્રીમન્ત, દેઓની સાથે મિજાસ રાખવો એવી ત્હેની સમજણ છે; પણ તે કોઈ પણ પ્રકારનો સદ્ગુણ કહેવાય નહીં. ખરેખર કહીએ તો ત્હેના સહવાસમાં ફક્ત પન્દર મિનિટ આવનાર માણસ, વત્સલા પહેલા નંબરની મિજાસખોર છે એમ સ્પષ્ટ કહે છે. શ્રીમન્તાઈઓ વિદ્યાના ગર્વથી તે તદ્દન ફુલાઈ ગઇ છે. તે ગરીબ મનુષ્ય સાથે બે શબ્દ પણ બોલવા ખુશી નથી. જે પ્રમાણે પુત્રની જવાબદારી પિતા ઉપર છે તેજ પ્રમાણે પુત્રીની-

જવાબદારી માતા ઉપર છે. વત્સલાનું વર્તન બરાબર સુધારવાને કાળજી રાખીશ એવી મને આશા છે. કદાચિત્ સારા સંસ્કાર ત્હેના કુમળા મગજ પર પડી ગયા તો ત્હેના સામ્પ્રત કાળના વર્તનમાં જરાતરા પણ ફરક પડશે. વ્યવહારમાં મનુષ્યને રાયથી રંક પર્યન્તની ગરજ પડે છે.-શ્રીમન્તાઇ ચાર દિવસની ચાન્દની છે. આપણા અંગમાં વાસ કરનારા સદ્‌ગુણ એજ ખરી શ્રીમન્તાઇ છે.

યૌવનાવસ્થામાં, ફાકડાં થઈ ફરવાનો શોખ પુરુષ તેમજ સ્ત્રી બન્નેને હોય છે. પણ તે ઘરની પરિસ્થિતિ અનુકૂળ હોય તોજ બની શકે છે. આપણા દરજ્જા પ્રમાણે કપડાં લત્તાં જોઇએ. એ જરૂરનું છે. હાલમાં જગત્ દરેક પળે સુધરતી જાય છે, અને તે પ્રમાણે કપડાં લત્તાંની પણ સુધારણા થતી જાય છે. પણ બ્હેન! સુધારણાની પણ મીમા હોય છે પોશાક ઉપરથી મનુષ્યની કિમ્મત થાય છે. વત્સલાનો પોષાક જોઈ લોકો શું કહે છે? ત્હેના કપાળે ઝીણી કંકુની બિન્દલી જોઈ લોકોએ એને બ્રાહ્મણની કે કોની છોકરી સમજવી? શ્રીમન્તની છોકરી વીશ રૂપિયાની રેશમી સાડી પહેરે ત્હેને બદલે તેજ જ્યારે સાઠ રૂપિયાની બારીક ઓઢણીમાં પોતાની શ્રીમન્તાઇ બ્હાર પાડે ત્યારે લોકો ત્હેને શું કહે? લોકોની આંખો ખરાબ? કે આપણું વર્તન ખરાબ? કે ત્હેનો નિર્ણય તું ત્હારા મનમાજ કરી લે જે ચૌદ વર્ષની યુવાન છોકરી પણ સુતાં ઉઠતાં "ટોનીક પીલ્સ" લે છે. તું ત્હારી બાલ્યાવસ્થાનું સંસ્મરણ કરી ત્હારી પુત્રીને સુધારવાને પ્રયત્ન કરશે એવી મ્હારી ઇચ્છા છે.

ત્રીજી વાત ત્હારા પુત્રની ચિ૦ ભાસ્કરની વય સોળ સત્તર વર્ષની હશે, પણ હજી તે ગુજરાતી ત્રીજું ધોરણ શીખે છે ત્હેના બરાબરના છોકરાઓ ઇંગ્રેજી ચોથું ધોરણ શીખે છે ત્યારે તે અદ્યાપી ગુજરાતી શામાટે ન શીખી રહ્યો? ભાસ્કરને ભણીગણી પરિક્ષા આપી ક્યાં પેટ માટે નોકરી કરવી છે?" એવો પ્રશ્ન તું મ્હને કરીશ, પણ બ્હેન? વિદ્યાને અને પૈસાને કશો સમ્બન્ધજ નથી. ગરીબનાં છોકરાંઓને ઉચ્ચ શિક્ષણ મેળવવાને પ્રથમ પૈસાની અડચણ હોય છે. શ્રીમન્તનાં છોકરાંઓ પૈસાથી ભરપૂર હોવાથી ન્હાના પ્રકારના શોખ કરી, ઉચ્ચ શિક્ષણ મેળવવાને પ્રથમ પૈસાની અડચણ હોય છે. શ્રીમન્તના છોકરાંઓ પૈસાથી ભરપૂર હોવાથી ન્હાના પ્રકારના શોખ કરી, ઉચ્ચ શિક્ષણ મેળવવાને નાલાયક બને છે. શ્રીમન્તના છોકરાઓ પ્રશ્ન પ્રશ્ન મેટ્રીક સુધી પહોંચ્યા એટલે જાણે સ્વર્ગમાં પહોંચ્યા એમ ત્હેને લાગે છે કંઈ શ્રીમન્તોનેજ અપવાદ આપવો એવો નિયમ નથી પણ એકંદર સારાસારનો વિચાર કરવો જોઇએ. શ્રીમન્તના છોકરાઓ લાડથી કેવી રીતે બગડે છે ત્હેનું ત્હારે ઘેર, જોએલું એક દૃષ્ટાન્ત કહું છું પરમ દિવસની જ વાત. હું ત્હારે ઘેર હતો ત્યારે એક દિવસ સવારમાં ચિ ભાસ્કર ત્હેની 'ચંપી' કુત્રી સાથે રમતો હતો ભાસ્કર રમતમાં મશગુલ થઇ ગયો હતો. એટલામાં જ ત્હેનો માસ્તર ત્હેને શિક્ષણ આપવાને આવ્યો માસ્તરને આવેલો જોઇ તેજ ક્ષણે ભાસ્કર ત્હેના પિતા કને જઇ દયામણું મ્હોં કર્યું. પુત્રની ઇચ્છા અત્યારે ભણવા બેસવાની નથી એમ જાણી ત્હેના પિતાએ "સન્ધ્યાકાળે ભણાવવાને આવજો" એવું માસ્તરને ફરમાવ્યું (!) 'વારૂ' કહી માસ્તર ચાલ્યો ગયો. સન્ધ્યાકાળે પણ ભાસ્કર ભણવા નહીં બેસે તો માસ્તરને થોડુંજ નુકશાન જવાનું હતું? મહિનાના દશ પંદર રૂપિયા—પડાવવાના તે પડાવવાના જ! છોકરાંને તદન લાડ લડાવવા નહીં એવું મ્હારૂં કહેવું

નથી. પરન્તુ ભલતાજ લાડ લડાવવા તે શા કામના ? પુત્ર જો બે અક્ષર વધારે શીખે તો ત્હેમાંજ ત્હેનું હિત સમાયલું છે. પુત્રનાં હિતાહિતની જવાબદારી ત્હેના પિતા ઉપર છે, અને પુત્રીનાં લગ્ન થયા બાદ તે સાસરે જાય ત્યાં સુધીની પૂર્ણ જવાબદારી ત્હેની માતા ઉપર છે. અસ્તુ. પત્ર ઘણો લંબાણ થયો છે. પત્રમાં કંઈ જાસ્તી લખાયું હોય તો બ્હેન ત્હારાં અંતઃકરણપૂર્વક માફી આપીશ એવી મ્હને આશા છે. સર્વને આશીષ !.

ત્હારો ગરીબ બન્ધુ,
અરવિંદ.

---

## ૪.

## સૌ. ભાગીરથી ભાભીઃ-

વ્હાલી, ત્હમારા બન્ને પત્રો મળ્યા છે. ત્હમારા પત્રો એટલે ત્હમારાં હૃદયનું પ્રતિબિમ્બ. ત્હમારા પત્રમાં એક પણ અક્ષર ખોટો નથી.

ભાભી ! હું ત્હમારી સ્તુતિ કરતી નથી પણ ખરૂં જ કહું છું કે, તમારા સરખી વિચારશીલ, સ્હમજદાર, અને સુશીલ પત્ની મ્હારા અરવિન્દભાઈને પ્રાપ્ત થઈ છે, તેથી ત્હેનું સુભાગ્ય જ સ્હમજવું. ખરેખર ત્હમારા સરખી સુશિક્ષિત ગૃહિણી જેને પ્રાપ્ત થઈ છે ત્હેના ગૃહસુખની સીમા જ નથી. ત્હમારા પત્રો અને સર્વ મણ્ડળે વાંચ્યા છે. ત્હેમાંની સંસારિક કરૂણાજનક કહાણી વાંચી કોના મનમાં દયાનાં અંકુરો ફુટ્યા વિના રહે ! ત્હેમાંનું અવ્યવસ્થિત સંસારનું ચિત્ર જોઈ કોનું અન્તઃકરણ ભરાઈ આવ્યા વિના રહેજ ! ભાભી ! ત્હમારાં બન્ને પત્રોથી મ્હને મ્હારી ભૂલ જણાઈ છે, અને મ્હારાં મનને એક પ્રકારનું આશ્વાસન મળ્યું છે. ત્હમારા પત્રની અત્રે ઘણીજ તારીફ થઈ છે. અને સર્વે એકદમ કહેવા લાગ્યાં કેઃ-" બસ, અરવિન્દે પોતાની પત્નીને આપેલા શિક્ષણનું ત્હેણે સાર્થક કર્યું છે. શિક્ષણથી મન સુશિક્ષિત થાય છે; અને આવેલું સંકટ ધૈર્યથી વિખેરી નાંખવા પુરતો વિચાર કરનારી અંગમાં એક દિવ્ય શક્તિ ઉત્પન્ન કરે છે. શિક્ષણના પણ પુષ્કળ પ્રકાર છે. શિક્ષણ આપવાના પણ પુષ્કળ માર્ગ છે. ઉત્તમ પ્રકારનાં આપેલાં ઉત્તમ શિક્ષણનું પરિણામ હમ્મેશાં ઉત્તમ જ આવે છે." આવા પ્રકારનું બોલવું સર્વ લોકોનું થયું. ભાભી ! મ્હારા મનમાં પણ શિક્ષણ લેવાની પૂર્ણ ઉત્કંઠા છે. પણ હું શું કરૂં ? એક તો અહીં શિક્ષણ લેવાનો પુરતો વખતજ મળતો નથી. કદાચને વખત કહાડું તો તેવા પ્રકારની અમારા ઘરમાં પરિસ્થિતિ નથી. રાત્રે ઘરનું સર્વ કામકાજ પૂર્ણ કરતાં સ્હાડાદશ વાગે છે. અને પછી શિક્ષણ લેવાનું તો શું ? પણ સર્વસ્વ ત્રાસદાયક લાગે છે. પ્રાતઃકાળે મળસકામાં પાંચ વાગ્યામાં ઉઠવું પડે છે. અસ્તુ. ભાભી ! ત્હમારા બન્ને પત્રોનો પ્રત્યુત્તર આપતાં આટલો વિલમ્બ થયો છે. તે બદલ ત્હમો ગુસ્સામાં હશો, પણ વિલમ્બ લાગવાનું કારણ લખવાથી ત્હમારો ગુસ્સો ઉતરશે એવી આશા છે. ભાભી ! ત્હમો સર્વે ઘરમાં એકલાં રહેવાનાં કારણે ત્હમારા મનમાં આવી વાત આવી છે, દૂર શું કામ ! પત્ર લખવાનું જ ઉદાહરણ લ્યોને ! ત્હમને પત્ર લખવાનો વિચાર આવતાં જ તે ત્હમો ક્ષણમાં લખી શકો છો. ભાભી ! અને

મ્હારે કેટલાક પ્રકારની અડચણો આવીને ઉભી રહે છે. મ્હને હમ્મેશ લખવાની ટેવ ન હોવાથી મ્હારાથી જલ્દી લખી શકાતું નથી. તે શિવાય સાસુજી દેરાણી, જેઠાણી, વીગેરેને હું નકામા જ પત્રો લખું છું એમ લાગે છે. સસરાજી ઘણે ભાગે ઘેર રહેતા નથી, પણ ત્હેને કોઈની મારફત પત્ર લખવાની ખબર પડી તો આકાશ પાતાળ એક કર્યા શિવાય રહે નહીં હમારા ઘરમાં હજુ જૂના વિચારો જ ચાલે છે. સસરાજીને સ્ત્રીઓ લખે વાંચે તે તરફ અત્યંત તિરસ્કાર છે. હમારા ઘરમાં હજી જુના જુના ઘણા રીવાજો છે, અને આગળ ઉપર પણ તે જ પ્રમાણે ચાલવું એવો સસરાજીનો હજી દૃઢ નિશ્ચય છે, પરમ દિવસે બજારમાંથી ખાંડ ખરીદી આણી હતી કાગળની કોથળીમાંથી મેં ત્હેને એક વાસણમાં ભરી હતી. કોથળીના કાગળ ઉપર કંઈ જાહેરખબર હતી. ત્હેના ઉપર માત્ર મ્હારી દૃષ્ટિ પડતાં જ "કામ ધંન્ધો છોડી વાંચવાનું શરૂ થયું કે?" એવો ધ્વનિ સસરાજી સન્ધ્યા કરતા હતા તે ઓરડામાંથી આવતો મ્હારા કાને પડ્યો એક તો સસરાજીનો સ્વભાવ કડક તેવામાં આવું કંઈ દૃષ્ટિએ પડ્યું કે પછી તો પુછવું જ શું? મ્હારાં સાસુજીની ચાલીશ વર્ષની ઉમ્મર થઈ છે, તોપણ હજી તે એક ન્હાનાં બાળક માફક સસરાજી આગળ થરથર કમ્પે છે. સસરાજી હમ્મેશાં બ્હાર જ ફર્યા કરે છે. પણ એકાદ વખત ઘેર આવે ત્યારે પોતાની બરોબરના પુત્રો સાથે પણ પ્રેમથી બોલી બે ઘડી વાત કરી હોય એવું અદ્યાપિ સુધી મ્હારાં સ્મરણમાં નથી કોઈ વખત મહાત્મીક બાબતમાં બોલવું પડે તો પણ ફક્ત એક કે બે શબ્દો જ. મ્હારા દીયરો તો સસરાજીની સ્હામે ઉભા જ રહી શકતા નથી તેઓ હાલ મુમ્બઈની કોલેજમાં અભ્યાસ કરે છે, પરમ દિવસે જ દિવાળીની રજામાં તેઓ ઘેર આવ્યા છે. આવતાંની સાથે જ માથા ઉપર રાખેલા વાળ જોઈ સસરાજીએ મનસ્વી હુકમ કર્યો કે, માથા ઉપરના વાળ કાઢી નાંખ્યા શિવાય મ્હારી પંક્તિમાં ભોજન કરવા બેસવું નહીં દીયરજી પણ અન્તઃકરણમાં અતિશય ક્રોધાતુર થયા. ત્હેમને જેમ તેમ સ્હમજાવીને મનાવ્યા ત્હેમાં ગુણવન્તરાય હવે મુમ્બઈમાં વસવાટ કરશે એમ લાગે છે આનંદરાય પરીક્ષામાં નિષ્ફળ નીવડ્યા જાણી સસરાજી પુષ્કળ રીસે ભરાયા છે. અને ત્હેને ઘેર રહેવાની બન્ધી કરી છે. આનન્દરાયનો સ્વભાવ પણ વડીલ પ્રમાણે સન્તાપી જ છે. તેઓ અત્રેથી જઈ, મુમ્બઈમાં કોઈ નાટક મણ્ડળીમાં જઈ રહ્યા છે. પણ ગુણવન્તરાયે ત્હેમને સ્હમજાવી પાછા આણ્યા છે. વડીલનું મુખ જોવાને પણ આનન્દરાય રાજી નથી. અસ્તુ

આ દોઢ મહિનામાં આવી ચમત્કારિક સ્થિતિ હોવાથી ભાભી! ત્હમને પત્ર લખવાનો અવકાશ મળ્યો નહીં. સર્વ હકીકત ત્હેમને જણાવી છે. હવે ત્હમારો ગુસ્સો ઉતરશે એવી મને સમ્પૂર્ણ ખાત્રી છે. વધુ શું લખું? ત્હમારો તો મ્હારા ઉપર પૂર્ણ પ્રેમ છે. ભાઈશ્રી અરવિન્દભાઈને પ્રણામ. ચિં૦ બાળુને આશીષ.

લિ૦ ત્હમારી પ્રેમાળ નણદી,

સવિતા.

## ૫.

## પ્રિય બ્હેન સૌ૦ સવિતાઃ-

પ્રેમપૂર્વક અનેકોત્તમ આશીર્વાદ. બ્હેન, તું ત્હારી ભાભીના પત્રની રાહ જોતી હશે, એનામાં કલ્પના પણ નહીં છતાં મ્હારો પત્ર આવેલો જોઈ ત્હારા મનને જરા ખરાબ લાગશે નહીં પણ ત્હારાં મનને થોડી ઘણી નિરાશા તો થશે જ. ત્હારો ત્હારી ભાભી પર આવેલો પત્ર મ્હને વંચાવ્યો છે. ત્હારો પત્ર વાંચી મ્હારા મનમાં કેટલાક ઉદ્ભવેલાં વિચારો આ પત્રમાં લખ્યા છે. ત્હારી ભાભી હાલમાં ત્હેના ભાઈના આવેલા પત્રનો ઉત્તર લખવામાં ગુંથાયલી છે, એટલે મ્હેં આ પત્ર લખવાનું માથે લીધું છે. બ્હેન ! ત્હમો સ્ત્રીઓ અરસપરસ એક બીજાનાં અન્તઃકરણ તદ્દન ખુલ્લાં કરી હિતવચનો કહો છો. ત્હેમાં સરખી વયની સરખા વિચારની મૈત્રિણીઓ પ્રેમના દ્રઢ આલિંગનથી ભેટે છે, એટલે ત્હમારાં હૃદયમાં ઉત્પન્ન થતા સ્વતંત્ર વિચારોનો સમુદ્ર એક સરખો વહે છે. તેજ પતિ પત્નીનું, બાપ દીકરાનું, ભાઈ બ્હેનનું હિત કરે છે. કે અમારાં હૃદયમાં ઉત્પન્ન થતા વિચારોનો સમુદ્ર બીક, લજ્જા, મર્યાદા, સંકોચ વૃત્તિ ઇત્યાદિ ખડક પ્રદેશમાં મ્હોટી સાવધાનીથી અને શાન્તપણાથી વહે છે પણ એમાં ત્હારો દોષ નથી. ત્હમારા પ્રેમાળ, અને વિનયશીલ મનમાં એ સદ્ગુણજ છે. બાલક-છોકરી હમ્મેશાં ત્હેની માતાને વધારે ચાહે છે. તે માતાને છોડી ક્ષણભર પણ દૂર રહેતી નથી. પુત્રી જેટલો માતા સાથે સંબંધ રાખે છે તેટલો પિતા સાથે રાખતી નથી પુત્રની સ્થિતિ સાધારણ રીતે આનાથી તદ્દન ઉલટી જ છે. પુત્રને માતાનો સ્નેહ કંઇ નથી હોતો એમ નથી, પણ પુત્ર જરા સમજવાળો થાય છે કે પિતા સાથે વધારે સ્નેહ રાખે છે. પિતા બ્હાર જવા તૈયાર થાય કે, પુત્ર પોતાની ટોપી હાથમાં પકડી હાથથી ઇશારત કરી, કિંવા બાલભાષામાં-'મ્હારે બ્હાર આવવું છે' એવુ કહે છે. પુત્રને બ્હાર ફરવાનો શોખ પુત્રી કરતાં વધારે હોય છે. અસ્તુ. બાલ્યાવસ્થામાંથી જ સ્ત્રી પુરૂષ વચ્ચે આવી રીતે તફાવત દૃષ્ટિએ પડે છે.

સવિતા બ્હેન, ત્હારી, અને ત્હારી ભાભી વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર જોઈ મ્હારા મનને ઘણો જ આનંદ થયો છે. તેમજ મ્હારા મનનું કંઈક સમાધાન પણ થયું છે.—સંસારની ચર્ચા સ્ત્રીથી જ થઈ જોઈએ. એટલે તે યોગ્ય પ્રકારે થઈ, સમાજને થોડોઘણો ફાયદો એનાથી થશે—મ્હારા પહેલા પત્રમાં એક ઠેકાણે "સ્ત્રીઓનાં મનની વાતમાં સ્ત્રીઓને સારી રીતે અને જલદી સમજ પડે છે." એવું એક વાક્ય ત્હને લખેલું તે યાદ હશે જ. તે લખવાનું પ્રત્યક્ષ ઉદાહરણ એટલે ત્હારો, અને ત્હારી ભાભી વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર એ જ છે. બ્હેન! સંસારમાં જ્યારે સ્ત્રી અને પુરૂષનો સરખો જ સંબંધ હોય ત્યારે પણ, સંસારમાં બારીક સુખ દુઃખની જાણકાર પુરૂષો કરતાં સ્ત્રીઓજ વધારે હોય છે. સંસાર શકટ ઉત્તમ રીતિએ ચલાવવાને પુરૂષને ન્હાના પ્રકારના શ્રમ ઉદ્યોગ, વીગેરે કરવા પડે છે. પુરૂષનું મન હમ્મેશ ઉદ્યોગ સૃષ્ટિમાં જ ફરતું રહે છે અને સ્ત્રીઓનું મન સંસાર સૃષ્ટિમાં ફરતું રહે છે. તેનું એક ન્હાનું સરખું ઉદાહરણ કહું છું:-પતિ સન્ધ્યાકાળે ઓફીસમાંથી ઘેર આવ્યે ત્યાર ત્હેની વૃત્તિ દરરોજ કરતાં વધારે આનંદિત દેખાઈ. ત્હેણે પોતાના આનન્દનું કારણ

પત્ની આગળ પગાર વધવાનું જણાવ્યું. પત્નીએ હસતું મુખ કર્યું ત્હેણે પોતાના આનન્દનું કારણ પતિ આગળ, એક ફાટેલું વસ્ત્ર આપી લીમ્બુનાં અથાણાં ભરવાની ચીનાઈ બરણી લીધી તે જણાવ્યું. બન્નેનો આનન્દ એક જ દરરજાનો સંસાર સંબંધનો જ હતો. બરણી અને પગારની વૃદ્ધિ, બન્ને બાબતો સંસારનીજ છે. માત્ર તે આનન્દ જુદો જુદો છે. અસ્તુ. હવે હું ત્હને જે વિષય પર પત્ર લખું છું તે તરફ વળું છુ.

બ્હેન! તું ત્હારા પત્રમાં ત્હારા સસરાજીના સન્તાપી સ્વભાવનો, અને ત્હારો ન્હાનો દીયર રોષથી નાટક કમ્પનીમાં કેટલાક દિવસ રહ્યાનો ઉલ્લેખ કરે છે. તે બાબત હું ત્હને બે શબ્દો લખનાર છું. ત્હારો દીયર આનંદરાય નાટક કમ્પનીમાં જતો રહ્યો ત્હેનાં બે કારણો છે. તે પૈકી એક પ્રત્યક્ષ, અને બીજું અપ્રત્યક્ષ. હમણાં હમણાં બે ત્રણ વર્ષ થયાં નાટક કમ્પનીઓનો પ્રવાહ વધ્યો જાય છે. દર વર્ષે નિદાન બે ત્રણ નાટક કમ્પનીઓ ઉભી થાય છે. પ્રત્યેક શહેરમાં બે ત્રણ નાટક મણ્ડળીઓ ખેલ કરી લોકોનું મન રંજન કરે છે. સન્ધ્યાકાળે નાટકના છોકરાઓ (એકટરો) ભપકાબંધ પોષાક પહેરી શહેરમાં ફરતા ફરે છે. નાટકની મણ્ડળી શ્રીમન્ત અને સુખી હોય છે એવી ઘણા મોટા લોકોમા સમજુત છે. તે શિવાય કેટલીક બાબત સંગીત ઉપર અવલંબેલી છે. બાલ્યાવસ્થામાં એકાદ બાબતની લ્હે લાગી એટલે ત્હેની અસર બાળકનાં કુમળાં મગજ ઉપર તુર્તાતુર્ત થાય છે. બાળકોને ખરાબ કિંવા સારી વલણ તરફ વાળવા બાબત તેના ઘરના વડીલ માણસે તે બદલ વધારે કાળજી રાખવી જોઇએ. ત્હારા આનંદરાય દીયરને નાટક કમ્પનીમાં જવાને અપ્રત્યક્ષ રીતે ત્હારા સસરા જ કારણભૂત છે, એવું કહેવાને હું સાહસ કરૂં છુ, કેવું તે જો. કુટુમ્બમાં વડીલ પુરૂષનો અન્યને ધાક બેસાડવાને, કુટુમ્બની મણ્ડળીને ત્હેની આજ્ઞાનું પાલન કરાવવાને, ત્હેના શબ્દોને માન આપવાને, વડીલ પુરૂષમાં કડકપણું જોઇએ એ સ્વાભાવિક છે, પણ તે કડકપણાનો અમલ કરવાને દાસપણું સ્વીકારવું જોઇએ. હમ્મેશ સન્તાપી રહી ધમપછાડ કરવું એવું કડકપણું આખરે કોડી કામનું થઈ પડે છે. ત્હને ખબર હશે કે એકાદ કજાત સાસુ જ્હારે પોતાની પુત્રવધુ ઉપર રોષે ભરાય છે, ત્યારે પુત્રવધુને સાસુના દાબની ભીતિ ન લાગતાં ત્હેનાં મુખમાંથી તિરસ્કાર યુક્ત ઉત્તર "રોજ મરે ત્હેને કોણ રડે?" એવો નીકળે છે. સન્તાપી સ્વભાવ પોતાને માટે બીજાના મનમાં અપ્રીતિ અને તિરસ્કાર ઉત્પન્ન કરે છે. તું લખે છે કે "સસરાજી આગળ સાસુજી તેમ જ દીયરો ઉભા રહી શકતા નથી. એ અક્ષરશઃ સત્ય હોવું જોઇએ, વડીલના સન્તાપી વર્તનમાં આનન્દરાયના મનમાં તિરસ્કાર વધી ગયો એવું હોવું જોઇએ, અને તેથી જ ત્હેણે 'વડીલનું મુખ જોવાનો નથી' એવો ઉદ્‌ગાર કાઢ્યો. આનંદરાય પરીક્ષામાં નાસીપાસ થયો એ ત્હેની ભૂલ ખરી, પણ આવા જ વખતે ત્હારા સસરાએ પુખ્ત વિચાર કરી ઠપકો દેવો હતો. પુત્રના અપરાધ બદલ રોષ આણવો, પ્રસંગે યોગ્ય શિક્ષા કરવી, એ વડીલોનું કર્ત્તવ્ય જ છે. પણ તે વખતે વડીલો પુત્રને ત્હેનાં કર્ત્તવ્યથી જાણકાર કરવો અને એ પણ વડીલનું જ કર્ત્તવ્ય છે. 'તું ઘરમાથી કાળું કર' અને 'હાવે ત્હાં ભીખ માગી ખા' આવી આવી અવિચારપણાની શિક્ષા પુત્રને કરવી, એટલે આપણા હાથથી પુત્રની જીન્દગી ખરાબ કરવી એ જ છે. અસ્તુ. પત્ર ઘણો લંબાણ થયો-હવે સમાપ્ત કરૂં છું. શ્વશુર પક્ષમાં કોઈપણ મનુષ્યનું દિલ ન દુઃખવવાની ખબરદારી રાખજે પ્રકૃતિ બદલ યોગ્ય સંભાળ રાખજે, એ આશીર્વાદ. રા૦ દિનકરરાયને થીર સાષ્ટાંગ નમસ્કાર

લિ૦ ત્હારો પ્રેમી બન્ધુ,
અરવિન્દ.

## ફૂલવાડી.

# ગૃહ વ્યવસ્થાનો અભ્યાસક્રમ.

( મદ્રાસની પ્રજાકીય વિશ્વવિદ્યાલય 'નૅશનલ યુનિવર્સિટિ' નો
ગૃહ વ્યવસ્થાનો અભ્યાસક્રમ )

(ઇંગ્લીશ ઉપરથી અનુવાદ.)

રા. રા. પૂનમચંદ કેશવલાલ શાહ. ( બી૦ એ૦ )

## ૧. રાંધણ કળા.

(વય).

૫-૬. ઢીંગલી રમવાનો ઓરડો અને તેની વ્યવસ્થા.
રાંધવાની રમત.

૭. ઢીંગલીને ખવડાવવાની તથા સારવાર કરવાની રમત.
તેને ઉધાડવામાં હાલરડાં, વગેરે.

૮. દાળ તથા ચોખા ઝાડકવા અને વીણવા.

૯. શાક સમારવું. ફળ ચીરવાં,
હિંદુ પંચાંગ પ્રમાણે તિથિ, વાર, મહિના, ૠતુઓ વગેરેની સમજણ.

૧૦. રાયતાં અને ચટણી બનાવવી.
ખર્ચનો હિસાબ રાખવો.
ધોવા આપેલાં કપડાં તથા રોજ આવતા દુધની નોંધ રાખવી.

૧૧. દાળ, ચોખા વગેરે છડીને સાફ કરવા.
ચોખા, દાળ, આમટી, કઢી, રોટલી, ભાખરી, પોરણપોળી વગેરે વા બનાવવી.
ફરાળની વાનીઓ તૈયાર કરવી.

૧૨. અતિથિ સત્કાર. પાણી ખેંચવું. ધોવું.
ગરમ મસાલો તથા વઘારમાં જોઇતી ચીજો તૈયાર કરવી.
કાગળો લખવા. ટપાલના તથા તારના સાધારણ નિયમોની સમજણ.
ગાયો, ભેંસો વગેરેની સંભાળ. ( વારીદુ, દોવું વગેરે ).

૧૩. સાધારણ સંપૂર્ણ રાંધવું. માંસની વાનીઓ તૈયાર કરવી.
દૂધ, દહીં, છાશ, ઘી વગેરે બનાવવાં,
થાળમાં પીરસવું.

૧૪. અમુક સંખ્યા માટે જોઇતી ખોરાકની ચીજોના પ્રમાણની સમજણ. લાડુ,ભજીયાં, ચેવડો વગેરે ખાસ વાનીઓ તૈયાર કરવી ફસલ ભરવાની ઋતુ તથા તેની રીતની સમજણ. ચુલા બનાવવા. અથાણું, પાપડ વગેરે કરવાં. ( આ ચીજોને આગગાડી તથા આગબોટ દ્વારા મોકલવાની તથા સાથે લેઇ જવાની રીતનું જ્ઞાન )
હિંદુ તહેવારો તથા તે દિવસોએ ઘરમાં કરવાની વિધિની સમજણ.
૧૫. મુરબ્બા બનાવવા. ખોરાકના પદાર્થોના પુષ્ટિકારક તત્વોના રસાયણનું જ્ઞાન.
શાક ભાજીની વાડી તૈયાર કરવી, તેમાં વારાફરતી શાક વાવવાના સમયની સમજણ.
સ્ટવ તથા વિજળીથી રાંધવાનું જ્ઞાન,
૧૬. હિંદના જુદા જુદા પ્રાંતોમાં રાંધવાની રીતોની સમજણ. દેશીઓ વિલાયતી પદ્ધતિના જમણવારની વ્યવસ્થા. નોકરો પર દેખરેખ,
હિસાબ રાખવો. ગૃહ વ્યવસ્થામાં કરકસર કરવાના ખાસ મુદ્દાઓની સમજણ.



## ૨. વાસણ તથા કપડાં.

(વય).

૫. રમકડાં જેવાં વાસણ ઢીંગલીના કપડાં. રમતગમત.
૬–૭. ઉપર કહેલી ચીજોને ધોઈને સાફ કરવી; તથા તેમની નોંધ રાખવી.
૮. સાદું સીવણ, ઢીંગલીના કપડાં સીવવાં.
૯. સીવણ, પોતાનો ધાબરો ચોળી સીવવાં,
૧૦. કપડાં ધોવાં, સુકવવાં તથા તેમને અસ્રી કરવી.
૧૧–૧૨. સીવવાનો સંચો વાપરવો સ્ટવના જુદા જુદા ભાગનું જ્ઞાન, જુદી જુદી રીતે ધાતુનાં, પત્થરનાં તથા કાચના વાસણ ચકચકાટ કરવાં.
૧૩. કુડતાં, પાયજામા અને ખમીસ વેતરીને સીવવાં
બટનો બનાવવા અને તૂણવુ વગેરે.
ભરવા ગુંથવાનું કામ. નકસી કામ.
૧૪. વણાટ કામ. જુદી જુદી જાતની સાડીઓ ર્વા લુગડાંની કિંમત, ટકાઉપણું રંગ વગેરેની માહિતી.
કાપડની કિંમતની સમજણ.
૧૫. સીવવાના સંચાના જુદા જુદા ભાગોનું જ્ઞાન,
વેતરવા સીવવાનું વધારે જ્ઞાન.
૧૬. જુદી જુદી ધાતુઓની કિંમત. અને ઉપયોગનું જ્ઞાન. તે ક્યા પ્રાંતમાં સૌથી સારી મળે છે તે માહિતી.
કપડાંની સંભાળ
કપડાં તથા વાસણોનું જંતુઓથી સંરક્ષણ
કપડાં તથા વાસણો વાપરવામાં સ્વચ્છતા. તેમનું વિજ્ઞાન.



## ૩. ઘરની સાફસુફ અને દરદીની સારવાર.

(વય).

૫-૬. ઢીંગલીઓની સારવાર કરવાની રમત.

૭-૮. છોકરાં આગળ વાતો કહેવી.
તેમની અવારનવાર સંભાળ લેવી.
સ્વચ્છતા તથા વ્યવસ્થા રાખવાની ટેવ.
પૂંજો કાઢવો વાળ ઓળવા

૭-૧૦. ઓરડાને વ્યવસ્થિત રાખવો.
છોકરાંને દુધ કે બીજો ખોરાક ખવડાવવો.

૧૧. વાળ ઓળવા. તેનથી સ્નાન કરવું
દર્દીની સારવારમાં મદદરૂપ થવુ.

૧૨. દર્દીની સારવાર તથા અકસ્માત વખતે તાત્કાળિક ઉપાયોનું જ્ઞાન.

૧૦. સાધારણ રોગો અને તેમાં વપરાતી સામાન્ય ઘરગતુ દેશી દવાઓ

૧૪. ગરમીમાપક યંત્ર, પીચકારી, સુંઘવાની દવાઓ વગેરેનો ઉપયોગ. અકસ્માત વખતે તાત્કાળિક મદદનું સંપૂર્ણ જ્ઞાન.

૧૫. છોકરાંની આરોગ્યતા છોકરાંની સંભાળ.

૧૬. દર્દી તથા છોકરાંની જુદી જુદી સારવાર અને સંભાળ.



## ૪. ધર્મ વિધિઓ અને કળાઓ.

(વય).

૫-૬ ભજન ગાવાં કૂદડી તથા બીજા પ્રકારોનું નૃત્ય.

૭. રંગોળી પુરવી. ટુકા ટુકા શ્લોક, ભજન અને ધર્મક્રિયાના મંત્રો જાણવા તથા સમજવા.

૮. આરતીયો, પારણાં વગેરે ગાવાં.
અર્ધ્ય પૂજાના સામાનની વ્યવસ્થા સંબંધી સમજણ

૯-૧૦. ચિત્રકળા અને રંગાટ કામ. સંગીત. સ્તોત્રો તથા કહાણીયો કહેવી.

૧૧. વાદ્ય સાથે ગાન ભજન ગાવાં. મંગળાગૌરો, મહાલક્ષ્મી પૂજન. ઋષિપંચમી, દીવાળી વગેરે સ્ત્રીઓના વ્રત ઉપવાસના દિવસોની વિધિની સમજણ.

૧૨. પંચાંગ સમજવું શ્રાદ્ધ, દશરા વગેરે તહેવારોની વિધિ માટે પૂજા સામગ્રીની વ્યવસ્થા સંગીત શાસ્ત્ર.

૧૩ પદ ગાવાં રામાયણ, મહાભારત તથા પુરાણોમાંથી સારી સારી વાતો કહેવી.
રંગોળી ચીતરીને તેમાં રંગ પૂરવા

૧૪. ઉપનયન, લગ્ન વગેરે પ્રસંગો પર સ્ત્રીઓએ કરવાના કાર્યની સમજણ પાટલા માંડવા અને તેમાં મનોહર રંગોળી પૂરવી.

૧૫. ઘરને શણગારવું દેવઘરને સુશોભિત કરવું સંગીત તથા ચિત્ર કામનું વધારે જ્ઞાન

૧૬. સંગીત સાથે અગર તેના વગર કથા કરવી. પૂજન અર્ચન વિધિ ઓળખવો. ખાસ પ્રસંગ માટે ઘરને શણગારવું વગેરે.

( ચાલુ ઉપર આવેલા મુદ્દા ઉ તે ચિમ્મની જીમરોના ૭ )

# સ્ત્રી કેળવણી.

## સ્ત્રી કેળવણીની ખાનગી સંસ્થાઓના સુધારા વિષે નીમાએલી કમીટીનો અહેવાલ.

### શ્રીયુત્ મંત્રી–ગુજરાત કેળવણી મંડળ.

ગુજરાત કેળવણી પરિષદની બીજી બેઠક ગયે વર્ષે ૨૦–૨૧ ઓક્ટોબરનો રોજ ભરૂચમાં શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીના પ્રમુખપણા નીચે મળી, તેમાં નીચેનો ( પંદરમો ) ઠરાવ પસાર થયો હતો:—

"સ્ત્રી કેળવણીના વિસ્તાર માટે જે જે ખાનગી સંસ્થાઓ પ્રયત્ન કરી રહી છે તેને આ પરિષદ આવકારદાયક લેખે છે અને સદરહુ સંસ્થાઓ વધુ અસરકારક રીતે કાર્ય કરે તે માટે તથા તેમના ક્રમ વગેરેમાં એકતા અને સહકાર આવે તે સારૂ તે સર્વ સંસ્થાઓની તપાસ થાય અને તેમને સૂચનાઓ કરવામાં આવે તે ઇષ્ટ છે, એમ આ પરિષદનું માનવું હોવાથી આ કાર્ય માટે પરિષદ નીચેના ગૃહસ્થોની એક કમીટી નીમે છે, અને તેને આ દરેક સંસ્થાની મુલાકાત લઇ, તેના કાર્યવહનમાં વધુ ઉપયોગી થાય તેવી સૂચનાઓ આવતી પરિષદ પહેલાં કરવા ભલામણ કરે છેઃ—

"પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ, રા. ચંદુલાલ કાશીરામ દવે, રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, રા. અમૃતલાલ વિ ઠક્કર, રા. ઇન્દુલાલ ક યાજ્ઞિક, રા. મનસુખલાલ આ. માસ્તર, સૌ. તારા માસ્તર, રા. ગિરધરલાલ ઉત્તમરામ પારેખ, સૌ. શારદા મહેતા, ડૉ. સુમંત બ. મહેતા, રા. હિરાલાલ ત્રિ પારેખ રા. હરિપ્રસાદ પી. મહેતા, અને રા. નગીનદાસ માસ્તર.

૧. આ કમીટીની એક સભા મુંબાઇમાં તા. ૩–૧૨–૧૭ ના રોજ મળી હતી. તેમાં સ્ત્રી કેળવણીના આદર્શ વિષે સામાન્ય ચર્ચા થયા પછી એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે, સ્ત્રી કેળવણીની ખાનગી સંસ્થાઓની અંગત મુલાકાત લઇને તે વિષે હકીકત ભેગી કરીને વિચારવા યોગ્ય ચોક્કસ મુદ્દા રજુ કરવા, ( ૧ ) સૌ. શારદા મહેતા ( ૨ ) રા. અમૃતલાલ ઠક્કર ( ૩ ) રા. મનસુખલાલ માસ્તર ( ૪ ) રા. કેશવપ્રસાદ દેસાઈ અને ( ૫ ) રા. ઇન્દુલાલ યાજ્ઞિકની એક પેટા કમીટી નીમવી. આ પેટા કમીટીએ પોતાનો રીપોર્ટ અમારી સમક્ષ રજુ કર્યો છે તેમાં જુદી જુદી સંસ્થાઓ વિષે જે હકીકત અને અભિપ્રાયો રજુ કર્યા છે અને જે વિચારવા યોગ મુદ્દા તારવી કાઢયા છે તે વિષે વિચાર કરીને અમે નીચેનો રીપોર્ટ રજુ કરીએ છીએ.

૨. હવે આગળ વધતા પહેલાં જે ઠરાવથી અમારી નીમણૂક કરવામાં આવી છે તે વિષે કંઈક સ્પષ્ટીકરણ કરવાની અમે રજા લઇએ છીએ. પ્રથમ તો ધ્યાનમાં રાખવાનું છે કે "સ્ત્રી કેળવણીના વિસ્તાર માટે જે ખાનગી સંસ્થાઓ પ્રયત્ન કરી રહી છે." તે

"અસરકારક રીતે કામ કરે તે માટે તથા તેમના ક્રમ વગેરેમાં ઐક્તા અને સહકાર આવે." તે સારૂ તેમને સૂચના કરવા માટે નીમવામાં આવ્યાં છે. ખાનગી સંસ્થાઓ-એ સંજ્ઞામાં માત્ર ખાનગી વ્યવસ્થાથી ચાલતી સંસ્થાઓનો નહિ પણ સરકારી ખાતાથી પૂરેપૂરી સ્વતંત્ર રીતે કામ કરતી હોય તે સંસ્થાઓનોજ સમાવેશ થાય છે એવી અમારી, માન્યતા છે. જો તેના ક્રમ વગેરે સરકાર તરફથી નિયત થયા હોય તો તેમાં ઐક્ય અને સહકાર માટે સૂચનાઓ કરવાની હોય નહિ. નીચે જણાવ્યા મુજબ આ સંસ્થાઓમાં મોટી સ્ત્રીઓના થોડા કલાકના વર્ગો, હુન્નર ઉદ્યોગ વર્ગો તેમજ સુરત અને અમદાવાદના મહિલા વિદ્યાલય જેવી નિયમિત માધ્યમિક શાળાઓ આવી જાય છે. પરંતુ એ તો સ્પષ્ટ છે કે પરિષદનો ઠરાવ મુખ્યત્વે કરીને આ મહિલા વિદ્યાલયોને ઉદ્દેશીને કરવામાં આવ્યો હતો. અને તેનેજ પરિષદે આવકારદાયક ગણીને તે બંનેમાં દીપી આવતા નવીન મુખ્ય સિદ્ધાંતોને-માતૃભાષાદ્વારા શિક્ષણ, સ્ત્રી ઉપયોગી વિષયોનું શિક્ષણ વગેરેને-સંમતિ આપી છે. આ વાત ધ્યાનમાં રાખી આ રીપોર્ટ વાંચવા ભલામણ છે.

૩. આ રીપોર્ટને અમે ત્રણ ભાગમાં વહેંચીશું (૧) હાલની સંસ્થાઓની સામાન્ય સ્થિતિ (૨) સ્ત્રી કેળવણીનો આદર્શ અને (૩) તે ધ્યાનમાં લઇને આ સંસ્થાઓના સુધારા, ઐક્ય અને સહકાર માટે કરવાની સૂચનાઓ. પહેલા ભાગનું વિવેચન પેટા કમીટીના રીપોર્ટને આધારે કરવામાં આવ્યું છે કારણકે અમે બધાએ બધી સંસ્થાઓનો અંગત પરિચય મેળવ્યો નથી. તો પણ તે વિષે મેળવેલા સામાન્ય જ્ઞાનથી અમે તેને મંજુર રાખીએ છીએ.

૪. પેટા કમીટીના કેટલાક સભાસદોએ નીચેની સંસ્થાઓની મુલાકાત લીધી હતી.

મુંબઇ—ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, સેવાસદન, વનિતાવિશ્રામ, ભગિની સમાજના કોટના અને ગીરગામના બે વર્ગો, મેડેમ નિકંબેના વર્ગો, મોરારજી ગોકુળદાસ મીલના વર્ગો, કુંવરબાઇ કન્યાશાળા અને સ્ત્રી વર્ગ.

સુરત—મહિલા વિદ્યાલય, વનિતાવિશ્રામ.

નડીઆદ—લલિતાવનિતાશ્રમ.

ઉમરેઠ—વનિતાવિશ્રામ.

અમદાવાદ—વનિતાવિશ્રામ-મહિલા વિદ્યાલય.

૫. ગુજરાત અને કાઠીઆવાડમાં હસ્તી ધરાવતી અને અમારા જાણવામાં આવેલી બધી સંસ્થાઓને પોતાના કાર્યના હેવાલ મોકલવા વિજ્ઞપ્તિ કરી હતી. ઉપર જણાવેલી સંસ્થાઓ ઉપરાંત નીચેની સંસ્થાઓના છાપેલા કે લિખિત હેવાલ અમને મળ્યા હતા.

વડોદરા રાજ્ય—વડોદરા, પાટણ, અમરેલી અને નવસારીના સ્ત્રી ઉદ્યોગગૃહો. અમરેલી ભગિની સમાજનો વર્ગ, સિદ્ધપુર વનિતા વિશ્રામનો વર્ગ, ડભોઇ ભગિની સમાજનો ધંધાનો વર્ગ.

નાંદેડ—વીમેન્સ ઇન્ડીયન એસોસીએશનનો વર્ગ.

ભાવનગર—ગુજરાત હિન્દુ સ્ત્રી મંડળનો વર્ગ

૬. આ સંસ્થાઓ વિષે અમારા મન ઉપર સામાન્ય રીતે નીચે પ્રમાણે છાપ પડી છે.

(૧) મોટી વયની સ્ત્રીઓ માટે પ્રાથમિક શિક્ષણના વર્ગો દાખલા તરીકે ભગિની સમાજના ગેટના, મોરારજી મારકીટના અને માંડવીના વર્ગો (મુંબાઈ).

મોટી વયની જે સ્ત્રીઓ લગભગ અથવા પુરેપુરી નિરક્ષર હોય છે, તેમને લખનાં વાચનાં આવડે અને સામાન્ય જ્ઞાન મળે તે માટે આ વર્ગો કાઢવામાં આવે છે. આ સ્ત્રીઓ—જેઓ મોટે ભાગે સામાન્ય મધ્યમ વર્ગની હોય છે—તેઓ બપોરના દોઢ બે કલાક ભણી શકે એમ હોય છે, વખતો વખત ઘરકામને લીધે ગેરહાજર રહે છે અને એકંદર થોડા વખતમાં પોતાનો અભ્યાસ પુરો કરવાની ઇચ્છા રાખે છે. તેથી સ્વભાવિક રીતે તેમને આ વર્ગોમાં સરકારી પદ્ધતિ મુજબ પ્રાથમિક શિક્ષણ આપવામાં આવતુ નથી પણ ગુજરાતી ભાષા વાચનમાળાની કે બીજી સાદી ચોપડીઓમાંથી શિખવવામા આવે છે. તે ઉપરાંત ગણિત, ઇતિહાસ, ભૂગોળ, સંગીત વગેરેમાંથી કેટલાક વિષયો અનુકૂળતા પ્રમાણે શીખવાય છે. ભરત ગુંથણ સાધારણ રીતે બધા વર્ગોમાં શીખવવામાં આવે છે.

ગૃહ જીવન અને સમાજની અમોઘ મુશ્કેલીઓ વચ્ચે, અભ્યાસની ટેવ વગરની મોટી વયની સ્ત્રીઓને લગભગ શરૂઆતથી આવા વિષયોનું પ્રાથમિક શિક્ષણ, દરરોજ બે કલાકના વર્ગમાં આપવું એ ઘણુંજ મુશ્કેલ છતાં અતિશય જરૂરનું કામ છે. અને તેથી આ કામ હાથ ધરનાર સંસ્થાઓ ઉત્તેજનને પાત્ર છે. છતાં અમને જણાવતાં ખેદ થાય છે કે આ સંસ્થાઓનું કામ જોતાં અમને કંઇક અસંતોષ થયો છે. પ્રથમ તો સમયની મર્યાદાઓ ધ્યાનમાં લઇને શીખવવાના વિષયોની ચોક્કસ સંખ્યા ને પ્રમાણ નક્કી કરવામા આવતું નથી. વર્ગમાં ટાઇમટેબલ જોવામાં નથી આવતા અને હોય છે તો ભાગ્યેજ પળાય છે. જે સ્ત્રીઓએ જુદે જુદે વખતે ભણવાનું શરૂ કર્યું હોય છે તેમના બરાબર જુદાજુદા વર્ગ પાડવામાં નથી આવતા, જેથી આગળ વધેલી સ્ત્રીઓને ભણનાર પછાતની સાથે ઘસડાવું પડે છે. શિક્ષકોના પર બધા શિક્ષણનો આધાર છે, અને એ દૃષ્ટિથી પણ આ વર્ગો સંતોષકારક નથી થોડા શિક્ષકોને વધારે વર્ગો ભણાવવા પડે છે, અથવા બીજુ કામ કરનાર ગૃહસ્થો અમુક વિષય કલાક કે બે કલાક આ વર્ગોમાં શીખવવા આવે છે. આરંભના પ્રયાસમાં આ દોષો સ્વાભાવિક છે અને તે છતાં તેને દૂર કરવાને સત્વર ઉપાયો લેવા જોઇએ.

(૨) જે સ્ત્રીઓએ કંઇક પ્રાથમિક કેળવણી મેળવી હોય તેમને અંગ્રેજી, સંસ્કૃત, ગુજરાતી, સંગીત, ભરત ગુંથણ વગેરે વિષયો શીખવવાને આ પ્રમાણમાં ચઢતી કોટીના વર્ગો કાઢવામાં આવે છે, 'હિંદુ સ્ત્રી મંડળના ગુજરાતી વર્ગોમાં તે સંસ્થા તરફથી લેવાની પરીક્ષા માટે સ્ત્રીઓને તૈયાર કરવામાં આવે છે અને તેથી તે એકંદર સંતોષકારક છે, બાકી સાધારણ રીતે તેમને પણ મનપસંદ વિષયો શીખવવામા આવે છે. જે થોડા વર્ગોમાં મોટી સ્ત્રીઓને નિયમિત પ્રાથમિક શિક્ષણ આપવામાં આવે છે, અને સુરત અને અમદાવાદમાં મહિલા વિદ્યાલયો જ્યાં કન્યાઓને માધ્યમિક કેળવણી આપવાને પદ્ધતિસર પ્રયત્ન કરવામાં આવે છે. તે સિવાયના સ્ત્રીઓના ઘણાખરા વર્ગો આ કોટીમાં આવે છે.

તેને પણ ઉપર જણાવેલા દોષો લાગુ પડે છે. વર્ગવાર ચોક્કસ ક્રમ અને ટાઇમટેબલનો અભાવ ખાસ ધ્યાન ખેંચે છે. કયાં અને કેટલા વિષયો શીખવા તેનો ઘણું ખરૂં દરેક સ્ત્રીની પોતાની મરજી ઉપર આધાર હોય છે એટલે વર્ગ વાર ક્રમ સાધારણ રીતે સંભવતો નથી. જો કોઇ જગ્યાએ વર્ગ પાડવામાં આવે છે તો તે વિષયને અનુસરીને–અર્થાત્ એક સ્ત્રી સંસ્કૃતમાં બીજા ધોરણમાં હોય અને ઇંગ્રેજીમાં છઠ્ઠા ધોરણમાં હોય અને પરિણામે તેને એકી વખતે બે વર્ગમાં હાજર રહેવાનો પ્રસંગ આવે.

આ વર્ગોના સંબંધમાં એક બાબત ખાસ ધ્યાન ખેંચે છે, જેની જુદી નોંધ લેવી જોઇએ. જે સ્ત્રીઓ નાનપણમાં ત્રણ ચાર ગુજરાતી ચોપડીઓ ભણી હોય તેમનું લક્ષ ગુજરાતીનું પોતાનું જ્ઞાન વધારવા તરફ સાધારણ રીતે હોતું નથી, પણ થોડું સંસ્કૃત અને ખાસ કરીને ઇંગ્રેજી શીખવાની તેઓ ઘણી હોંશ ધરાવે છે. હવે દેખીતી રીતે આ ભાષાઓની સાદી પણ ચોપડીઓ વાંચી શકાય એટલો કાબુ તેના પર મેળવાય તોજ તેનો અભ્યાસ ઉપયોગી નીવડે. પણ તેવો કાબુ મેળવવાને જે શ્રમ અને અભ્યાસની જરૂર પડે તે ઘણી ખરી સ્ત્રીઓને માટે લગભગ અશક્ય હોવાથી, તેઓ ઘણું ખરૂં વૃથા પ્રયાસમાં પોતાનો ઘણો અમુલ્ય સમય બગાડે છે અને તેટલા સમયમાં ઉત્તમ ગુજરાતી પુસ્તકોનો અભ્યાસ કરવાની તક ગુમાવે છે. આ વિષે વિશેષ અમે સુચનાના વિભાગમાં લખ્યું છે.

( ૩ ) અમદાવાદ અને સુરતમાં મહિલા વિદ્યાલયમાં કન્યાઓની કેળવણી બાળપોથીથી શરૂ કરવામાં આવે છે, અર્થાત્ કન્યાઓને સ્વતંત્ર ધોરણ પર પ્રાથમિક કેળવણી પણ આપવામાં આવે છે. મુંબઇમાં એક સખી ગૃહસ્થ ' કુંવરબાઇ કન્યાશાળા ' પોતાને ખર્ચે ચલાવે છે, તેમાં શિક્ષિકાઓ સારી છે, તેથી છોકરીઓ સારૂં શિક્ષણ લઇ શકે છે. ડ્રીલ, સંગીત અને કિંડરગાર્ટનના વિષયો પણ ત્યાં કંઇક શીખવાય છે. અમદાવાદ અને સુરતની સંસ્થાઓના ક્રમ પરિશિષ્ટરૂપે આપ્યા છે.

( ૪ ) અમદાવાદમાં અને સુરતમાં મહિલા વિદ્યાલયો ખાસ કરીને કન્યાઓને સ્વતંત્ર ધોરણ પર માધ્યમિક કેળવણી આપવાને આશરે બે વર્ષ પર સ્થાપવામાં આવ્યાં છે. આ સંસ્થાઓના ક્રમ પરિશિષ્ટમાં રજુ કરવામાં આવ્યા છે; અને તેના સિદ્ધાન્તો વિષે આગળ સંભાળથી ચર્ચા કરવામાં આવી છે, એટલે અહીંઆં એટલુંજ લખવું બસ થશે કે આ સંસ્થાઓનું ઉપર ઉપરથી અવલોકન કરનારને પણ જણાશે કે ત્રણ બાબતોમાં તે કન્યાઓ સરકારી હાઇસ્કૂલોથી જુદી પડે છે. પ્રથમ તો આપણા સમાજમાં આગળ વધેલી સુધરેલી ન્યાતોમાં પણ, કન્યાઓ ૧૫–૧૬ વર્ષની વયે લગ્ન કરતી હોવાથી, આશરે પાંચ વર્ષમાં તેમને માધ્યમિક શિક્ષણ આપવાનો અને બપોરે ભણવાનો વખત પણ તેમને અનુકૂળ થાય તેનો રાખવાનો હેતુ બન્ને સંસ્થાઓમાં જોવામાં આવે છે. બીજું, આના પરિણામરૂપે ભૂમિતિ, બીજ ગણિત, વિજ્ઞાનના અમુક વિષયો વગેરે જે કન્યાઓને પ્રમાણમાં ઓછા ઉપયોગી લાગે તે ક્રમમાંથી કમી કરીને ધર્મ, નીતિ, આરોગ્ય શાસ્ત્ર, ભરત, શીવણ વગેરે વિષયોને દાખલ કરવામાં આવ્યા છે. ત્રીજું અંગ્રેજી સિવાય બધા વિષયો માતૃભાષામાં શીખવાય છે. કેળવણીનો આ મહત્વનો સિદ્ધાંત સ્વીકારવામાં ગુજરાતની બે કન્યાશાળાઓએ પહેલ કરી છે, એ સ્ત્રી કેળવણીનું ઉજળું ભવિષ્ય સૂચવે છે.

( ૫ ) મુંબાઈ વનિતા વિશ્રામ તરફથી અધ્યાપિકા વર્ગ ( Female Training College ) નો બે વર્ષનો ક્રમ શીખવાય છે. તે સ્વાભાવિક રીતે સરકારી ધોરણને અનુસરે છે, છતાં તેની નોંધ અહીંઆ લેવાનું કારણ એ છે કે આવી ગુજરાતી સંસ્થા એકજ છે અને ખાનગી શાળાઓને શિક્ષકાઓ પુરી પાડવાનો તેનો હેતુ છે તેનો લાભ વનિતા વિશ્રામની કેટલીક અને ઘણી પારસી સ્ત્રીઓ લે છે, તેથી વધારે હિંદુ સ્ત્રીશિક્ષકો લાભ લે એ ઇચ્છવા યોગ્ય છે.

( ૬ ) ગરીબ સ્ત્રીઓને આજીવિકાનું સાધન મળે તે માટે ચલાવવામાં આવતા ઉદ્યોગ વર્ગો; સેવાસદનના ઔદ્યોગિક વર્ગો, ભગિની સમાજનો કપોળનિવાસનો વર્ગ, અને વડોદરા, નવસારી, પાટણ અને અમરેલીમાં સ્થપાએલાં ઉદ્યોગાલયો આ પ્રકારનાં છે. સેવાસદનના વર્ગોમાં રાંધવાનું, મોજાં ગુંથવાનું શીવવાનું વગેરે અનેક કામ શીખવવામાં આવે છે. તેમાનાં કેટલાંક પ્રમાણમાં ખર્ચાળ છે અને મુંબાઈમાંજ નભી શકે એવાં છે. કપોળનિવાસના વર્ગમાં સ્ત્રીઓને ટોપીઓ ભરતાં અને ચીતરતાં શીખવાય છે. આ બધામાં કોર ચીતરવાનું કામ સહેલું અને વધારે ફાયદો થાય એવું છે, તેથી તે તરફ દરેક સ્ત્રી વર્ગનું ધ્યાન ખેંચવું જોઇએ. નાનાં ગામ અને શહેરની સ્થિતિ જુદી હોય છે, તેને અનુસરીને ત્યાં ઔદ્યોગિક શિક્ષણ આપવું જોઇએ. ઉમરેઠમાં શ્રી. ગાંધીજીની સલાહથી ત્યાંના વનિતાવિશ્રામમાં રેંટીયાનું કામ શીખવાય છે. વડોદરાના ઉદ્યોગાલયમાં ચોપડીઓ બાંધવાનું (બુક બાઈન્ડીંગ) કામ શીખવાય છે હાલ ઘણે સ્થળે સ્ત્રીઓ દાળ વીણવાનો, પતરાળાં કરવાનો, બદામ પીસ્તાં ફોડવાનો, વગેરે ધંધા કરી કમાણી કરે છે. પણ આ ધંધાઓ તેની જાતની કે મળતરની દૃષ્ટિએ ઇચ્છવા યોગ્ય નથી. તેમને આ ધંધાઓમાંથી મને તેમ મુક્ત કરવાને ચોકખી કેળવણીવાળા ધંધા શીખવવાની જરૂર છે.

( ૭ ) વસતિગૃહો, આશ્રમો વગેરે કેળવણી આપવાના હેતુથી રચવામાં આવેલાં હોવાથી તેનો સમાસ અહીંયાં કરવામાં આવ્યો છે. અમદાવાદ, સુરત અને મુંબાઇના વનિતા વિશ્રામમાં અને સેવાસદનમાં સુધારાનો અવકાશ બહુ છે. એકંદર સેવાસદનનો આશ્રમ ઉત્તમ છે. આશ્રમવાસીઓના ગૃહકાર્યનું ટાઇમટેબલ ઘણું સારૂં છે બધાં નાનાં કામ તેઓજ કરે છે અને છતાં તેમને શિક્ષણ માટે પુરતો ટાઇમ મળે છે. બીજી પાસ જે સાત્વિક સાધુ જીવનની દ્રષ્ટિથી વનિતાવિશ્રામો યોજવામાં આવ્યા છે તેમાં ઓછીજ સિદ્ધ થતી જણાય છે, સુરત અને મુંબાઇના વિશ્રામના મકાનની રચના અમને ખુંચે છે. અને શિક્ષણની સુયોગ્ય વ્યવસ્થા જોવામાં આવતી નથી. દરેક આશ્રમવાસીને કંઇ પણ અભ્યાસ કરવાની ફરજ પાડવામાં આવે છે એવું પણ દેખાતું નથી.

## સ્ત્રી કેળવણીનો આદર્શ.

૭. સ્ત્રી કેળવણીની હાલની સંસ્થાઓનું સામાન્ય અવલોકન કર્યા પછી આપણે તરતજ તેના સુધારા અને સહકાર વિષે વિચાર કરી શકીએ. પણ તેમ કરતા પહેલાં જે મુખ્ય પ્રશ્ન વિચારવો જોઇએ કે સ્ત્રી કેળવણીનો કયો આદર્શ ધ્યાનમાં રાખીને આપણે તે સંબંધી કરીશું. અમને લાગે છે કે સ્ત્રીઓને કેવી બનાવવા ઇચ્છીએ છીએ, તેનો સ્પષ્ટ વિચાર કર્યા સિવાય કેળવણીની રચનાનો વિસ્તાર વિચાર કરવો યોગ્ય નથી; જેઓ આ વિષે કંઈ પણ

વિચાર કરે છે તેમના મનમાં સાધારણ રીતે સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપમાં સ્ત્રી કેળવણીની કંઈક ભાવના હોય છે. પણ તે જો ચોખવટ કરવામાં ન આવે તો પછી ક્રમ વગેરેની વિગતોમાં ઘણેજ મતભેદ થવાનો સંભવ રહે છે.

આ વિષે અમારે તરતજ જણાવી દેવું જોઈએ કે સૌ સ્ત્રીઓ માટે અમુક આદર્શ, નક્કી કરી તેમને તે અનુસાર અમુક પ્રકારની કેળવણી આપવાની ભલામણ કરવાની ધૃષ્ટતા અમે કરતા નથી. સ્ત્રીઓ-ખાસ કરીને હોશિયાર અને ચારિત્ર્યવાન સ્ત્રીઓ પોતેજ પોતાના જીવનનો આદર્શ રચી શકે, સામાન્ય સ્ત્રીઓ માટે અમુક વિષયોની ખાસ કેળવણી આપવાની અમે સૂચના કરીએ છીએ ત્યારે પણ જ્ઞાનના કોઈપણ વિષયમાં પ્રવીણ અને પારંગત થવાની તેમની સ્વતંત્રતા અમે છીનવી લેવા માગતા નથી-છીનવી શકાએજ નહિ. બધી સ્ત્રીઓ માટે જીવન અને કેળવણીનું અમુક ચોકઠું ઘડી તેમાં તેમને ઉતારવાનો અમારો આશય નથી.

આમ છતાં અમારા અભિપ્રાય પ્રમાણે સ્ત્રીકેળવણી એટલે અમુક અસાધારણ બુદ્ધિવાળી કે વિલક્ષણ સંયોગોવાળી સ્ત્રીઓજ નહિ, પણ આખા રાષ્ટ્રની સામાન્ય વર્ગની સ્ત્રીઓની કેળવણી. આથી આપણી સમાજમાં ખાસ કરીને મોટા ભાગની સ્ત્રીઓ જે સંયોગોમાં કેળવણી લે છે અને તેમાં નજીકના ભવિષ્યમાં પ્રયત્નથી જે સુધારા થઈ શકે તે ધ્યાનમાં લઈને સ્ત્રીકેળવણીનો આદર્શ ઘડવો જોઈએ, એમ અમને લાગે છે બીજી ખાસ અસાધારણ બુદ્ધિ અને સંયોગોવાળી સ્ત્રીઓ જ્ઞાન અને સંસ્કારની મનગમતી ઉંચામાં ઉંચી કોટીએ પહોંચી શકે તે માટે અને તેટલી સ્ત્રીકેળવણીની સંસ્થાઓએ અવકાશ રાખવો જોઈએ.

૮. હવે સ્ત્રી કેળવણીના અમારી ભાવનાનાં ત્રણ અંગો જણાવીશું.

(૧) પ્રથમ તો સ્ત્રી પુરુષની માફક મનુષ્ય અને નાગરિક છે; અને તે બંને રીતે પોતાનું જીવન સફળ કરી શકે તે માટે યોગ્ય જ્ઞાન અને સંસ્કારો તેમને આપવાની જરૂર છે. સ્ત્રીઓને કૌટુંબિક જીવન ગાળવાનું હોય છે, એ વાત ખરી છે, પણ તેના પર એટલો બધો ભાર દેવો ન જોઈએ કે જેથી તેની મનુષ્ય અને નાગરિકની પદવી માટે તેને તૈયાર કરવાને સંગીન પ્રયત્નો કરવામાં ન આવે પુરુષોની માફક સ્ત્રીઓની પણ બુદ્ધિ, હૃદય, આત્મા ખીલવવાની જરૂર છે, તેમને ધર્મ અને નીતિના સંસ્કારો આપવાની અગત્ય છે અને તેમને દેશકાળનું જ્ઞાન આપવાની ખાસ આવશ્યકતા છે. વધારામાં અમે એમ માનીએ છીએ કે ભવિષ્યમાં શહેરની, સમાજની અને દેશની સેવામાં, તેમજ સામાન્ય રાજકીય, ધાર્મિક, સામાજિક વગેરે સવાલોની ચળવળમાં ક્રમે ક્રમે સ્ત્રીઓ વધારે ને વધારે ભાગ લેશે-લેવો પડશે. ખાસ કરીને બાળકોનું અને સ્ત્રીઓનું આરોગ્ય અને કેળવણી, મજુર અને ગરીબ વર્ગની સ્થિતિ, ઘર, પોળો અને રસ્તાઓની સફાઈ, મ્યુનીસીપાલીટીનો કારભાર, બાળલગ્ન, બહુપત્નીત્વ અને વિધવાઓની સ્થિતિ, સ્ત્રીઓના હક વગેરે સવાલોના નિરાકરણમાં સ્ત્રીઓને વધારે ને વધારે હિસ્સો લેવો પડશે. અને તેથી તે વિષે કંઈક સંગીન જ્ઞાન મળે અને વિચાર કરવાની શક્તિ ખીલે એવા સંસ્કાર આપવાની જરૂર છે.

(૨) આમ છતાં સ્ત્રીઓનું મુખ્ય કાર્યક્ષેત્ર તેમનું ઘર છે, એ વાત પણ આપણે કચવાઈને નહિ પણ આનંદપૂર્વક સ્વીકારવી જોઈએ. જે કન્યાઓ કંઈક ઉંચી કેળવણી લેવા

તૈયાર હશે તેઓ સાધારણ રીતે મોડામાં મોડાં ૧૫-૧૬ ની વયે લગ્ન કરી કુટુંબ જીવનમાં પ્રવેશ કરશે; અને ઉત્તમ પત્ની, માતા તથા ગૃહિણી રવામાં-બાળકોના ઉછેર અને કેળવણીમાં અને ઘરની સુવ્યવસ્થામાં સ્ત્રીજીવનની શોભા છે અને રહેશે. આ પદવી દીપાવવાને આરોગ્ય, બાળ ઉછેર, માવજત, બાળકેળવણી, ગૃહવ્યવસ્થા ખોરાક અને તેને અંગે સાદા વૈદક અને રસાયનશાસ્ત્ર વગેરે અનેક વિષયોના જ્ઞાનની કન્યાઓને ભવિષ્યની સ્ત્રીઓને જરૂર છે. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે હાલ સંયુક્ત કુટુંબની વ્યવસ્થા તુટતી જાય છે, અને નવા જમાનાના યુવકો અને યુવતીઓ પોતાનાં વિશાળ કુટુંબોમાંથી વધારે ને વધારે સ્વતંત્ર થવા ઇચ્છે છે, તે વખતે તો સ્ત્રીઓ ઘર અને કુટુંબની સંભાળ બીજાની મદદ શિવાય્ બરાબર કરી શકે તે માટે તેમણે ખાસ તૈયાર થવું જોઇએ. થોડાં વર્ષમાં તેમને કેળવણી પુરી કરવાની હોવાથી ભૂમિતિ, બીજ ગણિત કે વિજ્ઞાનના કોઈ વિષય શિવાય તેઓને ચલાવી લેવું પડે તો ચાલે; પણ સ્ત્રી ઉપયોગી વિષયોના અભ્યાસ સિવાય તેઓ ચલાવી શકશે નહિ.

આ આદર્શની સામે એ મજબૂત વાંધો લાવવામાં આવે છે કે આથી કન્યાઓ માટે ઉંચી કેળવણીનાં દ્વાર સદાને માટે બંધ થશે. જે થોડી કન્યાઓ ઉંચી કેળવણી લેવાને તૈયાર હોય તેઓ ઉપર સૂચવેલા વિષયો શીખવા જતાં હાલની મેટ્રીક્યુલેશનની પરીક્ષા માટે નિયત કરેલા બધા વિષયો ન શીખે તો તેઓ કોલેજનો લાભ લઈ શકે નહિ. હવે આ વિષે પહેલું તો એ ધ્યાનમાં રાખવાનું છે કે મોટા ભાગની જે કન્યાઓ થોડાંજ વર્ષમાં કંઇક સારી કેળવણી લઈ શકે એમ હોય, તેમનોજ વિચાર કરીને ઉપરનો આદર્શ ઘડયો છે, પણ અમારો સીધો જવાબ તો એ છે કે જેમ હાલ માધ્યમિક કેળવણી સ્વતંત્ર ધોરણ પર રચવાનું શરૂ કર્યું છે, તેમ ઉંચી કેળવણી પણ આપવાની વ્યવસ્થા પ્રો. કર્વેએ કરી છે અને ગુજરાતમાં પણ તેની જરૂર જણાયે તેવી વ્યવસ્થા કરી શકાશે. તેમ થશે ત્યારે મહિલા વિદ્યાલયની છેલ્લી શ્રેણીમાં પસાર થઇને સ્ત્રી ઉપયોગી વિષયોનું તેમજ સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે વિષયોનું ઉંચું જ્ઞાન સ્ત્રીઓ મેળવી શકશે. અર્થાત ઉંચી કેળવણી મેળવવાને મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પસાર થવાની જરૂર રહેશે નહિ. ઉપરાંત હાલ જે સંસ્થાઓ યોગ્ય શિક્ષકો સાધનો વગેરેથી સંપન્ન હોય તે માધ્યમિક ક્રમના ત્રીજા કે ચોથા ધોરણ પછી બીજ ગણિત અને ભૂમિતિ, ઐચ્છિક વિષયો તરીકે શીખવી શકે, અને તેથી કન્યાઓને મેટ્રીકની પરીક્ષા માટે તૈયાર થવાનું ઓછુ મુશ્કેલ થઈ પડે.

(૪) સ્ત્રીઓ જરૂર પડે તો આર્થિક દૃષ્ટિથી સ્વતંત્ર થઈ શકે-પોતાનો અને પોતાના કુટુંબનો નિર્વાહ કરી શકે-કરવામાં મદદ કરી શકે, એ પણ અમે લક્ષમાં રાખ્યું છે. મોટા ભાગની જે સ્ત્રીઓ લગ્નજીવન ગાળે તેમને નિર્વાહની ચિંતા ન રહે એ દેખીતુ છે. પણ હાલના આર્થિક કલહના જમાનામાં નીચલા મધ્યમ વર્ગમાં અને ગરીબ વર્ગમાં સ્ત્રીઓ પુરૂષોને મદદ કરે છે તે ઘટશે નહિ, પણ વધવી જોઇશે. ઉપરાંત સામાન્ય અને ઉંચા મધ્યમ વર્ગની સ્ત્રીઓમાં પણ આર્થિક દ્રષ્ટિથી સ્વતંત્ર થવાની શક્તિ હોવી જોઇએ, જેથી વૈધવ્યથી કે બીજા કારણથી જ્યારે પતિની કમાણીનો લાભ તેમને ન મળે ત્યારે પોતાના બાળકોનો નિર્વાહ સહેલાઈથી કરી શકે. વધારામાં અમે ઈશારો કરવાની રજા લઇએ છીએ

કે કેટલીક આગળ વધેલી કોમોમાં કન્યાઓ વધારે ને વધારે મોટી વયે પરણે છે અને ક્રમે ક્રમે કોઈ કોઈ સ્ત્રીઓ જીવનપર્યંત કૌમારવ્રત ધારણ કરે-કરવાની ફરજ પડે એવો સંભવ રહે છે. તેની કન્યાઓ ઉંચા પ્રકારની કેળવણી લે, તેની સાથે તે પોતાનું ગુજરાન કરવાની શક્તિ મેળવવાનું પણ લક્ષ રાખે એ જરૂરનું છે; જેથી વિધવાઓ માફક તેમને નજદીકના દૂરના કોઈ સગાની ગુલામગીરી વહોરવી ન પડે અને પોતાની શક્તિઓ અને ચારિત્રને તેઓ સ્વતંત્ર રીતે ખીલવી શકે.

આમ કન્યાઓ મનુષ્ય તરીકે, ગૃહિણી તરીકે અને એક સ્વતંત્ર આર્થિક વ્યક્તિ તરીકે જ્ઞાન અને સંસ્કારની ઉત્તમ સંપત્તિ સંપાદન કરે એ સ્ત્રી કેળવણીનો અમારો આદર્શ છે.

૯. હવે જુદા જુદા પ્રકારની સ્ત્રી સંસ્થાઓમાં આ આદર્શ સિદ્ધ થાય તે માટે કેટલીક વિગતવાર સૂચનાઓ નીચે કરી છે.

## મોટી વયનો સ્ત્રીઓના વર્ગો.

આ વર્ગના સુધારા માટે અમારી સૂચનાઓ નીચે પ્રમાણે છે—

( ૧ ) પ્રથમ તો ( ક )* જે સ્ત્રીઓ લગભગ અથવા પૂરેપૂરી અભણ હોય અને લેખણ વાંચન શીખવા ઈચ્છતી હોય, અને ( ખ ) જેઓ ગુજરાતી ચાર પાંચ ચોપડીઓ ભણી હોય અને પછી આગળ ભણવા ઈચ્છતી હોય, તેમને બન્નેને જુદી ભૂમિકા પર મૂકવી જોઇએ. અમે જાણીએ છીએ કે હાલ શરૂઆતના વખતમાં વર્ગીકરણ કરવું સહેલું નથી, અને છતાં પદ્ધતિસર કામ કરવા માટે તે ખાસ જરૂરનું લાગે છે.

( ૨ ) આ બન્ને ભૂમિકાની સ્ત્રીઓ માટે દરરોજ આશરે એથી ત્રણ કલાકના વર્ગો રાખવા અને તે બન્ને માટે બે વર્ષના ૭ ૭ માસના ધોરણો રાખવાં આમ નીચલી ભૂમિકાનાં ચાર અને ઉપલી ભૂમિકાનાં ચાર ધોરણો રાખવાં. આમ નીચલી ભૂમિકાનાં ચાર અને ઉપલી ભૂમિકાનાં ચાર અને ઉપલી ભૂમિકાનાં ચાર ધોરણ રાખવાં.

( ૩ ) દરેક વર્ગ માટે સામાન્ય નિશાળના વર્ગોની માફક ચોક્કસ ક્રમ અને ચોક્કસ ટાઇમટેબલ રાખવું જોઇએ.

( ૪ ) બન્ને ભૂમિકામાં નીચેના વિષયોનું જ્ઞાન સૂચવેલા પ્રમાણમાં ચારે ધોરણમાં મળીને આપવું જોઇએ.

ગુજરાતી ( ક ) બારાખડીથી શરૂ કરીને ગુજરાતી ચોથી પાંચમી ચોપડી સુધીનું જ્ઞાન; બનતા લગી વાંચનમાળાની ચોપડીઓ વાપરવી નહિ.

( ખ ) ઉંચી પ્રતિની ગુજરાતી ચોપડીઓ—સરસ્વતીચંદ્ર, ઈન્દુકુમાર વગેરે વાંચી શકે તેનું જ્ઞાન.

આ બન્ને ભૂમિકા માટે પુસ્તકો માત્ર સાહિત્યનાંજ નહિ પણ સામાન્ય જ્ઞાનની દૃષ્ટિથી પસંદ કરવાં જોઇએ.

---

* નીચેની ભૂમિકા માટે ( ક ), અને ઉપરની ભૂમિકા માટે ( ખ ) વાપર્યો છે.

ગણિત—( ક ) સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર.

( ખ ) સહેલી ત્રિરાશી, કોષ્ટક, ઘરગથુ હિસાબ.

ભૂગોળ - ( ક ) ગુજરાત અને ઈલાકાની ઐતિહાસિક ભૂગોળ.

( ખ ) જગતની ભૂગોળનો સામાન્ય ખ્યાલ અને હિંદ અને સામ્રાજ્યની ભૂગોળનો ખાસ ખ્યાલ.

ઈતિહાસ—(ક) ભૂગોળની સાથે ઉપર પ્રમાણે.

( ખ ) હિંદ અને ઇંગ્લાંડનો ટુંક ઇતિહાસ.

વિજ્ઞાન—( ક ) ગૃહવ્યવસ્થા; વિજ્ઞાનની વાતો જેવું સહેલું પુસ્તક.

( ખ ) ગૃહવ્યવસ્થા અને ખોરાકનું રસાયન શાસ્ત્ર અને ઉંચું જ્ઞાન.

આરોગ્યશાસ્ત્ર—( ક ) સહેલું. માવજતના સાદા નિયમો, અકસ્માતમાં ઇલાજ.

( ખ ) વધારે ઉંચો ક્રમ.

*શીવણ, ભરત, સંગીત—વગેરે વિષયોના ક્રમ સહેલાઇથી ગોઠવી શકાય. શીવણનો વિષય ખાસ કરીને ફરજીયાત દાખવો

સંસ્કૃત—ઉપર જણાવ્યા પ્રમાણે ભાગ્યેજ કોઈ સ્ત્રીઓ એટલું સંસ્કૃત શીખી શકે કે જેથી તેઓ સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કરી શકે તેથી ગીતા, સ્તોત્રો વગેરે ઉચ્ચાર, સમજુતી અને ખાસ ખરૂરી વ્યાકરણ સાથે શીખવવાનું—જ ઠીક લાગે તો રાખવું.

ઈંગ્રેજી—અમે વિચારપૂર્વક એવા નિર્ણયપર આવ્યા છીએ કે આ વર્ગોમાં ઇંગ્રેજી શીખવવું જોઇએ નહીં. અને જાણીએ છીએ કે મુંબઇ, અમદાવાદ, સુરત અને તેથી પણ નાનાં ગામોમાં ઘણી મોટી વયની સ્ત્રીઓ થોડું ઘણું ઇંગ્રેજી જાણવાને ઇંતેજાર હોય છે. અમે ઇચ્છા પૂરી પાડવાને કેટલાક વર્ગો ખાસ કાઢવામાં આવે છે. પણ આથી પ્રયોગનું અવલોકન કરતાં જણાય છે કે શ્રમના પ્રમાણમાં ફળ નહિ જેવુંજ આવે છે અને તે સ્વાભાવિક છે. મોટી વયે નવી ભાષા ભણવાની મુશ્કેલીઓ; ઘેર વાંચવાનો અવકાશ ન મળે; હાજરી સાધારણ રીતે અનિયમિત થાય; ૬–૮ મહીને દેશ જવાનું હોય કે બીજા કારણથી અભ્યાસમાં તુટ પડે—આ બધા સંયોગોમાં એક બે વર્ષમાં ઇંગ્રેજી ભણ્યા પછી સહેલી ચોપડી વાંચતાં પણ ન આવડે તો પછી સંગીન ઈંગ્રેજી સાહિત્ય વાંચવાની તો વાતજ શી ? મોટી વયની સ્ત્રીઓને ઘણું ઉપયોગી સંગીન જ્ઞાન આપવાને કમર કસીને મહેનત કરવાની જરૂર છે, તે વખતે ઈંગ્રેજી ભણાવવાને લગભગ વૃથા શ્રમ ન લેવો અને ખર્ચ ન કરવો એમ અમારી ભલામણ છે.

* દરરોજના ત્રણ કલાકનો સમય રાખીને આખા અઠવાડીઆમાં ( રવિવાર બાદ કરીને ) મળતા ૧૮ કલાક ઉપર જણાવેલા વિષયોમાં આ પ્રમાણે વહેંચી શકાયઃ—ગુજરાતી, ઇતિહાસ–ભૂગોળ ૬, ગણિત ૨, વિજ્ઞાન-ગૃહ વ્યવસ્થા ૩, આરોગ્યશાસ્ત્ર ૧, શીવણ ૧, સંસ્કૃત ૧, સામાન્ય જ્ઞાન ૧.

અમારા ધ્યાન પર એ વાત લાવવામાં આવી છે કે મુંબાઇ, અમદાવાદ, સુરત જેવાં મોટાં શહેરોમાં કેટલીક કન્યાઓ આશરે ૧૪-૧૫ વર્ષના નાની વયે લગ્ન કે રૂઢીના બંધનને લીધે બધાં ગુજરાતી ધોરણો પુરાં કરીને કે થોડું ઇંગ્રેજી ભણીને નિશાળેથી ઉઠી જાય છે. પછી તેઓ નિયમિત નિશાળમાં નહિ પણ મોટી વયની સ્ત્રીઓ માટે ચલાવવાના વર્ગોમાંજ બે ત્રણ કલાક હાજર રહી શકે છે અને છતાં નિયમિત અભ્યાસ કરવાની ટેવ અને યાનક તેમનામાં ઘણી વધારે હોવાથી નવા વિષયો પર પ્રમાણમાં વધારે સહેલાઇથી કાબુ મેળવી શકે છે. આવી છોકરીઓ અથવા તેમના જેવીજ ખાસ ખંત ધરાવતી સ્ત્રીઓ ઇંગ્રેજી ભણવાની માગણી કરે તો તેમને શીખવવાની અમારી ભલામણ છે.

કહેવાની ભાગ્યેજ જરૂર છે કે, દરેક ભૂમિકાનાં વર્ષો, દરેક ધોરણનો સમય અને દરરોજનો વખત અને તેમાં શીખવવાના વિષયો વિષે ઉપર જે સુચનાઓ કરવામાં આવી છે તે માર્ગદર્શક છે. ઉપર સુચવેલા બધા વિષયો મહત્ત્વના છે માટે બને ત્યાંસુધી બધાનો સમાસ કરવા પ્રયત્ન કરવો. બાકી સ્થાનિક સંયોગો પ્રમાણે તેમાં ફેરફાર કરવો પડે ત્યારે પણ મહત્ત્વના વિષયોને હાનિ ન થાય તે જોવું જોઇએ. ક્રમ ઘડ્યા પછી તેમાંના થોડાજ વિષયોને શીખવાને કોઇ સ્ત્રીઓને દાખલ ન કરવી. સામાન્ય શાળા જેવીજ નિયમિત પદ્ધતિથી કામ કરવું એવો અમારો ખાસ આગ્રહ છે. નવી તો એકવાર કોઇ બાઇને અમુક વિષયો માટે દાખલ કરવામાં આવશે તો થોડા વખતમાં ક્રમ, ટાઇમટેબલ અને ભૂમિકા નામનાંજ રહી રહેશે.

મોટી વયની સ્ત્રીઓના આ વર્ગોમાં નાની છોકરીઓને-ખાસ કરીને બારથી ઓછી વયની છોકરીઓને સામાન્ય નિયમ તરીકે દાખલ કરવી ન જોઇએ. અમારા જાણવામાં છે કે કેટલીક નાની છોકરીઓ ઘરના કામને લીધે કેળવણીની નિયમિત સંસ્થાનો લાભ લઇ શકતી નથી તેવી નાની છોકરીઓને માત્ર અપવાદ રૂપેજ દાખલ કરવી.

માધ્યમિક શાળાના નિયમના માટે જે કમીટી નીમવાની નીચે સુચના કરી છે તેજ આ વર્ગની સંસ્થાઓને ઉપરની દિશાનુસાર વારંવાર સલાહ આપે એવી અમારી ભલામણ છે.

## કન્યાઓની પ્રાથમિક કેળવણી.

૧૦. છોકરીઓ અને છોકરાઓ માટે પ્રાથમિક કેળવણી સરખી હોવી જોઇએ એમ અમે માનીએ છીએ. ફક્ત શીવણ જેવો વિષય છોકરીઓને વધારામાં શીખવવો જોઇએ. ત્રીજી ચોપડી સુધી એકજ પાઠ્ય પુસ્તકો શીખવવાં જોઇએ. ફક્ત ચોથા ધોરણથી સામાન્ય વાંચનમાળા ને બદલે કન્યા વાંચનમાળા શીખવવી અમારો આવો અભિપ્રાય હોવાથી અમે અહીંઆં વિગતવાર ક્રમ વગેરેનો ઉલ્લેખ કર્યો નથી. હાલ છોકરાઓ માટે જે ક્રમ અને પાઠ્ય પુસ્તકો નિયત કરવામાં આવે છે તેમાં સુધારાનો અવકાશ હશે. પણ ખાનગી માધ્યમિક અને તેને અંગે ચાલતી પ્રાથમિક શાળાના ક્રમ વગેરે નિયત કરવાને જે કમીટી નીમવાની અમે નીચે સુચના કરી છે તેજ આ વિષે જરૂરી સુધારા ઘડે એવી અમારી ભલામણ છે.

એક બે બાબતો તરફ ધ્યાન ખેંચીશું. છોકરાઓની માફક છોકરીઓની કેળવણી શરૂ થવી જોઇએ, એમ અમને લાગે છે. છોકરીઓને ભણવાને માટે થોડાં વર્ષ મળે છે માટે વહેલી શરૂઆત કરવાની લાલચ મોટી છે. પણ તેની સાથે સાથે યાદ રાખવું જોઇએ કે જ્યારે ગમ્મત સાથે જ્ઞાન આપે એવી આદર્શરૂપ પ્રાથમિક શાળાઓ જુજ છે, અને છોકરીઓના શરીર પર પ્રમાણમાં ઘણી નાની વયમાં અસાધારણ સખ્ત બોજો પડે છે તે વખતે ૬ વર્ષથી પહેલાં કેળવણી શરૂ કરવાથી લાભ કરતાં હાનિ થવાનો સંભવ વિશેષ છે.

હાલ પહેલા ધોરણથી લગભગ-બાળ વર્ગથી છોકરાઓની માફક છોકરીઓને પણ નિશાળોમાં આશરે પાંચ કલાક પૂરી રાખવામાં આવે છે અને તેથી તેમના શરીર અને બુદ્ધિની ખીલવણી પર ઘણી માઠી અસર થાય છે. બાળવર્ગમાં અને પહેલાં બે ત્રણ ધોરણમાં ત્રણ કલાકથી વધારે વખત શીખવવું ન જોઈએ. એવો અમારો અભિપ્રાય છે.

માધ્યમિક ક્રમ

૧૧. ગુજરાતીમાં બે વિદ્યાલયો—સુરતમાં અને અમદાવાદમાં—કન્યાઓને સ્વતંત્ર ધોરણ પર માધ્યમિક કેળવણી આપવાને બે વર્ષ પર લગભગ એકજ વખતે સ્થાપવામાં આવ્યાં એકમાં પૂરો અને બીજામાં કંઇક અધુરા માધ્યમિક ક્રમ રચાયો છે—જે ઉપરનાં ધોરણોમાં છોકરીઓ નથી હોતી અથવા ઓછી હોય છે ત્યાં તર શિક્ષક સુયોગ્ય છે છોકરીઓની સંખ્યા સાધારણ રીતે વધતી ગઈ છે અને એકંદર તે પ્રયોગો સફળ થયા છે, એમ કહી શકાય. તેની સાથે એ પણ સ્પષ્ટ છે કે બન્નેનો ક્રમ સ્વતંત્ર ધોરણ પર રચવામાં આવેલો હોવાથી તેમાં અનુભવ થતાં વખતોવખત ફેરફાર કરવા પડ્યા છે અને હજી પણ તેમાં સ્વાભાવિક રીતે સુધારાને માટે અવકાશ રહેશે બે શાખાઓ વચ્ચે કંઇ સહકાર હજી સુધી થયો નથી એટલે બન્નેના ક્રમ ઘણી મુદ્દાની બાબતોમાં જુદા છે. અને તેમની પરીક્ષાઓ જુદા જુદા સ્થાનિક પુરુષો અને સ્ત્રીઓની મારફત લેવાય છે,

હવે એક વાત તો સહેલાઈથી સમજાય છે. બે વર્ષના કાર્ય પછી બન્ને સંસ્થાઓ એવી ભૂમિકાએ પહોંચી છે કે જે વખતે એક બીજાના અનુભવ અને દૃષ્ટિબિન્દુની ૧૫ લેવી તેમજ બહારના વિદ્વાનોની સલાહથી બન્નેના ધોરણોની કુલ સંખ્યા તેમજ તેના અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો વગેરે ચોક્કસ કરી—સ્થાનિક સંજોગો અનુસાર ખાસ જરૂરી ફેરફાર કરવાની છુટ આપીને—એક બનાવવા જોઇએ. આ હેતુ સાધવાને બન્નેના છેલ્લા ધોરણની છોકરીઓની પરીક્ષા એકજ પરીક્ષક લઇને તેમને પ્રમાણપત્રો આપે એ પણ જરૂરનું છે. આ કાર્ય માટે વિદ્વાન અને અનુભવી સ્ત્રી પુરુષોનું એક મંડળ હોવું જોઇએ. એમ હવે સ્પષ્ટ રીતે લાગે છે. હવે સવાલ વિચારવાનો એ રહે છે કે આવો ક્રમ અને પાઠ્ય પુસ્તકો નિયત કરવાને અને પરીક્ષા માટે આ બન્ને સંસ્થાઓને પ્રો. કર્વેની મહિલા વિદ્યાપીઠ સાથે જોડવી કે તેને માટે ગુજરાતમાંજ એક સ્વતંત્ર મંડળ નીમવું?

લગભગ જ્યારથી બન્ને વિદ્યાલયો સ્થપાયાં ત્યારથી એક કે બીજા રૂપમાં આ સવાલ ચર્ચાયો છે. પહેલી ગુજરાત કેળવણી પરિષદના કાર્યવાહકો તરફથી એક નાની સભા ભરવામાં આવી હતી તેમાં આ વિષે જે વિચાર પહેલે ભાગે જોવામાં આવ્યો હતો તે હાલ

પણ સામાન્ય રીતે આગેવાન ગુજરાતીઓમાં કાયમજ છે કે આ બન્ને સંસ્થાઓને પ્રોફેસર કર્વેની સંસ્થા સાથે ન જોડવી પણ તેના ક્રમ નિયત કરવા અને ઉંચામાં ઉંચી શ્રેણીની પરીક્ષા લેવાને માટે એક એક જુદું મંડળ નીમવું અમે આ વિચારને અંતઃકરણપૂર્વક સંમતિ આપીએ છીએ. મુખ્ય કારણ એ છે. ગુજરાતના વિચાર પ્રવાહ અને સંયોગોમાંથી, 'કંઇક પુનાના મહિલા વિદ્યાલય' અને મહિલા વિદ્યાપીઠના ઉજ્જવલ આદર્શની અસરથી આ બન્ને સંસ્થાઓ અને તેના ક્રમ વગેરે જન્મ પામ્યા છે. અને બે વર્ષ સુધી તે સ્વતંત્ર રીતે વિકાસ પામ્યા છે હવે જો તેને પુનાની સંસ્થા સાથે જોડવામાં આવે તો તેની સીડી. હેરે ખઈ જનતા હિંગ્રે જુદુક મહિલા વિદ્યાલય માટે જે ક્રમ ઘડયો છે તે એકે સપાટે બન્ને સંસ્થાઓને સ્વીકારવો પડે. અમે કબુલ કરીએ છીએ કે પુનાનો ક્રમ ઘણા વિદ્વાન અને અનુભવી શિક્ષણશાસ્ત્રીઓએ ઘડ્યો છે અને તેથી તેને માનપૂર્વક સ્વીકારી લેવાથી ઘણો લાભ થવાનો સંભવ રહે પણ તેની સાથે એ વાત તો સ્પષ્ટ છે કે આ સંસ્થાઓમાં બધી કેળવણી માતૃભાષાદ્વારા આપવાની હોવાથી ગુજરાતી પાઠ્ય પુસ્તકો નિયત કરવાને અને ગુજરાતીમાં પરીક્ષા લેવાને મહિલા વિદ્યાપીઠને પણ ગુજરાતીઓની એક મંડળી નીમવી પડે. વધારામાં આપણે એમ માની લઈએ કે પુસ્તકો નિયત કરતાં કમીટીને ગુજરાતના સંસ્કાર સંયોગો અને કોઇ વિષયનાં પુસ્તકોની અછત વગેરે ધ્યાનમાં લઈ ક્રમમાં કંઇક જરૂરી ફેરફાર પણ સીંડીકેટની રજાથી કરવાની પરવાનગી મળે. અર્થાત્ ગુજરાતની સંસ્થાઓના ક્રમ અને પરીક્ષા માટે મહિલા વિદ્યાપીઠ ગુજરાતીઓની કમીટી નીમે તો પછી સ્વાભાવિક રીતે સવાલ થાય કે ગુજરાતીઓની સ્વતંત્ર કમીટી આ કામ માટે કેમ ન નીમી શકાય! તે પુનાના ક્રમ તેમજ બીજા પ્રાંતોમાં અને દેશમાં કન્યાઓ માટે ઘડવામાં આવેલ ક્રમ ધ્યાનમાં લઇને આ સંસ્થાઓ જે પાયા પર રચાઇ છે તેજ પાયા પર વધારે પાકી, સંગીન અને એક સરખી રચના કરી શકે. ઉપરાંત આ મંડળ પર આ કામની સીધી અને છેવટની જવાબદારી રહે તેથી તે વધારે ધ્યાનથી વખતોવખત આ સંસ્થાઓ ઉપર દેખરેખ રાખે, તેમજ ગુજરાતમાં અમુક પાઠ્ય પુસ્તકોની અછત જણાય તો તે રચાવીને તૈયાર કરાવવાને પણ વ્યવસ્થા કરે. એક પ્રતિષ્ઠિત છતાં દૂરની અને બીજી ભાષાપ્રાંતની સંસ્થા આપણાં વિદ્યાલયો માટે ગુજરાતીઓનું મંડળ નીમે તે કરતાં ગુજરાતમાંથી જ વિદ્યાલયોની માફક આ મંડળ પણ ઉત્પન્ન થાય એ અમને સ્વયંભૂ વિકાસની તેમજ વ્યાવહારિક કાર્યની દૃષ્ટિથી વધારે ઇષ્ટ લાગે છે.

જો જુદા જુદા ભાષાપ્રાંતમાં આવાં મંડળો રચવામાં આવે તો પુનાનાં મહિલા વિદ્યાપીઠનો વિકાસ કેમ થશે?—એ સવાલ આકર્ષક છે. પણ અમને તેનો વિચાર કરવાની જરૂર જણાતી નથી. સંક્ષેપમાં એટલુંજ કહીશું કે ભવિષ્યમાં તે વિદ્યાપીઠની સાથે મહારાષ્ટ્ર અને મધ્યપ્રાંત બીરારના સિવાય હિંદના જુદા જુદા પ્રાંતની સ્ત્રી કેળવણીની સંસ્થાઓ જોડાય એ અમને ભાષાભેદ, અંતર, અને બીજાં કારણોથી ઘણું અસંભવિત લાગે છે. પણ આ વિદ્યાપીઠની સફળતા તેની સાથે આખા હિંદની અનેક સંસ્થાઓ ભવિષ્યમાં જોડાય તેમાં નથી પણ આખા હિંદના નિરનિરાળા પ્રાંતો ધ્યાન સ્ત્રીકેળવણીની સ્વતંત્ર વ્યવસ્થા કરવા તરફ ખેંચવામાં છે, એવો અમારો અભિપ્રાય છે.

મહિલા વિદ્યાપીઠ સાથે આ સંસ્થાઓ જોડવાની જેઓ હરીફ કરે છે તેઓ પણ માની લે છે કે પાઠ્ય પુસ્તકો અને કંઈક ક્રમ નિયત કરવાને અને પરીક્ષા લેવાને યોગ્ય સ્ત્રી પુરુષો ગુજરાતમાં છે. કારણ કે તેમની મારફતજ પુનાની સંસ્થા પણ કામ કરશે એમ માનવામાં આવે છે. અમારી પણ ખાત્રી છે કે આ કામ સ્વતંત્ર રીતે કરવાને યોગ્ય સ્ત્રી પુરુષો ગુજરાતમાં છે અને તેમને જો તે માટે નીમવામાં આવે તો જવાબદારીની બુદ્ધિથી, ઉત્સાહથી, વિદ્વતાથી અને અનુભવપૂર્વક તેઓ ગુજરાતની બન્ને સંસ્થાઓને સાથે માથે ઉંચી ભૂમિકા પર શોભાવશે, એટલુંજ નહિ પણ તેમની પ્રતિષ્ઠા અને કાર્યને પરિણામે તેવી બીજી સંસ્થાઓ પણ ગુજરાતમાં ઉત્પન્ન થશે.

આ મંડળ કોના તરફથી કેવી રીતે નીમાવું જોઇએ એ સવાલ પણ અમે વિચાર્યો છે. કોઈ વ્યક્તિઓ કરતાં કોઇ સંસ્થા કે મંડળ તરફથી આ મંડળ રચાય એ તો હંમેશાં વધારે ઇષ્ટજ હોય. બન્ને મહિલા વિદ્યાલયોના અધિકારીઓ ભેગા મળીને પણ આવું મંડળ નીમી શકે પણ સંસ્થાના ભેદ અને અંગત પક્ષપાતથી ક્રમ વગેરેનો મેળ કરવામાં મુશ્કેલીઓ નડે. ઉપરાંત આ બે સંસ્થાઓની એકતા અને સત્કાર સાધવામાં ગુજરાત સમસ્તના વિદ્વાનો, શિક્ષકો, શિક્ષણ શાસ્ત્રીઓની પ્રતિનિધિરૂપ કોઈ મંડળ સારામાં સારી સેવા કરી શકે એમ લાગે છે. ગુજરાત કેળવણી મંડળ આ કોટીનું મંડળ છે એટલે તે આ બન્ને સંસ્થાના ક્રમ નિયત કરવાને, છેલ્લા ધોરણની પરીક્ષા લેવાને, અને તેને અંગે ઉપસ્થિત થતું કામ કરવાને એક મંડળ નીમે એ અમને યોગ્ય લાગે છે. આ મંડળમાં બન્ને વિદ્યાલયો બબ્બે સભાસદો નીમે અને બીજા ચારને મંડળનું વ્યવસ્થાપક મંડળ, પોતાના સભાસદોમાંથી કે બહારના ગૃહસ્થો નીમે—આમ મંડળ નીમવું એવી અમારી ભલામણ છે.

મહિલા વિદ્યાલયોના જીવનરૂપ તેના જે મુખ્ય સિદ્ધાંત અમે ઉપર સૂચવ્યા છે તેને સ્વીકારીને બન્ને માટે એક ક્રમની વિગતવાર યોજના ઘડવાનું કામ એક ખાસ મંડળને સોંપવાની સૂચના અમે કરી છે એટલે તેના વિગતોમાં અમે પ્રવેશ કરવા ઇચ્છતા નથી. આખા માધ્યમિક ક્રમમાં મળીને ક્યા વિષયો કેટકેટલા શીખવવા, તેનો કેટલા કેટલા સમયનાં કેટલા ધોરણુમાં ભાગ પાડવો, દરેકને માટે કેવો ક્રમ અને પાઠ્ય પુસ્તકો નિયત કરવાં, હાલના સંયોગોમાં કોઈ વિષય ઐચ્છિક રાખવા કે નહિ, જુદા જુદા વર્ગોમાં દરરોજ કેટલા કલાક શિક્ષણ આપવું, એ અને એવી બાબતોમાં અમદાવાદના મહિલા વિદ્યાલયના ક્રમને ધોરણરૂપ ગણી નિર્ણય કરવા આ મંડળને અમારી ભલામણ છે.

યુનિવર્સીટીની મેટ્રીકની પરીક્ષા માટે છોકરીઓને તૈયાર કરવાની વ્યવસ્થા કરવી કે નહિ એ સવાલ ઉત્પન્ન થયો છે. જો બીજગણિત અને ભૂમિતિના વિષયો ઐચ્છિક રાખવાથી છોકરીઓ ખાનગી શ્રમ લઇને મેટ્રીકની પરીક્ષા પણ આપી શક્તી હોય તો આપણે તેની સામે વાંધો હોઇ શકે નહિ. પણ જો તે માટે ખાસ જુદો વર્ગ કાઢી તેમાં ઈંગ્રેજી મારફત બધા વિષયો શીખવવાની જરૂર પડે એમ હોય તો તે માતૃભાષાદ્વારા શિક્ષણના મૂળ સિદ્ધાંતની વિરૂદ્ધ હોવાથી ન જ કરી શકાય એમ અમારો આગ્રહયુક્ત અભિપ્રાય છે. માધ્યમિક ક્રમ પૂરો કર્યાનું યોગ્ય સર્ટિફીકેટ જ જો છોકરીઓને જોઈતું હશે તેઓ તો મેટ્રીક્યુલેશનનું નહિ પણ હવે નીમાવાના પરીક્ષક મંડળનું સર્ટીફીકેટ મેળવશે

શકશે. જે છોકરાઓને કોલેજની ઉંચી કેળવણી લેવી હોય તેઓ માધ્યમિક ક્રમનાં છેલ્લાં એક બે વર્ષ સરકારી હાઈસ્કૂલનો જ લાભ લે એ વધારે યોગ્ય છે.

જરૂર પડે તો સ્ત્રીઓ પોતાનો નિર્વાહ કરી શકે તે માટે તેમને કંઈ ખાસ કેળવણી આપવી કે નહિ તે એક મહત્વનો સવાલ છે. જેમણે માધ્યમિક ક્રમનો થોડો ઘણો અભ્યાસ કર્યો હશે તેઓ શિક્ષક તરીકે કંઇક કમાણી કરી શકશે. પણ અમારી ખાસ સૂચના એ છે કે તે છોકરીઓને માધ્યમિક ક્રમ પૂરો કરવાને તેમને અનુકૂળતા હોય તો શિક્ષિકાઓ તરીકે તૈયાર કરવાને નીચે સૂચવ્યા પ્રમાણે તૈયાર કરેલો ક્રમ શિખવાને શિષ્યવૃત્તિથી કે બીજી રીતે ખાસ સગવડ કરી આપવી. આથી તેઓ માધ્યમિક શાળામાં નીચેના વર્ગમાં શિક્ષિકાનું કામ કરી શકશે આ સિવાય માધ્યમિક ક્રમના વિષયોની સાથે શીવણ ભરત ગુંથણ અને આલેખન સિવાય બીજા કોઇ સ્ત્રીઓને અનુકૂળ થાય એવા હુન્નરનું તેમજ સાદા વૈદક અને માવજતનું જ્ઞાન આપી શકાય કે નહિ તે વિચારવાનું કામ અમે ઉપર સૂચવેલા ખાસ મંડળને સોંપીએ છીએ પણ એ સ્પષ્ટ છે કે માધ્યમિક અને ઉંચી કેળવણી લેતી બાળાઓ જરૂર પડે તો ઘણુંખરું શિક્ષિકા તરીકે જ પોતાનો નિર્વાહ કરી શકશે.

## અધ્યાપિકા વર્ગ.

૧૨. હાલ પ્રાથમિક કેળવણીના પાંચમા ધોરણમાં પસાર થયેલી સ્ત્રીઓને શિક્ષિકા તરીકે તૈયાર કરવાને ત્રણ વર્ષનો ક્રમ નિયત કરવામાં આવેલો છે. એ વ્યવસ્થા અમને સંતોષકારક લાગતી નથી અને તે શિક્ષિકાઓની લગભગ નિરાશાજનક સ્થિતિ માટે જવાબદાર છે. અમારી સૂચના એવી છે કે જે છોકરીઓ મહિલા વિદ્યાલય જેટલો માધ્યમિક ક્રમ પૂરો કરે તેમને જ શિક્ષિકા તરીકે તૈયાર કરવાને આશરે દોઢેક વર્ષનો ૭ ૭ માસની ત્રણ ભૂમિકાનો ક્રમ રચવો જોઈએ. માધ્યમિક કેળવણી માટે જુદા જુદા વિષયનું જે સામાન્ય જ્ઞાન મળી શકે અને બુદ્ધિની જે ખીલવણી થાય તે શિવાય સારી શિક્ષિકાઓ તૈયાર ન થઈ શકે એમ અમને લાગે છે. માટે માધ્યમિક વર્ગ ઉઘાડવા ખાનગી પ્રયત્નો આ દિશામાં કરવાની અને તે માટે ક્રમ ઘડવાનું કામ પણ ઉપર સૂચવેલા ખાસ મંડળ સોંપવાની અમારી ભલામણ છે,

## ઉંચું શિક્ષણ.

૧૩. સ્ત્રીઓને સ્વતંત્ર ધોરણ પર ઉંચું શિક્ષણ આપવાને કંઇ પ્રયાસ ગુજરાતમાં થયો નથી. આપણા આખા ઈલાકામાં માત્ર પુનાના મહિલા વિદ્યાલયમાં તેની શરૂઆત નજરે પડે છે. માધ્યમિક શિક્ષણ આપનારી હાલની ખાનગી સંસ્થાઓ વિસ્તાર પામશે અને ઉપર સૂચવેલા મંડળના પ્રયાસથી તે વધારે પાકી, સંગીન અને પ્રતિષ્ઠિત થશે એટલે તરત જ તેવા જ ધોરણ પર ઉંચી કેળવણી આપવાની વ્યવસ્થા કરવાની ખાસ જરૂર જણાશે. બીજી ખાસ જે મંડળ હાલ તો માત્ર માધ્યમિક શાળાઓની છેલ્લી શ્રેણીનો ક્રમ રચવાને અને તેની પરીક્ષા લેવાને નીમવાની ભલામણ કરી છે. તે પણ ઉંચી કેળવણીનો પ્રશ્ન ઉકેલવામાં ઘણી મદદ કરશે એવી આશા છે.

## ઉદ્યોગ વર્ગો.

૧૪. મોટી વયની સ્ત્રીઓને લખતા વાંચતાં શીખવવાને અને સામાન્ય જ્ઞાન આપવાને જે વર્ગો કાઢવામાં આવે છે તે ઉપરાંત તેમને અનુકૂળ હોય એવા ખાસ હુન્નર ઉદ્યોગો શીખવવાને પણ કેટલાક વર્ગો ચલાવવામાં આવે છે દેશમાં મોટા ભાગે પ્રજા ઘણી ગરીબ છે, અને વિધવાઓની સંખ્યા આટલી મોટી છે ત્યાં સ્ત્રીઓને કુટુંબનો નિર્વાહ કરવાની કે તેમાં મદદ કરવાની જરૂર પડે એ સ્વાભાવિક છે હાથ ભરતગુંથણનું, ચોપડી બાંધવાનું, ખાસ ચાળો રાંધવાનું વગેરે કામ જુદે જુદે સ્થળે શીખવાય છે આવા ઘણા હુન્નરો સ્થાનિક સંયોગો પ્રમાણે શીખવી શકાય. અમે ગૃહઉદ્યોગો (Cottage industries) શીખવવા તરફ ખાસ લક્ષ ખેંચીએ છીએ આપણા દેશમાં આવો મોટામાં મોટો ઉદ્યોગ કાંતવાનો અને વણવાનો હતો સત્યાગ્રહાશ્રમની પ્રવૃત્તિથી સિદ્ધ થાય છે કે આ ઉદ્યોગ ટકી શકે અને તેનું પુનર્જીવન કરી શકાય એમ છે. લડાઇ દરમીયાન અને લડાઇ પુરી થયા પછી થોડાં વર્ષો સુધી કાપડની તાણ રહ્યા કરશે; તેથી આ ઉદ્યોગનું ભવિષ્ય ખાસ કરીને ઉજળું રહેશે. આપણાં નાના ગામો અને ગામડાંમાં ફરી સાળો અને રેંટીઆ મોટી સંખ્યામાં દાખલ કરી તેની તાલીમ સ્ત્રીઓને આપીને વણવાના અને કાંતવાના ધંધાને ઉત્તેજન આપવા અને તે વિષે જોઇતી સલાહ અને મદદ સત્યાગ્રહાશ્રમમાંથી મેળવવા અમે ભલામણ કરીએ છીએ.

ઉદ્યોગવર્ગો આજીવિકા મેળવવાની શક્તિ ખીલવવાને જ કાઢવામાં આવે છે છતાં તેમાં લેખન, વાંચન શીખવવાને અને આરોગ્ય વગેરેનું સામાન્ય જ્ઞાન આપવાને પણ બનતાં સુધી વ્યવસ્થા કરવી જોઇએ. અઠવાડીઆમાં અમુક અમુક દિવસે લેખનવાંચન અને સામાન્ય જ્ઞાન એ બે વિષયોનું શિક્ષણ આપવું અને તે ફરજીયાત રાખવા નહિ પણ તેમાં સ્ત્રીઓને રસ પાડીને દોરવી એવી અમારી સૂચના છે.

છેવટમાં અમે ફરીથી મહિલા વિદ્યાલયોના ક્રમ સરખા પાકા અને સંગીન કરવાને અને તેની છેલ્લા વર્ગની પરીક્ષા લઈ પ્રમાણપત્ર આપવાને ખાસ મંડળ નીમવાની ગુજરાત કેળવણી મંડળને ભલામણ કરીએ છીએ. તેમના ( ખાનગી સંસ્થાઓના ) ક્રમ વગેરેમાં એકતા અને સહકાર આવે તે સારૂ સૂચનાઓ કરવા આ કમીટી નીમવામાં આવી હતી; તે સારૂ ઉપર સૂચવ્યા પ્રમાણે ખાસ કમીટી નીમવાની ભલામણ કરી અમે અમારી જવાબદારી અદા કરીએ છીએ.

૧૫. આ મંડળની નીમણૂક વિષે એક વધારે દલીલ રજુ કરીને અમે અમારો રીપોર્ટ સમાપ્ત કરીશું હિંદી વજીર મી. મોન્ટેગ્યુ અને વાઇસરાય લૉર્ડ ચેમ્સફર્ડે રાજકીય સુધારાનો જે ખરીદો બહાર પાડ્યો છે તે અનુસાર કેળવણીખાતુ સંપૂર્ણ રીતે પ્રાંતિક સરકારને સોંપવાની અને પ્રજાને ઉંચી કેળવણી સિવાયનું આખું ખાતું સોંપવાની ભલામણ, તેમણે કરી છે. અર્થાત્ કન્યાઓની પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો સવાલ ધારાસભામાં બેસતા પ્રજાના પ્રતિનિધિઓને સોંપાશે તેમ જ તે સભાસદો પૈકી જેમને પ્રધાન તરીકે

નીમવામાં આવશે તેમની પાસે સ્વાભાવિક રીતે બીજાં ખાતાની માફક આ ખાતા વિષે પણ મોટા સુધારાની આશા રખાશે. સ્ત્રીકેળવણીનો સવાલ તો પ્રજાના આગેવાનો જ ઉકેલી શકે એમ આપણે વારંવાર સરકારને જણાવ્યું છે એટલે તે વિષે પહેલા પ્રધાનોની ખરેખરી કસોટી થશે. હવે સૌ કોઇ સ્વીકારશે કે સ્ત્રીકેળવણીની સરકારી રચનામાં એકદમ મોટા સુધારા કરવાનું એમ આવશ્યક છતાં વ્યાવહારિક દૃષ્ટિથી ઘણું મુશ્કેલ છે અને જેટલે દરજ્જે સુધારાનાં સફળ ખાનગી પ્રયોગો, પ્રજાને અને પ્રધાનોને દેખાડી શકાશે અને પ્રજામત તે વિષે જેટલો જાગૃત થયો હશે તેટલે દરજ્જે પ્રગતિ સત્વર થશે. આવે પ્રસંગે આપણી ગંભીર ફરજ એ છે કે સ્ત્રીકેળવણીના જે ખાનગી પ્રયોગો થવા માંડયા છે તેને ઝીણવટથી તપાસી, તેનાં ઉત્તમ તત્વોની મેળવણી કરી એક નમુનારૂપ રચના બનાવવી જેથી રાજકીય સુધારા અમલમાં આવતાં પ્રજાનું, ધારાસભાના સભાસદોનું, પ્રધાનોનું અને તેમના ગોરા તેમજ દેશી અમલદારોનું ધ્યાન તે તરફ સારી રીતે ખેંચી શકાશે અને જે સુધારા થોડી ખાનગી સંસ્થાઓમાં સિદ્ધ થએલા સર્વેને પુરવાર કરી શકાએ તે સરકારી સંસ્થામાં દાખલ કરવાને બળ અને ઉત્સાહ પ્રધાનોને મળી શકશે

અંતમાં આ કમીટીના કામમાં મદદ કરવાને જેમણે પોતાની સંસ્થાઓના રીપોર્ટ કે લેખી હકીકત આપી હતી અને જેમણે પોતાની સંસ્થાની અંગત મુલાકાત લેવાની સગવડ કરી આપી હતી તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

સૌ. શારદા મહેતા.
સુમંત બ. મહેતા.
* તારા મ. માસ્તર.
* મનસુખલાલ આત્મારામ માસ્તર.
અમૃતલાલ વિ. ઠક્કર.
સાંકળચંદ જેઠાલાલ શાહ.
વકીલ ગીરધરલાલ ઉત્તમરામ.
હિરાલાલ ત્રિભોવનદાસ પારેખ.
કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.
ચન્દુલાલ કા. દવે.
હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા.
ઈન્દુલાલ કે. યાજ્ઞિક.

રા. નગીનદાસ ત્રિભોવનદાસ માસ્તરનો અભિપ્રાય મળ્યો નથી.

## જૂદી નોંધ.

ગુજરાત કેળવણી પરિષદની બીજી બેઠકમાં પસાર કરેલા પંદરમા ઠરાવ અનુસાર જે કમીટી નિમવામાં આવી હતી તેણે કરેલો રીપોર્ટ હમે વાંચ્યો છે. ત્હેમાં સૂચવેલા કેટલાક

* પાના ૩૮ થી ૪૧ સુધી ' જૂદી નોંધ ' જુઓ.

મુદ્દાઓ સંબન્ધી મતભેદ હોવાને લીધે તે રીપોર્ટ હમને સર્વાંગે માન્ય નથી. તેથી આ જૂદી નોંધ લખવાની હમને જરૂર જણાય છે.

૨. પ્રથમ તો પરિષદે જે કામ કમીટીને સોંપ્યું હતું તેના અંગના મત્તાપ્રદેશની બ્હાર (beyond the terms of reference) કમીટીનો રીપોર્ટ જાય છે એવી હમારી નમ્ર સમજ છે. કમીટીને નીચેનું કામ સોંપવામાં આવ્યું હતું. સ્ત્રીકેળવણીના વિસ્તાર માટે જે જે ખાનગી સંસ્થાઓ પ્રયત્ન કરી રહી છે તે વધારે અસરકારક રીતે કાર્ય કરે તે માટે તથા તેમના ક્રમ વિગેરેમાં એકતા આવે તે માટે તેવી સંસ્થાઓની તપાસ કરવી અને તેમને ઉપયોગી થાય તેવી સૂચનાઓ કરવી. હવે, રીપોર્ટમાં લખવામાં આવ્યું છે કે " પરંતુ એ તો સ્પષ્ટ છે કે પરિષદનો ઠરાવ મુખ્યત્વે કરીને આ મહિલા વિદ્યાલયોને ઉદ્દેશીને કરવામાં આવ્યો હતો, અને તેનેજ પરિષદે આવકારદાયક ગણીને તે બન્નેમાં દીપી આવતા નવીન મુખ્ય સિદ્ધાન્તોને માતૃભાષા દ્વારા શિક્ષણ, સ્ત્રી ઉપયોગી વિષયોનું શિક્ષણ વિગેરેને-સંમતિ આપી છે-". હમારી સમજ પ્રમાણે આ સમજણ ખરી સમજણ નથી અને ખરી હકીકતનું બરાબર પ્રતિબિમ્બ આપતી નથી. હમારી સમજણ એવી છે કે પંદરમા ઠરાવમાં 'માતૃભાષાદ્વારા શિક્ષણ' તથા 'સ્ત્રીઉપયોગી વિષયોનું શિક્ષણ' એ સિદ્ધાન્તનો સમાવેશ ઉદ્દિષ્ટ નથી, તેમજ મુખ્યત્વે કરીને મહિલા વિદ્યાલયોને ઉદ્દેશીને ઠરાવ કરવામાં આવ્યો છે એવું કહેવું એ બરાબર નથી. જે જે ખાનગી સંસ્થાઓ સ્ત્રીકેળવણીના વિસ્તાર માટે પ્રયાસ કરી રહી છે તે સર્વેમાં કંઈક એકતા આવે અને તેઓ વચ્ચે પરસ્પર સહકારનો સંબન્ધ સ્થાય એટલોજ ઠરાવનો ઉદ્દેશ છે. ઉપરાંત, માધ્યમિક અને ઉચ્ચ સ્ત્રીકેળવણી સ્વતંત્ર ધોરણ ઉપર કેવી રીતે રચાવી જોઇએ, સુરત અને અમદાવાદનાં મહિલા વિદ્યાલયોને પ્રો. કર્વેની યુનિવર્સીટી સાથે જોડવાં કે ગુજરાતમાં નવું મહિલા વિશ્વવિદ્યાલય ઉભું કરવું, તથા આવા ચર્ચાસ્પદ પ્રશ્નોનો વિચાર કરી નિર્ણય કરવા માટે ગુજરાત કેળવણી મંડળ તથા મહિલા વિદ્યાલયોએ એક નવું મંડળ નિમવું-આવા મહત્વના વિષયો રીપોર્ટમાં ચર્ચવામાં આવ્યા છે. આ વિષયો ખરેખર ઘણા ઉપયોગી છે, પરંતુ તે વિષયોનો વિચાર અને ચર્ચા કમીટીને સોંપવામાં આવેલા કાર્યપ્રદેશની બ્હાર છે એ દીવા જેવું સ્પષ્ટ છે.

૩. હમારો મત એવો છે કે અત્યારે માધ્યમિક તથા ઉચ્ચ કેળવણી મેળવવાનાં જે સાધનો હયાત છે તેમનો બને તેટલો ઉપયોગ કરવા, જેટલી સ્ત્રીઓને ઉત્તેજન આપી શકાય તેટલીને આપવું. કહેવાતા રાષ્ટ્રીય ધોરણ ઉપર માધ્યમિક અને ઉચ્ચ કેળવણીનું સ્વરૂપ કેવું રચાશે તે હજી કલ્પનાઓનો અને પ્રયોગોનો વિષય છે. તેવી સ્થિતિમાં ચાલુ કેળવણીનો લાભ જેટલી સ્ત્રીઓ લે તેટલીને આપવો તેમાં દેશને લાભજ છે. એવી સ્ત્રીઓ ચાલુ પદ્ધતિથી જૂદા પ્રકારના કેળવણીના પ્રયોગો કરવામાં પણ સાધનભૂત અને ઉપયોગી થશે. માટે સ્ત્રીકેળવણીના સર્વ હિતૈષીઓએ પ્રથમ ચીજ જે કરવા જેવી છે તે એ છે કે ચાલુ પદ્ધતિનો લાભ જેટલી સ્ત્રીઓને આપી શકાય તેટલીને આપવા બનતો પ્રયાસ કરવો. જેટલો દારૂગોળો ચાલુ શિક્ષણની ખામીઓ-ખરી અને કાલ્પનિક-ખુલ્લી પાડવામાં વાપરવામાં આવે છે તેટલો ચાલુ શિક્ષણની ખામીઓને બહાને સ્ત્રીઓને અજ્ઞાન રાખવાની હિમાયતની સામે વાપરવામાં આવે તો તે વધારે ઉપયોગી થઈ પડશે.

૪. હમારો નમ્ર મત એવો છે કે જે સ્ત્રીઓથી આર્થિક અશક્તિ, કૌટુમ્બિક ફરજો, સામાજીક પ્રતિકૂળતાઓ, વિગેરે કારણોને લીધે ચાલુ માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીનો લાભ ન લઇ શકાય તેમ હોય અને છતાં જેઓને તદ્દન અજ્ઞાન રહેવું ન હોય તેવી સ્ત્રીઓને માટે મહિલા વિદ્યાલયો, સ્ત્રીશિક્ષણવર્ગો, વનિતાવિશ્રામો આદિ સંસ્થાઓ ઉપયોગી થઈ પડશે. ટુંકામાં કેળવણીના મુખ્ય પ્રયાસો તરીકે નહિ પરંતુ ઉપકારક (Supplementary) પ્રયાસો તરીકે આવી સંસ્થાઓ હાલમાં તો કામ કરશે, એથી થતા લાભ પણ દેખીતા છે તેમજ એમની મર્યાદાઓ પણ સ્પષ્ટ છે એવી સંસ્થાઓ ઉત્તમ વિદુષીઓ તો ભાગ્યેજ ઉત્પન્ન કરી શકશે, પરંતુ અત્યારે ચાલુ શિક્ષણનો લાભ ન લઈ શકનારી સ્ત્રીઓને લગભગ અજ્ઞાનના અંધકારમાં સડવાની જે ફરજ પડે છે તેવી દુર્દશામાંથી તો જીજ્ઞાસુ સ્ત્રીઓને તો મુક્ત કરશે.

૫. માતૃભાષાદ્વારા શિક્ષણ, સ્ત્રી ઉપયોગી વિષયોનું વિશેષ શિક્ષણ, પ્રચલિત રૂઢીઓને અનુસરીને સમય તથા ક્રમનું નિર્માણ આદિ સિદ્ધાન્તો ઉપર સ્ત્રીઓને માટે ચાલુ શિક્ષણ-પ્રયાસોથી ભિન્ન સ્વતંત્ર સ્ત્રીશિક્ષણ સંસ્થાઓ ઉભી કરવાનો સવાલ ઘણો ગંભીર અને ચર્ચાસ્પદ છે. તે સંબન્ધમાં દેશના વિચારકો તથા વિદ્વાનોમાં મતભેદ છે. જેઓને સ્ત્રી-શિક્ષણસંસ્થાઓ સ્વતંત્ર પાયા ઉપર રચાયલી જોવાની તીવ્ર ઇચ્છા હોય, તેઓએ સામાન્ય પરિષદ્દ્વારા નહિ પરંતુ વિશેષ સંસ્થાદ્વારા પોતાની શ્રદ્ધાને સ્થુલ પરિણામનું રૂપ આપવા પ્રયાસ કરવો એ તેમને પોતાને તથા તેમનાથી જુદા પડનારાઓને ન્યાય છે. વિશેષમાં સ્વતંત્રતા અને રાષ્ટ્રીયતાના ગુણોવાળી સ્ત્રીશિક્ષણસંસ્થાઓ ઉભી કરતા જતાં સ્ત્રીશિક્ષણની ભૂમિકા નીચી ન બની જાય તે તરફ પૂરતું લક્ષ અપાવું જોઇએ. અનેક સ્ત્રીઓ સ્હેલાઇથી લાભ લઇ શકે તેના લોભથી શિક્ષણની ભૂમિકાને નીચી બનાવી દેવી એ આખરે લાભકારક વસ્તુ નથી અનેક સ્ત્રીઓની સામાન્ય કેળવણીને ભોગે (!) થોડી સ્ત્રીઓને ઉંચી કેળવણી આપવી એ જો પાપ હોય તો અનેક સ્ત્રીઓની સામાન્ય કેળવણીના નામે જે સ્ત્રીઓને ઉંચી કેળવણીનો લાભ લેવાની ઇચ્છા હોય તેમને પણ સામાન્ય કેળવણીથી સંતોષ માનવો પડે, એવા ક્રમની રચના કરવી એ ઓછું પાપ નથી સ્ત્રી શિક્ષણના સ્વતંત્ર પ્રયાસોમાં અંગ્રેજી ભાષા તથા સાહિત્યના જ્ઞાનને શું સ્થાન અપાવું જોઇએ એ પ્રશ્નના સંબન્ધમાં હમારો અભિપ્રાય એવો છે કે માધ્યમિક તેમજ ઉંચી કેળવણીના ક્રમોમાં અંગ્રેજી ભાષા તથા સાહિત્યને ફરજીયાત વિષયો તરીકે ગણવા. હમે એમ માનીએ છીએ કે અંગ્રેજી ભાષા તથા સાહિત્યના અજ્ઞાનને ફરજીયાત કરવાનો આગ્રહ અત્યારની સ્થિતિમાં તો આત્મઘાતક છે. સ્ત્રી ઉપયોગી વિષયોના વિશેષ જ્ઞાનને નામે સ્ત્રીઓને મનુષ્ય તરીકે જે જ્ઞાન મેળવવાનો હક છે, તેમાંથી બહિષ્કૃત ન રખાય તેની સંભાળ રાખવા જેવી છે, હમારો મત તો એવો છે કે શિક્ષણનો આદર્શ પ્રચલિત રૂઢીને અનુકૂળ કરવા માટે નીચો બનાવવામાં આવે તેના કરતાં પ્રચલિત રૂઢીને શિક્ષણના ઉંચા આદર્શને અનુકૂળ કરવાના પ્રયાસો થાય તો પ્રયાસો કરનારનો, જેમને માટે પ્રયાસો કરવામાં આવે છે તેમનો અને સમસ્ત રાષ્ટ્રનો વધારે વ્હેલો અને સંગીન ઉદ્ધાર થવાનો સંભવ છે.

સાન્તાક્રુઝ. ૬-૧૨-૧૯૧૮ } મનસુખલાલ આત્મારામ માસ્તર.
તારા. મ. માસ્તર.

# પરિશિષ્ટ નં. ૧.

## અમદાવાદ વનિતાવિશ્રામ મહિલાવિદ્યાલયના ધોરણોનો અભ્યાસક્રમ.*

### પહેલું ધોરણ (૭ માસ.)

વિષયો:—

૧, અંગ્રેજી—ન્યુ મેકમીલનની વાચનમાળા નં. ૧ લો.
૨ ગુજરાતી—સુગમ્યમાળા (રા. પ્રાણજીવનદાસ નરાયણદાસ દાક્તરકૃત) ... ૫ મી તથા કન્યા વાંચનમાળા પુસ્તક ત્રીજામાંથી પસંદ કરેલા પ નિબંધલેખન (પત્રલેખન, સરળ વાર્તાલેખન) વ્યાકરણ ભા. ૧ લો–રા બ.. કમળાશંકર પ્રાણશંકર ત્રીવેદીકૃત )
૩ વિજ્ઞાન—વાંચનમાળા ૫ મી તથા કન્યા વાંચનમાળા ૨ જી માંથી તે વિષય સંબંધી પાઠો.
૪ ઇતિહાસ—હિંદુસ્થાનનો ઇતિહાસ શરૂઆતથી તે મોગલ વંશની શરૂઆત સુધી
ભૂગોળ—હિંદુસ્થાનની ભૂગોળ (પ્રાકૃતિક ભૂગોળ સાથે)
૫ ગણિત—અપૂર્ણાંક તથા ત્રિરાશી.
૬ નીતિશિક્ષણ—સારી રીતભાત, માનાઈ, સત્ય ઉદ્યોગ વિગેરે
૭ શીવણ—દોરા ભરતા, ...ટણ, ટૉપસીઈંગ જમતાં તથા ચણીઆ શીવતા.
૮ ચિત્રકળા—સાદાં મેમરીંગ, આકૃતિઓ.
૯. સંગીત.

### ધોરણ ૨ જું.

૧ અંગ્રેજી—ન્યુ મેકમીલનની વાચનમાળા નં, ૨ જો પાઠમાળા ભાગ ૧ લો વ્યાકરણ–વાંચનમાળા પ્રમાણે.
૨ ગુજરાતી—વાંચનમાળા ૬ ઠ્ઠી તથા કન્યા વાંચનમાળા પુસ્તક ૪ થા માંથી પસંદ કરેલા પાઠો, નિબંધલેખન (વર્ણન સાથે પત્રલેખન) વ્યાકરણ ભાગ ૨ જો (રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રીવેદીકૃત
૩ વિજ્ઞાન વાંચનમાળા ૬ ઠ્ઠી તથા કન્યા વાંચન ... ને વિષય સંબંધી પાઠ.
૪ ઇતિહાસ—હિંદુસ્થાનનો ઇતિહાસ; મોગલવંશના અમલથી બ્રિટીશ રાજની શરૂઆત સુધી.
ભૂગોળ—એશીઆખંડ (જાપાન વિષે વધુ વિગતવાર) (પ્રાકૃતિક ભૂગોળ સાથે)
૫. ગણિત—વ્યાજ, બહુરાશી, સાદું વ્યાજ.

*સઘળા વિષયો ગુજરાતી ભાષાદ્વારા શીખવાય છે,

૪ ઇતિહાસ—(૧) ઇંગ્લાંડનો ઇતિહાસ (નવલરામકૃત) શરૂઆતથી ટયુડર વંશસુધી અને (૨) ચાલુ બીનાઓ.

ભૂગોળ—આફ્રિકાખંડ, અમેરિકાખંડ (યુનાઇટેડ સ્ટેટસ વિષે વધું વિગત.)

૫ વિજ્ઞાન—ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા (રા. વૈકુંઠ કૃત) સંપૂર્ણ.

૬ ગણિત—નફોટોટો, લેન શેર, ધરગથુ નામું. ચક્રવૃદ્ધિ વ્યાજના અઘરા દાખલા.

૭ ભરત તથા શીવણ, — બટન મેંટવા, બટન કરવાં, બટનનાં નાકાં બનાવવાં, બદન અથવા અથવા પહેરણ વેતરવું, કાકવું, શીવવું, થીંગડા દેવાં. રફુ કરવું, જીણું ભરત.

૮ ચિત્રકળા—રંગીત ચિત્રો. પ્રાણીઓના મેમરીંગ; અને અંગ્રેજી અક્ષરો લખવા.

૯ સંગીત.

૧૦ નીતિધર્મ—મહાભારત (મીસીસ બીસંટના પુસ્તકનું ભાષાંતર.)

## ધોરણ ૫ મું.

૧ અંગ્રેજી—ગદ્ય-ઇન્ડીઅન ફેડલ ટેલ્સ (ત્રિવેદિતા કૃત).
પદ્ય-સ્ટોરી પોએમ્સ (રેન)
વ્યાકરણ (નેસફીલ્ડ કૃત) ભા. ૩ જો. પાઠમાળા ભાગ ૪ થો, નિબંધલેખન

૨ ગુજરાતી—ગદ્ય-બાળવિલાસ (રા. મણીલાલ નભુભાઇકૃત)
પદ્ય-સાહિત્યરત્ન.
વ્યાકરણ-મધ્ય વ્યાકરણ
નિબંધલેખન.

૩ વિજ્ઞાન—(૧) રસાયનશાસ્ત્રનાં મૂળતત્વો.

૨ ગુજરાતી—ગદ્ય-સરસ્વતચંદ્ર ભાગ ૨ જો.
નાટ્ય-રાઇનો પર્વત વ્યાકરણ-મધ્ય વ્યાકરણ સંપૂર્ણ.
નિબંધલેખન.

૩ વિજ્ઞાન—પદાર્થવિદ્યાનાં મૂળતત્વો.

૪ ઇતિહાસ—( ૧ ) ઇંગ્લાંડનો હેનોવર વંશની શરૂઆતથી તે સંપૂર્ણ.
( ૨ ) હિંદુસ્થાનનો પ્રાચીનકાળ અને મધ્યકાળ અર્ધો.
( ૩ ) ચાલુ બીનાઓ.

૫ સંસ્કૃત—મન્દિરાન્તિકા સંપૂર્ણ ગદ્યપદ્યમાળા.

૬ [illegible]શાસ્ત્ર ( ૧ ) અકસ્માત વેળા મદદ અને ઇલાજ ( ૨ ) રોગીપરિચર્યા.

૭ ભરત [illegible] શી[illegible]—ક્રોસ, ક્રમજા શીવવા, દોરા ખેંચવાનું ભરત

૮ સંગીત

૯ [illegible] ધર્મ—[illegible]રાતના સંત પુરુષો ; હિંદુધર્મનાં મુખ્ય સિદ્ધાંતોનું નિરૂપણ

## ધોરણ ૭ મું.

૧ [illegible] ગ્રંથકારનું પુસ્તક
[illegible] નું કાવ્ય.
[illegible] નેમ્શી [illegible])
ભાષાંતર, નિબંધલેખન.

૨ [illegible]જરાતી—ગદ્ય-નિવૃત્તિવિનોદ અથવા એવું કોઈ પુસ્તક.
પદ્ય-[illegible] અથવા એવું કોઈ કાવ્ય
નિબંધલેખન

૩ સંસ્કૃત—કોઈ સરળ કાવ્ય.

[illegible] વિજ્ઞાન—ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર

[illegible] ( ૧ ) ઇંગ્લાંડનો રાજ્યબંધારણ વિષેયક ઇતિહાસ.
( ૨ ) હિંદુસ્થાનનો ઇતિહાસ સંપૂર્ણ.
( ૩ ) ચાલુ બીનાઓ.

૬ આરોગ્યશાસ્ત્ર—( ૧ ) શહેરની આરોગ્યતા.
( ૨ ) બાળ ઉછેર.
( ૩ ) માખી, મચ્છર, કોલેરા વિગેરે.

[illegible]—રામકૃષ્ણ કે વિવેકાનંદ કે એવા કોઈના ઉપદેશો; અન્ય ધર્મોના મુખ્ય સિદ્ધાંતોનું તુલનાત્મક જ્ઞાન.

૮ શીવણ—૭મા ધોરણ મુજબ.

૯ સંગીત.—

## સુરત મહિલાવિદ્યાલયનો અભ્યાસક્રમ,

**શ્રી સુરત મહિલાવિદ્યાલય.**

તા. ૧૫-૨-૧૮.

મહેરબાન સાહેબ,

આ સંસ્થામાં ચાલતો અભ્યાસક્રમ, શિક્ષકોની સંખ્યા વગેરે કેટલીક હકીકત મોકલવા આપે મહેરબાન છગનલાલ ઠાકોરદાસ મોદીને લખેલ તે અન્વય જણાવવા રજા લઉં છું કે—

આ સંસ્થામાં બાળ ધોરણથી માંડી મિડલ સ્કુલના ધો. ૫ સુધી અભ્યાસ ચાલે છે. તેનો વિગતવાર ક્રમ આ સાથે મોકલું છું. એ ક્રમ ઉપરાંત વર્ગ ૪ થી સ્ત્રીવર્ગ સુધી પ્રો. આનંદશંકર ધ્રુવ કૃત નીતિશિક્ષણમાંથી નીતિનું જ્ઞાન આપવામાં આવે છે.

શાળાનો વખત ૧૧ા થી ૪ાા સુધીનો છે તેમાં ૨ થી ૨ાા સુધી રજા પાળવામાં આવે છે.

સ્ત્રીવર્ગ માટે વખત ૧૨ થી ૩ સુધી રાખેલ છે તે ઉપરાંત મોજાં ગુંથવા માટે એ વર્ગની સ્ત્રીઓ કાંઈ જેટલું રોકાય છે. શાળામાં શિક્ષકોની સંખ્યા અને તેમની લાયકાત નીચે મુજબ છે. ઘણા ખરા બધા શિક્ષકો જુના અનુભવી છે.

બાળવર્ગ—સ્ત્રીશિક્ષક—અમદાવાદ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષામાં પાસ.

વર્ગ—૧—પુરુષશિક્ષક—વડોદરા ટ્રેનિંગ કોલેજનાં સાંથક વર્ગમાં નાપાસ.

વર્ગ—૨— ,, —ગુજરાતી ધો. ૬ ઠા સુધી અભ્યાસ.

વર્ગ—૩— ,, —અન્ટ્રેન્ડ શિક્ષક.

વર્ગ—૪— ,, —અમદાવાદ ટ્રેનિંગ કોલેજનું પહેલા વર્ષનું સર્ટિફીકેટ અને સુરત સેકંડ ક્લાસ સર્ટિફીકેટ સન ૧૮૭૮ નું.

વર્ગ—૫— ,, —Failed Matric.

વર્ગ—૬— ,, —સ્કુલ ફાઈનલની પરીક્ષામાં નાપાસ.

વર્ગ—૭-૮—હેડમાસ્તર—જુના વખતની F. A. ની પરીક્ષામાં પાસ. પેન્શનર-આસી એન્ટ્રસ ઈન્સપેક્ટર લીંબડી—સ્ટેટ.

શીવણશિક્ષક—સ્ત્રી—અનુભવી.

ડ્રોઈંગ શિક્ષક—પુરુષ—થર્ડ ગ્રેડની પરીક્ષામાં પાસ,

સંગીત શિક્ષક—પુરુષ— ઘણોજ હોંશિયાર માણસ.

ઉપર જણાવેલ બધા શિક્ષકો પગારદાર છે, તે ઉપરાંત બે retired pensioners વગર પગારે સ્ત્રીવર્ગ અને વર્ગ ૮ માં ઇંગ્રેજી શીખવે છે, અને એક કુલીન સ્ત્રી સ્ત્રીવર્ગમાં નવી દાખલ થવા આવનારી સ્ત્રીઓને ઇંગ્રેજી ગુજરાતી કવિતા, વગેરે વિષયો વગર પગારે શીખવે છે.

પરસુરણુ—રમત-ડ્રિલ ક્વાયત.
સોયકામ—બખીઓ દેવો-ઓટવું, થીગડાં દેવાં. ઝભલાં અને લેંઘી વેતરવું.
ચિત્રકામ- ચોરસ, ત્રિકોણ, લંબચોરસ, ગોળ, પતગ, કાસકી, તાળું, કુંચી વેરા ( સ્લેટ ઉપર )
સંગીત—સારિગમ-કવિતા-ગરબી.

વર્ગ ૫ મો ( એક વર્ષ ).

ગણિત—લેખાં-ખાંડી, ગાલ્લી, તોલા.
નામુ-ઘરનો હિસાબ સાદી રીતે.
અંકગણિત—દઢભાજક, લઘુતમ, વ્યવહારિક સાદા અપૂર્ણાંક, ત્રિરાશી.
વાંચન—કન્યા વાંચનમાળા પુસ્તક બીજું પૂરૂં.
કવિતા—મદરમાંથી ૨૫૦ લીટીની સમજુતિ
મુખપાઠ ૨૫૦ લીટીનો.
ગરબી—૮
વ્યાકરણુ—વર્ગ ઓળખવા, સર્વનામ તથા અભ્યાસની સમજ.
લેખન—શ્રુતલેખન-વાંચેલી ચોપડીમાંથી.
અનુલેખન—લેખનકળા કોપી બુક નં. ૫ મો.
„ સાદા પત્ર લખવા.
ઇબારત—વાંચન ચોપડીઓમાંના ધર્મ—નીતિના પાઠોની મતલબ.
ઇતિહાસ—માર્સ્ડનકૃત હિંદુસ્તાનના ઇતિહાસની સહેલી વાર્તાઓ ૧૫.
ભૂગોળ—મદ્રાસ અને બંગાળા ઇલાકાનું સામાન્ય જ્ઞાન—નકશાની સમજ સાથે.
પરસુરણુ—રમત, ડ્રિલ, કસરત.
ઇંગ્રેજી—Mac. King Reader No. I 50 pages including poetry lessons with reading translation and explanation of difficult words and phrases in Gujarati.
Dictation—10 difficult words and 5 short sentences.
Copy-writing—Longman's semi-upright No I
Conversation—To be taught from the lessons of the Book.
સોયકામ—બખીઆ દેવા-ઓટણુ કરવું. ચોળીના ગાજ ગુંથવા ઝભલાં લેંઘી અને ચોળીના કાપ જોડવા. ગુંથણુ બે સોયાનું, તથા ચોળી ઝભલાં અને લેંઘી વેતરવાં.
ચિત્રકામ—લાકડી, છત્રી, ડોલ, કવર, ચોરસ, વાટકો,શીશી, પ્યાલું ચીતરવાં (સ્લેટ પર).
સંગીત—સારિગમ—કલ્યાણુની સારિગમ, કાલીંગડાની સારિગમ, કલ્યાણનું પદ. કાલીંગડાનું પદ.

વર્ગ ૬ ઠો (એક વર્ષ.)

ગણિત—વ્યવહારિક સરળ અપૂર્ણાંક-ત્રિરાશી-પંચરાશી, સાદું વ્યાજ.

નામું-ઘરનો હિસાબ જમા ઉધારની રીતે.
લેખાં-વિશેષ અઘરાં અને વ્યવહારોપયોગી.

વાંચન—કન્યા વાંચનમાળા પુસ્તક ત્રીજું પૂરું.
કવિતા-સદર પુસ્તકમાંથી પાઠ ૧૨ અને ૩૦ શિવાયના બધા પાઠોની સમજુતિ.
મુખપાઠ-૧૨૫ લીટી.
ગરબી-૫
વ્યાકરણ-સાદું પદચ્છેદ.
સહેલા લખેલા કાગળો વાંચવા.

લેખન—શ્રુતલેખન-વાંચેલા પુસ્તકમાંથી.
અનુલેખન-લેખનકળા કોપી બુક નં. ૬ ઠો.
નિબંધ-નીતિના પાઠ વાંચી સંભળાવી તેની મતલબ લખાવવી.

ઇતિહાસ—મોગલવંશ-( માર્સ્ડનકૃત હિંદુસ્તાનના ઇતિહાસની સહેલી વાર્તાઓમાંથી ) વાર્તા ૧૬ થી ૨૯.

ભૂગોળ—એશીયાખંડનું સામાન્ય જ્ઞાન-હિંદુસ્તાનનું વિશેષ જ્ઞાન.

પરચુરણ—રમત-ડ્રીલ-કસરત.

ઇંગ્રેજી—Macmillan's New English Reader No. II pages 50, including poetry lessons, with reading, translation, and explanation of difficult words and phrases in Gujarati

Recitation— 50 lines from the text.

Grammar—parts of speech.

Dictation—5 lines from the text.

Copywriting—Longman's semi-upright copy book No. II.

Pathmala—part I complete.

Conversation—to be taught with the help of Lip opener, Tippin etc.

સંસ્કૃત—માર્ગોપદેશિકા ભા. ૧ પાઠ ૧ થી ૧૮ સુધી.

સીવકામ—ચોળી તથા ફ્રાક વેતરીને પૂરાં શીવવાં. બે સોયા તથા એક સોયાનું ગુંથણકામ-રફુકામ.

ચિત્રકામ—લાકડી-હોલ્ડર, ભૂંગળી-ગ્લાસ-બરણી હથોડી-પાલુ-ચપાણી-નીસરણી-ઢોલ ચીતરવાં ( ડ્રોઇંગ બુકમાં ).

સંગીત—૯ સારિગમ-કલ્યાણની સારિગમ-બીજી કલ્યાણની સારિગમ-કલ્યાણનું પદ-કાલીંગડાની સારિગમ-કાલીંગડાનું પદ-ભેરવીની સારિગમ-આસાવરીનું પદ-માલકોશની સારિગમ-દેશનું પદ.

વર્ગ ૭ મો ( એક વર્ષ. )

ગણિત—( અ ) આગલા બધા વર્ગોમાં ચાલી ગયેલું ગણિત. દશાંશનું સામાન્યજ્ઞાન-સાદા વ્યાજનો વિશેષ ભાગ.

( બ ) નામું-સાદું

વાંચન—વનિતાવિનોદમાંથી પૃષ્ઠ ૫૦

કવિતા-મદર પુસ્તકમાં ૨૫૦ લીટીની સમજુતી.

મુખપાઠ-૧૮૫ લીટી.

ગરબી-૫

વ્યાકરણ-વિશેષજ્ઞાન સંધિસમાસની માહિતી.

લેખન—નિબંધો ( ચઢતા પ્રકારના ) સારે અક્ષરે એકસસાઇઝ બુકમાં લખવા.

ઇતિહાસ મારડનકૃત હિંદુસ્તાનના ઇતિહાસમાંના સહેલી વાર્તાઓ ૩૦ થી ૪૨.

ભૂગોળ યુરોપખંડનું સામાન્યજ્ઞાન. ઇંગ્લંડ અને વેલ્સનું વિશેષ જ્ઞાન.

ખગોળ—રાત્રી-દિવસ-ઋતુભેદ, વરસાદ-ઝાકળ.

ઇંગ્રેજી—Macmillan's King Reader No. III 50 pages including poetry lessons with Reading translation and explanation of difficult words and phrases in Gujarati.

Recitation—60 lines from the text

Grammar—full parsing of nouns, pronouns, adjectives and verbs.

Dictation—5 lines from the text

*Copy writing—Longman's semi-upright No 5.*

Pathmala—Part II complete.

Conversation—to be taught with the help of Lip-opener, Tippin &c.

સંસ્કૃત—માર્ગોપદેશિકા ભા. ૧ પાઠ ૧૯ થી ૨૮.

ભરતકામ—સંચાથી શીવતા તથા બખીઆ દેવા તેમજ હાથથી શીવવું દરેક જાતનું કપડું વેતરવું-રેશમ તથા ઊનનું ભરત-ઊનનું ગુંથણ-મોજાં ગુંથવાં. એક સોયાનું ગુંથણ-રૂમાલ.

ચિત્રકામ—ગ્લાસ, રકેબી, કપ, ટેનિસબાલ-ફુટબોલ, ઉઘાડી છત્રી, ચપ્પુ, ચમચો કાઢવાં. ( ડ્રોઇંગ પેપર ઉપર. )

સંગીત—૯ સારિગમ. ૨ કલ્યાણની સારિગમ ૧ કલ્યાણનું પદ. કાલીંગડાની સારિગમ. કાલીંગડાનું પદ. ભેરવીની સારિગમ ભેરવીનું પદ. માલકોશની સારીગમ–બાગેશ્વરીનું પદ, કાન્હરાનું પદ. દેશનું પદ. માલકોસનું પદ.

આરોગ્યવિદ્યા—સામાન્યજ્ઞાન.

ગૃહવ્યવસ્થા—સદર.

વર્ગ ૮ મો. ( એક વર્ષનો ક્રમ ).

ગણિત—અંકગણિત—ચક્રવૃદ્ધિ વ્યાજ, નફોટોટો (સરળ), પંત્યાળાની સમજ.

ગુજરાતી વાંચન—કરણઘેલો–પાનાં ૫૦.

કવિતા—વનિતાવિનોદમાંથી આશરે ૩૦૦ લીટીની સમજુતી-મુખપાઠ ૧૫૦ લીટી. ગરબી ૫.

લેખન—ઉંચા પ્રકારના નિબંધો.

ઇતિહાસ—વિઠ્ઠલદાસકૃત હિંદુસ્તાનના ઇતિહાસમાંથી પહેલા ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગ સુધી અને નાગરિકના ધર્મો.

ભૂતળ—ભરતી ઓટ વગેરે.

ભૂગોળ—બ્રિટિશ સામ્રાજ્ય, યુનાઇટેડ સ્ટેટ્સ. દિવાનજીકૃત ભૂગોળ ભા. ૨ માંથી.

સંસ્કૃત—સેકન્ડ બુક પાઠ ૧૦ સુધી.

માર્ગોપદેશિકા—પાઠ ૨૫ થી ૩૨ સુધી.

ઇંગ્રેજી—Macmillan's King Reader IV. 50 pages in prose lessons ( selected ) and 200 lines of poetry from the above with reading, translation and explan tion o difficult words in English.

Recitation—100 lines from the text.

Grammar—full parsing.

Dictation—5 lines from the text.

Writing—15 Exercises.

Pathmala—part III.

Conversation—To be taught with the help of Tippin and such other books.

સીવણકામ—પાછલા કામ ઉપરાંત ગ્રીક તથા કસબનું ભરતકામ–મશીનથી મોજાં ગૂંથવાં.

ચિત્રકામ—આરકેટ, ડિશ, બોટ, ઇંગ્રેજી અક્ષરો, ચરમ, પેગી, યુનિયનજૅક, ડમબેલ ચમચો ચીતરવાં.

સંગીત—૮ સારિગમ. કલ્યાણની સારિગમ-કાલીંગડાની સારીગમ-કન્હરાની સારિગમ, ભેરવીની સારિગમ-અશાવરીની સારિગમ, ત્રોટકની સારિગમ.

આરોગ્યવિદ્યા—સામાન્યજ્ઞાન.

ગૃહવ્યવસ્થા—સદર.

વર્ગ ૯ મો. ( સ્ત્રીવર્ગ )

ઇંગ્રેજી—Lamb's Tales—The Tempest, the Merchant of Venice and Macbeth.

Reader No. V ( Albian ) about 50 pages

Chamber's Reader No. 5—Selections including pieces of poetry.

Grammar and Analysis.

Composition—

Translation into English—Karan Ghelo and Extra passages.

Sanskrit—Sanskrit 2nd Book 20 lessons Hitopadesh—

मित्रलाभ & सुहृद्भेद. The Bhagavadgita-11th Chapter.

સોયકામ—વર્ગ ૮ મુજબ.

સંગીત—કલ્યાણની સારિગમ-ભેરવીની સારિગમ-કાલીંગડાની સારિગમ-કાન્હરાની સારિગમ, પીલુની સારિગમ-અશાવરીની સારિગમ-કાફીની સારિગમ-ત્રોટકની સારિગમ-દેશની સારિગમ.

આરોગ્યવિદ્યા—વિશેષ જ્ઞાન.

ગૃહવ્યવસ્થા—સદર.

—:o:—

**કરકસર:-**

"ત્રેવડ ત્રીજો ભાઈ છે" એ આપણામાં ચાલતી મશહુર કહેવત દરેક સુંદરીએ પોતાના હૃદયમાં કોતરી રાખી તેનો બરાબર અમલ કરવાનો છે; કેમકે પુરૂષ વર્ગ ગમે તેવા કુશળ હોય, તોપણ જો ઘરમાં ગૃહિણી કરકસરવાળી ન હોય તો તે કુટુંબ ઘણે ખરાબજ થાય છે

ઘરખર્ચનો હિસાબ કરકસરના શિક્ષણની ઉત્તમ ચાવી છે. હિસાબ રાખ્યા વિના કરકસરનો પાઠ શીખાતો નથી. તમે જાણો છો કે ઘરમાં ઘણું ખર્ચ આપણી બેપરવાઇથી કરવામાં આવે છે તે બેપરવાઇને જો કાબુમાં રાખવામાં આવી હોય તો પરિણામે આપણે સારી મિલ્કિત એકઠી કરવાને ભાગ્યવાન થઇએ છીએ.

બ્હેન સાકરબાઇકૃત 'સુન્દરી સુબોધ સુધા'માંથી.

# વાર્તાલહરી.

## પ્રાયશ્ચિત.

(એક બંગ આખ્યાયિકા.)

શ્રીયુત "ધીરજ."

અત્યંત આરાધનાનું ધન પ્રસવ્યા પછી શોભાએ મારી પાસેથી ચિર વિદાયગીરી લીધી; ત્યારે શોકના પ્રથમ તીવ્ર આઘાતથી મારા મનમાં વિચાર આવ્યો કે જીવનનું સર્વ સુખ શોભાનાં અવસાનની સાથે સમાપ્ત થઈ ગયું. કેટલા દિવસ સ્તબ્ધ રહ્યો તે કહી શકતો નથી. શોકની તીવ્રતા જ્યારે કંઈક કમી થઈ ત્યારે મનમાં એમ થયું કે શોભા તો પોતાની આરાધનાનું ધન મારાજ હાથમાં સોંપી ગઈ છે. માતૃહીન શિશુનો પિતા હું છું. તેના તરફ જરા પણ કર્તવ્યની ત્રુટિ થતાં ભગવાનનો ન્યાયદણ્ડ મારા મસ્તકની ઉપર પડી મને ચૂર્ણ કરશે. શોકનું જે સ્મૃતિ ચિહ્ન છે તે તેનું રૂપાન્તર માત્ર છે.

જે દિવસે એ દશ દિવસના બાળકને હૃદય સાથે લગાવ્યું, તે દિવસથી તેણે મને પોતાના સ્નેહબન્ધનમાં એવો બાંધ્યો કે તેની ચિન્તા છોડી મારા મનમાં બીજી કોઈ ચિન્તા સ્થાન પામતી નહિ. ઑફિસનું કામ કરવાનો સમય ત્યાગી હું બધો વખત તેની જ સાથે નિર્ગમવા લાગ્યો. જ્યાં સુધી તેને લઈને બેસતો ત્યાં સુધી હૃદયમાં શાંતિ મળતી. તે મારા દગ્ધ હૃદયનો શીતળ પ્રલેપ છે.

મારી વૃદ્ધ માતાનો હું એકજ સંતાન છુ. તે વધૂ વિયોગનાં શોકાશ્રુ લુછી બાળકની સેવામાં નિયુક્ત થઈ. તે તેની પણ અનેક કામનાઓનું ધન હતું. કેટલા યજ્ઞ, જપ, કેટલા વ્રતાનુષ્ઠાન કરીને-વહુને કેટલાંએ તાવીજ પહેરાવીને માતાએ તે બાળકીનું દર્શન કર્યું હતું! સર્વ કાર્ય છોડી ને પણ તેની સેવામાં ઉદ્યત થઈ. તેની દેવસેવા-પૂજામાં વ્યાઘાત પડવા લાગ્યો. માતાએ તેનું નામ રાખ્યું-'સ્મૃતિમયી.' પાડોશણો મારા ઘરમાં આવી અમારા શોકમાં સહાનુભૂતિ પ્રકટ કરવા કહેતી હતી કે-'આવી કુળ વિઘાતિની પુત્રી થઈ કે તે આવતાંજ માતાનું ભક્ષણ કરી ગઈ.' મારી માતા એ સાંભળી કંપી ઉઠતી અને કન્યાને છાતી લગાવી કહેતી કે-'જાઓ બ્હેનો, આવી વાત ન કરો. એના જેવું દુર્ભાગ્ય કોનું છે? જન્મ વખતે એ માતાનો સ્નેહ પામી નથી.' પાડોશણો મોં ફેરવી ચાલી જતી.

આત્મીય-સ્વજન, બન્ધુ-બાન્ધવ સર્વ કોઈ મને ફરી લગ્ન કરવાનું કહેવા લાગ્યાં. હું એ વાત સાંભળતાં જ કંપી ઉઠતો. કાંઈ ઉત્તર આપવાની ઇચ્છા ન થતી. મારૂં લગ્ન? જીવનનું સમગ્ર સુખ શોભાની ચિતા ઉપર સમર્પિત કરી આવ્યો છું. શું પુનઃ વિવાહ કરી જીવનને એક પ્રહસનનો અભિનય બનાવું? આશ્ચર્યની વાત એ હતી કે માતા મને કદી લગ્ન કરવાનું કહેતી નહોતી. મારી પુત્રીના સુખને તે ઇચ્છતી હતી. મારે લગ્ન કરવાનું પ્રયોજન શું?

સ્મૃતિ ક્રમશઃ શૈશવની સર્વ અવસ્થાઓ ઉલ્લંઘવા લાગી તેના શરીર ને મનનો એ

ક્રમવિકાસ જોતાં જોતાં મારો સમય પણ આનંદથી વ્યતિત થવા લાગ્યો. ૭ મહિનાની કિમ્મરથીજ તેણે "બાપા" "બાપા" બોલવાનો આરંભ કર્યો. તેના મોઢાના એ મધુર મંજ્ઞાપણે મારા કાનોમાં સુધાવર્ષણ કર્યું. આઠ મહિનાની વયે જ્યારે તેણે પ્રથમ 'મા–મા' શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યારે તે દિવસ મારા જીવનની એક વિષમ પરીક્ષાનો દિવસ હતો. માતૃહીન કન્યાના મુખથી માતૃ સંબોધન સાંભળી મારા હૃદયમાં ખળભળાટ થયો. કન્યાને છાતી સરસી ચાંપી. મારી આંખોમાંથી અશ્રુપ્રવાહ ચાલ્યો. માતાએ મોઢું ફેરવી પાલવથી પોતાની આંખો લુછી અને સ્મૃતિ અમારી સામે ટગર ટગર જોતી રહી. જ્યારે તે બાલિકાએ પોતાના ન્હાના હાથે ચંદ્રમાને બોલાવવાની ચેષ્ટા કરવા માંડી ત્યારે અમારા–માતા પુત્રના–આનંદની સીમા રહી નહિ. મારા મનમાં એમ થયું કે–'આ ઘરમાં જે છે તે કોઈના ઘરમાં નથી. આ રત્ન જે ઘરમાં છે તે ઘરમાં બીજું દુઃખ શું હોય?

એક વર્ષની ઉમ્મરે સ્મૃતિ ચાલવા શીખી. પહેલાં તે પગલાં ભરતાં પડતી–આખડતી; પણ પાછી ઉભી થઈ જ્યારે થોડું ચાલતી ત્યારે ગર્વભરી દૃષ્ટિથી મારી સામે જોતી અને મોઢું છુપાવી ઝીણું ઝીણું હસતી. હું તેને તે વખતે ગોદમાં લઇ ચુમીઓ ઉપર ચુમીઓ લઈ અસ્થિર કરી દેતો. જાણે પોતે બહુ બહાદુરીનું કામ કર્યું હોય તેમ તે સકૌતુક હસતી.

( ૨ )

સ્મૃતિની જે વખતે ૪ા વર્ષની અવસ્થા હતી તે વખતે એક દિવસ સાત દહાડાનો મંદવાડ ભોગવી માતા મને એકલો છોડી ચાલી ગઈ. મૃત્યુ પહેલાં તેણે મારો હાથ પકડી કહ્યું–'પુત્ર, તારી આગળ એક પણ દિવસ મેં મારો વિચાર જણાવ્યો નથી. આજ મૃત્યુ શૈય્યા ઉપર જણાવું છું–તારે લગ્ન કરવું." માતાની એ આજ્ઞાનો શું જવાબ આપવો એ સમજી શક્યો નહિ. હું તદ્દન શાંત રહ્યો. તે પુનઃ બોલી–કેમ શાન્ત થઈ ગયો? શું મારી અંતિમ આજ્ઞાનું પાલન નહિ કરે? મારા પગે હાથ મૂકી શપથ લે કે તું વિવાહ કરશે. ભાઈ, મારી આજ્ઞા નહિ પાળવાથી તને ઘણું કષ્ટ થશે. તું પુરુષ છે, સંતાન સંગોપન–સંવર્ધન વિધિ જાણતો નથી. એક સારા કુળની કન્યા શોધી જરૂર લગ્ન કરજે. મારે આખરનું તને એટલુંજ કહેવાનું છે." માતાનાં નેત્રોમાં અશ્રુ અને કંઠમાં દીર્ઘ નિશ્વાસ હતા! તેમની પદધૂલી–ચરણરજ મસ્તક ઉપર ચડાવી હું બોલ્યો–"માતા! પ્રયત્ન કરીશ, આશીર્વાદ આપો."

માનું મુખ પ્રફુલ્લ થયું. મારા શિર ઉપર હાથ રાખી આશીર્વાદ આપ્યો–'પુત્ર સુખી થા.'

* * * *

તે દિવસ સંધ્યા સમયે હરિ નામ સ્મરણ કરતાં માતાએ પ્રાણ ત્યાગ કર્યો.

આ જીવનમાં મા એ મારી શું ચીજ હતી? આજ તેની કિંમત સમજાઇ. શૈશવમાં –હીન થયો. કેવળ માતા જ મારાં પિતા–માતા હતી. માતા અભાવથી આજ હું તદ્દ-મરાધાપ છું.

ડગલે ડગલે દુઃખ! સંસારને હું જરાપણ જાણતો નહોતો. હવે મારે જ બધું કરવું ૧. સંસારની કોઇપણ પ્રકારની અભિજ્ઞતા નહિ હોવાથી બધી બાબતમાં વિશૃંખલતા થવા

લાગી, ઉપર્યુક્ત પત્નના અભાવથી સ્મૃતિને પણ બહુ કષ્ટ પડવા લાગ્યું તેમ છતાં માતાની અંતિમ આજ્ઞાનું પાલન કરી શક્યો નહિ. માતી પાસે પ્રતિજ્ઞા કરી હતી કે-'યત્ન કરીશ.' મનની સાથે સંગ્રામ થવા લાગ્યો. જ્યારે જ્યારે ફરી લગ્ન કરવાની વાત મનમાં આવતી ત્યારે સમસ્ત શરીર કંપી ઉઠતું. શું શોભા પ્રતિ વિશ્વાસઘાત કરૂં? છટ્! તેની આઠ વર્ષ સુધીની ભક્તિ, પ્રીતિ ને પ્રેમનું શું એ પ્રતિદાન છે?

માતાના મરણના એક વર્ષ પછી સ્મૃતિની અવસ્થા એવી થઈ કે તેને માટે ચિંતિત થવું પડ્યું. તેના મોઢા ઉપર હાસ્ય નહિ, મનમાં સ્ફૂર્તિ નહિ. તે દિવસે દિવસે મ્લાન થવા લાગી. હું યથા સાધ્ય તેની સારવાર કરતો; કિન્તુ કાંઈ પણ ફાયદો ન થયો. વ્યસ્ત થઈ ડાક્ટરને બોલાવી લાવ્યો. તેણે પરીક્ષા કરી કહ્યું-'કોઈ રોગ નથી. સારી રીતે ખાવાપીવા આપવાથી ઠીક થઈ જશે. યોગ્ય માવજત વિના શરીર બગડી ગયું છે.' અનેક પ્રકારનાં ઔષધ અને પથ્યની વ્યવસ્થા થઈ, કિન્તુ પથ્ય આપે કોણ? હું મહેનત લઈ સર્વ કાંઈ બનાવતો; પરંતુ સ્મૃતિમાં કાંઈ પણ તફાવત પડ્યો નહિ.

સ્મૃતિના મોસાળમાંથી તેની નાની તેને લઈ જવા માટે કોશિશ કરવા લાગી, કિન્તુ તેને દૂર રાખવી એ મારા સંબંધમાં અસંભવિત હતું. સંસારમાં આજ બીજું કોણ મારૂં છે? સ્મૃતિ જ મારૂં સર્વ કાંઈ છે. અચાનક તે વખતે માતાના અંતિમ શબ્દો યાદ આવ્યા- 'તું પુરુષ છે, સંતાન પાલનમાં તું શું જાણે?' ખરી વાત છે. સુકોમળ નારીહસ્ત વિના આ સુકોમળ પુષ્પને પ્રફુલ્લિત કરવાની શક્તિ બીજા કોનામાં છે? તે વખતે સ્મૃતિના મુખની તરફ જોઈ સર્વ માનસિક દ્વિધા દ્વંદ્વ છોડી મન સ્થિર કર્યું. અને મનમાં ને મનમાં શોભાને કહ્યું-'દેવી! અપરાધ ક્ષમા કરજે. તારી સ્મૃતિ સિવાય બીજા કોઈને આ હૃદયમાં સ્થાન નથી. તારા સ્નેહધનના મોઢા તરફ જોઈને જ આ કાર્યમાં પ્રવૃત્ત થાઉં છું.' "સંતાન-સ્નેહમાં મુગ્ધ થએલા મારા હૃદયને એટલો વિચાર ન થયો કે જો પ્રેમ નથી કરી શકતો તો લગ્ન એ મહા પાપ છે.

એક મિત્રની પાસે મનનો ભાવ પ્રકટ કર્યો. તે અત્યંત ઉત્સાહ પ્રદર્શિત કરી માગી પીઠ ઠોકી બોલ્યો-'એ તો બુદ્ધિમાનોની વાત છે. ગૃહિણી વિના શું ગૃહસંસાર ચાલે છે?' મેં કાંઈ ઉત્તર આપ્યો નહિ. મારા મનમાં ઉત્સાહનો અંશ પણ નહોતો!

કરી શકીશ પણ નહિ; છતાં તેના તરફ મારૂં જે કર્તવ્ય છે, તેનું પાલન કરવામાં તો હું સર્વદા પ્રસ્તુત છું.

ઉમાએ પ્રથમ ક્યાંઈ પણ જવાનો ઇન્કાર કર્યો; પરંતુ જ્યારે મેં દૃઢતાથી તેને સમજાવ્યું કે તેના મંગળ—અમંગળ માટે જે પ્રયોજનીય છે તે હું અવશ્ય કરીશ ત્યારે તે ચુપ રહી.

બન્ધુ—બાન્ધવ ગણ અને ચિકિત્સક ગણ સાથે પરામર્શ—વિચાર કરી ઉમાને જગન્નાથપુરી મોકલવાનો નિશ્ચય કર્યો. સ્મૃતિને પણ સાથે મોકલવાનું ઠરાવ્યું, કારણકે તે ઉમા વિના રહી શકતી નહોતી. તેઓની સંભાળ લેવા માટે મારાં સાસુ—સસરાને સાથે જવાનું નક્કી કર્યું.

પ્રયાણ વખતે ઉમાએ મારી પાસે આવી, મારી પદધુલિ લઈ વિદાય થવાની પ્રાર્થના કરી. મેં કહ્યું—'શરીરને સાચવવાનો પ્રયત્ન કરજે. સર્વદા પ્રફુલ્લ રહેવાની ચેષ્ટા કરજે. સ્મૃતિને સંભાળજે. તેને કાંઇ પણ તકલીફ ન પડે, તે મુંઝાય નહિ એમ કરવા યત્ન કરજે. તે મારૂં જીવન છે એ તું સારી રીતે જાણે છે ! ઉમા કાંઈ પણ ઉત્તર ન દેતાં મારી તરફ જોઇ રહી. તેની દૃષ્ટિમાંથી સૂચન થતું હતું કે તેના નારી જીવનની સમસ્ત આકાંક્ષાઓ—સમસ્ત વાસનાઓ ખીલી રહી હતી; પરંતુ તે વખતે તો હું અંધ હતો.

તેને ટ્રેન ઉપર ચડાવી પાછો ઘેર આવ્યો. સ્મૃતિ મારાથી આ વખતે પહેલી જ જુદી પડી તેના અભાવથી સમસ્ત ગૃહ શૂન્ય ભાસવા લાગ્યું. અત્યંત કષ્ટથી હું દિવસો નિર્ગમવા લાગ્યો.

ચોથે દિવસે ઉમાનો એક કાગળ આવ્યો, તેમાં લખ્યું હતું—

" પ્રિય,

અમે નિર્વિઘ્ન પહોંચ્યાં છીએ. રસ્તામાં કાંઈ કષ્ટ પડ્યું નથી. તબિયત કાંઇક ઠીક માલમ પડે છે. કાલ રાત્રે તાવ આવ્યો નથી, સ્મૃતિ સારી રીતે રહે છે. નવી જગ્યાએ આવવાથી તે બહુ પ્રસન્ન રહે છે. આખો દિવસ સમુદ્રને કિનારે રમતો રમે છે. હું તેની બનતી સંભાળ લઉં છું. તમે તેને માટે ચિંતા કરી શરીર તથા મનની વ્યર્થ ખરાબી કરશો નહિ, તમારા કુશળ વર્તમાન લખજો. તમને કેટલું દુઃખ તથા અડગમો થતાં હશે તેનો વિચાર આવતાં હું બહુ દિલગીર થતું છું, મારા પ્રણામ સ્વીકારજો. કદી કદી પત્ર લખતા રહેજો.

તમારી ઉમા."

ઉમાને મેં નીચે પ્રમાણે ઉત્તર લખ્યો.

"ઉમા,

તારૂં પત્ર મળતાં—તું કુશળ છે એ જાણી હું ખુશી થયો. સ્મૃતિના વિયોગથી બહુ દુઃખ થાય છે. બીજું કાંઇ કષ્ટ નથી. મારા દુઃખ તથા અગવડનો વ્યર્થ ખ્યાલ કરી તું તારૂં મન ખરાબ કરીશ નહિ. તારા શરીરની બેદરકારી જરા પણ રાખીશ નહિ. ખાસ, કરીને એટલું ધ્યાનમાં રાખજે કે તારૂં શરીર વધારે બગડવાથી મારી સ્મૃતિની બરાબર

સુંભાળ રહી શકશે નહિ. હંમેશ પત્ર લખતી રહેજે. પત્રમાં સ્મૃતિની વાતો અધિક લખવાથી હું રાજી થઇશ. પૈસાની જરૂર પડે તો તરત લખી જણાવજે. બસ આજે એટલુંજ. સ્મૃતિને મારી વતી પ્યાર કરજે. તારાં માતા-પિતાને પ્રણામ કહેજે.

—તારો પ્રમોદ."

ઉમાની પાસે મારો એજ એક પ્રેમપત્ર હતો.

* * * *

પુરી ગયા પછી ઉમા કંઇક ઠીક થઇ. તાવ બંધ થયો, ખાંસી પણ થોડી ઓછી થઈ. હું નિશ્ચિંત થયો. પરંતુ એક મહિનો ઠીક રહ્યા પછી ફરીને તેને જ્વર આવવા લાગ્યો. શ્વસુર-મહાશયના પત્રથી જણાયું કે જ્વરનો વેગ ક્રમશઃ વધતો જાય છે અને ખાંસીનો વેગ પણ ક્રમશઃ અસહ્ય થતો જાય છે. હવે વધારે ધીરજ ધરવી ઠીક નથી, એમ વિચારી ત્રણ દિવસની રજા લઇ હું પુરી ગયો. જઇને જોયું તો ઉમાની સ્થિતિ ભયંકર હતી. બીજે દિવસ સિવિલ-સર્જનને બોલાવી લાવ્યો. સાહેબે ઉમાની બરાબર પરીક્ષા કરી મને અંદર લઈ જઈ કહ્યું—'આ સ્ત્રીનો રોગ યક્ષ્મા—ક્ષયમાં પરિણત થઈ ગયો છે. અત્યારે એક વિશેષ પ્રકારની ચિકિત્સાની આવશ્યકતા છે, રોગિણીને સર્વદા પ્રસન્ન રાખવી એ જરૂરનું છે આવો રોગ રોગીના ચિત્તની અવસ્થા ઉપર નિર્ભર રહે છે." ડોક્ટરની વાત સાંભળી હું અહુવાર સ્તંભિત થઈ રહ્યો. સ્મૃતિના અદૃષ્ટની વાત વિચારી હું ઘણો કાતર થઈ ગયો. ઉમાને હજુ બીજા કેટલાક દિવસ પુરીમાં રાખવાની આજ્ઞા ડાક્ટરની પાસેથી લઇ, તેની ચિકિત્સાનો બંદોબસ્ત કરી—સારવારની સંભાળ રાખવાનું કહી હું કલકત્તા પાછો આવ્યો. મારાં સાસું-સસરાને એક વિશેષ ભારપૂર્વક એટલું કહીને આવ્યો હતો કે "તેની સારવારમાં કે સેવા—શુશ્રુષામાં કાંઇ ત્રુટિ થવા દેશો નહિ. પૈસાનું કે અન્ય કોઇ વસ્તુનું પ્રયોજન હોય તો મને તારથી સૂચન કરજો."

ઉમા રોગ—શય્યા પર પડી રહેવા છતાં પણ તેના પિતાના પત્ર સાથે મને સ્મૃતિની હકીકત લખી જણાવતી હતી. હું પણ હમેશ પત્ર લખતો તેમાં તેને સર્વદા પ્રફુલ્લ રહેવાનો પરામર્શ દેવાનું ભૂલતો નહિ. વિભ્રાન્ત—મૂર્ખ—હું એટલું પણ ન સમજ્યો, કે જેનું હૃદય ઝીણા ઝીણા ટુકડા થઈને ભગ્ન થઇ ગયું છે તેનું મન પ્રફુલ્લ શી રીતે થઈ શકશે? માત્ર ઔષધ પત્ર અને અર્થવ્યયથી ભગ્ન હૃદય શું કાંઇ સાંધી શકે છે?

( ૪ )

એક દિવસ કાંઇ કામથી ઉમાની પેટી ઉઘાડવી પડી. પેટીમાં એક બાજુએ એક ચોપડો પડેલો દેખાયો. હાથમાં લઇ તેની દોરી છોડી પાનું ઉથલાવતાં જોયું તો લખ્યું હતું કે—'મનની વાતો અને નીચે શ્રીમતી ઉમાબાળા દેવી' એવી સહી હતી.

મારા મનનું કુતુહલ હું રોકી શક્યો નહિ. દીવાનખાનામાં ઇઝીચેર પર બેસી ઉમાના મનની વાતો વાંચવા લાગ્યો. વિવાહ થયા પછી ૭-સાત મહિનાથી આરંભી તેના જે વિચારો ઉઠતા તે દેવી એમાં લખી રાખ્યા હતા, પ્રત્યેક પાના ઉપર એ હતભાગિનીની ગંભીર મર્મવેદના અને નિરાશા સ્પષ્ટ વ્યક્ત થતી હતી, ચોપડાનું કોઇ પાનું વાંચ્યા વિના છોડી દેવાય તેવું નહોતું, મેં વાંચવું શરૂ કર્યું—

૧ વૈશાખ ૧૩૧૧ ( અંગીય. )

" માગ દેવ ! તમારા ઉપર કેટલો પ્યાર કરૂં છું તે શી રીતે દેખાડું ? તમેજ મારૂં સર્વસ્વ છો. તમારાં ચરણોમાં સ્થાન પામી મારો નારીજન્મ સાર્થક થયો છે, કિન્તુ ખેદની વાત છે કે એક પણ દિવસ તમારૂં હસતું મોઢું મેં જોયું નથી ! હતભાગિની સાથે લગ્ન કરી સુખી ન થયા ! હું મારા કર્તવ્ય પાલનમાં બહુજ કાળજી રાખું છું; પણ જણાય છે કે બરાબર પાલન કરી શકતી નથી. જો પાલન કરી શકી હોત તો શું તમારા મોઢા ઉપર એક પણ સંતોષનું ચિહ્‌ન ન પામત ! દયામય પ્રભો ! મને મનુષ્ય બનાવો કે જેથી હું મારા સ્વામીને સુખી કરૂં "

૧૭ આષાઢ ૧૩૧૧ ( બંગીય. )

" પ્રાણના દેવતા ! આ દુઃખિનીથી પ્રેમ ન કરી શક્યા ? જો પ્રેમ ન કરી શક્યા તો ગ્રહણ શામાટે કરી ? પણ તેમાં તમારોએ શો દોષ ? એ બધો મારા અદૃષ્ટનો દોષ છે. શાન્તિદાતા ભગવન્ ! મારૂં હૃદય બહુ દુર્બળ છે. સહજમાં ભગ્ન થઇ જશે. મારા હૃદયમાં બળ આપો, પ્રભો ! "

૧૫ શ્રાવણ ૧૩૧૧ ( બંગીય. )

" જે સુખ સંસારમાં મારા માટે નિર્માણ થયું નથી તેના સારૂ હૃદય આટલું બધું તૃષિત કેમ રહે છે ? નહિ મળવાથી આટલું કાતર કેમ થાય છે ! સ્વામીનો પ્રેમ આ જન્મમાં ન મેળવી શકી જે મળી શકે તેમ નથી તે માટે આટલી આકાંક્ષા શાને સારૂં ? મંગળમય પરમેશ્વર ! મારા હૃદયમાં બલસંચાર કરો જેથી તે ભગ્ન થઇ જાય નહિ ! "

૧૦ અશ્વિન ૧૩૧૧ ( બંગીય. )

" આજ મારાં લગ્નને એક વર્ષ પૂરૂં થયું. મારા સ્વામીએ એક વાર પણ એ વિચાર્યું નથી. શામાટે વિચારે ? તેમની હું કોણ ? હે પરલોકવાસિની ! તુંજ યથાર્થ ભાગ્યવતી છે. સ્વામનો સમસ્ત પ્રેમ નિઃશેષ ભોગવી ગઇ છે ! તારો શું દોષ ? મેં પૂર્વજન્મમાં પાપ કર્યું હશે જેના પ્રભાવથી આટલું દુઃખ છે. મારી અવસ્થા જોઇને તું દુઃખી હશે કે સુખી તે કેમ જાણી શકું ? તારા સ્નેહના ધનને તો હું છાતી સાથે લગાવી રહું છું, તો પછી મારો શું અપરાધ છે ? જો મેં કાંઇ અપરાધ કર્યો હોય તો તેનું પ્રાયશ્ચિત કરવા તૈયાર છું. કાંઇ સૂઝતું નથી. દયામય પ્રભો. ! માર્ગ દેખાડો. "

૧ કાર્તિક ૧૩૧૧ ( બંગીય. )

" ભગવન્ ! ભગવન્ ! ! હવે નથી સહી શકતી ! આ વ્યર્થ નારીજન્મ હવે વધારે નથી ધારણ કરી શકતી !! મારો અપરાધ શું છે ? મારા આ પ્રશ્નનો ઉત્તર મને એકવાર આપો પ્રભો ! મન સંયમ કરવા બહુ યત્ન કરૂં છુ કિન્તુ હૃદય ફાટી જાય છે. આપની આ દુઃખિની કન્યામાં બળસંચાર કરો. ઇશ્વર ! રક્ષા કરો. રક્ષા કરો. "

૭ ફાલ્ગુન ૧૩૧૧ ( બંગીય )

" આ ૭ મહિનામાં આટલો પ્રયત્ન કર્યો, કિન્તુ મનને શિક્ષા ન દઇ શકી જો ! શાસન કરૂં છું તો શરીર માનતું નથી. શરીર હવે ક્ષીણ થતું જાય છે. મનમાં કાંઇ

પણ બળ નથી હું મનુષ્યજન્મ વૃથા જન્મી ! પિતાજીની પાસેથી સાંભળ્યુ હતું કે ભગવાન્ દયામય છે પ્રભો ! મારી પરીક્ષાને માટે જીવનને આટલું દુખ ન આપો પરીક્ષામાં સફળ નહિ થવાને લીધે બીજા જન્મમાં પણ આ જ દુખ સહન કરવુ પડશે હાય હું મહા પાપિની છુ.!! કાંઇ નથી સમજી શકતી આજથી પ્રતિજ્ઞા કરૂ છુ કે મનને ઉદાસ નહિ કરૂ પિતાજીની શુ આટલી કેળવણીની મહેનત વ્યર્થ જશે?"

૧૪ જેઠ ૧૩૧૨ ( બગીચ )

"પ્રતિજ્ઞાનું પાલન કરી શકી નહિ પ્રભો ! મારી પ્રાર્થના શુ પૂર્ણ નહિ કરો ? તમે બળ નહિ આપો તો હું બળ ક્યાંથી પામીશ? હે ઇશ્વર ! મારા સ્વામી મારી ઉપર પ્રસન્ન નથી. હું મારા હૃદયમાં તેમનું પૂજન કરૂ છુ ફળની આશા હવે નથી !! પ્રતિદાનની આશા ન રાખતાં જે નિષ્કામ દાન કરે છે તેને ધન્ય છે ! પતિ સેવન પતિપ્રેમ-પતિપૂજન એજ નારીજીવનનું સુખ સૌભાગ્ય છે મારે આ વાત શામાટે ભૂલવી જોઇએ ?"

૧ ભાદ્ર ૧૩૧૨ ( બગીચ )

"આ જીવનમાં હવે બીજી કાંઈ આશા રહી નથી, તેમ છતાં મારા મનને હુ કોઇ પ્રકારે સ્થિર કરી શકતી નથી, હૃદય દિન દિન થઇને તૂટી રહ્યું છે કેટલાએ દિવસથી રાત્રે તાવ આવે છે. માતા કાલી શુ આ વખતે પણ ચરણોમાં સ્થાન નહિ આપે ?

• ૯ કાર્તિક ૧૩૧૨ ( બગીચ )

"કાલે મારા જીવનમા એક વિપ્લવ સંઘટિત થયો છે રાત્રે સ્વામીની ચરણસેવા કરતાં કરતા તેમનાજ પગમાં શ્રાન્ત થઈ સુઇ ગઈ હતી સહસ્ત સુકોમળ ઓષ્ટ સ્પર્શથી જાગી ઉઠી. જોઉં છુ તો દુખિનીના જીવનસર્વસ્વ તેની શય્યા ઉપર બેસી આ અભાગિની તરફ જોઇ રહ્યા છે--આ કુત્સિતાના અધરની સાથે પોતાનો અધર મિલાવી મારો નારી જન્મ સાર્થક કરી દીધો છે ! પ્રસન્નતાથી મારૂ સમસ્ત શરીર વિકસી ઉઠયુ હૃદયનો આવેગ ન સહી શકવાથી તેમના પદતલ ઉપર આળોટી એ ચરણને વારવાર ચુંબન કર્યાં !! આટલું સુખ મારા અદૃષ્ટમા હતુ !!!"

૧૫ કાર્તિક ૧૩૧૨ ( બગીચ )

"મારા દેવતા ! મારા સર્વસ્વ !! આ શુ કર્યું ? જે મનને મેં આટલા કષ્ટથી કાંઈક સંયમિત કર્યું હતુ તેને આપે અધિક કરૂણાવશ થઈ શામાટે વિવશ કરી દીધુ ? તમારાં ચરણોમાં મે શુ અપરાધ કર્યો છે ? જો પૂર્વનોજ ભાવ અવલંબન કરવો હતો તો આ દુખિની તરફ આટલી કરૂણા શામાટે પ્રકટ કરી ? મારા હૃદયના ટુકડા થઇ જાય છે નારીહૃદય લઇને તેના રક્તના એક એક બિન્દુમાં નિરાશા ભરી દીધા છે ! દયામય ભગવાન્! હવે તો આ જીવન એક વખતેજ સમાપ્ત કરી દ્યો ! પ્રભો ! આ વ્યર્થ જીવનને હવે વધાર વખત બચવાની આશા નથી !!

* * * *

હું આગળ વાંચી શક્યો નહિ. અશ્રુજળથી મારો દૃષ્ટિપથ રૂધાઈ ગયો હતભાગિનીએ પોતાના મનની યાતના કોઇની પાસે પ્રકટ નહિ કરતાં તેને ઓછી કરવાને માટે આ

ઉપાયનું અવલંબન કર્યું હતું. નારીહૃદય એટલું સુન્દર છે ! તેણે પોતાના પ્રેમપૂર્ણ પ્રાણનો અર્ધ્ય તૈયાર કરી મારા ચરણ તલ ઉપર અર્પણ કરવા ધાર્યું પણ મેં તેનો પદાઘાતથી તિરસ્કાર કર્યો ! હું પાખંડી-દુષ્ટને તે પોતાનું સુન્દર હૃદય-સ્નેહ-પ્રેમ-ભક્તિથી પરિપૂર્ણ હૃદય-અર્પણ કરી મારા પદ-પ્રાન્ત પર અશ્રુક્ષિન-તૃષિત નેત્રોથી જોઇ રહી છે અને હું તેની ઉપેક્ષા કરી, તેના હૃદયને ઝેરી છૂરીથી કાપી, રૂધિરનું પાન કરૂં છું ! હું સ્વાર્થપરાયણ, હૃદયહીન-અંધ છું. મને એટલું પણ જ્ઞાન નથી કે હું મહાપાપ કરી રહેલો છું. તેની સાથે પ્રેમ કરવો નહોતો તો લગ્ન શામાટે કર્યું ? એક નારીજીવનને આ પ્રકારે વ્યર્થ -વિનષ્ટ કરી દેવાનો મને શો અધિકાર હતો ? મારે લીધેજ તે આજ મૃત્યુ મુખમાં પડી છે. હું આ વખતે અત્યાચારી-પાપી છું. રે ! નિર્દય હત્યાકારી છું ! જેનું સ્મરણ હૃદયમાં સદૈવ રાખી હું આ સર્વ ગુરૂતર અપરાધ કરૂં છું; તે શું પરલોકમાંથી મારી તરફ ઘૃણાની દૃષ્ટિથી નહિ જોતી હોય ? બસ મારાં અંધ નેત્રો હવે ઉઘડી ગયાં છે. અવશેષ રહેલા જીવનમાં હું હવે મારા પાપનું પ્રાયશ્ચિત કરીશ ! જે યત્ન--આદર ને પ્રેમના અભાવથી ઉમા આજ મૃત્યુના મોંઢામાં પડેલી છે તેને તે સઘળું ચાતુર્ગુણ-ચારગણું આપીને મૃત્યુના મુખમાંથી બચાવું છું કે નહિ તે જોઇશ.

કેટલી વાર સુધી સ્તબ્ધ થઈ બેસી રહ્યો એ જણાયું નહિ. ભૃત્યે બોલાવવાથી જાગૃત થયો. જોયું તો તે એક તાર લઇ ઉભો છે. વ્યસ્ત ભાવથી તાર ખોલી જોયું. શ્વસુર મહાશયે લખ્યું હતું-" ઉમાની અવસ્થામાં પરિવર્તન થયું છે-તે ઘણી ખરાબ થઇ છે-તમને જોવા ચાહે છે. જલદી આવો. " કાગળ હાથમાંથી પડી ગયો. મસ્તક ઘુમવા લાગ્યું. બેશુદ્ધ થઇ નીચે પડતાં ચાકરે પકડી લીધો! જાણ્યું કે મારા પ્રાયશ્ચિત્તનો આજ આરંભ છે. તરત ઓફિસમાં જઇ સાહેબની રજા લઇ આવ્યો, બજારમાંથી ઉમાને માટે થોડાં ફળ-ફૂટ લઈ લીધાં.

કલકત્તાથી જતી વખતનું ઉમાનું તૃષિત મુખ મનમાં-સ્મરણમાં આવી મારા હૃદયને ચૂર્ણ કરવા લાગ્યું. હાય ! આ પાપીના હાથમાં ન આવવાથી એ ફૂલ ડાળી ઉપરથી ખરી પડત નહિ ! અત્યારે હવે એ વાતનો વિચાર કરવાથી શું લાભ? સ્વાર્થમાં અંધ થઇ જે પાપ કર્યું છે તેનું ફળ ભોગવવુંજ પડશે!

આખી રાત ટ્રેનમાં શી રીતે વ્યતિત કરી તે કહી શકતો નથી. બીજે દિવસ સવારે ટ્રેન પુરી પહોંચી. તરત ગાડી ભાડે કરી બંગલા તરફ ચાલ્યો. મારી અધીરાઇનો એ વખતે પાર નહોતો. જ્યારે બગલો નજીક આવ્યો ત્યારે આગળના ચોકમાં માણસો એકઠાં થયેલાં મેં જોયાં. વધારે નજીક આવતાં મારી સાસુનો હૃદય વિદારક રૂદનનો અવાજ મારા કાનમાં અથડાયો ! ગાડીમાંથી ઉતરતાં બેશુદ્ધ થઇ નીચે પડી ગયો હાય ! ભગવાન્, ચરણ પકડી ક્ષમા માગવાનો પણ અવસર ન આવ્યો ! ! !

* * * *

પ્રતિમા વિસર્જન કરી આવ્યો ! અનાદત-ઉપેક્ષિત પુષ્પ હૃદયહીનને હાથે અકાળે વિનષ્ટ થયું ! સ્મૃતિને તેના મોસાળમાં સખ્ત મન સ્થિર કરવા દેશોદેશ ભ્રમણ કર્યું પણ હૃદયનો અગ્નિ બુઝાયો નથી ! હાય દેવિ ! પાપનું પ્રાયશ્ચિત કરવાનો પણ અવસર ન દીધો !! મને ચિરકાળ સુધી અનુતાપાનલમાં દગ્ધ થવા માટે છોડી ગઇ. ! ! !

# બનાવટી નામ.*

રા. રા. મણીભાઈ રણછોડજી દેસાઈ.

પ્રેમની સાથ અનેક પ્રકારનું વાગ્યુદ્ધ કરી વિજયાદશમી પૂર્વે મેં ' બંગપ્રભા ' પ્રસિદ્ધ કચેરી ડિસ્પેચ (રવાના) કરવાના સંબંધમાં કાર્યાધ્યક્ષની સાથે વાર્તાલાપ ચાલતો હતો એટલામાં-હેટ-કોટ પેરી સિગરેટના ગોટેગોટ ધુમાડાનું ઇનજીન ચલાવતા સતીશ બાબુ આવી હાજર થયા, અને કહ્યું " દાર્જલિંગ ચાલો."

સતીશ મારો બાલ્ય મિત્ર હતો, અમે એકજ ક્લાસમાં શિખતા હતા, એકજ રૂમમાં રહી સાથે હરતા ફરતા હતા. અમો બેઉની હાર્દિક સહાનુભૂતિ જોઈને પંડીતજી અમોને " કૃષ્ણ-બળદેવ "ના ઉપનામથી બોલાવતા હતા.

એન્ટ્રન્સ પાસ કરી અમે કલકત્તાની કોલેજમાં શિક્ષણાર્થે આવ્યા ત્યારથી અમારા જીવનાદેશમાં ક્રમાનુસાર ભિન્નતા થવા લાગી. સતીશ સર્વે બાબતમાં સાહેબનું અનુકરણ કરવા લાગ્યો. અને હું મારી માતૃભાષા પ્રતિ અનુરાગી બન્યો. મને બંગાળી લખતો વાંચતો જોઈ સતીશ મારા તરફ ઉપહાસ કરતો હતો. હું પણ સમયવર્તી સતીશના સાહેબી ઠાઠને ફટકાવતો હતો.

તે પછી સતીશ વિલાયત જઈ બેરિસ્ટર થઈ આવ્યો. સાહેબી વેશમાં હવે કોઈપણ પ્રકારની ન્યુનતા રહી નહી. સાહેબના વ્યવહાર-પથમાં તે પૂર્ણરૂપથી દિક્ષિત થઈ ગયો. અમે બેઉ બાલ્યકાળમાં જેવા એક પ્રાણરૂપ હતા તેવા હવે રહ્યા નથી. સતીશ હવે પહેલાંની માફક પોતાનાં મનની વાતો દીલ ખોલીને કહેતો નથી, તથપિ અમો બેઉના હૃદય એક એક પ્રતિ ખેંચાતાં હતાં. અને એ હૃદયાકર્ષણને લઈ સતીશ મને દાર્જલિંગ લઈ જવા આગ્રહ કરતો હતો.

મેં કહ્યું-" ક્યારે જઇશું ?" " આજેજ !" " આજે સમય ક્યાં છે ?" તેને દાંતમાં ચિરૂટ દબાવી ઘડીઆળ તરફ જોતાં કહ્યુ-" હમણાં દશ વાગ્યા છે. ચાર વાગે ટ્રેન આવશે. છ કલાક-ત્રણસો સાઠ મિનિટ, પૂરતો વખત છે.

મેં કહ્યું-" સાહેબ ! મહેરબાની કરી બંગાળી બોલતા હોય તો શુદ્ધ બોલો. અંગ્રેજી તરજુમો કરવાની વૃથા મહેનત ના લ્યો !" સતીશે ગભરાઇને કહ્યું " હાં ભાઈ હું બંગાલી બોલતાં જાણતો નથી. કહો, આવશો કે નહી ?"

મેં કહ્યું-" ભાઈ ! તુ વિલાયતથી સાહેબ બનીને આવ્યો છે એટલે તું જેટલી ઝડપથી કામ કરી શકે છે તેટલી ઝડપથી શું હું કાળો માણસ કરી શકું ? સ્નાન ભોજન કરતાંજ બાર વાગી જશે, તે પછી કંઇક સમય વિશ્રામને માટે જોઇએ."

સતીસ-" નોનસેન્સ ! એ બધું બાજુએ રહેવા દો !"

મેં કહ્યું-" અગર દાર્જલિંગ જવું હતુ તો બે દિવસ પૂર્વે કાં ન કહ્યું ?"

---

* હિંદી ઉપરથી અનુવાદ.

સતીસ—" આજેજ દાર્જલિંગથી ડૉક્ટર સેન બાબુનું નિમંત્રણ આવ્યું છે."

મેં આશ્ચર્યતાથી પૂછયું—"શું ડૉક્ટર સેન બાબુ દાર્જલિંગમાં છે. તેનાં બાળબચ્ચાં પણ ત્યાંજ છે ? "

સતીસ—"હા ! સર્વે ત્યાંજ છે." એટલું કહી મૂછમાં હસ્યો.

ડૉક્ટર સેનની વિદૂષી કન્યા નિર્મળાદેવીએ મારા મિત્રનું મન હરણ કરી લીધું હતું. એ વાત સર્વેની જાણ બહાર ન હતી,

મેં કહ્યું—' એટલી ઉતાવળ શી છે ? શું ચાર વાગ્યા પછી બીજી ટ્રેન દાર્જલિંગ જતી નથી ? "

સતીશે નિશ્વાસ લેતાં કહ્યું " ના ! નથી ! "

યદ્યપિ હું પોતે રમણીઓની પ્રેમ-જાળમાં ફસ્યો નથી. તથાપિ એ વિષયમાં સંપૂર્ણ પરિચિત છું. સતીશને એક દિવસ રોકવાનું સાહસ કરવું અને વાઘને અહિંસા ધર્મની દિક્ષા આપવાની ચેષ્ટા કરવી એ બેઉ વાત બરાબર હતી. તેથીજ જવાની વાત નક્કી કીધી, અને અમો બેઉ જરૂરી ચીજો સાથે લઈ ચારની ટ્રેનમાં રવાના થયા.

( ૨ )

દાર્જલિંગના સ્ટેશન પર ગાડી જઇ ઉભી રહે. તે પહેલાંજ દૂરથી જોયું તો ડૉક્ટર સેન પોતાની સ્ત્રી અને છોકરાં છોકરીઓને લઈ પ્લેટફાર્મ પર હાજર હતા. બંગાલી છોકરીને બુટ મોજાં પેરી પ્લેટફાર્મ પર ઉભેલી જોઇને મારૂં હૃદય દ્રવિત થયું. મેં બ્રાહ્મ મતની અનેક સ્ત્રીઓ જોઈ હતી, એકેક સાથે તો પરીચય હતો. આ બ્રાહ્મમતવાળાઓને માટે કોઈ નવો ચાલ નથી. તથાપિ સતીશની ભાવિ સ્ત્રી અને સાસુની નિર્લજતા જોઇ મારા હૃદયમાં બહુજ ઉંડો વજ્રઘાવ પડ્યો.

હું સ્ત્રી કેળવણીનો પૂર્ણ પક્ષપાતી છું. કિંતુ સ્ત્રીઓને આપવામાં આવતી હદબહાર સ્વતંત્રતાને આંખોથી જોઇ શકતો નથી. મેં મારા પત્રમાં એ વિષય પર સખ્ત પ્રહારો કીધા છે. અને આ જોઈ ભવિષ્યમાં એજ વિષય પર વધુ લખવાનું મન સાથે નક્કી કીધું. ખૂબ સખ્ત અને ચોખ્ખાં વાક્યો મગજના પેટામાંથી સંખ્યાબંધ નીકળવા લાગ્યાં, પરન્તુ અલ્પ સમયમાં એ વાક્યો ઉપર પાણી ફરી ગયું.

ગાડીમાંથી ઉતરતાંજ સતીશે એ લોકોની સાથે મારો પરિચય કરાવ્યો. આવી, સ્થિતિમાં શું કરવું. વાજબી હતું તેનો નિર્ણય ન કરી શકવાથી, કર્તવ્ય વિમૂઢ બની પ્લેટફાર્મની બીજી તરફ જઈ ઉભો રહ્યો. સતીશને તો લજ્જા અને સંકોચમાંનું કંઈ ન હતું. નિર્મળાના બાપને લગેજ લાવવાનો કહી, તે નિર્મળા સાથે હસાહસનો આનંદ અનુભવવા લાગ્યો.

થોડોક સમય બાદ નિર્મળા મારી પાસે આવી, અને શરમાતી કહેવા લાગી-'મન્મથ બાબુ હું આપના પત્રની એક નિયમિત પઠિકા છું,' તે કંઈ વધુ બોલવા જતી હતી પણ કૈં અટકી ગઈ.

નિર્મળાની માએ કહ્યું–" મન્મથ બાબુ વિજયાની 'વંગપ્રભા' ક્યારે નિકળશે ?"

મેં કહ્યું " વિજયાની 'વંગપ્રભા' તે તો નિકળી ચૂકી."

મિસિસ સેને નિર્મળા તરફ દ્રષ્ટી ફેરવી પૂછ્યું " વાંચી છે ?"

નિર્મળા—" મને તો હજુ મળી પણ નથી તો વાંચું ક્યાંથી ?"

મેં કહ્યું. " નહી નહી માફ કરજો. યદ્યપિ આપ લોકોને તે મળી હશે નહિ, ફક્ત છપાઈ છે. ડીસ્પેચ થઇ નથી સર્વે જગા પર એક દિવસમાં રવાના થઈ શકતી નથી."

નિર્મળા—" આપનું કહેવું યોગ્ય છે, અમારી 'વંગપ્રભા' પ્રથમ ઢાકા જશે અને ત્યાંથી દાર્જીલિંગના એજંટમથી અત્રે આવશે. શું આપની પાસે એક પ્રત નહી હશે ?"

વંગપ્રભા પ્રતિ નિર્મળાનો વિશેષ અનુરાગ જોઈ હું સંપાદકનું હૃદય પ્રફુલિત થયું, ખુશી થતાં મેં કહ્યું–"હા છે. આપને એક પ્રત કાલે અવશ્ય મોકલી આપીશ."

નિર્મળા—" આપ અધિક કષ્ટ ઉઠાવશો નહી. જ્યારે આપને અવકાશ હોય ત્યારે મોકલી આપશોજી."

નિર્મળાની માએ કહ્યું—" મન્મથ બાબુ ! હું કાલે સંધ્યાકાળ વખતે ચાહપીવાનું આપને નિમંત્રણ આપું છું. તસ્દિ લઈ આવવા કૃપા કરશો. એટલું કહી તે અભિનંદન કરી ચાલી ગઇ. હું પણ આરામ લેવા ચાલતો થયો. મેં મનમાંજ કહ્યું " જુઓ શિક્ષણ અને સંસર્ગનો આવો ગુણ છે, બંગાલીની છોકરીઓ પણ નવીન શિક્ષણના પ્રભાવથી આવી રીતે નિઃસંકોચ બની વાતચીત કરી શકે છે."

હું દિનભરનો થાકેલો–માંદો હતો, રાતના બિછાનામાં સુતાં સુતાં મેં સમાજ સબંધી વાતો પર વિચાર કીધા. આ નવિન શિક્ષણની સાથે અમે લોકો નવા આચાર–વ્યવહાર વિલાયતથી લાવી આપણા દેશમાં પ્રચાર કરી રહ્યા છે. તેનું ભવિષ્યમાં શું પરિણામ આવશે ? એ વાતો પર વિચાર કરતો કરતો હું સુઇ ગયો.

( ૩ )

બીજે દિવસે સવારે વ્હેલો ઉઠી મ્હોં–હાથ ધોઇ, ચાહ પીતાં હું આગલા દિવસની ઘટનાની આલોચના કરવા લાગ્યો. સમાજમાં સ્ત્રી પુરૂષોનો દરજ્જો શું છે? તેમજ સ્ત્રી પુરૂષો નિઃસંકોચ બની અહીંતહીં સાથે હરે ફરે. એ સામાજીક નીતિથી હું વિરૂદ્ધ સમજતો હતો ! આથી મેં નિશ્ચય કર્યો કે, ચાહના નિમંત્રણમાં જવું નહી, મારા નિયમ વિરૂદ્ધ કાર્ય શા માટે કરૂં ? વંગપ્રભા કોઇ નોકરની સાથે મોકલી આપીશ, નહીં વો હમણાં સતીશ આવશે તેની સાથે મોકલી આપીશ.

પરંતુ સતીશ આવ્યો નહી, માલમ પડતું હતું કે તે નિર્મળાને મૂકીને આવી શકશે નહી, એ બેઉની પ્રેમલીલાની મનમાં ને મનમાં કલ્પના કરતાં હું વિશેષ કુતુહલનો અનુભવ કરવા લાગ્યો. બપોરના ભોજનબાદ એવી ભાવના થઇ કે જો ચાહના નિમંત્રણની રક્ષા ન કરૂં તો શિષ્ટતાની બાહેરની વાત છે. જ્યારે મેં નિમંત્રણનો સ્વિકાર કીધો છે, ત્યારે તેની રક્ષાને માટે હું બંધાયો છું. જો એ કામ મારા વિચારથી વિરૂદ્ધ હતુ તો, તેજ સમયે નિમંત્રણનો અસ્વિકાર કરવો જોઇતો હતો. આજે નહીં જવાથી ચાલશે નહી. ભવિષ્યમાં સાવધાન રહીશ. કોઇને કોઇ કારણ બતાવી નિમંત્રણનો અસ્વિકાર કરી લઈશ.

હું સાંજના ડોક્ટર સેન બાબુને ઘર જવાને તૈયાર થયો. મેં મારા પહેરવેશના ઉપર કંઈ પણ ધ્યાન આપ્યું નહી. પુરૂષને સમાજમાં જવાને માટે શણગારવાની જરૂર નથી. પરંતુ રમણીઓને માટે તો શણગાર એ એક રકમની આધુનિક કળાજ થઇ પડી છે.

હું દાર્જીલિંગ કંઇક વખત ગયો હતો, શહેરના સરીઆમ રસ્તા તથા ગલીકુંચીઓ મારી જોએલી હતી. જ્યારે હું સેનબાબુના ઘરની નજીક પહોંચ્યો, ત્યારે પાંચમાં દશ મિનિટ બાકી હતી. નિમંત્રણનો ચોક્કસ ટાઇમ પાંચનો હતો, વિચાર્યું કે એ લોકો અંગ્રેજી ફેશનમાં રચીપચી રહેલા છે, જો હું નિશ્ચંત સમય પહેલાં જઈશ તો એ લોકો મને બેવકૂફ સમજશે, એ કારણને લઇ બહારમાંજ થોડો વખત અહીંતહીં રોને મારી દશ મિનિટ પસાર કીધી અને બરાબર પાંચ વાગે મિસસ સેનના ઉપર કાર્ડ મોકલ્યો.

બધાએ બહુજ સન્માનથી મને લઇ જઇ બેસાડયો. નિર્મળા આજ બહુજ સુંદર જણાતી હતી, મેં જ્યારે તેને સ્ટેશન પર જોઈ હતી, ત્યારે તેનો પોશાક એકદમ અંગ્રેજી ફેશનનો હતો. પગોમાં ઇંગ્લીશ શુટ હતાં, હું એ પહેરવેશને એકદમ ના પસંદ કરૂં છું. આ વખતે જોયું તો, પગમાં લાલ મખમલની દેશી પગરખાં હતાં, નારંગી રંગની ચટકીલી સાડી આંખોમાં અંજન મુખમાં પાનની બીડી, માથાં ઉપર ગુંથેલી વેણી, વેણીમાં એક ગુલાબનું ફૂલ ખોસ્યું હતું! ખરેખર નિર્મળા એક અત્યંત સૌંદર્યથી ભરપૂર સુંદરી હતી!

પહેલાં તો સતીશ જોવામાં આવ્યો નહી. એકાંતમાં સતીશની સાથે નિર્મળાનાં લાલરંગી મખમલનાં પગરખાં અને મેંદીથી રંગેલા લાલ લાલ પગો પર શું શું દિલલગી ઉડાવતી તેની મનમાં-ને મનમાંજ ગાંઠ બાંધી. થોડાક સમય પછી સતીશ આવ્યો. ચાહ પાણીને સન્માન આપના થોડીક વિનોદની વાતો ચાલી, અને 'સર્વેએ એક દિવસ સાથે ફરવા જવાની ગોઠી થઈ.

જ્યારે હું ઘર જવાને તૈયાર થયો, ત્યારે ડોક્ટર સેનની સ્ત્રીએ કહ્યું--" મહાશય! કાલે જો આપ ચાહ પીવા આવવાની કૃપા કરશો તો સાથે સાથે ફરી પણ આવીશું." મેં વિચાર્યું " આ વખતે ચુપચૂપ રહેવું ઠીક નથી, સ્પષ્ટપણે નિમંત્રણનો અસ્વિકાર કરવો. જોઇએ. કંઇક યુક્તિથી અસ્વિકારનું કારણ પણ બતાવી દેવું જોઇએ, કારણ એવું હોવું જોઇએ કે જેમાં સામાજીક નીતિનો ગુલાબાવ છુપાયલો હોવો જોઇએ. વળી ફરી વિચાર્યું કે નિમંત્રણ કર્યા છે? " ચાહ પીવાના સમય પર આવજો." શું આ તે નિમંત્રણ કહેવાય? હું આવા પ્રકારના માનસિક તર્કવિતર્કનો સંડોવાયલો રહ્યાથી કોઇ પણ પ્રકારનો ઉત્તર દઈ શકતો નહી હવે એ લોકો પણ નમસ્કાર કરી ઉઠી ગયા. હું પણ મારે રસ્તે ચાલતો થયો.

( ૪ )

બીજે દિવસે દશવાગે સતીશ મારાં મકાન ઉપર આવ્યો. મેં કહ્યું—" ભાઇ તું નિર્મળાને છોડીને કેમ આવી શક્યો!" તેણે કહ્યું " આપનું પત્ર 'વંગદર્પણ'.અરે નહી 'વંગપ્રભા'ને લઇ સવારની તે તેનાં વાંચનમાં રોકાયલી રહી છે. હું તેને છાપું વાંચવામાં તલ્લીન બનેલી જોઇ દુઃખીત હૃદયે ચાલ્યો આવ્યો છું."

આટલું સાંભળતાંજ મારૂં હૃદય આનંદથી પ્રફુલ્લિત બની ગયું. બંગલા સાહિત્ય પર

નિર્મળાનો આટલો અનુરાગ જોઇ મેં તેને માટે ઘણાજ સારા વિચારો શિષ્ટિત કીધા. અગર નિર્મળા જો કોઇ લેખ લખે તો હું તેને સંસોધન કરી 'વંગપ્રભા'માં પ્રકાશિત કરૂં.

સતીશે નિર્મળાના સબંધમાં મારી સાથે બહુ બહુ વાતો કીધી. એ બેઉ પ્રેમ-બાગમાં વિહરતાં પ્રેમીઓનાં સુખથી મારૂં હૃદય આનંદ અને ઉત્સાહથી ઉભરાઈ જવા લાગ્યું. સતીશે કહ્યું "હું જાણું છું! તમે ઘરમાં કેમ ટકી શકો છો, શું એજ જોવા આવ્યો છે? હવે ચાહ પીવાના સમય પર તમારી મુલાકાત થશે, આવશોને!" મેં કહ્યું– "ચાહ પીવાના સમય પર આજે મુલાકાત થશે નહી. મિસિસ સેને તો મને બોલાવ્યો પણ નથી."

સતીશ—"હાં! તેણે તમને નિમંત્રણ આપ્યું છે ને મેં ખૂબ સાંભળ્યું છે."

"નહી ભાઈ! તેણે તો એટલુંજ કહ્યું હતું કે 'આવજો આવજો.'"

સતીશ—"તમારી સમજ શક્તિની પણ બલીહારી છે! એ નિમંત્રણ નહી તો બીજું શું? તમારા મત પ્રમાણે તે તમારા દરવાજા પર આવી હાથ જોડી યથા વિધિ શાસ્ત્રપ્રતાનુસાર નિમંત્રણ આપે તોજ નિમંત્રણ કહેવાય? ઠીક સમય પર જોઇ લેવાશે. !"

મેં કહ્યું—"તમે જે કહો તે કહો, પરંતુ હું આજે કદાપિ આવી શકીશ નહી, નહી આવવાથી શું અશિષ્ટતા ગણાસે? તમારા લોકોની દરેક રિતભાત વિલાયતી છે, તમારા લોકોનું મગજ વિદેશી બુધી ભરેલુ છે. હું એક સુદ્ધ બંગાલી મારી જંગલી રિતભાતને શું તમે લોકો પસંદ કરશો? તમારા લોકોથી તો જરા બચીનેજ રહેવું ઠીક છે."

સતીશે ગંભીરતાપૂર્વક કહ્યું—"નહી આવવાથી ભારી અશિષ્ટતા ગણાશે." સાંભળી હું મારા પોતાનાં ઉપર ગુસ્સે થયો. મારે તેજ સમયે મિસિસ સેનને કંઈ કારણુ બનાવવાની જરૂર હતી. એટલુંજ કહી દે તે કે "એક જરૂરી કામને લઇ આવી શકું એમ નથી." એટલુંજ ન કહ્યું ત્યારે તો 'આ નિમંત્રણ ગણાય કે નહી" એનો નિર્ણય કરવાનો રહ્યો.

હસતાં હસતાં સતીશે કહ્યું—"એટલી અશિષ્ટતા ગણાશે નહી આટલો શોક ના કરો. ફરી કોઈ વખત ભેટો થતાં ફક્ત ક્ષમા–પ્રાર્થના કરી લેવાથી એ દોષ દૂર થશે. પરંતુ "કેમ આવશો નહી?" હું તમને આવવાને માટે નિમંત્રણ આપું છું. જરૂર આવવુંજ પડશે."

મેં ખરૂં કારણુ છુપાવી કહ્યું—"આજ એક વિશેષ પ્રયોજન—"

સતીશ—"વિશેષ પ્રયોજન કાલે થશે, આજે તો આવવુંજ પડશે. આવવાની તૈયારી કરો." એટલું કહી ચાલતો થયો.

મેં મનમાંજ પ્રતિજ્ઞા કીધી. "આજે નહીંજ જવું."

પરંતુ જેમ જેમ વખત નજીક આવતો ગયો, તેમ તેમ મારા મનમાં એક વિશેષ અનુભવની પ્રવૃત્તિ થવા લાગી દશરાની 'વંગપ્રભા' નિર્મળાને પસંદ પડી કે નહી, તે જાણવાને માટે મન ઉત્સુક બન્યું. વિશેષમાં મારો પોતાનો લખેલો "નારીજીવનનો આદર્શ" શિર્ષક લેખના સબંધમાં. કારણકે તે નિબંધ નિર્મળા શ્રેણીની આજકાલની નવી રોશનીની સ્ત્રીઓને માટે ખાસ લખાયલો હતો, એ નિબંધ વાંચી નિર્મળાએ શું સાર ગ્રહણ કીધો,

તેમજ એ લેખના ઉપર તેનો મતામત જાણવો આવશ્યક હતો. તેથી હું છેક ચાર વાગે જવાના નિશ્ચય ઉપર આવ્યો.

( ૫ )

હું ત્યાં ગયો તો મકાનમાં કોઇ જણાયું નહી, એક ખાલી રૂમમાં જઇ બેઠો, થોડાક વખત પછી નિર્મળા આવી. તેણે હસતાં નમસ્કાર કરી કહ્યું-" અહો સૌભાગ્ય! આપ નહી આવશો જાણી હું નિરાશ થઈ બેઠી હતી. પિતા માતા અને સતીશ બાબુ બાગમાં ફરવા ગયા છે. સતીશ બાબુએ કહ્યું હતું કે "આપ આજે આવનાર નથી, કારણકે જરૂરી કામમાં રોકાયા છે." શુ કોઈ નવો લેખ લખવામાં રોકાયા હતા?"

મેં કહ્યું, "હાં આજે એક જરૂરી કામ હતું તેથી એમ કહ્યું હતું."

નિર્મળા—" વારૂ આપ વંગપ્રભાને માટે રોજ કેટલા કલાક મહેનત લ્યો છો?"

" ઘણું ખરૂં મારો બધોજ સમય વંગપ્રભા'ના કાર્યમાંજ વ્યતિત થાય છે. 'વંગપ્રભા' સિવાય મને બીજું કંઇ કામ નથી એટલે દિવસભર એમાંજ મંડયો રહું છું."

નિર્મળા-' ઠીક કરો છો! હું પણ કહું છું કે એવી રીતે રાતદિન સાહિત્ય ચર્ચામાં વ્યતિતી કરૂં. काव्यशास्त्र विनोदेन कालो गच्छति धीमताम!' પરંતુ આપની પાસે એવો મત વ્યક્ત કરવો એ ભારી દુઃસાહસનું કામ છે.

મેં પૂછયું-" શામાટે?"

નિર્મળા-" આપે 'નારીજીવનનો આદર્શ' એ શિર્ષકના નિબંધમાં જે વાતની ખાસ જરૂરીઆત જણાવી છે તે વાત ઉપર ખાસ ધ્યાન આપવાની આવશ્કતા રહેલી છે. આપના નિચ રચ્યા સ્ત્રીઓનુ મુખ્ય કર્મક્ષેત્ર ઘર છે, પોતાના સુખ દુઃખનો કંઇ પણ ખ્યાલ ન કરતાં શુદ્ધભાવથી પતિસેવામાં હંમેશાં તત્પર રહેવું એ યથાર્થ નારી ધર્મ છે?"

" ત્યારે તે. શુ આપે એ નિબંધ વાંચ્યો છે?"

નિર્મળ-" હા પૂરપૂરો વાંચ્યો છે. કાલે રાત્રીના પલંગ પર વાંચતાં વાંચતાંજ સુઈ ગઇ હતી."

મેં કહ્યું-" બગલા સાહિત્યમાં આપની આટલી ભક્તિ છે, તો આપ બંગાળી લખતાં કેમ નથી?"

નિર્મળા-" મારૂં લખેલું કોણ વાંચશે? પહેલાં તો તેને છાપશેજ કોણ?"

મને આ વાતથી કંઇક સંદેહ થયો કે *નિર્મળા કોઇ છુપા નામથી કંઈને કંઈ લખતી હોવી જોઇએ*. પરંતુ સ્પષ્ટરૂપે પૂછવાનું સાહસ બેઠી શક્યો નહી. સંપાદકીય લેખના વિષયમાં ન્હાની ન્હાની કહાણીઓની વાત નીકળી મેં કહ્યું "દરેક મહિને ન્હાની કહાણી દેવાની જે રીત ચલુ કરી છે, તેમાં કોઈ કોઇ વખત સારી કહાણીઓ નહી મળવાથી સંપાદકને બહુજ મુશ્કેલી ઉભી થાય છે."

નિર્મળ—" મારા મિત્રે એક ન્હાની કહાણી લખેલી છે, મારી પાસે તેની એક કોપી છે. આપ જોવા કૃપા કરશો?"

અગર હું જાણતો હતો કે આવી બલા ચોંટશે તો ન્હાની કહાણીની વાત ઉપર આવતેજ નહી. સંપાદકીય વ્યવસાય કરતાં અમોને સાહિત્ય સેવકોની અનેક કહાણીઓ વાંચવી પડે છે. એક માસની રજા લઇને પહાડ પર ફરવા આવ્યો છું. તો અહીં પણ એક આફત પાછળ લાગેલીજ છે. શું કરૂં! નિરૂપાય બની મેં નિર્મળાને કહ્યું-"હા! શામાટેજ નહીં!"

નિર્મળા–" જોઇને મને આપનો ખરેખરો મત કહેવો પડશે." "બેસક કહીશ."

નિર્મળા–" મારા મિત્રનો જાણી સમાલોચનામાં મીઠું મરચું ભભરાવશો નહી."

" જો આપ ખરોજ મત સાંભળવા ચાહતાં હું કોઈ પણ વાત છુપાવીશ નહી. સાચુંજ કહીશ."

નિર્મળા તે વખતેજ ઉઠી અંદર ગઈ થોડીક મિનિટ પછી તે ફૂલસ્કેપના અર્ધાતાવની એક કોપી લઈ આવી છુટા અને સુંદર હસ્તાક્ષર જોઈ મેં કહ્યું–" લેખક નવો માલમ પડે છે."

નિર્મળા–' હા ! આપ કેમ કરીને જાણી શક્યા ?"

" નવા લેખકો બહુજ યત્નથી અને સંભાળપૂર્વક લખે છે. જુના લેખકના હસ્તાક્ષરો કેટલા અસ્પષ્ટ હોય છે." આટલું કહી સંપાદકના અભ્યાસથી આખરી પૃષ્ઠ ઉલટાવી લેખકનું નામ જોયું તો નામ નહી હતું. નવા લેખકો પોતાના લેખમાં નાયક-નાયિકનો અંત લેખની અંતેજ લાવે છે; પણ આ કહાણીમાં તેમ હતું નહી, નાયક અને નાયિક બેઉ જીવતાં હતાં, એ જોઇ મને બહુજ સંતોષ થયો.

સંદેહ થયો કે, આ લેખક કદાચિત નિર્મળાએ લખ્યો હોય, કારણકે કેટલા સલજ્જ લેખકો શરૂઆતમાં બીજાને પોતાનો લેખ બતાવતી વખતે પોતાના મિત્રનો છે એમ કહે છે. મેં નિર્મળાને કહ્યું "હું મકાને જઈ આજે આ લેખ વાંચીશ અને કાલે આવી મારી સમજમાં જે કંઇ ખરૂં ખોટું આવશે તે કહીશ."

લેખ નિર્મળાનોજ લખેલો માલમ પડતો હતો. અનામત કયા શબ્દોમાં આપવો તે વાત મને ચિંતારૂપ થઇ પડી. મિત્ર તથા જાણુ પિછાનમાં આવેલા નવા લેખકોની સમાલોચનના જથામાંથી કંઇ વાત ટાળી કાઢી દેવી પડશે. જેમ " લેખનો વિશેષભાગ ચિત્તાકર્ષક છે." " ભાષા સરળ ન હોવા છતાં ભાવ સારો છે," " અભ્યાસ રાખવાથી થોડા દિવસમાં સારા લેખક થવાની આશા છે." ઇત્યાદિ.

ક્રમક્રમ સૌ આવી પહોચ્યાં; ચાહ પીધા પછી ઘરમાં બેઠાં બેઠાંજ મન બહેલાવવાની વાતચીત થવા લાગી, બહાર ફરવા જવાની જે વાત થઈ હતી, તે આજે મુલતવી રહી

( ૬ )

ઘેરે જઇ મેં કહાણી વાંચી, જોયું કે મેં બહુજ ભૂલ કીધી છે. પ્રથમ એ હતું કે આ રચના નવા લેખકની નહી હતી. લેખક જુનો છે. ભાષા ઝતુની અને સરલ છે. બીજું નિર્મળાનો લખેલો નથી. સંપાદક ધીર ગંભીર ન હોય તો શું કામનો ? અસ્તુ. લેખ કોનો લખેલો છે તે પણ માલમ પડ્યું. એ ગૌરીકાંતરાયનો લખેલો છે. તેની સાથે સાક્ષાત પરિચય થયો હતો નહિ. સાંભળવામાં આવ્યું છે કે, તે હાલ તરફ કોઇ ગામમાં રહે છે. મેં તેના બહુ લેખો વાંચ્યા છે. એ નવા લેખકોમાં પ્રધાન છે. એનાં લેખમાં ભૂલ પણ રહી જતી હતી. તોપણ એ નજીવી ભૂલ ક્રમાનુસાર સુધરી જશે

બીજે દિવસે હું નિર્મળાની પાસે ગયો અને લેખની પ્રસંસા કીધી, બે એક જગ્યા પર દોષ પણ બતલાવ્યા.

મે પૂછ્યું–" લેખક નાની વયનો માલમ પડે છે."

નિર્મળા–" હા મારાથી-કંઇક વયમાં વધુ છે."

તેમજ એ લેખના ઉપર તેનો મતામત જાણવો આવશ્યક હતો. તેથી હું છેક ચાર વાગે જવાના નિશ્ચય ઉપર આવ્યો.

( ૫ )

હું ત્યાં ગયો તો મકાનમાં કોઇ જણાયું નહી, એક ખાલી રૂમમાં જઇ બેઠો, થોડાક વખત પછી નિર્મળા આવી. તેણે હસતાં નમસ્કાર કરી કહ્યું-"અહો સૌભાગ્ય! આપ નહી આવશો જાણી હું નિરાશ થઈ બેઠી હતી. પિતા માતા અને સતીશ બાબુ બાગમાં ફરવા ગયા છે. સતીશ બાબુએ કહ્યું હતું કે "આપ આજે આવનાર નથી, કારણકે જરૂરી કામમાં રોકાયા છે." શું કોઈ નવો લેખ લખવામાં રોકાયા હતા?"

મેં કહ્યું, "હા આજે એક જરૂરી કામ હતું તેથી એમ કર્યું હતું."

નિર્મળા—"વારૂ આપ બંગપ્રભાને માટે રોજ કેટલા કલાક મહેનત લ્યો છો?"

"ઘણું ખરૂં મારો બધોજ સમય બંગપ્રભાના કાર્યમાંજ વ્યતિત થાય છે. 'બંગપ્રભા' સિવાય મને બીજું કંઇ કામ નથી એટલે દિવસભર એમાંજ મંડયો રહું છું."

નિર્મળા—"ઠીક કરો છો! હું પણ કહું છું કે એવી રીતે રાતદિન સાહિત્ય ચર્ચામાં વ્યતિતી કરૂં. કાવ્યશાસ્ત્ર विनोदेन कालो गच्छति धीमताम!' પરંતુ આપની પાસે એવો મત વ્યક્ત કરવો એ મારી દુઃસાહસનું કામ છે.

મેં પુછયું-"શામાટે?"

નિર્મળા-"આપે 'નારીજીવનનો આદર્શ' એ શિર્ષકના નિબંધમાં જે વાતની ખાસ જરૂરીઆત જણાવી છે તે વાત ઉપર ખાસ ધ્યાન આપવાની આવશ્યકતા રહેલી છે. આપના નિર્ણયથી સ્ત્રીઓનું મુખ્ય કર્મક્ષેત્ર ઘર છે, પોતાના સુખ દુઃખનો કંઇ પણ ખ્યાલ ન કરતાં સુદભાવથી પતિસેવામાં હમેશાં તત્પર રહેવું એ યથાર્થ નારી ધર્મ છે?"

'ત્યારે તે. શું આપે એ નિબંધ વાંચ્યો છે?"

નિર્મળા-'હા પૂરપૂરો વાંચ્યો છે. કાલે રાત્રીના પલંગ પર વાંચતાં વાંચતાંજ સુઈ ગઇ હતી."

મેં કહ્યું-"બંગલા સાહિત્યમાં આપની આટલી ભક્તિ છે, તો આપ બંગાળી લખતી કેમ નથી?"

નિર્મળા-"મારૂં લખેલું કોણ વાંચશે? પહેલાં તો તેને છાપશેજ કોણ?"

મને આ વાતથી કંઇક સંદેહ થયો કે નિર્મળા કોઇ છુપા નામથી કંઇને કંઇ લખતી હોવી જોઇએ. પરંતુ સ્પષ્ટરૂપે પૂછવાનું સાહસ બેઠી શક્યો નહી. સંપાદકીય લેખના વિષયમાં ન્હાની ન્હાની કહાણીઓની વાત નીકળી મેં કહ્યું "દરેક મહિને ન્હાની કહાણી દેવાની જે રીત ચાલુ કરી છે, તેમાં કોઈ કોઇ વખત સારી કહાણીઓ નહી મળવાથી સંપાદકને બહુજ મુશ્કેલી ઉભી થાય છે."

નિર્મળા-"મારા મિત્રે એક ન્હાની કહાણી લખેલી છે, મારી પાસે તેની એક કાપી . આપ જોવા કૃપા કરશો!"

અગર હું જાણતો હતો કે આવી બલા ચોંટશે તો ન્હાની કહાણીની વાત ઉપર આવેજ નહી. સંપાદકીય વ્યવસાય કરતાં અમોને સાહિત્ય સેવકોની અનેક કહાણીઓ વાંચવી પડે છે. એક માસની રજા લઇને પહાડ પર ફરવા આવ્યો છું. તો અહીં પણ એક આફત ગળે લાગેલીજ છે. શું કરૂં! નિરૂપાય બની મેં નિર્મળાને કહ્યું-"હા! શાગારેજ જોઈશ"

નિર્મળા–" જોઇને મને આપનો ખરેખરો મત કહેવો પડશે." "બેશક કહીશ."

નિર્મળા–" મારા મિત્રનો જાણી સમાલોચનામાં મીઠું મરચું ભભરાવશો નહી."

"જો આપ ખરેખર મત સાંભળવા ચાહતાં હું કોઈ પણ વાત છુપાવીશ નહી. સાચુંજ કહીશ."

નિર્મળા તે વખતેજ ઉઠી અંદર ગઈ થોડીક મિનિટ પછી તે ફુલસ્કેપના અર્ધાનાવની એક કોપી લઈ આવી છુટા અને સુંદર હસ્તાક્ષર જોઈ મેં કહ્યું–" લેખક નવો માલમ પડે છે."

નિર્મળા–" હાં ! આપ કેમ કરીને જાણી શક્યા ?"

"નવા લેખકો બહુજ યત્નથી અને સંભાળપૂર્વક લખે છે. જુના લેખકના હસ્તાક્ષરો કેવળ અસ્પષ્ટ હોય છે." આટલું કહી સંપાદકના અભ્યાસથી આખરી પૃષ્ઠ ઉલટાવી લેખકનું નામ જોયું તો નામ નહી હતું. નવા લેખકો પોતાના લેખમાં નાયક–નાયિકાનો અંત લેખની અંતેજ લાવે છે; પણ આ કહાણીમાં તેમ હતું નહી, નાયક અને નાયિકા બેઉ જીવતાં હતાં, એ જોઇ મને બહુજ સંતોષ થયો.

સંદેહ થયો કે, આ લેખક કદાચિત નિર્મળાએ લખ્યો હોય, કારણકે કેટલા સરલજ લેખકો શરૂઆતમાં બીજાને પોતાનો લેખ બતાવતી વખતે પોતાના મિત્રનો છે એમ કહે છે. મેં નિર્મળાને કહ્યું 'હું મકાને જઇ આજે આ લેખ વાંચીશ અને કાલે આવી મારી સમજમાં જે કંઇ ખરું ખોટું આવશે તે કહીશ."

લેખ નિર્મળાનોજ લખેલો માલમ પડતો હતો. અનામત કયા શબ્દોમાં આપવો તે વાત મને ચિંતારૂપ થઇ પડી. મિત્ર તથા જાણુ પિછાનમાં આવેલા નવા લેખકોની સમાલોચનના જથાર્થથી કંઇ વાત ટાળી કહી દેવી પડશે. જેમ "લેખનો વિશેષભાગ ચિત્તાકર્ષક છે." "ભાષા સરળ ન હોવા છતાં ભાવ સારો છે," "અભ્યાસ રાખવાથી થોડા દિવસમાં સારા લેખક થવાની આશા છે." ઇત્યાદિ.

ક્રમક્રમ સૌ આવી પહોંચ્યાં; ચાહ પીધા પછી ઘરમાં બેઠાં બેઠાંજ ગપ્પ બહેલાવવાની વાતચીત થવા લાગી, બહાર ફરવા જવાની જે વાત થઈ હતી, તે આજે મુલતવી રહી

( ૬ )

ઘેરે જઇ મેં કહાણી વાંચી, જોયું કે મેં બહુજ ભુલ કીધી છે. પ્રથમ એ હતું કે આ રચના નવા લેખકની નહી હતી. લેખક જુનો છે. ભાષા ઝડતી અને સરલ છે. બીજું નિર્મળાનો લખેલો નથી. સંપાદક ધીર ગંભીર ન હોય તો શું કામનો ? અસ્તુ. લેખ કોનો લખેલો છે તે પણ માલમ પડ્યું. એ ગૌરીકાંતરાયનો લખેલો છે. તેની સાથે સાક્ષાત પરિચય થયો હતો નહિ. સાંભળવામાં આવ્યું છે કે, તે હાલ તરફ કોઇ ગામમાં રહે છે. મેં તેના બહુ લેખો વાંચ્યા છે. એ નવા લેખકોમાં પ્રધાન છે. એનાં લેખમાં ભુલ પણ રહી જાતી હતી. તોપણ એ નજીવી ભુલ ક્રમાનુસાર સુધરી જશે

બીજે દિવસે હું નિર્મળાની પાસે ગયો અને લેખની પ્રસંશા કીધી, બે એક જગ્યા પર દોષ પણ બતલાવ્યા.

મે પુછ્યું–" લેખક નાની વયનો માલમ પડે છે."

નિર્મળા–" હાં મારાથી કંઇક વયમાં વધુ છે."

"માલમ પડે છે કે તે આપનો જાની મિત્ર છે."

"હા મારો હાર્દિકમિત્ર છે."

મને આ વાત ઉપર અરૂચી થઇ. એક યુવતી કુમારિકાનો એક યુવક "હાર્દિકમિત્ર" કેમ બને ?

મેં પૂછ્યું-" તેમના બે એક લેખ મને નહી મળશે ?"

નિર્મળા-"શું ? ખરેખર આપનો જીવ મારા મિત્રના લેખથી લુભાયો છે ?"

મેં કહ્યું-"હા ખરી વાત છે."

"નિર્મળા—" ઠીક, કોઇ બીજે લેખ દેવા આપને પ્રયત્ન કરીશ. પરંતુ આ નહી '

મેં કહ્યું—" શું આપની પાસે તેના ઘણા લેખો છે ?"

નિર્મળા –" તેના કેટલાએ લેખ મારી પાસે પડેલા છે. એક લેખ સમાપ્ત કરતાંજ તે મારી ઉપર મોકલી આપે છે."

મેં મનમાંજ વિચાર્યું-" લક્ષણ સારાં જણાતાં નથી. આટલો પરિચય !"

મેં કહ્યું—" ત્યારે તો આપ તેની પ્રધાન પાઠિકા છો."

નિર્મળા—" ભલે એમ સમજો ! સમસ્ત પાઠક-પાઠિકાઓની અપેક્ષામાં હું તેની વિશેષ ભક્ત છું."

મેં કહ્યું—"તેનું નામ જણાવવા કૃપા કરશો ?"

નિર્મળા જરા વિચાર કરીને બોલી. "ગૌરીકાંતરાય" કહેતી વખતે તેણીના કપોળ પ્રદેશ પર ક્ષણવારને માટે લાલ રેખાની ઝાંખી થઇ. આ બનાવ જોઈ સતીશને માટે મને દુઃખ થયું. તે પછી ગૌરીકાંતના પ્રકાશિત લેખોનાં સમ્બંધમાં વાત થવા લાગી. મેં કહ્યું "તેનું નવ પ્રકાશિત 'નંદરાણી' ઉપનામ સમાલોચનાર્થે મારી પાસે આવ્યું છે." એ પછી એ ત્રણ દિવસ સુધી નિર્મળાની સાથે ગૌરીકાંતરાયના લેખ-વિષય પર સમાલોચના થતી રહી નિર્મળા ગૌરીકાંતની એકાંત ભક્ત છે એમાં સંદેહ રહ્યો નહી. નિર્મળાને માટે મેં મનમાં ઘણોજ ખરાબ અભિપ્રાય બાંધ્યો. મને તેનાં ઉપર એક વિચિત્ર તરેહનો ક્રોધ ઉત્પન્ન થયો.

(૭)

અદ્યાપિપર્યંત સતીશ સેનદંપતિને નિર્મળાનું પાણીગ્રહણ કરવાની પ્રાર્થના કરતો નથી. ફક્ત પ્રાર્થના કરતાંજ વાર છે. જરૂર સ્વિકાર થશે. મારો તો આ વાત પર દ્રઢ વિશ્વાસ છે કે ડોક્ટર સેનનો જમાઈ થવાને સતીશ બરાબર લાયક છે. સેન મહાશય પણ સતીશના સસરા થવાને ઉત્સુક છે. એ લોકોનો પરસ્પરનો વર્તાવ જોઇ એવી રીતનું સ્પષ્ટ અનુમાન થતું હતું. પરંતુ ગૌરીકાંતરાયવાળું ગૂઢ રહસ્ય મને ભારી ચિંતામાં ઝંપલાવતું હતું." સ્ત્રી પુરૂષોમાં હાર્દિકમિત્રના" એનો શું આશય? આ વાતમાં હું જરા પણ સમજી શક્યો નહી

થોડા દિવસ પછી મારૂં અનુમાન સત્ય નિવડ્યું. સતીશ અને નિર્મળાનાં લગ્ન થઇગયાં.

નિર્મળા બંગલા સાહિત્યની વિશેષ અનુરાગિણી હતી, ત્યારે આજુ બાજુ સતીશ એનું નામ સાંભળીને સળગી ઉઠતો હતો. વળી ગૌરીકાંત એક પ્રતિભાશાળી લેખક હતો, તેણે મારની સમરન સ્ત્રી જાતિમાંથી નિર્મળાને પસંદ કરી પોતાના સાહિત્યની સંગિની બનાવી છે. નિર્મળાનું મન પણ ગૌરીકાંત તરફ ખેંચાયલું રહે છે. પરંતુ તે અદ્યપિપર્યંત ગુપ્ત રહ્યું છે. એમાંથી ભવિષ્યમાં કેવું વૃક્ષ ઉત્પન્ન થશે એ કોણ જાણે !

હું કદાપિ એમ થવા દઇશ નહી. મારા મિત્રના દાંપત્ય જીવનને કંટકમય થતું અટકા-વીશ, નિર્મળાએ ગૌરીકાંતની પૂજાને માટે પોતાના મનમાં જે ભક્તિમંદિરની પ્રતિષ્ઠા કીધી છે. તેને હું સમાલોચનાના વજ્રઘાતથી ભસ્મ કરી નાંખીશ. નવી 'વંગપ્રભામાં' હું ગૌરી-કાંતનો લેખક તરીકેનો તોર તોડી શકીશ. હું તેની ભાષાની કલિષ્ટતા બતાવીશ તેની વ્યા-કરણની ભૂલો કાઢીશ. નૂતન અને પુરાતન સાહિત્યનાં ગ્રંથો સાથે ગૌરીકાંતનાં ગ્રંથોનો મુકા-બલો કરીશ અને તેમાં પણ મૂળ મેળ બરાબર લાવી શકીશ. અને ગૌરીકાંતે પુરાતન સાહિત્યમાંથી કેવી કેવી ચોરીઓ કીધી છે તે પણ જાહેર સન્મુખ લાવવા ચૂકીશ નહી. આવી રીતે લાગ-લગાટ સમાલોચનનાના પ્રચંડમારથી નિર્મળાનાં મનમાં સદ્દઢ વિશ્વાસ ઊપજાવીશ કે તેનો પૂજ્ય દેવતા માટીનાં પૂતળા માફક છે, તેની અંદર બદ્દકૃત્યો ભરેલાં છે. સતીશને નિર્મળાના કપટ–પ્રેમથી બચવાની ચેષ્ટા કરીશ. અને નિર્મળાના ઊપર યથામાધ્ય ઊપકાર કરીશ, એ બેઉની રક્ષા આત્મરક્ષા બરાબર સમજીશ. ઘરનાં રૂપીઆ ખરચી આજસુધી 'વંગપ્રભા' ચ-લાવી છે તો તેનો લાભ આ સમયે મિત્રનું કાર્ય કરી મેળવી લઇશ. મારા આ કાર્યથી સંપાદકીય કર્તવ્યમાં કોઈ પણ રકમનો બટ્ટો લાગવા સંભવ નથી.

આ પ્રકારનો આગ નિશ્ચય કરી મેં "નંદરાણી"ની એક અત્યંત કરડી સમાલોચના લખી નાંખી અને કાર્તિકના અંકમાં છાપવા સમાલોચના કલકત્તે રવાના કીધી. થોડા સમ-યમાં ઑાકર પ્રૂફ આવ્યો. પ્રૂફમાં કેટલેક સ્થળે સમાલોચનાને વધારે તીવ્ર બનાવી. તેજ દિવસે સતીશ મારી પાસે આવ્યો.

મારાં ટેબલ પર 'નંદરાણી' જોઇ તેણે ઉઠાવી. મેં ઉતાવળમાં કહ્યું. "હાં! હાં! હાથમાં પકડતા નહી એ તો બંગાલી પુસ્તક છે."

સતીશે કહ્યું—"તમે આ પુસ્તકની પાછળ એક અઠવાડીયાં થયાં મંડી રહ્યા છો. તેથી તો અમારી મુલાકાત પણ લેતા નથી. જ્યારે હું આવું છું ત્યારે આપને એ પુસ્તક-માંથી કંઇ ને કંઇ લખતાં જોઉં છું એથી એનું હરણ કરવા આવ્યો છું."

મેં કહ્યું—"હું એ પુસ્તકની સમાલોચના કરી રહ્યો છું. હવે તમે એને લઇ જઇ શ-કશો. કારણકે સમાલોચનાનું કાર્ય ખલાસ થયું છે."

સતીશ—"સમાલોચના સમાપ્ત થઈ ચુકી?" "હાં હમણાંજ પોષ્ટમાં રવાના કીધી છે."

સતીશને બંગલા સાહિત્યની ખબર લેતો જોઇ હું ગુંચવાયો. વાત શું છે? સતીશ મારા તરફ જોઇને હાસ્ય કરવા લાગ્યો.

મેં કહ્યું—"શું છે, મને તો કહો!"

સતીશ—"હું મારા જીવનનું એક ગુપ્ત રહસ્ય આપને કહેવા ચાહું છું. ફક્ત 'નંદ-રાણી'ની સમાલોચના આપના પત્રમાં નિકળવાની પ્રતિક્ષા કરી રહ્યો છું"

હું અત્યંત વિસ્મય બની ગયો, અને કહ્યું—"નંદરાણીની સમાલોચના! નંદરાણીની સમાલોચના સાથે તારા જીવનનું ગુપ્ત રહસ્ય શું રહ્યું?"

સતીશ—"વિશેષ રહ્યું છે. હું જ ગૌરીકાંતરાય છું."

મને અમાસનો ચાંદ જણાયો, અચરજ ભર્યા સ્વરમાં કહ્યું—"તું! તમે?"

સતીશ—"સતી એટલે ગૌરી અને ઇશ એટલે કાંત."

મેં કહ્યું—"ખરેખર તેમજ ગૌરીકાંત છો ?" કહેતાંની સાથેજ નોકરને હાજર થવાની ઘંટી આપી. હાજર થતાંજ તારનું ફાર્મ લાવવા કહ્યું.

સતીશ—"જ્યારે હું વિલાયતમાં હતો, ત્યારે બ્રિટિસ પુસ્તકાલયમાં બેસી બંગલા—સાહિત્યની બુકો વિશેષ મનોયોગપૂર્વક વાંચી હતી, અને લેખ લખવાનો અભ્યાસ ચાલુ કર્યો. હું મારું ઉપાન્યાસ 'નંદરાણી'ની સમાલોચના 'વંગઅલ'માં પ્રકાશીત થવાની અપેક્ષા કરી રહ્યો હતો. તેનું કારણ એ કે જો તમને પ્રથમથીજ ખબર મળી હોત તો તમે ખોટી પ્રસંસાથી પુસ્તકને ગૌરવનાં શિખરે ચડાવી દેત.

નોકર તારનું ફાર્મ લાવ્યો, મેં મેનેજરને ખબર આપી, 'નંદરાણીની સમાલોચનાનો ઓડર ગ્રુફ પોસ્ટમાં રવાના કીધો છે, તેને છાપશો નહી. તેની જગ્યા ઉપર કોઈ બીજો લેખ છાપી દેજો."

થોડાક દિવસ પછી પોતાની સ્ત્રી નિર્મળાને લઇને સતીશ મારી સાથે કલકત્તે પાછો ફર્યો.

---

# "પારિતોષિક."

શ્રીયુત "મદનચન્દ્ર."

"ત્યારે તો આપ મારી ઉચ્ચતર કેળવણી માટે જોગવાઈ કરશોજ."

"હરિફાઇમાં પહેલે નંબરે ઉતરી, ઇનામ પ્રાપ્ત કરીશ તો જરૂર કરીશ"

"ત્યાં લગણ નહિં ?"

"ના, ઉજ્વલાના પિતાએ ત્હેની સ્હામુ ગંભીર મુખે નિહાળતાં સ્પષ્ટ કહ્યું: "નહિ, ઉજ્વલા, મ્હારાથી તેમ નહિં બને, ત્હેં લીધેલી સખ્ત મહેનત મને સુજ્ઞાત છે. પણ હું મ્હારી પુત્રીને અર્ધદગ્ધ, કે અર્ધવટ રંગાયેલી જોવા માંગતો નથી. તું પદક મેળવીશ તોજ તારી પ્રતિભાશક્તિને નિપુણતાની મને નિઃસંશય ખાતરી થશે. નામના યુક્ત ફતેહમંદીજ મેળવવા યોગ્ય છે, પરિક્ષામાં કેવળ ઉત્તીર્ણ થવામાં મહત્તા રહેલ નથી. ત્હારે તો સર્વોતમ પારંગત સંગીતકલાભિજ્ઞ થવું વા ઘેર આવી નાના ભાઇઓને સંભાળવા, તું ઇનામ મેળવી ત્હારી કુશળતા ને બુદ્ધિબળ પૂરવાર કર, તો હું ત્હને મ્હારાથી બનતી મદદ કરવામાં જરાએ પાછી પાની નહિં કરૂં, નહિંતર મારો નિશ્ચય તો ત્હને ખબર જ છે. કેમ તું બરાબર સમજીને ?"

"જી હા, હું સમજું છું." ઉજવલાએ પિતા ભણી નિહાળતાં ઉત્તર વાળ્યો; અને ઓષ્ટ મલકાવવાનાં પ્રયત્નમાં સફળ થઇ. ત્હેનો ચ્હેરો અંદરની આત્મશ્રદ્ધાની સાક્ષી પૂરતો હતો.

"સારી કન્યાને છાજે તેવા તારા ઉત્તરથી હું બહુ પ્રસન્ન થયો છું." મિથનલાલ બાળાને કહેતા હતા કે ઘરમાં ઘડિયાળનો ટકટકારો સંભળાયો.

"પિતાશ્રી અગિયાર વાગે છે."

"હા, ઉતાવળ નહિં કરૂં તો મોડું થશે." કહી મિથનલાલ ખુંટી ઉપરથી કોટ-પાઘડી લેવા ગયો.

"મ્હારે પણ નીકળી પડવું જોઇએ," એમ કહી સંગીત સાહિત્યની નાની પેટી પરિચારિકા પાસે ઉપડાવી ઉજ્વલા ગાડીમાં બેસી પિતા જોડે ગઇ. રસ્તામાં કૉલેજના દ્વાર પાસે મિથનલાલ ઉતરી પડ્યા ને ઉજ્વલાની પીઠ થાબડી આશીર્વાદ આપી ચાલ્યા ગયા.

મિથનલાલ કૉલેજના માળ પર ચડ્યો ને ઉજ્વલા ચાકરડી સાથે મેદાનમાંથી ગઇ દશેક મિનિટના રસ્તે આવેલા સ્ટેશને ગઇ. તે ઉમ્મરે ૧૪ વર્ષની હશે; ત્હે મૃદુ પ્રકૃતિની હતી; ત્હેનાં હલન ચલનમાં સ્ફૂર્તિ પ્રતિત થતી હતી; ત્હેનો સ્વભાવ બહુ કોમળ હતો ને મુખાકૃતિ ઉપર અંદરના સુસંસ્કારોનો પ્રતિબિંબ હતો.

કલકત્તાની ટીકેટ લઇને જણીએ ગાડીમાં બેઠી. ઉજ્વલાના મનમાં ધોળાનો વિચાર એકજ હતો, 'ઇનામ નહિ મેળવું તો મારે શાળા મૂકી ઘર સંભાળવું પડશે!' ગાડીના ચકરોમાંથી પણ એજ વાક્ય–એજ ગીત નીકળતો હોય એમ ત્હેને લાગતું. મૃદુ પ્રકૃતિની ઉજ્વલા સ્હેજમાં લાગણી વશ થતી. ત્રણ વર્ષથી ત્હે ગાન્ધર્વશાળામાં સંગીત શીખે છે, ત્હેને શિખવામાં એટલો રસ પડતો કે ગાન્ધર્વશાળામાં દાખલ થયા પછીજ ત્હેનું ખરી રીતે જીવન શરૂ થયું છે એમ ત્હેને લાગતું. સંગીત ત્હેની રગેરગમાં હતું, સંગીત ત્હેના માનસિક જીવનનો એક અંગભૂત ભાગ હતો. ત્હે એક ઉત્તમ વાજીંત્ર વગાડનારી થવાની વકી આપતી હતી. નાદ લુબ્ધ–ઉજ્વલા પોતાનો સઘળો સમય ત્હેમાં પ્રવીણ્ય મેળવવામાં જ ગાળતી હોવાથી ત્હેનું પારિભાષિક જ્ઞાન સંગીત તથા હસ્ત લાઘવતા–હસ્ત ચપળતા–ઉત્તમ પ્રતિના હતાં. કલકત્તા જેવા મોટા નગરમાં શિખવા ન મોકલવા માટે ત્હેના પિતાનો દુરાગ્રહ હતો છતાં ત્હેણીએ પિતાને સમજાવી ત્યાં જઇ શિખવાની આજ્ઞા મેળવી હતી. પણ હવે, જો તે પારિતોષિક નહિ મેળવે તો ત્હેનો અધો શ્રમ નિરર્થક થવાનો, ત્હેના અભ્યાસના દિવસોનો અન્ત આવવાનો ને બધી સ્હાધ્યાયીઓ સાથેની મૈત્રી પણ જવાની. સંગીત સેવિની ઉજ્વલા, જેનું પ્રાણ તત્વ સંગીતમાં રહ્યું હતું જે સંગીત શિખવા સતૃષ્ણ હતી. જેનો સ્વભાવ એટલો બધો ઉત્સાહમય હતો તે કેમ કરી ગામડાને શુષ્ક જીવન સુખે ગાળી શકત. ત્હે તો ત્હેના માટે આ મરણાન્ત એક કારાવાસ થાત.

પરિક્ષાના પરિણામ ઉપર એક બીજી બાબત પણ અવલંબી રહી છે. સંગીત કેળવણી અધવચ અટકવા ઉપરાંત જે આ બીજી બાબત હતી તેથી ત્હેના મનને વિશેષ પરિતાપ થયા કરતો. એક સદ્ગુણી રમેશ નામના યુવક અને ઉજ્વલા વચ્ચે પરસ્પર વિશુદ્ધ પ્રેમ ઉત્પન્ન થયો હતો, પરિક્ષાનો પરિણામ અશિષ્ટ આવે તો તેમને વિખુટા થવું પડશે એ વિચાર માત્ર ત્હેના બધાં ગાત્રો શિથિલ કરી ત્હેને શોક નિમગ્ન કરી દેતો.

સતત્ ચાલતા ગાડીના ચક્રોમાથી ફરીથી એજ ગીતના ભણકારા સંભળાયા "જો હું ઇનામ નહિ મેળવું તે મારે શાળા મૂકી ઘર સંભાળવું પડશે, હું મ્હારા જીવન સર્વને તથા પ્રિયતમને બંનેને ગુમાવીશ."

ઉજ્વલા કઠણ અભ્યાસથી શ્રમિત તથા બ્હાલ થએલી હતી. ત્હેની અકળામણનો તથા નિરાશાનો પાર ન્હોતો. આ ગભ્રાએ ત્હેના દુઃખમાં ઓર ઉમેરો કર્યો હતો જ્યારે કલકત્તાના સ્ટેશને ત્હે ઉતરી ત્યારે ત્હેનું શરીર બહુ લેવાઇ ગયું હતું. ઉજ્વલા તથા તેની

મેં કહ્યું—"ખરેખર તેમજ ગૌરીકાંત છો ?" કહેતાંની સાથેજ નોકરને હાજર થવાની ઘંટી આપી. હાજર થતાંજ તારનું ફાર્મ લાવવા કહ્યું:

સતીશ—"જ્યારે હું વિલાયતમાં હતો, ત્યારે બ્રિટિસ પુસ્તકાલયમાં બેસી બંગલા—સાહિત્યની બુકો વિશેષ મનોયોગપૂર્વક વાંચી હતી, અને લેખ લખવાનો અભ્યાસ ચાલુ કર્યો. હું મારૂં ઉપાન્યાસ 'નંદરાણી'ની સમાલોચના 'બંગપ્રભા'માં પ્રકાશીત થવાની અપેક્ષા કરી રહ્યો હતો. તેનું કારણ એ કે જો તમને પ્રથમથીજ ખબર મળી હોત તો તમે ખોટી પ્રસંસાથી પુસ્તકને ગૌરવનાં શિખરે ચડાવી દેત.

નોકર તારનું ફાર્મ લાવ્યો, મેં મેનેજરને ખબર આપી, 'નંદરાણીની સમાલોચનાનો ઓડર પ્રૂફ પોસ્ટમાં રવાના કીધો છે, તેને છાપશો નહી. તેની જગ્યા ઉપર કોઈ બીજો લેખ છાપી દેજો."

થોડાક દિવસ પછી પોતાની સ્ત્રી નિર્મળાને લઇને સતીશ મારી સાથે કલકત્તે પાછો ફર્યો.

---

# "પારિતોષિક."

### શ્રીયુત્ "મદનચન્દ્ર."

"ત્યારે તો આપ મારી ઉચ્ચતર કેળવણી માટે જોગવાઈ કરશોજ."

"હરિફાઇમાં પહેલે નંબરે ઉતરી, ઇનામ પ્રાપ્ત કરીશ તો જરૂર કરીશ"

"ત્યાં લગણ નહિં ?"

"ના, ઉજ્વલાના પિતાએ ત્હેની સ્હામુ ગંભીર મુખે નિહાળતાં સ્પષ્ટ કહ્યું: "નહિ, ઉજ્વલા, મ્હારાથી તેમ નહિં બને; ત્હેં લીધેલી સખ્ત મહેનત મને સુજ્ઞાત છે. પણ હું મ્હારી પુત્રીને અર્ધદગ્ધ, કે અર્ધવટ રંગાયેલી જોવા માંગતો નથી. તું પદક મેળવીશ તોજ તારી પ્રતિભાશક્તિને નિપુણતાની મને નિઃસંશય ખાતરી થશે. નામના ફક્ત ફતેહમંદીજ મેળવવા યોગ્ય છે, પરિક્ષામાં કેવળ ઉત્તીર્ણ થવામાં મહત્તા રહેલ નથી. ત્હારે તો સર્વોત્તમ પારંગત સંગીતકલાભિજ્ઞ થવું તા ઘેર આવી નાના ભાઇઓને સંભાળવા, તું ઇનામ મેળવી ત્હારી કુશળતા ને બુદ્ધિબળ પૂરવાર કર, તો હું ત્હને મ્હારાથી બનતી મદદ કરવામાં જરાએ પાછી પાની નહિં કરૂં, નહિંતર મારો નિશ્ચય તો ત્હને ખબર જ છે. કેમ તું બરાબર સમજી ?"

"જી હા, હું સમજી છું." ઉજ્વલાએ પિતા ભણી નિહાળતાં ઉત્તર વાળ્યો; અને ઓષ્ટ મલકાવવાનાં પ્રયત્નમાં સફળ થઇ. ત્હેનો ચ્હેરો અંદરની આત્મશ્રદ્ધાની સાક્ષી પૂરતો હતો.

"સારી કન્યાને છાજે તેવા તારા ઉત્તરથી હું બહુ પ્રસન્ન થયો છું."મિથનલાલ બાળાને કહેતા હતા કે ઘરમાં ઘડિયાળનો ટકટકારો સંભળાયો.

"પિતાશ્રી અગિયાર વાગે છે."

"હા, ઉતાવળ નહિં કરૂં તો મોડું થશે." કહી મિથનલાલ ખૂંટી ઉપરથી કોટ પાઘડી લેવા ગયો.

પરિક્ષા માટે રહી હતી. જે ગીત બનાવી લાવના, ત્હેમને દીધું હતું તે ઉપર જ બધું હવે ટકી રહ્યું છે.

દરેક બાળા–કોઈ એક તરફ તો કોઇ બીજી તરફ એમ વીખરાઇ ગઈ. નિપુણિકા–કોઇ અગમ્ય કારણના લીધે–ઘણી અળખામણી થઇ પડી હતી.

"અરી, ઉજ્વલા!" કૃતિમ અવાજે ત્હે કહેવા લાગી, "ત્હમે આટલા શાંત દેખાઓ છો અને મ્હને તો જાણે મરણ આવ્યું હોય તેમ થાય છે."

"ખરેખર, ત્યારે હું જેમ અંદર છું તેમ બ્હાર દેખાતી નથી." ઉજ્વલાએ જવાબ દીધો. "આપને શામાટે આટલું ગભરાવવું જોઈએ ત્હે હું કળી શકતી નથી. ગયા શ્રવણમાં ત્હમે અનયાશે ઈનામ મેળવી શકયાં હતાં તેનો વિચાર કેમ નથી કરતાં?"

તો! અરે તે તો—"વીરા પ્હેલા અવાજ બંધ કર." અભરાઇ પરથી હથોડી પડી ગઈ હતી. "હું મારા પોતાના અવાજને પણ સાભળી શકતી નથી."

"અમે તો સાંભળી શકીએ છીએ"

એક બીજો અવાજ થયો બધી બાળાઓ ખડખડ હસી પડી. નિપુણિક તો ક્રોધે ભરાણી.

"ઉજ્વલા ચાલો આપણે બીજા ખડમાં જઇએ. આ બાળાઓ માટે આદબ , રાખવી જોઇએ. આપણે આરામથી ત્યાં વાતચીત કરશું"

"અરે, પણ—"

"આવ હો ઉજ્વલા, મ્હારે ત્હને એક જરૂરની વાત કહેવી છે."

"વાત?" ઉજ્વલા ત્હેની તરફ અનિમેષ દૃષ્ટિથી જોઇ રહી હતી. 'શી વાત?'

"રમેશની" નિપુણિકા ધીમે ને ગંભીર અવાજે બોલી "હું સ્વારે ત્હેને ઘેર ગઇ હતી ને ત્હેની પ્રકૃતિ હાલમાં વધારે બગડેલી છે!"

"વધારે બગડેલી છે!"

"હા. હું ત્હને બધું સમજાવું. પણ આ ધાંધાટમાંથી બ્હાર ચાલ"

નિપુણિકા જવા ઉભી થઇ, ઉજ્વલા પણ ઉભી થઈ. ત્હેનું હૈયું ધડકવા લાગ્યું ફૂટ-બૉલ રમતાં રમેશનો પગ મચકોડાયો હતો અંદરનું હાડકું સ્થાન ભ્રષ્ટ થયું હતું ને તેને ફરીથી ગોઠવવા કુશળ શાસ્ત્ર વૈદની જરૂર પડી હતી. નિપુણિકાની સંગીતની પેટીની બાજુમાંજ પોતાની પેટી મુકી ઉજ્વલા ઉદ્વિગ્ન ચિત્તે તેની પાછળ પાછળ એક અંદરના ખંડમાં ગઈ. ક્ષણભર બન્ને નિઃશબ્દ ઉભી રહી.

"હું પરોઢીએ તેને ઘેર ગઈ હતી." નિપુણિકાએ બોલવું શરૂ કર્યું "રમેશને જોઇ શકી નહિ પણ ઘરની ચાકરડી બ્હાર આવી એક મિનિટ મ્હારી સાથે વાત કરી પાછી ઝટ રમેશ પાસે ગઇ કારણ રાત્રિના ઉજાગરાને લીધે તથા વેદનાથી તે બહુ વિહ્વળ થયો હતો, ને "કેમ પ્રિય ઉજ્વલા" નિપુણિકા આગળની વાતનો સંબંધ મૂકી એકાએક બોલી ઉઠી. "ત્હારા ચહેરાનો રંગ કાગળ જેવો ધોળો કેમ થઈ ગયો છે."

"નો, ના, પણ શું રમેશની સ્થિતિ ખરેખર જોખમ ભરી છે."

"મ્હને એમ લાગે છે," નિપુણિકાએ ગંભીર મુખે કહ્યું. "ડાકતર કહે છે કે કેસ blood poisoningનો છે."

હોય એમ ત્હેને લાગે છે. પરિક્ષાપત્ર રજુ કરવા બરાબર બે વાગે બોલાવશે. પરિક્ષક ૧૬ સૌથી કડક ને તીક્ષ્ણ સ્વભાવનો હતો. જો ત્હે મિનિટ પણ મોડી પ્હોંચે તો સર્વસ્વ ... આવી બેસશે. ગાડી ઘસડતી ઘસડતી ચાલી. નિર્દય મિનિટો તો વહેતી જાય છે. ઉજ્વલાનું કશું ચાલી શકે તેમ નહોતું ફરી નિપુણિકાના શબ્દો ત્હેને યાદ આવ્યા "રમેશની સ્થિતિ ખરેખર ગંભીર છે ડાક્ટર કહે છે કે કેસ blood posioning નું છે. ચાકરડીએ મને પણ હકીકત જણાવી નહિ."

મારી સાથે છેતરપીંડી કરવાનો આરોપ નિપુણિકા ઉપર મુકું તો કોણ માનશે. લક્ષ સુદ્ધાં નહિ દે; મ્હારો કોણ શાક્ષી છે.

અને હજી ગાડી ઘસડતી ઘસડતી આગળ જાય છે. જરીએ જરીએ ... દયાહીન ક્ષણો પાણીના વહેણની પેઠે વહેતી જાય છે.

ઉજ્વલાની સહચરીઓ હવે ઘડીઆળ વારંવાર તપાસે છે. 'બાકી ૧૫-૧૦-૫ તે વખત ભરાઇ આવ્યો. નિપુણિકા પણ પાઠ લઈ પાછી આવી હતી.

"ઉજ્વલા ક્યાં છે, નિપુણિકા ?"

"હું શું જાણું." નિપુણિકા નિશ્ચિંત તથા ઉદાસીન જણાતી હતી. "ત્હમને તેની શી પંચાત પડી છે."

"શી પંચાત." ઉજ્વલાની એક ખાસ સખી મનોરમા બોલી. "ત્હે હજુ સુધી આવી નથી."

"ત્હેમાં હું શું કરૂં." નિપુણિકા ટેબલ ઉપર બેસી ગઇ. "હું કાંઈ ત્હેની રખેવાળ નથી."

"પણ તે શામાટે ગઈ હતી?" વીરાએ આગળ આવી પુછ્યું.

"જા, જા, શામાટે ગઇ હતી. "કેમ કેવળ પ્રિસ્ક્રિપ્શનની દવા લેવા." નિપુણિકાનો નિષ્કાળજીનો ડોળ અતિશય હતો.

"પણ હવે માત્ર ત્રણ મિનિટ બાકી રહી છે ને ત્હે અહિંયા નથી."

"પણ હું શું કરૂં." નિપુણિકા બોલી. "મ્હારે પરિક્ષાની વ્યથા ઓછી નથી કે ... મને વધારે સતાવો છો."

"સ્વાર્થી પશુ." કહી વીરા ત્યાંથી ચાલી ગઇ. મનોરમા રસ્તામાં વારંવાર ડોકીયાં કરતી આમતેમ દોડતી, ને બધી છોકરીઓને ખબર આપતી.

દ્વારપાલ કહે છે કે તે ગાડીમાં ગઈ અને બહાર દિવસ કેવો ખરાબ છે. કદાચ તે રસ્તો ભૂલી ગઇ હશે પણ જ્યારે ત્હે આવે ત્યારે પરિક્ષક ત્હેનો નિબંધ તો લેશેને."

"નિબંધ લેશે" વીરા બોલી. "ત્હને શું પરિક્ષકના સ્વભાવની ખબર નથી એક ક્ષણ પણ મોડી થઇ તો તે પત્ર તરફ નજર પણ નહિ કરે "બે વાગ્યા" કોઈ બોલી ઉઠી "એક સેકન્ડ બાકી" "હા બે વાગ્યા" નિપુણિકા બોલી "મને ખાત્રી છે કે ઉજ્વલા વેળાસર હાજર નહિ થાય" એમ કહેતાની સાથેજ નાની પેટીમાંથી પરબીડીયું કાઢયું તેમાં પરિક્ષકને આપવાનો નિબંધ હતો. ઘડીયાળમાં બેનો ટકોરો થયો કે ખંડમાં બિલકુલ નિઃશબ્દતા થઈ. એક લાંબો પાતળો કઠોર મુખાકૃતિનો ચશ્મા પહેરી એક માણસ અંદર દાખલ થયો. પરિક્ષકે બુમ પાડી "બંધ કરો ... " ...

નિપુણિકા આવી બોલી "મને ઘણી દિલગીરી થાય છે કે આવી રીતે ઇનામ પરિક્ષક ૨ કરતાં ઇનામ ગુમાવવું હું વધારે પસંદ કરત."

ઉજ્જવલાએ દૃષ્ટિ ઉપર કરી હેનો કંઠ રૂંધાઇ ગયો હતો. પણ હેનાં નેત્રો સુકાં હતાં. નિપુણિકા તરફ જોઈ હેનું અંતઃકરણ ઉજ્જવલાએ વાંચી લીધું. નિપુણિકા પાછળ હઠી જવા માંડી. બધી છોકરીઓ સ્હામે હેની ફજેતી કરવા ઉજ્જવલા અચકાતી હતી.

તરતજ બધી છોકરીઓનું ધ્યાન બીજી તરફ ખેંચાયું. દ્વારપાલ અંદર આવ્યો હેના હાથમાં લીફાફો હતો.

"નિપુણિકા આ તમારે માટે છે." લીફાફો આગળ કરતાં તેણે કહ્યું. "એક બાઇ હમણાં દેવા આવી હતી; માતુશ્રીને ટેબલ ઉપરથી તે જડયો છે એટલું જ હમને કહેવાનું મને કહી ગઇ છે."

"શું!"

નિપુણિકાએ કવર ઝુટી ઝટ ઉઘાડયો.

"મારો પરિક્ષા પત્ર!"

"હારો પરિક્ષા પત્ર!"

ઉજ્જવલાનો હર્ષ બીજી વીસ બાળાઓએ પ્રતિધ્વનીત કર્યું. બધી બાળાઓ નજદીક આવી. નિપુણિકાનો રંગ તો કીમ નોટપેપર જેવો થઇ ગયો હતો ને હે દિંગમૂઢ બની આમ તેમ જોવા લાગી.

"પણ મ્હેં તો મારો પત્ર હમણાં પરિક્ષકને દીધો છે!"

"હા! મ્હે પણ હમને દેતાં દીઠાં."

"હા, મેં પણ."

"હા, મેં પણ."

ઉજ્જવલા ઉભી થઇ હતી. તાબડતોબ અને ધ્રુજતે હાથે તેણીએ પોતાની સંગીત પેટી ઉઘાડી અંદર દૃષ્ટિ કરીને નિપુણિકા પાસે જઇ બોલી, "હે પત્ર કયાંથી દીધુ હોય. કારણ આપણી બન્નેની પેટીઓ સાથે સાથે પડી હતી. ને હારી પેટી હું ભૂલમાં લઈ ગઇ"

નિપુણિકાના ડોળા ભયંકર દેખાતા હતા. ને તે તદન હેબકઇ ગઇ હતી. પોતાના હાથમાં લટકતી પેટી ઉઘાડી. મનોરમાએ એકદમ પુછયું "શું તે ઉજ્જવલાની?"

"હા હા." નિપુણિકાએ મુશ્કેલીથી જવાબ દીધો. "આ તો ઉજ્જવલાની પેટી છે."

"ત્યારે" વીરાએ ઉમેર્યું. "ઇનામ તને નહિ મળશે?"

"ના. ના." નિપુણિકાનો અવાજ ગળામાં અટકી પડયો

"ઉજ્જવલા તું સમજતી નથી? તું નિપુણિકાની પેટી લઇ ગઇ અને નિપુણિકાએ હારા પત્રવાળો લીફાફો પરિક્ષકને આપ્યો."

"પછી" ઉજ્જવલાની છાતી ધડકતી હતી. નિપુણિકાનું મગજ ચક્કર ખાતું હતું. હેને આખો ઓરડો ગોળ ફરતો લાગતો હતો.

વીરાએ ટુંકામાં પતાવી દીધું

"ઉજ્જવલા નિપુણિકાએ હમારો પત્ર આપ્યો અને ઇનામ હવે હમનેજ મળવાનું."

છોકરીઓના હર્ષની તો હવે વાતજ શી કરવી

"જેવું ઇચ્છયું પારકું તેવું નિજનું હોય"

ઉત્તર હિન્દુસ્થાનના પ્રજા જીવનના લોકમાન્ય નેતા



**શ્રીમતી ઉમા નેહરૂ.**

નામદાર વાઇસરોય અને હિન્દી વઝીરને મળવા ગએલ

હિન્દી સ્ત્રીઓના પ્રતિનિધિ મંડળના માનવંત પ્રમુખ

પૃથ્વીમાં કે આકાશમાં, બન્ને જગાએ તેની કીર્તિ પ્રકાશે છે. અમર આનંદના સર્વ રૂપોમાં તે અમર પુરૂષ હમેશાં પ્રકટ છે.

આપણા હૃદયમંદિરના દ્વાર જ્યારે આપણે બંધ કરીએ છીએ ત્યારેજ તે પ્રકાશનો પણ પ્રકાશ અદૃશ્ય રહે છે

જ્યારે સંધ્યાની સુવર્ણ છાયા પૃથ્વીને પોઢાડે છે અને સર્વત્ર પોતાના શાંત કિરણ પ્રસારતો ચંદ્ર આકાશમાં ચળકે છે અને ઉંઘતા જગત્ ઉપર તારાગણોનો શાંત નાયક ચોકી કરે છે ત્યારે આપણે આ શાસ્ત્રવચન બરાબર અનુભવીએ છીએ કેઃ—

"પણ ચંદ્ર અને તારાઓમાં રહેતા છતાં પણ તે તેથી અલગ રહે છે. તેને ચંદ્ર અને તારા પિછાણતા નથી. તેનું શરીર ચંદ્ર અને તારાઓ છે, પણ તે અંદરથી તેમનો નિયામક છે.

કારણ કે રાત્રીની રમ્ય રમણીયતામાં પણ તેજ પ્રકટ થાય છે અને તેના સિવાય બીજું કોઈ છેજ નહિ."

પણ ત્યારે શું પ્રભાત, ભરતી કે ઘોર રાત્રી પણ તેનાં અમર સ્વરૂપ છે?

હા અને આપણાં માનવ હૃદયમાં પણ તેજ વિદ્યમાન હોય છે.

સૂર્યની કીર્તિ કે ચંદ્ર અથવા તારાગણોના શાંત પ્રકાશમાં તેની સત્યતા, સૌંદર્ય અને સજ્જનતા પ્રકટ થાય છે, પણ તેથીએ વધારે, તે મનુષ્યના હેતાળ ચ્હેરામાં ભલાઈ રૂપે અને શાંત ખુલ્લી આંખોમાં આત્માની પવિત્રતા રૂપે જણાય છે.

પ્રભુપ્રતિ વિશુદ્ધ પ્રેમના આવેશમય ઉભળકાથી ઉછળતા સરળ હૃદયવાળા પ્રભુના સાત્વિક ભક્તો તેના પ્રકટ રૂપે છે. સાત્વિક મનુષ્યના ચ્હેરામાં પ્રભુનું જેટલું સ્પષ્ટ દર્શન થાય છે તેટલું વિશાળ ગિરિવરોમાં, કે ઉછળતા સાગરમા કે ચંદ્ર, તારાઓ કે સૂર્યમાં થતુ નથી.

પવિત્ર મનવાળા મનુષ્યોના વિચાર કેવા પ્રેમાળ છે? સદાચારી મનુષ્યોનો આત્મસંયમ કેટલો ભવ્ય છે? અને ઉદાર મનુષ્યોનો આત્મા કેવો શાંત અને દયાર્દ્ર છે. તેઓજ પ્રભુને રહેવાના મનગમતા મહેલો છે.

સ્વર્ગમાં પૃથ્વીમાં કે સાગરમાં અથવા બીજે કોઈ સ્થળે તે એટલો બધો સ્પષ્ટ જણાતો નથી.

તેની સેવા કરવાને આતુર એવાં સંત અને પવિત્ર મનુષ્યોના ચ્હેરામાં અમર આનંદ રૂપે તે પ્રકટ છે.

ચાલો આપણે તેના પુનીત ચરણે પ્રેમનાં પુષ્પો અર્પીએ અને જીવનની અમૂલી બક્ષીસની સિદ્ધિમાં આનંદ લઈએ.

"કહું ત્યારે ? જો ચતુર્થીને દિવસે ચન્દ્રદર્શન થયું હોય, અને આપણા ઉપર આવનારા સંકટનું નિવારણ કરવું હોય તો કોઈના ઘર ઉપર ચાર પત્થર ફેંક્યા કે થયું કામ !"

"જાઓ ! જાઓ !! વળી બીજાને નુકશાન કરવાથી આપણા ઉપરનું સંકટ દૂર થઈ જતું હશે ? ભવિષ્યમાં શું સંકટ આવશે તે જાણ્યા સિવાય સંકટ ટાળવાનો વ્યર્થ પ્રયત્ન કરવો યોગ્ય નથી. આપણું કમનસીબ તેથીજ હું ગણપતિનાં દર્શન કરવા ગઈને ! પણ જે બનવાનું હતું તે તો થઈ ગયું હવે તો "गतम् न शोचामि" એ સૂત્રને અમલમાં મુકવું જોઈએ."

"ગાંડી છે, તે જગતે સંચાલકની ઇચ્છાનુસાર સર્વ સૃષ્ટિનાં કાર્યો થાય છે તેમાં કદી પણ ભૂલ થનાર નથી. આપણા ઉપર સંકટ આવે એવીજ જો પ્રભુની ઇચ્છા હશે તો તો ચન્દ્ર દૃષ્ટિએ પડો કે ના પડો પણ તે તો આવવાનુંજ. અને તેની મરજી ન હશે તો આપણું તલમાત્ર પણ બુરૂં થનાર નથી."

"એ બધું ખરૂં, પણ મારા મનને ભીતિ રહે છે."

"દોરીને સર્પ માની ભીતિ રાખવાનું કંઈ પણ પ્રયોજન નથી. ભવિષ્યમાં આવનાં સંકટ માટે અત્યારથી શા માટે ચિંતા રાખવી જોઈએ ? ચાલો હશે, પણ ભોજન વીગેરે કંઈ બતાવશો કે નહિ ? મને તો ભૂખ લાગી છે."

તે દિવસની ચર્ચા ત્યાંજ રહી. માલતીના મનને કાંઈક સમાધાન થયુ ખરૂં.

બીજે દિવસે તારનો પટાવાળો એક માધવરાવના નામનો તાર લઈને આવ્યો. માલતી નજીકજ ઉભી હતી. માધવરાવે તેને તાર વાંચી સમજાવ્યો, તારમાં નીચે પ્રમાણેની હકીકત હતી —

"તમારી નીમણુંક ફ્રાન્સની રણભૂમિ પર કરવામાં આવી છે, માટે આઠ દિવસની અંદર તમારે મુંબઈની અંદર હાજર થવું."

માલતી ગભરાઈ બે અશ્રુબિન્દુઓ તેના નેત્રમાં તર્યાં.

"મેં એવું ધાર્યુંજ હતું"

"તેં શું ધાર્યું હતું ?"

"કંઈપણ સંકટ આવશે તે !"

"પછી શું સંકટ આવ્યું ?"

"આ તારમાં છે તે, બીજું શું ?"

"વ્હાલી ! એને તું સંકટ સમજે છે ? એ તો આપણને પ્રભુએ કર્તવ્ય બજાવવાનો પ્રસંગ આપ્યો છે, અને તે ક્ષત્રિઓ યોગ્ય રીતે બજાવી આનંદ માણે છે. કદાચ કર્તવ્યનું પાલન કરતાં મૃત્યુ થયું તો આ ધારણ કરેલો મનુષ્ય દેહ સફળ થશે—અન્તે મોક્ષ મળશે. રણક્ષેત્રમાં મરણ પામવું એ થોડાજ પોતાના ભાગ્યમાં લખાવી લાવે છે. તું વીરપત્ની છે. પતિના યુદ્ધમાં જવા પૂર્વે પતિવ્રતા સ્ત્રી પ્રેમાનંદથી તેને આશીષ આપે છે, અને વીરતાથી યુદ્ધમાં ઘુમવા માટે રજા આપે છે. જે સ્ત્રી પતિના યુદ્ધમાં જવા પૂર્વે અશ્રુ સારે છે, તે

વીર પત્ની નથી

ડૉ૦ માધવરાવ ચન્હાણ ( એલ. એમ. એન્ડ એસ ) એ લશ્કરીમાં હતા. તેનો સ્વભાવ સાહસપ્રિય હોવાથી યૂરોપ ખંડનાં મહા યુદ્ધની રણભૂમિ પર જઇ ત્યાંની પરિસ્થિતિનું પ્રત્યક્ષ અવલોકન કરવાની તેને ઇચ્છા ઉત્પન્ન થઇ. તેણે એક બે વખત પોતાના વરિષ્ટ અમલદાર આગળ પોતાની આ ઇચ્છા પ્રદર્શિત કરી હતી, પરંતુ યુદ્ધની કથા દૂરથી જ સાંભળવી સારી ! એવો તેના વરિષ્ટ અમલદારે ઉત્તર આપ્યો. તેજસ્વી ચન્હાણથી એ સહન થઇ શક્યું નહીં. તેણે તુર્ત જ નામદાર ગવર્નર સાહેબની મુલાકાત લઇ પોતાની મનોઇચ્છા તેમની આગળ પ્રકટ કરી નામ૦ ગવર્નર સાહેબને ડૉ૦ માધવરાવની વીરતાથી આશ્ચર્ય લાગ્યું, અને "તમારી ઇચ્છા જલદી પૂર્ણ થશે." એવું તેને આશ્વાસન આપ્યું.

ડૉ. માધવરાવને ઘણા દિવસ રાહ જોવી પડી નહીં. એક માસ પછી તેને બોલાવવામાં આવ્યા. તાર આવ્યો કે તુર્તજ માધવરાવ રવાના થયા. તેમને પ્રથમ લેફ્ટેનંટની પદવિ મળી તથા ગવર્નર સાહેબની ભલામણથી કામ પણ અગત્યનું સોંપવામાં આવ્યું. માધવરાવને ડૉક્ટરી હુદ્દા કરતાં લશ્કરી હુદ્દો વધારે પસન્દ હતો. ડૉક્ટર પાછળથી કેપ્ટન માધવરાવ—" પી. એન્ડ. ઓ૦ "- કમ્પનીની " એસ. એસ. કૉર્નવોલીશ " સ્ટીમરમાં ફ્રાન્સ તરફ રવાના થયા.

માધવરાવનાં યુદ્ધભૂમિ પર ગયા બાદ માલતીને તેના પત્રો દર અઠવાડિએ નિયમિત ૭ માસ પર્યંત મળ્યા. સાતમા માસના પ્રથમ અઠવાડિયામાંજ આ ક્રમ બદલાયો. એક માસ સુધી પત્ર આવ્યો નહીં. માલતીનો આત્મા ગભરાવા લાગ્યો. વર્તમાનપત્રોમાં 'આજ આમ થયું' અને 'આજ અમુક કેદ પકડાયા' એવી એવી હકીકત દરરોજ આવતી હતી. તે માલતી વાંચતી અને જેમ જેમ-દિવસે દિવસે વધુ વધુ એવી ખબરો વાંચવા લાગી તેમ તે વધુ ગભરાવા લાગી. છેવટે એક પત્ર આવ્યો, જેમાં યુદ્ધની વિષમ સ્થિતિ હોવાનું સૂચન હતું. ત્યારબાદ સઘળા પત્રો બન્ધ થયા માલતીનું હૃદય ઘડીમાં કહેતું કે તેઓ આનંદમાં હશે, અને ઘડીમાં પાછું વિચારતું કે સારૂં નરસું તો નહીં થયું હોય ?—એવી સંશયગ્રસ્ત સ્થિતિમાં તેનો ઘણો વખત જવા લાગ્યો. રાત દિવસ પતિનાજ વિચારો તેના અંતઃકરણમાં ઉભરાવા લાગ્યા. માલતી સુશિક્ષિત હતી, પરંતુ તે એક આર્ય રમણી હતી. તેનું અંતઃકરણ પતિવ્રતાના પુણ્ય પ્રભાવથી ભરપૂર હતું. પતિ માટે પ્રસંગે પ્રાણાર્પણ કરવાનો હિન્દુસ્થાનની રમણીઓનો સદ્ગુણ તેનાં હૃદયમાં હતો પતિ એજ પ્રાણ, પતિ એજ દ્રવ્ય, પતિ એજ દેવત, પતિ સિવાય સ્ત્રીનું જીવન વ્યર્થ, પતિ સુખી તોજ પત્ની સુખી,—એવું હૃદયથી સમજનારી અને તે પ્રમાણે વર્તનારી તે એક સુશિક્ષિત સ્ત્રી હતી. હાલની ગણાતી કોઈ કોઈ સુશિક્ષિત સ્ત્રીઓ પ્રમાણે પતિ પણ શય્યા ઉપર હોય, તોપણ રસ્તાઓ ઉપર ભાષણ કરવા દોડનારી તે સ્ત્રી નહોતી. અને તેથીજ તેનાં અંતઃકરણમાં અશાન્તિ પ્રસરેલી હતી. કોઇએ કહ્યું છે કે:—

" પણીઆરી શીર બેડલું, જાતાં પંથ પજાય:
" બોલે ચાલે હર તાળી લે, પણ સુરતા બેડા માંહે "

તેવી રીતે માલતી આખો દિવસ ગૃહકાર્ય કરતી કંઇ વાંચતી-ગોખતી કામ કરતી-પણ તેનું ચિત્ત મારા પતિ માટે ચિંતામગ્ન રહેતું.

નવી જૂની બાબતો સૃષ્ટિ ઉપર બને છે. હજારો મનુષ્ય આ સંસારને ત્યાગી જાય છે, અને હજારોનું સંસારમાં આગમન પણ થાય છે.

આજે ગણેશ ચતુર્થીનો દિવસ છે પરન્તુ એક વર્ષ પૂર્વેની ચતુર્થી અને આજની ચતુર્થીમાં માલતીને આસમાન જમીનનો ભિન્નભાવ માલુમ પડયો. ગત વર્ષની ચતુર્થીનો દિવસ માલતીનો પૂર્ણાનંદમાં ગયો હતો. કારણકે તે દિવસે તેના પતિ પોતાની પાસે હતા. તે દિવસે માલતી કેટલા ઉત્સાહથી સર્વ કાર્ય કરતી હતી ! અને આજ ! આજ ગૃહદીપક મન્દ હતો. તેને સર્વત્ર અન્ધકારજ ભાસતું હતું તેના હૃદયાકાશમાં ઘોર અંધકાર વ્યાપેલું હતું. દુઃખમાં સુખ માત્ર એટલુંજ કે બાલક કૃષ્ણ તેની સન્મુખ બાલ ચેષ્ટા કરી, તથા બાલ ભાષાથી માલતીનાં અંતઃકરણને રીઝવતો હતો.

ગત કાળની પ્રત્યેક ઘટના માલતીને યાદ આવતાં તેનું હૃદય શોકસાગરમાં ડુબી ગયું હતું. ગણપતિનું પૂજન થયું પણ તેમાં ખામી એકજ હતી અને તે એ કે યજમાનનું કામ આજે ભટજી મહારાજ બાલક કૃષ્ણ પાસે કરાવે છે. ગયે વર્ષે આજ દિવસે ગણેશની પૂજા કરનારી તે મૂર્તિ પુનઃ દષ્ટિએ નહીં પડે ? નહીં; કદી નહીં ! મરણ પામેલું મનુષ્ય કદીપણ જીવતું થાય કે ! એવા વિચારો માલતીનાં હૃદયમાં ઘોળાતા હતા અને આંખમાંથી અશ્રુ બિન્દુઓ ટપકતાં હતાં.

સમય સન્ધ્યાનો હતો. માલતી બાલક કૃષ્ણને પોતની નજીક બેસાડી ખિન્ન ચિત્તે રસ્તા તરફ જોતી બેઠી હતી. રમાબાઈ જરા તેની પાછળ બેઠી હતી એટલામાં બહારથી કોઈ બૂમ મારતું હોય એવો ભાસ તેઓને થયો. સ્વર પૂર્ણ પરિચયનો હતો. બન્ને ક્ષણ માત્રને માટે આશ્ચર્યમાં ગરકાવ થયાં

માલતી બહાર આવી જુએ છે તો એક ભવ્ય પંજાબી ફેંટો બાંધેલો મનુષ્ય ઓટલા ઉપર ઉભેલો તેણે જોયો. તેને વિશાળ દાઢી મુછો હતાં

"કેપ્ટન માધવરાવનું ઘર આજ કે ?" તેણે પૂછયું. પુનઃ તેજ સ્વર ! માલતી ક્ષણ ભર વિચારમાં પડી. પરંતુ એક મનુષ્યના સ્વર સરખો બીજા ઘણાનો હોય છે, એમ વિચારી પોતે મન વાળ્યું.

"હા; આપને શું કામ છે ?"

"કામ-કાજ ઘણું મહત્વનું છે આપજ તેમનાં પત્ની હો એમ જણાય છે."

"હા."

"ત્યારે તો કંઈ હરકત નહીં. હું માધવરાવનો મિત્ર છું તેમણે આ પત્ર આપને આપવા માટે મને આપેલો છે." કોટનાં ખીસામાંથી પત્ર કાઢીને તેણે ઉત્તર આપ્યું.

ઉત્સુક હૃદયે માલતીએ તે પત્ર જોયો. શું માધવરાવ-મારા પ્રિય પતિ, મારા જીવનાધાર, મારી સંસાર નૌકાના સુકાની, મારી આશાના અભિલાષ પૂર્ણ કરનાર હજી જીવે છે ? શું પેપરમાં છપાયલી હકીકત ખોટી? શું અશક્ય વાત આજ શક્ય હશે ! એમ વિચારમાળાના મણકા ફેરવતી તે રમાબાઈ પાસે ગઈ, અને પત્ર સપાટાબંધ વાંચી સંભળાવ્યો. બન્નેના હૃદયમાં આનંદ ઉભરાવા લાગ્યો. પત્ર નીચે પ્રમાણે હતો.

" પરમ પૂજ્ય માતુશ્રી,

" યુદ્ધભૂમિપરથી હું આપના તરફ આવવા નીકળી ચૂક્યો છું.

લી૦ સેવક માધવ."

પત્ર લઈને આવનાર મનુષ્યને આ આનંદના પ્રભાવથી માલતી વીસરી ગઈ. આનંદનો આવેગ સમજતાંજ તેને તેનું સ્મરણ થયું. અને પ્રભુનો આભાર માની તે બહાર આવી.

" આપને ઘણો વખત બહાર ઉભવું પડ્યું તેને માટે ક્ષમા કરશો મારી મનઃસ્થિતિ ચમત્કારિક થઈ હતી " માલતીએ આગન્તુકને કહ્યું.

" એમ થવું એ સ્વાભાવિક છે."

" તેઓનો મુકામ હાલ ક્યાં છે ?"

" અહીંઆં પાસેજ છે."

" પાસે એટલે ક્યાં ?"

" તદ્દન પાસે આજ ઠેકાણે !" એવું કહી તે આવનારે પોતાની કૃત્રિમ દાઢી મૂછો કાઢીને દૂર ફેંકી દીધાં અને શીરપરનો ફેંટો પણ ઉતારી નાખ્યો. માલતી તો દિઙ્મૂઢ બની ગઈ ;તેને પોતાની દષ્ટિ સમક્ષ પતિ ઉભેલા જણાયા. માલતીએ પતિને પ્રણામ કર્યા. અને કુશળ સમાચાર પૂછ્યા; માધવરાવે માતાના ચરણમાં શીર મૂક્યું, અને માતાએ શુભાશીષ આપી

ભોજનવિધિનું કાર્ય અત્યાનંદથી સમાપ્ત થયું. પછી માલતીએ પતિને પૂછ્યું, " પેપરમાં તો ચમત્કારીક વાત હતી !"

" હા, તે વાત કાંઈ અસત્ય નહોતી ! હું ખાઈમાં પડ્યો તે વખતે મને બે ગોળાઓ વાગી હતી એટલામાં મને બે જર્મન સૈનિકો ઉપાડીને પોતાની છાવણીમાં લઈ ગયા. હું કેટલાક દિવસો પછી–મારા ઘા રૂઝાતાં–સાજો થયો પરન્તુ હું એક બન્દીવાન હતો."

" ત્યારે ત્યાંથી તમે છૂટ્યા શી રીતે ?"

" તેજ કહું છું. એક દિવસ અંગ્રેજોએ, અમને જે છાવણીમાં બન્દીવાન તરીકે રાખેલા હતા તે છાવણી ઉપર હલ્લો કર્યો. એકદમ લડવાની ધામધૂમ થઈ. મારાં મનમાં આ તકનો લાભ લઈ એક બહાદૂરી કરવાની કલ્પના થઈ આવી. ત્યાં પાસે એક જર્મનોનું મકાન હતું તેને આગ લગાડી દીધી કારણકે સર્વ સૈનિકો લડાઈમાં રોકાયા હતા. તે મકાન દારૂ ગોળાનું હતું આગ લગાડી અમો સર્વે નાઠા અને કેટલેક દિવસે અમો પાછા અમારી છાવણીમાં આવી પહોંચ્યા અને ત્યાંથી વિશ્રાંતિ સેવનાર્થે મને સ્વદેશ જવાની પરવાનગી મળી."

" પણ આ વેશ પહેરીને કેમ આવવું થયું ?"

" એ તો એક ગમ્મત બીજું કાંઈ નહીં "

" ગમ્મત તો ખરી–પણ અમારા જીવને તો પૂછવું જોઈતું હતું."

" અરે પણ ગત વર્ષની માફક આજ પણ ચન્દ્ર દર્શન થયું કે નહિ ?"

" મે આજે ખાસ કરીને ચન્દ્ર દર્શન કર્યું, ત્યારે ઉલટો આ વર્ષે તો આનંદ થયો

" ત્યારે આ વર્ષે શું કાંઈપણ સંકટ નહીં આવે ?"

" સંકટ શાનું ? આ વર્ષે તો હું એક વીર પુરૂષની પત્ની છું એમ અભિમાનપૂર્વક કહીશ–લોક મને કહેશે "

દમ્પતિએ રમત હાસ્ય કર્યું અને એ હાસ્યમાં જગતની તમામ ચિંતાનો અન્ત આવી ગયો.

# विद्याकळा–वैदक.

## ઘહુંના લોટમાંનાં તત્ત્વો.

લેખક—રા. રા. પૂનમચંદ કેશવલાલ શાહ. (બી. એ.)

૧. પ્રયોગ. થોડો ઘહુંનો લોટ લઇ તેમાં પાણી નાંખી પછી તેને જાડા કપડામાં બાંધવો. ત્યાર બાદ એક પહોળા મોંના વાસણમાં પાણી લેવું આ પાણીમાં લોટવાળા ભીના કપડાને બોળવું, અને પછી આ કપડાને પાણીમાં અંગુઠા તથા આંગળી વતી દબાવ્યા કરવું.

૨. સ્ટાર્ચ (મેંદો) આમ કરીશું તો થોડા વખત પછી વાસણમાંનું પાણી દૂધ જેવું ધોળું થઇ જશે. હવે આ પાણીને એક મોટા પ્યાલામાં ભરવું. થોડો વખત તેને એમને એમ રહેવા દેઇશું તો ધોળો ભૂકો તળીએ બેસશે અને ઉપરનું પાણી ચોખ્ખું થઇ જશે. તેને નીતારી લેઈશું તો આપણને તળીએ બેઠેલો પદાર્થ ચોકખો મળશે તેને સ્ટાર્ચ (મેંદો) કહે છે.

૩. સ્ટાર્ચ (મેંદા)ના વિશેષ ગુણ. ઘહુંના લોટને ઝીણી ચાળણી (અથવા દવાલા) માં ચાળતાં જે તેમાં જે ઘણોજ બારીક આટો નીકળે છે, તેને આપણે સાધારણ રીતે "મેંદો" કહીએ છીએ, આનું કારણ એ છે કે તેમાં સ્ટાર્ચ ઘણે ભાગે હોય છે. સ્ટાર્ચ ઠંડા પાણીમાં ઓગળતો નથી, અને તેથી પાણીમાં "સ્ટાર્ચ" નાખી હલાવીએ એટલે તે દૂધ જેવું ધોળું થઇ જાય છે આ પાણી ગરમ કરીએ અથવા તો તેના ઉપર ઉકળતું પાણી રેડીએ તો તેના રજકણો જુદા પડે છે, એટલે કે તે ફુલે છે. આમ હોવાથી ચોખાને રાંધીએ એટલે તે ચઢી જતી વખતે ફુલે છે મેંદાના રજકણો એટલા ઝીણા હોય છે કે તે નરી આંખે દેખાતા નથી, પરંતુ સૂક્ષ્મદર્શક યંત્ર નીચે તેમને જોઇએ તો તેઓ ગોળાકારનાં દેખાય છે મેંદામાં મુખ્ય તત્ત્વ "કાર્બન" છે તે ચોખા ઉપરાંત બટાટા, સાબુદાણા વગેરે ચીજોમાં ઘણા પ્રમાણમાં હોય છે.

૪ મેંદાનું સાકરમાં રૂપાન્તર. મેંદા (તેનું બીજું નામ "લહી" પણ છે) ની ઉપર ગરમ પાણી નાખી પછી તેમાં થોડોક ભાગનો તેજાબ નાંખીએ તો આ બે ચીજોનો સંયોગ થઇ "સાકર" થાય છે આ કારણથી રોટલી ચાવીએ એટલે મોંમાંથી નીકળતી લાળ જોડે તેમાંના મેંદાનો સંયોગ થવાથી રોટલી ગળી લાગે છે આ "સાકર" લોહીમાં ઓગળી જઇ તેને સારૂં બનાવે છે પછી ફેફસામાં આ લોહીમાંના મેંદાના કાર્બનનો દબાણથી લઇ પેસા પ્રાણવાયુ સાથે સંયોગ થવાથી કાર્બોનીક એસીડ ગ્યાસ (નામની હવા) તૈયાર થાય છે તેમજ આપણા શરીરની ગરમી વધે છે કાર્બોનીક એસીડ ગ્યાસ પાછો મોં અને નાક વાટે બહાર નીકળી જાય છે

મેંદા સંબંધી હકીકત જાણ્યા પછી હવે લોટવાળો કકડો લઈએ. તેમાં જે પદાર્થ

રહ્યો છે તેને હાથમાં લઈશું તો તે ચીકણો ચીકણો લાગશી. તે સરેશ (ગ્યુ) જેવો છે માટે તેને "ગ્લુટન" કહે છે. એકલા મેંદાની રોટલી કે ભાખરી કરીએ, તો તે ભાગી જાય છે. ઘઉંના લોટમાં "ગ્લુટન" હોવાને લીધેજ રોટલી વણી શકાય છે. વળી, બાજરીના લોટને જો બરાબર મસળ્યા વગર તેનો રોટલો કરવા જઈએ તો તે પણ ભાગી જાય છે, કારણ કે તેમાંથી "ગ્લુટન" બહાર નીકળી શકતો નથી. આ કારણથીજ ઘઉંની કણકને ઘણી વખત સુધી કેળવવાની જરૂર છે.

**૫. "ગ્લુટન" (ચીકણો પદાર્થ)**

"ગ્લુટન" ઘણોજ પુષ્ટિકારક છે. કારણ કે તેમાં "નાઈટ્રોજન" તત્ત્વ આવેલું છે. "ગ્લુટન" વાળા પદાર્થો જઠરમાં જઈ જઠરરસ સાથે તેમનો રાસાયણિક સંયોગ થવાથી લોહીમાં ભળે એવા થાય છે અને લોહીમાંથી તેમનું માંસ, ચરબી, સ્નાયુઓ વગેરે બની શરીરમાં થતો ઘસારો પુરો કરે છે. "ગ્લુટન" ને આપણે "રવો" કહીએ છીએ. તે શીરા લાપસી વગેરે ભારે વાનીઓમાં કામ આવે છે ઘઉંના ભુસામાં તેમજ ઉપરના ફોતરાંમાં "ગ્લુટન"નો ભાગ વધારે હોવાથી તે ઘોડાઓને ખવડાવવામાં આવે છે તેવીજ રીતે ગામડાના સખત કામ કરનારા મજુરીઆત લોકોને જાડા લોટની જાડી જાડી ભાખરીઓ વધારે માફક આવે છે.

**૬. "ગ્લુટન"ના વિશેષ ગુણ.**

ખોરાકમાં આ બે પદાર્થો (ગ્લુટન, અને સ્ટાર્ચ) ઉપરાંત પાણી, ક્ષાર અને ચરબીની જરૂર છે. પાણી આપણે ખોરાકની સાથે પીએ છીએ. તેમજ શાક ભાજીમાં ઘણું હોય છે. મીઠું ન લઈએ તો અનાજ ભાવતુંજ નથી, તેમજ રોટલી કરતી વખતે પણ થોડું નાખવાનો રીવાજ છે. ઘી વગર આપણે જમતાજ નથી એટલે ચરબીવાળા પદાર્થો પણ લઈએ છીએ. વળી ચોખામાં મેંદો છે અને દાળમાં "નાઈટ્રોજન" છે આમ હોવાથી ચોખા તથા દાળ આપણે સાથે સાથે ખાઈએ છીએ. એકલ ચોખા ખાઈએ તો પુષ્ટિ મળતી નથી અને એકલી દાળ ખાઈએ શરીરની ગરમી જળવાતી નથી, આ બધું જોતાં આપણું સાધારણ જમણ—દાળ, ભાત, રોટલી, શાક વગેરેની જે પ્રથા આપણા પૂર્વજોએ કરી છે તે વૈજ્ઞાનિક રીતે બરાબર બંધ બેસતી છે.

**૭ બીજાં તત્ત્વો.**

---

## માબાપે તેવાં છોકરાં:—

"બાળકના સદ્ગુણ, સદ્વર્તન, સંપ, ઉદારતા વિગેરે ઈશ્વરી મહાન ગુણો જે કુટુમ્બમાં તેઓ રહે છે તેને અનુસરીને હોય છે કુટુમ્બની વ્યવસ્થા રાખનાર, તેને નિયમમાં રાખનાર તથા તેઓને રસ્તે ચઢાવનાર માતા પિતા હોય છે. આ માતા પિતાને અનુસરીને બાળકો સર્વ કાંઈ શિખે એ સ્વાભાવિક છે માતા પિતા પ્રમાણે પુત્ર પુત્રી ઉત્પન્ન થાય છે, ને તેઓનાં કર્માનુસાર પોતાનાં કર્મ પણ આદરે છે."

નારાયણ હેમચંદ્ર.

---

# બાળકોની દવા.

લેખક—રા. રા વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢીઆર.

( સુન્દરી સુબોધના મે-જૂન ૧૯૧૮ ના અંકથી ચાલુ. )

## ૫. આંખોની દવા.

ગામડાઓમા ઘણુ કરીને ઘણા બાળકોની આંખો આવે છે અને તેનું મુખ્ય કારણ માતાઓની બેદરકારી એજ હોય છે. આંખ જેવી અમૂલ્ય અને નાજુક ઇન્દ્રિયની બાબતમાં બેદરકારી રાખવી એ બહુજ ખરાબ છે આટલું છતાં આપણે જોઇએ છીએ કે ઘણા એ નાના બાળકોની આંખો વારવાર દુખ્યાં કરે છે, માટે આખની સારી સારી દવા જાણી રાખવાની બાળકોની માતાઓને ખાસ જરૂર છે. આંખના દુખવાનુ મુખ્ય કારણ એક જાતનો ચેપ હોય છે આંખો ધોવાની બાબતમાં બેદરકારી રાખવાથી પણ આંખો દુખે છે અને મગજની ગરમીથી તથા લોહીના બગાડથી પણ આંખો દુખે છે એ સીવાય કેટલાંક બાળકોની આંખો જન્મથીજ નબળી હોય છે તથા કેટલાંક બાળકોની આંખોમાં વડાવરૂપ રાનો રોગ ઉતરેલો હોય છે આ બધી બાબતો સમજવા જેવી છે કારણકે એ સમજ વાથી દવાના નિયમો સમજાય છે અને આખ જેવી અમૂલ્ય તથા નાજુક બાબતમાં ગોટાળો થતો અટકે છે

ઉપાયો:—

( ૧ ) બાળકો માટે આખની સૌથી સારામાં સારી દવા એ છે કે તદુરસ્ત ગાયના ચોખ્ખા દુધથી બાળકોની આંખો ધોવી જોઇએ જો ગાયના દુધની મગવડ ના હોય તો ધાવણના બે ત્રણ ટીંપા લઇ બાળકની આખમા નાખવાં કે આંજવાં એથી બાળકોની આંખોને અજબ જેવો ફાયદો થશે જે માતાઓ નાનપણથીજ પોતાનાં બાળકોની આંખમા દુધના ટીંપાં નાખ્યાં કરે છે અગર દુધથી આંખો ધોયા કરે છે તે બાળકોની આંખો કદી પણ દુખતી નથી કોઈ અકસ્માતને લીધે બાળકોની આંખો દુખે એ જુદી વાત છે. બાકી સામાન્ય રીતે જે બાળકોની આંખોમાં બીજી કોઈપણ જાતની દવા ઈશ્વરકૃપાથી આંજવી પડતી નથી એ વાત દરેક માતાઓએ ધ્યાન I રાખવા જેવી છે

( ૨ ) આંખોના કેટલાક દરદોમા બાળકોની આંખમાં તલના તેલવાળી આંગળી ફેર વવાથી પણ ફાયદો થાય છે

( ૩ ) કેટલીક જાતનાં કાજળ આંજવાથી ફાયદો થાય છે

( ૪ ) પાગેર પાણીમાં એક વાલ ફટકડી નાખી તે પાણીએ આંખો ધોવાથી પણ ફાયદો થાય છે

( ૫ ) લીમડાનુ ચોખ્ખુ મધ આંખમાં આંજવાથી આખને ઘણોજ ફાયદો થાય છે લીમડાનું મધ ન મળે તો બીજું સાદુ મધ આંજવાથી પણ ફાયદો થાય છે

( ૬ ) તાંબાના વાસણ ઉપર પાણીનું ટીંપુ મૂકી તેમાં સાકરના ગાંગડા ઘસી તે આંજવાથી ફાયદો થાય છે

(૭) હરડેને પાણીમાં ઘસી તે આંજવાથી પણ ઠંડક થાય છે અને આંખોના ઘણા રોગોમા ફાયદો થાય છે

(૮) દહિંમાં થોડીક ફટકડી નાખી દહિંને નીચોવી નાખી તેનો પાટો કરી આખ ઉપર બાધવાથી આખો દુખતી મટે છે

(૯) હળદરની પોટલી આખે વાર વાર લગાડયા કરવાથી આખ મટે છે.

(૧૦) લીમડાનાં તાજા પાદડા આખને વારંવાર લગાડવાથી અગર તેને લસોટી પોગીસનો પાટો કરી આખો ઉપર બાધવાથી ગજબ ફાયદો કરે છે

(૧૧) રસાંજન (જસતના ફુલ) બજારમાંથી લાવી તેને કપડે ગાળીને આખમા લગાડવાથી આખ દુખતી મટે છે એ રસાંજન દુધ છાસ કે પાણીમાં અથવા કોરૂ લગાડી શકાય છે.

(૧૨) ચીગડનાં ભરણથી પણ ફાયદો થાય છે પણ આ ઉપાય જરા સખત છે માટે ફરજ પડએ કરવો

(૧૩) આંખો પર ઠંડુ પાણી દીવસમાં ત્રણ ચાર વખત છાંટવાથી પણ આંખોને ફાયદો થાય છે

(૧૪) વખતો વખત હલકો જુલાબ આપવાથી પણ આંખોની પીડા ઓછી થાય છે.

(૧૫) હરડાં બેડાં ને આંબળાં સરખે વજને લઈ રાત્રે માટીના વાસણમા પલાળી રાખવા, તે પાણી સવારમાં ગળી લઇને આંખ ઉપર છાટવુ, આ પ્રમાણે દીવસમાં ત્રણ વખત તે પાણી છાંટવુ જેથી આખને ફાયદો થાય છે

---

# તાવનો ઉપદ્રવ.

## અટકાવવાના અને મટાડવાના તાત્કાલિક ઉપાયો.

લેખક—રા. રા. લખમીદાસ રેવજી તેરસી

આપણા આખા દેશમા આ. ચેપી તાવનો રોગ ચાલી રહ્યો હતો તાવની જાત વિશે મ્હોટા મ્હોટા ડાકટરોમાં મત ભેદ છે, પરંતુ તેહેના કારણો માટે સર્વ એકમત થાય છે. તેઓ સર્વે એવા નિર્ણય ઉપર આવ્યા છે કે આ રોગમાં દવા કરતા સાવચેતી ભરી સારવારથી વધારે ફાયદો થાય છે તેમ દરેક દૂરના નાના ગામોમા મોઘી વિલાયતી દવાઓ એકદમ મળવી મુશ્કેલ છે અમે બને તેટલા ગામડાઓમાં દવા મોકલીએ છીએ અને મોકલીશુ પરંતુ તેમ કરતાં વખત ઘણો જાય છે તેથી રોગ અટકાવી શકે અને રોગીને આરામ આપી શકે તેવા નીચે લખેલા સાદા અને અનુભવ સિદ્ધ ઉપાયો યોજવા અમે મર્મ ખ્ધુઓને વિનંતિ કરીએ છીએ આપણી દેશી દવાઓ કોઇ રીતે ઓછી અસરકારક નથી-હિંદ દેશે હજારો વર્ષો સુધી તેમનો પ્રયોગ કર્યો છે અને તે સફળ થયો છે આપણુ દુર્ભાગ્ય છે કે આપણે સ્વાશ્રયી મટી પરદેશી મોંઘી દવાઓ ઉપર આધાર ગખીએ છીએ

બંધુઓ ! બીજી મોંઘી મદદ મળે તે પ્હેલાં નીચેની સુચનાઓ પ્રમાણે રોગ અટકાવવાના અને મટાડવાના ઉપાયો કરશો તો ત્હમારાં વ્હાલાં સ્વજનોને બચાવી શકશો, આપણા ઇતિહાસ-પુરાણોમાં શ્રદ્ધા હશે તો સ્હમજાશે કે પ્રભુ અનાથોની ઝુંપડીમાં પ્હેલા પધારે છે.

### રોગ અટકાવવાની સામાન્ય સુચનાઓ

(૧) હવામાં બગાડ થવાથી આ રોગ ફેલાય છે માટે સ્વચ્છ ખુલ્લી હવામાં રહેવું, પરંતુ શરદી ન લાગે તેની સાવચેતી રાખવી, ઉઘાડે શરીરે કે ભીને અથવા પરસીનાવાળે શરીરે પવનના ઝપાટામાં જરા પણ ન આવવું.

(૨) પાણી સ્વચ્છ અને બને તો ઉકાળીને વાપરવું.

(૩) ખોરાકમાં મિતાહારી રહેવું. સ્વચ્છ હલકો અને પોષણ કરનારોજ ખોરાક લેવો.

(૪) કડુ, કરીઆતુ અને મરી ઉકાળીને પીવાં.

(૫) મોઢું હંમેશાં, મીઠાના પાણીના કોગળા દીવસમાં બે વખત કરી, સાફ રાખવું.

### તરત કરવાના ઉપાયો

(૧) કોઇને જરા બેચેની લાગતાં તરત તેને આરામ આપવો. પ્રથમ ત્હેને નીચેની વસ્તુઓ જોઇતા પ્રમાણમાં લઈ હલકો જુલાબ આપવોઃ પ્રમાણ કોઈ પણ અનુભવી વૈદ્ય જન દેખાડશે.

સોનામુખી.
હરડે.
કાળીદરાખ

તે ઉપરાંત રોગીને ન્યાસ આપવો. સંભાળ લેવી કે તેને કોઇ રીતે પવનનો અપાટો નહિ લાગે. ગરમ કપડાં ઓઢીને રોગીએ સુઈ રહેવું. જરૂર લાગે તો અળશીનો કે સારો શેક કરવો. ન્યાસ અને શેકથી ઘણો ફાયદો થાય છે.

૨. રોગ અટકાવવા માટે ઉપાયો લીધા છતાં, જુલાબ, ન્યાસ અને શેકના ઉપાયો લીધા છતાં હાલત સુધરે નહિ તો નીચેનો ઉકાળો કરી પીવો—તેથી ઘણો લાભ થાય છે. પ્રમાણ કોઇ પણ અનુભવી ડોશી ઝટ દેખાડી શકશે;

| | |
|---|---|
| તુલસીનાં પાન. | તજ. |
| ફુદીનો. | લીલી ચાહ. |
| આદુ. | જેઠી મધ. |
| મરી કાળાં. | લવીંગ. |

અથવા પાંચ તોલા કરીને મેથી, પાંચ તોલા ભોંયની જેઠી વાટી ૧॥ શેર પાણીમાં ઉકાળી ॥। શેર પાણી રહે ત્યારે પાંચ તોલા સાકર નાંખી દરદીને એક એક તોલો ત્રણ ત્રણ કલાકે પાવું.

આવા તાવ પછી જે ઉપરસ થાય છે તે ઉપર લવંગાદી ગોળીઓ બહુ જ અકસીર છે.

# પાકશાસ્ત્ર.

## ૧.

## ચણાની દાળનો શીરો.

( મળેલુ ).

ચણાની દાળ શેર ૧ પાણીમાં ધોઈ નાખી રાત્રે ત્રણ શેર દુધમાં ભીંજવી રાખવી. પછી સવારે ૧૦ શેર દુધમાં ખીરની માફક પકાવવી. દાળને ઘુંટી નાંખી એક રસ થાય એમ કરવું એટલે માવો થશે પછી બદામ તથા પીસ્તાંથી દરેક શેર ૦। લઈને તે વાટીને ભેગવી દેવું પછી શેર ૧।। ઘીમાં શેકવું. લાલ થાય ત્યારે સાકર શેર ૩ ઝીણી ખાંડી મેળવવી. અને અગ્નિની એક આંચ આપીને ઉતારી લેવું

જાયફળ ને જાવંત્રી પાવલી ભાર-કુટેલી. કેસર બે આની ભાર.
ગુલાબજળ ૪ તોલા. એલચી પાવલી ભાર.
સાકર રૂ. ૧૦ ભાર

આ બધી ચીજોને ખાંડી ગુલાબજળમાં એકઠી કરી અંદર નાંખી દેવી. અને જરા ગરમ કરી પાણી શોષાઈ જાય ત્યારે ઉતારી લેવું.

---

## ૨.

## બટાટાની મીઠી કચોરી.

લેખક—બ્હેન શ્રી "યોગિની."

' શેર એક બટાટાને પાણીમાં બાફી કહાડવા. જરા ટાઢા પડે એટલે એના છોડાં કહાડી નાંખી એનો ભાગી બારીક ભુકો કરવો. પછી તેમાં લીલું નાળીયેર ખમણીને તથા તલ નાંખી કઢાઈમાં ઘી મુકવું, ઘી ગરમ થાય એટલે પુરણ જે માંહે નાંખી તવેથાવડે હલાવ્યા કરવું જરા ગુલાબી રંગનું થતું આવે એટલે ઉતારી લેવું, પછી જરા તાઢું પડે એટલે તેમાં ઝીણી બુર ખાંડ નાંખવું પછી બધુ એકમેક કરવું.

શેર એક મેંદાને કુણી પડતું મોણ નાખી ( ફરાળમાં ઉપયોગમાં લેવી હોય તો શીંગોડાનો લોટ લેવો ) તેને દુધથી અગર પાણીથી બાંધવો અને ખુબ મસળીને એના લુવા કરવા, લુવા કરી એની નાની પુરી વણવી. પુરી વણી એમાં પુરણનો લુવો મુકવો પછી બીજી પુરી વણી એના ઉપર મુકી મંજેરીયાવડે આજુબાજુની કોરો કાપી નાંખવી, અને પોચા હાથે જરા દાબી ચપટી કરીને કઢાઈમાં ઘી મુકી ઘી ગરમ થાય એટલે એને ધીમી ધીમી તળવી, એવીજ રીતે ખારી કરવી હોય તો એમાં આદુ લીલાં મરચાં, લીંબુ, કોથમીર, કાજુ દ્રાક્ષ. મીઠું વિગેરે નાંખીને થાય છે.

## અડદની દાળની કચોરી.

અર્ધો શેર અડદની છડેલી દાળ વિણી સાફ કરી, ચોખ્ખા ઠંડા પાણીમાં ચાર કલાક પલાળી રાખવી ત્યારપછી એને વાટવી, તદ્દન ઝીણી વાટવી, તે વાટેલી દાળમાં એક લીલું નાળીયેર, ખમણીને તથા કોથમીર, આદુ, લીલાં મરચાં, લીંબુ અને તલ, યોગ્ય પ્રમાણમાં નાંખવું. પછી બધું એકમેક કરવું, બધું મળી જઈ એકમેક થાય એટલે લોટાની કડાઈમાં તેલ મુકી, તેલ ગરમ થાય એટલે-તેમાં હીંગનો વધાર મુકી, બનાવેલું દાળનું પૂરણ વધારવું પછી તેમાં મીઠું, હળદર, નાખી તવેથા વડે હલાવ્યા કરવું. જ્યારે સાવ છુટું પડી જવા આવે અને ગુલાબી રંગનું થાય એટલે નીચે ઉતારવું.

એક શેર મેંદાનો લોટ લઈ તેને મુઠી પડતું મોણ દેવું, પછી તેને દુધ અગર પાણીથી બાંધવો અને ખુબ મસળીને તેના લુવા કરવા, લુવા કરી તેની નાની પુરી વણાવી, પુરી વણી તેમાં પુરણનો લુવો મુકી બીજી પુરી વણી એના ઉપર મુકી આજુબાજુની કોરો ગંજેરીયા વડે કાપી નાંખવી પછી પોચે હાથે એને જરા દાબી ચપટી કરીને કડાઈમાં તેલ મુકી તેલ ગરમ થાય એટલે એને છુટી છુટી તળવી.

## બટાટાનો લાડુ.

શેર એક બટાટાને પાણીમાં બાફી કહાડવા જરા ઠંડા પડે એટલે એને છોલી નાખી એનો બારીક ભુકો કરવો. પછી કડાઈમાં ઘી મુકી ઘી ગરમ થાય એટલે તેમાં બટાટાનો ભુકો નાંખી દેવો પછી તેને તવેથા વડે હલાવ્યા કરવું, જરા ગુલાબી રંગનું થવા આવે એટલે ઉતારી લેવું. પછી જરા ઠંડુ પડે એટલે એમાં ઝીણી બુરૂ ખાંડ શેર એક તથા જોઈએ તે પ્રમાણમાં ઘી તથા પાવલી ભાર ઇલાયચી એક જાયફળ વાટીને નાંખવું. પછી તેને એકમેક કરીને લાડુની નાની ગોળીઓ વાળવી.

એવીજ રીતે ખારો લાડુ પણ થાય છે-તેમાં લીલાં આદુ મરચાં, હળદર, મીઠું તેમ વિગેરે નાખીને તેનો લાડુ વાળવો.

## મોરીયાનો બીરંજ.

સાધનઃ—

| | |
|---|---|
| શેર ૧ મોરીયો. | ॥ શેર બદામ. |
| શેર ૧॥ ખાંડ. | પાવલીભાર ઈલાયચી. |
| શેર ॥ દ્રાક્ષ. | પાવલીભાર કેસર. |

મોરીયાને સારા ચોખ્ખા પાણીથી ધોઇ સાફ કરવો પછી તેને કોરો કરવો ત્યારપછી તપેલીમાં પાશેર ઘી મુકી તજ તથા લવીંગનો વધાર મુકવો વઘાર થાય એટલે તેમાં મોરીયો નાખી દેવો, અને તવેથા વતી હલાવ્યા કરવો. જરા ગુલાબી રંગનો થવા આવે એટલે એમાં જોઈયે તે પ્રમાણમાં પાણી નાંખવું. પાણીમાંજ કેસર વાટીને નાખવું. પછી તેને ઢાંકી આકરા તાપે શીજવા દેવો. શીજાઈ તૈયાર થાય એટલે એમાં નવટાંક ઘી ખાંડ તથા દ્રાક્ષ નાંખી હલાવીને થોડીવાર ઢાંકી રાખવું ખાંડનું પાણી આકરા તાપે બળવા દેવું. ખાંડનું પાણી બળી જાય એટલે એક વખત હલાવી એમાં તૈયાર કરેલાં ઇલાયચી જાયફર નાખી ફરી હલાવીને જમવાના કામમાં લેવો.

## શકરટેટીનું નરમ શાક.

શકરટેટીને છોલી સમારીને એના ઝીણા કડકા કરવા. પછી તપેલીમાં તેલ [illegible] તેલ ગરમ થાય એટલે તેમાં મેથી, રાઈ, સુકાં મરચાં તથા હીંગનો વઘાર [illegible] થાય એટલે તેમાં સમારેલી ટેટી વઘારવી પછી એને થોડીવાર ઢાંકી મુકી [illegible] જાય એટલે એમાં જોઈએ તે પ્રમાણમાં પાણી, તથા ગોળ, આમલી, અને [illegible] નાખી સારૂં ઉકળવા દેવું ઉકળવા આવે એટલે એમાં ચણાના લોટમાં મીઠું, [illegible], મરચાં તથા હીંગ અને જરા સોડા નાખી પાણીથી બાંધી એનું ખીરૂં કરવું પછી કડાઈમાં તેલ મુકી તેલ ગરમ થાય એટલે એમાં ભજીયાંના જેવા ડબકા મુકવા તળાઈ તૈયાર થાય એટલે ટેટીના શાકમાં એને નાખી દેવા પછી સારૂં ઉકળવા દેવું ઉકળી તૈયાર થાય એટલે જમવાના કામમાં લેવું.

---

૩.

## લોટવાળાં મરચાં.

લેખકઃ—સૌ. કમળા એમ. દેસાઈ.

સારાં લીલા મરચાં શેર એક લઈ તેને ફાડયા ન થઈ જાય તેમ ચીરી તેમાં પાશેર ચણાનો લોટ બે રૂપીયાભાર મીઠું ને બે રૂપીયાભાર ધાણાજીરૂ મેળવી તેલનું સાધારણ મોણ દઈ ભરવા પછી પાશેર તેલ પેણીમાં મુકી તેમાં નાખી ધીમા તાપે ઢાંકણું ઢાંકી થવા દેવા. તે તાજાંજ ખાવાથી સારા લાગે છે.

## મરચાનું પંચામૃત.

મરચાં શેર એક મગફળીની શીંગ શેર ૦ ખસખસ અધોળ કોપરૂં નવટાંક આમલીનો રસ નવટાંક ને ગોળ નવટાંક. પ્હેના મરચાંના નાના નાના કટકા કરી ચોકું પાણી નાખી બાફવા બરોબર બફાય એટલે તેમાં શેકી ઊતરાં કાઢીને ખાંડેલી શીંગ ગોળ આમલી ખસખસ તથા છીનેલું કોપરૂં નાખી થોડીવાર ધીમે તાપે ખદખદવા દઈ પછી વાપરવું.

## મરચાંની કાચલી.

લીલાં મરચાં સારાં જાડા જેવાં લઈ તેને ચીરી તેમાં ધાણા પાંચ રૂપીયાભાર મીઠું બે રૂપીયાભાર ને પાણી નીતારી નાખેલું કડવું દહીં પાંચ રૂપીયાભાર એ બધું ભેગું કરીને ભરવું પછી તડકે સારી પેઠેમ સુકાવા દઈ તેનમાં તળીને ખાવાથી ઘણી સરસ લાગે છે.

## મરચાંનું અથાણું.

લીલા મરચાં શેર અઢી મીઠું શેર ૦। સેકેલી મેથીનો લોટ દોઢ નવટાંક હળદર રૂપીયાભાર તેલ નવટાંક ને હીંગ રૂપીયાભાર પ્હેના મીઠું મેથી ને હળદર ભેગાં કરી તેમાં નવટાંક તેલમાં રૂપીયાભાર હીંગ નાખી વઘાર કરવો પછી તે મરચાં ચીરી તેમાં ભરવે. અને સારી ચોખ્ખી કાચની બરણીમાં તે મરચાં ભરવાં પછી બીજે દીવસે તે મરચામાં અધો શેર તેલ નાખવું અને ત્યાર પછી ત્રીજે દીવસે વાપરવા. સારી રીતે સંભાળ રાખવાથી આ અથાણું ઘણા દીવસ રહે છે અને ખાવામાં ઘણું સરસ લાગે છે.

---

૪.

## કોપરાની ઘારી.

લેખક—બ્હેન વસુમતિ બુલાખીદાસ દેસાઇ.

નાળીએર છોલીને સાફ કરવું ઉપર કચરો ન રહે એટલા સારૂ એને ચપ્પુથી સોરી નાંખવું તેના ઉપર મધ્યમાં બરોબર પાણીનો ગોળ આંકો કરીને ભાગવું જેથી તેના બરોબર કડકા થશે. પછી તેને ખમણવું. પછી કડાઇમાં નવટાંક ઘી મૂકીને ખમણને સાતળવું ૦॥ શેર માવો ૦ શેર ચણાનો લોટ ૧॥ શેર બુરૂ ખાંડ અપોળ એલચી ૧ જાયફળ એટલું જોઇએ. ખમણને સાતળ્યા પછી તેમાં ખાંડ નાખવી ને તેને હલાવવું ને શીરા જેવું થાય એટલે ઉતારી લેવું પછી ચણાના લોટને મગજ જેવો શેકવો ને માવાને રહેજ ઘી મૂકી સાતવવો એ બધું સાતળ્યા પછી એકઠું કરવુ ને પછી એલચી જાયફળ ઝીણા વાટીને નાખવા. પછી ઠંડુ પડે એટલે એના નાના પેંડા જેવા લુવા કરવા ને પછી ઝીણા ઘઉંનો લોટ અગર અચ્છેર મેંદો લઇ સારૂ મોણ દઇને ટુંપવો. લોટ પુરી જેવો બાંધવો પછી તેની પુરી વણી માંહી પેલો લુવો મુકવો ને પુરીને વાળી દેવી ને જો ઉપર વધારે લોટ હોય તો કહાડી લઇને એને રહેજ વણવી પછી એને ઘીની કડાઈ મુકીને તળવી. તળતી વખતે સંભાળથી તળવી નીકર તે ફાટી જશે.

### બીરંજ.

શેર એક કમોદના ચોખા નવટાંક ચણાની દાળ ચણાની દાળને રહવારના પોરથી પલાળી મેલવી ને ચોખાને પણ ધોઇને પલાળવા ચોખાને પાણી નીતારી ઘીમાં સાતળવા પછી તેને કેસર દેવું પછી તજ લવીંગ તથા ઘીનો વઘાર મૂકીને ચોખા તથા નીતારેલી દાળને અંદર નાખવા હલાવીને આધરણ તૈયાર થયુ હોય તે અંદર રેડવું ચ્હડી જાય ને સીઝવા મૂકવાની વખત થાય એટલે અંદર એક રૂપીયાભાર મીઠું નવટાંક ખાંડ અચ્છેર ઘી ૨. ભાર પીસ્તા નવટાંક બદામ નવટાંક ચારોલી ને દ્રાક્ષ સાફ કરીને નાખવા. ને પછી તળે તથા ઉપર દેવતા મૂકીને સીઝવા મૂકવો આ રીતે ન ફાવે તો બીજી રીતે. ઉપર પ્રમાણે દાળ ચોખા લઇને સાધારણ તૈયાર થાય એટલે દાળ ચોખા ઓરી દેવા પછી દાળ ચોખા ચ્હડી જાય એટલે ચાયણીમાં કહાડી લેવા ને પાણી નીતરી જાય એટલે માંહી રહેજ ઘી નાખવુ ને પછી કેશર દેવું કેશર દઇને તપેલીમાં ઘી તજ લવીંગ ને દ્રાક્ષ નાખીને વઘાર થાય એટલે થયેલા દાળ ચોખા નાખી દેવા ને ઉપર પ્રમાણે મસાલો તથા ખાંડ નાખવી ને સીઝવા મૂકવું. તદ્દન મોળો કરવો હોય તો ખાંડ ન નાખવી ને મીઠો કરવો હોય તો આજ રીતથી થાય પણ શેરે દોઢશેર ખાંડ જોઇએ પણ મીઠું નહિ નાખવાનું. થોડા ઘીમાં કરવો હોય તોપણ થાય છે

### મઠો.

અશેર ચોકખું દહીં લાવીને લુગડાના કકડામાં બાંધીને સખ્ત બાંધી ઉંચુ ટંગાવવુ તદ્દન પાણી નીતરી જાય ને દહીંનો મરડો થાય એટલે તેમાં પાંશેર ખાંડ નાખીને ઝીણી નાખવું ઝીણી નાખ્યા પછી માંહી વાટેલું જીરૂ મીઠું ને મરી નાખીને બીરંજ જોડે ખાવાથી બહુ સ્વાદિષ્ટ લાગે છે.

## ચણાની દાળની વેડમી.

ચણાની દાળ પલાળવી પછી બે પહોર રહે એટલે એને લુછી નાખીને રૂ. ભાર ઘી મૂકીને વધારવી બદામી રંગ થયા પછી જરા હાથથી ભાંગી જોવી ને જો ભાંગી જાય તો બદામી કહેવાય. બદામી રંગ થયા પછી એને નીચે સાફ કરીને વાટવી જો કોઈ વાટતાં ન ફાવે તો થોડું દુધ લઈને વાટવી વટાઈને લોચો થાય એટલે જો શેર એક દાળ હોય તો ૧॥ સવાશેર ખાંડ નાખવી. ખાંડ તથા વાટેલી દાળનો આવો એકઠો કરીને એક તપેલામાં ચુલા ઉપર ખદખદતા મૂકવું ને તેને હલાવ હલાવ કરવું કે જેથી તે ચોંટી ન જાય પછી ખદખદીને ગોળા જેવું થાય ત્યારે થાળીમાં ત્હાડું પાડીને જોવું ને વણાય એવું થયું હોય તો પુરને ઉતારી લેવું ને પછી થાળીમાં પાથરી દેવું ટાઢું પડે એટલે ॥ શેર, ખોપરાનું ખમણ નાખવું તથા બે રૂપીઆભાર એલચી નાખીને હલાવીને ભેગું કરવું. પછી શેર ઝીણો લોટ લઈ તેમાં સારૂં મોણ દઈને જો દુધની કરવી હોય તો દુધમાં બાંધવો પછી પુરણ રોટલી જેવી રોટલી વણી માંહે પેલા પુરનો આપણા એક હાથમાં માય એટલો રોટલીની એક તરફ લુવો. મૂકવો ને પછી ઉપર પેલી રોટલી ઢાંકી દેવી ને પછી ચારે તરફથી સરખી કરીને ચપ્પુ અગર તવેતાથી કાપી નાખવી ને પછી વણવી આપણી હથેળીથી સ્હેજ મોટી થાય તેવી વણવી પછી તવા ઉપર શેકવી જો તળીને કરવી હોય તો એકવાર ઉલથાવ્યા પછી ચમચો ભરીને ઘી નાખવું ને લાલ થવા દેવી ને જો એમને એમ કરવી હોય તો બે તરફથી લાલ થાય એટલે ઉતારીને ચોપડવી. આ વેડમી દુધની ચોકખામાં થાય છે તથા જો એંઠામાં કરવી હોય તો દાળ પલાળવી નહિ પણ એમને એમ ઉના આધરણમાં ઓરીને બાફવી ને બફાઈ ગયા પછી ઓસાવી નાખવી ઓસાવીને એક થાળીમાં કહાડી લેવી ને પછી જાડો લોટો અગર ઓળો પથરાથી વાટી નાખવી ને પછી ઉપર પ્રમાણે પુર કરવું પણ જો પુર થતાં છુટો પડે તો એક રૂપીઆભાર ચોખાના લોટને ઘીનું મોણ દઈને નાખવો એટલે છુટો નહિ પડે.

૫.

## કેળાંની કેળવણી અથવા ધારી.

લેખકઃ—સૌ. કમળાગૌરી છબિલદાસ સાંકળિયા.

પાલેખડના ઘુંકણી અડધ પાકાં અથવા કાચાં કેળાં નંગ ૬ લેવા ને તેને છાલ સાથે પાણીમાં બાફી નાખવાં ને ત્યાર પછી તેની છાલ કાઢી નાખી તેને વાટી નાખવાં. પછી એક આખા નાળીયેરના કોપરાને ખમણીથી ખમણી તેમાં અચ્છેર ખાંડ નાખી ચાસણી બનાવવી ત્યાર પછી તેની અંદર કેસર, એલચી તથા ખસખસ દરાખ નાખી તૈયાર કરવું. પછી ઉપર લખેલ બાફેલા કેળાના ભુકાને હથેલીમાં લઈ પુરીની માફક થાપવી ત્યાર પછી ઉપર લખેલું ખમણ પુરીની જેટલી ગોળાઈ હોય તેના પ્રમાણમાં પેલો પુરો ભરી વાળી દેવું ત્યાર પછી સગડી ઉપર તાવડી મૂકી તેમાં ઘી અથવા કપાસીઆનું તેલ નાખી તળી કાઢવું એટલે કેળાની કેળવણી ખાવા જેવી તૈયાર થાય છે. તેને કેળાની ધારી કહેવામાં આવે છે.

## કેળાંનો હલવો.

પાંસપડના પાકાં કુંઠણી કેળાં નંગ ૬ લઈ તેને છુંદી નાખવા અને તેની અંદર ખાંડ ાર અડધો નાખી સગડી ઉપર મુકવું અને જ્યારે તે કાણુ થાય ત્યારે તેની અંદર ઘી શેર ાા નાખવું અને પછી એળચી તથા કેસર નાખી થાળીમાં પાથરી દેવું અને તેને અડધો ક ચંડુ પડમા પછી ચપ્પુવતી કાપી હલવા જેવા કટકા પાડવા એટલે કેળાનો હલવો યાર થાય છે.

## બટાકાની ઘારી.

બટાકાને પાણીમાં બાફી છુંદી નાખવા અને પછી આદુ, મરચાં, કોથમી તથા કોપર ાટી તે બધુ તૈયાર કરવું પછી ઉપર લખેલા છુંદેલા બટાકા લઈ હાથેળીમાં તેની પુરી બ ાવી તેની અંદર ઉપર લખેલા આદુ, મરચાં, કોથમી, કોપરૂં છુંદેલા તેને પુરીમાં ભરી ાળા રેવી પછી તેને ઘી, તેલ અથવા કપાસીઆના તેલમાં સગડીપર તાવડી મુકી તળી ાઢવી એટલે બટાકાની ઘારી તૈયાર થાય છે.

## ઘુઘરા.

ચોળાફળીનાં દાણા તથા પાપડીના લીલવા તથા તુવેરની શીંગના દાણા તથા લીલા ણાના ઘુઘરા.

ઉપર લખેલા ચાર જાતના દાણામાંથી કોઈ પણ જાતના દાણાને કાચા વાટી નાખવા છી તે વાટેલા દાણાને તલના તેલમાં જરા હીંગ નાખી વઘારી નાખવું. અને તે છુંદાને ાસ છુટો થવા દેવો પછી તેની અંદર આદુ, મરચાં, કોથમી તથા કોપરૂં. છુંદીને પેલા ઘારેલા છુંદામાં નાખવા ને લોણુ નચવવું ને પછી બધુ હલાવીને કલહઈવાળા વાસણમાં ભરવું પછી મેંદાનો લોટ લેવો તેમાં તેલનું મોણ નાખી તેની કણક બનાવી પુરી વણવી ને તેની અંદર ઉપર લખેલો છુંદો અથવા સાંજે ભરી વાળી ઘુઘરાની માફક વણી સગડી ઉપર તાવડીમાં તેલ મુકી એ ઘુઘરા તળ દેવા એટલે જે જાતના દાણા લીધા હોય તે જાતના ઘુઘરા તૈયાર થાય છે.

## શકરીઆંની વેડમી.

શેર શકરીઆને પાણીમાં બાફી નાખવા પછી છુંદી નાખવા પછી તેમાં શેર ... પા કરવી અને પછી જ્યારે પા થઈ જાય એટલે પચીસ ત્રીસ એળચી વાટીને ... કે શકરીઆનો પા અથવા માવો તૈયાર થયો. પછી મેંદાનો આટો, લોટ શેર ... તેમાં ઘીનું મોણ નાખી તેની કણક બાંધી પુરી જેવડી વણવી. પછી તેની અંદર પેલા માવાની ગોળી મુકી વાળ દેવી પછી એને રોટલીની માફક ચોખાનું અટામણ લઈ રોટલી જેવડી વણી નાખવી પછી સગડીપર લોઢી મુકી સેકવી એટલે શકરીઆંની વેડમી તૈયાર થાય છે.

—❦—

## अनुभविकाः

### जिंदगीनी 'आप' वीती अने 'पर' वीती कथाओ.

[ આ માસિકમાં અને આ વિભાગમાં પ્રસિદ્ધ થતા માનવજીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇપણ અમુક વ્યક્તિને લગતા અથવા અમુક સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા હોતા નથી. પરન્તુ માત્ર આવા અનુભવો સામાન્ય રીતે જોવામાં આવે છે, એટલી જ કલ્પના છે —તંત્રી સુ. સુ. ]

### अवळां कर्मनी कहाणीओः

# સાસરે કે પીએર?

લેખક—રા. રા. કૃષ્ણલાલ જેસંકર નાગર.

૧.

"રાજસ્થાન" નામના પુસ્તકમાં નીચેની એક જાણવા જોગ સંસારિક કથા મારા જોવામાં આવી, જે વાંચનારની સેવામાં રજુ કરું છું તે નીચે પ્રમાણે છે—

મધ્યહિંદ એજન્સિના રાજ્યોમાં વડવાણી નામનું દેશી રાજ્ય છે ત્યાં લીમજી નામે રાણો રાજ્ય કરતો હતો, તેને મહાભારત સાંભળવાની ટેવ હતી અને એનું મન પાઠપૂજામાં ઘણુંજ લાગ્યું હતું એના દરબારમાં ગોવિંદ પંડિત નામે એક વિદ્વાન શાસ્ત્રી રહેતો હતો. તેણે ઈ સ ૧૬૧૭ માં (સંવત ૧૬૭૩) આ વંશની હકીકતનું "કલ્પ ગ્રંથ" નામે એક પુસ્તક રચ્યું છે પોતાની ઉમ્મરના છેવટના ભાગમાં રાણા લીમજીએ પોતાના નાના દીકરા મદનસિંહને બાદશાહ પાસે મોકલ્યો તેથી બાદશાહે રાજી થઇ તેને પોશાક આપ્યો લીમજીને પાંચ કુંવર હતા ચંદ્રસિંહ, લક્ષ્મણસિંહ, હમીરસિંહ, ભાઉસિંહ અને મદનસિંહ, તથા દેવમતી નામે એક કુંવરી હતી તેને અલીમોહનના હાકેમ રાજા રાયસિંહજી સાથે પરણાવી હતી પરંતુ રાયસિંહજી કોઇ દીવસ દેવમતીને તેના પિતાને મળવા આવવાની રજા આપતો નહોતો તેથી લીમજીએ પોતાના દીકરાઓને કહ્યું કે "જાઓ અને દેવમતીને લઇ આવો" આથી ભાઉસિંહ જવાને તૈયાર થયો એક મોટા લશ્કર સાથે અલીમોહન જઇને તેણે રાયસિંહને કહ્યું કે દેવમતીને રજા આપો" પરંતુ અલીમોહનના રાજાએ રજા આપવાની ના કહી, અને મશ્કરીમાં એક દાસીને ભાઉસિંહની બ્હેન કહીને મોકલી આથી ભાઉસિંહને બહું ખોટું લાગ્યું પછી તેણે પોતાની બ્હેનને ગુપ્ત રીતે કહેવડાવ્યું કે "તને મળવાને અમે તરસ્યા છીએ અહિં સુધી મળવા આવ્યા અને વગર મળ્યે પાછા જઇએ, એ ઠીક નહિ. માટે તું અહિં અમારા મુકામ સુધી આવે તો આપણે નજરો નજર મળીને બેસીએ અને પછી અમે પાછા જઇએ." દેવમતી પણ પોતાના ભાઇને મળવાને બહુ આતુર થઇ રહી હતી. તેથી તે છાની માની ભાઉસિંહ પાસે આવી એટલે ભાઉસિંહ તેને લઇ ચાલી નીકળ્યો તેની પાછળ રાયસિંહ પણ લશ્કર લઇને આવ્યો એટલે ભાઉસિં-

હજીએ પોતાની બ્હેનને અવાસગઢ મોકલી દીધી. અને પોતે લડવાને સજ્જ થઈ ઉભો. એ લડાઈમાં તેના સોમચંદ અને રામચંદ નામે, સરદારો ઘવાયા, પરંતુ તે શૂરાઓએ રણભૂમિમાંથી પાછી પાની કરી નહિ. રાયસિંહ નાશી ગયો. અને ભાઉસિંહજી જય મેળવી અવાસગઢ પાછો આવ્યો.......... હવે દેવમતીને પોતાને પીએર આવ્યાને ઘણી મુદત થઈ જવાથી તે પોતાના પતિની પાસે જવાની પિતા પાસે રજા માગતી હતી, પણ રાણા લીમજી તેને તેમ કરવાની પરવાનગી આપતા નહોતા. તેથી દેવમતી જે પોતાના સ્વામી પાસે જવાને આકુળ વ્યાકુળ થઈ રહી હતી, તેણે આખરે પોતાના બાપ પર નારાજ થઈ એક વખત તો તેમને ઝેર ખવરાવ્યું, પરંતુ ઝેરની કાંઈ અસર થઈ નહિ તેથી બીજી વખત પણ એક નોકર સાથે સંતલસ કરી ઝેર ખવરાવ્યુ, તેની અસરથી રાણા લીમજી માંદા પડ્યા અને રાજ્ય ચલાવવાને અશક્ત થયા. આ વખતે તેમનો કુંવર ચંદ્રસિંહ અનાલીપરામાં હતો તે એકદમ ખબર સાંભળી લશ્કર લઈ અવાસગઢ આવ્યો અને લીમજીને ગાદીપરથી ઉઠાડી મૂકી પોતે રાજા થયો. આવી રીતે આ પુત્ર તથા પુત્રી પોતાના પિતાની સાથે ઘાતકીપણે વર્ત્યા તેથી રાજ્યની ખરાબી થઈ–માંહોમાંહે ઝઘડા શરૂ થયા અને બધા ભાઈઓ અંદર અંદર લડી તોફાન કરવા લાગ્યા

પ્રિય વાંચકો! ગ્રંથકર્તાની નેમ ઇતિહાસ લખવાની હોવાથી આ સાંસારિક કથા આટલેથીજ બંધ કરી આગળ ઉપર રાજ્ય ઇતિહાસનું વર્ણન કરે છે, તે ઇતિહાસ જાણવા કરતાં પણ દેવમતી તથા રાયસિંહજીના પ્રેમી જોડાની તે પછીની કથા સાંભળવાનું અમો વધુ પસંદ કરત. પરંતુ ગ્રંથકર્તાએ આ બાબતમાં વાંચકોને અંધારામાં રાખ્યા છે. એવું જણાય છે કે રાયસિંહજી દેવમતીને ઘણી ચહાતો હતો અને તેની ગેરહાજરીમાં રહી શકવાની તેનામાં શક્તિ નહોતી. તેથી તે દેવમતીના પિતાને મળવા પણ આપતો નહિ. તે સમજતો હતો કે જો તેના પિતા તેને મળશે તો તેને તેમની સાથે જવાની અને તેના પિતાને તેડી જવાની પણ ઇચ્છા થશે. માટે તે મેળાપ થવા દેતોજ નહિ!

આ વાર્તા ઉતારવાનો હેતુ એ છે કે આપણા હિંદુ સંસારમાં ઠેરઠેર પૈસાદાર, ગરીબ, કેળવાએલા, બીન કેળવાએલા, ઘણાખરાને ત્યાં આવા કજીઆ ચાલ્યાજ જાય છે. અને તેથી કરીને પતિ પત્નીના શુદ્ધ પ્રેમમાં માબાપો તરફથી વિઘ્નો યાને ખલેલ પહોચાડવામાં આવે છે, ઇરાદાપૂર્વક તેઓ આવી ખલેલ પહોચાડતા નથી પરંતુ પોતાના સ્વાર્થના અંગે તેઓને આવા કૃત્ય કરવાં પડે છે. રાણા લીમજીની માફક ઘણાં માબાપો પોતાની દીકરીઓને શીખામણ દે છે કે બેટા? "તું મોડી જઈશ તો તારા સાસરીઆં શું કરવાના છે?" પ્રિય વાચકો, દીકરીને માતા આવી શીખામણ આપે તો તે કાંઈ વાજબી કહેવાય નહિ. વળી વધુમાં એવી પણ શીખામણ આપે છે કે "બેટા! તારી ... આમ બોલે તો તારે આમ જવાબ દેવો. તારો પતિ કાંઇ બોલે તો તેને આમ ... દેવો પણ બેટા! બિલકુલ દબાઈ જઈશ નહિ. નહિ તો તારો ભાર વકર પડશે ... પરંતુ મા એમ વિચારતી નથી કે આવા વર્તનથી મારી પુત્રીને શું શું સંકટ ભરવું ... અને ઉગતા પ્રેમ જેવી અમૂલ્ય ચીજની તેને કેવી ભારે ખોટ જશે. દાખલા તરીકે ... ખેતીનો ધંધો કરે છે ઢોરઢાંખર રાખે છે તથા અહોળી વસ્તારી હોય છે, તેઓ

પોતાની દીકરીઓને વેળાસર સાસરે મોકલવાના નથી. કારણ કે તેઓને હીંડતે ચાલતે માણસની જરૂર પડે છે. ખેતીમાં રોકેલા મજુરો માંદા પડે, નાશી જાય, અગર મજુરના પૈસા ખરચી ના શકાય; ઢોરઢાંખર રાખી દુધનો વેપાર આડકતરી રીતે કરનારાઓને પણ માણસની હમેશાં જરૂર પડે; ઢોરને ચારવા જવાં, પાણી પાવા લઈ જવાં, બાંધવાં, છોડવાં, દોહવાં, તથા દુધની અનેક ચીજો જેવી કે છાશ, ઘી, વગેરે બનાવવામાં માણસની ઘણીજ જરૂર પડે છે; બહોળાં વસ્તારી હોય તેમને કુટુમ્બમાં ઘણાં માણસો હોવાથી વારાફરતી નાનાં મોટાં બે ત્રણ માંદાં ચાલ્યાંજ કરે છે. કોઇને ક્ષય થયો હોય તો કોઇને તાવ આવતો હોય, કોઇને વા આવ્યો હોય, કોઇને સુવાવડ આવી હોય, એવી અડચણો વારાફરતી ચાલીજ જાય છે, અને એવી અડચણોમાં ઘરના કામકાજમાં પહોંચી વળવાને તથા નાનાં છોકરાંને સંભાળવા—રમાડવાને માટે તેમને માણસની હમેશાં જરૂર પડે છે આવા પ્રસંગોમાં કામ કરવા માણસ રાખવાને બદલે માબાપો પોતાની દીકરીઓને જેમ બને તેમ સાસરે મોડી મોકલે છે, અને તે રીતે પોતાનો સ્વાર્થ સાધે છે. એવાં ઘણાં માબાપોએ પોતાની અણસમજુ દીકરીઓનો સ્વાર્થ તથા સામાનો સ્વાર્થ બગાડ્યો છે અને બગાડે છે।

૨.

મગનલાલ કાઠીઆવાડના એક ગામમાં પરણ્યો હતો. તે ઘણી હોંસથી પોતાની સ્ત્રીને તેડવા ગયો તેની સ્ત્રી આશરે પંદરેક વરસની હતી. મગનલાલને સગામાં એક ઘરડાં માતુશ્રી સિવાય કોઇ હતું નહિ તેથી જાતે તેડવા જવું પડયું. મગનલાલના સસરાજીએ દીકરીને મોકલવાની ના કહી અને કારણમાં જણાવ્યું કે તમારાં સાસુજી મરી જવાથી અમો—લાચાર સ્થિતિમાં આવી પડયા છીએ. માટે ચાર પાંચ મહિના સુધી મોકલી શકાશે નહિ ત્યાં સુધી રોકાઇને રહો કે નભાવી લો પોતાનું અપમાન થએલું સમજી તેમજ ચાર પાંચ મહીના રાહ જોવાની વૃત્તિ અથવા બુદ્ધિ નહિ હોવાથી મગનલાલે ઘેર આવી અફીણ ખાઇ-પોતાના દેહનો ત્યાગ કર્યો અને ઘરડાં માતુશ્રીને જનસમાજના—આશ્રયમાં રખડતાં મુક્યાં! હવે કોઇ તેડું કરનાર નહિ હોવાથી મગનલાલના સસરાજીને અનુકૂળ થઇ પડયું. રાંડેલી દીકરી કામકાજ કરતી અને પછી તેમને ઘરના કામકાજ માટે હરકત પડી એવું કાંઇ સાંભળવામાં આવ્યું નથી. તેમજ એ પણ જાણવામાં આવ્યું નથી કે પિતાના મરણ મરણ પછી મગનલાલની સ્ત્રીને શું શું સહન કરવું પડયું?

૩.

અમરતલાલે પોતાની સ્ત્રીને તેડાવવા સારૂ માણસ મોકલ્યું તો સસરાજીએ એમ કહેવરાવ્યું કે હાલ ખેતીની મોસમ ચાલે છે અમોને ઘણી અડચણ છે માટે સબુર કરી જાઓ. અમરતલાલે સબુર-નહિ કરતાં બીજી વારનાં લગ્ન કર્યાં અને તેમણે પત્નીનો હમેશને માટે ત્યાગ કર્યો। અમરતલાલનાં પ્રથમ પત્ની હજુ પણ-વગર હરકતે પોતાના-પિતાને ખેતીના કામમાં મદદ કરે છે અને જ્યાંના સુધી કર્યાજ કરશે.

૪.

નેમીનચંદ નામનો માણસ તાજો પરણેલો હોવાથી પોતાની ઉમ્મરલાયક પત્નીને

મળવાને ઘણો આતુર હતો. તેણે પત્નીને તેડાવવા કાગળ લખાવ્યો. ત્યારે સસરાજીએ લખ્યું કે ઘરમાં સુવાવડ છે. માટે બે મહિના મજુર કરી જાઓ. કેટલાંએક કુદરતી કારણોને અંગે સાસુજીને ઉડાઉટો થતા બે મહીના વધુ લાગ્યા. તે દરમ્યાન નવીનચંદ્રે અકળાઈ જવાથી પોતાની પત્નીને કાગળ લખ્યો. ત્યારે પત્નીએ માના કહેવા મુજબ લખ્યું કે હજુ હું નાની છુ. માટે આવા કાગળ મારા ઉપર લખવા નહિ મારે આવવુ હશે ત્યારે હું કાગળ લખીશ આવી રીતે સાસુજી તથા પત્ની તરફથી નવીનચંદ્રનો ઉગતો પ્રેમ ક્પાઈ ગયો. અને ત્યાર પછીથી તે પોતાની પત્ની સાથે પ્રેમથી રહેતો સાંભળવામાં આવ્યો નથી!

૫.

પ્રભાશંકર ઉત્તર ગુજરાતના એક ગામમા પોતાની સ્રીને ગમે તેમ કરીને તેડી લાવવી એવા ચોકસ ઇરાદાથી ઊંટ લઇને ગયો. સસરાજી વિચારમાં પડી ગયા કે જમાઈરાજ ઊંટ લઇને કેમ આવ્યા હશે! સાસરે આવ્યા પછી સાસુજીએ જમવા ઉઠવાનું કહ્યુ ત્યારે પ્રભાશંકરે કહ્યું કે તમારી દીકરીને આજેજ મોકલવાની કબુલત આપો તો અમે જમવા બેસીએ. તે વાત સસરાજીના જાણવામા આવતાં જમાઈરાજને પુષ્કળ ખડાવ્યા અને ખોટી હઠ કરવા માટે ઠપકો આપ્યો અને તેમણે બ્હીવે બેપિ પાછા કઢાવ્યા

૬.

જગજીવન રૂ ૧૪૦૦ ખરચીને વડોદરા રાજ્યના ગામડામાં પરણ્યો હતો, તે પોતાની સ્રીને તેડવા ગયો ત્યારે આગળ બતાવી ગયા તેવા કોઇ કારણસર બિચારા સસરાજીએ પુત્રીને તેવામાં સાસરે મોકલવાની પોતાની અશક્તિ જણાવી જે ઉપરથી જમાઈરાજ એકદમ ગુસ્સે થઈ ગયા અને કહ્યુ કે રૂ. ૧૪૦૦ આપ્યા છે શેને મોકલતા નથી?" તેથી સસરાજીને અતિશય ક્રોધ ચઢયો અને ખુણામાંથી લાકડી લઈ જમાઈરાજને મારવા દોડ્યા. જમાઈ ભોજન માટે નહાવાનુ પંચીયું પહેરી બેઠા હતા તેમણે જાણ્યું કે હવે તો આપણું આવી બન્યુ! તેથી તેઓ એકદમ ઉભા થઈ નાઠા. આગળ જમાઈ અને પાછળ સસરાજી એવી રીતે ગામ વચ્ચે દોડાદોડ થતી જોઈ ગામના લોકો ભેગા થઈ ગયા. પછી જમાઈને ઘણું સમજાવ્યા પરંતુ સસરાજીના ડરથી તેઓ તેમને ઘેર ગયા નહિ તેમના કપડાં લત્તાં ગામલોક પાસે મગાવી લઈ તેજ દીવસે પોતાને વતન પાછા આવ્યા, અને સંસારથી કંટાળી જઈ બીજે દીવસે સંન્યાસ ધારણ કરી દીધો! તેઓ હાલમાં કાશીક્ષેત્રમાં, વસે છે!

તપાસ કરતાં આવા અનેક દાખલાઓ મળી આવે છે ઘણા દાખલા આપીને વાંચકોને કંટાળો આપવા મારો ઇરાદો નથી હવે જોવાનું એટલું છે કે આ ખરાબ રીવાજને તિલાંજલી આપવાનો કોઈ રસ્તો છે કે કેમ? અને માબાપોની ગફલતથી થવા પામતાં આવાં અસંખ્ય પરિણામો કેવી રીતે રોકી હિંદુ સંસારને સુખકર બનાવી શકાય? સ્રીઓ આ વાતમાં પ્રધાનપદ ભોગવે છે. તેથી "સાસરું કે પીએર?" તેનો નિર્ણય તેમને પોતાનેજ કરવાનો છે જે સ્રીઓ આ દુષ્ટ રીવાજનો ભોગ થઇ પડેલી હોય તેઓ જો સાસરીઆ સાથે કેવો અને કેટલો, પીએરીઆ સાથે કેવો અને કેટલો સંબંધ રાખવો ઘટે છે, એ વિષે પોતાનો અનુભવ તથા અભિપ્રાય આપે તો પોતાની પછીની પ્રજાને તેનો

ઘણો લાભ નક્કી મળશે એમાં કાંઇ શક નથી. તેમજ જે જમાઇઓએ પોતાના સસરાઓ તરફથી માઠી વર્તણુંક અનુભવી હોય તેઓ જ્યારે સસરાજી થવાની સ્થિતિમાં આવે ત્યારે પોતાને જેવી અડચણો પડતી હતી તેવી પોતાના જમાઇઓને પડશે એમ સમજી તેમના તરફ સારી વર્તણુંક બતાવે તો આ રીતરિવાજનો જલદીથી નાશ થવાનો સંભવ છે.; જેથી કરીને સ્ત્રીઓ તરફની પુરૂષોની રીતભાતમાં સંગીન સુધારો થાય અને હિંદુ સંસાર સંબંધમાં ઘણા સુખનો વધારો થાય જે જોવાની દરેક હિંદુની ઇચ્છા હોવીજ જોઇએ.

આ લેખમાંના દરેક દાખલા કાંઇ પત્નીના પિયરિયાનોજ વાંક છે એમ સમજાતું નથી. થોડા વખતની અગવડ માટે પણ પુત્રી પોતાનાં માબાપને ઉપયોગમાં ન આવે એ વાજબી નથી. અને " વ ધેલા " યુવાન પતિઓ, જેઓ થોડો વધારે વખત પત્નીનો વિયોગ ન સહન કરી શકે ત્હેમને પણ શું કહેવું ? છતાં સામાન્ય રીતે લેખકનું કહેવું એક રીતે ઠીક છે કે વાજબી અથવા ગેરવાજબી પણ જે વસ્તુનું પરિણામ અનિષ્ટ આવતું જણાય, અને જેમાં અન્તે નિર્દોષ પુત્રીનેજ દુઃખ ભોગવવું પડે તેવી સ્થિતિ કોઇપણ માર્ગે અટકાવવીજ જોઇએ—તટસ્થ.

---

૨.

# પાપ ખરૂં ?—પ્રત્યુત્તર.

( સુન્દરી સુબોધ જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૧૯ ના અંકમાંની અનુભવિકામાંના પ્રશ્નનો ઉત્તર ).

લેખકઃ—રા. રા. અમ્બેલાલ સવરામભાઈ દેસાઈ.

( આ બાબતના બે ઉત્તર “ સુન્દરી સુબોધ ”ના જુલાઈ–ઑગસ્ટ ૧૯૧૮ના અંકમાં આવી ગયેલા છે. પણ એજ વિષય પુનઃ જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૧૯ ના અંકમાં આવવાથી એનો પ્રત્યુત્તર મારી અલ્પમતિ પ્રમાણે લખું છું—લેખક. )

અક્ષય તૃતીયાનો દિવસ હતો અને એ દિવસે હું મ્હારાં શ્વસુર ગૃહે ગયો'તો. સાંજે સ્હાડાપાંચ ૭ વાગ્યાના સુમારે હું કંઇક વાંચતો બેઠો હતો એવામાં મ્હારી પત્ની તથા તેની એક મૈત્રિણી ઉભય મ્હારા ઓરડામાં આવ્યાં. સાહિત્યની વાત નીકળતાં “ સુન્દરી સુબોધ ” માં આવેલો વિષય “પાપ ખરૂં ?” એ વિષેયની વાત નીકળી. મ્હારી પત્નીની સાથે જે સ્ત્રી આવી હતી તે વારંવાર મ્હારાં મુખ સ્હામું જોયા કરતી હતી. મેં તેને કોઈ દિવસ જોઇ નહોતી તેમ તેણે પણ મને કોઇ દિવસ જોયો નહોતો. તે સ્ત્રી મ્હારી પત્ની સાથે વાત કરતી હતી પણ તેની નિર્દોષ દૃષ્ટિ મ્હારા તરફજ રહેતી હતી. તે ક્ષણમાં મારી પત્ની તરફ જોતી અને ક્ષણમાં મારા તરફ જોતી અને ઉભયને જોયા બાદ વારંવાર પોતાના હૃદયમાં અમારા સૌન્દર્ય, સ્વભાવ બોલવાની ઢબ, અને અમારા વચ્ચેના સ્નેહ એ સર્વનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતી હતી એવું મારૂં અનુમાન છે.

મ્હેં ઉભયને પ્રશ્ન કર્યો “કોઇ પણ સ્ત્રી કોઇ પણ પર પુરૂષ સ્હામું જુએ એમાં પાપ ખરૂં ?”

મ્હારી પત્ની ઉત્તર આપવાની તૈયારીમાં હતી એટલામાં પેલી સ્ત્રી ખડખડાટ હાસ્ય કરવા લાગી અને પછી બોલીઃ—" આવી સંકુચિત વૃત્તિઓ આર્ય રમણીઓ માટે જ્યાં સુધી હિંન્દુસ્થાનના પુરૂષો રાખશે, ત્યાં સુધી આપણી ઉન્નતિ થવાની નથી. આ ઉપરથી મ્હારૂં એમ કહેવું નથી કે યુરોપની રમણીઓ માફક અમારે પારકા પુરૂષનો હાથ ઝાલી 'મોર્નિંગ' કે 'ઇવનીંગ વૉક' લેવા જવાની સ્વતંત્રતા જોઇએ પણ આવા ખોટા વ્હેમ રાખનારા પુરૂષો આપણી સમજમાં ઘણા છે અને એ યોગે કેટલીક નિર્દોષ અને પવિત્ર સ્ત્રીઓનું જીવન છિન્ન વિચ્છિન્ન થઈ ગયું છે " જરાવાર તેણે મૌન્ય ધારણ કર્યું અને ત્યાર-બાદ આગળ ચલાવ્યું:—

" જુઓ આજનું દૃષ્ટાંત ! હું તમને મ્હારી એક સખીના પતિ તરીકે જોવાની—નિ-દોષ હૃદયે નિરખવાની—અભિલાષાથી અત્રે આવી છું. હું તમને અત્યારસુધી જોઇ રહીંતી, એટલે "સુન્દરી સુબોધ" માં આવેલો "પાપ ખરૂં ?" એ વિષય મને પણ લાગુ થયો. હું તમને અત્યાર સુધી જોઇ રહીંતી એ પાપ ગણાય ? હું તમને મ્હારી સખીના પતિ તરીકે જોતીંતી જો કે તમો પણ પુરૂષ તો છોજ પણ શું તમને નીરખવામાં પાપ થાય ? જો એવી રીતે પાપ થતું હોય—માત્ર પર પુરૂષની સ્હામું જોવાથી પાપ ગણાતું હોય—તો કેટલીક ભગિનીઓ પોતાના બન્ધુને કેટલીક વખત અનિમિષ નેત્રે જોઇ રહે છે નીરખી રહે છે. તે શું પાપી દૃષ્ટિથી જોઈ રહેતી હશે ? પર પુરૂષ તરફ અવિકારી દૃષ્ટિથી જોવામાં જો પાપ ગણાતું હોય તો તો બ્હેન બન્ધુના સ્હામુ જુએ એ પણ પાપજ ગણાય સ્ત્રીનું વા પુરૂષનું શુદ્ધ અંતઃકરણ હોય—દૃષ્ટિ અવિકારી હોય—તો તે ગમે તે પુરૂષ અને ગમે તે સ્ત્રીના સ્હામું જોઈ શકે છે અને એમાં લશ પણ પાપ થતુ નથી અને તે લોકાચરણથી વિરૂદ્ધ ગણાતું નથી પછી ભલે વ્હેમી અને સંકુચિત વૃત્તિના માણસો તેને અઘોર પાપ માને."

તે સ્ત્રીનું આ કહેવું મને પણ સત્ય લાગ્યું હવે હું જણાવું છું કે—કોકિલાની દૃષ્ટિ અવિકારી હતી એટલે એમાં પાપ નથી. અવિકારી કેવી રીતે ? કોકિલાએ એકજ વખત માસ્તર તરફ જોયું છે. કોકિલાના અન્તઃકરણમાં વિકારની કલ્પના પણ હોત તો તે અ-વશ્ય બીજી વાર માસ્તરના તરફ દૃષ્ટિ ફેંકત. ઘણાં માણસો હતાં અને પોતાનો પતિ સાથે હતો એટલે પુનઃ માસ્તરના તરફ કોકિલા જોઈ શકી નહીં, એમ આપણે માનીએ. જો કોકિલાની દૃષ્ટિ વિકારી હોત તો જ્યારે તેણે માસ્તર તરફથી પોતાની દૃષ્ટિ ખેંચી લીધી ત્યારે તેણે જરૂર પોતાના પતિના શરીર—સૌન્દર્યનું અવલોકન કર્યું હોત. અને પોતાનો પતિ તથા માસ્તર એ બેમાં કોનું સૌન્દર્ય અદ્દભુત છે તેની તુલના પોતાના હૃદયમાં કરી હોત. પણ તેણે તેમ કર્યું નથી. જો કોકિલાએ એ ઉભય નરોના શરીર સૌન્દર્યની તુલના કરી હોત અને માસ્તરનું સૌન્દર્ય પોતાના પતિ કરતાં વધારે ઉત્તમ હોત તો તેના મુખ-પર ગ્લાનીની દુઃખની છટાઓ પ્રસરી હોત અને જો પોતાના પતિનું સૌન્દર્ય માસ્તરના સૌન્દર્યથી ઉત્તમ હોત તો તેના મુખમંડળ પર હર્ષની છટાઓ પ્રસરી હોત. હંમેશાં પુરૂષની કિંવા સ્ત્રીની વિકારી દૃષ્ટિ અન્યના તરફ—પુરૂષની પર સ્ત્રી તરફ અને સ્ત્રીની પર પુરૂષ તરફ જાય છે ત્યારે પુરૂષ પોતાની પત્નીના અને સ્ત્રી પોતાના પતિના સૌન્દર્યની હૃદયમાં તુલના કરે છે અને પોતાનાં સબંધીયો તે વ્યક્તિ સૌન્દર્યમાં કે બીજાં કોઈપણ સાધનમાં

આગળ વધેલી હોય તો જોનારના અંતઃકરણમાં એવું આવે છે કેઃ—" આવી પત્ની કિંવા આવો પતિ મારે હોય તો સારૂ " એવી કલ્પના હૃદયમાં થાય છે અને એજ વિકારી કલ્પના હૃદયમાં થાય છે અને એજ વિકારી ,કલ્પના અને વિકારી દૃષ્ટિ। હૃદયમાં એવી કલ્પના ઉદ્ભવતાં તેવાજ ભાવો મુખ પર પ્રકટ થાય છે.

પુરૂષ કરતાં સ્ત્રીઓના અંતઃકરણ વધુ મૃદુ હોય છે અને સ્ત્રીઓ સુંદરતાને વધુ ચાહે છે, અને તેથી સુન્દર વસ્તુની નિર્દોષ અસર–લાગણી–તેના હૃદયમાં જલદી ઉત્પન્ન થાય છે. અને તેથીજ સ્ત્રીઓ સુંદરતાને વિકારરહિત દૃષ્ટિથી ઘણા આનંદથી નિરખે છે.

આવા ગામમાં કોકિલાના પતિ અને માસ્તર બેજ ભણેલા–ગણેલા–કેળવાયલા એટલે કેળવણીના અંગે સ્વાભાવિક રીતે માસ્તર તરફ કોકિલાની દૃષ્ટિ ગઈ.

કોકિલાના પતિએ જ્યારે કોકિલાને કહ્યુ કે:—" પેલા માસ્તરે જ્યારે તમારા સ્હામું જોયુ ત્યારે તમે નજર કેમ પાછી ખેંચી લીધી ? તમે જોયું હોત તો મને ખોટું લાગત નહિં ! "

એના ઉત્તરમાં કોકિલાએ કહ્યું " આજે કહ્યુ તો ઠીક પણ હવેથી ફરી મને આવા શબ્દો કહેશો નહિં. તમે મ્હારા પતિ છો એટલે શું કરૂં ? પણ બીજું કોઇ હોત તો ફરી તેની સાથે બોલત નહિં. "

ઉપરનો ઉત્તર કોકિલાના નિર્દોષ અંતઃકરણથી બહાર પડેલો છે. હમ્મેશાં સત્ય વસ્તુ આકસ્મિક રીતેજ બહાર આવે છે. આપણને કોઇ પણ બાબત–અણગમતી હોય અને તે બાબત અગર તે વિષેની વાત કોઇ આપણી આગળ મૂકે તો આપણે એકદમ ખરા હૃદયથી બોલી ઉઠીએ છીએ કે " આવી વાત મારી આગળ કરશો; આજે બોલ્યા તો ઠીક છે પણ ફરી આવું મારી આગળ બોલશો નહિ. તેજ પ્રમાણે ઉપરનાં કોકિલાનાં વાક્યો હતાં, અને તે તેના પવિત્ર હૃદયનો પ્રત્યક્ષ પુરાવો છે એટલે એમાં પાપ નથી એમ મારી અલ્પ મતિનુસાર હું કહું છુ.

---

हृदयनिवेदनः

---

# મિલન.

લેખક.—રા. રા. જયન્તીલાલ અમીન.

મ્હારાં લખાણો કેવળ નિષ્ફળ છે. તેને માટે કેવળ શુષ્ક છે તેમાં રસ નથી. તેમાં ભાવના નથી વળી તેમાં તેનું ધ્યાન નથી. છતાં ફરીથી મ્હારાં લખાણોનો શુષ્ક પ્યાલો તેના હોઠ પાસે ધરૂં છું. દુનિયા તેને ઇચ્છિત સ્થાન આપે· જેને માટે આ લખાણો લખાયાં છે, તે વાંચે કે ન વાંચે, છતાં હું ફરીથી ......એક વાર... અને સૌથી છેલ્લી છેલ્લીવાર...તેને સજળ નયને અર્પણ કરૂં છું !

જીવનના ગહન પ્રસંગો.

## પાપ ખરૂં ?

[ બ્હેન જ્યોત્સ્નાના 'સુન્દરી સુબોધ'ના ૧૯૧૮ ના જુલાઈ-ઑગસ્ટના અંકમાંના જવાબ ઉપરથી. ]

મહેરબાન 'સુન્દરી સુબોધ'ના નેતા સાહેબ,

૧. જો હિંદુસ્તાનમાં વ્હેમી પતિઓની જરા ખોટ નથી તો વ્હેમી સ્ત્રીઓની-અને પતિ જો સ્વેચ્છાએ વર્તે છે તો આપણે પણ શામાટે ન વર્તવું તેવું માનનારી સ્ત્રીઓની પણ-ખોટ નથી. એટલે આમાં તો ઉભા વાંસ ફાટે છે !

૨. "મને ખાત્રી છે કે તમે કોઈ અમુક ઇચ્છાથી નહોતાં જોતાં"-એ તથા તેની આગળ પાછળનાં વાક્યો, પોતાના કટુ પ્રશ્નનો આઘાત પોતાની પ્રિયાના હૃદય પર ઓછો કરવા સારૂ હતાં; અને ઊભયના નિર્મળ પ્રેમમાં આવા પ્રશ્નરૂપી પણ મલીનતા ઉત્પન્ન થઈ એ છાવરવાં હતાં; એમ વાર્તા વાંચતાં સ્પષ્ટ જણાય છે. "મને ખાત્રી છે-વિગેરે" વાળું વાક્ય પતિને પડેલો વહેમ ખોટો છે, એ એને જ મુખે કબુલ કરાવનારૂં નથી.

૩. પતિને શંકા થવાનાં કારણો—

(અ) કોકિલાનું એકીટસે અતિ સુંદર અને આકર્ષક આકૃતિ તરફ જોઈ રહેવું,

(આ) અને એ એકીટસે જોવામાં શિવદર્શન પણ કોરાણે રાખવું,

(ઇ) આરતીની પરવા ન કરવી-એવા સૌન્દર્ય નિરિક્ષણમાં સપડાઈ જવું,

(ઈ) ભાન ભુલી એકી નજરે અન્ય પુરુષના સામું જોવું,

(ઉ) બન્ને જણનું પળવાર એકમેકના સામું જોઈ રહેવું,

(ઊ) પતિએ પત્નીના સામું જોતાં, પત્નીએ તે સૌન્દર્ય તરફથી નજર ખસેડી લેવી-એ પતિએ સ્વમુખે જ આપેલાં છે

હવે આ કારણો તે સૌન્દર્યનું પવિત્ર નિરિક્ષણ કહેવાશે કે કોઇને વહેમાવાને યોગ્ય અવકાશ આપે તેવાં કહેવાશે ?

કુદરતનું સૌન્દર્ય નિહાળવાને "સ્ત્રી પુરૂષ તેના તરફ આકર્ષાઇને નજર કરે તે સ્વાભાવિક છે." પણ સૌન્દર્ય નિહાળવાને લાંબો વખત જોઇતો હશે ? સૌન્દર્યનો ખ્યાલ મગજને નેત્રદ્વારા કરવાનો છે અને મગજને તે ખ્યાલ કરવામાં નેત્રને લાંબો વખત રોકી રાખવાં નથી પડતાં. મગજ તો,-તેમાંએ શહેરી, સુશિક્ષિત મગજ તો,-અને તે પાછું યુવાન ચપળ ચિત્ત તો-વિદ્યુત્ વેગે કામ કરે છે. જ્યારે સૌન્દર્યની ન્યૂનાધિકતાનો નિર્ણય કરવાનો હોય ત્યારે તો વખત લાગે ખરો. અને પતિપરાયણ કહેવડાવની સન્નારીને એવો નિર્ણય કરવો હોય તો તેટલે અંશે વિકાર પણ કહેવાય ખરો.

પાપ માનસિક, વાચિક અને કાયિક છે. તેમાં કોકિલા માનસિક—હેડમાસ્ટર તરફ ત્રોકીટસે, ભાન ભુલી, શ્રવણેંદ્રિયની સાન ખોઈ, નેત્ર મિલન કરી, નજર ખસેડી—અને વાચિક—"તમારા કરતાં, અલબત્ત ! એ દેખાવડો તો છે જ" કહી કરી ચુકી છે. આ લેખનું વાંચન કરનારી તે હેડમાસ્ટરનો પક્ષ ખેંચે છે. પતિપરાયણા કહેવડાવતી સ્ત્રીને ઉદ્ધતાઈથી પરપુરૂષનો પક્ષ ખેંચવાની જરૂર ખરી ? આ શબ્દો વિકારવશતાની છાયા નથી બતાવતા ? વખતે તે પોતાનો બચાવ કરવા ઉશ્કેરાઈ હોય પણ તે કોકિલા જેવી નામ અને ગુણથી ભરપુર સુન્દરીને છાજે ખરૂં ? બિચારી ભુલી ગઈ હશે કે—

"કુદ્રષ્ટી, કદરૂપ, કુબડો, નિરધન, નિરબળ, કામ;
"જાતિહીન પતિત પતિ મળે, તે સતીને સુરરામ."

૪. "જેવા અનન્ય પ્રેમની અપેક્ષા પતિને હોય, તેવા જ પ્રેમની આશા પત્ની રાખેજ."
"પતિ અન્ય સ્ત્રીની નજર સાથે નજર મેળવે; તે ટકાવી થોડીવાર જુએ."
"પતિનું અવ્યભિચારી ભાવનામય પત્નીવ્રત હોય તો જ તે પત્નીના એવાજ અનન્ય પ્રેમને લાયક ગણાય."
આ બધું ખરૂં કારણકે પ્રસ્તુત પુરાવાના જમાનામાં "થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ" એ સિદ્ધાંત અનુકરણીય !
પણ કોકિલાના પ્રસંગમાં તો ખાંડ ઉથલી પડી છે. શોધની શરૂઆતી પત્ની તરફની છે. પતિ તો માત્ર ફરિયાદી છે.

૫. પતિને જો સ્ત્રીને પુછવાનો હક છે, તો સ્ત્રીને તેટલેજ અંશે પતિને પુછવાનો હક છે. પણ તે હક જ્યારે બન્ને માનસિક, વાચિક અને કાયિક પાપથી નિર્મુક્ત થઈ ઐક્યતા ધરાવતા હોય ત્યારે જ પ્રાપ્ત થાય છે.
શું પતિને નિર્દોષ સ્ત્રી માટે પણ સંયોગવશાત વહેમ ઉત્પન્ન થાય તો તેને પત્ની સાથે ખુલાસાદ્વારા તે વહેમ દુર કરવાનો હક નથી ? સુજન અને સુશિક્ષિત પતિજ આ માર્ગ ગ્રહણ કરે છે. ભુધાશાસ્ત્રી તો ભુધાથીજ વાત રાખે છે. કોકિલાનો પતિ નમ્ર થઈને ખુલાસો કરવા માગે છે જ્યારે બાઈ સાહેબ તો તેને ધુળ ભેગો કરી નાખે છે. એ કોકિલાનું શહેરમાં ઉછર્યાનું, ચોપાનિ વાતચીત કર્યાનું અને વિદ્વાનોના સહવાસનું ફળ હશે ?

૬. "મોટપણે જ્યારે પુરૂષોના સંસર્ગમાં સ્ત્રીઓ," "આવે ત્યારે" અને "સ્ત્રીઓ પુરૂષો સાથે ઘટતી મર્યાદા સાથે સમાગમમાં આવે છતાં તેઓ પવિત્ર રહી શકે ત્યારે જ તેમનું મનોબળ દૃઢ થાય છે." પ્રાચીન ઉક્તિ તો એવી છે કે—

स्थानं नास्ति क्षणो नास्ति नास्ति प्रार्थयिता नरः ।
तेन नारद नारीणां सतीत्वमुपजायते ॥

પણ પ્રાચીન હોવાથી વખતે તે અર્વાચીન જમાનાને લાગુ ન પડતું હોય અથવા પડતું હોય તો સંપુર્ણ રીતે લાગુ પડતું હોય. દરેકના અનુભવની અભિપ્રાયની વાત છે. શું મનોબળની પરીક્ષા કરવા ખાતર જ સ્ત્રીએ પુરૂષનો સંસર્ગ શોધતા ફરવું સુ-

જ્યાં સ્ત્રી તો અચાનક રીતે પણ પરપુરૂષના પ્રસંગમાં આવતાં આંખ મિલાવીને વાત કરતાં સ્વાભાવિક રીતે અચકાશે, તો પછી સંસર્ગ શોધવાની તો વાતજ ક્યાં રહી ? જો કે સંસર્ગનો પ્રસંગ આવતાં તે પોતાના મનોબળની છાપ પાડ્યા વગર રહેશે નહીં.

શું સ્ત્રીઓ—અને તેમાં એ સુશિક્ષિત સ્ત્રીઓ—કામવિકાર *શુદ્ધ હોય છે ? કેટલા પુરૂષ કે સ્ત્રી શિક્ષણદ્વારા મન તુરંગને કાબુમાં રાખી શક્યા છે ? જોઇશું તો જણાશે કે, જગતમાં નામ કાઢેલાં સ્ત્રી પુરૂષોએ પણ મનવિકારને વશ થઇ, સાધારણ બુદ્ધિનો માનવ જે ભુલ કરતાં અચકાય તેવી ગંભીર ભુલો કરી છે અને પોતાની યશસ્વી કીર્તિને ઝાંખ લગાડી છે. પાશ્ચિમાત્ય પ્રજાએ સંપુર્ણ શિક્ષણ લીધુ છે. તોએ ત્યાં અનીતિ ઉભરાય છે અને અજ્ઞાન પૂર્વના અંધારામાં રહ્યું છે છતાં, ત્યાં પણ અનીતિ નથી એમ તો નહીંજ કહેવાય એટલે મનોવિકાર શિક્ષણ કે તાલિમને વશ નથી.

૭. ખરાબ રસ્તે ચડવુ અથવા ન ચડવું—શું પુરૂષે કે શું સ્ત્રીએ—એ જન્મથી ઘડાયલા મન ઉપર આધાર રાખે છે. મન જો કુદરતી રીતે સુસંસ્કારી હોય છે તો તાલીમ કે શિક્ષણ તેમાં પુરતી પુરે છે, પણ જો મનનું વલણ કુદરતી રીતેજ અવળું હોય છે તો તાલીમ શિક્ષણના અંકુશો વ્યર્થ જાય છે.

मन एव मनुष्याणां कारण बंधमोक्षयोः ।

એડમંડ બર્ક પોતાના "અમેરિકન ટેક્સેશન"ના ભાષણમાં કહે છે કે—

"We are grown wiser than our Fathers."

(આપણે આપણા પૂર્વજો કરતાં વધારે ડાહ્યા થયએ છઇએ.)

જો આ કથન ખરૂં જ હોય, જો પાશ્ચિમાત્ય જડવાદે પુરેપુરી અંધારી ચડાવરીજ હોય તો જ—

घृतकुम्भसमा नारी तप्ताङ्गारसमः पुमान् ।
तस्माद्धृतं च वह्नी च नैकं च स्थापयेद्बुधः ॥

અને

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रश्च स्थाविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति ॥

એ કથનોમાં થોડું પણ વજુદ-(ખરાપણું) નહીં લાગે. બાકી તો આ ચિરંજિવયુક્ત અનુભવનાં, ત્રિકાળા બાધિત, કથનોમાં પણ સત્ય જણાશે.

અગાડીના વખતથી લાયક સ્ત્રીને તો લાયક સ્થાન મળતુંજ આવ્યું છે. મંડનમિશ્રે પોતાની અને શ્રી શંકરાચાર્ય વચ્ચેનો ચુકાદો આપવા પોતાનાજ પત્ની શ્રી સરસ્વતીને ન્યાયાધીશ તરીકે સ્થાપ્યા હતાં. અને તે લાયકાત પતિએજ જોઇ હતી અને તેણેજ તે જોવાની હોય છે.

* વિકારની અસર ન થઇ શકે એવી

૮. પતિએ પત્ની તરફ શંકાશીલ દ્રષ્ટીથી જોવું નહીં એ તદન વ્યાજબી છે. પણ તેની સાથે સ્ત્રીની અને તેમાંએ સારી તાલીમ અને સારૂં શિક્ષણ લઈ આવેલી સ્ત્રીની ફરજ છે કે જે વાત પતિને ન ગમતી હોય તે તેણે ન જ કરવી. પોતાની પવિત્રતા બતાવવા ખાતર પણ ઉદ્ધત બનવું એ તો વ્યાજબી નહીં જ કહેવાય. અલબત્ત સ્ત્રી પુરૂષનું સ્થાન સંસારમાં સરખું છે, બન્ને એક જ ધોંસરી નીચેના બળદ છે, પણ તે એક બીજાની આમન્યા રહે ત્યાં સુધીજ. કારણકે કુદરતે સ્ત્રીને ગૃહીણી બનાવેલી હોવાથી તે પુરૂષની સહાયક છે, નહી કે પુરૂષને માથે ચઢી બેસવા સરજાયલી છે. તેમ પુરૂષે લાયક પત્નીને મિથ્યા કનડવી તે પણ વ્યાજબી નથી. પોતે હોટેલોમાં ફરતા ફરી, પાનપટ્ટી ઉડાવ્યા કરી, અંગવસ્ત્રોની અપેક્ષા રાખી, નાટક-સીનેમામાં મોજ ઉડાવી, ભાઈબંધ દોસ્તોમાં પૈસાનું પાણી કરી, પત્નીને સતી સીતા થવા કહેવું એ હાલના "હથેલીમાંના ચાંદ"ના જમાનાને ભલે વ્યાજબી લાગે. બાકી વાસ્તવિક રીતે સુજનોને તે અનુકૂળ નથી; પણ અત્યારે તો સાધારણ રીતે એમ પણ જોવામાં આવે છે કે સ્ત્રી જો એકવાર પતીને પામી ગઈ તો પછી તે તેની ઘર બહાર પગ મુકવાની વાટ જ જોયા કરશે પછી પતિ છુટો ને પોતે છુટી। જમાનો જડવાદી થયો છે. પાશ્ચિમાત્ય ગુણો ગ્રહણ કરવાની પૂર્વની લાલસા થોડી છે. પણ જેટલું ત્યાંનું ખોટું અને નુકસાનકારક તેને સ્વીકારવામાં અસરાની દેતાં પૂર્વને વાર લાગતી નથી.

૯. વસ્તુસ્થિતિ આમ હોવા છતાં એવા પણ દાખલાઓ મોજુદ છે કે જેમાં સુધરેલા વિચારની સ્ત્રીઓએ—

"પતિ કહે સો કીજીએ આપહીસે બસ હોય"

કરવા ખાતર—

(અ) મોજી મનને કાબુમાં લઈ, પતિને પગલે ચાલી પોતાનો તોફાની સંસાર શાંત, સુખમય બનાવ્યો છે. સ્ત્રી પુરૂષ લગ્નની ગ્રંથીથી જોડાય છે તે સુખે દહાડા નિર્ગમન કરવા. નહીં કે ભવાડા કરવા.—એ તેમના મનમાં રચીપચી ગયું છે)

(આ) પરપુરૂષ સાથે બોલવું પતિને ન ગમતું હોય તો તે તેણે તજી દીધુ છે.

(ઇ) કમરે કણબી સ્ત્રીના જેવો ચુનચુની વાળો સાળુ, માથાનો ગુચ્છો અને એડીવાળાં બુટ જો પતિને ન ગમતાં હોય તો તેને છાંયડે પણ ન જવાની તેણે પ્રતિજ્ઞા લીધી છે.

(ઈ) પતિને ઈરાનીને સાનું ભોજ્યું અને બજરંગના તેલના રોજ ગાંઠીઆ પસંદ ન હોય તો પોતે બાપને ઘેર ન જોયું કે ન કર્યું હોય તોપણ ચુલો ફુંકવા તૈયાર બનેલી છે.

કારણકે તેણે તો પતિહસ્ત પકડીને સંકલ્પ જ કર્યો છે કે—

एक एव पतिनार्यायावज्जीवं परायणं ।

ડાહ્યું તો તેજ કે જે પોતાનો દરજ્જો ને વસ્તુસ્થિતિ જોઈ સમજી ગયું તે. ઘર ઉઘાડું પાડવું એ ઉભયપક્ષને એબ લગાડનારૂં છે,

સવાલ એ છે કે—

"જ્યારે પતિ પત્ની વચ્ચે મતભેદ ઉભો થાય ત્યારે કોનું કહ્યું મનાવું જોઈએ ?"

"—મસ્ત."



# गूंथणकळा.

## મેન્ચેસ્ટર ડિઝાઇન.

( મળેલું. )

### ખૂણો-કોરનર.

આ એક સુંદર ગુંથણનો નમુનો છે નીચે લખેલ તરાહના ચાર જુદા જુદા ખુણા કરી એક કપડાને ચોઢવાથી સુંદર ટીપાઇ કલોથ થાય છે. આ એક ત્રિકોણાકારનો નમુનો છે.

સુચના:-

હાર આઠ, નવ અને દસમાં લેસટ કેવી રીતે ગુંથવા તે જુદુ જુદુ લખ્યુ છે. જેથી ગુંથ નારને સુગમ પડે પણ ૧૯ાથી સાથે લખવા માંડ્યુ છે જેથી માર્ક ધારવા પ્રમાણે ગુંથનારને પહેલી સમજણ પડેલી હોવાથી ગોટાળા નહિ થાય.

હમેશ ઓપન લેસેટ પર કલોઝ લેસેટજ આવવો જોઇએ તેમ કલોઝ લેસેટ પર ઓપન લેસેટજ આવવો જોઇએ.

( ૧ ) ૨) સાંકળી ૧) પાસો ગુંથાતા જે જગ્યા રહે તે ખાનું કહેવાય

( ૨ ) ૭) સાંકળી ૧) એકવડ ૭) સાંકળી ૧) પાસો કલોઝ લેસેટ કહેવાય

( ૩ ) ૫) સાંકળી ૧) પાસો ઓપન લેસેટ કહેવાય

( ૪ ) સોયા પર બે આંટા લઇ પછી ગુંથવા માંડવુ એટલે ચાર ટાંમ આવશે ચારના ત્રણ ત્રણના બે અને બેનો એક કરવો તે લાંબો પાસો કહેવાય

૩૫૮) સાંકળી લો

હાર ૧—૧૧૭) ખાના કરો અને ૫) સાંકળી લઈ ફેરવો.

હાર ૨—૧૧૭) ખાના કરો ૫) સાંકળી ફેરવો

હાર ૩—૧૧૫) ખાના કરો અને છેલ્લા બે છોડી દો. પાંચ સાંકળી લઇ ફેરવો

હાર ૪—૧૧૫) ખાના ૫ સાંકળી ફેરવો.

હાર ૫—૧૦) ખાના ૨૨) પાસા ૯૬) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૬—૧૫) ખાના ૧૦) પાસા ૪) ખાના ૧૦) પાસા ૭) ખાના ૧૯) પાસા ૧૭) ખાના ૧૮) પાસા ૧૧) ખાના ૧૦) પાસા ૪) ખાના ૧૦) પાસા ૪) ખાના ૩૪) પાસા ૮) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૭—૬) ખાના ૪૩) પાસા ૨) ખાના ૧૬) પાસા ૧) ખાનું ૧૯) પાસા ૮) ખાના ૩૧) પાસા ૭) ખાના ૨૮) પાસા ૬) ખાના ૨૮) પાસા ૪) ખાના ૧૯) પાસા ૧) ખાનું ૧૬) પાસા ૧૨) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૮—૧૨) ખાના ૭) પાસા ૨) ખાના ૧૯) પાસા ૫) ખાના ૧૩) પાસા ૪) ખાના ૧૦) પાસા ૪) ખાના ૧૦) પાસા ૪) ખાના ૧૩) પાસા ૫) ખાના ૧૩) પાસા ૪) ખાના ૧૬) પાસા ૮) ખાના ૧૯) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૩) સાંકળી ૧) એકવડ (ખાનાને છેડે જ્યાં

(૧)

પાસા લઇએ છીએ ત્યાં) ૩) સાંકળી ૧) પાસા નજીકના ખાના પર ૫) સાંકળી ૧) પાસો

(ક્લોઝ લેસેટ કહેવાય) (૨) (ઓપન લેસેટ કહેવાય)

(એક ખાનું છોડી બીજા ખાનાના છેડે) ૩) સાંકળી ૧) એકવડ ૩) સાંકળી ૧) પાસો

(૩) (ક્લોઝ લેસેટ)

(ઉપર જણાવ્યા મુજબ ૧૩) પાસા ૬) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૯—૫) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૫) સાંકળી ૧) પાસો (બીજા ખાનાને છેડે) ૩) સાંકળી

ઓપન લેસેટ ૨)

૧) એકવડ ૩) સાંકળી ૧) પાસો ૫) સાંકળી ૧) પાસો (બીજા ખાનાને છેડે) ૩) સાંકળી

ક્લોઝ લેસેટ ૩) ઓપન લેસેટ ૪)

૧) એકવડ ૩) સાંકળી ૧) પાસો ૧૦) પાસા ૧) ખાનું ૪) પાસા ૪) ખાના ૧૩) પાસા ૮) ખાના

ક્લોઝ લેસેટ.

૧૯) પાસા ૬) ખાના ૧૩) પાસા ૩) ખાના ૧૦) પાસા ૮) ખાના ૭) પાસા ૨) ખાના ૭) પાસા ૮) ખાના ૧૦) પાસા ૫) ખાના ૧૩) પાસા ૪) ખાના ૪) પાસા ૧૦) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૧૦-૧૫) ખાના ૧૩) પાસા ૪) ખાના ૨૫) પાસા ૫) ખાના ૨) પાસા ૧) ખાનું ૭) પાસા ૫) ખાના ૨૫) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૧૦) ખાના ૧૬) પાસા ૬) ખાના ૧૮) પાસા ૬) ખાના ૭) પાસા ૧) ખાનું ૩) સાંકળી ૧) એકવડ ૩) સાંકળી ૧) પાસો ૫) સાંકળી ૧) પાસો ૩) સાંકળી ૧) એકવડ ૩) સાંકળી

ક્લોઝ લેસેટ ઓપન લેસેટ

૧) પાસો ૫) સાંકળી ૧) પાસો ૩) સાંકળી ૧) એકવડ ૩) સાંકળી ૧) પાસો

ક્લોઝ લેસેટ ઓપન લેસેટ ક્લોઝ લેસેટ

૧૦) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૧૧-૪) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૫) લેસેટસ ૧) ખાનું ૭) પાસા ૬) ખાના ૧૩) પાસા ૫) ખાના ૧૩) પાસા ૩) ખાના ૧૦) પાસા ૬) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૨૫) પાસા ૫) ખાના ૧૩) પાસા ૫) ખાના ૨૫) પાસા ૪) ખાના ૧૩) પાસા ૧૩) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૨-૧૩) ખાના ૧૬) પાસા ૩) ખાના ૨૨) પાસા ૭) ખાના ૭) પાસા ૭) ખાના ૨૨) પાસા ૧) ખાનું ૭) પાસા ૫) ખાના ૨૨) પાસા ૩) ખાના ૧૦) પાસા

૩) ખાના ૧૬) પાસા ૫) ખાના ૭) પાસા ૬) લેસેટસ ૧) ખાનુ ૧૦) પાસા ૪) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૩-૪) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૬) લેસેટસ ૭) પાસા ૬) ખાના ૨૫) પાસા ૩) ખાના ૨૮) પાસા ૫) ખાના ૭) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૨) ખાનાં ૪) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૩) ખાના ૭) પાસા ૩) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૧૯) પાસા ૧૨) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૪-૧૫) ખાના ૨૨) પાસા ૫) ખાના ૧૩) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૧૩) પાસા ૫) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૭) પાસા ૪) ખાના ૩૪) પાસા ૩) ખાના ૧૩) પાસા ૮) ખાના ૧૦) પાસા ૬) લેસેટસ ૧) ખાનું ૧૦) પાસા ૪) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૧૫-૪ ખાના ૧૦) પાસા ૧) ખાનુ ૬) લેસેટસ ૧૦) પાસા ૭) ખાના ૧૦) પાસા ૪) ખાના ૩૭) પાસા ૬) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૬) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૭) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૬) ખાના ૧૬) પાસા ૧૫) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૬-૧૬)ખાના ૧૨)પાસા ૬)ખાના ૧૩)પાસા ૧)ખાનું ૭)પાસા ૧)ખાનું ૧૩)પાસા ૬) ખાના ૧૦,પાસા ૧)ખાનું ૧૦)પાસા ૩)ખાના ૪૦)પાસા ૪)ખાના ૧૩)પાસા ૫) ખાના ૬૦) પાસા ૬) લેસેટસ ૧) ખાનું ૧૦)પાસા ૪)ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૧૭-૪) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૬) લેસેટસ ૧૦) પાસા ૩) ખાના ૧૬) પાસા ૪) ખાના ૧૬) પાસા ૬) ખાના ૧૦) પાસા ૨) ખાના ૧૦)પાસા ૩) ખાના ૧૦) પાસા ૫) ખાના ૧૬) પાસા ૭) ખાના ૧૬) પાસા ૫) ખાના ૧૬) પાસા ૧૪) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૮-૧૫) ખાના ૧૩) પાસા ૪) ખાના ૧૬) પાસા ૧) ખાનું ૭) પાસા ૧) ખાનુ ૧૬) પાસા ૪) ખાના ૧૦) પાસા ૩) ખાના ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૧૦) ખાના ૧૩) પાસા ૫) ખાના ૧૬) પાસા ૨) ખાના ૭) પાસા ૬) લેસે-ટસ ૧૦) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૧૯-૫) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૫) લેસેટસ ૨૨) પાસા ૫) ખાના ૧૩) પાસા ૧૪) ખાના ૧૦) પાસા ૫) ખાના ૫) ખાના ૧૦) પાસા ૨) ખાના ૧૯) પાસા ૧) ખાનું ૭) પાસા ૧) ખાનું ૧૯) પાસા ૨) ખાના ૧૬) પાસા ૧૩) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૨૦-૧૪) ખાના ૧૩) પાસા ૨) ખાના ૧૬) પાસા ૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ૧૬) પાસા ૨) ખાના ૭) પાસા ૯) ખાનાં ૭) પાસા ૫) ખાના ૧૩) પાસા ૭) ખાના ૧૩) પાસા ૫) ખાના ૧૬) પાસા ૪) લેસેટસ ૧) ખાનું ૧૬) પાસા ૬) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૨૧–૮) ખાના ૪૯) પાસા (લેસેટ પર બધા મળીને સાત પાસા થશે) ૧) ખાનું ૧૯) પાસા ૪) ખાના ૩૪) પાસા ૩) ખાના ૭) પાસા ૪) ખાના ૪) પાસા ૪) ખાના ૭) પાસા ૨) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૧૯) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૨) ખાના ૧૩) પાસા ૧૩) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૨૨–૧૪) ખાના ૧૦) પાસા ૬) ખાના ૧૯) પાસા ૬) ખાના ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૧) ખાનુ ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૨) ખાના ૪૩) પાસા ૧૦) ખાના ૩૭) પાસા ૧૧) ખાના ૬) સાંકળી ફેરવો.

હાર ૨૩–૬) ખાના ૧૦) પાસા ૪) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૪) ખાના ૧૩) પાસા ૫) ખાના ૧૬) પાસા ૩) ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા, ૧) ઓપન લેસેટસ ૧) ખાનું ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૪) ખાના ૨૨) પાસા ૪) ખાના ૧૦) પાસા ૧૩) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૨૪–૧૪) ખાના ૭) પાસા )ખાના ૨૨) પાસા ૪) ખાના ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૨) લેસેટસ ૧) ખાનું ૪) પાસા ૩) ખાના ૪) પાસા ૪) ખાના ૨૮) પાસા ૪) ખાના ૩) પાસા ૧) ખાનું ૧૯) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૧૦) ખાના ૧૦) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૨૫–૫) ખાના ૭) પાસા ૧૦) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૭) પાસા ૩) ખાના ૫૨) પાસા ૩) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૩) લેસેટસ ૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૩) ખાના ૨૨) પાસા ૩) ખાના ૭) પાસા ૧૩) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૨૬–૧૩) ખાના ૭) પાસા ૪) ખાના ૭) પાસા ૨) ખાના ૭) પાસા ૩) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૪) લેસેટસ ૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૩) ખાના ૩૧) પાસા ૪) ખાના ૭) પાસા ૧) ખાનું ૪) પાસા ૧) ખાનું ૭) પાસા ૧) ખાનું ૪) પાસા ૧) ખાનું ૭) પાસા ૧૦) ખાના ૭) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૨૭–૬) ખાના ૭) પાસા ૮) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૪) પાસા ૧) ખાનું ૭) પાસા ૩) ખાના ૭) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૫) ખાના ૧૬) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૫) લેસેટસ ૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૧૧) ખાના ૭) પાસા ૧૨) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૨૮–૧૩) ખાના ૭) પાસા ૯) ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૧) ખાનું ૫) લેસેટસ ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૨) ખાના ૭) પાસા ૩) ખાના ૨૦) પાસા ૧) ખાનું ૧૯) પાસા ૨) ખાના ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૪) ખાના ૧૧) પાસા ૭) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૨૯–૧) ખાના ૨૨) પાસા ૨) ખાના ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૩) ખાના ૧૬) પાસા ૧) ખાનું ૨૮) પાસા ૪) ખાના ૧૭) પાસા ૫) ખાના ૭) પાસા

૩) લેસેટસ ૧) ખાનું ૭) પાસા ૫) ખાના ૭) પાસા ૭) ખાના ૭) પાસા ૧૭) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૩૦–૧૩) ખાના ૭) પામા ૫) ખાના ૧૦) પાસા ૭) ખાના ૪) પાસા ૨) લેસેટસ ૧) ખાનું ૪) પાસા ૭) ખાના ૧૦) પાસા ૨) ખાના ૩૧) પાસા ૪) ખાના ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૨) ખાના ૨૨) પાસા ૬) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૩૬–૫)ખાના ૨૫) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૭) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૧) ખાનું ૨૮) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૧૦) પાસા ૪) ખાના ૪)પાસા ૧) ઓપન લેસેટમ ૧) ખાનું ૪) પાસા ૪) ખાના ૧૦) પાસા ૨) ખાના ૭) પાસા ૫) ખાના ૭) પાસા ૧૧) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૩૨–૧૨) ખાના ૭) પાસા ૩) ખાના ૧૦) પાસા ૨) ખાના ૪) પામા ૧) ક્લોઝ લેસેટમ ૭) પાસા ૨) ખાના ૭) પામા ૧) ખાનું ૧) લેસેટસ ૪) પાસા ૨)ખાના ૭) પાસા ૨) ખાના ૪) પામા ૨) ખાના ૧૦) પાસા ૩) ખાના ૧૯) પામા ૧) ખાનું ૧૬) પામા ૧) ખાનું ૪) પાસા ૧) ખાનું ૪) પામા ૨) ખાના ૪)પાસા ૩)ખાના ૧૬) પામા ૩)ખાના ૧૦)પાસા ૫)ખાના ૫)સાંકળી ફેરવો.

હાર ૩૬–૫) ખાના ૭) પાસા ૫) ખાના ૧૯) પાસા ૩) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પામા ૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૧૬) પામા ૧) ખાનું ૧૩) પામા ૪) ખાના ૭) પામા ૩) ખાના ૪) પામા ૧) ખાનું ૧) ક્લોઝ લેસેટમ ૧) ખાનું ૭) પાસા ૧) ખાનું ૨) લેસેટમ ૭) પાસા ૨) લેસેટસ ૪) પાસા ૩) ખાના ૭) પામા ૩) ખાના ૪) પામા ૧૧) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૪–૧૧) ખાના ૭) પામા ૧) ખાનું ૧૦) પામા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ૯) લેસેટમ ૪) પાસા ૨) ખાના ૧૦) પામા ૪ ખાના ૨૮) પામા ૧) ખાનું ૭) પાસા ૧) ખાનું ૭) પાસા ૧) ખાનું ૭) પાસા ૪) ખાના ૭) પામા ૫) ખાના ૪) પાસા ૬) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૩૫–૧૨) ખાના ૭) પામા ૩) ખાના ૭) પામા ૨) ખાના ૭) પામા ૧) ખાનું ૭) પામા ૧) ખાનું ૫) પાસા ૫) ખાના ૭) પામા ૩) ખાના ૪) પામા ૯) લેસેટસ ૧,ખાનું ૪)પામા ૩)ખાના ૧૩)પામા ૧૦)ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૩૬–૧૦) ખાના ૧૩) પાસા ૩) ખાના ૪) પાસા ૧) ખાનું ૯) લેસેટમ ૪) પાસા ૩) ખાના ૭) પામા ૬) ખાના ૨૨) પાસા ૧) ખાનું ૧૯) પામા ૧) ખાનું ૭) પામા ૧) ખાનું ૧૦) પાસા ૩) ખાના ૭) પામા ૧૧) ખાના ૫)સાંકળી ફેરવો.

હાર ૩૭–૧૦) ખાના ૭) પામા ૨) ખાના ૧૦) પામા ૨) ખાના ૭) પામા ૧) ખાનું ૧૦) પામા ૧) ખાનું ૧૯) પામા ૭) ખાના ૭) પામા ૪) ખાના ૪) પાસા ૧) ખાનું ૨) લેસેટમ ૧) ખાનું ૭) પામા ૧) ખાનું ૭) પામા ૩) લેસેટમ ૪) પાસા ૪) ખાના ૧૦) પામા ૯) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૩૮–૧૦) ખાના ૧૦) પામા ૪) ખાના ૪) પામા ૧) ખાનું ૨) લેસેટમ ૪) પાસા ૩) ખાના ૪) પામા ૧) ખાનું ૨) લેસેટમ ૪) પાસા ૪) ખાના ૧૦) પામા ૮) ખાના ૧૩) પાસા ૨) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૭) પામા ૨) ખાના ૧૩) પાસા ૨) ખાના ૧૦) પાસા ૯) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૩૯–૮] ખાના ૧૦] પામા ૨] ખાના ૧૩] પાસા ૩] ખાના ૭] પામા ૧] ખાનું ૧૩] પામા ૧] ખાનું ૧૦] પામા ૧૦] ખાના ૭] પાસા ૫) ખાના ૧૬] પાસા ૨] ખાના ૪] પાસા ૨] ખાના ૧૬] પામા ૫] ખાના ૭] પાસા ૯] ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૪૦–૯] ખાના ૧૦] પાસા ૧૦] ખાના ૧૦] પામા ૧૦] ખાના ૧૦] પાસા ૧૦] ખાના ૭] પામા ૨] ખાના ૧૩] પાસા ૧] ખાનું ૭] પાસા ૩] ખાના ૧૬] પામા ૨] ખાના ૧૦] પામા ૭] ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૪૧–૭] ખાના ૧૦] પામા ૨] ખાના ૧૩] પામા ૪] ખાના ૨૫] પાસા ૫] ખાના ૧૬] પામા ૪] ખાના ૧૦] પામા ૮] ખાના ૭) પાસા ૧] ખાનું ૭ પામા ૮] ખાના ૧૦] પામા ૮] ખાના ૫] સાંકળી ફેરવો

હાર ૪૨–૮] ખાના ૧૩] પામા ૪] ખાના ૧૦] પાસા ૩] ખાના ૧૦) પામા ૪] ખાના ૧૩] પાસા ૩] ખાના ૨૮] પામા ૩] ખાના ૨૮] પામા ૩] ખાના ૧૬] પામા ૨) ખાના ૧૦] પાસા ૬) ખાના] ૫] સાંકળી ફેરવો.

હાર ૪૩–૬] ખાના ૧૦] પામા ૧] ખાનું ૧૯] પાસા ૩] ખાના ૨૫] પામા ૨] ખાના ૧૬] પામા ૩] ખાના ૧૩] પાસા ૩] ખાના ૨૮] પામા ૫] ખાના ૨૮] પામા ૧) ખાના ૫] સાંકળી ફેરવો

હાર ૪૪–૧૦] ખાના ૧૬] પામા ૯] ખાના ૧૬] પામા ૪] ખાના ૧૦] પામા ૭] ખાના ૧૩] પામા ૩] ખાના ૧૯] પામા ૨] ખાના ૪૦] પામા ૫] ખાના ૫] સાંકળી ફેરવો

હાર ૪૫–૫) ખાના ૧૦) પામા ૨) ખાના ૧૯) પામા ૩) ખાના ૧૩) પામા ૪) ખાના ૧૦) પામા ૧૦) ખાના ૧૦) પામા ૩) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૪૬–૩૦) ખાના ૭) પામા ૫) ખાના ૧૦) પામા ૫) ખાના ૭] પામા ૪] ખાના ૭] પામા ૪] ખાના ૧૯] પામા ૩] ખાના ૭] પામા ૫] ખાના ૫] સાંકળી ફેરવો

હાર ૪૭–૫] ખાના ૭] પામા ૪] ખાના ૧૯] પામા ૪) ખાના ૪) પાસા ૩] ખાના ૭] પામા ૩] ખાના ૧૦] પામા ૧) ઓપન લેસેટ ૧] ખાનું ૪] પાસા ૪] ખાના ૧૦] પામા ૨૭) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૪૮–૨૭] ખાના ૭] પાસા ૪] ખાના ૪] પાસા ૩] લેસેટમ ૪] પામા ૪] ખાના ૭) પાસા ૭] ખાના ૧૯) પામા ૪] ખાના ૭] પામા ૫] ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૪૯–૫] ખાના ૪] પાસા ૬] ખાના ૧૬] પામા ૪] ખાના ૧૦] પાસા ૫] ખાના ૪] પાસા ૩] લેસેટમ ૧] ખાનું ૪] પાસા ૩] ખાના ૭] પામા ૨૫] ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૫૦–૨૫) ખાના ૭] પાસા ૩] ખાના ૪] પાસા ૧] ખાનું ૨] લેસેટસ ૧] ખાનું ૪] પાસા ૩] ખાના ૭] પાસા ૩) ખાના ૧૦] પાસા ૧૨] ખાના ૧૦] પાસા ૫] ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૫૧–૬] ખાના ૧૦ પાસા ૯] ખાના ૧૦] પાસા ૪] ખાના ૪] પાસા ૨] ખાના ૪] પાસા ૨] ખાના ૪] પાસા ૧] ખાનું ૨] લેસેટમ ૧] ખાનું ૪) પાસા ૩] ખાના ૭] પાસા ૨૩) ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૫૨–૨૪] ખાના ૭] પામા ૨] ખાના ૪] પાસા ૧] ખાનું ૨] લેસેટસ ૪] પાસા ૩] ખાના ૪] પાસા ૧] ખાનું ૧] કનોઝ લેસેટ ૪) પાસા ૪] ખાના ૧૩] પાસા ૭] ખના ૧૦] પાસા ૬] ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૫૩–૭] ખાના ૧૩] પાસા ૩] ખાના ૧૬] પાસા ૪] ખાના ૪] પાસા ૧] ખાનું ૨] લેસેટસ ૪] પાસા ૨] ખાના ૪] પાસા ૨] લેસેટસ ૧] ખાનું ૪) પાસા ૨] ખાના ૭] પાસા ૨૨) ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૫૪–૨૩] ખાના ૭] પાસા ૨] ખાના ૭] પામા ૧] ખાનું ૧] લેસેટમ ૧] ખનું ૭] પાસા ૧] ખાનું ૩] લેસેટસ ૪] પાસા ૪] ખાના ૩૧] પામા ૮) ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૫૫–૯) ખાના ૨૨] પાસા ૫] ખાના ૪] પામા ૧] ખાનું ૬] લેસેટમ ૧] ખાનું ૪] પામા ૨] ખાના ૭] પામા ૨૨] ખાના ૫] માંકળી ફેરવો.

હાર ૫૬–૨૩] ખાના ૭] પાસા ૧] ખાનું ૮] લેસેટમ ૪] પાસા ૨૦) ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૫૭–૯] ખાના ૨૨] પાસા ૫] ખાના ૪] પાસા ૧] ખાનું ૬) લેસેટસ ૧] ખાનું ૪] પાસા ૨] ખાના ૭] પાસા ૨૦] ખાના ૫] માંકળી ફેરવો.

હાર ૫૮–૧૯] ખાના ૭) પામા ૨] ખાના ૭] પામા ૧] ખાનું ૧] લેસેટસ ૧] ખાનું ૭] પામા ૧] ખાનુ ૩] લેસેટસ ૪] પાસા ૪] ખાના ૩૧] પાસા ૮] ખાના ૫] માંકળી ફેરવો.

હાર ૫૯–૭] ખાના ૩૭] પામા ૪] ખાના ૪] પાસા ૧) ખાનું ૨] લેસેટસ ૪] પાસા ૨] ખાના ૪] પાસા ૨] લેસેટમ ૧) ખાનું ૪] પાસા ૨] ખાના ૭] પાસા ૧૬] ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૬૦–૧૬] ખાના ૭ પાસા ૨] ખાના ૪] પાસા ૧] ખાનું ૨] લેસેટસ ૪] પાસા ૧] ખાનું ૧] લેસટસ ૪] પાસા ૪] ખાના ૧૦] પામા ૩] ખાના ૨૫] પામા ૬] ખાના ૫] માંકળી ફેરવો.

હાર ૬૧–૬] ખાના ૧૦] પામા ૧] ખાનું ૧૦) પાસા ૬] ખાના ૬) પામા ૪] ખાના ૪) પામા ૨) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ૨) લેસેટમ ૧) ખાનું ૪) પામા ૩) ખાના ૭) પામા ૧૩) ખાના ૫) માંકળી ફેરવો.

હાર ૬૨–૧૩) ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૧, ખાનું ૨) લેસેટમ ૧) ખાનુ

૪ પાસા ૩) ખાના ૭) પાસા ૩) ખાના ૧૦) પાસા ૭) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૫) સાંકળી ફેરવો.

હાર ૬૨-૫) ખાના ૭) પાસા ૩) ખાના ૧૩) પાસા ૮) ખાના ૧૦) પાસા ૫, ખાના ૪) પાસા ૩] લેસેટસ ૧) ખાનું ૪) પાસા ૩) ખાના ૭) પાસા ૧૧) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૬૪-૧૧) ખાના ૭) પાસા ૪) ખાના ૪] પાસા ૩) લેસેટસ ૪) પાસા ૪) ખાના ૭) પાસા ૪) ખાના ૭) પાસા ૬) ખાના ૭) પાસા ૩) ખાના ૭) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૬૫-૫ ખાના ૭) પાસા ૫) ખાના ૭) પાસા ૩) ખાના ૧૩) પાસા ૪ ખાના ૭) પાસા ૩) ખાના ૧૦) પાસા ૧) લેસેટસ ૧) ખાનું ૪) પાસા ૪) ખાના ૧૦) પાસા ૯) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૬૬-૧૦) ખાના ૭) પાસા ૫) ખાના ૧૦) પાસા ૫) ખાના ૭) પાસા ૫) ખાના ૨૮) પાસા ૫) ખાના ૭) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૬૭-૫) ખાના ૧૦] પાસા ૪) ખાના ૨૮) પાસા ૬) ખાના ૧૦) પાસા ૧૦) ખાના ૧૦) પાસા ૮] ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૬૮-૯) ખાના ૧૦) પાસા ૭) ખાના ૧૩) પાસા ૩) ખાના ૧૦) પાસા ૨) ખાના ૨૨ પાસા ૫) ખાના ૭) પાસા ૬) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૬૯-૭ ખાના ૭) પાસા ૫) ખાના ૧૬) પાસા ૧) ખાનું ૧૯) પાસા ૨) ખાના ૧૯) પાસા ૩) ખાના ૧૩] પાસા ૫) સાંકળી ફેરવો.

હાર ૭૦-૯) ખાના ૨૮) પાસા ૫) ખાના ૨૨) પાસા ૨) ખાના ૪) પાસા ૫) ખાના ૧૦) પાસા ૮) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૭૧-૯) ખાના ૨૨) પાસા ૧) ખાનું ૭) પાસા ૧) ખાનું ૧૬) પાસા ૮ ખાના ૧૬) પાસા ૯) ખાના ૫) સાંકળી ફેરવો

હાર ૭૨-૧૦] ખાના ૧૦] પાસા ૯] ખાના ૨૬] પાસા ૧] ખાનું ૭] પાસા ૧] ખાનું ૧૯] પાસા ૧૦] ખાના ૫] સાંકળી ફેરવો.

હાર ૭૩-૮] ખાના ૧૦] પાસા ૫] ખાના ૪] પાસા ૨] ખાના ૨૨] પાસા ૭) ખાના ૧૦) પાસા ૯) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૭૪-૧૧) ખાના ૧૦) પાસા ૫) ખાના ૧૯) પાસા ૧] ખાનું ૧૬) પાસા ૫) ખાના ૭) પાસા ૭) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૭૫-૬) ખાના ૭) પાસા ૫) ખાના ૨૨) પાસા ૨) ખાના ૧૦) પાસા ૪) ખાના ૧૦] પાસા ૧૧) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૭૬-૧૨) ખાના ૧૦) પાસા ૭) ખાના ૨૮) પાસા ૪) ખાના ૧૦) પાસા ૫) ખાના ૫) સાંકળી ફેરવો.

હાર ૭૭-૫) ખાના ૭) પાસા ૫ ખાના ૨૮) પાસા ૬] ખાના ૭) પાસા ૧૨ ખાના ૫] સાંકળી ફેરવો.

લીલીએ ગભરાટથી કહ્યું; " હું તમને ઓળખતી નથી."

"પણ હું તને ઓળખું છું; અમેજ વનદેવતાઓ મનુષ્યોપર પ્રીતિ રાખીએ છીએ; પણ તેઓ અમને હાંકી કાઢે છે અને તેમની સાથે રહેવાનું કામ અમારે વાસ્તે અશક્ય બતાવે છે. તેઓ દારૂ પીએ છે, તમાકુની બીડીઓથી હવાને બગાડી નાખે છે. મોટા ઘાંટા પાડીને બોલે છે, અને ખડખડ હસ્યાં કરે છે, તેઓ પોતાના મનથી બધું સમજવાનો ડોળ કરે છે અને અમને વનદેવતાઓને ચીડવે છે પણ કેટલી વાર સારા સ્વભાવના પુરૂષો અને સ્ત્રીઓ અમને મળી આવે છે. હે પુત્રી! તું તેમાંની એક છુ, તારી મીઠું મરચું ભભરાવીને વાત કરવાની–અતિશયોક્તિની–ટેવ ભુલાવવા હું માગતી હતી. અને તેથી મેં વૃદ્ધ ડોશીનું રૂપ ધારણ કરી તને તે રૂપાની વીંટી આપી હતી હે લીલી! તારે હવે તે વીંટીની જરૂર રહી નથી. હું તે બીજાં બાળકો માટે તારી પાસેથી પાછી માગવા આવી છું; પણ તેના બદલામાં મેં તને કાંઇક નવીન આપ્યું છે. મેં તને વનદેવોને જોવાની શક્તિ આપી છે."

" અને તે નાની ઝુંપડી!"

" લીલી! મારી સાથે ચાલ."

તે વનદેવી આગળ ચાલી અને તેની સાથે લીલી ધીમે ધીમે ચાલવા લાગી. તેઓ તે તલાવ પાસે ગયા ત્યાં તે ઝુંપડી નહતી.

પછી તે વનદેવીએ થોડી મિનિટ સુધી પોતાની આંખ તે ખાલી જગ્યા પર સ્થિર કરી, એટલે તે બે વર્ષ પર જોયેલી ઝુંપડી દેખાવા માંડી.

" લીલી! અહીં જો! મારા સંકલ્પથી જ મેં આ ઝુંપડી બાંધી છે "

તે બળ દરેક મનુષ્યમાં રહેલું છે. પણ તે જાણતો નથી, અને કદાચ તે જાણતો હોય તો તે વાપરી શકતો નથી. મનુષ્યો ધારે છે કે અમે બધું જાણીએ છીએ, પણ અમે તેમના કરતાં ઘણું વધારે જાણીએ છીએ. કુદરતનાં રહસ્યો અમારી આગળ ખુલ્લાં પાનાં જેવાં લાગે છે. પણ મનુષ્યો કુદરતને ભૂલી ગયા છે. તેઓનું જીવન કેવળ બનાવટી બની ગયું છે તું હવે ડાહી છોકરી થઈ છે. તું સારી સ્ત્રી થજે અને સુખમાં રહેજે. આપણા મેળાપ વિષે કોઇને કહીશ નહિ. લોકો તને હસી કાઢશે જો કોઇ પણ વખત મારી ખપ પડે તો એકચિત્ત થઈ મને સંભારજે અને બોલજે કે " મારુતી, આવો " એટલે હું તરતજ ત્યાં આવી પહોંચીશ અને તને બનતી મદદ કરીશ

પછી તે વનદેવી ચાલી ગઈ, અને તેની સાથે તે ઝુંપડી પણ અદ્રશ્ય થઈ. લીલી ધીમે ધીમે ઘર તરફ વળી. પશુઓ અને પક્ષીઓ તેને દેખી હવે નાશી જતા નહતા અને ફુલો તેને માન આપવાને પોતાનાં સિર ઝુકાવતાં હતાં. ને બુલબુલ પક્ષીનું ગીત સમજતી હતી; કારણકે તે પણ તેમાંની એક બની હતી. તે હવે દીક્ષિત થઈ હતી.

તે લીલી મોટી વયે સારી સુશીલ સ્ત્રી નીવડી અને પોતાનાં બાળકોને પણ એવી રીતે કેળવ્યાં કે તે પણ મારુતીના આશીર્વાદ મેળવવાને ભાગ્યશાળી થયાં.

( થીઓસોફીસ્ટના ફેબ્રુઆરી ૧૯૧૯ ઉપરથી ).

યૂરોપની યાદવાસ્થળીમાં શત્રુરાજ્યોના મુખ્ય નેતા

માજી જર્મન શહેનશાહ.



કૈસર વિલિયમ બીજો.

સાંપ્રત રૂશિયાના રાજ્યકર્તા.



લેનિન અને ટ્રોટ્સ્કી.

# સુન્દરી સુબોધ ** માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી–પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,–સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે

પુ ૧૬ મું. ] માર્ચ–એપ્રીલ, ૧૯૧૯. [ અંક ૩-૪.

## सरस्वती.

## स्त्रीओ अने अंग्रेजी केळवणी.

स्त्रीओने अंग्रेजी केळवणीनी जरुर छे के नहीं ए विषे; पण बे बोल कहेवानी जरुर छे मने तो लाग्युं छे के–आपणा साधारण क्रममां स्त्री अथवा पुरुष बेमांथी एकेने सारु अंग्रेजी आवश्यक नथी. कमाणोने अर्थे अने राज्यप्रकरणी प्रवृत्तिने सारुज पुरुषोने अंग्रेजी भाषाना ज्ञाननी जरुर होइ शके. स्त्रीने नोकरीओ शोधवानी के वेपार करवानी उपाधि विषे हु मानतो नथी एटले अंग्रेजी भाषानुं ज्ञान थोडी स्त्रीओज लेशे, जेने लेवुं हशे ते पुरुषोने सारु स्थपायली शाळामांज लइ शकशे. स्त्रीओने सारु स्थपायली शाळामां अंग्रेजी दाखल करवुं ए आपणो पराधीनताने लंबाववानुं कारण थइ पडशे अंग्रेजी भाषामां रहेलो भारे खजानो जेम पुरुषोने तेम स्त्रीओने मळवो जोइए. ए वाक्य में घणे मुखेथी सांभळ्युं छे अने घणे ठेकाणे वांच्युं छे हुं नम्रतापूर्वक कहीश के–आमां कांइक भूल थाय छे. पुरुषोने अंग्रेजी खजानो आपवो अने स्त्रीओने नहीं एवुं तो कोइ कहेतुं नथी. जेने साहित्यनो शोख छे ते आखी दुनियानुं साहित्य समजवानी इच्छा करशे तो तेने रोकी राखनार आ जगत्मां जन्म्युं नथी पण जनसमाजनी हाजतो समजीने ज्यां केळवणीक्रम घडायलो होय त्यां उपर जणाव्या एवां साहित्य प्रेमीने सारु योजना न घडी शकाय, एवांने सारु आपणा उन्नति काळमां जूदी जूदी संस्थाओ जेम यूरोपमां छे तेम,

ડ્રામ, અમદાવાદ શહેર ૧૪-૪, અમદાવાદ જીલ્લાના ઇતર ગામમાં ૧-૦, ખેડા જીલ્લાના ગામડાંમાં ૬-૪, (આબકારી રીપોર્ટ ૧૫-૧૬).

મુંબાઈથી વધારે પીનાર કાંપવાળાં શહેરો તો આપણા ઇલાકામાં છે. પણ તેમાં દારૂ નિષેધ મંડળીઓ નહીં હોય માટે તે લીધાં નથી. વિચારવાનું એ કે દારૂ પીવાથી શારીરિક અને ધાર્મિક હાની હોવાની વાત સર્વમાન્ય હોવા છતાં શહેરમાં સુધારાવાળાં હોવા છતાં એ બદી ચૌદથી બાવીસ ઘણી ત્યાં વધારે અને ગામડામાં ઓછી તો સંસ્થાઓ ગામડાંની સારી કે શહેરની? અને શહેરોમાં સ્વચ્છંદ વધારે હોવા સિવાયનું કારણ શું કલ્પાય? વધારે ભણેલાં શહેર સ્વતંત્રતાનો સ્વચ્છંદતામાં ઉપયોગ કરે છે તો સ્વચ્છંદતા રોકનાર કુટુંબ, જ્ઞાતિ અને ગુરૂનો ધાર્મિક બોબો કેમ તોડવો? અને ધર્મ રહિત આર્થીક પ્રવૃત્તિઓ શામાટે પોષવી? વાર દારૂ પાછળ નાણાં કેટલાં જાય છે.

## દર દશ હજારની વસ્તીએ ફુલ.

મુંબાઈ રૂ. ૬૫૫૧૨, અમદાવાદ જીલ્લો રૂ. ૭૫૩૨, ખેડા જીલ્લો ને પંચમહાલ જીલ્લો રૂ ૨૭૩૭, (આબકારી રીપોર્ટ ૧૫-૧૬)

આને ઈસમવાર કરીએ તો ખેડા જીલ્લામાં દર માણસે ૦-૮-૦, અમદાવાદ જીલ્લામાં ૦-૧૨-૦, મુંબાઈમાં ૬-૮-૦ થી વધારે ખર્ચ આવે છે.

આર્થીક લાભ વધારી અમદાવાદ ત્રણુઘણું, મુંબાઈ છવીસઘણું નાણું હમારાં કરતાં દારૂમાં ખર્ચે છે. આને જ ધર્મ રહિત, અર્થ કામ કહેવાય. અને સુધારી ન શકાયે તો એ અર્થ જ ત્યાજ્ય છે, ધર્મ ત્યાજ્ય નહી. કેમકે એ અર્થથી અન્ય પણ "મનુષ્ય જન્મનો આદેશ" તોડી પશુવૃત્તિ વધારનાર ફળ છે જેમકે-દારૂ પી તોફાન કર્યાના ગુન્હાઃ—

| વસ્તી. | ગુન્હા. | વસ્તી | ગુન્હા. | વસ્તી. | ગુન્હા. |
|---|---|---|---|---|---|
| મુંબાઈ ૯૭૯૪૪૫ | ૪૧૨૦ | અમદાવાદ જીલ્લો ૮૨૭૮૦૯ | ૮૧ | ખેડા જીલ્લો ૬૯૧૭૪૪ | ૩૮ |

વસ્તીના પ્રમાણમાં અમદાવાદમાં બમણા પણ મુંબાઈમાં તો એંશીઘણા ગુન્હા!!

કમાવા ઘર છોડવું, પશુવૃત્તિઓ પોષવી, અને શરીર તથા નીતિધર્મ એકલાં રહી ગુમાવવો. છતાં મુબાઇને સુધરેલું કહેવું એ તે ભાષાનો દુરૂપયોગ કે બીજું કાંઈ. એવો જ સુધારો ચાલુ રહે તો યુરોપ જેટલું ખર્ચ કરતા થઈએ. યુરોપમાં માણસ દીઠ દારૂનું ખર્ચ પા. ૩ શી. ૧૦ પેન્સ ૧૦ (ચેરિટિ રજીસ્ટર ૧૯૧૬).

એટલે હાલના બજાર ભાવે રૂ. ૫૦) ઉપરાંત માણસ દીઠ આવે છે તેટલે નહીં પોચો તેનો ઇલાજ દેખાડશો અને આપણુ સર્વ તેટલે જવું ચાલુ રાખીશું તો મુંબાઈને તો માત્ર આઠઘણું પણ હમારે તો હાલ કરતાં માણસ દીઠ ૨૦૦ ઘણું ખર્ચ વધશે. અને પ્રમાણમાં હાની પણ થશે. હાલ આટલેથી વીરમીશું અને દેશના નેતાની સૂચનાઓ કે ટીકાની રાહ જોઈશું. દેશોદય સીવાય ભાવનાથી આ લખવું નથી છતાં કોઇને અરૂચીકર લાગે કે ભુલ હોય તે માટે ક્ષમાની યાચના છે. સુજ્ઞેષુ કિંબહુના.

—※—

# ઉંચ જ્ઞાતિના અગ્રેસરોને વિનંતિ.

## વિચાર કરો! ઈશ્વરથી ડરો!

### તમારી અબોલ પુત્રીની વારે ધાઓ!

( ૧ ) સ્ત્રીએ 'પતિને ઈશ્વર ગણુવો' અને પત્ની મરી ગઈ એટલે પુરૂષ 'ઘાડું ભાગ્યું' એમ સમજે (કેમકે તુરત પરણી બેસે) એ ન્યાય! સમજશક્તિને કબુલ! કે કાંઈ વિચારવા જેવુ ખરૂં! ઈશ્વરથી ડરી સત્ય કહો! વિચારો!

( ૨ ) ઈન્ફલુએન્ઝા અને મરકી જેવા ચેપી રોગથી સ્ત્રી પુરૂષો બન્ને મરે તેમાં પુરૂષ ગમે તે ઉમ્મરે ગમે તેટલીવાર ફરી લગ્ન કરે અને સ્ત્રી કે (પરણેલી કન્યા) તેનો પતિ મરે તો જન્મ સુધી રંડાપો ભોગવે ઈશ્વરી કાયદાથી નહીં પણ સ્વાર્થી પુરૂષોએ પોતે કાયદો બાંધનાર થયા એટલે પોતાનો સ્વાર્થ પુરો સાચવી સ્ત્રીઓને આખી જીંદગી ફરજ્યાત રંડાપો ભોગવાવવા કાયદો બાંધી-રંડાપાનો દોષ બાઈના કર્મ ઉપર નાંખી-જીવતાં સડબડવા દેવામાંજ ખાનદાનીયતપણું! અને ધર્મ સચવાય! આજના કેળવણીના ફેલાવાના સમયમાં ચાલી શકશે! તમે સ્ત્રી થઈ વિચાર કરો કે તમે સ્ત્રી હોત તો તમે પુરૂષને ન્યાયી કહી શકત! ઈશ્વરથી ડરી વિચારો ને સ્ત્રીઓની વારે ધાઓ!

( ૩ ) જે કોમમાં પુનર્લગ્નની છુટ છે તેના કરતાં તમે કે તમારી વિધવાઓ (અરે બાળ વિધવાઓ) વધારે સુખી છો! તેઓની સ્ત્રીઓને કર્મનો કાયદો લાગુ નહિં! ઉંચ જ્ઞાતિને તે લાગુ હોય તો તેમાં પણ પુરૂષને લાગુ નહિં ને એકલી સ્ત્રીનેજ લાગુ! વિચારો! વિચારો! તમારે મુછ છે તેને સ્ત્રીઓને અન્યાય આપી પુછ ન બનાવો વિચારો! વિચારો!

( ૪ ) લક્ષ ગાયત્રી મંત્રના જપથી જે પુણ્ય નથી તે એકવાર સમજી અનુકરણ કરવાથી છે, તમારી બુદ્ધિને પ્રેરવા ભલામણ-તેનું પરિણામ—અંધપરંપરા અજ્ઞાન-વિચાર શુન્યપણું-ધર્મને ખાનદાનીયતને નામે તમારી પુત્રીઓ ઉપર જુલમ-તેને અન્યાય-પ્રભુ હવે નહિ સાંખે! ગાયત્રી મંત્રના અભિમાની-વિચારો, અજ્ઞાન દુર કરો!

( ૫ ) લાખો નિર્દોષ બાળાને તમારા સ્વાર્થી કાયદાથી છોડી સુખી કરી આશિષ લ્યો! આશિષ લ્યો!

વિનંતિ.

( માંગરોળ-કાઠીયાવાડ ).

(ડૉ.) રવીશંકર ગણેશજી અંજારીયા.
(વે. મૂ.) પાઠક કૃપાશંકર પ્રભુશંકર.
(શેઠ) દેશાઈ માણેકલાલ હરખચંદ.
દુઃખી સ્ત્રીઓનાં આંસુ ન જોઈ શકનાર.

---

નોટ—(સહી કરનારા પૈકી રા. રવિશંકરે શંકાઓ છપાવ્યા બાદ ઘણાંના ઉદ્‌ગારથી અમે સમજી શક્યા છીએ કે ઘણાઓનું વલણ પુનર્લગ્નની વિરૂદ્ધ મટી-તે તરફ ઢળતું જણાય છે એટલે પુનર્વિવાહનો ફરજીયાત અટકાવ ન હોવો જોઈએ એમ ઘણાંને જણાય છે તેથી તે સંબંધમાં વધારે ચળવળ થવા જરૂર છે માટે જેઓ કુમળા હૃદયના હોય ને સ્ત્રીઓનાં દુઃખને પોતાનાંજ સમજતા હોય તે તે સંબંધે વિચાર કરી પુત્રીઓને દુઃખમાં પડવા યત્ન કરશે તો અમારા ઉપર ઉપકાર થશે.

## काव्यकुंज.

# " હમે તો ભારતનાં સંતાન. "

લેખક—બ્હેન શ્રી કંચન બ્હેન.

( મહાડ )

ભારતના સંતાન, હમે તો ભારતનાં સંતાન,
ભેળાં માનાપમાન —હમે તો૦

તન જુદાં પણ મન જુદાં નહિં,
આત્મા એક નિદાન,
નહિં વિભક્ત બનેલાં આપણ હમ,
નેતા થયા શ્રી મહાન —હમે તો૦

દ્વી કર લ્હોપે એક અગતા,
ભિન્ન કહો ક્યમ પ્રાણ ?
એકજ-એક હમારા અંતે
રામ અને રહેમાન ! —હમે તો૦

ખીલવી વાડી ભરપુર રંગે,
અનુપમ ઓજસ ધામ
સાઠ કોટી હમ હસ્તો ભરશે,
ભરવા થયાં ફરમાન. —હમે તો૦

ગુંજવી ગાણુ, દિલથી ચ્હાશું,
ભારત જ્યોતિ નિધાન
આર્ય-ઐક્યની પ્રેમ પતાકા
ફરકે, રહેમાં ગુલ્તાન ! —હમે તો૦

# નવા વર્ષની આશીષ.

લેખક—બ્હેન શ્રી "યોગિની."

( હરિગીત )

આ વર્ષ નૂતન હો મુબારક, ઓ સખી વ્હાલી ! તને,
આશીષ અર્પુ હર્ષથી, પતિ પુત્ર સહ સુખી થને,

રૂહિણી તણું જે ઉચ્ચ પદ,' પ્રભુએ' તને' અર્પેલ છે,
'ચ્હાવુ અનેસ્હેવું'સખી એ, મત્રથી ઝગકાવજે.

ઝગકાવજે— વિકસાવજે— તુજ આત્મને ઉદ્ધારજે,
તુજ કાન્તને પ્રભુસમ લહી, સંસાર સ્વર્ગ ઉતારજે,
નારી જીવન કેરી સફળતા, ભક્તિ પતિની, પ્રિય સખી!
પતિ સેવ વિણુ આ જગતમાં, શુભ નારીને બીજુ નહી

તુજ સ્નેહનાં તન્મય બની, આશીષ અર્પું આ તને,
આદર્શ નારી! બ્હેન થઈ, સંસાર સુખ સહુ પામજે,
પામો અનુપમ શાન્તિને, દીર્ઘાયુ થાઓ દંપતી,
એ નવીન વર્ષની પ્રાર્થના, પ્રભુ પાસે મુજ, વ્હાલી સખી!

---

# શાન્તિ—ધામ.

લેખક—બ્હેન સૌ "ચારૂ."

(દ્રુતવિલમ્બિત)

પવન આમ ફરો સરવે દિશે નીરખીયુ સ્થળ શાંત કહી તમે ?
નીરખી ક્યાંઈ મનોરમ ખીણુ જ્યાં, મનુજનાં શ્રમ—દુ:ખ વીરામતાં,
"નથી—નથી સ્થળ એવુ ભૂમીપરે", પવન મંદ ગતિ કરીને કહે,
નિધિ! અહો અતિ ગંભિર છો, સુણી વિનતિ દયા દિલમાં ધરો

કઈક ટાપુ હશે તમ ઉદરે, નવ જરી જહીં શોક કદી પીડે,
જહીં સદા સુખ વાસ કરી રહે, અમર પ્રેમ નીરંતર જ્યાં વસે
કરી તરંગ ધીમા ઉદધી વેદ "નહી—નહી મમ પાસ નથીજ તે",
રજની ને ભૂમી સાથ રમત તું, સુણ શશી! વિનતિ કરીને કહું

નીત પ્રવાસ કરો જગમાં તમે, સુખભર્યું કંઈ સ્થાન દીઠુ હશે,
જહીં મનુજ તણાં દુ:ખ નાસતાં, વળી જહીં ઉર પામત સ્વસ્થતા
સુણી શશી મૃદુ શોક સ્વરે કહે, "નથી—નથી સ્થળ એવુ કહીં, ખરે!'
હૃદયમાં વસતા મુજ આત્મ તું! પ્રણય—આશ તણી પ્રીય દેવી તું!

કરી કૃપા જરી કઈંક કહો તમે, કહંક સ્થાન દુ:ખી જનને હશે ?
હૃદયનાં દુ:ખ શોક ટળે બધા, શ્રમ અને વળી પાતક નાસતાં,
નય નથી ટળતાં વળી આંસુડાં, મનુજ જ્યાં ફરીથી સુખીયાં થતાં,
મૃદુ સ્વરોથી વદી મહી દેવતા "સુખ બધાં મળતે નકી સ્વર્ગમાં"

---

## "પ્રિયતમને પુષ્પ છાબડી."

લેખકઃ—બ્હેન સૌ. મીઠીબ્હેન.

ભરેલી પ્રેમ પુષ્પોથી, લીઓ આ છાબ તો વ્હાલા !
રસિક પુષ્પો સુશોભિત છે, મીઠી સુગંધ છે, પ્યારા !

પ્રેમ વર્ષામા રોપીયાં શાન્તિ બીજ ધરી હેત,
વય વસન્તમાં વિકસીયાં પુષ્પ સુગંધ સમેત;

મધુર પ્રેમે મધુરાં ને ખીલેલા સ્વચ્છ વેલીનાં,
સીંચેલા પ્રેમથી ભીનાં લીયો ને પુષ્પ આ, પ્યારા

છે પ્રેમી આ પુષ્પનો વ્હાલી ! અતિ સુવાસ,
તે મતુની આ છાબમાં મીઠી સુગંધીત વાસ.

સીંચી છે બાળપણમાંથી સુભાષાને ઉરે ધારી,
ફુટયાં અંકુર ને પુષ્પો, તમો માલીક છો માળી

શુષ્ક વેલ સુધારવા, કીધો અતિ પ્રવાસ,
નવ પલ્લવ પ્રેમે કરી, લેવા પુષ્પ સુવાસ.

મળ્યો ભ્રમરો સુભાગ્યે તો સુણ્યા ગુંજારવો પ્યારા,
મધુરાં પુષ્પ ખીલાવ્યાં હવે સુવાસ લ્યો વ્હાલા.

---

## અસ્થાને કળી.

લેખકઃ—બ્હેન સૌ. સગુણા.

( રાહ—હું તો પ્રેમની જોગણ પીયુને શોધવા ચાલી )

ઉપવન વીશે વીકસી હતી. કહો તે કળી ગઈ ક્યાં ?
પૂરૂં ખીલ્યા વીણ પુષ્પ, તેનો તોડનારો ક્યાં ?
અરેરે એ કળી ગઈ ક્યાં ?

સુપાત્રને હસ્તે જતાં પરિમળ પ્રસારત એનું રે,
કોઈ ભક્ત જન લઈ જાત તો શિવ શિર ચડત એ,
અરેરે શોધું એને ક્યાં ?

કોઈ યુવતીની વેણી વીશે શણગાર શોભિત તે,
મનરંજનાર્થે સુરભ, પ્રિયને હસ્ત ઓપત એ,
ફુટી નવ નાંખતે, અરેરે ?

જે માળીએ નીર સીંચીને વીકસાવીયુ એને
મૂકને શુ દીધુ તોડવા ? પણ હેક કચર્યું છે!
પરિમળ ક્યાં છુપાઈ રે!

ઝૂમાય કવખતે, ગઈ રોળાઈ રે જ્યાં ત્યાં!
લેખ લેખ લખનારી વિધાતા ગઈ છુપાઈ ક્યાં.
દુ:ખી દીન દાઝતુ અહાહા!

—※—

# બંધુ વિરહ.

લેખક — બ્હેન શકીનાબાઈ અબદુલ્લાભાઈ.

( મન્દાક્રાન્તા )

બાપુ! તારો વિરહ લખવો કેમ હુથી બને એ?
મારે તારી લખવી કવિતા વ્યર્થ એ સત્ર છે રે
તોએ આજે વિરહ લખવા આમ પ્રેરાઉં બાપુ!
પ્રેરાઉં છુ પણ જિગર તો રે બળી ખાક થાતુ!
બાપુ! દુ:ખી અમ જીવનમાં અંધની લાકડી તુ
વ્હાલા બંધુ! અમ જીવનનો એક આધાર તો તું
ત્હારા વ્હોણું રડતુ કુળ આ કેમ જોઈ શકાશે?
બંધુ ત્હારા વિણ અમ તણો કોણ આધાર થાશે?
કોણે, બાપુ! દિન દુર્ભાગ્યિણ, રીસ હૈયે હતી શું?
તુ તો, બાપુ! સમજુ સહુથી, રીસ કો'દિ કરે શું?
રહેવાસે રે ક્યમ અમથી આ, બાપ! વિયોગ તારો!
લાગે હાવાં વિભવ સઘળો ઝેર જેવો અકારો!
દેસાણીના કુળ ભૂષણ તું, રત્ન જેવો થયો હા!
હારેલુ તે સઘળુ વિધિએ ધુળધાણી કર્યું, હા!
ત્હારી માનો તુજ વિણ, અહો! જીવ ઉડી ગયો રે,
મૃત્યુ પામી, તુજ વિણ ભલા કેમ જીવી શકે એ?
નિર્માયુંતું તુજ જીવન તો અસ્ત થાવા અમૂળે,
પાસા નાંખે વિધિજ અવળા, જોર ત્યાં કોનું ચાલે?
વ્હાલા! તેં તો જખમ દિલના છેક ઉંડાજ દીધા,
આવા ઉંડા જખમ જરી ના કોઈ કાળે રૂઝાતા.

ત્હારૂં મીઠુ વદન મુજથી કેમ ભૂલાય રે, રે,
ભોળુ ત્હારૂં સરલ હૃદયે યાદ આવ્યા કરે, રે,
સૂનું લાગે જગત સઘળું બાગ ને વાડીઓ રે,
સૂના મ્હેલો, સૂનીજ સઘળી મ્હેલની બારીઓ રે!

બંધુ ! ત્હારા સમ જગતમાં વ્યક્તિ બીજી હશે શું ?
ત્હારા જેવું સરસ દિલડું કોઈનું એ હશે શું ?
બંધુ ! ત્હારાં વચન સઘળાં બોધ આપે અનેરાં,
વ્હાલા ! ત્હારૂં વિમળ મનડું, દોષ શોધ્યા જડે ના.

વ્હાલા ! ત્હારૂં ગમન મુજથી સાંભળી ના શકાતું;
વીરા ! ત્હારૂં દરદ દુઃખ રે વીસરી ના શકાતું:
વીસાર્યો તે કદિ પણ, અહો ? વીસર્યા કેમ જાએ ?
સંભારૂં ને મુજ જિગર તો છેક ચીરાઈ જાએ !

વીરા ! ત્હારો વિરહ મુજથી કેમ રે રે ખમાએ ?
ફુટ્યું ના આ કઠણ હઈડું, કેમ આવું લખાએ ?
બાપુ ! ત્હારો શબ વહન તે કેમ જોઈ શકાયું ?
જોયા પ્હેલાં મુજ જીવન રે, અંત ના કેમ આવ્યું ?

આત્મા દષ્ટા અજ–અમર છે, જેમનો તેમ જાણું,
આ સંસારે શરીર મરતું શાસ્ત્ર સાચું પ્રમાણું;
એવું જાણું તદપિ દુઃખ આ, કેમ સેવાય હુંથી ?
બાપુ ! આ તો અવધિ દુઃખની, દુઃખ બીજું શું એથી ?

શક્તિ છે ના હૃદય ગત સૌ ભાવ આલેખવાને,
શક્તિ છે ના સુદૃઢ મમતા બંધને છેદવાને;
ભાઈ ! ત્હોરા વિરહ દુઃખથી અશ્રુ ધારા વહે છે...
લ્યોને, બાપુ ! અરપણ કરૂં આ નિવાપાંજલિને.

---

# કોયલડી પણ સુર પુરશે હો તે સમે.

લેખક—શ્રીયુત "કુસુમાકર" (બી. એ.)

( મરણી. )

ઉચેરાં આકાશે મયશો ઉડવા,
ઉગતાં ઉરમાં કંઈ રમણીય અભિલાષ જો.

સેવાનાં સ્વપનાં ધડતાં જન મંડળે,
પ્રસરાવી રેશો જીવન સુવાસ જો

આત્માની પણ ખીલશે લલિત વસંત જો.
પુરમંત્ર અનંતાં પ્રાણ પ્રેરશો પ્રેમથી,

આત્મા ઝરશે પુણ્યામૃતની ધારજો,
દયા મંહી ગળી પડશે કરુણ પ્રસંગમાં,
જનહિતના થાશે હૈરમાં ધબકારજો,
કોયલડી પણ સુર પુરશે હો તે સમે.

---

## કંઇ સારૂં છે નરસાઇમાં.

લેખક—શ્રીયુત 'જિજ્ઞાસુ'

છે જગ્ત આ વિષનું ભર્યું પણ વિષ મહીં કંઈ સાર છે,
કાંટા ગુલાબે, હા ! સુગંધી રહોય અપરંપાર છે;
બહુ દુષ્ટતા જેમાં ભળી સારાઇને કંઈ અશ ત્યાં,
એ ક્રમ ખરે ! છે કુદરતી, કંઈ સારૂં છે નરસાઇમાં.

દુખથી નિરાશ જ, માનવી ! તુ ના બનીશ, ધીર ધારજે,
છે રે નિરાશા હૃદયમાં, પણુ આશ કંઈ છૂપી હશે,
દુખડાં પડે મત્યો પરે તે કાંઈ સુખ વધારમાં,
એ ક્રમ ખરે ! છે કુદરતી, કંઈ સારૂં છે નરસાઇમાં.

કીરતાર જે આ જગતનો ખોટું કરે નહિ એ કદી,
એ સત્ર હરનિશ હૃદયમાં સ્મરજો તમે વિશ્વાસથી,
કલિ કાળને જન દુષ્ટ કહે, શુભ ગુણ હશે દુષ્ટાઈમાં,
એ ક્રમ ખરે ! છે કુદરતી, કંઈ સારૂં છે નરસાઇમાં.

---

## સ્મિત ઓષ્ટ ચુમ્યા કરે !

(શ્રીમાન્ રવીન્દ્રનાથ ટાગોરકૃત The crescent moon—"ઇન્દુકલામાંથી)

લેખક—રા. રા. મોતીલાલ બાવાલાલ પુરોહિત.

બાલકની ચક્ષુ પર આવી,
જે નિદ્રા લે છે વિશ્રામ,
વિદિત કોઇને છે આ જગમાં,
એ દેવીનું પાવન—ધામ ?
વન નિર્જન કોઈ જ્યાં હેયે,
જ્યાં હોયે ખદ્યોત—પ્રકાશ;
પુષ્પોની બે કલિકા વચ્ચે,

તે છે દેવી કેરો વાસ.
બાલકના ઓષ્ઠો પર વિલસે,
સદૈવ જે સ્મિત ને આનંદ;
બતાવશે કોઇપણ મુજને,
એ સ્મિતના ઉદ્‌ભવનું સ્થાન ?
બાલ શશિનું કિરણ એક જે,
શરન્મેઘમાં થયું જ લીન;
ત્યાંથી નિશ્ચે સૌથી પહેલું,
ઉપજ્યું મધુરૂં સ્મિત નવિન,
લાગી અરે! નિજ ધામને, નિદ્રા સદા જગમાં ફરે;
મધુરૂં વળી સ્મિત અવનિમાં, નિશદિન સુબોધ સુમ્યા કરે;

---

# રડતી ચક્રવાકીને.

શ્રીયુત્ 'મલયાનિલ' (બી. એ., એલ એલ બી.)

(રાગ –ભૈરવી ગઝલ–તાલ–પિસ્તો.)

હજી રાત છે એ ચક્રવાકિ! બોલ ના બોલો બ્હીતા,
અંધાર છે અલિ! અવનિમાં જો તારલા ઝળકી રહ્યા.
ઉંઘાયલી છે જ્યોત, ઉષા ક્યાંય હા! ફરકી નથી,
છે શાંત, જો, મર, નાશીકા કંઈ વાયરા વાઈ રહ્યા.
જાણું નકી, તુજ નેનની નીચી નમી નથી પાંદડી,
નિશ્વાસ દે, નિશ્વાસ ત્હારો ના હજી પૂરા થયા
ઉડી નથી હજી આભથી નિદ્રા તણી લ્હેરી મીઠી,
જો, ગુંજતા નથી કુંજમાં અલિ! અબ્જ ના ખોલી ગયા.
હા! હારમી કીકીયારી ના પાડીશ. એ વિરહાતુરી
ચીરાય છે, બ્હીવાય છે જો, હંસ જોડ, પ્હણે સુતા?
રોઈશ ના, હીજીશ ના, ત્યાં ઉગશે ભાનુ નકી
પણ વાર છે–અલિ! વાર છે. હજી દૂર તેજ બહુ રહ્યાં,
હજી દૂર તેજ બહુ રહ્યાં, સંમેલનોય દૂરે રહ્યાં,
હા! વાર છે. આંસુતણાં ઝરણાં હજી ઝરવાં રહ્યાં.
ઝરણાં મહીં ન્હાવાં રહ્યાં, ઝરણાં મહીં ડુબવાં રહ્યાં
હજી વાર છે, હજી વાર છે, વિરહો સહી ગાળવા રહ્યાં.

---

# " વિભુને વિજ્ઞપ્તિ. "

લેખક—રા રા. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

(હરિગીત)

(૧)

અજ્ઞાનતમનો નાશ હો, સુજ્ઞાનનો વિસ્તાર હો,
સ્થળે સર્વથી દારિદ્રયરૂપી કાળનો સંહાર હો;
હર એક હિન્દુના હૃદયમાં ધર્મનો સંચાર હો,
સર્વેશ! ભારતવર્ષનો સત્વર હવે ઉદ્ધાર હો

(૨)

સહુ શોક ચિંતા મૂળનો વિધ્વંસ થઈ જાયે સરી,
કર્ત્તવ્ય પથમાં વિઘ્ન કે બાધા જરી આવે નહિ;
શુભ પુણ્યમય આચાર હો—ઔદાર્યમય વ્યવહાર હો,
સર્વેશ! ભારતવર્ષનો સત્વર હવે ઉદ્ધાર હો

(૩)

પારસ્પરિક વિદ્વેષ-ઈર્ષ્યા સર્વથા વિભુ! શાન્ત હો,
અમ દેશ આર્યાવર્ત્તમાં સત્પ્રેમનું સામ્રાજ્ય હો;
કલ્યાણકર શુભ ઐક્યનો અનુદિન અશેષ પ્રચાર હો,
સર્વેશ! ભારતવર્ષનો સત્વર હવે ઉદ્ધાર હો.

(૪)

અમ માતૃભાષાનો અમારો પ્રેમ હાર્દિક ફરી વધો,
અમ આર્ય હિન્દુ જાતિ ઉન્નતિના શિખરપર જઈ રહો,
હરિ! એક સ્વરથી હિન્દ હિન્દી નામનો ગુંજાર હો,
સર્વેશ! ભારતવર્ષનો સત્વર હવે ઉદ્ધાર હો.

(૫)

આલસ્ય—રદનો ત્યાગ કરી સહુ દેશનાં દુખડાં હરે,
નિજ બુદ્ધિ બળથી સ્વદેશને ધન ધાન્ય પરિપૂરિત કરે,
વળી ફરી અમારી જ્ઞાન પ્રતિભા પર ચકિત સંસાર હો,
સર્વેશ! ભારતવર્ષનો સત્વર હવે ઉદ્ધાર હો.*

* હિન્દી ઉપરથી થોડા ફેરફાર સાથે

# कर्मक्षेत्रः चारित्र्य अने उद्योग.

# ક્ષાત્રવૃત્તિની સ્ત્રીઓ.

લેખકઃ—રા. રા. સીતારામ જે. શર્મા.

## પ્રસ્તાવઃ–

ક્ષાત્રવૃત્તિનો સ્વીકાર કરીને હથિયાર ચલાવવાના લશ્કરી કામ માટે ઘણી સ્ત્રીઓ તૈયાર થાય તે વાત અસંભવિત છે; પરંતુ યુદ્ધમાં સહન કરવાં પડતાં સંકટોને નહિ ગણકારતાં પુરૂષોની માફક યુદ્ધમાં ભાગ લેનારી સ્ત્રીઓની પ્રશંસા ન કરવી તે પણ અશક્ય છે. જો આપણે વિવિધ દેશોના સૈન્યનો ઇતિહાસ ઢુંઢવા જઇએ તો સ્વયંસ્ફૂર્તિથી હાથમાં શસ્ત્ર લઈ સ્વદેશની લાજનું રક્ષણ કરવા માટે આગળ આવેલી યુવતીઓનાં અસંખ્ય ઉજળાં ઉદાહરણો દ્દષ્ટીએ પડે છે. પૂર્વ અને પશ્ચિમ ઉભય દિશાના દેશોમાં લશ્કરી ઇતિહાસનું નિરીક્ષણ કરી જોતાં યુદ્ધને પ્રસંગે, યુદ્ધને અંગે કરવામાં આવતાં ન્હાનાં–મ્હોટાં કાર્યો ઉપરાંત, શસ્ત્ર ગ્રહણ કરી સમરાંગણોમાં ઝૂઝનારી વીર નારીઓના જ્વાજલ્યમાન દષ્ટાન્તો ઘણાંએ મળી આવે છે. ત્હેમાંથી થોડાંક આ લેખમાં આપવામાં આવ્યાં છે; કે જેથી જાણી શકાય કે વખત આવે છે ત્હારે સ્ત્રીઓ પણ સ્વદેશને ખાતર રણસામગ્રી બનાવવાનાં કે એવાં બીજાં સાધારણ કામો કરીને બેસી રહેતી નથી; પરન્તુ પોતાના વહાલા પ્રાણની પણ પરવા નહિ કરતાં રણભૂમિમાં ઉતરી પડી પોતાનું અબળાપણું ત્યજી સબળા બની વીરવ્રતધારી પુરૂષો જેવાં પરાક્રમો કરી બતાવે છે.

## આર્યાવર્ત્તની શૂરી સ્ત્રીઓ !–

શસ્ત્રબંધના કાયદાને લીધે અત્યારે તો આપણા પુરૂષો જ સારી ધારના ચપ્પુથી શીશાપેન ઘડતાં હાથ કપાવાનો ડર રાખે છે, દીવાળીના દિવસોમાં ન્હાનાં છોકરાં રમવાની 'પિસ્તોલ' ફોડે તે જોઇને ત્હેમની આંખો મિંચાઈ જાય છે, તો પછી સ્ત્રીઓની તો વાત જ શું કરવી? છતાં વર્તમાન સમયે પણ સંકટ સમયે યોગ્ય શૂરાતન બતાવી શકે એવી સ્ત્રીઓ ગુજરાત અને કાઠિઆવાડનાં ગામડાંમાં છે. પણ જે વખતે હિંદમાં શૂરાતનનાં ઝરા વહી રહ્યા હતા, જે વખતે માતાઓ યુદ્ધમાં જતા પુત્રોની કમ્મરે પોતાના હાથે તરવાર યુક્ત પટા બાંધતી અને સ્પાર્ટન [1]માતાઓની માફક ખભે ઢાલ ભરાવી વિજયશાળી થઈને પાછા આવજો નહિં તો ઢાલે ચડીને આવજો[2] એવા આશીર્વાદ આપતી, જે વખતે પોતાના દશ–બાર વર્ષની વયના પુત્રને શિકારની જોખમભરી રમતો રમવા લઈ જવા પતિને આગ્રહ કરતી; જે વખતે પત્નીઓ રણાંગણમાં પતિને શસ્ત્રાદિ સજાવી, કવચ પહેરાવી આશિષ આપી વિદાય કરી,

---

૧. સ્પાર્ટન માતાઓ યુદ્ધમાં જતા પોતાના પુત્રોને કહેતી કે Let them comeback on their shields ૨. મરાઈ કે મરીને આવજો

મ્હારા કેસરભીના કન્થ હો !

સિધાવોજી રણવાટ

* * *

જય કલગીએ વળજો પ્રીતમ !

ભીંજશું ફાગે ચીર;

નહિં તો વીરને આશ્રમ મળશું

હો ! સુરગંગાને તીર.[1]

એવા અભિલાષ રાખતી. તે વખતે હિન્દની મહિલાઓમા અસંખ્ય શૂરવીર સ્ત્રીઓ જણાઈ આવે એમાં શી નવાઈ? અને હતું પણ તેમ જ. હિન્દુસ્થાનમાં સ્ત્રીઓ યુદ્ધમાં અને યુદ્ધ વિષયક કાર્યોમાં અસલથી જ ભાગ લેતી આવી છે એ વાતથી ઇતિહાસના અભ્યાસીઓ અજાણ્યા નથી. દાનવોની સાથે લડતાં પતિના રથની ધરીભણી જતાં પોતાનો હાથ ધરીને સ્થળે ઉપયોગમાં લઈ પતિને વિજય મેળવવામાં મદદ કરનાર કૈકેયીનું નામ આપી સમાલોચનામાં અગ્રપદે મૂકી શકાય એવું છે. તે પછી સુભદ્રાનું હરણ કરીને જતી વખતે-અર્જુનની પાછળ પડેલા યાદવો સ્હામે લડવામાં પતિને મદદ કરી ત્વરિત ગતિએ રથ હાંકી જનાર સુભદ્રાનું નામ આવે છે. એ સિવાય પ્રાચીનકાળની ઘણી સન્નારીઓનાં નામો ગણાઈ શકાય તેમ છે; પરંતુ તે બધું લખવા જતાં પૃષ્ઠોનાં પૃષ્ઠો ભરાય ત્હેમ હોવાથી, આપણે દમણીના ઇતિહાસ તરફ નજર નાખી જઇશું તો ભૂતડની સાથે લડવામાં પોતાનો પતિ પડ્યા પછી વનરાજને ગુજરાતની ગાદી ફરી મળવા સુધી જંગલનાં અસહ્ય કષ્ટો વેઠનાર રાણી રૂપસુંદરી અને સિદ્ધરાજને ખોળામાં લઇને યુદ્ધમાં ભાગ લેનાર મીનલદેવીનાં પરાક્રમો ગુજરાતના ઇતિહાસને દીપાવી રહ્યાં છે એમ લાગ્યા વિના રહેશે નહિ. વળી હિન્દના ઇતિહાસ તરફ જોતા રજીયા બેગમે, એક કરતાં વધારે વખત યુદ્ધમાં ભાગ લઈ કુશળતાથી દુશ્મનોને વિખેરી નાખ્યાતી, અકબર જેવા પ્રબળ સમ્રાટ સ્હામે યુદ્ધમાં ઉતરી ચાંદી અને સોનાના દાગીનાના ગોળા છોડવા,સુધીની હિમ્મત બતાવનાર અહમદનગરની બ્હાદુર રાણી ચાંદબીબીની સને ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજો સ્હામે બાથ ભીડનાર ઝાંસીની રાણીની પરાક્રમી વાતો યાદ આવ્યા વિના રહી શકે તેમ નથી. તે ઉપરાંત મેવાડ-મારવાડ, મહારાષ્ટ્ર, પંજાબ ને બંગાળામાં પણ ઘણી વીરનારીઓ પરાક્રમો કરી ગઈ છે. તે બધાનાં નામથી વિગતવાર વિવેચન કરવામાં ન આવે તોપણ હિંદુસ્થાનના ઇતિહાસમાં સ્ત્રીઓએ દેશના સંરક્ષણમાં ભાગ લીધાનાં એટલાં બધાં ઉદાહરણો મળી આવે છે કે તેથી સિદ્ધ થાય છે કે જરૂરના પ્રસંગે પ્રત્યક્ષ યુદ્ધમાં ભાગ લે એટલી શક્તિ અને સામર્થ્ય ત્હેમનામાં છે.

---

૧. કવિ ન્હાનાલાલ.

## પશ્ચિમની વીર નારીઓઃ–

કલકત્તેથી પ્રકટ થતા 'મૉડર્ન રિવ્યુ' માસિકના સપ્ટેમ્બર મહિનાના અંકમાં મિ. એમ. ટર્નર નામક લેખકે "પૂર્વ અને પશ્ચિમની ક્ષાત્રવૃત્તિની સ્ત્રીઓ' એ લેખમાં કેટલીક નહિં જણાયેલી પશ્ચિમની બહાદુર સ્ત્રીઓ વિષે વિવેચન કર્યું છે. તે પહેલાં તે કહે છે કે, જ્હૉન ઓફ આર્ક અને બૅાડેસીઆ તથા હિન્દની જગવિખ્યાત મહારાણીઓના પરાક્રમોથી તો આખું જગત્ જાણીતું છે માટે ત્હેમને વિષે વિવેચન નહિં કરતાં, જે સ્ત્રીઓએ ખરેખરા યુદ્ધોમાં ભાગ લઈ મહાભારત પરાક્રમો કર્યાં છે; એવી કેટલીક ઓછી જાહેર થયલી સ્ત્રીઓ વિષે વિવેચન કરીશું, એમ કહી તે નીચલાં વૃત્તાંતો આપે છેઃ–

## ખ્રિસ્તિઍના ડેવિસઃ–

બ્રિટિશ પદાર્થ સંગ્રહાલયમાં એક પુસ્તક સાચવી રાખવામાં આવ્યું છે; ત્હેમાં બ્રિટિશ રાષ્ટ્રમાં જ્હેને એમેઝોન' એ પદવી છાજે ત્હેવી મિસીસ ખ્રિસ્તીએના ડેવિસનાં પરાક્રમોનું વર્ણન કરેલું છે. તે પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર આ પ્રમાણે લખવામાં આવ્યું છેઃ–

"બ્રિટિશ એમેઝોન મિસીસ ખ્રિસ્તીએના ડેવિસ, જ્હેને માતારોસ એ નામથી ઓળખવામાં આવે છે, જ્હેણે રાજા વિલિયમ અને માર્લબરોના માજી ડયુકની સરદારી નીચે અનેક ચડાઈઓમાં પદાતિ સૈનિક અને ડ્રેગુન તરીકે કામ બજાવ્યું હતું, અને જે પુરૂષો પણ ન કરી શકે ત્હેવા શસ્ત્રોના કેટલાક સુંદર દાવપેચો કરી જાણતી હતી, જ્હેને માટે ત્હેને કેટલાક પારિતોષિકો આપવા ઉપરાંત રાણી એને જ્હાં હમણાં ત્હેનો પતિ સાર્જન્ટ તરીકે કામ કરે છે અને તે અંતકાળ પર્યંત ત્હાં જ રહી હતી તે ચેન્સેકોલેજની પેન્શનર બનાવી હતી. ત્હેનું જીવન અને પરાક્રમોનું વર્ણન. આમાંની બધી વાતો ત્હેના પોતાના મ્હોઢેથી સાંભળવામાં આવી હતી અને તે ખરી હોવા વિષે પુષ્કળ ઉમરાવો, સેનાપતિઓ અને ઓફિસરો જેઓ હજી હયાત છે તેઓએ ખાત્રી આપી છે ત્હેઓએ પણ આ યુદ્ધોમાં ભાગ લીધો હતો અને ત્હેની અસાધારણ બહાદૂરીનાં કાર્યો નજરે નિહાળ્યાં હતાં."

એ પુસ્તકમાં આપવામાં આવેલી હકિકત ઉપરથી જણાય છે કે મિસીસ ડેવિસે પુષ્કળ વર્ષો સુધી 'ઈનીસ્કીલીંગ' નામની પલટણમાં ઘણી બહાદૂરીભરી સેવા બજાવી હતી. પરંતુ એબ્રેહમના યુદ્ધમાં જ્હારે તે સખ્ત રીતે ઘવાઈ ત્હારે જ તે સ્ત્રી છે એ વાત પ્રકટ થઈ હતી. પરંતુ ત્હેને સેનામાં કાયમ કરવામાં આવી હતી, તે પછી ત્હેણે ફ્લેન્ડર્સના યુદ્ધમાં ભાગ લીધો, તે વખતે ત્હેણે ઠેઠ તોપોના મ્હોઢા સુધી લડવૈયાઓને પાણી અને બીજી જરૂરની સામગ્રી પ્હોંચાડવાની ઘણી ઉમદા સેવા બજાવી હતી. તે કાર્યના પારિતોષિક તરીકે રાજાએ ત્હેનું જીવનપર્યંત દર રોજના એક શિલિંગનું પેન્શન બાંધી આપ્યું હતું. તે ઈ૦ સ૦ ૧૭૩૯ માં મરણ પામી હતી; અને ત્હેને ત્હેની ઉત્કટની ઇચ્છા પ્રમાણે વાનપ્રસ્થાશ્રમી (પેન્શનરો)ઓની દફનભૂમિમાં દફનાવવામાં આવી હતી. ત્હેને યુદ્ધમાં ત્રણ વખત જખમ થયા હતા અને ત્હેણે ત્રણ યુદ્ધોમાં ભાગ લીધો હતો; ત્હેથી ત્હેના માનમાં દફન ક્રિયા વખતે સૈનિકોએ ત્રણ વખત ગોળીબાર કર્યા હતા.

## ફ્રેઐબ હેસેલઃ-

બ્રિટિશ સેનામાંથી એક બીજું રસીલું ઉદાહરણ લઈએઃ તે ફ્રેઐબ હેસેલ નામની સ્ત્રીનું છે. હેનો જન્મ ઈ૦ સ૦ ૧૭૧૩ માં સ્ટેપનીમાં થયો હતો. હેણે ફ્રેન્ટેનોયના યુદ્ધમાં ભાગ લીધો હતો. હેને બ્રાઈટનમાં સેન્ટ નિકોલસના દેવળના કબરસ્તાનમાં દફનાવવામાં આવી છે. હેનો સ્મરણ સ્થંભ રાખવામાં આવ્યો છે, હેના ઉપર કોતરેલા લેખમાં લખ્યું છે કેઃ-યુરોપના વિધવિધ પ્રદેશોમાં પાયદળ સેનાની પાંચમી પલ્ટણના સાધારણ સિપાહી તરીકે હેસેલે નોકરી કરી હતી ફ્રેન્ટેનોયના સંગ્રામમાં હેનો હાથ સંગીનની અણીના ગંભીર મારથી ઘવાયો હતો. તે ૧૦૮ વર્ષ સુધી જીવી ઈ૦ સ૦ ૧૮૨૧માં સંસાર છોડી ગઈ. ચોથા જ્યોર્જ રાજાએ હેની સારી બરદાસ રાખી હતી અને કહેવાય છે કે વૃદ્ધાવસ્થામાં હેને સારા પૈસા હેના ભરણપોષણ માટે હેણે આપ્યા હતા.

## નિકોલસ ડ રાયલમઃ-

કેટલાક વર્ષો પહેલાં ચિકાગો હુઝારી પલ્ટણમાં નિકોલસ ડ રાયલમ નામની એક સ્ત્રી સિપાહી તરીકે કામ કરતી હતી ઘોડેશ્વારીમાં તે એક્કો હતી. તે પુષ્કળ બીડી ફૂંકતી હતી અને ઘણી આનન્દી "jolly good friend" સહવાસી હતી. નાગરિક જીવનમાં હેણે ચિકાગોમાંના રશિયન એલચીના રાજનીતિમાં કુશળ મંત્રી તરીકે કાર્ય કર્યું હતું અને હેમાં ઘણીજ નામના મેળવી હતી. હેની સાથે ઘણા વખત સુધી કામ કરનારા કેટલાક સિપાઈને છેવટ સુધી તે સ્ત્રી છે એ વાત ઉપર વિશ્વાસ પણ પડતો નહોતો.

## મૅડૅમ ઑશ્કેરેવાઃ-

રશિયન રાજ્યક્રાંતિના આરંભ સાથે જ 'સ્ત્રીઓની મૃત્યુની પલ્ટણ'-"Women's Battalion of Death" નામની પલ્ટણ તૈયાર થાય છે તે વાત સાંભળી આખા રશિયામાં અજાયબીની લાગણી ફરી વળી હતી. તે પલ્ટણની સરદારી મૅડેમ બૉશ્કેરેવાએ લીધી હતી, હેણે અલ્પ સમયની અંદર પ્રત્યેક વર્ગની સ્ત્રીઓની સંતોષકારક ભરતી કરાવી હતી તથા ઘણાજ થોડા વખતની અંદર હેમને લશ્કરી શિક્ષણમાં પ્રવીણ બનાવી રણભૂમિમાં મોકલવા તૈયાર કરી હતી. જે વખતે પુરૂષો સમરભૂમિમાં પીઠ બતાવીને પાછા ભાગતા, અને હેમનામાંની લગભગ અડધોઅડધ સંખ્યા મારી ગઈ હતી અને ઘવાઈ હતી હેવા ગંભીર પ્રસંગમાં ધસી આવતા સબળ દુશ્મનના ઘાવ ઝીલવા તૈયાર થઈ, હેનો ધસારો રોકવા રણક્ષેત્રની રેખાઓમાં ગોઠવાઈને સ્ત્રીઓ ઉભી રહે તે બનાવ રશિયન ઇતિહાસમાં ઘણોજ જ્વાજસ્યમાન ગણાશે. આ સ્ત્રી સૈનિકોએ સર્વ રીતે પુરૂષો જેવો પોષાક (Uniform) પહેર્યો હતો, અને બાકીના લડવૈયાઓની સાથે રહી હેમનાં સ્થાન ખાલી પડવા દીધાં નહોતાં. રણભૂમિ માટે એ પલ્ટણ ઉપડી ગઈ તે પહેલાં હેમને છેવટના આશીર્વાદ આપવાની ક્રિયા સેન્ટ ઇસાક કેથેડ્રલના મુખદ્વારમાં કરવામાં આવી હતી. તે વખતે હમેશાં યાદ રહી જાય હેવો સુંદર દેખાવ જનસમાજને જોવા મળ્યો હતો બાઈઓમાં સેના ભુજાવનાર પહેલી પલ્ટણના કમાન્ડર મીચઈલોફે હેમને વિષે કહ્યું હતું કે, "પેટ્રોગ્રેડની

આસપાસ એ પલ્ટણ હતી· જે સમ્પૂર્ણ· રીતે કેળવાયલી અને સારામાં સારૂં નિયમન (Dicipline) પાળનારી હતી." તે પલ્ટણે પેટ્રોગ્રાડમાં થયેલી છેલ્લી ઝપ્પાઝપ્પીએ કેવો ભાગ ભજવ્યો હતો તે વાતની વિગતવાર હકિકતો હજી મળી શકી નથી, તોપણ મેક્સિમિલિસ્ટ લોકો વિરૂદ્ધ લડીને ત્હેમણે 'શિશિર પ્રાસાદ' (Winter pleace)નું કેટલાક વખત સુધી રક્ષણ કર્યું હતું. એવી ખબર હિન્દુસ્થાનમાં થોડા સમય પૂર્વે રૂટરે મોકલી આપી હતી.

## નાડેઝડા ઍન્ડ્રેયેવના ડૂરોવાઃ–

રશિયાની વર્તમાન યુદ્ધ વિષયક હકિકત લખ્યા પછી; એજ ભૂમિમાં એક સદી પહેલાં થઇ ગયેલી વીરાંગના (Lady Chevalier) નાડેઝડા એન્ડ્રેયેવના ડૂરાવાનો ઉલ્લેખ કર્યા વિના રહી શકાતું નથી. રશિયન સેનાના ઇતિહાસમાંની ઘણી જાણવાજોગ વાતોમાં ડૂરોવાના સાધારણ સૈનિક તરીકેના અનુભવના પ્રસંગો ઘણા ધ્યાન ખેંચનારા છે. તે માત્ર ૧૬ વર્ષની વયની બાલિકા હતી તે વખતે ત્હેને લશ્કરી જીવન ગાળવાનો શોખ થયો, અને છોકરાનાં જેવાં કપડાં અને કૉસેકનો ઝભ્ભો પહેરી તે કૉસેક ટુકડીમાં દાખલ થઈ ગઈ. પોતાની પલ્ટણમાં ૧૬ વર્ષનો ગભરૂ અને ખુબસુરત યુવક જોડાયો તેથી કૉસેકો ઘણાંજ ખુશી થયા અને થોડા સમયમાં તો ડૂરોવા આખી પલ્ટણનો 'માનીતો છોકરો' થઈ પડી. રશિયામાં સ્વાભાવિક રીતેજ શિયાળો ઘણોજ કડક હોયછે, પરંતુ તે શિયાળા દરમ્યાન ત્હેણે પોતાની પલ્ટણ સાથે કૂચ કરી અને છાવણીનું જીવન ગાળ્યું હતું, લશ્કરી માણસોને કરવા પડતાં દરરોજનાં કાર્યો અને 'ડ્રીલ' નિયમિત રીતે કરી અને લશ્કરી નોકરીનાં કંટાળા ભર્યાં કાર્યો લગારે કંટાળ્યા વિના તત્પરતાથી બજાવ્યાં હતાં, તથા સાધારણ રશિયન સૈનિકનું કઠિન જીવન ત્હેણે કંઇપણ બડબડાટ કર્યા વિના ગુજાર્યું હતું ત્હેણે ગરટાડના સંગ્રામમાં પ્રથમ ભાગ લીધો હતો અને લશ્કરમાં દાખલ થતી વખતે ત્હેને માટે બીજાંના મનમાં જેવી અજાયબીઓ ઉત્પન્ન થઇ હતી ત્હેવીજ ત્હેના એ યુદ્ધમાંના પરાક્રમથી પણ થઇ હતી. આ યુદ્ધ વખતે એક રશિયન અફસરને દુશ્મનના ડ્રેગુન (ઘોડેસ્વાર)ના માણસે ઘાયલ કર્યો હતો અને ત્હેને પૂરો કરી નાખવાની તૈયારીમાં હતો તે દ્રશ્ય ડૂરોવાની નજરે પડ્યું, કે તુર્ત જ એક ક્ષણ પણ ન ગુમાવતાં એ તરૂણ વીરાંગના ઘોડા ઉપર બેશીને એક આગે ત્યાં જઇ પહોંચી અને પોતાના વિરલ ધૈર્યથી ત્હેણે ફ્રેન્ચ ડ્રેગુનને નાશી જવાની ફરજ પાડી; અને ઘાયલ અફસરને પોતાના ઘોડા ઉપર બેસાડીને પાછી આવી. ફ્રીડલેન્ડની ભયંકર લડાઈમાં પણ ત્હેણે ભાગ લીધો હતો. ત્હાં ડૂરોવાની પલ્ટણનાં અડધો અડધ માણસો ધારાતીર્થ થયાં તે છતાં પણ ત્હેણે વિરલ પરાક્રમ બતાવી પોતાના સહકારોનાં પ્રાણ બચાવ્યા હતા, તે વખતે સઘળે સ્થળે ડૂરોવા સ્ત્રી સૈનિક છે એવી વાતો થઇ રહી અને ખુદ સમ્રાટ્ અલેકઝાન્ડરે ત્હેને મળવા તેડાવી અને ઓગણીસ વર્ષની વયના એ તરૂણ કૉસેકનું ઘણી માયાભરી રીતે ત્હેણે સ્વાગત કર્યું ત્હાં પોતે સ્ત્રી છે એ વાત ત્હેણે કબુલ કરી. સમ્રાટે ત્હેની હિમ્મતની પ્રશંસા કરી અને કહ્યું કે–" ત્હેં મ્હારા સામ્રાજ્યની સ્ત્રીઓમાં કોઇથી ન થઇ શકે ત્હેવું પરાક્રમ બતાવવાનું ઉમદા ઉદાહરણ પૂરૂં પાડયુંછે." તે પછી પણ લશ્કરમાં રહેવાની ત્હેની ઉત્કટ ઇચ્છા જોઇ સમ્રાટે ત્હેને અફસરની જગા આપી અને ત્હેનું

નામ પોતાનાજ નામથી એલેક્ઝાન્ડર પાડ્યું. તે પછી ટૂંકાવી એ જ નામથી ઓળખાતી હતી. પછી તો ધીરે ધીરે તે આગળ વધી અને અશ્વદળની એક ટૂકડી (Squadron) ની તે બહાદુર, વિશ્વાસ મૂકવા યોગ્ય અને ઉત્સાહી કમાન્ડર થઈ શકી. ત્હેણે એની કારકીર્દીમાં લડાયકી તમામ લડાઈઓમાં ભાગ લીધો હતો, અને દરેકમાં જે જે સ્થળે લડાઈ વધારે ભયભીત રીતે લાગતી હોય તે સ્થળે જ તે નીડરતાથી જઈને ઝૂઝી હતી. સ્મોલેન્સ્ક આગળ ત્હેણે નેપોલિયન સાથેની લડાઈમાં ભાગ લીધો હતો અને ઘણી વખત મરતાં મરતાં બચી ગઈ હતી. ત્યાં એ યુદ્ધમાં તે બીજી વખત ઘવાઈ હતી. ત્હેની ૨૫ વર્ષની વય થઈ તે વખતે ત્હેના વૃદ્ધ પિતાજીને પક્ષાઘાત થયો, ત્હેની સુશ્રૂષા કરનાર કોઈ ન હોવાથી દેશસેવા કરતાં એ વખતની પિતૃસેવાને ઉત્તમ માની ત્હેણે લશ્કરની નોકરી છોડી હતી. તે પછીનું સમગ્ર જીવન ત્હેણે એક નવલકથાઓ લખનાર તરીકે ગાળ્યું હતું ૧૮૮૬ માં તે મરણ પામી તે વખતે સમ્પૂર્ણ રીતે લશ્કરી માનપાન સાથે ત્હેની દફનક્રિયા કરવામાં આવી હતી.

## એશિયાની વીરાંગનાઓઃ—

યુરોપની માફક એશિઆ ખંડમાં હિન્દુસ્થાન સિવાયના બીજા પ્રદેશોમાં પણ માતૃભૂમિને શોભાવે ત્હેવી વીરાંગનાઓ પાકી ગઈ છે. પોતાના સાત પુત્રો સ્વદેશની ખાતર રણમાં પડ્યા પછી માતૃભૂમિની સેવામાં મરવા જવા માટે પોતાને આઠમો પુત્ર નહોતો તે માટે રડનારી વીરમાતાઓ જાપાનમાં પાકી ગઈ છે. તે સિવાય બીજી એવી ઘણીએ વીરાંગનાઓ ચીન અને જાપાનમાં થઈ હશે. હવે એશિઆ ખંડની પશ્ચિમ દિશા તરફના પ્રદેશ તરફ જોઈએ.—

## પતિ પાછળ ઝૂઝનારી બહાદૂર સ્ત્રીઓઃ—

આરબ લોકો સાથે થએલા સેરેસિનોના યુદ્ધમાં અબાન નામના ઓફીસરની પત્નીએ કરેલા મહાન પરાક્રમનું વર્ણન ગિબને કર્યું છે. પોતાનો પતિ યુદ્ધમાં પડતાંજ ત્હેનાં શસ્ત્રો સજી તે લડવૈયાઓની મધ્યમાં દાખલ થઈ ગઈ હતી અને ઝૂઝવા લાગી હતી. ત્હેના પહેલા જ બાણે ધ્વજધારકનો હાથ વીંધી નાંખ્યો હતો અને બીજા બાણે જે આરબ તીરંદાજે પુષ્કળ સેરેસિનોના અને ત્હેના પતિના પ્રાણ લીધા હતા ત્હેને ઘાયલ કર્યો હતો.

ત્હેવી જ રીતે રણાંગણમાં પોતાના પતિઓની પાછળ પરાક્રમો કરી બતાવનાર પુષ્કળ મુસલમાન નારીઓના દૃષ્ટાન્તો આપી શકાય તેમ છે. ઘણા પ્રસંગોમાં પૂર્વની રમણીઓ યુદ્ધમાં જોડાઈ છે અને પુરુષોની માફક ઘોડેસ્વારીમાં નિપુણતા બતાવ્યા ઉપરાંત તીર અને ભાલાઓ ઘણી સુંદર રીતે વાપરી બતાવ્યા છે.

કેટલાકમાએ એઓખાસ જેટલું ત્હેવું માન પણ સ્ત્રીઓને જ ઘટે છે કારણકે રણક્ષેત્રમાં સૈન્યની સાથે આવેલી સ્ત્રીઓની આગ હિમ્મતથી જ લડવૈયાઓને પાણી ચડ્યું હતું એટલે એ વિજયનું માન ત્હેમનેજ ઘટે છે.

હિંદી ઈતિહાસમાંનાં કેટલાંક ઉદાહરણો પ્રસ્તુત લેખને મોખરે આપ્યાં છે. તે ઉપરાંત પશ્ચિમની સ્ત્રીઓની માફક લશ્કરમાં સૈનિક તરીકે જોડાઈને કામ કરનારી ઘણી સ્ત્રીઓનાં

ઉદાહરણ પણ મળે છે. તૈમુરના લશ્કરમાં પુરૂષોની માથે સ્ત્રીઓ પણ જોડાતી અને પુરૂષોના જેવી જ સરસ ઘોડેસ્વારી કરી જાણતી.

## યૂરોપી યાદવીમાં સ્ત્રીઓનો હિસ્સો:–

વર્તમાન યાદવીમાં ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકા અને રશિયન સ્ત્રીઓએ યુદ્ધ સામગ્રી બનાવવામાં, તથા પુરૂષોને યુદ્ધમાં મોકલી ત્હેમનાં જૂદી જૂદી જાતનાં કાર્યો કરી બતાવવામાં જગતને ક્ષાત્રવૃત્તિનું જ પ્રદર્શન બતાવ્યું છે., ઉપરાંત દયાની બ્હેનો તરીકેની 'રાતા ક્રોસ'ની મંડલીદ્વારા પણ ત્હેમણે પ્રશંસનીય સેવા બજાવી છે. હિન્દુસ્થાનમાં પણ સ્ત્રીઓએ સોમનાથની ૧૦૨૪ની પ્રખ્યાત લડાઈમાં તથા બીજી લડાઈઓમાં એવાં કાર્યો કરી બતાવ્યાં હતાં ઉપરાંત સીતા, દમયંતી અને દ્રૌપદીએ પણ સંકટ સમયે પતિના પડછાયાની પેઠે ત્હેમની પાસે રહેવામાં અને સાવીત્રિએ યમરાજ સાથે ઝૂઝવામાં ક્ષાત્રવૃત્તિનું જ અનુસરણ કર્યું હતુ એમ કહ્યા વિના ચાલે તેમ નથી ઉપરાંત પ્રતાપની સાથે રહી જંગલે જંગલ રખડી અસહ્ય દુઃખ વેઠવામાં મેવાડની મહારાણી-પ્રતાપની રાણી-એ બતાવેલી હિમ્મત અને ધીરજ એમાં સમગ્ર ભૂમંડળની સ્ત્રીઓએ જાણવા જેવાં છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીઓમાં પણ યુદ્ધ સમાનાં સંકટો સહન કરવાનું અને સાહમો ખેડવાનું પરાક્રમ હોય છે. પ્રભુ! ભારત મહીલાઓમાં ફરીથી એ વીરવૃત્તિ જાગૃત કરો અને ભારતની ઉન્નતિમાં ત્હેમને સહભાગી કરો! અસ્તુ

—⁂(०)⁂—

# બંગ મહિલાઓ!

લેખકઃ—શ્રીયુત "ધીરજ."

વ્યક્તિયો અને જાતિયોના માનસિક વિકાસ, શારીરિક સંગઠન, ને સામાજિક સ્થિતિ અધિકતર સ્થાનીય પ્રકૃતિ વૈચિત્ર્ય, જળ-વાયુ અને ભૂમિના વૈશષ્ય ઉપર નિર્ભર છે. સ્થાનિય પ્રકૃતિની કઠોરતા સ્થાનિય સ્ત્રી-પુરૂષોના શરીરને બળવાન તથા કઠોર બનાવે છે. અને પ્રકૃતિની લાવણ્યતા તથા કમનીયતાજ સ્ત્રી-પુરૂષોને લાવણ્યતા તથા કમનીયતા પ્રદાન કરે છે પ્રકૃતિનું જે સ્થાન લાવણ્યહીન, તૃણાવૃત તથા વાલુકાપૂર્ણ છે, ત્યાં વીર્ય, શૌર્ય અને તેજસ્વિતાનો વિકાસ થાય છે અને ત્યાંના લોકોનાં શરીર સુગઠિત, પરિશ્રમશીલ અને બળશાલી હોય છે. જે દેશ સૌંદર્ય ને કોમળતાપૂર્ણ હોય છે; ત્યાંના નિવાસિયો સાહસહીન ને અપરિશ્રમી કિન્તુ કવિત્વમય અને ભાવસંપન્ન હોય છે. આથી પંજાબ અને મેવાડ શક્તિપૂર્ણ તથા બળવાન છે અને બંગદેશ બળહીન તથા શક્તિ શૂન્ય છે. વિદ્યા તથા બુદ્ધિમાં ભારતનો કિર્તિ-કેન્દ્ર હોવા છતાં બંગાળ દૈહિક બળમાં દીન દીન અને પરમુખાપેક્ષી છે. સમસ્ત દેશમાં બંગાળ શારીરિક બળ અને શૌર્યમાં નિકૃષ્ટતમ છે. પહેલાની વાત બાજુ પર રાખીએ તોપણ આજ મહારાષ્ટ્ર ભગિનીગણ પોતાનાં હાથથી અશ્વ ચલાવે છે, પંજાબ, રાજપૂતાના અને સંયુક્ત પ્રાન્તની ભગિનીઓ શ્રમવાળાં ગૃહ-

કાર્યો કરી સ્વામીને ને સંતાનને સુખરૂપ થઇ પડે છે. તેમનાં શરીર બળિષ્ઠ, કર્મઠ અને સુદીર્ઘ જણાય છે; પણ બંગ નારીઓ મંદાગ્નિ, ઘુર્ણિત મસ્તક અને દુર્બળ ક્ષીણ શરીરોથી બંગ સમાજની શોભા વધારી રહી છે! તેમની દુર્દશા જોઇને જાતિની દૈહિક અપદુતા તથા સાહસહિનતાની સ્મૃતિ થઇ આવે છે કે જેથી હતાશ થવું પડે છે. કિન્તુ તે સાથે એ ભગિનીયોને જોઇને હૃદય આનંદથી પુલકિત થઇ જાય છે. બંગ લલનાઓની આ પ્રકારની દુર્દશાનાં કેટલાંક કારણો છે. એક તરફ બંગ દેશનો આર્દ્ર વાયુ અને વિસ્વાદ જળ છે. બીજી તરફ કેટલીએક સ્વાર્થમય અવિવેકપૂર્ણ સામાજિક પ્રથાઓ છે. શરીર સંબંધમાં અસાવધાનતા અને સ્વાસ્થ્ય વિષયમાં અતિશય અજ્ઞાન દૈહિક અવનતિનાં કારણ છે. ભારતના અન્ય પ્રદેશોમાં ગાર્હસ્થ્ય અને સામાજિક જીવનમાં શરીર સંયમનો ભાવ કાંઇક અધિક છે; તેથી ત્યાંની ભગિનિયોનો બાલ્યકાળ તથા યુવાકાળ વિશેષ રૂપથી વિકસિત થાય છે. કિન્તુ બંગભગિની બાર–તેર વર્ષની ઉમ્મરે જનની થઇને જીવનનાં સુખ તથા સ્વાસ્થ્યને વિસર્જન કરી દે છે.। અને અસાધ્ય રોગિની થઇને સમગ્ર જીવન શારીરિક વેદનાઓ તથા અશાંતિમાં વ્યતીત કરે છે અગર જોકે એતદ્દેશીય સમસ્ત નારી જાતિની અવસ્થા અધમ છે, કિન્તુ બંગદેશીય નારી વર્ગની અવસ્થા અધમતમ છે. બંગ મહિલાઓની આ પ્રકારની શારીરિક દુર્દશા, નિસ્તેજતા અને માનસિક અસહિનતા; બંગ પુરૂષ–સમાજની દૈહિક નિકૃષ્ટતા, નિર્બળતા અને કાયરતાનું મુખ્ય કારણ છે. સંયુક્ત પ્રાંતની સાગરની સ્ત્રીઓ મંદિરોમાં દર્શન કરવા તથા ગંગાતટ પર સ્નાન કરવા પગે ચાલીને જાય છે; કિન્તુ બંગીય ભદ્ર ઘરોની મહિલાઓ કદી ઘરની બહાર પગ મૂકતી નથી. બંગનારીને માટે સ્ત્રીયોચિત શૌર્ય તથા તેજસ્વિતા અતિ તુચ્છ પદાર્થ મનાય છે. ઘણાઓની એવી માન્યતા છે કે બંગ મહિલાઓ ઘણી શોખીન તથા વિલાસપ્રિય છે; પરન્તુ વાસ્તવિક રીતે એમ નથી. અગર જોકે નારી માત્ર સુખપ્રિય છે અને તેમાં પણ ભેદ એ છે કે બંગદેશીય નારીગણ સૌંદર્યપ્રિય અને કોમળતાપ્રિય છે આ તરફનો નારી સમુદાય પ્રાયઃ સૌંદર્યજ્ઞાન રહિત છે.

બંગ ભગિની કોમળપ્રાણા, પરદુઃખકાતરા હોવા છતાં પણ કષ્ટ સહન કરવાની સાક્ષાત્ પ્રતિમા છે. બંગ વિધવા અને બીજા પ્રાંતોની વિધવા વચ્ચે બહુ તફાવત છે. બંગ વિધવા ભલે પાંચ વરસની હોય કે પચાસ વરસની હોય પણ તે સર્વ સુખથી વંચિત છે. તેને નથી સારાં વસ્ત્ર મળતાં કે નથી સારૂં ભોજન મળતું. તે હસીને કોઇની સાથે વાત કરી શકતી નથી કે કોઈ શુભ કાર્યમાં સંમિલન થઇ શકતી નથી. તેથી તે નિસ્તેજપ્રાણા અને તેજહીના થઇને જીવન વ્યતીત કરે છે. ગુજરાતની વિધવાઓનું જીવન પણ ઘણું કલેશમય છે તથાપિ સામાજિક ને પારિવારિક કુવ્યવહારોથી જેટલી બંગદેશીય વિધવાઓ વ્યથિત છે તેટલી બીજા કોઇ પણ પ્રાંતની વિધવાઓ વ્યથિત નથી!

બંગદેશે વિદ્યા અને બુદ્ધિમાં યથાલાભ તો કર્યો છે. કિન્તુ પોતાના દૈહિક દૌર્બલ્યને લીધે તે સદાનો કલંકિત ને અપમાનિત રહ્યો છે. બંગ માતાએ અનેક બુદ્ધિમાન તથા જ્ઞાનવાન્ પુત્રોને જન્મ આપી પોતાનું મુખ ઉજ્જવળ કર્યું છે; કિન્તુ શરીર, તેજો બળ ધારી નરપુંગવોની જનની કહેવરાવવાનું સૌભાગ્ય હજુ સુધી તેને પ્રાપ્ત થયું નથી. નારી

વ્યક્તિ તથા જાતિની જનની છે. નારી રામ, અર્જુન, ભીષ્મ અને કર્ણની પ્રસૂતા છે. નારી શિવાજી અલેકઝાન્ડર, નેપોલિયન અને સીઝરની જનેતા છે. તે નારીને ધન્ય છે જે પ્રતાપ તથા નેલસન જેવા સ્વદેશ વત્સલ સંતાન ઉત્પન્ન કરી શકી! બંગ ભગિનીયો જ્યાં સુધી પોતાની દૈહિક અવસ્થા ઉપર ધ્યાન નહિ આપે અને કર્મવીરોની જનની થવાની ઇચ્છા મનમાં નહિ રાખે ત્યાં સુધી બંગ દેશનું કલંક દૂર થઇ-શકશે નહિ. ભારતના બીજા પ્રાંતોના લોકો વ્યવસાયજીવી છે. અને પરિશ્રમ દ્વારા જીવનનિર્વાહ કરે છે તેથી તે પ્રદેશોનું નારીજીવન પણ એવા ભાવથી વ્યાપ્ત હોય છે. બંગવાસીઓ મસ્તિષ્કજીવી છે; તેથી શરીરની તરફ તેઓનું એટલું બધું ધ્યાન નથી. શારીરિક ઉત્કર્ષના સાધન ત્યાંના સ્ત્રી-પુરૂષોનો આદર્શ નથી! મારવાડ કે પંજાબમાં કદી બળ પરીક્ષાનો સમય આવી જાય છે તો માતા પોતાના પુત્રને સાહસ ને પ્રોત્સાહન આપી કહે છે કે 'લડ જા, બેટા,' કિન્તુ બંગજનની પોતાના પુત્રનો હાથ પકડી ઘસડી જઇ કહેશે કે-"નહિ બેટા, ચોટ આવી જશે, ચાલ ઘેર." બંગ દેશના પુરૂષોમાં જ્યાં સુધી વીરોચિત આદર્શ પ્રવેશ નહિં કરે ત્યાં સુધી બંગ નારી આદર્શ વીરબાળા નહિ થઇ શકે. કોઇ બંગ કવિએ કહ્યું છે કેઃ—

" સાત કોટિ સન્તાને રે હે બંગ-જનનિ !
રેખે છો બંગાલી કોરે માનુષ કરોનિ ॥"

અર્થાત્ હે બંગ જનની! આપે સાત કોટિ સંતાનને બંગાળજ બનાવીને રાખ્યા મનુષ્ય નહિ કર્યા. વીર નેપોલિયન જ્યારે સર્વ દેશોને જીતીને ઈંગ્લાંડથી પરાજિત થઈ ગયો; ત્યારે તેને કોઇએ પૂછ્યુ કે તમે ઇંગ્લાંડને કેમ ન જીતી શક્યા? નેપોલિયને ઉત્તર આપ્યો કે જો ફ્રાન્સમાં ઈંગ્લાંડના જેવી વીર માતાઓ હોત તો તે દેશ પૃથ્વીનો અધીશ્વર થઈ જાત. જે બ્હેનોને શારીરિક ઉન્નતિની ઇચ્છા હોય તેમણે ઘરનાં તમામ કાર્યો નોકરોથી ન કરાવતાં સ્વયં હાથથી કરવાં જોઇએ. આજ કેટલીક ભણેલી બ્હેનોને ઘરનાં કામ કરતાં સુગ આવે છે, તે ખોટુ છે શારીરિક ઉન્નતિને માટે પરિશ્રમનાં કામ તેમણેજ કરવાં જોઇએ સંયમ, શ્રમ અને વ્યાયામના અભ્યાસ વિના વીરપ્રસૂતા કહેવરાવવાની કોઇ સ્ત્રીએ આશા કરવી નહિ!

બીજા પ્રદેશોની સ્ત્રીઓ કરતાં બંગભગિનીઓ કાંઇક અધિકતર લજ્જાશીલા હોય છે અને તેમનામાં ભક્તિભાવ પણ અધિકતર હોય છે. આ ભક્તિભાવનો મતલબ કેવળ દેવ દેવીઓની પૂજા તથા ઉપાસના માથીજ નથી; કિન્તુ આત્મીય જન તથા ગુરૂજનોની સેવા જે સહનશીલતા અને ભક્તિભાવથી કરે છે તે વર્ણનાતીત છે. ગુજરાતની સ્ત્રીઓ વ્રત ઉપવાસ તો કરે છે કિન્તુ ગુરૂજનોની અને સંબંધીઓની સેવા તેઓના જેવી કરી શકતી નથી. બંગ ભગિનીયો દુઃખ અને આપત્તિમાં બહુજ કાતર બની જાય છે. પોતાની સામે અંધકારને અંધકારજ જુએ છે. નમ્ર ભાવ અને લજ્જાશીલતાને લીધે તો આત્મબળ વધારી શકતી નથી. હમેશ પરમુખાપેક્ષી રહેવાને લીધે બહુજ કષ્ટ ઉઠાવે છે

ભગિનીગણ! જાગો. તમારામાં સર્વ શક્તિનો અંશ હોવા છતાં શક્તિ બંધ કરી છે. જે શક્તિના પદતલમાં સમસ્ત જગત્ તથા પુરૂષરૂપી શિવ છે એ શક્તિના અંશમાં આજ શક્તિનો આવો હ્રાસ! ઉઠો અને તમારૂ દેવીપદ સત્ય કરો વીરપુત્ર-જનનિઓ વીરમાતા!

થઈને દેશને શક્તિસંપન્ન મનાવો. બ્હેનો! હિંદના સમસ્ત પ્રાંતોની મંગળ કામનાઓ! તૈયાર થાઓ. દેશનું મંગળ કરો. નિર્બળતા–ઘૃણાસ્પદ કોમળતા–વૃથા લજ્જાશિલતા–મિથ્યા આત્મવંચના–દુઃખોત્પાદક વિલાસિતા હઠાવી રાષ્ટ્રભરમાં નવચેતના પ્રકટાવો. વીરાંગનાઓ બની વીરપુત્રો પેદા કરી વીર પ્રસુતાનુ નામ સાર્થક કરો. હિન્દનું ભાવી તમારી પવિત્ર બળવતી કુખેમાં છે. તમારી શારીરિક ઉન્નતિ તરફ ધ્યાન આપો. સમસ્ત રાષ્ટ્ર સત્વર ઉન્નત થશે બ્હેનો! એ વરા લાભ વરો! ઇતિ.

—※—

# આદર્શ અબળાઓ.

( અંગ્રેજી ઉપરથી. )

લેખકઃ—રા. રા. તરવર એમ. વીમાવાળા.

૧

## ચાઇનીઝ દેશપ્રેમી માતા.

ચીનમાં પિતૃમાતૃ સેવા અને આજ્ઞાપાલનનો સિદ્ધાંત બહુજ પ્રચલિત છે. એક સમયે ચીનનો એક પાદશાહ સંકટના ચક્રમાં સપડાઇ ગયો તેનાં કોઈ જુલમી કૃત્યથી ઉશ્કેરાઇને એક નાનકડા કઠિયારે સ્વતંત્રતાનો ઝુંડો હાથમાં લઇ સૈન્ય ઉભું કર્યું અને પછી પાદશાહને તેણે પોતાના બાહુબળથી નસાડ્યો.

કર્મસંયોગે એવું બન્યુ કે પેલા કઠિયારની માતા પેલા પાદશાહના હાથમાં કેદી બની. પાદશાહે પોતાને મળેલી આ તકનો લાભ લેવાનો નિશ્ચય કર્યો. એક અમલદારને, હાથમાં નાગી તરવાર આપી તેણે પેલી વીર અબળા પાસે મોકલ્યો સાથેજ એક સન્દેશો મોકલ્યો "તારા પુત્રને તેનું સૈન્ય વીખેરી નાખવાની આજ્ઞા તું નહિ આપે તો તને પોતાને યમ શરણુ કરી દેવામાં આવશે."

દેશની મુક્તિ અને રાષ્ટ્રની સ્વતંત્રતાને માટે વિરલ જુસ્સો ધરાવતી એ વીર અબળાએ શું કર્યું? ધિક્કારનું એક હાસ્ય તેના વદનપર તરી આવ્યું. "શું તારો સ્વામિ એમ ધારે છે કે હું એટલી બધી અજ્ઞાન છું કે એક રાષ્ટ્ર અને તેની સ્વામિ વચ્ચે કેવા પ્રકારનો સમ્બન્ધ હોવો જોઈએ અને રાષ્ટ્રને સુખી કરવાની ફરજ રાજાના માથા પર અવલમ્બેલી છે એટલુંયે હું જાણતી નથી! આ પ્રકારના સમ્બન્ધનું ખણ્ડન કરનારો ગુન્હો પાદશાહે આચર્યો છે અને એ ક્રૂર પાદશાહના અજ્ઞાન હથિયાર! એક અબળાને હાથે તારો રાષ્ટ્રધર્મ શીખ.

આ રગેરગ ચેતન પ્રેરનારા જોશદાર શબ્દો સાથે તેણે પેલી તરવાર ઝુંટવી લીધી અને પોતાની છાતીમાં ખોસી દીધી. "નીચ ગુલામડા!" ધડધડ રક્ત તેની છાતીમાંથી વહી જઇ તેને વિવર્ણ બનાવતુ હતુ ત્યારે તે બોલી, "હજુએ જો તારામાં કંઈ સમજ મનુષ્યત્વ હોય, તો લઈ જા આ શબ મારા દેશપ્રેમી પુત્ર પાસે. રાષ્ટ્ર તરફથી ગીતમનું વેર

લેવા અને સિતમગરને શિક્ષા કરવાનું તેને કહે. અત્યાર સુધી તેની માતા તેના હાથમાં કેદ હોવાથી તેને સ્હેજ ડર–સ્હેજ સાવચેતી રાખવી પડતી. પોતાના રાષ્ટ્ર મા તે ભોગ આપવા માટે તે હવે છૂટો છે!

એનું નામ તે વીર માતા!

## ૨.

## પિતૃપ્રેમી બાળા.

જે પિતૃપ્રેમી યૌવનાનું ઉદાત્ત ચરિત અહિં આલેખાવાનું છે તેનું નામ પ્રેર હતું. જેનો પિતા એક ઉમદા રશિયન કુળમાં જન્મ્યો હતો અને અઢારમી સદીના ના ભાગમાં થયેલા રશિયા અને તુરકી વચ્ચેના યુદ્ધોમાં તેણે પોતાનું બાહુબળ આપી નામના મેળવી હતી. પરંતુ ભાગ્યચક્રને લીધે, કેટલેક સમયે સરકાર વિરુદ્ધ ગુન્હો કરવાનો શંશય તેના પર આવ્યો અને પોતાની નિર્દોષતા તે સાબીત કરે તે લાંજ તેને શિક્ષા કરવામાં આવી. એને જીવનભર સાઇબિરીયામાં દેશનિકાલ કરવામાં વ્યો અને એની વિનંતિઓ અને ન્યાયની માગણીઓ રદ ગઈ.

એની પત્ની તથા બાળક પુત્રી સાથે એને આ અત્યંત દુષ્કર હવાવાળી વિક ગ્યાએ ફક્ત થોડું ભથ્થું મળે એટલી ગોઠવણ કરીને મોકલી દેવામાં આવ્યો. પ્રેસ્કોવ પોતાના જીવનના પ્રભાતમાંજ શું જોયું? અત્યંત વિકટ ગરીબાઈ, તેથીયે ભયાનક અને સપ્ટેમ્બરથી મે મ સ સુધી સતત્ પડ્યું રહેતું બરફ! ઉનાળામાં કંઈક મજુ ળતી અને તેટલી મ્હેનત કરવા એ નાનકડી બાળા સાનંદ દોડતી અને પોતાનાં પિતાની ચિંતાનું કારણ જાણ્યા વિનાજ તેમને વધારે ને વધારે સુખી કરવાના સઘળા વિશ પ્રયત્નો આદરતી.

જ્યારે પંદર વર્ષની તે થઈ ત્યારેજ તેને ખબર પડી કે તેનો પિતા એક કાલ થયેલો ગુન્હેગાર છે! પોતાના કામ પરથી અચાનક આવતાં તેણે પોતાના ઝાર પર કરેલી એક અરજીનો નિરાશામય ઉત્તર વાંચી ભગ્નાશ થઈ જતો જોયો અને પળે સેંટપિટર્સબર્ગ–પેટ્રોગ્રાડ જઈ પોતાના પિતાની મુક્તિ માટે વિનંતિ કરવાનો એ બાળાએ ઠરાવ કર્યો.

જો પોતાનો એ ઠરાવ તેણે પોતાના પિતાને કહ્યો હોત તો તેને હસી ક આવતે! ઠરાવ તે કેવો! પેટ્રોગ્રાડ ત્યાંથી સેંકડો માઈલ દૂર હતું! તેના પિતા પાસે દ્રવ્ય સાધનો ન હતાં અને હોત તોયે શું? સાઇબિરીયાના એ હિમપ્રદેશમાં મુસાફ રી એટલે–એ વિચારજ કોઈક સાધારણ બાળાના હૃદયને કમ્પાવી નાંખવા પૂરતો પરન્તુ પ્રેસ્કોવિયા જેવી તેવી બાળા ન હતી. ગમે એવી મુશ્કેલી આવી નડે તોયે ચાલતાં, એકલાં પણ એ મુસાફરી કરવાનો તેણે નિશ્ચય કર્યો.

પહેલાં કેટલોક સમય વિચારમાં ગાળી પ્રેસ્કોવિયાએ પોતાનો વિચાર પિતા મ [illegible] અને તેમણે તે હસી કાઢ્યો અને આખરે ચિડવાઈ જઇ પિતાએ એ વિચાર કરવાની ચોકખી મનાઈ તેને કરી. એ વાતને ત્રણ વર્ષ વીતી ગયાં.

દરમ્યાન પ્રેસ્કોવિયાની માતા માંદી પડતાં તેણે તેની ચાકરી ધૈર્ય અને કૌશલ્યથી કરી તેની આજ્ઞા તો મેળવી.

એવામાં પ્રેસ્કોવિયાનો અત્યંત આગ્રહ જોઇ તેના પિતાએ તેને પાસપોર્ટ માટે અરજી કરવાની રજા આપ્યેથી, પ્રેસ્કોવિયાયે તે પ્રમાણે અરજી કરી અને તેનો જવાબ હકારમાં આવ્યો. સાઇબિરીયાની બહાર જવાને, પ્રવાસ કરવાને પ્રેસ્કોવિયાને રજા મળી.

આખરે પિતાએ પણ સમતિ આપી કોઇપણ અબળાએ ન કરેલું એક અસાધ્યજ ગણાતું કાર્ય કરવા પ્રેસ્કોવિયા તૈયાર થઇ ગઇ.

અનેક વાવાઝોડાંઓ, તોફાનો અને હિમવૃષ્ટિઓ સહન કરતાં તે આગળ ને આગળ જતી ગઈ. આખરે તેના લોહીના વહનને લીધે રક્ત થઈ ગયેલા ચરણોએ ચાલવાની ના પાડી. એક ખેડુતને દયા આવ્યાથી તે તેને પોતાને ઘેર લઈ ગયો, અને તેની સારવાર કરી. કેટલેક સમયે તે સાજી થઈ. પરન્તુ તે સમયે શિયાળો બેસવાથી સફળ થઈ શકે તેવું નહતું. આથી તે કરૂણહૃદય અપરિચિતોનો આશ્રય લેતી

પ્રસંગોપાત તેને અનેક દયાની વિભૂતિઓ મળી આવતી મેડમ મિલિન નામની એક દયાળુ અબળાએ તો તેને પોતાને ઘેર કેટલોક સમય રાખી ભણાવી ગણાવી અને 'નિઝની' શહેર તરફ જતી બોટમાં બેસાડી આપી એટલુંજ નહિ પણ ઓળખાણના પત્રો પણ આપ્યાં.

ભાગ્યચક્રનો આંટો તે કેવો ! પિતૃપ્રેમને લીધે પિતૃમેળા બજાવવાં નીકળેલી એ બાળા બોટમાંથી પડી ગઈ અને તેમાંથી બચી તો ખરી પરંતુ તેને તાવ આવ્યો. પરન્તુ તેનીયે અવગણના કરી નિઝની આવી પ્હોચી તેણે એક ધર્માધિકારિણી ( Abess )નો આશ્રય લીધો. ધર્માધિકારિણીએ તેને ઘણી જ સહાય કરી બ્હેનો ! એ ધર્માધિકારિણી પણ પેલી મેડમ મિલિન પેઠે એક આદર્શ અબળા જ હતી !

આખરે અઢાર માસની મુસાફરી કરી, અનેક લક્ષાવધિ મુશ્કેલીઓ વેઠી, ઠેકઠેકાણે તિરસ્કાર પામી, સ્થળે સ્થળે આશ્રય મેળવી, સફર દરમ્યાન ચાર પાચ માંદગી ભોગવી એ આદર્શ બાળા પેટ્રોગ્રાડ આવી પ્હોંચી—પરંતુ ત્યાયે હજુ તેના સંકટનો પાર આવ્યો ન હતો.

મેડમ મિલિનના કાગળો તથા ધર્માધિકારિણીના ઓળખાણ પત્રો જોતાં કોઇએ તેને દાદ દીધી નહિ. કોઈ કોઈ સલાહ આપતું અને કોઈ કોઈ એકની સલાહથી તે સેનેટના દરબાર આગળ અરજી હાથમા લઈ ઉભી રહેતી. કોઈ તેના તરફ ઝૂકીને જોતું પણ નહિ. કોઈ તેને ભિક્ષુક ધારી પૈસો નાંખતું. બિચારી પ્રેસ્કોવિયાના દુઃખનો પાર રહ્યો નહિ.

આખરે કોઈકની સલાહથી તેણે ઝારની માતાના સેક્રેટરીને અરજી કરી અને પછી અન્તે જઈ તેણે તેને પોતાની સઘળી હકીકત વર્ણવી કહી. તે તો આશ્ચર્યથી દિંગમૂઢજ બની ગયો. પછી તેના પર તેને એકદમ સ્નેહ ઉત્પન્ન થયો અને એ એને ઝારની માતા પાસે લઈ ગયો. તેની હકીકત સાંભળી રાણી માતાના નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તેના પિતાનો સત્વર છુટકારો કરવાનું આશ્વાસન આપી, ૩૦૦ મુદ્રા તેને ભેટ આપી રાણી માતાએ તેને વિદાય કરી.

આખરે તે મંગલ દિવસ આવી લાગ્યો. પ્રેસ્કોવિયા ઝારની સમક્ષ ગઇ. ઝારની અને તેની મુલાકાતનો અહેવાલ પ્રકટ થયો નથી. પરંતુ જ્યારે તે આવી ત્યારે ૫૦૦૦ મુદ્રાઓ પોતાના પિતાનું મુક્તિપત્ર અને તે ઉપરાંત બીજા બે દેશનિકાલ થયેલા રંક પુરૂષો જેમણે એને એની મુસાફરીમાં અત્યન્ત સહાય કરી હતી તેનું મુક્તિપત્ર લેતી આવી.

પાછા જતાં તે 'નિજની' માં પોતાના માતા પિતાને મળી. પોતાના પગે પડતા પિતાને પોતે પગે પડી તેણે અશ્રુ સાર્યાં. પિતા તેને માથે લઈ જવા માંગતો હતો પણ તે ગઈ નહિ.

તેનું શરીર આ મુસાફરીને લીધેજ કથળી ગયું હતુ અને બાકીનું ટુંકું જીવન ધાર્મિક પ્રવૃત્તિમાં ગાળવાનો વિચાર કરી તે સાધ્વી બની ગઇ અને તે પછી બહુજ અલ્પકાળમાં પોતાના ઇષ્ટદેવતા ઇસુખ્રીસ્તનું સ્મરણ કરતાં તેણે વીશ વર્ષની વયે સ્વર્ગવાસ કર્યો. ૮ મી ડીસેમ્બર ૧૮૦૯.

## ૩.

## ગ્રેસ ડાર્લિંગ.

ઈંગ્લાંડના અગ્નિકોણ આગળ કેટલાક ખડકાળ ટાપુઓ આવેલા છે. ખલાસીઓને તેમના ભયની માહેતી આપવા માટે તેમાના એક બેટ ઉપર દિવાદાંડી બાંધવામાં આવેલી છે. કેટલાક વર્ષ પૂર્વે એ દિવાદાંડીના રખેવાળ તરિકે એક પુરૂષ અને તેની પુત્રી રહેતાં હતાં.

એક ભયાનક તોફાની રાત્રિએ એક વ્હાણ આવીને પેલા ટાપુઓમાંના એક પર અથડાયું. ભયાનક તરંગલહરીઓએ એ વ્હાણના બે ટુકડા કરી નાંખ્યા. જેમાંનો આગલો ભાગ જે પર નવ મનુષ્ય વળગી રહ્યાં હતાં, તે રહ્યો અને પાછલો ઘૂઘવતા મહાસાગરમાં તણાઇ ગયો.

પ્રભાતમાં રખેવાળની પુત્રીએ એ વ્હાણના ટુકડાને જોયો. મહાસાગરના ખળભળાટનો પાર ન હતો. રક્ષક પોતે તો તે સ્થળે જવાનું સાહસ કરવા નારાજ હતો પરંતુ પ્રેમ, તેની પરોપકારી પરાક્રમી પુત્રીએ તેને ઘણા કાલાવાલા કર્યા અને પોતે તેની સાથે જવાની માગણી કરી. પોતાના જાનને જોખમમાં નાખી બંને જણ તે નવ જીવનની વ્હારે ધાયા. એક સ્ત્રી તો પોતાના બે શબવત્ થઇ ગયેલા બાળકોને વળગી રહેલી મળી આવી. નવ જીવન્ત રહેલી વ્યક્તિઓને તેમના પ્રાણસંકટમાંથી બચાવી સલામતીથી ભૂમિ પર લાવવામાં આવી.

એ દિવાદાંડીના રક્ષકની પુત્રી ગ્રેસ ડાર્લિંગ જેણે નવ જીંદગી બચાવવાનું મહાન દયાળ કાર્ય કર્યું હતું તેને બેટ તરિકે આપવાને એક મોટી રકમ ઉઘરાવવામાં આવી અને તેની એ ભારે હિમ્મત માટે ઘણી પ્રશંસા થઇ પરન્તુ–તે તો એમ જ માનતી હતી કે 'મેં મારો ધર્મ બજાવ્યા શિવાય બીજું કર્યું છે શું!"

એનું નામ તે આદર્શ અબળા!

૪.

## જોહાના.

ફ્લીંજ નામના બ્રાઇન નદી પર આવેલા એક શહેર આગળ એક સ્મરણસ્તંભ ઉભો ઉભો એ પરાક્રમી બાળાના અપૂર્વ હિમ્મત અને બહાદૂરી ભરેલા કાર્યની સાક્ષી આપી રહ્યો છે.

બ્રાઇન નદીમાં ઘણીએ વાર મોટી વિનાશકારક રેલો આવે છે. જ્યારે ભારે વૃષ્ટિ થાય છે ત્યારે મોટી રેલ આવે છે અને તેમાં નાનકડાં ઘરો ઝુંપડાઓ સઘળું તણાઇ જાય છે. ફક્ત ઉંચા ટાવરો મિનારાઓ, વિગેરેના શિખરો જ દેખાતા રહે છે.

૧૮૦૯ ના શિયાળામાં એજ આપત્તિ ફ્લીંજને આવી પડી. ઘરો ખેતરો, ઝુંપડાઓ તણાઇ ગયા. લક્ષ્યાવધિ રૂપિયાઓનું અને તેથીએ અમૂલ્ય જનોનું નુકસાન થયું. કેટલાક વૃક્ષની શાખાઓને વળગી રહ્યાં, કેટલાક લાકડાંના ટુકડાઓને પકડી રહ્યા અને કેટલાંયે તો સલિલસમાધિજ ગ્રહણ કરી. હજી સુધી જીવન્ત રહેલાઓને બચાવવા બહાદૂર નાવિકો હોડીઓ લઇ ફરતા હતા. પરંતુ તેમાંના કેટલાયે એ પરમાર્થ કાર્યમાં જ પોતાના પ્રાણ ખોયા.

ફ્લીંઝામાંજ સેગમ નામની એક વિધવા જોહાના નામની પોતાની પરાક્રમી પુત્રી તથા વાનબીક નામની એક બીજી વિધવાને તેના બાળકો સાથે એકજ ઘરમાં રહેતાં હતાં. જોહાના સત્તર વર્ષની શુદ્ધ હૃદય મજબૂત શરીરવાળી લાવણ્યમયી બાલિકા હતી. અણુજાણ્યે જ તેમના પર ઉપરોક્ત ધાડ આવી. સેગમ તો બહુ જ ગભરાઇ ગઇ. બિલકુલ પણ ઢીલ વગર જોહાનાએ પોતાની ભયભીત માતાને ખેંચી અને તેને પોતાની પીઠ પર સવાર બનાવી તે ઘરથી બસે ડગલાં દૂર એક ઉંચી ટેકરી પર તરતી લઇ ગઇ! એનું નામ તે માતૃપ્રેમ! એનું નામ સાચું પરાક્રમ!! એનું નામ પરાર્થશીલતા!!!

પોતાની માતાને ત્યાં ટેકરી પર મુકી એ બાળાએ શું કર્યું? "મા, મા, હું વાનબીક અને તેનાં બાળકોની મદદે દોડું છું. પછી હું આપણું બકરૂં લઇ આવીશ જેથી તને દુધની અડચણ નહિ નડે!"

"ના ના જોના, અરે બહુ મોડું છે!" એમ બૂમ પાડતી સેગમ ત્યાંજ રહી અને જોહાના તો ભુસકો મારી તરતી ગઇ.

ઘુઘવાટ કરતાં જલમાં થઇ તે વાનબીક અને તેના બાળકો જેમણે એક નીચી ટેકરી પર આશ્રય લીધો હતો તે તરફ તરવા લાગી. તે ટેકરી પર પાણી જલ્દી ચડ્યાં જતું હતું અને તે ડૂબતી જતી હતી. આખરે જોહાના ત્યાં પહોંચી. તેની દુઃખી થતી માતાએ તે દેખ્યું અને વળી જોયું કે એ ભયાનક જગાએથી પાછા ફરવું જ અસંભવિત હતું અને હવે તો પાણી તેના માથા પરજ ચઢી જાય તેમ હતું.

વાનબીકે જ્યારે જોયું કે મૃત્યુ આવી પહોચ્યું હતું ત્યારે તે પોતાનાં બાળકોને લઇ હોડી પડી. ફક્ત જોહાના ત્યાં, પરમાર્થ ખાતર પોતાના પ્રાણનું બલિદાન આપવા માટે ઉભી રહી. આકાશ તરફ એક દૃષ્ટિ કરી તેણે ક્ષણવાર સૃષ્ટિનિયંતાનું પ્રાર્થન કર્યું. અને

એ બાળાનું પરાર્થ પરાયણતાની પરિસિમા સૂચવતું દ્રષ્ટાંત કેવું મધુર છે! એવી બાળાઓ ઘેરઘેર ઉત્પન્ન થાઓ એજ પ્રાર્થના!

૫.

## કેથેરાઇન ડગલાસ.

જેમ્સ પહેલો, સ્કોટલેંડની ગાદી પર અભિષિક્ત થયો ત્યારે એ રાજ્યમાં બહુ અંધાધુંધી ચાલી રહેતી હતી અને ઉમરાવો તથા હાકેમોમાં બહુ દગાફટકા તથા કાવત્રાં ચાલી રહ્યાં હતાં.

વળી જેમ્સે તેમને દાબી દેવાને તથા તેમની સત્તા નરમ પાડવાને ચાંપતા ઉપાયો લેવા માંડ્યા. આથી તો તેઓ તેના ઉપર વધારે જ ચિઢવાયા અને તેનાં પ્રાણ લેવાને તેમણે કાવત્રાં રચવા શરૂ કર્યાં.

એવામાં રાજાએ એક ભૂલ કરી. એક જાગીર જે અમુક વ્યક્તિને મળવી જોઇએ તે એણે ખાલસા કરી અને આથી તો એક નિયંત્રિત કાવત્રુ રચાયું. પર્થમાં રાજાને મારી નાખવાનું નક્કી થયું.

રાજાને ખબર થઇ. કેટલાકો તેની ઉપર હુમલો લઇ આવ્યા હતા. રાત્રિનો સમય થયો હતો. દગાખોરોએ પ્હેલેથી જ મધળાં દ્વાર પરની અર્ગળાઓ, સાંકળો કાઢી નાંખ્યાં હતા. રાજા ગભરાયો નાસીને જવું ક્યાં?

રાજાવાળા ઓરડામાં ભૂમિમાંના ભોંયરામાં જવાનું એક નાનકડું દ્વાર જમીન પર હતું તેમાં તે પેસવાનો યત્ન કરતો હતો એટલામાં દ્વાર આગળ જ ધાડ આવી પહોંચી. દ્વારપાળ માર્યો ગયો. હવે શું? બારણાંને સાંકળ નહિ?—ના હતી? કેથેરીન ડગલાસે, રાણીની એક સહચરીએ તે અર્ગળાઓમાં પોતાનો હાથ ભેરવી દીધો કે જેથી અર્ગળાની ગરજ સારી એ નાજુક હાથ દ્વારને ઉઘડતું અટકાવી શકે—તેના રાજાને જેમ્સને બચાવવામાં મદદભૂત થઇ શકે!

પરંતુ એ કોમળ હસ્ત ક્યાં સુધી ટકી શકે? હસ્ત ભાંગ્યો અને બારણું ઉઘડ્યું—પછી જે કતલ થઇ તેનું ભયાનક વર્ણન આપવા અમે ઇચ્છતા નથી પરંતુ કેથેરાઇન ડગલાસ—એ અદ્‌ભુત નારીએ તે કટોકટ સમયે જે ધર્મપરાયણતા બતાવી હતી, જે ધર્મનિષ્ઠાનું દર્શન કરાવ્યું હતું તે તરફ જ અમારી ભગિનીઓનું લક્ષ્ય દોરી વિરમીયે છીએ.

૬.—

## ગ્રિક રમણી એન્ટિગોન.

ગ્રીક રમણી એન્ટિગોનનું પુણ્યચરિત બહુ જ વિરલ અને બોધપ્રદ છે. એને થઈ ગયાને ઘણો જ લાંબો કાળ વહી ગયો છે. અને છતાંયે આજે એનું નામ વિશ્વના ઇતિહાસમાં અમર રહી ગયેલું તે હજુ સુધી વિશ્વની સ્મરણ શક્તિમાંથી વિલુપ્ત થયું નથી એટલો બધો તેના અપૂર્વ સ્વાર્થ ત્યાગનો પ્રભાવ છે!

એના પિતાનું નામ ઇડિપસ એના બે ભાઈઓનાં નામ ઇટિઓક્લીસ અને પોલિનિસીઝ હતાં. ઇટિઓક્લીસ દુષ્ટ પ્રકૃતિનો રાજ્યલોભી અને કૃતઘ્ની નીવડ્યો. તેણે પોતે રાજ્યગાદી પચાવીને પોતાના વડીલ બન્ધુ પોલિનિસીઝ અને પોતાના અંધ થયેલા પિતા ઇડિપસને કાઢી મૂક્યાં. પોતેજ તે રાજ્યનો અધિપતિ થઈને બેઠો.

આ સમયેજ એન્ટિગોને પોતાનું અદ્ભૂત ચારિત્ર્ય બળ દાખવ્યું. જો તે પોતાના બન્ધુ ઇટિઓક્લીસ સાથે રહી હોત તો તેને રાજ્યસંપત્તિ અને વૈભવભોગ ભોગવવાનાં મળત પરંતુ તે એક અત્યન્ત અદ્ભૂત ચરિત્રવાળી બાળા હતી. તે પોતે અને તેનો ભાઈ પોલિનિસીઝ પિતાની સાથેજ વનવાસી થયાં. અને શહેરે શહેર ભટકવા લાગ્યાં.

પોલિનિસીઝે તો પોતાના બદમાશ ભાઈને બરાબર શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો અને બીજા છ સરદારોને ભેગા કરી તેણે એક સૈન્ય ઉભું કર્યું. આ સૈન્યથી તેણે ઇટિઓક્લીસને શિક્ષા કરવાનું કાર્ય માથે લીધું.

યુદ્ધમાં વિજય થતાં પ્હેલાં પોલિનિસીઝ પોતાની વીર ભગિની પાસે આવ્યો. તેણે કહ્યું, "બ્હેન! મારી ફરજ બજાવવા હું યુદ્ધમાં આ ચાલ્યો. પરંતુ તું તારી ફરજ બજાવશે? મારૂં મૃત્યુ થાય તે તું વિધિ પુરસર મને ભૂમિદાહ દેશે? જો તું એટલું વચન આપે તો હું સુખે મારા પ્રાણનો બલિ આપી શકીશ!"

તે સમયે ગ્રીસ દેશમાં આ ક્રિયાઓનું ઘણુંજ મહત્વ હતું. જો આ ક્રિયાઓ કોઈ મૃત મનુષ્યના શબને કરવામાં ન આવે તો તે સ્ટીક્ષ નામની નદી-વૈતરણી-જે યમલોકમાં આવેલી છે તેના કાંઠા પર ભટક્યાં કરે છે અને સદ્ગતિ પામતો નથી એવી માન્યતા તે સમયે પ્રચલિત હતી.

એન્ટિગોને પોલિનિસીઝને વચન આપ્યું એ તો વાચકોના લક્ષ્યમાં આવી ગયું હશેજ.

યુદ્ધ થયું. યુદ્ધમાં પોલિનિસીઝ અને ઇટિઓક્લીસ ઉભય એક બીજાને હાથે મરાયા ગતરાજ્યગાદી ઇડિપસના એક ક્રૂર ભાઈ-જેને ઇટિઓક્લીસ પર બહુ પ્રેમ હતો-ક્રિઓનની પાસે ગઈ અને ક્રિઓને હુકમ કર્યો કે "પોલિનિસીઝના શબને બિલકુલ ભૂમિદાહ ન કરતાં તેને ઘૂવડોને ખાવા નાંખવું"

રાત્રિને સમયે, આ હુકમની અવગણના કરીને રણક્ષેત્ર પર એન્ટિગોન આવી અને તેણે પોતાના બન્ધુના શબને વિધિપૂર્વક સંસ્કાર કર્યા.

બીજે દિવસે ક્રિઓનને ખબર પડી. ક્રૂર હૃદય રાક્ષસે એ શબને ભૂમિમાંથી પાછું કઢાવીને ચોકી પ્હેરામાં મૂક્યું અને ઢંઢેરો કાઢ્યો કે જે એ શબને સંસ્કાર કરશે તેને જીવતાંજ દાટી દેવામાં આવશે."

ગમે તે થાઓ, પોતાનું વચન પોતાનો બંધુપ્રેમ ભૂલે એવી એન્ટિગોન ન હતી. રાત્રિએ પ્હેરેગીર દૂર ફરતો હતો ત્યારે રડતે નેત્રે આવી તેણે પોતાના બન્ધુને ફરી સઘળો સંસ્કાર કર્યો. પ્હેરેગીરે તેને પકડી.

તે વીર બાળાને-પોતાના વચન ખાતર-પોતાના પ્રેમ ખાતર-પોતાના જાનને જોખમમાં નાંખનાર આદર્શ અબળાને ક્રૂર ક્રિઓન પાસે લઈ જવામાં આવી-ત્યાં તેણે ભરસભામાં હિમ્મતથી પોતાનું કૃત્ય જાહેર કર્યું

તરતજ તેને જીવતી દાટી દેવાનો હુકમ થયો! ધન્ય છે એ વીર અબળાને કે બિ-

લકુલ પણ ડર વગર આનંદે તેણે એ શિક્ષા સહન કરી.

પરન્તુ એ નરપિશાચ ક્રિઓનને શી મજા થઈ તે સાંભળો.

તેના પુત્રનો વિવાહ એન્ટિગોન સાથે થયો હતો. એન્ટિગોનના સ્વર્ગવાસના સમાચાર જાણતાંજ તેના શુદ્ધ પ્રેમી પુત્રે તરતજ આત્મઘાત કર્યો.

તેની જ પાછળ ક્રિઓનની સ્ત્રીયે પણ પ્રાણ ત્યજી દીધાં.

રહ્યો એકલો ક્રિઓન! મૃત્યુનુ આવાહન કરવા છતાં મૃત્યુ તેની મદદે આવ્યું નહિ. યમે તેને તેના અસહ્ય દુઃખમાંથી તરત છોડ્યો નહિ. લાંબે કાળે પોતાના પાપનો પશ્ચાતાપ કરતાં દુઃખી હાલતમાં તે મરણ પામ્યો!

વીર રમણી એન્ટિગોન જેવી અનેક આદર્શ અબળાઓ ભારત વર્ષમાં ઉત્પન્ન થઈ આર્યાવર્તની ઉજ્જવલ કીર્તિ ઉજ્જવલતર બનાવો: એજ વાંચ્છના!

૭.

## મિસિસ મોમ્પેસન.

ડરબીશાયર-ઈંગ્લેન્ડમાં આવેલાં ઈયામ નામના એક નાનકડા શહેરમાં પ્લેગ ઘણોજ જોરમાં ફાટી નીકળ્યો. મનુષ્યના મનુષ્યો એકાએક સેવા ચાકરી અને દવા વગર મરી જવા લાગ્યાં.

ત્યાંના ધર્મગુરૂ [Clergyman]નુ નામ મિ. મોમ્પેસન હતું. તેને એક યુવાન પત્ની અને બે નાનાં બાળક હતાં. પત્નીએ પ્લેગ ફાટી નીકળતાંજ પોતાને તથા બે બાળકોને લેઈ બીજે સ્થળે નાસી જવાનુ મોમ્પેસનને કહ્યું. પરંતુ મોમ્પેસન ખરો ધર્મનિષ્ઠ અને સેવાધિકારી પુરૂષ હતો. તેણે કહ્યું, "વ્હાલી, હુ તમારી સાથે આવી શકું-એ અશક્ય છે. મારે તો મારી સંભાળ હેઠળ સોંપાએલાં મનુષ્યોની સેવા બજાવવી જોઇએ. તમને ત્રણને હું બીજે મોકલી આપુ ખરો"

પરંતુ મિસીસ મોમ્પેસન સાધારણ અબળા ન હતી. તેણે એકલાં જવાની ચોકખી ના પાડી. "ભલે આપણાં બે બાળકો જાય. આપણે સંગાથે રહી સેવાધર્મ બ્વિકારી જનસમાજનું જેમ બને તેમ ભલુ કરવાનો યત્ન કરીશું. હું, તમને ત્યજીને અથવા તો આખા શહેરને ત્યજીને જઈ શકતી નથી."

મિ. મોમ્પેસને કબુલ કર્યું, ભારે હૃદયે દંપતી પોતાનાં કુમળાં કોમળ બચ્ચાંઓથી છુટા પડ્યા.

પ્લેગનું જોર વધતુંજ ગયુ, એ સેવાધર્મી દંપતી મ્હોલે મ્હોલ્લે ફરતાં, દુઃખીને આશ્વાસન આપતાં, દરદીને દવા આપતાં અને તેમની સારવાર કરતાં.

આ પ્રમાણે ઘણા મનુષ્યોની જીંદગી બચાવવાના કાર્યમાં એ અદ્ભૂત દંપતી મદદભૂત થયાં.

પરન્તુ એ ઘણો સમય ટક્યું નહિ. અનન્ત શ્રમથી મિસીસ મોમ્પેસનને પોતાનેજ પ્લેગ લાગુ પડ્યો અને પોતાનો ધર્મ બજાવતાં બજાવતાં તેણે જનસમાજના ભલા માટે પ્રાણ ત્યાગ કર્યો! કેવી અદ્ભુત અનુપમ સ્ત્રી!

## समाज–साहित्य–विज्ञान.

# હમારા સમાજ સુધારકો.

( સુન્દરી સુબોધને માટે ખાસ લખનાર—

**શ્રીમતિ ઉમા નેહરૂ—અલ્હાબાદ )**

ભાષાંતરકાર—રા. રા. રંગીલદાસ મ. કાપડીઆ. )

[ **નોંધ—શ્રીમતિ ઉમા** નેહરૂના નામથી કોઈક જ ભારતવાસી અપરિચિત હશે. સંયુક્ત પ્રાંતના જાહેર જીવનને મોખરે જ્યારે ને ત્યારે આપણે એ બ્હેનનું નામ સાંભળીએ છીએ. ગુજરાતમાં દેશની જાહેર સંસ્થાઓ અને હીલચાલોમાં રસ લેનાર—દરેક હીલચાલ વિષે માહિતી મેળવવાની ખંત રાખનાર ગુજરાતી—સજ્જન અગર સન્નારીને—ક્રૂરી વંઠી મી મોન્ટેગ્યુને મળવા ગયેલ સમસ્ત હિંદની સ્ત્રીઓના પ્રતિનિધિ મંડળ ડેપ્યુટેશન ] ના પ્રમુખ તરીકે બ્હેન ઉમા નેહરૂનું નામ અવશ્ય વિદિત હશે જ. એ બ્હેન દેશની રાષ્ટ્રીય ઉન્નતિના કાર્યોમાંજ ભાગ લે છે એટલું જ નહિ, પણ પોતે એક ખરા સમાજ સુધારક હોઈ સ્ત્રી ઉન્નતિના એમના અનેક દેશીય કાર્યો નોંધ લેવા યોગ્ય છે. હિંદના જાહેર જીવનમાં તરી આવતા આંગળીને વેઢે ગણી શકાય એટલા સન્નારીઓના મોતીની હારમાળામાં **શ્રીમતિ ઉમા નેહરૂનું** નામ પણ અગ્રસ્થાન ભોગવે છે. એ બ્હેન અલ્હાબાદના આપણા જાણીતા વયોવૃદ્ધ રાષ્ટ્રીયનેતા પં. મોતીલાલ નેહરૂના પુત્રવધુ થાય છે. પોતે એક ચુનંદા હિંદી લેખક છે, અને નીચેનો લેખ એમણે મારાપર ખાસ સુન્દરી સુબોધને માટે જ લખી મોકલ્યો છે, જે ઉપરથી એ બ્હેનને માત્ર પોતાના પ્રાંતની જ નહિ પરંતુ અખિલ ભારતની સ્ત્રીઓની ઉન્નતિને માટે કેટલી કાળજી છે એ જણાશે. પ્રસંગોપાત સ્ત્રીઉન્નતિના સાધન તરીકે ગુજરાતીમાં કોઈ સારૂં માસિક છે કે કેમ એ પ્રશ્નના ઉત્તરમાં મેં સ્વાભાવિક રીતે "સુન્દરી સુબોધ" નું નામ આપ્યું. પાછળથી એમની માગણી પ્રમાણે મેં એક નકલ એમનાપર મોકલી આપી અને પોતે ગુજરાતી સારૂં જાણતાં હોવાથી જે કાંઈ થોડું સમજી અને જોઈ શક્યા તે ઉપરથી સુન્દરી સુબોધ માટે પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો, અને તરતજ એક લેખ ખાસ લખીને મને મોકલી આપ્યો. એટલુંજ નહિ, પરંતુ એ બ્હેન આ ઉમ્મરે ગુજરાતી શીખવા પ્રયત્ન કરે છે એ સાંભળીને વાંચકો આશ્ચર્ય થશે. એવી રીતેજ એમણે વારંવાર સુન્દરી સુબોધને માટે લેખો મોકલવાનું મને લખી જણાવેલ છે એટલે સુન્દરી સુબોધના વાચકોને એ બ્હેનના વિદ્વતાભર્યા લેખો પ્રસંગોપાત વાંચવા મળતા રહેશે. આ લેખ મને લાંબા વખતપર મોકલવામાં આવેલો હતો, પરંતુ કંઈક આળસને લીધે અને કંઈક અંશે કૌટુમ્બિક અડચણોને લીધે મારાથી એ મિત્રના આ લેખને યોગ્ય ન્યાય કરવામાં આટલો વિલંબ થયો એ માટે મને પોતાને અનહદ ખેદ થાય છે. મોડો તો મોડો પણ હું એ લેખ વાંચક સમુદાય સમક્ષ આજે મુકી શકું છું એજ ઈશ્વરનો ઉપકાર. એ બ્હેનનો વધુ ગાઢ પરિચય કરાવવાને માટે આ લેખ સાથે એમનો ફોટો પણ આપવામાં આવ્યો છે. —રંગીલદાસ મ. કાપડીઆ. ]

આપણી સમાજની વર્તમાન દશા કોઇ રીતે સંતોષકારક કહી શકાય એમ નથી. પણ એજ દશા સમસ્ત સંસારની છે. પ્રાચીન સમાજ સંગઠનના પ્રાસાદોમાં નવીન વિચારો, નવીન નિયમોના શક્તિશાલી–પ્રબળ તરંગો આવી આવીને અથડાઇ રહ્યા છે. વ્યક્તિત્વ અને સ્વતંત્રતા–પ્રેમના તરંગોએ એ પ્રાસાદના પ્રાચીન નેવોને હલાવી નાંખીને મહેલના નિવાસીઓમાં જબરી હલચલ મચાવી દીધી છે. હમેશાં જોશો તો પ્રાચીન અને નવીન આપસ આપસમાં તકરાર કરી રહ્યા છે. પુરાણા રીતરિવાજો પોતાની જગ્યા પર કાયમ રહી શક્યા નથી, અને નવી વાતોએ પૂર્ણપણે તેમનું સ્થાન પચાવી પાડ્યું છે. આ પ્રકારનું પરિવર્તન સંસારના ભિન્ન ભિન્ન ભાગોમાં બહુધા થયું છે, અને અહીં તહીં સદા થતું રહ્યું છે. કિન્તુ વર્તમાન વિપ્લવકારી આન્દોલનની વિશેષતા એ છે કે તે એકે સમયે લગભગ એકજ રંગ રૂપમાં જગતના સમસ્ત સભ્ય ભાગોમાં ઉપસ્થિત છે.

એ વિશાળ આન્દોલનની રોકી ન શકાય એવી શક્તિશાળી પ્રવાહનો એથી વધુ મચોટ પુરાવો બીજો શું હોઈ શકે કે એણે ભારત જેવા વનવાસી યોગીને પોતાની સહસ્ત્ર–વર્ષી સમાધિમાંથી ભ્રષ્ટ કરી સંસાર જેવી લુબ્ધ વસ્તુની જંજાળમાં ફસાવી દીધો છે, અને હવે તે પણ તેજ પ્રશ્નોના ઉત્તર દેવામાં, તેજ આદર્શોને પારખવામાં લીન થઈ ગયો છે કે જે પ્રશ્નો અને આદર્શો આ સમયે સમસ્ત વિશ્વના પોતાનાજ થઇ રહ્યા છે, પરંતુ એટલું તો અવશ્ય પ્રતીત થાય છે કે એની સમાધિએ એની આત્મિક શક્તિઓ પર ચાહે તે અસર કરી હશે, પણ એની શારીરિક અથવા માનસિક અવસ્થાઓને એનાથી કંઇપણ લાભ થયો નથી. અને હવે ભારતનું પોતાની સમાધિ ત્યજી પુનઃ સંસારમાં લીન થવું એ દેખાડે છે કે સંસારને ત્યજવામાં એણે ગંભીર ભૂલ કરી હતી. ન હતો સંસાર હાથમાં રહ્યો, નહિ તો સમાધિ કાયમ રહી શકી.

રાષ્ટ્રીય અને રાજનૈતિક પ્રશ્નોને મોખરે જે મહાન્ પ્રશ્ન આ સમયે જગત્ સમક્ષ છે તે એ છે કે હવે આવનારી સમાજમાં સ્ત્રીનો અધિકાર શું થશે, એને કયી પદવી આપવામા આવશે? જે શક્તિઓએ પ્રજાને રાજાની સમક્ષ, કારીગરોને કારખાનાવાળા સમક્ષ, અને મજૂરોને પોતાના માલિકની સમક્ષ લાવીને ખડા કીધા છે, તેજ શક્તિઓ સ્ત્રીઓને પુરૂષની સન્મુખ લઇ આવી છે, અને જે પ્રકારે તે સઘળા પોતાના ઉદ્દેશોમાં સફળતા પામી રહ્યા છે, એજ પ્રમાણે સ્ત્રી પણ પોતાની મનોકામના પૂર્ણ કરશે. કિન્તુ સહેલાઇથી નહિ! એને પણ પોતાની મનોકામના ફળદાયી કરવામાં સ્વતંત્રતાના ઉપાસકોને હમેશાં જે કષ્ટો સહન કરવાં પડ્યાં છે તે કષ્ટો સહન કરવાં પડશે.

રાષ્ટ્રીય અને રાજનૈતિક પ્રશ્નોની માફક ભારત આ પ્રશ્નનો કોયડો ઉકેલવામાં અન્ય દેશો કરતાં બહુજ મોડો–પછવાડે છે. સંસાર કેટલો બદલાઇ ગયો અને દિને દિને બદલાતો જાય છે એ ન જોતાં હિંદ હજુ રામાયણ અને મહાભારતના યુગોના સ્વપ્ના જોઇ રહ્યો છે. એ યુગોને પુનઃ લાવવાનું શક્ય છે કે નહિ એમાં એને આસ્થા નથી. યદિ પુનઃ એ સમય લાવવો એ સંભવિત અને ઉચિત હોય તો તે કેવી રીતે પુનઃ લાવી શકાય એ પ્રશ્નનો વિચાર કરવાની ભારતને ફુરસદ નથી. એવી કયી શક્તિઓ છે કે અમને એ યુગોથી દૂરને દૂરને દૂર લઇ જઇ રહી છે? એ શક્તિઓને રોકવાને–એ શક્તિઓનો વિરોધ કર

વાને એ સમર્થ છે કે ક્યમ ? જો હોય તો શા ઉપાય કર્યાથી? જો ન હોય તો રૂઢી વિરૂદ્ધ થવાનું શું પ્રયોજન ? આ બધા પ્રશ્નોનો ભારત પાસે એકજ જવાબ છે–પોતાના પરમ્પરા –પૂજકોની ભજનમંડળીદ્વારા એમ કહેવાનું કે આપની મૃદંગ ઔરભી જોરથી વગાડો.

રાજનૈતિક અને આર્થિક બાબતોમાં ભારતે પશ્ચિમીય સિદ્ધાંતોને પૂર્ણ રીતે સ્વીકાર કરી લીધો છે, અને એ પોતાના રાષ્ટ્રીય સંગઠનમાં એ સિદ્ધાંતોને સ્થાપિત કરવાનું કાર્ય ઉદ્યોગ ઉત્સાહથી કરી રહ્યો છે, એની શિક્ષાવલિમાં પણ હવે આત્મિક અને અધ્યાત્મિક વિષયો કરતાં ઉચ્ચ અને મુખ્ય સ્થાન વિજ્ઞાન અને અર્થશાસ્ત્રને આપવામાં આવે છે. પરંતુ સ્ત્રી –પુરૂષ સંબંધી વિષયોમાં એ પશ્ચિમની વર્તમાન સ્થિતિઓ પ્રત્યે ઉદાસીન છે. એ એ વિચાર કરતો નથી કે એ સ્થિતિઓનું વલણ પણ એજ નૈતિક અને આર્થિક અવસ્થાની ઢબ પરજ છે કે જેનું અનુકરણ પોતે સ્વીકારી ચૂક્યો છે, અને નહિ કે એ સ્થિતિઓના ભક્તિ ભાવથી જ એની દષ્ટિ એના સામાજિક મહત્વ અને ગંભીરતા તરફ વળે છે. પશ્ચિમમાં સ્ત્રી પુરૂષનું આપસઆપસમાં મિલનનું કેન્દ્ર પૂર્વીય જાતિઓથી વધારે વિશાળ છે એ જોઇને ભારત ત્યાંથી સ્ત્રીઓને કુકર્મી અને નિર્લજ સમજી બેસે છે. પણ ભારત એ જોઇ શકતો નથી કે વર્તમાન ઘોર યુદ્ધમાં એજ યોગ્ય મહિલાઓએ પોતાના દેશની લાજ રાખી છે. ફ્રાંસ અને ઇંગ્લાંડની સ્ત્રી પુરૂષોનો અભાવ પડવાથી, જો પોતાના દેશના પ્રબંધનો ભાર ન ઉઠાવી લેતે તો જર્મનીએ એ ઉભયને ક્યારનાએ મહાત કરી દીધા હોત.

યદિ એજ સમય ભારત પર આવી પડે તો ભારતીય મહિલાઓની શી દશા થાય? ભારતની લાજ તો એક બાજુએ રહી, પણ પોતાની જ લાજ બચાવવાને રક્ષકોની જરૂર પડે. એથી વધીને વધુ દીન દશા શી થવાની ? જ્યારે અખિલ વિશ્વના યુવકો અને યુવતિઓ પોતાના એકત્ર પરિશ્રમથી ઉન્નતિના અંતિમ શિખર પર પહોંચવાનો ઉદ્યોગ આદરી રહ્યા છે ત્યારે હમારી ભારતીય નારી એક દીન પક્ષીની માફક પુરૂષરૂપી બિલ્લીઓના ભયથી પીંજરામાં ઘુસી રહી છે, અને અમારા હેમ્લેટ ( Hamlet ) રૂપી ભારતીય નવયુવક " To be or not to be " ના સ્થાન પર.

" परदा उठाऊं अथवा न ऊठाऊं—
और ऊठाऊं तो कितना ऊठाऊं "

('પરદો ઉઠાઉં કે ન ઉઠાઉં અને ઉઠાઉં તો કેટલો ઉઠાઉં ) ની ઘોર સમસ્યાની ભાવના કરી રહ્યા છે. અને એ ઉચિત પણ છે ! જ્યારે પોતાના દેશ–પ્રબંધનો ભાર અન્ય જાતિઓને સોંપી દીધો છે તો પછી એ પ્રશ્નોનો વિચાર કરવાની આવશ્યકતા જ ક્યાં રહી?

દેશના શિક્ષિત હમારા ભારતીય નવયુવકોની એક નવી દ્રષ્ટિ હવે સ્ત્રીસુધાર તરફ વળી છે. એના અભિપ્રાયમાં ભારતીય શિક્ષિત મહિલાઓએ કુમાર્ગો પર ચાલવાનું શરૂ કરી દીધું છે. કોઇ એને તિતલી જેવા દેખાડે છે. કોઇ સજ્જન ' ગુડીયા ' ની ઉપમા આપે છે. કોઇ કહે છે કે એ Drawing Room ( ડ્રોઇંગરૂમ ) અને Dining Room ( ભોજનગૃહ ) નો સૌથી કીંમતી અને મોહક Piece of Furniture (ફર્નીચર) છે

એથી વધારે તો સ્ત્રી અને પુરૂષનો પરસ્પર સંબંધ દિન પ્રતિદિન વિશાળ થતો

જતો–વધતો જતો–જોઇ એ બિચારા અત્યંત વ્યાકુળ થાય છે. પશ્ચિમી અને અમેરિક સ્ત્રીઓ એમને સાક્ષાત સુર્પણખા ( રાક્ષસી ) ની મૂર્તિઓ જ દેખાય છે, અને એમ મોટો ભય લાગે છે કે કદિ એ ભયાનક વસ્તુ એમના પોતાના દેશમાં પણ સ્પર્શને ફુર જાય ! પરંતુ હૃદયોમાં એ ભયથી ધ્રૂજતા કાંપતા રહેવું અને મોઢે શિક્ષિત- મહિલાઓ ભલીબુરી કહેવી એ એમનો સમાજ સુધારો !

પશ્ચિમીય સ્ત્રીઓમાં જે ઘોર પરિવર્તન થયું છે તેનું કારણ તેમની સામાજિક અવસ્થા છે! જે નૈતિક અને આર્થિક નિયમ એમની સમાજ સંગઠનના અંશ થઇ ગયેલ છે તેજ હમણાં હમારી સમાજ સંગઠનનો પણ અંશ થઇ પડેલો છે. જે પાઠશાળાઓમાં ત્રીસવર્ષ પહેલાં શિક્ષા લેતી હતી, એની જ ભલીબુરી નકલો હવે હમારા દેશમાં એવી શિક્ષા પ્રદાન કરી રહી છે. અને એ શિક્ષણના પ્રભાવે ભારતીય પુરૂષ પશ્ચિમીય પુરૂષને સમાન થતો જાય છે. એ દશામાં એ સ્વાભાવિક છે કે ભારતીય સ્ત્રીઓમાં પણ પશ્ચિમી સભ્યતાની ઝળક દેખાય. જો એ પરિવર્તન અનુચિત હોય તો અમારા દેશમાં એને ઉપસ્થિત કરવા માટે ઉત્તરદાતા કોણ છે? સ્ત્રી કે પુરૂષ ? જો પોતાની નિર્બળતા અને અયોગ્યતાથી પુરૂષો પોતાની સભ્યતાને વિદેશીય આક્રમણમાંથી ન બચાવી શક્યા તો એમા સ્ત્રી જાતિનો શો દોષ ? જે સામાજિક રચના થઇ રહી છે તેમાં એની સૃષ્ટિ પણ રચાય છે પશ્ચિમીય રંગમાં રંગાયા પછી તે પુર્વીય માલમ પડી એ એના સામર્થ્યનો સાક્ષી છે કે જો તમને એ રંગ નહોતો રૂચતો અને તમારી પાઠશાળાઓનુ શિક્ષણ હાનીકારક લાગે છે તો તમે એ પાઠશાળાઓને બંધ કેમ ન કરી દીધી ? સમાજ સુધારો એ પાઠશાળાની ઘડેલી મૂર્તિઓને સારી નરસી કહેવામાં નહિ, બલ્કે તેને રોકી દેવામાં અને તેના સ્થાન પર નવી પાઠશાળાઓ ઉભી કરવામા સમાયલો હતો. શું હું પુછી શકીશ કે આ બધા સમય દરમ્યાન હમારા ઉત્સાહી સમાજ સુધારકોએ કેટલી શાળાઓ બંધ કરાવી અને કદાચ એ બંધ કરાવવી એને માટે અશક્ય હતી તો એવી કેટલી શાળા દેશમાં સ્થાપી કે જેમાં એમની ઇચ્છાનુસાર સ્ત્રીજાતિ કેળવણી ગ્રહણ કરી શકે ?, શાળા–સ્થાપના તો એક બાજુએ રહી, આજ સુધી હમારા એ વિચારવંત સમાલોચકોએ રાષ્ટ્રીય સ્ત્રી શિક્ષણનો કોઇ ખરડો સુદ્ધાં દેશનો સન્મુખ ઉપસ્થિત નથી કર્યો.

સંભવ છે કે મારી વાતોના જવાબમાં હમારા સમાજ સુધારકો એમ કહે છે હમારામાં રાષ્ટ્રીય શિક્ષણ પ્રણાલી અથવા નવી પાઠશાળાઓ ખોલવાની નથી તો યોજના કે નથી તે માટે સામર્થ્ય; કિન્તુ અમે અમારી સ્ત્રીઓને વર્તમાન પાઠશાળાઓમાં ન જવા દઇને અને અમારા ઘરના પાંજરામાં પુરી રાખીને એ પાઠશાળાઓ અને તેમાં ભણેલી વ્યક્તિઓથી ભલી રીતે એમને સુરક્ષિત રાખી શકીશુ ! એ એમની ભૂલ છે! જે પાઠશાળાની હવાથી પોતે પોતાની છોકરીઓને બચાવવા માગે છે, એનો બધો કુપ્રભાવ પોતાની સાથે જ એમના પોતાના ઘરોમાં ઘુમતો રહ્યો છે. જો પોતે જ પોતાનું ઘર ત્યજી દે તો તો કંઇ લાભ થાય ખરો ! વિચારોના પ્રવાહને–વધતા જતા પ્રવાહને આ પ્રકારની દિવાલોદ્વારા રોકવાનો પ્રયત્ન કરવો એ રેતીનો મહેલ બનાવવાનો પ્રયત્ન કરવા જેવું છે એ પ્રકારના પ્રબન્ધનો અસફળતાની કહાણી તુર્કી અને ઇરાનનો ઇતિહાસ સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી રહ્યો છે. એ સાંભળો અને પછી વિચારો કે જ્યારે તમે પોતે પશ્ચિમીય વિચા-

જેના વેહમાં હાથપગ છોડી દઇને વહ્યા જાઓ છો ત્યારે તમે શ્રીજાતિને તો શું બચાવશો? ત્યારે તમારી નસેનસમાં પશ્ચિમીય સભ્યતાનું રૂધિર વહી ગયુ છે, તો ભારતીય શિક્ષિત મહિલાઓને દેવીત કરાવવી એ એક નિર્લજ્જ-ની સોપના નાકનો ઉપહાસ કરવા જેવુ છે.

એક બાજુ સંસારની વર્તમાન જાગૃતિ કરવાવાળી સ્વતંત્રતાજનક પવનનો સપાટો, બીજી તરફ પશ્ચિમીય સંચામાં વીકાયેલી પાઠશાળામાં અપાતી શિક્ષા, ત્રીજી બીજુ ઘરમાં Suited અને booted ચાહ toast ની અભિલાષી, “ વેલ, તુમ કયા બોલતા હય ” કરતી અર્ધ-મૂર્તિઓની જીવની જગતી ઉપમાઓ, ચોથી તરફ આન્તરિક સ્વતંત્રતા-પ્રેમની ઉત્તેજના અને અપ્રાકૃતિક બંધનો તોડીને ફેંકી દેવાની આકાંક્ષા,—એ બધાની એ સ્થિતિઓ છે કે જેમાંથી એક ભારતીય મહિલા ચાલી જાય છે અને આ સ્થિતિઓ વટાવી ગયા પછી એમના અન્નદાતા એમને મોળખી મહીમા સ્ત્રીઓ જે જીવન ગાળતી તે પ્રકારનું જીવન ગાળવાની સલાહ આપે છે સ્ત્રીઓના આંતરિક ભાવ ગમે તેવા હો, તેમની ઇચ્છા, તેમના હૃદય, તેમના શરીરને ચાહે તેની જરૂર હો, કિન્તુ એમના અન્નદાતાઓને એ અધિકાર પ્રાપ્ય છે કે તે પોતે સ્વેચ્છાનુસાર સ્વચ્છંદીપણે જીવન વ્યતીત કરવા છતા તેમને ઉપદેશ કરી શકે! અને એ અધિકારને જે ક્રૂરતાથી, જે પાશવ નિર્દયતાથી રાતદિન અમનમા લવાય છે, એનું દર્દ તો સ્ત્રીજાતિનો જીવ જ જાણે!

એ તો નિશ્ચિત છે કે પ્રકૃતિએ પુરૂષ સ્ત્રીની રચનામા કોઇ માનસિક તથા હાર્દિક ભેદ એવો ઉત્પન્ન નથી કર્યો કે જેનાથી સ્વાભાવિક રીતે એ ઉભય સમાર વ્યવહાર અને ગૃહસ્થસદનમાં ભિન્નભિન્ન જીવન-પ્રણાલિકાઓની ભિન્નતા અગર અસમાનતા-જે એકને શ્રેષ્ઠ બીજાને હલકા; એકને સ્વતંત્ર, બીજાને બેડી, એકને સ્વાધીન, બીજાને પરાધીન બનાવે છે-સ્ત્રીઓને જો અશાન્ત અને દુઃખી ન બનાવે તો બીજુ શુ? એ અશાન્તિ અને દુઃખને પ્રગટ કરવાં અગર જીવન પ્રણાલીઓની બેડીને ક્ષણવાર પણ ઢીલી કરવાની ચેષ્ટા કરવી એ મનુષ્ય સમાજની સરકારના કાનુન પ્રમાણે ગજદ્રોહ છે, જેની સજા સ્ત્રીને મનમાનતી કરવામા આવે છે

વિવાહ-લગ્ન-પહેલા જ પુરૂષ પોતાની સ્ત્રીને માટે એક સંચો તૈયાર કરી લે છે જો પોતે પોતાની જાતને મરડી દઈ એ સચા પ્રમાણે ઘાટ ઘડી લે તો તો ઠીક, નહિ તો એનુ આખુ જીવન કેવળ એક અસહ્ય નરકયાત્રા બરાબર થઇ જાય છે. એમાં સંદેહ નહીં કે માતપિતા યથાયોગ્ય પોતાની પુત્રીઓના વ્યક્તિત્વને મરડીને એને એ સંચાઓમાં ઢળી જવાને સમર્થ બનાવે છે, પરંતુ એમ છતાં કોઇમાં સર વી. બાકી રહી જાય તો તે એનુ પ્રારબ્ધ

ચાર દિવાલોમાં બંધ રહેશે કે નહિ? જો નહિ તો ક્યારે ક્યારે અને કેવી કેવી રીતે એનાથી બહાર નીકળાશે, કોણુ કોણુ એને જોઈ શકશે, કોણુ કોણુ એની સાથે બોલી શકશે, અને કયા કયા પુરૂષોને એની સાથે અહીંતહીં જવાનો અધિકાર હશે? વાચવા લખવામા તે પોતાનો સમય ગાળી શકશે કે નહિ? સામાજિક અને રાજનૈતિક બાબતોમાં એ ભાગ લેઇ શકશે કે કેમ? અને જો લઇ શકે તો કેટલો? ઇત્યાદિ ઈત્યાદિ આ બધા

પ્રશ્નોનો ઉત્તર તેના પતિદેવ પહેલાંથી જ નિશ્ચિત કરી રાખે છે. અને આશ્ચર્ય તો એ છે કે એનો નિર્ણય કરતી વેળા એને એ ધ્યાનમાં પણ નથી આવતું કે પોતાની સ્ત્રી પોતાની સાથે તેનું એક હૃદય લઈને આવશે, જેમાં પોતાની ઇચ્છાનુસાર જીવન વ્યતીત કરવાની આકાંક્ષાઓ કરમાએલી અવસ્થામાં અવસ્ય હોય છે, કિન્તુ તેમ છતાં અંગારા માફક બળી રહી છે એમનાં ક્રુર હૃદયોમાં એ વિચાર પણ ઉત્પન્ન નથી થતો કે એ અભાગી સ્ત્રીના નેત્ર, જબાન, શરીર તથા વિચારોને અને અભિલાષોની સ્વતંત્રતા છીનવી લેવી એ એક ઘોર અત્યાચાર છે કે નહિ? જો એ વિચાર આવે તો કેવી રીતે આવે? સ્ત્રી તો એની દૃષ્ટિમાં એક જીવ નથી, બલ્કે એક નિર્જીવ વસ્તુ છે. જે પ્રકારે એક માળી બાગમાંનાં ખીલેલાં વૃક્ષોને કાપીકૂપીને કોઇ પક્ષી, યા પશુ અગર કુદરતોના રહેઠાણના રૂપમાં ઉજાડ કરી નાખે છે, એ જ પ્રમાણે સ્ત્રીઓના આન્તરિક ભાવોને તોડી મરોડી પોતાની ઇચ્છાનુસાર બનાવી લેવી એ તો એમના મને એક સાધારણ વાત! માળીને એ ખબર નથી કે એની કુહાડી વૃક્ષો પર કેટલો દુઃખદાયી ઘા લગાવી રહી છે, કિન્તુ એ તો સ્ત્રીની પીડાથી પરિચિત હોવા છતાં પણ એક ક્ષણ પણ એનો ખ્યાલ નથી કરતો.

એ સઘળાનો ઉત્તર એ આપવામાં આવશે કે સીતાએ રામની, દમયન્તીએ નળની દ્રૌપદીએ યુધિષ્ઠિરની કદી પણ શિકાયત નહોતી કરી–( ઉલંઘન ) એ સત્ય! કિન્તુ જો હમારા પુરૂષો હવે તો એ મહિલાઓની ઉપમા દેવી બન્ધ કરે તો ઠીક! સ્ત્રી અને પુરૂ ઉભયના ચરિત્ર-સંગઠન એમનું શિક્ષણ અથવા એમની સામાજિક અવસ્થા પર આધાર રાખે છે. જેટલો ભેદ વર્તમાન યુગ અને મહાભારત–રામાયણના યુગો વચ્ચે છે એટલો જ ભેદ વર્તમાન અને પ્રાચીન નરનારીઓના ચરિત્ર સંગઠનમાં હોવાનું આવશ્યક છે કદાચ એમ માની પણ લઇએ કે એ યુગોની સ્ત્રીઓ આદર્શ હતી, તોપણ વર્તમાન સમયમાં તેમની ઉત્પત્તિ ન થઇ શકે! જો તમારી શક્તિ હોય તો પશ્ચિમની રાજનૈતિક અથવા આર્થિક ધારાને રોકો. આપના બધાં વર્તમાન વિશ્વવિદ્યાલયો, કૉલેજો, અને શાળાઓને જડમૂળથી ખોદી ફેંકી દો. ધર્મની સુકાતી જતી ગંગામાં ઘોર તોફાન ઉઠાવો કે તે ફરીથી આખા સંસારને ડુબાવી દે, અને તમારી વર્તમાન ઉન્નતિ અને ઉદ્ધાર તરફથી મોં ફેરવી તમારી બધી શક્તિ આગલા જન્મના સુધારાની આશા અને ચેષ્ટામાં રોકી દો. જ્યારે તમે આ સઘળું કરીને રામાયણ અને મહાભારતનો યુગ પાછો લાવી સંસારને દેખાડશો એ વેળા સીતા, સાવિત્રી, દમયંતીનો પણ અભાવ ન રહે. પરંતુ આ બધું કીધા વિના એ સ્ત્રીઓનું સ્વપ્ન જેવું વ્યર્થ છે. સીતા અને સાવિત્રી બનાવવાને માટે રામચંદ્ર, કૃષ્ણ, ભરત અને યુધિષ્ઠિરની આવશ્યકતા હોય છે. કોટ, પાટલુન અને નેકટાઇ કોલર શરીર પર અને પશ્ચિમીય આર્થિક આદર્શોની તરંગો દિલમાં લઇને એવી સ્ત્રીજાતિને ઉત્પન્ન કરવાની અભિલાષા રાખવી આકાશકુસુમવત્ છે.

સામાજિક સુધારો આપની સમાજ-અવસ્થામાંથી કાયરતા, દુર્બલતા, અને સંકુચિત દૃષ્ટિ દૂર કરવામાં રહેલો છે; એમાં સ્વતંત્રતા, સમાનતા, અને ન્યાયનો ભાવ ઉત્પન્ન કરવાનો છે; એની પગ હેઠળ ખુંદાતી દરિદ્ર શ્રેણિઓ-વર્ગોને ઉન્નત કરી તેમને સદાચારી અને સ્વાભિમાની ( Self-respecting ) બનાવવામાં છે. સમાજ સુધારો ઉત્તમમાં ઉત્તમ

વિધા ઘણામાં ઘણી સંખ્યાને આપવામાં છે. સ્વાર્થલીન-વ્યક્તિભાવોને નિર્મુળ કરી સમાજના સમ્મિલિત (એકત્રીત) જીવનને વિશાળ અને દૃઢ કરવું એ વાસ્તવિક સમાજ સુધારો છે. સારાંશ એ છે કે સંસારની ગતિને ભલી ભાંતિ પારખીને આપણી સમાજમાં સુપરિવર્તન એ આધાર પર કરવું કે વ્યક્તિ વિકાશની સાથે સામાજિક સમ્મિલિત જીવન વિશાળ, પ્રબળ અને સુખદાયી થાય; એને સમાજસુધારો કહે છે. સમાજમાં કોઇ વિશેષ પ્રકારની વ્યક્તિઓ ઉત્પન્ન થઇ રહી હોય તો સમાજસુધારો સામાજિક અવસ્થાઓને બદલવામાં છે—નહિ કે એ વ્યક્તિઓને કચડી મારવાની ચેષ્ટા કરવામાં!

સમાજસુધારકને ઉદાર હૃદય, વિશાળ દૃષ્ટિ અને ગૂઢ બુદ્ધિની સાથે સંસારની ગતિનો અનુભવ કરવાની અને સમજવાની શક્તિની આવશ્યકતા છે. જે આધારો પર હમારા નવયુવક સમાજસુધારકો સ્વપ્નમાં દેખે છે તે સામાજિક સુધારો નથી, બલ્કે સ્ત્રી સંહાર છે.

હવે એ વાતોને છોડી દઇએ.

**ढोल, गंवार, शूद्र, पशु नारी !**
**वह सब ताडन के अधिकारी ?**

નો પાઠ આપ પેટ ભરીને સંભળાવી ચૂક્યા. હવે એને સમાપ્ત કરો અને સ્ત્રીઓને પણ સામાજિક વિકાશ અને સામાજિક ઉન્નતિમાં સ્વતંત્રતા સાથે ભાગ લેવા દ્યો!

**उमा नहरू.**

---

## વખતની કિંમતઃ—

બ્હેનો! આપણને જે જે વખતમાં નવરાશ મળે તેનો સારો ઉપયોગ કરવો જોઇએ. ઘર કામમાંથી પરવારી જેટલો નવરાશનો વખત મળે, તેમાં ઉપયોગી હુન્નર કામ કરવાં, મનરંજન ગીતો ગાવાં, કાવ્ય વાંચી મનને આનંદ કરવુ, પ્રભુ ભક્તિ અને સ્તુતિ કરવી, ઇશ્વર સબંધી, નીતિ સંબંધી, અને સંસાર વ્યવહારને ઉપયોગી જ્ઞાન મેળવવું, સારાં સારાં વર્તમાન પત્રો, ચોપાનિયાં અને ઉત્તમ બોધકારક પુસ્તકો વાંચવા. વાંચતા ન આવડતુ હોય તો બીજા પાસે વંચાવી જ્ઞાનમાં વધારો કરવો, પતિના કાર્યમાં મદદ કરવી, નવિન શોધમાં મન લગાડવું, શરીરને કેળવવું, પતિને શી રીતે આરામ અને સુખ આપી શકાય, તથા કામેથી પરવારી થાંકીપાકી ઘેર આવે, ત્યારે તેને શી રીતે આનંદ આપી શકાય, તેનો વિચાર કરી તેની ગોઠવણ કરવી. બાળકોના પાઠ લેવા અને દેવા, વગેરે રીતે નવરાશના વખતમાં વર્તવું. વખત અમુલ્ય છે. ગયો વખત પાછો મળતો નથી. જે વખત ગયો તે આયુષ્યમાંથી ઓછો થયો. માટે જેટલો વખત લેખે કાઢ્યો હોય તેટલો તો લાભ છે, પણ જે વતખ વ્યર્થ ગુમાવ્યો, તેટલુ તો આપણને નુકશાન સમજવું. જે વખતની કિંમત જાણતાં નથી, તે પાછળથી પસ્તાય છે. માટે વખતને અમુલ્ય સમજી નવરાશની વેળા વ્યર્થ નહિ ગુમાવતાં તેનો ખરો ઉપયોગ કરતાં રહેવું, એ ચતુર, ડાહી ને ડાહી સ્ત્રીનું કામ છે.

—શ્રીમતી સાકરબાઇકૃત-સુન્દરી સુબોધ સુધામાંથી.

# વાર્તાલહરી.

## કેમીલી !

લેખક બહેન શ્રી "I"

કેમીલી પોતાના બાપની પાસે શાંત માર્ગારેટના પગથીઆ ઉપર ઉભી હતી. તેણે તેના હાથ તેના બાપના હાથની આસપાસ વીંટાળેલા હતા, અને બાપના ચ્હેરા સામુ આતુરતા ભરી નજરે જોતી હતી.

"બાપુ, તમે લડાઈમાં જતા બ્હીતા નથી?" તેણે કહ્યું.

"બ્હીવું? જરા પણ બ્હીતો નથી, મ્હારી દીકરી! જે કોઈ પોતાની માતૃભૂમિ માટે લડે છે તે બ્હીતોજ નથી."

કેમીલી મુંગી ઉભી રહી. પણ જ્યારે તેણે દરવાજાની બ્હાર લશ્કરના માણસો ઉભેલા જોયા, ત્યારે તેનો ચ્હેરો વધારે ફીક્કો થયો અને જાણે કોઈ ભયંકર દેખાવ જોતી હોય તેમ આંખો બંધ કરી દીધી.

કર્નલ માર્ગારેટ લડાઈમાં જતો હતો.

ફ્રેન્ચ લોકો પોતાના દેશના બચાવ માટે પ્રુશીઅનો સ્હામે લડતા હતા. અને કર્નલ જોકે હમણાં બે મહિના ઉપરજ ઘાયલ થઈને આવ્યો હતો તોપણ તે સાજો થઈને પાછો જતો હતો.

કેમીલીને કર્નલથી છુટું પડવા ગમતું ન હોય તેવી રીતે તેને વળગી પડી. તેને મા ન હતી. કેમીલી તેના બાપને બહુ ચાહતી હતી, કારણકે તેની નવરાશની દરેક મિનિટ તેની સાથેજ ગાળતો.

જ્યારે કર્નલ પહેલીવાર લડાઈમાં ગયો અને તેના કાંઈ પણ ખબર આવ્યા નહિં, ત્યારે તેણે કેવી ઇન્તેજારીમાં અઠવાડીયાઓ અને મહિનાઓ પસાર કર્યાં હતા?

અને જ્યારે તેને એક દિવસ ફીક્કો, નબળો તથા મરદવગુરનો ઘેર લાવવામાં આવ્યો ત્યારે તે કેવી બ્હીની હતી?

ફરીથી હવે પાછો તે તેને છોડી જતો હતો, કારણકે તેના દેશને તેની જરૂર હતી. દરવાજાની બ્હાર સીપાઈઓ જાણે લડાઈ તે એક રમત ન હોય? તેમ હસતા અને વાતો કરતા હતા.

પણ કેમીલીની નજર આગળ લડાઈના મેદાનનો દેખાવ તરી આવ્યો અને ધ્રુજી ઉઠી.

કર્નલે એકદમ કહ્યું "મારે જવુંજ જોઈએ. તું હુશીયાર રહેજે, મ્હારી દીકરી."

તે વાંકો વળ્યો અને દીકરીના કપાળ પર ચુમ્બન કર્યું.

તરતજ પગથીઆ ઉતરી ઘોડા ઉપર સ્વાર થઈને કર્નલ ચાલ્યો ગયો.

એક મિનિટ પછી ઘોડાની ખરીના અવાજ આવવા લાગ્યા

કેમીલી પોતાના સુવાના ઓરડામા જઈને રડી રડીને તકીયા પલાળી નાખ્યા

કેમીલીની ગવર્નેસ થોડીવાર પછી તેને શોધતી શોધતી ત્યા આવી, ત્યારે તે ઘ નિદ્રામા હતી એટલે પાછી ચાલી ગઈ

કેમીલીને સ્વપ્નુ આવ્યુ કે જાણે તે એક વનમાથી પસાર થતી હતી ત્યા બધા ઝા વાઓએ એમદમ સીપાઈઓનુ રૂપ લઈ લીધુ અને એવી રીતે ઘેરી લીધી કે તે જ નજર કરતી ત્યા તરવાર અને બદુક જ દેખાતી બ્હીકથી તે સ્તબ્ધ બની ઉભી રહી અ બૂમ પાડવા ઘણી મહેનત કરી પણ માદ નીકળીજ ન શક્યો, તેને લાગ્યુ કે સીપાઈઓન તરવાર તેને અડકશે, તેથી એક ચીસ પાડી કેમીલી ઝબકીને જાગી ઉઠી

અને ખરેખર જાગી ઉઠ્યા પછી તેણે તેના ઓરડાની બારી પાસે તરવારનો ખણ ખાટ તથા સીપાઈઓની બૂમ સાભળી

શુ તેનો બાપ પાછો આવ્યો હતો ? તરતજ કેમીલી બારી પાસે દોડી ગઈ બારીમા તેણે જે જોયુ તેથી થરથરી અને ફીકી પડી ગઈ

ઘર પાસેનુ આખુ મેદાન સીપાઈઓથી ભરાઈ ગયુ હતુ દરવાજાની બ્હાર બીજ વધારે માણસો જોયા પણ કઈ તેઓ તેના બાપના માણસો ન હતા તેઓએ ચકમ બખ્તર ટોપીઓ પહેરી હતી. તેઓ પ્રુશીઅનો હતા અને તેઓનીજ સામે તેનો બા લડાઈમા ગયો હતો

તેની આખોએ અધારા આવી ગયા પણ તરતજ હુશીયાર થઈ તેણે જોયુ તો લશ્કર ની આગળ એક ફ્રેન્ચ સીપાઈ ઉભો હતો

કેમીલીએ તેને ઓળખ્યો તે ગેસ્ટન હતો

તેના હાથ દોરડા વતી બાધેલા હતા અને બે પ્રુશીઅનો બે બાજુ ઉભેલા હતા એ પ્રુશીઅન અમલદાર ઘોડા ઉપર બેઠો હતો અને વારે વારે ગેસ્ટનને સવાલ પૂછતો હતો તે શુ પૂછતો હતો ? ગેસ્ટન ત્યા શુ કરતો હતો ?

તે કર્નલ મારગોર્ટનો ગાડીવાળો હતો અને જ્યારે લડાઈ શરૂ થઈ, ત્યારે લશ્કરમ જોડાયો હતો

કેમીલી જ્યા ઉભી હતી ત્યાથી તેઓ શુ વાત કરે છે તે સભળાતુ ન હતુ

તે બારી ઉઘાડવાની હીંમત ન કરી શકી કારણકે ઉઘાડે તો વખતે દુશ્મનો માલમ પડી જાય એમ હતુ

તેના ઓરડાની નીચે દાદરો હતો અને એની નીચે ભીંતમાં એક નાની બારી હતી ત્યાથી તે જોઈ તથા સાભળી શકે એમ હતુ

તરત જ તે ત્યા દોડી ગઈ અને ત્યા તેણે ગવર્નેસને ઉભેલી જોઈ

કેમીલી બૂમ પાડી ઉઠી "ઓહ ! " "ગવર્નેસ તેઓ અહિ કેમ આવ્યા છે? ગેસ્ટ નને શામાટે અહિ લાવ્યા છે ? "

"ચુપ દીકરી બોલ નહિં! આપણે જોવું જોઇએ કે તેઓ શું કરે છે, તેઓ પ્રુશીઅન છે, અને ગેસ્ટન કેદી છે. સાંભળ!"

પ્રુશીઅન અમલદાર ફ્રેન્ચમાં કરડાકીથી બોલતો હતો.

"ત્હારી સાથેના સીપાઇઓ ક્યાં છે?"

"ઘણે દુર સાહેબ આ જંગલની પણ પેલી બાજુ." તેણે જમણી બાજુએ આંગળી કરી બતાવ્યું.

"ત્યારે તું અહિં શું કરતો હતો?"

"હું મ્હારી પ્રિયાને મળવા આવ્યો હતો, સાહેબ થોડાજ કલાક પહેલાં હું મ્હારી સાથેનાં માણસોથી અહિં આવવા માટે છુટો પડયો હતો."

"અને કર્નલ મારકોર્ટ ક્યાં છે?" તેણે જવાબ ન આપ્યો.

"જવાબ દે. તેં કહ્યું કે તું કર્નલનો ગાડીવાળો હતો. ત્હારો શેઠ ક્યાં છે?"

તે માણસ વળી પાછો મુંગો ઉભો રહ્યો.

"હજી પણ થોડો વખત આપુ છું. મ્હારા સવાલનો જવાબ દે અથવા તો મરવા માટે તૈયાર થા."

દુશ્મનના સીપાઇઓ ગેસ્ટન શું જવાબ દે છે તે સાંભળવા ઉતાવળા થઈ ગયા "ગેસ્ટન! ગેસ્ટન!" કોઇ સ્ત્રીનો આતુરતા ભરેલો સાદ સંભળાયો.

ગેસ્ટનનો ચેહરો ફીકો પડી ગયો, અને જ્યાંથી સાદ આવ્યો તે તરફ નજર ફેરવી. "એ તો મેરી છે. એ ગેસ્ટનની પ્રિયા છે." ગવર્નેસ ધીરેથી બોલી.

"મ્હારો વખત નકામો જાય છે જવાબ આપ ગેસ્ટન." પ્રુશીઅન ઉપરીએ વધારે કરડાકીથી કહ્યું.

ફરીથી મેરીએ ગેસ્ટનને બુમ પાડી, ગેસ્ટનના મનમાં પ્રિયાનો પ્રેમ અને નીમકહલાલી વચ્ચે રકઝક ચાલી.

થોડીવાર રહીને તેણે ધીરે સાદે કહ્યું. "તે શેવનોયમાં છે."

પ્રુશીઅન અમલદાર મ્હોટેથી હસી પડયો અને પોતાનાં માણસોને ગેસ્ટનને હમણા કેદી રાખવાનું કહ્યું.

કેમીલીએ ગવર્નેસ સ્હામુ જોયું, અને ધીરે સાદે પૂછયું, "બાપુ ક્યાં છે તે ગેસ્ટન પાસે શામાટે કહેવડાવ્યું?".

પણ ગવર્નેસ જવાબ દે તે પહેલાં દીવાનખાનાની ઘંટડી વાગી, બારણું ઉઘડયું અને પ્રુશીઅન અમલદાર અંદર દાખલ થયો, અને ઘરની શેઠાણી ક્યાં છે તે પૂછયું. તરત કેમીલી દાદર ઉતરીને દુશ્મન સ્હામે ઉભી રહી.

"હું જ ઘરની શેઠાણી છું, સાહેબ, તમારે શું કામ છે?"

તેણે હીમ્મતથી માથું ઉચું કરીને કહ્યું. પ્રુશીઅન અમલદાર હસ્યો અને નમન

કર્યું "હું ત્હમને નમન કરૂં છું કેમીની!' તેણે હસતા હસતા કહ્યું, "ત્હમે જુઓ છો કે મ્હારાં માણસોએ ત્હમારૂ ઘર ઘેરી લીધું છે, અને હું ત્હમને કહેવા આવ્યો છું કે ત્હમે ત્હમારા માણસોને કહી દેજો કે ચોવીસ કલાક સુધી કોઇ બ્હાર ન નીકળે જો તેઓ મ્હારા હુકમને તાબે થશે તો તેઓને કંઇ પણ ઇજા કરવામા આવશે નહિ, પણ જો કોઇ પણ માણસને બ્હાર જોઇશુ તો તે અમારો કેદી થશે"

કેમીનીએ થોડીવાર સુધી તે અમલદાર સ્હામે કંઇ પણ બોલ્યા શીવાય જોયા કર્યું પછી જો કે ચહેરો ફીક્કો થઇ ગયો હતો અને હોઠ ધ્રુજતા હતા તોપણ કહ્યું "તેઓનો શેઠ એકજ છે, અને તે કર્નલ માર્કર્ટ છે, અમારા માણસો તેનોજ હુકમ માનશે"

પ્રુશીઅન અમલદાર હસ્યો અને કહ્યું "ત્હમે હીમ્મતવાન છો તે હું જાણુ છું, 'કેમીની' પણ હું ત્હમને ચેતાવું છું કે મ્હારા હુકમનો અનાદર કરવામા સાર નથી" તેણે હસતા હસતા નમન કર્યું અને ચાલ્યો ગયો

"ત્હમે સાંભળ્યું ત્હેણે કહ્યું તે?" કેમીનીએ ગવર્નેસ કે જે પાસે જ ઉભેલી હતી તેને કહ્યું, "હું ધારૂ છું કે તેઓ બાપુને કંઇ પણ ઇજા કરવા ધારે છે, આપણે ગમે તેમ કરીને પણ તેમને ચેતાવવા જોઇએ આપણે શું કરી શકીશું?" ગવર્નેસે સલાહ આપી કે પ્રુશીઅન અમલદારના કહ્યા પ્રમાણે કરવું ઠીક પડશે, પણ કેમીની ગુસ્સે થઇને બોલી "નહિ, આપણે કોઇ પણ રીતે બાપુને ખબર આપવીજ જોઇએ, મ્હને લાગે છે કે તેઓ જરૂર ભયમા છે આપણે મદદ કરવી જ જોઇએ"

કેમીનીએ બધા નોકરોને પોતાની બ્હીક કહી બતાવી, પણ રીચર્ડ કે જે રસોઇયો હતો તે બહુ ઘરડો હતો અને હેનરી કે જે માળી હતો તે લંગડો હતો હવે એક જ ઉપયોગમા આવે એવો માણસ, જેનું નામ જેકસ હતું

"જેકસ," કેમીનીએ કહ્યું, "તુ પાછલે દરવાજે થઇને કોઇપણ રીતે એક ઘોડો લઇને એવનોય જા, અને બાપુને જે બધુ બન્યુ છે તે કહી આવ"

'અંધારૂ થતા સુધી નહિ થોભો? બાઇ, હમણા જઇશ તો તેઓ મ્હને જોશે અને પકડશે"

"નહિ, નહિ," કેમીનીએ પગ પછાડીને કહ્યું, "એ તો બહુ મોડુ થાય ત્હારે હમણાં જ જવુ જોઇએ"

કેમીનીએ બારીની બ્હાર જોતા કહ્યું "કદાચ ત્હને તક મળી શકશે જુઓ, પ્રુશીઅનો જાય છે" ટુકડીનો મોટો ભાગ તેઓના અમલદાર સાથે ગામ તરફ જતો હતો, પણ તેઓએ સાવચેતી રાખી ઘણા સીપાઇઓને ઘરની તપાસ રાખવા સારૂ રાખ્યા હતા તેમની ટોપીઓ દરવાજાની બ્હાર દેખાતી હતી

"મેડમોઝેલ, હું મહેનત કરી જોઇશ" જેકસે હીમ્મતથી કહ્યું

તરત જ જેકસ પાછલે બારણેથી નીકળી, બાગની આડીમા છુપાતો છુપાતો ચાલ્યો ગયો પણ થોડાજ વખતમા બે પ્રુશીઅનોએ તેને પકડી લાવીને બીજાઓને ચેતવણી આપી

કે હવે જો કોઇ પણ બ્હાર જશે તો આના જેવા જ હાલ થશે, એટલું કહીને પછી જેકસને લઇને ચાલ્યા ગયા,

કેમીલી બહુ ભયંકર મંજોગોમાં આવી પડી. તેને લાગ્યું કે તેના બાપને મદદ કરવાનો એક જ રસ્તો રહેલો તે પણ કારગત લાગ્યો નહિં.

ઘરડો રીચર્ડ કે જે એક લડવૈયો હતો, તેને લાગ્યું કે પ્રુશીઅનોએ રાતમાં શ્રેવનોય જઇને કર્નલને અજાણતા પકડવાનું કાવતરૂ રચ્યું છે. વખતે થોડા જ વખતમાં કર્નલ કેદી થશે, અથવા તો એક યોદ્ધાની પેઠે તેનું મોત પણ થાય એમાંથી બચાવવાને થોડો જ વખત બાકી હતો.

બપોરના મોડેથી કેમીલી નિરાશ અને ભગ્ન હૃદયે ઘરની પાછલી બારીએ એટલી જ આશાથી ગઇ; કે જો પહેરેગીરો જરા પણ ખસે તો કંઇ લાગ મળે, ત્યા તો મોટી ટોપીઓ દેખાતી હતી.

તરત જ તેણે કઇ જોયુ અને મનમા આશા ઉત્પન્ન થઇ.

એક મોટી નદી બાગની પાસે થઇને જ વહેતી હતી નદીમા કેમીલી એક નાની હોડી હતી કે જેમા બેસીને તે તેના બાપ સાથે ઘણી વખત ફરવા જતી હતી. તે હોડીમાં એક પ્રુશીઅન સામે કિનારેથી કેટલાંક ફળ વીણીને પાછો આવતો હતો.

કેમીલીએ તેના તરફ આતુરતાથી જોયુ, અને જ્યારે તેણે જોયું કે હોડી કિનારે જ રાખેલી છે ત્યારે તે અત્યંત ખુશી થઇ.

રોજનો સુવાનો વખત થયો એટલે કેમીલી સુવા ગઇ પણ તે એટલી ઉશ્કેરાયલી હતી કે ગવર્નેસ બ્હીની કે કેમીલીને ઉંઘ નહિ આવે માટે પાસે સુવાનુ કહ્યુ.

" નહિ, નહિ, ગવર્નેસ, હુ સુઇ જઇશ, ત્હમને હેરાન કરવા મ્હને ગમતુ નથી. " ગવર્નેસ તેને એક ચુમ્બન કરીને ચાલી ગઇ.

બે કલાક પછી જ્યારે આખુ ઘર શાન્ત થયુ ત્યારે કેમીલી ઉઠી, અને એક કાળો ઝબ્બો ઓઢીને નીચે ઉતરી.

આખો બગીચો પસાર કરીને પાછલે દરવાજે આવી, તે દરવાજો બંધ હતો, અને તેની મ્હોટી કુંચી, કેમીલી ફેરવી ન શકી.

તે પાછી આખુ ઘર પસાર કરીને કોઠાર હતો ત્યાં આવી, કે જ્યાં એક બહુ જ નાની બારી હતી.

ધીરેથી તે તેણે ઉઘાડી ને બ્હાર ઘાસ ઉપર કુદી.

પછી ઝાડીમાં છુપાતી છુપાતી બાગમાં આગળ ચાલી, અને થોડી થોડી વારે કોઈ આવે છે કે કેમ તે સાભળવા ઉભી રહેતી.

ગાઢ અંધકાર હતો તેથી એકલી જતાં તેનું હૃદય ધમકતું હતું.

જ્યારે તેણે પહેરેગીરને બોલતાં સાંભળ્યો ત્યારે તે બ્હીકથી ધ્રુજી. પણ તરતજ બધું શાન્ત થઈ ગયુ એટલે તે આગળ ચાલી.

અંતે તે બાગ પસાર કરીને નદીને કિનારે આવી પ્હોંચી.

એક પળ તેણે આસપાસ જોઈને હોડીનું દોરડું છોડયું. તરતજ હોડીને પાણીમાં હ સેલી, માંહિં બેસીને ચલાવવા માંડી.

નદીનું વ્હેણ સીધું ગ્રેવનોય તરફ જતું હતું. ગાઢ અંધકારમાં કેમીલી એકલી તેન બાપને બચાવવા જતી હતી.

તે હલેસાં ઉપાડી ન શકી કારણકે તે બહુજ ભારે હતાં, તેથી તે એની મેળે ઘસડાતી હતી.

તે હલેસાં ઉપાડી ન શકી પણ તે જાણતી હતી કે સુકાન ફેરવ્યાથી હોડી બરાબ ચાલી શકશે.

નદીનું વ્હેણ શાન્ત હોવાથી તે એક ઉપર સુતી. થોડી મિનિટ પછી કેમીલીને લાગ્ કે પછવાડેથી કોઇએ બૂમ પાડી તેથી તે ચમકી ઉઠી.

મુશીઅનોએ નદીમાં બોટ તરતી જોઇ હશે?

તરતજ બ્યુગલ વાગ્યું, પછી કેમીલીએ ઘોડાની ખરીના અવાજ સાંભળ્યા.

મુશીઅનોને તેના ન્હાસવાની ખબર પડી ગઈ તેથી તેઓ તેની પછવાડે પડ્યા.

? જ્યારે કેમીલીએ તે અવાજ સાંભળ્યા ત્યારે તે બ્હીની. જો તેઓ તેને પકડે તો

"શું તેઓ તેને મારી નાંખશે? પણ તેને તેના બાપનો વિચાર આવ્યો ને મન સાં બોલી, તેઓએ મ્હને ન જ પકડવી જોઇએ."

જ્યારે તેણે ફરીથી વિચાર કર્યો ત્યારે તેને લાગ્યું કે તેને કેદ પકડવી એ કં રહેલું ન હતું.

કારણકે બીજી બોટ ન હતી, અને નદી પ્હોળી અને તેનો વેગ ઘણો ઉતાવળો હતો

પછવાડે પડનારા સીપાઈઓ ઘોડા પર કિનારે કિનારે આવે તો પકડી શકે એમ હતું. પણ એવી રીતે પણ પકડી શકાય એમ ન હતું, કારણકે કિનારે જતાં વચમાં ઘણી મોટી મોટી ખાંઇઓ આવતી હતી, તેથી ઘોડાઓ નદીના વેગ કરતાં પણ જો ઝડપથી ચાલે, તો પણ મોટો ચકરાવો લેવોજ પડે; તે છતાં પણ જો સીપાઇઓ તેની આગળ જાય તો કે મીલીની બધી મ્હેનત નીષ્ફળજ જાય.

ઘોડાની ખરીના અવાજ અને સીપાઇઓની બૂમ સાંભળીને કેમીલી રાતની કકડતી ટાઢ કરતાં પણ વધારે ધ્રુજી ઉઠી.

હોડી પણ કિનારા તરફ ઘસડાતી હતી.

કેમીલી ઉઠી અને વાંસડો જેવી રીતે તેણે તેના બાપને પાણીમાં નાખતાં જોયો હતે તેવી રીતે નાખ્યો, અને હોડી બેરાબર પાણીની વચ્ચે આવવાથી તે ખુશી થઈ.

સાંભળો! એ શેનો અવાજ હતો? એક મોટો અવાજ કેમીલીએ સાંભળ્યો. કેમીલી સુઈ ગઈ, તેથી હોડીની બાજુએથી તેનું રક્ષણ થયું.

તેને લાગ્યું કે સીપાઇઓ એક નાની છોકરી તરફ બંદુક તાકતા હતા, અને તેની પાછળ પડ્યા હતા. એ વિચારથીજ તે કમ્પી ઉઠી. પણ મુશીઅને કંઈ જાણતા ન હતા, કે તેઓ એક છોકરીની પાછળ પડ્યા છે. તેઓ તો એટલુંજ જાણતા હતા કે હોડી એની લાંગરેલી જગાથી જતી રહી છે.

અવાજ વધારે પાસે આવવા લાગ્યા, તેથી તે વધારે બ્હીની.

પણ તરતજ ઘોડાની ખરીના અવાજ બંધ થયા, કારણકે સીપાઇઓને વચમાં, પહેલીજ ખાઈ નડી, તેથી એમને જમણી બાજુએ ફરવુંજ જોઇએ, તેથી કેમીલીને આશા આવી.

અવાજ વધવાને બદલે બંધ થવા લાગ્યા, કારણકે સીપાઇઓ દુર જતા હતા. ધીરે ધીરે વરસાદ શરૂ થયો, અને મોટાં મોટાં ટીપાં નદી ઉપર પડવા લાગ્યાં. કેમીલીએ તેનો ઝબ્બો શરીરની આસપાસ વીંટાળી લીધો. તોપણ થોડીવારમાં તો તે તદન ભીની થઈ ગયો.

તેને કંઈ ખબર પડતી નહતી કે તેણે કેટલી મુસાફરી કરી, અને દસ માઇલમાંથી હજી કેટલું દુર જવું બાકી છે.

વળી પાછા ઘોડાની ખરીઓના અવાજ પહેલાં તો વરસાદને લીધે બહુ થોડા સંભળાવા માંડ્યા, પણ પછી વધારે ને વધારે થવા લાગ્યા.

ફરીથી મુશીઅનો કિનારે આવ્યા.

વધારે ઝડપથી સીપાઇઓ પાછળ પડ્યો તેથી કેમીલી ધ્રુજી.

તેઓ હોડીની સાથે થઈ ગયા, અને વળી પાછા ગુસ્સાથી બીજી ખાઇનો ચકરાવો લેવા એકદમ દોડ્યા.

પછી શું થયું તેની કેમીલીને ખબર ન હતી.

બહુ સખત થંડીને લીધે તે કંઈ વિચાર કરી શકી નહિ. ઠરી ગયેલા હાથે તે વારે વારે સુકાન ફેરવતી હતી, અને હોડી બરોબર વેણ તરફ રાખવા માટે વાંસડાથી ચલાવતી હતી.

આ પ્રમાણે માઇલ પછી માઇલ, તેનો વ્હાલો બાપ જે ગામમાં હતો તેની પાસે આવવા લાગી.

કર્નલ મારબોટનો એક પહેરેગીર, કે જે નદીને કિનારે પહેરો ભરતો હતો તેણે નદીમાં કંઈક કાળી ચીજ તરતી જોઇ.

વરસાદ હોવાથી બહુજ ઝાંખું દેખાતું હતું. પણ જો કંઇ ખાસ્તીની નીશાની હોય તો ખબર આપવા માટે તે ધારી ધારીને જોવા લાગ્યો.

પાસે આવતાં દેખીતી રીતે એક ખાલી હોડી જોઇને તેને નવાઇ લાગી. નદીને કિનારેથી કોઇ માછીમારની હોડી લંગર તુટી જવાથી ઘસડાઇ આવી હશે એમ તેણે માન્યું. તે કિનારા તરફ આવીને અટકી ગઈ.

પહેરેગીર હોડી તપાસવા ગયો ત્યારે તેમાં એક નાની છોકરીને સુતેલી જોઇ તેને વધારે નવાઇ લાગી.

તેણે વાંકા વળીને જોયું તો એક ફીક્કા ચહેરા અને મીંચેલી આંખવાળી છોકરીને સુતેલી જોઇ તેણે એક ધીમી બુમ પાડી, "આ તો કર્નલની નાની છોકરી છે" તેણે કેમીલીને બ્હાર આણી, ત્યાં તેને દુરદોડતા ઘોડાઓના અવાજ સંભળાયા

તેથી તેણે બંદુક ઉંચકીને એક અવાજ કર્યો, તેનો ટુંકો અને તીક્ષ્ણ પડઘો બધા ગામમા પડયો તરતજ આખી છાવણી જાગૃત થઇ ગઇ.

પડઘમ અને બ્યુગલ વાગવા માંડયા, અને એક અમલદારના ઉપરી પણ નીચે સીપાઇઓની એક નાની ટુકડી આવી પ્હોંચી

પહેરેગીરે જે બન્યું હતું તે ટુંકમાં કહ્યું, અને તે અમલદારે કેમીલીને ઉપાડીને ત્યાં કર્નલ રહેતો હતો ત્યાં લઇ ગયો.

કેમીલીએ બંદુકના અવાજથી આંખો ઉઘાડી હતી.

તમે વિચાર કરી શકશો કે જ્યારે કર્નલે કેમીલીને વરંડાથી પલળેલી અને ટાઢીથી અધમુઆ જેવી જોઇ, ત્યારે તેને કેટલી બધી નવાઇ લાગી હશે ? કર્નલે તેને જ્યારે પોતાના હાથમાં લીધી ત્યારે તેણે ખુશાલીની બુમ પાડી અને ધીરેથી બોલી, "બાપુ, તેઓએ મ્હને ન પકડી" પછી તે બેભાન થઇ ગઇ. એક કલાકમાં તે એટલી હુંશીઆર થઇ ગઇ, કે બધી હકીકત કહી શકી

બીછાનામાં સુતાં સુતાં જુસ્સાથી તેણે જે બન્યું હતુ તે કર્નલને કહ્યું, કર્નલે તેને ચુમ્બન કરતાં કહ્યું, "મ્હારી બ્હાદુર દીકરી, ખરેખર ત્હેંજ અમને બચાવ્યા છે"

પહેરેગીરે કરેલો અવાજ પ્રુશીઅનોએ સાંભળ્યો તેથી તેઓ પાછા હઠયા પણ કર્નલ દિવસ ઉગતા પહેલાં બધુ લશ્કર લઇને મેદાનમા પડયો, અને અભાવધ દુશ્મનોને પકડયા

પછી એક નાની ઝપાઝપી થઇ.

પ્રુશીઅનોનો અમલદાર અને લગભગ બધાં માણસો કેદ થયા

જ્યારે પ્રુશીઅન કેપ્ટને કર્નલ મારશર્ટ પાસેથી જાણ્યું કે તેની યુક્તિ એક નાની છોકરીની હીમ્મતથી એક જ રાતમાં નિષ્ફળ થઇ હતી, ત્યારે તે હસ્યો અને કહ્યું: "હું તમને મુબારકબાદી આપુ છું, કર્નલ, મેડમ્વાઝેલ એક ખરા યોદ્ધાની દીકરી છે"

---

## સદાચરણી કુમારિકા.

લેખક. બ્હેન સૌ. રમણિક મહેતા.

ઇશ્વરની લીના અગાધ છે મનુષ્ય ધારે છે શુ અને ઇશ્વર કરે છે શું! દુષ્ટ મનુષ્યો પોતાના દુષ્ટ કર્મ પાર પાડવાને માટે અત્યંત પરિશ્રમ કરે છે પણ તેવા દુષ્ટ કર્મો ક્વચિત જ ફળીભુત થાય છે

આવોજ દુષ્ટ વિચાર હૃદયમાં આવવાથી એક પુખ્ત સ્ત્રી પોતાના મનમાં તેને કેવી રીતે અમલમાં મુકવો તે વિચાર કરતી એક ખુરશી ઉપર બેઠી છે. એવામા ત્યા એક યુવક આવ્યો. તેણે તેને શુ વિચાર કરો છો એમ પુછવાથી તેણીએ મૌનવદને કહ્યુ પેલા

પરિચીત યુવકને જોઇને યુવતીને પોતાનું કાર્ય આનાથી પાર પડશે. એમ લાગવાથી તેણે તેને પોતાના મનની દુષ્ટ ઇચ્છા કહેવા માંડી.

" કાંતિલાલ, આજે મ્હારે તમને એક ઘણી જ ગુહ્ય વાત કહેવાની છે. તે તમે જાણીને, તે કાર્ય કરી શકશો કે કેમ તે મ્હારે જાણવું છે. "

" તમે એક વખત કહો તો ખરાં ! પછી મારાથી બનશે કે નહિ તેનો વિચાર કરી તમને જણાવીશ. "

" તમે જાણો છો કે મ્હારે પોતાને એક જ છોકરી છે અને શાંતિલાલ એ મ્હારે સાવકો છોકરો છે. તેથી ચાલતે દહાડે આ બધી મીલ્કતનો વારસ શાંતિલાલ થશે. મ્હને મ્હારી છોકરીને એમાંથી કંઇપણ મળશે નહિ. વાસ્તે કોઇપણ પ્રકારે એનું કાટલું કઢાતું હોય તેવી તજવીજ થવી જોઇએ. "

" પણ તે કેવી રીતે ઉપાય કરવો ? જો પ્રસીદ્ધ થાય તો આપણે બન્નેને, જન્મકેદ અગર ફાંસીએ જવાનો વખત આવે. " કાંતિલાલે કહ્યું.

" નહિ ! નહિ ! એવું આપણું નામ બહાર પડે એમ કરવાનું શું કામ છે ? તમે એક એવું ઝેરનું પડીકું લાવો કે જેથી શરીર ઉપર ઝેરની નીશાની ઉદ્‌ભવે નહિ, અને કોઇપણ ડૉક્ટરને માલમ પડે નહિ કે આને કોઈએ ઝેર આપ્યું છે. "

" ઠીક, હું તમને એક એવી જાતનું ઝેર લઇ આવીને આપીશ કે જેથી ભલભલે ડૉક્ટર પણ છેતરાય. " કાંતિલાલે કહ્યું.

યુવતી—" ત્યારે તમે એ દવા એક બે દિવસમાં લાવી આપજો. કેમ કે ત્રણ ચાર દિવસમાં એ પાછો એની કૉલેજ ઉઘડે છે એટલે મુંબઇ જવાનો છે. "

" હા, હા, હું તમને તે આવતી કાલે બપોરે લાવી આપીશ. હું ડૉક્ટર છઉં એટલે મ્હારે કંઈ બજારમાં લેવા જવું પડે એમ નથી. "

( ૨ )

આ ઉપલી ભાઇ બ્હેન વાત કરતાં હતાં. તે વખતે બીજા ઓરડામાં ઉભી રહીને એક તરૂણ કુમારિકા આ બધી વાત સાંભળતી હતી. તેણીને પોતાની માતાના, આવા પાપીષ્ટ વિચારોથી કંપારી આવી. ' શું મ્હારી માતા આવી દુષ્ટ હશે ! મ્હારે ખાતર મ્હારા સદ્‌ગુણી વ્હાલા ભાઈનું ખુન કરવા તૈયાર થાય છે ? પૈસો અજબ ચીજ છે. પૈસાને ખાતર મનુષ્યો હજારો પાપકર્મ કરે છે. પૈસાને ખાતર જ્યારે તે આવું દુષ્ટ કામ કરવા તૈયાર થઇ છે. ત્યારે એ આજથી મ્હારી માતા નહિ ! હું હવે મ્હારા ભાઈને આ બધી બાબતથી વાકેફગાર કરીશ અને મ્હારી માતાના દરેક કાર્યની ચોકસી કરી તેને જણાવીશ. હું મારાથી બનતાં સુધી મ્હારા વ્હાલા ભાઈનું ખુન થવા દઇશ નહિ. '

ઇશ્વરની લીલા કેવી વિચિત્ર છે. જ્યારે માતાના મગજમાં દુષ્ટ વિચારો અને દુષ્ટ કર્મો કરવાની અભિલાષા થાય છે. ત્યારે તેના જ ઉદરમાં પાકેલી પુત્રી પોતે કેવી સદ્‌ગુણી, તે ઉપરની વાત ઉપરથી વાંચકોએ ધાર્યું હશે.

( ૩ )

"કેમ કુસુમ બ્હેન! શા વિચારમાં બેઠાં છો? કંઇ આજે તો ઘણાંજ દિલગીરીમાં હો એમ લાગે છે! તમે કોના ઉપર ગુસ્સે થયાં છો? મ્હારો તો કંઇ વાંક થયો નથી કેની?" શાંતિલાલે પોતાની બેનને કહ્યું.

કુસુમ—નહિ, નહિ, તમારો તે કંઇ વાંક થયો હોય એમ બને કે? ભાઇ! તમારા જેવા માયાળુ ભાઇ ઉપર હુ કોઇ દિવસ ગુસ્સે થાઉં કે? એ તો મેં આજે એક ભયંકર વાત સાંભળેલી હોવાથી તેના વિચારમાં છઉ."

"તે કઇ વાત અને શું છે? શું કંઇ આપણું ખોટું થવાનું છે? માતાજીની તબિયત તો સારી છે કેની?"

"હા, માતાજીની તબિયત તો સારી છે. પણ આજે મેં એક આશ્ચર્યજનક દુષ્ટ વાત સાંભળી છે, અને તે આપણાં પોતીકાને જ મ્હોડેથી, એટલે કહેતાં શરમ લાગે છે."

'શું? શું? જે હોય તે કહી દો, કે મનનો ખુલાસો થાય."

શાંતિલાલે આગ્રહ કરવાથી કુસુમે તેને પોતાની માતાના દુષ્ટ વિચારનું વર્ણન કર્યું. અને તે બાબતમાં શું ઉપાય લેવા તેનો વિચાર કરતાં બંને બેઠાં.

( ૪ )

બીજે દિવસે બપોરે કહ્યા પ્રમાણે ડૉ—કાંતિલાલ આવ્યા. અને જ્યાં કુસુમના મા બેઠાં હતાં તે ઓરડામાં ગયા. ત્યાં જઇને એક પડીકું તેના હાથમાં આપ્યું; અને કહ્યું કે આને ખાવાનાની સાથે ભેળી ખવડાવશો, એટલે તમારી ધારેલી મનઃકામના સફળ થશે. કમળાએ તે પડીકું આનંદથી લીધુ, પણ તરત જ તેના મગજમાં તરેહવાર વિચાર આવવા લાગ્યા. 'હું શું કરૂં છઉં? મારૂં કે ખોટું? આમ કરવાથી કદાચ પકડાઉં તો મ્હારૂં શું થાય? દુનિયામા મ્હારી આબરૂના કાંકરા થાય; ઇશ્વરને ઘેર હું શું જવાબ દઇશ? પણ હુ જો આમ મ્હારા મનમાં વિચાર કર્યા કરીશ તો મ્હારેથી મ્હારૂં ધાર્યું કામ થઇ શકવાનું નથી. કંઇ નહિ હિમ્મત રાખ! એક વખત અખતરો તો કરી જુઓ, પછી જે થવાનું હોય તે થાય. આજે જ સાંજના દુધની અંદર એ પડીકું નાંખીશ, અને તે દુધ એને આપીશ, એટલે આવતી કાલે સવારે શાંતિલાલની ખટપટ પતી જશે.'

( ૫ )

આ છેલ્લું વાક્ય હર્ષમાં આવવાથી એનાથી જરાક મ્હોટેથી બોલાયું. તેથી બારણા-ની પાછળ સંતાઇને ઉભેલી કુમારીકાએ એ સાંભળ્યું. 'હવે હું જોઉં છું કે એ મ્હારા ભાઈને ઝેરવાળું દુધ કેમ પાય છે! આજે જ્યારે એ મ્હારા ભાઇનો દુધનો વાડકો થાળી આગાડી મુકશે, ત્યારે છાનામાના હું ઉંચકીને તે ઢોળી નાંખીશ, અને તેને બદલે બીજું સારૂં દુધ મંગાવી મુકીશ. તે એના વાડકામાં રેડીશ.'

સાંજના જ્યારે દુધના વાડકા થયા અને થાળી મંડાઇ, ત્યારે કમળા જરા ઉપર રસોડે કામે ગઇ, એટલે કુસુમે તે ભાઇના વાડકામાંનું દુધ લઇને તેમાં સારૂં દુધ રેડ્યુ, અને પેલું દુધ ઢોળી નાંખવાને માટે જુદું રહેવા દીધું. એટલામાં ઇશ્વરી સંકેતથી ત્યાં

આગળ બીલાડી આવી ચઢી, અને તેણે પેલું ઝેરવાળું દુધ પીધું. થોડીવાર રહીને બધાં જમવા આવ્યાં, જમ્યા પછી જુએ છે તો બિલાડી મૃતાવસ્થામાં પડેલી; તેથી બધાં આશ્ચર્ય પામ્યા. અને એકેકને પૂછવા લાગ્યા. 'શું આ બિલાડી માંદી હતી? આ હમણાં આવી ત્યારે તો સારી દેખાતી હતી, અને એકાએક આને શું થયું?'

એટલામાં તો બિલાડીના શરીર ઉપર ઝેરની નીશાની જણાવા લાગી, એટલે કુસુમે શાંતિલાલને કહ્યું કે 'નક્કી પેલા વાડકામાંનું દુધ એણે પીધુ હશે, એને તેથીજ આ ગરીબ પ્રાણી બિચારૂ મરી ગયું!'

આ પ્રમાણે શાંતિલાલ તથા કુસુમ વાત કરતાં હતાં, ત્યારે તેની માતા પણ ત્યાં ઉભી હતી, તે તેના મનમાં ઉપલી હકીકતથી ખીસીયાણી પડી ગઈ. કુસુમને અતિશય ક્રોધ આવવાથી પોતાની માને ગુસ્સામાં નીચે પ્રમાણે કહ્યું. "શું તેં આજે એક મ્હારા વ્હાલા ભાઈનો જીવ લેવાનો ઘાટ ઘડ્યો હતો? તને એમ પણ નહિ લાગ્યુ કે ક્ષુદ્ર પૈસાને ખાતર હું કેટલું નીચ ઘાતકી કામ કરૂં છઉં? એનો જીવ લીધાથી તને શું પૈસા શિવાય વધારે મળવાનું હતુ? તે જોઇતુ હતું તો મ્હારા બાપની પાસેથી અગર શાંતિલાલ પાસેથી માગી લેતુ હતું! પૈસો તો મળત, પણ જીવ ગયા પછી તુ ગમે તેટલું પસ્તાતે તોપણ આવા માયાળુ ભાઇ કોઈ દિવસે મળતે ખરા કે? હવેથી એ તું આવું કદી પણ ખોટું કામ કરશે તો હુ તારી સાથે કદી પણ બોલીશ નહિ, અને આ તારી વાત છાની નહિ રાખતાં આખી દુનિયામાં પ્રસીદ્ધ કરીશ. હવે ભગવાનને ખાતર તારા દુષ્ટ વિચારને તિલાન્જલી આપ, અને આ તારાં સદ્‌ગુણી અને પ્રેમી છોકરાં ઉપર માયાની નજરથી જો. અમારા ભાઇ બ્હેન વચ્ચે તારે કંઈ પણ ભેદ ભાવ રાખવો નહિ."

કુસુમનું ક્રોધમય તિરસ્કારયુક્ત બોલવું સાંભળીને કમળા ઘણી જ ખીસીયાણી પડી ગઇ, અને પસ્તાવા લાગી. 'મ્હારે શુ કરવા એવું દુષ્ટ કામ કરેલું જોઇએ, જે છોકરીને માટે હું કરવા તૈયાર થઇ હતી, તેણે જ પોતાના ભાઇને બચાવી લીધો. "હે ભગવાન! આટલી નાની છોકરી આવી સત્યમય તેમજ દયામય છે, અને હું આવડી મોટી ધર્મનું જાણવાવાળી આવું દુષ્ટ કર્મ કરવા તૈયાર થઈ, એ શું મ્હને ઓછું શરમાવનારૂં છે! ઓ પ્રભુ! હવે કોઇ પણ દિવસ મ્હને એવી કુબુદ્ધિ આપતો નહિ. મ્હા મ્હારાં વ્હાલાં બંને છોકરાં સુખી થાય એવા પ્રયત્ન કરાવજે. ચલ, ચલ, હમણાં ને હમણાં જઈને બધાની માફી માગુ."

આમ વિચાર કરીને બ્હાર દીવાનખાનામાં શાંતિલાલ તથા તેના બાપ મોહનલાલ બેઠા હતા ત્યાં આવી. તેમને પોતાનાં કરેલાં કૃત્ય વિદિત કરીને બંનેની અંતઃકરણપૂર્વક માફી માગી. હવેથી કોઇ પણ દિવસ હું ખોટું કામ કરીશ નહિ એમ ખરા મનથી બધાની આગળ કહ્યું.

શાંતિલાલે માને પગે લાગતી જોતાં જ પોતે જ પગે લાગ્યો, અને કહ્યું કે 'મ્હારા મનમાં કંઇ છે નહિ. તમે માતુશ્રી થઈને પગે લાગો તો હું પાપમાં પડું.'

ત્યાર પછી કોઇ પણ દિવસ કમળાએ પોતાનાં બે છોકરાં વચ્ચે અંતર રાખ્યો નથી.

"ત્હારી જન્મતિથિ નિમિત્તે ભેટ. ત્હને એ ગમ્યુ કે નહિ ?"

"આવુ મજાનું લૉકેટ ન શામાટે ગમે ?—પણ સુમન માટે કાંઇ નથી લાવ્યા?"

"અરે એમ તે હોય? સુમન બ્હેન માટે તો આ કેવી સરસ ચોપડી લાવ્યો છુ આજ ઇનામથી રૂપીયા મળ્યા તે ખર્ચી નાખ્યા કેમ, સુમન, ત્હને ગમતું મળ્યું ને ?"

"પણ કુમળભાઈ, આજ મ્હને શા મેળનું આપો છો ?" મશ્કરી કરતા કુમળે જવાબ દીધો.

"આ તે ત્હારી બાનુ ચિત્ર કાઢ્યું તે ખાતેનું" એમ કહી તે કપડાં બદલવા પાછલે બારણે થઇને ઘરમા ગયો તે એક આરામ ખુરશીમા બેશી ખૂબની દોરી છોડતો હતો તેવામા બીજા ઓરડામાથી ત્હેણે પોતાનુ નામ બે ત્રણવાર બોલાતુ સાંભળ્યુ કાકા કાકી પોતાને માટે શી વાત કરે છે તે જાણવાની ત્હેને જીજ્ઞાસા થઇ કેટલીક આનાકાની પછી ત્હેણે કાનમાંડી સાંભળવા માંડ્યુ

"હવે ક્યાં સુધી કુમળ આપણે ત્યા પડી રહેવાનો છે? વકિલાતમાથી હવે નથી મળતુ એમ તો નથી? આપણે ક્યા સુધી એમની વેઠ ઉપાડવાની ?"

"ત્હારો સ્વભાવ આવો કેમ થઇ ગયો છે—તેજ મ્હને તો સમજાતુ નથી, એ બિચારો આપણને શુ ભારે પડે છે કે તુ આવો કડવો બોલ બોલે છે? કુમળ તો પાસ થયો ત્યારનો મ્હને જુદા રહેવા માટે કહ્યા કહે છે પણ હુ જ ના કહું છુ મ્હને તો એ બધા મ્હારા છોકરા જ લાગે છે. જેવો વીરૂ તેવા એ."

"એ તો બોનાથ છે આગળાથી નખ દૂર એટલા દુર એમને તો આપણુ કહેલુ કશુયે વસે નહિ! નશીબ અમ્હારા!"

"તમને બૈરાંને તો પહોંચાયજ નહિ ત્હારૂ કહેલુ શુ ન માન્યુ તે તો કહે?"

"આ એજ મ્હારા બાબુ સાથે સુમનનો વિવાહ કરવાનુ મ્હે કહ્યું તે એમાંથી કોઇને ફાવતુ નથી બાબુ મ્હારી બ્હેનનો છોકરો એટલે શેનું ફાવે ?"

"ત્હારો ભાણેજ છે તેથી જ ના કહે છે એમ શામાટે તુ માની લે છે? તે તેમ છતા ત્હારા બાબુ બરાબર ભણતો હોય અને ચાલાક હોત તો જુદી વાત આ તો મ્હો ઉપરથી માખ ઉડતી નથી"

"બહુ થયુ એમ કાંઇ મ્હારો બાબુ વધારે નથી પડ્યો ચાર રૂપૈડી ઉપર આંખો તાર રાખશે તે કોણ એમની છોકરી લેવાને બેઠી રહ્યું છે ?"

ઉપરની વાતચીત સાંભળી કુમળે ઊંડો નિશ્વાસ નાખ્યો જે હોંસથી તે ઘરમા આવ્યો હતો તે એકદમ ઉડી ગઇ

નન્દ મ્હોંએથી મીઠું મીઠું બોલે એટલું જ. પહેલીવારની પત્નીના મરણ પછી કાકા કાકીના આગ્રહથી કમળે બીજીવારનું લગ્ન સરિતા સાથે કર્યું હતું. સુમન ત્હેની પ્રથમ પત્નીની છોકરી હતી. સુમન સાથે સરિતા જરાયે ઓરમાયું રાખતી ન હતી. તેઓ બન્ને સારાં હોવાથી હમેશાં સ્નેહસંપમાં રહેતાં હતાં. નન્દ ત્હેમના સંપમાં ભંગ કરાવવા બનતે જાળ નાંખી ચૂકી પણ ફાવી નહિ. આખરે ત્હેણે પોતાના બાળુ સાથે સુમનને દેવાનો દુરાગ્રહ આદર્યો. તે વાતની સરિતાએ અને કમળે ના પાડી ત્યારથી ત્હેણે સરિતાને કનડવા માંડયું. કમળ પાસે તો ત્હેનું બહુ ચાલતું નહિ તેથી મીઠી જીભ રાખીને વાત કરતી. કમળ કાકીના સ્વભાવને બરાબર જાણતો હતો. ત્હેણે એ પણ જોયું હતું કે બાબને સુમન દેવાની ના પાડી ત્યારથી કાકીએ રસોઇઆને રજા આપી દીધી હતી અને રસોઇ વગેરે બીજા કામકાજનો બોજો સરિતાને માથે નાંખી દઈ ત્હેને બિચારીને બરાબર કનડવા માંડી હતી. આથી ઘણીવાર ત્હેને થતું કે કાકીથી તરત જુદો રહી જવામાં લાભ છે, પણ કાકાના સ્નેહનો તે અનાદર કરી શકતો નહિ. સરિતા પણ નન્દને કદી સામો ઉત્તર આપતી નહિ. ફક્ત સુમનને ખાડામાં પડતી બચાવવા માટે જ પોતે કાકીનાં મ્હેણાં ટૂણાં વગેરે સાંભળી લઈ તે મૂગો માર સહન કરતી.

આજે તો નન્દ કાકીની કૃપાની હેલ હતી. કમળે મનમાં વિચાર કર્યો. "અરે કાકી! આજે જ સવારે તમ્હે મને કેવું મીઠું મીઠું કહેતાં હતાં ! 'ભાઇ, મ્હેં સાંભળ્યું છે કે તું જુદો રહેવાનો વિચાર કરે છે. ભાઇ, જોજે એવું કાંઇ કરતો નહીંયે આગળ ઉપર રહેવાશે. છોકરાંથી ઘર કેવું સારૂં ભર્યું ભર્યું લાગે છે ? અને તો વીરૂ ને તમ્હે બધાં સરખાં લાગો છો." એ જ કાકી મ્હારી ગેરહાજરીમાં કાકાને આવું આવું કહ્યાં કરતાં હશે. એવું હું શું જાણું ? કાકા કાકીના સ્વભાવમાં કેટલો આસમાન જમીનનો તફાવત છે ! કાકા કેટલા સ્નેહાળ અને સાચ્ચા હૃદયના છે !—પણ એ તો એમ જ હોય. પાંચે આંગળાં ક્યાં સરખાં હોય છે ? કાકીને અમ્હારાથી દુઃખ પડતું હોય તો ઉત્તમ એ છે કે અત્યારે હવે ત્હેમનાથી દૂર થવામાં વિલંબ ન કરવો." તે આમ વિચાર કરતો હતો એટલામાં ત્યાં સરિતા આવી પહોંચી. ત્હેને દિલગીર થઇ ગયેલો જોતાં જાણે પોતાને કાંઇ થયું જ ન હોય તેમ મ્હોં શાન્ત રાખી, ત્હેણે પૂછ્યું: "કેમ આટલી બધી ઉદાસ થઈ ગયા છો ? આજ તો ત્હારા આનંદનો દિવસ છે. કાંઇ થયું કે શું ?" પછી ત્હેણે ત્હેનો હાથ પકડી વધારે આગ્રહથી પૂછ્યું: "આમ રૂએ છે શું ? ત્હને થયું શું તે તો કહે ? " તે કાંઇ જવાબ આપી શકી નહિ એટલામાં સુમન ત્યાં આવી પહોંચી. ત્હેણે કહ્યું: "કમળભાઈ, એ તો બાએ પોતાનું મ્હારા ગળામાં પહેરાવ્યું અને કહ્યું કે, 'જા, કાકા કાકીને બતાવી આવ.' મ્હેં ને જોઇને હસતાં હસતાં કહ્યું કે 'જુઓ કાકા, આજે બાની વર્ષગાંઠ છે તેથી ભાઇએ ત્હેમને પ્રેઝન્ટ આપી.' ત્હેમણે તે હાથમાં લઈને જોયું અને કહ્યું કે 'બહુ સારૂં છે હો.' અને કાકીએ જોઇને કહ્યું કે 'સુમન, જોયુંને ? ત્હારે માટે ચોપડી અને એને માટે આખું સોનાનું લૉકેટ !' મ્હેં કહ્યું કે "એમાં શું ? અને ગમતું હતું તે મને મળ્યું છે. બા મ્હોટાં છે તેથી એમને લૉકેટ આપ્યું.' ત્યારે એમને કહ્યું: 'હારતો બા, હવે જોજે આમ સંતોષ રાખીને ત્હારે સુખી થવાનું છે.'

મ્હોટી નીરાંત થઇ. ક્યાં કાકીજીનો ભાણુ અને ક્યાં સુરેન્દ્ર ! કાકીજીને તો મ્હારા ઉપર ઘણી રીસ ચઢી છે. એમની ઇચ્છા ઘણીયે છે કે ભાણુ સાથે જ સુમનનો વિવાહ થાય, પણુ તેથી કાંઈ સુમનનો સંસાર સુધરાય છે ? આવો દુરાગ્રહ કરવામાં કાકીજીના હાથમાં શું આવતું હશે ? ”

“ કાંઈએ નહિ. નાહક કુટુમ્બમાં કલેશ કરાવ્યો. ”

૪.

આજ કમળાના “ આનંદ ભુવન ” માં ઉત્સવનો દિવસ છે. જમીન ઉપર સુન્દર ગાલીચાઓ પથરાઇ ગયા છે, અને લોકો એટલા તો ભરાઇ ગયા છે કે જવા આવવાની પણ હરકત પડે છે. સુમન મેટ્રિકમાં પાસ થઇ છે તે નિમિત્તે આજ ત્હેમનાં સગાં સ્નેહી મીજબાની અપાય છે. પંદરેક દિવસથી સુરેન્દ્ર પણ બૅરિસ્ટર થઇને વિલાયતથી આવી પહોંચ્યા છે. ત્હેમને ખાસ આમંત્રણ મળેલું હોવાથી તેઓ પોતાની ભવિષ્યની પત્નીને અભિનંદન આપવા હોંસથી આવ્યા છે બધાં આવી ગયાં એટલે વિદ્યાના અને પવિત્રતાના તેજથી અસાધારણ રીતે આકર્ષક લાગતી. સુમન એક ખુરશી ઉપર સીતાર લઇને બેઠી. સુમન ફૂલની બહુ શોખીન હોવાથી સરિતાએ આજ ફૂલથી ત્હેનો અંબોડો ગૂંથ્યો હતો. શરમથી નીચાં ઢળેલાં ચંચલ નયનો અને સુન્દર મુખારવિન્દ ઉપર પથરાઇ રહેલી મૃદુતા અનુપમ લાવણ્યથી સુમનના લાવણ્યમાં ઓર વધારો કરતા હતાં. પોતાની મહુલીએ પધારેલાં સગાં સ્નેહીનો સત્કાર કરતાં ત્હેણે ધીમે ધીમે ગાવાની શરૂઆત કરી. ત્હેના કોમળ કંઠથી ગવાતુ મધુર ગીત સાંભળી લોકો ખુશ ખુશ થઇ ગયા. સુમનની સુકોમળ આંગળીઓથી જેમ જેમ સીતારના તાર છેડાતા ગયા તેમ તેમ સુરેન્દ્રના હૃદયના તાર પણ છેડાવા લાગ્યા. જ્યારે ગીત પૂરૂં થયું ત્યારે તાળીઓના ગડગડાટ વચ્ચે તે પોતાની જગ્યાએ બેસવા ગઇ, જતાં જતાં ત્હેનાથી અનાયાસે સુરેન્દ્ર ઉપર એક દૃષ્ટિપાત નંખાઈ ગયો. આંખે આંખ મળી અને ભવિષ્યના મંગલમય વિચારથી બન્નેના હૃદય આનંદથી નૃત્ય કરવા લાગ્યાં. રીફ્રેશમેન્ટ લીધા બાદ બધાંએ સુમનને અભિનંદનો આપ્યાં અને પોતપોતાને ઘેર વિદાય થયાં.

બધાના ગયા પછી કમળે સરિતાને કહ્યુ. “ સુમન પાસ થઇ તેથી આજ મ્હને જેટલો આનંદ થાય છે તેટલો જ વીરૂભાઇ નાપાસ થવાથી મ્હને શોક થાય છે. એનું બિચારાનું એક વર્ષ બગડયું. ”

“ હા બિચારાનું મ્હોં પણ ઉતરી ગયુંતું, છતા સુમનને ઓછુ ન આવે માટે હસતું મ્હોં રાખી તેઓ હોંસથી ભાગ લેતા હતા. તે પણ આ વખતે મેટ્રિકમાં પાસ થઇ ગયા હોત તો આપણને બેવડો આનંદ થાત. કાકા કાકીના આનંદનો તો પાર જ રહેત નહિ. હવે આવતે વર્ષે તેમની મહેનત સફળ થાય એજ આપણે ઇચ્છીએ છીએ. ”

“ પણ તું બેનાર બોલાવવા ગઇ તોયે કાકી આખરે આવ્યાં નહિ ભાઇ પોતે ને કાકા કેમવી આવ્યા. શું ત્હેમને કેટીના કરતાં ઓછું લાગતું હશે ? ”

“ અરે ! હુ ગઇ ત્યારે મ્હને એવી તો છણકાવી નાખી અને જાણે વીરૂભાઇને માટે

આપણને લાગણી જ ન હોય તેમ માની કહેવા લાગ્યાં કે 'તમ્હારે સુખનો દિવસ છે તે તમે મ્હાલો પણ મ્હારાથી તો નહિ અવાય. રાતની રાત ઉજાગરા વેઠીને છોકરાઓ વાંચ્યું અને ખાવાપીવાનીયે દરકાર રાખી નહિ, છતાં આખરે આવું પરિણામ આવે તે આ, મ્હારાથી વેઠાતું નથી.' એમ કહી રોવા મંડ્યા. ભાઈએ ને કાકાજીએ ઘણું સમજાવ્યાં પણ માને જ નહિ. હોય ! શું કરીયે ? મ્હોટાં છે. આવ્યાં હોત તો સારૂં લાગત."

"પણ મ્હને બ્હીક તો એ લાગે છે કે હવે સુમનના લગ્નમાં પણ તેઓ આમ રીસાઈને બેસશે તો કેવું દેખાશે ? આપણે કેટલીવાર ત્હેમને મનાવવા જઈ શકીશું ! હવે તો કાકાએ ત્હેમનાથી થાકયા છે."

આમ તેઓ વાત કરતાં હતાં એટલામાં બહારથી સખીમંડલને વળાવી સુમન આનંદભેર ઘરમાં આવી. કમળે ત્હેને પોતાની પાસે બેસાડી અને ત્હેની ગીઠ થાબડી. તે વખતે ત્હેને સુમનની સ્વર્ગસ્થ માતાનું સ્મરણ થઈ આવવાથી ત્હેની આંખમાં આંસુ આવી ગયાં પણ કોઈની નજર પડતા પહેલાં ત્હેણે તે લુછી નાંખ્યાં અને સુમનને મળેલી પ્રેઝન્ટસ જોવામાં રોકાયો.

૫.

સુમનનાં લગ્ન નિર્વિઘ્ન સમાપ્ત થઈ ગયાને છમાસ થવા આવ્યા છે. લોકોમાં પોતાનું ખોટું ન દેખાય એટલે અંશે નન્દુએ સુમનનાંલગ્નમાં ભાગ લીધો હતો, જ્યારે સરિતાએ ખરા અન્તઃકરણના ઉમકાથી અને હિમ્મતથી બધું કામકાજ કર્યું હતું. ઓરમાન માતા હોવા છતાં સુમન તરફની સરિતાની આટલી બધી લાગણી જોતાં લોકોમાં ત્હેની 'વાહ વાહ' બોલાતી. સરિતાને લોકોના શબ્દોની કાંઈ પરવા ન હતી. તે તો સુમનને સુખી થયેલી જ જોવા ઈંતેજાર હતી. હવે તે સારે ઠેકાણે ગઈ છે અને સુખી છે તેથી સરિતાને ઘણી નીરાંત થઈ છે. સુમનના ગયા પછી ત્હેને બહુ એકલવાયું લાગતું. સુમનને પણ સરિતા વિના ઓછું ગોઠતું. તેથી વારંવાર તે સરિતાને મળતી રહેતી. સુમનના ગયા પછી ન્હાનકડા ઇન્દુને પણ પોતાને લડાવનારની ખરેખરી ખોટ પડી હતી.

એક દિવસ સ્હાંજે ઇન્દુને ખોળામાં લઈ સરિતા ગાદી ઉપર બેઠી હતી અને કમળ ચ્હાનો પ્યાલો હાથમાં લઈ છાપું વાંચતો હતો. જરાવારમાં તે એકદમ ગભરાયલા અવાજે બોલી ઉઠયોઃ "સરિતા, ...... બૅન્ક તો બેસી ગઇ! કાકાની બધી માલમીલકત તેજ બૅન્કમાં મૂકેલી હતી. અરર! હવે શું થશે ?"

સરિતાના પણ હોશકોશ ઉડી ગયા. તે બોલીઃ "ચાલો, ચાલો. આપણે પરેલ ત્યાં જઈએ. ત્યાં કાકાજીની બિચારાની કેવી સ્થિતિ હશે ? ઝટ ચાલો. ત્યાં જઈને આપણે ત્હેમને બધાંને અહિં બોલાવી લાવીશું."

કમળ જરાક ગૂંચાયો અને શાન્ત થઈ બોલ્યોઃ "પણ સરિતા, ત્હેમને અહિં બોલાવી લાવવાનું કહેતાં તું જરાયે વિચાર કરે છે ! કાકી ત્હને કેટલું કનડશે ત્હેની ત્હને કલ્પના આવે છે ? ત્હેમની સાથે રહેવું એટલે આપણે સુખને સલામ કરી કંકાસનું ઘર ઉભું કરવું."

સરિતા હિમ્મતથી બોલી: " અરે ! અત્યારે તે આવા વિચાર કરવા આપણને શોભે ? આગળ ઉપર જે થવાનું હશે તે થશે. ઇશ્વર આપણો બેલી થશે અને બધુંયે સારૂં થશે. અત્યારે તો હવે ચાલો જ. "

બન્ને જણાં વાલકેશ્વર ત્વરાથી જઇ પહોંચ્યાં જઇને જોયું તો રામમોહનરાય ઝવેરી માથે હાથ ટેકવી વિચાર મગ્ન બેઠા હતા. વીરૂ પણ ઉદાસ થઇ ત્યાં બેઠો હતો અને નન્દુ તો મ્હોટેથી રડતી માથું કૂટતી હતી. સરિતા પોતાનાં કાકીજી પાસે બેઠી અને ત્હેને સાન્ત્વન આપતાં કહેવાં લાગી. " કાકીજી ! ગભરાયે કે રોયે હવે કશું હાથ લાગવાનું નથી માટે શાન્ત થાઓ તમ્હેં બધાં ઘેર ચાલો. ત્યાં તમને જરાયે ઓછું નહિ આવવા દઉં."

સરિતાની આવી ઉદારતા અને આટલી બધી મમતા જોઇ નન્દુ તો બહુ વિસ્મય પામી. તે રડતી રડતી ફરીથી બોલી. " બેટા ! હવે તો મ્હારી ધીરજ રહેતી નથી ' તમ્હારે ત્યાં આવીને પણ શું કરીયે ? ગયેલુ કોઇ રીતે કાંઇ પાછુ મળવાનું છે ? "

" ના કાકીજી, ગયુ તે તો ગયું જ, પણ તમ્હેં હવે એકલા રહેશો તો અકળાશો અને તમ્હારા જીવને દુઃખ થશે. માટે તમ્હેં બધા સાંજ ચાલો. આપણે બધાં ફરીથી ભેગાં રહીને આનંદ કરીશુ. "

રામમોહનરાય ઝવેરી બોલી ઉઠ્યા " ના એમ થાય નહિ એ તો ઇશ્વરે આપેલાં સુખદુઃખ ભોગવ્યા વિના કોઇ રીતે અમ્હારો છૂટકારો થવાનો નથી. વળી ત્યાં આવીને તમને કેટલો ત્રાસ આપીયે ?

" અરે કાકા ! એ શું બોલ્યા ? ઉછેરીને મ્હોટા તો તમ્હેં કર્યા છે અને હવે તમ્હારી સેવાના પ્રસંગે અમને ત્રાસ થાય તો અમ્હારા જેવા કૃતઘ્ની કોણ ? એ કાંઇ થાવશે નહિ, માટે તમ્હેં બધા ત્યાં ચાલો."

નન્દુકાકી બોલ્યાં: " ભાઇ ! હજી તો વીરૂને, ભણાવવાનો ને પરણાવવાનોયે બાકી છે માટે હવે તો અમ્હેં મુંબાઇ છોડીને દેશમા જઇને રહીશું, અને જે નશિબમાં લખ્યુ હશે તે ભોગવીશુ. "

કમળે ખાત્રી આપી " વીરૂભાઇને ભણાવવા માટે કાંઇ ચિન્તા કરશો નહિ અને તમને ત્રણેને ઘેર લઇ ગયા વિના હું રહેવાનોયે નથી. "

આખરે કમળ અને સરિતાનો સ્નેહભર્યો આગ્રહ જીત્યો; તેઓ આઠ દિવસમાં ઘર ખાલી કરી, કમળને ત્યાં રહેવા આવ્યાં.

૬.

આજ દિવાળીનો મંગલમય દિવસ હોવાથી ઝવેરી, સુમન, સુરેન્દ્ર વગેરે સ્હાંજે અગાશીમાં બેઠાં આનંદદાયક વાર્તાલાપ કરતાં હતાં. ચાર પાંચ વર્ષનો ન્હાનકડો ઈન્દુ પોતાના કાલા કાલા શબ્દોથી બધાના આનંદમાં વધારો કરતો હતો. વીરૂ પણ આ વર્ષમાં જ બી. એ. માં પાસ થઇ ગયો છે તેથી કોઇને કાંઇ પણ ચિંતા કરવા જેવું રહ્યું નથી.

બધાં ભેગાં થયાં હતાં તેથી કમળે સરિતાને કાંઇક અણસારો કર્યો. તે તરત જ અગાશીમાંથી નીચે જઇ કાંઇક લઇ આવી અને પોતાની કાકીજી પાસે બેસી તે લઇ આવેલી વસ્તુ બતાવવા લાગી અને કોઇ ન સાંભળે તેમ ધીમી ધીમી કાંઇ કહેવા લાગી. આ જોઇ રામમોહનરાયને હસવું આવ્યું. ત્હેમણે મશ્કરીમાં નન્દુને પૂછ્યું: " કેમ ! કાકી વહુ બે જણાં શી ખાનગી વાતો કરો છો ? "

નન્દુએ હસતાં હસતાં જવાબ આપ્યો : " એ તો દિવાળીના દિવસમાં પહેરાવવા કમળભાઇ ઇન્દુ માટે સોનાની સાંકળી કરાવી લાવ્યા છે તે જોતીતી. " એમ કહેતાં ત્હેણે તે સાંકળી ઇન્દુના કોટમાં પહેરાવી દીધી અને ત્હેને ખોળામાં બેસાડ્યો.

સાંકળી બધાંએ જોઇ અને વખાણી. ઝવેરીને કાંઇક યાદ આવવાથી ત્હેમણે નન્દુને મશ્કરીમાં જ પૂછ્યું: " કેમ, તે દિવસે લૉકેટ બતાવ્યુંતું ત્યારે જેવું મ્હેણું માર્યું તેવું આજે સાંકળી જોઇને નથી મારવું કે ? "

નન્દુએ શરમથી નીચું જોયું અને ધીમેથી કહ્યું: " ગઇ ગુજરી ક્યાં સુધી યાદ કરશો ? માણસ છીએ તે અણસમજમાં ભૂલે થાય, માણસ હોય તે ભૂલે કરે અને પસ્તાવાથી સુધરે પણ માણસ હોય તે. એ મ્હેણું મારનારી હુંની હું પણ શીખ; આજ ઇન્દુને સાંકળી પહેરાવી રાજી થનારી પણ હુંની હું છતાં જુદી. "

અને એ પાપના પોકારે જ પગ પાણી પાણી પથારીમાંથી પગ બહાર મુકીને તે, પાછો તેમાં પગ મુકતા સુધી એના ભક્ષની જ સંખ્યા ગણવાની નિદ્રાદેવીને નસાડી મુકનાર તે પણ તે દુષ્ટ જ લોકોને પોતાના ઘરબાર છોડાવ્યા, જગલોમા તણુ તાણીને કે ઝુપડાંઓ બાંધીને રહેવાની ફરજ પાડી, અથવા તો ગામેગામ ભટકાવ્યા, કુટુંબીજનોને વિખુટાં પાડ્યાં, શરણુ આવનારને શરણુ શોધતા મોકલ્યા, ભરેલા ઘર કાગવાસ કરી દીધા, તોયે એની સતામણી ઓછી થતી નથી, દુશ્મનનો ઢંઢેરો સાંભળી બીચારા બેઉ જણ ો જેમ ઘર ધામ અને ધરા મુકી નાસતા હતા, તેમ પ્લેગ દુશ્મનને કર્યું છે ધન ગ્હેશે કે ચોરો લુટી જશે," ગેજી જતી રહેશે કે ટકી રહેશે તેની કોઇ પરવા કરતુ નથી હોશે હોશે વસાવેલા ધામ ધરા હવડ પડી રહેશે, કે કોણ ભોગવશે તે વાત ઉપર કોઇ ધ્યાન આપતુ નથી માત્ર દરેકનુ લક્ષબિંદુ એજ છે, કે જીવાશે ખરૂં ? જીવતો નર ભદ્રા પામશે એજ સૂત્ર સહુના મોંમાંથી નીકળે છે

શાહીબાગમાં સાબરમતીને કાંઠે આવેલા એક બંગલામાં પ્લેગ પથારીમાં પડ્યો પડ્યો પીડાતો પણ તેનો શીકાર ન થયેલો વજ્ર હૃદય પોતાની જન્મભુમીનુ ઉપર પ્રેમ સું અવલોકન કરી રહ્યો હતો. બંગલાના બારી બારણુ ઉઘાડવાને, પુષ્કળ પૈસો ખરચી ખરીદેલા કોચ ટેબલપર જામેલી ધુળ ઝાટકવાને લક્ષ્મીદેવીનો મકાનમાં વાસ રહે તે માટે, સવાર સાંજ વાસીદુ વાળવાને અને અન્નદાતાની મરજી ઉઠાવવાને અત્યારે કોઈ નહોતું મેના પોપટના ખાલી પીંજરા લટકતા દ્રષ્ટીએ પડતાં હતા, બંગલા આગળનો બાગ, માળીની દેખરેખ વિના સ્વેચ્છાએ ઉગેલો જણાતો હતો, તબેલામાં જાનવરો, ભુખતરસનુ કોઇ જોનાર ન હોવાથી, ખોંખારા મારી અને બગાસાં પાડી રહ્યા હતા, દરવાજા બહાર લટકતા ફાનસ અને આઉટના પાટીઆ ઉપર કરોળીઆના જાળા બાઝી ગયા હતા, બહારના કુતરાઓ બાગમા હડીઓ કાઢતા હતા અને વિના હાકોટે ઢોર બાગના ખાણાની મોજ ઉડાવતા હતા

વ્હાલા વાચક ! તારૂં હૃદય જો પારકાને દુઃખે જરી પણ દ્રવતું હોય, જો દુઃખીને દુરથી પણ તું તારા વિચાર માત્રથી આશ્વાસન આપી શકતો હોય, જો તને પારકાની વીતી સાંભળવાની ફુરસદ હોય, અને કંટાળો ન આવતો હોય, જો તારે દૈવની દુષ્ટતામાં પીછો પકડવો હોય—કે જે દૈવનું સુદર્શન વારા ફરતી એક વા બીજા રૂપમાં દરેક ઉપર આવે છે—તો આ ગર્ભ શ્રીમંત, પણ કાળચક્રે દીન બનાવેલા વજ્ર હૃદયના વેણ સાંભળ—

અરે પ્લેગ ! અરે પ્લેગ ! તેં તો મને જડમુળથી ઉખેડી નાખ્યો છે, છતે પૈસે લાચાર બનાવ્યો છે અને ઉભરાતે માણસે એકલો કર્યો છે મને ઉચકીને ચાલનારા મારા સેવકો, અત્યારે એવા તો સંતાઇ ગયા છે કે હું ક્યાં સડુ છુ તેની પણ પરવા રાખતા નથી મારૂં માથુ દુખતા મારી પાછળ જે ટોળુ ફરી વળતુ, તેમાનુ એકે અત્યારે હું મોતના મુખમા પકડાયો છું છતાં મારા જોવામાં આવતું નથી જે વજ્ર હૃદયનુ નામ દિવસમાં દસ વખત લેવાતુ, તે નામ અત્યારે એક વખત અચાનક કાને પડતા કંપારી છોડાવે છે

અરે પાપીઆ ! મારા બંગલામાથી શરૂઆત કરીને જ તેં અમદાવાદ ઉપર આક્ર

માતા પીતા આગળ અકળામણ ખાલી કરવાની હતી, અને જેમના તરફથી આશ્વાસન મળવાનું હતું, તે બીચારાં તો પથારીમાં તરફડતાં હતાં. તેઓ પ્લેગથી પીડાતાં હતાં ખરાં, પણ કાળ દેવના કાળાં કલ્પો તેઓની નજર બહાર નહોતાં. જે કરુણા હવે હમને એ બહેનોના મૃત્યુના સમાચાર આપ્યા હતા તે હવે બધ પડયો હતો. હુ તેમની પાસે જઇ બેઠો. આંખે આંખ મળી મારી આંખે તેમને કહ્યું કે ગભરાશો નહીં, હુ પાંચને પાણીમાં વહેતાં જોઇ આવ્યો છું. તેમની આંખે કહ્યું કે પગવાળીને ન એમ હમારે હવે બધ થવાની તૈયારી છે. મેં નિશ્વાસ મુકી નજર ફેરવી તો પ્રીયાને આઘે પડેલી જોઇ. જોકે હું તેના તરફ પીઠ વાળી બેઠો હતો તોપણ હું આવીને માતાપિતા પાસે બેઠો ત્યારની તેની નજર મારા તરફ ફરેલી હતી. પ્રીય વાંચક તું એ મન સમજી શકે માતાપિતા અને ભાઇભાંડુના વહાલે વશ કરી મને તેના તરફ બેદરકાર બનાવ્યો હતો. મારી બન્ને કીકીમાં હજી સુધી વિકાર થવા પામ્યો નહોતો, પણ આ અવસરે તો કોની જરૂરીઆત વધારે તે જોવાનું હતું. મારી વ્હાલી તરફ નજર જતાં હું ઉઠયો, અને એ આઘે પડેલીને, પાંચની ખાલી પડેલી જગ્યા ઉપરથી હમડી માતાપીના પાસે લાવ્યો અને એક તરફ માતાપીતા, બીજી તરફ અરધાંગના અને વચ્ચે હુ બેઠો. ચારે તરફ અંધકાર છવાઈ રહ્યું હતું. બંગલાનો ઝાંપતો કરી આવી, એક તુન તુન બળતો દીવો સળગાવી, એક ખુણે મુકી, મેં મારી જગ્યા મોતના મેમાનની વચમાં પાછી લીધી.

માતાપીના તો અવાચક સ્થિતિમાં આંખ મીંચી પડયાં હતાં એમની ઘડીઓ ગણાતી હતી. લાંબો શ્વાસ જોસબંધ ચાલી રહ્યો હતો કપાળે પરસેવાના બીંદુ ઉપરા ઉપરી બાઝતાં હતાં હાથ પગનાં કાંડાં શીત સ્વાધીન થઈ ચુકયાં હતાં. નાડીના ધબકારા અનીશ્ચીત થઇ ગયા હતા. બન્ને પડખાંભર હતા તે છતાં થઈ ગયાં હતાં શરીરના અવયવો જ્યાં ને ત્યાં તેજ હાલતમાં પડી રહ્યાં હતાં

એક તરફ આ હાલ હતા. બીજી તરફ પીડાના પુરમાં પુરાયલી પ્રીયા પ્રીય વચનોના પ્રયાસ કરી રહી હતી. "વજ્ર હૃદય હું તમને કાંઇ પણ મદદ નથી કરી શકતી. હું જો પુરી પુણ્યશાળી હોઉં તો પત્ની ધર્મમાં આમ ખામી ન આવવી જોઇએ. પણ હું મારા પંડને એટલો ભાગ્યશાળી સમજું છું કે હું તમારા પહેલી જવાની છું. વજ્રહૃદય હું પ્લેગ પામમાથી છુટું તે તમે સ્વપ્ને પણ ન ધારશો પણ તમે ગભરાશો નહીં અને હમણાં કાંઇ જ થવાનું નથી અત્યારે તો તમે પુજ્ય સાસુ સસરાજીની સારવાર કરો."

એમની સારવાર હવે શી કરવાની છે? મેં કહ્યું. થોડીવારમાં ખેલ ખલાસ થશે બસ એટલું જ બાકી છે. ચીંતા માત્ર એટલી જ છે કે સવારે શું થશે?

"શું થશે? પુરૂષ થઇને એવા કાયર કેમ બનો છો? વનવગડામાં વહુએ વરને ચોકી કરી સુવાડી, ગાલ્લામાં ઘાલી, ચીતાએ ચડાવી ઠેકાણે પાડયો હતો એ વાત શું વિસરી ગયા? તો તમે તો મરદ છો. વ્હાલા એવો વખત આવે તો મને કહેજો જો કે મારી કેડો ભાગી ગઇ છે, તોપણ તમને મદદ કરીશ એટલું મનોબળ હું તમારી ખાતર લાવી શકીશ."

વારૂ પણ તમે હવે શાંત થઇને પડી રહો. તમને બોલતે ફાકા પડે છે. નાહકનાં વધારે નંખાઇ જશો.

આણી છે. તારી અસરથી ફૂલી જઈ, સફેદ થઈ, પાણીની ઘોંસથી પીડાતો, તેની શોધમાં ફરતા ઉંદરને, તેં પહેલવહેલા અહીંઆ જ પાડ્યા હતા. એક પડ્યો, બે પડ્યા, આઠ પડ્યા. એક ફેંકાયો, બે ફેંકાયા, આઠ ફેંકાયા. એક નોકર નાઠો, બે નાઠા, આઠ નાઠા, વારો આવ્યો કુટુંબીજનોનો ઝટ. એક પટકાયું, બે પટકાયાં, આઠ પટકાયાં, એક સગું સુતું, બે સગાં સુતાં, આઠ સગાં સુતાં. ઉપરા છાપરી પ્લેગ પંઝામાં જોઈ, એક સગું વિદાય થયું; બે થયાં, આઠ થયાં. નોકરોને નામે તો હતું સફાચટ. હાથ પણ નોકરો કામે લાગી ગયા પટ. કોણ કોની સારવાર કરે, જ્યાં આઠને એક સાથરે સુવાડેલાં ત્યાં? કુટુંબમાં માત્ર મારો પંડ. વૃદ્ધ માતા પીતાની આજીજી મારાથી નાના બે ભાઈ અને ત્રણ બહેનોની મારા તરફ દીન નજર અને મારી પતિવ્રતા પત્નીની મને મદદરૂપ ન થઈ પડવાની દિલગીરી મારા હૃદયને શું કરતાં હશે તે વાંચક તું જ વિચારી લે. પરંતુ વજ્ર હૃદયને શું રોવાનું હોય? એને હજી **યથા નામા તથા ગુણા** કામ કરવાનું હતું. એના દુઃખની અવધી આટલેથી અટકી નહોતી. બે ભાઈ અને ત્રણ બહેનોને તો આ વજ્ર હૃદયે એક જ દિવસે થોડા થોડા વખતને અંતરે લાંબા કરી સુવાડી દીધાં. ભાઈ ઓપા કરી ચાર સગાં વહાલાંને તેડી લાવ્યો. આ વખતે સહુ જ પાડ ચડાવી ચડાવીને કામ કરે. તેમ એ બીચારાઓનો વાંક પણ શું? કારણ કે બે ભાઈને સાથે સ્મશાનમાં બાળી પાછા ફરતાં રસ્તામાં જ ખબર પડી કે એક બહેન બોલાવે છે: એને ભાઈઓનો વિયોગ ગમતો નથી, પેલા બીચારા આંખની શરમ છોડી ન શક્યા: એટલે પાછા બંગલે આવ્યા, જે બહેન મરણ શરણ હતી તેને પાછી સ્મશાન ભેળી કરી, મને ઘર સુધી વળાવવા અને દિલાસો આપવા બાપુઓ આવ્યા. ઘરમાં પેસતાં પથારીમાં પડેલાં વૃદ્ધ માતા પિતાના કરુણારવે જાહેર કર્યું કે બીજી બે બહેનો પણ દેવલોક પામી ગઈ. મારી જીભ તો બંધ જ

ઘર ઉઘાડી હુ મારી સહચારીણી પાસે ગયો મનુષ્યના મન ઉપર આફતના ઉપ રાછાપરી હથોડા વાગે છે ત્યારે તે લાગણીહીણુ બની જાય છે દુખ તેને સહ્યુ પડી જાય છે આખના આસુ આધા જાય છે, મનના કુમો દબી જાય છે માન શુન્યતા છવાઇ રહે છે હુ પથારી પાસે બેઠો એટલે મને સાનથી પૂછ્યુ કે માતા પીતાને કેમણે પાડ્યા? મે હા મ્હીં પણ પૂછ્યુ કે તમે કેમ બોલતા નથી જવાબ મળ્યો કે ઝોખો આવ્યા પછી જીભ ટુકી થઇ ગઇ છે તેથી બોલાતું નથી પ્રીયા પડી પડી મુખ દ્વારા મને આશ્વાસન આપતી હતી તે પણ દૈવને પસદ પડ્યુ નહી તેનુ જીવન હજી તેને, પ્રુચતુ હતુ જે પત્નીની નજર પહેલા દીયર નણુદ ઉપર પડી હતી અને પછી સાસુ સસરા ઉપર ફરી હતી તે બધાના અભાવે હવે મારા ઉપર ઠરી હતી જો કે એમનુ મન દુખગ્રસ્ત થયુ હતુ પણ હુ બની હકીકત તેમને કાને નાખતો હતો પણ હવે અરસપરસ દિલગીરીના ઉદ્ગાર નિકળતા નહોતા ફક્ત આખની કીકીઓ એક બીજા સામુ ટગર ટગર જોયા કર તી હતી આ ને આ સ્થિતિમા સધ્યાકાળ પડી પણ ત્યા સુધીમા મુખ બધ શિવાય બીજુ કઈ અપચિન્હ નહોતુ દીવો સળગાવી પાછો હુ માદગીનુ બિછાનુ સાચવવા બેઠો અતાવસ્થાના અનનવા અનુભવ ઘરના જ માણસોને સામટા ઘરબહાર કાઢવાથી મને થતા હતા બે અનુચિત વસ્તુઓને એક બીજાથી જુદા પડતા કેટલુ દુખ થાય છે તે તો મે આ વખતે જ જોયુ હતુ જડપીંજરમા ગોંધાયલા ઇશ્વરાંશ પોપટને પોતાના દેશ તરફ ઉડતા કેટલો આગુણગમો થાય છે તેની મને સારી રીતે ખબર પડી હતી

ભ્રાતૃ ભગનીને કુમળી વયમા સસાર સુખનો ત્યાગ કરતા અત્યત કષ્ટ થયુ હતું એક લોહીના સંબધે, અને માયાના પ્રેમ બધે એમને આખરમાં બહુ પજવ્યા હતા માતાપીતાએ સસાર સફર સપુર્ણતાથી પુરી કરેલી હોવાથી, સતતિને માટે સારી સપતિ સઘરી હો વાથી, પરલોક પ્રવાસનું ભાથુ બાધેલુ હોવાથી, કુ જ ત ઘોસરી કાંધે મુકવાને લાયક થયેલો હોવાથી, પતિ પત્ની સાથે જ પ્રયાણ કરતા હોવાથી, તેમનુ હૃદય હલકુ હતુ તેમ છતા પોતાના ચક્ષુ સમક્ષ પોતાને હાથે લાલન પાલનથી ઉછેરેલા અને પોતાની મદદ મા ગતા બચ્ચાઓને કાળનો ગ્રાસ થતા જોઈ એમનું અવમાન થોડે ઘણે અશે અટવાયુ હતુ મન ઉપર કોઈ પણ તરેહના બોજા રહીત તો એક જ મારી સ્ત્રી હતી કે જેણે પોતાનુ ચાલ્યુ ત્યાં સુધી સાસુ સસરાની અને દીયર નણુદની ચાકરી કરી હતી, અને પછી પણ પડે પડે તેમના ઉપર નજર રાખી હતી અને માનાસિક સેવા કરી હતી વધારામા તેને ખાતરી હતી કે તે મારા પહેલાં જવાની હતી

મધ્ય રાત્રીનો સમય થતા તેમણે મને કાગળમા લખી આપ્યુ કે ઘડીઆળના સચાને અટકવાને ચાર કલાક બાકી છે અરૂણોદય થતા હું તમારી હતી ન હતી થઈ જઇશ માટે મારે ને તમારે હવે રામ રામ છે હવે હુ તમારામા ધ્યાન રાખીશ, નહી તેથી મારે માટે અને આપણાં તુરતમાજ ગત થયેલાઓના ઉદ્ધારાર્થે મારી પાસે બેશી બેશી પ્રભુ પ્રાર્થના કરો બીજુ તમને એ કહેવાનુ કે જો તમે આ જડાબીડથી ઉખાડનારની ઉપરવટ થવાને ભાગ્યશાળી થાઓ તો વડીલોને વિસરતા ના, ભાડુઓની ભાળ લેવા ભુલતા ના અને પત્નીને પરલોક પહોચાડવામા પાછા પડતા ના એમની સદ્ગતી અને શ્રેયાર્થે શક્તર સ ત્કાર્યો કર્યા કરજો

આટલું લખતાં હસ્ત અટક્યો. નેત્રોએ આકાશે ગમન કર્યું. શરીર સ્વસ્થ થયું જીવે ઊંડા શ્વાસ લીધો: બસ, હમારો પતી પત્ની તરીકેનો સ્થુળ સંબંધ અહીંથી અ કહું તો ચાલે. પણ અમારા આત્માએ તો એકજ કાર્ય કરવા માંડયું. કારણકે મારો તર આત્મા પણ એમ જ કહેતો હતો કે ચાર વાગે બધું પતી જશે. હું પણ ગણતો બેઠો. બ્રહ્માનો યુગ જેવા લાગતા એક, બે, ત્રણ થયા વાત વધી, શરીરમાં વાના ઝેબે ઝેબ છુટવા લાગ્યા, તે એટલે સુધી કે પહેરેલાં કપડાં તો લદબદ થયાં જ નહીં, પણ પથારીની ચાદર પણ પલળી. શરીર તો જેવું ને તેવું જ ગરમ રહ્યું તામાં ઝડપથી વધારો થવા લાગ્યો. શ્વાસની ધમણ ચાલતી નહોતી. હોઠે નસકોરાં નહોતાં. કંઠમાં કફ બોલતો નહોતો. વપુમાં વીણા ચુંટા નહોતા. જીવને ગભરામણ નહે ચહેરો વધારે ને વધારે તેજસ્વી બનતો જતો હતો અને વારંવાર મોં મલકાતું હતું ઉપરથી અનુમાનાતું હતું કે હૃદયમાં હર્ષની હદ નથી.

પોલીસ ચોકીમાં ચારનો છેલ્લો ટકોરો સંભળાતાં હરતું ફરતું મુખપરનું હાસ્ય થઈ ગયું અને હું ઉઠીને ઉભો થયો. બારણે સાંકળ વાસી બહાર નીકળ્યો. આ વખતે વહાલાંની શોધમાં શહેરમાં જવાનું મોકુફ રાખ્યું હતું. માતાપીતા વખતે આણેલી લઇ આવ્યો અને અજવાળા માટે અટકી ન રહ્યો. લારીને પ્રથમ પ્રમાણે પગથીઆં લાવી પત્નીને લારીમાં શયન કરાવવા ઘરમાં પેઠો. મૃતદેહને ઉચકીને લારીમાં મુકતો તે વખતે ચંદ્રદેવે તેને જોવાને તલપી ન રહ્યો હોય તેમ આકાશમાંથી વાદળાંને વી નાંખ્યાં અને જે શુદ્ધ લારીમાં પડી હતી તેવી શુદ્ધ ચંદની ચારે તરફ એક ઘડીમાં પ્રા દીધી. મારા મનમાં થયું કે પરમાત્મા પણ પ્રીયાના પરગમનથી પ્રસન્ન છે તેથી મેં તે મોં ઉપરથી કપડાનો છેડો આઘો ખસેડી નાંખ્યો અને શીતળ શશીને શીતળ મુખ ળનું ચુંબન કરવા દીધું. આહાહા શું કહું એ હસતા ચહેરાની રમણીયતા! હાથની વાળીને હું પણ એના તરફ જોતો જોતો ઉભો રહ્યો: વળી પાછો વિચાર આવ્યો કે દેવ ફરમાવે છે કે દિવસ થતાં પહેલાં તું એનું મારી ચાંદનીમાં દહન કર. લારી એ હું રસ્તામાં વળી વળી એ હસતા ચહેરાને જોતો હું, શશીવદનીની શશી સાથે ચાલતે સરખામણી કરતો હું, દિલગીર થવાને બદલે અંતર આનંદ પામતો હું, ચારે તરફ થના સ્મશાનમાં પહોંચ્યો. આટલાં વહેલાં લાકડાવાળાએ લાકડાં લાવવાની ના થી મેં મારી લારીમાં જ આગલાં ભાગમાં લાકડાં લઈ લીધાં હતાં. ચીતા ખડકી હરીણાક્ષીને અગ્નીદેવને આધીન કરી. ભોગ જોગે એવું બન્યું કે વાયુદેવે અગ્નીને રીતે મદદ કરી કે મુખકમળ છેવટ સુધી હસ્તું ને હસ્તું રહ્યું. ચીતા પાસે બેઠો બેઠો હું ચહેરામાં એટલો તલ્લીન થઇ ગયો કે મારી પ્રીયાની રાખનું શું થયું, મેં આણેલી ક્યાં ગઈ, સ્મશાનમાંથી શી રીતે હું મારા બંગલામાં આવ્યો, અને આવે કેટલા થયા, અને મને કોણ મુકી ગયું, આજે સમો હું તે શી રીતે અને ક્યારે પ્લેગમાં ડાયો, મારી સારવાર કોઇએ કે પ્રભુએ કરી, શી રીતે હું એ શત્રુના સંકજામાંથી પામ્યો એ કાંઈ પણ મને ખબર નથી. ખબર માત્ર એટલી છે કે આ સ્ત્રી કહાણી હું શક્તિવાન થયો છું.

—:o:—

# કુમારી માનસી.

( મેવાડ પતન નામના બંગાળી નાટકમાંથી એક દૃશ્ય. )

લેખક: રા. રા. જયન્તીલાલ મંગળજી ઓઝા. ( બી. એ. )

સ્થાન—ઉદયપૂરની ઉદયસાગર નદીનું તીર વખત–પ્રભાત.

મેવાડના રાણા અમરસિંહની કન્યા માનસી એકલી નદીને કાંઠે ફરે છે, અને ગાય છે.

( એક અંધ બાળકને સાથે લઇ એક ભિખારણનો પ્રવેશ. )

**ભિખારણ:**—મા! ભિક્ષા આપો.

**માનસી:**—આવ, બાઇ, આવ. આ છોકરો ત્હારો છે?

**ભિખારણ:**—ના, મ્હારી બ્હેનનો છોકરો છે, બિચારો જન્મથીજ અંધ છે; તેની મા પણ મરી ગઈ છે

**માનસી:**—બાપ છે?

**ભિખારણ:**—બાપ પરદેશ ગયો છે.

**માનસી:**—બાઇ! મને આ છોકરો આપીશ?

**ભિખારણ:**—મા! છોકરો મ્હારા સિવાય રહી શકે એમ નથી.

**માનસી:**—ભલે, ત્યારે તેને ત્હારી પાસે જ રહેવા દે. પણ રોજ એક વાર તેને લઇને મ્હારી પાસે આવતી જજે, હો! લે, આ ભિક્ષા.

( ભિક્ષા આપે છે. )

**ભિખારણ:**—જય થાઓ.

( બાલક સાથે ભિખારણ ચાલી જાય છે. )

**માનસી:**—ભિખારણના 'જય થાઓ' એ શબ્દ કેવા મધુર! જયભેરીના કરતા પણ વધારે બળવાન, માતાના આશીર્વાદ કરતા પણ વધારે સ્નેહાળ, બાળકનાં કાલાં વચનો કરતાં પણ વધારે મધુર!

( સેનાપતિ ગોવિંદસિંહના પુત્ર અજયનો પ્રવેશ. )

**અજય:**—માનસી!

**માનસી:**—અજય! આવો, આવો. હું બહુ આનંદમાં છું, એ આનંદમાંથી તમને પણ થોડો ભાગ આપું.

**અજય:**—આટલો આનંદ શાને લઇને છે, માનસી!

**માનસી:**—અહા! પરિપૂર્ણ આનંદ–વર્ષા ઋતુની નદી કરતાં પણ વધારે પૂર્ણ. એક ભિખારણ મને આશીર્વાદ આપી ગઈ છે.

અજય:—માનસી! તમને કોણ ખરા અંતઃકરણથી આશીર્વાદ નથી આપતું? રસ્તા ઉપર અને ઘાટ ઉપર બધે હું મેવાડની રાજકન્યાનાં વખાણ સાંભળ્યાં કરૂં છું.

**માનસી:**—મ્હારાં વખાણ સાંભળો છો? મ્હેં તો હજી એક દિવસ પણ સાંભળ્યાં નથી.

**અજય:**—એક દિવસ ઘરની બહાર નીકળો તો સાંભળશો, જરૂર સાંભળશો.

**માનસી:**—હું બહાર તો રોજ નીકળું છું. અજય! અહીં મ્હેં એક અતિથિશાળા ખોલી છે. ત્યાં જઇ હમેશાં હું મ્હારે હાથે બધાંને ખાવાનું આપું છું; મ્હારે હાથે જ્યાં સુધી હું બધાંને આપું નહી ત્યાં સુધી મને તૃપ્તિ થતી નથી.

**અજય:**—તમારૂં જીવ્યું ધન્ય છે! માનસી! આજે હું તમારી રજા લેવા આવ્યો છું.

**માનસી:**—કેમ? ક્યાં જવું છે?

**અજય:**—યુદ્ધમાં.

**માનસી:**—અરે!—ક્યારે જવું છે?

**અજય:**—કાલ સ્હવારમાં.

**માનસી:**—પાછા ક્યારે આવશો?

**અજય:**—એ કેમ કહી શકાય? પાછા આવવાનું થશે કે નહીં એ પણ કેવી રીતે જાણી શકાય?

**માનસી:**—કેમ?

**અજય:**—યુદ્ધમાં જો કામ આવી જઉં તો?

**માનસી:**—અરે! (માથું નીચું નમાવે છે.)

**અજય:**—માનસી! જો પાછો ન ફરૂં તો?

**માનસી:**—તો? તો શું થાય?

**અજય:**—તમને દુઃખ થશે કે નહિ?

**માનસી:**—થશે.

**અજય:**—આટલી બેદરકારી! માનસી, તમે જાણો છો કે—?

**માનસી:**—શું? અજય, શું?

**અજય:**—કે મ્હારો તમારી ઉપર પ્રેમ છે—કેટલો પ્રેમ છે!

**માનસી:**—તમારો મ્હારી ઉપર પ્રેમ છે તે હું જાણું છું.

**અજય:**—તમારો મ્હારી ઉપર પ્રેમ નથી?

**માનસી:**—છે.

**અજય:**—નથી, તમે કોઈ બીજાને ચાહો છો.

**માનસી:**—મનુષ્ય માત્રને ચાહું છું.

**અજય:**—નિષ્ઠુર!

**માનસી:**—અજય! એમ કેમ બોલો છો? મ્હારો તમારી ઉપર પ્રેમ છે, માટે મ્હારે કોઇ બીજાને ચહાવાં નહીં? તમે એકલાજ મ્હારા આખા હૃદય પર સત્તા ભોગવવાની ઇચ્છા રાખો છો? કેવા સ્વાર્થી!

**અજય:**—માનસી! હજી તમે બાળકને બાળક જ રહ્યાં!

**માનસી:**—અજય! તમે મને ઠપકો આપો છો, પણ મ્હારો એમા શો અપરાધ છે? મનુષ્ય માત્રને ચહાવાં એ શુ અપરાધ છે? જો એ અપરાધ હોય તો જરૂર મને તે બદલ શિક્ષા ફરમાવો, હું તે સહન કરવાને તૈયાર છુ.

**અજય:**—તમને શિક્ષા કરૂં—હું?

**માનસી:**—હા, યોગ્ય લાગે તે શિક્ષા ફરમાવો. અજય! તમે યુદ્ધમાં જવાના છો યુદ્ધમાં તમે જેટના માણસો વધારે મારશો તે પ્રમાણમા બધા ઉંચે સ્વરે તમારા યશોગાન ગાશે, અને હું વધારેમા વધારે બને તેટલા માણસોને ચહાવાનો પ્રયત્ન કરૂં એ અપરાધ ગણાશે?

**અજય:**—માનસી! ખુશીથી બધાને ચાહો, તમારા ઉદાર હૃદયમા આખા જગતને સ્થાન આપો, આખા જગતને આલિંગન કરો, હું હવે વધારે-બોલીશ નહીં—હુ મૂર્ખ છુ. તમારા આકાશ જેવા વિશાળ હૃદયને હું મ્હારા ક્ષુદ્ર હૃદયમા—ખાબોચીઆમા—પૂરી રાખવા માગુ છુ! મને ક્ષમા કરો, ક્ષમા કરો—માનસી! મને જવાની રજા આપો

**માનસી:**—જાઓ, અજય, જાઓ. આખા જગતમાં અન્યાય અને અત્યાચારનું સામ્રાજ્ય વ્યાપી રહ્યુ છે તે દૂર કરવાને માટે કેટલીકવાર યુદ્ધ કરવુ અનિવાર્ય થઈ પડે છે પરતુ યુદ્ધ કરવું એ ઘણુ નઠોર કામ છે, તેમા બને ત્યા સુધી તમારી પોતાની જાતને પવિત્ર રાખજો.

( અજય જાય છે. )

**માનસી:**—જાઓ, અજય! યુદ્ધને માટે પ્રયાણ કરો, મ્હારી શુભેચ્છા બખ્તરની માફક તમારી આસપાસ ફર્યા કરશે—અને જે આ યુદ્ધમા પડશે અથવા તો ઘાયલ થશે તેમનુ શું થશે! તેમના માત પિતા, સ્ત્રી કન્યા શુ આવીજ રીતે તેમના કલ્યાણ માટે ભગવાનની પ્રાર્થના નહીં કરતા હોય? હાય! કેટલાની પ્રાર્થના નિષ્ફળ જશે! આ અટકાવવાનો કોઈ રસ્તો નહીં હોય?"—( માનસી સજળ નેત્રે થોડો વખત ઉંચે જોઈ રહે છે, થોડા વખત પછી તેનું મ્હો એકદમ તેજસ્વી બને છે અને પછી તાળી પાડી બોલે છે )— "ઠીક, મ્હારૂં કામ હું કરીશ, જેઓ યુદ્ધમાં મરણ પામશે તેમને માટે તો મ્હારાથી કંઈ બની શકશે નહીં, પણ યુદ્ધમાં ઘાયલ થશે તેમની સેવા તો હું બજાવી શકીશ, હું એ કરવાની જ, એમા હરકત શી છે?"

( માનસીની માતા રાણી રૂકિમણી પ્રવેશ કરે છે. )

**રાણી:**—માનસી! સાંભળ્યું કે?

**માનસી:**—શુ? મા

**રાણી:**—ત્હારા પિતા યુદ્ધમાં ગયા છે.

**માનસી:**—હા, સાંભળ્યુ છે.

**રાણી:**—યુદ્ધમા મોગલની સ્હામે લડવા!

માનસીઃ—હા, મા ! મને ખબર છે.

રાણીઃ—વાહ ! જાણે વાતની સાથે કંઈ પણ સંબંધ ન હોય તેમ બોલે છે-"મા ખબર છે." જાણે છે, યુદ્ધ એટલે શું ? હજારો માણસો માર્યા જશે.

માનસીઃ—હા, સંભવ ખરો.

રાણીઃ—સંભવ નહી પણ નક્કી. વળી મોગલ પાદશાહની સાથે યુદ્ધ છે—આ વખતે તો બધું જવાનું. જેઓ યુદ્ધમાં ગયા છે તે તો કામ આવી જશે એટલુંજ નહી પણ જે યુદ્ધમાં ગયા નથી તેમનું શુ થશે એ પણ કહી શકાય એમ નથી.

માનસીઃ—એમાં હું શુ કરૂં ? મા !

રાણીઃ—ત્હારૂં વેવિશાળ તો થઈ ગયું છે, પણ હવે વિવાહ કરવાનો વખત રહેશે નહિ. આવી લડાઈની ધમાલમાં કંઈ વિવાહ થઈ શકે ?

માનસી—ન થઈ શકે તો શું ગયું ?

રાણી—શું ગયુ ? ત્હારાં લગ્ન ન થયાં તો પછી શું થયું ?

માનસી.—બહુ સારૂં થશે.

રાણીઃ—એમ તે કદી થાય ? દીકરીની જાતને વિવાહ ન થાય એ તે કંઇ ચાલે ? જોધપુરના રાજપુત્ર સાથે ત્હારો સંબંધ નક્કી કર્યો છે. પણ હવે વિવાહ થઈ શકશે નહિ, બધાં માર્યા જશે. વિવાહ થઈ ગયા પછી યુદ્ધ સળગાવ્યું હોત તો ન ચાલત ? મ્હેં તો રાણાજીને કહી જોયું પણ મ્હારૂં સાંભળે છે કોણ ?

માનસીઃ—મા ! આટલી ગભરા નહિ. વિવાહ કરતાં પણ વિશેષ જરૂરનું કામ કરવાનું મ્હેં નક્કી કર્યું છે.

રાણી.—શું ?

માનસી—હું યુદ્ધક્ષેત્રમાં જઈશ.

રાણી—શામાટે ?

માનસીઃ—જો, મા ! ત્હેં હમણાંજ કહ્યું કે યુદ્ધમાં અગણિત માણસો માર્યા જશે. જે માર્યા જશે તેને તો કંઈ મદદ કરી શકાશે નહિ, પણ જે જખમી થશે તેની સેવા કરીશ.

રાણીઃ—સત્યાનાશ નીકળી ગયું ! અજય ત્હારા મગજમાં આમ ભૂત પેસાડી ગયો હોય લાગે છે.

માનસી—ના, મા ! તેનો જરા પણ દોષ નથી. અજય જાય છે વધ કરવા અને હું જાઉં છું રક્ષા કરવા.

રાણી—ના, ના. એમ તે બને ?

માનસી—જરૂર બનશે

રાણી.—હું તને જવા દઇશ નહિ.

માનસી—મા ! ફિકર કર નહિ ! હું જરૂર જઇશ. જાણતી નથી કે જ્યારે કર્તવ્ય મને બોલાવે છે ત્યારે હું બીજા કોઈની વાત સાંભળતી નથી. જા, મા ! હું જવાની

રાણી—કોની સાથે જઈશ ?

માનસી—અજયસિંહના સૈન્યની સાથે

રાણી—હાય ! મને બ્હીક લાગતી હતી તેજ થયું ! રાણા પણ બરોબર આ વખતે જ ચાલ્યા ગયા ! હવે તને કોણ સમજાવે ?

માનસી—મા ! મ્હારા પિતા અહિં હોત તો તે પણ મ્હારી આ માગણી કબૂલ રાખત તેમનું હૃદય બહુ દયાળુ છે

રાણી—ત્હારી બધી વાતમાં હાયે હા કરીને તેમણે જ તને બગાડી છે બસ ! હવે બધું જવા બેઠું છે

માનસી—મા ! તું જરા પણ ગભરાઈશ નહિ મનુષ્ય પ્રત્યે મનુષ્યનો અત્યાચાર જેટલો બનશે તેટલો ઓછો કરીશ જ, મા ! જરા પણ ચિંતા કરીશ નહિ

રાણી—બસ, હવે હડહડતો કળિકાળ આવ્યો

( રાણી જાય છે )

માનસી—આ ઇચ્છા કોણે મ્હારા હૃદયમાં પ્રેરી હશે ? પહેલાં તો આ ઇચ્છાની જ્યોતિ માત્ર ઝાંખીઝાંખી દેખાતી હતી, પણ હવે તો તેના ઉજ્જ્વળ પ્રકાશથી આજ આખું હૃદય પરિપૂર્ણ બન્યું છે વાહ ! કેવો નવીન ઉત્સાહ ! કેવો મહા આનન્દ ! આની સાથે સરખાવતાં વિવાહનું સુખ કેવું તુચ્છ લાગે છે !



## સ્ત્રીએ શું જાણવું જરૂરનું છે ?

ઇંગ્રેજી ઉપરથી લેખક રા. રા. અમૃતલાલ દેસાઈ.

"સામાન્ય રીતે દરેક સ્ત્રી જેને ઘર સંસાર ચલાવવાનો છે, તેને વાસ્તે કેળવણી ઘણી જરૂરની છે દરેક સ્ત્રીએ ઓછામાં ઓછું એટલું તો જાણવું જોઇએ કે જેથી કરી તે પોતાની માતૃભાષામાં લખેલાં પુસ્તકો સ્હેલાઇથી વાંચીને સમજી શકે, તેમજ તે લાગણીઓ પોતાના વિચારો દર્શાવી શકે આ સાથે ગણિત વિદ્યાનું જ્ઞાન અને તન્દુરસ્તીના નિયમો સબંધિનું જ્ઞાન પણ સ્ત્રીઓ સારૂં ઘણું જરૂરનું છે જો તન્દુરસ્તી અને આરોગ્ય વિદ્યાના નિયમોથી સ્ત્રીઓ અજાણ રહે, તો પછી પોતાના ઘરને કેવી રીતે સુસ્થિત અને સગવડવાળું રાખે ? તેમજ પોતાના છોકરાંને કેવી રીતે ઉછેરી શકે ?

"સ્વચ્છતા અને શુદ્ધ હવાના નિયમો જાણવા ઉપરાંત તેઓને સાદા સારૂ જોઈતા ખોરાક બનાવવાનું અને ખોરાકના ગુણ દોષનું જ્ઞાન મેળવવું જોઇએ કેવળ પુસ્તકોથી નહિ પણ આ બાબતનું વ્યવહારિક જ્ઞાન તેઓને આપવું જોઇએ તમે મરજી બાબતો વીચારો, તેમાં મુખ્ય એક બાબત ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું અને તે બાબત ધર્મના જ્ઞાન સબંધની છે જે સ્ત્રીમાં ધર્મભાવના નથી તે સ્ત્રીનાં નામને લાયક જ નથી, અને ધર્મ અને એકનો ધર્મ જ તેને નમ્ર પુત્રી, પવિત્ર ભાર્યા, અને ધાર્મિક અને પ્રેમાળ માતા બનાવશે ."

( લેડી મેકવર્થ યંગ. )



## ફૂલવાડી.

# યોગિની અને બાલામાંથી પાત્રો:

### "ઉત્તમ — મધ્યમ — અધમ

### ઇનામી નિબન્ધો :

આ વિષય ઉપર લેખક ભગિનીઓ પાસે નિબન્ધો માગવામાં આવ્યા હતા; અને જે મળ્યા હતા, ત્હેમાંથી નીચે જણાવેલ બ્હેનોના લેખ પ્રસિદ્ધિ યોગ્ય ગણવામાં આવ્યા છે.

૧. બ્હેન સરોજિની રમણભાઈ નીલકંઠ.
૨. બ્હેન " રજનિ. "
૩. બ્હેન કંચન બ્હેન.
૪. બ્હેન સૌ. સર્યુબાળા.
૫. બ્હેન મહીમનૂગૌરી મનુભાઈ પંડયા.

ઇનામી હરીફાઇનો નિર્ણય આવતા અંકમાં પ્રકટ કરવામાં આવશે. ઇનામ માટે જાહેર થયેલી રૂ. ૨૫ ની રકમમાં રૂ. ૫ નો વધારો કરવામાં આવ્યો છે.

—મંત્રી, ઇનામી હરીફાઇ.

૧.

લેખકઃ—બ્હેન સરોજિની રમણભાઈ નીલકંઠ.

૧. રા. રા. રામમોહનરાય જસવંતરાય કૃત 'યોગિની' તથા તેનું અનુસંધાન 'બાલા,' એ બન્ને પુસ્તકોમાં સારામાં સારૂં પાત્ર મ્હારા ધારવા પ્રમાણે શ્રીમતી નિર્મળબાલા ઠાકુરનું છે. ત્હેનું જ્ઞાન કે બુદ્ધિની તીવ્રતા કરતાં પણ ત્હેની ઉચ્ચ અભિલાષાઓ અને લોક સેવાનું નિરંતર ચિંતન એ ગુણો વધારે આકર્ષક છે. તેણે વૈદકનો અભ્યાસ કમાવા માટે નહિં પરંતુ માત્ર પરમાર્થ માટેજ કર્યો હતો. બીજાઓ માટે આટલો શ્રમ વેઠી અભ્યાસ કરનાર શ્રીમાન્ પિતાની પુત્રીને ધન્યવાદ આપ્યા સિવાય રહેવાતું નથી. નિર્મળબાલાના ઉત્તમ ચારિત્ર્યનો કાંઇક ખ્યાલ પુસ્તકના એકજ ફકરા ઉપરથી આવી શકે છે. " નિર્મળબાલા એક ઔષધાલય ઉઘાડીનેજ બેશી ન રહી. ગરીબોને ત્યાં તે ફી લીધા વગર જતી અને ત્હેમની મફત દવા કરતી. અને શ્રીમન્તોને ત્યાંથી જેટલું મળતું તે બધું ગરીબ સ્ત્રીઓની સારવારમાં તથા સંભાળ માટે ખર્ચી નાંખતી. થોડા વખતમાં તેણે એક અનાથ બાલિકાશ્રમ ( તંગીમાં આવી પડેલી વિધવાઓ તથા અનાથ બાલિકાઓ અને નિરાધાર સ્ત્રીઓ માટેનું મકાન ) ઉભું કરવાનો પ્રયત્ન કરવા માંડયો અને 'પત્નીશાળા (પરણેલી સ્ત્રીઓ માટે નિશાળ ) ઉઘાડવાની ઇચ્છા જણાવવા માંડી. આ ઉપરાંત સ્ત્રી કેળવણીને લગતા સઘળા સવાલો ત્હેણે હાથમાં લીધા અને ત્હેમાં પણ ઉત્સાહથી મહેનત કરવા લાગી." ( યોગિની પૃષ્ઠ ૨૯ ). વળી જ્યારે તે સર્વ સુખનો ત્યાગ કરી, અનેક અડચણો તથા અપમાન સહન કરીને ન્હાના ગામડામાં માત્ર લોકોને સુધારવાના પારમાર્થિક હેતુથી જઈને રહે છે, ત્યારે તો ત્હેના સ્વાર્થ ત્યાગની પરાકાષ્ઠાજ આવે છે.

अय-निजः परो वेति गणना लघु चेतसाम्
उदार चरितानां तु वसुधैव कुटुंबकम्॥

એ શબ્દો નિર્મળબાલાના સંબંધમાં અક્ષરશઃ સત્ય થએલા દેખાય છે. દયાની સાથે ક્ષમાનો ગુણ પણ તે ધરાવે છે. પોતાનું અહિત ઇચ્છનાર અને અત્યક્ષ હેરાનગતી કરનારા મનુષ્યોને પણ તે ઉદાર ચિત્તથી ક્ષમા આપે છે, અને ત્હેમને સજા કરાવવાની વિરૂદ્ધ થાય છે.

ત્હેનો નવીનચંદ્ર પ્રત્યેનો નિસ્વાર્થ અને શુદ્ધ પ્રેમ, એ પણ એક આદર્શ ગુણ છે. બાલ્યાવસ્થામાંથી સાથે રહેલાં હોવાથી બન્ને જણ એક બીજાને અંતઃકરણથી સ્હાય છે. પરંતુ સ્ત્રીને લગ્ન આવશ્યક નથી એ સાબીત કરવા નિર્મળબાલા લગ્ન કરવાની ના કહે છે. તેમજ નવીનચંદ્ર પણ પોતાના પાલક પિતા ( બાલાના પિતા ) ની કૃપાનો ખોટો લાભ લીધો કહેવાશે એમ ધારી ના કહે છે. આ કાંઇ જેવો તેવો આત્મભોગ નથી. છતાં નિર્મળબાલાના પિતા પ્રતાપચંદ્રરાયને મૃત્યુ શય્યા ઉપર પ્રસન્ન કરવાના હેતુથી તેઓ બન્ને પોતાનું વાગ્દાન કરવાની હા કહે છે. બન્નેમાંથી એકમાં આત્મબળની ન્યૂનતા ન હોવાને લીધે તેઓ ઘણા વખત સુધી આજ સ્થિતિમાં રહે છે. અને છેવટે લગ્ન કરે છે તે પણ શુદ્ધ પ્રેમથી આકર્ષાઇનેજ.

કેટલાક વાંચકોને કદાચ યોગિની મહાદેવીનું ચારિત્ર્ય બાલા કરતાં ચઢીયાતું ભાસતું હશે. પણ હું ધારૂં છું કે તેમ નથી. નિર્મળબાલામાં જે જુસ્સો અને કામ કરવાની શક્તિ છે તે મહાદેવીમાં જોવામાં નથી આવતાં. ત્હેમના આશયો અને જ્ઞાન ઘણાં ઉચ્ચ પ્રતિનાં છે પરંતુ " Love and Labour "-(સ્હાઓ અને સેવો) પુસ્તકના મુખ પૃષ્ઠ પરે મૂકેલું સૂત્ર-જેટલે અંશે બાલા સત્ય કરી બતાવે છે તેટલે અંશે મહાદેવીએ નથી કર્યું. વળી ત્હેમનો દૈવી શક્તિનો અંશ હાલના બુદ્ધિવાદના જમાનામાં કબૂલ નથી કરી શકાતો.

**૨. મધ્યમ પ્રકારનું પાત્ર મંજુલગૌરીનું** છે, એમ હું ધારૂં છું. યુનિવર્સિટીની ઉચ્ચ કેળવણી લીધેલી અને જાગીરદાર પિતાની પુત્રી રતનરામ જેવા સાધારણ કુટુંબના અને હૉસ્પિટલ ઍસિસ્ટંટનીજ પરીક્ષા પાસ કરેલા યુવક સાથે ખુશીથી લગ્ન કરે છે, તે રતનરામ શેઠ લક્ષ્મીનારાયણની પેઢીનો વારસ છે તે માટે નહિ પરંતુ ત્હેના પ્રત્યે પ્રેમ હોવાથીજ. આ ત્હેના ઉચ્ચ ગુણોની સાબીતી છે. લગ્ન પછી પૂર્ણ વૈભવમાં રહેતી હોવાથી તે બીજાઓ પ્રત્યે કાંઇક બેદરકાર બને છે. શ્રી અને સરસ્વતી બન્નેની કૃપાપાત્ર સુંદરી ગર્વિષ્ઠ બને એમાં નવાઇ નથી. આટલું છતાં આસપાસનાં ઓળખીતાંઓ સાથે તો તે વિવેકથી વર્તે છે. ત્હેને મળવા સરલાગૌરી તથા લલિતા આવે છે તે વખતે ત્હેના સ્વભાવની બન્ને બાજુઓ સ્પષ્ટ દેખાય છે. પોતાનો વૈભવ બીજાને દેખાડવાની ત્હેની ટેવને લીધે સરલાગૌરીને ત્હેના ઉપર ઇર્ષ્યા આવે છે. અને તે કહે છે કે ' મંજુલગૌરીને પૈસાનો શો છાક છે ! '. તેમજ લલિતાને ત્હેનો વિવેક અને સભ્યતા ગમે છે તેથી તે ' ખરૂં પૂછવાનો મ્હને તો મંજુલ બિચારી ભલી લાગી '. એમ અભિપ્રાય આપે છે. આ પરસ્પર વિરોધિ બન્ને અભિપ્રાયોમાં સત્ય છે. પોતાના સૌંદર્યનો ગર્વ પણ ત્હેને ઓછો નથી. અને માત્ર મસ્કરી અથવા જેને અંગ્રેજીમાં Flirting કહે છે ત્હેને ખાતર તે સ્નેહસંમેલન વખતે આસપાસના પુરૂષોને-ખાસ કરીને પ્રબોધચંદ્રને-આકર્ષવાનો પ્રયત્ન કરે છે. મુંબાઇગીરી રીતે ઉછરેલી યુવતીમાં આવા આવા દોષો સ્વાભાવિક છે. પોતાની ખર્ચાળ ટેવોનું ફળ ત્હેને ભોગવવું પડે છે, અને દરિદ્રતાની સખ્ત કસોટીમાંથી પસાર થવું પડે છે. અને ત્હેના પો-

તાનાજ શબ્દોમાં 'ઘણીએ વાર ધીરજ મૂકી દેતી' હોવા છતાં તે કસોટીમાંથી ફતેહમંદીથી પસાર થાય છે. ભગવાનદાસ અને તારા જેવાં અધમ મનુષ્યોના સમાગમ વખતે પણ તે ધૈર્ય અને કુશળતાથી આત્મ રક્ષા કરે છે. આપણે નિત્યના વ્યવહારમાં મધ્યમ પ્રકારનાંજ માણસો જોઇએ છીએ. અને મંજુલનું પાત્ર આ પ્રકારનું આબાદ દૃષ્ટાંત છે.

૩. મ્હારા ધારવા પ્રમાણે ખરાબમાં ખરાબ પાત્ર ધનકોર માશીનું છે. આ જમાનો ખાધેલ ડોશી અન્ય અજ્ઞાન સ્ત્રીઓની માફક પરનિંદા કરવામાં શૂરી છે. પારકું જમવામાં અને રોવા કૂટવામાં આગળ પડતો ભાગ લઈ ન્યાત જાતમાં આગરૂ (!) કાઢી તે સર્વ બીજાંને દબાવે છે. પ્રબોધચંદ્રની પ્રથમ પત્ની સરસ્વતીના અવસાનને દિવસેજ ત્હેને ઠેકાણે પોતાની ભત્રીજીની પુત્રીને દેવાની વાત ત્હેમણે નક્કી કરી દીધી! આવા આવાં દુર્ગુણો તો ઘણી અજ્ઞાન સ્ત્રીઓમાં જોવામાં આવે છે. પરંતુ આ સ્ત્રી તો તે ઉપરાંત પ્રબોધચંદ્રના એસિસ્ટંટ કલેક્ટરના હોદ્દાનો લાભ લઇ પોતાનાં ઓળખીતાઓને લાભ કરી આપવાનો પ્રયત્ન કરે છે; એટલુંજ નહિ પણ કેટલીક વખત ત્હેને નામે લાંચ પણ ખાય છે! ચંદ્રકાન્તની પત્ની ગુલાબ એ જોકે એક અધમ પાત્ર છે, પરંતુ ધનકોર જેટલી અધમ નથી. સરસ્વતીના અવસાન સમયે તે થોડો વખત પણ પશ્ચાત્તાપ કરે છે, અને પોતાના અપરાધ કબુલ કરે છે. અને લાંચ લેવાનો, જેલમાં જવા લાયક ગુન્હો નથી કરતી. ધનકોર ડોશીના વર્તનમાં તો પશ્ચાત્તાપનો અણુ માત્ર જીંદગીભરમાં પણ જોવામાં આવતો નથી. નીચતા, સ્વાર્થપરાયણતા અને દ્રવ્ય લોલુપતાની પ્રત્યક્ષ મૂર્તિ જેવી હોય તો તે ધનકોરજ છે.

---

## ૨.

લેખક:—બ્હેન શ્રી "રંજની."

## "યોગિની" માંથી પાત્રો.

### ૧. ઉત્તમ—સરસ્વતી.

પીયરમાં "પુત્રી" "બ્હેન" અને "નણંદ" તરીકે પીયર પક્ષમાં તેણે સારી ચ્હના મેળવી છે. "પુત્રી" તરીકે માતા પિતાની મમતા મેળવી શકાય છે, પણ "નણંદ" તરીકે, અને તેમાંથી ઉત્પન્ન થતા કલેશને અંગે "બ્હેન" તરીકે પણ, "ભોજાઇ" અને "ભાઇ" નાં પ્રીતિપાત્ર બનવું એ અર્વાચીન હિન્દુ સંસાર જોતાં સુલભ નથી. "યોગીની" નાં ૪૮ થી ૫૧ પૃષ્ઠમાં તે પીયરમાં કેટલી પ્રિય અને માનીતી હતી, તે સ્પષ્ટ દેખાઇ આવે છે. "નણંદ" તરીકે ભોજાઇના આનંદનો નાશ કરતાં, ભોજાઇ વિરૂદ્ધ માતાના કાન ભરતાં, અને ભોજાઈ વિરૂદ્ધ ભાઇને ઉશ્કેરવાના મહાન દોષ, કે જે હાલ હિન્દુ સંસારમાં સામાન્ય છે, તેનાથી તે સર્વદા નીરાળી છે. પરિણામે મૃત્યુપર્યંત ભાઈ ભોજાઇનો અપ્રતિમ સ્નેહ તે મેળવી શકી છે, એટલું જ નહિ, પણ તેનાં અવસાન પછી પણ રસિકભાઈ પોતાની આવકમાંથી અમુક હિસ્સો સ્વર્ગસ્થ બ્હેનના શ્રેયાર્થે, સ્વર્ગસ્થ બ્હેનની ઇચ્છાનુસાર સાર્વજનિક સત્કાર્યમાં ખરચી બ્હેન પ્રત્યેનો પોતાનો અતુલ સ્નેહ સાબીત કરે છે, તેમજ સુશીલા પણ સ્વર્ગસ્થ નણંદ પ્રત્યે દરેક પ્રસંગે સ્નેહના ઉદ્‌ગારો કાઢે છે. એ જ સરસ્વતીની, પીયર પક્ષમાં પોતાની ઉત્તમતાને લીધે, પ્રિયતા સાબીત કરે છે.

પીયરમાં લાડકી અને અસેની સરસ્વતી, અવિભક્ત કરંબના હિન્દ સાસરીઆમાં

"કુલવધુ" તરીકે પોતાનું કર્તવ્ય પ્રશંસાપાત્ર બજાવે છે પીયર સમૃદ્ધિવાન હોવા છતાં, શ્વસુરપક્ષમાં, હિન્દુ કુટુંબના દરેક પ્રકારના ક્લેશ તેણે મૌન મુખે અને બની શકતી પૂર્ણ શાંતિથી સહન કર્યાં છે ભાગીરથી જેવા સાસુ, લલિતા જેવી અપકારી અને કજીઆ-ખોર નણંદ અને ગુલાબ જેવી ઇર્ષ્યાખોર અને કારસ્તાની દેરાણી, દેવી જેવી સરસ્વતી પર હદ ઉપરાંત, સહન ન થઇ શકે એટલું વીતાડે છે, અને છેલ્લે ચોરી જેવું આળ ચ ડાવે છે, છતાંય, તેમના પ્રત્યેનું સરસ્વતીનું વર્તન વખાણવા લાયક છે મૃત્યુશૈયા પરથી પણ તે લલિતા તથા ગુલાબને ક્ષમા આપી, તેમને સુધારવા પ્રયત્ન કરે છે પોતાની સા રસાઇને લીધે દિયર ચન્દ્રકાન્ત તેના પ્રત્યે સગા ભાઈ જેવી મમતા ધરાવે છે મતલબ કે જેમ "પુત્રી" અને "બ્હેન" રૂપે તેણે પોતાની પદવી દીપાવી છે, તે જ રીતે "કુલ વધૂ" તરીકે પણ પોતાની પદવી ઉજ્જ્વલ કરી છે

"પત્ની" તરીકે તેના જીવનની પ્રભુતા ઓર જ છે પતિ પ્રત્યેનો તેનો પ્રેમ મીતા ગધિમના પ્રેમ સાથે સરખાવી શકાય તેમ છે પતિ પ્રત્યેની પ્રીતિમા સ્થૂલ કરતા સૂક્ષ્મ પ્રીતિ વધારે જણાય છે તે પતિ પત્નીના યુગલે પોતાના જીવનમા પૃથ્વીને સ્વર્ગ જ બનાવી છે "વૈકુંઠ મળતુ હોય, તોય ત્હેને મૂકીને નહિ જાઉં," એ તેના પતિ પ્રત્યેના ઉદ્‌ગારોમા પતિ પ્રેમની પરિસીમા જ છે, અને—

"વ્રજ વ્હાલુરે વૈકુંઠ નથી જાવુ
"ત્યા મુજ નંદકુંવર ક્યાંથી લાવુરે
"વ્રજ વ્હાલુરે વૈકુંઠ નથી જાવુ

એ વ્રજબાળાના વિશુદ્ધ પ્રેમનું ભાન કરાવે છે પોતાના અવસાન પછી પણ, નૂતન પત્નીના સહચારના સમયમાં પણ, તેણે પતિ હૃદયમા પોતાનુ સ્થાન સાચવી રાખ્યુ છે, તે તેના સદ્‌ગુણ અને પતિ પ્રેમની સાબિતી છે

પોતાના ટુંકા જીવનમા સાર્વજનિક બાબતોમા પણ પોતાનાથી બનતુ કર્યું છે તેના ઉત્તમ વિચારો અને ઉમદા લાગણીઓ યોગિની તથા બાના પ્રત્યે તે જણાવે છે, તે પરથી તેની અનુપમતા દેખાઇ આવી છે

તેનુ આખુ જીવન હિન્દુ રમણીને માટે બોધક છે તેના સુન્દર અને પ્રેમથી લચ પચતા ગૃહજીવન પાસે ગમે તેવી વિશુદ્ધ કુમારિકાનુ જીવન શુષ્ક છે ગમે તેવી નૈષ્ઠિક પવિત્ર બ્રહ્મચારીણી વિધવાનું જીવન નિર્જીવ છે તેનું પ્રેમાળ ને દૃષ્ટાંત રૂપ જીવન આર્યસંસારમાં મિષ્ટતા સીંચે છે—અમીની ધાર રેલે છે

## ૨. મધ્યમ—સુશીલા.

સાસરીઆમા સાસુ નણંદ સાથે વર્તન સારૂ છે, પણ કાયમને માટે તેમ ચાલતુ નથી મન પર કાબુ ઓછો અને સ્વભાવ ઉતાવળીઓ હોવાથી કેટલાક પ્રસંગોમા સામાન્ય સ્ત્રી દોષો તેનામા દેખાઇ આવે છે ધોળી બ્હેનના કિસ્સામા સુશીલાની સહન શક્તિની ખાત્રી દેખાઈ આવે છે, રસિકભાઇને મેડીએ આવતા વાર થવાથી સુજ્ઞ પત્નીને શોભા ન આપે એવા શબ્દો તેના મોઢામાથી પડે છે, એ વિગેરે વર્તન ઉપરનુ ચિત્ર સચોટ બતાવે છે નણંદ સર સ્વતી પર તેની પ્રીતિ હોવા છતા "બ્હેનને બોધ લીધા હતા ?"- જેવા હલકા બોલતા ઉચ્ચાર કાઢતા તેને સંકોચ થતો નથી ઘડી ઘડીમા તે પોતાના મન પરનો

કાણુ ખોઈ બેસે છે; છતાંય તેનો પતિ પ્રેમ સારો હતો એમ કહ્યા વિના ચાલે તેમ નથી. કુટુંબમાં પણ જ્યાં સુધી તેને કોઇ ચીડવે નહિ ત્યાં સુધી તેનું વર્તન દોષ રૂપ તો નહોતું જ. "નણંદ" ના અવસાન પછી પણ નણંદ પ્રત્યે સારો ભાવ બતાવેલો દેખાય છે. ધોળીબ્હેન સાથેની લડવાડમાં તે ઓછી નથી ઉતરી, તોપણ તેને લડાઇનો શોખ હતો એમ તો કહી નહિ જ શકાય.

### ૩. કનિષ્ટ—ગુલાબગર મહારાજ.

પોતાની ફરજ લોકોને ખરો બોધ આપી સુરસ્તે ચડાવવાની હોવા છતાં, માત્ર પોતાના સ્વાર્થની ખાતર, તેનો ઉલટો ઉપયોગ કરે છે. યોગિની, મહાદેવી જેવા પવિત્ર બ્રહ્મચારિણી વિરૂદ્ધ, પોતાનાં ભગવાં કપડાંને અણછાજતી કુટીલતા દર્શાવી, પોતાનાથી બનતું સર્વ કરી તેને હેરાન કરવાના ઉપાય યોજ્યા; પોતાના સાગ્રિતો પાસે પોતાની જ પ્રસંશાનાં પોતે જ ધવળમંગળ ગવરાવવાની અસભ્યતા દર્શાવી, લોકોને અવળે માર્ગે દોરવ્યા; અને એક સુચરિત્ર સાધુના જીવનવૃતથી તદન ઉલટી રીતે પોતે સાધુ ત્યાગી હોવા છતાં મોજ શોખ ભોગવ્યા, એ તેનું અધઃપતન છે. ધર્મની જીજ્ઞાસાથી વિશ્વાસુ બનેલી, ભોળી, શોકની યુવાન વિધવા પુત્રીનું જીવન સર્વસ્વ બરબાદ કરી તેને નીતિભ્રષ્ટ અને ચોર બનાવી, છેલ્લે પોતાનું પાપકર્મ છુપાવવાની ખાતર જ તેને નાસી જવાની ફરજ પાડી, આપઘાત કરવાની સ્થિતિમાં લાવી મુકી, એ તેનાં પાપ અને પતીતનાની પરિસીમાજ છે. આવા પામર પાપીઓને માટે બાયરન કવિ યોગ્ય જ કહે છે કે,

" The dark in soul,
Live like scorpion girt by fire;
unfit for earth, undoomed for heaven,
Darkness above, despair beneath,
Around it flame, within it death ! "

પગલે પગલે તેનાં પાપાચરણ દોરાયાં છે, છતાં તે છુપાની યોગિનીને હેરાન કરવાની તેણે નીચતા દર્શાવી છે. આવા બાવા વેરાગીઓ આપણા હિન્દુ સંસારને શાપરૂપ છે, અને તેનો સર્વત્ર ઉપાય સત્વર થવા જરૂર છે.

## " બાલા " માંથી પાત્રો.

### ૧. ઉત્તમ—નિર્મળ બાળા.

તેનું વિશુદ્ધ કુમારિકા જીવન પ્રસંશાપાત્ર છે. તેનું બિન સ્વાર્થી—પરમાર્થી જીવન આપણને મુગ્ધ બનાવે છે, પરમાર્થની અને સાર્વજનિક બાબતોમાં તેની ખંત અને હિમ્મત આપણને તાજુબ કરે છે. આડી આવતી દરેક મુશ્કેલીઓ દૂર કરવાની ચતુરાઇ અને તેવા પ્રસંગોની ધીરજ તેને માટે આપણને પ્રસંશાના શબ્દો બોલાવે છે. કાર્ય કરવાની રીત અને વ્યવસ્થા તેની ચતુરાઇની સાબિતી છે. વિશુદ્ધ બ્રહ્મચર્ય તરફની તેની પ્રીતિ, તેના પ્રત્યે માનની લાગણી ઉત્પન્ન કરે છે. લોક હિતાર્થે જ, સામાન્ય લોકમત પોતા તરફ વાળવાની તેની સાદી રીતભાત, તેનું સાલસ જીવન બોધક છે. તેના સામાજિક વિચારો આર્ય બાળાની કીર્તિને દીપાવનારા છે. તેના ઉમદા વિચાર અને તેવોજ આચાર હિન્દુ રમણીને દ્રષ્ટાંત

રૂપ છે. તેના મનોરથો સુરમ્ય અને આવરણીય છે. પોતાની દેશ ભગનિઓની સ્થિતિ સુધારવાના તેના પ્રયત્ન ભગીરથ છે. ડોક્ટર તરીકે મેળવેલી લાયકાતનો, તેણે દ્રવ્યની લાલચ સિવાય માત્ર પારમાર્થિક વૃત્તિથી જ વ્યય કર્યો છે. પોતાની આસપાસનાં-પોતાના કરતાં ઉતરતાં જીવનોનાં સુખ, આનંદ અને ઉન્નતિ માટે કરેલા તેના યત્નો અતિશય પ્રશંશા પાત્ર છે. સર્વ સાથે એકસરખી સ્નેહાળ વર્તણુક ચલાવીને, અન્યનાં દુઃખથી દુ.ખી થઇને, બીજાંઓનાં કલેશ, કષ્ટ અને ચિંતાઓ દૂર કરવામાં જ પોતાનું જીવન આરોપીને-ઐહિક-દુનિયાનો સ્વાર્થ ભૂલી જઇને તેણે પરમાર્થમાં જ સ્વાર્થ માન્યો છે-પરમાર્થમાં જ જીવન સાર્થક માન્યું છે. ક્ષમાનો તેનો ગુણ પગલે પગલે દેખાઇ આવે છે. હરગોવિંદ વૈદ, દીપો પગી અને ગોર મહારાજ જેવા પામર અને અધમ મનુષ્ય પ્રત્યે પણ તેની દયા-નહિ કે તીરસ્કાર-દેખાઇ આવે છે આવાં પરમાર્થીને માટે કવિ કૉલરિજ યોગ્ય જ કહે છે કે—

" He prayeth best who loveth best,
All things, both great and small
For the dear God who loveth us,
He made-and loveth all."

નૈષ્ઠિક બ્રહ્મચારિણી તરીકે રહેવાની તેની ઇચ્છા હોવા છતાં, પિતા પ્રત્યેની મમતાને આધીન થઇ. પ્રતાપચંદ્ર બાબુને મૃત્યુશૈયા પાસે, નવીનચંદ્ર સાથેનો વિવાહ સ્વીકારે છે. એ પિતા પ્રત્યેનો તેનો સ્નેહ બતાવે છે. નવીન બાબુ પ્રત્યે તેને પ્રેમ હોવા છતાં, નિત્યનો સહચાર હોવા છતા, એક વખતને માટે પણું તેનુ મન નિર્મળતા બનાવતું નથી, એ તેના મન પરના દ્રઢ કાબુની સાબીતી છે. તેની પરમાર્થ વૃત્તિને કાર્ય સર્વદા આર્ય સ્ત્રીને માટે અનુકરણીય છે.

### ૨. મધ્યમ—સરલા.

પિયર પક્ષમાં સારી કેળવણીના સુસંસ્કારને અભાવે પગલે પગલે તેની અસર જણાઇ આવે છે. મંજુલ પ્રત્યેની અદેખાઇ તેનો ઇર્ષ્યાળુ સ્વભાવ સાબીત કરે છે. પતિની વૃત્તિનો વિચાર કર્યા વગર, તેની મુશ્કેલીઓનો ખ્યાલ રાખ્યા વગર વખતો વખત તેના કામમાં ખલેલ કરવામાં, તેને નારાજ કરવામા તેને સંકોચ રહેતો નથી. પોતાને સાંની પાર્ટિમાં જ્યારે પ્રબોધચંદ્ર મંજુલની સલાહ પ્રસંગોપાત લે છે, ત્યારે એવા સાધુચરિત પતિ પ્રત્યે વ્હેમ લાવતાં તેને સંકોચ રહેતો નથી-ત્રાસ છૂટતો નથી. સ્થિતિનો વિચાર કર્યા શિવાય-દેખા દેખીથી તે પતિને ખર્ચ અને દેવાના ખાડામાં ઉતારે છે, એ તેની મૂર્ખાઇ સાબીત કરે છે. સ્વર્ગસ્થ સરસ્વતીનાં ગુણગાન તેનાથી સહન થઈ શકતાં નથી સાસુ નણંદથી સરસાઇ ભોગવવા હમેશાં તત્પર છે. છતાંય તે અણસમજુ નથી. પતિ પ્રત્યે તેને પ્રેમ નથી, લાગણી નથી એવું નથી. પણ તે વસ્તુસ્થિતિ સમજી શકતી નથી રસિકભાઇ રાત્રે આવી પ્રબોધચંદ્ર વિરૂદ્ધ પોલીસમાં આવેલી અરજી સંબંધી વાત કરે છે, અને જરૂર પ્રમાણે ૧૮-૨૦ હજારની મદદ આપવા માગણી કરે છે, તે વખતે તે હકીકત જાણી પસ્તાય છે, સમજે છે. પતિ તરફ તેને લાગણી-હેત વધારે છે, પણ તેનામાં આવડત ઓછી હોવાથી અને સંજોગ એવા કે પીયરમાં લાડકી અને સાસરામાં મોટા હોદ્દેદાર પતિની પત્ની હોવાથી, જોઇતી નમ્રતા ને સાવસાઇની ખામી છે.

### ૩. કનિષ્ટ—ગુલાબ.

ચન્દ્રકાન્તની પત્નિ ગુલાબનું ચિત્ર દરેક રીતે વખોડવા લાયક છે. સરસ્વતી જેવી સુશીલ જેઠાણીને પજવવામાં જેમ બાકી રાખી નહોતી, તેમ સાસુ નણંદને રંજાડવામાં પણ ઓછી ઉતરી નથી. પણ પતિ પ્રત્યેનું નિંદ્ય વર્તન તો તેની કનિષ્ટતાની હદ છે. સરસ્વતી જેવી ભલી જેઠાણી અને પોતાના પતિ વચ્ચે વહેમ લાવતા પણ તેને સંકોચ થયો નથી. જેઠાણી પર–નિર્દોષ જેઠાણી પર ચોરી જેવું નીચ અને હલકું તહોમત મુકતાં તેને ત્રાસ છૂટયો નથી. પતિ પ્રત્યેની તેની વર્તણુક અતિ નિંદ્ય અને એક આર્ય સ્ત્રીને શરમાવા જેવી છે. પતિની બીમારીના પ્રસંગમાં, આવક ઓછી થઈ છે એવા વખતમાં, તેને ધૈર્ય આપવાને બદલે, તેની ચાકરી કરવાને બદલે, તેને મદદ રૂપ થવાને બદલે માત્ર "ઘરેણાં–કપડાં" ના સ્વાર્થની વાતો જ લાવીને તેને ન બોલવાના શબ્દો બોલી પોતાની બેહદ નીચતાને સાબિત કરે છે. તેના સ્વભાવે–તેના ઈર્ષાળુ, અને કજીયાખોર સ્વભાવે ચન્દ્રકાન્ત જેવા પ્રેમાળ અને ભલા પતિના જીવનમાં કટુતા રોપી છે, તેનો સંસાર ખારો બનાવી દીધો છે, તેના જીવનની સુન્દરતા લુપ્ત કરી છે, અને તેના સંસારમાં આવતી મિઠ્ઠતા રોકી છે. પતિના સુખે સુખ અને દુઃખે દુઃખ માનવાના આર્ય સ્રીના ઉમદા સિદ્ધાંતને તેણે તિલાંજલી જ આપી છે. તે સ્વાર્થની જ પૂતળી છે તેને દાગીના કપડાંનો જ શોખ. પતિ પ્રેમની તેને કદર નથી, કિમ્મત નથી. આવી સ્રીઓ આર્યાવર્તના અંગાર રૂપ–દૂષણ રૂપજ છે.

---

### ૩.

લેખક:—બ્હેન શ્રી કંચન બ્હેન.

**૧. ઉત્તમ—પાત્રો.**

યોગિની મહાદેવી, નિર્મલ બાલા, સરસ્વતી, ધનલક્ષ્મી, અને નવીનચંદ્ર. જો કે સર્વ પ્રકારે ઉત્તમ યોગિની મહાદેવી છે, છતાં યોગિની અને બાલા બન્ને મળીને એક સંપૂર્ણ [illegible] બને છે. ત્હેનું કારણ એટલું જ કે યોગિની દક્ષ હોવા છતાં કાર્યોની સિદ્ધિ બરોબર [illegible] કરી શકતાં નથી. નિર્મલબાલાની સહાયથી તેઓ જનસમાજમાં કર્તવ્યને વિકસાવી–પ્રકાશિત કરી શક્યાં. હેમની અપૂર્વ જ્ઞાનગંગાને જનસમાજમાં વહાવી સર્વ ભાઈ-બ્હેનોને ત્હેનું પાન સરખી રીતે કરાવી બાલા જેવો મદદનીશે હેમના વ્હેણની ગતિને સુન્દર વેગ આપ્યો છે. ત્યારે સવાલ ઉઠે કે નિર્મલબાલા જ ઉત્તમ કેમ નહીં?–બાલા ઉત્સાહી અને કર્તવ્ય નિષ્ઠ છે ખરી, પરંતુ એનામાં કવચિત્ કવચિત્ અનુભવની ખામીની ઝાંખી થઇ જાય છે. અને યોગિની મહાદેવીની યોગ્ય સમયે ત્હેને સહાય ન આવી હોત તો તે એકલી સમાજ હિતનાં કાર્યો આગળ ઉપર આવી સારી રીતે કરી શકત કે કેમ, તેમજ કર્તવ્યના પ્રમાણમાં તે સામાન્ય લોકો ઉપર વધારે અસર કરી શકત કે કેમ, તે વિષે પણ શંકાજ રહે છે. મહાદેવીનો અધુરો રહેલો યોગ જાણે ભાઈ-બ્હેનોની સેવા કરી પૂર્ણ કરવાનો હોય એમ લાગ્યાં કરે છે. તેમજ સરસ્વતી પણ દંપતી જીવનનું ઉત્તમ ચિત્ર છે. ત્હેનાં ચારિત્રની છાયા ત્હેની આસપાસના ત્હેના સંજોગોના પ્રમાણમાં તે [illegible]ણી સારી પાડી શકી. છતાં વિશાળ જનસમાજને ત્હેના સંજોગો પ્રતિકૂળ હોવાથી બીજ[illegible] લાભ આપી શકી નહીં. વળી તે જાહેરજીવનમાં સંપૂર્ણ રીતે ખીલતા પહેલાં જ કર-

માઇ જાય છે. અને તેથી યોગિની મહાદેવી અને નિર્મલબાલાને ઉત્તમ કહ્યા છે. અર્ધ કેળવાયલાં કરતાં પણ તદ્દન અજ્ઞાન મનુષ્યોને સમજાવવાં ઘણાં મુશ્કેલ છે, ત્યાંથી તો અધુરી તૈયારી વાળાં કંટાળીને પાછાં ફરે છે. સંપૂર્ણતા હોય તેજ કાર્ય કરી શકે છે. યોગિનીની મહાદેવીની મદદથી નિર્મલબાલા તેવાં કાર્ય કરી શકે છે. વળી પ્રબોધચન્દ્ર જેવા પતિનો સહવાસ ન હોત તો સરસ્વતી ઉત્તમ પાત્રમાં ગણાઈ શકત કે કેમ ? તે સવાલ રહ્યાં કરે છે. વીંટીવાળી રાત્રિએ જો એના મનનું સમાધાન પ્રબોધે ન કર્યું હોત અને પીયર જવા દીધી હોત તો ઉચ્ચ દંપતી જીવનમાં સહેજસાજ કટુતા આવ્યા વીના રહેત નહિં. તેવીજ રીતે ધનલક્ષ્મીને ઉત્તમ પાત્ર ગણી શકાય, પણ તે એમના ક્ષેત્રની હદમાંજ. વિશાળતા અને સાધારણ રીતે જનસમાજને ઉપયોગિતા માટે ઉત્તમોત્તમ તો યોગિનીજ છે. નવીનચંદ્ર સરલ અને શુદ્ધ હૃદયનો કર્મવીર છે તે યોગિની અને બાલા નિર્ણિત કરેલા માર્ગ પર કાર્ય કર્યે જાય છે

૨. મધ્યમ પાત્રો.

મધ્યમ પ્રકારનાં પાત્રો લખતાં પ્હેલાં કહેવું જોઇયે કે જો આ વાર્તા અનુસંધાન પ્રમાણે આગળ લંબાય તો કમળા નામનું પાત્ર આગળ જતાં ઉત્તમ તરીકે ખીલી નીકળશે, એવો આભાસ થયાં કરે છે. પણ વિશેષ ત્હેને માટે હમણાં કાંઈ લખી શકાય નહીં. કારણ ત્હેના સંજોગો વિરુદ્ધ પ્રકારના હોઇ હાલમાં તો એ પાત્ર ખીલ્યા વગરનું રહ્યું છે.

મધ્યમ પાત્રો.

સુલોચના, સુશીલા, મંજુલ, લલિતા, રસિકલાલ રતનરામ, અને આનંદલાલ.

મધ્યમ પાત્રો તરીકે ઉપર જણાવેલાં પાત્રો છે છતાં સંપૂર્ણ રીતે તો સુલોચના એકલીજ છે. જ્યારે સુશીલા સર્વ સગવડવાળા અને શાંત સાસરીયામાં હતી, એટલે એની કોઇ પ્રકારની કસોટી થવાનો સમય આવ્યોજ નથી છતાં કદી કદી રૂશણાંનાં છમકલાં થઇ જતાં ત્યારે સુલોચનાએ આત્મત્યાગ કરી ફરજીયાત ગરીબી સ્વીકારી લીધી. પુરૂષો પોતાના મોજશોખનો કદી ત્યાગ કરી શકે, પણ સ્ત્રીઓથી ઉતરતી અવસ્થામાં સખીયો સાથેની સ્પર્ધાના વખતમાં મોજશોખનો સંયમ થઈ શકતો નથી તે સુલોચનાએ કરી બતાવ્યો, સ્ત્રીયો પણ ધારે તો સેવામા અનુકૂળતા કરી આપી શકે છે, એ ત્હેણે બતાવ્યું. જો કે મંજુલે તડકો છાયો જોયો પરંતુ જો આફત વખતે બાલા વિગેરેની સોબત અને રતનરામ જેવો શાંત પતિ નહોત તો મંજુલનુ ગગજ તો બીલકુલ ઠેકાણે ન રહેત. સુશીલા તથા મંજુલ માટે તેઓના પતિઓને કાળજી રાખવી પડતી. પણ આનંદલાલની દરેક પ્રકારની કાળજી સુલોચના રાખતી ત્યારે કદાચ સવાલ ઉઠે કે સરસ્વતીને ઉત્તમ કહી અને સુલોચના ઉત્તમ કેમ નહીં ? સુલોચના દરેક રીતે ઉત્તમ હોવા છતાં ત્હેના હૃદયમાં ત્હેના પતિને માટે ફક્ત એક ઘટિકાને સારૂ પણ સ્હેમે સ્થાન મેળવ્યું; અને એથીજ તે ઉત્તમ પાત્રની ગણનામાં આવતાં રહી ગઇ પરંતુ મધ્યમ પાત્ર તરીકે સુલોચનાજ વધારે યોગ્ય છે. વળી લલિતા પણ પાછળથી સરસ્વતીના સુસહવાસના પરિણામ તરીકે સુધરે છે જોકે ત્હેનુ પ્રથમનું વર્તન તથા ભાવનાઓ વિગેરે ત્હેના નિકટના વાતાવરણ અને સંજોગોને લઇને બંધાયલાં હતાં. પણ ત્હેનું હૃદય સારગ્રાહી હતું. ત્હેને સરસ્વતી જેવું શાંત પ્રેરનાર કોઇ જોયતું હતું. છતાં ત્હેને સુલોચના જેવી તો નજ કહી શકાય. તેમ મધ્યમ પાત્રોમાં અગ્રસ્થાને તો નજ મુકાય. હવે મધ્યમ પુરૂષ પાત્રો જોઇએ. રસિકભાઈ ડાહીમાનો ડાહ્યો દીકરો છે. પોતાની ફરજને અદા કરવામાં બીલકુલ પાછી પાની કરતો નથી ત્હેની સ્થિતિ

ઠીક છે અને તે કરે તેમાં વિશેષ નથી. નબળી સ્થિતિમાં વ્યવહાર સંભાળવો કઠીન પડે છે. પરંતુ સુલોચનાએ પોતાની નબળી સ્થિતિ હોવા છતાં વ્યવહાર નિપુણતાથી શોભાવ્યો છે. અને તેથીજ તે વિશેષ ધન્યવાદને પાત્ર છે. ત્હેણે પ્રથમથીજ જીવનનાં સૂત્રો તૈયાર કરી તેજ પદ્ધતિયે જીવન વ્હેણુ વ્હેવડાવ્યું. તેવીજ રીતે રતનરામે પોતાની પ્રથમ અવસ્થામાં નક્કી કરેલી જીવનની કેટલીક ઉચ્ચ ભાવનાઓ જીવનની બીજી પળે પૈસાનો વંટોળીયો આવતાં ક્યાંય ઉડી ગઇ! મનનું સમતોલપણું અને સ્થિરતા ન રહી શક્યાં, અને નિશ્ચિત કરેલા માર્ગથી ઘણા દૂર દૂરના પ્રદેશમાં દંપતી ઉતરી ગયાં! સુલોચનાના પૂર્વ સંસ્કારી હૃદયે મુગ્ધાવસ્થામાંથી પોતાનો યોગ્ય માર્ગ નક્કી કરી સ્વીકાર્યો; વડીલોની ના મરજી હોવા છતાં, દ્રષ્ટિ સમીપ અનેક લાલચો હોવા છતાં, તે દ્રઢ નિશ્ચયથી સ્વીકાર્યે યોગ્ય માર્ગને તજ્યો નહીં તેમજ આનન્દલાલ કાંઇ સુલોચનાથી ઉતરે તેમ નથી. તેણે સર્વ સ્વાર્થનો ભોગ આપી સ્વીકારેલો સેવા માર્ગ ઘણો સ્તુત્ય છે. પરંતુ કેટલીક વખતે તે પોતાના માર્ગના તાનમા વ્યવહાર ફરજો વીસરી જાય છે, ને તે વખતે સુલોચના જેવી સંતોષી તથા ઘરરખુ સ્ત્રીને લીધેજ તે ટકી શકે છે. આનન્દલાલ પુરૂષ હોઇ વિશાળ સમાજમાં ફરવા હરવાથી. ઘણાં મનુષ્યોના સંસર્ગમાં આવવાથી, તેમજ વાંચન વિગેરેના અભ્યાસથી ત્હેની બુદ્ધિ કેળવાય અને તે સાધનો દ્વારા તે સંસ્કારો બને; પણ સ્ત્રીઓને તેવી કશી છૂટ, સગવડ કે સાધન હોતાં નથી, છતાં સુલોચનાના હૃદયે જે ઉત્તમતા વર્તમાનમાં મુકી બતાવી તેથી ત્હેને માન ઉત્પન્ન થયા વિના રહી શકતું નથી. વળી **પરાપૂર્વથી આપણી સમાજમાં સ્ત્રીઓને માથે વિશેષ જવાબદારીઓ રહેલી છે.** અને તેથી ત્હેમની ન્હાની ભૂલ પણ ઝટ બ્હાર આવી નિંદાને પાત્ર બને છે. જેટલી જોખમદારી વિશેષ, તેટલી હોંશીયારી પણ વિશેષજ હોવી જોઇએ. સમાજનું મૂળ બંધારણ અને ત્હેનો પાયો સ્ત્રીની કર્તવ્યશીલતા ઉપરજ રહેલો છે, હવે જેટલો મ્હોટો આધાર સ્ત્રીઓની હોંશીયારી પર રહેલો છે, તેટલીજ વધારે ત્હેની પ્રશંસા પણ થવીજ જોઇએ. ઉપરના સિદ્ધાન્તાનુસાર અહિં હું આનન્દલાલ કરતાં સુલોચનાને પ્રથમ પદ આપુ છું. મધ્યમ પાત્રોમાં સુલોચના ઉત્તમ છે.

**૩. અધમ પાત્રો.**

તારા, રત્નાવલી, ધનકોરમાશી, ભગવાનલાલ, શશિશંકર,

ઉપર લખેલાં પાત્રો અધમ છે. તેઓ આચાર અને વિચાર બધામાં અધમજ છે. ત્હેમને વિશેષ વિવેચનથી પુરવાર કરવાં પડે તેમ નથી. તારા સઘળી દુષ્ટતાનું શિરોબિન્દુ છે; તેઓનાં ચારિત્રોનું વર્ણન કરતાં પણ કંપારી છૂટે છે. એઓને માટે તો આટલુંજ બસ છે. પ્રભુ એવાંઓનો પણ બેલી બનો.

---

**૪.**

લેખક:—બ્હેન સૌ. સુરબાળા.

**ઉત્તમ પાત્રો:**

૧ સરસ્વતી–૨ મહાદેવી ૩ નિર્મળબાળા. આ રીતે ત્રણ છે. પણ મને તો બધાંમાં સરસ્વતીનું જીવન ઉત્તમ લાગે છે.

**સરસ્વતી:**

સૃષ્ટિરૂપી વાડીમાંનાં મનુષ્ય રૂપી પુષ્પોમાં કમળ સમાન સરસ્વતીની નિર્દોષ, નિર્મળ તથા ઉજ્વળ જીંદગીને કયો મનુષ્ય આદર્શ રૂપ નહિ માને? ગ્રંથકાર્એ પોતેજ એ સતી

સ્ત્રીને ઉત્તમ પદવી આપી છે, તો બીજાં મનુષ્યનાં હૃદયમાં તેનું ઉત્તમ, પવિત્ર જીવન કેમ પ્રશંસા પાત્ર નહિ નીવડે ?

"“યોગિની” ની બીજી આવૃતિના પ્રકરણ ૧૨ માંના બીજા પૃષ્ઠમાં આ પાત્રની ઉત્તમતા લેખકે સ્પષ્ટ રીતે જણાવી છે.

મિસ ઠાકુરનું જીવન પણ વખાણવા લાયક છે; પરંતુ સરસ્વતીએ તો ગૃહસંસારની મુશ્કેલીઓમાં રહીને પોતાનું આદર્શ જીવન દોરેલું છે. અને ત્હેને લીધે ત્હેના જીવનની સુન્દરતા ઓરજ છે. ત્હેણે પોતાના સુખને નહિ ગણકારીને પોતાના કુટુંબના સુખમાંજ પોતાનું સુખ માનેલું છે. ત્હેના આત્મત્યાગી, પ્રેમભક્ત પતિના શબ્દો પણ એવા છે કે **જીંદગીમાં ખરેખરૂં સુખ મેળવવું હોય તો આપણી આસપાસનાં મનુષ્યોને સુખી કરવાનો પ્રયત્ન કરવો.**” અને તેજ પ્રમાણે સરસ્વતીએ પોતાનું જીવન કુટુંબના સુખની તરફ દોર્યું, એ ત્હેની ઉત્તમતા નહિ તો બીજું શું ?

પિયર પક્ષમાં પણ તે પ્રશંસા પાત્ર નીવડી પુત્રી માબાપની મમતા સ્હેલાઇથી મેળવી શકે છે પણ બ્હેન અને નણંદ તરીકે પોતાના ભાઇ તથા ભાભીની પ્રીતિ મેળવવી–સાચવી રાખવી, એ કાંઇક અંશે અઘરૂં છે. ભાભીનું વાંકું બોલીને માના તથા ભાઇના કાન ભંભેરવા, ઘરમાં–કુટુંબમાં કલેશ કંકાસ કરાવવો, ભાભી ઉપર પોતાનું ઉપરીપણું દેખાડવું, ભાભીના સુખની અદેખાઈ કરવી, એ વિગેરે આચરણ ઘણી જગોએ નણંદોમાં જોવામાં આવે છે, ત્હેનાથી સરસ્વતી તદ્દન નિરાળી હતી. ત્હેના અવસાન પછી પણ તે પોતાના ભાઈ અને ભાભીના હૃદયમાં સ્નેહની દેવી રૂપે રહે છે. ત્હેના મરણ પછીના ગુણીઆના ઉદ્‌ગાર અત્યંત સ્નેહનાજ છે. રસિકભાઈના મનમાં પણ તે પોતાના સારા વર્તનથી એવો ઉંડો સ્નેહ મૂકી જાય છે કે ત્હેના મરણ પછી પણ જ્યારે પ્રબોધચન્દ્ર મુશ્કેલીઓમાં હોય છે ત્યારે ત્હેણે ફરીથી લગ્ન કર્યું હોય છે, તોપણ પોતાની સ્વર્ગસ્થ બ્હેનના વચન ખાતર ત્હેની સાથે મિત્રતા ચાલુ રાખે છે અને ત્હેને મદદ કરે છે. આ બધું ત્હેના પિયર પક્ષમાં ત્હેની ઉત્તમ જીંદગી માટે, ત્હેના સદ્‌ગુણો માટે ત્હેની ઉચ્ચ મનોવૃત્તિઓ માટે ઘણીજ લાગણીની સાખીની આપે છે.

પિયરમાં માબાપની વ્હાલસોઈ, લાડઘેલી, નમ્ર અને સુશીલ સરસ્વતી હિંદુ સંસારના કલેશથી ભરપૂર સાસરામાં પણ કુલવધુ તરીકે પ્રશંસા પાત્ર નીવડી તથા પિયર સમૃદ્ધિવાન હોવા છતાં શ્વસુર પક્ષમાં હિંદુ કુટુંબના દરેક પ્રકારના કલેશ અને કંકાસ તે બનતી શાન્તિથી મૌન રાખીને સહન કરતી.

ભાગીરથી જેવી સાસુ, લલિતા જેવી અજ્ઞાન નણંદ, ગુલાબ જેવી કપટી ને અદેખી દેરાણી, એ સઘળાં નમ્ર અને સુશીલ સરસ્વતીને સતાવવામાં બાકી રાખતાં નથી. ચોરી જેવું આળ ત્હેને માથે નાંખે છે અને છેવટે ત્હેની પવિત્રતા ઉપર પણ વ્હેમ લઈ જવા બાકી રાખતાં નથી.! તે છતાં સરસ્વતી કાંઇજ પણ મનમાં નહિ લાવતાં, ત્હેમના તરફ સ્નેહથી વર્તે છે અને મૃત્યુશૈયા ઉપર પણ તે લલિતાને તથા ગુલાબને સારી શીખામણ આપે છે ને ત્હેમને ક્ષમા આપે છે. ત્હેના અવસાન પછી પણ, ત્હેની અજ્ઞાન નણંદ લલિતાના ઉદ્‌ગાર ત્હેના પ્રત્યે સારા હોય છે. મોટી ભાભીના સદ્‌ગુણોનું ભાન ત્હેની અમર ત્હેના અવસાન પછીજ થાય છે ને તે કહે છે કે “આવા રતન જેવાં સાક્ષાત્ માતાજી અવતાર જેવાં ભાભી ગયાં, ત્યારે મ્હારી–તે એવી શું ખોટ પડી જવાની હતી? એ કાંઇ જવા જેવાં હતાં?” આજ ત્હેના મહાન્ સદ્‌ગુણોની સાખીની છે. ત્હેના દીયર ચંદ્રકાન્ત ઉપર પણ તે સગા ભાઇ જેવો સ્નેહ રાખતી. પિયર પક્ષમાં પુત્રી, બ્હેન અને નણંદ, તરીકે નામના મેળવી, તેથીજ તેણે કુલ વધૂનું સ્થાન ઘણી સહનશીલ તથા ક્ષમા-

શીલ થઈ દીપાવ્યું છે. પત્ની તરીકે ત્હેના જીવનની પવિત્રતા ઓરજ છે. ત્હેનો પતિ પ્રત્યેનો પ્રેમ નિ:સ્વાર્થ તથા વિશુદ્ધ છે. એ પતિપત્નીનો અદ્વૈતમય હતો. ત્હેમણે પૃથ્વીને "સ્વર્ગ" બનાવી દીધું છે

એ પવિત્રબાલા ખરેખરા વિશુદ્ધ પ્રેમનું ભાન કરાવે છે ત્હેના અવસાન પછી પણ ત્હેના પતિના હૃદયમાં તેણે સ્થાન રાખેલું છે એ ત્હેના વિશુદ્ધ અને પવિત્ર પ્રેમની સાબીતી છે.

ટુંકા વખતમાં પણ ત્હેણે સાર્વજનિક બાબતોમાં પોતાનું બનતું કર્યું છે. જોકે તે નાથી કુટુંબના ભારને લઈને સમાજ હિતનાં કામોમાં વધારે આગળ પડતો ભાગ લઈ શકાયો નથી, તે છતાં ત્હેના ઉત્તમ વિચાર, તથા દયાળુ લાગણીઓ તેણે બાલા તથા મહાદેવી પાસે જણાવ્યાં છે: તે ઉપર ત્હેની અનુપમ હૃદય વૃત્તિઓની સાબીતી મળે છે. ત્હેનું આખું જીવન આર્યબાળાઓને ઉત્સાહપ્રેરક તથા બોધદાયક છે. ત્હેનું પ્રેમપૂર્ણ ગૃહજીવન એવું સુન્દર અને દિવ્ય છે કે ત્હેની આગળ ગમે તેવી વિશુદ્ધ કુમારિકાનું જીવન શુષ્ક લાગે છે. ત્હેનું જીવન એક સતીજીવનના દ્રષ્ટાંત રૂપ છે. આવી એક પ્રેમીલી સ્ત્રી પત્ની, ભગિની માતા, સાસુ, નણંદ, ભાભી, તથા સેવિકા,—ગમે તે રૂપે તે વધારે લાંબો વખત જીવી શકી હોત તો પ્રીતિનાં, આનંદનાં, અમૃત ભર્યાં વ્હેણુ જગતમાં રેલાવત, એ નિ:સંશય છે. ત્હેવી સન્નારીઓ આર્ય સંસારને ઉજ્વલ, સુન્દર અને આદર્શ બનાવી, ત્હેને ઉન્નતિને માર્ગે ચઢાવે છે. આર્ય ભૂમિની ખરી દેવીઓ તેજ છે.

**૨. મધ્યમ પાત્ર સુલોચના.**

મધ્યમ પાત્ર તરીકે સુલોચના જ યોગ્ય છે. તેણે પોતાની મેળે ગરીબી સ્વીકારી લીધી છે. પોતાનાં માબાપની મરજી કોઈ પૈસાદાર શેઠના બગડેલા છોકરા સ્વરૂપચંદને પરણાવવાની હતી, છતાં સુલોચના જેને પ્રથમથીજ કેળવણી સારી મળી-હતી તેના પોતાના ભાવી જીવન માટેના વિચાર ઘણા દીર્ઘ દૃષ્ટિવાળા અને ઉત્તમ હતા. "વરની સાથે પરણવાનું છે કે ઘરની સાથે?"—"એવા નાલાયક યુવાનની સાથે લગ્ન કરી જીંદગી બગાડવી, ત્હેના કરતાં ગરીબી સ્વીકારવી, એ વધારે ઉત્તમ છે."—આવા તેના દૃઢ આગ્રહને લઇને આનન્દલાલ જેવા સદ્ગુણ સંપન્ન, પરોપકારી યુવકની સાથે ત્હેનું લગ્ન થયું. નબળી સ્થિતિમાં પોતાનો સંસાર વ્યવહાર સંભાળવો ઘણો કઠિન છે, તે છતાં સુલોચનાએ બહુ કુશળતાથી તે શોભાવ્યો છે, અને સાધારણ સ્થિતિમાં પણ એ પોતાના પતિ સાથે સુખથી, સંતોષથી, પ્રેમથી રહે છે.

દૃષ્ટિ સમીપ અનેક લાલચો છતાં, એણે દૃઢ રહી પોતાનું કર્તવ્ય સારી રીતે બજાવ્યું, તે પણ ત્હેના હૃદયના અને બુદ્ધિના સદ્ગુણોની સાબીતી છે. પુરૂષો કદાચ મોજશોખનો ત્યાગ કરી શકે, પણ સ્ત્રીઓથી તેમ થઇ શકવું મુશ્કેલ છે. પરંતુ સુલોચનાએ તો તે પ્રત્યક્ષ કરી બતાવ્યું છે. "સ્નેહ સંમીલન"માં જવા સારૂ નવાં કપડાંની જરૂર હોવા છતાં, પતિની તબિઅત ખાતર તેણે પોતાના શોખનો ત્યાગ કર્યો. "મ્હારે નવાં કપડાંની જરૂર છે તે કરતાં વધારે જરૂર ત્હમારે વરસમાં એક વાર હવા ફેર અને થોડા દહાડા આરામની છે." આજ ત્હેના પતિ પ્રેમની, ત્હેનો સરળ સ્વભાવની, ત્હેના સ્વાર્થ ત્યાગની સાબીતી છે, કોઇ વખત તે પોતાની ગેરસમજુતીને લઇને પતિ ઉપર વ્હેમ લઇ ગઇ, પરંતુ ત્હેના મંદવાડમાં આનન્દલાલના શાન્ત વર્તનથી તે પોતાના હૃદયથી સરળતા પાછી મેળવે છે અને વિશુદ્ધ પ્રેમની મૂર્તિ બને છે. આનન્દલાલ સદ્ગુણમાં સુલોચનાથી ઉતરે એમ નહોતો. ત્હેનો માર્ગ સ્તુતિપાત્ર અને અનુકરણ લાયક છે. પરંતુ પોતાની સેવામાં વ્યવહારિક ફરજોને તે ભૂલી જતો, એ ત્હેનો પણ દોષજ ગણાય, છતાં સુલોચના

જેવી ડાહી, ઘરરખુ, સંતોષી " ગૃહિણી " ને લઇનેજ તેનો ગૃહવ્યવહાર નભી શકે છે. માટે સુલોચનાને ધન્ય છે કે ગરીબીમાં પોતાના મોજશોખનો ત્યાગ કરી, પતિની પ્રીતિ-પૂર્વક કરવાની સાથે ગૃહસંસાર પણ સારી રીતે ચલાવે છે.

૩. કનિષ્ટ પાત્ર—તારા.

મ્હારા ધારવા પ્રમાણે અધમમાં અધમ પાત્ર તારા છે, ત્હેની નીચતા, અધમતાના આચાર–વિચાર વિષે લખતાં તિરસ્કાર ઉત્પન્ન થાય છે. આવી અધમ સ્ત્રીઓ સંસારને કેટલી બધી નુકશાનકારક છે; એ વિષે વિચાર કરતાં પણ કંપારી છૂટે છે.

રતનરામ જેવા સુશિક્ષિત સજ્જન પુરૂષને સતાવવામાં એ અધમ સ્ત્રીએ બાકી રાખી નથી. ત્હેનો પતિ ભગવાનદાસ પણ ત્હેના જેટલોજ નીચ છે. આવાં પાત્રોનું વર્ણન કરતાં કલમ ચાલતીજ નથી.

તારાને સમજાવવા–સુધારવા રતનરામે ઘણો પ્રયત્ન કર્યો પણ એ નીચ, અધમ સ્ત્રી પોતાના દુરાગ્રહમાં મક્કમ રહી! રતનરામના સારા ભાગ્યે આનન્દલાલનું ત્યાં અચાનક આવવું થયું. નીકર એ સ્ત્રીની અધમતાનું કેવું ખરાબ પરિણામ આવત એ કોણ કહી શકે તેમ છે? પ્રભુ! એવાં અધમ મનુષ્યોપર ઉપર પણ તું દયાળુ થા.

—·o·—

૫.

લેખકઃ—મહીમનગૌરી મનુભાઈ પંડયા.

૧. ઉત્તમપાત્રઃ રતનરામ—

રતનરામને શ્રેષ્ટ ગણવાનું મુખ્ય કારણ તેનામાં પરોપકાર વૃત્તિ હતી. સહનશીલતા ધારણ કરવાનો અને જે સ્થિતિમાં આવી પડયો હોય, તેમાં મહાન્ સંતોષ માનવો, એ તેનામાં મોટો ગુણ હતો. રતનરામનામાં જીંદગીની મુશ્કેલીઓમાં અને દુઃખમાં પણ આનન્દ માનવાની શક્તિ હતી. તે જાતે ગરીબ કુટુંબનો તથા માબાપ વિનાનો હતો છતાં પણ કેળવણીના સુસંસ્કાર તેનામાં પડયા હતા. જે વખતે રેલ્વે ગાડીનો અકસ્માત્ થયો થયો, તે વખતે એણે જે ડોસાને બચાવ્યા હતા, તે વખતે એ જાણતો નહોતો. કે જેને એણે બચાવ્યા હતા તે એક લક્ષાધિપતિ માણસ છે. રતનરામ પણ આ એક ગરીબ માણસ છે, એમજ જાણીને નિઃસ્વાર્થપણે મહેનત ઉઠાવીને તેમને ઉચકી લઇ ગયો હતો, અને ગમે તે પ્રકારે તે ઘરડા માણસની બરદાસ ચાકરી, એક સગું પણ નહિં કરે, તે પ્રકારે કરી હતી એજ વખતે બીજા કોઇ સાધારણ માણસ હોય અને એ સ્થિતિમાં મુકાયા હોય તો તેઓ આ પ્રમાણે અડચણ વેઠીને નિઃસ્વાર્થ પરોપકાર માટે મહેનત ઉઠાવત નહિં. રતનરામના ઉપર ચડતી આવી અને પડતી પણ આવી, છતાં પણ શાન્તિથી અને નમ્રતાથી તે સઘળું સહન કરતો હતો. અંતરમાં દુઃખ થતું હતું છતાં પણ હસતો ચહેરો રાખતો. આંખોમાં પ્રેમ હતો અને વર્તન ઉદાર હતું. રતનરામ પત્ની તરફ પ્રેમનીષ્ટ હતો. ગરીબાઇમાંથી શ્રીમન્ત થયો, અને શ્રીમન્તમાંથી ગરીબ થયો; છતાં પણ તે સંતોષીજ હતો. જીંદગીના સારા નઠારા પ્રસંગોમાં ડગ્યો નહિં, અને સત્યનેજ વળગી રહ્યો. આખરે સત્યનો જય થયો. તે પાછો કરોડાધિપતિ થયો અને પૈસાનો પણ સદ્ઉપયોગજ થયો હતો. રતનરામનામાં જે શ્રેષ્ટતા હતી તે તેની તેના મનની મોટાઇ તથા ઉંચા પ્રકારની કેળવણીનો જ પ્રતાપ હતો, એમ કહીશું તો તે ખોટું નહીંજ ગણાય.

૨. મધ્યમપાત્રઃ ધનલક્ષ્મી.

ધનલક્ષ્મીને મધ્યમ પાત્ર ગણવાનું કારણ એ છે કે—જે ગુણ સાધારણ રીતે મનુષ્યોમાં જોઇએ તે એનામાં હતા. ધનલક્ષ્મીનામાં દુર્ગણ તો હતા જ નહીં, પણ સંસારિક કાર્યો

સરળતાથી ચલાવી શકે, કુટુંબી જનોને સંતોષ આપી શકે, તથા પોતાનાં બાળકો સુશિક્ષિત અને સુસંસ્કારી બને એવી જાતની કેળવણી આપી શકે, એવા જોઇએ તેટલાજ સદ્ગુણો તેનામાં હતાં. સાધારણ રીતે આવા ગુણ ઘણાં મનુષ્યોમાં હોતા નથી. છતાં સામાન્ય રીતે માણસો જો કે બીજાનું કંઇ સારૂં કરી શકતા નથી, તોપણ બીજાનું બગાડતા પણ નથી. અને તેનું કારણ એ છે કે મોટા દુર્ગુણો પણ તેઓમાં નથી, ધનલક્ષ્મીને સાધારણ રીતે સારૂં પાત્ર ગણવાનું મુખ્ય કારણ એ છે કે તેમણે પોતાના પુત્રને ઉંચી જાતની કેળવણી આપી હતી. એવી માતા તરફથી ઉંચી કેળવણી, મળવાને લીધેજ સરસ્વતીએ પોતાનું જીવન સદ્ગુણ સુવાસથી ભરપૂર બનાવી દીધું હતું. એજ માતાના પ્રતાપથી સરસ્વતી સહનશીલ, ધૈર્યવાળી અને સૌની સેવા કરવી અને દરેક વ્યક્તિ તરફ પ્રેમથી જોવું એવી ધારણા સદ્વિચાર પ્રાપ્ત કરી શકી હતી. ધનલક્ષ્મી હંમેશાં વહુ દીકરીમાં સમાન ભાવ રાખતાં હતાં. વહુનામાં દુર્ગુણો હતા, છતાં પણ તેના પર પ્રેમ રાખી, કોઇપણ વાતમાં સાધારણ સામુની પેઠે તોડી પાડી હલકી પાડતાં નહિં. પણ તેથી ઉલટું તેનો ગુન્હો થયો હોય તો શીખામણના રૂપમાં સમજાવી, દરેક રીતે શાંત પાડી, તેનામાં સદ્ગુણોને દાખલ કરતાં હતાં પુત્રના ઉપર પણ પ્રેમ દ્રષ્ટિથી જોતાં અને તેને પણ ઉંચા પ્રકારના સદ્ગુણોથી વિભૂષિત કીધો હતો. સંસારિક ભાવનાઓથી જોઇએ તો આવા મધ્યમ પ્રકારના ગુણવાળાં મનુષ્યો ઘણાં થોડાં નજરે પડે છે. શ્રેષ્ટ મનુષ્ય તો કોઇકજ હોય છે, પરંતુ મધ્યમ પ્રકારનાં પણ ઘણાં થોડાં હોય છે. અને તેથીજ ધનલક્ષ્મી જેવાં પાત્રો બહુ પ્રસંશાને યોગ્ય છે.

### ૩. કનિષ્ટ પાત્રઃ ધનકોર ડોશી.

ધનકોરને કનિષ્ટ પાત્ર ગણવાનું કારણ એ છે કે તેનામાં કોઇપણ જાતનો સારો ગુણ હોય એવું દેખાતુંજ નહિં. ધનકોરનામાં સદ્ગુણો ગણીએ કે દુર્ગુણો ગણીએ, જે ગણીએ તે નીચે પ્રમાણે હતાં ડોશીમા કુટુંબમાં વડીલપણાનું મમત્વ રાખી તેમનાં ઘરતી ભાંજગડો કરતાં અને જ્ઞાતિમા-પાડોશીઓમા જ્યાં જાય ત્યાં કલહ અને કંકાસના બી વાવતાં હતાં. એટલાં કાર્યથી એમને સંતોષ વળતો નહીં, તેથી તેઓ સાચાં જુઠાં કરી અનેક કુટુંબમાં કલહરૂપી અગ્નિ પ્રકટાવતાં હતાં. રોવા કુટવામાં સરદારી ભોગવવી, સારાં નઠારા મનુષ્યોની પરીક્ષા કર્યા વિના તેઓની, ન કહી શકાય એવી વાતો કરવી, તથા દરેક મનુષ્યની નિંદા કુથલી કરવી એ તેમનું આખા દીવસનું અને બારે માસનું કામ હતું ધનકોરનામાં કેળવણીને અભાવે અજ્ઞાનતા. અંધ શ્રદ્ધા, વહેમ, સ્વાર્થી હૃદય ઇત્યાદિ અનેક દુર્ગુણોને લીધે, ઘણી કુમળી બાળાઓનાં મન ઉપર તેઓ નઠારાં સંસ્કાર પાડતાં હતાં એમના સહવાસમાં જે કોઇ નાનું મોટું આવતું તેને તેઓ દુર્ગુણજ શીખવતાં ! પોતાનાં કૃત્યોનું શું પરિણામ આવશે તેનો વિચાર કદી કરતાંજ નહીં. તેઓના આ સ્વભાવથી અને સાચી જુઠી વાણીથી તેઓને હાથે ઘણાં ઘર ભાગ્યાં હતાં અને તેઓનાં દુષ્ટ કર્મોથી ઘણાંના ઘરમાં કલહ રૂપી અગ્નિ સળગી પણ ઉઠતો હતો ! એક માણસ દારૂડીયો હોય અથવા તેની રીતભાત નઠારી હોય, તો તેની જાતને અથવા કુટુંબનેજ ભારે હોય છે, પણ આવાં જડ તથા અજ્ઞાન મનુષ્યો દેખીતી રીતે ઘણાંને ન વર્ણવી શકાય એવા નુકસાનોમાં ઉતારે છે. કેળવણીને અભાવેજ આ સ્થિતિ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી સીદ્ધ થાય છે કે જેમ બને તેમ દરેક મનુષ્યોમાં કેળવણીનો બહોળો ફેલાવો કરવાની જરૂર છે. સુસંસ્કારી કેળવણીથીજ શ્રેષ્ટતા ઉત્તમતા આવે છે.

—:o:—

# સુન્દરી સુબોધ.

(સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનરામના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, પોતાના પ્રમાણમાં કુટુંબબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતન્ત્રતાથી કુટુંબની મુખ્ય ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુંબનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને. કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે, સાધ્વી પત્ની થઇ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભાગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં બાન્ધુના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમયાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે-એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે")

પુ. ૧૬ મું. ] મે-જુન, ૧૯૧૯. [ અંક ૫-૬.

## उदय चिन्तन.

### સ્વદેશી વ્રત.

પ્રયોજકઃ—મહાત્મા શ્રી મોહનદાસ ગાંધીજી.

"**શુદ્ધ સ્વદેશી વ્રતઃ**—ઇશ્વરને હરસ્થાન જાણીને હું પ્રતિજ્ઞા લઉં છું કે આજથી હિંદુસ્તાનમાં એવા કપડાંનો ઉપયોગ નહિ કરૂં કે જે હિંદુસ્તાનમાં કપાસ કે રેશમ કે ઉનમાંથી હિંદુસ્તાનમાં કંતાયેલાં અને વણાયેલાં નહિ હોય.

આ વ્રત હું આખી જીંદગીને (વરસને) સારૂ લઉં છું.

**મિશ્ર સ્વદેશી વ્રતઃ**—ઇશ્વરને હરસ્થાન જાણીને હું પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી હિંદુસ્તાનમાં એવાં કપડાંનો ઉપયોગ નહિ કરૂં કે જે હિંદુસ્તાનમાં વણાયેલાં નહિ હોય.

(સુતર, ઉન કે રેશમ પરદેશી હોય અને પરદેશમાં કંતાયેલાં હોય તેની આ વ્રતમાં બાધા નથી.)

**સામાન્ય સ્વદેશી વ્રતઃ**—ઇશ્વરને હરસ્થાન જાણીને પ્રતિજ્ઞા લઉં છું કે હવે પછીથી હું મારા વપરાશને સારૂ દેશી કે પરદેશી રૂ, ઉન કે રેશમમાંથી દેશમાં કે પરદેશમાં કંતાએલા ધાગામાંથી પણ દેશમાંજ વણાયલું કાપડ ખરીદીશ; પારકાના કે હવે પછી ભેટમાં મળનારા પરદેશી કાપડનો ઉપયોગ હું નહિ કરૂં.

[**સ્વદેશી સભા**—જેઓએ આ ત્રણમાંના કોઇએક સ્વદેશી વ્રત ઉપર સહી કરી હોય અથવા સ્વદેશી વ્રત લેવું હોય તેઓએ "સ્વદેશી સભામાં, કૃષ્ણ બીલ્ડીંગ, માધવબાગ સામે, મુંબાઇ" માં એ સરનામે મળવું અથવા લખવું.]

## સ્વદેશી હીલચાલ.

તા૦ ૨૯ મી જુનને રવિવારે સાંજે પ્રેમાભાઇ હોલમાં અમદાવાદની "સ્વદેશી સભા" તરફથી શહેરીઓની જાહેર સભામાં સ્વદેશી સભાના પ્રમુખ મહાત્મા ગાંધીજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

**સ્વદેશી હિલચાલ નવી નથી**—લોર્ડ કર્ઝનના અમલમાં જ્યારે બંગાળાના ભાગલા પડયા તે અરસામાં સ્વદેશીની હિલચાલ મોટા પાયાપર થઇ હતી પણ ઘણે સ્થળે જણાવી ગયો છું તેમ તેમાં કેટલીક ખામીઓ રહી ગઇ હતી. કોઈ પણ નવી ચળવળમાં ખામીઓ હોવાનો સંભવ છે રહી ગએલી ખામીઓ ઉપર ટીકા કરવાનો હેતુ નથી. પરંતુ તેના દોષો ન રહે તે માટે વિચાર કરીએ છીએ. તે વખતની ચળવળમાં દોષો હતા તેમ જુસ્સો પણ જબ્બર હતો તથા ગુણો પણ હતા.

**દોષ નિરીક્ષણનું કારણ**—આપણે જો કામ સંગીન અને સુંદર કરવું હોય તો અથવા જે સારૂં શિક્ષણ શીખવા ઇચ્છતા હોય તો તેઓએ અનુભવાયલી ખામીઓનું નિરીક્ષણ કરવુંજ અને તપાસ કરી તેની ખામીઓ હોય તેને ગાળી કહાડી શુદ્ધ ઇતિહાસ તૈયાર કરે છે.

**દોષ કયો?**—જ્યારે આગળની હિલચાલમાં મને જે દોષ જણાયો છે તે એ કે સ્વદેશી હિલચાલને એકદમ મોટા પાયા ઉપર ચલાવવામાં આવી હતી. એ તો ખુલ્લું છે કે સઘળી વસ્તુઓ એકી વેળાએ સ્વદેશી મળતી થઇ જાય નહિ. વ્રત તો તેનેજ કહેવાય કે સત્ય પ્રમાણમાં તેને પાળી શકાય. આ વાત કાટખુણાના દૃષ્ટાંતથી બરાબર સમજી શકાશે. એક વખતે અને એક સરખી રીતે બધી જરૂરીઆતો પૂરી પડે તેવાં સઘળાં સ્વદેશી સાધનો મળી આવે નહિ અને તેવી રીતનું સ્વદેશી વ્રત લઇએ તો પરિણામ અધુરૂંજ આવે. પણ જો એવી રીતનો ધાર્મિક જુસ્સો આવ્યો હોય કે સંપૂર્ણ સ્વદેશી વ્રતની પ્રતિજ્ઞા લઇને, જે વસ્તુ મને સ્વદેશી નહિ મળે તેના વિના ચલાવી લઇશ—તો તેની મઝમતા ભવિષ્યમાં ધાર્યું પરિણામ મેળવી આપે.

**અખતરાનો વિચાર**—૧૯૦૮ ની સાલથી મને એમ લાગ્યું છે કે તેને માટેનો પ્રયોગ પ્રથમ કાપડની શરૂઆતથી થઈ શકશે. એક સમય એવો હતો કે હિંદુસ્તાન બધા દેશોને માથે ચઢિયાતો હતો તે વખતે હિંદમાં કયા પ્રકારની વ્યવસ્થા હતી તેનો ચોક્કસ વિચાર કરીએ તો અખતરાને અન્તે લક્ષ્યને ફત્તેહમંદ કરવાના રસ્તા ખુલ્લા થાય.

**ખેડુતો અને વણકરો**—હિંદની પ્રજા મોટે ભાગે બે ભાગમાં વહેંચાયલી હતી. કેટલાક ખેતી કરતા, કેટલાક વણકરનો ધંધો કરતા. એથી આગળ વધીને એમ પણ કહીશ કે ખેતીનો ધંધો કરનારી પ્રજા પણ તેમાંથી પરવાર્યા પછી વણાટકામમાં ગુંથાયલી રહેતી હતી. આ વાત ખેડુતોને સંબોધીને કહું છું. શાથી કે ધંધાની ખીલવણીનો આધાર તેમના પર છે. ડૉ૦ હેરોલ્ડ મેનથી તમે અજાણ્યા નહિ હો. પુણાની આસપાસના ગામોનો તેમણે અભ્યાસ કરી બે ચોપડીઓ બહાર પાડી છે. તેમણે અનુભવપૂર્વક એમ સાબીત કરી આપ્યું છે કે આષાઢથી માર્ગશિર્ષ મહિના પછીના ૭ મહિના ખેડુતપ્રજા નવરાશના વખત તરીકે ગણાતી હોય છે. તે દરમ્યાન વખતમાં ખેડુત પોતે પણ વણાટ કામને હાથમાં લઈ શકે.

વણકરનો ધંધો પડી ભાગવાથી ૮૦ ટકા પ્રજા સાવ નિરૂધમી થાય છે અને તેમનું આળસ વધ્યે જાય છે પણ પ્રજાજ કેવળ આળસથી પડી રહે છે એમ નથી. તેમને તેવા ધંધાની તક આપવામાં નથી આવતી. એમ કહેવામાં આવે કે ખેડુત વર્ગપર પ્રથમ કરતાં વિધોટી બહુ ચઢી ગઇ છે. તો તે વાતનો હું સ્વીકાર કરીશ, પણ તેથી કાંઈ નિરૂઘમી કદી પડી રહેવું ઘટતું નથી.

**પરદેશી** કાપડની આયાત—૧૯૧૭-૧૮ ની સાલમાં પરદેશથી સાઠ કરોડ રૂપિયાનું હિન્દમા કાપડ આયાત થયું હતું! પૂર્ણ જાહોજલાલી ભોગવતો જે દેશ પરદેશ ખાતે મોટા જથ્થામા માલ મોકલાવતો હતો તેની આ દશા છે! સાઠ કરોડનો માલ તો ૧૯૧૭-૧૮ માં આવ્યો પણ લડાઇ ન ચાલતી હોત ને સ્ટીમરોને વ્યવહાર ચાલુ હોય તો સાઠ કરોડની સખ્યામાં કેવડો મોટો વધારો થયો હોત તે વિચારવું જોઇએ.

ગરીબ પ્રજા—અત્યારે એક અંગરખું, બંડી, માથાનું ઢાંકણુ ને ધોતિયુ કે ચોયણી જેટલી જરૂર પુરતી જોગવાઈથી પણ વિમુખ રહે છે અને ત્રણ કે ચાર ચીંગ્ને ઠેકાણે એકાદ વસ્ત્રથી નિભાવી લે છે. એવા એક જણને મેં કારણ પૂછ્યુ ત્યારે તેણે કહ્યું કે "પાંચ-સાત રૂપિયા ખર્ચવાના ક્યાંથી લાવવા?" આ વિદેશી કાપડ વસવાટનું પરિણામ છે!

સંસ્થાનો ઉદ્દેશ—નાશ થએલા ધધાને ફરી ઉત્પન્ન કરવો તે આ સસ્થાનો ઉદ્દેશ છે, ઉદ્દેશના અખતરા તરીકે કાપડની હિલચાલથી શરૂઆત કરવામાં આવે છે અને કાપડથીજ શરૂઆતની ચળવળ ચલાવી શકાય. ત્યાર પછી એક વસ્તુ એ મૂકવામાં આવી કે પ્રજાએ વ્રત લેવું. અનુકૂળતા માટે વ્રતના ત્રણ પ્રકાર પાડયા છે (૧) શુદ્ધ (૨) મિશ્ર (૩) અને નવેસરથી કાપડ ખરીદાય તે સ્વદેશીજ ખરીદવું તેવો પ્રકાર. ખરી રીતે તો વ્રત લીધા પછી વિદેશી કાપડને વર્જ્ય કરવું જોઇએ. પણ રમીબાઇ કામદારે શંકા ઉઠાવી કે કિમ્મતી સાડીઓ ને એવાંજ બીજાં વસ્ત્રોને ફેંકી દેવામાં બહુ ખોટ ખમવી પડે, માટે જે હોય તેનો ઉપયોગ કરી લીધા પછી નવું કાપડ સ્વદેશીજ ખરીદવું ઠીક થઈ પડશે. આ કારણથી ત્રીજો પ્રકાર રાખવામાં આવ્યો છે. વ્રત લીધા પછી તે ન પળાય તો જેવી નામોશી પહેલાં લાગી હતી તેવીજ લાગે.

પ્રકારોનું કારણ—'સ્વદેશી' ન મળે તો લંગોટીથી નિભાવી લેવું એટલે દરજ્જે હિન્દી પ્રજા મક્કમ નિર્ણય પર આવે તે વેળાએ તો હિન્દી દેશ બહુ ઉચ્ચ કક્ષાએ ચઢી ગયેલો હશે! અત્યારથી તેટલી બધી આશા તો હું નથી રાખી શકતો. આ કારણથી પ્રકાર કરવા પડયા છે.

મિત્રો અને ટીકાકારો—શરૂઆત થએલી જાણીને જે મિત્રો હોય તે દિલસોજી બતાવે કે, અભિનન્દન આપે તેથી તો આપણને માત્ર સંતોષ કે આનંદજ થવાનો. પણ તમારે જો તમારી શરૂઆતવાળી પ્રવૃત્તિમાંથી કાંઇક શીખવુ હોય તો તમારે ટીકાકાર પાસે જવું જોઇએ અને તેને સાંભળવો જોઇએ. ખામી એજ શોધી આપશે કે જે ખામીઓને આપણે દૂર કરવા તૈયાર થઇ શકીશુ અને આપણો અખતરો, એ રીતે ખામી વગરનો બનાવી શકીશું. "સ્વદેશી વ્રત" લીધાથી આપણને બળ મળશે અને બળ મળવાથી ઉદ્યોગ ખીલવી શકાશે. માત્ર દશ લાખ સ્ત્રીઓ એકેક કલાક આ કામ પાછળ ગાળે, તો પણ દેશને કેટલો મ્હોટો લાભ થાય?

# वार्तालहरी.

## વન્ધ્યા

### કેવળ સંતાનને માટે અનેકપત્ની કરનારા તથા કરવા ઇચ્છનારાને આ ઉપરથી ધડો લેવા માટે અર્પણ !

( સરસ્વતી માસિકમાંથી અનુવાદ )

લેખક બ્હેન સૌ. કૌશિક બ્હેન.

( ૧ )

"નહિ, નહિ, હવે તુ મને સુખી કરવા ચાહતો હઉ તો તારે એમ અવશ્ય કરવુ પડશે "

( ચકિત થઇને ) "હે ! એવુ તમે કેમ કહો છો ? શુ તમારૂં સુખ એમાજ છે ?

"હા, મારૂ સુખ એમાજ છે."

પંડિત રામેશ્વરપ્રસાદ શુકલ પચ્ચીસ છવીસ વર્ષના સુન્દર યુવક છે, ભણવા લખ વામા સારા છે, અને સાહિત્ય સેવામા પણ એમનુ મન સારૂ છે પોતાના પરિવારમા પોતાની વિધવા માતા, પોતાની સ્ત્રી તથા એક નાનો ભાઇ છે

માતાનું "હા, મારૂં સુખ એમાજ છે" એવુ કહેવુ સાભળીને શુકલજીના મુખપર અપ્રસન્નતા થઈ ગઇ, પરન્તુ એ ભાવ મૃદુ હાસ્ય નીચે દબાવીને બોલ્યા–"ના, બા, તમે એ વિચાર ન કરશો એવી નિર્મૂલ્ય વાતમાં શુ સુખ છે ?"

માતા—( મો મચકોડીને ) "નિર્મૂલ્ય વાત ? એને તું નિર્મૂલ્ય વાત કહે છે ? જેમા મારૂં સુખ તથા તારા બાપનું નામ ચાલતું રહે છે તેને તું નિર્મૂલ્ય વાત કહે છે ?"

રામેશ્વર—( દયાથી હસીને ) "બા, શુ મનુષ્યનું નામ કેવળ એમાજ છે ? કયા ગયુ ત્યનું નામ સસારમા રહ્યુ છે ?"

માતા—"શુ છે ? જો તું મને સુખી કરવા ચાહતો હઉ તો તારે એમ કરવુંજ પડશે"

રામેશ્વર—"કરવુ જ પડશે ?"

માતા—'હા, કરવુ જ પડશે "

રામેશ્વર—"જો હું ન કરૂં તો ?"

માતા—"તો હું સમજીશ કે તું મારી કૂખમાં ઉત્પન્ન થયેલો મારો પુત્ર નથી"

રામેશ્વર—"પરન્તુ તમારી એની તરફ કેવી વૃત્તિ છે?"

માતા—"કોની તરફ?"

રામેશ્વર—"આ છે તે (વહુ)ની તરફ."

માતા—'મારી એના તરફ વૃત્તિ છે ને તે રહેશે. પરન્તુ એ વૃત્તિથી મારા આ વિચાર નથી હઠી શકતા"

રામેશ્વર—"બા, જો હું બીજી વહુ કરૂં તો આ સ્ત્રીનો શો અધિકાર રહેશે? શું હું આ તેના અધિકાર પર ધૂળ મેળવી દઉં? જરાક જુઓ, વિચાર કરો, ન્યાય કરો"

માતા—"હું બધુ જોઇ ચુકી છું. તારે મને કહેવું નહિ પડે! મારી આજ્ઞા છે, તેજ ન્યાય છે. તને મારે હવે ફરી કહેવું ન પડે"

રામેશ્વર—(ક્રોધિત થઇને) 'તો હું કહું છું કે હું તે નહિ કરૂં"

(૨)

રામેશ્વરપ્રસાદ પોતાની ઓરડીમાં બેઠીને આકાશ પાતાલ જોઇ રહ્યા હતા. કદી કદી પોતાની માતાની આજ્ઞાના વિચારમાં પડી જતા, કદી પોતાની સરલ સહૃદયા પત્નીના વિચાર કરતા હતા. "માતાની આજ્ઞા પાળું, કેમકે તેમને વૃદ્ધાવસ્થામાં દુઃખ દઇયે તો પાપ લાગે" ત્યાં એક ખેદમય મૂર્તિ પોતાની આંખો આગળ આવી કરૂણ દૃષ્ટિ કરીને કહેતી કે "એક પાપમાંથી મુક્ત થાઓ અને બીજું મહા પાપ સામુંજ છે"; એવું દેખીને રામેશ્વરપ્રસાદ થરથરી જઇને ઉંચા સ્વરથી કહેવા લાગ્યા કે "નહિ, નહિ, વિમલા, તારા જીવતાં એ અન્યાય નહિ કરૂં, એ ઘોર પાપ કદાપિ નહિ કરૂં"

રામેશ્વરપ્રસાદ એવા વિચારમાં બેઠા હતા તેવામાં ઓરડીનું દ્વાર ધીમે ધીમે ઉઘડ્યું અને તે મૂર્તિ અંદર આવી.

"અહા! કેવું મનોહર સૌન્દર્ય! કેવો સરલ વેષ! આ મૂર્તિ દેખીને રામેશ્વરપ્રસાદના હૃદયપર જબરી છાપ પડી "અહા! આ સુન્દર પુષ્પ છે જો, હજી તો પૂર્ણ ખીલ્યું પણ નથી, ત્યાં હું મસળીને ફેંકી દઉં? નહિ, નહિ, એવું કોણ પાષાણ હૃદયનું હોય કે આવું કરે?"

વિમલા પતિની પાસે આવી મૃદુહાસ્ય કરતી બોલી, "આજ તો ખુબ ધ્યાનમાં બેઠા છો ને?"

એક ઉંડો નિશ્વાસ નાખીને રામેશ્વરપ્રસાદ બોલ્યા—"ધ્યાન? કશું, વિમલા, કશું પૂછીશ નહિ"

—રઃ દુ બીજી

પતિને એવે પ્રકારે ચિન્તાતુર વાત કરતા જોઇને વિમલાના મુ
રશું, ને તે દિલગીરીથી બ્હીકણ સ્વરે બોલી—'શું? એવું શ

રામેશ્વર—"દુઃખ તો મારા ભાગ્યમાં લખ્યું છે"

વિમલા—(અધિક દુઃખી થઇને) "તે વાત શી છે? મને કહોને."

રામેશ્વર—"તમારૂં કોમલ હૃદય એ વાત સાંભળીને સ્થિર રહી શકશે?"

વિમલા—"જ્યાં સુધી તમે મારી સામે છો ત્યાં સુધી નઠારામાં નઠારી વાતથી પણ મારૂં હૃદય સ્થિર રહી શકશે."

એ વાત રામેશ્વરપ્રસાદના હૃદયમાં બાણ જેવી લાગી.

રામેશ્વર—"તમારો આ પ્રેમ વિમલા, તમારો આ પ્રેમ પહેલાં તો મને અમૃત જેવો અનુકૂલ હતો પણ—"

વિમલા (ચકિત થઇને)—"હેં! એ શું કહ્યું? મારો પ્રેમ પહેલાં અમૃત જેવો અનુકૂલ હતો, પણ હવે આગળની વાત સ્પષ્ટ છે કે તે હવે પ્રતિકૂલ છે. (ગભરાઇને) ત્યારે શું, તમે મારામાં કંઈ ઓછું દેખ્યું, જે પ્રેમ બદલાઈ ગયો? બતાવો, નાથ, શીઘ્ર બતાવો, તમે શું ઓછું દેખ્યું? આ શરીરમાં દેખ્યું હોય તો તેનો ત્યાગ કરી દઉં. કદી આંખોમાં દેખ્યું હોય તો આંખો કાઢી નાખું. હૃદયમાં દેખ્યું હોય તો હૃદય કાઢી ચીરી ફેંકી દઉં. બોલો હૃદય દેવતા! બોલો, તમે ક્યાં ઓછું દેખ્યું? હવે, શીઘ્ર બતાવો, નહિ તો હું ગાંડી થઇ જઇશ."

વિમલા બહુજ અધીરી થઇ ગઇ. રામેશ્વરપ્રસાદ એ દેખીને ગભરાઈ જઈ પોતાની અસાવધાનતા માટે પશ્ચાતાપ કરતા બોલ્યા—"નહિ, વિમલા, ઈશ્વર જાણે છે કે મેં તમારામાં કંઈ ઓછું નથી દેખ્યું, પણ હું મારામાંજ ઓછું જોઉં છું."

જરા સ્થિર થઇને વિમલા બોલી—"નહિ, નાથ! મેં તમારામાં કંઇ ઓછું જોયું નથી. તમારા પ્રેમમાં ઓછું વધતું જોવાનું મારૂં કામ છે, તમારૂં નહિ કદી મારા સંબંધમાં જોવા ચાહતા હો તો મારી આંખોમાં જુઓ, મારા હૃદયમાં જુઓ; પરન્તુ એ સહુ કરવાનું કારણ શું?"

રામેશ્વર—"સાચું કહી દઉં?"

વિમલા—"હા, તમારી ઇચ્છા હોય તો કહો."

રામેશ્વર—"ત્યારે તમારૂં કોમલ હૃદય સંભાળો. વાત એ છે કે મારી બા મને બીજી રવાને આગ્રહ કરે છે."

રામેશ્વરપ્રસાદ બહુજ વિસ્મિત થયા, કેમકે એમણે વિમલાને આ વાત સાંભળીને તેનો આઘાત લાગશે એમ ધાર્યું હતું; પણ તેમ નહિ થતાં વિમલા સ્થિર તથા ગંભીર રહી.

વિમલા—"બીજી વહુ કરવાનું કારણ?"

રામેશ્વર—(દુઃખી થઇને) "કેમકે તે કહે છે કે તમે વન્ધ્યા છો, તમારે સન્તાન

માતા—"હા, બેટ

રામેશ્વર—"જો હું ન

સુખ ફિક્કું પડી ગયું; લજ્જા તથા ક્રોધથી તેને ચક્કર

આવી ગયા, પરન્તુ પાસે મેજ હતું તે ઝાલી લેવાથી પડતી બચી ગઇ. ધડકતે હૃદયે છાતી પર હાથ રાખીને બોલી–"બસ ? કેવલ આજ વાતમાં તમે આટલો શોચ કરતા હતા ? દૂર કરો, શોક દૂર કરો. એમાં કશી એવી વાત નથી કે જેથી વૃથા શોક કરવો પડે એ તો મને ખબર છે કે મને સન્તાન થવાનુ અસંભવિત તો નહિ પણ અવશ્ય કઠણ છે. પરન્તુ ઇશ્વર દયામય છે એને દયા કરવી હોય તો કંઇ વાર લાગે છે ? હજી એ દયાદૃષ્ટિ કરે તો કઇ આશ્ચર્ય છે ? હજી તમારી તથા મારી ઉમ્મર કેટલી છે ? મને વીસ થયાં, તમને પચ્ચીસ થયાં. પણ હા, માતાજી ચાહે તો અને એમની ઇચ્છા હોય અને એમાં સુખ હોય તો હું તમને સહર્ષ કહું છુ કે તમે બીજી વહુ સુખેથી કરો.

કહેતાં તો વિમલા કહી ગઇ, પણ એના હૃદયની વાત તો એજ જાણે ! એનું મુખ લાલ થઇ ગયુ અને આંખોમાં આંસુ આવી ગયા, પણ તે બહુજ ધૈર્ય રાખી રહી. ઓરડીમાં અંધકાર હતો, તેથી આ સર્વ રામેશ્વરપ્રસાદ દેખી શક્યા નહિ.

રામેશ્વર પ્રસાદ—"અને જો હું એમ ન કરૂં તો ?"

વિમલા—"તો હું સમજીશ કે આપની સુખ શાન્તિ સાથે મારી પણ સુખ શાન્તિ તમે નષ્ટ કરવા ચાહો છો."

રામેશ્વર—"વિમલા, જુઓ વિચાર કરો, તમે શું કહો છો ? શું, તમારૂં હૃદય એ સહન કરી શકશે ?"

વિમલા—(ગંભીર થઇને) "હું તો કહી ચૂકી છુ કે તમે મારી આંખો સામે છો ત્યા સુધી હું સર્વ સહન કરી શકીશ"

રામેશ્વર—"અને નહિ કરી શકું તો ?"

વિમલા—"તો આ શરીરનો ત્યાગ કરી દઉં, આંખોને નષ્ટ કરી દઉં અને હૃદયને ચીરી નાંખું."

રામેશ્વર—(માથું પકડીને) "અરે !"

વિમલા—"પરન્તુ હું એમ નહિ કરૂં મેં આ વખતે એક વ્રત ધારણ કર્યું છે, પ્રતિજ્ઞા કરી છે, એ પૂર્ણ કરીને મરીશ."

રામેશ્વર—"એ શું વ્રત છે, વિમલા ?"

વિમલા—"એ બતાવવાની જરૂર નથી. વખતે સૌ જણાશે."

રામેશ્વર—(ઉત્તેજીત થઇને) "વિમલા, હું એ પાપ કદાપિ નહી કરૂં; હું બીજી વહુ નહિ કરૂં."

વિમલા—"પરન્તુ એ પાપ હોય તો ને ?"

રામેશ્વર— શું, પાપ નહિ ?"

વિમલા—"જુઓ, હુ કહું છુ, માતાજી કહે છે અને મારી તથા આપની ઇચ્છા હોય, ત્યારે પાપ શાનુ?"

રામેશ્વર—"ત્યારે શુ તારી પણ એ ઇચ્છા છે?"

વિમલા—"અવશ્ય."

રામેશ્વર—"નહિ, મને વિશ્વાસ નથી."

વિમલા—"વિશ્વાસ ન રાખવાનું કારણ?"

રામેશ્વર—"સારૂ; માન કે તારી ઇચ્છા છે, પણ મારી ઇચ્છા ન હોય તો?"

વિમલા—( મૃદુ હાસ્ય કરતી ) "તમારી ઇચ્છા પણ થશે."

રામેશ્વર—( ઉત્તેજીત થઇને ) "હું પ્રતિજ્ઞા કરૂં છુ કે—"

વિમલા—( પતિના મુખપર હાથ રાખીને ) "નહિ, તમે કંઇ પ્રતિજ્ઞા ન કરો. યાદ રાખો કે પ્રતિજ્ઞા જતી રહેશે ને તે પાળવી તો મોટું સાહસ છે."

રામેશ્વર—( ક્રોધિત થઇને ) "જો, વિમલા, તું મને તદ્દન મૂર્ખ ન સમજતી. હું બધું જાણું છુ. તું મને સાહસહીન કરી દે છે."

વિમલા—"નહિ, નાથ, હું તમને સાહસહીન નથી કરતી, પરન્તુ—"

રામેશ્વર—"પરન્તુ શુ?"

વિમલા—"આ સંસારમાં કોઇ સાહસિક કે સાહસહીન નથી, કિન્તુ આવશ્યકતા અને સમય માણસને સાહસિક કે સાહસહીન બનાવે છે જુઓ, બિલાડી માણસનુ મુખ જોઇને નાસે છે, પણ સમય આવ્યે અર્થાત્ એની પાછળ ગભ્ર પડે ને તેને બચવાનું કોઇ સ્થાન ન હોય ત્યારે તે માણસના સામી થઇને કોઇ વખત તેને મારી પણ નાંખે છે. એવીજ રીતે સિંહ જે સાહસ કરતો હોય છે, તેને મનુષ્ય પકડી લઇ જાય છે ત્યારે એ સાહસહીન થઇ જાય છે ને માણસનું શિખવ્યું કામ કરે છે."

રામેશ્વર—"તારી વાક્પટુતામાં કશો સાર નથી."

વિમલા—"જે છે તે, પરન્તુ હું એટલું તો અવશ્ય કહીશ કે જે થવાનું છે તેનો મેં વિચાર કર્યો છે. ( દીર્ઘ નિશ્વાસ નાંખીને ) ઇશ્વરની એવી ઇચ્છા હશે."

રામેશ્વર—( ઉત્સુક થઇને ) "શું, શુ થવાનુ છે? મને તો કહો."

આટલો વખત રામેશ્વરપ્રસાદની દશા જેમ એક મૂર્ખ બાલક પોતાના શિક્ષકની સામે એમ તેવી હતી. પણ ખરી રીતે એ કંઇ મૂર્ખ ન હતો; પરન્તુ દુઃખ, ચિન્તા, વિમલાના શોકોએ તેને એવો બનાવ્યો હતો. તેથી ઉલટુ વિમલા શાંત હતી એનું કારણ એ કે વિમલાના હૃદયમા દુઃખ, ચિન્તા કે કર્તવ્ય વિમૂઢતા ન હતાં. એ પોતાનું ભવિષ્ય સમજી હતી. એટલે દૃઢ નિશ્ચયી થઇ ગઇ હતી.

વિમલા—"ગભરાઓ નહિ, ધીમે ધીમે સર્વ જણાશે "

એવું કહીને વિમલા ચાલી ગઇ, પણ જતે જતે એવું કહી ગઇ કે "જો તમારા હૃદયમાં મારા પ્રેમનો કઇક પણ અંશ હોય તો એ કરજો, જેથી તમને અને માતાજીને સુખશાન્તિ મળે."

( ૩ )

એ વાતને એક મહીનો થઇ ગયો છે રામેશ્વરપ્રસાદ બીજી વહુ કરી લાવ્યા છે, નવી વહુ આવી તેથી એમની માતાના આનંદની સીમા રહી નથી. રાત દિવસ તેની સેવામાં લાગી ગઈ હતી. રામેશ્વરપ્રસાદનુ પોતાનું મન પહેલા તો થોડા દિવસ અન્ય વિષયમાં હતું. પણ જેમ જેમ નવી પત્નીમા પ્રેમ પેઠો તેમ તેમ તે જુનીમાથી ઓછો થતો ગયો, અને વિમલા-અરે! વિમલાની દશાનું વર્ણન કરવાની શક્તિ નથી. એ તો સાક્ષાત્ ત્યાગની મૂર્તિ થઇ ગઇ હતી. પતિ તથા સપત્નીની સેવા કરવાનું તેનું મુખ્ય કામ હતું. એમાથી છૂટી થતી ત્યારે એકલી ઓરડીમાં બેઠી બેઠી આકાશ પાતાળ જોઇ વિચાર કરતી કોઇ વખતે તેના મોમાથી નીકળતા શબ્દ સંભળાતા "ઇશ્વર, હજી હું સાચી છું, અને તું સાચો છે તો મારી પ્રતિજ્ઞા-મારું વ્રત પળાવજે." એમ કરતાં એનું શરીર બગડવા માંડ્યું. શરીર દુબળુ થઇ ગયુ, રગ પીળો થઇ ગયો. રામેશ્વરપ્રસાદ વિમલા જોડે વાત કરવામા પાપ સમજતા હતા. કદી ઇચ્છા ન હોય ને સામી મળે તો કેવળ આટલુંજ પૂછે, "વિમલા, કેમ છે?" ત્યારે વિમલા કહેતી કે "તમે સુખી છો તે દેખીને હું સુખી છુ." એનો ઉત્તર રામેશ્વરપ્રસાદ કઇજ દઇ શકતા નહિ; આંખ મીચી ચાલ્યા જતા. આમ એક મહીનો થઇ ગયો છે. એક દિવસ વિમલાએ પોતાની સાસુને કહ્યું "માતાજી, મારો જીવ મારી માને મળવાને માટે ચાહે છે." સાસુ મો કટાણું કરીને બોલીઃ "ચાલી જા, કે ક્યાં મના કરી છે? તારા ભાઇને લખ, તે આવીને લઇ જાય." વિમલા ઠંડો નિશ્વાસ નાંખીને ચૂપ રહી.

પછી એની ઇચ્છા સ્વામીની આજ્ઞા લેવાને થઇ પણ એનો મેળાપ કયાથી? રામેશ્વરપ્રસાદ તો એને દેખીને નાસતા ફરતા હતા. અન્તે એમ કરતાં એક દિવસ થઇ ગયો. સામે આવેલા રામેશ્વરપ્રસાદ બોલ્યાઃ "કેમ, વિમલા, કેમ છે?" "સારું" હસી કરતી વિમલા બોલી "એક વાત કહેવાની ઇચ્છા છે."

રામેશ્વર—"તો ઝટ કહો મારે એક જરૂરના કામસર જવું છે."

વિમલા—"હું મારી માને ઘેર જવાની ઇચ્છા કરું છુ આજ્ઞા હોય તો જાઉં."

રામેશ્વરપ્રસાદ તો ઇશ્વર પાસે એજ માગતા હતા કે આ કાંટો કયારે દૂર થાય, એટલે ઝટ લઇને બોલ્યા "હા, હા, સારી વાત છે. આજ કાલ તારું શરીર પણ ઠીક નથી ત્યાં જવાથી હવા પાણી બદલાશે."

એટલુ કહીને રામેશ્વરપ્રસાદ સટકી ગયા. વિમલા એના મનનો ભાવ સમજી ગઇ એટલે એક રૂદન, હૃદયવિદારક નિશ્વાસ અને આખોમાથી આંસુ નીકળી પડ્યા

વિમલા—"જુઓ, હું કહું છું, માતા હોય, ત્યારે પાપ થાતું?"

રામેશ્વર—"ત્યારે શું તારી પણ એ ઇ-

વિમલા—"અવસ્ય."

રામેશ્વર—"નહિ, મને વિશ્વાસ નથી."

વિમલા—"વિશ્વાસ ન રાખવાનું કારણ?"

રામેશ્વર—"સારૂ; માન કે તારી ઇચ્છા છે, પણ મારી ઇ"

વિમલા—(મૃદુ હાસ્ય કરતી) "તમારી ઇચ્છા પણ થશે."

રામેશ્વર—(ઉત્તેજીત થઇને) "હું પ્રતિજ્ઞા કરૂં છું કે—"

વિમલા—(પતિના મુખપર હાથ રાખીને) "નહિ, તમે કંઇ પ્રતિજ્ઞા ન કરો રાખો કે પ્રતિજ્ઞા જતી રહેશે ને તે પાળવી તો મોટું સાહસ છે."

રામેશ્વર—(ક્રોધિત થઇને) "જો, વિમલા, તું મને તદ્દન મૂર્ખ ન સમજતી. હું બધું જાણું છું. તું મને સાહસહીન કરી દે છે."

વિમલા—"નહિ, નાથ, હું તમને સાહસહીન નથી કરતી, પરન્તુ—"

રામેશ્વર—"પરન્તુ શું?"

વિમલા—"આ સંસારમાં કોઇ સાહસિક કે સાહસહીન નથી, કિન્તુ આવસ્યકતા અને સમય માણસને સાહસિક કે સાહસહીન બનાવે છે. જુઓ, બિલાડી માણસનું મુખ જોઇને નાસે છે, પણ સમય આવ્યે અર્થાત્ એની પાછળ કોઇ પડે ને તેને બચવાનું કોઇ સ્થાન ન હોય ત્યારે તે માણસના સામી થઇને કોઇ વખત તેને મારી પણ નાંખે છે. એવીજ રીતે સિંહ જે સાહસ કરતો હોય છે, તેને મનુષ્ય પકડી લઇ જાય છે ત્યારે એ સાહસહીન થઇ જાય છે ને માણસનું શિખવ્યું કામ કરે છે."

રામેશ્વર—"તારી વાક્પટુતામાં કશો સાર નથી."

વિમલા—"જે છે તે, પરન્તુ હું એટલું તો અવસ્ય કહીશ કે જે થવાનું છે તેનો મેં વિચાર કર્યો છે. (દીર્ઘ નિશ્વાસ નાંખીને) ઇશ્વરની એવી ઇચ્છા હશે."

રામેશ્વર—(ઉત્સુક થઇને) "શું, શું થવાનું છે? મને તો કહો."

આટલો વખત રામેશ્વરપ્રસાદની દશા જેમ એક મૂર્ખ બાલક પોતાના શિક્ષકની સામે બેસે તેવી હતી. પણ ખરી રીતે એ કંઇ મૂર્ખ ન હતો; પરન્તુ દુઃખ, ચિન્તા, વિમ્બના એઓએ તેને એવો બનાવ્યો હતો. તેથી ઉલટું વિમલા શાન્ત હતી એનું કારણ એ કે વિમલાના હૃદયમા દુઃખ, ચિન્તા કે કર્તવ્ય વિમ્બના ન હતાં. એ પોતાનું ભવિષ્ય સમજી હતી. રોટલે દહ ગણવાણી થઇ ગઇ હતી.

વિમલા—" ગભરાઓ નહિ, ધીમે ધીમે સર્વ જણાશે "

એવું કહીને વિમલા ચાલી ગઇ, પણ જતે જતે એવુ કહી ગઇ કે " જો તમારા હૃદયમાં મારા પ્રેમનો કંઇક પણ અંશ હોય તો એ કરજો, જેથી તમને અને માતાજીને સુખશાન્તિ મળે."

( ૩ )

એ વાતને એક મહીનો થઇ ગયો છે રામેશ્વરપ્રસાદ બીજી વહુ કરી લાગ્નુજબ
નવી વહુ આવી તેથી એમની માતાના આનંદની સીમા રહી નથી. રાત દિવસ તેવું નહોતો
લાગી ગઈ હતી. રામેશ્વરપ્રસાદનુ પોતાનું મન પહેલાં તો થોડા દિવસ- બીજી ઇર્ષ્યા-
હતું. પણ જેમ જેમ નવી પત્નીમા પ્રેમ પેઠો તેમ તેમ તે જૂનીમાંથી રણવાસના ચોકમાં
અને વિમલા-અરે! વિમલાની દશાનું વર્ણન કરવાની શક્તિ નતો હોયજ ક્યાંથી? આડી
મૂર્તિ થઇ ગઇ હતી. પતિ તથા સપત્નીની સેવા કરવાનું તેજની અણમાનીતી કોણ એ
છૂટી થતી ત્યારે એકલી ઓરડીમાં બેઠી બેઠી આંસુડાનીએ આપવો એમ હતું.
વખતે તેનાં મોઆથી નીકળતાં બ્હેનો,
સાચો છે તો મારી પ્રતિ
શરીર દુખણુ થય -નકડી નાજુક નાર, હું બહુ નાનકડી (૨)
મારા લાલાની છુ લાડકડી, બહુ લાડકડી-નાનકડી "
પાપ સમ
મ્ત તમે સહુ સત્ય માનજો કે પતિરાજ અંગુરજીને મારા સમાન કોઇ પ્રિય નથી.

બીજી બધી બોલી ઉઠી કાંઇ સાબીતી?

અંગુઠીની—ઓહો, એ તે કાંઇ સેવા જાવી પડતી હશે? જુઓને આપણા ચારમાંથી ઘરેણાં પહેરવા કોને મળે છે તે તમેજ કહોને? એજ તમારે મોયે સાબીતી. પણ હું કંઇ તદન એકલપેટી નથી. કોઇક કોઇક વખત જ્યારે મને ઘરેણું મોટું પડે છે ત્યારે આ મારી સહવાસિની પ્રભુદાસીને હું તે પહેરવા આપું છુ. હવે મને આપણા પતિ તરફના માનીતાપણાની નિશાની મળવાનું કારણ છે. જો કે હું છુ તો તમારા બધા કરતાં ટીચકુડી પણ—

" આંખ તણે મટકે પટકું છું લાલને." માટેજ માનીતી.

બીજી બધી—બહેન, તું ખરેખરી માનીતી. (પ્રભુદાસીને) કહો બહેન પ્રભુદાસી તમે અણમાનીતાં કે કેમ?

પ્રભુદાસી—અરે! હું તે અણમાનીતી હોઇ શકું કે? પવિત્ર અંગાગના કયા પતિને ન ગમે? તમે તો સંસારી જીવો એટલે અહીંજ કામની, પણ હું તો પતિનું આલોક ને પરલોક સુધારનારી અને દેવપૂજા તો હુંજ કરી શકું છું. તમારી કોઇની પ્રભુ-આવાહન થયેલી ચીજોને અડકવાની શક્તિ છે? કહો ત્યારે, પછી હું તે અંગુષ્ઠરાજને અપ્રિય કેમ હોઇજ શકું?

બીજી બધી—બસ બહેન, ત્યારે તું પણ માનીતી.

વચલી ચટકણી—( વચ્ચે બોલી ઉઠી.) અને હું? હું તો તમારે બધાને માથે બુરજી બમરાળુ, એમાંની છું. ચોટવાને એટલા વગાડું તેમાં તો નવાઇજ શી, પણ મારી

# गृह व्यवहार-धर्म नीति.

## નિરાશા એજ આશા.

લેખકઃ—બ્હેન શ્રી સુલોચના.

પ્રિય બહેનો, આપણને એમ લાગે છે કે આજકાલ આપણી આટલી બધી પાયમાલી થઈ છે? કારણ શું? આપણે તદ્દન નમાલાં જેવાં લાગીએ છીએ, જાણે કાંઈજ કરી શકવાને સમર્થ નથી એવું જણાય છે. ન પુરૂં બોલતાં આવડે, ન પુરૂં ચાલતા આવડે, ન વિવેક આવડે, ન પુરો વિચાર આવડે, ન પુરૂં ખાતાં આવડે, ન પુરૂં ગાતાં આવડે, ન કૈ કહેવાનું જ્ઞાન, ન મળે દેશનું ભાન, ન તો કાંઇ આરોગ્યનું સમજીએ, ન તો કાંઈ સમજીએ, ન જોતાં આવડે સૌંદર્યવાળી જાતિ, ન ખીલવેલી પુરી કલ્પનાની દૃષ્ટિ, ન હોતું ભણતર, ન પાકું ગૃહપાયાનું ચણતર.

બહેનો! આમ નકારમાં ને નકારમાંજ જવાબ વાળ્યા કરવાનો છે શું આપણી બુરી થી આપણા હાલ. આપણાં શરીરોની કેવી સ્થિતિ, ચહેરા ઉપર નૂર મળે નહિ. ગાઉ બે ગાઉ ચાલવું હોય તો ચલાય નહિ. પોતાનાં બાળકને ઉચકીને સગાવહાલાંને ત્યાં જવું હોય તો જઈ શકાય નહિ. ઘરનાં કામકાજ કરતાં કમર દુઃખી જાય, હાથે પગે ખાલીઓ ચડે. જરાજરામાં માથું દુખી જાય, નસો ખેંચાઇ જાય, પાંસળી ચઢી જાય. જરા ઋતુમાં ફેરફાર થયો તો મેલેરીઆ લાગુ થઈ જાય.

આજ પ્રમાણેની મનની સ્થિતિ. હાજતો વધી જવાથી મન ઉપર અંકુશ રાખી શકતાં નથી. કોઇનાં કપડાં દીઠાં તો તે લેવામાં મન જાય, પછી તે કપડું આપણને ઉપયોગી હોય કે નહોય, આપણી સ્થિતિને શોભતું હોય કે નહોય, આપણી પેટીને જરૂરનું હોય કે નહોય, રૂચિને અનુકૂળ હોય કે નહોય

દાગીનામાં પણ અમુક અમુક ઘાટ ઘણો સારો દીઠો એટલે પછી તેનો ચકચકાટ, ખર્ચ શું થાય છે, સોનુ કેટલું બગડે છે તેમાં વિચાર દોડાવેજ નહિ.

જરા ચાહ મોડી મળે, જમવાનું થોડું મોડું થાય તો પછી જીવ બળી જાય. સુવા, બેસવાનું ઠીક ન મળે તો બમ્મગે ચઢી જાય. બહેનો? વધારે શું કહું. આવી નાની નાની બાબતોમાં પણ આપણાં મન એવાં નબળાં બની ગયાં છે કે ન પૂછો વાત.

જરા સાચા ખોટા બનાવો બને તો તરતજ હૃદય ઉપર અસર થઈ જાય હીસ્ટીરીઆના હુમલા લાગુ પડે, અને ઘર ઘાલીને બેસે. આ શું? કયાં આપણું ધૈર્ય! કયાં આપણી સદા મોખરે ચઢનારી વીર રજપુતાણીઓ અને કયાં આપણે? કયાં પતિના શબને ખોળામાં લઈને યમરાજ સામે પતિવ્રતાના પ્રભાવને દર્શાવનારી, અડગ ધૈર્યવાળી સાવિત્રી અને કયાં તદ્દન વિપરીત પરિણામ આવતાં બેહોશ બનનારાં આપણે! કયાં આપણાં પ્રાચીન ગૌરવને

શોભાવનારાં શ્રદ્ધાવાળાં મનોબળ અને કયાં ભરદરિયે ઝોલાં ખાતાં આપણાં અશ્રદ્ધાવાળા મનની વિચિત્રતાઓ !

બહેનો ! ધનસંબંધિ આપણી નિરાશા તો આપણે જોઇએજ છીએ. નિઃસાસા નાંખીએ છીએ. આપણો દેશ પાયમાલ થઇ ગયો છે. નજીવી વસ્તુઓમાં પણ એકના ચાર આપવા પડે છે. તે પણ–પૈસા ખર્ચતાં પણ–લાંબો વખત ટકી રહે નહિ. એક દીવાસળીની પેટી લઇએ, માલ કરતાં ઘણું મૂલ આપીને લઇ આવીએ. છતાં એક દીવો સળગાવતાં ચાર દીવાસળી ઘસવી પડે એવી તેની મજબુતાઇ. કપડાંમાં જોઇએ તો તેમજ. રાચરચીલાં પણ તેવાંજ, દાગીના પણ તેવાંજ. દવાઓ પણ તેવીજ

વળી આપણે એક કપડાંની શિલાઇ પણ બમણી ત્રણગણી આપીએ છીએ, પણ જો તેજ કપડું હાથે શીવીએ, મોજાંની જોડ હાથે ગુંથીએ, બાળકોની ટોપી હાથે ભરીએ, તો તે પૈસાનો બચાવ કરી શકીએ. કાંઈ ચિત્રકામ, ભરતકામ આવડતું હોય તો થોડા ખર્ચે ઘરને શણગારી શકીએ. જેથી શોભા વધે અને પૈસાનો બચાવ થાય; પણ તેમ કરતાં આપણને હીનપદ લાગે છે કે રખેને તેવું કામ કરતાં આપણી આબરૂ ચાલી જાય.

બહેનો ! પૈસો કયાં છે ? આપણા દેશ તરફ નજર કરો કદાચ આપણા કુટુંબમાં ભાઇ, પિતા કે પતિ સો પચાસ રળી લાવતા હોય તો તે તરફ નજર કરી બેસી રહેવાનું નથી. અખિલ દેશ તરફ નજર ફેંકવાની છે. અને તે નજર ફેરવતાં નિરાશાજ ઉપજે છે. વિદેશી નાજુક વસ્તુઓ જોઇને મન મોહ પામી જાય છે, તે ખરીદીએ છીએ, ક્ષણમાં નાશ પામે છે અને આપણું નાણું આ પ્રમાણે બરબાદ થાય છે.

બહેનો ! આપણે તવંગર હોઇએ, જે પૈસા થાય તે પ્રમાણે શિલાઇ ખર્ચવાને શક્તિવાળાં હોઈએ; તોપણ આપણાં ગરીબ ભાઇ બહેનોને માટે કપડાં તૈયાર કરીને આપવામાં આવે તો, તેમને તે નિરાશામાંથી બચાવે.

સમયનો ભોગ પણ તેમાંજ જાય છે. આળસમાં, પ્રમાદમાં, જાતના મોજ શોખ ભોગવવામાં, ઉંઘમાં, નકામી વાતો કરવામાં, કાથાકબલા કુટવામાં, પોતામાં કાંઇ હોય નહિ છતાં પારકી ટીકા કરવામાં, આમને આમ વખતનો ઉપયોગ થયે જાય છે.

આવી એક નહિ, બે નહિ, પણ અનેક બાબતો ચાલી જાય છે. આયુષ ક્ષીણ થતું છે, જીવનબલ વધ્યું જાય છે. આશા તંતુઓ તુટી જાય છે.

અહા ! નિરાશા, ખરે ! કયાં સુધી નિરાશામાં રાખીશ ? કયાં સુધી અંધકારમાં અથડાવીશ ? કયાં સુધી ઉકરડામાં નાંખી મૂકીશ !

પરંતુ બહેનો ! તડકા પાછળ જેમ છાંયડો છે, દુઃખ પાછળ જેમ સુખ છે, વિયોગ પાછળ જેમ સંયોગ છે. ઉનાળા પાછળ જેમ ચોમાસું છે. તેમ નિરાશામાં પણ કાંઇક એવું રહેલું હશે કે જેથી આપણે આજ સુધી ટકી રહ્યા છીએ. અને જોઇશું તો લાગશે કે જેમ કોઇ માણસને જમીનમાં દાટવા માંડયો હોય અને તે દટાતાં દટાતાં ગળા સુધી દટાણું આવી પહોંચ્યું હોય અને એકાએક તેને ભાન આવે કે અહો ! હું દટાઉં છું ! તેમ આપ-

ણને પણ નિરાશાઓ નિરાશા નથી, પણ એજ એક જીવતી જાગતી આશા છે. એણેજ આપણને જાગ્રત કર્યાં છે. એણેજ આપણને પ્રકાશની દિશા બતાવી છે. આપણી પાસે "ઉત્તિષ્ઠત જાગ્રત" એ શબ્દો આશાના ધ્વનિનો ગુંજારવ કરતાં ગણગણી રહ્યા છે.

વિદ્યાનું બલ આપણે મેળવવા લાગ્યાં છીએ, આપણી આંખો તેને લીધે ઉઘડવા લાગી છે. અને જેમ માળીકદારી પુનમે કાળુ માછલી મ્હોંડાં ઉઘાડી તૈયાર થઇ રહી હોય છે તેમ આપણે પણ આપણાં અંતઃકરણોને તૈયાર કરી રાખ્યાં હશે તો તેમાં બીજકો રોપવાને વીસમીસદીનું વાતાવરણ ઉછાળા મારીજ રહ્યું છે. સાહિત્યકારો તેમની કલમો અજમાવે જાય છે. કોન્ફરન્સો અને કોંગ્રેસો તેમના વિચારો દર્શાવે જાય છે, સત્યાગ્રહીઓ તેમની લડત લડે જાય છે. નાનાં મોટાં દરેક ગામોમાં કેળવણી લેવાનાં સાધનો પૂરાં પડતાં જાય છે, હુન્નર ઉદ્યોગોને માટે પણ સાધનો રચાય છે. વાંચનગૃહે, ઉઘડતાં જાય છે. આપણને પણ આપણે કાંઇ શીખીએ, કાંઇ કરીએ, કોઇના વિચારો લઇએ, કોઇને આપીએ એવા વિચારો આવતા જાય છે.

વળી આપણું ગૃહજીવન, કુટુંબજીવન સારૂં થાય, શરીરની તંદુરસ્તી જાળવીને સશક્ત બનીએ તો આપણને પોતાને ઉપયોગી થઇ શકીએ. જન સમાજનાં કામ કરવાં હોય તો તે પણ કરી શકીએ, એવું લાગે છે.

તેમજ આ અવનવા વાતાવરણમાં અટવાવાનું હોવાથી મનના ધૈર્યને-મનોબલને-પણ વધારવાની જરૂર છે એમ જણાય છે. વિવિધ ભોગતૃષ્ણાની લાલચોમાં ધસડાઇ ન જતાં સાદા જીવનની, સાદી રહેણી કરણીની, અગવડોને નિભાવી લેવાની ટેવો પાડતાં જઇએ છીએ.

આજ સુધી પ્રમાદ અને આળસના રૂપમા જડ બની ગયેલી પણ તેજ બુદ્ધિને ઉત્સાહ અને આગ્રહ ધરતાં, સ્થિરતાનું રૂપ આપીએ છીએ.

બાલલગ્નનું પરિણામ બાળ વિધવા અને નબળી પ્રજાની ઉત્પત્તિમાં જોતાં તેને માટે પણ હિલચાલો ચાલી રહી છે.

જુદી જુદી સંસ્થાઓદ્વારા, સમાજોદ્વારા ભાષણો આપવાની, લેખો વાંચવાની પ્રથા ચાલી રહી છે. વર્તમાનપત્રો અને માસિકો નવું જીવન રેડતાં જાય છે. બંધુઓ અને બ્હેનો સ્વાર્થ ત્યાગ કરી, દેશ વિદેશ વેઠી, ટાઢ તાપને સહન કરી આપણી સેવામાં અમૂલ્ય વખતનો ભોગ આપી રહ્યા છે. નાના શહેરો અને બીન કેળવાયલામાં ખપતાં ગામડાંઓમાં પણ સ્ત્રીઓનો સમૂહ કાંઇ કાંઇ જાણવાની આશાથી આગળ પગલું ભરતો જાય છે. પુરૂષવર્ગ, પોતાની સાથે સ્ત્રીઓને આગળ વધારવા માટે સાધનો પૂરાં પાડવા આતુરતા ધરી રહ્યો છે. જ્ઞાન-વિકાસનાં સાધનો જેમ બને તેમ સોંઘાં કરવા પ્રયત્નો ચાલી રહ્યા છે. જીવનના આનંદને વિકસાવવા જુદી જુદી રમત ગમતોનો ફેલાવો થતો જાય છે; અને આ પ્રમાણે જુદી જુદી જાતની દરેક બાબતોમાં આશાની ઝાંખી જણાય છે. અને જેમ "ઝાંખી ઝાંખી તોયે ભારી મનુષ્યોમાં બ્હેનની જ્યોતિ રી," ઝાંખી ઝાંખી તોયપણ બ્હેનની જ્યોત એ પૂર્ણ

જ્યોતિ સ્વરૂપને પ્રકટાવવાને માટેજ છે. તેમ અત્યારે જણાતી આશાની ઝાંખી પરિણામે ઝાંખી નહિં પણ પ્રકટ દર્શન આપશેજ.

અને એજ વિચારે આજે આપણામાં નવું બળ આવ્યું છે, નવું ચૈતન્ય સ્ફુરાવ્યું છે, હર્ષના ઉદ્‌ગારોથી અંતઃકરણ ઉભરાતું જાય છે, નસોમાં નવું લોહી રેડાય છે. અણુઅણુમાં ઉજ્જ્વલતા છવાઇ રહી છે, નવા ઘરમાં આવ્યાં હોઇએ તેમ લાગે છે, અરૂણોદયનું ભાન થાય છે, કાંઇક કાંઇક સૂર્યની રૂપરેખા જણાતી જાય છે, અને તેથી કાળી શાહી ઢોળાય તોપણ શુકન માટે છે એમ લાગે છે.

ખોટું તોપણ સારાને માટે, નાનપણ તે પણ મોટપણ માટે, કડવો ઘુંટડો પણ જીવનની મિઠાશ માટે, છોડવો પણ વૃક્ષ માટે, વહેળો પણ નદી માટે, રૂદન પણ હાસ્યને માટે, અને મૃત્યુ પણ વિકાસ માટેજ છે.

આમ હોવાથી અંતરમાં એજ લાગે છે—

નિરાશા એજ આશા છે. આશા એ શુભાશા છે.  
શુભાશા એ પ્રભુનું રૂપ ગ્રહી થાઓ સહુ તદ્રુપ.

---

# હિંદુ સમાજમાં ફેરફાર.

" સોશિયલ સર્વીસ ક્વોર્ટરલી "– પત્રમાં ફેર્ગ્યુસન કૉલેજના પ્રિન્સિપાલ શ્રીયુત્ પરાંજપે એ આપેલા એક લેખ ઉપરથી—

ઇંગ્લાંડમાં ચાકર મેળવવાની મુસ્કેલી વીષે દરેક માણસે વાંચ્યુ હશે અને પેપરોમાં નોકરોની જાહેરાત વાંચી બીઓનાં ટોળેટોળાં ભેગાં થએલાં જોયાં હશે. વચલા વર્ગના પેપરો નોકરોની દાખલ તરીકે પીઆનો, અલગ ઓરડી, અઠવાડીયામાં કેટલાક દિવસ ફરવા જવાની છુટ અને તેમની શેઠાણી જોડે જમવાની માંગણીઓનો અહેવાલ આપે છે. લડાઇને લીધે આ સવાલ વધારે મુસ્કેલ થઇ પડયો છે અને એ સવાલનો નીર્ણય નોકરોને તદન કાઢી નાખવા સીવાય બીજો કોઇ આવી શકે તેમ નથી, લેડી ફ્રેઝરે લડાઇ પહેલાં **નોકર વર્ગના સદ્‌ગૃહસ્થોને સુચના** નામની એક ચોપડી પણ લખી હતી, અને મને ખાત્રી છે કે આ બાબતની ચોપડીઓની જરૂરીઆત વધશે. અમેરીકાના લોકોએ નોકર વીના તેમની ગૃહકાર્યની સ્થિતિને ઘણે અંશે ફતેહમંદ કરી દીધી છે. ઇંગ્લાંડમાં લોકો કરતા હોયા જોઈએ, પણ હીંદુસ્તાનમાં આને વાસ્તે શું કરી શકાય.

અત્યાર સુધી આપણો દેશ ગૃહકાર્ય વાસ્તે ચાકરો રોકવાને માટે ઘણું સારૂં દેશ ગણાતું હતું જ્યારે ઇંગ્લાંડમાં એક સ્ત્રી નોકર એક મોટા ગૃહનું કાર્ય ઘણી સારી રીતે કરી શકે છે, ત્યારે આપણે અહીંયા હીંદુસ્તાનમાં તેટલુંજ કામ કરવાને કેટલીક વખત ચાર પુરૂષ નોકરોને કામે લગાડીએ છીએ. હીંદી અને ઇંગ્લીશ નોકરો વચ્ચે નીપુણતાના એન્તે ધ્યાનમાં નહીં લેતાં પણ આપણને હીંદી મજુરની મળતી પગાર બીજી રીતે જોઈએ

છે એમ માલુમ પડશે. આ પ્રમાણે હીંદુસ્તાનમા નાતજાતના વિચારો પર આધાર રાખે છે, કારણકે નાતના રીવાજથી તદન નીચી જાતને ઉપના ત્રણ વર્ગની નોકરી કરવાની છે. ફરીથી જોતા માલુમ પડે છે કે જોકે એક મોટા કારખાનામા દરેક માણસને પોતાની જાત પ્રમાણે કામ સોપવામા આવ્યુ છે તોપણ અમુક કામ કરનાર માણસ બીજાનું કામ કરતો નથી અને તેથી એક માણસને બદલે ૭ માણસ રોકવા પડે છે. આ રીતે આર્થીક નુકશાન થાય છે અને માણસની નીપુણતા ઓછી થતી જાય છે આખા દેશની નજરે આપણે જોઇએ તો દરેક માણસે વધારે નહી પણ પોતાની શકતી પ્રમાણે કામ કરવુ જોઇએ. દેશમા આળસુ તથા નકામા માણસોની જરૂર નથી આ બાબતમા કાઇક નવુ બધારણ થવુ જોઇએ અને તે આપણા પશ્ચીમ સાથેના સબંધથી પ્રાપ્ત થશે પણ તેની ગતી કેટલેક અંશે લડાઇથી ઉત્પન્ન થએલા આર્થીક અને નૈતિક પરીવર્તનને લીધે મંદ પડી ગઇ છે. આ વીચારો આપણને નોકર ચાકરના સવાલો વીષે ઘણીજ માહીતી આપશે. નોકરની સ્થીતી શહેરમા ચાલતી આર્થીક સ્વતંત્રતા અને સ્વમાનની લાગણી સામે ટકી શકે નહી શહેરની મોજમોજાઓ, ગામડાંના નીમકહલાલ નોકરને કે જેઓ એક વખત ઘરના માણસ તરીકે ગણાતા હતા તેઓને બેદરકારી, ઉદ્ધત અને લુચ્ચા બનાવી દેશે, ખાનગી નોકરો કારખાનામાં મજુરી કરતા તેમના ભાઇની અથવા દહાડાના મજુરોની ઇર્ષા કરે છે, કારણકે તેમને અમુક કલાક કામ કરવાના હોય છે અને પગાર રોકડો મળે છે તે લોકો કારખાનાના નોકરોના ગેરફાયદા જોતા નથી અને તેથી તેઓ પોતાની કીંમત આંકી શકતા નથી. મીલ મજુરોનુ ખાવુ ખરાબ હોય છે, તેમને રહેવાની જગ્યા મલીન હોય છે અને તેઓ દારૂડીઆ અને દેવાદાર હોય છે, પણ ગ્રહકાર્ય કરનાર મજુરો આ આફતોમાથી તેમના શેઠ શેઠાણીની કૃપા દ્રષ્ટીથી બચી જાય છે કારખાના તથા ગ્રહકાર્ય કરનારા મજુરોમા ઘણો ફેર હોય છે—ગ્રહકાર્યવાળાને ઘણી નાની બાબતો કરવાની હોય છે અને તે આખો દીવસ રોકાયેલો રહે છે કેટલીક વખત કામ એટલુ બધુ શ્રમ ભરેલુ હોય છે કે કારખાનાના મજુર કરતા ગ્રહકાર્યનો મજુર વધારે ખાઇ શકતો નથી આપણે ખુલ્લા હૃદયથી જોઇએ તો મજુરોની અમુક કલાક કામ કરવાની, પુરતી પગારની અને માનની લાગણી વીષેની માગણી વ્યાજબી છે અને જ્યા સુધી આ માગણીઓ ઉપર ધ્યાન નહીં અપાય ત્યાં સુધી આ સવાલ વધારેને વધારે મુસ્કેલ થતો જશે

નોકર રાખનારના સંબધમા આપણે કહી શકીએ કે, આપણી પોતાની નોકરી વાસ્તે બીજાં ઉપર આધાર રાખવો એ કાંઈ સારૂં કહી શકાય નહી. પ્રાચીન વીચારો મનુષ્ય જાતીની કીંમત વીષે ઘણાજ ઉમદા મત તરફ દોરાય છે, અને ઉચા કુળના, પૈસાદાર અને વીદ્વાન માણસો બધા મનુષ્યોને પોતાના જેવા ગણતા શીખે તો ઘણું સારૂં. પોતાનું કામ કરવાની ટેવથી આપણામાં સ્વતંત્રતાનુ બીજ રોપાય છે, અને તો એમ લાગે છે કે માણસે હાંકનાર તરીકે જોડા કહાડવા, ગાદીમા બેસાડવા તથા હજામત કરવા અને બીજા કોઇપણ પોતાના અંગત કામ વાસ્તે નોકર રાખવો એ શરમ ભરેલું લાગે છે. આનું કારણ એ છે કે માણસ પોતે જો સ્વાશ્રયી પોતાનો નોકર ન હોય અથવા માંદો પડ્યો હોય તો નીરાધાર ન થાય અને જો પોતાની જરૂરીઆતો વખતસર બીજાથી પુરી ન પડતી હોય તો ગુસ્સે પણ થાય નહી. ત્યાં વર્ગના માણસોને નોકરોનો સવાલ ઘણો ગંભીર થઇ પડયો છે

क्षीरेणात्मगतो दकाय हि गुणा
दत्ताः पुरा तेऽखिलाः
क्षीरे ताप मवेक्ष्य तेन पयसा
स्वात्मा कृशा नौ हुतः
गन्तुं पावक मुन्मन स्तदभवद्
दृष्ट्वा तु मित्रापदं
युक्तं तेन जलेनं शाम्यति सतां
मैत्री पुन स्त्वीदृशी ॥ १ ॥

અર્થઃ—દુધમાં જે પાણી ભેળવવામાં આવે છે તેમાં દુધ પોતાના સર્વે ગુણો આપે છે. પછી જ્યારે દુધ ઉકાળવામાં આવે છે ત્યારે પહેલું પાણી બળી જાય છે; આ જોઇને દુધ જાતે ઉભરાઇ જઇ દેવતામાં પડવાની તૈયારી કરે છે, અને તે ઉભરો તેમાં થોડુ પાણી નાંખીએ તોજ શમે છે. સારા માણસોની મિત્રાઇ દુધ–પાણીના સંગમ જેવી છે.

અત્રે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે દુધ ઉકાળવાથી વધારે ઘટ થાય છે, એટલુંજ નહિ પણ તેમાંના જંતુઓ નાશ પામે છે માટે દુધ એમને એમ ન પીતાં હમેશાં ઉકાળીને પીવું જોઇએ.

ચોકખા ગાયના દુધનું વિશિષ્ટ ગુરૂત્વ ( સ્પેસિફિક ગ્રૅવિટિ ) પાણી સાથે સરખાવતાં ૧-૦૨૫ થી ૧-૦૩૪ હોય છે. ભેંસના દુધનું ગુરૂત્વ આથી વધારે છે. દુધમાં એકલું પાણી ભેળવ્યું હોય તો તે હલકું અને પાતળું થાય છે. તેમાં સાકર કે પતાસું નાખવાથી તેનું ગુરૂત્વ વધે છે, અને તેવીજ રીતે તેમાંથી ઉપર તરી આવતી મલાઇ કાઢી લેવાથી પણ તેનું ગુરૂત્વ વધે છે. દુધમાં ચરબી બારીક રજકણોની સ્થિતિમાં તરે છે, અને તેમ હોવાથી તે મેંદાવાળા પાણી કે ચાકમિશ્રિત પાણી જેવું સફેદ અને ઘટ દેખાય છે. સૂક્ષ્મદર્શક યંત્ર નીચે દુધનું એક ટીપું જોઇએ તો તેમાં ચરબીનાં અસંખ્ય ગોળ ગોળ રજકણો નજરે પડે છે.

૩. મલાઇ કાઢી લીધેલું (સેપરેટેડ) દુધ.

તાજા દુધને થોડીવાર ઠંડી જગામાં રહેવા દીધું હોય, તો તેની સપાટીપર પીળાશ પડતો પદાર્થ એકઠો થાય છે. આ મલાઈ છે. તેમાં દુધમાંની ચરબી તેમજ "નાઇટ્રોજન" વાળો પદાર્થ ઘણે ભાગે હોય છે. આ મલાઇ કાઢી લેઇએ તો દુધનું પૌષ્ટિક સત્વ ઘણું જ ઓછું થઇ જાય છે. આવા દુધને "સેપરેટેડ" દુધ કહે છે. મલાઇ દુધ કરતાં હલકી છે એટલે તે ઉપર તરે છે, તેમજ તેને કાઢી લીધા પછી "સેપરેટેડ" દુધનું વિશિષ્ટ ગુરૂત્વ વધે છે, એટલે ગુરૂત્વ કમી થવાની બીતિ વગર તેવા દુધમાં પાણી ભેળવવાનો સાગ લાગ મળે છે.

૪. દુધમાં ભેળવવામાં આવતા પદાર્થો.

૧. દુધમાં પાણી સર્વ પ્રમાણમાં એકત્ર થઇ શકતું હોવાથી પાણી ઉમેરવાનો સાધારણ રીવાજ થઇ પડ્યો છે. આ પાણી સ્વચ્છ ન હોય તો દુધનો પ્રકાર બગડે છે, એટલુંજ નહિ પણ આવું જળમિશ્રિત દુધ અનેક ચેપી રોગ–જેવાકે કોલેરા, ક્ષય, વગેરે–ના પ્રચારના કારણરૂપ થઇ

પડે છે પાણી રેડ્યા પછી દુધનું ગુરૂત્વ વધારવા સારૂ માંહી પતાસાનો બારીક ભૂકો નાખવામાં આવે છે.

૨. ગાય અને ભેંસના દુધનું મિશ્રણ કરી, તેમાં પાણી મેળવી, તેને ચોક્ખા ગાયના દુધ તરીકે વેચવામા આવે છે.

૩. તાજા દુધમાંથી મલાઇ કાઢી લઇ પછી તેમા પાણી રેડીને વેચવાનો રીવાજ છે. આથી દુધ ઘણુંજ પાતળું થઇ જાય છે.

૪. દુધમાં આરારૂટનો આટો, ચાક વગેરે પદાર્થો મેળવવામાં આવે છે. ગુરૂત્વ વધવાથી તેમાં પછી પાણી રેડે છે.

**૫. દુધ માપવાનું યંત્ર.**

દુધ માપવાનું એક કાચનું યંત્ર આવે છે, તેને "લૅક્ટોમીટર" કહે છે. તેનાથી દુધનું ગુરૂત્વ જણાઇ આવે છે. આ યંત્રની નીચે એક ગોળો (બલ્બ) હોય છે તેમા રેતી વગેરે ભારે પદાર્થો એવી રીતે અને એટલા પ્રમાણમા મુકેલા હોય છે કે યત્રને ઉંડા વાસણમાં પાણીમાં ડુબાડીએ તો તે યત્ર "પાણી" એ નીસાની સુધી ડુબે છે. તેવી જ રીતે જો તેને ચોક્ખા દુધમા (એટલે કે જેનુ વિશિષ્ટ ગુરૂત્વ ૧-૦૩ હોય તેમાં) ડુબાડીએ તો તે યંત્ર "દુધ" એ નિસાની સુધી ડુબે છે. આ બે નિસાનીઓ વચ્ચે ચાર સરખા ભાગ કર્યા હોય છે. અને ત્યાં ૧, ૨, ૩, નિસાનીઓ કરી હોય છે; ત્યાંસુધી જો આ યંત્ર ડુબે તો તે દુધમાં અનુક્રમે ૭૫, ૫૦, ૨૫ ટકા જેટલુ પાણી મિશ્રિત થયુ છે એમ નક્કી થાય છે, કારણકે તેટલા પ્રમાણમા દુધ હલકું થયુ છે.

દુધ વેચનારાઓ આ યંત્રનો સિદ્ધાન્ત સમજે છે, એટલે તેઓ જે ભેળસેળ કરે છે તેથી દુધનું વિશિષ્ટ ગુરૂત્વ લાવી મેળવે છે. પ્રથમ તેઓ પાણી રેડે છે અને પછી દુધનું ગુરૂત્વ વધારવા સારૂ તેમા પતાસાનો બારીક ભૂકો એવા પ્રમાણમાં મેળવે છે કે છેવટે તે યંત્ર "દુધ" વાળી નિસાની સુધીજ ડુબે. તેવીજ રીતે ભેંસનું દુધ ભારે હોવાથી તેમા પાણી ભેળવી યંત્રની નિસાની સાચવી શકાય છે. આ ઉપરાંત તેઓ મલાઇ કાઢી લેઇને યંત્રવતી દુધ તપાસી નિસાનીપર યત્ર આવે ત્યાસુધી પાણી રેડે છે. આરારૂટ, ચાક વગેરે સબંધી પણ તેમજ છે. આ પ્રમાણે દુધમાપવાનું યત્ર (લૅક્ટોમીટર) દુધની ચોક્ખાઇ નક્કી કરવામા તદન નિરર્થક થઇ પડયુ છે, ઉલટુ, તે ગુન્હો છુપાવી રાખવામાં મદદગાર નીવડ્યું છે.

**૬. દુધમાં ચરબીનું પ્રમાણ ખોળી કાઢવાનું યંત્ર.**

હાલમાં એક નવીન યંત્ર તૈયાર કરવામાં આવ્યું છે. તેને "લૅક્ટોસ્કોપ" કહે છે. તેની મદદથી દુધમાં ચરબી કેટલા પ્રમાણમાં છે તે જાણી શકાય છે ની એના સાંકડા ભાગમાં માય તેટલું દુધ રેડવુ, પછી તેમાં પાણી નાખવું એટલે વચમાંની ચીનાઇ કાચની નળી ઉપર આવશે તેમાની અમુક નિસાની પાણીવાળા દુધની સપાટીપર આવે એટલે ત્યાં જે આંકડો છે તેટલા પ્રમાણમાં તે દુધમા ચરબીવાળા પદાર્થો છે એમ જણાઇ આવશે. દુધમાથી મલાઇ કાઢી લેવામાં આવી છે કે નહિ તેમજ તેમાં પાણી રેડવામાં

આવ્યું છે કે નહિ તે આ યંત્રથી ઘણી સારી રીતે જણાઈ આવે છે, આ યંત્ર કલકત્તામાં મળે છે.

૭. પતાસાનો ભૂકો. એક કસોટીની નળીમાં થોડું દુધ રેડવું અને તેમાં ઘણાજ થોડા પ્રમાણમાં રીસૉર્સીન (Resorcin) તથા જલદ મીઠાનો તેજાબ રેડવો, પછી તે નળીને સ્પિરિટના દીવામાં ગરમ કરવી એટલે જો દુધમાં પતાસાનો ભૂકો નાખ્યો હશે તો તેમાં ઘેરો લાલ રંગ થઇ જશે.

રીસૉર્સીન એ એક જાતનો રંગવાનો પદાર્થ છે. હાલ રંગ ઘણાજ મોંઘા થઇ ગયા છે, એટલે તેની કિંમત ઘણીજ વધી ગઇ છે. અત્યારે ૧ ઔંસની શીશીના રૂ. ૬ાા પડે છે, પરંતુ વખતે વખતે ઘણાજ થોડા પ્રમાણમાં તેનો ઉપયોગ કરવાનો હોવાથી તે ઘણો વખત ચાલી શકે છે. સાકરવાળા પાણી માટે તે ઉત્તમ કસોટી (રીએજન્ટ) છે.

૮. ચાકનો ભૂકો ખોળી કાઢવાની રીત. દુધમાં ઘણુંખરૂં ચાકનો ભૂકો મેળવવામાં આવતો નથી, પરંતુ તેમ કરવામાં આવે નહિ તે જોવાનું છે. આવા દુધમાં થોડો મીઠાનો તેજાબ નાખીએ તો એકદમ ઉભરો આવી ચાકમાંનો કાર્બોનીક ઍસીડ ગ્યાસ બહાર નીકળી જશે.

૯. આરારૂટનો આરો શોધી કાઢવાની રીત. આરારૂટમાં ઘણે ભાગે મેદો (સ્ટાર્ચ) હોય છે. તો તેનું થોડું દુધ લઇ સૂક્ષ્મદર્શક યંત્ર નીચે જોઇશું તો ચરબીના ગોળ રજકણો સાથે સાથે મેદાના શંખાકાર રજકણો પણ નજરે પડશે. વળી થોડા દુધને કસોટીની નળીમાં ઉકાળી પછી તે ઠંડું પડે ત્યારે તેમાં થોડા "ટીંકચર આયોડાઇન" (સોજા ઉપર ચોપડવા સારૂ લાલ બળતી દવા દવાખાનામાં વાપરે છે તે) નાખીશું તો કસોટીમાં ભૂરો રંગ થઇ જશે, "ટીંકચર આયોડાઇન" મેદાની સુંદર કસોટી (રીએજન્ટ) છે.

૧૦. ઉપસંહાર. દુધના પ્રકારપર બાળકોની તન્દુરસ્તીનો આધાર રહેલો છે; હવે ચોકખુ દુધ મળી શકતું નથી એટલે પુખ્ત વયનાં માણસો ખાઇ શકતાં નથી. તેમજ બાળકોની તન્દુરસ્તીને નુકસાન થાય એ સ્વાભાવિક છે. દુધમાં ભેળસેળ કરવાની રીતો છે અને તે સર્વે જણાઇ આવતી નથી એ જોઈ દુધને નામે કેટલા પાણીનો—અને તે પણ સ્વચ્છ નહિ—ઉપયોગ થતો હશે તે વિચારવાનું છે. દુધમાં પાણી ભેળવવું નહિ અને એવું દુધ પીવાથી ઝાડા વગેરે રોગો થાય વગેરે ખરી માન્યતાઓ આપણા લોકોમાં પરાપૂર્વથી ચાલી આવે છે તે ખરૂં, પરંતુ હવે આપણને દુધમાં પાણી તેમજ બીજા પદાર્થો કેવા અને કેટલા પ્રમાણમાં ઉમેરવામાં આવે છે તે વિષે આપણે બીલકુલ તપાસ કરતા નથી તે શોચનીય છે.

# पाकशास्त्र.

લેખકઃ—બ્હેન સો. ગજરા.

**ખાંડની ચાસણી**—ચારશેર ચોકખી ખાંડ તેમાં શેર એક પાણી રેડવું પછી એક કડાઇમાં નાખી ચુલે ચડાવવું. તેમાં દુધ શેર થોડે થોડે અંતરે છાંટતા જવું એટલે ખાંડનો મેલ ઉપર તરી આવશે, જેમ જેમ મેલ ઉપર આવતો જાય, તેમ તેમ ઝારા વતી કાઢી લેતા જવો. જ્યારે મેલ નીકળતો બંધ થાય, ત્યારે તે રસ બીજા વાસણમાં એક ઝીણા લુગડાંથી ગાળીને ભરવો તે ગાળેલો રસ ફરીથી કડાઇમાં નાખી ચુલે ચડાવી તાવેના વતી હલાવતા જવું તાવેતાને વળગેલા રસને આંગળી અડકાડી તે આંગળીની ચપટી દબાવી જોવી તે ચપટી ઉઘાડતાં આંગળીને અંગુઠા વચ્ચે જેટલા તાર થાય તેટલી તારી ચાસણી જાણવી. જે પકવાનમાં જેટલા તારી ચાસણી નાખવી હોય તેટલા તારી કરી નાખવી.

**અમૃતપાક**—ઘઉંનો મેદો શેર એક લઇ તેને પાશેર ઘીનું મોણ દેવું તેમાં ઉનું પાણી નાખીને મુઠીયાં વાળવાં તે મુઠીયાં કડાઇમા ઘી શેર એક નાંખી તળવાં. તે લાલ થાય ત્યારે કહાડી લઇ ભુકો કરવો પછી ખાંડ બશેરની અઢીતારી ચાસણી કરી તેમાં મુઠીયાંનો ભુકો નાખવો. પછી તેમાં બદામ પસ્તા ચારોળી એલચી વગેરે જે નાખવું હોય તે નાખી ચોસલા પાડવાં.

**મ્હેસુરપાક**—ઘઉંનો મેદો શેર એક લઇને ઘી શેર ૦ાનું મોણ દેવું પછી કડાઇમાં ઘી શેર ૧ા નાખી તેમાં મેદો શેકવો હલાવતા હલાવતાં શેકાઇને લાલદાણો થાય ત્યારે ઉતારવો. પછી ખાંડ શેર અઢીની કુચા પડતી ચાસણી કરી શેકેલા દળમાં નાખવી તેમાં જે મસાલો નાખવો હોય તે મરજી પ્રમાણે નાખવો ઠરે એટલે એક કથરોટમાં પાથરી ઉપર થાળી ફેરવવી પછી છરીવતી ચોસલાં પાડીને ઉખેડી નાખવાં.

**ચણાના લોટના લાડુ**—ચણાનો લોટ ચાળીને શેર એક લેવો તેને ઘી શેર એક કડાઇમાં નાખી તે લોટ શેકવો સારો શેકાય ને વાસ આવે ત્યા સુધી શેકવો તેમાં ઘી છુટવા માંડે એટલે દુધ છાંટી કડાઇ નીચે ઉતારી એક તાસકમાં કાઢી નાખવો પછી ખાંડ કે સાકર શેર એકની અઢી તારી ચાસણી કરી તે શેકેલા લોટમાં નાખવી તેને હલાવીને ઠરવા દેવો. બદામ અને દ્રાક્ષ નવટાંક એલચી અડધો તોલો વાટીને નાખવી પછી લાડુ બનાવવા.

**બદામના રોટલા**—સાકર શેર એક લઇને ખૂબ ઝીણી દળીને ચાળવી પછી તેની બરાબર બદામના બીજને ઉના પાણીમાં નાખી છોતરાં ઉતારી ખુબ બારીક ખાંડી એક રસ કરવા સાકર તેમાં નાખી તે બન્નેને એકઠી કરી કચરવી તેને સમળી ઘઉંની કણક જેવી કરીને નાના નાના લુવા કરવા. પછી એક વેલણને જરા ઘી ચોપડી જેના ઉપર રોટલા વણવા હોય તેના ઉપર પણ ઘી ચોપડી પછી તે લુવો લઇ નાના રોટલા વણવા. પછી મોટી કથરોટમાં કાગળ પાથરીને તેમાં તે રોટલા એકેકને અડકે નહી એવી રીતે

મુકવા પછી તે ઉપર એક બીજી કથરોટ ઉંધી ઢાંકવી પછી તે કથરોટ જેટલી, પહોળી હોય તેટલો પહોળો દેવતા પાથરવો અને ચારે બાજુ એક એક ઇટનો કકડો મૂકી તે કથરોટ દેવતા ઉપર અધર રહે એવી રીતે મૂકવી અને ઉપર ઢાંકેલી કથરોટ ઉપર પણ દેવતા પાથરવો તે અરધી ઘડી સુધી તે ઉપર રાખવો પછી તે ઉપરનો દેવતા કહાડી નાખી તે કથરોટ ઢાંકેલી ને ઢાકેલી એમની એમ ઉતારી એકાંતે રાખવી તે ટાઢી થાય એટલે ઉઘાડી જોશો તો તૈયાર રોટલા થયેલા દેખાશે. પછી તે રોટલા કાઢી લઇ બીજા વાસણમાં રાખવા.

**કચોરી**—મેદામાં મોણ નાખીને પાણી નાખી બાંધવો. પલાળીને વાટેલી અડદની અને મગની દાળ છીણેલું ઝીણું કોપરૂં, મીઠું, હળદર, લીલાં મરચાં નાખી બાફીને પુરણ તૈયાર કરવું પછી બાંધેલી કણકમાંથી લુઓ લઇ તેમાં જોઇતું પુરણ ભરી વણીને તળી કાઢવી. ગળી કરવી હોય તો શેકેલો રવો સાકર કે ખાંડ એળચી કોપરૂં ખસખસ એ સર્વનું પુરણ તૈયાર કરવું અને ઘુઘરાની પેઠે બે લુઆ લઇ જુદા જુદા વણી તેમાં પુરણ મૂકી દબાવી ફરીથી ગોળ કરી કાપી ઘીમાં તળવા.

**ચંદ્રકળા**—ઘઉનો મેદો શેર એક લઇને ઘી શેર ૦। નું મોણ દેવું પછી પાણીમાં ખૂબ ઘોળીને ખીરૂં કરવું પછી તે ખીરામાં કેશર માસા ૨૭ એક તોલા પાણીમાં વાટીને તેમાં નાખવું અને વાલ એક બરાસ વાટી તે પણ તેમાં નાખવુ પછી એક વાટકીમાં શેર ૦॥ ને આશરે ખીરૂ લઇ કડાઇમાં ઘીશેર એક નાખી તેમાં તે વાટકીના ખીરાની ધીરે ધીરે ધાર કરવી ને તળાઇને લાલ થાય, એટલે એક ઝારાથી કહાડી ખાંડ શેર બેની ત્રણ તારી ચાસણી કરી રાખી હોય તેમાં બોળી કહાડવું એ રીતે શેર એકના બે શેખે માલપુઆની માફક બનાવી કરવા તે ચંદ્રમાના સરખા ગોળ ચકતાં કરી ચાસણી પાવી તેને ચંદ્રકળા કહે છે.

**સુર્યકળા**—અડદની દાળ શેર એક પાણીમાં એક રાત પલાળી રાખવી પછી બીજે દિવસે તે પલાળેલી દાળ વાટી ફરીથી ઝીણી પરતવી. પછી એક જાડું મજબુત લુગડું લેવું તેમાં જરા કાણુ પાડીને તે લુગડાંમાં એ તૈયાર ખમીર નાખવું પછી તેને ઉપરથી એકઠું પકડવું પછી એક કડાઇમાં ઘી શેર એક નાખી ચુલા ઉપર ચડાવેલું હોય તેમાં એ લુગડામાં રાખેલું ખમીર નીચોવવું. તે લુગડાંને કાણેથી ધાર થાય તે ધારના ગુચળા ચકરડાં પાડવાં તે ચકરડાં તળાઇને લાલ થાય એટલે ઝારાથી કહાડીને ખાંડ શેર બેની ત્રણતારી ચાસણીમાં બોળી કહાડવાં.

**ઇડિડાં**—એક શેર અડદની દાળ ત્રણ શેર ચોખા તેને ભેળીને ભરડી નાખવું પછી, પાશેર આદુ પાસેર લીલાં મરચાં અધોળ હીંગ અને સુમાર પડતું મીઠું નાખવું. અધોશેર ઘી નાખી તેલનું મોણ દઇ આગલે દિવસે પાણી નાખી હાથે ઉતરતો બાંધવો. બીજે દિવસે વારે તપેલામાં પાણી મૂકી ચુલા ઉપર ચડાવવું અંદર લોટાં ચારણી હોય તે મૂકવી પછી વાળીઓમાં પેલો બાંધેલો લોટ અચ્છેર અચ્છેરને સુમારે પાથરવો અને પછી થાળીઓ પેલા તપેલામાં ચારણી ઉપર બે ચડાઉ ઉતરાવ મૂકવી પછી તપેલાએ ગોળખો કકડો બાંધીને

એક બેસતું ઢાંકણું ઢાંકવું. ઢાંકણે કકડો બાધવો વરાળ જરા પણ બહાર જવી ન જોઇએ. બા કલાક પછી જોવું ફુલીને દડા જેવાં થશે. હાથે ન વળગે એટલે કહાડી લેવું એમ અવરૈ નવર થાળીઓ મૂકવી. ઉતારીને ચપ્પુવતી ચોસલાં પાડવાં.

**નાળિએર પાક**—સાકર કે ખાંડ શેર બે નાળિએર ચાર કેશર માસા ૧ાા બદામ નવટાંક એલચી તોલો ૦ાા નાળિએર છીણીને થોડું ઘી નાખી તે કડક નહિ થાય એવી રીતે ધીમાં શેકવું અને કોરૂ કરવું પછી ટાઢું પડવા દેવું ખાંડ કે સાકરની ગોળી વળે એવી ચાસણી કરી તેમાં કોપરૂ નાખીને એક ઉભરો આવવા દેવો. મસાલો નાખી કથરોટમાં ધીનો હાથ દઇ સરખો સાધારણ જાડો થર પાથરવો અને ટાઢો પડયા પછી કાપીને ચકતાં કરવા. છીણેલા કોપરાથી દોઢ ઘણી સાકર કે ખાંડ લેવી જોઇએ.

[ ઋતુઓના ફેરફારથી પ્રકૃતિમાં ફેરફાર થાય છે અને જુદી જુદી પ્રકારે બનાવેલો ખોરાક ખાવા પીવાની સ્વાભાવિક રીતે ઇચ્છા થાય છે નિત્ય એકજ જાતનો ખોરાક ખાવામાં આવે છે, તો ખોરાકના તત્વો તેના તે હોવાથી પ્રકૃતિને માફક આવતો નથી કારણકે શરીરને પોષક જે જે જુદાં જુદા તત્વોની જરૂર છે તે તે તત્વો એકજ જાતના ખોરાકમાથી મળી શકતા નથી તેથી કુદરતી રીતેજ જુદા જુદા તત્વોવાળા સ્વાદ ભરેલા રસિક વિવિધ પદાર્થો ખાવાની રૂચિ પેદા થાય છે. માટે વિવિધ પ્રકારની ક્રિયાથી બનાવેલા પદાર્થો ખાવા લેવાની ખાસ જરૂર છે. રસોઇના પદાર્થો શી રીતે બનાવવા તે મેં ઉપયોગી ધારી ઉપર આપ્યું છે. ]

---

# भरतगुंथण.

## બીલાડી અને દડો રૂમાલ માટે ચોરસ તરાહ.

### લેખકઃ—બ્હેન શ્રી હસુમતિ. મા. દેસાઇ.

૧૭૬ સાંકળી સી.

હાર ૧-૪૩ ખાના કરો.

હાર ૨-૧ ખાનું ૩) પાસા ૧) ખાનું ૩) પાસા એમ આખી હાર ગુંથી જાવ.

હાર ૩-૪૩) ખાના કરો.

હાર ૪-૧) ખાનું ૪) પાસા ૩૯) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૫-૪) ખાના ૪) પાસા ૧) ખાનું ૪) પાસા હારના છેડા સુધી ૧) ખાનું ૪) પાસા કરો. બધા મળીને ૧૬) વખત થશે.

હાર ૬-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૧૦૬) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો

હાર (૭-૫) ખાના ૪) પાસા ૩૧) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર (૮-૧) ખાતુ ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૨૧) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ફેરવો.

હાર (૯-૫) ખાના ૪) પાસા ૨) ખાના ૩૭) પાસા ૧૭) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૧૦-૧) ખાનુ ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧૫) ખાના ૩૭) પાસા ૧) ખાનું ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૧૧-૫) ખાના ૪૦) પાસા ૪) ખાના ૨૨) પાસા ૪) ખાના ૪) પાસા ૧) ખાનું ૪) પાસા ૧) ખાનું ૪) પાસા ૫) ખાના ફરવો.

હાર ૧૨-૧) ખાતું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૫) ખાના ૨૫) પાસા ૧૫) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૧૩-૫) ખાના ૪) પાસા ૪) ખાના ૭) પાસા ૩) ખાના ૧૦) પાસા ૩) ખાના ૨૧) પાસા ૭) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૧૪-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૬) ખાના ૩૧) પાસા ૨) ખાના ૧૭) પાસા ૩) ખાના ૧૩) પાસા ૩) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૧૫-૫) ખાના ૪) પાસા ૩) ખાના ૧૩) પાસા ૪) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ૧૬) પાસા ૬) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૧૬-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૬) ખાના ૭) પાસા ૩) ખાના ૪) પાસા ૧) ખાનું ૭) પાસા ૩) ખાના ૭) પાસા ૫) ખાના ૭) પાસા ૪) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૧૭-૫) ખાના ૪) પાસા ૧૧) ખાના ૧૯) પાસા ૧) ખાનું ૧૬) પાસા ૧) ખાનું ૭) પાસા ૫) ખાના ૪) પાસા ૫) ખાના ફરવો.

હાર ૧૮-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૫) ખાના ૨૫) પાસા ૧) ખાનું ૧૬) પાસા ૫) ખાના ૭) પાસા ૫) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૧૯-૫) ખાના ૪) પાસા ૫) ખાના ૧૦) પાસા ૪) ખાના ૧૬) પાસા ૧) ખાનું ૨૫) પાસા ૫) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૨૦-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૫) ખાના ૨૫) પાસા ૧) ખાનુ ૧૬) પાસા ૩) ખાના ૧૦) પાસા ૫) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૨૧-૫) ખાના ૪) પાસા ૬) ખાના ૧૦) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ૧૬) પાસા ૧) ખાનું ૨૨) પાસા ૫) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૨૨-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૫) ખાના ૧૦) પાસા ૪) ખાના ૩૪) પાસા ૮) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૨૩-૫) ખાના ૪) પાસા ૮) ખાના ૫૦) પાસા ૬) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૨૪-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૭) ખાના ૪૦) પાસા ૧૧) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ફેરવો.

હાર ૨૫-૫) ખાના ૪) પાસા ૯) ખાના ૭) પાસા ૧) ખાનું ૩૪) પાસા ૮) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૨૬-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૯) ખાના ૨૮) પાસા ૧) ખાનું ૧૩) પાસા ૮) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૨૭-૫) ખાના ૪) પાસા ૭) ખાના ૧૯) પાસા ૧) ખાનું ૧૯) પાસા ૧૧) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૨૮-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૧૫) ખાના ૧૩) પાસા ૧) ખાનું ૭) પાસા ૧) ખાનુ ૪) પાસા ૭) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૨૯-૫) ખાના ૪) પાસા ૭) ખાના ૨૮) પાસા ૧૫) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૩૦-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૭) ખાના ૧૦) પાસા ૧) ખાનું ૪) પાસા ૮) ખાના ૨૮) પાસા ૭) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૩૧-૫) ખાના ૪) પાસા ૭) ખાના ૨૫) પાસા ૯) ખાના ૪) પાસા ૧) ખાનું ૪) પાસા ૪) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૩૨-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૧૬) પાસા ૮) ખાના ૭) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૧) ખાનું ૭) પાસા ૬) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનુ ફેરવો.

હાર ૩૩-૫) ખાના ૪) પાસ ૬) ખાના ૪) પાસા ૭) ખાના ૪) પાસા ૧૧) ખાના ૪) પાસા ૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૩૪-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ૧૦) પાસા ૨૪) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૩૫-૫) ખાના ૪) પાસા ૩૧) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૩૬-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૭) પાસા ૩૧) ખાના ૭) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૩૭-૫) ખાના ૪) પાસા ૩૧) ખાના ૪) પાસા ૫) ખાના ફેરવો.

હાર ૩૮-૧) ખાનું ૪) પાસા ૨) ખાના ૧૦૬) પાસા ૨) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૩૯-૫) ખાના ૪) પાસા ૧) ખાનું ૪ પાસા ૧૬) વખત કરો. ૪) ખાના ફેરવો.

હાર ૪૦-૧) ખાનું ૪) પાસા ૩૯) ખાના ૪) પાસા ૧) ખાનું ફેરવો.

હાર ૪૧-આખી લાઇન ખાનાથી કરો.

હાર ૪૨-૧) ખાનું ૪) પાસા એક ખાનું. આખી લાઇન કરો.

હાર ૪૩-આખી હાર ખાનાથી કરો.

" સુન્દરીસુબોધમાં ત્હમે ત્હેને સ્થાન આપ્યું છે, એટલે લેખકોની વિદ્વત્તા તેમજ લેખની ઉપયોગીતા વિષે વાચક વર્ગને કંઇ સંશય ભાગ્યેજ રહે.

પણ ત્હેમાં " ક્ષયરોગ " નાં જે કારણો આપવામાં આવ્યાં છે, ત્હેના ઉપવિભાગોમાં " કર્મવિપાક " તથા " જ્યોતિષ " ને લગતા જે વિચાર જોવાનાં આવે છે, તે જરૂર વાંધો ઉઠાવવા જેવા જણાય છે. " પુનર્જન્મ " નો સિદ્ધાન્ત ઘણાં મનુષ્યો હવે માનતાં નથી. કદાપિ કોઇ માનતાં હશે તોપણ " પૂર્વજન્મમાં બ્રહ્મહત્યા કરી હોય અથવા કોઇની જમીન દબાવી હોય અથવા ગુરુની સ્ત્રી સાથે ગમન કર્યું હોય " તે મનુષ્ય આ રોગથી પીડાય છે. અને " જ્યોતિષ શાસ્ત્રના આધારે જોતાં જેના જન્માક્ષરમાં સૂર્યની દશામાં બુધની અંતર દશા આવી હોય અથવા જન્મકાળમાં ચન્દ્ર નક્ષત્રમાં બુધનો યોગ થયો હોય તેને ક્ષય વિગેરે રોગ થાય છે. " ઉપર જણાવેલાં કારણો એવાં છે કે તે માત્ર કલ્પી લેવા ઉપરાંત ત્હેનું પ્રતિપાદન બુદ્ધિજન્ય જ્ઞાનથી શક્ય નથી. બ્રાહ્મણની હત્યા કરે ત્હેને ક્ષયરોગ થાય અને શુદ્રની, ગમે ત્હેવા ત્રાસદાયક રૂપમાં, હત્યા થાય તો ન થાય, એ કેવી રીતે માનવામાં આવે ? મહાન વિશ્વાસઘાત કરનાર, ગરીબની આંતરડી ત્હેના રજકણે રજકણમાં કકળાવનારને આ ભયંકર રોગ ન થાય, પણ તે થાય માત્ર જમીન દબાવી પડનારને !—અને છતાં જગતના મ્હોટા લડવૈયા અને નરેન્દ્રો જેઓ અહોરાત્ર પારકાની જમીન પચાવી પડવાના ધંધામાંજ નિમગ્ન હતા, ત્હેમાંના કોઇ ક્ષયરોગથી મરણ પામ્યાનું ઇતિહાસમાં તો ભાગ્યેજ જણાશે ! આવાં કલ્પનાજન્ય કારણો આપવા કરતાં ન આપ્યાં હોત તો ઇષ્ટ ગણાત. સાધારણ બુદ્ધિનાં અને સાધારણ જ્ઞાનવાળાં મનુષ્યો પણ હવે કર્મશાસ્ત્ર અને જ્યોતિષના ગ્રન્થોને દુનિયામાં વહેમ વધારવાનાં સાધનો શિવાય બીજા અર્થના સમજતા નથી. કારણકે જેના સત્યાસત્યની તુલના થઇ શકે તેમ નથી અથવા જે પ્રત્યક્ષ પ્રમાણને અનુકૂળ નથી, ત્હેવા સિદ્ધાન્તો અતિશ્રદ્ધા અથવા અન્ધશ્રદ્ધા વિના ભાગ્યેજ સ્વીકારી શકાશે. તેથીજ આ બુદ્ધિપ્રધાન વિજ્ઞાનદર્શી (Scientific) કાળમાં એવાં કારણો આગળ ધરવાં, એ પણ મિથ્યાભ્રમની અભિવૃદ્ધિ કરવાના પ્રયત્ન વિના બીજું શું સમજી શકાશે ?

વળી ક્ષયરોગના ઉપાયમાં " કર્મવિપાક, ગ્રહશાંતિ તથા ભુતપ્રેતાદિનો ઉપાય, " એ પણ વાંચવામાં આવે છે. અહિં લેખકોએ બુદ્ધિનો કાંઇક ઓછો સંકોચ દર્શાવ્યો છે. પણ અહિંયે બ્રાહ્મણોનાં ઉદરરૂપી ટપાલપેટી તો હાજર જ છે, જેમાં મિષ્ટાન્ન નાખ્યેથી દરદીઓનો રોગ માત્ર ભસ્મ થઇ જવાનો !

પણ જે વસ્તુ માટે મ્હારે ખાસ વાંધો ઉઠાવવો પડે છે, હું ધારું છું કે ઘણા વાચકો મ્હારી સાથે મળતા થશે, તે એ છે કે " ભુત પ્રેત " ની માન્યતા ઘણાં વર્ષો પછી એક કેળવણીના હીમાયતી અને સ્ત્રીઓને સુબોધ કરવાનો ઉદ્દેશ રાખનારા પત્ર દ્વારા લોકોમાં ફરીથી દાખલ કરવા પ્રયત્ન થાય છે ! સુન્દરી સુબોધ જેવું સુશિક્ષિત વર્ગમાં બ્હોળો પ્રચાર પામેલું લોકપ્રિય પત્ર આવા પ્રયત્નોનો ભોગ થઇ પડે છે, એ પણ દિલગીરી ભરેલું છે. "ભૂતપ્રેત" ની વાતો તદ્દન જૂઠી અને હાનિકારક છે, એ અનેક પ્રસંગે, વિવિધ પ્રમાણોથી સાબીત થઇ ચૂક્યું છે. સહુ જાણે છે કે એવી તરકટી વાતોની માન્યતાનો સ્ત્રીઓમાં પ્રચાર થાય તે

વળી વિશેષ શોકજનક છે. સ્ત્રીઓનાં કોમળ હૃદયોમાં એવી અસત્ય, મલીન વાતો ઉતારવી, એ હેમનાં મનમાં વહેમનાં, બ્હીકનાં બીજ રોપવા જેવુ છે, જેને પરિણામે હિસ્ટીરિયા જેવા દુરાગ્રહી અને દીર્ઘાયુષી દુષ્ટ રોગો હેમના શરીરમાં ઘર કરી બેસે છે।

આપના તંત્રમાં સુન્દરી સુબોધમાં જે ઉત્તમ, ઉપયોગી વિષય સામગ્રી રજુ કરવામાં આવે છે, તે માટે આપને ધન્યવાદ આપવાની જરૂર નથી. ગૂજરાતી વાંચનારી આલમ તે તો આપોઆપજ જાય છે. આ પત્રની જાણીતી અવ્યવસ્થા અને ખેદકારક અનિયમિતતા છતાં વાચકોની જે મ્હોટી સંખ્યા, રણનાં તૃષાતુર મનુષ્યોની પેઠે, હેની રાહ જોયાં કરે છે અને દરેક અંકને અન્તઃકરણ પૂર્વક સત્કારે છે, એજ આપના તંત્રીત્વનું સાર્થક્ય છે પણ આવા પ્રતિષ્ઠિત, સુબોધક માસિકમાં જ્યારે, સંસાર સુધારકોએ બહુ શ્રમે હઠાવી કાઢેલા વહેમોને, નવે તે સ્વરૂપમાં, પછી શાસ્ત્રની છાયા તળે અથવા વૈદકના આશ્રય નીચે, ફરીથી દાખલ કરવા પ્રયત્ન થતો જોવામાં આવે, તો દરેક દેશપ્રેમી મનુષ્યનો એ ધર્મ છે કે હેની વિરૂદ્ધ સખ્તમાં સખ્ત વાંધો ઉઠાવવો.

લિ. "સુન્દરી સુબોધનો એક વાચક"

** સુન્દરીસુબોધમાં પ્રકટ થતા વિષયો માટે લેખકે જે ઉચ્ચ સદ્ભાવ બતાવવા કૃપા કરી છે, તે માટે હું હેમનો આભારી છુ. આ પત્ર તેઓએ વાચકોના હિતાર્થેજ લખ્યો છે, એમ પણ નક્કિ છે. "ક્ષયરોગ" વાળા લેખના અમુક ભાગ સંબન્ધે તેઓ જે વાંધો ઉઠાવે છે, તે મ્હારા ધ્યાન બ્હાર નથી. સ્વામીજીને તે મ્હે વિદિત કર્યો હતો અને તે વિષયમાં વિશેષ સ્પષ્ટીકરણ ભવિષ્યમાં કરવા તેઓએ વચન આપ્યુ હતું હું ધારૂં છુ કે આ પત્રનો ઉત્તર તેઓ અનુકૂળતાએ આપશે લેખકને એક બાબતની ખાત્રી આપવી અહિં જરૂરની છે. "ક્ષયરોગ" નો લેખ લખનાર બને સ્વામીજીના પરિચયમાં હું કેટલાક સમયથી આવ્યો છુ અને મ્હને સમજાયુ છે કે તેઓ વૈદકના વિષયમાં સમર્થ વિદ્વાન્ છે તથા અન્ધશ્રદ્ધાના વિરોધી છે. વૈદક ઉપચાર સંબન્ધી હેમનું જ્ઞાન તથા અનુભવ વિશાળ છે અને અસાધ્ય મનાતા દર્દો એમના ઔષધથી સારાં થયાં છે. એટલે એક વાત તો નક્કિ છે કે રોગના જે શાસ્ત્રીય ઉપચાર હેમણે બતાવ્યા છે, હેમાં દોષ કહાડી શકવો સંભવિત નથી તેઓને આર્ય, યુનાની તથા યૂરોપિયન, એ ત્રણે વૈદક પદ્ધતિઓની માહીતી છે, એમ પણ મ્હે સાંભળ્યુ છે. અને હું આશા રાખું છુ કે સ્વર્ગસ્થ બાઇ શ્રી અમૃતલાલ પઢિયારની પેઠેજ સ્વામીજી પણ વૈદકના વિષયોને લગતા પોતાના બ્હોળા જ્ઞાન તથા અનુભવનો લાભ સુન્દરીસુબોધના વાચકોને વખતો વખત આપતા રહેશે.

રા. જ.

---

## પુરૂષોનો પ્રેમ !

સુંદરી સુબોધના અધિપતિ સાહેબ,

સ્ત્રી પુરૂષોનાં લગ્નમાથી ઘણાં એવી રીતે થાય છે કે તે તપાસી જોઈએ તો આપણને ઘણું જાણવાનું, વિચારવાનુ મળે આ ચર્ચામાં તરૂણ પુરૂષો અને કન્યાઓનાં લગ્ન-

નો તેમજ સ્ત્રીઓનાં પુનર્લગ્નનો વિષય બાજુપર રાખીશું. અહીં માત્ર ફરીથી સંસારની ધોંસરી ઉપાડતા પ્રેમી પુરૂષોના વિવાહ વિષેજ આપણે તપાસ કરી જોઇશું. મને ખાત્રી છે કે આ બાબતમાં સર્વ કોઇને જણાયા વગર રહેશે નહીં કે પુરૂષોનો પ્રેમ કેવળ અદ્ભુત છે! આ સવાલની ચર્ચાથી કોઇને રમુજ પડશે પણ ઘણાંને દીલગીરી થશે. ફક્ત આવી મહત્વની બાબત જોઇએ તેટલી ચર્ચાતી નથી એમ જાણીનેજ આ પત્ર લખવાનું સાહસ હું કરૂં છું.

મરી ગયેલી બાયડીની પાછળ પોક મુકીને અને કુકવો કરીને રડનારા, શોકને ખાતર ગળ્યું નહીં ખાનારા, તથા કાળી પાઘડી વગેરે ગમગીનીના શણગાર ધારણ કરનારા, ગરીબડા એકલા અટુલા રહેલા ધણીઓનો જેમ તોટો નથી, તેમજ સ્વર્ગસ્થ ધર્મપત્નીના મરણના દુઃખમાં ડુબી જઇ કવિતાઓના થોકડા કહાડનારા, તેમને પુસ્તકો અર્પણ કરનારા તથા કાળી લીટીઓવાળા કાગળો ઉપર લખનારા બીચારા ગૃહભંગ બની ગયેલા પતિઓની પણ ખોટ નથી. આ પ્રેમી સજ્જનો વિષે એક સત્ય જાણવા જેવું છે. એમાંના સર્વ કોઇ પુનર્લગ્ન કરવાને તો તૈયારજ હોય છે, પણ અભણ માણસો સ્મશાનમાંથી "નવી" લાવવાની ચળવળમાં પડે છે અને ભણેલા જરા ચાવળાશ કરીને પછી તેમ કરે છે. પણ સૌએ ફરીથી પરણવાના, એ તો નકી. પરણવાના તો ખરા–ખરા ને ખરાજ! તેમની સ્વર્ગવાસી પ્રિય પત્નીઓના આત્મા બીજી કેઇ રીતે સંતોષ પામે?–

સંસારના કીડાને તો લાગણી અને બુદ્ધિની કડવાસ સહને કરવી પડતી નથી. કારણ કે એ બાપડા સમજે છે કે બાયડીને પોતાનો કામ ધંધો હોય તે કાંઇ મુકી દેવાય નહીને ઘરમાં ઘરડા માણસો હોય, છોકરાં હોય, તે બધાંનું "ઘરવાળી" ન હોય તો પોતાનાથી કંઇ પુરૂં પડે નહિ. ભલેને બધાં એકઠાં મળીને લડે, વઢે, કજીયા કરે, કકસ કરે, પણ એનાં એ બૈરાં ઘર તો સંભાળશે?–કુટુંબની જંજાળ તો નીભાવશે? આમ હોવાથી ધંધાદારી માણસ બૈરૂં લાવે છે અને તે માટે "જુની" મરી જાય તે વખતથી,–સગવડ હોય તો તો સ્મશાનમાંથીજ, (અને વખતે બાયડીને અસાધ્ય રોગ હોય તો તે પહેલાંથી પણ) "નવી" લાવવાની ભાંજગડમાં પડે છે અને લાવે છે ત્યારે જાણે મોટી ફતેહ થઇ હોય એમ વરરાજા બની હર્ષનાં વાજાં વગડાવતા ઘેર આવે છે!

હવે આપણા વિદ્વાનો શું કરે છે તે જોઇએ. ધણીયાણી માંદી હોય ત્યારે તો એ પણું બની શકે એટલી ચાકરી કરે છે અને છોકરાં હોય ને જરૂર લાગે તો મરણ પથારી ઉપર પડેલી પત્નીને વચન આપવામાં પણ ચુકતા નથી કે "હે પ્રિયા! તારાં છોકરાંને ખાતર હું હમેશાં વિધુર રહીશ". બીજું વધારે તે બીચારા શું કરે? વળી બાયડી મરી જાય પછી બાવા જોગી બનવાની વાતો કરે છે, સંસાર ખારો લાગે છે ને હવે તો ધર્મની ચોપડીઓજ વાંચવી છે, એમ કહે છે. પણ એ બધો સ્મશાન વિરાગ ક્યાં સુધી ચાલે? ધીમે ધીમે દુઃખનું ઓસડ દહાડા થાય છે. હવે એમને પરણવું તો છે ખરૂં પણ પહેલાં આવેલાં માગાં પાછાં કહાડ્યાં છે, પોતાનાં વડીલોને ના કહી છે, લોકોમાં જાહેર કર્યું છે કે હું કદી પણ પરણવાનો નથી. એટલે કરવું કેમ?–પણ પોતે ડાહ્યા ભણેલા માણસ એટલે જાત જાતની યુક્તિઓ કહાડે દરેક જણ નવી નવી તરેહની ખટપટ કરે છે અને પોતાની મૂર્ખાઇ થઇ ગયેલી, તે રદ કરીને માથે ફરીને પાઘડી બંધાવા જેવી ચતુરાઇ વાપરી "નવી વહુ" તેઓ પણ ધામધુમથી લઇ આવે છે।

એક સુધારક ભાઈએ પુરૂષોના પુનર્લગ્નની (વરતી પત્રક જેવી) એક નોંધ તૈયાર કરવા માંડી છે, તેમાંથી થોડાક જાણવા જોગ ઉતારા અહિં આપું છુ. એથી ખાત્રી થયા વગર નહિંજ રહે કે પુરૂષોનો સ્વર્ગસ્થ પત્ની માટેનો પ્રેમ એ કેવી અદ્ભુત, અગમ્ય વસ્તુ છે?

૧. અ પોતાની ઘણી નાખુશી છતાં ફક્ત માબાપને ખુશી કરવાને જ પરણ્યો! પોતે વકીલ છે. ઉમર આશરે વર્ષ ૩૮–કન્યાની ૧૩ વર્ષ. આગલા લગનના ત્રણ દીકરા હયાતછે, બે પરણાવેલા છે. મોટો ૨૦ વર્ષનો, તેની વહુ ૨૦ વર્ષની. સૌથી નાનો ૧૪ વર્ષનો

૨. બની ઘરડી માતાએ આપઘાત કરવાની ધમકી આપવાથી તેણે ફરી લગ્ન કર્યું! રૂ. ૧૫૦ ના માસિક પગારવાળો અમલદાર છે. ઉ. વ. ૪૫–કન્યાની ૧૬. બે દીકરીઓ છે. એક બાળ વિધવા ૨૫ વર્ષની; બીજી ૨૨ વર્ષની છે, તેને બે છોકરા છે. રૂ. ૨૫૦૦ ખાવા આપીને "નવી" લઇ આવ્યો.

૩. ક નાં છોકરાંની સંભાળ કોઇ લે તેમ નહિ હોવાથી, તેમને માટે "નવી માતા" લાવ્યો! શ્રીમંત છે. ઉંચી કેળવણી લીધી છે. સ્વપત્નીને માટે તેણે લખેલી ખરા પ્રેમની કવિતાઓ છાપામાં પ્રગટ થઇ છે. ઉ. વ. ૪૩–કન્યાની ૧૪. બે દીકરીઓ અને એક દીકરો છે એક દીકરી અને દીકરો પરણ્યાં છે. એક દીકરીને ફરજંદ છે. દીકરાની વહુની ઉમર ૧૭ વર્ષની છે. નાની દીકરી ૧૩ વર્ષની છે.

૪. ડ પોતાનું ખાવાપીવાની ઘણી અગવડ પડતી હતી તે મટાડવાને ફરીથી લગ્ન કરીને "રસોયણ" લાવ્યો! રૂ. ૭૫ નો પગારદાર છે. બી એ થયો છે નિશાળ ખાતામાં છે. ગત પત્નીના શોકમાં ચારવર્ષ લગ્ન ન કર્યું. પાછળથી નિરૂપાયે પરણ્યો. ઉ. વ. ૪૦–કન્યાની ૧૦. બે હજારનો વીમો ઉતરાવવો પડ્યો અને હજારેકનું દેવું લગ્ન ખાતેના ખર્ચ પૈકી આપવાનું હજી બાકી છે.

૫. ઈ એ વડીલ સગાંના આગ્રહથી પોતાની "સેવા કરવાને" "દાસી" આણી છે! જમીન જાગીર છે, વેપાર પણ સારો ચાલે છે. ઉ. વ. ૪૦–કન્યાની ૧૫. શરીર તદન જીર્ણ થઇ ગયું છે. રોગથી ભરેલું છે. હમેશાં માંદો રહે છે. બે દીકરા પહેલી બાયડીએ મુકયા છે ને બીજી બાયડીની એક દીકરી છે. "નવી" આવ્યા પછી એમની સાથે નથી બનતું. તેથી દીકરા જે બને પરણેલા છે તેઅને જુદા ઘરમાં રાખ્યા છે અને દીકરીને હજી પરણાવવાની બાકી છે, તેને મોસાળ મોકલી દીધી છે. કોંગ્રેસ તથા કેળવણી અને સંસાર-સુધારા કોન્ફરન્સોમાં મદદ કરે છે તથા ભાગ લે છે.

૬. ફ એ તો ફરી લગ્ન કરવામાં કેવળ આત્મ ભોગ આપ્યો છે! ન્યાતમાં કન્યાને બીજો કોઇ યોગ્ય વર નહોતો તેથી તેનાં માબાપના આગ્રહથી તેને ફરીથી લગ્ન કરવું પડ્યુ છે. ઉ. વ. ૫૨–કન્યાની ૧૪. પોતે મોટી વેપારી પેઢીમાં મેનેજર છે, પૈસાદાર થયો છે. સમરાંને તથા સાળાઓને લગ્ન પછી ધંધે રોજગારે લગાડી દીધા છે. આગલા લગ્નનો મામોજી (વહુનો મામો) પોતાને ઘેર રહેતો હતો તેને "નવી"એ રૂખસદ આપી દીધી છે. પોતે ક્ષયરોગથી પીડાય છે, ડાક્તરોએ તેને લગ્ન માટે નાલાયક જાહેર કીધો હતો.

૭. ગી એ પણ પ્રાણ ભોગ આપ્યો અને પોતાની સ્ત્રીના મરણ પછી એક માસમાં "નવી વહુ" ને ઘરમાં લાવી બેસાડી! સરકારી ખાતાનો મોટો અમલદાર છે. ઘણો પૈસો

એકઠો કર્યો છે. ઉંચી કેળવણી લીધી હતી; અત્યારે તેમાંથી કેટલી રહી હશે, એ સવાલ છે. ઉ વ. ૫૦-કન્યાની ૧૫. છોકરાંને ઘેર છોકરાં છે. પોતાને પાંચ દીકરા અને ચાર દીકરીઓ છે. સહુથી નાનો દીકરો ૧૦ વર્ષનો છે. નાની દીકરી ૧૬ ની છે. કન્યાએ એવો આગ્રહ કર્યો કે પરણું તો તેનેજ પરણું, તેથી નાઈલાજે તેને લગ્ન કરવું પડ્યું, એમ કહે છે. ન કર્યું હોત તો તે કન્યા જરૂર આપઘાત કરત ને તેનું પાપ પોતાને લાગત! બાકી સ્વ. પત્ની માટેનો તેનો પ્રેમ અનહદ છે. હજી પણ પોતાના દિવાનખાનામાં તેની મોટી છબી રાખીને સવારમાં ઉઠીને તેનાં દર્શન કરે છે અને નાહીને પુજા કરે છે. "નવી"ને આ વાત પાલવતી હોય એમ જણાતું નથી. આગળ ઉપર-જે થાય તે ખરૂં. લગ્ન થયે હજી થોડોજ વખત થયો છે.

૮. પન્ન એક ઉપર બીજી પરણી લાવ્યો છે. "જુની" માંદી રહે છે. મરવાની તો છે પણ જોઇએ તેટલી તાકીદથી તે મરતી નથી. તેથી ધીરજ ન રહી અને "નવી" લઇ આવ્યો! યુનીવર્સીટીની ઉંચામાં ઉંચી પદવી એને મળી છે અને ગરીબાઇમાંથી સારી સ્થિતિમાં, પોતાની વિદ્યાના બળથી, આવી શક્યો છે. જબરો સંસાર સુધારક ? (હતો?) અને સરકારી નોકરી લેના પહેલાં તેવોજ દેશોદ્ધારક ભાષણકાર પણ ગણાતો ઉમર આશરે વર્ષ ૪૦ ની હશે. (બીજી વધારે હકીકત હજી મળી શકી નથી.)

૯. આ૬ નોકરીયાત માણસ તેથી ઘરડા પિતાની ચાકરી કરે એવું કોઇ માણસ નહીં મળવાથી ફરીથી લગ્ન કરીને "લુંડી" લઇ આવ્યો! ઉ. વ. ૪૨,-કન્યાની ૯. બેનની દીકરીનું સાટું કર્યું ત્યારે "નવી" ઘેર આવી! પોતાને દીકરી થાય તે બેનના દીકરાને માટે સાટામા લખી આપવાનો દસ્તાવેજ કર્યો છે. પોતે કવિ અને જાણીતો લેખક છે. એક પુસ્તક સ્વર્ગવાસી પત્નીને અર્પણ કર્યું છે. સંસાર સુધારા માટે આગળ પડતો ભાગ પણ લે છે. છાપામાં ઘણીવાર નામ જોવામાં આવે છે. આગલી બાયડીનાં છોકરાંનું મોસાળમાં ભરણ પોષણ થાય છે!

૧૦. જ્ઞે પોતાની સ્ત્રીને બેહદ પ્રેમથી ચહાય છે પણ પાછળથી તેને સમજાયું કે "જુની"ની સાથે તેની ફક્ત "દેહલગ્ન" થયુ છે એટલે પોતાને કાંઇ મુક્તિ મળે નહીં. તેથી ફરીથી "સ્નેહલગ્ન" કરીને એક ઉપર બીજી લાવ્યો છે! *ઉ. વ. ૪૨,-કન્યાની ૧૨. ગુજરાનનાં સાધન સાધારણ છે પણ ન્યાતમાં કન્યાની અછત હોવાથી રૂ. ૧૦૦૦ અને પાકું આપીને "નવી" લઇ આવ્યો. ને ઘર ગીરો મુક્યું છે તે તો છુટે ત્યારે ખરૂં! આગલીઓ અને તેનાં બે છોકરાં છે, તેમનું ગુજરાન પણ માંડ માંડ નીભાવી શકે છે. તેમાં આ "નવી" નો ઉમેરો થયો છે. પણ તત્વજ્ઞાન ઉપર વિશેષ પ્યાર છે અને ગઝલો લખીને પોતાની ધુનમાં મસ્ત રહે છે. પૈસા આવે ત્યારે ખાય છે ને ચમન ઉડાવે છે, ન હોય ત્યારે "હરિગુણ ગાય" છે! નીશો ન કર્યો હોય ત્યારે સારો માણસ જણાય છે. "નવી"ને લાવ્યો તેથી કાંઇ "જુની" ને ભુલતો નથી. કહે છે કે "ચાહીશ હું બેયને!" ‡

* "સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમાન પાપ નથી; "દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમાન મુક્તિ નથી."

નાનાલાલ કવિ.

‡ જે નામનું અને અર્પનું ૨૮. શ્રી કલાપીનું એક ગાગ ઉ.

પ્રેમની કવિતાઓ લખનારા તથા સ્નેહ વિષે વિવેચન કરનારા આ પેઢીના સાક્ષરોમાંથી કોઇ લેખવડે અથવા ભાષણદ્વારા આ વિષયમાં સત્યવસ્તુ શી છે તે સમજાવે, તો અમો અજ્ઞાન પ્રાણીઓને બહુ લાભ થાય.

આ તપાસમાં એક વિચિત્રતા મને જણાઇ છે. તેની નોંધ કરવાની જરૂર છે. જેમનાં પુનર્લગ્ન થયાં છે, તેમાંથી ઘણાખરા, સઘળા પુરૂષો સારી સ્થિતિમાં છે. તેઓ બાપડા સર્વને મા બાપ, ભાઇ ભાંડુ, સગાં સંબંધી, વિગેરે હર કોઇના દબાણથી ફરીથી લગ્ન કરવું પડેલ, એ વાત જાણીતી છે! છતાં એમ કેમ બને છે એ કોઈ કહેશે કે આખા દેશમાં જ્યારે આટલા બધા પુરૂષો વાંઢા મરે છે, ત્યારે માત્ર જેઓ પૈસાવાળા છે અથવા નાણાં સંબંધી સારી હાલતમાં છે તેઓને જ આવા દબાણનો-આગ્રહનો પ્રહાર ખમવો પડે છે? એમ કેમ નથી બનતું કે ગરીબ સ્થિતિના વાંઢાઓનું એક વખત પણ લગ્ન થાય એટલા સારૂ એમનાં વડીલો, સગાં વહાલાં એમના ઉપર બીલકુલ દબાણ નથી કરતાં?—આ વાત સમજાતી નથી. મને પોતાને તો લાગે છે કે પૈસો હોય છે ત્યાંજ આવાં લગ્ન થાય છે, એટલે કોઇના દબાણના જે બહાનાં ગોઠવવામાં આવે છે તે ફક્ત બહાનાં જ છે! ગરીબોને પણ પરણવાનું મન હોય, એમને પણ વૃદ્ધ માતાપિતા આપઘાત કરે એવાં હોય, એમને પણ "સ્નેહ લગ્ન" કરવાં હોય, પણ પૈસાની ગેરહાજરીમાં તેમ બનતું નથી. તેથી એમ પણ માની શકાય કે લોકો બીજાના આગ્રહથી ફરીથી લગ્ન કર્યાનું કહે છે, તે વાત તદ્દન ગલત છે. અને પોતાની પૈસાની અનુકુળતાને લીધે, મોજ શોખ ભોગવવાનેજ તેઓ પરણે છે, એ વાત નક્કી થાય છે. છતાં કોઇ સજ્જન મારી ભુલ થતી હોય તો સમજાવવા કૃપા કરશે હું તેમનો અન્તઃકરણપુર્વક આભાર માનીશ.

આ રીતે "પુરૂષોનો પ્રેમ" પોતાની સ્વર્ગસ્થ પત્ની માટે કેટલો હોય છે, તેનું કાંઇક દર્શન વાંચનારને થયુ હશે. હવે પરણ્યા પછી વિદ્વાનોની બાયડીઓ (નવી તેમજ જુની) ની શી હાલત થાય છે તે વિષે કોઈ બીજે પ્રસંગે જોઇશું.

લિ. સૌ. "ચકોરી."

---

## અશ્રુબિન્દુ.

(પૃષ્ઠ ૧૨૨ માંથી ચાલુ)

યુવાન સંન્યાસીના પોકારથી શહેરેશહેર કોલાહલ મચી રહ્યો. પથ્થર જેવાં હૃદય પણ પીગળે, એવાં હૃદયભેદી ચિત્ર રજુ કરી, તે પોકાર કરવા લાગ્યો; બીજા દુખી લોકોનાં દુખ પોતાની જાતે તે જોતો હતો અને આંખમાંથી પડતાં આંસુ તે ભરી લેતો હતો.

ગુરૂદેવની સમીપ આવી શીષ્યે નિરાશ થઇ જઇને કહ્યુઃ "સ્વામીજી બહુજ મહેનતે આટલાં આંસુ પ્રાપ્ત થયા છે."

સંસારના સ્વાર્થ ઉપર યોગીરાજની આંખોમાં પણ આંસુ આવ્યાં અને કળશીઓ કોલાહલ ભરાઇ ગયો. પછી તે લોટો હાથમાં લઇ તેઓશ્રી બોલ્યાઃ "આટલાં આંસુથી જગતના સ્વાર્થી આસુના ઝેરને દૂર કરી શકાય તેમ નથી અફસોસ! આખી દુનિયામાં બીજાનાં દુઃખે દુખી થનાં મનુષ્યો ક્યા છે કે જેમનાં આસુવડે તે અમૃત બની શકે?"

# નકલી નારીઓને નુકતેચિની.

મે. સુન્દરી સુબોધના તંત્રી જોગ,

સુધરેલી પારસણોએ ધુમ્રપાન પણ આરંભ્યું !—

"પારસી બૈરામાં બીડી પીવાની દાખલ થતી 'નવી બદી'" એ શીર્ષકવાળા એક ફકરામાં એક અઠવાડિક પત્ર પારસી સ્ત્રીઓને મળતી હદ પારની છૂટના સબંધમાં જણાવે છે કે, "જો દરેક પારસી માબાપ પોતાની છોકરીઓને જરા બહુ છટકી ન જવા દઇ મર્યાદા પાળવાનું શીખવે તથા તેના ઉપર યોગ્ય દેખરેખ રાખે, તેની પોષાક પહેરવાની અયોગ્ય પદ્ધતિમાં જરા સુધારો કરવાની ચીવટ લે અને તેમને સ્વછંદે અત્રતત્ર વિહરવા ન દે, તથા ધર્મની કેળવણી બચપણથીજ આપે, અને મોટું બેરું ન થવા દેતાં ૧૪ વર્ષની કીશોર વયમાંજ પરણાવે, તોજ પારસી કોમમાં અને ખાસ કરીને અતી ચાપચીપવાળી પારસણોની રીતભાતમાં સુધારો થશે. આજ કાલ તો "મોટા, ઘરની" પારસણો બીડીઓ પીતાં પણ શીખે છે ! એ તો ખરૂંજ છે કે યુરોપીઅનોમાં પણ (કે જેમનું આંધળું અનુકરણ કરવાજ પારસી બાઇઓએ ઝંપલાવ્યું છે) હલકી કોટીની મહમોજ બીડીઓ ફુંકે છે. તો પછી ઓ પારસી સ્ત્રીઓ ! તમે કઇ નીતિને આધારે, કોનું જોઇને આ નવું ધતીંગ પકડયું ? વેશ્યાના જેવાં કપડાં પહેરવાં, ગમે તેને "સાહેબજી" કહીને મળવું ભેટવું, સ્ત્રી હોઇને સ્ત્રીનાં લજ્જા વગેરે જે મુખ્ય ઉચાં લક્ષણો હોવાં જોઇએ તે લક્ષણોને નેવે મુકી દેવાં, વકીલ કે બેરીસ્ટર કે ડાક્તર વર મળે તોજ પરણવાની હઠ લઇ બેસવું અને ન મળે તો યુવાવસ્થા નકામી ગાળી તેનો દુરૂપયોગ કરવા તરફ નજર દોડાવવી, એ બધું અંતે તો નાશ-કારકજ સમજી લેવું."

તા. ક.

# સ્વાગત સદન.

નીચે જણાવેલાં પુસ્તકો સુન્દરી સુબોધ મન્દિર ખોતે મળ્યાં છે. ત્હેની પ્હોંચ હૃ ઉપકાર સાથે જાહેર કરૂ છું:

**૧. સ્ત્રી હિતોપદેશ-સ્વર્ગસ્થ ગં. સ્વ. જમનાબાઈ સક્કાઇ સ્મારક અંક.**

આશરે મ્હોટાં ૩૫૦ પૃષ્ઠ એક રંગીન તથા બીજી દસ છબીઓ, પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૨-૮-૦.

પ્રકાશક: મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી રા. રા. કેશવલાલ ભીખાભાઇ મખિયાર, (નંબર ૬૧, બાણગંગા, વાલકેશ્વર, મુંબાઇ.)

**૨. રામકૃષ્ણ પરમહંસ.**

વિસ્તૃત, સચિત્ર જીવન ચરિત્ર. ૭૫૦ ઉપદેશામૃત સહિત. આશરે ૮૪૦ પૃષ્ઠ. ચાર રંગીન છબીઓ પાકું સોનેરી નામવાળું પૂઠું. મૂલ્ય રૂ. ૨-૮-૦ લેખક તથા પ્રકાશક: રા. રા. ડાહ્યાભાઈ રામચન્દ્ર મ્હેતા, સમ્પાદક-"સસ્તી વાર્તામાળા," (હાણાપીઠ, નવોવાસ, વચલી પોળ, અમદાવાદ.)

**૩. ગં. સ્વ. રમણલક્ષ્મીના લેખો.**

આશરે પૃષ્ઠ ૨૫૬. પાકું પૂઠું. બે છબીઓ. મૂલ્ય રૂ. ૦-૧૪-૦. લેખક: અક્ષર વાસી બ્હેન ગં. સ્વ રમણલક્ષ્મી ત્રિભોવનદાસ મોદી. પ્રકાશક રા. રા. સવાઇલાલ દામોદરદાસ મોદી તથા રા. રા. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. (સાબરમતી)

**૪. સ્વ દેશભક્ત ગોપાળકૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો. પુસ્તક બીજું.**

(દેશાન્તર વસવાટ સંબન્ધી આશરે પૃષ્ઠ ૧૫૦. પાકું પૂઠું. આઠ છબીઓ. મૂલ્ય રૂ. ૦-૧૦-૦. ભાષાન્તર કર્તા રા. રા નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક, ઑલ ઈન્ડિયા હોમરૂલ લીગ, (મુંબાઇ.)

**૫. કેટલાક સંવાદો**

આશરે પૃષ્ઠ ૧૧૫. પાકું પૂઠું. પાંચ ચિત્રો. મૂલ્ય રૂ. ૧-૦-૦. લેખક: રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી. (૧૦૨,૪ લોઅર ચીતપુરરોડ, કલકત્તા.) સોલ એજન્ટ. રા રા. જીવણલાલ અમરથી મહેતા. (અમદાવાદ.)

**૬. સર રવીન્દ્રનાથ ઠાકુરનાં સંસ્મરણો.**

આશરે પૃષ્ઠ ૨૭૮. પાકુ પૂઠું. (વિવિધ ગ્રંથમાળાઃ અંક ૪૨-૪૩, વર્ષ આઠમું. સં. ૧૯૭૪) મૂલ્ય રૂ ૦-૭-૦ અનુવાદક: રા. રા અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી, બી. એ. (ભરૂચ)-સંપાદક અને પ્રકાશક, શ્રીયુત ભીક્ષુ અખંડાનંદ (કાલબાદેવી રોડ, મુંબાઇ.)

**૭. એક ગ્રેજ્યુએટની કથા અને એક વિચિત્ર સ્વપ્ન.**

ન્હાના કદનાં આશરે પૃષ્ઠ ૧૦૦, પાકું પૂઠું. મૂલ્ય. રૂ. ૦-૧૨-૦ લેખક: રા. રા. હરિલાલ માણેકલાલ દેસાઇ, બી. એ. (વડોદરા)

**૮. કાંચનમાળા.**

અદ્‌ભુત-રમ્ય-કાવ્ય-કથા. આશરે પૃષ્ઠ ૩૨૫ મૂલ્ય. રૂ. ૧-૪-૦ (માસિક મનોરંજનના ગ્રાહકોને ભેટ) અનુવાદક રા. રા. વિઠ્ઠલ સીતારામ ગુર્જર. પ્રકાશક, મનોરંજક ગ્રંથ પ્રસારક મંડળી. (ગીરગામ, મુંબાઇ.)

# बाल काव्य.

## મા.

લેખકઃ—રા. રા. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

( ચોપાઈ )

મા તે દેવી આપો આપ,
તેના હેત તણું નહિ માપ,
ઘડીભર દેખે ન મારૂં મુખ,
તો પામે મન અતિશય દુખ.
ધરે ન દિલમાં મારા દોષ,
કદી લાવે નહિ મુજ પર રોષ,
સાંભળી મારા કાલા બોલ,
હરખાએ મનમાંહિ અતોલ.
સારૂં ખાવુ ન પોતે ખાય,
મુજને આપીને હરખાય;
સમય નિશાળ છુટવાનો થાય,
રસ્તો જોયા કરતી માય.
જો જરી મોડું મુજને થાય,
માડી મન અતિશય અકળાય;
બીજા બાળને પુછે ભાઈ,
દીઠો તેં મુજ બાળુ ક્યાંઈ?
ત્યાં તો મુજને દેખી માય,
રાજી થઈને સામી ધાય,
જાણે અમુલ્યનો સામાન,
ઉચકી મન થાયે ગુલતાન.
ઘણા લડાવ્યાં હેતે લાડ,
જેનો વાળી શકાય ન પાડ;
સુખી કરવા દુખી પોતે થાય,
એ ઉપકાર નહિજ ભૂલાય.
દિલ તારૂં નવ હું દુભવીશ,
સદૈવ તુજ આજ્ઞા પાળીશ;
જીંદગીભર સુખમા રાખીશ,
લઈશ નિરંતર તુજ આશિષ.

# સુન્દરી સુબોધ ∴ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે. આથી-પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,-સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાબલ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશહિત છે.

પુ. ૧૬ સું. ] મે-જુન, ૧૯૧૯. [ અંક ૫-૬.

## सरस्वती.

## प्रभुना आदेश.

लेखकः गौ. हरिगंगा बेन.

१.

हे नाथ ! जीव ज्यां सुधी आपश्रीना चरणमां आवतो नथी त्यां सुधी ते अहीं निरंतर मोह पामे छेः पण, हे देव ! ते ज्यारे आपश्रीनो दासानुदास थाय छे त्यारेज ते सत्वर भवसिंधुने तरे छे.

२.

जेम निर्मळ आकाश रमणीय रजनिपतिथी ने प्रकाशवान तारागणोथी सुशोभित जणाय छे, तेम तारे तारुं निर्मळ हृदय नित्यानित्यना विवेकथी ने दैवी संपत्तिरूप सद्गुणथी सुशोभित राखवुं जोइए.

३.

शीतळ, निर्मळ ने सुगंधमय जळथी बहार नीकळी, निदाघना मध्यान्ह प्रखर तापमां भ्रमण करवा नीकळवुं ए तने सुखदाता नथी पण दुःखदाता छे. ए स्मरणमां राखजे.

४.

पर्वत जेम पोतानां अंगोमांथी निर्मळ जळनां झरणां वहेवा दे छे, तेम तुं तारा चित्तमांथी पवित्र विचारोने वाणीद्वारा बहार नीकळवा दे. पर्वत जेम हीन

जनोने घा अर्थीने काष्ट, पत्र, पुष्प, फळ आदि तथा धातु आदिना दानवडे संतोष आपे छे, तेम तुं पण तारा मन, इंद्रियोने शरीरादिवडे दीन तथा अर्थी जनोनुं निर्दोष हित यथाशक्ति आपी तेमने संतोष आप.

५.

मनवडे कोइनुं अनिष्ट चिंतवीश नही, वाणीवडे कोइने अप्रिय ने अहित-कर वचन कहीश नहीं, ने शरीरवडे कोइने द्वेषबुद्धि पूर्वक पीडा करीश नहीं. स्थान, वस्त्रो, शरीर, इंद्रियो, ने मनने पवित्र राखजे. अन्न वस्त्रादि, भोग्य पदार्थो पोताना प्रारब्धानुसार जे मळे तेमां संतोष राखजे. तारा मन उपर शुभ संस्कारो पाडे एवा पवित्र ग्रंथोनुं वांचन मनन अवकाशानुसार करजे.

६.

बहुज विचारीने जोइनुं बोलजे; बोल्यां पहेलां वाणी तारी छे पण पछी तुं तेने आधीन छे. विचारीने बहारना पदार्थो जोजे; जोया पहेलां चक्षु तारां छे, पछी तुं तेने आधीन छे; नहींतो पश्चात्ताप करवानी स्थितिमां मूकाइ जइश.

७.

जे विचार करीने पश्चात्ताप करवो पडे ते विचार नज कर. जे वचन बोलीने पाछळथी ग्लानि उपजे ते वचन नज बोल. जे वचन सांभळी जीवने खेद थाय ते नज सांभळ. जे क्रिया करवाथी पश्चात्ताप थाय ते नज कर. अर्थात् पाणी पहेलां पाळ बांधीने सर्वदा रहे.

८.

जो तुं पति होय तो एकपत्नीव्रत पाळी तारी पत्नीना जीवात्मानो उद्धार करवा प्रयत्न कर, ने जो तुं पत्नी होय तो तारा पतिनी आज्ञाने शुद्ध भावथी अनुसरी पतिव्रताशिरोमणी थवा सर्वदा प्रयत्नशील रहेजे; तुं पिता वा माता होय तो तारी संतति, नीतिवान, धार्मिक, उद्योगी तथा कर्तव्यनिष्ठावाळी थाय तेवो प्रयत्न करजे.

९

तारा गृहनी आसपासनो भाग पवित्र राख. गृह पवित्र राख. गृहमांना पदार्थो स्वच्छ राख. तारुं शरीर पवित्र राख. इंद्रियो अने हृदयने निर्दोष तथा निर्मळ राख. आ जातनी पवित्रता तने मारा पवित्र धाममां लावशे.

१०.

तुं मारामां कां[illegible] उदित, निःस्वार्थ, विशुद्ध प्रीति राख; त्यारेज तने मारी अमोघ कृपानो लाभ [illegible]. मारी कृपाथी तारी सघळी प्रतिकूलताओ दूर थशे;

# काव्यकुंज.

## લગ્નગીત.

લેખક: શ્રીયુત્ “ વિનોદકાન્ત. ”

( શાર્દૂલવિક્રીડિત. )

જેનાં પુણ્યસ્વરૂપની પ્રતિકૃતિ આ વિશ્વલીલા-લસે,
જેની અદ્દભુત શક્તિ ને કૃતિ સહુ સદ્દભાવનાથી સ્મરે
જે પ્રેમી પ્રભુના પ્રતાપી યશનાં સદ્દગાન સૌ યે કરે,
આશીર્વાદ અનુપ એ પ્રભુતણા આરંભમાં માગીયે.
આજે ઉજ્જવલ ધન્ય મંગલ દિને, તેજ પ્રભા પૂર્વમ
પ્રાતઃવેળ શી રમ્ય દીપી રહી'તી, ને કિરણો સૂર્યનાં;
સોનેરી ઝરણાં સમા જગતને આ'લાદવારિ વિશે,
ફૂલ્લાગે ન્હવરાવતાં પ્રીત થકી ને પ્રેરતાં હર્ષને.
આવી ક્રાન્તિ પ્રભાતની નવવી એ, વાયુની સંગે રમે,
ને ક્રીડા કરી શાન્તિ સર્વ ભૂમિ શું એ ખેલડી પાથરે,
તેવાં ઐક્ય પ્રકાશ ને મધુરતા, ઓ દમ્પતી ! પ્રેરજો,
ને આ જીવનપન્થ શું પળપળે, શાન્તિ-સુધા રેલજો.
શોભા મંડપની સુવાસ સુન્દરતા, રત્નાવલિની પ્રભા,
કોકિલા સમી સૌમ્ય કંઠ-મધુરી સૌ સુન્દરીની છટા,
વસ્ત્રાભૂષણની કુંડી ઝલક ને મન્ત્રોની ગમ્ભીરતા,-
એ સૌ સૂચવતાં પવિત્ર દિનની પ્રસન્નતા હર્ષદા.
એવી પુણ્ય પવિત્રતા, રસિકતા, આનન્દ, ઉત્સાહ ને,
સ્ફૂર્તિ વેગવતી વસો નિશદિને, આ દમ્પતી જીવને.
સ્વર્ગેથી સહુ દેવવૃન્દ ! નિરખી, દુન્દુભિ વાજે અને
મોંઘાં સૌરભ રેલતાં ફુલ તણી વૃષ્ટિ કરીને હવે,
મીઠી દૃષ્ટિ કરી તમે નયનથી, વર્ષો અમી સ્નેહનાં,
વ્હાલે યુગ્મ વધાવવા રતનથી કો પાડવો અપ્સરા.
તેના દિવ્ય વધામણાં ઉભયના આત્મા અને આશને,
સન્તોષી, પછી શાન્તિથી યુગલને કૈં આમ ઉદ્દબોધશોઃ
“ જેવા રમ્ય સુરંગી રેશમ તણાં બે સૂત્ર ગૂંથાય ને
દોરી સુંદ, સાન્દ્ર ને સગ્ય જે એ સૂત્ર દોરી બને, '
તેવા જીવન આત્મ બે કુર્બાન આ જોડાય આજે અને
રૂડા મન સમા વણાઈ રહીને એકાગ નિત્યે રહે;
વ્યક્તિ એકરૂપે મહા વિસર્જને એ ઐક્ય સાધે ઉરું,-

એ આશીર્વચનો સુરાલય થકી દેવાલયથી લાવું હું "
આજે ચોખ્ખું હિન્દના ગરજી રહે સ્વાતંત્ર્યની હાકથી,
ભોળા મોહન, માલવીય મધુરા, સુરેન્દ્ર, ટાગોરની
વાણી સિંહ સમાન વા મૃદુલ શી, સૌને નિમન્ત્રે લહાં,
સેવાયજ્ઞ શું આવવા સહૃદયે માતાની સેવાર્થે, ત્યાં,
વ્હેલાં હોંશથી આવજો તમ અને દેશોન્નતિ કાર્યમાં,
વૃત્તિ બાન્ધવસ્નેહની સ્ફુરી રહો બે દેહમાં, આત્મમાં,
અગ્રસ્થાન દીપાવજો દિન જતે સ્વાતંત્ર્યના યુદ્ધમાં,
ધારી ભવ્ય ધ્વજા મહદ્ અમર એ, પામો યશસ્ વિશ્વમાં.*

---

## ભવાટવી.

લેખક: શ્રીયુત્ "શાન્ત."

કોઈ ઉગારોને
    એ વસમી વાટથી !
ભવાટવીની એ વાટથી
કોઈ બતાવોને એ વાટ !
પાન્થ આ ભૂલો પડ્યો ત્યાં,
નથી ઉગરવાનો કો આરો, આરો. કોઈ૦
નથી પડ્યાં ત્યાં નદ નદી પ્હાડો,
જ્યાં પ્રાણી લે કો વિસામો. કોઈ૦
દીસતું નહિ શું આ ને શું આ છે,
જ્યાં બધે તિમિર પ્રસર્યું.

*     *     *     *

દીસે પરંતુ દૂર શું કંઈ ગઢ ઝીણું,
પ્રકાશ+ આપે મમ× પન્થીને જે.

*     *     *     *

ભલા પાન્થો સર્વે !
    વિચરણ કરો આ પથ મીઠે,
ને જાઓ એ પન્થે
વિરમણ કરેલા સવિત જ્યાં.

---

* આ ગીત બન્ધુના લગ્નના મંગળ પ્રસંગે રચ્યું હતું. તેમાંના ઉદ્ગારો તે પ્રસંગે સર્વ માન્ય થાય તેવા છે તેથી ગુજરાતના વાચકવર્ગ સમક્ષ તે મૂક્યું છે અને લેખકની આશા છે કે લગ્નના સહુ શુભ પ્રસંગે સ્નેહીઓને ઉપયોગી થશે.

+ સત્ય જ્ઞાનરૂપી.    × મારા જેવા

# માનું સ્મરણ

લેખક: બ્હેન શ્રી સકીનાબાઇ અબદુલ્લાભાઇ રામજી.

(મન્દાક્રાન્તા.)

આજે તારૂં સ્મરણ હૃદયે, માડી ઓ ! ઊભરાતું,
જોઈ તારૂં જીવન સઘળું દીલ દુઃખે ભરાતું;
કેવા કેવા વિવિધ વિધિના રંગ તેં માડી જોયા ?
રે રે માડી ! સ્વજન સઘળાં જીવનાં હાથ ખોયાં !

સૌભાગ્યે જે જીવન સુખીયું દીપતું દેખતાંતાં,
તે તો સ્વપ્નું ક્ષણિક થઇ ગયું રંગમાં ભંગ થાતાં;
લાગ્યા ભારે જખમ દિલના ધૈર્યથી તેં ખમ્યા સૌ,
ને સંતોષે રહી પ્રભુ પદ ધ્યાન રાખી રહી સૌ.

બન્ધુ જાતાં તુજ હૃદય તો છેક તૂટી પડ્યુંતું,
માતા મ્હારી ! સહી શકી નહિં પુત્ર વિયોગને તું;
થાકયું પાંકયું હૃદય ઝુરતું છેક આશા વિનાનું,
ખાતાં ખાતાં જખમ દિલના જીવવું ક્યાંથી લાગ્યુ ?

મૃત્યુ મીઠું ગમતું તુજને તેજ પામી તું આજે,
ત્હારાં ઊંડાં દરદ દિલનાં સર્વ ભૂલી જ જાજે;
આજે ત્હારાં હૃદય દુઃખનો છેક આવી ગયો રે;
ત્હારૂં હૈયું સતત રડતું બંધ આજે પડયું રે.

સંભારૂં શુ ? રડી રડી સ્મરે ગામ આખું તને રે,
માતા મ્હારી ! તુજ વિણ, કહે, કોણ હાવાં અમારે ?
ના દૂભાવ્યુ કદી પણ જરા દિલ તેં કોઇનું છે,
સૌને રાજી સતત કરવા યત્ન ભારે કર્યાં છે.

તેં તો માન્યું જગત જૂઠ્ઠું, વાત છે એજ સાચી,
તારા શબ્દો અમુલખ બધા, કેમ ભુલાય હુંથી ?
ત્હારૂં જીવ્યું સરળ સુનકું, ઓલીઆ જેવું સાદું,
ના વિદ્યાએ વિકસિત બન્યું, ચિતડું તોય ઊંચું.

વાંચ્યું સુણ્યું બહુ બહુ "બધું વિશ્વ આ છેક જૂઠું,"
એવી વાતો કરી શકું જ્યાં છુટવું ના બન્યુંતું;
વેઠયું ના તેં દુઃખ કદિ, અરે ડાહી વાતો કર્યાનું,
બુદ્ધિવાદો કરી ન શકતી, તોય જીવ્યું મઝાનું.

તુને જોઇ હૃદય ઠરતું, પાપ પાછુંજ જાતું,
માડી! તારૂં જીવન સઘળું અંત સુધીજ સાચું;
તારૂં આવું સરળ જીવનું જોઇ હું રાજી થાઉં,
ઇચ્છું તોએ મુજથી કદી નાલેશ એવું ય થાતું.

આપો માડી! મુજ હૃદયને સત્વ કાંઇ બલેરૂં,
હાવાં માડી! મુજ હૃદય તો છેક થાકી ગએલું
ત્હારા જેવું જીવન વિરલુ દૈવી માડી હું યાચું,
સંસારે તો ધન વિભવનું સુખ છે સર્વ કાચું."

શું સંભારૂં? હૃદય અનુશોચે અહો ઊભરાતું,
વે'છે ભાવો ઉર સર વિષે તોય ના રેલખાતું;
સંસારે છે મિલન સહુનું પાન્થના સંગ જેવું,
અર્પું પ્રેમે સજલ નયને આ નિવાપાંજલિ હું.

---

# "પ્રિયાને આશીષ."

લેખકઃ શ્રીયુત "ગુર્જર પુત્ર પરિમલ."

(હરિગીત.)

ખીલી રહી શી! રમ્ય ઉષા આજની આહ્લાદની,
વિરમાય જાણે સર્વ કાંતિ ને પ્રભા ઋતુરાજની.
પ્રિયકર કુસુંબી રંગ ચળકે સૃષ્ટિના ચોગાનમાં,
શીયળ સજી શણગાર રમણી રમે રસ–ઉદ્યાનમાં.

પતિ પ્રણયની કાદંબરી નામ થકી કંઇ મ્હાલતી,
દિવ્યાંગના આવી રહી પૂજન મિષે ઉત્સાહથી.
અહ! પિયુષઝરણી કોકિલા, સંગીત વૃષ્ટિ શી! કરે,
સ્નેહીજનોના હૃદયમાં સ્મર સુરના સાયક ભરે.

રમ સુંદરી! મુજ આંગણે તવ ચરણથી કુમકુમ ઝરે,
રે દિવ્ય પુરે સાથીઆ, ને સ્નેહનાં મૌક્તિક સરે,
મંગળ અનુપમ દિવસ આ, આશીષ મંગળ પાઠવું.
મંગળ બનો નવ હૃદય સૃષ્ટિ, અનુપ મંગળ રસ ભરી.

રસસરિતનાં વારિ વહો, સિંચો અમીરસ નયનમાં,
રસમય બની આ જગતમાં, સ્નેહનાં વદન હર્ષે હરો.
પ્રાણેશ્વરની આ હૃદય દ્વારે, પ્રણય ગીતા વાજતી,
મમ પ્રાણ, તું કુશળ રહો, આશીષ એ અંતર તણી.

# મીઠા . મોરલો.

લેખક: બ્હેનશ્રી કંચનબ્હેન.

(રા તની રાણીરે પાણીડા સંચર્યાં—એ રાગ.)

આજ હમે અજવાળ્યાં રૂડાં આંગણાં,
જે અજવાળાં અંતર્ મંદિર માહ્યજોઃ— આજ૦
આંગણુંએ લેખીએ કુમકુમ વેલડી,
છાબડીએ બેસાડયો મીઠો મોરજોઃ— આજ૦
કલરવ શબ્દ પહોંચ્યો બ્રહ્મ પ્રદેશમાં,
તુંએ નીંદ ને બ્રહ્મ સમાધિ થાય જોઃ— આજ૦
"મનસ—કર્મ—ને વાચ" સહુ વીરમી ગયા,
મીઠા થાયે સતતે મોરના નાદજોઃ— આજ૦
હમ આંગણુ વિશાળ વિશ્વતણું બન્યું,
સાગર સરીખાં નિર્મળ નીરનાં પાત્રજોઃ— આજ૦
આ સ્થળ રમ્ય સુહાવો આવો બાળુડા!
કલરવ જયોતિ સાથ જગવો સાર્થજો— આજ૦

# રૂપ ક્યાં છે ?

લેખક. બ્હેન શ્રી કંચન બ્હેન.

(—ાખા ને બહુવર બેરે બ્હેનડીઓ એ રાગ.)

શાને મથો છો બાળરે—રૂપ ચરમે ન વસિયું.
ચરમે છુપી ચીતરારેરે, રૂપ ચરમે ન વસિયું.
નયને મજો શાને મોહના લહરા ?
રહો વિરુપતાને સાથરે.— રૂપ૦
ચરમ ભલે હોય સ્યામ કે રૂડું,
ગોથો અંતરમાંનું ચિતરેઃ— રૂપ૦
એક શબ્દે જગ સર્વ હસાવે,
વર્તન સૌમ્ય મધુર રેઃ— રૂપ૦
હૃદયે વસેલા રૂપને વન્દો,
એમાં છે ઇશના વિશેષ રે'— રૂપ૦
જ્યોતિ ઉપર પ્રીતિ જનુની શી કરવી,
સચરાચર તત્વ છે એક રે. રૂપ૦

# એક અભિલાષા.

લેખકઃ—બ્હેન સૌ. "પી."

સંસારને પેલે કિનારે દિલ જવાને ઇચ્છતું,
તુજ નાવ વિણુ ના મુજને, કોઇ અબ્ધિથી ઉતારતું;
સ્ત્રી પુરુષ કેરા કાર્યના, વિભાગ કંઇ જૂદા કર્યા,
પણ એકતા બે આત્મની કરવાનું જ્ઞાની કહી ગયા.
મમ આત્મ ને મમ દેહ, એ સર્વે સમર્પણ તુજને,
એ સર્વનો માલીક તું, ના જોઇએ કંઇ મુજને;
મારું હૃદય બસ સ્વામીનું, ના અન્ય ઇચ્છા મુંજને,
તુજ હૃદય જો મુજને મળ્યું, સૃષ્ટિ મળી ગઈ મુજને.
અમ દેવ છો, અમ સેવ્ય છો, અમ જીવન ઉદ્ધારક તમે,
અમ આત્મ બન્ધાયો વળી, તમ સ્નેહનાં સૂત્રો વડે;
એ તન્તુ કાચા સુતરનો, કિન્તુ કદી ના તૂટશે,
જો યત્ન કરશો તોડવા તો દૃઢ બહુ એ તો થશે.
ખીલ્યો હતો શો બાગ, તે કાસારને કાંઠે રૂડો,
જળમાં ખીલી રહી પોયણી, ફરતાં રવિકર કૂમળો;
મમ સ્વામીને સંગે લઈ, ફરતી હતી હું બાગમાં,
પુષ્પો મધુરાં ચુંટીને, મેં તો ભર્યાં બહુ છાબમાં.
ગુંથ્યો કુસુમનો હારમે, કાચા સુતરને તાતણે,
બન્ધાઇ પુષ્પો શોભનાં, છે દિવ્ય સ્નેહી એ ખરે;
પુષ્પો ગણે બન્ધન નહીં, પણ માનતાં એ ઐક્યના,
નિજ ગુણથી ને સ્નેહથી, એ સ્નેહીને સત્કારતાં.
રહી છે ગતિ એ હાર સમ, પતિ પત્ની કેરાં જીવનની,
જ્યમ ફુલ શોભે રજ્જુથી, ને રજ્જુ શોભે ફુલથી;
એ બે મહીથી એક વિણ, ના હાર તો કદીયે થશે,
ના પુષ્પ કે ના સૂત્ર એ, કહી સ્નેહી કંઠે શોભશે.
વૈભવ અને સૌન્દર્ય કે ધન ધામને ચાહતી નથી,
રહો એકતા અમ આત્મની, પ્રભુ પાસ એજ હું માગતી;
રમતા સદા કૈલાસમાં, વળી ભસ્મ ચોળે શિવજી,
તોપણ સદા તન્મય રહી સેવે સદાયે પાર્વતી.

# સમાજ-સાહિત્ય-વિજ્ઞાન.

## દુનિયાંની દુગ્ધાથી દૂર !

### અથવા નિવૃત્તિ-એજ ખરો સન્તોષ.

અનુવાદક: રા. રા. જાદવરાય હકુમતરાય ઠાકોર.

૧. પોતાના મનનું વલણ એક સરખું મધુર રાખવું, નિર્મળ અને ડહાપણ ભરેલા વિચારોનું મનન કરવું અને હરકોઇ સ્થિતિમાં સંતોષી રહેવું—આવી સંતોષી સ્થિતિ હોવાની સાથે જીવન અને વર્તન બીજાની ઉપર છાપ પડે તેવાં રાખવાં, એવી સર્વ મનુષ્યોની, અને મુખ્યત્વે કરી જેઓ દુનિયાનું દુઃખ કમી કરવા ઇચ્છા રાખતા હોય તેમની, ભાવના હોવી જોઇએ. જો કોઇ મનુષ્ય પોતાનામા જે કાંઇ અવિવેક, અસંતોષ અને દોષ હોય અને તેમને દૂર કરી શકયો ન હોય, છતા એમ ધારતો હોય કે કોઇ તર્કની વાતનો અથવા ઇશ્વરી જ્ઞાનનો તેલો ચલાવવાથી દુનીઆ વધુ સુખી થશે તો તે મહાન ભૂલ કરે છે. જે મનુષ્ય દરરોજ કડવા બોલ બોલતો હોય, ખરાબ રસ્તે વર્તતો હોય અથવા અસંતોષી રહેતો હોય તે, દુનિયાના દુઃખમાં દરરોજ વધારો કરતો જાય છે; અને જે મનુષ્ય હરવખત પરોપકારી વિચારમા રહેતો હોય અને પોતાના સંતોષીપણામાથી ચળતો ન હોય તે, દુનિયાના સુખમા દરરોજ વધારો કરે છે.

૨. જે મનુષ્ય વિવેકી, ક્ષમાશીલ, પ્રેમી અને સંતોષી થવાનું શિખ્યો નથી તે મનુષ્યનું પુસ્તકીઆ જ્ઞાન અને ધર્મ સંબધી જ્ઞાન ઘણુ હશે તોપણ તે કાંઇજ ભણ્યો નથી; કારણ જીવનના ગહન, ઉપયોગી અને કાયમના બોધ, વિવેકી નિર્દોષ અને સંતોષી થવાથીજ મળે છે આપણા પ્રતિપક્ષીઓ જો કે તેઓ વિરૂધતા બતાવતા હોય તોપણ તેમની સાથે અખંડ મધુર વર્તન રાખવુ એ, મન ઉપર કાબુ મેળવ્યાની અચુક નિશાની છે, વિવેકજ્ઞાનનો સાબિત છે અને સત્યને ઓળખ્યાનુ ચીન્હ છે.

૩. હરકોઇને વહાલો લાગે એવો સંતોષી જીવ એ, અનુભવનું અને વિવેક જ્ઞાનનું પરીપકવ ફળ છે અને તે મસારને સુધારી તથા બીજા લોકોમાં આનંદ ઉપજાવી પોતાની કીર્તિરૂપી અદૃશ્ય પણ તેજી ખુશ્બો દેશદેશાતર પ્રસરાવે છે. ખરા મનુષ્યને અને ખરી સ્ત્રીને છાજે તેવા પ્રિય અને સંતોષી ગુણવાળા થવા જેઓ ઇચ્છા રાખતા હોય અને જેમણે હજી સુધી તેની શરૂઆત કરી નથી, તેઓ જો તેવા થવાના નિશ્ચયપર આવે તો તેજ દીવસથી તેમણે શરૂવાત કરવી જોઇએ. અમારા સંજોગો અમારી વિરૂદ્ધ છે એવુ બોલશો મા. કોઇ પણ મનુષ્યના સંજોગો તેની વિરૂદ્ધ હોતા નથી; તેઓ તો તેને મદદ કરવા આવે છે, અને જે બાહ્ય બનાવો ઉપર તમે તમારી મધુરતા અને મનની શાંતિ ગુમાવો છો, તે બનાવો તમારા વિકાસ માટે જરૂરના છે તે બનાવોની સામે ટક્કર ઝીલી તેમને દૂર કરવાથી

જ તમે શિખી શકો, વૃદ્ધિ પામી શકો અને પૂર્ણતાએ પહોચી શકો તેમ છે. દોષ તો તમારા પોતામાંજ છે.

૪. પૂર્ણ સંતોષ એ જીવાત્માની ખરી અને સુખી સ્થિતિ છે અને બધાં મનુષ્યો નિર્દોષપણે તથ 'નિસ્વાર્થપણે વર્તે' તો તેઓ તે સ્થિતિને પામે ખરા.

" પ્રાણીમાત્ર ઉપર પરોપકાર બુદ્ધિ રાખો, અને અતિ લોભ, ક્રોધ તથા કરડી નજરને એવાં દબાવી દો કે જેથી તમારૂં જીવન, પવનની મનોરંજક લ્હેરો જેવું સુંદર બને."

૫. આ કામ તમને બહુ મુશ્કેલ લાગે છે? જો એમ હોય તો અસંતોષ અને અશાંતિ તમારાથી ખસવાના નથી. તે કાર્યને સરળ કરવા, થોડા દિવસમાં તે કાર્ય પુરૂં કરી સંતોષી સ્થિતિ અનુભવવા તમારી આસ્થા, હામ અને દ્રઢ નિશ્ચયની જરૂર છે.

૬. નિરાશ થવું, મ્હીડીઆં કરવાં, ચિંતા કરવી, બબડાટ કરવો, પરનિંદા કરવી અને રોદણાં રોવાં, આ બધા સડેલા વિચારો છે, મગજના રોગો છે; તેઓ મગજની દુર્દશા દર્શાવે છે, અને જેમને આવા રોગો પીડતા હોય તેમણે પોતાના વિચાર તથા વર્તન સુધારવાં જરૂરનાં છે. એ તો ખરૂં છે કે સંસારમાં પાપ અને દુઃખ ઘણું છે, અને તે કારણે આપણા તરફથી પૂર્ણ પ્રેમ તથા દયાની જરૂર છે, આપણાં રોદણાની જરૂર નથી. તે તો ઘણું છે, ઘેર ઘેર છે! ના, ના, આપણા આનંદી અને સંતોષી સ્વભાવની જરૂર છે, કારણ તેનોજ મોટો વાધો છે. આપણા જીવન તથા વર્તનના સૌંદર્ય સિવાય સંસારને બીજું કાંઈ વધુ સારૂં આપણે આપી શકીએ તેમ નથી. એ સિવાય બીજું બધું નકામું છે. આ અતિ ઉત્તમ છે. એજ સાચું, કાયમનું, અવિનાશી છે અને એમાં સઘળું સુખ અને પરમાનંદ સમાઇ જાય છે.

૭. તમારી આજુબાજુ અનિષ્ટ થતું જોઇ નિરાશ થવાના વિચારો કરવાનું બંધ કરો; બીજાનું પાપી વર્તન જોઇ તે વિષે ગીલ્લો (નીંદા) કરવાના તથા તેને અટકાવવાના વિચાર કરતા બંધ થાઓ; અને જે અનિષ્ટ અને પાપી ન હોય એવું વર્તન આચરવાની તમારી જાતે શરૂઆત કરો. મનની શાંતિ, શુદ્ધ ધર્મ અને ખરો સુધારો, એ માર્ગે જવામાં છે તમે બીજાઓને સત્યવાદી કરવા ઇચ્છતા હો તો તમે જાતે સત્યવાદી થાઓ; પાપ અને દુઃખમાંથી સંસારને મુક્ત કરવા તમારી ઇચ્છા હોય તો તમારી જાતે મુક્ત થાઓ; તમારા ઘરના મનુષ્યોને તેમજ આરોશી પાડોશીને સંતોષી કરવા ઇચ્છતા હો, તો તમે જાતે સંતોષી થાઓ. તમે જો પલટાઇ જશો તો તમારી આજુબાજુની દરેક વસ્તુને તમે પલટાવી શકશો.

" શોક કરો નહીં, દિલગીર થાઓ નહીં. બધાનો ત્યાગ કરી દઇ તમારૂં જીવિત ઘટાડશો નહીં તેમજ અગમ મનુષ્યો વિરૂદ્ધ લવારો કરતા નહીં, પરંતુ સજ્જન મનુષ્યોના ગુણ ગાતા રહેજો."

૮. તમારામાં રહેલા સજ્જનપણાનો અનુભવ તમને થતો જશે તેમ તેમ તમારા પ્રથી એવું વર્તન સ્વાભાવિક રીતે આપોઆપ થતું જશે.

૨.

## જીવનું અમરપણું.

૧. આ દુનિયામાં અને આ જન્મમાં મનુષ્ય અમર થઈ શકે છેઃ મરણ પછી અમર થવાય એ કલ્પના ખોટી છે. તે એવા અંતરજ્ઞાનની દશા છે કે જેમાં શરીરની આકુળતા અને મનની હરવખત બદલાતી તથા ઉદ્વેગવાળી સ્થિતિ તેમજ જીંદગીમાં બનતા બનાવો તથા તેના પરિણામો ક્ષણિક અને તે કારણે ભ્રાંતિયુક્ત જણાયા કરે છે.

૨. અમરપણું કાળને આધિન નથી, અને કોઇ કાળે મળે પણ નહીં. તે તો અવિનાશક પરમાત્માનું છે. જેમ કાળ આ દુનિયામા આપણા આ જન્મમાં છે તેમ અવિનાશીપણું આ દુનિયામા આ જન્મમાં મળી શકે છે; એટલે કાળને આધિન એવી નાશવંત ચીજો જેથી સતોષ મળતો નથી તેવી ચીજો ઉપરની મમતા મનુષ્ય દુર કરે તો તે અવિનાશીને ઓળખે અને અમરપણું મેળવે.

૩. જ્યા સુધી મનુષ્ય પોતાના રસજનક વિચારોમાં, તૃષ્ણામા અને રોજના ચાલુ બનાવોમાં ગરકાવ થઇ રહે, અને તે રસજનક વિચારો, તૃષ્ણાઓ અને ક્ષણિક બનાવો પોતાને ખાસ જરૂરના છે એમ માને ત્યાં સુધી તેને અવિનાશીપણાનું જ્ઞાન થઇ શકે નહીં આવો મનુષ્ય જે વસ્તુની ઇચ્છા કરે છે અને જેને ભુલમાં અમરપણું માની લે છે તે વસ્તુ સતત પ્રવૃત્તિ એટલે રસજનક વિચારો અને ચાલુ બનાવોની શ્રેણી છે. પોતાની વાસનાની તૃપ્તિ માટે જે વસ્તુઓ તેને ચઢાવે તથા ઉપયોગમાં લાગે તેમાં જીવન ગાળાને, તે વસ્તુઓ ઉપર પ્રેમ રાખી તેમને અનુસરીને તથા આથી જુદી અંતર જ્ઞાનની દશા નથી. એજ સ્વર્ગ છે. એમ માનીને, તેવો મનુષ્ય તે માર્ગ ચાલુ રાખવા વખવખાટ કર્યા કરે છે અને આ પૃથ્વીપરની મોજમઝા તથા આનંદ જેમાં તે જાતે ગુલતાન થઇ ગયો છે તે બધાને છોડી એક દીવસ જવાનું છે એવો વિચાર મનમાંથી કહાડી નાખવા ફાંફાં મારે છે.

૪. સતત્ પ્રવૃત્તિ એ અમરપણા-મોક્ષ-ની વિરોધી છે અને તેમાં તલ્લિન થઈ જવું એ આત્માનો વધ કર્યો બરોબર છે. સતત્ પ્રવૃત્તિનો ખાસ ગુણ કાયમનો નહીં છતાં ફેરફારનો છે જેથી મનુષ્ય હરવખત જન્મમરણના ચક્રમાં ફર્યા કરે છે.

૫. દેહ પડવાથી મનુષ્યને અમરપણું મળતું નથી. ભુવર્લોકના જીવોની સ્થિતિ ભુલોકના જીવો કરતાં જુદા પ્રમાણની હોતી નથી. તેઓ પોતે મેળવેલા અંતરજ્ઞાનવાળા ચંચળ જીવનમાં કેટલોક કાળ રહે છે છતાં પણ તેમને રૂપાંતર તથા જન્મમરણ છોડતાં નથી. જે મનુષ્ય પોતાનું મોજી જીવન ચાલુ રાખવા તનસ્યા કરે છે તે મૃત્યુ પછી પણ મૃત્યુલોકમાં જન્મ લે છે અને જન્મમરણના ફેરાવાળું તથા પાછલા ભવના સ્મરણ અને ભવિષ્યના જ્ઞાન સિવાયનું બીજું જીવન ગાળે છે.

૬. અંતરજ્ઞાનની એક સરખી દૃઢ દશાએ ચઢી, કાળને આધીન એવી વસ્તુઓથી જે અલગ રહ્યો છે અને જેનું મન રોજના બનતા રસજનક બનાવોથી પીગળતું નથી તે

મનુષ્ય અમર છે. મનુષ્યની જીંદગીમાં હરનખત બનાવો બનતા રહે છે અને તેમાં પામર જીવ ગરકાવ થઇ જઇ તણાયો જાય છે, અને આ પ્રમાણે તણાયા જવાથી પોતાની આગળ પાછળ શું બને છે તેનું ભાન તેને હોતું નથી. જે મનુષ્ય આવા બનાવોની શ્રેણીમાં દૂર ખશી ગયા હોય તે મનુષ્ય અમર છે. આવો મનુષ્ય પોતાના મનને જરાપણ ડગાવ્યા સિવાય જનક વિદેહીની માફક સંસારમા રહી તે ઉપર નજર રાખ્યા કરે છે; અને દૃઢ મનથી સંસારના ફરતા ચક્રની ભૂત, ભવિષ્ય, અને વર્તમાન સ્થિતિ નિહાળે છે. પોતાના જીવનના ભરતી ઓટના પ્રસંગો તથા મનને આકુળ વ્યાકુળ કરે તેવા બનાવોમાં અગર જીંદગીના ફેરફારોમાં મમત્વ નહી તે પોતાના નિર્માણનો, તથા આસપાસના મનુષ્યોના અને પ્રજાઓના નિર્માણનો શાંત પ્રેક્ષક બને છે.

૭. સાધારણ મનુષ્યનું જીવન સ્વપ્નામાં પડેલા મનુષ્યની દશા જેવું હોય છે. તે પ્રથમ જાગૃત હતો અથવા તે ફરીથી જાગૃત થશે એવું તેને ભાન હોતું નથી. ભાન સિવાયના સેખસલ્લીના જેવો તે બન્યો હોય છે, બીજું કાંઇ નહીં. સ્વપ્નમાંથી જાગૃત થયલા મનુષ્ય જેવો અમર મનુષ્ય હોય છે અને તે સમજે છે કે મારૂં સ્વપ્નું ખરૂં નહી છતાં ક્ષણિક ભ્રાંતિ હતી. સતત્ પ્રવૃત્તિનું તેમજ અમરપણાનુ-એવી બે દશાનું તે મનુષ્યને જ્ઞાન થયું હોય છે અને તેણે પોતાના મન ઉપર કાબુ મેળવ્યો હોય છે.

૮. સંસારિક જાગૃત અવસ્થા અથવા આયુષ્યકાળ જેને આદી તથા અંત છે તેમાં પામર જીવ પોતાનું જીવન ગાળે છે. બ્રહ્માન્ડ રચના સંબંધી અથવા ઉત્તમ અંતરજ્ઞાન સંબંધી સ્થિતિ-જેને આદી તથા અંત નથી પરંતુ જેમાં હમેશ-ચાલુ કાળ છે તેમાં અમર મનુષ્યો રમી રહે છે. આવો મનુષ્ય બધા ફેરફારોમાં પોતાની દ્રઢતા અને શાંતિ જાળવી રાખે છે, અને પોતાનો દેહ પડે તોપણ " હું અમર છું " એવા અંતર જ્ઞાનમાં જે રમી રહ્યા હોય છે તેને કોઇ પણ રીતે ખલેલ પહોંચતી નથી. આવાં મનુષ્ય માટે

## અહંભાવ-દેહભાવ દૂર કરવો.

૧. " અહંભાવ-દેહભાવ-દૂર કરવો, " "તૃષ્ણાઓને ઉચ્છેદ કરવી " અને " વ્યક્તિત્વનો નાશ કરવો " એ સંજ્ઞાઓ વિશે ઘણા લોકોને ઘણા ગુંચવાડા ભરેલા અને ભૂલ ભરેલા વિચાર હોય છે. કેટલાક તેમા મુખ્યત્વે કરી બુદ્ધિવાન લોકો, જેઓ તર્કવાદમાં આનંદ માને છે તેઓ તેમના મનને આનંદ આપતી આધ્યાત્મિક વિદ્યા ગણે છે. પણ તેમનું જીવન અને વર્તન એ વિદ્યાના સિદ્ધાંતથી અલગ હોય છે; અને બીજાઓ એમ માને છે કે આખી જીંદગી તદ્દન એકાંત વાસમાં અને સમાધિમાં ગાળવી એવું તે શિખવે છે. આવો ગુંચવાડો અને મૂંઝો જે મનુષ્યોના મનમાં ઉદ્દભવે છે તેજ મનુષ્યો તેનો ઉકેલ કરી શકે તેમ છે; જેથી આ હકીકતને બીજા રૂપમાં દર્શાવવામાં આવે તો કદાચ જેઓ પોતાના સનાતન રૂપ આત્માનું દર્શન કરવા ઇચ્છા રાખે છે તેમને ઉકેલ કરવામાં થોડું કમી મુશ્કેલ લાગે ખરૂં.

૨. દેહભાવ દૂર કરવો અથવા તેનો નાશ કરવો એ ઉપદેશ ઘણો સહેલો છે; ખરેખર તે એટલો સરળ, વ્યવહારોપયોગી અને નજર આગળ રમી રહેલો છે કે પાંચ વર્ષનું બાળક જેનું મગજ તર્ક વિતર્કથી, અધ્યાત્મિક વિચારો અને કાલ્પનિક તત્વજ્ઞાનના ભુસાથી ભરાઇ ગયું નથી તે, મોટી ઉમરના ઘણા મનુષ્યો જેમણે ગુંચવણ ભરેલા તર્કવિતર્કમાં પડવાથી સરળ અને સુંદર સનાતન રૂપ ગુમાવ્યું છે તેમના કરતાં વધુ સહેલાઇથી સમજી શકશે.

૩. ઉંચા મન કરાવે, કજીયો કરાવે, અને દુઃખ, રોગ તથા શોક ઉત્પન્ન કરે એવી જે વૃત્તિઓ જીવાત્મામાં હોય તેને તારવી કહાડી તેનો નાશ કરેથી દેહભાવનો નાશ થાય છે. લોકહિતના સુંદર અને શાંતિદાયક એક ગુણને નાશ કરવો એવો તેનો ભાવાર્થ નથી. ઉદાહરણ જ્યારે કોઇ મનુષ્યને ચ્હીડવવા અથવા ગુસ્સે થવા આંગળી કરવામાં આવે, અને તે મનુષ્ય મહાન પ્રયાસથી પોતાના અહંભાવને દાબી તેની ભાવના પોતાના મનમાંથી દૂર કરી ક્ષમા અને પ્રેમથી વર્તન આચરે-આવો મનોનિગ્રહ થાય ત્યારે-તેના દેહભાવનો નાશ થાય છે. દરેક સજ્જન મનુષ્યને જો કે પુછવામાં આવે તો તે તે વાતનો ઇનકાર કરશે તો પણ તેવો મનુષ્ય કેટલેક અંશે એવો મનોનિગ્રહ કરે છે ખરો; અને જે મનુષ્ય પોતામાં એકલા-ત્યાં-દેવી સુંદર ગુણો રહે ત્યાં સુધી તેનો પુરેપુરો અમલ કરે છે તેણે દેહભાવનો નાશ કર્યાનું તથા પોતાના સનાતન રૂપ આત્માને ઓળખ્યાનું કહેવાય છે.

૪. જે દેહભાવનો નાશ કરવાનું કહેવામાં આવે છે તેનો અર્થ એવો થાય છે કે નિચે લખેલા નિરૂપયોગી અને શોક ઉત્પન્ન કરનારા માયાના દુર્ગુણોનો નાશ કરવો. આશા તૃષ્ણા, હિંસા, ભ્રાંતિ, ઇર્ષા, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, ગર્વ આ બારે દુર્ગુણોનો ત્યાગ પુરેપુરો કરવાનો છે; કારણ તે બધાનો સમાવેશ પ્રવૃત્તિમાત્રમાં થાય છે. વળી એ દેહભાવનાનો નાશ શાંતિ, ભક્તિ, દયા, મૈત્રી, સંતોષ, ધર્મ, વૈરાગ, વિવેક, વિચાર એ નીવૃત્તિના નવ ગુણોને કેળવવાનું, આચારમાં મુકવાનું અને પાળવાનું શિખવે છે. આ બધાં આત્મા, પ્રજ્ઞાના અંગો છે અને તેમાંજ ગાઢપણે જીવન એનાથી પ્રાપ્ત થઇ જવાથી ...

તેના નિમિત્ત માત્ર થઇએ છીએ, તેને ઓળખીએ છીએ અને તેની સાથે એકરૂપ થઇએ છીએ. ઉપલા બાર વિકારોના સમૂહને દેહ અથવા વ્યક્તિત્વ કહીએ છીએ. પણ જેને આપણે આત્મા, વિદેહી અને ખરો શાશ્વત અમર જીવ કહીએ છીએ તેનું દર્શન તો નવ દૈવી ગુણો કરાવે છે.

આ ઉપરથી સમજાશે કે કોઇપણ ખરો, ઉમદા, શાશ્વત ગુણ જેને માટે બોધ આપવામાં આવે છે તેનો નાશ કરવાનો નથી, પરંતુ જે વસ્તુઓ અધમ, જુઠી અને ક્ષણભંગુર છે તેનો જ નાશ કરવાનો છે દેહભાવ દૂર કરવાથી આનંદ, સંતોષ અને સુખ જતાં રહેતાં નથી પરંતુ દૈવી સંપત્તિવાળા ગુણો ધારણ કરવાથી આનંદ, સંતોષ અને સુખ કાયમના મળે છે. એટલે સુખ ભોગનો ત્યાગ નહી પરંતુ તેની વાસનાનો ત્યાગ કરવાનો છે. આનંદનો નાશ નહીં કરતા તેની તૃષ્ણાનો નાશ કરવાનો છે, પ્રેમ, ઐશ્વર્ય અને જાગીરોનો ઉચ્છેદ નહીં કરતાં તે બધા માટે સ્વાર્થી લલુતાનો નાશ કરવાનો છે. એકાંતવાસ અને સમાધિની સ્થિતિમાંજ કૃતકૃત્યતા નહી સમજીને જેઓ ઐક્ય અને એક દીલીની ગાંઠ બાંધે એવા સઘળા ગુણોનું પાલન કરે છે તેઓજ તે ગુણો વડે અતિ ઉત્તમ, અતિ ઉમદા જે મનુષ્યોના કાર્યો અતિઉપયોગી અને શાશ્વત કાર્ય કરે છે.

ઉપરોક્ત બાર દુર્ગુણોમાંથી અથવા તેમાંના કેટલાકમાંથી ઉદ્ભવે છે તેઓ પોતાની બધી શક્તિને હવામાં ઉડાડી દે છે અને પોતાના આત્માનો વધ કરે છે; પરંતુ જેમનાં કાર્યો ઉપરોક્ત નવ દૈવી સંપત્તિમાંથી અથવા તેમાંના કેટલાકમાંથી ઉદ્ભવ્યાં હોય તેઓ ખરી રીતે અને ડહાપણથી કાર્ય કરે છે અને તેથી તેઓ પોતાના આત્માનો ઉદ્ધાર કરે છે.

પ્રવૃત્તિના ઉપરોક્ત વિષયોમાં જે મનુષ્ય મહાલે છે. અને દૈવી સંપત્તિ-નિવૃત્તિ-નાં ગુણો તરફ લક્ષ આપતો નથી તેમ તેના વખાણ સંભળવા કાન ધરતો નથી તેને આત્મસમર્પણનો બોધનો બોધ મનોરંજક લાગે નહીં; કારણ તેને તેથી તો પોતાના અસ્તિત્વનો તદ્દન નાશ થવાનું લાગે. પરંતુ જે મનુષ્ય દૈવી સંપત્તિના ગુણો પાળે છે તે મનુષ્ય તે બોધનું સૌંદર્ય અને ખુબી જુવે છે અને તે બોધને અમરજીવનના પાયારૂપ લેખે છે: મનુષ્યો તે ગુણોને જ્યારે આચારમાં મુકે છે ત્યારે ધંધો, વેપાર, રાજ્ય વહીવટ વિગેરે દરેક સંસારી કાર્ય નિર્દોષ થાય છે, અને બુદ્ધિ, સંકલ્પ તથા કાર્ય ( ક્રિયા ) નો નાશ નહીં થતાં દ્રઢિગત પામી વિસ્તાર પામે છે; એટલે તેમાં તકરાર તથા ઉદ્વેગ થવા પામતા નથી.

---

# પતિપત્નીની એકતા.

લેખકઃ—રા. રા. પ્રસન્નવદન છબીલારામ દિક્ષિત.

'પતિપત્ની,' એ શબ્દની વ્યાખ્યાજ એકતાનું ભાન કરાવે છે 'પતિપત્ની,' એટલે પરસ્પરના પ્રેમવડે જેમનાં મન, પ્રાણ તથા હૃદય એક થએલાં છે, બે જુદા જુદા જીવ મટીને એકરૂપ થઇ ગયાં છે, એવું સ્ત્રી પુરૂષનું જોડું એ બન્નેનાં મન તથા આત્માનું ઐક્ય થયેલું હોવાથી, તેમનામાંથી જુદાઈ જતી રહે છે. લગ્નપ્રસંગે, દેવ, બ્રાહ્મણ તથા અગ્નિની

પવિત્ર સાક્ષી હેઠળ, પતિપત્નીની એકતા, જાહેર રીતે સાધવામાં આવે છે. અને એ એકતા લોકાચારને અનુકૂલ એવી ભિન્ન ભિન્ન વિધિદ્વારા નિર્દિષ્ટ કરવામાં આવી છે. વરકન્યા પરણે છે, ત્યારે તેમનો હસ્તમેળાપ કરાવવામાં આવે છે, તથા છેડાછેડી બાંધવામાં આવે છે. બન્નેનાં વસ્ત્રને સોયના દોરાથી સીવી લેવામાં આવે છે. આ સર્વ વિધિઓ નિઃસંશય એકતાનું સૂચન કરાવનારા પ્રકારાન્તરોજ છે. વળી વિવાહ હોમ વખતે, વર કન્યાને એકતા સૂચક આપતાં નીચે પ્રમાણે સ્પષ્ટતાથી પ્રતિજ્ઞા કરે છે.

अमोहमस्मि सा त्वं सा त्वमस्यमोहम् ।
द्यौरहं पृथिवीत्वमृक् त्वमसि सामाहं सा मामनुव्रता भव ॥

હું અમ છું, તું સા છે; તું સા છે, હું અમ છું, હું દ્યૌ (આકાશ) છું, તું પૃથ્વી છે, ઋક્ છે, હું સામ છું, તે તું મને અનુવ્રત (મારી પાછળ ચાલવાનું, હું વર્તું તેમ વર્તવાનું વ્રત પાળનારી) થા' અર્થાત્ જેવો 'સામ' શબ્દમાં, 'સા' અને 'અમ,' એ બેનો પરસ્પર સંબંધ છે, જેવો પૃથ્વી અને આકાશનો પરસ્પર સંબંધ છે, જેવો ઋક્ અને સામનો પરસ્પર સંબંધ છે, તેવો તારો અને મારો—વધૂવરનો—પરસ્પર સંબંધ થયો, એટલે તે જેમ એક બીજાથી વિખૂટાં પડી શકે નહિં પરંતુ સર્વકાલ ભેગાંજ રહે તે પ્રમાણે આપણે બે પણ ભિન્નત્વ ત્યાગી એક થયાં. તેઓની જેવી એકતા છે, તેવીજ આપણી બેઉની પણ સમજવી. સપ્તપદીની વિધિમાં લેવામાં આવતી પ્રતિજ્ઞા પણ તેટલીજ અર્થસૂચક છે ચોખાની સાત ઢગલી ઉપર કન્યાનો પગ મૂકાવતાં, વરકન્યાને પાન, અન્ન, ધન, આરોગ્ય, પશુ ઇત્યાદિની વૃદ્ધિ સારૂ, ક્રમસઃ પગલાં મૂકાવરાવે છે. અર્થાત્ એ સર્વ બાબતમાં વરકન્યાના સ્વાર્થનું ઐક્યજ છે, એમ સૂચવાય છે. છઠ્ઠે પગલે બધી ઋતુઓમાં સર્વકાળે સંબંધ થવાનું જણાવાય છે, તથા સાતમે પગલે, 'सखा सप्तपदी भव,' એમ કહી પતિ પરસ્પરની મિત્રતાનું ભાન કરાવતાં પત્નીને કહે છે કે, તું મારી વધુ હવે મારો સખા અર્થાત્ મિત્ર થઈ છે; આપણા બન્ને વચ્ચે મિત્રતાની ગાંઠ જોડાવાથી, આપણે એક થયાં છીએ.

પતિપત્નીની વચ્ચે વ્યાવહારિક એકતાની અત્યન્ત આવશ્યકતા રહે છે, કેમકે એ બેઉ સંસારરૂપી રથનાં ચક્ર સમાન હોય, એકને બીજા વગર કદી પણ ચાલી શકે તેમ નથીજ. બન્ને ચક્રની ગતિનું ઐક્ય હશે તોજ રથ સારી પેઠે ચાલી શકશે. તેજ પ્રમાણે સંસારનાં કાર્યો સુખરૂપ તેમજ સરળતાથી થઇ શકે, તેટલા માટે પતિપત્નીએ નિરન્તર ઐક્ય જાળવી, મન, વચન અને કર્મથી એક બીજાને અનુકૂલ થઇ રહી, પરસ્પર પ્રેમપૂર્વક વર્તન રાખવાની ખાસ જરૂર છે, બન્ને જણ એક બીજાનાં જીંદગી લગીનાં સાથી, તથા હર્ષ શોકમાં ભાગ લેનારા હોઈ, પરસ્પરની એકતા અને અનુકૂલતાથીજ, તેમનો સંસાર સુખરૂપ નીવડી, તેમનાં જીવનમાં સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય પ્રસરી રહે છે. એક અંગ્રેજ લેખક કહે છે કે,

"Just as water and milk become one homogeneous whole, so should husband and wife become one harmonious whole, in body, mind and soul."

જે પ્રકારે દૂધ અને પાણી એક બીજા જોડે ભળવાથી, પોત પોતાનાં ભિન્નત્વને ત્યાગી, તદન એકરૂપ થઇ જાય છે, તેજ પ્રમાણે પતિપત્નીએ પણ, પોત પોતાનાં વ્યક્તિ-

ગત ભિન્નત્વને તજી દઇ, શરીર, મન અને પ્રાણવડે એક બીજા જોડે હળી જઇ, એકરૂપ બની જઇ, કેવળ અદ્વૈત થઇને રહેવું જોઇએ. મનુ મહારાજ પણ એજ આશયનુ નીચેના શબ્દોમાં સમર્થન કરી રહ્યા છેઃ—

"संतुष्टो भार्यया भर्त्ता, भर्त्रा भार्या तथैवच ।
यस्मिन्नेव कुले नित्य तत्र कल्याणं वै ध्रुवम् ॥"

જે કુલમાં પતિ પત્ની એક બીજા સાથે નિરન્તર અનન્ય ચિત્તથી અનુકૂલ થઇ રહી, પરસ્પર પ્રીતિપૂર્વક પ્રસન્નતાથી રહે છે, તે કુલનું નિત્ય કલ્યાણજ થાય છે. તે કુલમાં આનન્દનો અસ્ખલિત પ્રવાહ અબાધિત રીત્યા સ્વોદિત વહેતો રહેતો હોવાથી, સંસારમાં રહી સ્વર્ગીય આનન્દનો સ્વાનુભવ તેઓ સહજ કરી શકે છે, એ નિર્વિવાદ છે. એથી ઉલટું, જ્યાં આગળ કેવળ સ્વાર્થ પરાયણતા તથા મનસ્વી સ્વચ્છંદતા હોય છે, ત્યાં આગળ બનતી શાંઇ આવતી નથી, પરન્તુ નિત્ય ધમાધમીજ થયા કરે છે. કેમકે તે જગોએ તો,

" હું કહું વડ, ત્યારે એ કહે થડ,
જડયુ મ્હાનું કે રોજ રોજ જાગતી લડાઇ !"

એના જેવુજ થવાનુ. જેને પરિણામે ઉભયનો સુખસૂર્ય સદાને માટે અસ્ત પામી, તેમનું જીવન મહા કષ્ટકારક તેમજ ક્લેશમયજ નીવડવાનું. પશુ, પક્ષી, વનસ્પતિ તેમજ જડ પદાર્થો પણ આપણને પતિપત્નીની એકતાનો અહોનિશ ઉપદેશ આપ્યાં કરે છે. ચંદ્ર વિના રાત્રી નિસ્તેજ જણાય છે. નદી હંમેશાં સમુદ્રગામીજ થાય છે. વૃક્ષને વીંટલાઇ રહ્યાથીજ વેલીની શોભામાં વૃદ્ધિ થતી જણાય છે. ચન્દ્રિકા (ચાંદની) ચંદ્રની સાથેજ અસ્ત પામે છે; વીજળી પણ વાદળમાંજ ઢંકાઇ જાય છે સૂર્યાસ્તની સાથેજ સૂર્યમુખી કમળ પણ અવશ્ય બીડાઇ જવાનું. તેમજ ચન્દ્રમુખી કમળનું કદી ચન્દ્રવિના ખીલવું સંભવતુ નથી. ચેતન રહિત જડ પદાર્થોને વિષે પણ જ્યારે આવી અપૂર્વ એકતા અને પરસ્પર પ્રત્યે વફાદારી છે, ત્યારે સજીવ અને સચેતનમાં તે કેમજ ના હોવી જોઇએ ? આપણાં ધર્મશાસ્ત્રમાં પતિ-પત્નીની એકતા અનેક પ્રકારે સિદ્ધ કરી આપવામા આવી છે. પત્ની રહિત પુરૂષ આશ્રમ ભ્રષ્ટ ગણાતો હોઇ, તેને પોતાની જીવન સહચરી વિના કાઇ પણ ધર્મ કર્મ કરવાનો અધિકાર નથી. કેમકે પત્ની વિના દેવ, મનુષ્ય તથા પિતૃઋણમાંથી પણ તેની મુક્તિ થવી અશક્ય છે. પુરૂષ એકલો સ્વાર્થી સ્વચ્છંદી જીવન ગાળવાના વ્યામોહમાં પડવા ના પામે, માટે પુત્ર રહિત પુરૂષની સદ્ગતિ થતી નથી, એમ જણાવી, ધર્મશાસ્ત્રોએ મુક્ત કંઠે કહ્યું છે કે, "दाराधीनस्तथा स्वर्गः पितृणामात्मनश्च ह ।" સ્ત્રી હોય તોજ પુરૂષ પોતે સ્વર્ગ પ્રાપ્તિ કરી શકે છે, અને પોતાના પિતરોને પણ તેની પ્રાપ્તિ કરાવી શકે છે. કેમકે વાજસને યમુનિ કહે છે કે પુરૂષ જાતે એકલો તો અડધોજ ગણાય છે. પાણિગ્રહણ કરી, પત્નીની વિષે પ્રજોત્પત્તિ કર્યા બાદ તે આખો થઇ શકે છે. સ્ત્રીને પણ એજ આશયથી, પતિથી જૂદાં પડી, કાંઇ પણ કર્મ કરવાની મના કરતાં ફરમાવ્યું છે કે,

"नास्ति स्त्रीणां पृथग् यज्ञो न व्रत नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥"

પતિવાળી સ્ત્રીને કોઇ પણ યત્ન વ્રત કે ઉપવાસ કરવાની જરૂર નથી. એક માત્ર પતિ સેવા કર્યાથીજ, અર્થાત્ મન, વચન અને કર્મવડે પતિને અનુકૂલ થઈ રહ્યાથીજ, સ્ત્રીને સ્વર્ગ પ્રાપ્તિ સહજ થઇ શકે છે. કોઇ કહેશે કે સ્ત્રીએ તો પતિને દેવ જેવો ગણવાનો કહ્યો છે, તો પછી, પતિપત્ની વચ્ચે એકતા ક્યાં રહી? અલબત્ત, સ્ત્રીને પોતાના પતિને દેવ જેવો ગણવાનું જે શાસ્ત્ર કહે છે, તેજ શાસ્ત્ર પાછાં પતિને પોતાની પત્નીને દેવી જેવીજ ગણવાનું કહે છે, એ વાત પણ ભૂલી જવી જોઇતી નથી. મનુ ભગવાનજ જાતે કહે છે કે '**स्त्रियः श्रियश्च गेहेषुन विशेषोऽस्ति कश्चन।**'

અર્થાત્ સ્ત્રી એ સાક્ષાત્ લક્ષ્મીનુંજ સ્વરૂપ છે. એ બન્નેમાં કાંઇપણ ફરક નથી. તેટલા માટેજ લક્ષ્મીની સાક્ષાત્ પ્રતિકૃતિ રૂપ પત્નીના યોગ્ય સન્માનને સારૂ આજ્ઞા કરવામાં આવી છે કે, '**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।**'

સ્ત્રીના સન્માનમાંજ દેવતા પ્રસન્ન રહે છે. જ્યાં સ્ત્રીને સન્માન નથી, ત્યાંની સર્વે ક્રિયા વૃથા છે. સંસ્કૃત ભાષાના સર્વોત્કૃષ્ટ ગનાતા કાલિદાસ અને ભવભૂતિ, એ બે કવિ કુલ ગુરૂઓએ પત્નીની કીમ્મત નીચેના શબ્દોમાં આકી છે.

"**गृहिणी सचिवः सखीमियः मिय शिष्या ललिते कलाविधौ।**"

પત્ની તે ઘરની માલીક છે, મુખ્ય સલાહકાર પ્રધાન છે, આનંદદાયી આપ્ત મિત્ર છે, અને લલિત કલામાં વહાલો શિષ્ય છે. ભવભૂતિના શબ્દોમાં કહીએ તો પતિને મન, પત્નીએ પોતાના જીવન સમાન છે, દ્વિતીય હૃદય જેવી છે, તેમને ટાઢ આપનારી શીતળ ચન્દ્રિકા છે. અને શરીરને અમૃતની પેઠે આહ્લાદિત કરનારી દિવ્યૌષધિ છે પતિપત્નીની એ એકતામાં કોઇ પણ પ્રકારની ઉણપ કે ખામી ન રહેવા પામી શકે તેટલા માટે હિન્દુ ધર્મશાસ્ત્રે પ્રેમાળ પતિપત્નીનો સંબંધ ચિરકાલીન તથા સદાને માટે અવિચ્છિન્નને અવિચલિત જ રહેનારો માન્યો છે. આર્ય અબલા પોતાના પતિને કહે છે કે, "જન્મોજન્મ તમેજ મારા પતિ થાઓ." '**सतीयोषित्पुमां समभ्येति भवान्तरेष्वपि।**' સતી સ્ત્રીનો પોતાના પતિ સાથેનો સંબંધ જન્મોજન્મ સુધી કાયમ તથા અવિચ્છિન્ન રહે છે. શાસ્ત્રમાં કહ્યુ છે કે, સતી સ્ત્રીનાં શરીર ઉપર જેટલાં રોમ હોય છે, તેટલા વર્ષ પર્યન્ત તે પોતાના પતિની સાથે સ્વર્ગમાં રહી નિરતિશય સુખ ભોગવે છે. મહાકવિ કાલિદાસ પણ એજ આશયથી કહે છે કે જન્મોજન્મ સુધી ટકી રહેનારી પ્રીતિમાં પરસ્પર પ્રત્યેનો ભાવ ( મમતા ભર્યો પ્રેમ ) સ્થિર અને અવિચલિતજ રહે છે આ પ્રમાણે પતિપત્નીની એકતા સર્વ પ્રકારે સાધાર સપ્રમાણ સિદ્ધ થયા વિના રહેતી નથી.

---

# પુરૂષોને બે બોલ.

લેખકઃ—રા. રા. પુરોહિત મોતીલાલ બાવાલાલ.

Woman's cause is man's; they rise or sink,
To-gether, dwarfed or godlike, bond or free.

If she be small, slight-natured, miserable,
How shall men grow?

Tennyson

ભાવાર્થ—(સ્ત્રી અને પુરૂષના હિત અને સ્વાર્થ ભિન્ન ભિન્ન નથી, તેમજ તેઓની ઉન્નતિ અને અવનતિ પણ સામાન્ય છે તેથી જો સ્ત્રીઓ અજ્ઞાનના તિમિરમાં આથડે તો દેશની ઉન્નતિની આશા કેમ રાખી શકાય.?
ટેનીસન.

બંધુઓ! જે તમારા સુખદુઃખની ભાગીઅણ છે અને જે સદાકાળને માટે પોતાનું સર્વસ્વ તમને અર્પણ કરી ચુકી છે તેવી તમારી અર્ધાંગનાને શિક્ષણ કેળવણીથી ઉન્નત બનાવવાને તમો કાંઈ પણ પ્રયત્ન કાં નથી કરતા? તમો જાણો છો તેમ શરીરના સર્વ અવયવોમાનો એક પણ કામ કરવા ના પાડે તો શરીરની શું સ્થિતિ થાય? ગાડીનું એક ચક્ર ભાંગી જાય ત્યારે ગાડી ચાલે ખરી કે? તેવીજ રીતે આ સંસારરથનાં બે ચક્રો પુરૂષ અને સ્ત્રી; તેમાંથી એક ચક્ર તે રથનું કાર્ય કરવા અશક્ત બને ત્યારે શું સ્થિતિ થાય, તે શું કલ્પી શકાય તેમ નથી? આપણી અબળાઓની શારીરિક તેમજ માનસિક ઉભય સ્થિતિ સંતોષકારક નથી તેને લીધે સર્વ કાર્ય પુરૂષોપરજ પડે છે અને એક હાથથી તાળી પડે ખરી કે? બીલકુલ નહિ. માટે સ્ત્રી અને પુરૂષ બન્નેમા જ્યાં સુધી કેળવણીનો પ્રચાર નહિ થાય ત્યાં સુધી તમારાથી કશું પણ બનવાનું નથી. તમારીજ વિદ્વતા અને ખંતને અંગે દેશની અને પ્રજાની ઉન્નતિ થાય એ આશા રાખશોમાં, કેમકે તે કેવળ નિરર્થક છે. કોઇ પણ પ્રજાનો અગર દેશનો ઉદય સ્ત્રીઓપરજ આધાર રાખે છે, કેમકે જેવી માતા તેવાં જ સંતાન-પ્રજા થાય છે. પ્રજાને કેવી બનાવવી તે કુંચી તો સ્ત્રીઓ પાસેજ રહેલી છેઃ તેઓ ચાહે તો દેશને હિંમતવાન અને વિદ્વાન પણ બનાવી શકે અને ચાહે તો મૂર્ખ અને કાયર પણ કરી શકે. તેઓ ઇચ્છે તો પ્રજાને બળવાન અને આસ્તિક કરી શકે, અને ઇચ્છે તો નિર્બળ અને નાસ્તિક પણ કરી શકે. માટે દેશની ઉન્નતિ અને અવનતિની સત્તા સ્ત્રીઓ પાસે જ છે. જ્યારે સ્ત્રીઓની આવી ઉચ્ચ પદવી હોવા છતાં પણ તમો તેઓ તરફ બેદરકાર રહો, તેઓને અધમ લેખો તેઓ તમારી સહધર્મચારિણી હોવા છતાં એક માત્ર "ગુલામડી" જ લેખો એ કેટલું નિષ્ઠુર? માટે પ્રથમ તેઓને કેળવણીનો લાભ આપો, તેઓને જરા સ્વતંત્ર બનાવો, દુષ્ટ પ્રથાઓનાં બંધનથી મુક્ત કરો એમાં તમારી ઉન્નતિ રહેલ છે. વિધવાઓને પણ સન્માર્ગે દર્શાવવા એ પણ તમારી પ્રથમ ફરજ છે. સ્થાયોઉચિત આશ્રમો તેઓના કલ્યાણાર્થે, ઘો તેઓને યોગ્ય કેળવણી અને બનશે ખચીત તેઓ દેશની ઉપરકર દેવીઓ? "પ્રથમથીજ સ્ત્રીઓને ઉન્નત કરો' અને દેશના ગરીબમાં 'ગરીબ જનવર્ગને જાગૃત કરો અને જરૂર તમારૂં કલ્યાણ થશે."

વ્હાલા હિન્દી બન્ધુઓ? તમો પણ અદ્યાપિ સ્ત્રીઓ તરફ બેદરકાર કાં બનો? શુ મનુ પ્રભુનો यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । નો પાઠ ભૂલી ગયા?' એક નજીવાં પ્રાણીનો ઘાત કરતાં પણ પાપ માનનાર તમો મનુદેવની "ગૃહલક્ષ્મી"ને અજ્ઞાનના અંધકારમાં રખડાવોએ યોગ્ય કહેવાય કે? અને કહેવા દો કે શુનો તમોએ "હિન્દી રમણી" ની

ખરી કીંમત ન જાણી? તેને શું તમે સ્વતન્ત્ર્ય માટે કનડ કરતી "સફ્રેજેટ" (Suffragate) ઈંગ્લાંડમાં સમાન હક્કને માટે લડત ચલાવતી સ્ત્રીઓ) જાણી? અરે પણ તે સભ્યવેજ કેમ? તે પતિપ્રભુને પુજનારી આર્ય લલનાના મન પ્રદેશમા તેવા ઉદ્ધત સ્ફૂરણોનો જન્મ જ કયાથી સભવે? પતિ માટે તન મન ધનનો ભોગ આપતી, વ્રત ઉપાસનાદિ વિધિથી પતિના અયુષ્યની વૃદ્ધિ કરવા માટે સતત્ પ્રયાસ કરતી, પતિના સુખેસુખી અને દુખેદુખી માનતી, દેહની પણ પતિ માટે દરકાર નહિ કરતી, પતિની છાયામાં ઉલ્લાસિત રહેતી આર્ય મહિલાસમી અબળા અવનિપર તો મળવી મુશ્કેલ?

ફરો પર્યટન પૃથ્વીના પડેપડામા, તપાસો ભિન્ન ભિન્ન દેશોની અબળાઓ, પણ જરૂર તેવી મહિલા તો સભ્યતાના શિખરે પહોચેલા પ્રદેશોમાં પણ નહિ મળે તે નહિજ મળે. તેરી ઉત્તમ તમારી અબળાઓ અને તેઓનું પણ તમે યોગ્ય સન્માન ન કરો એ કેટલું લજ્જાસ્પદ! "અહિની કન્યાઓમા ને સ્ત્રીઓમા જે સદ્વર્તન સેવાભાવ, સ્નેહ, દયા, તથા પતિ ભક્તિ જોવામાં આવે છે તે પૃથ્વીના બીજા કોઇપણ ભાગમા તમો કદી પણ જોઇ શકવાના નથી" પુજ્યપાદ સ્વામિ વિવેકાનંદ કહે છે કે 'એક માત્ર હિન્દુસ્થાન-ભારતવર્ષની કન્યાઓનેજ જોવાથી આખો ઠરે છે તેમનામા લજ્જા, વિનયાદિ ગુણો હજુ પણ જોવા ને તેવાજ રહી ગયાં છે આવા સરસ સાધનો હોવા છતા તમો સ્ત્રીઓની ઉન્નતિ કાં કરી શકતા નથી? તેમની અંદર જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાનુ કાર્ય તો તમારૂં છે! યોગ્ય શિક્ષણ મળે તો તમારા દેશની સન્નારીઓ હજુ પણ "આદર્શ" સન્નારી બની શકે તેમ છે."

બન્ધુઓ! આ સંસારરૂપી ઉપવનમા

" સંસારની સુંદર વાડીમાં, ડોલી રહ્યા તરૂ વૃન્દ રે;
લીલાભરી સન્નારી દેવી, ઝુલી રહી લીલી છમ્મ રે
કહું એક વાતલડી "

પુરૂષ વૃક્ષરૂપે છે અને સ્ત્રી લતા છે પુરૂષરૂપી વૃક્ષના અનુમોદન વિના પણ ક્વચિત્ સ્ત્રીલતા ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકે પરંતુ જો તેજ સન્નારીને પુરૂષનુ અનુમોદન મળે તો વધારે પ્રકાશમા આવે એ નિર્વિવાદ છે તેથી કરીને તેઓના શ્રેયાર્થે ઉત્તમ ઉપાયો ગ્રહણ થવાની જરૂર છે પુરૂષના યોગ્ય પ્રયાસને મદથી સ્ત્રીઓની સ્વાભાવિક બુદ્ધિ અને સદ્‌ગુણો વિશેષ દેદીપ્યમાન બનશે ઉત્તમ મનુષ્યોના ચરિત્રોની અસર અદ્ભુત્ છે તેથી તમારી જે જે સન્નારીઓ થઇ ગઇ છે તેઓના ચરિત્રો તમારી સ્ત્રીઓ અને દુહિતાઓની દૃષ્ટિ આગળ ધરતા રાખો અને જુઓ કે તેઓની ઉન્નતિ સભવે છે કે નહિ? બન્ધુઓ આળસુ થઇ બેઠા રહેવામાં કદી પણ કંઇ વળવાનું નથી ભીરૂ અને નિરૂદ્યમીને યશપ્રાપ્તિ નથી માટે અબળાઓ માટે, અરે! તમારી ભવિષ્યની પ્રજા માટે, અને ઋષિમુનિઓના માન ખાતર કાંઇ કાર્ય કરો નિદ્રા ત્યાગો? સ્ત્રીઓને અપાતું તે માન આપો અને જરૂર તમારો વિજય જ છે જો સ્ત્રીઓ સુધરશે તો દેશનું કલ્યાણ થશે; સમાજનુ શ્રેય થશે ગ્રહસ્થાશ્રમ જીવનમા શાન્તિનુ આનંદ જળ સિંચાશે, અને તેઓ પતિ સાથે સ્વાત્માના કંપનો વધારે ઉન્નત દશામા લઇ જશે. શ્રી રામચંદ્રનો સીતા પ્રત્યેનો કેવો શુદ્ધ પ્રેમ,

**સરસ્વતી**—"કંઇ પણ કારણ તો હોવુંજ જોઇએ, આ જુઓને આ માસિકમ "શહેરની સ્ત્રીઓનો પહેરવેશ" એ લેખ તમે વાંચશો એટલે સર્વ સમજાશે."

**મોહનલાલ**—"મેં એ લેખ વાંચ્યો છે. પણ ત્હારા સરખી સુશિક્ષિત સ્ત્રીએ એટલે બધી ગુસ્સે શામાટે થવું જોઇએ ? એમાં લખેલું શું ખોટું છે ? જે સ્ત્રી ખરી સુશિક્ષિત છે તે કદાપી ગેરવ્યાજબી રીતે ગુસ્સે થશે નહીં. કદાચ ગુસ્સે થશે તોપણ તે યોગ્ય રીતેજ ! વડીલ માણસને કંઇ કહેશે તે પણ યોગ્ય રીતે અને નમ્ર વાણીથીજ ! બોલવ ચાલવામાં, હરવા ફરવામાં દરેક બાબતમાં સુશિક્ષિત સ્ત્રી સુશિક્ષિતપણાનો વ્યંગ બીલકુલ જણાવા દેશે નહીં."

**સરસ્વતી**—"પણ હું એમ કહું છું કે પુરૂષોનો ઠાઠમાઠ શું કમતી છે? દર માસે ૨૫-૩૦ રૂપીઆમાં એકાદ ઓફિસમાં ગુલામ પ્રમાણે વૈતરૂં કરે છે. અને કચેરીની બહા નીકળ્યા કે કોટ-પાટલુન-કૉલર-નેકટાય-બુટ સ્ટૉકીંગ તદ્દન યુરોપીઅન ફેશનમાં અપ-ટુ-ડે હોય છે જાણે ગેઝેટેડ ઓફીસરજ ! ઘર આગળ પોતાની સ્ત્રી માંદી પડેલી હોય તો તેન ઔષધોપચારની દરકાર રાખશે નહીં અને નાટક સિનેમા જોવાનું કદી ચુકશે નહીં ! સ્ત્રી પુત્રાદિકને કપડાં લત્તાં નહીં હોય તો ચાલે પણ પોતાના શોખમાં તલમાત્ર પણ ખામ પડવા દેશે નહીં ! તદ્ઉપરાંત વળી મિજાસ કેટલો ! પત્ની એટલે જાણે તેની ગુલામજ તેનો સઘળો અમલ, હુકુમ, અધિકાર, સત્તા, વીગેરેનો ઉપયોગ-કરવો-તે પત્ની ઉપરજ ! ઑફીસમાં સાહેબ કદાચને બે બુટ મારે તો તે સહન કરે, પણ પત્નીને હાંક મારતાંજ જે તે આવી નહીં તો પછી પતિરાજના ભેજાંનું ઠેકાણુંજ રહે નહીં ! કદાચ પત્નીને એકા બે મિનિટ ચાહ લાવતાં વાર થઇ કે પતિરાજ હડકાયલા કુતરા માફક પત્નીને ફાંસી આપ વાજ ધસે છે !!"

**મોહનલાલ**—"તું હવે ત્હારી પુષ્પાંજલી રહેવા દે ! પુરૂષો એ શું અને સ્ત્રીઓ એ શું ? ઉભયે પોતાની રહેવાની પદ્ધતિ પોતાની યોગ્યતા પ્રમાણેજ રાખવી જોઇએ ! આ લેખમાં સ્ત્રીઓના પહેરવેશ ઉપર ખોટી ટીકા કરી છે એમ મને તો લાગતું નથી. ખં જુઓ તો શહેરની સ્ત્રીઓનું લક્ષ આખો દિવસ પોતાનાં શરીરની અને પોષાકની ટાપટીપ માંજ વ્યતીત થાય છે. કેટલીક સ્ત્રીઓ મેં એવી પણ જોઇ છે કે આખો દિવસ આયનામ પોતાનું મ્હોંજ જોયા કરે અને ચહેરાની સાફસૂફજ કર્યા કરે છે ! અને તેને તેઓ એ મહત્વની કામગીરી ગણે છે ! પુરૂષોની શું અને સ્ત્રીઓની શું તેઓની પરીક્ષા તેમના પોષાક ઉપરજ થાય છે ! તમારૂં અંતઃકરણ કુલીન સ્ત્રીનું હશે પણ તમારો પોષાક જો યોગ્ય ન હશે તો તમો પણ ફેશનના ફંદામાં ફસાયલીજ સ્ત્રી ગણાશો. એ ભૂલશો નહી, તેવીજ રીતે કેટલીક સ્ત્રીઓ કલાકના કલાક પાડોશની સ્ત્રીઓ સાથે નાહક કુથલી કરવામાં કાઢે છે અગર કેટલીક ભણેલી સ્ત્રીઓ આના અર્ધા આનાની પુસ્તકમાળાની શૃંગારમય ચોપડીઓ વાચવામાં વખતનો દુરૂપયોગ કરે છે. એ કેટલું અનિષ્ટ કહેવાય ? ગમે તેમ ચાર લીટી લખ વામાં કે ઉપર નિર્દિષ્ટ ચોપડીઓ વાંચવામાં કે એકાદ વ્યાખ્યાન આપવામાં મનની સુસંસ્કૃતિ થતી નથી, અને શૃંગારમય નાટકો તેમજ નવલકથાઓ વાંચવામાં શિક્ષણની સફળતા નથી. પણ શિક્ષણથી તમારે તમારાં હૃદયોને ઉન્નત બનાવી વીરાંગના બનવાનું છે. જ્યાં સુધી

તમે વીરાંગના બનશો નહી ત્યાં સુધી હિન્દમાં મહા પુરૂષો ઉત્પન્ન થશે નહી. **શ્રીમતી એનીબેસંટ કહે છે કે —**

We can never get a nation of heroes unless we got heroines as mothers Woman should not try to be a second rate man but to be a first rate woman, her field of work being different. When her daughters will again inspire her sons, India will again be a nation of sages, warriors, philosophers and heroes, what she was before and what she ought to be "

ભાવાર્થ—"જ્યાં સુધી માતારૂપ વીરાંગનાઓ મળી નથી ત્યાં સુધી વીર પુત્રોની પ્રજા બની શકે એમજ નથી સ્ત્રીઓ કંઇ ઉતરતી પંક્તિના પુરૂષ જેવાં થઇ સન્તોષ માનવાનો નથી, પરંતુ, જ્યારે એનું કાર્યક્ષેત્ર જૂદું છે ત્યારે તો તેણે **ઉત્તમ પંક્તિની સ્ત્રી થવું જોઇએ.** જ્યારે હિન્દની પુત્રીઓ તેમના પુત્રોને પ્રોત્સાહિત કરતી થશે ત્યારે જ જેમ પૂર્વ કાળમાં હતું, અને **જેમ હોવુંજ જોઇએ** તેમ હિન્દમાં મહાત્મા, વીરપુરૂષો, તત્વજ્ઞાનીઓ, અને શુરાઓની પ્રજા બનશે."

શ્રીમતીના કહેવા પ્રમાણે તમારે ઉતરતી પંક્તિની સ્ત્રીઓ થવાનું નથી. સુશિક્ષણનું ખરૂં લક્ષણ **આત્મોન્નતિ અને પર સેવા** એજ છે. તમારે જો ઉત્તમ રીતે શિક્ષિત બનવુ હોય, તો પ્રથમ તમારા મનની ઉન્નતિ કરો, સદ્ગુણને માર્ગ બતાવનારને દીપક બનાવો, નમ્રતા કદી પણ વિસરશો નહીં, અને તેજ પ્રમાણે હીનાવસ્થામાં પડેલી તમારી ભગિનીઓ હોય તેમને તમારાથી બની શકે તેટલી શરીરથી, મનથી, અને દ્રવ્યથી સહાય્ય કરો' એવી રીતે જ્યારે તમો પર સેવા કરવામાં તમારાં આયુષ્યનો સદુપયોગ કરશો ત્યારેજ તમારા જન્મનું અને તમારા સુશિક્ષિતપણાનું સાર્થક થયું કહેવાય એ લક્ષમાં રાખજો ' અને એવી રીતે પરમાર્થમાં તમારો આત્મા મશગુલ રહેશે તો દયાનિધી મહાન્ પ્રભુ તમારા ઉપર અખંડ કૃપા કરી તમને સમ્પૂર્ણ સુખમાં રાખશે।"

જીવન સખે! ઉપરનાથી તને માલુમ પડેશે કે સ્ત્રીએ સંસારમાં શા શા કર્તવ્ય કરવાનાં છે! બીજું તે તારા પત્રમાં શાન્તાએ નવનીતરાયને આપેલા આશ્વાસનનું દૃષ્ટાંત આપેલું છે એ યોગ્ય છે કિન્તુ ફક્ત દૃષ્ટાંત પત્રમાં લખવાથીજ ઉપયોગી થઇ પડતું નથી પણ તે પ્રમાણે તારે વર્તવાને તારા મનમાં પ્રેરણાઓ ઉત્પન્ન કરી જોઇએ તો જ તેની સફળતા છે નહિ તો અન્તે કહેવું કે એવો આ જમાનાના કેટલાક સ્ત્રી પુરૂષોનો નિયમ છે, તે પ્રમાણે કહીશ નહીં

વ્હાલી! તેં તારાં પત્રમાં આપણો સમ્બન્ધ ગુરૂ શિષ્યાનો જણાવ્યો છે તે યથાર્થ છે, પણ તે પ્રમાણે આપણ ઉભયે વિકારરહિત વૃત્તિથી વર્તવું જોઇએ તોજ આપણા એ સંબંધની સફળતા છે. એ સંબંધમાં લેશ પણ વિભ્રમ, કિંવા ભિન્ન ભાવની છાયા પણ આવવી જોઇએ નહી. અમૃતના એક આખા પ્યાલામાં વિષનું એકજ બિન્દુ પડતાં તે આખો પ્યાલો જેમ વિષમય બની જાય છે તેમ આપણા એ સમ્બંધમાં ભિન્નતાની કે વિકારની આપણા મનમાં કલ્પના આવતાંજ અનિષ્ટ ભાવનાઓની ઉત્પત્તિ થાય છે અને તેમાથી અનિષ્ટ પરિણામ પણ ઉત્પન્ન થાય છે

સખે! તેં તારા પત્રમાં લખેલી શમરયામાં મારૂં દર્શન માગ્યું'તું. કારણકે સાધાવર* કહેતાં શ્રીકૃષ્ણના હસ્તમાં પાંચ અક્ષરનું 'સુદરશન' ચક્ર રહે છે તેમાથી પ્રથમ અક્ષરને છોડી દેતાં 'દરશન' એવો શબ્દ શેષ રહે છે. પણ હાલ તો કેટલાક અનિવાર્ય સંજોગોને લીધે મારાથી તે (દર્શન) આપી શકાય તેમ નથી.

પ્રકૃતિ બદલ યોગ્ય સંભાળ રાખજે અને યોગ્ય પુસ્તકોનું વાંચન રાખજે! પત્ર વિશેષે લાંબો થયો છે એટલે હવે સમાપ્ત કરૂં છું. ઉત્તર યોગ્ય અવકાશે આપજે. એજ.

વૈશાખ-પૂર્ણિમા.
સંવત્ ૧૯૭૫.

લિ૦ તારો બંધુ,
ચન્દ્ર.

---

# બુદ્ધિનો એક દુરૂપયોગ.

લેખક: શ્રીયુત્ "દવે."

માણસ એટલે બુદ્ધિવાળું પ્રાણી માણસની આ સાધારણ વ્યાખ્યા ઉપરથી સહજ સમજાય છે કે માણસ અને બીજાં પ્રાણીઓ વચ્ચે મોટામાં મોટો ફેર એ છે કે માણસમાં બુદ્ધિતત્ત્વ હોય છે, અને બીજાં પ્રાણીઓમાં બુદ્ધિતત્ત્વ નથી હોતું અથવા હોય છે તો નહિ જેવુંજ હોય છે. આ બુદ્ધિતત્ત્વ બહુ અગત્યનું તત્ત્વ છે એમ સૌ કોઇ સ્વીકારે છે. બુદ્ધિના સદુપયોગથી માણસથી દેવ થઇ શકાય છે, અને દુરૂપયોગથી પશુ કરતાં પણ હીણી દશામાં આવી પડાય છે. બુદ્ધિના દુરૂપયોગ અસંખ્ય છે. પરંતુ બુદ્ધિનો એક દુરૂપયોગ કે જે અનેક અનર્થોનું મૂળ છે અને તે છતાં એકદમ સમજી શકાય તેવો અને સહેલાઇથી નિવારી શકાય તેવો છે; તેનોજ અહીં વિચાર કરવાનો છે.

બુદ્ધિનો એવો દુરૂપયોગ તે બીજો કોઈ નહિ પરંતુ માણસો વિષે અને તેમનાં કૃત્યોના હેતુઓ વિષે પૂરતા કારણ વિના શંકા લાવવી, અથવા હેતુઓને ખરાબ માની લઇ માણસોને અથવા તેમનાં કૃત્યોને ખરાબ માનવા તે.

આ પ્રમાણે સાચા ખોટા હેતુઓ કલ્પના કરવાની, અને બીજા માણસોને ખરાબ માની લેવાની ઘણાને ટેવ હોય છે. અમુક માણસ આપણો કુટુમ્બી છે, અથવા સ્નેહી છે, અથવા તેણે આપણું ભલું કર્યું છે, અથવા આપણું ભલું કરવાની તેની ઇચ્છા છે એવું જાણવા છતાં પણ આવી કલ્પનાઓ અટકતી નથી. જેને સમાજનો અનુભવ છે એવો દરેક માણસ જાણે છે કે જો કોઇ માણસ બીજાના હિત માટે કામ કરતો હોય તો તેના ઉપર ઘણીવાર સ્વાર્થ સાધવાનો આરોપ આવે છે. તેજ પ્રમાણે જો એકવાર એક માણસના હાથે

---

* સાધાવરને કર વરો પચમ અક્ષર છેદ,
પ્રથમ અક્ષર પરહાર નંખે તે સુજને કે ...

(કા૦ દો૦)

ભલું કાર્ય થાય, અને બીજીવાર ન થાય તો ઉપર ઉપરથી સારૂ બનાવીને-છેતરીને પોતાનો સ્વાર્થ સાધવાનો તેના ઉપર આરોપ આવે છે. "ધરમ કરતાં ધાડ થઇ" એ કહેવત આવા અનુભવને લીધેજ અસ્તિત્વમાં આવી હોવી જોઇએ.

"ન્યાય વૃત્તિ" શબ્દ હમણાથી જરા વધારે વપરાશમાં આવે છે. એ શબ્દનો પરિચય હોવા છતાં અને બીજાને હાથે પોતાને-પોતાનાં સગાં વ્હાલાંને થયેલા અન્યાયનો અનુભવ હોવા છતા એવા કેટલા થોડા નીકળશે જેઓએ બીજાને એજ પ્રકારનો અન્યાય ઘણી વાર નહિ કર્યો હોય ? ન્યાય વૃત્તિ અને આવો અન્યાય કરવાની ટેવ એકબીજાથી વિરૂદ્ધ છે એ શંકા વિનાની વાત છે. વળી ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય મુદ્દો તો એ છે કે ઘણીવાર આવા અન્યાયના ભોગ નિર્દોષ સજ્જનો હોય છે. ન્યાય વૃત્તિવાળો માણસ તો જાણુવા છતાં આવો અન્યાય કોઇ દિવસ ન કરે. આવો અન્યાય કરવાની ટેવ સાધારણ રીતે મનની નીચી દશા સૂચવે છે.

જે સમાજમાં માણસો અને તેમના હેતુઓ વિષે ખરાબ કલ્પના જ થયાં કરતી હોય તે સમાજમાં કાંતો ન્યાય વૃત્તિ થોડી હોવી જોઇએ કે જેથી ખોટી રીતે ખરાબ કલ્પનાઓ કરીને અન્યાય કરતાં લોકો અચકાતા ન હોય, અથવા તો તે સમાજમાં સદ્‌ગુણી-નિઃસ્વાર્થી-માણસો બહુ થોડાં હોવાં જોઇએ કે જેથી સૌની નજરે દુર્ગુણી-સ્વાર્થી-માણસોજ નજરે પડયાં કરે અને તેથી તેઓને ખરાબ કલ્પનાઓ કરવાની ટેવ પડી ગઇ હોય.

જેને ઇશ્વરમાં શ્રદ્ધા હોય તે એમ તો ભાગ્યેજ માની શકે કે દુનિયામાં સદ્‌ગુણી માણસો એટલા થોડાં છે કે આપણે બધાંને દુર્ગુણીજ માની લેવાં જોઇએ કારણકે તે ઇશ્વરને હીણપ લગાડવાં જેવુ થાય. એજ રીતે જે લોકો જે કુદરતની વ્યવસ્થામા શ્રદ્ધા હોય તેઓ પણ ઉપર પ્રમાણે ભાગ્યે જ માની શકે કારણકે જે દુનિયાં દુર્ગુણી માણસોથી જ લગભગ ભરેલી હોય-, જ્યાં એક બીજા ઉપર વિશ્વાસ રાખી શકાય તેવું ન હોય-તેને વ્યવસ્થાવાળી દુનિયા કેવી રીતે કહી શકાય ?

ખરાબ કલ્પનાઓથી દોરેલું દુનિયાનું ચિત્ર દિલગીરી ઉત્પન્ન કરે તેવું હોય છે, અને માણસને ઘણા ભાગે નિરાશાવાદી બનાવે છે. એટલા માટે પણ એવી કલ્પનાઓ કરવાની ટેવ તજવા યોગ્ય છે.

પોતાના સ્વાર્થની ખાતર પણ માણસે બીજા વિષેની ખરાબ કલ્પનાઓ તજવી જોઇએ. જ્યારે આપણે આસપાસની દુનિયાને ખરાબજ માનીએ ત્યારે આપણાથી કોઇ ઉપર વિશ્વાસ રાખવાનું ભાગ્યેજ બની શકે, કોઇ ઉપર વિશ્વાસ ભાગ્યેજ રાખી શકાય ત્યારે નાની અને મોટી બાબતનો ધણોખરો-બધો-બોજો આપણા માથેજ રહે. આપણી કલ્પનાથી ઉત્પન્ન કરેલી "જાળમાં આપણે રખેને સપડાઇ જશું" એવી બીકથી મનની શાંતિ ન રહે. બોજો બહુ હોય અને મનની શાંતિ ન હોય ત્યાં સુખ ન સંભવે. માટે સુખ ઇચ્છનારાઓએ પણ ઉપર કહેલી કુટેવથી દૂર રહેવું જોઇએ.

ખરાબ કલ્પનાઓ કરવાની ટેવથી કુટુમ્બીઓ અને સ્નેહીઓ વચ્ચેજ નહિ પરંતુ

જૂદી જૂદી જ્ઞાતિઓ, જૂદી જૂદી પ્રજાઓ, અને જૂદા જૂદા જન સમૂહો વચ્ચે પણ અ-વિશ્વાસ, અશાંતિ, અને કલહ ઉત્પન્ન થાય છે.

માણસોનો અમુક વર્ગ અથવા તેમની અમુક ક્ષેત્રમાંની કૃતિઓ સ્વાર્થી-દુર્ગુણી-ગ-ણાતી હોય, અને તે વર્ગની બાબતમાં અને તે ક્ષેત્રમાં એક બીજા ઉપર અવિશ્વાસની ન-જરથી જોવાતું હોય અને આપણે તે સહન કરીએ તે જૂદી વાત. જેમકે કેટલીક રાજ-ખટપટો અથવા રાજ્ય ખટપટો કે જ્યાં એકબીજા પાસેથી ગમે તેમ કરીને ગમે તેવાં સા-ધનથી-પોતાનું કામ કઢાવી લેવુ એ સાધારણ નિયમ હોય ત્યાં અમુક માણસો પોતાનું કામ અવિશ્વાસની નજરથી કરે તો આપણે તે કદાચ સાંખી લઈએ.

બાકી તો આ કુટેવ કોઇ પણ માણસમાં હોવી ન જોઇએ. તેમ છતાં પુરૂષો કે જે-ઓ હૃદયના કઠણ અને સ્વભાવના ખુટલ કહેવાય છે તેઓમાં આવી કુટેવ જણાય તો તેથી ખેદ થાય, પણ બહુ નવાઇ ન લાગે. પરંતુ પોતાનાં કોમળ, શુદ્ધ હૃદયે અને સરળ સ્વભાવે આપણા ગૃહ રાજ્યની રાણીઓ ઉંચી ભાવનાઓને પ્રેરનારી દેવીઓ-ઉત્તમ કાર્યની વિધાત્રીઓ-થવાને યોગ્ય-સ્ત્રીઓમાં આ કુટેવ જોવામાં આવે ત્યારે નવાઇ અને અત્યંત ખેદ થયા વિના રહે નહિ.

ખરી સ્ત્રીઓમાં-સ્ત્રીત્વવાળી સ્ત્રીઓમાં-આવી કુટેવ સંભવે જ નહિ. છતાં સમાજ તરફ નજર કરતાં હાલની કહેવાતી સ્ત્રીઓમાં એ કુટેવ બહુ પ્રસરેલી માલૂમ પડે છે. કુટુ-મ્બ જીવનની એક બે બાબતો તપાસી જુઓ તો આ સબંધે ખાત્રી થશે. વહુની સાથે ઘરની બીજી સ્ત્રીઓને સાધારણ રીતે બનતું નથી હોતું તેનું કારણ શું હોય છે? એક મુખ્ય કારણ તો એ હોય છે કે ઘરની સ્ત્રીઓને વહુ ઉપર વિશ્વાસ નથી હોતો, અને વહુને સાસરીયાની સ્ત્રીઓ ઉપર વિશ્વાસ નથી હોતો. આનું પરિણામ એ આવે છે કે વહુ પો-તાના પતિનું ધ્યાન રાખે અથવા સેવા કરે તો સાસરીયાની સ્ત્રીઓ એમ અનુમાન કરે છે કે એતો એના વરને વશ કરી લેવા માટેજ બધું કરે છે, અને અમારા વચ્ચે અણબનાવ કરવા માગે છે. એજ પ્રમાણે વહુની ગમે તેવી-ખરેખરી-ભૂલ હોય, છતાં જો સાસરીમાની સ્ત્રીઓમાંથી કોઈ તેને કાંઇ કહે તો તે એમજ ધારે છે કે મને "અળખામણી" કરવા માટે આ બધુ થાય છે; જ્યાં હોય ત્યાં મારો વાંકજ કાઢવામાં આવે છે-છેવટે થાય છે એવું કે પોતાની ઇચ્છા હોવા છતાં વહુને સારી રીતે વર્તવાની હોંશ થતી નથી, અને વહુને સુધારવાની સાસરીયાની સ્ત્રીઓની મહેનત ઘણીખરી પાણીમાં જાય છે. વહુનાં શુદ્ધ બુદ્ધિથી કરેલાં કામોનો ખોટો અર્થ થાય છે. અને સાસરીયાની સ્ત્રીઓ સારી હોય તોપણ, વહુ ઉપર તેની અસર ભાગ્યેજ થાય છે. એક બીજાની શુદ્ધ બુદ્ધિમાં-સાચા દિલમાં-અવિશ્વાસજ તે વિષે શંકા-એજ આ પ્રકારના અનર્થોનું મુખ્ય કારણ હોય છે.

ગૃહજીવનમાં-કુટુમ્બજીવનમાં આવી ટેવથી બધી રીતે હાનિ છે. ગૃહજીવનમાં અગ-ત્યનો ભાગ ભજવનારી સ્ત્રીઓમાંજ આવી ટેવ હોય તો તેની છાપ ઉછરતી પ્રજા અને કુટુમ્બના બાલક અથવા સહાયક પુરૂષો ઉપર પડે એ સ્વાભાવિક છે. સ્ત્રીઓની આવી

કુટેવથી ગૃહજીવનની શાંતિનો ભંગ થાય છે. એ અશાંતિ અને કલહના વાતાવરણમાં ઉછરતી અને ઉછરેલી પ્રજામાં, અને એ વાતાવરણમાં વસતા સર્વ પુરૂષો ઉપર ખિન્નતાની થોડી અથવા ઘણી છાપ પડેલી હોય છે. આપણા ગૃહજીવનમાં અનેક કારણોને લીધે હાલ જોઇએ તેના કરતા વધારે-ઘણી વધારે-કટુતા-કડવાશ છે, જો સ્ત્રીઓ આપણે ચર્ચાએ છીએ તેવો બુદ્ધિનો દુરૂપયોગ કરતી બંધ થાય અથવા કરતાં શીખે નહિ તો તેમાથી ઘણી કડવાશ ઓછી થઇ જાય. સ્ત્રીઓ પોતાના જીવનને કેટલેક અંશે ઉચું અને સુખી બનાવી શકે, તેની ગૃહજીવન ઉપર તાત્કાળિક અસર થાય ગૃહજીવન સુધરે તો પ્રજાજીવન પણ કેટલેક અંશે સુધરેજ. આ કુટેવ છોડી દેવી અથવા તેનાથી દૂર રહેવું તે મુસ્કેલ નથી-સહેલું છે અને સહેલાઇથી આટલો બધો ફાયદો થઇ શકે એવું જો સ્ત્રીઓ જાણે અને તેમની ખાત્રી થાય તો તેઓ સુધરવા માટે જરૂર મહેનત કરે.

કેળવાયલી બેનોને એટલી વિનતિ કરવાની રહે છે કે પોતાની મેળે વાચીને સમજી શકે તેમ ન હોય તેવી બેનોને તેમણે આ વિષય જરા શ્રમ લઇને સમજાવવો, અને પોતે દષ્ટાંત રૂપ થઇને અન્યને સુધારવાનો યત્ન કરવો.

પુરૂષોએ પણ ગૃહજીવનમા પોતાની કુટેવથી હાનિ ન પહોંચે તે ખાસ લક્ષમાં રાખવાનું છે. આનો અર્થ એવો નથી કે અન્ય વ્યવહારમાં તેમણે આ વિષયની ઉપેક્ષા કરવી.

---

## ગૃહ.

(હિન્દી ઉપરથી.)

લેખકઃ શ્રીયુત્ "મણિધરપ્રસાદ."

આ સંસારમાં "ગૃહ"ની સૃષ્ટિ બનાવનારી એક માત્ર નારી-ગૃહિણી જ છે.

> If She be not honest, chaste and true,
> There's no man happy. —'Shakspere.'

(ગૃહિણી, જો પવિત્ર-પ્રમાણિક અને પતિવ્રતા નહિ હોય તો કોઇ પણ મનુષ્ય સુખનો અનુભવ કરી શકશે નહિ.)

ગૃહથી સમાજ અને સમાજથી જાતિ, જાતિની સૃષ્ટિ બને છે. ગૃહદ્વારા-ગૃહસ્થ-આશ્રમ અથવા સમાજદ્વારા જાતીય જીવનનો સબંધ છે. ગૃહ-સમાજ અને જાતીય જીવનનો-બધાનો પ્રધાન હેતુ-હેતુ મૂળ નારી છે.

જે નારીજાતિને અબળા કહેવામાં આવે છે, જે કોમળાંગીનિઓથી એક ફૂલનો

સ્પર્શ પણ સહી શકાતો નથી, તો પછી સંસારનો-અતૂલ્ય કઠિન કામનો-બોજો કેવી રીતે વહન કરી શકે ?

આધુનિક તત્વવેત્તા પંડિતોએ નારી અપૂર્ણ અને અવિકાસિત છે એમ કથી ગયા છે; તો આજ નારી ગૃહની મર્યાદા સ્થાપન કરનારી-સૃષ્ટિ બનાવનારી છે ? શું એજ અબળા જે જાતીય જીવનની પ્રધાન શક્તિ છે ? હા. તેજ નારી-અબળા ગણુ આ સંસારની-ગૃહની અધિષ્ઠાત્રી લક્ષ્મી છે. હેનામાં અપૂર્વ શક્તિ છે.

કોઇ પૂછશે કે "ગૃહ શું છે ?" ફક્ત માટી ઇંટ, પત્થર અને લાકડાં આદિથી થએલુંજ ગૃહ કહેવાય ? ના. તે ફક્ત એટલાથી જ બનેલું નથી, પરન્તુ અનેક એ સિવાય સામગ્રીઓથી થએલું છે.

ગૃહ ! ઇંટ-માટી પત્થર-લાકડાથી બનેલું ગૃહ તે માત્ર ખોખું જ છે. ઘરમાં રહેનારાઓ-કુટુંબીઓ ત્હેનાં શરીરને જેમ હાડકાં-માસ-લોહી-ચામડી હોય તેમ ગૃહને તેઓ શરીરરૂપ છે. અને નારી-ગૃહિણીરૂપમાં ગૃહનો પ્રાણ છે. જે ગૃહમાં દયાવતી-કરૂણામયી જનની દેવી નથી, જે ગૃહમાં સ્નેહમયી સ્વાસ્થ્ય સમ્પાદિની સરસ્વતી સ્વરૂપિણી ગૃહિણી નથી; તે ગૃહ ઉજાડ જંગલ સમાન છે.

"A wife is the peculiar gift of heaver. Pope.

(ગૃહિણી ! એ માનવ જાતિને મળેલી અમૂલ્ય દિવ્ય બક્ષિસ છે.)

વિદ્વાનો કથી ગયા છે કેઃ—

माता यस्य गृहे नास्ति, भार्य्या च प्रियवादिनी ।
अरण्यं तेन गन्तव्यं, यथारण्यं तथा गृहम् ॥

(અર્થાત્ જેના ગૃહમાં માતા નહિ-પ્રેમાળ મીઠું બોલનારી ગૃહિણી નહિ તેણે અરણ્યમાં ગૃહ ત્યાગ કરી વાસ કરવો સર્વથા ઉચિત છે; કારણ ત્હેના માટે ગૃહ અને વન સરખાંજ છે. કલેસમય જીવન ગુજારવા કરતાં ક્ષણભંગુર જીવનનો ત્યાગ કરવો એજ શ્રેય છે)

મૃત્યુ પછી જીવ શુન્ય શરીરથી અપવિત્ર થઇ જાય છે, તેમ સ્ત્રીવિના ગૃહ પણ અશુદ્ધ થાય છે. સ્ત્રીના મૃદુ મૃદુ હાસ્યરૂપી શુભ્ર ચાંદની જે ગૃહમાં પ્રકાશતી નથી, જે ગૃહનું આંગણું નારીઓના કુસુમસમ કોમળ ચરણોથી સુશોભિત નથી હોતું-જે ગૃહનું વાતાવરણ નારીઓના કેશકલાપમાં ગુંથેલી કુસુમકળિઓની સુવાસથી સુગંધિત નથી હોતું-તે ગૃહ અટળક લક્ષ્મીવાળું અને સુખ સમ્પન્નવાળુ હોય તોપણ તે નિરસ નિર્માલ્ય છે. ટુંકામાં તે સ્મશાન તૂલ્ય ગણાય. તે ગૃહ મનુષ્યોને રહેવા લાયક નથી પરન્તુ ભૂતપ્રેતોનેજ માટે લાયક છે.

"गृहिणी गृहमुच्यते" કેવળ એકજ સ્ત્રી રહવાથીજ ગૃહ-ગૃહ થતાં નથી. કોઇની સ્ત્રી મરી જાય છે ત્યારે લોકો કહે છે કેઃ-"જુઓ ! બિચારાનું ઘર ભાગ્યું?" આ શું કહેવાય ?

ગૃહિણીને ગૃહ કહેવું એ એક સાધારણ વાત છે, કેવળ મતજ છે. કિન્તુ આ સાધા-

રણ બાબતમાં પણ કંઇક ગુપ્ત ભેદ રહેલો છે. સંસારના અનેકાનેક વ્યવહારમાં આવી સુક્ષ્મ વાતો ગુપ્ત રહેલી છે કે જેનો સુક્ષ્મ વાતોમાંથી સ્પષ્ટ રૂપમાં લાવી સ્ફોટ કરવો એ નાની-સુની વાત નથી.

"ગૃહિણી ગૃહમુચ્યતે" આ સાધારણ વાક્યમાં માનવ-જાતિની ઉન્નતિનો પૂરો ઇતિહાસ સમાયેલો છે. એટલુંજ નહિ પણ મનુષ્યની ઉન્નતિ કરનારી નારીજાતિની પ્રબળ શક્તિનો પૂરેપૂરો પરિચય થાય છે. નારી ગૃહથી જુદી નથી, ચાહે મહેલ હોય કે ઝુંપડી હોય પરન્તુ નારી વિના એ સર્વ સ્મશાન તુલ્ય છે.

શ્રી રામચન્દ્રજી ભગવાન જ્યારે રાજ્યપાટ છોડી સીતાજીની સાથે વનવાસ ગયા; વનમાં ફરતા હતા ત્યારે-તે વખતે તે સુખી હતા પણ જ્યારે શ્રી જાનકીજીને દશાનન હરી ગયો ત્યારે લક્ષ્મણજી હતા છતાં પણ શ્રી રામચન્દ્રજીને વન ખાવા ધાય તેવું લાગ્યું. વન-વાસનાં કષ્ટ પડવા લાગ્યાં. ઋષિ-મુનિઓ ઘોર અરણ્યમાં સામાન્ય ઝુંપડીમાં પોતાની પત્નીઓ સાથે સુખમાં રહેતાં. તાત્પર્ય એ છે કે નારી ગૃહનું જીવન છે. નારીજ ગૃહસ્થાશ્રમની એક માત્ર અધિષ્ઠાત્રી લક્ષ્મી છે. ગૃહિણી વિના ગૃહસ્થાશ્રમનો નિર્વાહ થયો સર્વથા અસમ્ભવ છે.

પક્ષિઓ માળો સ્ત્રીઓને જ માટે ખાસ બાંધે છે. જ્યારે સ્ત્રીઓને ઇંડાં મૂકવાનો વખત થાય છે ત્યારેજ માળો તેઓ બનાવે છે. પોતાનાં બચ્ચાંઓને આશ્રમમાં મૂકી ચારો ચરવા જાય છે. જ્યાં સુધી બચ્ચાંઓની આંખો ઉઘડતી નથી, ઉડી શકતાં નથી ત્યાંસુધી માંદા ત્હેમની રખેવાળી કરે છે. વિચાર કરશો તો માલુમ પડશે કે થોડા કાળ સુધી પણ માળો-આશ્રમ બનાવવાની આવશ્યકતા થઇ તે કોનાથી? જો સ્ત્રી નહોત તો પછી ગૃહ નિર્માણ કરવાની જરૂર ક્યાંથીજ પડત? ન્હાનાં મ્હોટાં જીવ-જન્તુ કીડી-મંકોડા સર્વને બચ્ચાંની રક્ષા કરવા માટે ઘર બનાવવાની જરૂર પડે છેજ અને ગૃહની મૂળ સષ્ટિકારિણી એક માત્ર નારીજ છે.

જ્યારે ન્હાનાં મ્હોટાં પ્રાણી માત્રને પણ ઘરની આવશ્યકતા છે તો માનવ જાતિ પોતાના દુર્બલ સન્તાન અને પોતાની રક્ષાના હેતુથી આશ્રય નિર્માણ કરે તેમાં કંઇ આશ્ચર્ય નથી. માનવ જાતિને તો ચિરકાળ સુધી માતાના પાલન પોષણ પર રહેવું પડે છે. આ કાર-ણથી મનુષ્યને ચિરસ્થાયી ઘરની જરૂર છે

પ્રાચીનકાળમાં મનુષ્ય જ્યારે પહેલવહેલાં ઘર બનાવવાનું નહોતા જાણતા ત્યારે તેઓ વરસાદ-વંટોળિઓ-રેલ અને આગથી બચવા માટે પર્વતો કે ગુફાઓનો આશ્રય લેતા. મનુષ્ય જાતિના વર્તમાનગૃહ ગુફાઓનાજ નમૂનારૂપજ છે. આદિ કાલમાં મનુષ્યો પર્વતો તથા જંગલોમાં વણજારાની માફક વાસ કરતા, નજીવી બાબતોમાં એક બીજા સાથે ખૂન-ખાર લડતા. ત્યારે વૃદ્ધ-બાલક અને સ્ત્રીઓ માટે આશ્રયની ખાસ જરૂર પડતી હતી. જ્યારે એક સ્થાનથી બીજે સ્થાન જવાની તૈયારીઓ કરતા ત્યાર પ્હેલાં તેઓ ઉપયુક્ત વ્યક્તિઓ માટે પ્રથમજ આશ્રય શોધી રાખતા હતા.

જે રીતે જોઇએ તે રીતે માલુમ પડે છે સ્ત્રીઓજ માટે ગૃહ બનાવવું પડે છે. સ્ત્રીઓ જ ગૃહ બનાવનારી છે. ત્હમારાથીજ ગૃહની સૃષ્ટિ થઇ છે. ગૃહથી ગામ-ગામથી નગર-

૧૪. સ્ત્રીનું હાસ્ય, અશ્રુ અને સંગીત એ ત્રણે વાનાં એક સરખી રીતે મોહોત્પાદક છે.

–લૅટિન કહેવત.

૧૫. ચરમતા શેરડા વિનાની સ્ત્રી એ લુણ (મીઠા) વિનાના અન્ન બરાબર છે.

–આરબ કહેવત.

૧૬. જો એક સ્ત્રી માન મેળવવા તત્પર થઇ હોય તો તે માન મેળવશે જ–અરે, સૈન્યના મધ્યમાં પણ માન મેળવશે ને પૂજાશે. –સર્વાન્ટીસ.

૧૭. સુધારો કોને કહેવો ? ભલી સ્ત્રીઓની સત્તાને.

–ઇમર્સન.

૧૮. પુરૂષની મિત્રતા એ એક ટેકો છે અને સ્ત્રીની મિત્રતા એ એક દિલસોજી છે.

–રૉચ્યુપેડર.

૧૯. આંખનું સ્વર્ગ,–હૃદયનું નરક,–પૈસાની કોથળીનો જુલાબ–એ સુંદર સ્ત્રી છે.

–અજ્ઞાત

૨૦. જો બુટની જોડ ખરીદ કરતા હોવ તો તળીઆ માટે સ્ત્રીની જીભ વાપરશો. તે કદી ફાટશે નહિ. –એસ્સેશિયન કહેવત.

૨૧. મહાન્ સ્ત્રીઓની કીર્તિ ઇતિહાસ તેમજ આત્મ સમર્પણને આભારી છે.

–લી હન્ટ.

૨૨. જ્યારે સ્ત્રી વેર લઇ શકતી નથી, ત્યારે બાળકો માફક કરે છે–રૂવે છે.

–કાર્ડેન.

૨૩. એક ન્હાતી સ્ત્રીના જેવો કોઇ સોભતી નથી.

–સેન્ટપીયર્સ.

૨૪. એક પુરૂષને જ્ઞાન આપશો તો તે જ્ઞાનનું તેના મરણ પછી નામ નિશાન રહેશે નહિ; એક સ્ત્રીને જ્ઞાન આપશો તો તે ભવિષ્યની પ્રજાની કેળવણી છે.

–લાબૂલેય.

૨૫. લગ્ન પહેલાં સ્ત્રી એક રાણી છે, પરણ્યા પછી પ્રજા છે.

–ડિમેન્ટેનન.

# फूलवाडी.

## અનુભાવિકા.

### જીંદગીની 'આપ' વીતી અને 'પર' વીતી કથાઓ.

સુન્દરી સુબોધના આ વિભાગમાં (અને એજ પ્રમાણે આ માસિકમાં) પ્રસિદ્ધ થતા લેખોમાં જોવામાં આવતા માનવ જીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇ અમુક વ્યક્તિને લગતી અથવા અમુક સ્થળે બનેલી હકીકત ઉપરથી લીધેલા નથી (તેમજ એવી રીતે લેવામાં આવતા પણ નથી.) પરન્તુ માત્ર સંસારમાં આવા દેખાવો કદિ કદિ નજરે પડે છે, એટલીજ કલ્પના છે.

આ વિભાગ ઘણો લોકપ્રિય અને ઉપયોગી થઈ પડ્યો જણાય છે. તે સંબન્ધી વારંવાર પત્રો મળ્યાં કરે છે, એટલું જ નહિં પણ ત્હેને લગતા લેખ પણ બહુ મળ્યા છે. કેઆથી ત્હેના—નીચે જણાવ્યા પ્રમાણે—ત્રણ ઉપવિભાગો કરી, તે ખાતે વધારે પાના રોકવાની વ્યવસ્થા કરવી આવશ્યક જણાઇ છેઃ—

૧. જીવનના ગહન પ્રસંગો.
૨. અવળાં કર્મની કહાણીઓ.
૩. હૃદય નિવેદનઃ વેદી સમક્ષ.—

આ ઉપરાંત "પત્રમંજૂષા" માં પ્રકટ થતી "સાંસારિક પ્રશ્નોત્તરી" ને પણ આ વિભાગ સાથે સંબન્ધ છે. તંત્રી, સુન્દરી સુબોધ.

---

### અવળાં કર્મની કહાણીઓઃ

## બ્હેન તે બલા

### કે ભાઈ તે ભીલ ?

લેખકઃ શ્રીયુત્ "મસ્ત," (બી. એ.)

માતા પિતાની હયાતીમાંથી, એટલે અમારી બાલ્યાવસ્થામાંથી, અમારા ઘરમાં બહેનોનું પ્રાધાન્યપણું અને ભાઇઓનું હલકાપણું ચાલ્યું આવતું હતું ઘરમાં માતાનું પ્રાબલ્ય અધીકતર હોવાથી, અને પિતાજી બહાર બાહોશ ગણાતા હોવા છતાં, ગૃહમાં પત્ની આગળ માથું મરી ગયેલું હોવાથી, આ સ્થિતિ પ્રાપ્ત થયેલી હતી. અમને પુત્રોને સ્ત્રીનું શીક્ષણ અને અમારી બહેનોને પુરૂષનું શીક્ષણ મળ્યે જતું હતું. દાખલા તરીકે ઘોડીઆની દોરી

ખેંચવી હોય કે બચ્ચાને ધોવરાવવું હોય કે પથારી ઉપાડી નાંખવી હોય તો તે ફરજ અમારે માથે પડતી! જ્યારે પૈસા ટકા સંબંધી હીસાબ ગણવો હોય કે કોઇને કાંઇ જવાબ આપવો હોય કે પિતાને કોઈ મેળાવડામાં જવું હોય, તો બ્હેનોને આગળ કરવામાં આવતી! ખાવા પીવામાં અને પહેરવા ઓઢવાની બાબતમાં પણ સારૂં એટલું "પારકા ધન" નું અને ખોટું એટલું "સાત પહેડી તારનાર" નું! બ્હેનોને સાસરે સુખ જોઇએ, તેમના ધણી તેમને હથેલીમાં થુંકાવે તેવા જોઇએ, બ્હેન પોતાનાં સાસરીઆંને ખુંદે તેની હરકત ન જોઇએ; જ્યારે દીકરા માવડીઆ જોઇએ, તેમની વહુઓ ગુલામડી જોઇએ અને સાસુ નણંદ વહુને ખુંદે, તેમાં તેમને હરકત ન જોઇએ. બ્હેનની સાસરામાંથી ફરીઆદ આવે તો બિચારી "રાંકડી, સુશીલ ઘરની છોકરી" ઠરે અને પીયરવાસો પણ કરે; જ્યારે દિકરાની વહુનો ખુણે ખોચરેથી પણ વાંક નીકળતાં, તે "ધૂર્ત, ઢોંગીલી, કમજાત માબાપની છોકરી"માં ખપે, અને વખતે મનનો ઉભરો કાઢવા પીઅર જાય તો ચોટલો પકડી ખેંચી આણવાનો પણ પુત્રને હુકમ થાય! બ્હેન સાસરામાં બકારી આવે ત્યાં સુધી છાનું માનું ખાતી હોય, અને સહુ તેને રાતી રાયણ જેવી જોય, તોયે બિચારી "શાહુ" અને માંદી કહેવાય અને દિકરાની વહુને ચાસનમાં ગણીગાંઠી રોટલી અને અપુશાન જેટલો ભાત મળતો હોય અને ઘધો ઢસડી ઢસડી દિન પ્રતિદિન ક્ષય થતી હોય, તોયે તે ચોરટી અને "પટીરા જેવી," ગવાઇ બહાર વગોવાય. દિકરીને સુંડલો ભરીને કુરકુરીઆં હોય તોયે "બા છોકરાં કોને ત્યાં છે? હું તો કહું છું જે ભલેને જણી જણીને ઘર ભરી દે" એમ બોલાય અને પુત્ર વધૂને અછો વસ્તાર હોય તોયે તે ભુંડણમાં ખપે!

જાસુસી કામમાં અને ચાડી ચુગલીના કામમાં પણ અમને પુરા વાકેફગાર કરવામાં આવ્યા હતા. કારણકે મોટા ભાઇઓની વહુઓ ઘેર આવ્યા પછી, તેઓની એકાંત ગોષ્ટી એકાંતમાં રહી સાંભળવાનું, અને તે માતાને કાને પહોંચાડવાનું, તેમ ભાભીના દેખતાં ભાઇને ઉતારી પાડવાનું, અને ભાભીને ભાઇના દેખતાં કુતરી ગધેડી કહી લેવાનું કામ અમને નાનાં નાનડીઆંને સોંપવામાં આવ્યું હતું. આટલુંજ નહીં, પણ ભાભીને છાનો માનો ઇશ્ક મરાવવા ભાઇએ કર્યું છે એમ બહાર બતાવવા, ભાઇના ખીસામાં પૈસા મુકી આવી તેને માથે ચોરી ચપાટીનું આળ ચડાવવાનું કામ પણ, અમારે નાનાં નાનડીઆંને કે માનીતા નોકરને હાથ હતું! ભાઇની વહુઓના બીચારીના પણ એવાજ હાલ! સાસુ નણંદ ચોવીસે કલાક છાતી સરસાં જડયાંજ હોય તે એટલે સુધી કે મધ્યરાત્રે પગ ચાંપતાં ચાંપતાં પુજ્ય સાસુજી ઘેનમાંને ઘેનમાં પતી પાસે જવાની રજા આપે તો તો ઠીક, નહીં તો તેમના પવીત્ર ચરણનું શરણુ આખી રાત લઇ લેવાનું! નણંદ કે ઘરના નોકરો આડું અવળું જોઇ ગોળ ઘીનું સત્યાનાશ વાળતાં હોય. છતા ચોરીને ખાધાનું આળ ચડે "પારકી જણી"ને માથે: અને ઘરમાંથી કાંઇ વાસણ, કપડું કે ઘરેણું ગુમ થાય, તો અડોસીપડોસી વચ્ચે ભદ્રકાળીના ચોખા વહુને માથે ચવડાવાય! દિકરીઓનાં સંતાનોને નાની (દાદી)ની ગોદ મળે, અને તેમનું લાલન પાલન સારી રીતે થાય, જ્યારે દિકરાઓના કુળદીપકને, દાદી ટૂં ટૂં કરતા જોયાં કરે અને હાથ હલકો કરે તે વધારામાં! દીકરીઓનાં માઇકાંગલાં ગંતાનો પણ ચાલાક અને હોશીયાર ઠરે, જ્યારે દિકરાઓનાં આંખ ઠરે તેવાં ગુલાબી ખુલખુલ પણ બોથડ અને બાઘલામાં ખપે! બ્હેનોને ઘરમાંથી ઉધાર્‌ં અને છાનું માનું આપાવુંજ જોઇએ, જ્યારે દિક-

રાની વહુઓને પીયરથી પહેરવા આણવાને તમારે અને મેણાં ટોણાં થાય! દિકરી પીઅરમાં પખવાડીયું પડી રહે તો "બિચારી પારકા ઘરની વસ્તી, ક્યાં ફરી ફરીને આવવાની છે?" એમ બોલાય અને દિકરાની વહુઓને દિવસમાં એક કલાક પણ પીઅર જવાદેવામાં ગંભીર વાંધો આવે!

## ( ૨ )

આવા સદ્‌ગૃહસ્થ ગણાતા આબરૂદાર કુટુંબમાં મારો જન્મ થયો હતો. 'સમજ્યો તે ગાણ્યો' એ સિદ્ધાંતાનુસાર મારા બે વડીલ બંધુઓ ગળાસુધી ધરાઈ ગયેલા હોવાથી, પોતાની પત્નીઓ પેર આવ્યા પછી-બાપને માતાએ ચડાવ્યાથી-ફારગતીમાં બિનવારસપણાનાં હાથનાં કાંડાં કાપી આપી, નસીબ ઉપર આધાર રાખી, પોતાના બાળગોપાળ સાથે અલગ થઇ, માતૃભુમી ત્યાગી આફ્રિકા જઇ ત્યાં ઘર કરી સદા માટે વસ્યા હતા. ત્રિજે સાવકો ભાઇ અસહ્ય ખાસાપીસી અને કુટુંબ ક્લેશથી કંટાળી, મહામાયા મારી ભાગ્ય માતાને સગર્ભા ઓનો કબજો સોંપી, મિત્રો ઓળખીતાની થાળીએ થોડો સમય જીવનને ટકાવી પરદેશમાં 'ગુપ્ત તાવ'નો ભોગીઓ થઇ પડયો હતો. આ સાવકા બંધુના અકાળ અવસાન પછી તરતજ વિધવા ભાભીને એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું. પણ વહુને કે બાળકને અછોવાનાં કરે તેમ કોણ હતું? સાવકા ભાઇના મૃત્યુનું કારણ પણ એ કાગડી કરક્ષા ગણાતી. અને તે નિમિત્તે દરરોજ બે ચાર વખત મારાં માતાજી તે ફાટેલી ઉપર લોહીનો વરસાદ પણ વરસાવતાં. વળી 'સુવાવડી થઇ તેમાં શું થયું? રાંડને શીરો મેથી ચપાટવાં હતાં, તો માંડીને જીવતો રાખવો હતોને". એ વીગેરે, વીગેરે, સુવાક્યોથી તેનું આશ્વાસન કરી તેને વૈધવ્ય પળાવવા ખાતર ઘેંશ અને સુવા ખાતર ટાટનો ટુકડો મહેરબાનીની રાહે આપતાં. બાળકનું એટલું સદ્‌ભાગ્ય હતું કે તેને ચરડ ચરડ કરતું ઘોડીયું અને ચાર થીગડાંવાળી ઝોળી પહેરવાને મળ્યાં હતાં. અકારા થઇ પડેલા જીવનમાં પુત્રરૂપમાં પતીને નિહાળતી નારીના હૃદયમાં પુનઃ આશાબીજ રોપાયું. પણ પતીના વાગેલા ધક્કાએ અને ખાસ રોગથી ક્ષીણ થયેલી દેહે એ વાત ન રુચી. આખરે પતિનો જીવ લેનાર સાસરીઆંના ખોળામાં બ્રહ્મસ્વરૂપ ધાવણા બાળકને રમતું મુકી, તે પણ સુકાયલા પાંદડાની પેઠે ફરરર લઇને તેની પાછળ ઉડી ગઇ.

હજી સુધી હું સદ્‌ભાગ્યે કુંવારોજ હતો અને ભણતો હતો. વગર બોલાવે ઉપર પડતી આવેલી આફતને કાઢતાં બહુ મુશ્કેલ પડે છે. બહેનો પણ ધીરે ધીરે ખરવા માંડી. એક બહેને સાસરે જતાંવાંત પીઅરમાં મળેલા શીક્ષણનું ધનીંગ અજમાવવા માંડયુંઃ જેવુંકે માંદા થઇને, કપાળે સુંઠ લવીંગ ભરીને કે લમણામાં ચુનાનાં બે ટપકા કરીને, કોઇના દેખતાં ખોટા ખોટા ઉંકારા કરીને અને એકલાં પડના પથારીમાં ઓઢીને પડી રહેવું. આમ ન્યાહીન થઇ ઘરના વડીલોથી મોઢા ઉડવું; એકલું વરતુંજ મેં જોયા કરતું અને તેને કબજે કરીને હાથમાં નચાવવો; તેના સમક્ષ મોંમાંથી ભાનદાળ પણ પાછાં કાઢવાં અને તેની વાંસે ઓશીકા નીચે સંતાડેલો શીરો સ્વાહા કરવો. તેની બહેનો ભાઇઓ અને સાસુ સસરા સામે રોદણાં રોયા કરવાં, પોતાના ભાંડુઓને સાસરીઆંથી છાનીમાની નાની મોટી ચીજો લાવી આપવા કહેવું અને તેમને વરની કુમક લઇ આસરામાં રાખવા પ્રયત્ન કરવો; પોતાની મેડીમાં આસમલીદા મંગાવી ખાવું પીવું પહેરવું વીગેરે, વીગેરે! પણ પ્રીય પની પહેલ્ગેલ મજવાથી

માંદગીએ ક્યાંય નાસી ગઇ અને છકા પચા લાંબા થઇ સાષ્ટાંગ નમસ્કાર કરી ગયા! તેની સાથે એ બ્હેનની જ્ઞાનદ્રષ્ટી પણ વિકસી ગઈ. તેને ભાન થયું કે ભવ બગડવાને " એક સોટી "નાંજ તૈયાર હતાં ઘર ન મંડાવવાને જનેતાંજ બાજી ગોઠવી રહી હતી પણ તે ભાન જાનના ભોગે આવી લાગ્યું હતું! બીજી બ્હેને, બ્હેનના આ તાલ તમાસા જોઇ, અગમચેતી વાપરી પરમાં પાંખો સંકોચી લઇ શરૂઆતથીજ સાસરવાસો શ્રેષ્ટ માન્યો હતો, અને તરકડાઓનો ત્યાગ કર્યો હતો. આ બ્હેનને પણ ફાની દુનીઆનો ત્યાગ ગમ્યો હતો. ત્રીજી બ્હેન કલાંદને પરણેલી હોવાથી પોતાની કારીગીરી બતાવવા હિંમત કરી શકી નહોતી અને તે બિચારી પણ સાસરે ગયાં પછી થોડાં વર્ષમાંજ અકાળ મૃત્યુ પામી હતી. રહ્યામાં માત્ર હું, નિરાધારને નીદાઇ જતાં જોયેલાં હોવાથી અને તેમને તે ત્રાસમાંથી બચાવવાનો કાંઇ પણ પ્રયત્ન ન કરેલો હોવાથી કંપવાને પ્રાપ્ત થયેલા પીતા, ધાવણાપણામાંથી ઘરમાં ઉછરતી મશીઆઇ નમાઇ વ્હાલી બ્હેન અને સાવકાભાઇનો પુત્ર. મારાં માતુશ્રી મને ભેંસના ભરથાર જેવો રાખી, અને પોતાની પ્રકૃતિની પ્રતિમાની પ્રતિષ્ઠા સંપુર્ણપણે વહાલી બ્હેનમાં કરી, વાચા બંધ રોગથી પીડાતાં સ્વર્ગવાસને પામ્યા હતાં. પિતા વૃદ્ધ અને કંપવાથી પિડાતા હોવાથી હું ઉચ્છંખલ હોવાથી અને ભત્રીજો અણસમજણો હોવાથી મારા ઘરનો કાર્યભાર તાલીમબાજ વહાલી બ્હેને ઉઠાવી લીધો, અને પિતા ઉપર પોતાનો સંપુર્ણ કાબુ જમાવ્યો. ભણવામાં ભમરડા જેવો રહ્યાથી, અને દુનીઆદારીની ગતાગમ ન હોવાથી, ગૃહ વ્યવહાર સમજવાની પણ મને દરકાર થતી નહોતી. આવા સમયમાં મારૂં લગ્ન એક મારા જેવીજ છોકરી સાથે થયું હતું બાપદાદાઓના અને કુટુંબના નામ પ્રમાણે મારા લગ્ન સમયમાં કોઇ પણ રીતે વહાલી બ્હેને " પોઝીશન " (પિતાજીની નામના) માં ખામી આવવા દીધી નહોતી. કપડાંલત્તાં બહોળે હાથે લેવાયાં હતાં, વરઘોડો પણ મોભા પ્રમાણે કાઢવામાં આવ્યો હતો, અને જમણવારમાં પણ "ભયો, ભયો" બોલાવાયો હતો. પરવશ પીતા શુન્ય મગજના થઇ ગયેલા હોવાથી કાંઇ બોલી શકે તેમ નહોતા, તેમ આપણે ભાઇ અણસમજુ હોઇ "ડોન્ટ કેર" (દરકાર નહિં) નો ફાંકો રાખતા હતા એટલે આ ખર્ચ અયોગ્ય થયું છે એમ કોઇ તપાસનાર કે કહેનાર નહોતું.

એ વખત પણ વીતી ગયો, અને પિતાશ્રીના દહાડા ગણાવાનો વખત આવી લાગ્યો. આજદીન સુધીની ઉછેરના પરીણામે, મારૂં મગજ મુછનો દોરો ફુટવાથી તરફડું બની ગયું હતું, જેને લીધે અમો પિતા પુત્ર વચ્ચે વખતો વખત ચકમક ઝર્યા કરતી હતી. અને તેમાં પરગજુ વહાલી બ્હેન દાવ આવે બળતામાં ઘી ઉમેરે જતી હતી પરીણામ એ થયું કે અંત સમયમાં પિતાની ચાકરી હું ન કરી શકયો અને તેઓ વ્હાલી બ્હેનના ખોળામાં ધમી ગયા. આ વખતે પણ મેં ઘર વહીવટ હાથ ધરવાની દરકાર ન કરી અને ફરતો પરદેશ ખાનગી નોકરીમાં રહી ગયો. થયું, વહાલી બ્હેનને જોઇતું હતું પણ એટલું જ! તેણે બહારથી તો એમ બતાવ્યું [illegible] ભાઇ ભત્રીજો શક્તિહીન હોવાથી હું વ્યવસ્થા કરૂં છું. અને તે કેટલેક અંશે હતું પણ ખરૂં. પ[illegible] રીતે [illegible]થી અમારી ભલાઇનો લાભ લઇ તેણે પોતાનો સ્વાર્થ સાધવા માંડયો. પિતા ગુજરી ગયા [illegible] અને તેમની આવતી આવકની સેર બંધ પડયાં પછી બાજી સમેટવાને બદલે તેણે તો તેવોને તેવોજ દમામ ચાલુ રાખ્યો. મોટા થતા ભત્રીજાને પડખામાં લઇ પોતાની વૃત્તિ અનુસાર તેને ઉછેરવા માંડયો. તે ચાની એવી તો ઉપાસક બની

ગઇ હતી જેથી દિવસમાં અરધા ડઝન પ્યાલાનો તો હીસાબ જ નહોતો. ઊંઘ પણ કબાટમાં રહેતી ન હોવાથી ટાણે ટચકે બે ત્રણ દહાડાના માલ મલીદા સહેજ થતા હતા. એટલું જ નહીં પણ શામબાઇ અને દામબાઇનાં મન પણ ચચવાનાં હતાં! રોટીત્રો પણ દાદાના દામથી પોષાતા હતા. દુર રહે રહે, મુંગે મોયે આ તાલતમાસા જોયા કરતે કરતે અને મારાપણ–

"જંજાલ હય જોરૂ બચ્ચે, પયમાલ હય અચ્છે અચ્છે,
"હય હાલ એ સચ્ચે સચ્ચે, શાદીકે યાર–

વળી

"જોરૂ લાકે ઘર બનાકે, યાદ સમજ કિયે-તીન (૨),
"તેલ નહીં હય નાન મંગા દો, તેલ નહીંરે નમક મંગાદો,
"લાવ લકરીઆં બીન.
"ચોરી કરો, ક્યદ ભરો, ચાહે મરો, ચાહે ગરો,
"કુછભી કરો......!"

એ હાલ થવાથી, બાપીકો હિસ્સો મેળવવાનો હવે મને વિચાર થયો. પણ ઝુંડાથી ઝુન નાસે, એ સ્થિતી હોવાથી કાર્ય શી રીતે પાર પાડવું, એ ભગીરથ વિચાર થઇ પડયો. વ્હાલી બહેન આગળ એ વાત છેડતાં "તમે બન્ને હજી નાલાયક છો, બાપનો પૈસો તારે શું વેડ્ડી નાંખવો છે?" "ભત્રીજાને હજી મોટો તો થવાદે," "મારાથી બાપનું નામ બોળાતું જોઇ નહીં રહેવાય," એ વીગેરે વાક્ પ્રહારથી મારે પાછાં હઠી જવું પડતું હતું અને ગામમાં પણ દરેકને હોઠે બેસવું પડતું હતું. આ હાલતમાં ઘણો સમય પસાર થતાં દીધો. ઘરનાં કામ ઢીકરાં, અત્યંત કલેશ અને મેણાં ટોણાં પછી મળતાં, તો આ સારૂ બે અવંકાર તો કયાથી જ મળે?

વખત તો વહેવા લાગ્યો પણ પરવશતાની બેડીઓ તોડી નાંખવાનો વિચાર આઠ પહોર મન ઉપર ચડી બેસવા લાગ્યો. કોઇ પણ ઉપાયે ભાગ મેળવવાની અદામક ઇચ્છા ઉત્પન્ન થઇ પણ એકે રસ્તો જડતો નહોતો. એવામાં નિરાધારના આધાર જગતનિયંતાએ અદૃશ્ય દ્વાર ઉઘાડયું. જે ભત્રીજો વહાલી બહેનની ખટપટમાં તેનો સહાયક થઇ પડયો હતો, તે જ ભત્રીજો હવે ઉંમરે પહોંચ્યાથી, સમજણો થવાથી અને અમારાં એ વહાલી બહેનનાં કારસ્તાનને સંપુર્ણ રીતે જાણતો હોવાથી, પોતાનું સંભાળી લેવા માંગતો હતો. જો કે તે તેના પંજા નીચે એવો તો દબાયલો હતો કે જીવતા સુધી તેનાથી અલગ થઇ શકે તેમ નહોતો. તેને પણ વાઘની બોડમાં હાથ નાંખતાં સાત પાંચ થતી હતી! છતાં પણ વહાલી બહેનની, દાળ હવે પડું પડું થઇ રહી હતી "દુઃખની વાતો દુખીઆં જાણે," એ કહેતી પ્રમાણે જુદા મનના અને જુદા રસ્તાના અમે કાકા ભત્રીજાએ સામાન્ય સ્વાર્થ હોવાથી પોતપોતાનો ઉભરો બહાર કહાડયો અને વળગણમાંથી છુટવાનો માર્ગ શોધવા માંડયો. અમે બન્ને "પણીઆરાના મુનશી, તેથી જાતે તો કાંઇ કરી શકીએ તેમ નહોતા. અને કોઇ જબરજસ્ત ભુવો મળી જાય તો જ એ બલા ટળે તેમ હતી. પણ 'પ્રભુ પાધરો તો બધું પાધરૂં છે.' કોઇ રસ્તે ચાલનાર માઇનો લાલ જડી આવ્યો, અને તેણે એ બલાને કબજે કરવાની અજમાયશ કરવા માંડી પણ સાધારણ જંત્ર મંત્રને તો તે બલા ગણકારે

તેમ નહોતી. એમાં તો અતી પુરૂષાર્થ અને અતી શ્રમનું કામ હતું. પણ પરોપકારી **कार्यार्थी गणयति न दुःखं न च सुखं.'** તે પરમાર્થીને અનેક પ્રયાસ પછી અને શામ-ભેદનું કવચ બનવું પડ્યું. અને અંતે તે બલા કાબુમાં આવી. રખવાળ અને હકદારની સ્થિતી હવે સમજાઇ અને હાથ પડી ગયા. સાપને ફોડીથી તણાવાનો વખત આવ્યો. ભત્રીજાનો તો તેને હીસાબ જ નહોતો પણ ભાઈની ભીલતા ભારે પડતી હતી. ભીલની સામાં એ બળાથી હવે થવાય તેમ નહોતું. તેથી એણે પણ પારકે હાથે કાર્ય કરાવી લઇ ગળે બંધાઇ ગયેલી ફાંસડીમાંથી છુટી જવાતું દુરસ્ત ધાર્યું.

દુનીઆમાં સંબંધ માત્ર સ્વાર્થનો છે. સુખ દુઃખ થાય છે તે પણ સ્વાર્થને લીધે જ. પોતાનું પારકું માનીએ લઇએ તે પણ સ્વાર્થને અંગેજ. લાગણી જેવી કોઈ ચીજ સંસારમાં છે જ નહીં. જો એ હોય તો વહાલી બહેન મને ને મારાંને જ ન્હાય, અને દુધ પાઇ ઉછે-રેલા પેલા સાપને કરડવા ધાય. પણ મારા તરફ એની લાગણી નહોય એ સ્વાભાવિક છે. હું બાલ બચરવાળ હોવાથી અને થોડો પગાર કમાતો હોવાથી તેનું હાથીપેટ શી રીતે ભરી શકવાનો હતો ? જો કે પિતાજીની પુંજીમાંથી અમારા ગજા પ્રમાણે અમે એનો સત્કાર કર્યો હતો અને જો એની જગ્યાએ કોઇ સંતોષી બેંરું હોત તો થોડું કર્યું ઘણું કરી માની લેત. પણ એણે મારી સાથે સામ્ણો ખેડવાનો અને ભત્રીજા સાથે હજી પણ મ્હેરબાઇ રાખવાનો નિશ્ચય કર્યો હતો. કારણ કે એ તરફ હજી વિશાળ ક્ષેત્ર હતું. જ્યારે હું કોરો ધાકડ થઇ ગયો હતો. અહીં મારે મારો અવગુણ અને વહાલી બહેનનો ગુણ જણાવવો જોઇએ. કારણકે હમેશાં દરેક ચીજને બે બાજુ હોય છે. અને ખુલ્લા હૃદયના ડાહ્યા માનવે બન્ને બાજુને ન્યાય આપવો ઘટે છે. વહાલી બહેનમાં છકાપંચા, અસંતોષ, દ્વેષ અને હદ ઉપરાંત સ્વાર્થ સાધવાની વૃત્તિ બાદ કરીએ, તો જ્યાં ધાર્યું હોય ત્યાં તન તોડી કોઇને પણ ઉપયોગી થઈ પડવાનો મોટો ગુણ હતો. જ્યારે અમારા ઘરમાં વિવેકની ખામી, વ્યવહાર નિપુણતાનું મીંડુ અને પેંપલા જેવી કાયાનું ભારે સામ્રાજ્ય હતું! જેથી ઘણો દમ રાખવા છતાં કસોટી વખતે કાયર થઇ જવાતું અને અવતાર ઓશીઆળો થઇ પડતો. હું મારો પોતાનો અવગુણ સારી રીતે સમજી શકું છું. જડસા જેવી પ્રકૃતિને લીધે હું મારા પંડમાં કે પત્નીમાં કાંઇ પણ સુધારો હજી સુધી કરી શકયો નથી. પણ પોતાનો અવગુણ સમજવા માંડ્યો છે એટલે સુધરવા અને સુધારવાની આશા રહે છે.

હાલમાં તો હમે નામનાંજ ભાઇ બહેન રહી ગયાં છઇએ. નથી કોઇ દહાડો બહેન ભાઇને આશીર્વાદ દેતી કે નથી ભાઇ બહેનનો લુગડે લત્તે કે બે પૈસે સત્કાર કરી શકતો. નથી બહેન ભાઇની ઝાડી ઓપટી સાચવવા ઉત્સુક રહેતી કે નથી ભાઈ કોઇ દહાડો બહેનની ખબર કાઢતો. અનાયાસે ભાઇ કે ભાભીનો બહેનથી ભેટો થઈ જાય છે ત્યો અમીદષ્ટીને બદલે આંખદ્વારા અગ્નિ હૃદયમાંથી વરસે છે! તો પછી લાગણીને કેળવવાનો તો સવાલ જ કયાં ?

અમારી આ સ્થિતી માટે મને અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ થાય છે. જો વહાલી બહેન ફુલની પાંદડીથી ખુશી થવા તૈયાર હોય, ભાઈ ભોજાઇના છેપકાં ન જોતાં અને તેમને ન વગોવતાં તેમના હાંકણુરૂપ રહેવા રાજી હોય, ભાઇને હાથમાં લઇ તેનો ઘર સંસાર બંગા-

વવા તત્પર ન હોય, અને વડીલપણું ભોગવી, સ્લાહ આપી, ભાઇ ભોજાઇનો સુખમય સંસાર જળકમળવત્ રહી જોવા ચાહતી હોય તો હજીએ હું તેની સાથે સંધી કરવા રાજી છું. નારદજી જેવા ભત્રીજાને પણ પુત્રવત્ ગણી પડખામાં રાખવા તૈયાર છુ. પણ પાકી કોઇએ કાના ચડશે કે કેમ એ મોટો સવાલ છે. તાળી વગાડવાને તો બે હાથ જ જોઇએ. દુનીઆમાં કાળો રંગ ચડતે વાર લાગતી નથી. વહાલી બ્હેનનો વાંક હું જરા પણ કાઢતો નથી. કારણકે હું સમજુ છુ કે "ઋણ સંબંધે સહુજ મળીઆં, લઇ દઇ પંથે પળાય" પણ એક ભાઇ તરીકે એમ થયા કરે છે કે જો માતાપિતાએ બચપણમાંથી જ એક બીજાને આમન્યા સર અને આજ્ઞામાં રહેતાં શીખવ્યુ હત, જો ઘરમાં ખાસા પીસીને બદલે એક બીજા માટે લાગણી અને આત્મભોગ બતાવ્યો ને શીખવ્યો હતું, જો કાને સુભાષણ અને સુવિષય પાડયા કર્યા હત, જો આચાર વિચાર અને ધર્મ નિયમમાં મન પરોવ્યા કર્યું હત, તો બ્હેનને ભલા બનવાનો કે ભાઇને ભીરૂ થવાનો વખત ન આવત.

પણ હવે તો મનના ને માયાના ભાગલા પડી ગયા છે. ધારીએ તો ગઇ ગુજરી વિસરી નવો હીસાબ ખોલી રહી શકીએ. પણ ગ્રહથા લોખંડના પાયાની છે જેથી મન મેળ ખાતો નથી. આપણે તો બ્રહ્મ સ્વરૂપ બની સ્ત્રી છોકરાં સાથે સુખ લઇ ઉડીએ છીએ, બહારની લપ્પન છપ્પન બને તેટલી થોડી વીંઢાળીએ છીએ, અને આંતરિક એક લોહીનું વહાલ ઉછાળા મારવા છતા "ઘાઇને મળવું નહીં, દેખીને ખસવું નહીં," એ સિદ્ધાંતને અનુસરીએ છીએ. છતાં વગોણું નથી થતું એમ નથી, નિર્દોષ સ્ત્રી ઉપર વિના વાંકે વાવાઝોડું તુટી પડતુ નથી એમ નથી, કડક માર્મિકતાની કડવાશ અનુભવાતી નથી એમ નથી. **બલીયસી કેવલમીશ્વરેચ્છા.** શું કરવું? વાત લેણા દેણીની છે. કદીય તાણી તુસીને કોઇને પોતાનાં કરી શકાય છે? નહીંજ. આપણે તો એવું રાખ્યું છે કે—

"આપ મિલા સો દુધ બરાબર, માંગ લીયા સો પાની,
"ખેંચ લીયા સો રગત બરાબર, કહત કબીરા વાની."

---

# વર વિક્રયે વીંધેલી વામા.

લેખકઃ એક જોનાર.

આપણાં ધર્મ શાસ્ત્રોમાં, કન્યાને યોગ્ય વિદ્વાન પુરૂષ સાથે યથાશક્તિ વસ્ત્રાલંકાર સહિત સામસામી અતિ પ્રસંનતા આપી લગ્ન કરવાં, એને બ્રાહ્મ વિવાહ કહેલો છે. પૂર્વે એવી રીતેજ કન્યાદાન દેવાતું અને કન્યા દાન એવી રીતે થયુ હોય ત્યારે જ તેનું ફળ મળે છે.

પરંતુ શોચની વાત છે કે હાલમાં એ પ્રથા રહી નથી. હવે છોકરા છોકરીનાં લીલાંક થવા લાગ્યાં છે! તેમાં સામા પક્ષની ગરજ પ્રમાણે છોકરાવાળાં તો, છોકરાના લીલાંકની ભારી કિંમત ઠેરવેલી હોય તે ઉપરાંત, વિવાહ સમયે કજીઓ કંકાસ કરીને છોકરીના બાપ પાસેથી હજી જબરજસ્તી કરીને (પરઠણ ઉપરાંત) વધારેની રકમ કઢાવે છે. કદાચ કન્યાના બાપને વધારે

છે. મેં બાલ્યાવસ્થામાં ઘણું દુખ સહ્યું મ્હારી માતાના અવસાન પછી હું કાકીને ત્રાસરૂપ લાગવાથી, મને કેળવણી લેવા નહીં પણ દૃષ્ટિથી દૂર રાખવા સારૂ નિશાળમા મુકવામાં આવી. હું ચાર–પાચ ચોપડી ગુજરાતી ભણી. અને બાર વર્ષની થતાજ ગૃહકાર્યનો ઘણો ખરો બોજો મ્હારાં શીર ઉપર મ્હારી કાકીએ નાખ્યો એટલે મ્હારૂં વધુ કેળવણી લેવાનું સત્કાર્ય બંધ પડ્યુ !

મ્હારૂં લગ્ન મ્હારી બાર વર્ષની ઉમ્મરે થયુ. મ્હારા પતિની ઉમ્મર તે વખતે ચૌદ વર્ષની હતી. લગ્ન એ શું છે તે અમે સમજતાં નહોતા. મ્હારા પતિ તે વખતે ભણતા હતા, મ્હારી ઉમ્મર ન્હાની હોવાથી હું મ્હારા પિતાનાં ગૃહેજ રહેતી.

* * * * * *

મ્હારા સોળ વર્ષની ઉમ્મરે શ્વસુર ગૃહે ગઇ. મ્હારા પતિ હજી અભ્યાસ કરતા હતા. જો કે હું સાધારણ લખી વાંચી શકતી હતી તો પણ પતિ વાંચતા તે અને માસિકોમા લેખો લખતા તે હું સમજી શકતી નહીં. વિદ્વાન પતિનો સહવાસ થતાંજ હું ધીમે ધીમે સમજવા લાગી. મ્હારા પતિના પ્રયાસથી હું સારાં સારાં પુસ્તકો તેમજ કાવ્યોનું રહસ્ય સમજવા લાગી. અને મ્હારા દિવ્ય પતિસહ હું વિદ્યાવાડીમા સદા આનંદમાં રહેવા લાગી. અમારૂં બાળલગ્ન હતું પણ સુદૈવે તે સુખકર નીવડ્યુ હતુ એટલો પ્રભુનો પાડ.

અમારા પવિત્ર પ્રેમના બદલામાં પ્રભુએ એક પુત્ર અને એક કન્યા એમ બે રત્નો આપ્યાં. તે બ્રહ્મમય બાલકોની નિર્દોષ મુખાકૃતિ નીરખી અમે દમ્પતી અત્યાનંદ પામતાં. પણ મ્હારાં પૂર્વ જન્મનાં પાપકર્મે કે કોઇ બીજાજ એવા અપરાધથી અમારાં પ્રેમ ઝરણ વચ્ચે એક પત્થરની મ્હોટી જબરજસ્ત શીલા આવી પડી.

હું મ્હારા પિતાના ગૃહે હતી. મ્હારા સ્વામીજ મ્હારા ગુરૂ છે. તેઓ મને પત્રદ્વારા શિક્ષણ આપતા; આ અમારો પત્રવ્યવહાર મ્હારા પિતાથી છૂપી રીતે ચાલતો. મ્હારા પિતા તદન અભણ અને જૂના વિચારના છે. પુત્રી કે પુત્રવધુ લખે વાચે તેનાથી તદન વિરૂદ્ધ છે. એક દિવસ મ્હારા પ્રિય પતિનો પત્ર આવ્યો અને મ્હારાં કમભાગ્યે તે મ્હારા પિતાના હાથમાં ગયો. મ્હારા પિતા એકદમ ગુસ્સે થઇ ગયા અને મ્હારા પતિને બોલાવવા માટે "તમારૂં અહીં ઘણુંજ જરૂરનું કામ છે માટે જરૂર આવજો" એવી મતલબનો પત્ર મ્હારા બન્ધુ પાસે લખાવ્યો. મ્હારા પતિ બીજે દિવસે આવ્યા. આવતાંની સાથેજ મ્હારા પિતાએ તેમને કેટલાંક ન કહેવાના વચનો કહ્યા. ચૈત્ર મહિનાનો દિવસ હતો અને બપોરના બાર વાગ્યાનો સમય હતો સૂર્યનારાયણ અગ્નિ વરસાવી રહ્યા હતા. એવા વખતે મ્હારા પતિથી મ્હારા પિતાનાં વચનબાણ ન સહન થવાથી, કોઇની સાથે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના ભૂખ્યા ને તરસ્યા ચાલ્યા ગયા ! તે દિવસનું સ્મરણ થતાંજ હજી મ્હારૂં હૈયું ભરાઇ આવે છે !

આ ઘટનાને વીશેક દિવસ વીતી ગયા. મ્હારા પતિ બીમાર પડયા. મ્હને તેડવા તેમણે મ્હારા પિતાને પત્ર લખ્યો, પણ મ્હારા ક્રૂર પિતાએ મ્હને આઠ દિવસ પછી મોકલી. હું પિતાને સ્વાધીન હતી સ્વતંત્ર નહોતી એટલે મ્હારાથી તુર્તાતુર્ત મ્હારા પ્રિય પતિ કને જવ

શકી નહીં. તેજ દિવસથી તેમનું હૃદય બદલાયું પત્ની, બાલકો, અને સર્વ સ્નેહી સમંધીઓ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો એટલુંજ નહીં, પણ "સર્વ સુખના સગી છે પણ દુઃખનાં કોઇ નહીં" એમ લાગવાથી સમસ્ત જગત ઉપર તેમને ઘૃણા ઉત્પન્ન થઇ ! હું મ્હારા પતિ પાસે ગઇ, પણ મ્હારી સેવાનો સ્વીકાર તેમણે કર્યો નહીં ! મેં તેમને પૂછ્યું "શું તમે મ્હને હવે નહીં ચ્હાઓ ?" ત્યારે તેમણે ઉત્તર આપ્યો કેઃ–"સ્વાર્થી મનુષ્યને હું ચ્હાતો નથી ! મ્હારો પ્રેમ સ્વાર્થના જન્તુઓ માટે નથી પણ પવિત્ર પ્રેમના પવિત્ર આત્માઓ માટે છે." અમારા પ્રેમમાં તેમને ક્રૂરતા જણાઇ ! મ્હારા પતિ હાલ તદ્દન વિરક્તાવસ્થામાં રહે છે અને હજી પણ કેટલાંક માસિકોમાં કાવ્યો તેમજ લેખો લખે છે.

મ્હારા પિતાએ અમારા સ્વર્ગસમા સંસારમાં નરકના કુંડો ગોઠવી દીધા ! પિતાને ભાન ના રહ્યું કે હું પુત્રીનાં સુખ-વૃક્ષનું હું મૂળ કાઢું છું. ઘડિઆળનું એકજ ચક્કર અગડતાં બીજાં બધાં ચક્કરો અટકી જાય તેમ મ્હારા પિતાના દોષથી મ્હારા સુખી સંસારની ઘટમાળ તુટી ગઇ. મ્હારા પતિ હજી મ્હારા ઉપર કોઇ કોઇ વખત પત્ર લખે છે પણ તે સર્વ સ્નેહ શૂન્ય હોય છે. મ્હારે માટે તેમને હવે જરા પણ ચિન્તા નથી. તેમણે મ્હને હૃદય આપ્યું હતું પણ પાછું મ્હારી કનેથી બળાત્કારે છીનવી લીધું; અને હૃદય જતાંજ મ્હને આ સર્વ જગ શૂન્યવત્ ભાસવા લાગ્યું કારણકેઃ—

"સુખી દુઃખી કરી વિશ્વમાં શકે,
"હૃદય એકલું ! ના બીજું કશું !
"હૃદય જો મળ્યું તો બધું મળ્યું !
"હૃદય જો નહીં તો નહીં કશું !*

એ ગયેલાં હૃદયને હું કેવી રીતે પાછું લાવી શકું ? જો હું થોડું ઘણું ભણી નહોત તો મ્હારાં હૃદયને આટલી બધી વ્યથા થાત નહીં. સ્ત્રીનો ઉદ્ધાર પતિના આશ્રયમાં રહેવાથી જ છે જગતની સર્વ વસ્તુઓ, પ્રાણીઓ, મનુષ્યો, ઝાડ, ફળ, ફુલ ઇત્યાદિ અન્યોન્યના આશ્રયથી ટકી રહ્યાં છે, અરે ! આ આપણું શરીર પણ એક બીજા અવયવોની મદદથીજ ટકી રહ્યું છે. તો પછી સ્ત્રીની સંસાર સાગર તરવાની નૌકા જે પતિ છે તેમાંજ ગાબડું પડ્યું તો તે નાવમાં પાણી ભરાઇ જઇ નાવિકને ડૂબાવી દેવાનું એ નિર્વિવાદજ છે. મ્હેં મ્હારા પતિને એક પત્ર લખ્યો તે અને તેનો ઉત્તર નીચે પ્રમાણે છેઃ—

"અભિન્ન હૃદય,

"વ્હાલા ! બાલ્યાવસ્થામાં મ્હેં અનેક સંકટો સહ્યાં, અને યૌવનને કિનારે પગ મુકતાંજ મ્હેં કોમળ પુષ્પો મેળવ્યા પણ મ્હારા કમનસીબે તે કરમાઇ ગયાં છે અને તેના "રહેલા સુક્ષ્મ કાંટા હૃદયમાં ભોંકાઇ ભોંકાઇ હૃદય આળું થઇ રહ્યું છે ! આપ મ્હારા ગુરૂ "છો !—પૂજ્ય છો ! મ્હારાં જીવનનું સર્વસ્વ આપજ છો ! તો આપને પ્રાર્થના કરૂં છું કે "હું નિર્દોષ છું. એકના ગુન્હા માટે બધાને શિક્ષા કરવી એ આપ, જેવા સમજુ અને "વિદ્વાન્ પુરૂષને યોગ્ય નથી. અને તેમ છતાં કંઇ મ્હારો અપરાધ હોય તો ક્ષમા આપવી "જોઇએ, કારણકે क्षमावीरस्यभूषणम् છે. પ્રભુ ! મ્હારા પિતા અભણ છે—અજ્ઞાન છે.

* કલાપી.

જીવન નિભાવું ? આહા ' જે પોષતું તે મારતું ' એ કુદરતના કાયદાની બેડીમાં આજે હું સપડાવું છું. ત્હારૂં નામ શું ? શું તું ખરેખર યથાર્થનામા નહિંજ હોય ?

પ્રિયા તું કેવું જીવન ગાળે છે તથા ગાળીશ તે જાણવા હું હમેશ ઘણોજ આતુર રહું છુ. આ સાંભળી કદાચ પ્રશ્ન ઉદ્ભવે કે આનું કારણ શું ? તો જવાબ એટલોજ કે અંતરની પ્રેરણા વધારે ઉંડા ઉતરવું તે હવામાં બાચકાં ભરવા જેવું છે. તેનું પ્રથક્કરણ કરવું તે અલ્પ શક્તિની બહાર છે. તોપણ ટુંકમાં કોઈના શબ્દોમાં જાણવું હોય તો કહીશ કે 'પ્રીતિને કારણો સાથે સંબંધ નથી. પ્રીતિનું કારણ પ્રીતિજ છે.' આથી વધુ વિવેચન કરવું પણ નિષ્પ્રયોજન છે.

મને શ્રદ્ધા છે કે તું પવિત્ર જીવન ગાળીશ. પણ કેટલાંક મનુષ્યમાં જોવામાં આવતી નિર્બળતા ત્હારી પર સત્તા ન જમાવે તેટલા માટે કાંઈક સૂચન કરીશ. પ્રભુ જે સંજોગોમાં મૂકે તેમાં આશ્વાશન માની લેવું એ ત્હારી પવિત્ર ફરજમાંથી તું ચુકીશ નહિં. મનુષ્યને પોતાનાં કર્મનાં ફળ ભોગવવાં પડે છે. નિર્દોષ પ્રભુને તેને માટે દોષિત માનવો એ ભૂલ છે. મનુષ્યજ પોતાનો હન્તા અને માતા છે એ શ્રીકૃષ્ણનાં બોધવચનો ત્હારી સ્મૃતિ બહાર થવા દેઇશ નહિં. કદાચ પ્રતિકૂળ સંજોગોના પ્રભાવે ત્હારૂં કોમળ હૃદય નિર્બળ બને અને ત્હારી વિશુદ્ધતાને ડોલાયમાન કરે તે સમયે ગાઢ તિમીરમય આકાશમાં મંગળ અને ગુરૂના ગ્રહો જેમ ભૂતકાળની સતીઓના ઇતિહાસમાં શોભતાં સીતા અને દ્રૌપદી, તારા અને મંદોદરીનાં તારક નામનું સ્મરણ કરજે. મને પૂર્ણ વિશ્વાસ છે કે આ મહાન્ સંસાર સાગરના પ્રવાસમાં ત્હારી જીવન નૌકાને ધ્રુવના તારાની માફક સદ્ધર્મને માર્ગે દોરી કુરસ્તે આથડાઈ પડવા દેશે નહિં. મ્હારા આ અભિલાષો પાર પડે એવી પ્રભુ પ્રત્યે નિત્ય પ્રાર્થના કરતો આવ્યો છું અને કરતો રહીશ. આ ઉપરથી આ હૃદયમાં કંઇક શંકા રહે છે એમ ધારી દિલગીર થઇશ નહિં. કારણ સ્નેહી પોતાનાં સ્નેહીનાં ભાવી માટે ઘણોજ શંકાશીલ રહે એ સ્વાભાવિક છે. અને તેને કાંઈ પણ અનિષ્ટ સહન ન કરવું પડે તેને માટે પ્રથમથી પાળ બાંધવા ઇચ્છે છે.

પરસ્પર અંગત પરિચય થયેલો ન હોવાથી ત્હારી પ્રકૃતિનો હું જે ખ્યાલ કરી શકું તે કેટલે સુધી સાચો છે તે કહી શકું નહિં; જોકે દૃષ્ટિગોચર પરિચયથી જે કાંઇ જાણી શકાય તે જાણવા ચૂક્યો નથી. આજ કારણને લીધે ત્હારી અંતઃપ્રેરણાઓ, ઉર્મિઓ અને વિચારોનું શુદ્ધ સ્વરૂપ હું કદાચ સમજી શક્યો ન હોઉં; તોપી કદાચ ઉપદેશના રૂપમાં બે અક્ષર લખું તો અસ્થાને ન ગણાય.

તું હજુ કુદરતનું નિર્દોષ બાળક છે. મનુષ્યકૃત રીત રિવાજોના બંધનથી કંઇક અંશે મુક્ત હશે. પણ આત્મબુદ્ધિથી વિચાર કરી સ્વતંત્ર વિચાર કરતાં કદાચ ન આવડે; કારણ અત્યાર સુધીમાં ભાગ્યેજ તેવો પ્રસંગ આવ્યો હશે. અજ્ઞાન સમાજનાં આવરણમાં ઉછરેલી હોવા છતાં તદ્દન અજ્ઞાન નથી એમ સમજું છું તો ખરો પણ સંગતિનાં દુષ્ટ અસરોથી મુક્ત રહેવા માટે જોઇતું નૈતિક બળની ન્યૂનતા રહે એ સ્વાભાવિક છે. આવાં કારણોને લીધે કદાચ આ પત્ર ઉપર તું કેવી દૃષ્ટિથી જોઇશ તે હું બરાબર કળી શકતો નથી. ત્હારે હજુ મ્હારી પ્રત્યક્ષ પરીક્ષા કરવાની બાકી રહી છે. કામના આવેશથી લુબ્ધ બની મદોન્માદને વશ બની મ્હારા ખિન્ન હૃદયના અહિં ઉભરા કાઢતો નથી એ તો નિશ્ચય માનજે.

કદાચ તે પરીક્ષા કરવી તે મ્હારા ભાવી જીવનનાં આચરણ ઉપર મુલતવી રાખી હશે તેમ કદાચ અતિ કઠિન નિર્મ્યો હોય અને તેમાં હું નિષ્ફળ નિવડું અને તું છેતરાય તેટલા માટે કહીશ-કે હું જે ક્રમને ઉદ્દેશીને ત્હને સુચન કરૂં છું તે ક્રમ અલબત્ત મ્હારે માટે તો અશ્રેય થઈ પડે. પરીક્ષાનું પરિણામ તને સંતોષ ન આપી શકે તો તેને માટે ક્ષમા ઘટે છે-યાચતો નથી. યાચનાની આવશ્યકતા પણ કયાં છે? તેવો ક્રમ તો એક સાક્ષરવર્યના શબ્દોમાં કહીએ તો પરમ ઇન્દ્રીયનિગ્રહી, મહારથી, આત્મવિજેતા વિપુલ વૈરાગ્ય સંપન્ન યોગીરાજજ પાસ કરી શકે. મ્હારા જેવો એક અલ્પ શક્તિ અને અલ્પ મતિવાળો પામર જીવ ત્હારા તેવા ઉચ્ચ અભિલાષો ભાગ્યેજ પૂર્ણ કરી શકે. જો કે આમ કહી હું તને કેવળ નિરાશ કરવા ઇચ્છતો નથી. કારણ ત્હારા તેવા પ્રશંસ્ય અભિલાષો ફળીભૂત થયેલા જોવામાંજ મને સહજ આનંદ થાય છે. મ્હારા એ પ્રયત્નોમાં હું ફતેહમંદ થાઉં છું કે નહિં તેનો નિર્ણય ભાવીને સોપું છું. હું તો માત્ર સતત પ્રયાસ કરતો રહીશ. તોપણ પ્રસંગોપાત્ તું તેનું અવલોકન કરવા ચૂકીશ નહિ. તું કદાચ એ દિશામાં સતત પ્રયાસ કરતી ન રહે તોપણ પ્રસંગે સહજ તું તે જોઇ શકીશ. સ્નેહી સ્નેહીનાં હૃદયથી ક્યાં સુધી અજ્ઞાન રહી શકે? સ્થૂળ માંસ અને ચર્મ સ્નેહીના હૃદયને અને તેની વૃત્તિના પરિણામે ઉદ્દભવતાં કાર્યને ક્યાં સુધી આવૃત્ત કરી રહે? કદાચ આમાં આત્મશ્લાઘા લાગે તો તે તરફ દૃષ્ટિ કરીશ નહિં. સાચાંને સાચું કહેતાં કદાચ સ્વપ્રશંસાના ઉલ્લેખનો ભય રહે તોપણ શું? બસ, એટલેથી એ બંધ કરીશ.

હવે બીજો પ્રશ્ન એ ઉદ્દભવે છે કે સમાજનાં કૃત્રિમથી અને નિર્દય કાયદાઓનો ભોગ થઇ પડી જે સંજોગોમાં તું મુકાઇ છે, તે હવે બાલ્યજીવન માટે તો ત્હારે સ્વીકારવા પડશે. ત્હારી જીવન પ્રણાલિકા તેને અનુસરતી કરવી પડશે. નહિંતો ત્હારે નકામું કેટલું દુઃખ વેઠવું પડે. ત્હારાં માનસિક વાતાવરણપર કાંઇ થોડી ઘણી અસર પણ થયા વગર નહિં રહે. ત્યારે આ પત્ર વિષે તું શું ધારીશ? તને કદાચ શંકા થશે કે ત્હારા પાતિવ્રતમાં એ ખલેલ રૂપ ન નિવડે? આ માટે એટલું જ સૂચવીશ કે સાર ગ્રહી ખાલી ખોખું ફેંકી દેજે. પવિત્રતા ગ્રહી બીજું બધું વિસ્મૃત કરજે. કારણ હું ઇચ્છું છું કે ચિચળ પાતિવ્રત્ય-એ ત્હારો જીવન મન્ત્ર માનજે. ત્હારી દૃષ્ટિ આગળથી એને એક પળ પણ વિમુખ થવા દેઇશ નહિં. દ્વારિકાથી જગન્નાથ, અને હરદ્વારથી રામેશ્વર સુધીનાં સર્વ તીર્થોની પવિત્રતા પતિની અનન્ય સેવામાં સમાપ્ત થઇ જાય છે. ફરિયાદ અણાવીશ કે સાવિત્રી અને દ્રૌપદીના દિવ્ય જીવનનો સારાંશ પતિની સાચી સેવા પાતિવ્રત્ય સિવાય અન્ય શું છે. કદાચ તને શંકા ઉદ્દભવે કે હું ત્હને દુષિત ધારીને જ આ ઉપદેશ કરૂં છું તો તેનું નિરાકરણ એજ કે ઇષ્ટ, સાધ્ય ત્હારી નજર આગળથી ફરી ફરી **पिष्टस्य पेषणम्** થવાથી, એક પળ પણ દૂર ન થાય. એજ. અન્ય હેતુ નહિં જ.

છેવટે હવે થોડું કહેવાનું બાકી રહે છે તે કહી દઇશ. પ્રભુએ ત્હને શા કારણથી એ સ્થિતિમાં મૂકી છે તેનું પ્રથક્કરણ કરી જોજે. અનુભવે જે પાઠ ભણાવ્યો છે. તે ભૂલીશ નહિં. ત્હારે માટે તો હવે એકજ રસ્તો છે અને તે એ કે છૂટે નહિં તે નિભાવી લેવું. ત્હોંગ મનમાં કદાચ એમ આવશે કે કહેવું સહેલું છે, પણ કરવું કેટલું કઠિન છે. **परोपदेशे पाण्डित्यम्**નો મ્હારા ઉપર તું દોષારોપ કરે તો તે સહન કરી લઇશ પણ કહેવું અનુચિત ન લાગવાથી કહીશ તો ખરો. ત્હારી આધુનિક સ્થિતિનાં કારણનું પ્રથક્કરણ કરવા મે

આગળ સૂચવ્યું. તેનું પરિણામ તું ભૂલીશ નહિં. જે અજ્ઞાન અને તેનાં પરિણામે મૂર્ખતાનો તું ભોગ થઇ પડી છે તે અજ્ઞાન તિમિરનું વાદળું મમાજમાંથી દૂર કરવા હમેશાં હારા પ્રયત્નો થવાજ જોઇએ. હવે ગૃહરાણી તરિકેનું જીવન ગાળવા તું તત્પર થઇ છે. ત્યાં આગળ જ હારા કર્ત્તવ્ય દ્વારના દરવાજા ખુલ્લા થઇ ગયા છે. હારી ફરજ ગૃહસેવાથી શરૂ થવી જોઇએ. ગૃહ એ બહોળાં કુટુંબનું એક અંગ છે. કુટુંબ એ સમાજનું એક અવયવ છે. માટે ગૃહસેવાદ્વારા પણ પરોક્ષ રીતે મમાજ સેવા થાય છે. અને સમાજ સેવાથી પ્રભુ સેવા ક્યાં અન્ય છે? આવી રીતે જોતાંજ સગાંવ્હાલાં અને સ્નેહીઓની સેવાનું શું માહાત્મ્ય છે તે સહેલથી સમજાઇ શકે એમ છે. ગૃહિણી તરિકેનાં જીવનમાં તું કેટલી ફત્તેહ મેળવે છે તેના ઉપરજ હારાં જીવનનાં સાફલ્યનો આધાર રહે છે. માતા તરિકે પવિત્ર જીવનની ગંભીરતા અને તેને લગતી જવાબદારીનો બરોબર ખ્યાલ રાખજે. પોતાનાં કર્તવ્ય શુદ્ધ રીતે નિષ્કામ વૃત્તિથી અદા કરવામાં જ આપણાં જીવનનાં સુખ અને સાર્થકતા સમાયલાં છે. શ્રીકૃષ્ણ ભગવાનનો એ નિષ્કામ કર્મયોગ આખું જીવન રહસ્ય સમજાવી રહ્યો છે એજ ખરી જીવન ગીતા છે. હારૂં જીવન પવિત્ર હશે તો અનેકનાં જીવન તું હારા અનુકરણીય ઉદાહરણથી પવિત્ર બનાવી શકીશ. આન્તઃજીવન પવિત્ર હશે તો સાંસારિક જીવન પણ સ્નેહમય-રસમય બનશે-અને ખરેખર! સ્નેહમય જીવન શું સ્વર્ગીય જીવન નથી? ત્યાં એથી બીજું વધુ શું હશે!

સાચી પ્રીતિ-એજ ખરી નીતિ અને ખરૂં સુખ છે. છેવટે આશિષ એટલી જ કે તું હારા પ્રિય પતિના હૃદયની અધિષ્ઠાત્રી દેવી બનજે. પ્રભુ હારૂં જીવન સુખી બનાવો. સ્નેહીને સુખી જોવામાં જ સ્નેહીનું સુખ સમાયલું છે. પ્રભુ! મ્હારી આ આશિષ સફળ કરો એવી નમ્ર પ્રાર્થના સાથ વિરમતો,

લી. હારો સ્નેહવશ.

---

## ઘડી ગમ્મત!

જોકે સેંટ ફ્રૉઇક નામક ફ્રેંચ કવિની કમાણી ઘણી સારી હતી તોપણ તેના માથે દેવાનો ટોપલો વધતો જતો હતો. એક દિવસે તે એક હજામની દુકાનમાં હજામત કરાવવા ગયો. હજામે સાબુ લગાડયો કે તરતજ હજામની દુકાનનું બારણું ઉઘડયું. એક મોટો વેપારી દાખલ થયો કે જે આ કવિના લેણદારોમાંનો એક હતો. દુકાનમાં દાખલ થતાં વેંતજ તેની દૃષ્ટી તે કવિપર પડી. અને ગુસ્સાના આવેશમાં પોતાના લેણા માટે સખ્ત ભાષામાં ઉઘરાણી કરી. પણ કવિએ પોતાને ભોઠો નહી પાડવાને માટે શાંતિથી વિનવ્યું. તો પણ તે વેપારીએ માન્યું નહીં. ત્યારે કવિએ કહ્યું "શું તમને તમારા લેણાને માટે બહુજ ઉતાવળ આવી છે? જો એમજ છે તો તમે મારી હજામત થઇ રહેતા સુધી નહીં થોભો?" વેપારી આ સાંભળી ખુશી થયો અને જવાબ આપ્યો. "ખચીત, હું થોભીશ." આ સાંભળતાની સાથે કવિએ વેપારીની આપેલી કબુલાતને માટે હજામને સાક્ષી રાખ્યો. તરતજ તેણે ટુવાલ લીધો અને પોતાના મોંઢા ઉપર લગાડેલો સાબુ લોહી નાંખી હજામની દુકાન છોડી ચાલ્યો ગયો. ત્યાર બાદ તેણે પોતાના મરણપર્યંત દાઢી મુડાવી નહોતી! આનું નામ તે કામની ચાલાકી!!

કામબખ્શ:—કેમ, બેગમ સાહેબ ! બાદશાહનો હુકમ... ..

ગુલનાર:—બાદશાહનો હુકમ ? મારો હુકમ થયા છતાં પણ બાદશાહનો હુકમ ? એકદમ મારી નાખો. શું મારૂં કહેવું તમે માનતા નથી ? (જોરથી) મારો, મારો, મારો !

કામબખ્શ:—(તરવાર ખેંચીને) ઠીક છે ! ત્યારે, ઓ કેદી, તું મરવા માટે તૈયાર થઈ જા.

દુર્ગાદાસ:—શાહજાદા, હું તૈયાર છું.

( કામબખ્શ દુર્ગાદાસને મારવાને માટે તરવાર ઉગામે છે, એટલામાંજ દિલેરખાં એકદમ પ્રવેશ કરે છે. )

દિલેરખાં:—સબુર, કામબખ્શ, નહિ તો...( કામબખ્શની સામે પિસ્તોલ તાકે છે. )

ગુલનાર:—( દિલેરખાંને ) તમે કોણ છો ?

દિલેરખાં:—હું મોગલ સલ્તનતનો મુખ્ય સેનાપતિ દિલેરખાં છું.

ગુલનાર:—શું તમને એટલો બધો મિજાજ છે કે...મારા હુકમની વિરૂદ્ધ આચરણ કરી શકો ?

દિલેરખાં:—બેગમ સાહેબ, દિલેરખાં કોઇથી ડરતો નથી. તે પોતાની નિમકહલાલી તથા સ્વામીભક્તિના પ્રભાવે પરમેશ્વરની સમક્ષ પણ સાચું કહેતાં જરાપણ અચકાતો નથી. તો તમે તે શી વસાતમાં છો ? ગુન્હેગાર ! અરે ! તમે એમ ન સમજશો કે મેં કશું સાંભળ્યું નથી. મેં...અક્ષરે અક્ષર સાંભળ્યો છે ! ( દુર્ગાદાસ તરફ ફરીને ) દુર્ગાદાસ ! વીરવર ! એતો હું સારી રીતે જાણતો હતો કે તમે એક ઉંચા દર્જાના પુરૂષવીર છો પરંતુ તમે કેટલા ઉમદા અને સત્યશીલ છો તેનો ખ્યાલ તો મને આજજ આવ્યો ! હું હમણાંજ તમારી હાથકડી તથા બેડીયો કાઢી નાંખું છુ ? (દુર્ગાદાસને બંધનમુક્ત કરી) બહાર ચાલી આવો. હું તમને મારો શ્રેષ્ઠ અને ઉમદા ઘોડો આપું છું તેમજ સાથે પાંચસો સ્વાર મોકલું છું. તમે સ્વદેશ ચાલ્યા જાઓ ! મારા હુકમના પ્રભાવથી કોઇ પણ મોગલ સેનાપતિ તમને જરા પણ અટકાવ કરશે નહિ. શુરવીર યોદ્ધા, બહાર નીકળી આવો. ( ગુલનાર પ્રતિ ) બેગમ સાહેબ ! બન્દગી *

---

[ હિંદી " ખટેલવાલ—હિતૈષી " માસિકના ડીસેંબર જાનેવારી ૧૯૧૮ ના અંકમાં આવેલી ' હિન્દ-વીર " નામની વાર્તાપરથી અનુવાદ. ]

તા. ક.

૧. "સુન્દરી સુબોધ" ના જાનેવારી-ફેબ્રુઆરીમાં આવેલી " ક્ષમા વીરસ્ય ભૂષણમ્"ની વાર્તા પરથી ઉપરનો અનુવાદ કરવાનું સૂચન થયું છે.

૨. આ પ્રવેશને માટે ઐતિહાસિક પુરાવો નથી સંભાજીના વિશ્વાસઘાત સંબંધી તવારીખમાં ઉલ્લેખ નથી તેમજ દુર્ગાદાસ કેદ પકડાયાનું પણ ક્યાંએ જણાવવામાં આવ્યું નથી ગુલના બેગમને કેદ કરીને છોડવામાં આવી હતી તે ઐતિહાસિક રીતે સત્ય છે

૩. ધારવા પ્રમાણે આ પ્રવેશ પ્રસિદ્ધ બંગાળી નાટ્યકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રાયના "દુર્ગાદાસ" નાટકમાંનો છે

—પુ. કે. શાહ.

# आनन्दाश्रम.

## સીનેમા "કૉસમોસ."

### જર, જોરૂ અને જમીન માટે ફેંસલા.

લેખક, રા. રા. સી. પાલ.

૧.

### નવી આંખે જુના તમાસા.*

શ્રી ભારત વર્ણાશ્રમ ધર્મરક્ષક મહામંડળના બનારસ ખાતે "કૉસમોપોલ હોલમાં સીનેમા કૉસમોસ" ફીલ્મ કંપનીએ મોટા ખર્ચે ખાસ તૈયાર કરેલ છેલ્લામાં છેલ્લા બનાવોના દેખાવ રજુ થશે.

'પ્રોગ્રામ.'

મોડરેટ કૉનફરેન્સ, દીવાળી, કાપડ બજારમાં હૈયા-હોળી, લડાઇ બંધ થવાની ખુશ ખબર, પશ્ચિમમાં ઓટોક્રેસીનો અંત, અને લીગ ઓફ નેશન્સ માટે હીલચાલ, હીંદમાં બુરો-ક્રેસી અને મસાણના લાકડાં માટે હીલચાલ, સુપર પ્રોફિટ ટેકસ અને સેયતાનનો પશ્ચાતાપ. બાનુઓને પાર્લામેન્ટમાં બેસવાનું બીલ પાસ, બાનુઓને મ્યુનીસીપાલીટીમાં બેસવાનું બીલ પાસ, માલ્યાવહર સ્ટેટના રિજંટ તરીકે બેગમ ફતેમાસીદીકા સાહેબાની નીમણુંક, ભોપાલના નવાબ બેગમ સાહેબાની સ્ત્રી વર્ગને સલાહ. મીસિસ એની બિસેન્ટને પાર્લામેંટમાં બેઠક લેવા માટે ઇજન. મીસિસ સરોજની નાયડુને ગંભીર ઓપેરેશન. સ્ત્રી મંડલમાના સભાસદોની કોંગ્રેસમાં હાજરી, જરથોસ્તી કૉનફરન્સની રીશેપશન ચેરવુમન મીસ શીરીનનું ભાષણ, એલફીસ્ટન કૉલેજના હિસ્ટરીના પ્રોફેસર મીસ મોઇનેટનું ભાષણ, નેશનાલીઝેશન ઓફ રશીયન વીમેન, લોર્ડ સીંહાની લેફ્ટેનંટ ગવરનર તરીકે ખોટી ઠરેલી નીમણુંક. સર પટની રજા ઉપર હીંદમાં, મી. હસનઅલી ઇમામનો રેલ્વે સામે સત્યાગ્રહ, માહાત્મા ગાંધીના લેખાસમાં મી. જેરાજાણી, મી. તીલક ઇંગ્લંડ પહોંચ્યા અને બંધનો નીકળી ગયાં. પંડિત માલવીયા કોંગ્રેસના પ્રમુખ ચુંટાયા, હિંદી સુધારા તથા આત્મનિર્ણય, વચનોનો જલદી અમલ કરવા માંગતા મી. એક્સ્ટીરથ લોર્ડ વિલિંગડનને મુંબાઇની પ્રજા તરફથી જાહેર માનપત્ર આપવાની હીલચાલ, માન-અાનની અતિ લાંબી ટીપ ભાવનગરમા પહેલી પ્રતિનિધિ સભા, સુરેન્દ્રની કૉનફરન્સમાં ભાગ લેવા ઉપડી ગયેલા પ્રતિનિધિઓ. મિ. ચિભાકરનો નરો બેલ સ્ટેજ

* પ્રોગ્રામ તથા સ્હેજ સંસાર સુધારા દ્રષ્ટિ બિન્દુથી તથા તે માટે લોકમત કેળવવાના હેતુથીજ સમેલ છે.

** આ લેખની એક ખુબી ત્હેની વર્ણસંકર ભાષાને લીધે છે તેથી તે જેમની તેમ રહેવા દેવામા આવી છે —તંત્રી, સું. સુ.

ઉપર, નડીઆદમાં કોનફરન્સો, હિંદ અને ઇંગ્લંડ વચ્ચે એરીયલ સર્વિસ, અને પાંચ દીવસમાં હીંદથી ઈંગ્લંડ તાતા સ્ટીલ તથા હાઇડ્રોવર્કસના ડિવિડન્ટ, અરીબુની બારસો પેટીઓનો નાશ, ઇલેક્શનની ધમાલમાં મી. એરસ્કીયની વિરૂદ્ધ મીસિસ હોપ. હિંદવાણીઓના ડેપ્યુટેશનને ઇંગ્લંડ જવાની સલાહ, પ્રેસીડેંટ વીલસન યુરોપમાં, પાચપગવાળી ગાય, અને હાથીઓના લીલાંડ.

## ભિનસત્તાવાર.

ઇંદ્રાપુરી હાઇકોર્ટના ચીફ જસ્ટિસ, રજા ખુબખાન જેતી, ડચેસ ઓફ વસાડાનું કોમી અભીમાનના કેસ ઉપર જજમેન્ટ, હાંજીપુરના માજી જજનું મેમોરીઅલ, સર આટા આટા પ્રિસાઇટેડ. બર્માના ફિનેનશીયલ કમિશનરનાં સેક્રેટરી મીસ હીલ્ડાની ચોખાના નુર ઉપર સલાહ, હિંદમાંના ભય ઉપર મીસિસ પેરિંગટનની વાયજ, માધવ બાગમાં મહાસભા. આલબ્રીસ બાગમાં જંગી સભા, બદરી મહાલમાં પાર્લામેન્ટ અને ટાઉન હોલમાં આમની સભા.

### "અલેફ. બે. પે. તે." કોસ-મોસ-ગેઝેટ.

હિંદમાં ઇન્ફ્લુએનઝાનું જોર, કોઈ જતી લાસોથી બનેલો ગંગા નદીનો અપવિત્ર અવતાર, મુંબાઇની કોરપોરેશનમાં ક્રિમેટોરીયા, અરયોનાન મંડળના ઉમદા ખ્યાલ, હમદીનોના લગ્નોમાં જુદદીનોની હાજરી, તથા સળંગ ગાલીચો. લાસને ગાર્ડીમાં લઇ જતા અમદાવાદીઓ. યંગમેન્સ હિંદુ એશોશીએશને બ્યુક માટે કરેલ અંડરટેકરની ગોઠવણ. નડીઆદમાં સોશીઅલ તથા અસંજોની કોનફરન્સો, ઢેડાની કન્યાના હાથનો ઘરતો વાણીઓ, એન. મી. પટેલના હિંદુ લગ્નના બિલને ટેકા તથા પ્રોટેસ્ટ, મી. પટેલના નડીઆદ ખાતેના ઉતારાવાળા બંગલાની દેહશુદ્ધિ, જીવતાં બાળના લઇ જતા જૂનાગઢના સનાતનીઓ, બેંગ્લોરની સરકારી સ્કુલના હેડ માસ્તર તથા તેમની બૈરી છોકરાની રખડી પડેલી લાસો.

### "ધી મિનિટ ટાઇમ્સ સ્ટાર ફીલ્મ એજન્સી." કોમિક.

અસંજો તથા બ્રાહ્મણો માટેની અલાયદી સગવડો સાથની ભવિષ્યની ઇંડિયા પાર્લામેંટના દીલ્હી ખાતેના મકાનનો નકશો. સુધારાની યોજના પ્રમાણે પંદર વર્ષમાં સમાજ સુધાર્યા વગર આત્મનિર્ણયના હકોનું દિગ્દર્શન. ઇ. સ. ૧૯૩૫ ના એપ્રીલ માસના અમુક દીવસની દીલ્હી પાર્લામેન્ટનો દેખાવ તથા મિનિટ-બુક.

દાદા ગોમાજી ગરબાજી એમ. પી. જેમને ૧૯૧૫ માં જ્યારે ક્રુઝર 'એમડન' બંગાળના અખાતમાં આવેલી ત્યારથી ક્રુઝરોની બીમારી લાગેલી છે, તેમણે જ્યારે 'એજ્જ ઓફ કનસેન્ટ' ( Age of consent ) હાલના કરતાં જરા વધારવાનું બીલ પાર્લામેન્ટમાં મુકાયું, ત્યારે તે સાથે મજબુત વાંસની કલમથી વાંધો નોંધાવ્યો.

ગેરાણી સનાતન સનાતન સેન એમ. પી એ કેળવણી ખાતાના વજીરની ઝાટકણી કાઢતાં, બસો બાવન વૈષ્ણવોની વાતોને યુનિવર્સિટી ટેક્સ બુક-તરીકે દાખલ કરવાની ફીમાયશ કરી.

એક ગુજરાતી વાણીઆ એમ. પી. ના બંગલાના ક્રીશ્ચિયન ભાડુતની બદલી આખા હિંદ માટેના બેંગલોર ખાનેના વોટરવર્કર્સ ડિપાર્ટમેન્ટમાં થવાથી તેણે ખાલી કરેલ, તેથી તેનો બંગલો પાણીથી ધોવડાવી તેની દેહ શુદ્ધિ કરાવવાના કામમાં રોકાયેલ હોવાથી રજા માગી.

લેડી ઓફ ધી કરબીર પીકા એમ. પી. ચેન્સેલર અલીબાગ ફટિંગ કોલેજ (ધમનાર ભોજનવાળા) ને નાતનું જમણુ હોવાથી રસોઈખાનુ સંભાળવાનુ હતું. તેથી રજા માગી.

દીવાન બહાદર પથરનાથ્થ એમ. પી. ને નાતના દબાણથી મૈયતમાં જવું પડયું હતું. ત્યાં ઘણો વખત એને તસ્દી થવાથી બીમાર હોઈ ડાક્તરે ખાધ ઉપર શેક કરવા કહેલું છે, તેથી રજા માગી.

મહારાણી ઓફ ધરભંગા એમ. પી. ને નાતના એક ઘણાજ જઇફ પટેલ કે જેને નાતની ઘણી ભારે સેવાઓ બજાવી હતી ગુજર પામવાથી નાતની સ્ત્રીઓની છાતી કુટાવવા ઉપર દેખરેખ રાખવાની હતી. તેથી રજા માગી.

બાવા જગનગર ઓફ પાટલીપુત્ર એમ. પી. એ પાર્લામેંટના દીવાનખાનાના સળંગ ગાલીચા માટે વાંધો નોંધાવ્યો, તથા તરી અને ચલમ પીનારા આસામીઓ માટે અત્યંજો અને બ્રાહ્મણોના જેવી અલાયદી સગવડ માગી. તથા એક સુધરેલી કોમ તરીકેના રીવાજ પ્રમાણે, મનુષ્ય વસ્તીથી પાચ માઇલ દુર રહેવા ઇચ્છા જણાવી.

લેડી વલીખાન એમ. પી એ પોતાની બેઠક આગળ ચક યા પડદો નાખવાની સુચના નોંધાવી.

એક મદ્રાસી પેરીયા એમ. પી. ની જાતવાળામા દેવીનો ઉત્સવ હોવાથી તેણે તેની જાતવાલાઓને આગ્રહથી ઉત્સવના દેખાવમાં વધારો કરવા જવું પડયુ. ત્યાં કેનીના સરઘસની સાથે તેમને નાચવાનું કહેવામા આવતાં, તેણે તેમ કરવાને ઘસીને સાફ ના પાડી, જેથી હોકો પાણી બંધ થવાની ચિંતામાં હોવાથી રજા માંગી.

પંડિતા હનુમતીરાવ એમ. પી ખુણે બેઠેલાં હોય " યદ્યપી શુદ્ધમ્ લોક વીરુદ્ધમ્ નાકરણીયં નાચરણીયં " મુજબનાં શાસ્ત્ર પ્રમાણે બાર માસ થયાં હાજર રહી શકયા નથી.

સર વિપ્રપ્રસાદ બનીયનનગ્રા એમ. પી. નાઇટ ઓફ સાણુસી, કડછી એન્ડ તાવેથા પુનર્લગ્નના હીમાયતી હોવાથી નાત બહાર છે. તેથી તેમના મીસિસની માસિક અડચણ વખતે તેમની નાતના કોઇ રસોઇયા તેમને ત્યાં નહીં આવતા હોવાથી તેમજ તેમને બીજી નાતના બ્રાહ્મની રસોઇ ખપતી ન હોવાથી જાતે રસોઇ કરવા દર માસે ચાર દીવસની રજા માગી.

એ-લૉર્ડ બાપઅત્યાર એમ. પી એ આખા હિંદના ઉપયોગ માટે કરાંચી ખાતે એક જંગી ક્રિમેટોરીયમ વસાવવાની દરખાસ ઉપરની ચર્ચા વખતે ખીચડી-પાટીયા કલ્મ તરફથી વાંધો નોંધાવ્યો અને પાર્લામેંટના હોલમાં આતશ અને પથરા વરસાવ્યા.

મીસીસ મેના ફોસેટ એમ પી. એ પોતાની ઉંચી ભાષણની શૈલીમાં ભારે બુલંદ અવાજથી જણાવ્યુ કે હિંદીઓ ઘણાજ વિચિત્ર ખ્યાલના પ્રાણીઓ હોવાથી કોઇ પણ

રોગ સુદ્ધા તેઓને કેળવવા સાધનરૂપ થઇ શકતા નથી. અમુક પત્રકારો કે જેઓને લોકોની લાગણીઓ ઉપર રમવાથી દોલત પેદા થાય છે, તેઓ લોકોને પોતાની થીઅરીટિકલ પૂર્ણતામાંજ વરતા રાખે છે, લડાઇએ જે વખન કાપ્યો છે તેની તેઓ ગણતરી લેતા નથી. અને પોતાની રીતના વીચારો શિવાયની વાતજ સાભળતા નથી. જ્યારે જ્યારે પ્રજાના ખરા હીત કે સુધારા અને પ્રોગ્રેસની વાત આવે છે. ત્યારે ત્યારે આતશ અમે પથરા ઉછળવાથી બધું સોનું તેજાબમાં તણાઇ જાય છે, અને કોઇબી માગણી કોમ તરફથી આવવી જોઇએ તે સત્ર હિંદીઓને બંધનમાં રાખવા માટે શમબાણ થઇ પડે છે.

હંમેશ રાતના ત્રણ વખત.*

ટીકીટના ભાવ હંમેશ મુજબ.

( નોટિસઃ—ભીનીટ બુકમાના નામો બનાવટી હોઈ, કોઇએ બંધબેસ્તી ટોપી ઉપાડી લેવી નહીં. )

૨.

## સ્કેચ.

મી. એચ. જી. વેલ્સનું ' ધી વર્લ્ડ સેટ ફ્રી ' નામનું પુસ્તક વાંચતાં વાંચતાં પ્રોફેસર હાર્ડફેકટસ ઉર્ફે કકોબાદ કેખશરૂ વેદીયો ઉંઘી ગયો હતો, તેને યુટોપીઆ× તથા રીપ વાન વિંકલનાઝ સ્વપ્નાં આવતાં હતાં. કુરાન, પુરાણ, વંદીદાદ, બાઇબલ વગેરે પુસ્તકો તેના તકીઆ નીચે હતાં. એકાએક તેમનો મિત્ર મી. ગોબ્લીન ઉર્ફે ગરધીમાજી સીનેમા ડોસ—મોસનું હેંડબીલ પોતાના હાથમાં લઇને આવેલો દેખાયો, અને બોલ્યો.

હેલો, હાર્ડફેકટસ ! આરમીસ્ટીસની ખુરમીમાં આખું જગત જલહલી રહ્યુ છે. તેવામાં તને ઉંઘવાનું કેમ સુઝે છે ? ચાલ ઉઠ ગેઇટીમાં આજે વીભાકર બેલીસ્ટરના નવા નાટકની ટીકીટોના રંગમાં વર્ણસંકર કરાવી બે ટીકીટ તફડાવી આવ્યો છું !

પ્રોફેસર હાર્ડફેકટસ-હરગીઝ નહીં, ચાલુ તમાશા જોયેલા છે. (પ્રોફેસર હાર્ડફેકટસ એ જાતનો માણસ છે, કે જેઓ ભુત અને ભવીષ્યમાંજ જીવે છે જો કોઇ તેમની પાસે ચાલુ વર્તમાનમાં જીવવાની વાત કહેતું તો તે છેડાઈ જતો, અને કહેતો કે નોનસેન્સ ! ભૂતકાળની જાહોજલાલીઓ અને તે માટે ભવિષ્યનાં સ્વપ્નાં એ બે ચીજોજ ચાલુ વર્તમાનમાં જીવવા માટે પુરતી છે, તે શિવાય આ બ્લડી વર્તમાન માટે કશોજ વિચાર કરવા જરૂર નથી !)

મી. ગોબ્લીન—તારૂં કહેવું રાસ્ત વદુરસ્ત છે. પણ ત્યારે ચાલ ગયા બનાવોની સીનેમા ફીલ્મ જોવા માટે શ્રી ભારત વર્ણાશ્રમ ધર્મરક્ષક મહામંડલના સીનેમા ડોસ-મોસમાં એક ફ્લાઇંગ ટેકસી લઇ બનારસ જઇએ !

પ્રોફેસર—ઓ યેસ ! ભૂતકાળનો કોઈબી દેખાવ જોવા માટે તારી સાથે છેક જહનમ સુધી પણ આવવા માટે હું હમેશ તૈયાર છું.

* આદર્શ અવસ્થા × અઘેર અવસ્થા

મી. ગો૦—જો આજે આય ફીલ્મ સ્ક્રીન થશે

પ્રો૦—( પ્રોગ્રામ વાંચતા ) યાર જ્યારથી લોકોએ ન્યુસપેપર છાપવાની અને વાંચવાની કડાકુટને બદલે આય સીનેમા એજન્સીઓને ઉત્તેજન આપવા માંડયું, ત્યારથી મારો છાપખાનાનો ધધો બેસવા માંડયો, જો મેં અગાઉથીજ આપણા ઓલીયા ગપાટ લોકોની નાડ તપાસી કામ નહીં લીધુ હતે તો આજે મારાં તો બારજ વાગી ગયા હોત જો !

મી. ગો૦—બાય જ્યંગો ! એમ શા વાસ્તે ? આય ચરબહાર જમાનામાં નવા ધંધા રોજગારો કાકડી ચીભડાંની કાની ઉગે છે. હેર, કટિંગ, સલુન, વોશીંગ કમ્પની, કે હોટેલ રેસ્ટોરાંનો બીઝનેસ શુ કંઇ કમ ચાલે છે ! વળી કલ્બ ક્રીકેટ કે બાર બીલ્યર્ડના ધંધા ઉપરાત, સરવાઇવલ ઓફ ધી ફીટિસ્ટરના નીયમ પ્રમાણે બીરીયાની સાથ રોજના બે રૂપીઆવાળો નામાંકિત ધંધો પણ પહેલેથીજ બેલુ લોહીવાલા લોકોના હાથમાંજ આવ્યો છે. અને થોડા વખતના વહેવા સાથ હીંદમાં પબ્લીક અન્ડરટેકરના ધંધાનું ક્ષેત્ર ખુલવાનો પણ દરેક સંભવ છે પણ તે બધુ શા વાસ્તે! ૨૦૦૫ ની સાલમાં એક વડા પ્રધાનને એક મોચી દરજી યા સુથારને સરખીજ આમદાની થયેલી હોસે, ત્યારે તો પછી કોઇબી ધંધો સરખોજ કેની ?

પ્રો૦—નહીં રે યાર ! એ તે કઇ બને ખરૂંકે ? યુરોપીઆને તો હજુ ઘણાં વર્ષો જોઇએ.

મી. ગો૦—કાંય નહી ! જોની એક સરખા હકો માટે તો ગયા નવેમ્બર ડીસેમ્બર ૧૯૧૮ માંજ કેટલુ બની ચુકયું, તે પ્રોગ્રામ ઉપરથી જોની ?

પ્રો૦—હા યાર દુનીયાનું શું થવા બેઠું છે, તે કંઇ સુઝ પડતું નથી. તાજ સસ્તાં થઇ ગયાં છે, અને ખોરાક મોંઘો થયો છે. મારો ભગરો હજામની હુવડાં 'કેપ્ટન' થયો છે. મારો જુનો ઘોડાવાલો એક ફુલબ્લોન મેજર બની ગયો છે, અને મારા ખુદા માળીના છોકરાને થોડા દિવસ અગાઉજ મેદાને જંગમાંથી વિક્ટોરીઆ ક્રોસ મળેલ છે.

મી. ગો૦—ત્યારે પછી શુ ? તારે આટલો આહલો લાગવગ અને વસીલો વધી ગયો પછી તુ કાય રવડી જવાનો હતો ?

પ્રો૦—નહીં નહીં મસકરી ના કર, પણ યુરોપીઆને સો વર્ષ તો જોઇએજ જોઇએ. જે સ્ત્રે કોઇ ૨૦૦૫ ની સાલનો જમાનો જોઇને આવેલા, તે તો હજુ ચૌદ પંદર વર્ષની વાત ઉપરજ હતું. શું આ લોકોની નજરે જોઇ આવેલ વાત ઉપર શક લઇ જવાનો કોઇને હક હોઇ શકે ?

મી૦ ગો૦—બીલકુલ નહીં ! પણ તે જોઇ આવનારાઓ ફક્ત આ વર્લ્ડ વોર વિ-શેની કશું જાણતા નહીં હતા. લડાઇએ સોના સાઠ બનાવી તેમાંથી પણ આધા નહાડી મુક્યા. બાકી રહ્યા ત્રીસ, તેમાંથી તારા કહેવા પ્રમાણે પંદર ગયા, અને પંદર વર્ષ પછી તો સુધારાની યોજના પ્રમાણે દીલ્હીમાં પાર્લામેન્ટ ભરાવાનું સંભળાય છે.

પ્રો૦—શું પોળામાં કદી ધુળ પડે કે ! અને તેમ બને તો પછી હાર્ડફેકટસનું શું ?

મી૦ ગો૦—ડેમ યોર હાર્ડ ફેકટસ. તુમી કોઇ રીપ વાન વિંકલ લાગે છે. પણ

દીલ્હી હવે દુર નહીં સમજતો. ત્યાં પાર્લામેન્ટની બેઠક જોવા માટે પંદર વર્ષ જીવવું બસ છે. જેને માટે ખંડાલાની કોઈ પોઇન્ટ ઉપર પોતાની ભવીષ્યની પ્રજાની અદેખાઈ કરતાં બેસવાની કોઈને જરૂર નથી. તેમજ કોઇ અમુક શબ્દનો ઉચ્ચાર થતાં ભોળાં લોકોને મેરીટોરિયસ આપઘાતો કરી નાંખવાની સલાહ દેવાની પણ કોઇ જરૂર રહેશે નહીં.

ગ્રો૦—પણ મારા લાંબા અનુભવના પીઠ ભાવ પણ એમ લડાઇની અસરથી એકદમ બેસી જશે! અને રીવાજીક ધર્મના ઉપર પાણી ફરશે!

મી૦ ગો૦—બાઇ જીંગો! તારા પોતાનાજ નમુનાએ ખુદ ધર્મને માટે પણ એક વખત કઇ ગપસપમાં કાચુંજ કાપ્યું હતું, કે "ધર્મ એ તો ૧૯૦૫ માં ભોળા લોકોને ભમાવવાનું ધતીંગ હતું!" તથા મી. ટમ્બલરના ધતીંગોથી હવે સોસાઇટીનું પણ ખરેખર તો પાકીને પરોકાર થઇ રહ્યું છે.

ગ્રો૦—અરે પણ આ આપણી ભાઇબંધ કોમોના લોકો તો જરાએ એકત્ર થવા માગતા નથી તેનું કેમ? મી. પટેલવાળા રાજ્યમાન રાજેશ્રી હીંદુલગ્નના બીલના હાલ હેવાલ જોની!

મી૦ ગો૦—હા, એ તો હીંદુ મુસલમાનને છુટા ન પાડી શકાયા તેથી સામેવાળાઓએ એકલા હીંદુઓ વચ્ચે કનટેન્શનનું હાડકું ફેંકી જોયું છે. સામેવાળાઓ હીંદીઓની રીતભાત તથા તેઓના વીક પોઇન્ટસ બરાબર જાણે છે. લોર્ડ વીલીયમ બેન્ટીંકે રાજા રામમોહનરાયની મદદથી સતીનો ધાર્મીક રીવાજ બંધ કર્યો, ત્યારે ત્રીસ હજાર સહીઓ સાથનો પ્રોટેસ્ટ આવ્યો હતો! પણ તે લોર્ડે તેને કોડું આપ્યું ન હતું, તેમ તે બાબતમાં પ્રજામત પૂછ્યો નહોતો. તે લોર્ડ હાલના લોકોની વિદ્યા બરાબર જાણતો હોત, તો તે ધાર્મીક રીવાજ પણ હીંદમાં આજેએ જેમનો તેમજ હૈયાત હોત જો!

ગ્રો૦—શું લાકડાં કાપવાનાં, પાણી ખેંચવાનાં અને મુડદાં સારવાનાં હીંદનાં જૂના પ્રજાકીય સદગુણોનીજ માફક?

મી૦ ગો૦—હર ઇન ચે શક! જીવતી જીંદગીને હસ્તીમાં લાવવા માટે તો ભૂત અને ભવીષ્યના હવાઇ ખ્યાલોને બદલે ચાલુ આદર્શોને પીછાનવાની જરૂર છે. પણ ચાલ હવે Garago omporium આય બેગ યોર પારડન, હું ફીગ્સ ગુજરાતી બોલું છું. કાંય કે ફીગ્સ ઇન્ગ્લીસને હું બગાડવા માગતો નથી. ચાલ હઠ. ગારાજ ઇમ્પોરીયમને ટેલીફોન કર કે 'ગ્રીન' ને ત્યાંના બારમા માલ પરની અગાસી ઉપર એક ફ્લાઇંગ ટેક્સી હાજર રાખે. આપણે ત્યાં વેર.મોટર ટેકસીમાં જઇશું; ગ્રીનને ત્યાં ચાહ, કોફી, દુધ ખાંડ કે મસ્કો વગેરે બનાવટી વપરાતું નથી, તેથી ત્યાં થોડું રીફ્રેશમેન્ટ લઇ પછી બનારસ જવા ઉપાડીએ.

ગ્રો૦—પણ યાર તું રીફ્રેશમેન્ટની લહેજતમાં ચાલુ વાત તો વીસરીજ જાય છે. કે નામદાર સરકારે ૧૮૫૮ ના ઢંઢેરાથી કોઇના ધર્મના રીવાજની વચ્ચે માથું નહીં મારવાનું વચન આપેલું છે. શું તે વચનને મી. બાસુ કે મી. પટેલ જેવા નામદાર ગૃહસ્થોના કનસીડરેટ વોટની ખાતર એક મીંડું સમજવામાં આવે તેમ તું કહેવા માગે છે ખરો કે?

મી૦ ગો૦—લાહુલવલ્લા કુવ્વત! બીલકુલ હીંદુસ્તાની લાગે છે! તારી એ સમજનીજ ગોસમોકાણ છે ને! બાકી દુનીયામાં ધર્મ એ એક ચીજ છે, જ્યારે રીવાજ એ

એક જૂદીજ વસ્તુ છે. અને એવા કેટલાક એક ધર્મના કહેવાતા રીવાજોના ધનીગોને તો પાણીચાં મલી ચુક્યાં છે, જેને માટે એકજ દાખલો આપીશ તે બસ થશે. સાંભળ. હીંદમાં રેલ્વે દાખલ કરતી વખતે તે બાબતમા જો સરકાર લોકગણને પૂછવા આવી હોત તો, જે લોકોને લઘુશંકા જેવી કુદરતની હાજત વખતે પણ હાને દોસ વીંટી ક્રીયા કરવી પડે છે. તેઓના અને મરજાદ તથા બરરતુમતવાળાઓના પુણ્ય પ્રતાપથી રેલ્વેથી થતા લાભ કે સુધારા હીદમાં દાખલ થવા પામ્યા હોત કે નહીં, તે એક સવાલ છે. બાકી માન્ય ગી. પટેલનુ બીલ તો રેલ્વેના જેવોજ એક સુધારો દાખલ કરવા માટે છે; અને તેમાં પણ રેલ્વેની જેમ જેઓને રેલ્વેમા બેસવા માટે હરકત હોય, તેઓને પગે ચાલવાની તો છુટજ રહેવાની ! છતાં વર્ણસંકરી કાયદા પસાર થાય કે ન થાય તોપણ લગ્ન પોતે તો હમેશ મુજબ એક ઉખ્યાણુંજ રહેવાનું !

પ્રો૦—એ તો ઠીક, પણ આવા બીલાડાં છેક ધારાસભામાં ઘુસી જાય અને ત્યાંથી પસાર થઈ ફ્રેમફ્રટીલીઝેશનને ઉત્તેજન આપશે, તો હીંદમાં બધે 'એકાકાર' થઇ જશે. તેથી હીંદી જીંદગી કોમી દંબગોના ઘસાડા વગર લુખીલચ અને ફીકી લાગશે, તથા લોકો દેશની રાજ્યકીય તથા આર્થિક ઉન્નતિમાંજ લાગી પડવાથી કોઈ કોઇનુ રહેશે નહીં, અને બધો દેશ હાથમાંથી જશે.

મી. ગો—આવા સમજણી બીયમે ! હીદને બળવાન સમૃદ્ધિવાન બનાવવા માટે એકાકારની તો ખાસ વાટ જોવાય છે હીંદના પોએટ લુરેટ સર રવીન્દ્રનાથ ટાગોરના શબ્દોમા કહીએ, તો 'આખી દુનીયામાં કેયે એક પણ એવો દાખલો મળશે, કે જે લોકોને પોતાનુ લોહી એકત્ર કરવાની મના હોય ત્યાં જુલમથી અથવા સ્વાર્થના કારણ શિવાય એક બીજાના ભલા વાસ્તે લોકો પોતાનુ લોહી રેડવા તૈયાર હોય ? અને કોઇ કાળે પણ એવી આશા રાખી શકાય, કે કોમી જોડાણ સામેનાં નઇતીક કહેવાતાં બંધનો રાજકીય ઐક્યની વચમાં ન આવે ?"

પ્રો.—પણ એમ જૂદી જૂદી જાત અને ભાતના લોકો લોહીની એકત્રતાની ખાતર લગ્નની પવીત્ર ગાંઠથી જોડાવા લાગશે, તો તેઓ પરનાતમાં પરણવા માટે નાત બહાર થશે, તેઓની લાશને નાત વગર ઉપાડી કોણ જશે ! તથા સ્વાનની ક્રીયા કોણ કરશે ?

મી ગો—પબ્લીક અન્ડરટેકર ! આ હમદીન કે હમદર્દી લોકોની મદદથી સમજુ અને વિચારવંત લોકોને નાત જાતની ઝુંસરી (Torrorising spell of the caste) માથી છુટકારો અને સ્વતંત્રતા મેળવવામા ઉત્તેજન મળશે, અને તેઓ ઓનરરી અન્ડરટેકરની માફક ખાંધીઆઓની ખાધ પીવાને બહાને ગરીબોને 'પાયમાલ કરનારા જમણ માગશે નહી, તેથી તે લોકોની ચોટલી પણ નાતના હાથમાંથી સહેલાઇથી અને થોડા ખર્ચે છુટી શકશે વળી જેઓ સાદી સમજના ઉપયોગથી બાળહત્યાઓ, વર કે કન્યાવીક્રય, ફરજીયાત કુંવાપણ કે વીધવાપણું, જ્ઞાતીવરા કે કજીઆ, વગેરે જેવી આત્મઘાતીક બદીઓ બંધ કરી સમાજ સુધારી આગળ વધવા માંગતા હશે' તેઓ તેમ પણ કરી શકશે.

પ્રો.—હેં, હેં! શું એપ્રીલ ફુલ બનાવવા આવ્યો છે કે? સુધારકો બસ બધામાં સુધારો કરવા માગે છે? તેઓ આબરૂદાર મેમ્બરોના રીત રીવાજ, રહેણી કરણી, પહેરવેશ અને ધરમ સુધારવાની વાત કરી થાકયા પછી આ નવું ડખલ જગાડી સંઘ કાશીએ પહોંચાડવા માગતા હશે! પણ દીલસોજીઓ કે બદીઓના હાથ સોસરામાં સમાજને પબ્લીક અન્ડરટેકર (શેકડીયા ઠાઘુ) એ શુ મદદ કરે. તેનું કપાળ? તેમાં પીતને શ્રાધ પહોંચાડવા જેવું કંઇ છે કે?

મી. ગો.—એપ્રીલ ફુલ! બીલકુલ નહી દીકરી. તારી સોગન! વીવેકના નીયમની ખાતર હું વધુ કહેવા નહોતો ઇચ્છતો તોં પણ લે જો! તારે સંમજવું જ હોય તો સમજ! કે કેટલીક જુવાન વીધવાઓને હાથે થતી બાળહત્યાઓ કે જે મી. વિઠ્ઠલદાસ ઝવેરચંદ રાભીના કહેવા પ્રમાણે એકલા પાટણમાંજ દર વરસે બસો થતી હોય તો આખા હીંદમાં કેટલી? હીંદમાંની સાડી છવીસ મીલીયન વીધવાઓમાંની અમુક જુવાન વીધવાઓ દરીદ્રતાને લીધે તથા પોતાના કુટુંબનાં માણસોનાં મુડદા રઝળા પડવાની બીકથી પુનર્લગ્ન કરી નાત બહાર મુકાવાને બદલે બાળહત્યાઓ કરવાનું પસંદ કરતી હોય, તેમ અવારનવાર ખબરો બહાર આવે છે.

પ્રો.—પણ કન્યાવીક્રય કે વરવીક્રય અને ફરજીયાત કુંવારા કે વીધવાપણા ને અન્ડરટેકરની સાથ શું લાગે? તથા કજોડાં કે કારજના જમણને તેની સાથ શું નીસબત?

મી. ગો.—કન્યાવીક્રયની બાબતમાં જો કોઇ મહેનત લવાજમ ગુન્હા બરઆદ કમીશન તપાસ કરવા બેસે તો પણ માલુમ પડી આવ્યા વગર રહેજ નહી કે, ઉંચી ગણાતી કોમોમાં, બારથી બાવીસ વરસની બચ્ચાં વગરની અને પરણવાની ઇચ્છાવાળી વીધવાઓ એક કરતાં અનેક મળે, પરંતુ કુટુંબનાં મુડદાં રઝળવાની બીકે બીજવર પણ તેની સાથે લગન કરી શકે નહી, તેથી તે બધી નકામી! અને જવલેજ મળતી જુવાન કન્યા માટે શ્રીમંત કે મોટા વરરાજાઓ હરીફાઇમા ઉતરે છે, અને પરીણામે અર્થશાસ્ત્રનો નીયમ પ્રમાણે લગનનું બજાર તેજ રહે છે! વરવીક્રય માટે તેથી ઉલટું છે! હીંદુઓમાં જે કજોડાં થાય છે, અને તેથી જે જાતની નીરમાલ્ય પ્રજા હસ્તીમાં આવતી હોવાનું કહેવામાં આવે છે, તેનો તથા સમાજ વ્યવસ્થાનો ઇલાજ, પબ્લીક અન્ડરટેકરની મદદ લોકોને ગ્નાતીઓના હાથમાંથી છોડાવ્યા પછીજ થઇ શકે! જેથી દેશભક્ત સાથે દેશસેવીકા, ગ્નાતી સુધારક સાથે ગ્નાતી સુધારીકા; નાના, મોટા, જાડા, શેઠ, ભટ, ભગત, પંડીત, કાળા ગોરા વગેરે સાથે અનુક્રમે નાની, મોટી, જાડી, શેઠાણી, ભટાણી, ભગતાણી, પંડીતા, કાળી,ગોરી વગેરે સાથના સવર્ણ સજોડાં થઇ શકે! ફરજીયાત કુંવારાપણું કે વીધવાપણું ભોગવનારાં કંઇ બધા બ્રહ્મચારી હોતાં નથી, તેઓ લગનની સંસ્થા કરતાં મરણની સંસ્થાથીજ બીયે છે, નહીં તો તેઓ ક્યારનાં દુનીયાદારીમાં ગોઠવાઇ (સંસાર) વ્યવહાર ચલાવતાં હોત! કારજનાં જમણ તો લગભગ મુડદાં સારવાની ફી તરીકેજ ગણી શકાય, કારણકે નાતીલા કંઇ પબ્લીક અન્ડરટેકર નથી કે આ ફી આના પાઇમાં માગે! આ નાતીલાઓની ફી માટે તો કોઇ વખત ગરીબ વીધવા કે ઓરફનને જો હોય તો પોતાનું રહેવાનું ઝુપડું વેચવાની આડકતરી ફરજ પડે છે. પરીણામે તેઓને ભીખારી બની અનીતીનો રસ્તો લેવા અને બાળહત્યાઓ કરવાની સ્થીતીમાં મકાવું પડે છે।

પ્રો.—વાહરે લાલાજી ! પણ એ મસાણીયાનો ધંધો કરશે કોણ ? તથા જો એમ હામને બહારોબહાર સમશાને લઇ જવામાં આવે તો પછી નાતજાતનો ભાવજ કોણ પુછશે ? જ્ઞાતીની સત્તાનો હજુ કંઇ પણ સુધારકોમાં ભાર કે વક્કર રહ્યો હોય તો તે સુધારકોની મરણ વેળાની આ ચીંતા છે કે જેથી તેઓને સુધારકો નમાવી શકે છે! માટે ભાઇ સાહેબ સુધારકોને કહીએ કે એતો 'આપ મુએ પીછે ડુબ ગઇ દુનીયા' સમજીને બેસી રહેવાની તેમાંજ તમારી શોભા છે। બાકી નામદાર ગવરનર સાહેબ એક તો પરદેશી. વળી નવાસવા અને અમીર આદમી છે. તેઓ પ્રાયે સસ્તી કીર્તી ખાટવા કંઇ બોલે તો કોઇની સુઝે ગેળ ખોલતાં કંઇ ઝીલાઇ જશો ઝીલાઈ સમજ્યા કેની ? પોતાની ભવીષ્યની ઓલાદની સ્વતંત્રતા માટે તો ફક્ત લડાઇમાંજ ભોગ આપવાનું કાફી છે; નહી કે સંસાર સુધારોના મેદાનમાં !

મી. ગો.—જ્ઞાતીઓનો કારભાર કે આગેવાની જે હાલમાં કેટલીક જગાએ વારસે ઉતરેલ હાંડા માસ્તરો કે જમણના દેગડા સાફ કરનારા આસામીઓના હાથમાં હોઇ શ્રીમંતો અને કેળવાયલા સુધાં તેઓની સત્તા નીચે ફસાયા પડયાં છે; છતાં શું સંસાર સુધારકોનેજ કાંય બધે હાળ દોધીમાં હોમાવે છે ? હુમીનીટેરીયન લીગ, તથા મી લાભશંકરને બાળહત્યાઓ માટે પેટમાં દુઃખે છે. શ્રી કાઠીયાવાડ કન્યાવીક્રય મંડળને બાળાઓ પ્રત્યે દયા જોઇએ છીએ તેથી માથું કુટે છે, તથા મી લાજપતરાય સાહની સેક્રેટરી પંજાબ વીધવા વીવાહ સહાય સભા લાહોર, બોમ્બે નેશનલ યુનીયન, લીગ ઓફ લીબરલ બ્રાહ્મણ્સ મદ્રાસ, નારનકચંદ ખન્ના ઝાંસી, વગેરે અનેક સંસ્થાઓ અને જુના વીચારના લોકો, વીવેકના નીયમની ખાતર આડકતરી રીતે પ્રયાસ કરી રહેલ દેખાય છે. નહી કે ભાર વક્કર વગરના સુધારકો ! વળી આપણી મ્યુનીસીપાલીટીઓમાં જેમ જેમ હોનરૂલરોની સંખ્યા વધતી જશે તેમ તેઓ હીદમાંના આ મહા પાપોમાં ભાગીદાર કંઇ થોડાજ બનશે ? અને ફક્ત જેઓની ઇચ્છા હોય તેઓના તથા કેળવાઇ ગયેલા મતના લોકો અને પ્રીન્સીપલવાળા સંસાર સુધારકો માટે. જેઓને મુડદા સારવામાં વાંધો નહોય તેઓની મારફત આપણી મ્યુનીસીપાલીટીઓ અન્ડરટેકરનો ધંધો શરૂ કરાવે તો તેમાં નાતોના બાવાનું શું જાય ?

પ્રો.—મારો દાર ! આ કળજુગમા સોસાયટીના પોરીયા તો હવામાંજ અદ્ધર ચાલવા માગતા દેખું ! શું કોઇએ એમ પણ કહેલુ છે ભઇ, કે જેમ "જેઓને મરતાં નથી આવડતુ તેઓને જીવતાં પણ નથી આવડતું" તેમ "જેઓને મુએલાંઓને ઠેકાણે પાડતાં આવડે. નહીં, તેઓનાં જીવતાંઓ પણ ઠેકાણે ગોઠવાય નહી ?"

(પ્રોફેસરનાં કપડાં તેમને પહેરવાની તૈયારી કરતા હતા. તેવામાં તેમની રૂમમાંના એક મશીને ખબર આપ્યા કે જેમ બકીગહામ તથા કર્ણાટીક મીલોના બાર હજાર કામદારોને લોક આઉટ કરેલ તથા બી. એન રેલ્વેની વર્કશોપનાં બાર હજાર કામદારોએ ટુલ્સડાઉન કરેલ અને મુંબઇમાં એક લાખ કામદારોએ હડતાલ પાડેલ, તેવી રીતે મદ્રાસની ટ્રામવેવાળાઓએ પણ હડતાળ પાડી છે.)

પ્રો—આ વળી શાના સમાચાર ! શું મીલો અને કારખાનાઓ પણ અત્યારથીજ એક માણસને હાથે વીજળીક બટનોથી ચલાવવામાં આવનાર છે કે ?

મી. ગો.—હોય બી! પણ હું હાલમાં તેમ ધારતો નથી. હું ભુલતો ન હોઉં તો જ્યાં છે, ત્યાં હીંદના તન, મન અને આત્માની ઉન્નતી અર્થે તથા હીંદીઓને કામ, અર્થ, ધર્મ, અને મોક્ષ વાસ્તે જુના હીંદની ભીટી અને હાડકાં મેલ્ટિંગપોટમાં નાંખી તેની રાખની ખાખમાંથી હીંદના નામને લાયકની પ્રજા ઉત્પન્ન કરવાનો રીકનસ્ટ્રકટિવ સામાન આ હાલકામાંજ વસાવવાની સિગનલ હોય તેમ માનું છું. કારણકે " ભલા યા બુરા કાર્યનો નિર્ણય સમય સમયની જરૂરીઆતોથી જ થઇ શકે છે, નહીં કે અંતઃકરણની પ્રેરણાથી અંતઃકરણ તો ફક્ત ચાલુ કહેવાતી નીતિ, કે જેનો તેને ચાલુ અભ્યાસ થઇ રહેલો હોય છે, તે પ્રમાણેજ વર્ત્તે છે."

પ્રો.—હરગીઝ નહી! એમ થવાથી કેટલીક કોમના લોકો પોતીકો લાખોનો ધીકતો ધંધોધાપો તથા માલમીલકત ઠોકરે મારી પોતાને હમવતન ચાલી જશે. આ માટે દાનેશ-મંદ લોકો તરફથી પીસ કોનફરન્સને સૌ સૌના હમવતન પાછા સીપુર્દ કરવા માટે વીનંતી પણ થાય છે, અને તે માટે ભીલ્સનો પણ ધડાધડ વેચી નરાય છે. યાહુદી લોકોએ પેલે-સ્ટાઇન માગ્યું છે. ઝેચોસ્લાવકો પોતાનો મુલક પાછો માગે છે. આરબોને પોતાની શહેનં-શાહત જોઇએ છીએ. ઇરાનના પ્રતીનીધીઓએ પોતાની હકુમતમાંનો દેશ પાછો માંગ્યો છે, ત્યારે બીજાઓ કાંય પછાત પડશે? હીંદમાં બધા લોક જંગલી છે, જ્યારે હમવતનમાં કોઇ જંગલી નથી!

મી. ગો.—ત્યારે તો આ સવાલની અગત્યતા જોતાં લાંબી મુદત પછી પણ હમવ-તનીઓનું લક્ષ હમવતન તરફ ખેંચાયલું રહેતું હોવાથી આગેવાનો આ સવાલ સુલેહની કોન્ફરન્સ સમક્ષ લઇ જવાની હીલચાલ કરે તો હમવતનની આબાદી અર્થે તથા જુદ્દીન ફ્રોબીયાની બીમારીના અકસીર ઇલાજ અર્થે હાઉસીંગપ્રોબ્લમ મોકુફ રહે તો તેમાં કશું નવાઇ જેવું નથી. કારણકે પ્રેસીડન્ટ વીલસન તરફથી પરવાનગીની ચીઠી આવી જશે કે તુરત બંદરોઝમાં સૌ કોઇ પોતપોતાનું ઠીકઠાક કરી ગાંસડા પોટલા લઇ હમવતન ઉપડી જશે!

ત્યાર બાદ બંને જણાઓ હકીમ અઝમતખાનના આવકાર આપનારા ભાષણ ઉપર ઘંડી ઓઠી શુકનગો કરતાં 'ગ્રીન' ના રેસ્ટોરાં તરફ હંકારી જતાં જણાયા. આખરે સો સારૂં તેનું છેવટ પણ સારૂં એ નીયમ પ્રમાણે હસી ખુશીથી સર્વે કામ સરેનજામ ઉતરે છે* સોશીયેલ કવીકસેન્ડની મહાતમ પોથીના જમાનામાં લખવું કે બોલવું મુશ્કેલ છે. નહી કે બચ્ચે ખાલેકા ખેલ છે, કેમકે સો કોઇને પેટ વળગેલ છે; પણ કુદરત કંઈ થોડીજ ગાફેલ છે?"

---

* આ પ્રોગ્રામ તથા રોગ સમાજ સુધારવાની દૃષ્ટિ બીંદુથી તથા તે માટે લોકમત કેળવવાના હેતુથીજ લખાયેલ છે. જે માટે ના. ગવરનરે ધારાસભામાં ઇસારો કરી જાહેર મુંડલો સાથ બધાને મદદ લેવા આપવા સૂચના કરી છે

જોખમ ખેડવાના છે પણ ત્હમે જ્યારે હઠજ લ્યો છો, ત્યારે ત્હમને હું મ્હારા ખરા અન્ત:કરણથી હું આશીષ આપુ છુ કે ત્હમે ફતેહ કરીને વ્હેલા આવજો " આટલું બોલતા બોલતાંમા ભાભીની આખમા આસુ આવી ગયા કુંવર ત્હેને પગે લાગીને ઘોડેસ્વાર થઈને ચાલી નીકળ્યો

૨

રૂપસિંહે ત્રણ દિવસ સુધી ચાલ ચાલ કર્યું એટલે ભાભીએ કહેલું અરણ્ય આવી પ્હોચ્યુ. ત્હેની વચમા એક મ્હોટુ ગજાવર તળાવ પણ આવેલુ હતું ભાભીએ આપેલી સાવચેતી તો તે ભૂલી ગયો ને પોતાના ઘોડાને તરસ્યો થયેલો જોઇને,

**પરીઓના મુલકમાં.** ત્હેના ઉપરથી જીન તથા ખડીયો ઉતારી લઇ ત્હેને પાણી પાવા ઉતાર્યો ઘોડાએ પાણી પીધુ ન પીધુ એટલા આકાશમા મ્હોટો સમવારો સભળાયો અને ઉચુ જોયુ તો પરીઓના ઘોડા આ તરફ આવતા દેખાયા. રૂપસિંહ ગભરાઇને ઘોડાને પાછો ખેચી લઇને ન્હાસવાનું કરતો હતો એટલામા ઘોડો તો ચક્કર ખાઇને બાજુપર આવેલા ઉડા ખાડામા ગબડી પડ્યો આથી તે વધારે ગભરાયો અને પોતાનો ખુડીયો તથા જીન જે કિનારા ઉપર મુકયા હતા તે લઇને પાસેના એક ઝાડ ઉપર તે ચ્હડી ગયો અહિંથી તે પેલી પરીઓ શુ કરે છે તે જોવા લાગ્યો પરીઓએ આવીને પોતાના ઘોડા પાસે પાસેના ઝાડ સાથે બાધી દીધા અને મ્હોટી પરી–પરીઓની સરદાર હતી ત્હેણે પોતાનો ઘોડો રૂપસિંહવાળા ઝાડે બાધ્યો આમ કરીને તે તો સઘળી તળાવમા ન્હાવા પડી. તેઓ પાણીમા રમત ગમ્મતમા મશગૂલ થઈ કે તરત રૂપસિંહે પેલી પરીઓની સરદારવાળા ઘોડાનું દોરડું તલવારથી કાપી નાખ્યુ અને ત્હેના ઉપર સામાન નાખીને ચ્હડી બેઠો તથા આગળ ચાલવા માડયુ થોડીવારે પરીઓને ખબર પડી કે ત્હેમની સરદારનો ઘોડો કોઇ ચોરી ગયુ તેથી ત્હેને પગલે પગલે પરીઓ રૂપસિંહની પાછળ પડી અને હાથીવાળો પહાડ આવતે આવતે ત્હેને પકડી પાડશે તેથી ત્હેમણે હાથીને બુમ પાડીને કહ્યુ કે 'આ ઘોડા ઉપર જે આદમી આવે છે તે અમારો ચોર છે માટે ત્હેને પકડી રાખજે " રૂપસિંહને પાસે આવેલો જોઇને હાથીએ પોતાની સુઢ ઉચી કરીને ત્હેના ઉપર ધસારો કર્યો અને પર્વતની બાજુમા ત્હેના ઘોડા સહિત દાબી રાખ્યો હવે પરીઓ તો સાવ પાસે આવી પ્હોચી રૂપસિંહે જાણ્યુ કે હવે આપણુ આવી બન્યુ ? પણ એટલામાં હાથી જરા બેધ્યાન થયો કે તરત ત્હેણે મ્યાનમાથી તલવાર કહાડીને ત્હેની સુંઢ કાપી નાંખી અને ઘોડાને એડી લગાવી કે તે હસ્નસ હાયની ફાળ ભરતો નાઠો રૂપસિંહ નાઠો એટલામાં પરીઓ હાથી પાસે આવી હાથીએ કહ્યુ 'બાઈ, એ આદમી કોઈ દેવના રક્ષણમાં છે તેથી ત્હમારૂં કાંઈ ચાલી શકશે નહિ જેણે મ્હારી સુઢ કાપી નાખી ત્હેને ત્હમે શુ કરી શકવાના હતાં ? માટે મ્હારૂં કહ્યુ માનીને પાછાં જાઓ નહિ તો લોકોમા મશ્કરી થશે કે આદમજાતથી પરીઓ હારી ? " આ સાભળીને તે પાછી તો ફરી પણ પેલી એમની સરદાર પરી ત્હેના દિલમાથી આ વાતનો ડંખ ગયો નહિ.

૩.

હવે હાથીની પાસેથી જીવને જોખમે છુટીને રૂપસિંહ આગળ ચાલ્યો, તે સ્હામેજ, ભાભીના કહ્યા પ્રમાણે ઠગ લોકોનુ ગામ આવ્યું તે ગામના ઝાપામા

**ફૂલપચાના મુલકમાં.** એક ઝાડના ડંડાની સાથે બાંધીને ભોજન તથા પાણી પીને સૂતો અહિં જેવો રૂપસિંહ પેલા સૂકાભૂકા બાગ સૂતો કે તરતજ તે આખો બાગ તદન લીલોછંમ થઇ ગયો. ગામના ગોવાળિયા જે પોતાના ઢોર આ જગોએ ચરાવતા હતા-તે આ બાગને લીલો લીલો થયેલો જોઇને માળીને વધામણી ખાવાને દોડયા. માળી ઘેર ન્હોતો તેથી માલણને આવીને કહ્યું કેઃ "બાઇ, ત્હારો બગિચો તો લીલોછંમ થઇ ગયો છે." માલણ કહે કે "ત્હમને હવે બાળવાનાં લાકડાં ચારાનું ઘાસ નહિં મળ્યું હોય એટલે આવ આવીને મ્હારી મશ્કરી કરો છો!" પણ ગોવાળોએ સમ ખાઇને કહ્યું કેઃ "તું અમારી સાથે આવીને નજરે તો જો કે અમારી વાત સાચી છે કે જૂઠી." માલણે જઇને જોયું તો સઘળી હકીકત ખરી જણાઇ તેથી તે બાગમાં પેઠીને જોય છે તો એક રાજવંશી જુવાન સૂતેલો અને પાડોશમાં ત્હેનો ઘોડો બાંધેલો હતો માલણે આ જોઇને વિચાર કર્યો કે "આ સૂતો છે તે કોઇ મ્હોટો માણસ હોવો જોઇએ. કારણકે એના મ્હોંનું તેજ અલૌકિક છે એનાં પગલાંથી મ્હારો બાગ લીલો થઇ ગયો." આમ વિચાર કરીને માલણે બાગમાં ફરીને સારાં સારાં ફૂલ તોડીને ત્હેનાં હાર કલગી ગૂંથ્યાં ને પછી રૂપસિંહ સૂતો હતો ત્હેની પાસે આવી. એને પાસે આવતી જોઇને ઘોડાએ તરત ખુંખારો કર્યો આથી રૂપસિંહ જાગી ઉઠયો. એને બેઠો થયેલો જોઇને પેલી માલણે ફૂલની છાબ ત્હેની આગળ ધરી એટલે રૂપસિંહે ત્હેમાંથી હાર કલગી લઇ લીધાં અને અંદર પાંચ સોના મ્હોર મૂકી. સોના મ્હોર જોઇને તો માલણ રાજીરાજી થઇ ગઇ. પછી રૂપસિંહે પૂછ્યુઃ "બાઇ, આ ગામમાં કોઇ સારી ઉતરવાની જગો છે?" ત્યારે તેણે જવાબ દીધોઃ "ઠાકોર, આપ મ્હારે ઘેર પધારો હું મ્હારાથી બનશે તે સેવા ચાકરી કરીશ." આ સાંભળીને રૂપસિંહ ઘોડેસ્વાર થયો અને માલણને ઘેર જઇ ત્યાં ઉતારો કર્યો.

હવે ગામમાં ધીમે ધીમે વાત ફેલાવા લાગી કે માલણને ઘેર કોઇ રાજવંશી પરોણો આવ્યો છે, તે રૂપરૂપનો ભંડાર છે. આ વાત વખત જતાં ફૂલપંચાને કાને પણ જઇ પ્હોંચી તેથી તે એને જોવાને ઉત્સુક થઇ. તેથી એણે પોતાની ખાનગી દાસી હતી ત્હેને કહ્યું "આપણી માલણને ઘેર પરોણો આવ્યો છે ત્હેને મ્હારે જોવો છે" દાસી કહે "ઓહો એમાં શું મુશ્કેલ છે?-એ દરરોજ સ્હવારના પ્હોરમાં ઘોડા ઉપર બેસીને નદીએ ન્હાવા જાય છે અને આપના મહેલની બાજુ ઉપરને કિનારેજ ન્હાય છે." બીજે દિવસે રૂપસિંહને ફૂલપંચાએ જોયો અને તેજ ઘડીએ નિશ્ચય કર્યો કે "પરણવું તો રૂપસિંહનેજ. બીજા સઘળા ભાઇ બાપ!"

એક દિવસ રૂપસિંહે પ્રસંગ કહાડીને માલણને પોતાને માથે એ ગામમાં ઘાત આવવાની હતી, તે હકીકતથી વાકેફ કરી. ત્હેણે કહ્યું કે "મ્હારે માથે આ ગામમાં સખ્ત ઘાત આવવાની છે. અહિંનો રાજા મ્હને સૂળીએ ચ્હડાવશે પણ તે પછી મ્હને સૂળીથી ઉતારીને આ "અમૃતકુંપી" હું ત્હને આપું છું ત્હેમાંથી તું ત્રણ ટીપાં જખમમાં નાંખજે એટલે હું પાછો સજીવન થઇશ." માલણે તેમ કરવાનું વચન આપ્યું અને "અમૃતકુંપી સંભાળીને પટારામાં મૂકી. આમ વાતચીત થયા પછી બે ત્રણ દિવસ પછી રૂપસિંહ નિત્યના

કરતો જરા વ્હેલો ઘેર આવ્યો. માલણ બેઠી બેઠી ફૂલ ગુંથતી હતી. ત્હેને કહે કે "બ્હેન, ઉઠીને, વ્હેલી મ્હને રસોઇ કરી આપ. આજ મ્હને બહુ ભુખ લાગી છે." ત્યારે માલણ કહે કે "હું આટલા હારગજરા ગુંથીને ખાવાનું કરી આપી ત્હમને જમાડું છું." રૂપસિંહે પુછ્યું: "આવા હાર ગજરા તું કોના ગુંથે છે?" માલણે કહ્યું કે "આ દેશના રાજાની કુંવરી ફૂલપંચા કરીને છે ત્હેને માટે ગુંથું છું." આ સાંભળીને રૂપસિંહ બોલ્યો: "લાવ હું હારગજરા ગુંથી આપું ને તું ખાવાનું તૈયાર કર." માલણ બોલી: "ભાઈ, એ શી રીતે બને? પુરૂષને નામે ભમરો પણ જે ફૂલ ઉપર બેસે છે, તે ફૂલ કુંવરી માટે ખપે નહિં તો ત્હમારાં ગુંથેલાં શી રીતે ચાલશે?" રૂપસિંહ કહે કે "કોણે ગુંથ્યાં છે તે એ શું જાણ-વાની છે?" એમ કહીને માલણને રસોઇ કરવા મોકલી અને પોતે હારગજરા બનાવવા બેઠો. અને ગુંથતાં ગુંથતાં હારમાં પોતાની હીરાની વીંટી હતી તે બ્હારથી ન જણાય એમ ગુંથી દીધી. માલણે પછી વખતસર હાર ગજરા ફૂલપંચાને પ્હોંચાડયા. કુંવરીએ હાર પ્હેર્યો કે તરત એને પેલી વીંટી ખુંચી અને એ સમજી કે આ કોઇ પુરૂષનું કામ છે. તેથી માલણ બીજે દિવસે ફૂલ લઇને આવી કે તરત એને પુછ્યું: "ગઇ કાલના હારગ-જરા કોણે ગુંથ્યા હતા?" માલણે જવાબ દીધો: "બાઇ સાહેબ, મ્હારી બ્હેન મને મળવા આવી છે ત્હેણે ગુંથ્યા હતા." ત્યારે કુંવરીએ કહ્યું: "જા, ત્હારી બ્હેનને કાલ આવે ત્યારે તેડતી આવજે." એમ કહીને માલણને રજા આપી. માલણ તો ઘેર આવીને મરવા જેવી થઇ ગઇ. ત્હેને તો બોલવું કરવું કાંઇ સુઝે નહિ. રૂપસિંહે કારણ પુછતાં બધી બનેલી હકીકત ત્હેણે આખરે જણાવી. રૂપસિંહે ત્હેને બહુ હિંમત આપીને કહ્યું: "એમાં થયું શું?" માલણ કહે: "પણ મ્હારે બ્હેનજ નથી તો હું લઈ જાઉં કોને?" રૂપસિંહે ત્હેને સમજાવી કે "તું ઉદાશ થઇશ નહિં તેમ ગભરાઇશ પણ નહિં. મ્હને સ્ત્રીનાં કપડાં પ્હેર-વાને વાંધો નથી. માટે ત્હારાં કપડાં મ્હને પ્હેરાવીને લઇ જા." આ ઉપરથી બીજે દિવસે માલણ રૂપસિંહને પોતાનાં બીજાં લુગડાં પ્હેરાવીને પોતાની સાથે રાજમહેલ લઇ ગઇ. રાજમહેલના દરવાજા આગળ ચોકી કરનારાએ રૂપસિંહને અટકાવ્યો પણ માલણે પોતાની બ્હેન છે એમ જણાવવાથી તેઓને જવા દીધાં, એટલામાં ત્યાં એક ઘરડો સુરદાસ પ્હેરા-વાળો હતો. ત્હેણે માલણને પાસે બોલાવીને ધીમેથી કહ્યું: "બાઇ, ત્હમારા બેમાંથી એક મરદ છે, એમ પગના ધબકારા ઉપરથી મ્હને લાગે છે. માટે ત્હમારા બંનેના હાથ મ્હારા હાથમાં આપો." પેલાં બેના હાથ પોતાના હાથમાં આવ્યા કે તરત રૂપસિંહનો હાથ ત્હેણે પકડી રાખ્યો ને કહ્યું કે "આ તો મરદજ છે. ત્હેને મહેલમાં નહિં જવા દઉં." આ સાંભળતાં માલણે ત્હેના હાથમાં એક સોના મ્હોર મુકી દીધી. એટલે ત્હેણે રૂપસિંહનો હાથ મુકી દીધો અને મ્હોયેથી બોલ્યો: "જા બાઇ, તું ને ત્હારી બ્હેન." પછી મનમાં બબડયો: "મ્હારે શું? હું તો મ્હારે, આંધળો થઇને છુટી જાઇશ પણ પેલા બધા આંખો દેખતા આંધળાની કોઇક દહાડો ખરાબ દશા થવાની છે!" માલણ અને રૂપસિંહ કુંવરી પાસે ગયાં. તે એક મ્હોટા પલંગ ઉપર બેઠી હતી. આમને જોઇને માલણને પૂછ્યું: "આ ત્હારી બ્હેન કે?" માલણે હા કહી. એ સાંભળીને રૂપસિંહને કુંવરીએ કહ્યું: "ત્હેં મ્હારો મહેલ નહિં જોયો હોય. ચાલ ત્હને ફેરવીને દેખાડું." એમ કહીને પોતાની સાથે ત્હેનો હાથ પકડીને લઈ ગઈ અને બીજા ખંડમાં જઇ પોતાની કમરેથી કટાર કહાડીને કહ્યું કે "તું કોણ છે?—ખરો જવાબ નહિં દે તો અહિં ત્હારો જાન જશે." રૂપસિંહે પોતાની બનેલી

સઘળી હકીકત કહી. કુંવરીએ જાણ્યું કે આતો રાજા છે એટલે કાંઇ નહિં બોલતાં બેઉ પાછાં આવ્યાં. અને થોડીવાર વાતચીત કર્યા પછી કુંવરીની રજા લઇને બંને જણ ઘેર આવ્યાં.

થોડા દિવસ પછી કુંવરે માલણને કહ્યું: "અહિં તો કામધંધા વગર મ્હને બીલકુલ ગમતું નથી, તેથી હું તો અહિંના રાજાની નોકરી લઇશ." એમ કહીને તે દરબારમાં ગયો. રાજાને સલામ કરતાંજ રાજા ત્હેના તેજથી અંજાઇ ગયો અને પૂછ્યું: "ભાઇ, તમે કોણ છો? અને ક્યાંથી આવો છો?" રૂપસિંહે જવાબ આપ્યો: "હું ક્ષત્રી છું અને ઉદ્યમને અર્થે મ્હારો દેશ છોડીને આટલે દુર આવ્યો છું." રાજાએ પોતાની નોકરીમાં આવો રાજબીજ જેવો ક્ષત્રી રહે તે સાંભળી ખુશી થઇને ત્હેને દરરોજની ત્રણ મ્હોરનો પગાર ઠરાવ્યો અને રાજમહેલના ચોકીદારોના ઉપરી અધિકારીનું તેને કામ સોંપ્યું. હવે રૂપસિંહને રહે બહુ વખત થયો નહિં એટલામાં તો કુંવરીને ફૂલથી જોખાવાનો દિવસ આવી પ્હોંચ્યો. હંમેશના રિવાજ મુજબ તે પાંચ ફૂલથી જોખાઇ નહિં પણ ત્હેને માટે આ વખતે તો દોઢ બે મણ ફૂલ મંગાવવાં પડ્યાં! આ જોઇને રાજા અચંબામાં પડ્યો અને તપાસ કરાવી જોઇ તો પેલા સુરદાસથી ખબર મળી કે મહેલના ચોકીદારોના ઉપરી તરીકે જે માણસને રાખ્યો છે તે કુંવરીની પાસે ગયો હતો. આ સાંભળીને રાજાને અત્યંત ક્રોધ આવી ગયો અને હુકમ કર્યો કે એને પકડીને એકદમ સુળીએ ચ્હડાવી દો. તેથી સિપાઇઓએ તરત તે હુકમ મુજબ કર્યું. હવે રાત પડી, ત્યારે માવણે બધી વાત માળીને સમજાવી અને કહ્યું કે "આ ઠાકોરે પૈસાથી આપણું ઘર ભરી નાંખ્યું છે ને એમના સુપ્રગલાંથી આપણી વાડી પણ ફળફૂલથી લચી જાય છે. માટે તમે "અમૃતકુપી" લઇને જાઓ અને એને જીવતા કરીને પછી અહિંથી ચાલ્યા જવાનું કહેજો." ત્યારે માળી કહે કે "હું તો નહિં જાઉં. મ્હને બ્હીક લાગે છે કે દરબારના સીપાઇઓ પકડે. માટે હું તો જીવ જોખમમાં નહિં નાખું." આ સાંભળીને માલણ પોતે રૂપસિંહનો સામાન ઘોડાના ખડીયામાં હતો તે બાંધી લઇને અંધારામાં નીકળી પડી. ઝપાટાબંધ ચાલીને તે સળી આગળ આવી પ્હોંચી ને ધીમે રહીને રૂપસિંહને નીચે ઉતાર્યો. પછી પેલી કુપીમાંથી બે ત્રણ ટીપાં તેણે જખમમાં નાંખ્યાં. એટલે તરત તે બેઠો થયો. માલણે તે પછી ત્હેને એનો સામાન તથા પેલી કુપી સોંપી દીધાં અને કહ્યું કે "હવે તું અહિંથી પરબાર્યો ન્હાશી જા." એમ કહીને માલણ પોતાને ઘેર ગઇ. અહિં રૂપસિંહે પોતાના ખડિયામાંથી પવનપાવડી કહાડીને તે ઉપર સવાર થઇને કહ્યું: "ઉડ પવનપાવડી! ફૂલપંચાના મહેલમાં." આ સાભળીને તે પવનપાવડી ત્યાંથી એવી ઉડી કે તરત ફૂલપંચાના મહેલમાંજ આવીને પડી. ફૂલપંચા ત્હેને સજીવન થઇ પાછો આવેલો જોઇને બહુ આશ્ચર્ય પામી તથા ખુશી થઇ. ત્હેને રૂપસિંહે પૂછ્યું: "કેમ, મ્હારી સાથે આવવું છે?" ત્હેણે હા કહી. તે ઉપરથી બંને જણ પવનપાવડી ઉપર સવાર થયાં ને ત્હેને ઉડવાનો હુકમ કર્યો. પવનપાવડી ઉડી ને ઉડતે ઉડતે ભરજંગલમાં આવી પ્હોંચી. એવામાં ફૂલપંચા કહે કે "મ્હને ઘણીજ તરશ લાગી છે માટે પાણી લાવો." ત્યારે રૂપસિંહે કહ્યું કે "કોઇ જળાશય આગળ ઉપર આવશે ત્યાં ઉતરીશું." પણ ફૂલપંચા માને નહિં. તેથી રૂપસિંહે પવનપાવડી જમીન ઉપર ઉતારી અને તે પાણી શોધવા ગયો. આ વખતે ફૂલપંચા ભરજંગલમાં એકલી પડી, તે વિચાર કરવા લાગી કે "હું ક્યાં અને મ્હારા માબાપ ક્યાં? હું ક્યાં જાઉં છું? આ રાજપુત કહે

છે કે હું રાજા છુ પણ તે વાત ખરી હશે ?" એમ વિચાર કરતા કરતાં ત્હેને એમજ મન થઇ ગયુ કે "આવા જોખમમાં મ્હારે શું કામ રહેવું ?" તેથી બોલી: "ઉડ પવન-પાવડી ! મ્હારા મ્હેલમાં" એટલે પવનપાવડી એને તરત એના મહેલમા લઈ આવી

હવે રૂપસિંહને પાણી શોધતાં ઘણીવારે પાણી મળ્યુ. એક લોટો ભરીને તે પાછો ફૂલપંચાને મુકી હતી ત્યાં આવી પ્હોચ્યો પણ ત્યાં તો કોઇ મળે નહિં ! આખા જંગલમાં શોધ કરી પણ કાંઇ પતો લાગ્યો નહિં. હવે રૂપસિંહને ખરેખરો ક્રોધ ચડ્યો. પણ કરેશું ? કાંઇ ઇલાજ ત્હેના હાથમાં રહ્યો ન્હોતો. તેથી ફરી પાછું ત્હેણે રખડવા માંડ્યુ રખડતાં રખડતાં પેલો આંધળો રાક્ષસ જ્યાં પર્ણકૂટી બાંધીને રહેતો હતો ત્યાં તે આવી પ્હોચ્યો. તે રાક્ષસ બેઠો બેઠો મુળાડીયાંનાં ગુણ દોષ કહી કહીને તે જુદા કરતો હતો. રૂપસિંહે ધીમે રહીને પાછળ બેશીને બધુ સાંભળ્યુ અને પછી રૂપ બદલવાનાં મુળાડીયાં-માંથી થોડાં લઈ લઇને ચાલતો થયો. પછી વિચાર કર્યો કે "આમને આમ જંગલમાંથી નીકળવું મુસ્કેલ પડશે અને જંગલી પ્રાણીઓની હજાર આફતો સહન કરવી પડશે." તે મુળાડીયુ સુંઘીને વાઘ બની જઇ જંગલ પસાર કરી બ્હાર નીકળ્યો. પછી તે વાંદરો થયો અને કુદતો કુદતો ફૂલપંચાના ગામમાં જઈ માલણને ઘેર પ્હોંચી પાછો આદમી થઇ ગયો. માલણને કહ્યુ કે "હુ વાંદરો થાઉ છું, તે મ્હને લઇને તું ફૂલપંચા પાસે મુકી આવજે." એમ કહીને તે પાછો વાંદરો બની ગયો. માલણ ત્હેને ફૂલપંચાને મહેલે લઇ ગઇ, ત્યાં ત્હેણે એવી રમતેગમત કરી કે કુંવરીએ માલણ પાસે તે વાંદરાની માગણી કરી માલણ કહે કે "બાઈ સાહેબ, ત્હમારી પાસે ત્હમને ગમે ત્યાં સુધી એને રાખો અને ન જોઇએ ત્યારે મ્હને પાછો આપજો." એમ કહીને વાંદરાની સાંકળ પલંગને પાયે બાંધીને માલણ પોતાને ઘેર ગઇ. પછી ફૂલપંચાએ આવીને વાંદરાને રમાડવા માંડ્યો. એમ કરતાં કરતાં વાંદરાનો લાગ આવ્યો કે તરત ત્હેણે પેલી બુટ્ટી જે હાથમાં સંતાડી રાખી હતી તે સુંઘાડી દઇને એને વાંદરી બનાવી દીધી ! અને પોતે છાપરે છાપરે કૂદતો માલણને ઘેર પાછો આવીને બાવો બની ગયો.

હવે જ્યારે દાસીઓ કુંવરીની પાસે આવી ત્યારે ફૂલપંચાને તો ત્હેમણે દીઠી નહિં પણ ત્હેની જગોએ પલંગ ઉપર એક વાંદરી બેશી રહી હતી તે જોઇ. આ હકીકતની રાજાને ખબર થતાં ત્હેણે દિવાનને બોલાવ્યો અને ઘણી તપાસ કરી તો સમજાયું કે કુંવરી પોતેજ કોઇ કારણથી વાંદરી બની ગઇ હતી. 'દિવાને ભુવા, જતી, મંત્રશાસ્ત્રી, જાદુગર વગેરે અનેક મંત્ર તંત્ર જાણનારાને એકઠા કર્યા. પણ તે લોકોની સઘળી મહેનત ફોકટ ગઇ. ત્યારે છેવટે રાજાએ ગામમાં અને રાજ્યમાં દાંડી પીટાવીને જાહેર કર્યું કે જે કોઇ ફૂલપંચાને પાછી આદમીના રૂપમાં લાવશે, ત્હેને હુ મ્હારૂં અડધુ રાજ્ય આપીશ તથા મ્હારી કુંવરી પરણાવીશ. આ દાંડી સાંભળીને રૂપસિંહ જે બાવો બન્યો હતો ત્હેણે આ-વીને ગામની બ્હાર પનઘટ ઉપર ધુણી લગાવીને પોતાનો મુકામ નાખ્યો. આખા ગામની સ્ત્રીઓ અહિં પાણી ભરવાને આવતી હતી. હવે રૂપસિંહ પોતાની મરજી મુજબ વર્તવા લાગ્યો. કોઇ જનાવરને પકડી લાવે અને ત્હેને મુળીયુ સુંઘાડીને બીજા રૂપમાં મુકી દે. વળી પાછું થોડીવાર પછી એનું મુળ સ્વરૂપ કરીને છોડી દે. આમ બે ત્રણ દિવસ કર્યુ કે તરત તે વાત પાણીયારીઓની મારફત ગામમાં ફેલાઇને ઘેરઘેર એજ વાત થવા લાગી.

બાવાજીની ધુણી આગળથી તો હવે માણસ ખસતાં પણ નહિં ને ભીડની ભીડ જામેલી રહેવા લાગી છેવટે આ વાત રાજાજીને કાને પણ પ્હોચી એટલે તે પણ દિવાનને સાથે લઇને આવ્યો અને પગે લાગીને ધુણી પાસે બેઠો. પછી દિવાને હાથજોડીને બધી હકીકત કહી અને કુંવરીને સારી કરવા વિનંતિ કરી બાવાએ કહ્યું: "વાંદરી થઈ ગઇ હશે તો એના કરને થઇ હશે પણ એવી ત્હમારી સંસારી જળોજથામા અમારે ત્યાગીને પડવાનુ કારણ શુ ?" પણ આખરે રાજા અને દિવાનના અત્યંત આગ્રહથી "કાલે આવીશ" કહીને ત્હેમને વદાય કર્યા.

બીજે દિવસે તે મહેલમાં ગયો અને સહુને કહ્યુ કે "હુ જે ઇલાજ કરૂં તે કોઇની નજરે પડશે અથવા હું જે મંત્ર બોલુ તેનો અવાજ કોઇને કાને પડશે તે વાંદરો થઇ જશે " આ સાંભળીને રાજા, દિવાન, દરબારીયો તથા દાસીઓ વગેરે સઘળા દૂર જતાં જતાં રહ્યા હવે રૂપસિંહ અને પેલી કુંવરી બેજ ઓરડામાં રહ્યા પછી ત્હેણે પોતાની પાસેથી બુટી કહાડીને વાંદરીને સુંઘાડી કે તરત ફૂલચંપા જેવી પ્હેલા હતી ત્હેવીજ બની ગઇ આ જોઇને રૂપસિંહે ત્હેના બે હાથ પકડીને ત્હેને બે ધોલ લગાવી દઇ કહ્યું. "રાંડ, મ્હને જંગલમાં રઝળતો મરવાને મુકીને ન્હાસી આવી ?—જા રાંડ તું દગાખોર ઓરત છે હવે મ્હારે ત્હારૂં કાંઇ કામ નથી." ફૂલપંચા ખરેખરો પસ્તાવો કરી કહેવા લાગી કે "મ્હારો આટલો ગુનો માફ કરો. મ્હારા પતિ તો ત્હમેજ છો. બીજા પુરૂષો સહુ મારે ભાઈ બાપ છે" એમ કાલાવાલા કરીને પેલી પવનપાવડી કહાડીને રૂપસિંહને પાછી આપી પછી કહે કે 'મ્હારા બાપે જે પણ કર્યું છે તે પ્રમાણે મ્હને પરણો અને અહિં રાજ્ય કરો." પણ રૂપસિંહ માને નહિ. ત્હેને બહુ કરગરતી તથા ખરા દિલથી પશ્ચાતાપ કરતી જોઈ છતાં પણ જ્યારે રૂપસિંહે જવાબ દીધો નહિં, ત્યારે છેવટે તે ત્હેને પગે પડીને બોલી કે "ત્હમે અહિંથી મ્હારી સાથે પરણ્યા શિવાય જો જશો તો હું મ્હારો જીવ કહાડી નાખીને ત્હમને સ્ત્રી-હત્યા આપીશ." છેવટે રૂપસિંહને તેમ કરવા કબુલ થવુ પડયુ

કુંવરીને અસલ રૂપમાં આવેલી જોઇ રાજા તથા લોકો ઘણાજ ખુશી થયા અને રૂપસિંહને પરણવાની આનાકાની કરતો હતો છતાં બહુ આગ્રહથી ત્હેનું ફૂલપંચા સાથે લગ્ન કર્યું એક સ્વતંત્ર મહેલ ત્હેમને રહેવાને આપ્યો અને સેવા માટે દાસીઓ તથા નોકર સીપાઇ પણ પુષ્કળ હાજર રાખ્યા. એક દહાડો એ બે ધણી-ધણીયાણી બેઠા હતા, ત્યારે ફૂલપંચાએ પુછ્યુ: "ત્હમે, મ્હારા બાપ આટલું બધું કહે છે છતા, રાજ્ય લેવાની કયેમ ના કહો છો ?" ત્યારે રૂપસિંહે કહ્યુ "ત્હારા બાપના અર્ધા રાજ્યને હું શુ કરૂ ? મ્હારૂં પોતાનું રાજ્ય ત્હારા બાપના રાજ્ય કરતાં ચાર ઘણું મોટુ છે" એ સાંભળીને ફૂલપંચા બોલી કે "એવું રાજ્ય છે, ત્યારે તે છોડીને અહિં શા માટે આવ્યા છો ?" રૂપસિંહે જવાબ દીધો: "હું કાંઇ ત્હારે ખાતર આવ્યો નથી. પણ મ્હારે તો અનારદે પરણી લાવવી છે." એમ કહીને સઘળી હકીકત ત્હેને કહી અને કહ્યું કે "તુ જો ત્યાં જવાનો રસ્તો જાણતી હોય તો બતાવ. નહિ તો પછી હું છુ ને મ્હારૂં તકદીર છે" આ સાંભળીને ફૂલપચાએ વિચાર કર્યો કે "એ જશે તો ખરાજ. પણ ગુસ્સે થઇને જશે

તો પાછા આવશે નહિં અને નાહક દુઃખી થશે." તેથી હેણે જવાબ દીધોઃ "હમે અહિંથી સાવ ઉત્તરમાં ચાલ્યા જાઓ. આગળ જતાં હમને એક યોગી મળશે. તે હમને અનારદેના મુલકનો રસ્તો બતાવશે.

## પ.

**અનારદેના મુલકમાં.**

આ સાંભળીને રૂપસિંહે બાવાનો વેશ ધારણ કર્યો અને આગળ ચાલ્યો. જતાં જતાં ફૈલપંચાએ બતાવેલો યોગી હેની નજરે પડયો. પાસે જઇને રૂપસિંહે કહ્યું: "મહારાજ નમો નારાયણ " યોગી કહે કે "નમો નારાયણ. તું કહાંસે આયા, બચ્ચા ?" રૂપસિંહ કહે કે "મહારાજ, હું તો અનારદે લેવા જાઉં છું. હેનો રસ્તો બતાવો." આ સાંભળીને બાવાજીએ આંખો ઉઘાડીને પૂછયું: "કહાં રે, બચ્ચા, અનારદે ? મ્હેં તો દેખું." રૂપસિંહે જવાબ દીધો: "મહારાજ અહિં કયાંથી અનારદે લાવું ? હું તો આપને રસ્તો પૂછું છું, હજી તો હું એને લેવા જાઉં છું." ત્યારે બાવો બોલ્યોઃ બચ્ચા, હું અનારદેને માટે અહિં બેઠો સો વર્ષથી તપ કરૂં છું. તું પણ મ્હારી સાથે આવીને બેશ." રૂપસિંહ કહે, "મહારાજ! એમ મ્હારે બેઠયે ચાલે નહિં. હમે મ્હને રસ્તો બતાવોને એટલે હું મ્હારૂં લાગ્યું ભોગવી લઇશ." આ સાંભળીને યોગીએ કહ્યું કે "આમને આમ સીધો ચાલ્યો જા. આગળ મ્હારા ગુરૂજી છે તે હને બતાવશે." રૂપસિંહે આગળ ચાલવા માંડયું અને ચાલતાં ચાલતાં બીજો યોગી બેઠો હતો ત્યાં આવી પ્હોંચ્યો. હેને પૂછતાં જણાયું કે અનારદેને મેળવવા તે બસો વર્ષથી તપ કરતો હતો. હેણે પણ આગળ જતાં પોતાના ગુરૂજી પાસેથી ભાળ મળશે એમ જણાવ્યું. રૂપસિંહે પાછી મુસાફરી શરૂ કરી. રસ્તામાં સાત બાવા આવ્યા. છેલ્લા યોગીએ અનારદેને માટે પોતે સાતસો વર્ષથી તપ કરે છે, છે, એમ કહ્યું. અને રૂપસિંહે રસ્તો પૂછતાં હેને આગળ જવા જણાવ્યું. હવે રૂપસિંહ ચાલતો ચાલતો અનારદેના મુલકમાં આવી પ્હોંચ્યો. ત્યાં એક ઘણોજ મ્હોટો બાગ હતો ને હેમાં સાત માળનો વિશાળ મહેલ હતો. પણ મહેલમાં કોઈ માણસ જણાયું નહિં. તેથી તે મહેલમાં પેઠો. પેસતાંજ ચોકમાં એક બાજુ પર ન્હાવાને માટે ઉન્હું પાણી તથા બદલવાને માટે કપડાં મૂકેલાં હતાં. તે જોઇને એને ન્હાવાનું મન થયું. ખુબ ચોળીને તે ન્હાયો અને પેલાં પાસે કપડાં મૂકેલાં હતાં તે હેણે પ્હેરી લીધાં. હવે તે બીજે માળ ગયો અહિં મ્હોટા રૂપાના થાળમાં ઉની ઉની રસોઇ પીરશેલી હતી. જમવા બેસવાને માટે પાટલો તથા પાસે જળ પાત્ર પણ હતાં. રૂપસિંહે વિચાર કર્યો કે "ભલે જે થવાનું હોય તે થાય; પણ ભૂખ લાગી છે માટે ખાવું તો ખરૂં." એમ કહીને તે જમવા બેશી ગયો અને થોડીવારમાં હેણે થાળ ખાલી કરી દીધો. હાથ ધોઇને પછી તે ત્રીજે માળ ચ્હડયો. ત્યાં પાન, સોપારી, એલચી, તજ, લવીંગ, વીગેરે મુખવાસ અર્થે સામગ્રી મૂકેલી હતી તે હેણે ખાધી. ચોથે માળે એક સુન્દર પલંગ બીછાવેલો હતો. હેના ઉપર રૂપસિંહ જરા બેઠો અને આડો થયો એટલામાં હેને ઉંઘ આવી ગઇ. ઉઠયા પછી પાંચમે, મજલે ગયો તો ત્યાં મ્હોં ધોવાનું પાણી વગેરે સાહિત્ય હતું. મ્હોં ધોઇને છઠે માળે જતાં ત્યાં મેવો મીઠાઇ વીગેરે હતું, હેમાંથી રૂચિ પડતું હેણે ખાધું. પછી તે સાતમે માળે ગયો.

ત્હેને ન્હડતો જોયો કે તરત સામે એક વૃદ્ધ યોગી બેશી રહ્યા હતા તે બોલ્યે "આવ, બચ્ચા રૂપસિંહ, તું આવ્યો ?" રૂપસિંહને આ સાભળીને બહુ નવાઇ લાગી ત્હેણે બાવાજીને પ્રણામ કરીને પૂછ્યુ: "મહારાજ, આપ મ્હારૂં નામ કયાંથી જાણો? તે તપસ્વીએ કહ્યું. "બચ્ચા, હું ત્હને પીછાનું છુ. તું અહિં આમ તેમ આથડયા કરે ને ત્હારે ઘેર ત્હારી બાળી વગ્માદની પેઠે ત્હારી રાહ જોઇ રહી છે. ત્હારા નશીબમાં એ અનારદે છે તે કેટલાક સંકટો વેઠયા પછી ત્હારી સાથે રહેશે. પણ જે મળે તે લઇને સીધો સીધો ઘેર ચાલ્યો જા." રૂપસિંહે ફરીથી પ્રણામ કરીને કહ્યુ: "મહારાજ આપ કૃપાથી સહુ સારૂં થશે. આપ મ્હારૂં કલ્યાણ થાય એમ મ્હને આશીરવાદ આપે બાવાજીએ રૂપસિંહને આશીષ આપીને કહ્યુ "આજનો દહાડો તું નીરાંતે અહિં ર આવતી કાલે સ્હવારે હું તળાવ પર ન્હાવા ધોવા જઇશ ત્યારે તું આ બારીએ બેસજ આ બાગમાં જે બધો અનાર (દાડમ) છે તે ફાટશે અને એમાંના દરેકમાથી એકેકી અ નારદેવી નીકળશે અને અહિ ફરશે હરશે, રમશે. આમાથી જે અનારદે ત્હને પસંદ પ તે કીયા દાડમમાં પેસે છે તે તું યાદ રાખજે. બધા અનારમા દેવીઓ પાછી પેશી ગ પછી દાડમ બંધ થઇ જાય એટલે બાગમાં જઇ તે અનાર ચુંટી લઇને દોડતાં આવી મ મહેલમાં પેશી જવુ એટલાં સુધીમાં પાછુ વાળીને જોવુ નહિં. જો પાછળ જોઇશ તો પથ્થર થઇ જઇશ. માટે સંભાળજે." બીજે દિવસે સ્હવારમાં તે યોગીરાજ તળાવ ગયા પછી રૂપસિંહ આગલે દિવસે મળેલી સલાહ પ્રમાણે એક સુન્દર અનાર ચુંટી લઇ દોડતો આવી મહેલમાં પેશી ગયો. એણે અનાર તોડીને દોડવા માંડયું કે તરત પાછ મ્હોટા ધડાકા ભડાકા ને ગાજવીજ થતી હોય એમ દેખાવ થવા લાગ્યો તથા "પકડો-મારો, કાપો," એમ બુમો પાડતી તથા ગાળો દેતી સઘળી અનારદેવીઓ પાછળ પડે પણ જેવો રૂપસિંહ મહેલમા આવી પ્હોંચ્યો કે બાવાજીએ બારીએથી મ્હો કહાડીને ત મને ઠપકો દીધો અને કહ્યું કે "ત્હમે આ રાજાને ગાળો શા માટે દો છો? એક અન રદેને મૃત્યુ લોકમાં જવાનું છે, તે ત્હમે કયાં જાણતાં નથી? માટે એ ત્હમારી બ્હે રૂપસિંહને ઘેર સુખી થાય એમ આશીષ આપો." આ સાંભળીને સઘળી અનારદેવીએ શાત થઇ. તેઓએ બાવાજીને પ્રણામ કરીને કહ્યુ, "મહારાજ, અમને એ બ્હેનને મ વાતો દો." યોગીરાજે અનારદેને અનારમાથી કહાડીને એની બ્હેનોને મળી આવ જણાવ્યું તે થોડીવારમા મળીને પાછી આવીને દાડમમાં પેઠી એટલે તે અનાર રૂપસિંહ આપીને બાવાજીએ કહ્યુ "બચ્ચા, જો આ અનારદે ત્હારી સાથે આવે છે, માટે સીધે સીધો ઘેર જ ચાલ્યો જજે અને એને ત્હારા મહેલમાં પ્હોંચ્યા સુધી બ્હાર કહાડી નહિં તેમજ ત્હને અનારદે મળી છે એવી પણ વાત ઘેર પ્હોચતાં પ્હેલા કોઇને કહી નહીં." એમ ઘણી શીખામણ દઇને એને વદાય કર્યો.

૬.

અનારદે મળી અને ગુમાવી?

રૂપસિંહ તે તપસ્વી મહારાજની પાસેથી નીકળ્યો તે પેલો સાતસો વર્ષથી અનાર માટે તપ કરતો હતો તે બાવાને ત્યાં આવી પ્હોંચ્યો અને ત્હે કહ્યુ કે "બાવાજી, નમો નારાયણ." બાવાએ જવાબ દીધે "બચ્ચા, નમો નારાયણ. પણ અહિં તું કયાંથી આવ્યો આદમ

જાત!" રૂપસિંહે કહ્યું કે "મહારાજ, હું અનારદે લઇ આવ્યો." આ સાંભળીને બાવાએ પૂછ્યું: "બચ્ચા, જોઉં તો ખરો, અનારદે કેવી છે?" એટલે રૂપસિંહે પોતાની પાસેથી અનાર કહાડીને બતાવ્યું. તે જોવાને બાવાજીએ હાથમાં લીધું અને પગ તળે દાબીને કહ્યું: "ચલ બે ઇધર સે ચલા જા. નહિં તો હમણાં બાળીને ભસ્મ કરી નાંખીશ." રૂપસિંહ કહે: "મહારાજ મ્હારૂં અનાર પાછું આપો એટલે હું ચાલ્યો જાઉંછ. નહિં તો પછી મ્હારે આપના જેવા તપસ્વીની સામે બળ વાપરવું પડશે એમ કહીને ત્હેણે મ્યાનમાંથી તલવાર કહાડી. બાવાએ જવાબ દીધો: "અબે ગંડુ! તું ક્યા કર સકતા હય? દેખ મેરા તપોબળ! એમ કહાને ત્હેણે એક મ્હોટા ઝાડને ફુંક મારી એટલે તે પળમાં બળી ગયું. રૂપસિંહ તો આ જોઇને થથરીજ ગયો. તેથી બાવાજી મહારાજને બહુ કાલાવાલા કરવા લાગ્યો. આખરે બાવાને દયા આવી અને ત્હેણે પોતાની પાસે એક ધોકો હતો તે કહાડીને રૂપસિંહને આપ્યો અને કહ્યું "દેખ બચ્ચા, અબ અનારદે નો હમ રખેંગે. પણ તું મ્હારા ગુરૂજીએ આપેલો આ ધોકો લઇ જા. એ પાસે રાખ્યાથી તું હમેશાં ફતેહ મેળવીશ અને સઘળા રાજાઓ ત્હારા ખંડીયા બનશે." રૂપસિંહ ઉદાશ મનથી ધોકો લઇને બ્હીકનો માર્યો ચાલતો થયો. એટલામાં પેલો ધોકો બોલ્યો: "રાજાજી, સાતસો વર્ષે આજ મ્હને બાવાજીએ દૂર કર્યો ને એક ઓરતને ખાતર મ્હને બીજાને આપી દીધો? તેથી ત્હમને ખબર ન હોય તો હું જણાવું છું કે લાલીયો લંઠ છે અને હું હમેશાં જીત મેળવું છું. માટે ત્હમારી ઇચ્છા હોય તો હું ગુરૂજીનો હાડકાં ભાગી નાંખું." રૂપસિંહને તો જોઇતું જ હતું એટલું; ત્હેણે કહ્યું; "છુટ ગુરૂના ધોકા, ગુરૂજી ઉપર!" આ સાંભળતાં જ ધોકાએ તો ઉછળીને બાવાજીના હાડકાં પાંસળાં એવી રીતે રંગી નાંખ્યાં કે તરત ત્હેણે અનાર ફેંકી દીધું અને રૂપસિંહને કહ્યું: "બચ્ચા, અનારદે પણ લઇ જા અને ધોકો પણ લઇ જા; પણ મ્હને જીવતો રહેવા દે."

રૂપસિંહ અનાર અને લાલીયો બંને લઇને રસ્તે પડ્યો અને કોઇને મળ્યા કર્યા વગર ચાલ્યો ચાલ્યો પોતાના ચડેરને ઝાંપે-આવી પ્હોંચ્યો. અને પોતાના બગિચામાં મુકામ કર્યો. ત્હેણે વિચાર કર્યો કે હવે આપણું ગામ આવ્યું હવે કોઇની બ્હીક નથી. એમ ધારીને અનારદેને અનારમાંથી બ્હાર કહાડી અને બહુ થાકી ગયેલો હતો તેથી ત્હેના ખોળામાં માથું મૂકીને તે ઉંઘી ગયો. એટલામાં એક બંગીયણ જે બાગને વાળીઝુડીને સાફ રાખતી હતી તે ફરતી ફરતી ત્યાં આવી. અનારદેએ ત્હેને પૂછ્યું; "બાઇ, ત્હમે કોણ છો?" બંગડી સમજી કે મ્હારૂં નામ પૂછે છે, તેથી ત્હેણે જવાબ દીધો કે "એ તો હું રૂખી." અનારદે મૃત્યુલોકથી તદ્દન અજાણી હતી તેથી સમજી કે એ કોઇ ઋષિ હશે. તેથી ત્હેણે પેલી બંગડીને કહ્યું; "બાઇ, આ મ્હારા સ્વામીનાથ ઉંઘે છે. ત્હેમનું માથું જો થોડીવાર ત્હમે ત્હમારા ખોળામાં રાખો તો હું ઘણા દિવસથી ન્હાઇ નથી તે ન્હાઇ આવું." આ સાંભળીને તે બંગડીએ તેમ કરવા હા કહી. અનારદે એ તે ઉપરથી રૂપસિંહનું માથું બંગડીના ખોળામાં આપ્યું અને પોતે પાસેના કૂવા ઉપરે ન્હાવા ગઇ. એટલે બંગડીએ એક લુગડાનો ડુચો વાળીને રૂપસિંહના માથા તળે મૂક્યો અને અનારદે ન્હાતી હતી ત્યાં જઈ ત્હેને પાછળથી ધક્કો મારીને અંદર પાડી નાખી. પછી પાછી રૂપ-

સિંહ સૂતો હતો ત્યાં આવીને હેનું માથું ખોળામાં લઇને બેઠી. હવે રૂપસિંહ જાગ્યા પછી બાગવાનને હુકમ કર્યો કે "ભાભીને ખબર કરો કે હું આવ્યો છું." આ શુભ સમાચાર સાંભળીને હેની ભાભી આવી પ્હોચી અને રૂપસિંહની સાથે આવેલી સ્ત્રી અનારદે જેવી નહિં લાગ્યાથી અનાર ત્યાં પડ્યું હતું તે હેણે ઉપાડી લીધું. થોડીવારમાં તો ગામના સરદારો, અમલદારો, શેઠીયા તથા પટલ વગેરે વાજતે ગાજતે રાજાને તેડવા માટે આવ્યા, અને બાગમાં દરબાર ભરાયો. એટલે ભાભીએ પેલી ભંગડીને કહ્યું કે "ખરી અનારદે તું હોય તો આ અનારમાં પેશ" આ ઉપરથી ભંગડીએ રાજાને અષ્ટમપષ્ટમ સમજાવ્યો અને કહ્યું કે "ભરસભામાં હમારાં ભાભી હમારો તિરસ્કાર થાય એમ કહે છે. હમને પરણ્યા પછી મ્હારાથી અનારમાં શી રીતે પેસાય ? એમ ઘણું જૂઠું જૂઠું કહ્યું." આ સાંભળીને રાજાએ ભોજાઇનો બહુ તિરસ્કાર કર્યો એટલે તે ગુસ્સે થઇને પોતાને મહેલે ચાલી ગઇ પણ પેલું અનાર તો તે સાથેજ લેતી ગઇ હવે રાજાથી હેણે જૂદું રહેવા માંડ્યું.

૭.

**અનારદે ફરીથી મળી આવી.**

રાજા ઘેર આવ્યો અને પેલી ભંગડીની સાથે હેણે દિવસ ગાળવા માંડ્યા. હવે જે કૂવામા અનારદે પડી ગઇ હતી, હેમાં એક મ્હોટો કમળનો છોડ ઉગી નીકળ્યો અને હેને એક અલૌકિક ફૂલ આવ્યું. આ ફૂલ માળીએ આવીને રાજાને ભેટ આપ્યું અને રાજાએ રાણી પાસે મોકલ્યું. ભંગડીએ એ ફૂલ કયાંથી નીકળ્યું તે સાંભળીને હેની પાંખડીએ પાંખડીના ટુકડા કરીને બારી પછવાડે ફેંકી દીધા. અહિં થોડા વખતમાં એક સુન્દર આંબાનું ઝાડ થઇ આવ્યું અને હેને અલૌકિક કેરીઓ આવી પેલી ભંગડીને આ જોઇને વ્હેમ આવ્યો ને કેરીઓ લૂંટાવી દીધી તે કેરીઓમાંથી ખરી કેરી એક વાણીઆના હાથમાં આવવાથી હેણે પોતાની સ્ત્રીને ખાવાને આપેલી, હેને એક અપ્સરા જેવી પુત્રી થઇ. આ છોકરીને પેલી ભંગડીએ ફરતી જોઇ કે તરત તપાસ કરતાં હેને વ્હેમનું કારણ રાખવા જેવું જણાયું. આ ઉપરથી પેલી ભંગડીએ પોતાને ખૂબ ચૂંક આવે છે એવો ડોળ કર્યો. રાજાએ બહુ ઇલાજ કર્યા પણ કશાથી ફાયદો થાય નહિં. આ પછી ભંગડીએ કહ્યું કે "મ્હને એવો વ્હેમ છે કે એક વાણીઆને ઘેર છોકરી છે તે ડાકણ છે હેની નજર મ્હને લાગી છે. તે મૂવા પછી મ્હને દરદ મટશે." આ સાંભળીને રાજાએ તે છોકરીને ઉગમણી બાગોળે ગરદન મરાવી.

હવે જે જગોએ તે છોકરીને ગરદન મારી હતી, તે જગોએ પેલી છોકરીના માથાનું શિવલિંગ થયું. અને શરીરનાં શ્રી પાર્વતીજી થયાં. ડાબી આંખની ચકલી થઇ અને જમણી આંખનો ચકલો થયો. તથા પગની બે કેળ થઇ. આ વાતની પેલી ભંગડીને ખબર પડી તેથી તે રાજાને ઉગમણી બાગોળ તરફ જવાજ દેતી નહિં અને કહેતી કે "જો એ તરફ જશો તો પેલી ગરદન મરાવેલી ડાકણ તમને વળગશે." એક દિવસ શિકારથી પાછાં આવતાં રાજાનો ઘોડો કાબુમાં ન રહ્યો અને હેને પૂર્વ તરફની બાગોળે ખેંચી ગયો. અહિં કદી નહિં દીઠેલ અલૌકિક શિવલિંગ તથા પાર્વતીની મૂર્તિ જોઇને પોતાના રીસાલાને

ઉભો રાખીને રાજા ત્હેમનાં દર્શન કરવા ગયો. આ વખતે પેલાં ચકલો ચકલીને વાતો કરતાં જોઇને તેઓ શું કહે છે તે સંભળવાને તે ઉભો રહ્યો. ચકલી બોલીઃ "ચકલા, તું સાંભળે છે? આ ગામના રાજા જેવો કોઇ આખી દુનિયામાં બીજો મૂર્ખ નથી." ચકલાએ પૂછ્યુંઃ "રાજાને તું કેમ મૂર્ખ કહે છે?" ત્યારે ચકલીએ કહ્યુંઃ "આ રાજા અનારદેને લેવા ગયો હતો. અને ઘણી મહેનતે અને જીવના જોખમે ત્હેને લઇ આવ્યો. પણ બાવાજીએ રાજમહેલમાં પ્હોચ્યા પહેલાં અનારદેને દાડમમાંથી બ્હાર કહાડવાની ના કહી હતી છતાં કહાડી. અને પછી પાછો ત્હેના ખોળામાં માથું મૂકીને સુઇ ગયો. અહિં રૂપી નામની ભંગડી આવી પ્હોંચી અને અનારદે બિચારી દુનિયાંની લુચ્ચાઇથી અજાણી એટલે ત્હેના ઉપર એણે વિશ્વાસ રાખ્યો. એનું ફળ એ આવ્યું કે ખરી અનારદેને કુવામાં નાંખી દઇને એની ગાદીએ ભંગડી ન્હડી બેશી મોજ માણે છે!" આ ઉપરાંત પેલી વાણીયાની છોકરીને ગરદન મારી તથા શિવ પાર્વતીજી પેદા થયાં ત્યાં સુધીની વાત પણ ચકલીએ કહી અને રાજાએ ધ્યાન દઇને સાંભળી. પછી ચકલાએ પૂછ્યુંઃ "ચકલી, હવે શું થશે?" ચકલી બોલીઃ "હવે જો રાજામાં અક્કલ હોય ને હજી પણ સમજે તો કહું છું કે આજ બરોબર અર્ધ્ય રાતે આ કેળના થંભો ફાટશે અને ત્હેમાંથી અનારદે શિવપૂજનનો સામાન લઇને નીકળશે. પૂજા કરીને તે પાછી કેળના થંભમાં પેશી ગયા પછી ત્હેનો અવતાર સંપૂર્ણ થશે અને કોઇ દહાડો દુનિયામાં દેખાશે નહિં." ચકલાએ પૂછ્યુંઃ "આમ વારંવાર અવતાર થયા ત્હેનું શું કારણ?" ચકલી બોલીઃ "રાજાની ભોજાઇ ઘણીજ ચતુર અને સતી છે. ત્હેને આગમનિગમનુ જ્ઞાન છે. ત્હેણે દાડમને પોતાને ઘેર લઇ જઇને જતનથી સાચવી રાખ્યું છે. ત્હેને દિવસે તે દુધમાં અને રાતે પાણીમાં રાખી મૂકે છે. તેથી આટલા અવતાર થયા. હવે એ અનાર પણ અનારદે વિના સજીવન રહેશે નહિં." એમ કહીને ચકલી બોલતી બંધ થઇ ગઇ

રાજાએ આ સઘળી વાત એક ધ્યાનથી સાંભળી અને શિવાલયના ઓટલા ઉપરજ ત્હેણે મુકામ કર્યો. પોતાનાં માણસોને ઘેર જવાનો તથા સ્હવારમાં પાછા હાજર થવાનો હુકમ કર્યો. બધાના ગયા પછી રાજા ત્યાં જાગતો એકલોજ બેશી રહ્યો. બરોબર મધ્યરાત થઇ એટલે કેળના થંભમાંથી અનારદે નીકળી. ત્હેણે મન્દિરમાં આવીને શિવ પાર્વતીની પૂજા કરી ને પ્રાર્થના કરી કે "હે મહારાજ, હે માતાજી, હું મૃત્યુલોકમાં આવીને બહુ દુઃખ પામી છું માટે હવે મ્હારો ફરીથી અવતાર ન થાય એમ કૃપા કરો." એમ કહીને પગે પડી, પાછી પેલા થંભમાં પેસવા જાય છે કે રાજાએ ત્હેનો હાથ પકડયો. આ અનારદેએ ત્હેને પૂછ્યુંઃ "ત્હમે કોણ છો અને મ્હારો હાથ કેમ ઝાલો છો?" રાજાએ જવાબ દીધોઃ "હું રૂપસિંહ છું અને તું મ્હારી સાથે પરણી છે તેથી ત્હારો હાથ મ્હેં ઝાલ્યો છે." ત્યારે અનારદેએ પૂછ્યુંઃ "આટલા બધા વખત સુધી ત્હમે ક્યાં ગયા હતા?" રાજાએ કહ્યુંઃ "આજ સુધી હું આંધળો હતો. હવે હું દેખતો થયો છું. મ્હારો અપરાધ તું માફ કર. હવે હું ત્હને જીવની પેઠે જાળવીશ." અનારદે બોલીઃ "રાજાજી, મ્હને જવાદો. હું ત્હમારા રાજ્યમાં બહુ દુઃખી થઇ છું." પણ રાજાએ બિલકુલ માન્યું નહિં અને અનારદેનો હાથ ઝાલીને ત્હેને શિવાલયમાં લઇ આવ્યો. અહિં પોત પોતાનાં તકની વાતો કરવામાં આખી રાત નીકળી ગઇ સ્હવારમાં પોતાના રિસાલાનાં માણસો

હાજર થતાં એકને રાજાએ પોતાના ભાભીને ખબર કરવા મોકલ્યો. ભાભી તરત અનાર લઇને ત્યાં આવી. રાજા હેને પગે પડયો અને હેનો તિરસ્કાર કરેલો તે માટે ખરા દિલથી માફી માગવા લાગ્યો એટલામાં ઉડતી વાત સાંભળીને રાજાના દરબારીઓ, શેઠીયા વગેરે મહાજન પણ ત્યાં એકઠું થઈ ગયું. ભાભીએ અનારદેને કહ્યું કે ' જો તું ખરી અનારદે હોય તો આ અનારમાં પેસ." આ સાભળીને અનાર તરત ફાટયું અને અનારદે હેમાં પેસી ગઈ. ભાભીએ પછી અનારદેને પાછી બ્હાર બોલાવીને અનાર ભાંગીને શિવાલયમાં દટાવી દઇ હેના ઉપર એક સુન્દર દેરડી ચણાવવા હુકમ કર્યો. અને પેલી બંગડીને જે ઠેકાણે પેલી વાણીયાની છોકરીને ગરદન મારી હતી ત્યાંજ ગરદન મરાવી. રાજાએ કૂલ પંચાને પણ તેડાવી. અને ભાભી તથા બે રાણીઓની સાથે હેણે ઘણા સુખચેનમા ખાધું પીધું અને રાજ્ય કર્યું

---

# કર્મક્ષેત્રઃ ચારિત્ર્ય અને ઉદ્યોગ.

## સ્વર્ગસ્થ ભાઈ શિવભાઇ બાપુભાઇનું ટુંક જીવનું ચરિત્ર.

લેખકઃ—રા રા. કૃષ્ણલાલ હરગોવીન્દ પંડિત.

**હેમનો જન્મ.** રા. શિવભાઇનો જન્મ સંવત ૧૯૩૦ ના શ્રાવણ સુદ ૧૨ ને દિવસે અમદાવાદમા થયો હતો તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા.

**હેમની કોલેજની કેળવણી.** રા. શિવભાઇએ અલ્હાબાદ યુનિવર્સિટિમાથી મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી અને મુબાઈ યુનિવર્સિટિમાં તેઓએ ગુજરાત કોલેજના વિદ્યાર્થી તરિકે પ્રીવિયસની પરીક્ષા પાસ કરી હતી. ઇન્ટરમીજીએટની પરીક્ષા તેમણે ચાર પાચ વખત આપી હશે છતાં તેમાં તેઓ ફળીભૂત ન થવાથી અ તે હેમને નોકરી લેવાની જરૂર પડી હતી.

**તેમના પિતાશ્રીનું ટુંક વૃત્તાંત.** હેમના પિતાશ્રી બાપુજીભાઇ પ્રતાપરાયભાઇએ રાજકોટમાં એજન્સીમાં કેટલાક વર્ષ સુધી પોલિટીકલ એજન્ટના શીરસ્તેદાર તરિકે કામ કર્યું હતું અને પછી હેમના મૃત્યુ પર્યંત બીલખા સ્ટેટના નામવાળા દરબારના ન્યાયાધીશ તરીકે કામ કરતા હતા તેમના મૃત્યુ પછી તેજ નોકરી હેમના મ્હોટા પુત્ર સદ્‌ગત બજુભાઇ જે વડોદરા સ્ટેટમાં મુલકી

ઉભો રાખીને રાજા ત્હેમનાં દર્શન કરવા ગયો. આ વખતે પેલાં ચકલો ચકલીને વાતો કરતાં જોઇને તેઓ શું કહે છે તે સંભળવાને તે ઉભો રહ્યો. ચકલી બોલીઃ "ચકલા, તું સાંભળે છે ? આ ગામના રાજા જેવો કોઇ આખી દુનિયામાં બીજો મૂર્ખ નથી." ચકલાએ પૂછ્યુંઃ "રાજાને તું કેમ મૂર્ખ કહે છે ?" ત્યારે ચકલીએ કહ્યુંઃ "આ રાજા અનારદેને લેવા ગયો હતો. અને ઘણી મહેનતે અને જીવના જોખમે ત્હેને લઇ આવ્યો. પણ બાવાજીએ રાજમહેલમાં પ્હોચ્યા પહેલાં અનારદેને દાડમમાંથી બ્હાર કહાડવાની ના કહી હતી છતાં કહાડી, અને પછી પાછો ત્હેના ખોળામાં માથું મૂકીને સુઇ ગયો. અહિં રૂપી નામની બંગડી આવી પ્હોંચી અને અનારદે બિચારી દુનિયાંની લુચ્ચાઇથી અજાણી એટલે ત્હેના ઉપર એણે વિશ્વાસ રાખ્યો. એનું ફળ એ આવ્યું કે ખરી અનારદેને કુવામાં નાંખી દઇને એની ગાદીએ બંગડી ચ્હડી બેશી મોજ માણે છે !" આ ઉપરાંત પેલી વાણીયાની છોકરીને ગરદન મારી તથા શિવ પાર્વતીજી પેદા થયાં ત્યાં સુધીની વાત પણ ચકલીએ કહી અને રાજાએ ધ્યાન દઇને સાંભળી. પછી ચકલાએ પૂછ્યુંઃ "ચકલી, હવે શું થશે ?" ચકલી બોલીઃ "હવે જો રાજામાં અક્કલ હોય ને હજી પણ સમજે તો કહું છું કે આજ બરોબર અર્ધ્ધ રાતે આ કેળના થંભો ફાટશે અને ત્હેમાંથી અનારદે શિવપૂજનનો સામાન લઇને નીકળશે. પૂજા કરીને તે પાછી કેળના થંભમાં પેશી ગયા પછી ત્હેનો અવતાર સંપૂર્ણ થશે અને કોઇ દહાડો દુનિયામાં દેખાશે નહિં." ચકલાએ પૂછ્યુંઃ "આમ વારંવાર અવતાર થયા ત્હેનું શું કારણ ?" ચકલી બોલીઃ "રાજાની બોજાઇ ઘણીજ ચતુર અને સતી છે. ત્હેને આગમનિગમનું જ્ઞાન છે. ત્હેણે દાડમને પોતાને ઘેર લઇ જઇને જતનથી સાચવી રાખ્યું છે. ત્હેને દિવસે તે દુધમાં અને રાતે પાણીમાં રાખી મૂકે છે. તેથી આટલા અવતાર થયા. હવે એ અનાર પણ અનારદે વિના સજીવન રહેશે નહિં." એમ કહીને ચકલી બોલતી બંધ થઇ ગઇ.

રાજાએ આ સઘળી વાત એક ધ્યાનથી સાભળી અને શિવાલયના ઓટલા ઉપરજ ત્હેણે મુકામ કર્યો. પોતાનાં માણસોને ઘેર જવાનો તથા સ્હવારમાં પાછા હાજર થવાનો હુકમ કર્યો. બધાના ગયા પછી રાજા ત્યાં જાગતો એકલોજ બેશી રહ્યો. બરોબર મધ્યરાત થઇ એટલે કેળના થંભમાંથી અનારદે નીકળી. ત્હેણે મન્દિરમાં આવીને શિવ પાર્વતીની પૂજા કરી ને પ્રાર્થના કરી કે "હે મહારાજ, હે માતાજી, હું મૃત્યુલોકમાં આવીને બહુ દુ.ખ પામી છું માટે હવે મ્હારો ફરીથી અવતાર ન થાયે એમ કૃપા કરો." એમ કહીને પગે પડી, પાછી પેલા થંભમાં પેસવા જાય છે કે રાજાએ ત્હેનો હાથ પકડયો. આ અનારદેએ ત્હેને પૂછ્યુંઃ "તમે કોણ છો અને મ્હારો હાથ કેમ ઝાલો છો ?" રાજાએ જવાબ દીધોઃ "હું રૂપસિંહ છું અને તું મ્હારી સાથે પરણી છે તેથી ત્હારો હાથ મ્હેં ઝાલ્યો છે." ત્યારે અનારદેએ પૂછ્યુંઃ "આટલા બધા વખત સુધી તમે ક્યાં ગયા હતા ?" રાજાએ કહ્યુંઃ "આજ સુધી હું આંધળો હતો. હવે હું દેખતો થયો છું. મ્હારો અપરાધ તું માફ કર. હવે હું ત્હને જીવની પેઠે જાળવીશ." અનારદે બોલીઃ "રાજાજી, મ્હને જવાદો. હું તમારા રાજ્યમાં બહુ દુઃખી થઇ છું." પણ રાજાએ બિલકુલ માન્યું નહિં અને અનારદેનો હાથ ઝાલીને ત્હેને શિવાલયમાં લઇ આવ્યો. અહિં બેઉ પોતપોતાનાં વીતકની વાતો કરવામાં આખી રાત નીકળી ગઇ. સ્હવારમાં પોતાના રિસાલાનાં માણસો

તો રૂ ૫૦) નો પગાર થયો હતો પરન્તુ તેને બે વર્ષ થયા નહિ ત્યાં તો ર્હેમનો અને ર્હેમને કડવી લાગતી નોકરીનો પણ અંત આવ્યો

**ર્હેમની ધર્મ ભાવના.**

ભાઈ શિવભાઇની ધર્મભાવના સનાતનીય ધર્મની હતી. તેમના પિતા મુ બાપુકાકા અડગ વૈષ્ણવ હતા ર્હેમનાં માતુશ્રી મુક્તાલક્ષ્મી બ્હેન સ્વામીનારાયણ ધર્મના અનુયાયી હતા. તેઓ સાડા સત્તર વર્ષના હતા ત્યારથી તે ચંડીપાઠ વાચવા શિખ્યા હતા કોઇ કોઇ વખત અમો બન્ને આખો ચંડીપાઠ કરતા ર્હેમના મ્હોટી બ્હેન, મા બાધરબાના ઉપદેશથી તેઓ ચિંતામણી પાર્થિવેશ્વર કરતા હતા અને તે કર્યા વિના કદિ પણ જમતા નહિ પરન્તુ જ્યારે તેઓ અમદાવાદની બ્હાર જતા ત્યારે અગવડને લીધે અથવા બીજાને પોતાના માટે નાહક દુ.ખ ન આપવુ એ ઇચ્છાથી તેઓ ડીસ્ટ્રીક્મા પાર્થિવેશ્વર કરતા નહોતા પરન્તુ ર્હેમની ધર્મભાવના તેથી બીલકુલ ઓછી થઇ નહોતી: એકાદશી તો તેમણે આખા વરસની ૫દર સત્તર વર્ષ સુધી કરેલી હતી સોમવારને દિવસે એકજ વખત તેઓ ખાતા હતા અને તે વ્રત તેમણે મૃત્યુ પર્યન્ત ચાલુ રાખ્યુ હતુ ભાઇ શિવભાઇ પ્રત્યેક વર્ષે નિયમો લેતા હતા એમ તેમની ડાયરી ઉપરથી જણાય છે તેમના મુખ્ય વિષયોમા પ્રભુસેવા, સાહિત્ય સેવા અને સ્વદેશ સેવાના નિયમો હતા અને તે નિયમોનુ પાલન તેઓ કરતા હતા, તે ર્હેમના કાર્ય ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે ર્હેમના દરેક પુસ્તકોમા ર્હેમની ધર્મની લાગણી ચિદાનંદ ગુરૂના સુખદાતાએ આપેલા ઉપદેશ વિગેરેમા તાદશ જણાઇ આવે છે અને ક્ષણે ક્ષણે "આ સસાર મિથ્યા છે ક્ષણભગુર છે, નાશવત છે માટે ભાઇ આપણે તો ચેતીને ચાલવાનુ !" એમ સર્વ કોઇને વારવાર તેઓ કહેતા હતા

**ર્હેમની સુધારા પ્રતિ દૃષ્ટિ**

આધુનિક સસાર સુધારા તરફ તેમનુ ઝાઝુ વલણ હોય તેમ જણાતું નહોતું ર્હેમના માતપિતા સનાતની ધર્મના હોવાથી તેમના વિચાર પ્રથમ તો સુધારાની વિરૂદ્ધનાજ હતા. બ્રાહ્મણ વિના બીજા કોઇનું તેઓ ખાતા નહોતા એટલો સુધારો તેમણે પોતાને માટે દાખલ કરેલો હતો. તેમજ વિધવા વિવાહની બાબતમાં પણ બાળ વિધવાનો પુનર્લગ્ન અવશ્ય થવાંજ જોઇએ એમ તેમનો સિદ્ધાંત હતો અને તે તેમના "કુંજબાળા" ના પુસ્તકમા દર્શાવ્યો છે છતાં તેઓ Cosmopolitan મનના-વર્ણાશ્રમ નિયમ વિરૂદ્ધ ખાવું પીવું તે મતના હતા નહિ જો કે તેમણે તેમના પુસ્તકમાં હિન્દુ-મુસલમાનને એકત્ર કરવાનો, લગ્ન સબધથી જોડાવાનો પ્રયત્ન પ્રથમ કરેલો જણાય છે છતાં જનસમાજની બ્હીકને લીધે વા પોતાના અંતરના વિચાર બદલાયા હોય તેથી ગમે તેમ હો-પણ પછી તેવુ લગ્ન તેઓ પોતાના પુસ્તકમાં કરતા નથી હાલના સુધારા તરફનું ર્હેમનું વલણ તો ર્હેમના ભાણેજ મી. પર્જન્યરાય ઈંગ્લાંડ જઇ આવ્યા પછીજ દાખલ થયુ હોય એમ જણાય છે ઘણા વર્ષની પડી ગયેલી રૂઢી જતી નથી, તેવી રીતે તેઓ જો કે પોતાના વિચાર સુધારાની તરફ દર્શાવતા છતા ર્હેમના પુજાપાઠ વિગેરે તો કાયમ જ હતાં.

**ર્હેમનો સાદો ડ્રેસ.**

જેવી ર્હેમની લાગણી અને વિચારો સનાતની હતા તેવીજ રીતે તેમના ડ્રેસમા પણ સાદાજ હતા પાટલુન, નેકટાઇ, કોલર કોઈ દિવસ તેમણે પહેર્યા હતાં નહિ માત્ર ભોગીલાલ શેઠના સેક્રેટરી થયા ત્યારેજ આ સર્વ

વસ્તુ તે પહેરતા હતા. અને તે વખતે કહેતા કે આ નોકરીના અંગે આ બધો સ્વાંગ પહેરવો પડે છે અને વેશ ભજવવો પડે છે. પાટલુનને તે "ખોઠીબારૂ" કહેતા હતા-કપડાંની તો બિલકુલ તેમને ટાપટીપ હતીજ નહિ. માત્ર સાદા અને સ્વચ્છ કપડાં જ તેમને ગમતાં હતાં.

**હેમનો આનંદી અને રમુજી ટીખળી સ્વભાવ.**

ભાઈ શિવભાઇ સ્વભાવે ઘણા આનંદી હતા. તે જ્યાં જ્યાં જતા ત્યાં તેમની રમુજી આનંદદાયી ટીખળી વાણીથી સર્વ કોઇને ગમ્મત અને આનંદ આપતા હતા અને તેથી બધા ન્હાના તથા મ્હોટા હેમના ઉપર પ્રેમ દૃષ્ટિથી એક સરખી રીતે જોતા હતા. બન્ધુ સમાજના બધા સભાસદોમાં તેમનો આનંદી સ્વભાવ તરવરી આવતો હતો અને જ્યારે તેમની નોકરી ખારેઘોડે થઇ, ત્યારે તેમના જવાથી હેમની ગેરહાજરીથી અમને ઘણુંજ અણુગમું લાગ્યુ હતુ પણ ખરૂં. ઘરમાં પણ ઓફીસમાંથી આવે ત્યારે આનંદ આનંદ પ્રવર્તાવી દેતા હતા.

**બન્ધુ સમાજમાં તેમનો ઉત્સાહ.**

બન્ધુ સમાજના દરેક મેમ્બર પ્રત્યે તેમનો સ્નેહ હતો. આગળની હેમની ડાયરીઓમા આજ સમાજ અહીં કાકરીએ મળી તો બીજે વખતે પુલ ઉપર મળી અને જ્યારે જ્યારે જે જે સ્થળે સમાજ મળતી તે પોતે લખતા તેમજ બન્ધુ સમાજનું પહેલુ નામ તેમણે રા ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ ઉપરથી Dahyabbaiancy "ડાહ્યાભાઇ અન્સી" પાડયું હતું. સમાજના દરેક કાર્યમાં તેમનો ઉત્સાહ આગળ પડતો હતો. અને તેઓ જ્યારે સમાજમા ગેરહાજર હોય ત્યારે તેમના વિના આનંદ આવતો જ નહોતો. સુન્દરી સુબોધ કાઢવામાં પ્રથમ તેમણે આશરે પોણોસો રૂપિઆની રકમ બધા બન્ધુઓની જેમ કાઢેલી હતી. અને સુન્દરી સુબોધના એડીટર તથા મેનેજર તરીકે આશરે ચારેક વર્ષ કામ કર્યું હતું. રા. બિન્દુભાઇ, રા. ડાહ્યાભાઇ, તથા રા. શંકરરાય અને રા. દીનકરરાવને તેમજ મ્હને અને સદ્દગત સાર્જન્ટરાવ ઉર્ફે ભોગીન્દ્રરાવને સર્વ કોઇને સમાન પ્રેમથી ચ્હાતા હતા. છતાં સાર્જન્ટરાવને તેઓ વિશેષ ચ્હાતા હતા. મૃત્યુ વખતે પણ "નજર, નજર" એમ તેઓ બોલતા હતા સાર્જન્ટરાવને તે ઘણી વખત ગમ્મતમાં "નજરસા" કહેતા હતા

બાલ્યાવસ્થાથીજ મ્હારી ઉપર હેમનો પ્રેમ અપ્રતિમ હતો અને મને પોતાના ભાઇ કરતાં પણ વિશેષ ગણતા હતા. અને તેથી કરીને તેમના સર્વ સગાવહાલાંઓ મને તેવીજ રીતે સ્નેહભરી દૃષ્ટિથી જોતા હતા સમાજમાં બન્ધુ સમાજની છબી પડાવી તે અગાઉ આશરે ૧૮૯૫-૯૬ માં ભાઇ શિવભાઇના આગ્રહથી મારી, સાર્જન્ટરાવ તથા તેમની ત્રણ જણની છબી (કેબીનેટ) લેવરાવી હતી. રા. શંકરરાવ વડોદરેથી અમદાવાદ રહેવા આવ્યા ત્યારે તેઓ બન્ધુ સમાજના સંસર્ગમાં આવ્યા અને પછી તેઓ દાખલ થયા ત્યારે તેમની મદદથી હેમનો વિચાર સમાજ તરફથી એક મ્હોટા પાયા ઉપર સારી સ્કૂલ સ્થાપવાનો હતો. તેમાં, આપણી પ્રાચીન આર્ય પદ્ધતિનું શિક્ષણ પણ દાખલ કરવું અને જેમાં હાલની કેળવણી થોડી ઘણી દાખલ કરવી; મહાત્મા ગાંધીની શાળાની જેવી શાળા સ્થાપવાનો વિચાર હતો પરન્તુ તે વિચાર અમલમાં આવી શકયો જ નહિ.

હેમની સ્વર્ગસ્થ બ્હેન પરમ પવિત્ર ગં. સ્વ બાયરબાની તથા ગં. સ્વ કેશુબા (મ્હોટાં

બ્હેન ) ની સાથે તેમણે માત્ર પાંચજ વર્ષ પહેલાં આખા હિન્દુસ્તાનમાં મુસાફરી કરી હતી, આ વખતે તેમની સાથે બધાં મળી ત્રીશેક માણસોનો સંઘ હતો. અને તેમાં પુરૂષ વર્ગમાં માત્ર પોતેજ હતા. જાત્રા કરીને આવ્યા ત્યારે છએક મહિના ઘેરથી નીકળ્યાને થયા હશે. આ ૭ માસમાં કોઇ પ્રકારનું

**માત્ર પાંચ વર્ષમાં તેમણે કરેલી પાંચ ધામની યાત્રા.**

દુઃખ આવ્યું નહિ તે ખાતે ન્યાતમાંથી ઘણા તેમના સ્નેહીજનો તેમનાં વખાણ કરતા હતા. આ પ્રકારનું વર્ણન પુસ્તક રૂપે લખવાનો તેમનો વિચાર હતો સસ્તા સાહિત્ય તરફથી તેવું પુસ્તક લખવાને માટે આગ્રહ પણ થયેલો હતો. સુન્દરી સુબોધના એક અંકમાં ચાર પાનાં જાત્રા પ્રવાસનો હેમનો લેખ પણ આવ્યો હતો. પણ વ્યવસાયને લીધે તેઓ ઇચ્છા છતાં વધારે લખી શક્યા નહોતા.

આ શિવાય ગુજરાતી પંચમાં હેમની ચાલુ વાર્તાઓ નિરંજન, રંજનકુમાર, મુનિકુમાર, આદિ ઘણી વાર્તાઓ તેમણે લખેલી છે. જે પંચના ગ્રાહકોમાં ઘણીજ લોકપ્રિય થઇ પડી હતી.

તે ઉપરાંત તેમણે વાર્તાવારિધિ, સુન્દરી સુબોધ, મેઘનાદ, નાગર ઉદય વિગેરે માસિકમાં પણ ઘણા લેખો અને કાવ્યો લખેલા હતાં હેમની ડાયરીઓ અને સ્વાનુભાવ ખાસ વાંચવા લાયક છે જેમાં સ્થળે સ્થળે પ્રભુ ઉપરની તેમની અત્યંત શ્રદ્ધા અને ભક્તિ, તેમજ સાંસારિક અનુભવો તાદૃશ ચિતરેલા છે.

ભાઇ શિવભાઇના ધર્મ પત્ની ગં. અરવિન્દા સ્વભાવે ઘણાંજ સુશિલ અને નમ્ર છે. સુન્દરી સુબોધમાં તેમના લેખો પણ આવેલા હતા. અને સુન્દરી સુબોધની ભેટ માટે ટુંક વાર્તામાળાનું પુસ્તક તેમણે અને ગં. સનુબાએ ( ભાઇ ભોગીન્દ્રરાવનાં ધર્મ પત્ની ) તૈયાર કર્યું હતું. સાહિત્ય

**હેમનું કુટુંબ.**

ઉપર તેમનું પણ વલણ વિશેષ હતું. અને પ્રદર્શન વિગેરે જોવામાં તેઓ ઘણી સારી રીતે મદદ કરતાં હતાં. સુન્દરી સુબોધ સમાજ પાસે હતું તે વખતે તેમણે તે પત્રની વ્યવસ્થામાં ઘણો મોટો ભાગ લીધો હતો.

હેમના અચાનક જવાથી હેમના કુટુંબને, તેમનાં સ્નેહીજનોને તેમજ ગુર્જર સાહિત્યને પણ સખત આઘાત થયેલો છે. પરમાત્મા તેમના આત્માને અનંત શાંતિ આપો એટલુંજ અમે પ્રાર્થીએ છીએ.



## ઘડી ગમ્મત !

એક દિવસે એક ચાર વર્ષની વયના બાળકે પોતાના પિતાના માથાપર પહેલીજ વાર સફેદ વાળનો ગુચ્છો જોયો અને પુછ્યું-"બાપા ! તમારા માથાના કેટલાક વાળ સફેદ કેમ થઇ ગયા છે ?"

તેનો પિતા પુત્રને શીખામણ આપવાના ઇરાદાથી બોલ્યો:-"જેટલી વખત તેનો છોકરો હેરાન કરે છે તેટલા સફેદ વાળ તેના બાપના માથા પર છે !"

ઉપલો જવાબ સાંભળવાની સાથે તે બાળક આનો બની ગયો. પણ થોડી વાર થોભ્યા બાદ ગંભીરતાથી બોલ્યો -"બાપા, જો તમે જે કહો છો તે ખરૂં હોય તો દાદાના માથાના બધા સફેદ થઇ ગયા છે. માટે મારા ધારવા પ્રમાણે તેના પુત્રો પણ ઘણાજ તોફાની હોવા જોઇએ' નહીં વારૂ ?"

# पुस्तकालय:

## વિલાયતના કેટલાક રીત રિવાજો

હવે લખાણ આજીની નાવડી કીનારે આવતી જાય છે. લંડનના ખૂણેખુણાં જોઇ વળ્યા છીએ એટલે હવે એ પરીઓના માળાને, પાપના ભંડારને ભોગના સાગરને, અને ચતુરાઇના ચોકને છેલ્લી રામ રામ કીધા અગાઉ થોડી ઘણી ઉટકી સુટકી નોંધો ટપકાવી લઇએ કે જેથી મારૂં વર્ણન સંપૂર્ણ કહેવાય......

ખરેખાત, લંડનની જાત ખરવસ્તર તો ખરી. એક તો મોસમનો ભરૂસો નહિં એટલે ગમે એવો ખૂલ્લો દિવસ હોય તોબી હાથમાં છત્રી વગર ગયા તો અચાનક છર છર તૂટી પડે તો સીલ્કની ટોપી અને અબી કીધેલા ડગલાના જુઓ વાવટા! ચરધો કલાક ગેગ-લાજી ગર્યાં કે વળી તડકો પડે એટલે છત્રી તો ઉઘાડાય નહિ. જાણવું કે એ લોકોમાં ગમે એવો તડકો પડે તોય પુરૂષથી છત્રી ઉઘડાય નહિ. ગમે એની તાઢ, ઠાઠર, વરસાદ કે તડકો હોય તોબી સઘળાં બસ" ના ટોપપર બેસવા માગે તદન સેસેગુરે થઈ ગયા હોય તે અને ખરેણુંની બરણીઓ માત્ર નીચે બેસે. ચાલીસે ડીગ્રી ઠંડી હોય તોબી બાનુઓની "બસ" નાં મથાળાં ઉપર બેસવાની લૂટા લૂટ "બસ" દોડતી જતી હોય તે ઉપર આ લાડકીઓ દોડીને ઝડપ દેતી ચહડી જાય તેબી બે ઘડી જોયાજ કર્યે આ વાર આપણી તરફના મોટા પેટવાળા અકાબરો જે લટકાથી ચાલે છે તે યાદ આવ્યાથી હું બહુ મન સાથ રીઝીઓ. પાડવાપરથી પગ નીચે મૂકતાં કેવા બચારા આશી બાયલા જેવા ચાલે છે! એવા થોડાકોને લંડન મોકલવા જોઇયે. પેટ કહાડીને લટકા કરવા જાય એટલામા તો ત્રણ ટ્રેનો ઉપડી જાય ને પેટ પરથી પાંચ ગાડીઓ ફરી જાય જેવાં માબાપ તેવાં છોકરાં. નરા લાલ તુતી જેવાં, મકરે મકરાંની! આઠ નવ વરસનો થયો કે પોતે પોતાની સંભાળ લેતા શીખે. ગેર ઇનસાફ થાય તો મુક્કા ચહડાવવે બહાદર. માઇલના માઇલ સુધી એકલો મુસાફરી કરે ને વાતચીતમાં સોળ આનાના સવાસોળ પુરા ચુકવી આપે આપણી તરફનો બાર વરસનો લંધો વાંદરે જવાનો હશે તો સાથે સીપાઇ; નહીં તો આયા તો જોઇયે જો જરૂ આંગ-ળીપર દડો વાગો તો ડાક્ટરને બોલાવેલોજ છે. જરા અંધારૂં થતાં ઘેર ન આયો તો રડા-રોળ ચાલેલીજ છે. જરા બારીએ ટીંગાયો તો કહેશે "બાવા બીનો બેસ, પરી જશે!" આવાં કારણોને લીધે અપે વરત ઇગ્રેજો આ દેશને પોતાનું ત્યુકનું વતન કરતા નથી, અહિંના ખુશામદીઆ નોકરોને લીધે પોતાનાં બચ્ચાંઓને કેળવણી આપવા સારૂં વેલાત મોકલી દે છે. આમ જો ન કરે તો શું તેઓને બેવકુફ સમજુ શુ કરવા આ દેશમાં રહે? જેઓની જીંદગી વેલાનમાં તો સાજના સાત વાગા પછી શરૂ થાય તેઓને અહીં સાડાઆઠ વાગનામાં ઘોંટાઇ જવા કહે ત્યારે જીવપર છરી ફરે તેમા નવાઇ શી છે. ''

આપણી તરફનો મોટે ઘેર ખાધા પીધાના ફેસ્નાથી ઘણુ છે લગનમાં ગયા ને મા-દાસની માછલીપર હાથ માર્યો, તેમજ જરતો, નહિ જરનો વીરકી ધીંચીને પેટના પોપડી

બોલાવી ને ઘેર આવીને ધોટાઇ ગયા તેના હીસાબે લંડનમાં ચાલવા જશો તો હાડમાર થશો. પહેલાં તો કોઇને સાંનું ઝળવાનું ઇંજન આવે કે હાય સોસાઇટીમાં પડીયે કે વળી પેલો અગતી હેલ જેવો પુછડીઓ ડગલો ને ત્રીમ ત્રાક, ગળુંકાત્રી નાખે એવો કાલર પહેરવો પડશે. કાલર કે શર્ટ ઉપર જરાબી ડાઘ ચાલે નાહી. જરાબી ચુંચાયલું કપડું ચાલે નહી. નવા દરજીની દુકાનમાંથી તની અજી થઇને નીકળ્યા હોઇયે તેમ જોઇયે. વારનીસના કોર્ટ-શુઝ પહેરવાં જોઇયે. પગમાં કાળાં રેશમી મોજાં જોઇયે. બાલ તુરતજ હેર ડ્રેસરની દુકાન-માંથી ફગવી અનરંગના અનરંગ જવું જોઇયે. બહાર ઉભેલા વેટરો એવા ચતુર હોય છે કે તમે ગમે એવા છેલ છબીલા થઇને જશો તેબી એક પલકારામાં પામી જશે કે તમે હાંડા શેઠ છો, ઇજનેર છો, ગ્રહસ્થ છો કે ઉમરાવ છો. તમારા મુછના તાવ, દાઢીના મરાવ; શર્ટનો ઉઠાવ કે શુઝના ટેકાવપરથી તેઓ પામી જાય છે વળી જાણવું કે ડીનર ઇનવીટે-શનમાં ૭–૩૦ નો ટાઇમ લખ્યો હોય તો ૭–૨૦ માં જઇને ઉભા રહેશો તો કોઇવાર મેહેમાની કરનાર ઘરમાં હોય પણ નાહી ને ૭–૪૦ વાગતે જશો તો ચપાટી જવા મંડી ગયેલા જોશો. તમે જઇને ગાબરાં મારશો કે ઘડીઆળ રહેલ હતું અથવા ટ્રેન ચુકી ગયો તે કાંઇ ચાલવાનું નથી. તે લોકો કંઇ બોલશે નહીં પણ તુરત પામી જશે કે તમે યાતો ઘણા ઇચ્ચમજી કે યાતો ગ્રહસ્થ મંડળમાં ઝાઝા ફરેલા નથી બરાબર ટાઇમ લખ્યો હોય તેની પાંચ મીનીટ આગળ જવું. આપણે તો આવાને આવા કામકાજના કાઢણીયાં પડ્યા એટલે પા કલાક અગાઉથી ઘર આગળ જઇ પહોચ્યે તો મોહોલ્લાને નાકે આમથી તેમ ફેરા આંટા ખાઇને બરાબર મુકરર ટાઇમની પાંચ મીનીટ અગાઉ જુદું જુદું હસ્તા દાખલ થઇએ. વેટર બહાર પડશાળમાં ઉભોજ હોય. તેનો ઠઠેરો જોનાંજ ધરકો પડે કે સંધ કોથી કેમ જશે. હાથમાં કીડનાં ગ્લવસ, ગુચ્છાદાર બાલ કરલ કરીને ચળચળ કરતા, ખાસ્સા દશ શીલીંગનો શર્ટ તેમાંથી " કીસ મી કવીક " કે પેચુલીનો બેહેકાટ આવે, ઝીણી ઝીણી મુછના તાવ દીધેલા અને વારનીસનાં શુઝ અને પુછડીઆ ડગલામાં સજ થયેલો! આપણું તો જાણે રેંજીપેંજી જોવા લાગ્યો. જેવા ગાડીમાંથી ઉતર્યા કે " Allow me sir " કરી નાજુકાઇથી આપણા હાથમાંની લાકડી ટોપી લઇ વગેરે મૂકશે અને ઓવરકોટ કાઢીને ટાંગશે અને ડગલા ઉપર જુડો સાચો બ્રશ મારશે પછી દીવાનખાના આગળ જઇ જાહેર કરશે કે ફલાણા સાહેબ આવ્યા. સાહેબજી, સાહેબજી કરી શેકહેન્ડ કરી, કે પાંચ મીનીટ—ઘણું તો દશ મીનીટમાં બટલર આવેલોજ છે. તે મોટે સાદે પોકારશે કે ખાણું તૈયાર છે સાહેબ. આપણા દેશમાં તો આઠ વાગે જમવાનું હોય તો સાત વાગેથી બોલાવીને આંટરડાં ચીમળાવશે. ઘરની એકાદ છોકરી જો આખો દીવસ પરોણાને અજબ કરવાની મકસદથી પ્રેક્ટીસ કરી કરીને હાકી કરશે તે અખંતર જેવો એકાદ પીસ પીયાનોપર ફૂટી મારશે. ઘર ધણી મનમાં સમજશે કે ' હું મારા કુટુંબની બાનુઓ કેવી હોશયાર છે તે બતાઉં છુંને હું કેવો સુખી છું તેનો ખ્યાલ આપું છું' ઓણીમેર પરોણો હસ્તુ મોંઢ રાખી મનમાં બડબડતો બેસશે કે ' આએ નકામું માથું કુટે છે.' આવા ઢંગ અને રંગ મેં શહેર મુંબાઇમાં અમલ કરી પારસી મંડળમાં અનેકવાર જોયા છે. પણ લંડન સોસાઇટીનો તો તરીકોજ જુદો છે. ત્યાં મોટે ઘરે જમવા ગયા કે આ કે ગ્રહસ્થ એકએક

બાનુને સોંપી આપવામાં આવશે. હજુ તો જઇને સલામ અકરામ થઇ નહી એટલામાં તો ચાલો જમવા. તમને સોંપેલી લેડીનો હાથ બગલમાં લઇને જવાનું ને આખો વખત તેની ગોરસી કરવાનું. સઉ સઉની જગા પણ નેમી આપેલી. દરેક પ્લેટ ઉપર ત્યાં બેસનારના નામનો કાર્ડ મુકેલો. ઘણું કરી ઘરની વડી હેડ ઉપર બેશે, અને તેના જમણા હાથ ઉપર નોતરેલાંઓમાંથી જે સર્વથી વધુ ધપધપ્યો હોય તેને બેસાડે. ડાબા હાથ ઉપર ધપ ધપ નંબર ૨! હેડની પેલે નાકે ઘરનો ધણી બેશે, તેના જમણા હાથ ઉપર સર્વેથી ઉંચી બાજુ, અને ડાબી બાજુએ નંબર ૨ બાનુ. ટેબલ ઉપર પરોણાઓને કેમ ગોઠવવાં એ ઇંગ્રેજોમાં એક મોટો હુન્નર કહેવાય છે. અને ઘણીક ડીનર ટેબલોની ફતેહ આ પરોણાઓની રચના ઉપર આધાર રાખે છે. કોઇ ફડાકા માર કર્નલ પાસે ધરડી તડાકા માર ઓી આવી ગઈ અને ટપાટપી ચાલુ થઇ તો બધો ઘાણ બગડી જાય છે. પણ જાણે સમજે કે બધા ગોઠવાઇને બેઠા. ભૂલે ચુકે ખંડોબા હાઇ કંપનીની ટેબલ હોય તો વીહસ્કી, સોડા કે બ્રાંડી માંગતા ના, નહીંતો હાજર રહેલી ફક્કડફરો પોતપોતામાં ઠીઠી હસીને તમારૂં પત જશે. માછલી સાથે ફ્લાઓજ વાઇન, ગેસ્ન સાથે ફ્લારેટ અને ચોક્કસ ડીસો સાથે ચમપીન એમ સઘળું સરકારી કાયદાથી મુકરર કરી આપેલું છે. તમે ભુલે ચુકે શેરી વાઇનની વારી હોય ત્યારે ચમપીન માગો અથવા હોક કે કલેરેટને મળતી ડીસ હોય ત્યારે બીજા કોઇ દારૂની ઇચ્છા કરી તો તમારી પ્રતીષ્ઠાનો ડીસકાઉંટ પંચોતેર ટકા! સર્વથી સરસ પ્લાન એકે ન સમજ પડે તો " No. thank you." કરી 'ટુકેથી ડાહમતું. કારણકે, જીવ ધરાય તેમ તરસ મટાડવાનો સંજોગ આવે છે તે પાછળ જોશો. મારી વહાલી લેડીઓ વાઇનનું ગ્લાસ ભરાવીને ટીપું ટીપું ચુસીને પોતાની મમાઇ બપાઇઓનાં ડોળા ખાળે પણ મીજલસમાં આવ્યા અગાઉ તરનું ટાઢું કરીને આવે તેનો મુઝાખો નહી. ડીનર ઉપર લેડીઓની હાજરીમાં રાજદ્વારી તકરાર કે વાત વગત થાય નહીં. એ લોક જમતાં જમતાં ઓછામાં ઓછો દોઢથી બે કલાક લે છે અને તેટલા અરસામાં કયકઈ બાનુઓની ઇજતના વાવટા ફાડીને ચીથરાં કરવામાં આવે છે. મારા ટુંક અનુભવ ઉપરથી હું જોઇ શક્યો કે ઇંગ્રેજી સંસાર મંડળમાં ચોક્કસ ગેર રીતીથી વર્તવાનું જેટલું પાપ નથી તેટલું તે ગેર રીતીમાં પકડાઇ જવાનું પાપ વધારે છે. જોઇયે તો પાપ કરો પણ પકડાઓ ના એ નીયમ ત્યાં વધારે જોએજ જણાય છે. વળી બીજું શું? એકાદ ઓી મેત્રીમેનીયલ કોર્ટ કે બીજી કોઇ ઈનસાફની અદાલતમાં નીતીનો કાયદો તોડવાના આરોપ માટે જાહેર થઇ કે ઇંગ્રેજી સોસાયટી તેણીને પોતાનાં મંડળમાંથી ઉરાડી નાખી ચુંથી પીખી નાખે છે. પણ એવાજ અથવા એથી બદતર અપરાધ માટે કોઇ પુરૂષ ઝટકાયો તો ઉલટું તેના ઉપર ખાનગી મંડળોમાં વધારે ઝુપલા નખાય છે. અને તેણે શું મોટો વાઘ માર્યો હોય તેવી રીતે તેના તરફ જોવામાં આવે છે. એ લોકના જમવાના કાયદા પણ વીચીત્ર છે અને દરેક વેપાત જનારને અગાઉથી તેનો થોડોક અભ્યાસ કરવાની હું સુચના કરૂં છું. સુપ એકથી બે વાર માગવો નહી. કોઈમી કારણે છરી મહોડામાં લેવી નહીં. આંગળાંથી દાંતમાંનાં રૂગએલાં તણખાં કહાડવાં નહીં. ભોંય ઉપર કાંઇબી થુંકવું નહીં, કારણ ઇંગ્રેજ લોક ઘણીક કે સુધરેલા છે અથવા સુધરેલામાં ખપે છે. એક ઇંગ્રેજ બાનુ પોતાના ડ્રોઇંગ રૂમમાં મહદરપને સ્મોક કરવા દેશે નહીં કે ડીનર રૂમમાં એક તણખલી ભોંય ઉપર નાખવા

'દેશો નહીં'. પણ કોઇ વાર જોશો કે એક ઇંગ્રેજને થુંકવાની તલબ થઇ કે ખીસામાંથી રૂમાલ કહાડીને હું કરી થુંકનો લપકો નાખી તે રૂમાલનો ડુચો કરી પાછો ખીસામાં ખોસી દેશે અને અરધી ઘડીમાં તેજ રૂમાલ પાછો કહાડી તે વડે મોહડું લુછશે. બોર કે દરાખ એવી કાંઈ ઠળીઆવાળી ચીજ ખાઇને તેના ઠળીઆ ભોંય ઉપર થુંકાય નહીં પણ રૂમાલમાંજ ખાલી કરી તે રૂમાલ ઠળીઆ સાથેજ ખીસામાં દાબી દેશે. વળી ઘણાક લોકો તો ખીસામાં એક દાબડી રાખે છે તેમાં થુંકીને દાબડી ગજવામાં મુકી દે. હું ખરૂં કહું છું કે સુઘડતાના બાબમાં આપણા દેશના ચોક્કસ વગેરે હજાર ભલાઇ છે.

પણ હું આ શું ભીજન માંડી બેઠો છું! ખાણું ઠંડુ પડી જાય છે અને હું કયાંનો કયાં આડો ફાટયો? જમી રહ્યા કે ડઝરટ એટલે ફ્રુટ, સુકો મેવો, પુડીંગ વગેરે આવે જે ખલાસ થવા પછી સઘળી બાનુઓ રૂખસદ લેવા ઉઠે તે વારે સઘળાઓએ ઉઠીને ઉભા થવું જોઇએ. જે કોઇ બારણાની નજદીક હોય તે અહરંય વહેલો વહેલો ઉઠીને બારણું ઉઘાડે અને સઘળી બાનુઓ ડ્રોઇંગ રૂમમાં પતે, તેમના જવા પછી વાતચીત, વીહીરકી ખાંડીનો બાહાર ફુટે, સોડા વીહસ્કી વગેરેની ડીકાનડરો ટેબલપર મૂકીને વેટરો પણ ગેબ થઇ જાય એટલે પછી "ઇકલીઝીયા સ્ટીક પાર્લામેંટરી ટોક." બધી જાતની "ટોક" છુટથી ચાલે, છાંટા પાણી પણ જરા વધતો ઓછો ખરો. અરધો કલાક જવા પછી માહેથી વળી શેઠાણીનું તેડું આવે કે ચાલો હવે ઘણું થયું—કાફી તૈયાર છે, એટલે બધા ડાહ્યા દોહગ થઇને ડ્રોઇંગ રૂમમાં જાય. ત્યાં પછી મ્યુઝીક ગાનતાન ગુલતાન કારડ નાસાગોસા વગેરે જે આપણામાં ખાણાં અગાઉ કરી લે છે તે સઘળું ખાણા પછી થાય, આપણે તો એણી ગમથી જમ્યા કે બીજી ગમથી પાનનો ડુંચો મોહડામાં માર્યો કે પાઘડી પહેરીને ચાલ મારા બાપ! તેણીમેર બધીજ ઉલટો મામલો. મજાનું ભેટવું, ગાવું, વગાડવું, સઘળું ખાધા પછી; વળી જો જલદી જલદી જવું હોયતો ઢોલ તાસાં વગાડીને સાહેબજી સાહેબજી કરી આખી મીજલસને તોડી નાખવાનો રવઇયો નથી. જવું હોય તો ચુપચુપ સટી જવું. હવે છેલ્લી મુશકેલી રહી. મેજ ઉપર વેટર બટલર અને અને પીરસનારી છોડીઓનો ઠઠેરો એવો કે કુદરતી ઉભરાટ થાય કે એ લોકને નવાજવું કેમ? કોઇ દહાડેબી શીલીંગ બે શીલીંગ એઓના હાથમાં મુકતા ના. કેમ કરવું તેનો હું રસ્તો સુઝવું છું. જ્યારે ડેઝરટની રકાબી મુકી જાય ત્યાર ડીનરનો ઠસ્સો અને નોકરોની સંખ્યા ધ્યાનમાં લઇ જે આપવું હોય તે અરધો સોવરેન કે સોવરેન હળવેથી કહાડી ડેઝરટ પ્લેટના ખુણામાં મુકવો! આ વાર બટલર, અને પેરીએટ અસમાન ગમ જોતાં હશે પણ બરૂસે રહેશો નહીં. તેઓની તન દ્રશટી અસમાન ગમ હશે પણ મન દ્રશટી તમોએ હળવેથી મુકેલાં સીક્કા ગમ છે એમ નક્કી જાણજો. ઘરનો ધણી પણ બધું સમજે છે. પણ જાણે કશું જાણતો ન હોય તેમ વર્તે છે. સઘળાઓ ડ્રોઇંગ રૂમમાં ગયા પછી વેટરો તમોએ મેલેલો સીક્કો ઉપાડી લેશે ને પોતે પોતાની રીત પ્રમાણે વહેંચી લેશે. યાદ રાખવું કે એકજ ઝીણું કાંતશો ના. આ દેશની પેઠે ત્યાં કાંઇ બેઆની પાવલીથી કામ સરવાનું નથી. મોટે ઘેરનો બટલર તો આઠ આનાની ચીરૂટ એક લેહજામાં ફુંકી જશે. આના સંબંધમાં બે ખરા બનેલા દાખલા એક આ દેશમાં અને બીજો વેલાતમાં બનેલા મારા એક અંગત મરહુમ મીત્રે કહેલા યાદ આવે છે.

આ મીત્ર પહેલ વહેલા વીલાયત ગયા ત્યારે ત્યાંની રીતભાતથી અજાણ્યા હતા

એટલે એક મોટે ઘેર જમવા ગયા અને આ દેશની રીત પ્રમાણે ખીસામાંથી શીલીંગ કહાડીને દેખાતી રીતે ઉપર મુકી પણ બટલરના નાકમાં સોળ ખાડી ગઈ તોબી મોંઢ હાવકુ રાખી પેલી શીલીંગને અડકયા વગર દુરથી આંગળી બતાવી કહ્યું " મર, આએ તમારો સીક્કો ભુલમાં ટેબલપર રેહી ગયો છે " ઘણે વારે શેઠને સમજ પડી કે આ નાનો સીક્કો મોટે ઘેરના બટલરને ગળે ઉતર્યો નથી. આ તરફનો એવોજ એક બીજો દાખલો આપું ઇંગ્લંડથી આવતી ઇંગ્રેજ બાનુઓ કોણ જાણે શા કારણથી અહીના નોકરને બહુજ હલકા ગણે છે અને પોતાનો જીવ અસાધારણ ચીટ્ટો રાખે છે એક ઇગ્રેજ બાનુ પોતાની લગભગ પાંત્રીસ વરસની ઉમરે પરણીને પહેલ વહેલા હીંદુસ્તાન આવ્યાં ઇશ્વર કૃપાથી પતીને પહેલીજવાર પુત્રની બક્ષીસ કરી. ઘરમા આનંદ વ્યાપી રહ્યો કારણકે ઘણી આશા પછી આ ગાદી વારસ પેદા થયો હતો. માસ્તર અને મડમ બહુ મગન થઇ ગયાં અને પોતાના કંઇ વરસોના એક પુરાણા પરદેશી નોકરને બોલાવીને મડમે ખુશીની બહારમાં ઘરર કઇને અરધો રૂપીયો બક્ષેશ આપ્યો ત્રીસ વરસની નોકરી બાદ આ અનહદ નવાજેશથી હેબતી જઇ નોકરે પોતાની સમય સુચકતા ખોઇ નહી. તેણે બે હાથે સલામ કરી મેમ સાબને કહ્યું કે " મારી પેટી હમણા ભાગી ગઇ છે તેથી એ રકમ તમારી પાસે રાખો બ્યાજે ચેધશે ને હું માંગી લઇશ. "

પણ ચાલો હવે આ વીશય તમામ કરીશુ એટલુ યાદ રાખવુ કે કોઇએ તમને જમવા તેડયા તો ત્રણ ચ્યાર દીવસમા તેમને ત્યા વીઝીટ આપવા જવાનો કાયદો છે. આ વીઝીટના સંબંધમાં થોડોક ખોલાસો હું કરૂં છુ

આપણું મુંબઇ શેહેરમા આરસપરસ મુલાકાતની રૂઢી કમાલ ગેબોથી ભરેલી છે તે કોણ જાણતું નથી? સાંજના પાચ વાગે બહાર જવું તો જોઇયે એટલે માલ્કો ચહડાવીને આ દીકરીઓ અને સાસુ વહુઓ ગોઠવણ કરશે કે ચાલો રોજને રોજ પાલવા બંદરપર શું જવા કરે આજે ફલાણી ચીણીને તાંઠ મળી અવ્યા આ પ્રમાણે રચના ગ્રી સઘળું સમહરથાન કમનસીબ ફલાણી ચીનીને ત્યા જઇ ધામો નાખશે અને કુળાક વાગતા સુધીનું સાદું? આ વાર તેઓ ભુલી જાય છે કે બાપડી ફલાણી ચીણી પોતાના ભરથાર કે બેટીઓ સાથ પોતે ફરવા જવાની હશે તેઓને આપણે અટકાવ્યે છીએ. એ અવીચારી રૂઢીને હું વરીયામ એકલ પેટાઇની ઉપમા આપું છુ પોતાને સોહેલાવાને ખાતર પારકાને અગવડ કેટલી થાય છે તેની ગણત્રી કરવામાં આવતી નથી, અથવા ગણત્રી કરવામાં આવે તો તેની દરકાર રહેતી નથી. આ સઘળું લખાણથી લખવાનો મારો હેતુ એવુ દેખાડવાનો છે કે ઇંગ્લંડના લોક આવા આવા સંસારી જખ્મો ખાગી ખમીને ચગોર બન્યા છે. તેઓએ કસી કસીને આ વીઝીટ અદલ બદલ કરવાનો રવૈયો એવો તો ચાલતી છરીની ધાર પેઠે બારીક બનાવ્યો છે કે તેઓને હવે કશી હરકત પડતી હોય તેમ જણાતું નથી-ઘણા ખરા મોટે ઘરના લોક અઠવાડીયાનો એક દિવસ અને વખત તેના પણ ચોક્કસ કલાકો વીઝીટરોને રીસીવ કરવા માટે જુદા કહાડી રાખે છે. દાખલા તરીકે મંડળમા જાણીતી વાત હોય છે કે મેરપતવારે ત્રણથી પાચ સુધીનો ટાઇમ લેડી હેમીલટનનો " એટ હોમ " નો મુકરર કરેલો ટાઇમ છે

(અપૂર્ણ.)

—" મોદીખાનેથી મારો લ્સ." (ભાગ ૨ જો.)

# સુન્દરી સુબોધ.

( સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો " સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, પોતપોતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી તેઓ મુક્ત સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની ભૂખ ઈચ્છાઓ અને કરવામાંથી છુટી એ કુટુંબનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે, સત્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતા બાન્ધુના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સન્તાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય તથા પ્રેમતત્ત્વ જાગ્રત રાખી સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે સ્ત્રી વિના ગૃહ નથી ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે ")

પુ ૧૬ મુ ] જુલાઈ–ઓગસ્ટ, ૧૯૧૯ [ અંક ૭-૮

## उदयगुजन.



## જગદંબાને પ્રાર્થના:

### ( સુખ દુઃખની વિચિત્ર વ્યાપકતા )

મા ! ત્હારા સંસારમાં આવા દુઃખી પ્રાણીઓ પણ છે ? તું તો દયામયી અને દુઃખ નિવારિણી છે ને ? ત્હારામાં આવો ભેદ કેમ, મા ! કેટલાક ત્હારી કૃપાથી અતુલ ઐશ્વર્યના અધિકારી થઈ પડ્યા છે ! વળી કેટલાક કોણ જાણે શા માટે દારિદ્ર્યની રાત્રે પરોઢથી રોદન કરતા દિવસો નિર્ગમન કરે છે ! મા ! ત્હારી એ કેવી લીલા ? મા ! કોઈ ત્હારા કૃપા-પ્રસાદથી સોને મઢેલા, ઝળકતા મહાલયોમાં નિવાસ કરી દેહની સ્વચ્છંદતા પ્રાપ્ત કરે છે અને કોઈને તો એક તાડપત્રથી બનેલી કુટીર વિના માત્ર વૃક્ષતલે શયન કરવું પડે છે ! ત્હમારા સંસારમાં કોઈ મનુષ્ય અમૃતતુલ્ય પદાર્થ ભોજન નહિ કરી શકનારથી વધેલા પદાર્થો કુતરા બિલાડાને ખવડાવી દે અને કોઈ બિચારા અહાર વિના ભૂખ્યે પેટેજ દિવસો નિર્ગમન કરે છે ! કોઈ ઘોડાગાડીઓમાં આવજા કરવામાં કલેશ પામતા નથી અને કોઈ બિચારા ખરા મધ્યાહ્નના તપ્ત તાપમાં જટિધારામાં પગળતા, અને પવનના સપાટામાં ધ્રુજતી પડતા, ઉઘાડે પગે માથે મ્હોટા ગાંસડા લઈને ગમન કરે છે ! મા ! ત્હારી લીલા તો ત્હુંજ જાણે ! * * * સત્યજ કહ્યું છે કે ' કોઈને ઘી સાકર, ત્યારે કોઈને શાકમાં કાંકર " મા ! શું આ બિચારા ગરીબોએ ત્હારા પાકેલા ધાન્યના ક્ષેત્રમાં દાતરડાં ફેરવ્યા હતાં ? શું તેમણે ત્હારો કશો અપરાધ કર્યો હતો ?

—ડાહ્યાભાઈ રામચન્દ્ર મ્હેતાકૃત " શ્રીરામકૃષ્ણ પરમહંસ "

# वार्तालहरी.

## ભાભીનો ભાવ.

લેખક—રા. રા. નટવર એમ. વીમાવાળા.

૧.

"ત્યારે શું તમારો એવોજ વિચાર છે, કે બાપુ દિયરજીએ જન્મભર કુંવારાજ રહેવું ? એમણે બિચારાએ લગ્નનો લહાવો નજ લેવો એમ તમારો મત છે ?"

એક દિવસે—તે દિવસે રવિવાર હતો—બપોરે બાર વાગે જમી રહ્યા પછી ટેબલ પર બેઠેલા કાંતિરાય પાસે પાનની તબકડી મૂકતાં નારાયણીએ કહ્યું

ટુંકમાં પ્રસંગ સમજી લેવાથી સઘળી સરળતા થશે

કાંતિરાય મુંબાઈમાં મે'માં રૂપિયા મવાસોના દરમાયાથી નોકરી કરતો હતો બાપદાદાએ પૈસે ટકે સુખી રહે એટલી મિલ્કત વસાવી મૂકેલી હતી એટલે પગાર અને બીજી આવક વગેરેને લીધે કાંતિરાયનો ઘર-સંસાર સારી રીતે ચાલતો બીજું તેને સારે નશીબે તેને બહુજ મારી, સુઘડ અને ભલી સ્ત્રી મળી હતી નારાયણીએ ઝાઝું ભણતર મેળવ્યું નહતું—તે ફક્ત ગુજરાતી ચાર ચોપડીજ ભણી હતી—પરતુ તે બહુ ગણેલી હતી તેનો સ્વભાવ મમતાળુ, અને મળતાવડો હતો એને લીધે તેમજ ઘરસંસાર ચલાવવામાં તેણે જે કુશળતા મેળવી હતી તેને લીધે તે કાંતિરાયને બહુ પ્રિય થઇ પડી હતી વળી કાંતિરાયને ત્યાં તેનો એક ભાઇ રહેતો હતો એ ભાઇ તેનો સગો ભાઇ નહતો પરતુ તેના ફુઆનો છોકરો થતો હતો કાંતિરાયના ફુઆ તથા ફોઈ અમૃતરાયને બાર વર્ષનો મૂકીને મરી ગયા હતા એ પછી કાંતિરાયેજ તેને પોતાને ત્યાં રાખી તેનું પોષણ કરવા માંડ્યું હતું એ ઉપરાંત તેને કેળવવાનો ભાર પણ પોતે પોતાને માથે લીધો હતો અમૃતરાય ભણવામાં બહુજ બુદ્ધિશાળી ન હતો એ ખરૂં, તથાપી મહેનત કરીને તે હમ્મેશાં પાસ થતો ખરો એ પ્રમાણે મહેનત કરી કરીનેજ તે બી. એ. સુધી આવ્યો હતો અને બી. એ. માં સાયન્સ (વિજ્ઞાન) લઇને એ પસાર પણ થઇ ગયો હતો તે એકવીશ વર્ષનો થયો હતો છતાં તેનો વિવાહ હજી થઇ શક્યો નહતો અને તે શામાટે એ તો સમજી શકાય એટલું સ્પષ્ટ છે

હવે આગળ ચાલીએ

"મેં ક્યારે એને પરણવા ના કહી છે ?" મોઢું મલકાવતાં કાંતિરાયે કહ્યું "એને પરણવું હોય, તો પરણે અને ધંધો કરવો હોય તો ધંધો કરે મરજી એની મરજી પર આધાર છે "

"તમે એવી શરત કરો તે શા કામની ! એટલે એ બિચારા હાલ પરણીજ ન શકે ભણતા ઉપરાંત તમારે—"

પુત્રનાં મિત્ર બની શકવાને તેઓ અશક્ત નીવડે છે. આ સત્ય નારાયણી મારી પેઠે સમજતી અને પોતાના સંબંધમાં તેવું ન બને તેની તે સંભાળ રાખતી. આથી અમૃતરાયે પોતાના હૃદયના ઉંડા ઉભરાઓ તેની આગળ ખાલી કર્યાં, તો તેમાં નવાઇ જેવું કશુંય નથી.

પરંતુ આપણે જોયુ છે તેમ નારાયણીને તેના કામમાં નિષ્ફળતા મળી. કાંતિલાલની દ્રઢતા અજય્ય હતી.

૨.

"કેમ? ત્યારે એ તો નહિં માને કે?" અમૃતરાયે નારાયણીને પૂછ્યું.

કાંતિરાય નોકરી પર ગયો હતો. અમૃતરાય ઘેરજ હતો. નારાયણી પણ ઘરમાંજ કામકાજ કરતી હતી. આગલે દિવસે વાતચીતનું શું પરિણામ આવ્યુ હશે તે અમૃતરાય કળી ગયો હતો અને તેથીજ તેણે ભાભીને આ પ્રમાણે સવાલ કર્યો.

"ના ભાઇ, એમની દ્રઢતા તમને ક્યાં માલમ નથી?"

"મને પ્હેલેથીજ લાગતું હતુ કે એમાં નિરાશાજ મળશે. એ તો હવે એમજ, મારે આખી જીંદગી કુંવારા રહેવાનુજ નિર્માણ કર્યું હશે તેમાં કોઈ શું કરે?"

"પણ તમે આમ નિરાશ શું કરવા થાઓ છો? હુ તો ધારું છું કે તમને લગ્ન કરવામાં વાંધો નડે તેવું નથી."

"પણ લગ્ન કરીને ખાઉં શું?—ખવડાવું શું ધૂળ?"

"તમે બી. એ. થયા છો, તે ૮૦ રૂપિયા તો સ્હેજે મળશે."

"માફ કરજો મોટાં ભાભી, પણ એ પારકાનું ગદ્ધાવૈતરૂ આપણાથી થાય નહિ અને સ્વતંત્રતા ગુમાવવી એના કરતાં તો મરવું બેહતર—"

"એ પરૂં પાછ—" એટલું બોલી નારાયણી સ્હેજ વિચારમાં પડી ગઇ. કેટલીક વેળા વિચાર કર્યા પછી તે બોલી. "ભાણુભાઇ, તમને કારખાનું કાઢવા માટે એક હજાર હોય તો ચાલે ખરાને?"

"હા, ચાલે તો ખરા. પન્દરસો હોય, તો સાત વધારે જથ્થામાં નીકળી શકે, એટલુંજ."

"ઠીક ત્યારે જો તમારે પલ્લું ભરવાનું ન હોય તો તમે આટલાજ રૂપિયામાં લગ્ન પણ કરી શકો અને કારખાનું પણ કાઢી શકો."

અમૃતરાયે હસતાં હસતાં કહ્યુઃ "તમે પણ જરા આકાશ પાતાળનીજ વાત કરે છો, હો મોટાં ભાભી! વળી પલ્લું લીધા વગર આપણી ન્યાતમાં કંઈ લગ્ન થયાં છે ખરાં? તેમ તે વળી બનતુ હશે? એ બને નહિ, ને આપણો દહાડો વળે નહિ."

"ના, ના, એમ હસો છો શું? મારે ને ખુશમનલાલને દૂરનું સગપણ છે તેને હું વાત કહી જોઉં. કારખાનું ચાલતુ જાય તેમ તેમ રૂપિયા ધીમે ધીમે સુશીલાને નામે બેંકમા જે કરાવતા જવું, એ શરતે નક્કી થાય ખરૂં."

"કંઇ નહિ, ફેંકોને તોપ ગોળો! લાગ્યું તો તીર, નહિ તો તુક્કો!" અમૃતરાય હસતાં હસતાં ચાલ્યો ગયો.

–અમૃતરાય હાલમાં પોતાના એક મિત્રના પિતાના સાબુના કારખાનમાં તે કામનું આમ શિક્ષણ મેળવતો હતો નારાયણી પાસેથી નીકળીને તે ત્યાંજ ગયો. પેલા મિત્ર–સુંદરલાલે અમૃતલાલને તરત પૂછ્યું, "અમૃત આ જોયું કે?" એમ કહી, તેણે નાટકની એક જાહેરખબર બતાવી.

"કેમ, એમાં શુ જોવાનુ છે?" અમૃતરાયે પૂછ્યું.

"આ નામ જોયું? "ઔરંગઝેબ." "સુંદરલાલે પૂછ્યું, "તેં આજથી પાંચ વરસ પર એ નામનો ખેલ લખ્યો હતો તે યાદ છે કે?"

"હા, અને એ ખેલ મેં પેલા જગન્નાથને વાંચવા આપ્યો હતો અને જગન્નાથ તો નિશાળમાંથી ઉઠી ગયો અને ખેલ પણ 'ગુલ ડબ્બો' થઇ ગયો હતો! જગન્નાથ દુનિયાને કયે ખુણે પડ્યો હશે તેયે મને ખબર નથી. મને 'નાટક' વિષે એ પછી ઝાઝો તિરસ્કાર આવી ગયો એટલે હું શું કરવા તપાસ પણ કરૂ?"

"એમ કેમ ન બને કે આ ખેલ તારો હોય?"

"હોવાનુંજ નથી, મારો ખેલ સ્ટેજ (ભજવવા) યોગ્ય હતોજ નહિ. હવે એ જવા દે નાટકચેટકની વાતો. પછી પેલા સામાનનુ પાર્સલ આવ્યું કે નહિ?"

"હા, આવ્યું છે." એમ કહી સુંદરલાલ અમૃતરાયને ફેકટરીના અંદરના ભાગમાં લઇ ગયો.

૩

નારાયણીએ કઢીવતી દાળ પીરસતાં કહ્યું, "તમે હા કહો, કે ના કહો, પણ હવે ...ણુ દીયરજી આ વૈશાખમાં ચતુર્ભુજ થવાના હોં!" તે સ્હેજ હસી પડી.

કાંતિરાયે કહ્યું, "મેં ક્યારે ના કહી હતી? હું તો તેમાં રાજીજ છું." પાસે બેઠેલા ...મૃતરાયને તેણે પૂછ્યું, "કેમ અમૃત, કારખાનાનો વિચાર માંડી વાળ્યો કે શું?"

"નારે મોટાભાઈ! મારો તો તે વિચાર કાયમજ છે. આ ગપ તો મોટાં ભાભીની ...ાવટની લાગે છે." અમૃતરાયે હસતાં કહ્યું.

"ગપ શાની છે? તમે ઝટપટ જમી લ્યો. હમણાં ખુશમનલાલ તીથી નક્કી કરવા ...રે આવવાના છે. બધું નક્કી છે. તમારે પુસ્તાં સિવાયનો ખરચ કરવાનો છે. વિવાહ અને ...પ સાથેજ આ વર્ષે થઇ જશે."

"પણ કેમ જન્માક્ષર મેળવવાનો વિચાર નથી? દૈવી અને આસુરી પ્રકૃતિ ભેગી ...ી જશે તો બિચારા અમૃતના ભોગ મળશે."

"હેં ખુશમનલાલ કાંઈ એવા જૂના વિચારના આદમી નથી કે જન્માક્ષર મેળવે."

"ત્યારે છોકરીનાં લગ્ન કેમ આટલી નાની ઉમરે કરે છે?"

"છોકરીની મા સમજાવી સમજતી નથી–અને ઘરમાથી કજીયો ટાળવા માટે એને ...ટલી ઝડપ કરવી પડે છે."

" કાંતિરાય હવે મુંગોજ બેઠો. થોડીવારમાં જમી રહીને તેઓ હાથ ધોતા હતા એટલામાં ખુશમનલાલ જાતે ત્યાં આવી પહોંચ્યો અને પરણ્યા વિષે કાંઇ પણ વાતચિત ન કરતાં તેણે મૂહૂર્ત નક્કી કરવાનીજ ભાંજગડ ચલાવી. તે પરથી અમૃતરાયને લાગ્યું કે નારાયણીએ કહેલી વાત, કે પલ્લુ પાછળથી આપવું, એ ખરીજ હોવી જોઇએ. વાતચિતને અંતે ત્રીજેજ દહાડે વિવાહ અને વૈશાખ સુદ પાંચમના દહાડે એટલે તે દિવસેથી સવામહિનો રહીને લગ્ન કરી દેવા એવું ઠર્યું

## ૪.

અમૃતરાયનાં લગ્ન સાંગોપાંગ હરકત વિના થઈ ગયાં છે. લગ્ન માટે જે ખર્ચ થયો, તે રૂ. ૫૦૦ અને ૬૦૦ ની વચ્ચે હોવાથી બાકીના રૂ. ૯૦૦–૧૦૦૦થી એક મજાનુ કારખાનું સુરતમાંજ સ્થાપન કરી શકાશે, એ વિચારે તેનો હરખ માતો નહતો. લગ્નમાંથી છૂટાં થતાંજ તેણે પોતાની પાસેનાં રૂપિયામાંથી તરત ફેકટરીને માટે બધી ગોઠવણ કરી ગોઠવણમાંની એક ગોઠવણ જાહેરખબર આપવાની પણ હતી. અમે આગળ જણાવ્યું નથી પણ ખુશમનલાલ એક છાપાનો અધિપતિ હતો. પોતાની જાહેરખબરનું લખાણ તૈયાર કરીને ને સાથે લઇ અમૃતરાય " સમય " પત્રની ઓફિસે ગયો. અને ખુશમનલાલને મળ્યો. સાહેબજી–સલામ થયા બાદ અમૃતરાયે પોતાની જાહેરખબર આપતાં કહ્યું

" મારૂ કારખાનું હવે તૈયાર થઇ ગયુ છે. આ તેની જાહેરખબર તમારા આવતા રવિવારના અંકમાં જરૂર લેજો. તમે કશીપણ ફીકર કરશો નહિ. મારૂં કારખાનું ધમધોકાર ચાલતું થયું કે, હું તરત તમારૂ લ્હેણું ચુકવી દઇશ–"

" શેનું લ્હેણું ! " ખુશમનલાલે અજાયબી પામતાં પૂછ્યું.

" કેમ ? મારે હજુ પલ્લું ભરવાનુ છેને ? " અમૃતરાયે તેને યાદ દેવડાવતાં પૂછ્યું.

" પલ્લું તો ક્યારનુંયે ભરાઇ ગયું છે. પલ્લુ ભરાયા વગર કાંઇ લગ્ન થતાં હશે ? એ નારાયણી બ્હેન પોતાની સાથેજ રૂ. ૮૦૦) લેતાં આવ્યાં હતાં કે પાછળથી કાંઇ તકરાર નહિ એટલા માટે અમારે બધુજ પલ્લુ પ્હેલેથીજ રોકડ આપી દેવા છે. રૂપિયા મુશીલાને ચઢાવી દેવું છે એમ એમણે કહ્યુ હતું અને તેથીજ લગ્ન તરત થવાનો અને નિર્વિઘ્ન નો જોગ બેસી ગયો. " ખુશમનલાલે સમજાવ્યું.

" હેં શું કહો છો ? ... તો એનું ... નથી. અને પલ્લું પણ ... નથી.. ... પાસે તે આવેજ ક્યાંથી? "

" મને તો તમારાં મોટાં ભાભીએ આપ્યુ અને પચ્યા વિશે હવે કાંઇજ રહ્યું નથી ... પણ કરીને રૂપિયા સુશીલાને નામે બેંકમાં પણ મૂકી દીધા. શું તમને ખબર ? "

અમૃતરાય અજાયબી પામતો બોલ્યો: " ના, ના, મને તો ખબરજ નથી. બેસો, હું પૂછુ. " એમ કહી અમૃતરાય ઉતાવળે પગલે ચાલતો ઘર તરફ વળ્યો. ઘર જઇ જૂએ છે તો નારાયણી એક પાડોશીને ત્યાં ગઇ હતી. અમૃતરાય તે પડોશીમાં દોડ્યો તો તેને સઘળો ભેદ માલમ પડ્યો. નારાયણી પોસ્ટ ઓફિસની પેસાની બેંક બુક લઇને પેલા પડોશીને પોતાની મિલકત તેનું વ્યાજ વિગેરે વિષે પૂછી રહી નારાયણીને તેના પિતા તરફથી દોઢ બે હજારનો વારસો મળ્યો હતો અને તેમાંના ઘણા રૂપિયા તેણે બેનણ જુદીજુદી બેંકમાં જમે કરાવેલા હતા. પોતાની એ નાનીશી

પુંજીમાંથીજ રૂ. ૮૦૦ પેલા પારેખી મારફત ઉપાડીને નારાયણીએ અમૃતરાયનું પલ્લું ભર્યું હતું. અને તે ભેદનો સ્ફોટ ન થાય તે માટે ઝાઝી સાવચેતી વાપરી હતી. અત્યારે તે પેલા પારેખીની પાસેથીજ બધું સમજવાનો યત્ન કરતી હતી અને અમૃતરાય ત્યાં આવી પહોંચવાથી તેણે તરત બધું જોઈ લીધું. ભાભીનો પોતાના પરનો અપ્રતિમ ભાવ, જોઈ—સગી બ્હેન અથવા માતાના કરતાં પણ વધારે સ્નેહ નિહાળી અમૃતરાયની આંખમાં હરખનાં આંસુ આવ્યાં અને તે ગળગળો થઈ ગયો. એક સાધારણ અશુકેળવાયલી સ્ત્રી પણ આવો વિરલ સ્વાર્થત્યાગ અને આવો અદ્ભૂત પ્રેમ બતાવી શકે છે તે જોઈ તેનું હૈયું આનંદ અને ઉપકારની ઉર્મિથી ઉભરાઈ ગયું. "મા, મા, હું તારો ઉપકાર ક્યારે ફેડી શકીશ ! " કહેતો નારાયણીના ચરણોમાં તે લોટી પડ્યો. નારાયણી પણ વિચારી આભી બની ગઈ. તેને મન તેણે કાંઈ પણ વધારે કર્યું હોય એમ હતુંજ નહિ. અમૃતરાયે ખરા હૃદયથી તેનો બહુ પાડ માન્યો અને પોતાની કૃતજ્ઞતા બતાવી.

૫.

કાંતિરાયને જ્યારે નારાયણીના આ સ્વાર્થત્યાગની અને પોતાના પુત્ર જેવા અમૃતરાયને પરણાવવા માટે પોતાની ખાનગી મિલ્કતમાંથી ગુપ્ત રીતે રૂ. ૮૦૦ નું પલ્લું ભરી દેવાની ખબર પડી ત્યારે તે પણ બહુ અજાયબી અને આનંદ પામ્યો. અને મનમાં પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. ચારેક દિવસ રહીને અમૃતરાય, (જેણે હવે એક નાનકડું એક મજલી જુદું ઘર કારખાનાને માટે તથા પોતાને રહેવા માટે ભાડે રાખ્યું હતું અને ત્યાંજ રહેતો હતો તે) કાંતિરામને ત્યાં આવ્યો તેના હાથમાં એક નાનકડી પેટી હતી, કાંતિરાય ટેબલપર બેઠો હતો અને નારાયણી કબાટમાંથી લુગડાં કાઢતી હતી, એટલામાં અમૃતરાય દિવાનખાનામાં પ્રવેશી બોલ્યો, "લ્યો, ગોરાં ભાભી, આ તમારે માટે કાંઈક લાવ્યો છું."

"શું લાવ્યા છો ? જોઉં !" કહી નારાયણીએ પેલી પેટી અમૃતરાયના હાથમાંથી લીધી અને ઉઘાડી. અન્દર એક નાજુક રત્નજડિત વિંટી અને બે સોનાનાં પ્હેલદાર સુંદર સાંકળાં હતાં.

જે દિવસે પેલો ભેદ ખુલ્યો તેને બીજેજ દિવસે અમૃતરાયને તેના બાળગોઠિયા જગન્નાથનો એક કાગળ મળ્યો. તેમાં તેણે પોતે એક નાટક કંપની કાઢવાના તથા તેમાં અમૃતરાયનો બનાવેલો ઔરંગઝેબ નાટક સ્હેજ સુધારા સાથે બહુજ ફતેહમંદ રીતે ભજવવાના સમાચાર હતા. પોતાને થયેલા લાભમાંથી એણે અમૃતરાયપર રૂપિયા છસોનો એક મનીઓર્ડર નાટકની કિંમત તરિકે મોકલ્યો હતો. તે પણ કાગળની સાથેજ અમૃતરાયને મળ્યો. નારાયણીના ઉપકારનો યત્કિંચિત બદલો વાળવાની આ તક અમૃતરાયે ગુમાવી નહિ. તેણે વરત ઉપર સખેન બે અલંકારો વેચાતા લીધા અને ભેટ આપ્યાં. અમૃતરાયે ભેટ આપતાંજ બધી વિગત સમજાવીને કાંતિરાયને કહી. કાંતિરાયને પણ બહુ આનંદ થયો. નારાયણીના સ્વાર્થત્યાગને માટે તેણે તો તેને રૂ. ૮૦૦) ની રકમ આપી દીધી હતીજ અને અમૃતરાયે પણ ભાભીના એ અપૂર્વ અને અપ્રતિમ ભાવને કદિપ વિસાર્યો નહિ. ધન્ય છે નારાયણીને અને તેના સ્વાર્થત્યાગને.

ત્યારે રા. નરહરિભાઈ તથા રા. "ભક્ત" તેમના વિચારથી જુદા પડે છે. જ્યોત્સ્ના બેનનું કહેવું ખરૂં છે કે "આપણા મનની સંકુચિતતાને લીધે" "રસિકતા અને કલાપૂર્ણતા" દર્શાવતી દૃષ્ટિને" આપણે ભૂલથી વિકારવશતા માનીએ છીએ." એક પુરૂષે કોઈ સ્ત્રી તરફ (અથવા એક સ્ત્રીએ કોઈ પુરૂષ તરફ) "વિકારહીન હૃદયથી નિર્દોષપણે જોવું" "એમાં ઉંચા સ્નેહની દૃષ્ટિએ પણ પાપ નથી," એ યથાર્થ છે. સ્ત્રીઓનો યોગ્ય સ્વાતંત્ર્યનો અધિકાર, જે અનેક શુભ તથા પ્રકટ શક્તિઓ વડે આપણા દેશમાં ઘણા કાળથી નષ્ટ કરવામાં આવ્યો છે, તે માટે એક અજય તરેહનું કૃત્રિમ ધાર્મિક વાતાવરણ ઘણુ ભાગે જવાબદાર છે. બુદ્ધિની તથા હૃદયની સ્વતંત્રતા, જે સર્વ પ્રગતિમાન પ્રજાઓમાં સ્ત્રી પુરૂષ બન્નેની અવિભક્ત મિલ્કત ગણાય છે, તે ઉપર હિન્દુસ્થાનની સ્ત્રીઓ કાંઈ હક કરી શકતી નથી. ધર્માંધતાના સામ્રાજ્યમાં પ્રાપ્ત થયેલો અધિકારરૂપી પ્રચંડ દંડ વાપરીને લોકોને ઉપયોગી એક પ્રજા વિભાગને જે બ્રાહ્મણોએ "અસ્પર્શ્ય" બનાવી મુક્યો, તે સત્તાનાજ બળથી તેઓએ સ્ત્રીને પશુ અને શુદ્રની સાથે સ્થાન આપ્યું! ગુલામોની પરતંત્રતા માત્ર દેહની હતી. સ્ત્રીઓની તો હૃદયની પણ થઈ! પતિને પરમેશ્વર માનવો, સ્ત્રીએ પરપુરૂષ તરફ દૃષ્ટિ પણ કરવી નહિં તથા સાસરા જેવા અસહ્ય સ્થાનમાં—ત્યાંના ત્રાસદાયક વાતાવરણમાં પણ, ધીરજ અને શાંતિથી સ્ત્રીએ સઘળું કષ્ટ સહન કરીને, સર્વ વિરોધી તત્વોની પ્રીતિ પ્રાપ્ત કરવી, એવા એવા અતિ કઠિન, સમર્થ સાધુઓને પણ દુર્લભ, આદર્શોવાળો ધર્મ સ્ત્રીજીવન આગળ મૂકવામાં આવ્યો છે! આવી એકપક્ષી યોજના આપણા આગળ વધતા સમાજને માટે વિરૂપ, અપથ્ય નથી લાગતી? પતિને તો સ્વાભાવિક રીતે પત્ની પાસેથી "અવ્યભિચારી ભાવનામય પતિવ્રત" જોઈએજ! તેની ગરીબ પત્નીને પણ એવો લોભ નહિં હોય? તોપણ મૂળ લેખકની વાર્તાના બીજા ભાગમાં જોઈશું તો સ્વામી અને પત્ની વચ્ચેનો સંબંધ કાંઈક કાંઈક સમજાશે. એમાં સ્ત્રી તો બિચારી સાખી સાચવીજ કાંઈ કરી શકતી નથી. કરે તો તે બહુ સારી રીતે સમજે છે, કે તેમાં કાંઈ વળે નહીં! બેન જ્યોત્સ્ના શું ખોટું કહે છે કે "અવ્યભિચારી ભાવનામય તમારૂં પત્નીવ્રત હોય તોજ તમે તમારી પત્નીના એવાજ અનન્ય પ્રેમને લાયક ગણાઓ" વળી તેઓ એક અતિ સામાન્ય, સર્વત્ર જોવામાં આવતું સત્ય જણાવે છે કે "ઘણા પુરૂષોને તેમની સ્ત્રી પરપુરૂષના સામું જુવે તે પણ પસંદ નથી પડતું અને પોતે તે .."!!! * આ પ્રસંગને અંગે એક સાવચેતી રાખવા જ્યોત્સ્ના બેન ખાસ ભલામણ કરે છે. અમે તેના અક્ષરે અક્ષરને સંમતિ થઈએ છીએ "વાચક બંધુઓને મારી નમ્ર વિનતિ છે કે તમારી પત્ની તરફ આવી શંકાશીલ દૃષ્ટિથી કદી પણ જોશો નહીં. સ્ત્રી સહેજ પણ પરપુરૂષ સામે જોશે તો અપવિત્ર થઈ જશે, એવો ખોટો વહેમ રાખશો નહીં." કારણ કે એવા વહેમજ માઠાં પરિણામનું કારણ થઈ પડે છે. "સ્ત્રી જરા પણ પરપુરૂષના સામુ જોશે તો તેનું શુદ્ધ બગડશે એવો વહેમ રાખવાથી ગેરલાભ" જ થાય છે અને "વહેમી સંસ્કાર નથી હોતા, તેના મનમાં અપવિત્ર થવાનો

* આ વિષયમાં રસ લેતા વાંચકને બેન જ્યોત્સ્ના રમણભાઈ નીલકંઠ, બી. એ. એમનો આખો લેખ વાંચી જવા ખાસ ભલામણ છે. (સુન્દરી સુબોધ, જુલાઈ—ઓગસ્ટ, ૧૯૧૮.)

ખ્યાલ પણ આવતો નથી." છેવટે તે બેન એક સનાતન સત્ય વાચક વર્ગ સમક્ષ મુકે છે કે "સ્ત્રીઓ પુરૂષો નાથે ઘટતી મર્યાદા સાથે સમાગમમાં આવે છતાં પવિત્ર રહી શકે ત્યારેજ તેમનું મનોબળ દૃઢ થાય છે." જ્યોત્સ્ના બેન જેવી સંસ્કારી, પવિત્ર, વિદૂષી બેનો આવી ચર્ચાઓમાં નિડરતાથી, સત્ય પરાયણતાથી વધારે ભાગ લેતી થશે, ત્યારેજ ખરી હકીકત સ્ત્રીઓ સમજતી, વિચારતી થશે; અને ત્યારેજ આપણી સ્ત્રીઓની ધાર્મિક-વ્યાવહારિક ભાવનાઓમાં યોગ્ય સ્વાતંત્ર્યને સ્થાન મળવાનો આરંભ થશે.

રા. રા. નરહરિલાલ ત્ર્યંબકલાલ, એમ. એ.એલ. એલ. બી જેવા વિદ્વાનનું ભાષણ વિચારવા લાયક સામાજિક તત્વજ્ઞાનથી પૂર્ણ હોય, એમાં આશ્ચર્ય નથી. પરંતુ જ્યારે તેઓ જે "સુધારા" ને લીધે યુરોપખંડની પ્રજાઓએ જગતમાં સામ્રાજ્ય સ્થાપ્યું છે અને જેને પગલે ચાલીને જાપાન આદિ પૌર્વ પ્રજાઓ પોતાનો ઉત્કર્ષ સાધે છે, તેને "પોકળ" કહે છે, ત્યારે આપણને તેમનો લેખ અનુદાર તથા ઇતિહાસ-વિરૂદ્ધ જણાય, એ સ્વાભાવિક છે. જંગલી લોકોમાં વ્યભિચાર ઓછો હોય છે એ વાત કદાપિ તકરારને ખાતર આપણે સ્વીકારીએ, કારણ કે તેઓમાં સત્ય શું છે તે જાણવાનાં સાધનો આપણી પાસે બહુ નથી હોતાં; તો પણ જે લોકોને રા. નરહરિલાલ પણ "જંગલી" કહે છે, તેઓ નીતિમાં સુધરેલી પ્રજાઓ સમક્ષ આદર્શ તરીકે મુકાવા લાયક છે એવું કદી પણ અમે સાંભળ્યું નથી. બીજી વાત ધ્યાનમાં રાખવાની એ છે કે એક જુની કહેવત પ્રમાણે "રોગ એક મારે તો વહેમ દસ મારે છે!" આપણા દેશમાં નદી કિનારે સ્ત્રી પુરૂષો લગભગ એકઠાંજ નહાય છે, છતાં તેથી અનિષ્ટ થયું સાંભળ્યું નથી. તેમ સુધરેલી પ્રજાઓમાં પડદા-પરદા, વિવેક-વિચાર વિગેરેનાં બંધન વધારે થવાથી એમ પણ બને કે, મનુષ્ય હૃદયની સ્વાભાવિક અસ્થિરતા અને ચંચળતા છુટી થવાને વધારે ફાંફાં મારે! આ હકીકત પણ જ્યોત્સ્ના બેનના કહેવાનેજ પુષ્ટિ આપે છે. પ્રજાઓ જીતે છે કે હારે છે, તેનાં ઘણાં કારણો હોય છે. મધ્ય કાળમાં પ્રજાઓ અણઘડ જંગલી જીતતી ને સુધરેલી પ્રજાઓ હારતી, તેનાં કારણો સ્ત્રીઓની અનીતિ (પુરૂષોની પણ-સાથે કહેવી પડશે?) માત્ર નહીં પણ ધનવાન દેશોમાં પુષ્કળ સમૃદ્ધિને લીધે લોકો આસાએશમાં પડી જાય છે અને તેથી નિર્બળ થાય છે, તે છે. ધન સંપત્તિ જ્યાં જ્યાં વધે છે, ત્યાં ત્યાં ભોગ વિલાસનાં સાધનોમાં પણ વધારો થાય છે. અને જેટલા વિહાર-વિલાસમાં વધારે રસ લેતા લોકો થતા જાય, એટલી તેમનામાં દુર્બળતા-ક્ષીણતા વધે. પણ આ બધાનો અર્થ એમ માનવાનું ખાસ કારણ નથી કે તેથી પરાજય પામેલી પ્રજા દુર્ગુણી અને જીતેલી સદ્‌ગુણી. એમ હોય તો જર્મની, ઑસ્ટ્રિયા, ટર્કી અને બલ્ગેરીયા અનીતિનાં ભંડાર હોવાં જોઇએ! આ ભુલ ખવડાવનારો સિદ્ધાંત છે. વળી જ્યારે રા. નરહરિલાલ કહે છે કે લોક કલ્યાણ માટે પણ "લોકાચાર વિરૂદ્ધ આચાર શુદ્ધ હોય તો પણ" વર્તન કરવું નહીં, ત્યારે તો એમની વિદ્વત્તા, એમનું ઇતિહાસ જ્ઞાન, એમની ન્યાયબુદ્ધી, એને માટે શું કહેવું? પ્રાચીન ઉકિતઓ જાત જાતની મળી આવે છે. આવી દેશોદયની સઘળી પ્રવૃત્તિનો બાધ કરનારા વચનને શાસ્ત્ર પ્રમાણ રૂપે આગળ ધરવું, એ એમના જેવા વિચારકને છાજતું નથી, એમ અમને તો લાગે છે. રા. રા. "ભરત". પણ એક ગ્રેજ્યુએટ છે અને સુન્દરી સુબોધના વાચકો એમની કલમથી અજાણ્યા નથી. પણ આજના વિષયની ચર્ચામાં એમનો તો દૃષ્ટિ કોણજ જુદો છે. ! અંધકાર યુગના જુનામાં જુના શાસ્ત્રીઓએ કોઇ ચેલા મુકયા હોય;

તો તેઓ સાહેબ છે, એમ હરકોઇ વાંચનારને જણાશે. અહીં નથી તત્વજ્ઞાન માટે અસલ અને નથી વર્તમાન જીવન તરફ દૃષ્ટિ! "જીનું તે બધું મારૂં" અને "નવું તે શાધણું નઠારૂં" આવા વિચારના સજ્જનો પણ આપણી યુનીવર્સીટીની ડીગ્રી ધારણ કરનારાઓમાં છે, એ શોકજનક છે. શોક એટલા માટે કે યુરોપના ઉત્તમોત્તમ ગ્રંથોના વાંચન પછી પણ તેઓ પોતાના હૃદયને, બુદ્ધિને જરા પણ વિકાસ આપી શક્યા નથી.

**न स्त्री स्वातंत्र्यमर्हति** એના જેવું અયોગ્ય, અન્યાયી વચન વીસમી સદીનો કોઇ ગ્રેજ્યુએટ સ્ત્રીઓની વિરૂદ્ધ વાપરશે, એ વાત સ્વપ્નમાં આવી હોત તો પણ મનાત નહીં. છતાં રા. "ભરતે" તેને પ્રમાણયોગ્ય માન્યું છે. "સતીને પતિ સુરરાય" તો ખરો, પણ જો પતિને પરમેશ્વરરૂપ પત્ની માનતી હોય તો કુદરતી રીતે એના દોષ જોઇ શકેજ નહીં. પ્રેમની, એક માર્ગી પ્રેમની શુદ્ધ, ભાવના આવીજ મનાય છે. પતિને સુરરાય સમજનારી સતીની ભાવના પણ આવીજ હોવી જોઇએ. તો પછી રા. "ભરત" નું આપેલું ઉદાહરણ, મંડનમિશ્ર અને શંકરાચાર્યના સંવાદ, માત્ર એક પક્ષેજ ખરૂં પડે છે પતિએ પત્નીને ન્યાયાધીશ તરીકે સ્વીકારી. પણ તે સમજતો હોવો જોઇએ કે આ નિષ્પક્ષપાત રીતેજ ન્યાય આપશે. અર્થાત્ મન-વાણી-કર્મથી તે બાઇ પતિની ભક્ત હતી. એમ આ દૃષ્ટાન્ત સિદ્ધ કરી શકતું નથી. તે વિદ્વાન હતી, બુદ્ધિમાન હતી, ન્યાયી હતી, પણ રા. "ભરત" ના હીસાબે તે "સતી" હતી, એ કેવી રીતે સાબીત થાય છે? સતી તો પોતાના "પતિ રૂપ પરમેશ્વર" ના વિચાર આચારમાં ન્યુનતા, દોષ જોઇજ શકે નહીં! આ પ્રસંગમાં બીજી વાત એ ધ્યાનમાં લેવાની છે કે હિંદુસ્થાનના મધ્યકાળમાં સ્ત્રીઓને જે છુટ આપવામાં આવતી હતી તે પણ આપણા હાલના વખતમાં જતી રહી છે.

આ ચર્ચામાં બીજું ઘણું કહી શકાય એમ છે. રા. "ભરતે" ખાત્રી રાખવી કે સ્ત્રીઓને યોગ્ય સ્વાતંત્ર્ય, યોગ્ય અધિકાર, યોગ્ય સ્થાન મળે, તેમાં "ઉભા વાંસ" ફાટવાના નથી! કોકિલાને પતિએ ત્હેનું સ્વમાનભંગ થાય એવો સવાલ પુછ્યો અને તેથી તે ક્ષણ માત્ર ગુસ્સે થઇ ગઇ, એ મનુષ્ય હૃદયની સ્વાભાવિક પ્રકૃતિ છે. રા. "ભરત" ને પણ પોતાનો તેમજ સ્વજનોનો એ અનુભવ નહીં હોય, એમ માની શકાતું નથી. એવી નજીવી વાતોને "પરપુરૂષનો પક્ષ કર્યો" કહેવું તથા તેમાં "વિદુષી સ્ત્રીઓના સહવાસ" ને દોષ દેવો, એ એમના જેવા સજ્જનને ઘટતું નથી. કેટલીક વસ્તુઓ અણધારી રીતે બની જાય છે. મનુષ્ય જીવનમાં તેવી સ્થિતિનું અસ્તિત્વ અનાદિ કાળથી મનાતું આવ્યું છે. માનસિક ઉદ્વેગના પ્રસંગે નીકળી ગયેલા શબ્દોમાં "વિકારવશતા" હોઇ શકે નહીં. એથી ઉલટું અનુભવીઓ તો એમ માને કે "વિકાર વશ" હૃદયવાળી સ્ત્રી પોતાના પતિને વ્હેમનું કારણ મળે એવું કોઇ વચન બોલતાં બહુ સાવચેત રહેવાની!

છેવટે રા. "ભરત" વગેરે સજ્જનોને અમે એટલું કહીશું કે તમને ઈશ્વરે પુરૂષ બનાવ્યા છે. તમારી પાસે સઘળી સત્તા, બધાં સાધનો છે; તો તમારો ધર્મ એ છે કે તમારી માતાઓ, બ્હેનો, પત્નીઓ, પુત્રીઓનાં બંધન જે રીતે ઓછાં થાય, તેમનાં હૃદયની સંકુ- „ ચિત રીતે મટે, તથા તેમનું સંસારમાં સન્માન વધે, એમ તમારે અવશ્ય કરવું જોઇએ

એટલો ધર્મ નહી પણ તેમાં આપણને પુરૂષોને લાભ પણ છે. આપણી સ્ત્રીઓની અજ્ઞાન હાલતને લીધે આપણને ગૃહનું સુખ મળવું જોઇએ તેટલું મળતું નથી, આપણાં કર્તવ્યમાં જે મદદની આપણે આશા રાખીએ, તે પ્રાપ્ત થાય તેમ નથી. સ્ત્રીઓનાં બંધન તો હાલની વિદ્યાનો પ્રસાર છોડાવશે, પણ તેમાં સહાય કરીને તેની સ્થિતિ જેમ બને તેમ વહેલી થાય, તેમ કરવાને પ્રયત્ન કરવો, એ આપણી મોટામાં મોટી ફરજ છે.

---

## ૨.

લેખક – શ્રીયુત્ " તટસ્થ. "

એમાં પાપ ખરૂં? એ પ્રશ્ન ઉપજાવતાં બે કથાનક ( Skotches ) શ્રીયુત્ " મલયાનિલે " લખ્યા છે. પ્હેલા લેખનો ઉત્તર શ્રીમતી જ્યોત્સ્નાબ્હેને આપ્યો છે. પરન્તુ લેખક પોતાના પ્હેલા લેખમાં પ્રવર્તેલું શંકાનું વાતાવરણ બીજામાં બહુ સુન્દરરીતે વીખેરી નાંખે છે. એટલે શ્રીમતી જ્યોત્સ્નાબ્હેનની ટીકાઓના પ્રહારમાંથી તો તેઓ મુક્ત થઇ જાય છે. પણ ચર્ચાની ભૂમિકાથી તેથી કાંઇ બદનાઇ શકતી નથી. અને પ્રથમ લેખના દષ્ટિબિન્દુથીજ અન્ય લેખકોએ પણ આ પ્રશ્ન વિચાર્યો છે. માત્ર એટલું ખરૂં કે બીજો લેખ વાચ્યા પછી જો શ્રીમતી જ્યોત્સ્નાબ્હેનને કાંઈ કહેવાનું રહેતું હોય તો તે પુરૂષોના વ્હેમીપણા વિષે નહિં પણ સ્ત્રીઓની માનસિક પરાધીનતા વિશેજ હશે!

શ્રીમતી જ્યોત્સ્નાબ્હેન જે રીતે સામો પક્ષ રજુ કરે છે, તે પણ વિચારવા યોગ્ય છે. ધારો કે રણંજનો પોસ્ટ માસ્ટર ત્યાંના હેડમાસ્ટરની મનોહર યુવાન પત્ની તરફ મુગ્ધ દષ્ટિથી જોઈ રહ્યો હોત અને તે બંનેનું નેત્રમીલન પણ થયું હોત! આ સર્વ કૈકિલાની સમક્ષ બન્યું હોત, તો તે પોતાના પતિનો દોષ કહાડત?—આ પ્રશ્નના સમાધાનમાં વર્તમાન ચર્ચાનો ઘણે ભાગે સમાવેશ થઈ જાય છે.

વિષય તો કલ્પનાનો છે. પરન્તુ દરરોજની દુનિયામાં તે જરા પણ નવો નથી. કૈકિલાનો દોષ કહાડનારાઓએ તો આ વાતનો નિર્ણય કરવોજ જોઇએ હું ભૂલ કરતો ન હોઉં તો શ્રીમતી જ્યોત્સ્નાબ્હેન પાપવૃત્તિનો દોષ કહાડે છે. અને જ્યાં પાપ બુદ્ધિ નથી ત્યાં તેઓ દોષ માનતા નથી. ન્યાયપક્ષે આ દષ્ટિબિન્દુ યથાર્થ છે. પરન્તુ હિન્દુ ગૃહજીવનમાં રૂઢ થઇ ગયેલી માન્યતાઓવાળો વ્યવહાર પક્ષ આ કેટલે અંશે સ્વીકારી શકે, એ દષ્ટિબિન્દુથી પણ સમાલોચના થવી ઘટે છે. કારણકે હિન્દુ કુટુંબની આવું સ્થિતિ ભલે ઇષ્ટ ન હોય તથાપિ સ્ત્રી પુરૂષોનો ઘણો મ્હોટો ભાગ ત્હેમાંજ રહે છે અને હજી ઘણાપણા કાળ સુધી રહેવાનો.

આ ચર્ચાના સંબંધમાં કેટલીક વાતો જોવા જેવી છે. અવલોકન અને અનુભવ વિના તે વખતે પુરેપુરી ન સમજાય; પણ વિચારવા યોગ્ય તો છેજ.

એક પક્ષે જોઇએ તો—

ઓને વારે ઘડીએ "તેં આની સામે કેમ જોયું" ને "તેં પોતાની તરફ શા માટે જોયું?" એમ કરી કરીને સતાવતા નહિ. એમાં કાંઇ ફળ નથી. એવી ભાંજગડમાં તમારો કિંમતી વખત ગુમાવવા કરતાં દેશને માટે ઘણાં કામ કરવાનાં છે, તેમાં જરા મન પરોવો. મારી આ વિનંતિ એકલા પુરૂષોને હું કરતી નથી. સ્ત્રીઓને પણ કરૂં છું. બંનેએ ઉપયોગી કામ કરવાનું બહુ બાકી છે. પણ આપના માસિકના લેખોમાં બધો બોધ પુરૂષોએ સ્ત્રીઓનેજ આપ્યો છે. સંસારમાં બાયડીઓજ ખરાબ અને મરદો બીચારા ભોળા–ભગલા જેવા! "નારી તે નરકનું દ્વાર" એમ ભાઇ "મસ્ત" ના શાસ્ત્રમાંથી નીકળશે! પણ વિચાર કરી જોશો તો જણાશે કે એકલી બાયડીઓજ ખરાબ હોય તો પરિણામ ખોટું આવે શી રીતે? સ્ત્રીઓને અવળે રસ્તે ચઢાવવામાં બેશક મરદોનીજ મદદ છે. એ હાથ વગર તાળી પડેજ નહિ. પુરૂષો સ્ત્રીઓને ખરાબ કહે છે, પણ એતો "આપ જેવું જગ" એ વાત જ ભુલી જવાય છે!

પોસ્ટ માસ્તર તો બીચારો પોતાના બીજા લેખમાં, (ગમે તો પશ્ચાત્તાપના ઉભરામાં) કબુલ કરે છે કે પોતે ઘણીવાર પરસ્ત્રી તરફ જોયું હશે અને તેથી પોતાની સ્ત્રી કરતાં પવિત્રતામાં તે જાતે હલકો પડયો! પણ એ મહેરબાન પણ પેલા "અવ્યભિચારી ભાવનામય પતિવ્રત"ના ભુખ્યા તો છેજ! પોતાની સ્ત્રી સતી છે જાણીને બહુ ખુશી થાય છે પણ તે ઘડીએ શ્રીરામચંદ્રજીની પેઠે મન–વચન–અને કર્મથી પત્નીવ્રત ધારણ કરવાનો એમને વિચાર પણ આવે છે? નથીજ આવતો અને નજ આવે! એમાં નવાઇ જેવું શું છે? "હાથીના દાંત ચાવવાના જુદા અને બતાવવાના જુદા!"

બીચારાં જ્યોત્સનાબેન પુરૂષોની સાથે ન્યાયની વાત કહે છે. પણ એ જાણતાં નથી કે લુંડીઓને માટે ન્યાય કેવો? એ વાત અમે જાણીએ છીએ, જ્યોત્સનાબેન: તમે પરણેતરની હાલત શું જાણો? એ બાબત તો અનુભવ વગર સમજાય તેવી છેજ નહિ. મરદો દેશનું દાળદર ફીટાડવાને બહાર ભાષણો કરે અને ઘેર બાયડીનું દુખ તો એનું બાપડીનું મન જાણતું હશે! ધણી પોતાની સ્ત્રી પાસે અધરામાં અધરૂં પતિવ્રત પળાવે પણ વરની પાસે પત્નીવ્રતના દેખાવની પણ વહુ આશા રાખે તો તો તેને સાવ મુરખી સમજવી. બોધ કરવાનો બધો બાયડીઓને અને ભાયડાઓ એ પ્રમાણે વરતે એવી આશા કોઇ રાખે તો તે ઉંચા આભલામાં!

એટલું સારૂં છે કે બધા પુરૂષો એવા ખરાબ નથી હોતા પણ ત્યારે સ્ત્રીઓ શું એવી ખરાબ હોય છે કે તેમના ઉપર ધણી નજીવા કારણ માટે ત્રાસ કરે, માર મારે ને અને જીવતાં મુવા જેવી કરી નાખે છે? આ જરા પણ ખોટું નથી. મારી બેનપણીના જાતી અનુભવની આ હકીકત છે. પોસ્ટ માસ્તરભાઇ તો એટલા માગ છે કે જરા ઠપકો કહીને રહી જાય છે ને કોકિલાને ઘેર આવતાંજ ગડદાપાટુનો સ્વાદ નથી ચખાડતા! બાકી "ધણીને ગમે તે ઢાંકણીમાં" એની પેઠે પોતાને જેમ ઠીક લાગે તેમ સ્ત્રીએ કરવું જોઇએ–તેમાં નહિ જોવાનું વ્યાજબી ને નહિ જોવાનું ગેરવ્યાજબી! કદાચ કાંઇ ઓછું થાય કે ના થાય તો મોટા ગવર્નર જેટલો ગુસ્સો! એમાં ન્યાય ને હક, કશું જોવાનું નથી. બાપડી કહાપણ કરે તો તેને ચુપ રહેવાનો હુકમ થાય ને વધારે ડાહી થવા જાય તો "સોટીપાક"ની પ્રસાદી સાથી છેજ!

હવે એક વાત સુન્દરી સુબોધના પુજ્ય અધિપતિની સેવામાં હું રજુ કરૂં છું—મહાશય, આપ આવી ચર્ચાઓ આપના પત્રમાં અમારા હિત માટે કરો છો, એ અમે જાણીએ છીએ, આપને અમે અમારા પિતાજી સમાન માનીએ છીએ પણ નમ્રતાથી પુછું છું કે આવી ચર્ચાઓનું પરિણામ વાંચનાર વર્ગમાં માઠું આવતું હશે, એવો વિચાર આપને આવે છે ! સુન્દરી સુબોધમાં ગમે તેવું લખાણ આવે, એ અમે જાણીએ છીએ; પણ તે બધા આપનાજ વિચાર છે એમ કોઈ માની લેતું હશે, એ વાત આપને કાને આવી છે ? આપના પેપરનાં લખાણો વાંચીને કોઈ ધણી પોતાની સ્ત્રીને વધારે સતાવે તો તે વિષે આપ શું ધારો ! એક હાથમાં સુન્દરી સુબોધ ને બીજા હાથમાં સોટી લઇને "મસ્ત"ભાઈના જેવા કોઇ અસલી જમાનાના લેખકના અભિપ્રાય વાંચતો કોઇ માણસ પોતાની સ્ત્રીની પુજા કરે તો તે વાત તમને કેવી લાગે છે ? એ તમે નહિંજ માનો—હું પણ ના માનું, પણ એક દુષ્ટ, ઘાતકી પુરૂષ એ પ્રમાણે વરતે, છે એ હું જાણું છું. " તેં ફલાણાની સામે ટીકી ટીકીને જોયું" ને "ઢીંકણાની સાથે તું હસીને વાત કરતી હતી," એવા ઠપકાનો વરસાદ ને ઉપર સોટીનો ચમચમાટ !

હુ ઈશ્વર સાક્ષીએ કહું છુ કે એમાં કાંઈ જુઠું નથી. એક બાઇની દશા એવી છેજ તો બીજાની પણ હશે. એના બન્નુ દાખલા પુરાવા ક્યાથી મળે ? હવે આપ વિચાર કરો કે સુન્દરી સુબોધના લખાણથી જો કોઇને દુ:ખ થાય, તો એવા લેખ ચાલુ રાખવા એ સારૂં છે ? આપના માસિક પત્રની સારી અસર થવાને બદલે માઠી અસર થાય, તો એવા લેખ ચાલુ રાખવા એ સારૂં છે ? આપના માસિક પત્રની સારી અસર થવાને બદલે માઠી અસર થાય તો તે વાતની આપને અમે લખીએ નહિ ત્યાંસુધી ખબર પણ ક્યાંથી પડે ? "અનુભવિકા"ની વાતો માટે આપ ગમે તેવી સમજણ આપો છે ને નોંધો લખો, પણ એમાં સઘળું લખાણ સત્ય આવે છે, એમ અમારી બધાંની ખાત્રી છે. અમે તો શું પણ ઘરના પુરૂષો પણ એમજ કહે છે. વળી કેટલાક તો એમ ધારે છે કે આપના પેપરમાં જે પ્રગટ થાય છે તે આપનાજ વિચાર છે. તેથી આટલી વિનતિ કરી છે. જો સુન્દરી સુબોધનાં કોઇ લખાણથી સ્ત્રીઓને મળતી થોડી છુટ પણ બંધ થાય તો તેવાં લખાણ બદલવાં જોઇએ. છેવટે હું પણ બેન જ્યોત્સનાબેને કરેલી વિનંતિને મળતી થાઉં છું કે " ભાઇઓ, તમારી પત્ની તરફ શંકાશીલ દ્રષ્ટિથી કદીપણ જોશો નહિ. સ્ત્રી સહેજ પણ પરપુરૂષ સામે જોશે તો અપવિત્ર થઇ જશે, એવો ખોટો વહેમ રાખશો નહિ. જો પુરૂષો બધા ખરાબ નથી, તો સ્ત્રીઓ પણ ખરાબ હોય નહિ. માટે ઇશ્વરથી ડરીને સ્ત્રીઓને માણસ તરીકે તો ગણો ?"

* પવિત્ર "સૌ. નાની"બ્હેનનો લેખ વાંચીને બહુ ખેદ થાય છે. પરન્તુ એ બ્હેન લખે છે એવા અધમ પુરૂષો બહુ રહ્યા નથી, એ સન્તોષની વાત છે. સુન્દરી સુબોધનો કોઇ લેખ વાંચીને એક પણ મનુષ્ય બગડે, એમ બનવું સંભવિત નથી. છતાં એટલું તો સ્વીકારવું પડશે કે આ પત્ર અથવા બીજા કોઇ પુસ્તક અથવા પત્રના એકાદ લેખનો કોઇ દુષ્ટજન બુદ્ધિપૂર્વક ખોટો અર્થ કરવા માગે તો તેમ કરી શકે. ત્હેમાં આપણો ઉપાય નથી. ગીતાજી જેવા વિશિષ્ટ ધર્મગ્રન્થનાં વચનોનો પણ દુરૂપયોગ થતો જોયો છે !

" પાપ ખરૂં ? " એ પ્રશ્નના નિર્ણય અર્થે સુન્દરી સુબોધમાં જે લેખમાળા પ્ર-

થઇ છે, ત્હેનું કારણ "સૌ. ન્હાની" બ્હેન માત્ર એકજ દ્રષ્ટિથી જુવે છે, એટલું જ નહિં પણ અન્ય લેખક બન્ધુઓનાં લખાણને પણ તેઓ જે પરિણામ આરોપે છે તે સામાન્ય દ્રષ્ટિએ અસંભવિત લાગે. એ બ્હેનને જણાવવાની જરૂર છે કે શ્રીયુત નરહરિલાલ તથા શ્રીયુત "મસ્ત," એ બન્ને ભાઇઓએ ઉંચી કેળવણી લીધેલી છે, તેઓ વિચારશીલ વિદ્વાનો છે, અને "સૌ. નાની" બ્હેનના કરતાં નવીન કાળબળની ગતિથી ઓછા પરિચિત નથી.

ગૃહ કુટુંબ અને સમાજ નીતિના બન્ધારણને લગતી ચર્ચાને સુન્દરી સુબોધ જેવા "સ્ત્રીઓ અને કુટુમ્બીજનો માટે પ્રગટ થતા પત્ર "માં અગ્રસ્થાન મેળવવા સંપૂર્ણ અધિકાર છે. "સૌ. નાની" બ્હેન જો આ પત્રના એકાદ વર્ષના બધા અંકો જોઇ જવા કૃપા કરશે તો એમની ખાત્રી થશે કે અમુકજ પ્રકારના નહિં પરન્તુ સર્વ પક્ષના વિચાર અને અભિપ્રાય અહિં સત્કાર પામે છે. ખરૂં તત્વ શોધાવા માટે વિચારનું યોગ્ય મન્થન થવું જોઇએ અને એવા પ્રકારની ચર્ચાને માટે જે મધ્યસ્થાન જોઇએ તે સુન્દરી સુબોધ પૂરૂં પાડે છે.

છતાં પણ " સૌ. નાની" બ્હેનનો મ્હોટો ઉપકાર થયો છે કે એમણે આવી ચર્ચાનું અણકલ્પ્યું પરિણામ આપણી સમક્ષ મૂકયું છે. એ વિષયમાં તો આપણે એટલુંજ શ્રી પ્રભુને પ્રાર્થીશું કે એવા દુર્જનોની દુષ્ટતા તે દયાળુ પિતા ઓછી કરો. આશા છે કે આવી ચર્ચાઓના સંબન્ધમાં લખાણ કરતાં " સૌ. નાની" બ્હેને રજુ કરેલું પરિણામ પણ લેખકો પોતાના લક્ષમાં રાખવા કૃપા કરશે.

અનુભવિકામાં લેવામાં આવતા લેખો વિશે મ્હને વારંવાર પત્રો મળે છે. તેમાંના લખાણનો, વર્ણનનો અથવા હકીકતનો કોઇ ભાગ કદાચિત્ કોઇ મનુષ્યને લાગુ પડતો જણાય તો ત્હેમણે કૃપા કરીને એમ ધારી લેવુંજ નહિં કે એ પોતાના વિશે લખાયલો છે. બલ્કે એમ માનવું જોઇએ કે સંસારમાં આવી વસ્તુઓ તથા બનાવો અતિ સાધારણ છે. " પાપ ખરૂં "? એ ચર્ચા ઉભી કરનારો પ્હેલો લેખ પ્રગટ થયો, ત્યારે મ્હને બે જૂદાં જૂદાં સ્થાનમાં રહેનાર ગૃહસ્થોના પત્ર મળ્યા હતા. તેઓએ એવી ફરિયાદ કરી હતી કે એ લેખમાં પોતાની ખાનગી હકીકત બ્હાર પાડવામાં આવી હતી. આ ઉપરથી એ વાર્તાના લેખક સ્વર્ગસ્થ ભાઇ કંચનલાલ વાસુદેવ મહેતા, ( બી. એ. એલ એલ. બી. ) જેમના અકાળ અવસાનથી ગૂજરાતને એક સાહિત્ય પ્રેમી સરકારી પુત્રની મ્હોટી ખોટ પડી છે તેઓને તે પત્રો વંચાવતાં ત્હેમણે મ્હને ખાત્રીપૂર્વક જણાવ્યું હતું કે તેઓ એ બેમાંથી એક પણ ગૃહસ્થને ઓળખતા નહિં હતા એટલુંજ નહિં પણ ત્હેમનું નામ પણ કદિ પ્હેલાં સાંભળેલું નહિં !

સુન્દરી સુબોધમાં પ્રગટ થતા લેખોમાં દર્શાવાતા અભિપ્રાયો સાથે આ પત્રનો તંત્રી સંમત નથી તેમજ તે માટે તે જવાબદાર નથી. કોઇપણ વિચાર અથવા અભિપ્રાય તેની સહી સાથે પ્રગટ થાય ત્યારેજ ત્હેનો પોતાનો માનવો એ વિનંતિ છે.

अवळां कर्मनी कहाणीओः

# એક હિન્દુ જ્ઞાતિનું ચિત્ર

યાને

# દુઃખી સવિતાગૌરીઃ

લેખકઃ-રા. રા. રણછોડલાલ પુરસોતમ.

(૧)

હિન્દુ સંસારમાં પ્રાધાન્યપદ ભોગવનાર જ્ઞાતિ રંગભૂમી પરનાં પાત્રોના અભિનયની અવધી છે, તેમણે રગ બેરંગી ચિત્રો ચીત્રી જનસમાજ સનમુખ મુકયાં છે. આવું સમાજ સુનોને છુદનાર એકાદ ચિત્ર "સુન્દરી સુબોધ" પત્રદ્વારા હિન્દુ જ્ઞાતિજનો સન્મુખ મુકતાં લજ્જા આવે ખરી કિન્તુ તેમને તો હાસ્ય, વિનોદ, આનંદ ને મઝા મળશે. આથી નિશ્ચિત છે કે માંકડા વિચારના દાભિકોના અજ્ઞાનની સીમા નથી.

હરિપ્રસાદનો જન્મ એક બ્રાહ્મણ જ્ઞાતિના શ્રીમંત ને આગેવાન ગૃહસ્થને ઘેર થએલ છે. તેને એક પુત્ર ને એક પુત્રી રત્ન છે. તે જ્ઞાતિમાં જુના વિચાર, રીતરીવાજ, રૂઢીઓ ને અવનવા પ્રસંગોનું શરણ લેનારાનો અભ્યાસ કરનાર પૈકીનો એક હોવાથી સમયોચીત સુધારા કરવા તેને બીલકુલ રૂચતા નથી. તેનો સિદ્ધાન્ત એવો છે કે -છોકરીઓને જ્ઞાતિનાં કહેવાતાં કુલીન કુટુંબોમાં પરણાવવી ને છોકરાના લગ્ન પ્રસંગે કન્યાના પિતાને બે થી ત્રણ હજાર રૂપીઆની સારી રકમ આપવી અને જ્ઞાતિના ખરા યા ખોટા વ્હેવાર ને મેળાવડામાં પાટપર બેસી લામા લાંબા હાથના ચાળા વડે પટેલાઈની ખુબીઓ રમવી. આમ્ય વાતોમાં કુશળ ને બીજાજનના બા, હોવાથી અન્ય જ્ઞાતિજનોની વાત તેમને તીખાં મરચાં જેવી લાગતી. એટલુંજ નહીં પણ તે જ્ઞાતિમાં વર્ગ વર્ગ વચ્ચે કુસંપની હોળી સળગાવતો હતો. તેની છોંતેર પેઢીમાં કોઇએ છુટાપણાનો વિચાર કર્યો નથી. વેવીશાળ કરવામાં તેઓ મરજી મુજબ વર્તતા. કહેવાતાં કુલીન કુટુંબો સિવાય વિદ્યા, ધન, તથા વરના રૂપ ગુણ જોવાનું તેમને કમ ન્હોતું, મ્હો માગી પહેરામણી આપવી, જાન તેડવી, ને તેમના જેવા ભાઇબંધોમાં ખાઇ ખવડાવીને વાહવાહ કહેવડાવવી, એ તેમના જીવનનો ક્રમ હતો. આ પ્રમાણે કુલીન કુટુંબમાં છોકરીનું બાળલગ્નરૂપ બલીદાન કરી, દ્રવ્યનો હોમ કરી, ફુલાતા હતા.

તેમની સ્ત્રીનો એક અક્ષર પણ તેમણે માન્યો નહી હવે ખર્ચ વધુ, મોંઘવારી, ને છોકરીનું આવપદ, કર કરીઆવર, ને રીતો આપવામાં તેથી તે દિનપ્રતિદિન ગરીબદશામાં આવી પડ્યો. છોકરાને સારૂ કન્યા શોધવા નિકળ્યા, તેમાં જ્યાં ત્યાં પાછા પડ્યા. તેમને કંઇ માર્ગ પસંદ પડતો નથી કન્યાનો બાપ બેથી ત્રણ હજાર માગે તે મળે નહી તેમની સ્થિતિ તેમને ખાવા લાગી તોપણ વિચારો ફરતા નથી. તેમની પત્નીએ બધી વાત જાણી

ને ઘરમાં દરરોજ ક્લેશ ને કજીઆ ઉત્પન્ન થયા ! હરિપ્રસાદના મનમાં દરરોજ આનો આ વિચાર થવા લાગ્યો. અન્ય કંઇ સુઝે નહિં–ખાવાનું ભાવે નહી. પણ દરીદ્રતામાં સપડાએલાથી શું થાય ?

(ગીતિ.) કુલીનતા કલીયણુતા, ધન્ય તુજને વશ ઞાતિ કેરી,
મોહ મંત્ર તુજ જપતા, જો એ માણે મોજ મધુર કેરી;

૨

જેઓ રૂઢી, અંધશ્રદ્ધા, સાંકડા વિચાર, દાંભીકતા ને બાહ્યાચારને લીધે જુનાપણામાં ફસાઇ ગએલા છે, તેમનાથી કાંઇ થઇ શકતું નથી. માત્ર **यथा खरश्चंदनभारवाहि भारस्य वेत्ता न तु चंदनस्य** એ કહેવનમાં કહ્યું છે કે "ગધેડો જેમ ચન્દનનાં લાકડાં ઉપરી જતો હોય તોપણુ તે ભારજ ખેંચી જાણે છે અને ચન્દનની સુગન્ધનો લાભ લઇ શકતો નથી તેના જેવા છે. પરિવર્તન કેવું થાય છે તેનું ત્હેમને ભાન નથી. ન્હાના કાકા સાધારણ સ્થિતિના પણ કલીયણ છે, તેને ફરજનમાં બે દીકરા છે. જેષ્ટ પુત્રનું નામ મણિલાલ, જેનું લગ્ન હરિપ્રસાદ ભટ્ટની પુત્રી સવિતાગૌરી સાથે છે. ન્હાનાલાલનો મુખ્ય આધાર પુત્રવધુના પિતાના દ્રવ્ય ઉપર છે. મણિલાલની માતાનું નામ ગંગા તે. હતું. કીન્તુ તે પુણ્યગંગા નહોતી, પાપગંગા હતી. ગંગાનો સ્વભાવ ઘણો કડક છે. અમર્ષ કરવામાંજ સમજતી. હરામ ખાવાનું ગમતું. આથી પુત્રવધૂ સવિતાગૌરી તેનાં મેણાં ટોણાં મારવા જોગ થઇ પડી હતી. તેને તે ખાંમણી ખાંમણી કહી કુટી મારતી. જાણે પોતે તો કોઇ બીજીજ ન્યાતની હોય નહિ ?

તે વારંવાર આયપદ ને અબાબની વાત કરતી. સવિતા સઘળું સહન કરતી પણ કુટીલ ગંગાબાઇના ખસેલા પિત્તા આગળ શાણી સવિતાગૌરીની સહનશીલતા ક્યાં સુધી ટકે ?

ગંગા—અલી વહુ સવિતા–આટલા બધા દિવસ થયા પણ હજી ત્હારો બાપ હમારો અબાબ પતવતો નથી તેનું શું કારણ ? દેવાળું બેવાળું કાઢ્યું છે,કે શું ?

સવિતા—ત્હમે મ્હારાં પૂજ્ય સાસુ છો. માતા સમાન છો. આ વિષમ કાળ જાય છે તે ત્હમે જાણો છો. હમારી સ્થિતિ જાણો છો. છતાં હંમેશાં આનું સ્મરણુ શા સારૂં કરાવો છો ? સ્થિતિ સુધરે બધું પતવી દેશે.

ગંગા—ત્હારા બાપની તો સ્થિતિ કદાપી ના સુધરે અલી ખાંમણી આવાં ટાયલાંનું મ્હારે શું કામ છે. ત્હારી ડાહી ડાહી વાતો મેલી આજ સુધી મ્હારા રૂ. ૫૦૦) માગતા નીકળે છે તે પતાવી દેવા ત્હારા બાપને કહે નહીં તો આજથી ખાવાનું બંધ. હમે તો કલીયણુ સમજીને ! ?

સવિતાગૌરી—(ધીમા સાદે કહેવા લાગી) માતાજી, જરાક શાન્ત પડો. ગેપ ત્યજે. ક્રોધને એક બાજુએ મુકો. ત્હમારી કલીયણુતા વિષે હમને બહુ માન છે પરંતુ તે સાથે હમારા કષ્ટનો વિચાર છે, ખરે ત્હમે કજીયણુની લાકડી છો, ઞાતિનું ગૌરવ છો, ત્હમારાવડે

જ્ઞાતિ શોભે છે. ત્હમારા ઉપર હમારો આધાર છે પરંતુ ત્હમારૂં બધુ શૌર્ય મ્હારા જેવી દુખી ઉપર દાખવો છો ને કમાઇ કરતાં ભુડાં કર્મ કરવા તૈયાર થયા છો એ ઘણી શોચની વાત છે. હું ત્હમારી આટલી આટલી, કમાઇ ચંપાઇ ને રીબાઇ રહું છું છતાં મ્હારે શીર કષ્ટ પડવામાં ત્હમે બીલકુલ દયા ખાધી નહીં તો ખરે હું જ નીરભાગી છું કે ત્હમારે બારણે આવી.

ગંગા—બાઈ આળી બાંમણી, ચળી ગઇ કે શું? આટલું બધુ બોલતાં ક્યાંથી શીખી? જો હવે એક શબ્દ બોલીશ તો ત્હારૂ માથુ ફોડી નાખીશ" બિચારી સવિતા શાંત બેસી રહી તેને દિવસમાં એક વખત ખાવાનું. સવિતાના દુઃખનો પાર નથી! તેનો પતિ તેની માતાના વિચારને મળતો હતો એટલે સવીતાનું કોણુ સાંભળે? ઉલટું માના કહેવાથી દિકરાએ પત્નીને તેને પિયર કાઢી મૂકી!

( ૩ )

લગ્નનાં ગુનામી સાટાને લીધે મરદના કરતાં સેંકડો ઘણી વીધવાઓ વધતી જાય છે અને લોકોમા પશ્ચીમની રીત પ્રમાણે છુટાપણુ વધતુ જાય છે ને તેથી કુટુંબમાં સ્નેહ ઓછો થતો જાય છે ને ખરચ વધતાં જાય છે છતા વીધવાનું દુ:ખ ભાગનાર જનો જ્ઞાતિ રંગભૂમીપર દેખાતા નથી ને કોઇ પ્રયત્ન કરે તો જ્ઞાતિ સમુહનું અજ્ઞાન તેને ઢાંકી દેછે. "કન્યાવિક્રય" તથા વરવિક્રય" ને શાસ્ત્ર વિરૂદ્ધની વર્ગા વર્ગીને લીધે વાંઢાની સંખ્યા વધે છે, તે દુર કરવા લાગતા વળગતાઓ પગલાં લે છે. પણ વિજય મળ્યો હજી સુધી માલમ્યો નથી.

ભવાભાઇ ને કાભાઇ કાકાએ પોતાના વર્ગની સ્થિતિ સુધારવા મહાન પ્રયત્ન કર્યો છે. તેમાં હરિપ્રસાદ ભટ ને તેમના જેવા કુલીન ને મિથ્યાભિમાનીની સંમતી મેળવવાની બાકી છે હજી હરિપ્રસાદની મુછ નીચી નમી નથી તેમની સમક્ષ વાંઢાનું દુઃખ ટાળવાની યોજના રજુ કરવામા આવી છે તેમને પોતાના વર્ગ સાથે ભળવાનું મન થતું નથી તેમણે એકડામાં ભળવાની ના કહી એટલુંજ નહી પણ પોતાના લાગતા વળગતા માણસોને પણ તેનાથી દુર કરાવ્યા; આથી ભવાભાઇએ હરિપ્રસાદને "કહ્યુ ભાઇ, ત્હમો આપણા વર્ગનાં દુખ જાણો છો તે નિવૃત્ત કરવા આપણે કટી; કસવાની છે એકડા એ આપણા શ્રેયનું સાધન છોકરાઓને વાંઢાવસ્તાની દિશામાંથી મુક્ત કરતાર ગુરૂ છે ત્હમારા જેવા ગૃહસ્થો ભળે તો કાર્ય સત્વર થાય એમ છે", આથી હરિપ્રસાદે કહ્યું "ભાઇઓ, ત્હમારો વિચાર મને બીલકુલ રૂચતો નથી. મ્હારૂ ગમે તેમ થાય પણ મ્હારે તેમ કરવું નથી. છોકરો કુંવારો રહે તો મુઓ વશ જાય તો: આસારથી છોકરીઓને દુખ પડે તો ભલે પણ ત્હમારો રસ્તો મને તો ઝેરી સમાન લાગે છે" કાભાઇ કાકા બોલ્યા "ભાઇ હરીપ્રસાદ ત્હમારે પ્રગે તાળાં મારવાં છે છોકરાંને વાંઢા રાખવા છે. છોકરીઓને દુઃખપંથમાં હોમવી છે, બીભાગી થવુ છે, છતા તમારો આંકડો નરમ પડતો નથી ને ખોટી કુલીનતા—કણ્યણતા, કહીની પ્રત્યક્ષ મુતી પર મોહ રાખો છો. એ કુલીનતાએ પોતાનું શીળ ખોયુ છે, ને વ્યભિચારીણી બની વિધઃ, તપ, તેજ્ઞત, ખોઇ બીચારે દાવ નામની ભમતી રહી છે. તેની ખોટી મોહનીમા ફસાઓ છો ત્હમારા જેવા અજ્ઞાનીઓએ જ્ઞાતિનું સત્યાનાશ વાળ્યુ છે.

(૫)

જેમનાં મનમાં બન્ધુઓનું કલ્યાણની ભાવના ઉર્મિ રહી છે ત્હેમની સાથે બેસતાં પાપી મનુષ્યોનું પોઝીશન ઘટે છે. પણ દુઃખ એ મનુષ્ય માત્રનો ગુરૂ છે, નવીન માર્ગ દેખાડે છે. આટલું આટલું દુઃખ પડયું હવે મર્યાદા કયાં સુધી ટકે! "પિતા પુત્ર વચ્ચે ધણી ધણીઆણી વચ્ચે વઢવાડ થવા લાગી" ઘર ફુટે ઘર જાય" તેનું થવાનો સંભવ આવ્યો. છોકરાએ કહ્યું 'બાપા હજી કાકાના, મામાનાં, માસીના, ફુઈના, ભાઈનાં છોકરાં પરણાવવાને' હોય તો લાવી રજુ કરો, છોકરીને પરણાવી નાગા થઇ બેઠા ને હમને કુંવારા રાખ્યા. છોકરાં પરણાવવાની રસ્તા હાથમાં આવી એટલે રાજા થઇ ગયા તમે તમારા મનમાં શું સમજો છો એક લાત મારી બહાર કાઢીશ તમોને સત્તા આપી કોણે? મર્યાદા રાખીએ ત્યાં સુધી રહે હમે આટલું આટલું સહન કરી બેઠા છીએ. પણ તમોને જરા લાજ નથી આવતી કેમ? ત્હમને બધું 'ખોટું પડે છે.' પટલાઇઓ ડોલતાં લાજ આવે છે કે નહિ? કે નીરલજ છો બધુ બદલાયું પણ તમે તો મુહજ રહ્યાં, જાઓ હવે હમો તમારૂં માનનારા નથી." એમ કરી છોકરો ચાલ્યો ગયો, હરિપ્રસાદથી કંઇ જવાબ દેવાયો નહી. વળી તેમની સ્ત્રી રોજ મેણાં મારવા લાગી, છોકરાંને કુંવારો રાખ્યો. પીતરાંઇઓમાં શું મોઢું દેખાડીશું! લોકો તો મને મેણુરાણાં મારી ચુંદી ખાય છે. મશ્કરીઓ કરે છે. હસી કરે છે. છોકરાએ નવીન માર્ગ શોધ્યો નવી જ્ઞાતિ જમાવવાનો વિચાર કર્યો, જેને એવા વિચારમાં ભળવું હોય તેવાને ભળવા દીધા, નાતને જેમ કરવું હોય તેમ કરે. જે નાત કુંવારાનાં દુઃખ સાંભળતી નથી તે નાત શા કામની! જે નાતને હમારી બીલકુલ દરકાર નથી તો હમારે પણ તેની દરકાર લઈ ફલાણી જ્ઞાતિના છીએ એટલું કહેવડાવવાની ખાતર કોઇ દિવસ લોચો ખાવાની ખાતર "મારા સારૂ શ્રાવક થવાની ખાતર હમે જ્ઞાતિમાં બેસી રહેવાના નથી. ગમે તો ગૃહસ્થ કે યોગી—ત્યાગી તો થવાનું નથી. ત્યારે ગૃહસ્થાશ્રમરૂપી ફરજ કેમ ના અદા કરવી! વાંઢા બેસી રહેવાની જરૂર નથી. જેઓ કુંવારા રહેવાનું કહે છે, તેઓ બાયલા-નિર્માલ્ય-સ્વાર્થી બગલા છે. યા તો અનીતિમાં પોતે પડી બીજાને પાડનારજ હોય છે. તેણે એક જુદું મંડળ સ્થાપી બીજી જ્ઞાતિ જમાવી. હવે તો હરિપ્રસાદ ભટના દુઃખનો પાર રહ્યો નહી તેની લાજ આબરૂ ધન્ય, ધાન્ય-સર્વસ્વ ગયું. તેનું હૃદય બળી ગયું. સ્ત્રી. ગુજરી. ગાદ અંતે. તે. સંન્યાસી. થયો. ને. મઠમાં. બેઠો.. મફતીયું એશ. ટંક. ખાણા. મળે આવા પેટભરૂ સંન્યાસી ગૃહસ્થાશ્રમમાં જ્ઞાતિજનોને કેટલાં દુઃખ દે છે. ને સમાજને કેવો ધક્કો પહોંચાડે છે. અને અનીતિને કેટલું ઉત્તેજન આપે છે. તે જોવાનું છે.

(૬)

જેઓ કોઇને સ્વતંત્રતા અપાવી શકતા નથી, બંધનો ઢીલાં કરી શકતા નથી આગળ વધવામાં મદદ કરતા નથી, જ્ઞાનનાં બીજ રોપી શકતા નથી, દુઃખમાં ભાગ લેઇ શકતા નથી. પાપ કરતાં અટકતા નથી ને ઇશ્વર ભાવના જગાડી શકતા નથી તેઓ સંસારમાં વૃથા જન્મ ગુમાવે છે. કાળનો પ્રભાવ કેવો છે તે જાણવો જોઇએ.

કાળનો પ્રભાવ, સમયનો પ્રભાવ, નથી અજાણ્યો. (૨)

રહેતા નીશ દિન સુખી જોઈ એ જાણયો.
સમજી ખૂશી એથી ત્યાં વર્તે છે,
મીઠી અનીલ લહેરો ત્યાં વહે છે,
કોઈ વિરલે એ પીછાણ્યો, પીછાણ્યો-કાળનો૦

હવે હરીપ્રસાદનો પુત્ર પ્રભાશંકરને હેની પત્ની આનંદ કરે છે, તેમની જ્ઞાતિમાં કુલીન-અકુલીનનો ભેદ નથી. વર્ણાશ્રમનો ભોગ થતો નથી. સઘળાં કુટુંબ આનન્દ કરે છે. તેમની સારી છાપ જ્ઞાતિ ઉપર પડી છે જેથી જ્ઞાતિનું સુકાન બદલાવાનો સમય આવશે એમ જણાય છે. મોટી નાતના પ્રભાશંકર પ્રતિસ્પર્ધિઓએ તેને નિચે ઉથલાવી પાડવા ઘણા પ્રયત્નો કર્યા પણ તેમનું ચાલ્યું નહીં. ને બળ નરમ પડ્યું. કંઈ વિરોધ થતો નથી ઉલટું તેમની સાથે સીધી યા આડકતરી રીતે વ્હેવાર ચાલુ રાખ્યો છે, પ્રભાશંકરને એક પુત્ર ને પુત્રી રત્ન છે. તેનું યોગ્ય વયે લગ્ન કર્યું છે. તેઓ સુખી દહાડા કાઢે છે. આવા સમયને ચેતી ચાલવાનો પ્રભાવ છે. તે સર્વના જાણવામાં આવશે તેમ છતાં ના ચાલવું હોય તો નાહકના વંશચ્છેદન કરવું હોય ને તેમાં મજા માણવી હોય તો ધારામાં પડો: હમારે કંઈ દરકાર નથી પણ એટલું કે આ જ્ઞાતિનાં સર્વે જોડાં કુશળ રહો ને શ્રીહરિ: પરમાત્મા હમારૂં અજ્ઞાન કાપો, જ્ઞાન આપો. હમોને શુભ માર્ગ તરફ દોરે. એજ ઇતિ શ્રીજી.

---

# મન મેળ વિના મારૂં મુરઝાવું.

લેખક:-શ્રીયુત્ "સદાનંદી"

પુત્ર પ્રાપ્તિ એજ સંસારનો છેડો, અને પુત્રી પ્રસવ એ પુર્વ જન્મના પાપોનું ફાટી નીકળવું, એવી આ સંસારમાંના ઉચ્ચ નીચ, રાય રંક, ગરીબ અને તવંગરમાં માન્યતા હોય છે, અને જ્યારે એવું અનિષ્ટ પરિણામ નીપજે છે, ત્યારે તે માન્યતા દ્રઢ થાય છે.

મારા પિતા મોટી ઉંમરે પરણ્યા હતા, એટલે સાધારણ રીતે પુત્ર રત્નની એમને આકાંક્ષા રહે, તો તેમાં નવાઇ ગણાય નહીં. પણ "આદર્યા અધુરા રહે, હરિ કરે સો હોય." એ અનુસાર કર્મવશાત્ એમને લક્ષ્મીબાઈ, એટલે પારકા ધનની પ્રાપ્તિ થઇ. આશા અમર છે. એક પુત્રી થઇ, તો બીજે પુત્ર થશે એ આશામાં ને આશામાં કાળક્ષેપ થવા લાગ્યો પરન્તુ સદ્‌ગત મણીલાલ નભુભાઇના "કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે" કથનને, આ વખત તો જુઠું પાડવા મેં જન્મ ધર્યો. એક પથરો ખુંચતો હોય, ત્યાં બીજો આવી પડે; વધારે જ ખુચે. અને તે ખુંચવાના કારણોમાં, મારા પિતાની મોટી થતી ઉમ્મર અને યોગ્ય વરની ફિકર એ હતાં. એક વધારે પડતી હોવા છતાં, હું મારાં માતપિતાને માણસની ખોળના દેખાવ, અને મારા પછીના પુત્રોના પગલાંને લઇ, પ્રિય થઈ પડી હતી.

આઠ નવ વર્ષની વયે, પૂર્વના ૠણાનુબંધને લઈ, હું મારી માતાના, એક નીકટના

સગાંને ત્યાં રહેતી થઈ, અને ત્યાર પછી તે પરણુતા સુધી હું ત્યાંજ ઉછરી એમ કહું તો ખોટું નથી મારી તે સગીનો મારા ઉપર એવો પ્રેમ હતો, કે હું મારાં માતપિતાને ભૂલી ગઈ હતી; અને મને પણ સંપૂર્ણ ગોડી ગયું હતું હું એમને મારી માથી પણ વધારે લેખતી હતી. એમની તાલીમ નીચે માનસિક કેળવણી ઉપરાંત, મને ગૃહકામની પુરી માહિતી મળી. એટલુંજ નહીં પણ હું તેમાં પાવરધી થઈ. આ સાથે નીતિ રીતિ અને ધર્મના અંકૂરો પણ મારા મગજમાં રોપાયા. દરેક ચીજમાં ડુબી ન જવાના અને મારા હસમુખા સ્વભાવને લઈ, સહુ કોઇ મને સદાનંદી કહી બોલાવતું, કેટલીક વખત મને પોતાને પણ એમ લાગતું કે મારૂં આ ઉપનામ બરોબર બંધબેસ્તું છે.

આવી રીતે ચાર પાંચ વર્ષ આનંદમાં ને આનંદમાં વીતી ગયાં .અને ચારે તરફથી મને પરણાવવાની વાતો ચાલવા માંડી;

માતા પિતા, પુત્રીનું કદિ બુરૂં ઇચ્છતાંજ નથી. તે તો તેને સારૂં, સારૂં ઘર અને સારો વરજ જુએ છે. મારે સારૂ પણ મારાં માતાપિતાએ, એ બન્ને બાબતો ઉપર લક્ષ આપ્યું હતું. ઘર જ્ઞાતિમા પૈસે ટકે સુખી ગણાતું હતું, અને વર સમોવયનો દેખાવડો અને વિદ્યાર્થી હતો. હું ઉમ્મરે નાની હતી, તોપણ અવારનવાર ઘરમાં થતી વાતો ઉપરથી સમજતી હતી કે જે ઘર જોડે મારો જીંદગીનો સંબંધ બંધાવવાનો હતો ત્યાં જઇ જે માનસિક દરજ્જે હું પહોંચી હતી તેનાથી એક પગથિયું ચઢવાને બદલે મારે ઉતરવાનું છે, પણ કાંઇપણ બિગાડ વગેર એ સ્થિતિને અનુસરતાં થવાની મારામાં શક્તિ હોવાથી મને એની ઝાઝી પીંકર નહોતી. જો કે મને કોઇ કોઇવાર વિચાર થતા કે અત્યારની મારી શારીરિક, અને માનસિક કેળવણીની અવધી તો નહીં હોય?

સંસારમાં ઉચ્ચ સ્થિતિ અને ઉચ્ચ વર્તનને પરિણામે આપોઆપ દ્વેષનો જન્મ થાય છે અને તે દ્વેષ કરનારાં, સગાંવહાલાં, જ્ઞાતિલાં અને ઓળખીતાં પાળખીતાં શિવાય બીજું કોઇ હોતું નથી. મારાં તે સગાં બિચારાંને પણ તેવુંજ હતું. સંસારની કુથલી છોડી, ઘરમાં બેસી હરિભજન અને સુશિક્ષણમાં વખત ગાળવા છતાં, એ બત્રીશીએ ચઢ્યાં હતાં; એટલે લાગ આવે એમને પજવવામાં, સહુ કોઇ રાજી હતું.

પરણ્યા પહેલાંજ મને પોતાને ઘેર બોલાવી લેવાનો, મારી માતાને મારા શ્વસુરપક્ષ તરફથી હુકમ થયો હતો. કારણકે એમની દૃષ્ટિથી સુધરેલા અભડાયલા, ન્યાતબહાર ઘરની અંદર ઉછરતી છોકરી, આપણા ઘરને લાયક નહીં રહે એમ એમનું માનવું હતું. અને એક વાર મારો વિવાહ ફોક કરીને પણ મારાં નમ્ર માતુશ્રીને ડરો દીધો હતો. જો કે તેવખતે તો અને લેવાની એમની સંપૂર્ણ મરજી હશે એમ મારૂં માનવું છે. આમ છતાં 'હમારે કાંઇ ગરજ નહોતી હમારે તો એક કરતાં એકવીસ તૈયાર છે પણ પરાવે અજેષ્વળગાડે સારે કાંઈ ના કહેવાય છે' એવાં એવાં વચનો સાંભળીને પણ જ્યાં હું ઉછરી હતી ત્યાં એ લોકોએ, પોતાને લઇ મારૂં બગડે છે એ આક્ષેપને દૂર કર્યો.

મારૂં ભવિષ્ય ન બગડે તે ખાતર આ બનાવ પછી મને મારી માતાને ઘેર મોકલી દેવામાં આવી. હું ગઇ, પણ મારા જીવને દુઃખ થતું હતું. જો મને પૂછવામાં આવ્યું હોત તો હું ના જ કહત. પણ મોટાં કરે તે ખરૂં.

મારી કુમારીકાવસ્થા બદલાવાનો દિવસ નક્કી થયો, અને હું પિયરિયાંની મટી સાસરીયાંની થઇ. મારા ઉપરની તેમની હકુમતનો અહીં અંત આવ્યો, અને હું પરવશ પડી. તેની સાથે લગ્ન પ્રસંગમાં, માખી છીંકી ગઇ હતી. મારી અંતઃકરણપૂર્વક સલાહ છે કે કોઇ જોડકણાં ન ગાશો. જોડકણાં ગાવાનો મૂળ આશય હાસ્ય વિનોદ છે. એક બીજાએ લગ્ન દ્વારા બાંધેલા સંબંધને દૃઢ કરવા ખાતર એ મીઠી મજાક કરવામાં આવે છે પણ વિષનું બી રોપનાર એના જેવી બીજી કોઇ ચીજ નથી. કારણકે, જે સાસરીયાં એમ કાંઇ છોકરી લઇ ગયાં, તેથી અમે ઉચાં ને છોકરીના માબાપ નીચાં, માટે હમારી તેમણે તો ડગલે ને પગલે ખુશામત કરવીજ જોઇએ, એમ સમજતાં હોય, તે હાસ્યવિનોદને કટાક્ષની દૃષ્ટિથી જોયા વિના રહેતાંજ નથી, અને કલેશ કરી, કરાવીનેજ સંતોષ પામે છે. લગ્નની મારી વ્યાખ્યા સ્નેહને ગાઢો કરવાને બદલે, દુશ્મનાવટ ખેડવીએ છે. થયું પછી તો છીંકતે છીંડું પડવા માંડ્યું. હસ્તમેળાપ થઇ ગયો, એટલે વરવાળાના પગમાં જોર આવ્યું. ખુંદાય તેટલું છોકરીવાળાને ખુંદવા નિશ્ચય કર્યો. એક બે દિવસ નહી, પણ જીંદગીભર રીસામણાં મનામણાં શરૂ થયાં. મારા ભવિષ્યના પડછાયા તેમની હાલની વર્તણુક ઉપરથી પડવા લાગ્યા. આજ મારે સાસરે જવાનું હતું. જેની જોડે જીંદગીનાં સાટાં કર્યાં હતાં, તેને મળવાનું હતું. એવી કઇ સ્ત્રી છે, કે જેને પોતાના પતિને મળવાનું મન ન થાય ? જો કે એક બીજાથી તદન અજાણ્યું હોય છે, એક બીજાનો સ્વભાવ મુદલ જાણતાં નથી, એક બીજાને કદી મળેલા હોતાં નથી, માત્ર ચ્હેરેથીજ ઓળખતાં હોય છે. પરંતુ જે અણધાર્યું આકર્ષણ પતિ પત્ની વચ્ચે થાય છે, તે જન્મ આપનાર માતા પિતા, અને છોકરાં વચ્ચે પણ થતું નથી. આનંદના ઉદધિમાં ઉછાળા મારતી હું, સાસરાવાસી થઇ. જે માતાપિતાએ પરતંત્ર પુત્રને, ઘરની, કુળની અને સ્થિતિની આબરૂ રાખવા ખાતર તેને પોતાની પાંખે ઉડવાની શક્તિ આવ્યા પહેલાં માત્ર પોતાની લ્હાણ ખાતર પરણાવ્યો હોય, તે માતા પિતાને પુત્રવધુને કેળવતાં આવડવું જોઇએ. અને તોજ તેમની લ્હાણ પુરી થઇ કહેવાય. પણ જેણે પુત્રને માત્ર દલાલ બનાવી, પોતાનું વેર વાળવા જે વહુને ઘરમાં આણી હોય તેનો અંત કદી પણ સારો આવતો નથી, એવાં થોડાંકજ સાસુ સસરા હોય છે, કે જે પોતાની પુત્રી અને પુત્રવધુમાં સરખી નજરે જોતાં હોય. અરે! એટલુંજ નહી પરંતુ વહુનાં પગલાં ઘરમાં થયાં પછી પોતાના પુત્ર પ્રત્યેની તેમની વર્તણુંકમાં આસમાન જમીનનો ફેર પડી જાય છે. ત્યારપછી, તેને વહુનો થઇ ગયેલો માનવામાં આવે છે. જે પુત્ર હજામતના પૈસા સારૂ બાપ પાસે માથું ખંજોળતો હોય તે વહુની વારે શી રીતે ધાઇ શકે ! એને બિચારીને કરમે તો ગુલામગીરી જડી હોય છે. વહુ ઘરમાં આવે ત્યારથી સાસુજીથી તો એક પગલું પણ ન ભરાય, જો કે પોતાની પુત્રીને તો તેને સાસરે તરફેણ કરવાનું શીખવતાં હોય. વાસણું વાસીંદુ તો કે વહુને! ચુલો ફુંકવો તો કે વહુને! દીવાબત્તી તો વહુ કરે, એમાં નવાઇજ શી! અને રાત્રે સાસુ સસરાની પથારી ન કરે તો તો પછી પોતાના માબાપમાં અને સાસુ સસરામાં ફેર ગણ્યોજ કહેવાય ને? આટલે વર્ષે ઇશ્વરે જીંદગીનો થાક ઉતારવાનો પ્રસંગ આપ્યો, તો પછી વહુની લ્હાણ કેમ ન લે!

હવે તો હું સાસરાની થઇ, એટલે પતિ જો કે નાના હતા તો પણ પતિનો ખરો ફેરતો, મારાં સાસુજી તથા સસરાજી ભોગવતા હતાં. પરણી તો હતી બીજાને, પણ આખ

એમની જોઇનેજ મારે ચાલવાનું હતું. લગ્ન પ્રસંગમાં, જે રીસ મારાં સાસુ સસરાને ચડી હતી તે બતાવવાનો ખરો વખત હવેજ આવ્યો હતો. મારા સુભાગ્યે, મને મારાં માત પિતાનું ઘર તો તજાવવામાં આવ્યું નહોતું, પણ ધર્મની દષ્ટિથી જે મારાં માબાપ પ્રિય થયાં હતાં, જેમની સાથે એમને વેર ખેડવાનું હતું, અને જે મને મારાં માતાપિતા જેટલાંજ પ્રિય હતાં, તેમનું ઘર મારે સદાને માટે તજવું, એવું મને ફરમાન થયું, અને તે મેં ઉઠાવ્યું. દિવસે દિવસે એમના વૈરના ચંદ્રની સોળે કળા ખીલવા માંડી. માતાને ત્યાં પણ અવારનવાર જવાનો હુકમ થયો અને તે પણ અમુકજ વખત માટે. પરણી તો પૈસાદારનેજ ઘેર હતી, ને માબાપની સ્થિતિ સાધારણ હતી, તો પણ પ્રેમાળ વહુઓનાં સાસુ સમાના હાથ નીચે, કપડાં ઘરેણાં તો હું માબાપનાંજ પહેરતી હતી. પતિને તો કહેવાય તેમજ નહોતું. એ બિચારા વિદ્યાર્થીપણું છોડી ધંધે વળગે તો મારા સામું જુએને ! પણ ભણવામાં પારોરામાં પહેલીજ પુણી હોય, એટલે મારી જીભે, છોડવાનું પણ કેમ કહેવાય? એમના ભવિષ્ય ઉપર તો મારા ભવિષ્ય સુખની આશા હતી. તે આશાઓને, ભણવાનું છોડી દેવા કહી, મારાથી કેમ છુંદી ન ખાય? મનુષ્યનું સુખ ભવિષ્યના અંધારામાંજ રહેલું છે. જો ભવિષ્ય સહુ કોઇ જોઇ શકતું હત, તો માણસના પગ ભાંગી પડત.

દિવસો ઉપર દિવસ વ્યતીત થવા લાગ્યા. અહીંની ત્યાં વાત કરવાના મેં મારા મનથી સોગન ખાધા હતા, કારણકે હું જાણતી હતી કે બીજું કાંઇ નહીં તો પિયરિયાંને કલ્પાંત થયાં કરશે મને તો એમણે ઘણુંએ સારૂં જોઇ પરણાવી હતી પણ મારા નશીબે મન મેળનું ન નીકળ્યું, તેમાં એ બિચારાનો શો વાંક! તેટલા માટેજ મેં સાગર જેવું-પેટ રાખ્યું હતું.

સમય જતાં હું ધનરાણી થઇ. નણંદ ભોજાઇને એવો સંબંધ નહોતો, કે તે મારી

" ભાભલડી વાત તમારી મેં જાણી,
અજાણી, રાખી રહી ન અજાણી. "

કહી, રોળ કરે. સાસુ સસરા વૈરની ધુનમાં, આવો પ્રસંગ જોઇ ખુશી થાય તેમ નહોતાં. છતાં પણ લોકલાજે, મારી સીમંતવિધિ થઈ. રીતસર સમય થતાં, હું મારે પિયર આવી. પ્રસવ અવસર કાંઇક લંબાવવાથી, હકદાર સાસરીયાં તરફથી મારી મશ્કરી થવા માંડી. તે મારે કાને આવતાં, મેં હસી પણ કાઢી. પુત્ર અવતરતાં, મારા અને પિયરિયાંના મનને, નિરાંત વળી, કારણકે છોકરી જન્મી હત, તો વળી શું શુંએ સાંભળવું પડત. વહાલસોયાં સાસુજીનો હરખ એટલો બધો ઉભરાઇ જતો હતો, કે સુવાવડના દિવસોમાં એકવખત પણ દીકરાની વહુને, કે પૌત્રને જોવા, પગલાં માંડી શક્યાં નહોતાં!!

એ પણ પ્રસંગ પસાર થઈ ગયો, અને મારે પુત્ર સાથે છ્યાણું લઇ, પતિને ઘેર જવાનો દિવસ નક્કી થયો. જેટલો આનંદ પતિના પ્રથમ મુખદર્શન માટે થાય છે, તેટલો જ, બલ્કે તેથી વધારે, સંતાન સાથે પતિ પાસે જતાં, થાય છે. પણ આ વખત, હું તે બાબતમાં નિર્ભાગી હતી. કારણકે સુવાવડના પ્રસંગમાંજ માતાપિતાની આજ્ઞા થતાં, પતિ

તો, ભણુવું છોડી પરદેશ સીધાવ્યા હતા. હું સાસરે ગઇ, પણ જવાના દિવસથીજ મારી શારીરિક અને માનસિક શક્તિ નમળી પડી ગઇ હતી. મારૂં મગજ શૂન્ય થઇ ગયું હતું. મને કાંઇપણુ ગમતું નહોતું. હું હરતી ફરતી હતી, કામકાજ કરતી હતી, પણ મારે વચ્ચે વચ્ચે બેસી જવું પડતું હતું, અને મારૂં મન ચર્ચા કરતું હતું. મારા પુત્રને પણ ધવરાવવાનું, કે રમાડવાનું, મને મન થતું નહોતું.

આવી દશામાં ને દશામાં, એક દિવસ હું તાવના સપાટામાં સપડાઇ ગઇ, અને મારે પિયર આવી હું મારાં સદ્ભાગ્ય સમજું છું, કે પિયરિયાની સારવાર હેઠળ, અંતના સમયમાં મારે રહેવાનું આવ્યું છે. નહીં તો તે લોકોને, મારૂં મોં પણ વખતે જોવાનું, ન મળત. અને તેમની ઝંખના કરતી કરતી, વખતે હું મારા પ્રાણુ છોડત.

જે ધાર્મિક શિક્ષણુ મને મળ્યું હતું, તે મારી આ દશામાં, મારી વારે આવ્યું છે. મારાં પાપોને લઇ, હું વ્યાધિથી શારીરિક હેરાનગતિ ભોગવું છું, પરંતુ મારી માનસિક સ્વસ્થતા કાયમ છે. મને પુત્રમાં મોહ નથી, અને તે હું રાખવા માગતી નથી; કારણકે મારૂં અવસાન મારે સુધારવું છે. પિયરિયાં જ્ઞાની છે, એટલે મારા વિયોગથી થતા દુઃખને પેટમાં સમાવી શકે તેમ છે, તેથી મને તેમની ફિકર નથી. પતિને કાંઇ કહેવાનું નથી, કારણકે એમને તો મારાથી પણ શ્રેષ્ટ મારાં સાસુ સસરા મેળવી આપે તેમ છે, અને તે મને વિસરી પણ શકે તેમ છે. માત્ર એટલુંજ કહેવાનું કે,

"મોતી માની મન ધર્યું, નીકળ્યું ઝાકળ નીર;
સોનું સમજી સોંપિયું, કરમે નીકળ્યું કથીર!"

અને—

"જેવી મને દીધી તજી, તેમ બીજીને તજશો નહીં;
કોઈ પ્રીતિવશ અબળા બિચારી, ભોળીને ઠગશો નહીં."

હવે મારાથી વધારે લખી શકાતું નથી. મારાં નેત્રોએ પોતાનું તેજ ખોયું છે, મારૂં મગજ ખાલી પડી ગયું છે, મારા હાથ, લેખિની કે કાગળ પકડવાને અશક્ત હોવાથી ધ્રૂજે છે. *હે પ્રભુ, હે જગદિશ મારા જેવી વરને વશ થઇ, મન મેળ વિના-મુઆની, કાગનો કોળીઓ થતી અબળાઓને તું બચાવજે, બ...ચા...વ...જે.*



## બે ઘડી ગમ્મત.

"ભલા માણસ, મહેરબાની કરી મને એક બીડી પીવાને આપશો?"

"ખચીત, લ્યો, પણ મેં સાંભળ્યું છે કે તમે તો બીડી પીવાનું છોડી દેનાર હતા ને!

"હા, મેં છોડી દીધું છે, પણ એટલી બધી ઉતાવળથી નહીં. મેં મારી પોતાની બીડી પીવી છોડી દીધી છે!"



# ગૃહ-ધર્મ-નીતિ.

## મહિલાઓને સંદેશો.

લેખકઃ-સ્વામી શ્રી શિવાનન્દજી પરમાનન્દજી.

બાઇઓ !

વખતના પ્રભાવે અન્તે તમને પણ દેખાદેખી જગતના સ્ટેજ ઉપર આવવાની ફરજ પાડી; કારણકે અર્ધું માન પુરૂષ વર્ગ ખાટી જાય અને તમે રહી જાઓ તો પછી તમને કોઇ સ્વર્ગમાં પેસવા દે નહિ ! પુરૂષ વર્ગને તો રાવ બહાદુર, ખાન બહાદુર ઇત્યાદિ ઉપાધિયો મળે છે. તમારા નામની સાથે શું શું ઉપાધિઓ ચોંટશે તે તો એની મેળેજ જણાઇ આવશે; તે આગળથી વિચાર કરવાની જરૂર નથી.

બીજી સભાઓ ભરતાં ભરતાં હવે રાજદ્વારી ચળવળમાં પણ તમારાં પગલાં દેખાવા માંડયાં એકલા પુરૂષ વર્ગથી કંઇ બની શકયું નહિ. કારણકે શક્તિ વગર તે શું કરનાર હતો ! દેવતાઓએ પણ જ્યારે કોઇ મહાન કાર્ય કર્યાં છે, ત્યારે તે પણ સર્વશક્તિના આધારે જ કરી શકયા છે. તો પછી જોવાનું રહસ્ય એજ છે કે શક્તિમાં શક્તિ છે ખરી કે ?

ત્હમે રાજ્યદ્વારી ચળવળમાં પડયાં, તે પહેલાં પોતાની શારીરિક સંપત્તિ તરફ જોયું હોત તો ઠીક વાત. તમારી શારીરિક સંપત્તિનું અવલોકન કરતાં દયા ઉપજ્યા વગર રહેતીજ નથી થોડેક દૂર ચાલવાથી ત્હમને થાક લાગે છે. કોઇક ઉંચે સ્વરથી બોલતાં હોય તો તમારૂં માથું દુખવા આવે છે. રાંધવાથી ત્હમારી આંખોમાં ગરમી ચઢી જાય છે. એવી અનેક ઉપાધિયો ઉપરાંત સોમાં નેવું જણ તો પ્રદર રોગથી પીડાય છે, જેના પરિણામે ક્ષય, હીસ્ટીરીયા, મંદાગ્નિ ઇત્યાદિ અનેક ભયંકર રોગોના ભોગ થઈ પડે છે. દીનપ્રતિદીન ગર્ભ ધારણ કરવા જેટલી પણ શક્તિ ત્હમારામાંથી ઓછી થતી આવે છે. જો ગર્ભ રહી જાય છે તો કાંતો બે ત્રણ માસમાં સ્રાવ થઇ જાય છે; અગર-પુરા મહિના થતા પહેલાં, ગર્ભસ્થાનમાં શક્તિ ન હોવાને લીધે ગર્ભપાત થાય છે. અને કેટલાકને તો પુરા કરતાં મરવું શું ખોટું ! દિવસે દિવસે શરીર નબળાં અને આયુષ્ય ટુંકા થતાં જાય છે. જો એનો એ ક્રમ ચાલુ રહેશે તો એક દિવસ મનુષ્ય જાતિ વગરની પૃથ્વી થઇ બેસશે. પણ તેમાં વાંક કોનો ? તે વાંક માબાપનો. એ ક્રમ રોકવા માટે પુરૂષો તો કંઇ પણ કરી શકયા નથી. માટે હવે તમારે આમાં સુધારો કરી બતાવવો જોઇએ. અને ઉપરનું વ્રત આચરવાથી તમે અવશ્ય આ સુધારો કરી શકશો.

ઇશ્વરી, માયા, શક્તિ એ સર્વ તમારાંજ નામ છે. માટે પોતે આરોગ્યતા ધારણ કરી સારી બળવાન પ્રજા ઉત્પન્ન કરી, તેને યોગ્ય રીતે ઉછેરી, સારા સંસ્કાર આપી,

જગતના કલ્યાણ અર્થે તૈયાર કરી આપશો, તો જ ઉપરના બધાં નામ શોભશે. નહિ તો પછી એ વગરની અબળાઓ તો છોજ ! જેમ જેમ તમે મોજશોખનાં સાધનો ઓછાં કરી સારી પણ સ્વચ્છ રહેણી કરણી ઉપર આવશો, તેમ તેમ તમારા શરીરની આરોગ્યતા વધારવામાં ફતેહમંદ થશો. જેટલું ધન નાટકો, સીનેમાઓમાં તમારે હાથે વપરાય છે, તેટલા પૈસાથી તમે તમારી ગરીબ અનાથ બ્હેનોને સારી રીતે મદદ કરી શકો તેમ છો. તમારાં લુગડાં તથા ઘરેણાંની તરેહવારની ફેશનોથી ચાલી રહેલી દેશની આર્થિક ખુવારીનો તો અડસટ્ટો પણ આવી શકે તેમ નથી ! એક દશ તોલા સોનાની ફેશનેબલ કંઠીની ઘડાઇ ત્રીસ રૂપીઆ આપશો. જ્યારે તેજ કંઠી સાદી ઘડાવશો તો તમે પચ્ચીસ રૂપીઆ વગર ધંધો કર્યે બચાવી શકો તેમ છો. તો દેશહિતની લાગણીનો આવો જગ્યાએ ઉપયોગ કરવો જોઇએ, લુગડાં પહેરવાથી રૂપ વધતું નથી-કે આરોગ્યતા આવતી નથી. ઈશ્વરી રૂપ છે તે તો આરોગ્યતામાંજ વસેલું છે. આરોગ્યતા જાળવવાની બીજી એક ચાવી એ છે કે પોતાનાં સંબંધીઓ માટે પોતે હાથેજ રાંધવું, કારણકે તમને તમારાં વહાલાંઓને માટે જેટલી લાગણી હશે તેટલી લાગણી તમારા ભાડુતી રસોઇયાને નહિ જ હશે., તમે મહિના થવા છતાં પ્રસુતિ વખતે બાળકને જન્મ આપવા જેટલી શક્તિ પણ હોતી નથી. જેના પરિણામે બાળક સંસારનો પવન પણ લીધા વગર, પોતાની માના વાંકને લીધે, પ્રાણ ત્યાગે છે. અને તે વાંકની શિક્ષા અર્થે એવું વિષ મૂકે છે કે તેની માતાને પણ પોતાના પ્રાણ-આપ્યા વગર છુટકો થતોજ નથી. જે વર્ગની શારીરિક સંપત્તિઆવી છે તે આવા મહત્વના કામના બોજા માથે ઉપાડવાની હામ ભીડે છે, તે એક આશ્ચર્ય જેવુંજ છે તેના કરતાં તમે તમારી શારીરિક સંપત્તિ સુધારી સારાં સંતાનો ઉત્પન્ન કરો તો દેશનું તો શું પણ આખા જગતનું કલ્યાણ કરી શકશો. બીજી સભાઓ સ્થપાવવા કરતાં પહેલાં આરોગ્ય વર્ધક સભા, રોગવિનાશક સમાજ ઇત્યાદિની સ્થાપનાઓ કરી, ત્હમારા શરીરની વ્યાધિઓનાં કારણો શોધી કાઢી, તેને દૂર કરવાના ઉપાય યોજશો. ત્હમારૂં શારીરિક બળ વધવાથી તમારૂં મનોબળ વધશે. તમે બળવાન અને વિચારશીલ પ્રજા ઉત્પન્ન કરી શકશો.

પુરૂષ વર્ગ તમારા ઉપર જે મોટો આરોપ મૂકે છે કે અમારા શરીરને હાનિ કર્તા તે સ્ત્રીઓજ છે, તે આરોપ દૂર કરી તમે દેખાડી આપશો કે એ આરોપ તદન ખોટો છે. તમે અબલા નહિ પણ સબલા છો. તમે ધારો તે કરી શકો તેમ છો. હાલ હું તમોને એક વ્રત આપું છું-તમે મનન કરી એ વ્રત પાળવાનું હાથ લેશો તો ત્હમને લાગશે કે તેમ કરવું સહેલ છે. તમારામાં દેશાભિમાનની લાગણી ઉભરાઈ રહી છે. માટે હું ધારૂં છું કે જો તે લાગણી ખરી હશે તો તમે આ વ્રત લેવામાં ચૂકશો નહિ. વ્રત આટલુંજ છે કે-જો ગર્ભ ધારણ કરો તો જ્યારથી ગર્ભાધાન થાય ત્યારથી બાળક જન્મે અને તે પછી પણ બાળક જ્યાં સુધી ધાવતું હોય ત્યાં સુધી તમારે પતિની સાથે સ્ત્રી પુરૂષનો સંબન્ધ રાખવો નહિં અર્થાત્ સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું.

પશુઓ કે જેને મનુષ્યો પોતાના કરતાં અધમ પ્રાણીઓ ગણે છે તે પશુ આ વ્રત પાળે છે. તો દેશ હિતની લાગણીવાળી મહિલાઓનો જો પોતાના મનથી આદરે તો આ વ્રત પાળવું તે તદન સહેલ છે. તમે જ્યારે આ વ્રત પાળશો ત્યારેજ પુરૂષો તમારા ઉપર

જે આરોપ મૂકે છે તે ખરો છે કે ખોટો છે તે તમે તુરતજ સાબીત કરી દેખાડશો. આટલો નેમ પાળવાથીજ તમે જોઇ શકશો કે હિંદુસ્થાનમાં તમે કેટલો જરૂરનો ફેરફાર કેટલી સહેલથી કરી શકો છો. પ્રથમ અર્જુન, ભીમ, કર્ણ, ઇન્દ્રજીત, પરશુરામ, પૃથ્વીરાજ, રાણા પ્રતાપ, રૂસ્તમ, અસ્ફંદયાર, સોહરાબ ઇત્યાદિને તમારા જેવીજ માતાઓએ ઉત્પન્ન કરેલા છે. જ્યારે તમે આવી પ્રજા ઉત્પન્ન કરશો ત્યારે તમારે જાતે રાજકીય ચળવળમાં ઉતરવાની જરૂર રહેશેજ નહિ.

આજ કાલ તમને અનુભવ હશે કે એક બાળક માત્ર બે ત્રણ મહિનાથીજ ધાવતું હોય છે ત્યાં તો બીજા બાળકની શરૂઆત માના પેટમાં થઇ પણ ગઇ હોય છે। હવે તે અબળાને પોતાના શરીર ઉપરાંત બે જીંદગીઓનું પોષણ કરવાનું આવી પડે છે અને તેણીની સ્થિતિ તો એક બાળકને પોષણ કરવા જેવી પણ હોતી નથી। ખોરાક ખાધા પછી તેનો રસ થઇ સ્તનમાં દૂધ રૂપે બાળકના પોષણ અર્થે આવે છે તેની બે ભાગે વહેંચણી થાય છે એક ભાગથી ગર્ભનું પોષણ થાય છે બીજા ભાગથી બાળકનું પોષણ થાય છે. આ પ્રમાણે જ્યારે એકનો ખોરાક બે જણ માટે વ્હેંચી નાખવામાં આવે, ત્યારે એક પણ બાળક પુષ્ટિ લેઈ શકે નહિ. જે બાળકનું શરીરજ આ પ્રમાણે બંધાય તે બાળક માટે સારી આશા રખાયજ કેમ? પ્રથમ તો આવું બાળક ઉછરવુંજ મુશ્કેલ અને કદાચ ઉછરી જાય તો જ્યાં સુધી જીવે ત્યાં સુધી વૈદ્ય અથવા ડાક્ટરના આશરા લીધા વગર તેને ચાલેજ નહિ। પછી આવા પૃથ્વી ઉપર ભારરૂપે જીવ્યા કરતા નહિ જન્મવું સારૂ. સમૃદ્ધિવાળાં હોઇ તમારે ઘેર નોકર ચાકર હોય તો ભલે હોય પણ તેથી કરીને પોતાના વડીલો પોતાની આરોગ્યતાની અમુલ્ય આપેલી ભાગ્યની માલમને ખોવી તે એક સમૃદ્ધિનો મોટામાં મોટો દુરૂપયોગજ છે.

દેશભક્તિની ખરી લાગણી કેટલી સન્નારીઓને છે તે હવે જણાઇ આવશે. આ સંદેશો તમારી પાસે પહોંચે કે તુરતજ તેનું મનન કરી તમારા દેશની સેવાને ઉદ્દેશી આ સંદેશા ઉપર અમલ ચલાવવા બહાર પડશો તેની-તમારા સદ્ગુણો અને ઉંચા આદેશો તરફ જોતાં-મને તો પુરી ખાત્રી થાય છે.

** સ્વામીજીએ આ સન્દેશો મહિલાઓને માટે લખ્યો છે. પુરૂષોને પણ તે એક સરખી રીતેજ લાગુ પડે છે. આ વિષય ઘણો મહત્વનો છે, કારણ કે આપણી સ્ત્રીઓની નિર્બળતા, દિન પ્રતિદિન વધતી જાય છે અને બાળકો વધારે વધારે નબળાં જન્મે છે. દંપતી ધર્મ સ્ત્રીઓ તેમજ પુરૂષો બન્નેને માટે છે અને તે નહિં પાળવાના દોષ માટે બન્ને એક સરખાં જવાબદાર છે સ્વામીજીએ પોતાના લેખમાં જે વ્રત પાળવાની સૂચના કરી છે, તે આપણી વર્તમાન દશામાં અમૂલ્ય છે. આશા છે કે ઘણી બ્હેનો ત્હેવો સંકલ્પ લેશે અને ત્હેમના પતિઓ ત્હેમને તે વ્રત પવિત્રતાથી, આનન્દથી પાળી શકાય, એમ અનુકૂળતા કરી આપવા તત્પર રહેશે. -

—તંત્રી, સુન્દરી સુબોધ.

# भारतीय माताओ प्रत्ये एक संन्यासीनो संदेशो.

લેખકઃ—સ્વામીશ્રી શ્રદ્ધાનન્દજી.

અનુવાદ—રા. રા. આર્યવૈદ્ય મયારામ સુન્દરજી.

( " આર્યપ્રકાશ "માંથી— )

શ્રી ભૂતપૂર્વ મહાત્મા મુન્સીરામજી અને તેનપછીના ત્યાગ સ્વરૂપમાં સ્વામી શ્રી શ્રદ્ધાનન્દજી મહારાજ " સદ્ધર્મ પ્રચારક પત્ર " ના ખાસ મહિલાંકમાં નિમ્ન સંદેશો લખી દર્શાવે છે. આશા છે કે આ સંદેશો ઘેરે ઘેર પ્રસિદ્ધ થશે. ભારતવર્ષને વીર સંતાનોની આવશ્યકતા છે. તેને મદ્ય પીને ઉન્મત્ત થનાર, રણશીંગા ( માર્શલમેન્ડ )ની તાનમાં મસ્ત બની ઝુઝનાર, મદાંધની પેઠે મોરચાપર ચઢી કપાઇ મરનાર સંતાન નહીં જોઇએ. વળી તેને એવાં સંતાન પણ નહી જોઇએ કે જે અત્યાચારોથી ખીજવાઇ જઇને ક્રોધના દાસ બની અપરાધીને બદલે નીરપરાધીઓનું પણ જીવન પુરૂં કરે.

ભારત માતાને હવે એવાં સંતાનોની જરૂર નથી કે જેને કર્ત્તવ્યપાલન કરાવવા માટે તાળીઓના ગડગડાટથી ઉત્તેજવાની જરૂર હોય. હિંદદેવીને હવે એવા પુત્રો નથી જોઇતા કે જે ભીખ માંગવા માટે પોતાના ભાષણો વડે આકાશ પાતાળો એક કરે, જેઓ શરાબ પીને રણતુરીપર મગ્ન બની રણભુમીમાં આગળ વધે છે, તેઓ મદનો નીશો ઉતરી જતાં તથા રણવાદ્યના ફાટી જવાથી પોતાનાં હથીઆર પણ તર્તજ નીચે મુકી દે છે. જેઓ જુલમાટથી ચીડાઇ જાય છે તેઓ અત્યાચારીઓની સામે પોતાની દાળ ન ગળવાથી બિચારી વીધવાઓના ધનપર તુટી પડી અનાથોને નિર્ધન કરી જાય છે। જેઓ કરતાળીકા ધ્વનીની પ્રેરણાથી કર્ત્તવ્યપાલન કરવા માટે તૈયાર થાય છે એગને મુર્ખોની વાહ! વાહ! ની લાલચમા કદી કદી અધર્મના ખાડામા પણ પટકી દે છે. તેઓ સ્વાર્થ સીદ્ધિને માટે પોતાની સમસ્ત જનનીને પણ વેચી શકે છે, માટેજ એવાં સંતાનોની ભારત જનનીને આવશ્યકતા નથી.

" ભારત માતાને બરાબર યાદ છે કે તે એક વખત કર્મભુમી હતી, તે વેળા તેનાં સંતાન ભોગ જીવનથી સેકડો કોશ દુર હતાં. તે સમયે ભૂમંડળના લોકો અહીં ચારિત્ર સંગઠ શીક્ષા મેળવવાને આવતા હતા. આજે તેની જનની એવાંજ સંતાનોની યાચના કરી રહી છે, તે સમયના ભારત પુત્રો કેવા હતા? જેને ઇંદ્રીઓ અને મન વશમાં હતાં, જેને માટે કર્ત્તવ્યપરાયણતા એક સ્વાભાવીક વાત હતી, જેમને ધર્મમાર્ગથી લોભ, મોહ કે ભય જણાવી શકતા નહી, જેના વજ્રસમાન હૃદયો પર કામદેવનાં બાણો લાગતાંની સાથે સ્વયં નીચે તુટી પડતાં હતાં, જેમને મોટામાં મોટાં પ્રલોભનો પણ પોતાના સત્ય વ્રતના પાલનમાંથી ડગાવી શકતા નહીં. આવાં શીવાય આ વેળા ઉન્મત બનીને વગર વીચારે કપાઇ મરવા તૈયાર થનાર સંતાનની જરૂર નથી. ભારત માતા કંઇ કાલીકરાલી દેવી નથી કે જેની શાન્તિ માટે મનુષ્યોના બલીની જરૂર હોય. ભારત જનની તો શારદા છે, જેની શાન્તિને માટે અમર થનાર માત્વિક સંતાનની જરૂર છે. જેનું શરીર દ્રઢ હોય, બ્રહ્મચર્યના તેજથી જેના મુખની કાંતિ સદા ઉજ્વળ રહેલી હોય, જે ગ્રહસ્થાશ્રમમાં પણ બ્રહ્મચર્યનું

જીવન ગાળનાર હોય, જેને મૃત્યુનો ભય પણ ધર્મપંથથી જરાપણ ડગાવી શકે નહિ. એવાં સૌમ્ય સંતાનની જનની જન્મ ભૂમિને જરૂર છે.

" એવાં સંતાનો માટે સીતા પોતાની ભારત પુત્રીઓ પાસે યાચના કરે છે કે આર્યાવર્તીય દેવીઓ ! એવાં બાળકો પેદા કરવાનો અધીકાર તમારોજ છે. સંસારના સૌથી પહેલા ધર્મશાસ્ત્રકારે તમને ' જાયા ' એટલા માટે કહી છે કે તમારા ગર્ભમાં નવ માસ રહીને સંતાનનું સંશોધન થાય છે. મનુજી કહે છે—

" पतिभार्यां संप्रविश्य गर्भोभूत्वेहजायते ।
जायायास्तद्धिजायत्वं यदस्यां जायते पुनः ।

પતિજ ભાર્યામાં પ્રવેશ કરીને ગર્ભરૂપ થઇને સંસારમાં જન્મે છે, જે એમાં ફરીથી જન્મે છે તેજ જાયાનું જાયત્વ છે.

હે દેવીઓ ! તમે જેવાં ચાહશો તેવાંજ સંતાન પેદા થશે મનુજી વળી કહે છે કે— याद्दृशंभजतेहिस्त्रीसुतं सुते तथा विधम् । જેવા પ્રકારના પુરૂષનું તમે સેવન કરશો તેવાજ પ્રકારનો પુત્ર પ્રસવશે જો તમે ભોગવાદીની હશો તો તમે ભોગી પુરૂષનેજ પસંદ કરશો, ત્યારે તમારા સંતાન કર્મવીર કેમ ઉત્પન્ન થશે ? પુરૂષોમાં આત્મબળ બહુજ થોડું હોય છે. હે દેવીઓ ! તમે આત્મબળના અધિષ્ટાન રૂપ છો, જો તમે પુરૂષોને આત્મબળ આપશો તોજ તેઓ સંતાનની શુદ્ધિમાં તમારી સહાયના કરી શકશે જે રીતે વીર્યનું સંશોધન તમારે આધિન છે, તેજ રીતે ઉત્તમ વીર્યનો નાશ પણ તમારાજ હાથમાં છે. જેટલું આત્મિકબળ તમારામાં અધિક છે, એટલીજ આત્માને નાશ કરવાની શક્તિ પણ તમારામાં છે. તમે શક્તિ તો છોજ. જો હવે તમે શારદા અને સરસ્વતીનું રૂપ ધારણ કરો, તોજ સંસારનું કલ્યાણ છે, પરંતુ જો તમે પતંગિકાનો કે ચંડિકાનો અવતાર કરીને " ડાકિની–શાકિની " સહિત કામનું કે ભોગનું શરણ લઇને ચાલો તો સંસારને ભસ્મીભૂત થવામાં પછી શો સંદેહ છે ? એટલા માટે હે દેવીઓ ! તમો શારદા સરસ્વતીનું રૂપ ધારણ કરીને પોતાનામાં માતૃભાવ જાગ્રત કરો, કે જેથી આર્યવર્તનું કલ્યાણ થાય અને સાથે સાથે સમસ્ત સંસારનો ઉદ્ધાર થાય.

" જે મૂઢ પુરૂષ પોતાની મૂર્ખતાથી તમારી પવિત્રતાને કલંકિત કરે છે અને જે અંધ સ્વાર્થને લઇને કામ, ક્રોધ, મદ, લોભ, માનને દ્વેષ વડે વિનાશકારી અગ્નિ પ્રકટ કરીને તેઓ ધર્મને પ્રજ્વલિત કરી દે છે, તે જ્યારે પ્રત્યક્ષ થઇને સંસારને ભસ્મ કરવા લાગે છે, ત્યારેજ પછી તેઓ આશ્ચર્યચકિત થઇને પોકાર કરી ઉઠે છે ! હે આર્ય દેવીઓ ! આવી પુરૂષોની મૂર્ખતા ભૂલી જઇને એમને માટે તમે સંશોધક પ્રકાશ બની જાઓ.

ભારતને વીર સંતાનની જરૂર છે. વીર સંતાન વીરાંગનાજ ઉત્પન્ન કરી શકે છે. પરંતુ હે દેવીઓ ! તમે તમારાં શરીર, તમારૂં મન અને તમારી આત્માની અવસ્થા તરફ જુઓ, લખનૌમાં કોંગ્રેસ ( હિંદ પ્રજા પરિષદ્ )ના અધિવેશનમાં કુંડીબંધ દેવીઓને વેદી ઉપર પ્રતિનિધિ રૂપે બેઠેલી જોઇને રાજનૈતિક સમુદ્ર બહુ પ્રસન્ન થયો હતો.
[illegible]

આભૂષણોની અંદર રહેલું શરીર શું કદિ સ્વસ્થ રહી શકે છે? ઉપરથી નીચે સુધી કાળા નાજુક જુત્તાઓ પહેરીને ચાલવાથી શું કદી શરીરને ઉચિત વ્યાયામ મળી શકે છે? મેં ત્યાં જોયું કે પુરૂષો જ્યારે વિદેશી અનુકરણનું દાસત્વ સ્વીકારી સ્વયં પોતાનું વ્યક્તિત્વ નષ્ટ કરી ચુકયા છે ત્યારે તેમણે સ્ત્રી જાતિને પણ ફટાકડી પુતળીઓ બનાવી દીધી છે! શું આપણા અધિકારીઓને મળવાને માટે ખરેખર કોટ, પાટલૂન કોલર, નેકટાઇ ને બુટની જરૂરજ છે? મેં જોયું કે વાઇસરોય જેવાના મહેલમાં એક ગામડીયા જોડા પહેરનાર, ઉઘાડા માથાવાળા, ધોતીયું પહેરનાર ફલાહારીનું * એટલુંજ માન છે કે જે એક ફેશનના અપ-ટુ-ડેટ (નવામાં નવા) માંસાહારીને મળતું હોય. હે દેવીઓ! જરા વિચારો, શું કેવળ વિલાસી નાજુક પતંગિયાના ગર્ભથી સિંહ ઉત્પન્ન થઈ શકે છે?

"હે માતાઓ! જે તમને નાજુક અંગમાં પતંગિકા બનાવી રહ્યા છે, તેઓ જાતિ અને જન્મભૂમિનો નાશ કરી રહ્યા છે! તમે એવા પુરૂષોને કહી દો કે "જો તમારે પતંગિકા જોવાને શોખ હોય તો તમારે અમારી પાસે ન આવવું." તમે તમારો જુનો પહેરવેશ ફરીથી ધારણ કરો. આ યુગના એક ઋષિએ સંવત ૧૯૮૨-માં લખ્યું હતું કે "જ્યારે મદાંધ, દુષ્ટ, આતતાઇઓથી પતિત કાયર હીંદુઓની વહુ બેટીઓના સતીત્વનો નાશ થવાનો ભય હતો, ત્યારે અનુચિત પડદાનો રિવાજ તે વેળા નિકળ્યો હતો; પણ હવે તે જૂના પડદાને દુર કરી દો." વળી લખ્યું કે, "જે રીતે દક્ષિણાત્ય લોકોની સ્ત્રીઓ વસ્ત્ર ધારણ કરે છે તેરીજ રીત પૂર્વે હતી, કેમકે એથી કદી વસ્ત્ર અશુદ્ધ રહેતું નથી. આખો દિવસ જેમ પુરૂષોનાં વસ્ત્ર શુદ્ધ રહે છે, તેમ સ્ત્રીઓનાં પણ શુદ્ધ રહે છે." શરીર સાથે જે વસ્ત્ર લાગે છે તેને નિત્ય ધોવા જોઇએ; અને વસ્ત્ર એવાં પહેરવાં જોઇએ કે જેથી શરીરને સુર્યનો પ્રકાશ અને વાયુના સ્પર્શ વડે સદા પૂરી મળતી રહે, તે એજ નેશનલ કોંગ્રેસની વેદી ઉપર બંગાળી કાસ્મીરી અને અન્ય દેશસ્થ પતંગિકાઓની સાથે એક બે મહારાષ્ટ્રની મહિલાઓજ એવી જણાતી હતી, જે એવાં સંતાન ઉત્પન્ન કરવા યોગ્ય કહી શકાય.

હે દેવીઓ તમારે તમારાં ખાનપાન, પહેરવું ઓઢવું અને તમારા બીજા બધા વ્યવહારમાં, નિત્ય નૈમિત્તિક મુખ્ય વાતપર દ્રષ્ટિ રાખવી જોઈએ. કારણકે સારાં યા નરસાં સંતાન પેદા થવાનો આધાર તમારા પર છે. તમે પતંગિકા કેમ બનો છો? તમે માનવીના સ્વાભાવીક મનનશીલ ગંભીર ભાવોને છોડીને હાવભાવ-નાચ નખરાંનો અભ્યાસ શા માટે કરો છો? એટલા માટે કે એથી પુરૂષ તમારાપર મોહિત થશે, તમારાપર પ્રસન્ન થશે? તેમ નથી. પરંતુ પરમેશ્વરે જ તમને એ માટે વિશેષ શક્તિ આપી છે. જે પુરૂષોને નખરાં અને કૃત્રિમ ઠાઠમાઠ સારો લાગતો હોય, જેને પતંગિકાઓનો નાચ જોવાની ઇચ્છા હો, તેઓ પોતે શા માટે મોરની પેઠે કળા કરી નાચતા નથી? જો પશુઓનુંજ. અનુકરણ કરવું હોય તો પુરેપુરૂં કરો.

"હે માતાઓ! તમે તમારા જીવનપરથી પુરૂષોને એવું બતાવી દો કે "તેમનામાં વિદ્યા," બુદ્ધિ, બળ, પરાક્રમ ને શૂરવીરતાને માટે પ્રેમ હશે, તોજ તમારે યોગ્ય તેઓ થઇ શકશે."

---

* શ્રીયુત મોહનદાસ ગાંધીજી.

" આજે સ્વજાતીય મહા સભા ( કોંગ્રેસની ) વેદી ઉપર પતંગિકાઓ પોતાનું સૌંદર્ય બતાવવા આવે છે. તેથી કરીને કોંગ્રેસના પ્લેટફોર્મ પર પુરૂષો અને સ્ત્રીઓના જોરું જોસદાર ભાષણો બહેરા કાનોપર અથડાય છે અને જોકે કંઇ ક્ષણિક પ્રભાવ પાડે પણ છે, તોપણ મંડપની બહાર જતાંજ એ પ્રભાવ દુર થઇ જાય છે ! પરંતુ જે દહાડે ભારત મહિલા દેશી જોડા પહેરીને કિંવા ઉઘાડા પાગથી, શ્વેત સ્વચ્છ વસ્ત્ર [સાડી]ધારણ કરીને સોના ચાંદીનાં ઘરેણાંથી મુકત થઇને, જમણી બાજુ ચાર નિરોગ, તેજસ્વી પુષ્ટ દેદીપ્યમાન વીરપુત્રો, સાથે લઈને કોઇપણ વ્યાખ્યાનવેદી પર પગ ધરવા માંડશે, તે વખતથી ભારત માતાના હૃદયને શાન્તિ વળવા માંડશે.

**આર્ય દેવીઓ ! ભવિષ્ય તમારાજ હાથમાં છે—કેવળ આર્યાવર્તનનુંજ નહિ પણ સમસ્ત ભુમંડળનું.**—કેમકે સઘળો સંસાર ભોગ જીવનમાં લિપ્ત બુની પોકાર કરી રહ્યો છે ઉઠો અને પોતાના ઇશ્વરદત્ત અધિકારને સમજો આ સમય હવે સુવાનો નથી. એવાં સંતાન ઉત્પન્ન કરવાની આજથીજ તૈયારી શરૂ કરી દો, જેના તેજ માત્રથી મનુષ્યોનો ઘાત થયા વિનાજ સંસારની કાયા પલટાઈ જાય. ભગવતી સીતાજીનો આશીર્વાદ તમે સૌ ભારત મહિલાઓને મળો એ આ સંન્યાસીની મંગળ કામના છે

" જનની ! જણજે ભકત જન, કાં દાતા કાં શૂર;
" નહિ તો રહેજે વાંઝણી, મત ગમાવીશ નૂર.
" કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન:
" સરસ રીત તો એજ છે, દ્યો માતાને જ્ઞાન

---

## ઘડી ગમ્મત!

એક સમયે એક મનુષ્યને તેના મિત્ર તરફથી પુછવામાં આવ્યું કે પહેલી વખત તે કેવી રીતે પૈસા કમાયો તે તેને યાદ હતું કે નહીં ?

તેણે જવાબ આપ્યો "હા, હું જ્યારે નિશાળે જતો હતો ત્યારથી પૈસા કમાતા શીખ્યો છું. પણ પહેલીજ વખતની કમાઈની યાદ ઘણીજ હૃદયભેદક છે. હમારી નિશાળમાં એવો કાયદો હતો કે જો કોઇ વિદ્યાર્થી મેજ ઉપર ચપ્પુ અથવા પેન્સીલથી નિશાની કરે તો તેને નિશાળના સઘળા વિદ્યાર્થીઓની સમક્ષ ફટકા મારવામા આવતા હતા અથવા તો તેનો પાંચ રૂપીઆ દંડ કરવામાં આવતો હતો. આ કાયદા ઉપરાંત એક આકણી હતી, જે હું જાણું છુ કે ઘણીજ ઘાતકી હતી !"

"એક સમયે મેં મારા પિતાને કહ્યુ કે "મેં કાયદાનો ભંગ કર્યો હતો, તેથી મારે દંડ આપવો પડશે અથવા તો ફટકા ખાવા પડશે."

મારા પિતાએ કહ્યુ "બેટા, તને નિશાળમા સર્વના દેખતા ફટકા પડે તે ઘણુંજ ખરાબ માટે હુ દંડ આપીશ પણ તેથી તને એક શિક્ષા ઓછી થાય તે જોવા મારી મરજી નથી માટે ઉપર આવ !"

"થોડી મુદ્દતમા હું ઉતરી ગયેલા મેડિ નીચે આવ્યો. પછી વિચાર કર્યો કે નિશાળમાં થવાની શિક્ષા ઘેર થઇ. જેથી હવે ફરીથી નિશાળમાં ફટકા પડશે તો બહુ દર્દ નહીં થાય તેથી મેં દંડ આપવાનો વિચાર બાજુએ મુકી ફટકા ખાવાનો વિચાર કાયમ કર્યો !"

"આવી રીતે પહેલીજ વખતે પાંચ રૂપીઆ કમાયો !"

## विद्याकला–वैद्यकः

# ધૂળથી થતા લાભ.

( ઇંગ્રેજી ઉપરથી. )

લેખક–રા. રા. પૂનમચંદ કેશવલાલ શાહ, બી. એ.

**૧. સાધારણ સમજ.** સાધારણ રીતે ધૂળને નજીવી ચીજ તરીકે ગણવામાં આવે છે. એટલુંજ નહિ, પણ તે નુકશાનકર્તા પણ છે. તેનાં રજકણોમાં ઘણા રોગોના જંતુઓ નિવાસ કરે છે એમ પણ પુરવાર થયું છે. દરરોજ ધૂળ બહાર કાઢવાને માટે ઘણીજ કાળજી લેવામાં આવે છે, અને સ્વચ્છતાનો તે ભારે શત્રુ છે.

**૨. હાલની બીજી બાજુ.** આ બધી હકીકત અક્ષરશઃ ખરી છે પણ ધૂળનાં રજકણો જગન્નિયતા પ્રભુએ નિરર્થક અથવા તો નુકશાન કરવાના હેતુથીજ સરજ્યાં નથી. અલબત, ધૂળના ભારે પદાર્થોવડે અણગમો અને ઉપદ્રવ પેદા થાય છે, પરંતુ બારીકીથી તપાસીએ તો પદાર્થના અસ્થાનત્વને લીધેજ ધૂળ નુકશાન કરે છે. ખરૂં જોતાં તો ધૂળથી આપણને નીચે પ્રમાણે લાભ મળે છે:—

૧. વરસાદનું આગમન.
૨. દિવસનો સુંદર સૂર્ય પ્રકાશ.
૩. આકાશનો રમણીય વાદળી રંગ.
૪. સૂર્યોદય તથા સૂર્યાસ્ત સમયનો સુંદર લાલ દેખાવ.

ધૂળનું અસ્તિત્વ નાબૂદ કરવામાં આવે તો ઉપરના ચારમાંથી એક દેખાવ નજરે પડે નહિ.

**૩. સૂર્ય પ્રકાશની સમ જાતિ.** સાધારણ રીતે પ્રકાશ દૃષ્ટિગોચર નથી. પરંતુ જો આપણે બારી–બારણાંની તડોમાંથી આવતા અજવાળાનાં કિરણોને ધારી ધારીને જોઇશું તો તેમાં ધૂળનાં અસંખ્ય રજકણો તરતાં માલુમ પડશે. આ રજકણો ન હોય તો કુદરતના નિયમ પ્રમાણે પ્રકાશ નજરે પડેજ નહિ. આ રજકણો પ્રકાશનું પરાવર્તન કરી તેને આખા ઓરડામાં પ્રસરાવે છે. બહાર પણ એવી રીતે છે. ધૂળનાં અગણ્ય રજકણોપર પ્રકાશ પડવાને લીધે સૂર્યનું તેજ સહેજ કમી થઇ પરાવર્તન થવાથી તે ચોતરફ રમણીય સ્વરૂપમાં થાય છે. ધૂળનાં રજકણો ન હોય તો કાંતો આપણને એવું ચકચકિત અજવાળું દેખાય કે આપણી આંખો અંજાઇ જાય અગર તો બધે કાળું કાળું અને અંધકારમય થઇ જાય. આ જેવી નજીવી વસ્તુ આવું મહાન કાર્ય કરે છે તે જોઇ પરમેશ્વરની અગાધ ચાતુરીનો આપણને આબેહૂબ ખ્યાલ આવે છે.

નાનાં છોકરાં કાચના "લીગ" (ત્રિકોણાકાર કકડો) ને સૂર્યના પ્રકાશ તરફ ધરે છે ત્યારે તેમાં "લાલ-પીળા", વગેરે રંગો દેખાય છે. આની

**૪. પ્રકાશનું પૃથક્કરણ.**

વૈજ્ઞાનિક સમજુતી એ છે કે આવા કકડાને લીધે પ્રકાશના સફેદ કિરણનું પૃથક્કરણ થઈ મેઘધનુષ્યના બધા રંગો દેખાય છે, કારણ કે જુદી જુદી જાતના રંગના કિરણો કાચમાં થઈને જતાં વત્તાં ઓછાં વક્ર થાય છે. આવીજ રીતે મોતીની સીપ ઉપર સૂર્યનાં કિરણો પડે છે ત્યારે રંગ બેરંગી અજવાળું થાય છે, અને તેથી સીપ ઘણીજ સુંદર જણાય છે. હવામાંનાં ધુળનાં રજકણો પણ આવીજ રીતે પ્રકાશનાં કિરણોના રંગો જુદા પાડી શકે છે, પણ તેઓ તે સર્વને એકત્રિત કરીને સફેદ રંગ પણ બનાવી શકે છે, મેઘધનુષ્યના જુદા જુદા રંગવાળી એક ચકરડી તૈયાર કરી તેને ઝપાટા બંધ ગોળ ગોળ ફેરવીએ તો તે બધા રંગ એકઠા થઇ ચકરડી સફેદ દેખાય છે, આને "ન્યુટનની ચકરડી" કહે છે ધુળનાં રજકણોને લીધે આવી રીતે ઠંડુ, સફેદ અને આશ્ચર્યકારક અજવાળું આપણને મળે છે.

આપણે જેમ જેમ ઉંચે ચડીએ છીએ તેમ તેમ હવા વધારે પાતળી થતી જાય છે; તેમજ ધુળનાં રજકણો પણ વધારે નાનાં અને હલકાં થતાં

**૫. આ પ્રકાશના વાદળી રંગની સમજુતિ.**

જાય છે. આ બારીક રજકણો ફક્ત વાદળી રંગનાં કિરણોનું પરાવર્તન કરે છે અને તેને લીધે પર્વત ઉપરનું નિર્મળ પ્રકાશ ઘેરા વાદળી રંગનું હોય છે પર્વતની તળેટી ઉપરના ધુળના રજકણો મોટાં હોય છે, અને તેઓ વાદળી રંગ સાથે સાથે પીળા તથા સફેદ રંગનાં કિરણોનું પણ પરાવર્તન કરે છે, માટે આ રંગ વાદળી રંગ સાથે મળી જાય છે, અને તેથી જમીન ઉપરથી આકાશ આછા વાદળી રંગનું દેખાય છે. આ પ્રમાણે પર્વતની ટોચ ઉપરનું આકાશ, તળેટી પરથી દેખાતા આકાશ કરતા ઘણુંજ વધારે ઘેરા વાદળી રંગનું હોય છે ઇટાલી દેશ તેના સુંદર ઘેરા વાદળી રંગના આકાશ માટે પ્રખ્યાત છે અને આપણે અહીં જો ગીચો અને કારખાના ન હોય અને તેમાથી ધુમાડાના જબરા ગોટેગોટા સાથે ધુળનાં અસંખ્ય ભારે રજકણો ઉડાઉડ કરતા ન હોય તો આપણું નિર્મળ આકાશ ઘેરા વાદળી રંગનું અને રમણીય દેખાય એ નિઃસંશય છે.

સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે આકાશમાં દેખાતા આનંદી અને સુંદર રંગો પણ ધુળના રજકણોને લીધેજ છે. આ બે વખતે સૂર્ય આપણી

**૬. સૂર્યોદય અને સૂર્યાસ્ત વિષે સમજણ.**

દૃષ્ટિ મર્યાદાની-ઘણીજ પાસે હોય છે. ત્યાં આગળ હવા ઘણીજ ઘટ હોય છે, તેમજ ધૂળનાં રજકણો પણ મોટાં અને ભારે હોય છે. ઉપરની પાતળી હવાના બારીક-રજકણો તે જગાના વાદળી રંગને આપણાથી દૂરની દિશાએ લેઇ જાય છે એટલે આપણી નજરે તો ફક્ત રાતો અને પીળો પ્રકાશ પડે છે, એને લીધે સૂર્ય જાતે પણ રાતો દેખાય છે આ પ્રમાણે સૂર્યાસ્ત સમયની આકાશની લાવણ્ય અને સુંદર કુદરતી દેખાવનું ખરૂં કારણ ધુળનાં-રજકણોજ છે એ જોઇ કોને નવાઇ નહિ લાગે?

થોડાંક વર્ષો પર એશિયાખંડની દક્ષિણે આવેલા ટાપુઓમાં ક્રેકેટોઆ નામનો પર્વત ફાટી નીકળ્યો એટલે કે તે જ્વાળામુખી થયો; તે

**૭. જ્વાળામુખીથી થતી અસર.**

વખતે તેમાંથી ઘણાજ ભારે જથામાં લાવા, પથરા, ધૂળ વગેરે પવનને લીધે ઘણેજ દુર જઇ પહોંચ્યાં. આ બનાવ બન્યા બાદ થોડા મહિના સુધી પૃથ્વીની સપાટીપર દરેક

દેશમાં સૂર્યાસ્તનો દેખાવ ઘણોજ મનોહર લાગવા માંડયો. દરેક ઠેકાણે દર સાંજે આકાશમાં સૂર્યાસ્ત સમયે સુંદર કીરમજી રંગનો ગાલીચો જાણે પથરાયો હોય એમ દેખાતું હતું. આ સુંદર દેખાવનું મુળ કારણ જ્વાળામુખીમાં નીકળેલી ધુળ હતી એમ સાબીત થયું છે.

હવામાં ધુળનાં રજકણો ન હોય તો આપણાથી દુનિયાપર જીવી શકાય પણ નહિ. આનું કારણ આપણે તપાસીએ. વરસાદ ન પડે તો પૃથ્વીનો દરેક

**૮. વરસાદ શાથી પડે છે ?**

દેશ સહરાના રણ જેવો થઇ જાય, હવે જે વરસાદ પૃથ્વીને પલાળે છે અને તેને આપણને રહેવા લાયક બનાવે છે તે વરસાદ લાવવામાં ધુળને રજકણોની પુરેપુરી મદદ જોઇએ છીએ એ સાંભળી સર્વને વિસ્મય લાગ્યા વગર નહિ રહે; પણ તે તદ્દન ખરૂં છે. સૂર્યના 'તાપને લીધે દરિયાની સપાટી પરના પાણીની વરાળ થઇ જાય છે, આ વરાળ આપણને દેખાતી નથી તે ઉંચે ચઢે છે, અને ત્યાં ઠંડી હવા સાથે અથડાવાથી તે વાદળ બને છે. હવે, જ્યારે આ વાદળાં પર્વતની હારોપરની ઠંડી હવા આગળ થઇને જોરથી ધમડાય છે, અગર તો જ્યારે તેમને વધારે ઠંડી હવા મળે છે, ત્યારે તેમાંની વરાળનું પાણી થઇ વરસાદ રૂપે પડે છે.

થોડાં વર્ષોપર એવું ખોળી કાઢવામાં આવ્યું છે કે હવામાં જો ધુળનાં રજકણો ન હોય તો વાદળાં તૈયાર થાયજ નહિ; કારણકે હવામાં કોઇ

**૯ વરસાદમાં ધૂળનું કાર્ય.**

પણ જાતના ઘન પદાર્થ રજકણો ન હોય તો વરાળ ઠંડી થઇ શકે નહિ. તેમજ વાંદળાં બાઝે નહિ; એટલે કે આ રજકણો ના હોય વરાળ અદ્રશ્ય રહે અને હવામાં ભીનાશ વધી જાય ત્યાંસુધી હવામાં અદ્રશ્ય રીતેજ તરી શકે. આને માટે એક સાધારણ દ્રષ્ટાંત લેઇએ. પાણીને ઘણુંજ ઠંડુ પાડી તેને બરફ કરવુ હોય તો તેમાં બરફનો ગાગડો નાખવો પડે છે. તે પ્રમાણે વાદળાં બાઝવામાં ધુળનાં રજકણો કામ આવે છે.

પર્વત પરની ભીની હવા સાથે આ અદ્રશ્ય વરાળ અથડાય ત્યારે તેનું ત્યાં તરતજ પાણી થઇ જાય. પરિણામે ત્યાં ઘણાજ જબરા

**૧૦. પૃથ્વીના દેશોની સ્થિતિ.**

પ્રમાણમાં વરસાદ આવે, અને તે ઘણા ભારે અવાજ કરતા ધોધના રૂપમાં નીચે પડે. આ બાબને લીધે પર્વત પર અને તેની તળેટી તથા બાજુ આગળ રહેની સર્વ વ્યક્તિયોનો નાશ થાય એથી ઉલટું, મેદાનોમાં એક ટીપું પણ વરસાદ પડે નહિ અને ત્યાં બધે રણજ થઇ રહે, અને કોઇ પણ રહી શકે નહિ.

ઉપરની બધી હકીકતપરથી ધ્યાનમાં રાખવા જેવું એ છે કે ધુળ એ નિરૂપયોગી કે નુકસાનકારક ચીજ નથી. પણ તે મનુષ્ય જાતને ઘણોજ ફાયદો કરે

**૧૧. ઉપસંહાર**

છે. વળી, પૃથ્વી પરની નાનામાં નાની તેમજ નજીવી ચીજો પણ ઘણીજ લાભદાયી નીવડે છે જેને આપણે વખોડીએ છીએ તેવી ધુળ પણ પૃથ્વીપર અગત્યનું કાર્ય કરે છે એટલુંજ નહિ પણ તેની ઉપયોગીતા ઘણીજ ઉપયોગી તરીકે લેવાતી ચીજો કરતાં પણ ઘણીજ વધારે છે, માટે પ્રભુએ નિર્માણ કરેલી કોઇ પણ ચીજને નજીવી ગણવી નહિ. એ બાબતપર ભાર મૂકી આ લઘુ લેખ સમાપ્ત કરવામાં આવે છે.

# સુન્દરી સુબોધ ⁂ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે. આથી–પોતાનામા તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,–સર્વમા સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે

પુ. ૧૬ મું. ] જુલાઈ–ઑગસ્ટ, ૧૯૧૯. [ અંક ૭–૮.


## કાવ્યકુંજ.

---

## જીવન–સખિને.

લેખક:—શ્રીયુત્ "કુસુમાકર."

મ્હારી માતા તપ તપી ગઈ સ્વર્ગપંથે સિધારી,
તે માતાનું હૃદય કુમળું પ્રાણ! તુમાં નિહાળી,
ચક્ષુઓથી ટપ ટપ સરે અશ્રુ આભાર–ભીનાં,
લુછુ તે કાં! સ્મરણ અખંડ દિવ્ય એ અશ્રુઓમાં.

માતા મ્હારી ઉડી ગઈ પ્રિયા! ખોટ તું પૂરતી એ,
વ્હાલી બાપુ! જનની બની તું લાડ કંઈ એ કરે છે,
કેવો મીઠો મુજ શિરપરે હસ્ત તુ ફેરવે છે,
ચાંપી ચૂમી અધર નયનો હેત કેવા કરે છે.

ચિન્તા મ્હારી હર ઘડી પ્રિયા પ્રાણ તું શી દરે છે,
ત્હારે ન્હાને મગજ કુમળે યોજના કે ઘડે છે,
હું રીઝુ હા! તુજ જીવનનું પ્રાણ એ કેન્દ્ર દીસે,
કાર્યો સૌમા ગત જનનીનું, પ્રાણ! હૈયુ દ્રવે છે.

આવુ જોતાં પ્રિય સખિ! કદી આંખથી અશ્રુ ઢાળું,
આવુ જોતાં જીવન સખિઓ! ઉરની સાથ ચાંપુ,
કુણું હૈયુ મધુર રુદને જો ગળી, પ્રાણ! જાયે,
એ અશ્રુ તો ગત જનનીના શ્રાદ્ધની અંજલિ છે.

# " મિત્રના શુભ લગ્ન પ્રસંગે. :"

લેખકઃ—શ્રીયુત્ ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા.

( મંદાક્રાન્તા. )

આજે મ્હારા હૃદયસરમાં હર્ષના ઓઘ આવે,
મ્હારા આણો નવલ નવલા પ્રેમ ભાવો જગાવે;
સર્વે અંગો સુભગ બનીને સ્નેહમાં થાય મગ્ન,
થાશુ મ્હારા પ્રિય સુહૃદનાં થાય માંગલ્ય લગ્ન.

( ભુજંગી. )

ઉગ્યો દીન આજે મ્હને ભવ્ય ભારી,
ઘણો સૌખ્ય દાતા અને લાભકારી;
બહુ ચિત્ત આજે બને છે પ્રસન્ન,
ફુલે હર્ષમાં માહરાં તંન મંન.
બહુ હોય સંસાર સારા પ્રસંગો,
મ્હને તો મળ્યા આજ ન્યારાજ રંગો;
મ્હને આજ સંસાર સુમિષ્ટ ભાસે,
પરિપૂર્ણ આ ઉપર પ્રેમ ઉલ્લાસે.

( મંદાક્રાન્તા. )

વાગે વાજાં ગગનપટમાં શુદ્ધ સ્વર્ગીય સુરે,
આકાશેથી કુસુમ વરસે દેવતા પ્રેમ પૂરે;
મીઠાં મીઠાં અમૃતભર માંગલ્ય ગીતો ગવાય,
એ સૌ મ્હારા પરમ પ્રિય જે મિત્રને કાજ થાય.

પક્ષીઓયે મધુર સ્વરથી ભાઈનાં ગીત ગાયે,
વૃક્ષો સર્વે સુરભિ સુમને વીરને સૌ વધાવે;
સૌગંધિ આ મૃદુલ પવને મિત્રને વાયુ ઢોળે,
આ બન્ધુને રજનિપતિતે સૌમ્ય તેજે ઝબોળે.

* * * * *

વર્ષો ઝાઝાં વરવહુ તમે જીવજો સ્નેહ સાથે,
સારાં કામો જનહિત તણાં વાધજો બેઉ હાથે;
વ્હાલાં હેરાં તન મન રહો રોજ આરોગ્ય સારાં,
આ સંસારે અતુલિત સુખો ભોગવો મિત્ર મ્હારાં

પામો સત્તા સરસ ગમતી ઇષ્ટ વસ્તુ સધાજો,
સારાં કૃત્યે સ્થલ સ્થલમહીં કીર્તિ લોકે ગવાજો;
હોજો બન્ધુ વિજય મજાનાં પૂર્ણ ગંભીર શાન્ત,
આશિષો દે વિમલ મનથી મિત્રનો [illegible]

# ઋષિ બાલા.

લેખક—બ્હેન શ્રી કંચન બ્હેન.

( ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ—એ રાગ )

બાલા ઋષિની વસી હિન્દમાં રે બ્હેન,
સ્નેહના સાગર ઉભરાય,
જગપાવની રે બ્હેન......બાલા૦

કરકમળ કમડને સુહાય છે રે બ્હેન,
માંહેથી સીંચે જ્ઞાન નીર—
ભલી નેમથી રે બ્હેન .....બાલા૦

સંસ્કૃતિ ભર્યાં બનાવે ક્ષેત્રને રે બ્હેન,
ફૂટતા બીજ સુરભિ વાય—
હદ પ્રદેશમાં રે બ્હેન......બાલા૦

સુન્દર શીતલ આશ્રયો પોષતી રે બ્હેન,
દિવ્યતાની દેવીઓ અવાસ—
ભર્ગથી ભરે રે બ્હેન... બાલા૦

સત્ય ચિત્ પ્રકાશ જગમાં ભર્યો રે બ્હેન,
આનંદલ્હરી સર્વ વ્યાપ—
છે દીપાવતી રે બ્હેન... ..બાલા૦

જ્યોતિને જગાવે પૂજ્ય દેવીઓ રે બ્હેન,
દેવીઓ શોભાવે જ્યોતિ ધામ—
ભારતે વસી રે બ્હેન... ..બાલા૦

# અમારો ધર્મ.

લેખકઃ—બ્હેન શ્રી મણિગૌરી કાળીદાસ ઝવેરી.

( ગઝલ. )

અમે મહાવીરની પુત્રી, અમારો પંથ ન્યારો છે
સમજવા સત્યનાં સૂત્રો, ધરમ એવો અમારો છે.
પ્રજાની રંકની સેવા, અમે બનશું હવે હેવા
જીવન અર્પી બધું દેવા, ધરમ એવો અમારો છે
અહોનિશ ન્યાયમાં રહેવું, કપટ છળ નાહિ વાપરવું

જીવન વિજયી બનાવવાનો, સહુ દોષો સમાવવાનો:
ફરજ સાચી બજાવવાનો, ધરમ એવો અમારો છે.

દુઃખીનાં દુઃખને હરવા, વિજયના ઘોષને કરવા:
દુઃખોથી લેશ નહિ ડરવા, ધરમ એવો અમારો છે.

---

## એક પુષ્પને—

લેખકઃ—એક બ્હેન.

અહા ! શું બહારે આ પુષ્પનો, અહા ! શું ખીલ્યું મદમસ્ત તે તો;
ખરે પ્રથમ હતી કુમળી, યુવાવસ્થામાં હતી તેજ ખરી.

શું બ્હેકતું સરસ સુવાસ થકી,
આનંદ મળે તુજ સ્પર્શ થકી.

લહેકાવતું ! બ્હેકાવતું ! અહા તું શું ! મ્હાલતું !
સુખકારક વદન તારૂં, રસીલું શું શોભતું !

તું રંગ બેરંગથી ઓપતું,
ચિત્ત ચંચળ કરી ચોપતું,

શું સુંદર તારી કૃતિ, ચંદ્રસમ શી સોહામણી;
જ્યાં જ્યાં જોઉં ત્યાં, તુજ કૃતિ રળીયામણી.

આકર્ષ તારૂં પ્રિય અરે !
જોતાં નયને શાન્તિ મળે,

ઉલ્લાસથી ઇચ્છા કરૂં તુજ સ્પર્શ તણી;
આ કોગળ સ્વરૂપ હૃદયે ઇચ્છા તુજ દર્શની.

અફસોસ ? અંતે કરમાવું ખરૂં,
તુજ સ્થાને હોતો શોભા શું વર્ણવું?

મધુકર પ્રીતેથી તુજ માટે રઝળ્યા કરે,
અરે એ મધુકર તુજ રંગમાં રાચી ફરે.

લહે ઘણેરી લહેર સુખ તુજમાં એ માને,
ઓ પુષ્પ ! તુજ ગંધથી શાન્તિ મળે સર્વને!

તું તો સર્વમાં છે સોહામણું,
ન કોને કદી અળખામણું.

સ્પર્શ તારો કરતાં હૃદય પ્રફુલ્લિત બનાવે તું,
તું પણ ખીલતું નાચતું, અમને હસાવતું.

તુજમાં શીતળતા સદા તેથી મને ભાવતું,
મુજ હૃદયને પણ અરે ! કાં તું લોભાવતું !

સ્વાર્થી મનુષ્યોને પણ પરાણે પ્રિય લાગતું,
પ્રેમરસમાં નહાતું અને વળી નવરાવતું;

પણ અફસોસ ! શું તારૂં ખીલવું ?
થોડું સમય જતાં અરે શું ચીમળવું !

# समाज—साहित्य विज्ञान.

## દુનિયાની દુગ્ધાથી દૂર.

### અથવા નિવૃત્ત—એજ ખરો સન્તોષ.

અનુવાદક:—રા. રા. જાદવરાય હકુમતરાય ઠાકોર.

૪.

### માયાનો પ્રભાવ.

૧. જીવાત્મા પોતાની પૂર્ણ ઉન્નતિ મેળવતા દરમ્યાન જુદી જુદી ત્રણ ભૂમિકામાંથી પસાર થાય છે. પહેલી ભૂમિકા પશુવૃત્તિની છે. તે દરમ્યાન મનુષ્યજીવ પોતાની કર્મેન્દ્રિયોને તૃપ્ત કરવામાં સંતોષ માને છે, તે વખતે તેને પાપનું ભાન, અથવા પોતે ઇશ્વરી અંશ છે એવું ભાન, હોતું નથી તો પછી પોતાના આત્માનું બળ કેટલું છે તે કેવી રીતે જાણી શકે !

૨. બીજી ભૂમિકા દ્વંદ્વ યુદ્ધની છે. તે ભૂમિકા દરમ્યાન તેને પશુવૃત્તિ અને દૈવી સંપત્તિ બેઉનું ભાન હોવાથી બંને વૃત્તિઓમાં તે ઝોળાં ખાયા કરે છે. જીવાત્માના ઉન્નતિ માર્ગમાં માયા જે ભાગ ભજવે તે ભૂમિકા આજ છે. આ ભૂમિકામાં દર વખત યુદ્ધ ચાલતું હોય છે, ચડતી પડતી દેખાયા કરે છે, અને પાપ કરી પસ્તાવવાનું થાય છે; કારણ તે મનુષ્યે ચોર્યાસીની લાંબી મુસાફરીનો કાળ કર્મેન્દ્રિયોને તૃપ્ત કરવામાં ગાળ્યો હોવાથી તેમની તૃપ્તિ કરવા તે હજી ચાહના રાખે છે અને તેનો ત્યાગ કરવા નારાજ હોય છે, તો પણ સ્વર્ગનું ઉત્તમ અને નિર્મલ સુખ ભોગવવાની લાલસા રાખે છે અને પોતાનો વિચાર દૃઢ નિશ્ચય ઉપર આવતો ન હોવાથી ખેદ પામે છે.

૩. પોતાનામાં જે ઇશ્વરી અંશ રહ્યો છે તે તરફ તેનું મન તણાવાથી આ ભૂમિકા છેવટે તેને ત્યારે ખેદ તથા દુઃખની થઈ પડે છે. એવે વખતેજ જ્ઞાનની જે ત્રીજી ભૂમિકા તેમાં જીવાત્મા દાખલ થાય છે. આ ભૂમિકામાં મનુષ્ય માયાનો તથા પાપનો ત્યાગ કરે છે અને શાંતિમાં રહે છે.

૪. પાપ કર્મમાં સંતોષ માની રહેનારની માફક માયાનો પ્રભાવ કાયમનો રહે છે એવું ઘણા લોકો ધારે છે તે ખોટું છે. તે એક ક્ષણભંગુર, કસોટીની દશા છે, જેમાંથી જીવાત્માએ પસાર થવું જોઇએ; પરંતુ એ પ્રમાણે એ દશામાંથી પસાર થવાનું ચાલુ જીવનમાં બને કે કેમ અને આ ભવના ચાલુ કાળમાં નિર્મળ અને ઉત્તમ શાંતિનો સાક્ષાત્કાર થાય કે કેમ તેનો આધાર તેના માનસિક અને અધ્યાત્મિક પ્રયત્નો ઉપર તેમજ પોતાના સનાતન રૂપ આત્માને શોધી કહાડવા સારૂ જેટલા બળ અને ઉત્સાહથી યત્ન કરે તે ઉપર રહેલો છે.

દૂર કરી શકાય તેને જ્ઞાનથીજ દૂર કરી શકાય તેમ છે. તે અજ્ઞાનની અથવા અર્ધ જ્ઞાનની દશા છે. પૂર્ણ જ્ઞાની જીવ માયાની પાર ગયો હોય છે. મનુષ્ય જે વખતે માયાનું મૂળ, પ્રકાર અને હેતુ પૂર્ણ રીતે સમજે છે તેજ વખતે તે તેને દૂર કરે છે અને ચોર્યાસીના ફેરાના કષ્ટમાંથી મુક્ત થાય છે, જ્યાં સુધી તે અજ્ઞાન છે ત્યાં સુધી ધાર્મિક ક્રિયા, ઘણી ઘણી પ્રાર્થનાઓ અને ગીતા ભાગવતની કથા કરે, કરાવે તોપણ તેથી તેને શાંતિ મળવાની નથી.

૬. જો કોઈ મનુષ્ય પોતાના દુશ્મનનું બળ, વ્યુહ રચના અથવા છુપાઈ રહેવાના સ્થળની માહિતી મેળવ્યા સિવાય તેને જીતવા જાય, તો તેમાં તેની સજ્જડ હાર થાય એટલુંજ નહીં, પરંતુ દુશ્મનના હાથમાં સપડાઈ પણ જાય—જે મનુષ્ય પોતાના દુશ્મન માયા—અહંતા—મમતા—ને જીતવા ઇચ્છા રાખતો હોય તેણે, તેના રહેવાનો ગઢ તથા છુપાઈ રહેવાની જગ્યા ખોળી કહાડવાં જોઇએ અને પોતાના કિલ્લાના અરક્ષિત દ્વાર, જ્યાંથી દુશ્મન સહેલાઈથી દાખલ થઇ શકે તેમ હોય, તે પણ ખોળી કહાડવાં જોઇએ. આ કરવા માટે વખતો વખત ચિંતન કરતા રહેવાની, સતત્ જાગૃતિ રાખવાની અને હર હમેશ સખ્ત અવલોકન કરવાની જરૂર છે—આવા અવલોકનથી માયામાં ફસાયલા જીવની જ્ઞાનદષ્ટિ સમક્ષ પોતાના જીવાત્માના સ્વાર્થી અને મગરૂરી ભરેલા હેતુઓ ખુલ્લા થાય છે. સાધુઓનું ધર્મયુદ્ધ તે આ છે. દરેક મનુષ્ય જીવ પશુવૃત્તિની લાંબી નિંદ્રામાંથી જાગૃત થાય છે ત્યારે જે યુદ્ધમાં પરોવાય છે તે યુદ્ધ આ છે.

૭. મનુષ્યો અહંતા—મમતા—માયા—ઉપર જય મેળવી શકતા નથી અને યુદ્ધ બેસુમાર લંબાય છે. કારણ માયાનું મૂળ બાહ્ય વસ્તુઓ છે, અને તેમની ભલમનસાઇને લીધે તેઓ ફસાય છે. એવી બે પ્રકારની ભ્રાંતિ જગતના લગભગ તમામ મનુષ્યોમાં છે. જ્યાંસુધી આ બે ભ્રાંતિમાં મનુષ્ય ઘોળાયા કરે છે ત્યાંસુધી તેની ઉન્નત્તિ થવાની નથી—જ્યારે તે ભ્રાંતિને દૂર કરી દેશે ત્યારેજ એક પછી એક કાર્યસિદ્ધિ જલદી મેળવતો જઇ સ્વર્ગીય સુખશાંતિનો સ્વાદ ચાખશે.

૮. આ બે ભ્રાંતિને સ્થાને, ઉણી કહાડેલા બે બ્રહ્મસત્રો દાખલ થવા જોઇએ, અને તે એ કે—પહેલું, બધી માયાનું મૂળ ભીતરમાં છે, બીજું મનુષ્યના ભીતરમાં આસુરીવૃત્તિ હોવાને લીધે તે ફસાય છે. ઈશ્વર, ભૂત, પિશાચ અથવા એવી બાહ્ય વસ્તુઓ, માયાનું મૂળ છે એવા વિચાર મનમાથી કહાડી નાખવા જોઇએ.

૯. માયાનું મૂળ તથા કારણ, મનની તૃષ્ણામાં રહેલું છે, તેને દૂર કરવામાં આવે અથવા તેને નિર્મળ બનાવવામાં આવે તો બાહ્ય વસ્તુઓમાં અથવા વિજાતિય શક્તિઓમાં જીવાત્માને પાપકર્મ કરાવવા અથવા માયામાં ફસાવવા કાંઇપણ શક્તિ નથી. બાહ્યવસ્તુઓ માયાનું કારણ નહીં પરંતુ નિમિત્ત છે. જે મનુષ્ય ફસાયો હોય તેની તૃષ્ણામાં આ કારણ રહ્યું હોય છે, તે કારણ બાહ્ય વસ્તુઓમાં રહ્યું હોય તો બધા મનુષ્યો એક સરખી રીતે ફસાઈ પડે, માયા દૂર થઇ શકે નહીં અને મનુષ્યો દુ:ખમાથી છુટવાની કાંઇપણ આશા સિવાય યુગોના યુગો પર્યંત તેમાં સબડ્યા કરે; પરંતુ તેનું સ્થાન મનુષ્યની તૃષ્ણામાં રહેલું રહ્યાથી તેનો ઉપાય તેના હાથમાં છે અને તેથી તે પોતાની તૃષ્ણાને નિર્મળ કરી બધી

માયાને દબાવી દઇ શકે છે મનુષ્યના ભીતરમાં અમુક તૃષ્ણાઓ અથવા મનની દશાઓ જેને તે દુષિત ગણતો આવ્યો છે તે હોવાને લીધે તે ફસાય છે. આવી તૃષ્ણાઓ લાંબા કાળ સુધી મરી ગયલી લાગે અને તેથી મનુષ્ય ધારે કે મેં તે તૃષ્ણાઓ દૂર કરી છે, એટલામાં બાહ્ય વસ્તુ તેની દૃષ્ટિ સમક્ષ એકાએક આવી ચઢવાથી મરી ગયલી તૃષ્ણા જાગૃત થાય છે અને તેજ વખતે તૃપ્તિ કરવા ઇચ્છા કરે છે, માયાનું બળ તે આજ.

૧૦. મનુષ્યમાં રહેલા સજ્જનપણાને કદિપણ ફસાવાય નહીં. સજ્જનપણાથી માયાનો નાશ થાય છે. જે જાગૃત થઈ ફસાય છે તે તો મનુષ્યમાં રહેલું દુર્જનપણું છે. મનુષ્ય જે પ્રમાણમાં માયામાં લપટાયલો હોય તે પ્રમાણમાં તેનું મન મેલું હોય છે મનુષ્ય પોતાનું મન નિર્મળ બનાવે છે એટલે માયા તેને ફસાવતી નથી, કારણ અનીતિની અમુક વાસના મનમાંથી દૂર કરવાથી મનને જે વિષય પ્રથમ આકર્ષતો હતો તે વિષય, પોતાને અનુકૂળ વસ્તુ મનમાં રહેલી ન હોવાથી, હવે તેમ નહી કરતા મરી ગયલો અને શક્તિહિન થયલો લાગે છે. પ્રમાણિક મનુષ્યને ગમે તેવી સારી તક મળે તોપણ તેને ચોરી કરવાનું મન થાય નહીં. જે મનુષ્ય આહારવિહારમાં સંતોષી બન્યો છે તે અકરાતીઓ અથવા છાકટો બને નહી. જ્ઞાનની સમજણવાળો મનુષ્ય ક્રોધ કરે નહીં, ચીડવાય નહીં અથવા વેર વાળે નહી; અને વેશ્યા સ્ત્રીના મોહક હાવભાવ નીતિવાન મનુષ્યનું મન ડગાવી શકે નહી.

૧૧. મનુષ્ય કઇ બાબતમાં અજ્ઞાની અને પાપી છે તે તેની અહંતા મમતા દર્શાવી આપે છે, અને તે, જ્ઞાન અને નીતિના વધુ ઉચ્ચ શિખરે લઇ જવા સાધનભૂત થાય છે-ફસાવાના પ્રસંગો આવ્યા શિવાય જીવાત્મામાં ઉન્નતિ આવે નહી અને તે વૃદ્ધિગત થવા પામે નહીં, તેનામાં વિવેકજ્ઞાન અને ખરા સદ્‌ગુણ હોય નહી, અને જો કે તેનામાં આવો મોહ દબાઈ ગયો હોય યા મરી ગયો હોય તોપણ તેના મનને સુખ કે શાંતિ હોય નહીં. માયાના પ્રકારને લક્ષમાં લેવામાં આવી તેને દૂર કરવામાં આવે ત્યારે પૂર્ણતાએ પ્હોચવાની એટલે જીવના શિવ થવાની ખાત્રી થાય છે દેહને લગતી અનીતિની તૃષ્ણા જે તેનામાં હોય તેને જ્ઞાનરૂપી યજ્ઞમાં આહૂતી આપી દૂર કરવા જે મનુષ્ય ઇચ્છા રાખતો હોય, તેવો હર-કોઇ મનુષ્ય પૂર્ણ જ્ઞાની થઇ શકે ખરો, શિવપણું મેળવી શકે ખરો. મનુષ્યો જ્યાં સુધી માયામાં ફસાય છે ત્યા સુધી તેમણે આત્મા-શિવ-ને ઓળખ્યો નથી, અને તેમને શિખવાનું હજી ઘણું બાકી છે એ ખરૂ માનીને બધા મનુષ્યોએ પોતાના સનાતનરૂપ આત્મા-શિવ-બ્રહ્મ-ની ખોળ-ખંત શાળી કરવી જોઇએ

૧૨. જે મનુષ્યો ફસાઈ પડે છે તેઓ આ ઉપરથી સમજશે કે તેઓ પોતાની મેળેજ ફસાય છે એક વિદ્વાન કહે છે કે-"દરેક મનુષ્ય જ્યારે પોતાની વાસનાઓમાં તણાયો જાય છે ત્યારે તે ફસાય છે" તમે ફસાઓ છો તેનું કારણ તમારા ભીતરમાં જે પશુવૃત્તિ રહી છે તેને તમે અનુસરો છો, અને તેનો ત્યાગ કરવા તમે રાજી હોતા નથી તે છે. જે ખોટા વિનાશી દેહમાં ખરૂ જ્ઞાન નથી, જે દેહ પોતાના વિષયોની જે તે વખત તૃપ્તિ કરવી તે શિવાય બીજુ સમજતો નથી તથા બીજાની શોધખોળ કરતો નથી, દરેક મનુષ્ય ચિદ્‌અંશ છે અને તે દરેકમાં દૈવીશક્તિ છે એવુ જેને જ્ઞાન નથી, તે દેહને તમારો પોતાનો માની લઇ જીવન ગાળો છો એજ તેનું કારણ છે. તે દેહને પોતાનો માની લીધાથી જુદા જુદા ત્રણ પ્રકારના-આધિ,વ્યાધિ અને ઉપાધિના-દુખો તમે વખતોવખત ભોગવો છો.

૧૩. એવા જુગ દેહમાં દરેક દુઃખનું મૂળ, દરેક આશાનો સડો, દરેક ઉપાધિનો પાયો રહ્યો છે-તેનો ત્યાગ કરવા તમે તૈયાર થશો, તેનું અજ્ઞાન, અનીતિ અને એકલપેટાપણું તમારી દૃષ્ટિ સમક્ષ ખુલ્લાં કરવા, અને તેનાં કાળાં કર્મ અગાધ છે એવું કબુલ કરવા તમે તૈયાર થશો, ત્યારેજ તમે મન ઉપર કાબુ મેળવી આત્મજ્ઞાનવાળું જીવન ગાળી શકશો તમારા ભીતરમાં ચિદ્ અંશ છે તેનું ભાન તથા જે દૈવી ગુણ કોઇપણ પ્રકારની વાસનાની તૃપ્તિ કરવાની ઇચ્છા નહીં રાખતાં, જે સ્થળે દુઃખ આવતું નથી અને જ્યાં માયાનો પગ નથી એવા કાયમના સુખશાંતિ સ્થાનમાં તે દૈવીગુણનો વાસ છે તેનું ભાન તમને થશે. દરરોજ અંતર આત્મામાં વધુ અને વધુ એકચિત્ત થતા જવાથી, જે દેવને લાખો મનુષ્યો પૂજે છે, જેનું ધ્યાન થોડાકજ ધરે છે અને તેથી પણ થોડાકજ જેનું અનુકરણ કરે છે, એવા દેવને હિમ્મત રાખી છેવટે કહેવાનો પ્રસંગ આવશે કે "આ દુનિયાની રાણી-માયા મને ફસાવવા આવી પરંતુ તેણીને ઉભા રહેવા મારામાં કોઇ સ્થાન મળ્યું નહીં."

---

૫.

## સજ્જન મનુષ્ય.

૧. જે મનુષ્ય ઉચ્ચ પ્રતિના નીતિના ધોરણે વર્તે છે. તેવા દરેક મનુષ્યની જીંદગીમાં એવા વખત આવે છે કે ઉચ્ચ પ્રતિની નીતિમાં કેટલી શ્રદ્ધા છે અને તે સંબંધિ જ્ઞાન તેનામાં કેટલું છે તે સારૂ તેની ભારે કસોટી થાય છે અને તે કસોટીમાંથી તે કેવી રીતે પસાર થાય છે તે ઉપરથી ખરા સ્વેચ્છાથી મનુષ્ય તરીકે રહેવા પુરતું અને જીવન મુક્ત પુરૂષોના સત્સંગમાં રહેવા પુરતું બળ તેનામાં છે કે કેમ, અથવા માયા જે વૈતરૂં કરાવે છે તેના ગુલામ તરીકે અને મજુરીઆ તરીકે હજી ચાલુ રહેવાનો છે કે કેમ તેનો નિર્ણય થાય છે.

૨. ખોટું કાર્ય કરાવી પૈસે ટકે સુખી રાખે અથવા જે ખરૂં હોય તેને વળગી રહી ગરીબાઇ તથા દુઃખ ભોગવાવે એવું રૂપ માયા આવી કસોટીના પ્રસંગે ધારણ કરે છે. આ કસોટી એવી જબરી હોય છે કે વસ્તુ સ્થિતિને ઉપર ચોખ્ખીઆ જોતાં માયામાં ફસાનાર મનુષ્યને જણાય છે કે જો હું ખોટા માર્ગ હાથ ધરીશ તો જીંદગી પર્યંતનું દ્રવ્ય તો મને ખચિત મળશે, પરંતુ ખરે માર્ગે જઇશ તો મારી ઉંઢ પાયમાલી થશે.

૩. ધર્મ અને નીતિના માર્ગે ચાલવામાં જે દુઃખ અને આફતો આવી પડવાનો સંભવ દેખાય છે તેનાથી મનુષ્યો ઘણી વખત ડરી જાય છે અને પોતાનો નિશ્ચય છોડી દે છે. પરંતુ માયાના આવા ભયંકર સ્વરૂપને નાશી જતા તેનામાં દ્રઢતા હોય તો ભીતર ચોર માયા, તેના મિત્રનું રૂપ ધારણ કરી-જ્ઞાનનો ઉપદેશક બની ધીમા સાદે કહે છે "તમારા બૈરાં છોકરાં માટે વિચાર કરો; જે બધાનો આધાર તમારા ઉપર રહેલો હોય તેમના તરફ નજર કરો. તે બધાને પાયમાલ કરી, તમે તેમને ભૂખે મારી નાખવા માગો છો?"

૪ આવી કસોટીમાંથી જે મનુષ્ય પાર ઉતરે, તે ખરેખરી દ્રઢતાવાળો અને નીતિવાન હોવો જોઇએ. જે એ પ્રમાણે કરે છે, તે તરતજ જીવનની ઉચ્ચ ભૂમિકા કે જ્યાં

તેની જ્ઞાન ચક્ષુઓ સુંદર વસ્તુઓ જોવા ભાગ્યશાળી થાય તેમા દાખલ થાય છે, અને જે પાપમાંથી તથા દળદર અચૂક આવવાનુ હતુ તે નહી આવતા હૃદય શાંત બને છે અને હમેશ ટાઢક વળે છે પરંતુ જે મનુષ્ય એવી કુમાર્ગીમાં નિકળી નિવડે છે તેને પૈસે ટકે સુખી થવાનું જે વચન મળ્યું હતું તે પ્રમાણે નહી થતા તેના હૃદયમા ઉદ્વેગ થયા કરે છે અને કલેજુ કરડે છે

૫ નીતિ માર્ગે ચાલનાર છેવટે નિષ્ફળ નિવડે નહી અને અનીતિ માર્ગે ચાલનાર છેવટે તરી શકે નહી બધી વસ્તુઓના ભીતરમા ન્યાય રહ્યો છે, તે મહાન નિયમ લોકહિત માટે છે અને તેજ કારણે સજ્જન મનુષ્યને કોઇ પ્રકારનો ભય હોતો નથી, તે કદાપી નાઉમેદ થતો નથી ગરીબાઇ, લોકલાજ અને નાગોઇથી તે ડરતો નથી.

૬ ચાલુ મોજશોખો અને ભૌતિક સુખ વસ્તુઓ જતા રહેવાના ભયથી, જે મનુષ્ય પોતાના ભીતરમા રહેલા પ્રભુનો ઇનકાર કરે છે તે દુ:ખી થાય છે લુટાય છે, હલકો પડે છે અને કુટાય છે, તેનું કારણ એ છે કે તેણે પોતાના મહારાજ દેહી—આત્મા—ને દુ:ખી કર્યો છે, લુટ્યો છે, હલકો પાડ્યો છે અને કુટ્યો છે, એથી ઉલટું દૃઢ સદ્ગુણશાળી અને નિષ્કલંક સજ્જનતાવાળા મનુષ્યે પોતાના ભીતરમા નાના "હું" નો અંગીકાર નહી કરતા સનાતન રૂપ આત્માનો આશ્રય લીધો હોવાથી તે કદી પણ આવી સ્થિતિને વશ થઇ શકે નહી. માર ખાવાથી અને બેડી પહેરવાથી મનુષ્ય ગુલામ બનતો નથી પરંતુ ખરી વાત તો એ હોય છે કે તેનુ મનજ ગુલામ હોય છે

૭ નીતિવાન મનુષ્યની નિંદા થાય, તેના ઉપર ખોટા આળ ચઢાવવામા આવે તથા તેના ઉપર દ્વેષભાવ બતાવવામાં આવે તો પણ મન ડગતું નથી તે પોતાના મુખમાથી કડવી વાણી કહાડતો નથી, અને તેને પોતાનો બચાવ કરવા તથા પોતાનું નિર્દોષપણું સાબિત કરવા ફાંફા મારવાની જરૂર પડતી નથી કેમકે મનુષ્યો જે જે પ્રકારના હુમલા તેના ઉપર કરે તે સાથે તેનુ પોતાનુ નિર્દોષપણુ અને સજ્જનપણુ એજ તેની ઢાલ હોય છે તેણે પોતાની ભીતરની આસુરી વૃત્તિઓને દબાવી દીધેલી હોવાથી તે વૃત્તિઓ તેને માથે કદી પણ ચઢી બેસતી નથી પરંતુ તે અપકારમાથી સાર, દ્વેષમાથી પ્રેમ, અપકીર્તિમાથી કીર્તિ ઉપજાવી પોતાની પરાણે વાસનાઓને સારે માર્ગે વાળે છે આવા મનુષ્યની નાલાયકી અથવા અદેખાઇ કરવાથી, અથવા તેના સબંધે ખોટી હકીકત જણાવવાથી તેનું હલકું નહી પડતાં તેનો અંતરાત્મા—બ્રહ્મ—રૂપી હીરો વધુ તેજસ્વી બને છે અને તે બધા, તેની ઉચ્ચ અને પવિત્ર ભાગ્યદશાનો મહીમા વધારવાની ગરજ સારે છે

૮. સજ્જન મનુષ્યની જ્યારે તપ્પન કસોટી થાય ત્યારે તેણે ખુશી થવુ અને સંતોષ માનવો. દૈવી સંપત્તિના જે ગુણો તેણે એકઠા કર્યા છે તેનો શુદ્ધ સાર સાબિત કરવા તેને સંધિ મળી તે માટે તેણે ઉપકાર માનવો જોઇએ, અને તેણે એવો વિચાર કરવો કે "હાલ શુભ સંધિનો વખત છે સનાતન રૂપ આત્મ પ્રકાશ—ઉપર જય મેળવવાનો દીવસ હાલજ છે અને મારૂં સર્વસ્વ જાય, પરંતુ મેં નીતિ માર્ગ છોડીશ નહી' આવો વિચાર કરવાથી તે અપકારનો બદલો ઉપકારથી વાળશે અને ખોટે માર્ગે ચાલનાર માટે દયા ખામે

૯. નિંદાખોર, ચાડીઓ અને કુકર્મી ભલે થોડો વખત ફાવી જાય, પરંતુ જગતમાં ન્યાય પ્રવર્તે છે; સજ્જન મનુષ્ય થોડો વખત નિષ્ફળ નિવડેલો દેખાય પરંતુ તે અજીત છે. તેને હરાવી શકે એવું હથીઆર, દસ્ય અથવા અદસ્ય એવી કોઈ પણ દુનિયામાં-હસ્તિ ધરાવતું નથી.

૬.

## સારા સાર વિચાર-બુદ્ધિ.

૧. અધ્યાત્મ જ્ઞાનની ખીલવણી માટે એકજ સદ્‌ગુણ સર્વોત્કૃષ્ટ છે અને તે, સારાસાર બુદ્ધિ છે.

૨. મનુષ્યમાં જ્યાં સુધી સારાસાર બુદ્ધિની દષ્ટિ ખુલે નહીં, ત્યાં સુધી અધ્યાત્મજ્ઞાનમાં તેની વૃદ્ધિ અત્યંત ધીમી અને અચોક્કસ હોય છે. તેનું કારણ એ છે કે આના કસોટીવાળા, પ્રતિપાદન કરવા જેવા, બારિક સદ્‌ગુણ સિવાય તે અજ્ઞાનમાં ગોથાં ખાયા કરતો હોય છે; ખોટું શું અને ખરૂં શું, અસલ શું અને નકલ શું તે તે સમજી શકતો નથી, અને પોતાની ભીતરની પશુવૃત્તિઓને સાત્વિક સમજીને એ રીતે ખરાખોટાનો ખીચડો કરી દેતો હોય છે.

૩. એક આંધળા મનુષ્યને અજાણી જગોએ મુકયો હોય તો તે અજાણી જગોએથી બહાર નિકળવા ઘણાં ફાંફાં મારશે પરંતુ તેથી તેને ઘણો ગભરાટ થશે અને ઘણી વખત પડી જઈ તેને વાગશે તથા માથુ કુટાશે. સારાસાર બુદ્ધિ વગરનો મનુષ્ય માનસિક બુદ્ધિહીન અંધ છે અને તેનું જીવન અજ્ઞાનરૂપી અંધકારમાં દુ:ખદાયક ફાંફાં મારવા જેવું છે. એ સ્થિતિ એવી ગોટાળાવાળી છે કે તેમાં સદ્‌ગુણ તથા દુર્ગુણની પરીક્ષા થઈ શકતી નથી. એ સ્થિતિમાં રૂઢીઓને વેદવાકય સાથે, અભિપ્રાયોને સિદ્ધાંત સાથે સેળભેળ કરી દીધા હોય છે, અને તેમાં વિચાર, બનાવો, મનુષ્ય અને વસ્તુઓ જાણે એકબીજા સાથે સંબંધ વિનાના હોય એવો દેખાય છે.

૪. મનુષ્યના મન તથા જીવન ધાંધલથી મુક્ત હોવાં જોઇએ. સુક્ષ્મ, સ્થુલ અને અધ્યાત્મિક મુસ્કેલીઓ દૂર કરવા તેણે પાત્ર થવું જોઇએ; અને આફતો તથા કહેવાતા કાળચક્રના ફેરફાર આવી પડે ત્યારે શંકાવિશંકા, સંકલ્પવિકલ્પ અને ભ્રાંતિની જાળમાં ઘણા મનુષ્યોની માફક તેણે ભરાઈ જવું ન જોઇએ ગમે તેવા આકસ્મિક બનાવ તેના ઉપર આવી પડે તે માટે તેણે કમર કસી તૈયાર રહેવું જોઇએ આવી માનસિક લાયકાત અને દ્રઢતા, સારાસાર બુદ્ધિ વગર થોડી પણ મળી શકે નહીં. તુલના શક્તિને જાગૃત કરી તેનો સતત ઉપયોગ કરવાથીજ સારાસાર બુદ્ધિની ખીલવણી થાય છે.

૫ અંગને કસરત આપવાથી જેમ સ્નાયુ મજબુત થાય છે, તેમ મનને કામમાં રોકવાથી તેની ખીલવણી થાય છે, અને કોઇ પણ દીશા તરફ મનને ખંત રાખી, કામે લગાડવાથી તે દીશામાં માનસિક બુદ્ધિ તથા શક્તિ ખીલે છે. બીજા લોકોના વિચાર અને અભિપ્રાયોનો વખતો વખત મુકાબલો કરવાથી તથા તેમને જાણી નાખવાથી ફક્ત ટીકા કરવાનીજ શક્તિ ખીલે છે. પરંત સારાસાર બદ્ધિ એ ટીકા કરતાં વધ ઉચ્ચ અને ભવ્ય

છે. જે દડવાશ અને આપ વડાઇ ટીકાકાર વખતો વખત દર્શાવે છે તે, સારાસાર બુદ્ધિવાળા સદ્‌ગુણી મનુષ્યનાં હોતા નથી, અને તે કારણને લીધે મનુષ્ય વસ્તુઓને પોતાની ઇચ્છા માફક નહીં જોતાં, તેઓ જેવા રૂપમાં હોય તેવા રૂપમાં તેના ખરા રૂપમાં, તેમને જુવે છે.

૬ સારાસાર બુદ્ધિ એ સ્વર્ગિય સદ્‌ગુણ હોવાથી તેની ખીલવણી ફક્ત અધ્યાત્મિક રીતથી એટલે પોતાના વિચાર, અભિપ્રાયો અને વર્તન સંબંધે પ્રશ્નો પુછી, કસોટી કરી, છણી કહાડવાથીજ થઇ શકે તેમ છે. ટીકા કરવાની, પારકા દોષ જોવાની શક્તિને, બીજાના અભિપ્રાયો તથા વર્તન ઉપર નિર્દયપણે લાગુ નહીં કરતાં, તેટલીજ સખ્તાઇથી તેને પોતાની જાત ઉપર લાગુ કરવી જોઇએ મનુષ્યે પોતાના દરેક અભિપ્રાય, દરેક વિચાર, દરેક પ્રકારના વર્તન ઉપર, કસોટી માટે પ્રશ્ન ઉઠાવવા લાયક થવું જોઇએ, અને તે કસોટી ન્યાયપૂર્વક સખ્ત રીતે કરવી જોઇએ. આવી રીતે કરવાથીજ જે સારાસાર બુદ્ધિ, ગુંચવણોનો નાશ કરે છે તેને ખીલવી શકાય છે,

૭. કોઇપણ મનુષ્ય આવા માનસિક વ્યાપાર શરૂ કરે તે પહેલાં તેણે સુશિક્ષ્મ ભાવનાવાળા થવું જોઇએ. આનો ભાવાર્થ એવો નથી કે બીજાના દોરવાયા તેણે દોરવાવું. પરંતુ જે વિચાર તેની સુક્ષ્મ બુદ્ધિ આગળ ટકી શકતો ન હોય તથા ઉચ્ચ આશા આગળ સંકોચ પામી જતો હોય તેવા વિચારને તે વળગી રહ્યો હોય તો તેનો ત્યાગ તેણે કરવો જોઇએ, એવો તેનો અર્થ છે. "મારૂં કાર્ય વાસ્તવિક છે" એવું જે મનુષ્ય બોલે, અને પોતે ખરો છે કે કેમ તેની ખોળ કરવા પોતાના મન વિશે પ્રશ્ન કરવા ના પાડે તે, પોતાના વહેમ તથા વિકારોમાં ધુટાયા કરશે, અને તેનામાં સારાસાર બુદ્ધિ આવશે નહી. "મારૂં કાર્ય વાસ્તવિક છે કે કેમ?" એવો પ્રશ્ન જે મનુષ્ય નમ્રતાપૂર્વક પુછી, પછી ખરા દિલનો વિચાર કરી, અને નિત્ય-સત્ય-વસ્તુ ઉપર પ્રેમ દર્શાવી કસોટી કરી નિર્ણય ઉપર આવશે તે દર વખત નિત્ય વસ્તુને ખોળી કહાડી શકશે અને અનિત્યથી તેને અલગ કરશે. આ પ્રમાણે કરવાથી સારાસાર બુદ્ધિરૂપી અમુલ્ય ખજાનો તે પ્રાપ્ત કરશે.

૮. જે મનુષ્ય પોતાના મત સબંધે સુક્ષ્મ રીતે વિચાર કરવા અને પોતાના મનસાથે ખારિક રીતે વાદવિવાદ કરવા શંકા રાખે છે તેનામાં સારાસાર બુદ્ધિ આવે તે પહેલાં તેણે પોતાની ખરી હિંમતને ખીલવવી જોઇએ

૯ હરકોઇ મનુષ્ય બ્રહ્માના નીતિ નિયમો સમજી શકે, બ્રહ્મની પારદર્શક જ્યોતને ગ્રહણ કરી શકે. તે પહેલાં તેણે એકનિષ્ઠ અને નિડર થવું જોઇએ

૧૦. બ્રહ્મ માટે જેમ જેમ વધુ શોધ કરવામાં આવે છે, તેમ તેમ તેનું વધુ જ્ઞાન થતું જાય છે, તેની કસોટી કરવાથી અને તેનું સંશોધન કરવાથી તેને હાની પહોચતી નથી.

૧૧. માયા સંબંધી જેમ જેમ વધુ સકાવિશકા કાઢતા જોઇએ તેમ તેમ તે વધુ ચાડી થતી જાય છે એટલે તેમાં વધુ લપટાઇએ છીએ. પણ જ્ઞાનના નિર્મળ અને ગહન મન આગળ તે ટકી શકતી નથી.

૧૨. સો વાતની એક વાત એ છે કે ખરો માર્ગ હાથ ધરવો અને ખોટાનો ત્યાગ કરવો.

૧૩. જે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી ચિંતન કરે છે તે સારાસાર વિચાર કરતાં શિખે છે, જે સારાસાર વિચાર કરે છે તે અવિનાશી બ્રહ્મને જુવે છે.

સુશિક્ષિત સમાજની જ્યારે આ સ્થિતિ છે ત્યારે ગરીબ સમાજને શિક્ષણની કલ્પના પણ અસહ્ય લાગે છે. અજ્ઞાન માતાઓને બાલસંગોપનનું જ્ઞાન નહિ હોવાથી દર રોજ કેટલાં બાળકો મૃત્યુના મુખમાં પડે છે!

હાલના સ્ત્રીશિક્ષણને લીધે સ્ત્રીઓમાં સ્વતંત્રતાની એક વિચિત્ર પ્રકારની અનિષ્ટ કલ્પના ઉત્પન્ન થએલી છે. એ સ્વતંત્રતાની કલ્પનાને લીધે ગૃહકાર્યો કરવાં એ સ્ત્રીઓને ગુલામગિરી જેવું લાગવા માંડ્યું છે અને તેથી ગૃહકાર્યો તરફ દુર્લક્ષ થતાં નોકર-ચાકરોની યોજના થએલી છે. ચાકર માણસો હમેશાં સારા મળવા શક્ય નથી. અને તેથી ઘરમાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય પ્રાયઃ વધારે સ્થપાય છે. આ તો શ્રીમાન સમાજની સ્થિતિ થઈ; પણ આપણા ગરીબ સમાજમાં કોઈ સ્ત્રી ગૃહકાર્યો તરફ દુર્લક્ષ કરી એમ. એ. થવા ઇચ્છે તો તેના પતિને તેનાં લુગડાં ધોવાનો પ્રસંગ આવ્યા વિના રહે નહિ! વળી પોતાની રાણી સરકારનું પાકીટ-દફતર શાળા કે કોલેજમાં પહોંચાડવાની પણ જરૂર પડે! મતલબ કે જે ગુલામગિરીથી ડરીને કિંવા કંટાળીને સ્ત્રીઓ સ્વતંત્રતા મેળવવા ઇચ્છે છે તેજ ગુલામગિરી પુરૂષોને કપાળે આવે અને પરતંત્રતા તો ઉભયને માટે અનિષ્ટ છે!

પ્રાચીન શિક્ષણ પદ્ધતિનો ઉદ્દેશ સ્ત્રીઓને ગુલામગિરીમાં રાખવાનો નહોતો અને હાલની શિક્ષણ પદ્ધતિનો ઉદ્દેશ પુરૂષોને ગુલામગિરીમાં રાખવાનો હોય એમ જણાતું નથી. ત્યારે આ બન્ને પ્રકારની ગુલામગિરીનો પ્રશ્ન શી રીતે ઘટાવવો? તેનો ઉત્તર માત્ર એકજ છે કે સ્ત્રી અને પુરૂષ દરેક પોતાને કરવાનાં કાર્યો ફરજ સમજીને કરવા જેથી ગુલામગિરીનો પ્રશ્ન જતો રહેશે. આપણા પૂર્વજોએ બન્નેના કર્તવ્યોને નિશ્ચિત કરેલાં છે. કિન્તુ તેના ઉપર આજ કોણ શ્રદ્ધા રાખે છે? પ્રાચીન વિદ્વાનો મૂર્ખ હતા એવું શિક્ષણ પ્રાય આપણને મળે છે. અને તેથી ઘણો અનર્થ થાય છે તે જે નીચેની વાર્તામાં દર્શાવાય છે.

વામનરાવ હમણાં ખાવે-પીવે સુખી હતો તેને કોટમાં એક કંપનીની ઓફિસમાં નોકરી હોઈ દર મહિને પચાસ રૂપિયા પગાર મળતો હતો. તેના ઘરમાં માણસો જોઈએ તો એક, બે ને સાડા ત્રણ! એક તેની પત્ની પાર્વતી, તથા તેની ચાર, પાંચ મહિનાની પુત્રી અને તેની માતા ઉમિયા એટલાંજ માણસો હતાં. સાસુ-વહુને છત્રીસના આંકડા પ્રમાણે બનતું હતું. વામનરાવ મુંબઈ જેવા શહેરમાં પોતાનો નિર્વાહ મુસીબતે ચલાવતો હતો. તેને પચાસ રૂપિયા માસિક મળતા હતા કિન્તુ પાર્વતીના હલકા સ્વભાવથી કિંવા, તેને આધુનિક પ્રકારનું થોડું શિક્ષણ મળ્યું હતું તેથી કેટલીક નિષ્કારણ વસ્તુઓનો સંગ્રહ કરવાની તેઓને ટેવ પડી હતી. આથી ખર્ચ કાંઈક વધારે આવતો હતો. વામનરાવ પોતાની નવવધુની નવી નવી આશાઓ-ઇચ્છાઓ પૂર્ણ કરવામાં ભૂષણ સમજતો હતો.

સાસુ-વહુને કેટલું સખ્ય હતું તે આગળ જણાવ્યું છે. અને તેનું કારણ મુખ્યતઃ પાર્વતીના મનનો ગૃહકાર્યો તરફનો તિરસ્કાર એજ હતું; વિશેષમાં તેને પોતાનું શરીર શોભાવવાનો, ટાપટીપ કરવાનો કે મનોરંજન માસિક પુસ્તકો વાંચવાનો શોખ હોવાથી ગૃહકાર્યો તરફ લક્ષ આપવાની ફુરસદ મળતી નહોતી. કવચિત્ તેમાંથી નવરાશ મળતી તો તે મુંબઈના એકબે જેવા સ્થળોમાં જઈ પોતાના જેવી અર્ધ દગ્ધ આધુનિક શિક્ષણ પામેલી બે ચાર રમણીઓની મંડળી જમાવી તેમાં સ્ત્રી-સ્વાતંત્ર્યના વિષય ઉપર લાંબાં લાંબાં

હાસ્યવિનોદ રસપ્રચુર ગપ્પાં મારતી કે એવાજ પરિશ્રમથી અતિશ્રાંત થઇ હોય તેમ જણાવી “ બ્હેન ! બ્હેન ! આજ હું કેટલી થાકી ગઇ છું ? આ બિચારી ભોળી ભામાઓને સ્ત્રી-સ્વાતંત્ર્યની ઓળખાણુ કરાવી તેમના હક્કનું યથાર્થ ભાન કરાવવા ઘાંટા કહાડી કહાડીને મારૂં મગજ પણ કંટાળી ગયું છે ! આજ નહિ તો કાલ, પણ હું મારા પ્રયત્નમાં જો સફળ થાઉં તોજ મારૂં નામ પાર્વતી ! ” આ પ્રમાણે આત્મશ્લાઘા કરતી જેથી ગૃહકાર્યો તરફ તેનું દુર્લક્ષ્ય હતું..

*ઉમીયા–વામનરાવની માતા ગૃહકાર્યમાં નિપુણ અને દક્ષ હતી.* સાસુવહુને સ્ત્રી-સ્વાતંત્ર્યના વિષય ઉપર વારંવાર સંવાદ થતો અને તેમાંથી કલહ વધી પડતો. આવે વખતે બિચારા વામનરાવથી એક તરફ પોતાની પરમ પૂજ્ય માતાની અવહેલના સહન ન થતી તો બીજી તરફ પોતાની રૂપ યૌવન સંપન્ન સુશિક્ષિત ને માનીતી પત્નીનો પ્રણયપાશ તોડવો અશક્ય બનતો. આથી તેને પોતાની માતાનેજ થોડા દિવસ દૂર કરવાની જરૂર પડતી પરંતુ એમ કરવા જતાં ઘરમાં કોણુ કામ કરે ? સુશિક્ષિત પત્ની પાસે ઘરકામ કરાવવું એ તેનું કેટલું મોટું અપમાન ! આ વિચાર તેના મનમાં આવ્યા વિના રહેતો નહિ. “ કપડાં ધોવા, પાણી ભરી લાવવા કે ચુલો ફુંકવા માટે શું મેં આપની સાથે લગ્ન કર્યું છે ? ” આવો પ્રશ્ન પ્રત્યક્ષ પતિને પૂછનાર વિદુષી પતિવ્રતા સ્ત્રી જે દેશમાં નિર્માણ થઇ હોય તે દેશનું દુર્દૈવ કહેવું કે સુદૈવ? પાર્વતી પણ આવાજ પ્રકારની સ્ત્રી હતી જે પુનઃ કહેવાની જરૂર નથી. માતા ગયા પછી વામનરાવને ઘાટી–નોકર ચાકર રાખવાની જરૂર પડતી પણ પાર્વતી અધિકાર બજાવવામાં પૂર્ણ નિષ્ણાત હોવાથી દર આઠ–પંદર દિવસે નવા નવા નોકરો લાવવા પડતા. ગૃહપતિ આથી કંટાળી જતો ને પુનઃ સ્ત્રીને સમજાવી પોતાની માતાને તેડાવતો; પણ તેના આવતાંની સાથેજ પાછો ગૃહકલહ આરંભાતો.

એક વખત એવો પ્રસંગ આવ્યો કે પાર્વતીને નવ મહિના ભરાઇ રહ્યા હતા, તેની સાસુ પાસે નહોતી. નિત્ય નવા નવા નોકરો લાવી વામનરાવ ઘણો કંટાળી ગયો હતો. પ્રસુતિનું કામ સંભાળપૂર્વક કરે એવી કોઇ સ્ત્રી–નોકર મળતી નહોતી પાર્વતીને આ પ્રથમજ સુવાવડ હતી. પોતાની માતા આવે વખતે હોય તો ઘણો લાભ થાય એમ ધારી વામનરાવે પત્નીને ધીમેથી પોતાનો વિચાર દર્શાવ્યો. તરતજ મહિષાસુરમર્દિની–રણે ચંડીકાનો *અવતાર ધારણ કરીને તે બોલી: “નહિ એ નહિ બને. જો કામ કરનાર કોઈ બાઇ ન મળતી* હોય તો એકાદ નર્સ લાવો એટલે થયું તમારી માતા સાથે મારે બનતું નથી. જો તેમને તેડાવવાં હોય તો મને રજા દો. અને મારી જરૂર હોય તો આજથી તેમનું દર્શન તો શું પણ તેમનું નામ પણ મને સંભળાવશો નહિ ! ”

પોતાની પ્રેમાળ પત્નીના આ મૃદુલ ઉત્તરથી વામનરાવ સ્તબ્ધ થઇ ગયો. પણ તેના ઓહક તેજસ્વી અને હમણાં આવેલા આવેશને લીધે લાલ થએલા મુખચંદ્ર તરફ જોઇને તેમજ તે હમણાં પોતાને એક બાલ રત્ન અર્પણ કરનાર છે એ આનંદદાયક કલ્પના મનમાં લાવીને નિરુત્તર રહ્યો.

પાર્વતી તેજ રાત્રે પ્રસુત થઈ ને તેને એક કન્યારત્ન સાંપડયું. વામનરાવે કલ્પના વીતતરાત્રી તાબડતોબ એક નર્સ લાવી તે વેળાનું કામ ચલાવ્યું. નર્સની માત્ર તે

વેળાની ફી પચ્ચીસ રૂપીઆ થઇ; તે તેણે સુખે ગોદે આપી પણ હવે શું ! નર્સ કાંઈ એક સરખી દસવીસ દિવસ થોડીજ પાસે બેસી રહેવાની હતી ! તેણે દસ દિવસ કેમ વ્યવસ્થા કરવી, સુવાવડીના ખાટલા પાસે દવા, સ્વચ્છતા વગેરે કેવાં રાખવાં, બાલકની સુશ્રુષા શી રીતે કરવી ઇત્યાદિ બાબતોનું વામનરાવ પાસે રસભરિત વર્ણન કર્યું અને " જો મારી જરૂર હોય તો હમેશાની દસ રૂપિયા ફી તથા મારા બંગલા સુધી જવા-આવવાની ગાડી આપો તો હું તમારી સેવામાં આનંદ ને ઉત્સાહથી હાજર રહું અને કામ સોંપવામાં કાંઇ સંકોચ કરશો નહિ. " આમ વિનયથી બોલી તે ગાડીમાં બેસી પોતાને બંગલે ગઇ.

નર્સનો ઉપદેશ તેના ધંધાનુરૂપ હતો. પણ અહીં વામનરાવની શી સ્થિતિ થઇ ! નર્સે કહેલી વ્યવસ્થા તે પોતાને હાથે થોડીજ કરનાર હતી ! સ્ત્રીનોકર વિના તે બનવુ શક્ય નહોતું. અને પાર્વતીના જબરા મિજાજ પાસે સ્ત્રીનોકર ટકે તેમ નહોતું. જેથી પોતાની માતાને તેડાવ્યા સિવાય બીજો ઇલાજ નહોતો, પરંતુ માતાને આ નર્સની વ્યવસ્થા બિલકુલ પસંદ પડે તેમ નહોતું; છતાં અન્ય કોઈ પણ ઉપાય નહિ હોવાથી માતાને તેડાવવાનો તેની મનોદેવતાએ ઇલાજ સૂચવ્યો. તરતજ તેણે તાર કર્યો. બિચારી વૃદ્ધ માતા જોઇને ગભરાઈ પણ તારમાંની હકીકત જાણી તેને કેટલોક આનંદ થયો. અને પોતે પુત્રના બાળકને રમાડવા ભાગ્યશાળી થઇ માટે આનંદાતિશયથી તે તત્કાળ વામનરાવ પાસે આવી પહોંચી. કિન્તુ પાર્વતીને તેના આવવાથી કશો આનંદ થાય તેમ હતું ? સાસુને જોતાંજ પુત્રવધુનું મોઢું ફરી ગયું ! વામનરાયે અને આડોશીપાડોશીએ તેને પોતાનું કાર્ય સાધતાં સુધી શાંત રહેવા સૂચવ્યું હતું પણ જુની પદ્ધતિએ સુવાવડ થવાનો પ્રસંગ આવવાથી પાર્વતીએ જબરો જંગ મચાવ્યો. છેવટે વામનરાવે માતાનેજ સમજાવી નવી પદ્ધતિએ વ્યવસ્થા કરવાની તજવીજ કરી.

પાર્વતી પંદર દિવસની અંદરજ હરવા ફરવા લાગી પણ વાસ્તવિક રીતે તેમ કરવાની તેનામાં ક્યાં શક્તિ હતી ? વારંવારના અતિ શ્રમને લીધે તેને તાવ આવવા લાગ્યો. ઉમીયા તેને કહેતી કે " પાર્વતી ! આવા ખુલ્લા પવનમાં ન ફર. બાળકીને તેડીને ગમે ત્યાં ન રખડ. પુસ્તકો વાંચવાનું હમણાં બંધ રાખ. નકામી આંખો શા માટે ફોડે છે !" પણ સ્ત્રી-સ્વાતંત્ર્યાભિમાની પાર્વતી તેની અવગણના કરતી ને કહેતી કે "તમારી આંખો ફુટી છે તેથી ધુંધ નથી થયું કે મારી આંખો ફોડવા ઇચ્છો છો ! કેવી અભદ્ર વાણી ! અને કેવી જડપણાનો અફસ ! "

આ પ્રમાણે ઘણીવાર વાદ થતો. વામનરાવ અત્યંત ત્રાસી ગયો હતો જેથી તેણે વિચાર કર્યો કે હવે બે ચાર મહિના થયા માટે માતા જશે તો પણ ચાલશે વળી ઘરમાંથી નોકર-ચાકરને રજા આપવી જેથી પાર્વતીની ખોડ જતી રહેશે. તરતજ તેણે તે પ્રમાણે કર્યું. માતાને વિદાય કરીને ચાકરોને રજા આપી પાર્વતીને અત્યંત ક્રોધ ચડ્યો. પતિ-પત્નીને વાગ્યુદ્ધ થયું. ને છેવટે તે ક્રોધથી પોતાને પિયર ચાલી ગઇ. વામનરાવ હવે નિશ્ચિંત થયો.

પાર્વતીને મહિયરમાં પણ કોઇની સાથે બનતું નહોતું તેનાં માબાપ મરી ગયાં હતાં. ભાઇ ને ભાભી હતાં કિન્તુ તે તેનો સ્વભાવ સારી રીતે જાણતાં હતાં. પાર્વતીને ઓછી

આવેલી જોઇ તેમને આશ્ચર્ય થતું અને જ્યારે તેમના સમજવામાં ખરી હકીકત આવી ત્યારે ત્યાંથી પણ તેને રજા મળી.

પુનઃ પાર્વતી પતિ પાસે આવી. અગાઉથી કાગળ-પત્ર નહિ હોવાથી તેના અણધાર્યા આવાગમનમાં વામનરાવને સંશય થયો. તેણે ધાર્યું કે તે સુધરી હશે પણ તે ટેવ પડી હોય તે એકદમ ટળી શકે છે! પાર્વતી જે હતી તેજ રહી. બિચારી લઘુ બાલિકાની સ્થિતિ ખરાબ થઇ. સાસરામાંથી પિયરમાં ને પિયરમાંથી સાસરામાં જવા આવવાથી ખાવાપીવાની નિયમિતતા સંભવાઇ નહિ. વળી કવચિત્ નિષ્કારણ તેને માતાના હાથનો માર પણ ખાવો પડતો. આથી તે દુર્બળ અને રોગી બની; તેના ઔષધની વ્યવસ્થા નહિ થવાથી તે બિચારી એ કલહપ્રિય નિર્દયસ્થાનનો ત્યાગ કરી શાંતિ શોધવા પરલોક પ્રયાણ કરી ગઇ!

પાર્વતીનો મન.સંતાપ વધી પડ્યો. વામનરાવ તેને બરાબર ચહાતો નથી એવી તેની પાકી ખાતરી થઇ. એક દિવસ કંટાળીને તે ઘરમાંથી નીકળી પિયર જવાની તેની હિમ્મત નહોતી તેથી 'ક્યાં જવું?' એ પ્રશ્ન તેની સામે આવીને ખડો થયો. ઘણો વિચાર કરતાં તેને પોતાની એક બાળસખીનું સ્મરણ થયું. હમણાં તે એક કન્યાશ્રમમાં વ્યવસ્થાપકનું કામ કરતી હતી. પાર્વતી સત્વર ત્યાં જઇ પહોંચી. અચાનક બાળસહચરીને આમ એકાએક આવેલી જોઈ તે બ્હેનપણીને આશ્ચર્ય થયું, પણ શનૈઃ શનૈઃ તેના આગમનનો હેતુ જાણવાની ઇચ્છાથી તરત તેણે કંઇ પૂછ્યું નહિ.

દિવસો ઉપર દિવસો જવા લાગ્યા. વિશદ વાતાવરણનો અને સુસંગતિનો પ્રભાવજ ઓર છે. કન્યાશ્રમની તે વિદુષી વ્યવસ્થાપિકાના સમાગમથી પાર્વતીના વિચાર પલટાયા. ઘેરથી નીકળતી વેળા તેને જાહેર વર્તમાનપત્રોમાં નોટીસ આપી સ્ત્રી-સ્વાતંત્ર્ય ભોગવવા માટે પુનર્લગ્ન કરવાની ઇચ્છા જન્મી હતી! પણ અહીં આવતાંજ તે ભાવનામાં પરિવર્તન થઇ ગયું. "મેં આટલા દિવસ શું કર્યું? મને આવી બુદ્ધિ કેમ સુઝી? સ્ત્રીઓનો વાસ્તવિક અધિકાર શું? વગેરે પ્રશ્નો તેના અંતરમાં ઉઠવા લાગ્યા. સ્ત્રીઓને સર્વ અવસ્થામાં પરાધિન રહેવાનો શાસ્ત્રોનો હુકમ છે, તે ઉચિતજ છે. પતિની આજ્ઞામાં રહેવું તે ગુલામગિરી નથી પણ કર્તવ્ય છે સતિનો પતિથીજ ઉદ્ધાર છે. દંપતીએ પોત પોતાને કરવાનાં કાર્યો આનંદ અને ઉલ્લાસથી કરવાં જોઇએ. એમાં કોઇ પ્રકારની ગુલામિ નથી; કિન્તુ એ કેવળ શ્રમ વિભાગનોજ પ્રશ્ન છે. અવયવો પોતપોતાનાં કર્તવ્ય કરે નહિ તો જેમ શરીર ચાલતું નથી તેમ સ્ત્રી-પુરૂષ પોત પોતાની ફરજ બજાવે નહિ તો સંસાર-શકટ ચાલી શકતું નથી. તે કુટુંબનો નાશ થાય છે. અનેક કુટુંબોનો એ રીતે નાશ થતાં રાષ્ટ્રને નાશ થવાનો પણ સમય આવી પહોંચે છે. માટે એવા પ્રકારની સ્વતંત્રતાની કલ્પના જે શિક્ષણના યોગથી આર્ય અબળાઓમાં ઉદ્ભવે છે. તે શિક્ષણ અત્યંત અનર્થકારક છે. આ બધા વિચારો ધીમે ધીમે પાર્વતીના હૃદયમાં ઠરવા લાગ્યા. પોતાની મૂર્ખતા બદલ તેને અપાર શોક થયો. પોતાની બાળસખીનો અત્યંત ઉપકાર માની એ સ્વગૃહે આવવા તૈયાર થઇ. વિદાય થતી વેળા બન્ને સખીઓ પરસ્પર પૂર્વ સ્નેહ સંભારી રડી. છેવટે તે વિદુષી બાઇએ પાર્વતીને કહ્યું: "બ્હેન! મારા સહવાસે તારૂં હૃદય સુધર્યું એથી હું મને પોતાને ભાગ્યશાળી માનું છું. આ સૃષ્ટિમાં આવીને એક પણ વ્યક્તિનું આપણે શ્રેય કરી

शकीए तोज आ जीवननुं सार्थक्य छे. आपणा लोकोना जीवनना हेतुओ बहु तुच्छ होय छे. क्षणिक सुखनी लालसाए तेओ अन्यनुं अपार अहित करे छे. नारी हृदय प्रेमना निवास तरीके निर्मांण थयेलुं छे सेवा–सुश्रुषा अने स्हावु–स्हेवु ए तेना कर्तव्य मन्त्रो छे. पतिनी, बाळकोनी के कुटुंबनी सेवा करवी ए गुलामगिरी नथी पण कर्तव्य दिक्षा छे. आजथी तुं परम पिताना आ विश्वकुटुंबनी सेवा करता पतिदेवनो सद्‌चार प्रेमभावनाना विरल मन्त्रो ग्रहण करजे अने पतिनी साथेज सेवाना क्षेत्रोमां उंचे ऊंचे विहरजे. तुं शिक्षण पामेली छे. योग्यायोग्य समजे छे माटे जे आपणी आर्य ब्हेनो सुधाराने अवळे नहि चडी होय तेमने कर्तव्यनुं भान करावी ठेकाणे लाववा प्रयत्न सेवजे. जा. ब्हेन ! सुखी था."

उपकारवश पार्वती पुन तेने नमी पोताने घेर आवी. अने वामनरावना चरणमां मस्तक नमाव्युं. वामनरावने तेनी फेरवाएली प्रकृति जोई घणुं आश्चर्य थयु पण स्हेणां मारी जूनी वात ताजी करवानुं तेने रुच्यु नहि, वीतेली घटना उपर विस्मृतिनो विशाळ पडदो नाखी तेणे पुन. पोतानो सगार चलाव्यो वांचनार ! ए 'दंपतीनुं' ते पछीनुं जीवन केटला आनंदमा व्यतीत थयु हशे ए जाणवानी शु हवे जरूर छे ?

---

# "माता."

लेखकः—रा. रा नृसिंहप्रसाद. पढीआर.

अहा ! "मा" अने "माता" ए शब्दो केवा प्यारा लागे छे ? कोण जाणे ए शब्दोमां एवी ते शु अजब शक्ति छे के फक्त ते शब्दोनुं उच्चारण मात्र करतांज शुष्क हृदय पण पाणी पाणी थइ जाय छे, अने ते शब्दो कर्णगोचर थतांनी साथेज प्रेम अने स्नेहनी लहेरो हृदय तट उपर उछाळा मारवा मंडि छे.

माताना प्रेम अने साचा स्नेहनो महिमा कोण परिपूर्ण रीते करी शके छे ? मातानुं महत्व कोण बतावी शके छे अने मातानी शक्तिनी सरखामणी कोण करी शके छे ? माता मनुष्य मात्रने फक्त जीवन दानज नथी देती, न के फक्त बाळपणमां पोताना दूधथी तेना शरीरनुं रक्षण करे छे, पण पोताना बाळकोद्वारा समस्त मानसिक संसार उपर, शासन करे छे. मातानी शक्ति महान छे, अने मातानुं स्थान उच्च अने पवित्र छे, परन्तु केटली माताओ ए उच्चस्थानने प्राप्त करवाने योग्य थाय छे ? अने केटली ए अतुल नीच शक्तिनो प्रयोग करतां जाणे छे.

आगळना वखतमां भारतवर्षमां अने संसारना बीजा अन्य स्थळोमां पण "माता" प्रत्ये घणुं मान हतुं, लग्न समये पण गुरुजन, अने मातापिता, स्त्रीओने एवीज आशीष आपे छे के, "इश्वर तमने पुत्र, पौत्री आपो, धन दोलत इत्यादि वस्तुओ प्राप्त थाओ," अमारा धर्ममां पण दुर्गा, लक्ष्मी आदि घणी देवीओनुं पुजन थतुं आवे छे के जेओने समस्त संसारनी माताओ गणवामा आवे छे. "माता" ने एटला माननी दृष्टिथी केम जोवामां आवती हती ? घणा पुत्रोनी मातानुं एटलुं बधुं मान केम हतुं ?

બીજા બધા વિચારો પડતા મુકીને યદિ આજકાલની વ્યાવહારિક દૃષ્ટિથી એ પ્રશ્નનો ઉકેલ કરવામાં આવે તો એનો ફક્ત આ એકજ ઉત્તર મળી શકે છે કે સભ્યતાની એ પ્રારંભિક અવસ્થામાં આપણું અસ્તિત્વ જાળવી રાખવા માટે ઘણા પુત્રોની આવશ્યક હતી, અને તેથીજ પુત્રોની જનની કે જે "માતા" તેને આદર અને સન્માનની દૃષ્ટિથી જોવામાં આવતી હતી. એ સમયમાં મનુષ્ય સમાજ ન્હાના ન્હાના કુટુંબોમાં છિન્નવિછિન્ન થઇ ગયો હતો, અને માંહો માહે વૈરભાવ અને ઝગડા ચાલતા હતા. અને તેથી બીજા પોતાના કરતાં વધારે બળવાળા મનુષ્યોથી અને જંગલી પશુઓથી પોતાનું રક્ષણ કરવા માટે કુટુંબ મોટું અને જબરૂ બનાવવું એ બહુ આવશ્યક હતું કે જેથી આત્મરક્ષા કરવા, માટે, એક બીજાની મદદ મળી શકે. આ આવશ્યકતાની ચાવી, "માતા" ના હાથમાં હતી, અને તેથીજ "માતા"નો આદર સત્કાર થતો ગયો, અને પછી જેમ જેમ માતા અને પુત્રના પરસ્પર સંબંધમાં રગ રોગાન વધારે ને વધારે ચઢતો ગયો તેમ તેમ એ આદર સત્કાર વધતોજ ગયો

"માતા" સ્નેહની મૂર્તિ છે, સ્ત્રી માતાના રૂપમાં પ્રેમનું મૂર્તિમાન સ્વરૂપ છે, એ પણ એક કારણ છે કે જેથી સન્તાનવતી સ્ત્રીઓને સત્કાર થતો આવ્યો છે.

મનુષ્યોના શરીરને જેવી રીતે ખોરાકની જરૂરત છે એવીજ રીતે મનુષ્યોનાં હૃદયને પણ પ્રેમની જરૂરત છે. આપણું શરીર ભોજન વિના સુકાઇ જાય છે, તેવીજ રીતે આપણું હૃદય પણ પ્રેમ વિના મુંઝાઇ જાય છે. સંસારની વર્તમાન દશામાં એ પ્રેમ આપણને જેટલો માતા તરફથી મળે છે તેટલો બીજે કોઇ ઠેકાણેથી મળવા સંભવ નથી; તેથીજ આ અવસ્થામાં આપણને જેટલી માતા વહાલી લાગે છે તેટલી બીજી કોઇ વસ્તુ પ્યારી લાગતી નથી. અને તેથી આપણને બધા કરતાં વધારે સુખ અને આનંદ મળે છે. જે માતાના અસ્તિત્વથી બાળપણમાં આપણું સુખ અને આનંદ એ પ્રમાણે નિર્ભર હતો કે માતાના નામનો પણ આદર કરવો એ મનુષ્યોને ધર્મ થઇ ગયો હતો, અને દરેક જનનીને આપણી માતાઓનું સ્મરણ કરીને સન્માનથી નિહાળવા લાગ્યા. જે માતાનું પદ આવા પ્રકારના આદર અને સન્માનનુ કેન્દ્ર હતું, એ માતાના પદને ગ્રહણ કરવાની કોઇની ચાહના નહતી. એનું પરિણામ એ આવ્યુ કે સ્ત્રીઓમાં માતા બનવાની ઇચ્છા પ્રબળ થવા લાગી. દરેક સ્ત્રીને માટે માતા બનવાની ચાહના કરવી, એ એક સ્વાભાવિક વાત થઇ ગઇ, એથી પણ સ્ત્રીઓમાં આવી જાતની ઇચ્છા પ્રબળ થવાનું એ પણ કારણ છે. મનુષ્યોનો સ્વભાવ એક વિચિત્ર રૂપથી સંયુક્ત છે, એમાં સ્વાર્થતા અને પરહિત સેવન, એ બન્ને ગુણો વિદ્યમાન છે. કેવળ પેટમાં સારૂં સારૂં ભોજન ખાવાથી અને શરીર ઉપર સારાં સારાં કપડાં પહેરવાથી કોઇ સ્ત્રી-પુરૂષ પોતાને સારાં મનુષ્ય કહેવડાવવામાં યોગ્ય. છે, પણ તેઓ સુખી રહી નથી શકતાં. એવીજ રીતે સ્ત્રી-પુરૂષ બન્ને પોતાના જીવનને સ્વાદિષ્ટ બનાવવાનો હેતુ, એવી ચીજની આવશ્યકતા છે કે જેની સેવા કરવી એ પોતાનું કર્તવ્ય સમજે છે, અને એવાજ હેતુથી પોતાનું જીવન સુખરૂપ-વ્યતીત કરે છે. સભ્યતાના પુરાતન અને વર્તમાન દશામાં ઘણું કરીને સ્ત્રીને તો એવી વસ્તુ જે મળે છે, તે પોતાનું બાળક (બચ્ચું) જ છે કે જેની દેખરેખમાં, તેનાથી પ્રેમ કરવામાં, તેની રાત્રિદિન ચિન્તાઓ કરવામા તે બિચારી પોતાનો સઘળો સમય વ્યતીત કરે છે. એ પ્રમાણે

ફક્ત બાળક અને ઘરનું કામકાજ એવી બે વસ્તુઓ પણ રહી નથી કે જેનાથી તેઓ પોતાની શક્તિઓનો પ્રયોગ અને માનસિક ગુણોનો વિકાશ કરી શકે. તેઓ ઘરની બહાર નીકળી શકે છે, જેવી રીતે પુરૂષોની માનસિક શક્તિઓની કફોડી સ્થિતિ થઇ રહી છે તેવીજ રીતે સ્ત્રીઓની માનસિક શક્તિઓની કફોડી સ્થિતિ થઇ રહી છે. તેઓની આંખો હવે ખુલી ગઇ છે, અને હવે તેઓ પુરૂષોને આધીન રહી, ઘરમાં બેસી રહી, બચ્ચાંઓનું પાલનપોષણ કરવું પસંદ કરતી નથી. તેઓએ પણ હવે સ્વતંત્રતા અને સ્વાવલમ્બનનો સ્વાદ ચાખી લીધો છે અને તેઓ પોતાના પતિના કમાએલા પૈસાથી પોતાનું ઉદર પાલન કરવાનું ચાહતી નથી. તેઓ આર્થીક લાભ મેળવવાનું ચાહે છે, અને સંસારમાં પુરૂષોની માફક માથું ઉંચુ કરી, સાચી સ્વતંત્રતાથી પોતાનું જીવન વ્યતીત કરવુ એ તેઓનું લક્ષ્ય બિન્દુ છે એક અમેરિકન ગ્રંથકર્તાએ પોતાની બુકમાં સારા સારા કુટુંબની સ્ત્રીઓના સંબધમાં લખ્યું છે કે "સુસ્ત સ્ત્રીઓ કે જેઓનો કામ કરીને ખાવું રૂચિકર નથી લાગતું તેઓ અમારા સમાજમાં પત્થર સમાન છે. ગૃહરક્ષાને બ્હાને તેઓ હમેશાં ઘરમાં પડી રહી નકામા ખાટલાઓ ભાંગ્યા કરે છે, અને પોતાના પતિઓના પરિશ્રમથી કમાએલ પૈસાનાં સારાં સારાં કપડાં અને આભૂષણો બનાવરાવી, પહેરવામાં, નાટક ચેટક જોવામાં, અને સારા સારા લોકોની મુલાકાતો કરવા કરાવવામા ખર્ચ કરીને ખુશ રહે છે. તેઓ કામ કર્યા વિના ખાવું એ બિલકુલ ખરાબ નથી સમજતી, અને પોતાના શરીરને વેંચીને તેઓ સાંસારિક ઐશ્વર્યને ખરીદે છે" પશ્ચિમની મોટી મોટી બુદ્ધિમતી વિદુષી સ્ત્રીઓ કે જેઓ આજકાલ પોતાના એ વિચારોથી હજારો સ્ત્રીઓને પોતાની પાછળ દોરી રહી છે. અને પોતાના એ વિચારોનો પૂર જોરથી ફેલાવો કરી રહી છે. તેઓના જો કે એ વિચારો પણ ઉચ્ચ છે અને સાચી સ્વતત્રતાથી ભરેલા છે પરન્તુ એ વિચારો માતાના ભાવોનું એકદમ દમન કરવાવાળા અને માતાના કાર્યમાં વિઘ્ન કર્તા છે. આર્થીક સ્વતંત્રતાનો લાભ કરવાના અભિપ્રાયથીજ અમેરિકા અને યુરોપમાં કુંવારી છોકરીઓથી પણ વધારે હજારો વિવાહિત સ્ત્રીઓ, મીલોમાં, કારખાનાઓમાં, દુકાનોમાં, ઓફિસોમાં વિગેરે ઘણી જગ્યાઓમાં કામ કરી રહી છે. એવી સ્ત્રીઓને કલાકોના કલાકો સુધી ઘરની બહાર કામ કરવાનું હોય છે, એવી અવસ્થામાં તેઓ પોતાનાં બાળ–બચ્ચાંઓની દેખરેખ શું સારી રીતે રાખી શકે? પરિણામ એવું આવે છે કે એ દેશોમાં દિન પ્રતિદિન સન્તાનોત્પતિ ઘટતી જાય છે, અને જે સ્ત્રીઓને બાળક હોય છે તેઓ પણ તેઓની (બચ્ચાંઓની) શિક્ષા અને પાલન પોષણ કરવાનું કાર્ય સારી રીતે બજાવી શકતી નથી. એ માટે પણ ઉપાયો શોધવામાં આવ્યા છે. અમેરિકાની એક વિદુષી લેખીકા લખે છે કે Bottle-Institute ના નામથી ધાવણાં બાળકોને માટે પણ આશ્રમો ખોલવામાં કેમ ન આવે? કે ત્યાં તરતનાં જન્મેલાં બાળકને શરૂઆતથીજ મોકલવામાં આવે, અને એવું કરવાથી બાળકનું પાલન–પોષણ સારી રીતે થશે. અને બાળક જ્યારે થોડું મોટુ થાય ત્યારે "કિન્ડર ગાર્ટન સ્કૂલમાં" મોકલી શકાય છે અને પછીનો પબ્લિક સ્કૂલ, બોર્ડિંગ હાઉસ અને કૉલેજો ઇત્યાદિ તો પ્રથમથીજ ખુલ્લાં છે, અને એ પ્રમાણે માતાના કાર્યમાં કોઇ પણ જાતની હરકત કર્યા સિવાય પણ બાળકને એ બધા આશ્રમોમાં તેની ઉંમરના પ્રમાણમાં રાખી શકાય છે, અને ત્યાં તેઓ વિદ્વાન શિક્ષકોને આધીન રહી સારા નાગરિક

ઉત્પન્ન કરવાની જેટલી જરૂરીઆત છે, તેટલી ખાલી નમાલાં મનુષ્યોને ઉત્પન્ન કરવાની નથી. ઉપર વર્ણવ્યા તેવાં માણસોએ ચૌદ-પંદર વર્ષની બાળક માતાઓની કુખથી ઉત્પન્ન થઇ શકતાં નથી, એથીજ ભારતવર્ષમાં માતાઓને સુધારવાની ઘણીજ આવશ્યકતા છે. અને તે જલદીથીજ થવી જોઇએ.

પૂર્વ અને પશ્ચિમની સ્ત્રીઓને સારી રીતે સમજવું જોઇએ કે સ્ત્રીઓનું પ્રથમ કર્તવ્ય માતા બનવું અને યોગ્ય માતા બનવું એ છે. દરેક સ્ત્રી, પુરૂષે પોતાના, શારરિક, આર્થીક અને માનસિક બળ પ્રમાણે, પોતાની જાતિ અને દેશને માટે સેવક અને રક્ષક પેદા કરવાં એ પરમ કર્તવ્ય છે એમ સમજવું જોઇએ.

ભારતવર્ષમાં અને સમસ્ત સંસારમાં જ્યારે સ્ત્રીઓને પોતાનું ઉચિત સ્થાન મળી જશે, જ્યારે તેણી પૂર્ણરૂપથી સ્વતંત્રતા પ્રાપ્ત કરશે, જ્યારે તેણી માનસિક, અને શારરિક બળથી પૂર્ણ સંમ્પન થશે. જ્યારે તેણી એકવાર ફરીથી "માતા" ના કર્તવ્યોને બરોબર સમજી લેશે ત્યારે તેણી દેશનું અને જાતિનું કલ્યાણ કરે એવાં બાળકો ઉત્પન્ન કરવાને યોગ્ય થશે. ત્યારેજ તેણી પુનઃ પોતાના જુના ઉચ્ચ આસનને ગ્રહણ કરી શકશે અને ફરીથી એકવાર પૂજાવાને અધિકારીણી બનશે.



## ઘડી ગમ્મત.

એક શખ્સે એક સ્ત્રી પાસે ધુંટણીએ પડી પોતાની સાથે લગ્ન ગાંઠથી જોડાવવા વિનંતિ કરી. તે કુમારિકાએ તેના સામી નજર સરખીએ કરી નહીં. તે પુરૂષને ના કહેવાથી પોતે બહુ દુઃખી થતી તેથી તે તેના સામું જોતી નહોતી. આખરે તે કુમારિકાએ તેને ઘણીજ નમ્રતાથી કહ્યું કે તેઓની જીંદગીનું જોડાણ થવું તે તેના પોતાના વિચાર પ્રમાણે અસંભવિત હતું. જો કે તે તેને વખાણનારીઓમાની એક હતી પણ તેને લાગતું હતું કે તે મનુષ્યની સાથે પ્યાર બાંધવો નિરર્થક હતો અને તેથી તે હા કહી પોતાના ભવિષ્યને દુઃખમાં નાંખવા ચાહતી નહોતી. ત્યાર બાદ તે બન્ને વચ્ચે વાતચીત થઇ તે *ગેસાંચ ઉજાં કરે તેવી હતી. તે વાતની અંદર કુમારિકાનું એટલું બધું મન લાગ્યું હતું કે* પોતે ટુંકાક્ષરમાં શી રીતે નોંધ લેતી હતી તેનું ભાન પણ તેને રહ્યું નહોતું. જ્યારે તેણે પોતાની નોંધ બધ કરી ત્યારે તે શખ્સ ઉઠયો અને નોંધપોથી પોતાના ખીસામાં મુકી અન્યોન્યના હસ્ત હલાવી બોલ્યો "હું આપનો હંમેશને માટે આભારી છું."

"સા......હે......બ......જી"

"તમે ઘણીજ સારી રીતે બોલ્યા, અને હું તમારો સેકડો ઘણો આભારી થયો છું. હું એક નવલકથાનું પુસ્તક લખું છું. અને એક કુમારિકા એક પુરૂષને પરણવા ના પાડે છે તે નામક પ્રકરણ ચાલે છે. તમે સાતમી કુમારિકાઓ છો. તમારા સિવાય ૭ કુમારિકાઓએ મારી સાથે પરણવાને ખુશીથી હા કહ્યું હતું. અને કદાચ તમે પણ મારી માગણી કબુલ કરી હતે તો હું ઘણોજ નાસીપાસ થઇ જતે."

# ફૂલવાડી.

स्वागतसदनः

## વનિતા વિશ્રામ.

**મહાત્મા ગાંધીજીના હસ્તે સંસ્થાના મકાનના ખાત મુહુર્તની ક્રિયા વખતે થયેલા મેળાવડા સમક્ષ વંચાયલો–સંવત ૧૯૬૨ થી સંવત ૧૯૭૪ સુધીના બાર વર્ષના કાર્યનો ટુંક અહેવાલ.**

લેખકઃ–બ્હેન શ્રી સુલોચના દેસાઈ

૧

### અમારો આશય.

"લોકશાસનને ફતેહમંદ બનાવવામાં સુશિક્ષિત પુરૂષ નેતાઓ અને, સ્ત્રી નેતાઓ બન્નેની જરૂર છે, એ વાત ધ્યાનમાં રાખીને અમે સમસ્ત દેશમાં સ્ત્રીઓને એવી તૈયારી કરીને મોકલવાનો આશય રાખ્યો છે કે જેઓ તકવેદી નહિ પણ મજબુત શરીરવાળી થાય, ક્રૂર નહિ પણ કોમળ હૃદયવાળી થાય, દબાયલી ચંપાયલી નહિ પણ ઉલટ અને ઉત્સાહવાળી થાય, સંકુચિત નહિ પણ ઉદાર મનવાળી, નિરૂદ્યોગી નહિ પણ કસાયલા હાથ વાળી, દોષદષ્ટિવાળી નહિ પણ દીલસોઝ દષ્ટિવાળી, જંગલી નહિ પણ સંસ્કારી અભિરૂચિવાળી અને ગોળગોળ નહિ પણ સ્પષ્ટ બોલનારી થાય–સ્ત્રીઓ એવી થાય કે તેઓ સંપત્તિમાં સાદાઈ રાખે, ગરીબાઇમાં પણ ગૌરવ દાખવે, જીવન સંગ્રામમાં શાન્ત બળથી ઝુકાવે, છતાં પોતાના સ્ત્રીત્વનો જરા પણ ત્યાગ ન કરે, પોતાના એકાંત શાન્ત ગૃહોમાં નૈતિક સંસ્કારો પ્રસારે કે જેથી કરીને ગૃહ એ સમસ્ત રાજ્યમાં એવી ધાર્મિકતા પ્રગટાવે કે તે રાજ્યમાં પ્રભુની પ્રેરણા અને છાયાજ દષ્ટિગોચર થાય."*

### પ્રારંભ.

"પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ"

સ્વ ગોવર્ધનરામે આ એકજ લીટીમા હિંદુ સ્ત્રી જીવનનું હૃદયદ્રાવક ચિત્ર આલેખ્યું છે હિંદુ વિધવાજીવન તો વજ્રહૃદયને પણ રડાવે એવું હોય છે તેના વિપથગામી થતા અથવા એળે વહી જતા જીવનને ધર્મમય અને સમાજને ઉપયોગી બનાવવા તેમજ સ્ત્રી વર્ગના અંધકારમય જીવનમાં જ્ઞાન જ્યોતિ પ્રગટાવવા આ સંસ્થાનાં વ્યવસ્થાપિકા ગ. સ્વ. બ્હેન સુલોચના દેસાઇને ઇશ્વરી પ્રેરણા થઈ અને તે પ્રેરણાનુસાર તેમણે સં. ૧૯૬૨ ના જ્યેષ્ટ માસમાં "સરસ્વતી મંદિર" ની સ્થાપના કરી પ્રથમ આશ્રમની શરૂઆત એકજ વિધવાને પોતાના ઘરમાં રાખી બ્હેન સુલોચનાએ કરી આસપાસના સગાં સ્નેહીઓની

*( અમેરિકા–ન્યુયોર્કમાં મિસ મેમનની શાળાના અહેવાલ ઉપરથી )

થોડું શીખેલી સ્ત્રીઓને સારાં ગુજરાતી પુસ્તકોનું વાંચન અને થોડું સંસ્કૃત શીખવવામાં આવતું. અને નિરક્ષર સ્ત્રીવર્ગને અક્ષરજ્ઞાન આપવાનું કાર્ય ફક્ત એકજ શિક્ષિકાની મદદથી કરવા માંડ્યું. વખત, શીખનારાને અનુકૂળ, બપોરના એકથી ત્રણ રાખવામાં આવ્યો. ઉપરાંત એક કલાક ધર્મશાસ્ત્રનું શ્રવણ થતું. કેટલીક બ્હેનો રામરક્ષાદિ સ્તોત્ર પાઠાદિ શીખતી. આ શિક્ષણકાર્ય ઉપરાંત ગં. સ્વ. બ્હેન સુલોચનાએ પોતાના સ્વ. પતિ કનૈયાલાલ બળવંતરાય દેસાઈના સ્મરણાર્થે સંસ્થાને અંગે એક પુસ્તકાલય અમદાવાદના સમસ્ત સ્ત્રીવર્ગના લાભાર્થે ઉઘાડ્યું. સં. ૧૯૬૪ માં સંસ્થાનું નામ બદલી 'વનિતા વિશ્રામ' રાખ્યું. સમાજનો ટેકો મળતો ગયો તેમ તેમ શિક્ષણ પ્રવૃત્તિ વધારી. ગણિત અને શિવણભરતનું કામ દાખલ કર્યાં. વખત જતાં પ્રાથમિક ચાર ધોરણ સુધી શીખેલી બ્હેનો સારૂ અંગ્રેજી અને સંસ્કૃતના વર્ગો ઉઘાડ્યા. અને થોડા વખત પછી ઉપલા વર્ગોમાં ઇતિહાસ, ભૂગોળ, રસાયન, આરોગ્ય અને ખગોળ વિગેરેનું શિક્ષણ પણ દાખલ કર્યું. આમ માધ્યમિક પાંચ ધોરણો સુધીનું શિક્ષણ ચાલુ કર્યું. ચિત્રકળાનું ઉંચું જ્ઞાન મેળવવા એક ચિત્રકળા વર્ગ પણ કહાડવામાં આવ્યો. આ બધું શિક્ષણ મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે હોવાથી તેમની મુશ્કેલીઓનો વિચાર કરી કોઈ પણ વિષયનું શિક્ષણ ફરજીઆત રાખ્યું નહોતું. સૌ સૌની મરજી પ્રમાણે શીખતું. વિશ્રામમાં રહેનારી કેટલીક બ્હેનોને પ્રાથમિક પાંચ ધોરણો પૂરાં કરાવી શિક્ષિકા થવાને કોલેજમાં મોકલવામાં આવતી.

### કન્યાશાળાની સ્થાપના.

જે મોટી સ્ત્રીઓ શીખવા આવતી તે પોતાની સાથે નાની બાળાઓને પણ લાવવા લાગી. અને તેમને શીખવવાનું માથે લેવા અમને આગ્રહ થયો. તેથી કન્યાઓ માટે જુદાં છ પ્રાથમિક ધોરણો સ્થાપવાની જરૂર પડી.

### અન્ય પ્રવૃત્તિઓ.

નિયમિત પ્રાથમિક કન્યાશાળાને અને ઉપરના સ્ત્રી શિક્ષણ વર્ગો ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સ્ત્રી શિક્ષણની તેમજ સનાતન ધર્મની પરિક્ષાઓ માટે સ્ત્રીઓને તૈયાર કરવામાં આવતી. અને તેમાંથી મોટી સંખ્યા સારાં ઇનામ સાથે ઉત્તીર્ણ થતી હતી.

સંસ્થાને અંગે "ભગિની વિદ્યોત્તેજક સમાજ" સં. ૧૯૭૧ માં સ્થપાઇ, અને તેની તરફથી દર શનિવારે સ્ત્રીવર્ગ અરસપરસ મળવા અને ભાષણો, વાંચનો અને ગરબાથી જ્ઞાન ગમ્મત મેળવવા લાગ્યો.

### દશ વર્ષમાં થએલી વૃદ્ધિ.

દિવસે દિવસે સંસ્થા કાર્યનું એટલું વિસ્તારને પામ્યું કે પ્રારંભમાં વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ ૩ જેટલી હતી તે સં. ૧૯૭૨ માં ૧૭૫ સુધી વધી. તેમાં ૨૫ વિધવા, ૫૦ સધવા અને ૧૦૦ કન્યાઓ હતી. જે આશ્રમ ફક્ત એક વિધવાથી શરૂ થયો હતો તેમાં હવે ૯ વિધવા ૩ સધવા અને ૫ કન્યા મળી ૧૭ બ્હેનો રહેવા લાગી. મકાનની ઘણી અગવડને લીધે પુષ્કળ માગણી છતાં વધુ સંખ્યા દાખલ કરી શકાતી નહોતી.

## મહિલા વિદ્યાલયની સ્થાપના

ઉપર જણાવ્યા પ્રમાણે આ સંસ્થાનો મૂળ ઉદ્દેશ દુઃખી વિધવાઓ માટે આશ્રમ સ્થાપી તેમનું જીવન ધર્મમય, સ્વાશ્રયી અને સમાજને ઉપયોગી બનાવવાનો અને ફક્ત મોટી વયની સ્ત્રીઓને તેમની અનુકૂલતા સાચવી કેળવણી પૂરી પાડવાનો હતો. આ ઉદ્દેશાનુસાર સંસ્થા ઉપર પ્રમાણે કાર્ય કરતી હતી. આ સ્ત્રી શિક્ષણ ઉપરાંત કન્યાઓનું પ્રાથમિક શિક્ષણ પણ ચાલતું હતુ પરંતુ જેમ જેમ સામાજીક સ્થિતિ સુધરવા લાગી અને કેળવણીનો વિસ્તાર વધવા લાગ્યો, તેમ તેમ, કન્યાઓના માધ્યમિક શિક્ષણનો પ્રશ્ન ખડો થયો. છોકરીઓના લગ્નની વય પહેલા કરતાં વધી લગભગ પંદર સોળ વર્ષની થવા લાગી. પ્રાથમિક શિક્ષણ લગભગ અગીઆર વર્ષે પૂરૂ કર્યાં પછી કન્યાવસ્થાનાં પાંચેક વર્ષ રહે તે સમયમા છોકરીઓને કંઇ વધારે સંગીન કેળવણી મળવી જોઇએ તેમ લાગવા માંડ્યું પ્રો. કર્વેની હિંદી સ્ત્રીઓના વિદ્યાપીઠની થોડા વખતપર થએલી સ્થાપનાથી કન્યાના માધ્યમિક શિક્ષણ વિષે આખા દેશમાં ભારે ચર્ચા થવા લાગી. પરિસ્થિતિ ધ્યાનમાં લીધા વિના અને ચોક્કસ આદર્શ બાંધ્યા વિના ઘડેલી હાલની કન્યા શિક્ષણ પદ્ધતિ ખહુધા નિષ્ફળ નીવડી છે એવુ આ પદ્ધતિ રચનાર સરકારી કેળવણી ખાતું પણ કબુલ કરવા લાગ્યુ. એથી આ સસ્થાના કાર્યવાહકોને લાગ્યું કે દેશ, કાળ, પરિસ્થિતિ, અને સમાજના સ્ત્રીના કુદરતી સ્થાનનો વિચાર કરી એવી પદ્ધતિસર શિક્ષણ આપવું જોઇએ કે કન્યાઓ ઉત્તમ ગૃહિણીઓ તેમજ જનસેવિકાઓ બને. આ આદર્શ પ્રમાણે એક નિયમિત માધ્યમિક કન્યાશાળા ઉઘાડવાનો વિચાર થયો. આ મહાન કાર્યની જેટલી આવશ્યકતા હતી તેવીજ તેને ઉપાડી લેનાર વિદ્વાન પ્રતિષ્ઠિત અને સ્વાત્મભોગી સન્નારી મેળવવાની મુશ્કેલી હતી. પરંતુ અમદાવાદના બલ્કે ગુજરાતના સદ્ભાગ્યે તે મુશ્કેલી તરત દૂર થઈ. ઉપર બધી લાયકાતવાળા સૌ. શારદાગૌરી સુમન્ત મહેતા બી. એ. એ આ કાર્ય સાંગોપાંગ પાર ઉતારવાને તૈયાર થઇ ગુજરાત અને ખાસ કરીને ગુજરાતી સ્ત્રી વર્ગ ઉપર મહાન ઉપકાર કર્યો. તેની સાથે રા રા ગોવિંદરાવ બળવંતરાવ આણુરાવ બી એ એલ. એલ. બી., રા. રા. લક્ષ્મીશંકર હરીશંકર જોષી એમ. એ. રા. રા. રમણીકરાય જાદવરાય ઠાકોર બી. એ. એલ એલ. બી. ડૉ. શીવાભાઇ મોતીભાઇ અમીન એલ. એમ. એન્ડ. એમ, રા. રા. પ્રાણજીવનદાસ નારણદાસ ડાક્તર બી. એ., રા. રા. નરોત્તમ મોરારજી કાર્પેન્ટર, રા. રા. નારાયણરાવ વંશકર પચાક્ષરી એ ગૃહસ્થોએ બીનપગારે શિક્ષણ કાર્યમાં બનતી મદદ કરવાનું માથે લીધુ. અને પરિણામે તા. ૧ લી જુન ૧૯૧૬ ના શુભ દિવસે મહિલા વિદ્યાલય (માધ્યમિકશાળા) ની સ્થાપના થઈ.

### માધ્યમિક શિક્ષણના વિશિષ્ટ પ્રકાર.

આ માધ્યમિક શાળાના શિક્ષણમાં વિશિષ્ટતા નીચે પ્રમાણે છે.

૧. ગૃહવ્યવસ્થા અને આરોગ્ય શાસ્ત્રનું શિક્ષણ.—આ વિષયમાં અમે નીચેની બાબતોનો સમાવેશ કરીએ છીએ ૧) પાકશાસ્ત્ર, અને ઘરગતુ રમાયન (૨) ઘરની સુઘડતા અને શૃંગાર (૩) શારીર વિદ્યા અને આરોગ્ય (૪) સંતતિશાસ્ત્ર અને બાળ ઉછેર. (૫) અકસ્માતના ઇલાજ, રોગી પરિચર્યા, ને ઘરગતુ ઉપચારોનું જ્ઞાન. (૬) કરકસર અને

ગૃહોપયોગી નામું. (૭) સીવણ. અમે માધ્યમિકશાળાના અભ્યાસક્રમમાં ઠેઠ સુધી આ વિષયને સ્થાન આપ્યું છે. આ વિષયનું શિક્ષણ તદ્દન નવું હોવાથી અમે હજુ પ્રયોગદશામાં છીએ. એને માટે જોઇતાં પુસ્તકો સામગ્રી વિગેરે તૈયાર કરવાનું કાર્ય ચાલે છે.

૨. નૈતિક અને ધાર્મિક શિક્ષણ—આની જરૂર સૌ સ્વીકારે છે. પણ શાળાના શિક્ષણ પ્રદેશમાં તેનો સમાવેશ કરવામાં મત ભેદ છે. અમારી નમ્ર માન્યતા પ્રમાણે નીતિને ખરેખરૂં બળ આપનાર ધર્મ છે. માટે અમે ધર્મ શિક્ષણ પણ દાખલ કર્યું છે; અમે જાણીએ છીએ કે ધર્મ પુસ્તકો દ્વારા શીખવવો કઠણ છે. અને તેથી વસતીગૃહ (બોર્ડીંગ) વિનાની અમારી શાળામાં આ પ્રયોગ કેટલે અંશે સફળ થશે તે હમે હાલ કહી શકતા નથી.

૩. રાષ્ટ્રીયભાવના પોષક શિક્ષણ—દરેક સુધરેલા દેશમાં આ ભાવનાનો વિકાસ એ શિક્ષણનું આવશ્યક તત્ત્વ મનાયું છે. આ ભાવના ખીલવવા માટે ઇતિહાસ અને વર્તમાન સ્થિતિનું શિક્ષણ એ આવશ્ય સાધન છે. હાલના ઇતિહાસના સારાં પાઠ્ય પુસ્તકોના અભાવે આ પ્રકારનું શિક્ષણ આપવામાં ઘણી મુશ્કેલી રહે છે. તે મુશ્કેલી દુર કરવા શાળાના શિક્ષક પોતે અભ્યાસ કરી નોંધ તૈયાર કરે છે. જે ભવિષ્યમાં સારા પાઠ્ય પુસ્તકની ખોટ પુરી પાડી શકવા સંભવ છે. વળી વર્તમાન સ્થિતિથી વિદ્યાર્થિઓને પરિચીત કરવા સ્થાનિક, પ્રાંતિક અને દૈશિક અર્વાચિન મહાન પુરૂષોના ટુંક જીવન અને સામાજિક, આર્થિક, રાજકીય અને ધાર્મિક પ્રશ્નોનો એક ક્રમ ગોઠવી બધાં ધોરણોમાં શીખવવામાં આવે છે. અમુક પ્રશ્નોના ખાસ અભ્યાસીને પણ કેટલીક વખત બોલવવામાં આવે છે. વર્તમાનપત્રો તથા માસિકોમાંથી કેટલાક સારા લેખોનું વાંચન પણ કરવામાં આવે છે. આ બધાં સાધનોથી વિદ્યાર્થિનીઓમાં રાષ્ટ્રીયભાવના જાગ્રત કરવાનો પ્રયાસ થાય છે.

૪. માતૃભાષાનું શિક્ષણ—આખા અભ્યાસક્રમમાં અમે તેને સ્થાન આપ્યું છે, આ ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની તેમજ ગુજરાત સાહિત્ય સભાની પરિક્ષા સારૂં ખાસ વર્ગો ચલાવવામાં આવે છે. પુસ્તકાલયમાંનાં સારાં ગુજરાતી પુસ્તકોનાં વાંચન માટે પણ ઉત્તેજન આપવામાં આવે છે. આમ દરેક રીતે માતૃભાષાના ઉંચા વાંચનની અભીરૂચી ઉત્પન કરવા તરફ બનતાં પ્રયત્ન થાય છે.

૫. માતૃભાષા દ્વારા શિક્ષણ—અંગ્રેજી શિવાય બીજા બધા વિષયોનું શિક્ષણ ગુજરાતી દ્વારા અપાય છે, આથી શિક્ષકો અને શિષ્યાઓની શક્તી અને વખતનો વ્યર્થ વ્યય થતો નથી અને શિક્ષણ ઘણું સરળ થાય છે.

૬. વિષય વિભાગ—માધ્યમિક પાંચમા ધોરણથી અમે વિષયના બે વિભાગ પાડ્યા છે [ ૧ ] ફરજીઆત અને ( ૨ ) મરજીઆત. ફરજીઆત વિષયોમાં [ ૧ ] ગુજરાતી ( ૨ ) ગૃહવ્યવસ્થા અને આરોગ્યશાસ્ત્ર [૩] ઇતીહાસ ( રાજ્યબંધારણ સાથે. (૪) ધર્મ શિક્ષણ અને ( ૫ ) અંગ્રેજી એ પાંચ વિષયો રાખ્યા છે. અને મરજીઆતમાં [ ૧ ] સંસ્કૃત ( ૨ ) ગણીત ( ૩ ) સંગીત [ ૪ ] ચીત્રકળા ( ૫ ) સિવણ ભરત [ ૬ ] હીન્દી ( ૭ ) ભુગોળ ( ૮ ) શિક્ષણશાસ્ત્ર આ આઠ મરજીઆત વિષયો પૈકી પહેલાં સાતમાંથી બે લેવાં પડે છે. એટલે ઉપરનાં પાંચ ફરજીઆત વીષયો સાથે સાત વીષયો શીખવાના હોય છે. શિક્ષણશાસ્ત્ર લેનારને બીજો મરજીઆત વિષય લેવો પડતો નથી. આ વિષય

વિભાગ કરવામાં સ્ત્રીઓના સામાન્ય અને આવશ્યક શિક્ષણ ઉપરાંત ભવિષ્યની દ્રષ્ટિ મર્યાદામાં ખડો થતો સ્ત્રીના આર્થિક પ્રશ્નનો પણ વિચાર કર્યો છે. પોતાનું સ્વતંત્ર પોષણ કરવા અથવા કુટુંબને આર્થિક મદદ કરવા ઈચ્છનાર સ્ત્રી શીવણ ભરત ચીત્રકના સંગીત અથવા શિક્ષણશાસ્ત્ર પૈકી કોઈ પણ એક ધંધામાં પ્રવીણ થઇ પોતાની નેમ પાર પાડી શકશે. મરજીયાત વિષયો પઈકી પહેલા બેના શિક્ષણની ગોઠવણ અમે કરી શકયા છીએ અને વખત જતાં બીજાની પણ કરી શકીશું.

૭ ટુંકાવેલો અભ્યાસકાળ—અભ્યાસ ક્રમની રચના એવી રાખેલી છે કે સામાન્ય કન્યા પોતાનો માધ્યમિક અભ્યાસ મેટ્રીક સુધીનો પંદર સોળ વર્ષ પૂરો કરી શકે, પ્રાથમિક અને માધ્યમિક, પહેલા ચાર ધોરણ છ માસનાં રાખ્યા છે. આ બાબતમાં પ્રો૦ કર્વેના મહાલાશ્રમે પણ લગભગ આ મુજબજ વ્યવસ્થા કરી છે આમ સમય ટુંકાવવાથી વિદ્યાર્થીઓની ઉપર માનસીક બોજાની વૃદ્ધી, સમજ શકતીનો ખામી, જ્ઞાનની અપરીપકવતા વગેરે દોષો ઉદભવશે એવી શંકા અમને અનુભવથી ખોટી માલુમ પડી છે. ફકત અંગ્રેજીમાં મેટ્રીક સુધીનો અભ્યાસ પાંચ સાડા પાંચ વર્ષમાં થઈ શકવા વીશે અમને શકા રહે છે, પરંતુ બીજા બધા વિષયોમાં તો સારો અભ્યાસ આટલા વખતમાં થઈ શકે છે એમ અમારો અનુભવ સાક્ષી પુરે છે.

૮. ધોરણ અને પરીક્ષણ પદ્ધતિમાં કેટલાક ફેરફાર—અંગ્રેજી તથા સંસ્કૃત એ બે કઠીન વિષયો છે એટલે તેમાં નાપાસ થનાર વિદ્યાર્થીનીઓને બીજા વિષયમાં અભ્યાસ ન બગડે તેટલા માટે પસાર કરેલા બીજા વિષયોમાં તેને ઉપલા ધોરણમાં ચઢાવવામાં આવે છે, અને અંગ્રેજી તથા સંસ્કૃત નીચના ધોરણમાં શીખે છે. વળી છ માસે પરિક્ષા થાય છે અને નાપાસ થયેલા વિષયોનીજ પરિક્ષા આપવાની હોય છે, આ બધી અનુકુળતાથી અભ્યાસને ઘણો વેગ મળે છે.

### ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ સાથે જોડાણ.

હાલની કન્યાશિક્ષણ પદ્ધતિમાં સુધારો કરવાના હેતુથીજ આ શાળા કહાડવામાં આવી છે. એટલે મુંબઈની યુનીવરસીટી સાથે જોડવાની વાત તો હતીજ નહિ. પરંતુ શાળાની છેલ્લા ધોરણની પરિક્ષા કોઇ પ્રતિષ્ઠિત વિદ્વાનમંડળ તરફથી લેવાઇ પ્રમાણપત્ર મળે તેવી જરૂર લાગતી હતી આવું એકજ મંડળ અત્યારે અસ્તિત્વ ધરાવતું હતું અને તે પ્રો૦ કર્વેનુ હિંદી સ્ત્રીઓનું વિદ્યાપીઠ, ત્યારે આ શાળાને તે વિદ્યાપીઠ સાથે જોડવી કે કેમ કરવુ તેનો વિચાર ચાલતો હતો. દરમ્યાન અત્રેના ગુજરાત કેળવણી મંડળે બીજી ગુજરાત પરિષદે નીમેલી સ્ત્રીશિક્ષણ કમીટીની સુચનાનુસાર ગુજરાત સ્ત્રીકેળવણી મંડળ સ્થાપ્યુ અને તેના બંધારણના નિયમાનુસાર આ સંસ્થા તરફથી તે મંડળના સભ્યો તરીકે બે માણસોને મોકલવા સુચવ્યુ. એ ઉપરથી સંસ્થાના વ્યવસ્થાપક મંડળે આ શાળાને તે મંડળ સાથે જોડવાનો અને સૌ૦ શારદાગવરી મહેતા અને રા૦ ચંદુલાલ કાશીરામ દવેને સંસ્થાના પ્રતિનીધીઓ તરીકે તે મંડળમાં મોકલવાનો ઠરાવ કર્યો છે. આ મંડળ સ્થપાઈ ચુકયું છે એટલે હવેથી આ શાળાની છેલ્લી પરિક્ષા તેના તરફથીજ લેવાશે અને પ્રમાણપત્ર અપાશે.

## સ્ત્રી શિક્ષણ વર્ગો.

પ્રાથમિક વર્ગ—નિરક્ષર અને થોડું શીખેલાને માટે પ્રાથમિક વર્ગ છે. તેમા વાંચન, લેખન, અને ગણીત સિવાય ઇતીહાસ, ભુગોળ, આરોગ્ય, ધર્મ વિગેરેનું શિક્ષણ મ્હોડેથી શરૂઆતથીજ અપાય છે.

માધ્યમિક વર્ગ—પ્રાથમિક ચાર ધોરણો પસાર કરેલી સ્ત્રીઓ માટે માધ્યમિક શિક્ષણની વ્યવસ્થા મહિલાવિદ્યાલયના ધોરણોમાજ કરી છે, પહેલાં સ્ત્રીઓને ફાવે તેવા વિષયો લઇ બીજા વિષયો પડતા મુકવાની છુટ હતી. આ છુટથી તેઓ ઘણું ખરૂં અગ્રેજી અને સસ્કૃત શીખવા આવતાં. બીજા વધારે ઉપયોગી વિષયોના ભોગે પરભાષા કે માતૃભાષાના શિક્ષણને ઉત્તેજન આપવામાં અમને ગંભીર ભૂલ જણાઇ તેથી, અમે ગુજરાતી, ગૃહવ્યવસ્થા અને ધર્મ શિક્ષણ તેમને સારૂ ફરજ્યાત રાખ્યા છે.

ઉચ્ચ વર્ગ—કેટલીક બ્હેનો કેટલાક વિષયોમાં માધ્યમિક ક્રમ કરતા આગળ શીખવાને લાયક હોવાથી તેમને માટે ગુજરાતી, સંસ્કૃત, ઇતીહાસ અને ધર્મમા જુદા વર્ગની ગોઠવણ કરી છે.

હિંદી વર્ગ—કેટલીક બ્હેનોની હિંદી શીખવાની અતિ ઉત્કંઠા થવાથી તેમને માટે હિંદી વર્ગ શરૂ કર્યો છે. બીજી ઘણી બ્હેનોની તે શીખવાની ઇન્તેજારી છે છતા તેમને માટે હજુ અમે પ્રબંધ કરી શક્યા નથી પણ થોડા વખતમા કરી શકીશું.

શીવણ વર્ગ—શીવણ ઘણું ઉપયોગી હોવાથી તે એકનું શીખવાનીજ ઇચ્છા અને અનુકુળતાવાળી બ્હેનો સારૂ ઇનાયદો વર્ગ રાખેલો છે.

## શિક્ષક વર્ગ.

શિક્ષકો બે પ્રકારના છે પગારદાર અને અમુક વખત કામ કરનાર બીન પગારદાર પગારદાર ૧૩ અને બીન પગારદાર ૧૩ મળી કુલે ૨૬ છે તેમા ૧૧ સ્ત્રી શિક્ષિકા અને ૧૫ પુરૂષ શિક્ષકો છે પગારદારમા એક ગ્રેજ્યુએટ ૨ અન્ડર ગ્રેજ્યુએટ ૧ સસ્કૃત નિપુણ શાસ્ત્રી ૨ શીવણનિપુણ શિક્ષિકાઓ ૧ સંગીતનિપુણ શિક્ષક. ૪ ટ્રેન્ડ. ૨ અનટ્રેન્ડ શિક્ષકો છે બીન પગારદારમાં ૭ ગ્રેજ્યુએટ, ૧ સીનીઅર ટ્રેન્ડ, ૧ અન્ડર ગ્રેજ્યુએટ, ૧ ડાકટર અને, ૨ મેટ્રિક ઊંચા ધોરણમાં અભ્યાસ કરતી બાઇઓ છે. બીન પગારદાર શિક્ષકોનાં નામ નીચે પ્રમાણે છે—

૧ સૌ૦ શારદાગવરી સુમન્ત મહેતા બી૦ એ૦ [ મુખ્ય અધીષ્ઠાત્રી ]
૨ રા૦ રા૦ પ્રાણજીવણદાસ નારાયણદાસ ડાકટર બી૦ એ૦
૩ રા૦ રા૦ કેશવપ્રસાદ છોટાલાલ દેશાઇ બી૦ એ૦ એલ, એલ, બી૦
૪ રા૦ રા૦ માણેકચંદ જેઠાલાલ શાહ એમ૦ એ૦
૫ રા૦ રા૦ વાલજી ગોવિંદજી દેશાઇ બી૦ એ૦
૬ રા૦ રા૦ પરમાનંદદાસ વ્યાસ બી૦ એ૦
૭ રા૦ રા૦ ગટુલાલ ગોપીલાલ ધ્રુવ બી૦ એ૦
૮ રા૦ રા૦ ડા૦ સુનીલાલ બહેરાવાળા સબ આસી સર્જ્યન.
૯ રા૦ રા૦ ભોગીલાલ નારાયણ ઠાકર.

૧૦ રા૦ ગ૦ લલ્લુભાઇ છોટાલાલ પટવા. સીનીયર ટ્રેન્ડ.

૧૧ બ્હેન મનીતાગવરી વિશ્વનાથ ત્રિવેદી

૧૨ ગ. સ્વ. બ્હેન પદ્માવતી ચીમનલાલ લાખીઆ

૧૩ ગ. સ્વ બ્હેન હીરાગવરી શીવલાલ મહેતા.

આ ભાઇઓ અને બ્હેનોની નિસ્વાર્થ સેવા માટે અમે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. તેમની મદદ વિના આ માધ્યમિક શાળા એક પળભર ટકી શકે તેમ નથી.

આ પૈકી નં ૬ અને ૭ મેલ અને ફીમેલ ટ્રેનીંગ કોલેજના શિક્ષકો છે અને તેઓ શનિવારે પોતાના શિક્ષણનો લાભ આપે છે. તેમને આ માટે પરવાનગી આપવા મેલ ટ્રેનીંગ કોલેજના અધિષ્ઠાતા મી ખાસા અને ફીમેલ ટ્રેનીંગ કોલેજના અધિષ્ઠાત્રી મીસ ચબનો તેમજ સરકારી કેળવણી ખાતાનો અમે ઉપકાર માનીએ છીએ આ ભાઇઓ અને બ્હેનો ઉપરાંત સૌ. વિદ્યાગવરી નીલકંઠ બી એ એ ગયે વરસે કેટલોક વખત જરૂરી પ્રસંગ શિક્ષણ આપ્યું હતુ અને હાલમાં થોડા વખત ઉપર રા૦ બા૦ રમણભાઇ મહીપતરામ નીલકંઠ પોતાની અનેકધા પ્રવૃતિમાંથી વખત કહાડી 'રાઇના પર્વત" પોતાના ગ્રંથ ઉપર કેટલાક સામાન્ય ભાષણો આપ્યા હતા તે માટે તેમનો પણ ઉપકાર માનીએ છીએ. સ્ત્રીશિક્ષકોની સંખ્યા ઓછી છે માધ્યમિક શાળામાં તો શિક્ષિકાઓ ગણ્યાં ગાંઠ્યાં જ છે. આ ઓછી સંખ્યા સારૂ આપણો સમાજ બ્હેરીવાદ ઉઠાવવા બહુ તત્પર થયો છે. પરંતુ સ્ત્રીઓને શિક્ષણના અતિ પવિત્ર કાર્યમાં જોડવાની અનુમતા પુરી આપવા જેટલો તત્પર નથી, એટલુંજ નહિ પણ ઘણી વખત વિરોધ પણ બતાવે છે આવી સ્થિતિમાં અને જ્યારે ગુજરાતમાં આંગળાને વેઢે ગણી શકાય એટલી ઉચ્ચ શિક્ષણ પામેલી સ્ત્રીઓ છે ત્યારે અમારો, પુરૂષ શિક્ષકોથી નભાવ્યા વિના, બીજો કોઇ ઉપાય નથી. મહારાષ્ટ્ર જેવા સ્ત્રી શિક્ષણમાં આગળ પડતા પ્રાંતમાં પ્રો કર્વેના ૩૦ વર્ષના ભગીરથ પ્રયત્ને પણ તેમની સંસ્થાને જોઇતી શિક્ષિકાઓ પુરી પાડી નથી તો અમારા પ્રયત્ન તો હજુ શિશુ અવસ્થામાં છે.

## વિદ્યાર્થિઓની સંખ્યા

હાલમાં વિદ્યાર્થીઓની સંખ્યા પ્રાથમિક શાળામાં ૨૦૮, માધ્યમિક શાળામાં ૧૩૦, પ્રાથમિક સ્ત્રી વર્ગમાં ૨૦, માધ્યમિક સ્ત્રી વર્ગમાં ૧૯, ઉચ્ચ સ્ત્રી વર્ગમાં ૩, હિન્દી સ્ત્રી વર્ગમાં ૬ અને શીવણ વર્ગમાં ૩, એમ બધી મળી કુલે ૩૮૦ છે તેમા ૨૨૨ કન્યા, ૪૦ સધવા અને ૧૮ વીધવા, તે પાંચથી બાર વર્ષ સુધીની ૨૮૪ છે અને તેથી ત્રીસ વર્ષ સુધીની ૯૬ છે.

## વિશ્રામ

નિવાસીનીઓની કુલ સંખ્યા ૨૦ છે તે પૈકી ૧૨ વીધવા, ૨ સધવા અને ૬ કન્યા છે. આમાં ૨૭ ભણે છે. ૨ શિક્ષિકા છે અને એક સંસ્થાનું બીજું કામ કરે છે,

મકાનની અગવડને લીધે અમે સખ્ત માગણી છતાં વધુ સંખ્યા રાખી શકતા નથી. આ સગવડ થયા પછી શાળામાં ભણતી હિન્દુ કન્યાઓ માટે વસતીગૃહની વ્યવસ્થા થઈ શકશે.

## પુસ્તકાલય.

આમાં ગુજરાતી પુસ્તકોની સંખ્યા ૧૨૩૨, અંગ્રેજી પુસ્તકોની ૧૮૭, સંસ્કૃતની ૭૫ અને પરચુરણ ૩૦, એમ એકંદરે ૧૫૨૦ છે. આ પુસ્તકાલય શહેરના સમગ્ર સ્ત્રી વર્ગ માટે ખુલ્લું છે, પરંતુ આપણી સ્ત્રીઓને પુસ્તકાલયમાં જઈ પુસ્તકો લેવાની ટેવ નહિ હોવાથી બહારનો સ્ત્રી વર્ગ આનો લાભ લેતા નથી. તેથી બે માસ થયા અમે ફરતાં પુસ્તકાલયની યોજના કરી છે અને પુસ્તકોની પેટીઓ વિદ્યાર્થીની સ્વયંસેવીકાઓ મારફત મહોલ્લાઓની સ્ત્રીઓમાં ફેરવીએ છીએ. આટલા ટુંક વખતમાં લગભગ સો ઉપરાંત સ્ત્રીઓએ વાંચનનો લાભ લીધો હતો.

## વિજ્ઞાન સાહિત્ય ભંડાર.

ગુજરાતના વિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી રા. રા. ત્રીભોવનદાસ કલ્યાણદાસ ગજ્જરે રસાયન તથા ગૃહવિજ્ઞાનના પ્રયોગો માટે જોઈતાં કેટલાંક સાહિત્યો એક કબાટ સાથે સંસ્થાને અર્પણ કર્યા છે. આ ઉપરાત રા. રા. શાહ ડાહ્યાભાઈ કુબેરદાસ તરફથી રૂ ૨૦૦ નુ વિજ્ઞાન સાહિત્ય રૂ. ૫૦ ના કબાટ સાથે ભેટ આવ્યું છે. રા. રા. ધીરજલાલ ઘેલાભાઈ બેનકરે પણ આશરે રૂ. ૩૫૦ નું કેટલુંક ઉપયોગી સાહિત્ય પુરૂં પાડયું છે. શે. રા નગીનદાસ મગનલાલ જોષીએ રૂ. ૧૦૦ આ પ્રકારના સાહિત્ય માટે આપ્યા છે. આ સર્વ ઉદાર સદ્‌ગૃહસ્થોનો અમે અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ,

## ભગિની સમાજ.

આ સમાજની વ્યવસ્થા તેનાં સ્ત્રી સભાસદો પોતાની મેળેજ કરે છે. દરેક શનીવારે તેઓ ભેગા મળી વાંચન, ભાષણ અને ગરબા ગોઠવે છે. ભાષણોમાં બહારનો કેટલીક સ્ત્રી વર્ગ પણ ભાગ લે છે. આ સમાજનો વાર્ષિક મેળાવડો બ્હેન હંસા મનુભાઈ નંદાશંકર મહેતા બી. એ, ના પ્રમુખપણા નીચે ત્રણ માસ ઉપર ઉજવાયો હતો.

## મકાન સબંધી મદદ.

ઉપર જણાવ્યા મુજબની સંસ્થાની અનેકધા પ્રવૃત્તિની સાથે સંસ્થાના મકાન તરફ દૃષ્ટિ ફેંકનારને અમારી સ્થાનની મોટી મુશ્કેલીનો એકદમ ખ્યાલ આવશે. આશરે ચારસેં સરસ્વતીનાં ઉપાસકો માટે આ અગારૂં 'ગોકુળ' કેટલું ન્હાનું પડતું હશે તેનો આપ વિચાર કરશો. આ મોટી અગવડ અમારા કાર્યવિકાસના નિરોધનું મુખ્ય કારણ થઈ પડી છે. પરંતુ આ મોટી ખોટ પુરી પાડવાને રા. રા, શેઠ સોમનાથભાઈ રૂપજીભાઈએ રૂ૦ ૩૫૦૦૦ ની એક મોટી રકમ ઉદાર હાથે બક્ષીસ આપવાનું કબુલી ,આ સંસ્થાપર એટલો મોટો ઉપકાર કર્યો છે કે તે દર્શાવવા અમારી પાસે પુરતા શબ્દો નથી. આજે આપણે મકાનનો પાયો નાંખવાના જે શુભ કાર્ય માટે એકત્ર થયા છીએ તે તેમની આ મોટી મદદનેજ આભારી છે.

## નાણાં સંબંધી સ્થિતિ.

સંસ્થાનું સ્થાયી ફંડ આશરે રૂા. ૩૬૦૦૦) નું છે. આવક ત્રણ પ્રકારની છે (૧) સ્થાયી ફંડના વ્યાજની વાર્ષિક આવક રૂા. ૧૪૪૦) છે. માસિક અથવા વાર્ષિક નિયમિત ફાળાની વાર્ષિક આવક આશરે રૂા. ૨૮૦૦ છે અને શિક્ષણના લવાજમની વાર્ષિક આવક આશરે ૧૦૦૦ છે. એટલે કુલે વાર્ષિક આવક આશરે રૂા. ૫૨૦૦ છે અને વાર્ષિક ખર્ચ કુલ્લે આશરે રૂા. ૯૦૦૦) નું છે. તે પૈકી શિક્ષણનું આશરે રૂા. ૪૮૦૦) છે. બોર્ડિંગના નિભાવનું રૂા. ૨૪૦૮) અને પરચુરણ આશરે રૂા. ૧૮૦૦) છે. આ રીતે આશરે રૂા. ૩૮૦૦ નો ખાડો દર વરસે પડે છે. પ્રસંગોપાત બીજી અકસ્માત મળી રહેતી મદદથી હજુ સુધીનો એ ખાડો પુરાયો છે. છતાં કેટલીક વખત સ્થાયી ફંડમાંથી પણ નાણાં ઉપાડવાં પડે છે.

## અમારી જરૂરીઆતો અને પ્રજાને વિનતિ.

નવું મકાન અમારી ખોટ કેટલેક અંશેજ પુરી પાડી શકશે. અમારા હાલના કામને સંપુંર્ણ રીતે પહોંચી વળવાને હજુ પણ જગાનો સંકોચ અમારે વેઠવો પડશે તો પછી ભવિષ્યના વિકાસ માટે જરૂરના સ્થાન વિષે તો શું કહેવું ! વળી મકાન એ તો સંસ્થાનો દેહ છે. શિક્ષકો તે તેના આત્મા છે. આત્મા વિના દેહ આડંબર અને ભારરૂપ છે. ઉપર જણાવ્યા મુજબ શિક્ષકોની અર્ધી અર્ધ સંખ્યા બીન પગારદારની છે. જ્યાં સુધી સંસ્થા પોતાનાજ ખર્ચે સારા જીવન પર્યંતના સતત કાર્ય કરનારા રોકી ન શકે ત્યાં સુધી કોઇ મહત્વના ફળની આશા વ્યર્થ છે દેશસેવાના પવિત્ર હેતુથી આત્મભોગ આપી જોડાનારા શિક્ષણની લાયકાતવાળા શિક્ષકો વાણીઆશાહી ગુજરાતમાં ભાગ્યેજ મળી શકે છે અને એવા જોકે મળે તોપણ આવા સખત મોંઘવારીના જમાનામાં તેમના જીવનના નિભાવ પુરતું આપવા જેટલી પણ આ સંસ્થા પાસે હાલ સવડ નથી. બીજું પ્રારંભમાં જણાવ્યા મુજબ વિધવાઓની સ્થિતિ સુધારવાનો આ સસ્થાનો મુખ્ય હેતુ છે છતાં સારા ફંડના અભાવે સંખ્યાબંધ દુખી વિધવાઓને વિશ્રામમા દાખલ કરવાની ચોક્ખે હૃદયે અમારે ના પાડવી પડે છે. આ વિધવાઓને અને અનાથ બાળાઓને સારૂ ધરગત્તુ ઉદ્યોગો ઉઘાડવા વગેરે ઘણી ઘણી યોજનાઓ અમારા મનમાં રમી રહી છે, પણ તે બધામાં બહોળા ફંડની જરૂર છે આ બધા કાર્યને બરાબર પાર ઉતારવા દર વરસે ઓછામાં ઓછું રૂ. ૧૫૦૦૦ નુ ઉત્પન્ન હોવું જોઇએ. ઉપર જણાવેલા આવક ખર્ચના હિસાબ મુજબ અત્યારે પણ અમારે દર વરસે રૂ. ૪૦૦૦ ની રકમ જોઇએ, અને જો કામ વધારવામાં આવે તો રૂા. ૧૦૦૦૦) જોઇએ. હાલ તો આકાશ સલિલ પર અને કેવલ ઇશ્વરશ્રદ્ધા પરજ આ સસ્થાનો કારભાર ચાલે છે. શું ગુજરાતના ધનિક વર્ગના હૃદયમાં પ્રભુ પ્રેરણા નહિ કરે ? આટલી રકમ અમદાવાદનો એકજ ધનાઢ્ય પુરૂષ ધારે તો આપી શકે તેમ છે છતાં આવા હજારો ધનાઢ્ય પુરૂષોની માતા ગુજરાતને છોડી આ સસ્થાના વ્યવસ્થાપકોને રંગુન જેટલે દુર 'ભીક્ષાન્ દેહી' કરવા આવડવું પડે છે અને હવે આફ્રિકા જવાનો વિચાર પણ રાખીએ છીએ. અમારી આ સ્થિતિથી ગુજરાતના પાટનગરની હાસી થાય છે અને તે અમારે મુંગે મ્હોડે અને ભગ્ન હૃદયે સહન કરવી પડે છે.

ગૃહ-વિદ્યાલયઃ

# વનિતા વિશ્રામનો અભ્યાસક્રમ.

લેખકઃ બ્હેન સૌ. શારદા સુમન્ત મહેતા, બી. એ.

કન્યાઓ ઉત્તમ ગૃહિણીઓ અને નાગરિક બને તેવો આદર્શ રાખી આ અભ્યાસક્રમ ઘડ્યો છે અને તેથી સરકારી કન્યા શિક્ષણક્રમમાં અમે કેટલાક મહત્વના ફેરફાર કર્યા છે. અમે પ્રયોગકાલમાં છીએ; અનુભવ સુઝાડે તેમ ફેરફાર કર્યે જઇએ છીએ. પ્રાથમિક શિક્ષણમાં અમને ખાસ ફેરફાર કરવાનું સુઝેલું નથી. માધ્યમિક શિક્ષણમાંજ ફેરફારો કરવાનું ઉચિત ધાર્યું છે. તે ફેરફારો નીચે પ્રમાણે છેઃ

૧. ગૃહકલા અને વિજ્ઞાનનું શિક્ષણ.
૨. નૈતિક અને ધાર્મિક શિક્ષણ.
૩. માતૃભાષાના અભ્યાસ તરફ ખાસ ધ્યાન.
૪. દેશની પ્રવૃત્તિની તથા બીજી કેટલીક અતિ ઉપયોગી હકીકતોની ટુંક માહિતી.
૫. વિષય વિભાગ—માધ્યમિક પાંચમા ધોરણથી આવશ્યક અને ઐચ્છિક એવા વિષયોના બે ભાગ પડે છે. અતિ જરૂરના વિષયો આવશ્યક ગણ્યા છે, ઉપરાંત આઠ વિષયોમાંથી ગમે તે બે ઐચ્છિક લેવા પડે છે. શિક્ષણશાસ્ત્ર લેનારને બીજો લેવો નથી પડતો. આ વિષય લેનારની વય ઓછામાં ઓછી પૂરી પંદર વર્ષની હોવી જોઇએ. ફક્ત ગુજરાતી પાંચ ધોરણો શીખી શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરતી કન્યાઓ કરતાં માધ્યમિક શિક્ષણ પૂરૂ કરેલી કન્યાઓ સારી શિક્ષિકાઓ નીવડશે એટલુંજ નહિ પણ પ્રાથમિક ઉપરાંત માધ્યમિક પહેલાં ચાર ધોરણો સુધી તેઓ શીખી શકશે. આ વિષય વિભાગથી દરેક કન્યાની ભિન્ન ભિન્ન રૂચિ અને શક્તિને પોષણ મળે છે. વળી શીવણ ભરત, સંગીત, ચિત્રકળા અને શિક્ષણશાસ્ત્ર એ પૈકી કોઇ પણ વિષયની પ્રવિણતા સ્વતંત્ર નિર્વાહનું સાધન બની સ્ત્રીઓનો આર્થિક પ્રશ્ન પણ કેટલેક અંશે ઉકેલશે. આ શિક્ષણ લેવાની સાથે મેટ્રીકની પરીક્ષામાં જવાની ધારણા રાખનાર પાંચમા ધોરણથી ઐચ્છિક વિષયો તરીકે સંસ્કૃત અને ગણિત લઇ પોતાની ધારણા પાર પાડી શકશે; જો કે આમારૂં તે ધ્યેય નથી.

૬. માતૃભાષાદ્વારા શિક્ષણ—અંગ્રેજી સિવાયના વિષયોમાં અપાય છે.

૭. ટુંકાવેલો અભ્યાસકાલ—માધ્યમિક ચોથા ધોરણ સુધી ૭ માસિક ધોરણો રાખ્યાં છે, અને ત્યાર પછીનાં ત્રણ વાર્ષિક છે. પ્રાથમિક અને માધ્યમિક ધોરણો આઠ વર્ષમાં પૂરાં કરી શકાય.

માધ્યમિકશાલા (મહિલા વિદ્યાલય) ને ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળ સાથે જોડી છે. શાલાન્ત પરીક્ષા એ મંડળ તરફથી લેવાઇ પ્રમાણપત્ર અપાશે. આથી છેલ્લા વર્ષનો અભ્યાસક્રમ તે મંડળે નિયત કર્યા પ્રમાણે રાખેલો છે.

સહેલી વાતચીત.
શ્રુતલેખન–૫ લીટીઓ લખાવવી.
અનુલેખન—લોન્ગમેન્સ મોડર્ન કોપી બુક નં ૧–૨.

ગણિત: (૧) ક્ષેત્રફળ અને ત્રિરાશી.
(૨) મુખગણિત—વ્યાજ અને તોલમાપ વિષે.

વિજ્ઞાન: ઉપરની વાંચનમાળામાંના તે વિષયના પાઠો.

(૧) ઈતિહાસ: હિંદનો શરૂઆતથી ગુલામ વંશ સુધી

(૨) ભૂગોળ·
(અ) રાજકીય—હિંદની સવિસ્તર અને બ્રિટીશ ટાપુઓ.
(બ) પ્રાકૃતિક—પૃથ્વીનો આકાર અને ગતિ, જમીનનો ઘસારો, જ્વાલામુખી પર્વતો, ધરતીકંપ વરસાદ અને બરફ.

) ચાલુ વૃત્તાંત સ્થાનિક મહાપુરુષો અને સંસ્થાઓની ટુંક માહિતી.

નીતી: ઉદ્યોગ, સંતોષ, ક્ષમા, સહનશીલતા વિગેરે.

શીવણભરત. દોરા ભરવા,આટણ,ફાક ભરવી થીગડાં દેવાં, ટાપ સોઈંગ, ભરત-કોથળી ભરવી.

ચિત્રકલા· સાદાં પદાર્થો અને આકૃતિઓના ચિત્રપરથી નકલો કરવી, સ્મૃતિચિત્રો ૧૫ ( પરિચિત પ્રાણીઓના ), માપિત ચિત્ર (Scale drawing)—કર્તવ્ય ભૂમિતિની કેટલીક આકૃતિઓ અને તેના પ્રયોગપરથી કલ્પના કૃતિઓ; શોભિતાકૃતીઓનાં પેન્સીલથી કાઢેલા ચિત્રોમાં રંગ પૂરવા.

સંગીત: સંગીત બાલપ્રકાશ ભા. ૨ જો.

## ૨ જું ધોરણ ( ૭ માસ. )

૧. ગુજરાતી: ગદ્ય—વાંચનમાલા ૬ ઠી તથા કન્યાવાંચનમાળા ૩ જી માંથી પસંદ કરેલા ૪૫ પાઠો.
પદ્ય—સંપલક્ષ્મી સંવાદ. (દલપતરામ કવિ. )
વ્યાકરણ—લઘુ વ્યાકરણ ભાગ ૨ જો.
મુખપાઠ—૧૦૦ લીટીઓ. (સંપલક્ષ્મી સંવાદમાંથી. )
નિબંધ—સરળ વાર્તાલેખન.
શ્રુતલેખન—૫ લીટીઓ લખાવવી.

૨. અંગ્રેજી: ન્યુ મેકમીલન વાચનમાલા. ૨જી—પાઠ ૨૫
પાઠમાલા—ભાગ ૧લો–પાઠ ૧૫
મુખપાઠ—૫૦ લીટીઓ.
સરળ વાતચીત—પાઠ ઉપરથી.
શ્રુતલેખન—૫ લીટીઓ ,
અનુલેખન—લોન્ગમેન્સ મોડર્ન કોપી બુક નં. ૨–૩
સરળવાંચન—' ધી સ્નોમેન '
(લોન્ગમેનની ન્યુ ફેરી ટેલ્સ પુ ૧)

૩. ગણિત (૧) ત્રિરાશી બહુરાશી, સાદું વ્યાજ.
(૨) ઘરગતુ નામું.

૪. વિજ્ઞાન: ઉપરની વાંચનમાલાઓમાંના તે વિષયના પાઠો.

૫. (૧) ઈતિહાસ: હિંદનો ઔરંગઝેબ સુધી.
(૨) ભૂગોળ:
(અ) રાજકીય—એશીઆ.
(બ) પ્રાકૃતિક—પૃથ્વીનું સૂર્ય આસપાસ ભ્રમણ, ( કટિબંધ, આબોહવા, ગ્રહોની સ્થાપના.

૩. ચાલુવૃત્તાંતઃ ધોરણ ૧ લા પ્રમાણે ચાલુ ઉપરાંત સ્થાનિક મુખ્ય પ્રશ્નોની ટુંક માહિતી

નીતિ, ફરજ, કુટુંબપ્રેમ, દેશપ્રેમ, ઈશ્વરભક્તિ વિગેરે.

શીવણ ભરત- આગલા ધોરણનું પુનરાવર્તન, બખીઆ, એકરટીચ, ફેર્યીંગ, ગાજ પાડવાં.

ભરત—કેનવાસ પર નામ પાડવાં.

ચિત્રકલાઃ પુલપાન, પ્રાણીઓનાં ચિત્રના સાદા રંગિત નકશાઓ, આમાં રંગ પૂરવા, આપિત ચિત્ર-ભૂમિતિની આકૃતિવાળી વેલપટી (Border) કરવી, રંગ પૂરવા, સ્મૃતિ ચિત્રો. ૪૦, ૫૦ પદાર્થો અને પ્રાણીઓનાં

૯ સંગીત ભાવપ્રકાશ ભાગ ૨.

## ૩ જું ધોરણ (૭ માસ)

ગુજરાતી ગદ્ય—પ્રતાપ નાટક.

પદ્ય—સાહિત્ય રત્ન.

મુખપાઠ—કવિતાની ૧૦૦ લીટીઓ.

વ્યાકરણ—લઘુવ્યાકરણ ભા. ૨ જો સંપૂર્ણ.

નિબંધ—વાર્તાલેખન અને સરળ વર્ણનાત્મક નિબંધ.

અંગ્રેજી ન્યુ મેકમીલન વાંચનમાળા ૨ જી પાઠ ૨૫.

વ્યાકરણ—પદ પ્રકાર ( વાંચન માળામાંથી )

પાઠમાળા ભાગ ૧ લો સંપૂર્ણ.

મુખપાઠ—૮૦ લીટીઓ.

સરળ વાંચન-'ચીન ચીન ચાઇનામેન' (લોન્ગમેન્સ ન્યુ કેરીટેલ્સ પુ ૩ ) વાતચીત—પાઠ અને સાદાં ચિત્ર પરથી

શ્રુતલેખન—પાંચ લીટીઓ.

અનુલેખન—લોન્ગમેન્સ મોડર્ન કોપી બુક નં. ૩-૪.

૩ સંસ્કૃત માર્ગોપદેશિકા પાઠ ૧૫. ( ગુજરાતી વાક્યો મુકી દેવાં)

ગદ્ય—કથા મુક્તાવલી વાર્તા ૧ ( જોગલેકર અને સન્ત )

પદ્ય—સુભાષિત રત્નસમુચ્ચય શ્લોક ૩૦. (જોગલેકર અને સન્ત )

મુખપાઠ—શ્લોક ૧૦.

૪ ગણિત (૧) દશાંશ, સાદુ વ્યાજ, ચક્રવૃદ્ધિ વ્યાજ.

( ૨ ) ઘરગતુ નામું.

૫ ગૃહશાસ્ત્રઃ 'ગૃહ વ્યવસ્થા' (ગંગાશંકર વૈદ્ય.)

૬ (૧) ઈતિહાસ હિંદનો લોર્ડ વેલેસ્લી સુધી

(૨) ભૂગોળ (અ) રાજકીય—યુરોપ અને આફ્રિકા

(બ) પ્રાકૃતિક—સૂર્યમાલા, ગુરૂત્વાકર્ષણ, ઉષ્ણતામાપક યંત્ર, વાયુમાપક યંત્ર.

(૩) ચાલુ વૃત્તાંતઃ મુંબઈ ઇલાકાના મહાન પુરૂષો અને સંસ્થાઓ, તાર અને ટપાલના નિયમોની માહિતી.

૭ ધર્મઃ શ્રીરામચંદ્ર (મીસીસ ખીમંટના પુસ્તકનું ભાષાન્તર) અને કેટલાંક ભજનો.

૮ શીવણભરત ચીણ ભરવી, પ્લેટ ભરવી, ચણીઆ કાપવા અને શીવવા, રેશમના ભરતના દેશી ટાંકા ભરવા

: ચિત્રકલાઃ ફુલપાન તથા પ્રાણીઓનાં વધુ કઠિન ચિત્રો જેમાં રંગ પૂરવા, પદાર્થ ચિત્રો (Model drawing) માપિત ચિત્રો—અક્ષરો અને વેલપટીઓ, સ્મૃતિ ચિત્રો, કલ્પના કૃતિ (Design) ડ્રૌંગ.

૦ સંગીતઃ સંગીત બાલપ્રકાશ ભાગ ૩ જો અને સંગીત તત્વદર્શક (ગાંધર્વ મહા વિદ્યાલય)

## ૪ થું ધોરણ (છ માસ)

ગુજરાતીઃ ગદ્ય—કરણઘેલો.
પદ્ય—સાહિત્યરત્ન.
મુખપાઠ—કવિતાની ૧૦૦ લીટીઓ.
વ્યાકરણ—ગુજરાતી મધ્ય વ્યાકરણ [રા. બ. કમળાશંકર ત્રિવેદી]
નિબંધ—સરળ ભાવાત્મક

અંગ્રેજી ન્યુ મેકમીલન વાચનમાળા ૪થી પાઠો ૨૫
વ્યાકરણ—નામાદિના પ્રકાર. [વાંચનમાળામાંથી]
પાઠમાલા ભા. ૨ જો.
મુખપાઠ—૭૫ લીટીઓ.
સરળ વાંચન—'સીન્ડેરેલા' [માસ્ટર સ્ટોરી રીડર્સ-ભા. ૧]

સંસ્કૃતઃ માર્ગોપદેશિકા સંપૂર્ણ [ગુજરાતી વાકયો મૂકી દેવાં.]
ગદ્ય—કથા મુક્તાવલી-વાર્તા ૧૫.
પદ્ય—સુભાષિત રત્નસમુચ્ચય, શ્લોક ૧૦૦
મુખપાઠ—શ્લોક ૨૦.

ગણિતઃ નફો તોટો, લેન દેન બેન્ક અને આવક વેરા વિષે સહેલા દાખલા.

૫ ગૃહશાસ્ત્રઃ 'ગૃહ વ્યવસ્થા' સંપૂર્ણ.

૬ (૧) ઈતિહાસઃ હિંદનો સંપૂર્ણ.
(૨) ભૂગોળ. (અ) રાજકીય-અમેરિકા, ઑસ્ટ્રેલીયા વિગેરે.
(બ) પ્રાકૃતિક—હવા અને મહાસાગરની ગતિઓ.
(૩) ચાલુ વૃત્તાંત. ધોરણ ૩ જા પ્રમાણે ચાલુ. ઉપરાંત રેલ્વેના ઉપયોગી નિયમો.

૭ ધર્મઃ મહાભારત [મીસીસ બીસંટના પુસ્તકનું ભાષાંતર] અને થોડાં ભજન.

૮ શીવણભરતઃ ચદ્દીના કાગળના કાપ કરવા અને નાના ટુકડા, જાળી પાડીને ઓટણ કરવું
ભરત—બુલ્ગેરીયન સ્ટીચ, હેર સ્ટીચ હેરીંગ બોન ટ્રેપ લેઝી ડેઝી.

૯ ચિત્રકલાઃ કુદરતી ફુલપાનનાં ચિત્રો, તેમાં રંગ પૂરવા, સ્મૃતિ ચિત્રો-માપિત ચિત્ર-ગુજરાતી, ચાલુ અને સંસ્કૃત સુત્રો લખવાં, પદાર્થ ચિત્રો, વધુ અક્ષરો, કલ્પના કૃતિ શીટ, સાડી વિગેરેના ભરતની રચના રંગ સાથે

૧૦ સંગીત બાળપ્રકાશ ભાગ ૩ જો સંપૂર્ણ.
સંગીત તત્વદર્શક સંપૂર્ણ.

## ૫ મું ધોરણ (એક વર્ષ)

આવશ્યક વિષયો.

૧ ગુજરાતી ગદ્ય—બાલવિલાસ (મણિભાઇ નભુભાઇ દ્વિવેદી)
પદ્ય—સાહિત્યરત્ન
મુખપાઠ—૨૦૦ લીટીઓ
વ્યાકરણ—ગુજરાતી મધ્ય વ્યાકરણ સંપૂર્ણ.

નિબંધ—ભાવાત્મક, કઠિન વર્ણનાત્મક અને સામાજિક વિષયો વિષે.

અંગ્રેજી. ગદ્ય—ફેડ્સ ટેલ્સ ઓફ હિન્દુઇઝમ (નિવેદિતા)
પદ્ય—'સ્ટોરી પોએમ્સ' (રેન)
મુખપાઠ—૧૫૦ લીટીઓ.
પાઠમાળા ભા. ૩ જો.
વ્યાકરણ—નેસફીલ્ડકૃત ભા. ૩
સરળ વાંચન—'અલ્લાદીન' (લાઇટ વાર્તામાળા).
નિબંધ—વાર્તાલેખન.

ગૃહકલા અને વિજ્ઞાન:

વિજ્ઞાન—(૧) રસાયન—પદાર્થ, તેનાં મૂળતત્વ, ઘટના, તેનું અવિનાશીત્વ, સંયુક્તપદાર્થ અને મિશ્રણ, ચિન્હ ફોર્મ્યુલા અને સારણી, અણુ, પરમાણુ, પ્રાણવાયુ, ઉદકવાયુ, પાણી તેની બનાવટ, પ્રકાર અને ગુણધર્મ, નત્ર (નાઇટ્રોજન) રસાયનિક સંયોગના નિયમ, સુરાનો તેજાબ, હરિત (ક્લોરાઇન) મીઠનો તેજાબ, બ્લીચીંગ પાઉડર, ખોરાકના પદાર્થોના ગુણધર્મ.

(૨) સૃષ્ટિવિજ્ઞાન—પદાર્થના સામાન્ય અને આવશ્યક ધર્મ, ગતિ અને તેના ત્રણ નિયમો, વર્ધિત ગતિ, મોમેન્ટમ ગુરૂત્વાકર્ષણ.

(૩) આરોગ્ય—અકસ્માત વેળાના ઉપાય અને રોગી પરિચર્યા, ખોરાકના નિયમો.

કલા—(૧) રાંધણકલા—સુઘડતા અને કરકસરથી વાનીઓ તૈયાર કરવી, પીરસવું

(૨) રાચરચીલાની વ્યવસ્થા અને ગૃહશ્રૃંગાર.

૪ (૧) ઇતિહાસ: ઇંગ્લાંડનો સૈન્યસત્તાક રાજ્ય સુધી. [ ઈ. સ. ૧૬૬૦ ]

(૨) ચાલુ વૃત્તાંત: હિંદના મહાન્ પુરૂષો અને સંસ્થાઓ; પ્રજાના મુખ્ય સામાજીક રાજકીય પ્રશ્નોનું સરળ જ્ઞાન

૫ ધર્મ: ભારતના સંત પુરૂષો ભા. ૧ લો, (સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય); કેટલાંક ભજનો.

ઐચ્છિક વિષયો.

(ગમે તે બે વિષયો લેવા જોઇએ, અથવા શિક્ષણશાસ્ત્ર એકલું લઇ શકાય.)

૧ સંસ્કૃત: મન્દિરાન્ત પ્રવેશિકા પાઠ ૧૫.
ગદ્ય—કથાસુક્તાવલી સંપૂર્ણ તથા સંસ્કૃત વાચનમાળા ખંડ ૧ લો વાર્તા ૨૫ (લક્ષ્મણ ગણેશ શાસ્ત્રી લેલે)
પદ્ય—સુભાષિતરત્ન સમુચ્ચય સંપૂર્ણ તથા સંસ્કૃત વાંચનમાળા ખંડ ૧ લો શ્લોક ૧૦૦.
મુખ પાઠ શ્લોક ૪૦.

૨ ગણિતશાસ્ત્ર (૧) અંકગણિત (૨) અક્ષરગણિત અને (૩) ભૂમિતિ—સરેકારો ૫ મા ધોરણના ક્રમ સુધી,

૩ ભૂગોળ: (અ) રાજકીય—હિંદ અને એશિયાની સવિસ્તર.

(બ) પ્રાકૃતિક—પૃથ્વી ગૃહ તરીકે, આકાર કદ ગતિઓ અને તેમના પરિણામો, સૂર્ય—ચંદ્રાદિ સાથે સબંધ.

(ક) વ્યાપારિક—હિંદ અને એશિઆના હુન્નર ઉદ્યોગો, ભૂરચના, આબોહવા વિગેરે સાથે તેમનો સંબંધ.

(૯) નકશા દોરવા—યોગ્ય હકીકત સાથે.

હિંદી : વ્યાકરણ—ભાષા વ્યાકરણ (ચંદ્રમૌલીશેખર)
ગદ્ય—હિન્દી બાળબોધ પાઠાવલી ભા. ૪ થો (ચાતુર્વેદિ દ્વારકાપ્રસાદ)
પદ્ય—સકલ સંતવચન સંગ્રહ (ઇન્દિરા પ્રેસ આગ્રેની આવૃત્તિ)
નિબંધ—સામાન્ય વાર્તાલેખન.
વાતચીત—સહેલી.

સીવણ ભરત : પહેરણ, ચડ્ડી અને કબજો વેતરવાં, ટૉપ સોઇંગ, ફ્રેંન્ચ સીમીંગ, ફેલીંગ, ગેધરીંગ, રફુ કરવું, રેશમના દેશી ભરતના ટાંકા જેવાકે હેરીંગ, ઓનીંગ, એમબ્રોઇડરી સ્ટીચ, ફેધર સ્ટીચ, ક્રૉસ સ્ટીચ, દોરા ખેંચેલું જાળીનું ભરત, ગુંથણમાં દોરાની લેસ.

ચિત્રકલા : (૧) કુદરતી ફુલપાન ઉપરથી ચિત્રો. (અગાઉ કરતાં વધુ ચોકસાઇથી)
(૨) રંગ—પીંછીથી પદાર્થો અને ફુલપાનોનાં સસ્કારી ચિત્રો કરવાં.
(૩) પદાર્થચિત્ર—ગમે તે પદાર્થનું ચિત્ર દોરી તેને મળતો રંગ પૂરવો અને આછી છાયા નાંખવી.
(૪) માપિત ચિત્ર—ગમે તે વસ્તુનું માપ લઇ માગેલા માપમાં તેનું ચિત્ર દોરવું.
(૫) કલ્પનાકૃતિ—રચનાના સર્વ નિયમો અને રંગોના મેળ સમજવા. ગોળ ચોરસ વિગેરે આકૃતિઓની સદ્દચારી ફુલપાનની યોજના કરવી.
(૬) સ્ટેનસીલ કટીંગ કરવા કોરવાનું, અક્ષરો કોરી કાઢી રંગોથી છાપવા, ફુલો વેલો વિગેરે.
(૭) કુદરતી દ્રશ્ય (કુદરત જોઇને) સાદા આકાશના રંગો, ટેકરીઓ ઝાડ વિગેરે.
(૮) ચિત્રકલાનો પરિચય—સુંદર ચિત્રોનું અવલોકન, તેમાંની ખૂબી તથા લક્ષણોનું વિવેચન.

૭ સંગીત : (૧) સ્વરવિચાર—સપ્ત સ્વરો તથા વિકૃત સ્વરોનો અવાજ કાઢી શકે તેવી માહિતી.
(૨) જુદી જુદી 'સારીગમ'ના દશ અલંકાર અથવા વર્ણવિચાર.
(૩) સંગીત લેખન પદ્ધતિ—શીખેલાં પદ્યોની 'સારીગમ' માત્રા, સમક વિગેરે લખી બતાવવું. [ગાંધર્વ મહાવિદ્યાલયની પદ્ધતિ]
(૪) સંગીતશાસ્ત્ર—તાલ, તાન, સમક, મીંડ, રાગ, શુદ્ધ, કોમલ, તર, તીવ્ર વિગેરે સ્વરો. રાગની ઉત્પત્તિ, અસ્તાઇ, અંતરા, બાર, અભોગ, આરોહ, અવરોહ આદિની વ્યાખ્યા.
(૫) તાલવિચાર ત્રિતાલ, ઝુમારો, દાદરા, કેરવા.

(૬) વાદ્ય—સતાર અથવા દીલરૂબા ઉપર પાઠો ૧૫.

(૭) રાગવિચાર—સાદાં ૩૦ ભજનો નીચેનાં રાગોમાં ગાવા—ખમાચ, ઝિંઝોટી, કાફી. પહાડી, માંડ, પિલુ, કોશીઆ ભૈરવી, સારંગ, ભૂપાલી, ભીમપલાશ, બિહાગ, મમન, કેદાર, દેશ!

શિક્ષણશાસ્ત્ર: (૧) શિક્ષણના સામાન્ય નિયમો અને અનુભવનું જ્ઞાન તથા શાળાની વ્યવસ્થા.

(૨) કિન્ડર ગાર્ટન.

(૩) નીચલા ત્રણ પ્રાથમિક ધોરણોના વિષયો શીખવવાની ઉત્તમ પદ્ધતિઓનું જ્ઞાન.

(૪) નીચલાં ધોરણોને યોગ્ય કસરતો, રમતો અને ગાયનો.

(૫) શિક્ષણ પદ્ધતિના શિક્ષકની રૂબરૂ આખા વર્ષ દરમ્યાન ત્રણ ધોરણોમાં ઓછામાં ઓછા દશ પાઠ આપવા. (આ પાઠ માટે પદ્ધતિસર નોંધ પણ તૈયાર કરી પાઠ આપતી વખતે રજુ કરવી.)

(૬) બીજા સત્રમાં નીચલા ધોરણોમાં વર્ગ શિક્ષકની રૂબરૂ અને તેની મદદ સાથે વખતો વખત વિષયો શીખવવા.

(૭) પરીક્ષકની રૂબરૂ એક પાઠ આપવો (વિદ્યાર્થીનું આખા વર્ષનું શિક્ષણ કામ ધ્યાનમાં લેવાશે )

અભ્યાસ માટે નીચેનાં પુસ્તકોની ભલામણ કરવામાં આવે છેઃ—

૧. વર્નાક્યુલર નિશાળોના શિક્ષકો માટે સૂચનાઓ ( મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલું ) પાનાં ૧–૩૧.

૨. શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્વો. (રા. બ. કમળાશંકર ત્રિવેદી ) પ્રકરણ ૧–૯. પાના ૧–૧૦૨.

૩. કેળવણી પ્રકાર ( રા. સા. મહિપતરામ) પાનાં ૧–૧૯, ૪૫–૫૨, ૭૦–૭૧.

---

## ૬ ઠ્ઠુ ધોરણ (એક વર્ષ)

આવશ્યક વિષયો.

૧ ગુજરાતી: ગદ્ય—સરસ્વતીચંદ્ર ભાગ ૨ જો.
નાટ્ય—રાઈનો પર્વત.
માસિક વાંચન—કેટલાક સારા લેખો.
નિબંધ—સામાન્ય ચર્ચાસ્પદ વિષયો સંબંધી, ભાષણો અને લેખોની ટુંક નોંધ કરવી.

૨ અંગ્રેજી: ગદ્ય અને પદ્ય—'હાઈરોડસ ઑફ લીટરેચર પુ. ૫ મું.
સરળ વાંચન—વીલીઅમ ટેલ.''
પાઠમાળા ભાગ ૪ થો.
અંગ્રેજી વર્તમાનપત્ર વાંચન.
નિબંધ—વર્ણનાત્મક અને સરળ ભાવાત્મક.

૩ ગૃહકલા અને વિજ્ઞાન:

૧ વિજ્ઞાન—(૧) રસાયન—ગંધક અને તેનો તેજાબ, ફોસફરસ દિવાસળીઓની બનાવટ, તેજાબના ગુણધર્મ, સોડીઅમ પોટાશીઅમ, કેલ્સીઅમ,

મેગ્નેશીઅમ એમોનીઆ અને તે બનાના મુખ્ય ક્ષાર, લોહ, લોખડની બનાવટ ફીગકરી.

(૨) સૃષ્ટિ વિજ્ઞાન-અસાદી પદાર્થોના ગુણ, આર્કીમીડીઝનો નિયમ, તાર શક્તિ, કેશાકર્ષણ વિશિષ્ટ ગુરૂત્વ વાતાવરણ અને તેનુ દબાણ, પમ્પ, શક્તિસ્થાનિક અને ગતિમાન

(૩) આરોગ્ય-(૧) આરોગ્ય સરક્ષણના નિયમો (ખાસ કરીને સ્ત્રીઓને લગતા)
(૨) સામાન્ય ઉપચારો, અને ભયકર ચેપી રોગો વિરે સૂચનાઓ
(૩) જન્તુશાસ્ત્રનું સામાન્ય જ્ઞાન

૨ કલા-(૧) ખોરાક અને કપડાં અને બીજી ઘરગતુ ચીજોની ઓળખ અને ખરીદી.
(૨) ઘરનો હિસાબ, કરકસરથી ઘરનો વહીવટ

(૧) ઇતિહાસ: (અ) હિંદનો-શરૂઆતથી મોગલવંશ સુધી
(બ) ઇંગ્લાંડનો-સાત વર્ષના વિગ્રહ સુધી

(૨) ચાલુ વૃતાંત: વોરણ ૫ મા પ્રમાણે ચાલુ ઉપરાંત સમગ્ત દેશની પ્રવૃત્તિનુ ટુંક જ્ઞાન અને દુનિઆના મુખ્ય બનાવોનું સામાન્ય જ્ઞાન કાયદાનું કેટલુંક ઉપયોગી જ્ઞાન

૫ ધર્મ (૧) ભારતના સત પુરૂષો (૨) હિંદુ ધર્મની બાળપોથી (રા ગ આનદન દર ધ્રુવ), કેટલાક ભજનો ઐચ્છિક વિષયો.

૧ સંસ્કૃત, મન્દિરાન્ત પ્રવેશિકા પાઠ ૧૬-૨૧ બાકીના પાઠોનું ફક્ત ખપપૂરતું જ્ઞાન
ગદ્ય અને પદ્ય—સંસ્કૃતવાચનમાળા ખડ ૧ લો, વાર્તા ૫૦, શ્લોક ૨૦૦
મુખપાઠ—શ્લોક ૪૦

૨ ગણિતશાસ્ત્ર. (૧) અંકગણિત (૨) અક્ષરગણિત (૩) ભૂમિતિ-સરખરી ૬ ઠ્ઠા ધોરણના ક્રમ પ્રમાણે

૩ ભૂગોળ (અ) રાજદ્વીપ અને આફ્રિકા (સવિસ્તર) (પાછના અભ્યાસ સાથે તુલના)
(બ) પ્રાકૃતિક—ભૂમિ અને જળ પ્રદેશ-ભૂ રચના, ખડો, જ્વાળામુખી પર્વતો, ધરતીકપ અને ભૂતળ પર થતા ફેરફાર મહાસાગર અને તેમના પ્રવાહો (સવિસ્તર)
(ક) વ્યાપારિક-ઉપના દેશો સંબધી
(ડ) નકશા દોરવા-પ્રાકૃતિક, વ્યાપારિક હકીકતો દર્શાવનારા.

૪ હિન્દી: ગદ્ય—સત્ય હરિશ્ચદ (ભારતેન્દુ)
પદ્ય—પદ્ય પ્રબંધ (મૈથીલીશરણ ગુપ્ત)
નિબંધ—વર્ણનાત્મક

૫ શીવણ ભરત શીવણ-ખમીસ, કબજા અને ફરાક ઐરી રીતે એક પુરૂષનું, એક સ્ત્રીનુ અને એક બાળકનુ એમ ત્રણે કપડાં વેતરવાં,

(૯) પરીક્ષકની રૂબરૂ એક પાઠ આપવો. (વિદ્યાર્થીનું આખા વર્ષનું શિક્ષણકાર્ય ધ્યાનમાં લેવાશે)

અભ્યાસ માટે નીચેનાં પુસ્તકોની ભલામણ કરવામાં આવે છેઃ—

(૧) વર્નાક્યુલર નિશાળોના શિક્ષક માટે સૂચનાઓ–પાનાં ૩૧–૩૪, ૩૫–૪૯, ૫૦–૫૨, ૫૩–૬૦.

(૨) શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્વો–પ્ર. ૧૦–૧૨; ખંડ ૨ જો પ્ર. ૧–૮; પાનાં ૧૦૨–૧૧૧, ૧૧૭–૨૧૨.

(૩) કેળવણી પ્રકાર–પાનાં ૧૯–૩૬, ૫૧–૬૩, ૬૫–૬૯.

(૪) શિક્ષણનો ઇતિહાસ (રા. રા. મણિશંકર રત્નજી ભટ.)

---

## ૭ મું ધોરણ (એક વર્ષ)

ગુજરાત સ્ત્રીકેળવણી મંડળે ઠરાવ્યા પ્રમાણે શાળાની પરીક્ષાનો ક્રમ.

---

### " ગૂજરાત સ્ત્રી કેળવણી મંડળે " ઠરાવેલોઃ

# " શાલાન્ત " પરીક્ષાનો ક્રમ.

### કન્યાઓના માધ્યમિક શિક્ષણની છેલ્લી પરીક્ષાના ક્રમ સંબંધી વિવેચન અને સમજુતી.

લેખકઃ—રા. રા. ડુંગરપ્રસાદ છોટાલાલ દેસાઇ.

કન્યાઓના માધ્યમિક શિક્ષણ માટે ખાસ,સ્વતંત્ર ક્રમ જોઇએ તે બાબત હવે બહુજ ચર્ચાઇ ગઇ છે, એટલું જ નહિ પણ જુદો ક્રમ શીખનાર સંસ્થાઓ પણ અસ્તિત્વમાં આવી ગઇ છે, એટલે તેની જરૂરીયાત સબંધી ચર્ચામાં વળી પાછું નવેસરથી ઉતરવું આ સ્થાને યોગ્ય લાગતું નથી.

ગુજરાત કેળવણી પરિષદની બીજી બેઠક ૨૦–૨૧ ઓકટોબર ૧૯૧૭ માં ભરૂચમાં શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધીના પ્રમુખપણા નીચે મળી હતી તેમાં સ્ત્રી કેળવણીના વિસ્તાર માટે સ્થપાયેલી ખાનગી સંસ્થાઓનું નિરીક્ષણ કરી તે સબંધમાં સૂચના વગેરે કરવા એક મંડળ નિમાયું હતું. આ મંડળના સભ્યોએ નિરીક્ષણ અને ચર્ચાને પરિણામે એક હેવાલ બહાર પાડયો હતો. તે કેળવણી મંડળ તરફથી પ્રજા સમક્ષ મૂકવામાં આવ્યો છે. આ હેવાલમાં એક સૂચના એમ પણ કરવામાં આવી હતી કે સ્ત્રીઓના માધ્યમિક અભ્યાસના છેલ્લા ધોરણની પરીક્ષા એક સરખી લેવાય તે હેતુથી. ગુજરાતનાં મહિલા વિદ્યાલયોના "છેલ્લા ધોરણની છોકરીઓની પરીક્ષા એકજ પરીક્ષક લઇને તેમને પ્રમાણપત્રો આપે એ પણ જરૂરનું છે. આ કાર્ય માટે વિદ્વાન અને અનુભવી સ્ત્રી પુરૂષોનું એક મંડળ હોવું જોઇયે, એમ હવે સ્પષ્ટ લાગે છે." આ સૂચના ઉપર ગુજરાત કેળવણી મંડળની વ્યવસ્થાપક સભાએ વિચાર ચલાવી તા. ૧૯–૧–૧૯ ના રોજ એક "સ્ત્રી કેળવણી મંડળ " નીમ્યું હતું અને તેને નીચે પ્રમાણે કાર્ય સોંપવામાં ઠરાવ કર્યો હતો

( ૧ ) માધ્યમિક શાળાની છેલ્લી શ્રેણીનો અને ઉંચી કેળવણીની શ્રેણીઓના ક્રમ નિયત કરવા.

( ૨ ) માધ્યમિક પ્રાથમિક તેમજ અન્ય શિક્ષણ માટે ક્રમ ઘડી યોગ્ય સંસ્થાઓને સુચના રૂપે મોકલવા.

( ૩ ) મંડળ સાથે જોડાયેલી સંસ્થાઓ ઉપર સામાન્ય દેખરેખ રાખવી.

( ૪ ) માધ્યમિકની છેલ્લી અને ઉંચી કેળવણીની પરીક્ષાઓ લઇ પ્રમાણપત્રો આપવાં.

( ૫ ) જરૂરી પાઠયપુસ્તકો રચાવવાની વ્યવસ્થા કરવી.

( ૬ ) આ બધાં કાર્યો માટે જરૂરી પગલાં લેવાં.

આ " શ્રી કેળવણી મંડળ " નું બંધારણ નીચે પ્રમાણે રાખવામાં આવ્યું છે.

આ મંડળમાં સ્ત્રીઓને માધ્યમિક શિક્ષણ આપનાર દરેક સંસ્થા જોડાઇ શકશે, અને આ પ્રમાણે જોડાનાર સંસ્થા તેણે નિયત કરેલો ક્રમ સ્વીકારશે, તથા તેની સૂચનાઓ ઉપર યોગ્ય ધ્યાન આપશે. જે સંસ્થાઓ આ રીતે જોડાશે તે આ મંડળમાં બે પ્રતિનિધિઓ મોકલી શકશે. અને આવી રીતે આવેલા પ્રતિનિધિઓની જેટલી સંખ્યા હશે, તેટલીજ સંખ્યા કેળવણી મંડળ તરફથી " શ્રી કેળવણી મંડળ " માં મોકલવામાં આવશે.

આ શ્રી કેળવણી મંડળની સ્થાપના થયા બાદ, તેમાં અમદાવાદ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલય, તથા સુરત મહિલા વિદ્યાલય, આ બે સંસ્થાઓ જોડાઈ છે, અને તે દરેક પોતાના બે બે પ્રતિનિધિઓ નિમ્યા છે.

આ મંડળ તરફથી માધ્યમિક શ્રેણીની છેલ્લી પરીક્ષા, જેને " શાલાન્ત " પરીક્ષા, એવું નામ આપવામાં આવ્યું છે તેનો ક્રમ નક્કી કરવામાં આવ્યો છે, અને તેની પ્રથમ પરીક્ષા ૧૯૨૦ ના જુન માસમાં લેવા ઠરાવ્યુ છે. ૧૯૨૦ ની પરીક્ષાનો ક્રમ આગળ આપેલો છે. આ પરીક્ષામાં, જોડાયેલી સંસ્થાઓ વિદ્યાર્થીનીઓ મોકલી શકશે, તેમ કન્યાઓ ખાનગી રીતે પણ આ પરીક્ષામાં બેસી શકશે. આ પરીક્ષાઓ જુદે જુદે સ્થળે લેવાની ગોઠવણ કરવામાં આવશે, અને તેની વિગતો પાછળથી પ્રસિદ્ધ થશે. પરીક્ષામાં બેસનાર ઉમેદવારે એપ્રીલ માસની આખર સુધીમાં પોતાની અરજી મોકલી આપવી પડશે. અરજીની છાપેલી નકલો મંડળ તરફથી યોગ્ય સમયે તૈયાર કરવામાં આવશે.

આ શાલાન્ત પરીક્ષા માટે, કેળવણી મંડળ તરફથી નીચેના વિષયો નક્કી કરવામાં આવ્યા છે.

ફરજીયાત.

[ ૧ ] ગુજરાતી. [ એક પ્રશ્નપત્ર ].

[ ૨ ] અંગ્રેજી. [ એક પ્રશ્નપત્ર ].

[ ૩ ] ગૃહકલા અને વિજ્ઞાન. [હિસાબ, નામા સહિત ] [ બે પ્રશ્નપત્ર ]

[ ૪ ] ઇતિહાસ [ એક પ્રશ્નપત્ર ]

ઐચ્છિક.

| | |
|---|---|
| [ ૧ ] સંસ્કૃત [એક પ્રશ્નપત્ર ] | [ ૫ ] શીવણ ભરત ,, |
| [ ૨ ] ગણિતશાસ્ત્ર. ,, | [ ૬ ] સંગીત ,, |
| [ ૩ ] ભુગોળ. ,, | [ ૭ ] ચિત્રકલા. ,, |
| [ ૪ ] હિંદી. ,, | [ ૮ ] [શિક્ષણશાસ્ત્ર] બે પ્રશ્નપત્ર |

આ પરીક્ષામાં બેસનારે ફરજીયાત વિષયો ઉપરાંત કોઇપણ બે ઐચ્છિક વિષયો લેવા પડશે. પરંતુ જે શિક્ષણશાસ્ત્ર ઐચ્છિક વિષય તરિકે લેશે, તેને ફક્ત તેજ વિષય સિવાય બીજો વિષય લેવાનો નથી શિક્ષણશાસ્ત્રના બે પ્રશ્નપત્ર છે. શાલાન્ત પરીક્ષામાં બેસનાર ઉમેદવારની ઉમ્મર સંબંધી કાંઇપણ નિયમ સામાન્ય રીતે નથી. પરંતુ જે ઉમેદવાર શિક્ષણશાસ્ત્રનો વિષય લે તેની ઉમ્મર પરીક્ષાના દિવસ પહેલાં અઢાર વર્ષની થઇ ગયેલી હોવી જોઇયે. એમ ઠરાવવામાં આવ્યું છે.

દરેક કન્યાને જે જ્ઞાન ખાસ આવશ્યક છે તેનો સમાવેશ ફરજીયાત વિષયોમાં કરવામાં આવ્યો છે. માતૃભાષાનો અભ્યાસ પદ્ધતિસર થાય તે ઘણુંજ જરૂરનું છે અને તેટલા માટેજ ગુજરાતીને એક જુદા વિષય તરિકે સ્થાન આપી તેમાં ગદ્ય, પદ્ય, અને નિબંધની પરીક્ષા લેવાનું નક્કી કરવામાં આવેલું છે. પરંતુ આ સાથે અંગ્રેજીનું જ્ઞાન પણ આ પરીક્ષામાં બેસનાર કન્યાને માટે જરૂરનું ધારવામાં આવ્યું છે, અને તેનો સમાવેશ ફરજીયાત વિષયોમાં કરવામા આવ્યો છે. ઇતિહાસનું જ્ઞાન આ જમાનામાં દરેક સુશિક્ષિત કન્યાને હોવુંજ જોઇયે એ ધારણાથી અંગ્રેજ લોકનો તથા હિંદનો ઇતિહાસ પરીક્ષા માટે નિયત કરવામાં આવ્યો છે હિંદના ઇતિહાસમાં પ્રાચીન વિભાગ તરફ પણ લક્ષ અપાય તે હેતુથી પ્રાચીન ઇતિહાસની પણ પરીક્ષા લેવાનું નક્કી કર્યું છે. આ ઉપરાંત હિંદના રાજ્ય બંધારણ સબંધી પ્રશ્નો પણ પૂછવામાં આવશે. પરંતુ આ પરીક્ષામાં જે ખાસ વિશેષતા છે તે ગૃહશાસ્ત્ર અને આરોગ્ય વિજ્ઞાનના વિષયોની છે. આ અતિ ઉપયોગી વિષયને ફરજીયાત રાખવામાં આવ્યો છે, અને તેના જ્ઞાનથી કન્યાઓ ગૃહને અને સમાજને અતિ ઉપયોગી થઇ પડશે એમ આશા રહે છે.

ઐચ્છિક વિષયોમાં શીવણ ભરત, ચિત્રકામ, અને સંગીત એ ખાસ લલિત કલા પોષક વિષયો છે, તેમજ સ્ત્રીઓને તે અતિ ઉપયોગી થઇ પડવા પણ સંભવ છે. વળી તે શીખ્યા પછી તેમાંથી કાંઇ પ્રાપ્તિ કરવી હોય તો પણ થઇ શકે તેમ છે. આપણે ત્યાં સ્ત્રી શિક્ષિકાઓની તાણ ઘણી જ છે તેથી શિક્ષણશાસ્ત્રનો સમાવેશ ઐચ્છિક વિષયોમાં ખાસ કરવામાં આવ્યો છે. આ માટે શિક્ષણશાસ્ત્રના વૈજ્ઞાનિક અભ્યાસની તેમજ વ્યવહારૂ અનુભવની પણ જરૂર પડશે. જે સંસ્થાઓમાં આ વ્યવહાર અનુભવ કન્યાઓને આપી શકાય તેમ હશે ત્યાંજ આ વિષય લઈ શકાશે વિધવા બાઈઓ, તેમજ જે સધવા કે કુમારિકાઓને નિર્વાહ માટે નોકરી કરવી છે તેઓ જો આ વિષય ઐચ્છિક તરીકે પસંદ કરશે તો તેમને આર્થિક લાભ મળશે, અને સમાજને શિક્ષિકાઓ મળી શકશે. આ ઉપરાંત ઐચ્છિક વિષયોમાં હિંદી, સંસ્કૃત અને બીજગણિત અને ભૂમિતિ રાખવામાં આવ્યા છે. આ આઠ વિષયોમાંથી પસંદગી દરેક જણ પોતાના વલણ અને સગવડને અનુસરીને કરી

શકે તેમ છે. જો દરેક સંસ્થા આમાંનો દરેકે દરેક વિષય શીખવવાની યોજના કરી ના શકે, તો પણ તેમાંના થોડાક માટે તો ગોઠવણ કરીજ શકે. વળી એમ પણ બને છે કે મુંબાઇ આદિ સ્થળોએ કેટલીએક કન્યાઓએ લગભગ મેટ્રીક સુધી અભ્યાસ કરેલો હોય છે, પણ પછી લગ્ન થવાથી કે કોઈ બીજા કારણથી જે ગામમાં હાઇસ્કુલની સગવડ હોય નહિ ત્યાં તેમને જવું પડે છે. આવી કન્યાઓ જો શાળાની પરીક્ષામાં બેસવા માગે તો ખાનગી અભ્યાસ કરીને બેસી શકે. તેઓએ જો પોતાની નિશાળમાં બીજગણિત, ભૂમિતિ, અને સંસ્કૃતનો અભ્યાસ કર્યો હોય તો, ઐચ્છિક વિષયો તરિકે પણ તેઓને કાંઇ નવું શીખવું પડે નહિ ગુજરાતી અને ગૃહવ્યવસ્થાના વિષયો તરફજ ખાસ ધ્યાન આપવું પડે. બીજા બધા તો તેમણે હાઇસ્કુલમાં તૈયાર કર્યાજ હોય, વળી કોઇ કન્યાનો વિચાર મુંબાઈ યુનિવરસીટીની મેટ્રીકની પરીક્ષા આપીને પછી આ પરીક્ષા આપવાનો હોય, તો પણ તે આ બે વિષયો વાંચીને સહેલાઇથી બેસી શકે, અલબત્ત બે ત્રણ મહિનાને અંતરે લેવામાં આવનાર આ બન્ને પરીક્ષામાં સામટું બેસવાનું કાંઇ સલાહકારક કહેવાય નહિજ.

ઐચ્છિક તેમજ આવશ્યક વિષયોમાં ધર્મનો વિષય દાખલ કરવા સંબંધી બહુ વિચાર કરવામાં આવ્યો હતો. પરંતુ અનેક કારણોથી અને ધર્મને પરીક્ષાનો વિષય કરવાનું વ્યાજબી ધારવામાં આવ્યું નથી. પરંતુ જે સંસ્થાઓ આ સ્ત્રી કેળવણી મંડળ સાથે જોડાયલી છે, તે સંસ્થાઓને ધર્મનું શિક્ષણ ફરજીઆત આપવું પડશે એમ ઠરાવવામાં આવ્યું છે. અને હિંદુ ધર્મને માટે તો " ધર્મ વર્ણન " તથા " હિંદુ ધર્મની બાળપોથી " એ બે પુસ્તકો ચલાવવાની ભલામણ કરવાનું પણ ઠરાવવામાં આવ્યું છે.

શાલાન્ત પરીક્ષા વર્ષમાં બેવાર લેવાનું ઠરાવવામાં આવ્યું છે, અને દર વર્ષે જુન અને ડીસેંબર માસમાં તે પરીક્ષાઓ લેવામાં આવશે. દરેક વિષયમાં પાસ થવા માટે ૩૦ ટકા માર્ક મેળવવા પડશે, પણ કોઇ વિષયમાં નાપાસ થનારને ફરી તેજ વિષયમાં બીજી પરીક્ષા વખતે તપાસવામાં આવશે, અને તેમાં પાસ થશે તો આખી પરીક્ષા પસાર કરેલી ગણવામાં આવશે. પરીક્ષા અંગ્રેજી સિવાય દરેક વિષયમાં ગુજરાતી દ્વારા લેવામાં આવશે.

આ રીતે આ શાલાન્ત પરીક્ષાની મુખ્ય હકીકત છે. મુંબાઇ યુનિવરસીટીની પરીક્ષાઓ કરતાં આ પરીક્ષા કેવી રીતે જુદી પડે છે તે સહેલથી જોઈ શકાશે. સ્ત્રી કેળવણી મંડળનાં સભ્યોનું માનવું એમ છે કે પ્રાથમિક શિક્ષણ પૂરૂં કર્યા બાદ પાંચ વર્ષમાં એટલો ક્રમ કન્યાઓ કરી શકશે. ગુજરાતી દ્વારાજ શીખવાનું હોવાથી બધા વિષયોમાં તેમને સમજણ પણ સારી પડશે, અને ક્રમમાં કન્યાઓને ઉપયોગી તેમજ તેમને અનુકૂળ વિષયો હોવાથી તેમની બુદ્ધિની ખીલવણી થવા ઉપરાંત જીવન વ્યવહારમાં પણ તેનો લાભ તેમને મળી શકશે.

આ પરીક્ષાની સફળતાનો સઘળો આધાર તેમાં બેસનારની સંખ્યા ઉપર રહેશે. આ સંખ્યા જેમ મોટી હોય તેમ સારૂં છે; અને આ સંખ્યા મોટી કરવા માટે કન્યાઓને આ ક્રમ શીખવે તેવી સંસ્થાઓ ઠેકાણે ઠેકાણે સ્થાપવાની ખાસ જરૂર છે. હાલમાં તો એજ સંસ્થાઓ મંડળ સાથે જોડાઈ છે, પણ બીજે કેટલેએક સ્થળે, ખાસ કરીને પાટણ

જુનાગઢ, અને ભાવનગરમાં, આવી સંસ્થાઓ માટે હીલચાલ ચાલી રહી છે. દેશી રાજ્યો જો આ ક્રમ સ્વીકારીને તેમના તાબાની સંસ્થાઓમાં તે શીખવવાની ગોઠવણ કરે તો ગુજરાતને ઘણોજ લાભ થાય, અને થોડાકજ સમયમાં આ સ્ત્રી શિક્ષણ મંડળને સ્થાને ગુજરાતી મહિલા વિદ્યાપીઠની સ્થાપના શક્ય બને.

આ શાલાન્ત પરીક્ષા પછી મહિલા મહા વિદ્યાલય (કૉલેજ) માટે ઉચ્ચ ક્રમ ઘડવાનું કાર્ય આ મંડળને માથે છે. શાલાન્ત પરીક્ષાના ક્રમ કરતાં મહા વિદ્યાલયની શ્રેણીઓનો ક્રમ ઘડવાનું કામ વિશેષ વિકટ છે. કારણ કે આમાંતો વિદ્યાલયોનાં અનુભવનો લાભ મળ્યો હતો, પણ પેલું તો બધું કોરે કાગળે શરૂ કરવાનું છે. છતાંયે તે માટે પણ પ્રો. કર્વેના મહા વિદ્યાલયનો અનુભવ આપણને કામ લાગશે તે નિઃસંદેહ છે. પરંતુ એકલો ક્રમ તૈયાર કરીને કૃતાર્થ થવાનું નથી; તે ક્રમ શીખવનાર સંસ્થાની સ્થાપનાનું કાર્ય વિશેષ અગત્યનું અને મહત્વનુ છે. અને શાલાન્ત પરીક્ષામાં સફળ થયેલી કોઇ કન્યાને આગળ ઉચ્ચ અભ્યાસ કરવો હોય તો, તે માટે અનુકૂળતા કરી આપવાનો, ગુર્જર સમાજનો ધર્મ છે. અમે આશા રાખીયે છીએ કે અમદાવાદમાં તો આવું મહા વિદ્યાલય આવતા વર્ષમા અસ્તિત્વમાં આવે તે માટે હીલચાલ શરૂ થશે. અને ત્યાર પછી સુરતમાં પણ તેવી હીલચાલ ઉપાડી લેવામા આવશે.

આવાં મહા વિદ્યાલયની સ્થાપના થયા પછી ગુજરાતી મહિલા વિદ્યાપીઠની સ્થાપનાનો પ્રશ્ન અતિ આવશ્યક પણ સરળ થઇ જશે. સમય જતાં તે પ્રશ્નનો ઉકેલ ગુજરાતે કરવોજ પડશે, અને તે માટે પણ જો અત્યારથી વિચાર થાય તો વિશેષ લાભ થાય.

આ શાલાન્ત પરીક્ષા માટે નક્કી કરાયલા વિષયોનો વિગતવાર ક્રમ હવે આપવામાં આવે છે. આ ક્રમ મુજબ અત્યારે તો ગુજરાતી ભાષામાં જરૂરી પુસ્તકો નથી, અને તેથી શરૂઆતમાં કાંઇક અડચણ પડવા સંભવ છે, પરંતુ સ્ત્રી કેળવણી મંડળ હવે તેવાં પુસ્તકો તૈયાર કરાવવાનું કામ તાકીદે ઉપાડી લેવાની આશા રાખે છે. ઇતિહાસ, ભૂગોળ, અને ગૃહવ્યવસ્થાનાં પુસ્તકો તો ટુંક સમયમા તૈયાર થઇ જશે.

## શાલાન્ત પરીક્ષાનો વિગતવાર ક્રમ.

ગુજરાતી—(આવશ્યક) એક પ્રશ્નપત્ર. ૧૦૦ માર્ક.

ગદ્ય. એક પુસ્તક પદ્ય. પ્રાચીન અને અર્વાચીન કાવ્યોની ચુંટણી તથા નિબંધ એક સામાન્ય વિષય ઉપર.

અંગ્રેજી—(આવશ્યક) એક પ્રશ્નપત્ર. ૧૦૦ માર્ક.

ગદ્ય. એક પુસ્તક. પદ્ય. કાવ્ય, કે કાવ્ય સંગ્રહ. તથા નિબંધ. કોઇ સામાન્ય વિષય ઉપર ટુંકો નિબંધ લખાવવામાં આવશે.

ઇતિહાસ—(આવશ્યક) એક પ્રશ્નપત્ર, ૧૦૦ માર્ક.

ઇંગ્લંડનો. ટ્યુડર સમયથી કે અર્વાચીન કાળ સુધીનો.

આ સંબંધમાં નીચેના વિષયો ઉપર ખાસ ધ્યાન આપવા આગ્રહ કરવામાં આવે છે.

૧૯૨૦ ના જુનમાસમાં લેવામાં આવનારી શાલાન્ત પરીક્ષા માટેનાં પાઠય પુસ્તકો તથા ભલામણ કરેલાં પુસ્તકો

## ગુજરાતી.

### પાઠય પુસ્તકો.

ગદ્ય. મણીલાલ નભુભાઇકૃત બાળવિલાસ.
પદ્ય. પ્રેમાનંદકૃત નળાખ્યાન પૂર્.
નરસીંહરાવકૃત નૂપુરઝંકારમાંથી ત્રણ કાવ્યો. ૧. કોમાગૌતમી. ૨. મહાભિનિષ્ક્રમણ. ૩. વિયોગીની યશોધરા.

## અંગ્રેજી.

### પાઠય પુસ્તકો.

ગદ્ય. Pride and Prejudice abridged by Fredric Boas.
પદ્ય. The man born to be king by Wlliam Morris and other poetic Selections prescribed by the Bombay University for Matric.

## ઇતિહાસ.

### ભલામણ કરેલાં પુસ્તકો

Vincent Smith કૃત ગાળાપયોગી હિંદનો ઇતિહાસ.
Dutt's Ancient India.
Empire History of England.
નવલરામકૃત ઇંગ્લાંડના લોકોનો ઇતિહાસ.

ફાર્બસ ગુજરાતી સભા તરફથી સપ્રેમ ભેટ

---

## ગૃહકળા અને વિજ્ઞાન.

### ભલામણ કરેલાં પુસ્તકો.

Longman's domestic Science Readers.
" House craft Arithmatic.
ઘરગતુ વિજ્ઞાન. ( ડૉ. નિનકરાય. )
રોગી પરિચર્યા. ( વૈદ્ય જટાશંકર. )
અકસ્માત વખતે તાત્કાલિક મદદ. ( ડૉ. ધનજીભાઈ. )
પદાર્થવિજ્ઞાન. ( ગુ. વ. સોસાઇટી. )

---

## સંસ્કૃત.

### પાઠય પુસ્તક.

લક્ષ્મણ ગણેશ શાસ્ત્રી સેલેકૃત સંસ્કૃત વાંચન પાઠમાળા.
પ્રથમ ખંડ.

વાર્તા ૧ થી ૫૦
શ્લોક ૬ થી ૧૫૦

આ પુસ્તકમાંથી ઉપજતા વ્યાકરણના સાદા પ્રશ્નો પૂછી શકાશે.

---

## હિંદી.

### પાઠય પુસ્તકો

प्रेमचंद कृत सप्तसरोज.
मैथिलिशरण गुप्तकृत भारत भारती.

---

## સંગીત.

### ભલામણ કરેલાં પુસ્તકો.

સંગીત તત્વદર્શક. [ ગાંધર્વ મહાવિદ્યાલય ]
હિંદુસ્તાની રાગ પદ્ધતિ, [ રા. ભાતખંડે ]
સતારનું પુસ્તક. [ બાપટ વડોદરાં. ]
સતાર પુસ્તક ભા. ૧. ૨. [ ગાંધર્વ મહાવિદ્યાલય. ]

---

## શિક્ષણશાસ્ત્ર.

### ભલામણ કરેલાં પુસ્તક.

આ વિષયો માટે નીચેનાં પુસ્તકોના અભ્યાસની ભલામણ કરવામાં આવે છે.

૧. વર્નાક્યુલર નિશાળોના શિક્ષકો માટે સૂચનાઓ [ સરકારી કેળવણી ખાતા તરફનું પુસ્તક ]
૨. પદાર્થ પાઠની સૂચનાઓ.
૩. કેળવણી પ્રકાર. [ રા. સા. મહીપતરામ ]
૪. શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો. [ રા. બ. કમળાશંકર ]
૫ કેળવણીનું શાસ્ત્ર અને કળા. [ રા. બ. હરગોવિંદદાસ ]
૬. મોન્ટેસોરી પદ્ધતિ. [ ગ. છોટાલાલ પુરાણી ]
૭. શિક્ષણનો ઇતિહાસ. [ રા. ગણિશંકર રત્નજી ભટ્ટ ]
૮. કીન્ડરગાર્ટન વિષે નિબંધો [ રા. હી. ગ. અંજારીયા ]

# प्रवासमंजरी.

# ગોપનાથ–શેત્રુંજાની જાત્રા.

લેખક:—બ્હેન સૌ રમણી ભરતરામ મહેતા.

અમે થોડા મહિના ઉપર કાઠીઆવાડની અતિ રળીઆમણી મુસાફરીએ નીકળ્યાં હતાં. ાં અમે ઘણાં સુંદર, અને જોવા લાયક સ્થળોએ ફર્યાં હતાં. તેનું ટુંકું વર્ણન આ ખમાં હું આપવા માગું છું.

અમે ગોહીલવાડ પ્રાંતના સોનગઢ ગામથી આ બધાં સ્થળો જોવા નીકળ્યાં પહેલાં તો મે પાલીતાણે ગયાં, ત્યાં ગામની નદીને સામે કાંઠે આવેલી ધર્મશાળામાં ઉતર્યાં હતાં. ત્યાં ધી જાતની સગવડ છે, અને ત્યાં અનેક ઉતારૂઓ ઉતરે છે. અમે તે ધર્મશાળામાં ચાર લાક રહ્યાં હતાં. પછી ત્યાંથી દશેક માઇલ ઉપર ચોક નામનું એક નાનું ગામડું આવેલું છે યાં અમારે જવાનું હતું તેથી અમે ચારેક વાગે ત્યાંથી નીકળ્યાં. તાપ બહુ સખત હતો. પણ ઠેકાણે પાણીના નેરો આવતા હતા તેથી અમને પીવાનું પાણી મળી શક્યું હતું. પછી એક રોઈસાળું કરીને ગામડું વચ્ચે આવે છે ત્યાં અમે સાંજના છએક વાગે થોડી ઘણી વિશ્રાંતિ લેવા બેઠાં. ત્યાંના લોકોને ખબર પડી કે, કોઇ સારાં માણસો આપણા ગામની બહાર બેઠાં છે, એટલે એ લોકો માયાળુપણે પોતાથી બને તેટલી અમારી સરભરા કરવા આવ્યાં, અને એ લોકોએ અમને ચાહ પાઇ. ગામડાના લોક ખરેખર માયાળું હોય છે, અને ઓળખાણ પીછાણ વગર એકદમ દોડયાં આવે છે, પાછાં અમારાં ગાડાં જોડાયાં તે પછી અમે શેત્રુંજી નદી ઓળંગી ચોક પહોંચ્યાં. ત્યાં પણ અમારે ધર્મશાળામાં રહેવું પડ્યું. તે જૈન વાણીઆઓની બંધાવેલી છે, અને ત્યાં જૈન જાત્રાળુઓ જ ઉતરે છે. ત્યાંની ધર્મશાળા ભવ્ય, ચારે તરફથી ખુલ્લી હવા આવે એવી રીતે છે. ત્યાં પાછો ખાસ જૈન વાણીઆને માટે જ એક કુવો ખોદાતો હતો તે હવે તો તૈયાર થઇ ગયો હશે. ચોકમાં હસ્તગિરિ નામનો પર્વત છે. ત્યાં જૈન વાણીઆઓ

પાછાં ઉતર્યાં ત્યારે અમે એ લોકોના કહેવાથી ડોળીમાં બેઠા. ડોળીમાં બેસવાથી થાક નથી લાગતો એ ખરું, પણ ખરી જાત્રા તો પગે ચાલીને જ કરવી જોઇએ. પછી એ સંઘ તો તે દિવસની સાંજે વિદાય થઇ ગયો.

અમને શેત્રુંજા પર્વતની જાત્રા કરવાનું મન થયું તેથી અમે વિચાર કર્યો કે, પાલીતાણે પાછાં જઇશું ત્યારે એક વાર ચઢીને જોઇ આવીશું. પછી તો ત્યાંના રહેવાશીઓએ અમને કહ્યું કે, " અહીંથી રોહશાળે જવાય, અને ત્યાંથી પછી શેત્રુંજે ચઢવું હોય તો ચઢી શકાશે. " તે લોકોના કહેવાથી જાણ્યું કે, એ રસ્તો ઘણોજ વિકટ, અને ગાઢ ઝાડીઓવાળો છે, એમ કહેવાય છે કે ત્યાં આગળ અરધે રસ્તે ઉંડાણું એટલું બધું છે કે ન પૂછો વાત, એક વખત કોઇ યાત્રાળુ યાત્રા કરવા આવ્યો હશે તે ત્યાં જઇ ચઢયો ભૂલે ચુકે તેનો પગ તે ઉંડાણમાં લપસી પડયો. ઉંડાણમાં પડયા પછી દહાડે રાતની કે રાતે દહાડાની તેને સમજ પડી નહિ. તે બીચારો ભૂલો પડયો. છેવટે ત્યાં ને ત્યાં તે મુંઝાઇને મરણ પામ્યો. શેત્રુંજાના પાછલા ભાગની વિકટતાનો કંઇક ખ્યાલ આ કથા પરથી આવી શકશે. તેથી અમારાથી ચાલી ને ન જઇ શકાય; માટે અમે પાલીતાણેથી ડોળીઓ મંગાવી. પછી અમે ડોળીમાં બેસીને શેત્રુંજા ઉપર ચઢયા, અરધે ચઢયાં એટલે ત્યાં એક પાણીનો કુંડ અમારી નજરે પડયો. અમે ડોળીઓવાળાને પૂછી જોયું તો અમને ખબર પડી કે એતો ચઢનારાઓને પાણીની તરસ લાગે તેથી બંધાવેલો છે. પણ અમે ચઢયાં ત્યારે પાણી ન હતું એટલી જ દિલગીરી થાય છે, અમારે એક માણસને પાણીની માટલી લઇ પાછાં આવ્યા ત્યારે સામો બોલાવવો પડેલો, કેમકે અમારે તથા ડોળીવાળાઓને પાણી પીવું પડે, એટલે પાણીની તો બહુજ જરૂર પડે છે, અમે શેત્રુંજા ઉપર બધું ચઢીને જોયું પણ ઉતાવળને લીધે ઉપરની બધી જોવા લાયક જગાઓ ધ્યાન દઇને જોઇ ન શકાઇ તેથી પાછળથી ફરીને જોઇ. તે વખતના વર્ણનવાળા ભાગમાં તેમનું કંઇક વર્ણન હું આપવાની છું. પછી અમે તે દિવસની સાંજના જ પાછાં ચોક આવ્યાં.

ઢગ હોય એમ લાગે છે. એ જગ્યાની આસપાસના થોડાક ક્ષેત્રમાં જમીનની અંદર ખારૂં પાણી છે, આથી તેટલામાં કુવા ખોદવામાં આવે છે, ને પાણી સુંદર આકારમાં બાંધેલી નીકોમાં ખારૂં પાણી વહવવામાં આવે છે, તેનું આવું મનોહર મીઠું બને છે.

પછી દાદાથી દશ માઇલ ઉપર ગોપનાથ મહાદેવ છે. ત્યાં બીજે દિવસે અમે ગયાં, ગોપનાથની પાસે વિશાળ ઝાડની ઘટાઓ છે. તેથી તથા ત્યાંની અજબ શાંતિથી અને પાસેના દરિયાના મનરંજક દેખાવથી આપણને સદાનો ત્યાં જ વાસ કરવાનું મન ઘડીભર થઈ આવે છે, મંદિર પાસે મોટું મકાન છે. તેમાં જાત્રાળુઓને વાસો મળી શકે છે, ગોપનાથમાં ખાસ જોવા જેવું તો એ છે કે, તેમાં નરસિંહ મહેતાનું આરસ પહાણનું પૂતળું છે. પોતે ઉભા ઉભા ભજન કરે છે. બીજુ ત્યાં એક ભોંયરૂં છે. એમ કહેવાય છે કે, નરસિંહ મહેતા એ ભોંયરામાં થઈને ચાલતા ચાલતા ત્યાંથી આસરે પાંચેક માઇલ દૂર આવેલા તળાજાના પર્વત આગળ બહાર નીકળ્યા હતા. ગોપનાથની અડોઅડ મહાસાગર છે. અમે ખરે બપોરે એ મહાસાગરની ભરતીની છોળમાં અર્ધો કલાક સુધી ખૂબ ન્હાયાં હતાં. ગોપનાથના મુખ્ય મંદિરની ટોચ ઉપર ઉભા રહીને મહાસાગરને દૂરને છેડે નજર નાંખીએ તો દહાડે સુરત ગામના અને રાંદેર ગામનાં ઝાડ નજરે પડે છે, તથા રાત્રે ત્યાંના દીવાઓ દેખાય છે; કારણકે, ગોપનાથથી એ માર્ગે સુરત આસરે પચીશ માઇલ દૂર છે એમ કહેવાય છે. ત્યાંથી અમે સાંજના જ પાછાં આવ્યાં, ત્યાં થોડા દહાડો રહી અમે પાલીતાણે ઉપડી ગયાં, દાદાથી પાલીતાણા અઠ્ઠાવીશ માઇલ દૂર છે. તે રસ્તો પણ પહાડી છે, પણ ગાડામાં મુસાફરી કરવામાં બહુ મજા પડે છે.

અમે પાલીતાણે ગયાં એટલે અમને પાછા શેત્રુંજે ચઢવાનું થયું. તેથી અમે પાછાં શેત્રુંજે ચઢયાં, શેત્રુંજો આશરે ૭ માઇલ ઉંચો છે, જૈનવાણીઆ તો પગે ચઢીને પોતાની જાત્રા પૂરી કરે છે. તેથી અમે પણ પગે ચઢવાનો વિચાર કર્યો, પાલીતાણાથી શેત્રુંજે ચઢવાનો રસ્તો બંધાવેલો છે, અને રોઇસાળેથી ખાડા ટેકરા, અને ગીચ ઝાડીઓવાળો રસ્તો છે, આ બે રસ્તામાં આટલો ફેર છે, અમે કાલાષ્ટમીને દહાડે સવારના નવ વાગતાથી શેત્રુંજે ચઢવા માંડયું; ચઢતાં થોડે થોડે અંતરે જાત્રાળુઓ માટે વિશ્રાંતિનાં દહેરાં બંધાવેલાં છે, અને ત્યાં દરેક દહેરે પાણીની સગવડ હોય છે, એટલે ચઢનારાઓને ઘણી જ સુગમતા પડે છે, ચઢતાં થાક બહુ જ લાગે છે. શેત્રુંજા ઉપરનું વર્ણન કરવા બેસું તો પાર જ ન આવે, જોવા લાયક કુલ નવ ટુંકો પૈકી સૌથી મોટું, અને જોવાલાયક દહેરૂં આદીશ્વર ભગવાનનું છે, બીજાં તો બધાં નાના મોટાં છે, એ બધાંને એક નાનું સરખું ગામડું થાય, એવો વિશાળ શેત્રુંજો પર્વત છે, શેત્રુંજા ઉપર જોવા લાયક ઘણું છે. ત્યાંચે પાણીની એક વિશાળ કુઇ છે, તે બહુ જ ઉંડી છે. એનું પાણી કેટલું ઉંડું છે તે હજુ કોઇના જાણવામાં આવ્યું નથી, અમે એ પાણી પીવા ઈંતેજારી બતાવેલી તેથી એ લોકોએ અમને એ કુઇનું પાણી પાયું. તે તો ખરેખર બરફના કરતાં પણ બહુ જ ઠંડુ હતું, એ કુઇનું પાણી કદિ ખૂટતું જ નથી એમ એ લોકોનું કહેવું છે. એ ખરી વાત છે, કેમકે અમે ગયાં હતાં ત્યારે પણ એ કુઇ ઉપર સુધી ભરેલી હતી.

શેત્રુંજા ઉપરની આરસની નાની મોટી મૂર્તિઓ ગણવા બેસીએ તો પણ થાકી જવાય, અને એ ને એ મૂર્તિ ફરીથી ગણાઇ જવાય તો યે તેનું ભાન ન રહે. અમે જે દિવસે શેત્રુંજા પર ચઢેલાં તે દિવસ જૈન લોકોનાં કોઇ ઉત્સવનો દિવસ હતો. એટલે આદીશ્વર ભગવાનના મંદિર સામેના ચોકમાં ગાનતાન સાથે નાના છોકરાઓ નાચ કરતા હતા. અમને એટલી જ દિલગીરી થઇ કે છોકરાઓએ નાટકી પહેરવેશ રાખ્યો હતો. આવા કુદરતી સ્થાનમાં આવી કૃત્રિમતા શોભી નીકળતી ન હતી. ગાયન સાથે પેટી વાજું વગડાતું હતું. તે પણ અસ્થાને લાગતું હતું. શેત્રુંજાને જમણે છેડે ટોચ ઉપર મુસલમાન ભાઇઓનું એક કબરસ્થાન આવેલું છે. હિન્દુ મુસલમાનની એકતાની આ પણ એક નિશાન છે. આ અને બીજી અનેક જોવા લાયક જગ્યાઓ માત્ર ઉપર ચોટિયા નજરે ઉતાવળે ઉતાવળે જોતાં પણ અમને બે કલાક લાગ્યા હતા. શેત્રુંજા ઉપર કોઇ જાત્રાળુને રાતવાસો કરવા દેવામાં આવતો નથી એમ અમે સાંભળ્યું આથી બપોરે બે વાગે અમે નીચે ઉતરવા માંડ્યું બરાબર સાડા ત્રણ વાગે અમે તળાટીએ આવી પહોંચ્યાં. ઉતરતી વખતે બહુ સંભાળ રાખવી પડે છે. વચ્ચે વચ્ચે સીધું નીચાણ આવે છે. ત્યાં ભૂલે ચૂકે પગ લપસે તો ગબડતા ગબડતા નીચે પડીએ, ને કદાચ હાડકું સરખું પણ હાથ ન લાગે.

આમ ગોપનાથ, શેત્રુંજાની અમારી જાત્રા પૂરી થઇ પછી પાલીતાણેથી બીજે દિવસે નીકળી અમે સોનગઢ પાછાં આવ્યાં. સોનગઢથી આશરે બે માઇલ ઉપર એકલિયા મહાદેવનું દહેરું છે. ત્યાં અમે ગયા. આસપાસ નાના ડુંગરા આવેલા છે ને વચ્ચે આ દહેરું છે. ત્યાંની શાંતિનું વર્ણન કરી શકાય એમ નથી. મંદિર પાસે આંબાવાડી છે. તેની નીચે ઘડીભર બેઠા હોઇએ, તો મનને ખરેખર શાંતિ મળે. પાસે જ નાનું સરખું ઝરણું વહે છે, એથી દેખાવ ઘણોજ રળિયામણો લાગે છે. ત્યાં અમને ખબર પડી કે, મોટી શિવરાત્રિને દહાડે છેક ભાવનગર સુધીના મુખ્યત્વે કરીને નાગર લોકો . આ મહાદેવે દર્શનાર્થે આવે છે, તે દિવસે નાના પાયા પર મેળો ભરાયા જેવું થાય છે.

# कर्मक्षेत्र चारित्र्य अने उद्योग.

## સ્વર્ગસ્થ સાક્ષર અમૃતલાલ પઢિયાર.

લેખક—રા. રા. જીવણલાલ કરસનજી ઠાકર.

સ્વર્ગનાં પુસ્તકોના જાણીતા લેખક વૈદ્ય અમૃતલાલ સુંદરજી, પઢીયારનું નામ ગુજરાત કાઠીયાવાડમાં બહુ બહુ જાણીતું છે. એમનાં પુસ્તકો સચોટ અસર કરે તેવાં બોધક અને સામાન્ય માણસ પણ ઝટ સમજી શકે તેવાં સહેલાં છે, આ તેની ઉત્તમતાને લીધે તેમાંનાં કેટલાંકનાં તો હિંદી તથા મરાઠીમાં ભાષાંતર પણ થયાં છે. આવા એક ઉત્તમ લેખકનું ગયા તા. ૧૮–૭–૧૯ અસાડવદી ૫ નાં રોજ ઢોવેરાથી સવારના ૪–૫૫ મીનીટે મુંબઇમાં દેહોત્સર્ગ થયું છે. તેથી ગુજરાતને એક મારા લેખકની બહુ મોટી ખોટ પડી છે.

રા. પઢીયારનો જન્મ કાઠીયાવાડમાં દરિયા કિનારે આવેલા ચોરવાડ ગામમાં સંવત ૧૯૨૬ ના ચૈત્રસુદી ૨ ને દિવસે ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. આ ગામ ઘણા જુના વખતનું છે, અને પ્રભાસપાટણ પાસે આવેલું છે. આ ગામ પાન, પાણી તથા પત્થરની પેદાશને માટે ઘણું પંકાયેલું છે. ગામની હવા પણ ઘણી સારી છે અને તેથી તે કાઠીયાવાડનું મહાબળેશ્વર ગણાય છે.

રા. પઢીયારના પિતા સુંદરજી અણુજી મધ્યમ સ્થિતિના સરકારી અમલદાર હતા. તેમની માતાનું નામ કસ્તુરબાઇ હતું; પણ તેમનું મૃત્યુ પઢીયારના બાળપણમાં થવાથી તેઓ માતાનું હેત જોઇ શક્યા નહોતા. ઓઓના સ્વર્ગની અંદર તેમણે જે અર્પણ પત્રિકા પોતાની માતાને ઉદ્દેશીને લખી છે તે વાંચતાં તેમનું હૃદય કેટલું બધું માતૃવત્સલ હતું તે સમજી શકાય છે. માતા ગુજરી જવાથી તેઓ પિતા તથા ફઇઓના હાથ નીચે ઉછરીને મોટા થયા હતા. રા. પઢીયારમાં વધુ ભાગે તેમના ગુણો ઉતર્યા હતા, તેમના માતા ભલા, ભોળા, સ્નેહાળ, નમ્ર તથા સહનશીલ હતાં. પઢીયારમાં પણ આ ગુણો વિશેષ ભાગે દીઠામાં આવતા હતા. પિતાના ગુણોનો વારસો હિંમત, મળતાવડો સ્વભાવ, વાચળતા વિગેરે પણ તેમને ગએલો હતો.

રા. પઢીયાર નાનપણમાં તોફાની અને રમતીઆળ છોકરા તરીકે પંકાતા હતા. નાનપણથી કાગળોનાં ચિત્રો કાપ્યાં કરવાં, કુવા ઉપરની પથરાની મૂર્તિઓને પધરાવી દેવી, કુતરાનાં બચ્ચાંઓને માટે ભોળકી બનાવવી, જે કામ કોઇ ન કરી શકે તેવું હોય તે પોતે હિંમત ભીડી કરવું, જેની તેની સામે કુદવાની અને દોડવાની શરતો કરવી, વગડાંમાં એકલા ફરવા ભાગી જવું, ફુલોને જોયા કરવાં, ઝાડોની ડાખળીઓ તોડીને તેની અંદર કેમ ફેરફારો થાય છે તે જોયા કરવા, આકાશમાં તારાઓનાં ઝુમખાં જોયાં કરવાં, વીગેરે કુદરતી લીલાનું નિરીક્ષણ કરવાનો તેમને બહુ શોખ હતો, સાથે સાથે પુસ્તકો વાંચવાનો પણ તેમને જબરો નાદ લાગ્યો હતો. તેઓના બાળપણમાં ચોરવાડમાં લાયબ્રેરી નહોતી, ફક્ત થોડાં ઘણાં પુસ્તકોની એક સ્કુલ લાયબ્રેરી હતી, અને તે પણ સર્વ-

ને માટે ખુલ્લી નહોતી તેથી પુસ્તકો મેળવવામાં તેમને બહુ અડચણ પડતી, પણ વાંચવાના શોખને લીધે તેઓ પોતાને પડતી દરેક અગવડની રહામા થતા અને અંતે પોતાનું મન ધાર્યું કરતા.

એમનો અભ્યાસ ગુજરાતી પાંચ ૭ ચોપડીનો હતો, પણ વાંચનારા જબરા હતા, તેથી તેમનું જ્ઞાન નાનપણમાં જ બહુ જ વધી ગયું. એકલા પુસ્તકો વાંચવાનોજ તેમને શોખ હતો એમ નહોતું; પણ વર્તમાન પત્રો અને માસિકો વાંચવાનો પણ તેમને જબરો શોખ હતો, મુંબાઇ–સમાચાર તેમનું પ્રિય છાપું હતું અને તે ઘણાં વર્ષોથી તેઓ નિયમિત ( પ્રવાસમાં હોય તે સમયે નહિ ) વાંચતા હતા, સ્માઇલ્સ કૃત "જાત મહેનત" ના પુસ્તકે પણ તેમનાં જીવનમાં બહુ સુધારો કર્યો હતો, તેઓ કહેતા કે મને ખૂબ હિંમતવાન બનાવનાર એ પુસ્તક છે.

વાંચવા ઉપરાંત તેમને લખવાનો છંદ જુવાનીમાં જ લાગ્યો હતો; અને કંઇ ને કંઇ ગમે તેવા કાગળ ઉપર પણ તેઓ શરૂઆતમાં ડાબે હાથે લખતા પણ પાછળથી તેમના બાપની અને બીજાઓની સમજાવટથી તેમણે જમણે હાથે લખવાનું શરૂ કર્યું હતું અને આમ થવાથી તેમના અક્ષરો બગડી ગયા હતા, અને જે તેમના પરિચિત હોય તેજ ઘણે ભાગે વાંચી શકતા હતા. જમણે હાથે લખવાનું તેઓએ કેવી રીતે શરૂ કર્યું એ પ્રસંગ પણ જાણવા જેવો છે, તેથી અત્રે તે ઉતારવામાં આવે છે.

અભ્યાસ પુરો કર્યા પછી તેઓ તેમના બાપની ઇચ્છા પ્રમાણે શરૂઆતમાં સરકારી કચેરીમાં અરજી લખવા અને કારકુનો જે કંઈ ઉતારવાનું સોંપે છે તે ઉતારવા માટે રહેતા હતા, ડાબે હાથે લખવાનું સારૂં નહિ એ વાત તેમના પિતાશ્રીએ તેમને ઘણી વખત કરી હતી; પણ થોડા વખત જમણે હાથે લખે અને પછી ડાબે હાથે લખવાનું શરૂ કરે આમ તેમનું ચાલતું હતું. તેમના પિતાશ્રીને લાગ્યું કે આ તો મારાથી માને એમ નથી માટે કંઇક યુક્તિ કરીએ તો સારૂં, એમ વિચારી પોતાની કચેરીમાંના એક કારકુનને કહ્યું કેઃ "અમૃતલાલ જમણે હાથે લખે એવું કરો તો સારૂં." આરે તેમણે કહ્યું કે "તેમાં શું મોટી વાત છે. કાલથી તેવું કરે એમ હું તજવીજ કરીશ." પછી બીજે દીવસે અમૃતલાલભાઇ કચેરીમાં ગયા એટલે તે કારકુને કહ્યું કે "અમૃતલાલ આ કચેરી છે, એની તને ખબર છે ? અહીંઆં ડાબે હાથે લખાય નહિ, અપશુકન થાય ગણાય ! માટે જો ડાબે હાથે લખવું હોય તો કાલથી અહીં આવતો નહિ; અને આવવું હોય તો જમણે હાથે લખવાનું શરૂ કર." આ પ્રકારે એમણે જમણે હાથે લખવાનું શરૂ કર્યું હતું. પણ તેમના મનને ઘણું લાગી આવ્યું હતુ તેથી તેમજ કુટુંબની ગરીબાઇને લીધે તેઓએ મુંબઇ જવાનો વિચાર કર્યો અને સંવત ૧૯૪૫ ની સાલમાં તેઓ મુંબઇ ગયા. મુંબઇમાં તેમની બે ફઇઓ રહેતી હતી તેમને ત્યાં તેઓ રહેતા અને ખાવાનું પણ ત્યાંજ રાખતા.

શરૂઆતમાં તેઓ મુલજી જેઠા મારકીટમાં થોડા મહિના નોકરી રહ્યા હતા, અને આ વખતે તેઓ નોકરી ઉપરાંત પોતાના કેટલાક બાળમિત્રોની સાથે સાંજની સફર મારવા પણ શહેરમાં ઉપડી જતા હતા ને બહુ મોડેથી રાત્રે સુવા આવતા. ખાવાપીવામાં પણ

નિયમિત તે વખતે નહોતા, તેથી તેઓ થોડા વખતમાં સખ્ત માંદા પડ્યા અને પાછા દેશમાં આવ્યા. આ વખતે તેમણે દેશમાં નવરાશને વખતે—ગામ બહાર એકાંત જગ્યામાં કે ફરવા જવાનું થાય ત્યારે " આર્ય વિધવા " નામનું પુસ્તક લખ્યું. આ પુસ્તકમાં તેમણે વિધવાઓને પડતાં દુઃખોનો ચિતાર બહુ આબેહુબ આપ્યો છે, જે ઉછળતા ભાવોથી તેમણે આ પુસ્તક લખ્યું છે તથા પુસ્તકનો વિષય પ્રતિપાદન કરવામાં જે શ્રમ તેઓએ લીધો છે તે તેમની વિધવાઓ પ્રત્યેની દયાની લાગણી કેટલી જબરી હતી તે બતાવી આપે છે. આ પુસ્તકની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે પણ જાણવા જેવું છે, પોતાની પાડોશમાં રહેતા એક શ્રીમંત વણીકની બાઈ રંડાયાથી તેમને બહુ લાગી આવ્યું હતું અને એ લાગણીના જુસ્સામાં તેમણે એ—પુસ્તક લખી નાંખ્યું હતું.

હવે પુસ્તક લખાણું તો ખરું પણ તેને છપાવવું શી રીતે ? આ વિચારોએ વળી તેમને મુંબઈ જવાનું મન થયું અને વડતા જાણીતા સુધારક શેઠ લખમીદાસ ખીમજીને મળી તેમણે તે પુસ્તક છપાવવાની ગોઠવણ કરી. આ પુસ્તકની અર્પણપત્રિકા શેઠ લખમીદાસ ખીમજીને તેમણે અર્પણ કરી હતી જે પણ વાંચવા જેવી છે. લેખક જીવન ( પુસ્તક છપાવવામાં તથા વેચવામાં કંઈ પણ વળતર વિનાની મહેનત )નો કડવો અનુભવ પ્રથમ એમને આ વખતે મળ્યો, આ પુસ્તક છપાયું ત્યારે એમની ઉંમર ૨૧ વર્ષની હતી, તો પણ આ પુસ્તક જે કોઈ વાંચે તેમને એમ ન જણાય કે આ કોઈ સાધારણ છોકરાનું લખાણ છે, પરંતુ એમ જણાય કે આ લખાણ કોઈ વિચારક અને સુધારકનું છે.

" શેઠ લખમીદાસ ખીમજીની સાથે ઓળખાણ થવાથી તેઓ તેમને ત્યાં નોકરી રહી ગયા હતા; અને તેઓ મુખ્ય ભાગે શેઠ પાસે છાપું વાંચવાનું તથા બજારમાંથી પરચુરણ વસ્તુઓ લઈ આવવાનું એવું બીજું પરચુરણ કામકાજ કરતા હતા. આથી શેઠના કુટુંબોનો ભાવ તેમના ઉપર ઘણો સારો બંધાયો હતો અને પાછળથી એ સંબંધ ઘણો લાંબો સમય ટક્યો હતો.

એમનું બીજું પુસ્તક અમૃત વચનો કરીને છે જે ભાવનગરના કોઈ ગૃહસ્થે પ્રસિદ્ધ કર્યું હતું આ પુસ્તકમાં ચુંટી કાઢેલાં સારાં સારાં વચનોનો સંગ્રહ છે. શેઠ લખમીદાસ ખીમજીને ત્યાં હતા ત્યારે તેઓ જુદાં જુદાં માસિકો તથા વર્તમાન પત્રોમાં લેખો, ચર્ચાપત્રો વિગેરે આપ્યા કરતા હતા, આ વખતે તેમણે ભીમસેન નામના મુંબાઈના એક અઠવાડીક પત્રમાં " કાઠીયાવાડી તોપ " નામની એક બહુ રમુજી વાર્તા લખવી શરૂ કરી હતી. આ વાર્તા એવી તો સરસ છે કે એક વખત હાથમાં લીધા પછી પુરી વાંચ્યા વગર તે નીચે મુકવાનું મન થાય નહિ. એની હજુ સુધી એક પણ આવૃત્તિ પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ થઈ નથી.

આ પછી એમણે સ્વર્ગનાં પુસ્તકો લખવાનું અને પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું હતું અને એમનાં તે પુસ્તકો લોકોમાં બહુ વખણાયાં હતાં. એવું એક પણ ગામ ગુજરાત કાઠીયાવાડમાં નહિ હોય કે જ્યાં સ્વર્ગનાં પુસ્તકોમાંથી એકાદની એકાદી નકલ પણ નહોય. આ પુસ્તકની શૈલી સાદી, રહેલી અને સચોટ અસર કરે તેવી છે, સાદી અને રહેલી

ભાષા લખવા માટે ગ. પઢીઆર ગુજરાતમાં પંકાયા છે. સ્વર્ગની કુંચી, સ્વર્ગનું વિમાન, સ્વર્ગનો ખજાનો, સ્વર્ગનાં રત્નો, સ્વર્ગનો આનંદ, સ્વર્ગની સડક અને સ્વર્ગનીસીડી એ પુસ્તકો ભક્તિમાર્ગને લગતા તથા દાખલા દલીલોથી ભરપુર છે. સંસારમાં સ્વર્ગ અને સાચું સ્વર્ગ એ પુસ્તકો દેશ સેવા માટે તૈયાર થતા ઉછળતા યુવકોને બહુ ઉપયોગી વસ્તુ છે. સ્ત્રીઓનું સ્વર્ગ અને સ્વર્ગની સુંદરીઓ એ સ્ત્રીઓને માટે બહુ ઉપયોગી વસ્તુ છે. પ્રેમ, પ્રેમ ને પ્રેમ આ પુસ્તક પ્રેમીઓને માટે બહુ સરસ અને તેમને આગળ વધારનારૂં છે. બાળકોની વાતો એ બાળકોને માટે બારા ઉપયોગી છે, નસીબ ફેરવવાની કુંચી તે નશીબ ઉપર આધાર રાખનારને ઉત્તેજીત કરે તેવી વસ્તુ છે. નવા યુગની વાતો ભાગ ૧ લો અને ૨ જો એ પુસ્તકો નવા યુવકોને બહુ બોધક છે. નામદાર શહેનશાહબાનુનું પુસ્તક તેમની રાજનિષ્ઠા કેવા પ્રકારની હતી અને સરકારને માટે તેમને કેટલું બધું માન હતું તેનો પુરાવો છે. સ્વર્ગના પુસ્તકો અને પ્રેમ, પ્રેમ ને પ્રેમ શિવાયના બાકીનાં બીજાં બધાં પુસ્તકો " સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે " પ્રસિદ્ધ કર્યાં હતાં અને તે બધાના પ્રસિદ્ધ કરવાના હક્કો તદ્દન નિઃસ્વાર્થથી એક પાઇ પણ લીધા વગર તેમણે તે ખાતાને આપ્યા હતા. આ બધાં પુસ્તકો ઉપરાંત મુંબઇની શ્રી નરનારાયણની ભજન મંડળી તરફથી પણ તેઓએ ભજન સાગર, ઈશ્વર સ્તુતિ, મહાત્માઓનાં વચનો અને એવાં બીજાં થોડાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. અંત્યજ સ્તોત્ર નામનું એક નાનકડું પુસ્તક પણ તેમણે લખ્યું છે અને તે રા. અ. વી. ઠક્કરે છપાવી પ્રસિદ્ધ કર્યું હતું.

સ્વર્ગના પુસ્તકો પ્રસિદ્ધિમાં મુકવાનું કામ તેઓ પોતાના મિત્રો પાસેથી ઉછીના પૈસા લઇને કરતા હતા અને વેચાણ થએ પૈસા પાછા આપી દેતા હતા. એમનાં ઘણાં ખરાં પુસ્તકોની બબે ત્રણત્રણ આવૃત્તિઓ થઇ છે. એમનાં પુસ્તકોની ઉત્તમતાને લીધે ઘણાં ખરાંનાં હિંદીમાં ભાષાંતર પણ થયાં છે અને તે સ્વર્ગમાળાની સીરીઝના નામે શ્રીમાન મહાવીરપ્રસાદ ગહમરીએ ગહમર (ગાઝીપુર)થી પ્રસિદ્ધ કરેલ છે. સ્ત્રીઓના સ્વર્ગનું મરાઠીમાં ભાષાંતર થયેલ છે અને તે સૌ. ગીરજાબાઇ કેળકરે કરેલ છે.

પુસ્તકો લખવા ઉપરાંત જુદાં જુદાં માસિકો જેવાં કે વૈદ્યકલ્પતરૂ, વીસમીસદી, સુન્દરી સુબોધ, ભાગ્યોદય, સમાલોચક વિગેરેમાં તેઓ અવારનવાર કંઇ ને કંઇ આપ્યા કરતા હતા, વૈદ્યકલ્પતરૂ અને સુન્દરી સુબોધનો એવો કોઇકજ અંક હશે કે જેમાં રા. પઢીઆરનો લેખ અથવા તો તેમનું નામ ન હોય. આ ઉપરાંત પણ તેઓ ગુજરાતી આર્યપ્રકાશ, હિંદુસ્થાન આદિ જુદાં જુદાં વર્તમાન પત્રોમાં પણ લેખો આપ્યા કરતા હતા. વર્તમાન પત્રો તરફથી પ્રસિદ્ધ થતા ખાસ અંકો રા. પઢીઆરને લખવા સારૂ આમંત્રણ મળ્યું ન હોય એવું ભાગ્યેજ બન્યું હશે. આવી રીતની ગુજરાતી સાહિત્યની એમની ઉપાસના બહુ પ્રશંસનીય અને અનુકરણીય છે.

આ ઉપરાંત પણ તેઓ જે ગામમાં જતા ત્યાં તેમનું એકાદ ભાષણ પણ થયા વગર રહેતું નહિ. ભાષણ આપવાની તેમની શૈલી લોકોને આકર્ષે તેવી બહુ મોહક હતી અને તેની અસર પણ બહુ સારી થતી હતી. તેમનાં ઘણાં ખરાં ભાષણો છાપાઓ, માસિકો તથા નાનાં નાનાં પુસ્તકો દ્વારા છપાઇને પ્રસિદ્ધ પણ થએલ છે.

એમનાં પુસ્તકો ઉપરાંત પરચુરણ લેખો અને ભાષણોનો જો સંગ્રહ કરવામાં આવે તો તે ભાગવત કે રામાયણનાં કદ જેટલો મોટો થાય કે કદાચ તેથી પણ વધી જાય. એટલા બધા પરચુરણ લેખો અને ભાષણો એમણે આપ્યા હતા.

સાહિત્યની આટલી બધી ઉપાસના તેઓ કેવી રીતે કરી શક્યા તે માટે વાંચનારને સહજ પણ જાણવાની ઈચ્છા થાય એ સ્વાભાવિક છે. તેઓ જ્યાં જતા ત્યાંથી કંઈને કંઈ મેળવતા હતા, અને જે પોતાને ઉપયોગી લાગે, તેની તુરત નોંધ કરી લેતા હતા. તેમના ખીસામાં હમેશાં એક નાની ચોપડી પડી રહેતી હતી અને જે કંઈ નવું જાણવાનું મળે, નવો વિચાર સૂઝી આવે તે તુરત એમાં ટપકાવી લેતા. ગુજરાતી ભાષાનો એમનો અભ્યાસ પાંચ છ ચોપડીનો હતો એ વાત આગળ કહેવામાં આવી છે. હિંદી અને મરાઠીનો તેઓને પરિચય હતો. પણ ઇંગ્રેજી ભાષાનું તો તે મુદ્દલે જ્ઞાન નહતું તે છતાં તેમના મિત્રોના સહવાસથી તેઓ ઇંગ્રેજી ભાષાના અઘરામાં અઘરા શબ્દોના અર્થ પણ જાણતા હતા. આ લખનારને યાદ છે કે શ્રીમાન મનુ સુબેદાર સંવત ૧૯૮૬ ની સાલમાં ચોરવાડ આવ્યા હતા ત્યારે તેઓ પોતાના રહેવાના મકાનની અગાસીમાં રાત્રીના તેમની સાથે અંગ્રેજી અઘરા શબ્દો વાપરી કલાકોના કલાક સુધી વાતો કર્યા કરતા હતા, અને તેમાં તેમને બહુ ગમ્મત પડતી હતી. મતલબ જે કહેવાની છે તે એ કે તેમને અંગ્રેજી ભાષા માટે બહુ માન હતું અને તે એટલે સુધી કે તે ભાષાનું સારૂં સારૂં સાહિત્ય જાણવા—સમજવાને ખાતર અને તે પછી આપણી ભાષામાં ઉતારવાને ખાતર તેઓ થોડા વખતમાં વિલાયત પણ જવાના હતા; પણ આ તેમની મહત્વાકાંક્ષા પુરી થઈ નહિ.

લેખો તથા પુસ્તકો લખાવવાની એમની શૈલી પણ અદ્ભુત હતી. શરૂઆતમાં બે ત્રણ પુસ્તકો તેમણે પોતાને હાથે લખ્યાં હતાં અને એ પછી ઘણે ભાગે તેઓ બીજા પાસે બોલીને લખાવતા હતા. લખનારો થાકે પણ પોતે થાકે નહિ કે અટકે નહિ એવો તેમનો લખવાનો પ્રવાહ સદોદિત વહેતો હતો. જાણે એક નિર્મળ ઝરો અખંડ વેગથી પર્વતના ઝરણમાંથી વહેતો હોય તેમ તેમનો લખાવવાનો પ્રવાહ વહેતો હતો. ભાષાની જરાએ પણ તૂટી નહિ, પૂર્ણ વિરામ કે અલ્પ વિરામની પણ ભૂલ નહિ, પ્રશ્ન ચિન્હ કે આશ્ચર્ય ચિન્હ પણ પડે નહિ એવી રીતે તેઓ બોલતા અને લખાવતા; જેથી સ્હામા લખનારને કંટાળો ન આવતાં ઉલટો આનંદ થતો. એમનું વલણ સામાજીક, ધાર્મિક, વૈદિક અને સ્ત્રીઓ તથા બાળકો તરફ બહુ હતું તેથી તેમના લખાણોની અંદર એ વાત પ્રથમ નજરે તરી આવે છે. તેઓ ઘણે ભાગે સવારના લખાવતા અને તેમાં પણ નિયમિત હતા, અમુક હદથી વિશેષ કામ તેઓ ન કરતા; કારણકે તેઓ કહેતા કે, " નિયમિતપણાથી જેવું સરસ કામ થાય છે તેવું એક સાથે મંડી પડવાથી થતું નથી; ઉલટું તેથી વિચારો ગુંથાઈ જાય છે અને તેમાં જોસ આવતું નથી તથા તબીઅત બગાડે છે, તે તો જુદી. આ કરતાં દરરોજ નિયમિતપણે શક્તિના પ્રમાણમાં કામ કર્યું હોય તો શક્તિ અને વિચારો તાજા તાજા રહે છે અને દરેક વખતે નવો જુસ્સો લખાણ તથા ભાષામાં આવે છે. " પોતાના વિચારો તેઓ એકાંતમાં ફરવા જાય ત્યારે, મુસાફરીમાં નવરા હોય ત્યારે, સવારના અને

બપોરના [ બપોરના સુવાની ટેવ એમને હતી ] સુઇને ઉઠે ત્યારે, એમ જ્યારે જ્યારે પોતાને શાંતિ મળે ત્યારે તેઓ વિચારીને પોતાની ડાયરીમાં ટપકાવી લેતા અને પછી તે ઉપરથી લખાવી કાઢતા, જુદા જુદા વર્તમાન પત્રો, માસિકો, પુસ્તકો વિગેરેમાંથી પણ જે કંઈ પોતાને જાણવા જેવી તથા ઉપયોગની વાતો જણાય તે તેઓ લખી લેતા, આમ દરેક પ્રકારે નવું નવું મેળવવાની અને તેને નવા રૂપમાં બહાર કાઢવાની તેમનામાં અદ્‌ભુત શક્તિ હતી. જો તેઓ થોડા વર્ષો હયાત રહ્યા હોત તો ગુજરાતી સાહિત્યમાં હજી પણ ઘણો વધારે સારો ફાળો આપી ગયા હોત.

રા. પઢીઆરની ગુજરાતી સાહિત્યની સાધના અને ઉપાસનાની વાત જો વીસ્તારથી લખવા બેસીએ તો પાનાનાં પાના ભરાય પણ હાલ એટલો વખત નથી એટલે ટુંકામાં એ વાત કરી હવે આપણે તેમની બીજી પ્રવૃત્તિઓ તરફ વળીએ.

વૈદકનો શોખ તેમને જ્યારે તેઓ મુંબઇથી પ્રથમ મોંઢા પાડીને દેશમાં ગયા હતા ત્યારથી એટલે સંવત ૧૯૪૬ થી લાગ્યો હતો. આ વખતે તેમને ક્ષય રોગ લાગુ પડ્યો હતો અને સારૂ થવા માટે તેમને તથા તેમના કુટુંબને ઘણા વિચારો કરવા પડ્યા હતા આ પછી પણ તેમને ઘણી પરહેજી પાળવી પડતી, એ પાળે તોજ શરીર સારૂ રહેવું નહિતર કથળતું. આમાથી છુટવાને માટે તેમણે વૈદ્ય શીખવાનો આરંભ કર્યો. ચાંદોદ પાસેના અંગાના તીર્થમાં મહાત્મા બ્રહ્માનંદજી કે જેમની ઉમ્મર ૧૫૦ વર્ષ ઉપરાંતની હતી તેમની પાસે તથા ઉતરા ખંડ નીવાસી પરમહંસ પરમાનંદદાસજી પાસે તેમણે એ વિષેનો અભ્યાસ કર્યો હતો. બાકી તો પુસ્તકો વાંચવાનો તેમને જબરો શોખ હતો એ વાત આગળ કહેવામાં આવી છે, તે ન્યાયે વૈદકને લગતું સાહિત્ય પણ તેમણે અથાગ મહેનત કરીને ઘણું એકઠું કર્યું હતું અને વાંચ્યુ હતું. જે વૈદ મળે, જે ડોક્ટર મળે, જે સાધુમંત મળે તેમની સાથે ઓળખાણ પીછાણ કરી તેથી પણ તેની પાસે કંઇ જાણવા જેવું હોય તો તે તેઓ જાણી લેતા અને પછી તેના પ્રયોગો કરતા પ્રયોગો કરતા ત્યારે તે બીજા ઉપર ન અજમાવતાં પોતા ઉપરજ અજમાવતા. જે કોઇ દવા, ચૂર્ણ અથવા ગોળી કે એવું કંઇ પોતે બનાવતા તે પ્રથમ પોતે વાપરી જોતા અને જ્યારે પોતાને ખાત્રી થાય ત્યારે જ તે બીજાને આપતા. જંગલમાં ફરવા જાય અને કંઇ નવી વનસ્પતિ દીઠામાં આવે તો તે તુરત પોતે ખાઇ ખાત્રી કરી લેતા અને પછી તેનો ઉપયોગ શોધી કાઢી તેના પ્રયોગો કરતા. આવી રીતે તેમણે ઘણી ઘણી નવી શોધો કરી હતી અને તેનું એક પુસ્તક લખવા પણ તેમની ઇચ્છા હતી પણ એ પુરી થઈ નહી.

તેઓ ઘણી સાદી–રહેલી અને સચોટ અસર કરે તેવી દવાઓ તથા ઉપાયો જાણતા હતા અને જે કોઇ પુછે તેમને તે કંઇ પણ મનમાં રાખ્યા વગર બતાવતા હતા. આ માટે એક પાઇ પણ તેઓ કોઈની પાસેથી લેતા નહિ. વૈદકનો ધંધો તેઓ કેવળ પરમાર્થ અર્થે જ કરતા, તેથી તેમની સલાહ લેવા માટે ઘણા જણાઓ તેમને ત્યાં આવતા. ઘણાઓના પત્રો આવતા. એ દરેકને તેઓ કંઇપણ બદલાની આશા રાખ્યા વગર મોકલતા ... દવાઓ આપતા, આથી એમની ખ્યાતિ ઘણી વધી હતી.

વૈદ્યકલ્પતરૂ તથા સુન્દરી સુબોધમાં આવતા વૈદક વિષેના એમના લેખોથી લોકોને ઘણું જાણવાનું અને શીખવાનું મળતું હતું. સ્ત્રીઓ તથા બાળકો માટેની ખાસ દવાઓ એઓ જાણતા હતા અને આ ઉપરાંત કેટલીક ઝેરી દવાઓ પણ તેઓ જાણતા હતા. એમની દવાઓથી ઘણે ભાગે દરેકને આરામ થયો છે. એમની વૈદક વિષેની સલાહથી દરેકને રાહત મળી છે એ વાત એમના ઉપર આવતા પત્રોથી જાણી શકાય છે. જેઓ તેમને કોઇ ખાસ તાણ કરીને દવા માટેના પૈસા આપે તો તે ઘણી દિલગીરી માથે લેતા અને પછી તુરતજ તેની બીજી દવાઓ બનાવી તે ગરીબોને મફત જરૂરને વખતે આપતા હતા. ઇન્ફ્લુએન્ઝા વખતે એમણે ચોરવાડ અને તેની આજુબાજુનાં ગામડાંઓમાં જાતે ફરી, દવાઓ આપી ઘણાઓના જીવ બચાવ્યા હતા, આ વખતે તાવની ખાસ ગોળીઓ તેમણે તૈયાર કરી હતી અને તે બહારગામથી મંગાવનારાઓને પણ મોકલાવતા હતા. પોતાના હાથથી કોઈ શીખીને તૈયાર થાય તો સારૂં એમ તેમની ઇચ્છા હતી અને આ બાબતની ગોઠવણ થોડા વખતમાં કવિશ્રી નાનાલાલભાઇની મારફત થવાની પણ હતી; પરંતુ તે બને એ પૂર્વે તો તેઓ સ્વર્ગવાસમાં ચાલ્યા ગયા.

એમનાં જીવનની બીજી જે જાણવા જેવી વાત છે તે એકે એમણે લગ્ન કર્યાં નહોતાં. તેમનું વેશવાળ ગામડામાં એક ઠેકાણે થયુ હતુ: પણ તે રહામ રહામું હોવાને લીધે તથા લગ્ન માટેની પોતાની ભાવનાને પોષક એ વેશવાળ તેમને ન લાગવાથી તેઓ લગ્ન વખતે એટલે—સંવત ૧૯૫૪ માં ડાગી નાશી ગયા હતા અને પોતાના બાપને " મારે પરણવા મરજી નથી " એમ લખ્યું હતું. આ પછી એમના પિતાશ્રી સુંદરજીનું તુરતમાં મૃત્યુ થયું, તે વાતની એમને ખબર પડતાં તેઓ તરત જ ચોરવાડ આવ્યા હતા અને પોતાની ઓરમાન માતા તથા તેમનાં છોકરાંઓ વિગેરેને તેમણે સંભાળી લીધાં હતાં.

સંવત ૧૯૬૨-૬૩ ની સાલમા મુંબઇમાં એમને સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયવાળા સ્વામી શ્રી અખંડાનંદજીનો મેળાપ થયો હતો. સ્વામીજીનો એમનો એ પ્રથમ મેળાપ પાછળથી ગાઢ મૈત્રીના રૂપમાં ફેરવાઈ ગયો હતો અને તેથી એમણે તેઓને એ ખાતાના એક સભ્ય નીમ્યા હતા.

શેઠ લખમીદાસ ખીમજીની નોકરી જ્યાં સુધી પોતાના ટેસ્ટ અને ઉન્નતિને પોષક હતી ત્યાં સુધી તેઓએ કરી હતી; પણ પાછળથી એ નોકરી તેમને નરવા લાગવાથી તેઓએ આશરે સંવત ૧૯૫૪-૫૫ માં તે છોડી દીધી હતી. ગુજરાનનો આધાર પોતે સ્વર્ગનાં પુસ્તકો લખતા તેમાંથી મેળવતા હતા તથા કોઇ વખત તેમના મિત્રો તરફથી પણ તેમને કંઇ મળતું હતું; પણ પછી તો મુંબઇનો ખર્ચ બહુ ભારે લાગવાથી તેઓ ૧૯૬૪-૬૫ ની સાલમાં પોતાને વતન ચોરવાડ આવીને રહ્યા હતા, ત્યારથી એ ગામના વાતાવરણમાં નવી તેજી આવી છે, એમના ચોરવાડમાં આવ્યા પછી ગામમાં લાયબ્રેરી, અંગ્રેજી નિશાળ, કસરતશાળા, પોસ્ટ ઓફીસ, રાત્રીશાળા વિગેરે લોકોપયોગી ઘણાં કામો થયાં છે. એ દરેકમાં તેમનો ઘણો હિસ્સો હતો. ઉત્તેજન આપવું એ તેમનો ખાસ સ્વભાવ હતો. તેઓ કહેતા " આપણાથી કોઇને ભોજ ન અપાય તો વળી આપવી, અને વળી ન અપાય તો સળી

આપવી; અને આમ પણ જો ન બને તો "હાં મારા બાપો" એટલું બોલવાનું તો જરૂર દરેકથી બને માટે દરેક સારા કામમાં કંઇ નહિતો છેવટે "હાં મારા બાપો" તો કરીને કરવું, એટલે કે તેમાં અટકાયત કરવી નહિ." શરૂઆતમાં એટલે સંવત ૧૯૬૫-૬૬ ની સાલમાં ભજન મંડળી એમની આગેવાની નીચે દર પખવાડીએ ગામમાં ભરાતી. આમ ત્રણેક વર્ષ ચાલ્યું હશે એ પછી પોતે ખાસ આમંત્રણ આપીને બોલાવેલા પોતાના મિત્રો પાસે અગર તો ગામમાં જે કોઈ લાયક વિદ્વાન અથવા સાધુસંત આવે તેમની પાસે તેઓ ભાષણો અપાવતા. કિર્તનો કરાવતા અને પ્રસંગે પ્રસંગે પોતે પણ ભાષણ આપતા. આથી આ ગામને જ્ઞાન અને બોધની બાબતમાં ઘણો સારો લાભ રા. પઢીયારથી થયો છે. રા. પઢીયારના મૃત્યુની વાત સાંભળી આ ગામમાં દિલગીરી ફેલાઇ ગઇ હતી અને તુરતજ આખા ગામમાં હડતાળ પાડવામાં આવી હતી. આ ગામની યાદગીરી જાળવવા માટે એક ફંડ ખોલ્યું છે. આ બધા ઉપરથી તેમના વતનના લોકોનો ભાવ તેમના તરફ કેટલો બધો હતો તે સમજી શકાય છે.

તેઓને પ્રવાસનો ઘણો શોખ હતો. ચોરવાડ રહેવા આવ્યા પછી વર્ષના માંડ ૭ મહિના તેઓ ચોરવાડમાં સ્થિર રહેતા હશે, બાકીના મહિના તેઓ પોતાના મિત્રોને ત્યાં અને મુસાફરીમાં કાઢતા હતા; અને તેમાંથી તેમણે ઘણું જાણવાનું તથા શીખવાનું મળતું હતું. તેઓએ કાશ્મીર, હિમાલય, બ્રહ્મદેશ, મદ્રાસ, કોચીન કરાંચી, કલકત્તા, કાશી, વિગેરે ઘણે સ્થળે બલ્કે આખા હિંદુસ્થાનમાં મુસાફરી કરી હતી; તો પછી ગુજરાત-કાઠીયાવાડ જે તેમનું વતન હતું તેના દરેક મોટાં ગામો અને શહેરો જોયાં હોય તેમાં નવાઇ શી!

જુનાગઢ સ્ટેટમાં પણ એમનું બહુ માન હતું અને ત્યાંના દરેક અમલદારો રા. પઢીયારની સાથે બહુ માનથી વર્તતા હતા. જુનાગઢમાં ચાલતા ચોરવાડ ગિરનારા વિદ્યાર્થી ફુલના તેઓ ડાયરેક્ટર હતા.

એમનો પહેરવેશ તદન સાદો હતો. ફક્ત પેરણ કોટ, ફેંટો અને ધોતીયું એ એમનો બેશનો પહેરવેશ હતો અને તે દરેક વસ્તુ તદ્દન ધોળી હતી. પોતાને તેઓ વાનપ્રસ્થીજ ગણતા. એમનો બાંધો એકવડી કાઠીનો હતો. તેઓ ઘણે ભાગે એકજ ટંક ખાતા; ચાહ તો ભુલે ન પીતા. દુધ અને તેમાંથી બનતી વસ્તુઓ એમને બહુ પ્રિય હતી.

એમની વાણીની મધુરતા, એમની ભાષાની શુદ્ધતા, એમના જીવનની નિઃસ્વાર્થતા, એમની રહેણી કહેણીની સાદાઇ, એમના ઓજસ્વી ઉચ્ચ વીચારો વિગેરે જ્યારે જ્યારે મનમાં યાદ આવે છે ત્યારે ત્યારે ધણું લાગી આવે છે, પણ એમને અહીંથી લઇ લેવામાં ઇશ્વરનો કંઈ જુદો સંકેત હશે અને તેમના આત્મા પાસે નવા રૂપમાં કંઇ જગતને ઉપયોગી કામ કરાવવું હશે એટલે પ્રભુ ઉપર વિશ્વાસ રાખી મન વાળવા વગર બીજો છુટકો નથી. એ આત્મા તો મુક્તજ છે, કારણકે તેમણે પોતાનું જીવન સાર્થક કર્યું છે, પણ જગત પોતાના સ્વાર્થને રડે છે.

ત્રણ ચાર વરસ ઉપર તેઓ કોચીન તરફ ગયેલા ત્યારે ત્યાંના એક જ્યોતિષીએ તેમને કહેલું કે ત્રણ ચાર વર્ષ પછી તમારા જીવનમાં જબરો ફેરફાર થશે અને ખરેખર તેજ પ્રમાણે બન્યું છે. ૫૦ વર્ષે એમનું મૃત્યુ થયું છે.

સ્વર્ગના સદેશા, પ્રેમ, પ્રેમ ને પ્રેમ ભાગ ૨ જો આ બે પુસ્તકો એમણે તૈયાર કર્યા છે પણ તે હજુ છપાયાં નથી સ્વર્ગનું રામાયણ અને સગવડોનું શાસ્ત્ર એ નામના પુસ્તકો તેઓ હાલમાં લખતા હતા પણ તે અધુરાં રહેલ છે એમના પુસ્તકો સસ્તી કિંમતે લોકોમાં ફેલાવવાની એક યોજના તખ્તમાં થવાની હતી આપણે ઇચ્છીશું કે એમના ગુણજ્ઞ મિત્રો જો આ વાત ઉપાડી લે તો તેથી એમના આત્માને ઘણો સંતોષ થાય અને ગુજરાતને અનહદ લાભ પહોંચે

આખી ગીતાનો પાઠ દરરોજ તેઓએ ઘણા વર્ષો સુધી નિયમિત કર્યો હતો ૐકારનો જાપ સતત્ હમેશ ચાલ્યાજ કરતો નવરા પડે કે તેઓ હાથમાં માળાજ લેતા કુરાન અને બાઇબલનો એમણે સારી રીતે અભ્યાસ કર્યો હતો, તો પછી હિન્દુ ધર્મનો કર્યો હોય તેમાં સદેહ શો ? દરેક ધર્મની સારી સારી વાતો જાણવાનો એમને શોખ હતો બધા ધર્મના માણસો ઉપર એમની પ્રીતિ હતી આવા એક સાધુ વ્રતધારી, પરમાર્થ જીવન ગુજારનારા દેશ સેવક અને આત્મ યોગીનુ ગુજરાતી ભાષામાં મોટુ અને સારૂં " જીવનચરિત્ર ' લખાય તો બહુ આવશ્યકતાયુક્ત થઇ પડે અંતમાં દયાળુ પ્રભુ એમના આત્માને પરમ શાંતિ આપો એ પ્રાર્થના સાથે આ એમના જીવતનો ટુંકો લેખ પુરો કરવામાં આવે છે.



## ઘડી ગમ્મત.

એક સ્ત્રીએ અદાલતમાં ફરિયાદી નોંધાવી મેજીસ્ટ્રેટે જોયુ કે ફરિયાદી અને ગુન્હેગારના કુટુંબનાં નામ એકજ સરખા હતાં મેજીસ્ટ્રેટે ફરિયાદીને પુછ્યુ — ' તને ગુન્હેગારના સગા થાઓ છો કે ? "

તે સ્ત્રીએ જવાબ આપ્યો " જી હા, હું તેની સાવકી મા થઉ છુ અને સાસુ પણ થઉ છુ "

મેજીસ્ટ્રેટને આ જવાબ સાંભળી નવાઇ લાગી અને બોલ્યો " શું ? તે બનેજ કેમ ? "

ફરિયાદી સ્ત્રીએ જવાબ આપ્યો " આપ સાહેબને નવાઇ લાગે તેમાં આશ્ચર્ય જેવુ કાંઈ નથી પણ જ્યારે હું ખુલાસો કરીશ ત્યારે આશ્ચર્ય જેવું કાંઇ જ નહી રહે ! ગુન્હેગારનો પિતા મારો ધણી થાય છે પણ તે મારી સાથે પરણ્યો તે પહેલાં તે બીજી સ્ત્રી સાથે પરણ્યો હતો અને તે લગ્નથી થયેલો છોકરો તે આ ગુન્હેગાર છે હવે સાહેબ હું પણ પ્રથમ બીજા સાથે પરણી હતી જેનાથી મારે એક છોકરી છે મારો પ્રથમનો ધણી મરી જવાથી હુ વિધવા થઇ ત્યાર બાદ મે આ ગુન્હેગારના પિતા સાથે પુનર્લગ્ન કર્યું તેજ અરસામાં મારા પ્રથમ ધણીથી થયેલી પુત્રી મે ગુન્હેગાર સાથે પરણાવી અને પછી—— '

મેજીસ્ટ્રેટ એકદમ બોલી ઉઠયો " બસ "

અનેક વિચિત્ર હાસ્યજનક નામોથી ઓળખાય છે એ જુદું જોઈતું નથી ) બની જાય છે !

આ વાત ફેલાતી ફેલાતી ઠાકુર સાહેબના કાનો સુધી પહોંચી. એણે કેસરીને એકાન્તમાં બોલાવીને સમજાવી અને કહ્યું: ' બેટી, બાપદાદાની માન્યતાનું ખંડન નહિ કરવું જોઈએ. " આ વાત સાંભળી કેસરીના નેત્રોમાંથી અશ્રુ ખરવા લાગ્યાં અને હાથ જોડીને બોલી: " હે પિતાજી ! શું બાપ ભાઈ અને સગા પૈરજનોના સમક્ષ ગળું ફાડી ફાડીને ગાળો ગાવી એ શોભતી નિર્દોષ વાત છે ? શું બાપદાદાના સમયમાં કોઈ ખરાબ રીવાજ પ્રચલિત હોય તો તે તજવો નહિ જોઈએ ? બાપુજી ! સત્ય ગ્રહણ કરવામાં અને અસત્યને છોડી આપવા સદા તત્પર રહેવું જોઈએ. "

વિરાગગઢના રાજાએ પણ જગતના દાદા સાથે પોતાની પુત્રીના લગ્ન કરવા ઇચ્છા કરી હતી." કુળની મ્હોટાઇ માટે દર્શનસિંહને તો થોડુંજ માન હતું, પણ તે એટલો બધો અવિચારી પણ નહોતો કે પોતાની ૧૬ વર્ષની કન્યાંના અઠાવન વર્ષના શ્વેતકેશી, દન્તવિહીન વર સાથે લગ્ન કરે. અસ્તુ ! વિવાહ અસ્વિકાર કર્યો. વિવાહની વાત ચાલતી હતી તે અરસામાં ઠાકુર સાહેબને કોઇ કેસના કામ પ્રયોજનાર્થે દિલ્લી જવું પડયું. ત્હેના વકીલ બાબુ કેશવકૃષ્ણ ખન્નાએ વિદુષી કેતકીનો વિવાહ એક શિક્ષિત ક્ષત્રીય નવ યુવક નવલસિંહ સાથે નકી કર્યો. ઠાકુર સાહેબે આ પગલું ઘણો જ વિચાર કરીને ભર્યું.

(૩)

નવલસિંહ દિલ્લીના એક પ્રતિષ્ઠિત કુટુંબનો યુવક હતો. ઇ. સ. ૧૮૫૭ ના સૈન્ય વિપ્લવમાં એના પૂર્વજોએ સરકારને અમૂલ્ય સહાયતા આપી હતી; જેના ઉપલક્ષ્યમાં એક મ્હોટી જાગીર આપવામાં આવી હતી. પ્લેગને લીધે એ સકળ સંપત્તિનો ઉપભોગ કરનાર નવલસિંહ માત્ર રહ્યો હતો. પ્રતિષ્ઠિત તથા ધનવાન કુટુંબના છોકરાઓ વ્યભિચારી, આળસુ તથા અભિમાની બની જાય છે. સદભાગ્ય કેતકીના ભાવી પતિમાં એમાંનો કોઇ પણ અવગુણ દૃષ્ટિગોચર થતો નહિ હતો. વાસ્તવિક વાત તો એજ હતી કે એના જેવા પરિશ્રમી, સદાચારી તથા સુશીલ યુવક ગરીબોના ઘરોમાં પણ અપ્રાપ્ય હતો.

નવલની વય બાવીસ વર્ષની હતી. યુનિવર્સિટી પરીક્ષાઓમાં નવલનું સ્થાન હમેશ ઉચ્ચ કોટિનું રહેતું આ વખતે તે એક ક્રિશ્ચિયન કોલેજમાં ફીલોસોફીનો વિષય લઇ એમ. એનો અભ્યાસ કરતો હતો, વાંચક, ત્હને વિદિત હશે કે આ સંસારમાં તદન નિર્દોષ વસ્તુ અપ્રાપ્ય છે. આપણા નાયકમાં આટલા બધા ગુણો બતાવ્યા છતાં મ્હને એક મહા અવગુણ દૃષ્ટિગોચર થાય છે. ત્હેનામાં આપણા ધાર્મિક ગ્રંથોનું લેશ પણ જ્ઞાન નહોતું ( આ કંઇક અંશે શિક્ષા પ્રણાલીના ખામી લેખી શકાય ) આવા ધાર્મિક સ્વભાવવાળા પણ પોતાના આર્યધર્મની શિક્ષાથી અજ્ઞાન નવ યુવકોને પાદરી લોકો પોતાના પંજામાંથી ક્યારે બચવા દે છે !

ઠાકુર કપડામાં મ્હોં ઢાંકીને ગેઇ રહ્યા. સાહેલીઓ જળ વિનાના મત્સ્યની માફક તરફડી રહી. કેતકીએ રોતા રોતાં પિતાને કહ્યું: " પ્રિય પિતાજી ! મ્હારી પાઠશાળા ભાંગી નહિ પડે. " સરોજિની પ્રત્યે ફરીને તે બોલી, " બ્હેન સરોજિની ! બાળાઓ ત્હારે શરણ છે. "

(૪)

કેતકી વિદાય થઈ પતિને ત્યાં આવી. તેણે આવીને જોયું તો ત્હેનું ઘર ક્રિશ્ચિયન આગાર બની રહ્યું હતું. બેસવાના ઓરડામાં પ્રોટેસ્ટન્ટ આલ્મેનેક (Protestant Almanac) તથા ક્રિશ્ચિયન સંતોના ચિત્રો ટાંગેલા હતા. બાઇબલની કેટલીક-પ્રતો મેજપર-રાખવામાં આવેલી હતી. એક બાજુએ Pilgrim's Progress અને Paradise Lost પડી હતી હજુ સુધી નવલે દિક્ષા લીધી નહોતી તથાપિ કૃષ્ણકાય ક્રિશ્ચિયન મંડળી એને પોતાનો ભાઇ સમજતી હતી. દિનરાત, એલિસ, એમા, જોન, ડેવિડ આદિ એમના ઘરપર એક'ા થતા હતા.

કેતકીને ઠીક માર્ગપર લાવવા નવલે એક મેમ સાહેબને કેતકીની શિક્ષક નિયત કરવામાં આવી. મેમ સાહેબનું સ્વરૂપ અને કુલગોત્ર જાણવું અનાવશ્યક નહિ થાય. તેનું કદ નાનું, શરીર મ્હોટું, ગુંજાફળ જેવા નાનાં નેત્રો હતા, જ્યારે તેનો રંગ આબુનસના કાળાશને પણ હરાવે એવો હતો. તેનો જન્મ તે જિલ્લાના એક ગામમાં ચમારને ત્યાં થયો હતો. તેનો પતિ બે રૂપીયા માસિક વેતનપર એક જમીનદારને ત્યાં હળ ફેરવતો હતો. મેમ સાહેબનું પહેલું નામ ' મંગળી ' હતુ. જ્યારે હવે જ્યુલીયા થઇ બેઠાં હતાં. મંગળી પણ દીવસમાં એક બે આના કમાતી હતી. આ પ્રમાણે ત્હેમનું જીવન સુખી હતું.

ભાગ્ય યા અભાગ્યવશ મંગળી જનાના મિશનનાં ફંદામાં ફસાઇ. તેણે વિચાર કર્યો કે પોતાની ઇચ્છાનુસાર પહેરવા ખાવા માત્ર ઇસાઇ થવાથી મળી શકશે,

समाज-साहित्य-विज्ञान. (ચાલુ.)

# રોગીની સુશ્રુષા.

લેખક:-શ્રીયુત "સેવક."

રોગીના ઓરડામાં પુષ્કળ સ્વચ્છ હવા, અને પ્રકાશ આવતા જોઇએ. તેની સુવાની જગ્યા રસોડું, ઢોરનું કોઢારું, ગટર, મોરી, શૌચકૂપ એની પાસે હોવી જોઇએ નહીં કારણ એ જગ્યાની હવા ઘણી ખરાબ રહેતી હોવાથી તે રોગીના શ્વાસોશ્વાસ સાથે શરીરમાં જઇ રોગને વધવામાં મદદ કરે છે. રોગીનું બીછાનું પલંગપર કે ખાટલાપર હોવું જોઇએ, અને ઓરડાના બારણામાંથી સ્વચ્છ હવા આવવી જોઇએ. પુષ્કળ હવા અને પ્રકાશમાં રહેવાનું વૈદ્ય કિંવા ડૉકટરે ન કહ્યું હોય તો રોગીનું બીછાનું ઓરડાના દરવાજાની સ્હામે ન રાખતાં બાજુએ રાખવું. ઓરડામાંથી નિરૂપયોગી અને જૂનું સામાન કાઢી નાંખી ભીંતો પરનાં જાળાં વીગેરે કાઢી સાફ રાખવી અને છાણમાં કેરબોલિક એસીડ ભેગી જમીન લીપી નાંખવી. મોરી, ગટર અને શૌચકૂપ એનાં ઉપર પાવડર કિંવા કેરબોનિક લોશન દિવસમાં એકવાર પણ નાંખવું.

રોગીનાં શરીર પરનાં કાપડાં, અને તેવું બીછાનું તદ્દન સ્વચ્છ હોવાં જોઇએ અને તેને સદા આરામ રહે એવી તજવીજ તેની સુશ્રુષા કરનારે રાખવી દવા ઠરાવેલા વખતે પાવી. ડૉકટરે કિંવા વૈદ્યે જે પ્રમાણે કહ્યું હોય તે પ્રમાણે રોગીનું કામ જોતા તે વખતેજ કરી નાંખવું. રોગની હકીકત વૈદ્યને રોગી સમક્ષ કહેવી નહીં, તેમજ તેના સંબંધી વૈદ્ય સાથે રોગી સમક્ષ કોઇ પણ જાતની સલાહ મસલત ચલાવવી નહીં. કારણ રોગી દુ:ખથી કષ્ટ પામેલો હોવાથી, રોગને માટેનો વૈદ્યનો મત જાણવાને તે ઘણોજ આતુર હોય છે રોગીની સારવાર કરનાર સિવાય બીજા કોઇએ રોગી સાથે બોલવું નહીં.

**સમાજ-સાહિત્ય-વિજ્ઞાન.** (ચાલુ.)

# રોગીની સુશ્રુષા.

લેખકઃ-શ્રીયુત્ "સેવક."

રોગીના ઓરડામાં પુષ્કળ સ્વચ્છ હવા, અને પ્રકાશ આવવાં જોઇએ. તેની સુવાની જગ્યા રસોડું, ઢોરનું કોઢારું, ગટર, મોરી, શૌચકૂપ એની પાસે હોવી જોઇએ નહીં કારણ એ જગ્યાની હવા ઘણી ખરાબ રહેતી હોવાથી તે રોગીના શ્વાસોશ્વાસ સાથે શરીરમાં જઈ રોગને વધવામાં મદદ કરે છે. રોગીનું બીછાનું પલંગપર કે ખાટલાપર હોવું જોઇએ, અને ઓરડાનાં બારણામાંથી સ્વચ્છ હવા આવવી જોઇએ. પુષ્કળ હવા અને પ્રકાશમાં રહેવાનું વૈદ્ય કિંવા ડોકટરે ન કહ્યું હોય તો રોગીનું બીછાનું ઓરડાના દરવાજાની સ્હામે ન રાખતાં બાજુએ રાખવું. ઓરડામાંથી નિરૂપયોગી અને જૂનું સામાન કાઢી નાંખી ભીંતો પરનાં જાળાં વીગેરે કાઢી સાફ રાખવી. અને છાણમાં કેરબોલિક એસીડ મેળવી જમીન લીંપી નાંખવી. મોરી, ગટર અને શૌચકૂપ એનાં ઉપર પાવડર કિંવા કેરબોલિક લોશન દિવસમાં એકવાર પણ નાંખવું.

રોગીનાં શરીર પરનાં કાપડાં, અને તેનું બીછાનું તદ્દન સ્વચ્છ હોવાં જોઇએ અને તેને સદા આરામ રહે એવી તજવીજ તેની સુશ્રુષા કરનારે રાખવી. દવા ઠરાવેલા વખતે પાવી. ડોકટરે કિંવા વૈદ્યે જે પ્રમાણે કહ્યું હોય તે પ્રમાણે રોગીનું કામ જેના તે વખતેજ કરી નાંખવું. રોગની હકીકત વૈદ્યને રોગી સમક્ષ કહેવી નહીં, તેમજ તેના સંબંધી વૈદ્ય સાથે રોગી સમક્ષ કોઈ પણ જાતની સલાહ મસલત ચલાવવી નહીં. કારણ રોગી દુઃખથી કષ્ટ પામેલો હોવાથી, રોગને માટેનો વૈદ્યનો મત જાણવાને તે ઘણોજ આતુર હોય છે. રોગીની સારવાર કરનાર સિવાય બીજા કોઇએ રોગી સાથે બોલવું નહીં.

રોગીને સ્નાન કરાવવું એ ફાયદાકારક છે. કેટલાક લોક સ્નાન કરાવવાથી રોગીને વાયુ થશે અને રોગ વધી જશે એમ કહે છે પણ તે ભૂલ ભરેલું છે. શક્તિહિન કરનારા ભયંકર રોગો સિવાય સ્નાન એ હિતાવહ છે. તાવ આવેલા રોગીને સર્વાંગ સ્નાન કરાવતાં ડર લાગતો હોય તો ટૂવાલ સ્હેજ ગરમ પાણીમાં બોળી તેનાથી રોગીનું શરીર લુછી નાંખવું અને તુરત જ બીજાં કપડાંથી અંગ કોરૂં કરી તેને સ્વચ્છ અને ગરમ કપડું પહેરાવવું.

રોગીનાં મળમૂત્રથી ખરાબ થયેલાં વાસણો તાત્કાલીક સાફ કરવાં. રોગીનાં મળ મૂત્ર જે ઠેકાણે પડે તે જગ્યા તુર્તજ સાફ કરવી અને મળમૂત્ર ઘણે દૂર નાંખવાં. એવી તજવીજ ન કર્યાથી ત્યાંની હવા ખરાબ થાય છે અને તે હવા-શ્વાસોશ્વાસના કામમાં નિરૂપયોગી ગણાય છે.

એકંદરે રોગીની સુશ્રુષા ઉત્તમ પ્રકારે કરવાથી તેની પ્રકૃતિ જલદી સુધરે છે અને રોગીને રોગનો ત્રાસ પણ કમતી લાગે છે. રોગીની સારવાર કરવી એ ન્હાનાં બાળકો ...... જેવું કામ છે અને તેથીજ રોગીની સુશ્રુષા પુરૂષ કરતાં સ્ત્રીઓ ઘણી સ્હેલાઇથી અને સારી રીતે કરી શકે છે. વાંચક બહિનીઓ! રોગીની સુશ્રુષા કરતી વખતે સુશ્રુષા કરનારનો સ્વભાવ દયાળુ, સાત્વિક, નિર્વ્યસની વગેરે ગુણોથી અલંકૃત ન હોય તો જોઇએ!

---

લાડ લડાવે છે. તેને સારૂં શિક્ષણ આપવાને સારૂં ધ્યાન રાખવાને બદલે, રખેને બ્હેનને આમ કહેતાં ઓછું આવશે, કે રખેને બહેનને શિખામણ દેતાં ખોટું લાગશે, એ તરફ વધારે ધ્યાન અપાતું જોવામાં આવે છે. ખોટું લાગશે કે ઓછું આવશે આવી બ્હીકથી કેટલાક માતાપિતાઓ છોકરી ગમે તેમ વરતે કે ઘરમાં ગમે તેટલો કલેશ કરે પણ એક શબ્દ તેની વિરુદ્ધ બોલતાં નથી. અને આવી તેમની ભૂલોને લીધે છોકરી છેક જ સ્વતંત્ર બની જાય છે; અને પોતાની મરજી મુજબ વરતવાની ઇચ્છા કરે છે. પ્રિયજનો, મ્હારૂં એમ નથી કહેવું કે માતાપિતાઓ વિધવા બાળાને લાડ ન લડાવે. માતાપિતા નહિ લડાવે તો પછી તેને બિચારીને આ સંસારમાં બીજું કોણ છે કે તેના ઉપર મમતા રાખશે; પરંતુ મારૂં કહેવું એમ છે કે એકદમ બેહદ જુલમ અથવા લાડ એ બેમાથી એકકે થીજ તેનું જીવન સુધારી શકશે નહિ.

જો તમે વિધવાઓનું જીવન સુધારવા અને ઉપયોગી બનાવવા ચહાતા હો તો ઉપરની બેઉ રીતિને ત્યાગ કરવી જરૂરની છે. જેમ મહેતાજી છોકરાઓ ઉપર ખુબ દાબ રાખવા જાય છે તો છોકરાંઓ આનંદ રહિત રહવાથી સારી રીતે અભ્યાસ કરી શકતા નથી; તેમજ મહેતાજી જરાએ દાબ ન રાખે તો છોકરાઓ મનમાં આવે તેમ વર્તે અને અભ્યાસ વધારતા નથી. એવીજ રીતે જો તમે વિધવાઓને બહુ દુઃખી કરશો તો તે બિચારી દુઃખને લીધે પોતાના જીવનનું કંઇ પણ સાર્થક કરી શકશે નહિ. તેમજ જો બહુ લાડમાં રાખશો તો મોજમજા સિવાય બીજું કંઇ પણ કરવુ તેને ગમશે નહિ. માટે પ્રિયજનો, ઉપરના બેમાથી કોઇ પણ રસ્તો વિધવાઓ માટે ભૂલે ચુકે પસંદ કરશો નહિ. સારી કેળવણી આપશો, અને સદા માનની દ્દષ્ટિથી જોશો.

## વિધવા પ્રત્યે કુટુંબીઓની ફરજ.

પ્રિયજનો, દરેક વિધવાઓ પ્રત્યે તમારી ફરજો શું છે તે તમારે સમજીને બજાવવી જોઇએ. તેઓની સાથે સદા મમતાથી વર્તાને તેમની ભૂલ હોય તે ધીમે ધીમે યુક્તિથી સુધારવી, તથા તેમના મનનું વલણ જેમ બને તેમ સારા પુસ્તકો વાંચવા, તથા મંદિરે મંદિરે રોડવાને બદલ ઘરમાંજ પ્રભુ ભક્તિ કરવા તરફ વાળવું, ને તેઓને તેઓના ધર્મો સારી રીતે સમજાવવા; તેનું મન જેમ પરમાર્થમાં જોડાય તેવા ઉપદેશો આપવા. જો પોતાથી ન બની શકે તો કોઇ વૃદ્ધ અને જ્ઞાનવાન શિક્ષક પાસે શિક્ષણ અપાવવું. સદાએ તેનો સંગ કેવા માણસમાં છે તેની સંભાળ રાખવી. જેમ બને તેમ સારા માણસમાં તેનો સહવાસ વધે એવી રીતે કરવું.

તેનું મન આત્માના અમરપતિ (શ્રીહરી) તરફ ભક્તિવાળું થાય, અને તેનો નિર્મળ પ્રેમ તે પતિમાં જ રહે એવી રીતનું શિક્ષણ આપવું. તેને ઘરમાં ગોપી ન રાખતા શિક્ષા લેવા લાયક મેળાવડાઓ મળતા હોય, કે જ્યાં ખોટી નિંદા કુથલી ન થતી હોય, એ જગ્યાએ જવા આવવાની છુટ આપવી. તેની ઉપર દયા દ્દષ્ટિ રાખીને તેના સંકટો દુર થા કરવું.

# વાર્તાલહરી.

## પુત્રપ્રેમને લીધે.

( મરાઠી ઉપરથી. )

લેખક શ્રીયુત્ " ધીરજ. "

ઔંનતો ચાલતો મોગલાઇનો સમય. તે વખતે અનેક નિરપરાધી ઇસ્લામેતર ધર્મીઓને—હિન્દુઓને અત્યંત ક્રૂરપણે જળવામાં આવતા હતા. તેમનું રક્ષણ કરનાર કોઈ નહતું. ગાયોને તથા બ્રાહ્મણોને પૃથ્વી ઉપર રહેવું ઘણું કઠીન થયું હતું. સુંદર તરૂણ હિન્દુ સ્રીઓ યવન સ્પર્શથી કલંકિત થવાને લીધે આત્મહત્યા કરી ઇશ્વર પાસે જઈ પહોંચતી હતી. પુષ્કળ વીર પુરુષો પોતાની નિષ્કલંક પતિવ્રતા પત્નીઓ અને ભગિનીઓને યવનોના જુલમમાંથી મુક્ત કરવા ,પોતાનો જીવ જતો કરતા હતા. અને પોતાના શૂર પુત્રો અકાળે યવનોના જુલમના બળી થઇ પડતા હોવાથી તેમનાં વૃદ્ધ માતપિતા અશ્રુગાળી દારૂણ આક્રંદ કરતાં હતાં. એકંદર રીતે તે વખતે કોઇને પણ સુખ નહોતું. છત્રપતિ શિવાજીના સ્વરાજ્ય સ્થાપન ઉદ્યોગનો હમણાં જ આરંભ થયો હતો. મહાપ્રતાપી પણ પરધર્મ દ્વેષ્ટા, પાષાણ હૃદયી અને કપટી ઔરંગઝેબ પોતાના પિતાને કપટથી કેદમાં નાખી હમણાંજ ગાદી ઉપર બેઠો હતો.

તે વખતે સુલતાનપૂર પરગણા ઉપર બહાદુરખાન નામક ઔરંગઝેબનો અત્યંત પ્રીતિપાત્ર એક નીચ મનુષ્ય સુબેદાર તરીકે નિમાયો હતો. ઔરંગઝેબના અંગમાંના સર્વ દુર્ગુણો તે બહાદૂરખાનના અંગમાં પણ પૂર્ણપણે ભરેલા હતા. દયા એટલે શું તેની તેને કલ્પના પણ નહોતી. પ્રજા પાસેથી જુલમ કરી પૈસા વસુલ કરવા તરફજ તેનું ધ્યાન લાગેલું હતું અને વરિષ્ઠ અધિકારીને હાંજી હાંજી કરી ખુશી રાખવો તેનેજ તે પોતાનું કર્તવ્ય સમજતો હતો. એ સુબેદારજ એમ સમજતો હતો, એમ નહિ કિન્તુ તે વખતના સર્વ સુબેદારો પોતાનું એવુજ કર્તવ્ય છે એમ માનતા હતા.

તે પરગણામાં રાજધાની પાસેના એક ગામડામાં એક તરૂણ મરાઠા સિપાઇ રહેતો હતો. તેના પૂર્વજોએ યવનોને માટે પોતાનું રક્ત અનેક વેળા ખરચ્યું હતું. તે તરૂણ પુરૂષ પણ હમણાં યવન લશ્કરમાં હોઈ બાદશાહની યોગ્ય સેવા કરતો હતો. સુબેદાર તરફથી તેને થોડા વખતથી ઘણો ત્રાસ થવા લાગ્યો હતો. અને તેનું કારણ તેની ઉપર થએલી ભગિની હતી. તેની સુંદરતા માટે ચારે તરફ તેની કીર્તિ પ્રસરી હતી. બાદશાહને કાને તે સૌંદર્યની કીર્તિ ગઇ અને તેને પોતાના જનાનખાનામાં લાવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. આ વાતથી પોતાને ઘણું દુઃખ ઉત્પન્ન થશે, એમ જાણી તે તરૂણ—વિઠોજીએ છાની રીતે દૂરના પ્રાંતમાં એક મરાઠા સાથે તેનું લગ્ન કરી તેને સાસરે મોકલી દીધી.

આ વાત બહાદુરખાને જાણી ત્યારે તેના ક્રોધે ઉગ્ર રૂપ ધારણ કર્યું. એક દમ તેણે પોતાના એક સરદારને સૈન્ય આપી તે ઓનું હરણ કરી લાવવા મોકલ્યો. પણ તેના જતાં અગાઉ વિઠોજીએ પોતાની ભગિનીને શ્વસુરગૃહે વિદાય કરી દીધી હતી. પ્રમદાહરણ સિદ્ધ નહિ થવાથી તે સરદારે વિઠોજીને કેદ કરી સુબેદાર પાસે આણ્યો. અને તરત જ સુબેદાર સાહેબે તેની બ્હેનને જનાનખાનામાં પહોંચાડવાનો હુકમ કર્યો. તે તરુણે જ્યારે તે હુકમનો અનાદર કર્યો કે એકદમ તેને એક અંધારી કોટડીમાં સખ્ત પહેરા નીચે મરી દુઃખ દેવાનો આરંભ કર્યો. તેને શું દુઃખ દીધું એ કહેવાની જરૂર નથી મોગલોના અત્યાચારથી કોઈપણ વાંચક અજ્ઞાન નહિ હોય એમ ધારી એ ભયંકર ઘટનાઓનો ઉલ્લેખ કરવાનું અમે વાસ્તવિક ધારતા નથી. છેવટે તેને સાત દિવસની મુદત આપી અને તેટલી મુદતમાં તે કબુલ ન થાય તો તેનો જીવ લેવાની તાકીદ આપી.

પોતાના પુત્રને કેદ કરી લઇ જવાથી વિઠોજીની માતાને ઘણું દુઃખ થયું પણ પોતાની પુત્રી સુબેદારના હાથથી છુટી અને આબરૂ સચવાઇ તે બદલ તેને કાંઇક સમાધાન થયું. હંમેશ તેને કાને જુદી જુદી વાતો આવતી હતી. આજ મરચાંનો તોબરો ચડાવ્યો છે, આજ બળતા અંગારા અંગ ઉપર ચાંપ્યા છે. આજ ખાવાનું આપ્યું નથી. આવી આવી પોતાના એકના એક શૂર પુત્રના સંબંધમાં દુઃખાત્મક વાતો સાંભળી તે વૃદ્ધ માતાનું હૃદય ભરાઇ આવ્યું. ક્યા ઉપાયે પુત્રને છોડાવવો તે બાબત તેના મનમાં વિચાર આવવા લાગ્યા. કન્યા આપી-મરાઠાઓને કલંક લગાડી પુત્રને છોડાવવાનું તેને રૂચ્યું નહિ. છેવટે બેચાર દિવસ પછી તે પોતાનું ગામ તજી સુબેદાર પાસે જઇ અને પોતાના પતિએ વખતો વખત યુદ્ધમાં બાદશાહને કરેલી મદદનો પરિચય કરાવી પોતાના પુત્રને છોડાવવાની વિનંતિ કરી પણ તે પાષાણ હૃદયી સુબેદારને ક્યાંથી દયા આવે ! તે વૃદ્ધા નિરાશ થઇ ત્યાંથી ચાલી ગઇ. કોઇ કહેતું કે તે બાદશાહ પાસે ગઇ છે, તો કોઇ કહેતું કે તેણે દુઃખાતિશયથી આપઘાત કર્યો છે।

સુબેદાર અત્યંત નીચ બુદ્ધિનો મનુષ્ય હતો. વરિષ્ઠ અધિકારીથી જેમ તે અતિશય ડરતો તેમજ ભૂતપ્રેત અને ફકીર-સાધુથી ડરતો. પોતાના જન્મનું હિતાહિત કરવાનું તેના અંગમાં સામર્થ્ય છે એવી તેની પક્કી ખાત્રી હતી અને પોતાનાં પાપકર્મને બદલે ભેંડાન શિક્ષા થશે એમ પણ તે સમજતો હતો.

સુમારે દસ-બાર દિવસ પછીની વાત. મધ્યરાત્રી વ્યતિત થઈ ગઇ હતી. સુબેદારના મહેલ આગળના પહેરેગીરો પણ નિદ્રાવશ થઇ ગયા હતા ! હમણાં લડાઇનો મામલો નહિં હોવાથી સર્વત્ર નિર્ભયતા પ્રસરી હતી જેથી પહેરેગીરો ઉપર સખ્તાઇ નહોતી. આ વખતે એક વૃદ્ધ ફકીર દરવાજાને માર્ગે મહેલમાં ગયો. ચોકીદારો નિદ્રિત હોવાથી તેનો કોઇએ અટકાવ કર્યો નહિ. તેનાં નેત્રો લાલ હતાં તે ઉપરથી તે અતિ સંતપ્ત હોય એમ દેખાતું હતું. આટલી રાત્રે સુબેદારના મહેલમાં આ ફકીર શા માટે આવ્યો હશે ? ત્યાં ગયા પછી તે ફકીરે સુબેદારને જોરથી હલાવી જાગૃત કર્યો. આંખ ઉઘાડી ફકીરને જોતાંજ તે ગભરાઇ ગયો. ફકીરે તેને ગંભીર અવાજે કહ્યું: "બહાદુર ! ગભરાઇને બુમ પાડીશ નહિ ! હું આ વખતે મારી નાંખનાર નથી. હું પેગંબર છું એ લક્ષ્યમાં લે. તને દર્શન દેવા ને કાંઇક ઉપદેશ આપવા હું ગાદી આજ જાતે આવેલો છું."

હવે બહાદુરના જીવમાં જીવ આવ્યો. તે કંપતો કંપતો બોલ્યોઃ "ખુદાવંત ! હું આપનો દાસ છું. આપ જે આજ્ઞા કરશો તે પાળવામાં હું બિલકુલ કસૂર કરનાર નથી."

"બહાદુર ! તું પોતાના નસીબથી સુબેદારીની જગા ઉપર આવેલો છે. તને તારા કર્તવ્યનું ભાન છે ?"

"હું બાદશાહની નોકરી ઇમાનથી કરૂં છું. અને..."

"બેવકૂફ ! બાદશાહની આજ્ઞા માનવી એજ શું તારૂં કર્તવ્ય ? મૂર્ખા ! પોતાની પ્રજાને સુખ દેવું એ અધિકારીઓનું કર્તવ્ય નથી શું ? તેં કોઇપણ દિવસ આ વાત તરફ લક્ષ્ય આપ્યું છે ? સુખ દેવાનું તો બાજુએ રહ્યું પણ ઉલટો તું પોતાની પ્રજાનો કેટલો છળ કરે છે ! આજ સુધી તેં કેટલી તરૂણ અબળાઓને નીતિભ્રષ્ટ કરી છે, કે તેઓએ તારો શું અપરાધ કર્યો હતો ! બોલ. હિન્દુઓ તરફ તેં કેટલો છળ કરેલો છે ! તેમણે તારા બાદશાહનો શુ ગુન્હો કર્યો હતો ? તે કેટલી ગરીબ ગાયોનો અને બ્રાહ્મણોનો વધ કર્યો છે ? તેમણે પણ તારો શું અપરાધ કર્યો હતો ! આપણા પવિત્ર ઇસ્લામ ધર્મમાં આવી રીતે છળ કરવાનું કહેલું છે શુ ? ગરીબને પીડવાથી શુ શિક્ષા ભોગવવી પડશે તે તને માલમ છેને ! આ આટલુ પાપ કરે છે તેનુ ફળ ભોગવવા તું તૈયાર છેને ? નરાધમ ! કરેલાં કર્મોનું પરિણામ જ્યારે તું નજરે જોઇશ ત્યારેજ તારી આંખ ઉઘડશે. દુષ્ટ ! જો કાંઈ પણ સદ્બુદ્ધિ હોય તો આવાં કૃત્ય કરવા છોડી દે !"

ફકીરની તે અવિરત વાગ્ધારાથી સુબેદાર વિનમ્ર થઇ ગયો. "ખાવિંદ ! માફ કરો. હું આપને જ શરણે છું." એટલુંજ તે ગદ્‌ગદ્ સ્વરથી બોલી શક્યો.

જરાવાર અટકીને તે ફકીર પુનઃ બોલ્યો "બહાદુર ! આજ આઠ-દશ દિવસ પહેલાં તેં એક મરાઠાને કેદમાં નાખ્યો છે તે શા માટે ? તેણે તારો શું આપ અપરાધ કરેલો છે ? પોતાની બ્હેનનુ તારા જેવા નીચથી રક્ષણ કરવું એ અપરાધ છે શું ! એ તેનું કર્તવ્યજ છે. કહે ભલા, તેને બદલે તારી એવી સ્થિતિ થઇ હોય તો તું શું કરે !"

બહાદુર કાંઇક બોલવા જતો હતો એટલામાં ફકીર બોલ્યો "બહાદુર ! હુ સમજ્યો. તું તેને પાદશાહ પાસે મોકલનાર હતો એજ કહેવુ છેને ! પણ તારા તે બાદશાહનો તેણે કાંઇ અપરાધ કર્યો નથી. ઉલટું તે કન્યાના પિતાએ તમારૂં દાસત્વ સ્વીકારી જીંદગી વ્યતીત કરી છે. અને તેનો ભાઈ પણ હજુ તેજ કરે છે. શુ તે ઉપકારનો આ રીતે બદલો વાળો છો ? બહાદુર ! બાદશાહની એવી નીચ આજ્ઞા માન્ય કરવાનું તને કોણે કહ્યુ છે ? બાદશાહ અન્યાય કરતો હોય તો તેને મદદ કરનારા લોકો પોતાનું કર્ત્તવ્ય ઉત્તમ પ્રકારે કરે છે એમ કહેવાય કે ! ધિક્કાર છે ! હજારવાર ફિટ્કાર છે ! ધ્યાનમાં રાખ. કાલ સવારમાં તે મરાઠા વીર છુટવો જ જોઇએ. વળી તેને કાંઇક બક્ષિસ પણ મળવીજ જોઇએ. બોલ તને છે આ કબૂલ ?"

બહાદુર બોલ્યોઃ "ખુદાવંત ! આપની આજ્ઞા અમાન્ય કરે એવું આ જગતમાં કોણ છે ? આપનું સામર્થ્ય કોણ જાણતુ નથી ? હું આપની આજ્ઞા માથે ચઢાવું છું. તે મરાઠાને સવારમાં છોડી મૂકીશ."

"ઠીક છે. હવે તારી બુદ્ધિ ઠેકાણે આવી. આજથી તારે કેમ વર્તવું તે તારા ધ્યાનમાં છેને ? પરધર્મીઓનો છળ, ગરીબ બિચારી ગાયો અને બ્રાહ્મણોનો વધ, સ્ત્રીઓનું હરણ વગેરે અત્યાચારો હવેથી બંધ થવા જોઇએ અને પ્રજાને કેમ સુખ મળે તે તરફ લક્ષ રહેવું જોઇએ છેને કબૂલ ?"

"હા ખુદાવંત ! હું સઘળું કબૂલ કરૂં છુ."

"બહાદુર ! તો હું હવે જાઉં છુ. જો એ પ્રમાણે વર્તીશ તો હું તારા ઉપર પૂર્ણ મહેર કરીશ, પણ જો તેથી વિરૂદ્ધાચરણ કરીશ તો યાદ રાખ, તારી બહુ બુરી દશા કરીશ." બહાદુરે શું જવાબ આપ્યો તે સાંભળવા ફકીર ઉભો રહ્યો નહિ. તે મહેલમાંથી બહાર પડી એક ક્ષણવારમાં અંધકારમાં અદૃશ્ય થઇ ગયો.

બીજે દિવસ સવારમાં બહાદૂર ખાસ મ્યાનો મોકલી વિઠોજીને પોતાની પાસે આણ્યો. વિઠોજીને લાગ્યું કે સુબેદારને છળ કરવાની કોઇક નવી યુક્તિ સુઝી હશે માટે પોતાને બોલાવ્યો છે; વળી સુબેદારના બીજા સરદારોને પણ એમજ લાગતું હતું કે વિઠોજીને મરણની શિક્ષા થશે. પણ સરદારની આગળ ગુનાવીને જ્યાં તે ઉભો રહ્યો કે તરતજ "હું તને મૂક્ત કરૂં છું. તું તારે ઘેર જા." એમ સુબેદારે કહ્યું; વળી તેને લશ્કરમાં મોટો હોદો આપ્યો. સુબેદારની આવી ઉદારતા જોઇને બીજા સરદારોને તેમજ વિઠોજીને ઘણું આશ્ચર્ય થયું, પણ સુબેદારના વર્તનમાં થએલા પરિવર્તનને કોઇ સમજી શક્યું નહિ.

તે દિવસથી બહાદુરનો હાથ કોઇ તરૂણ સ્ત્રીના પાતિવ્રત્યનો ભંગ કિંવા હિન્દુધર્મનો છળ કરી શકયો નહિ. સરદારો એ જોઇ અનેક તર્ક કરતા. કોઇ કહેતું કે બાદશાહે તેવો હુકમ આપ્યો હશે; વળી કોઇ કહેતું કે બહાદુરે એક ફકીરનો ઉપદેશ લીધો છે. આ પ્રમાણે અનેક અનુમાનો થતાં.

માતાએ પોતાનું કર્તવ્ય કર્યું. વિઠોજીની માતાએજ ફકીરનો સ્વાંગ પહેર્યો હતો એ વાચકો સમજી ગયા હશે. પુત્રના આવતા પહેલાં તે ઘેર આવી પહોંચી હતી. માતા પુત્રનો મેળાપ થયો. માતાએ પુત્રને આશીર્વાદ આપ્યો. આ દુષ્ટ સુબેદારના હાથમાંથી પોતે કેમ છૂટયો તે બદલ વિઠોજીને હંમેશ આશ્ચર્ય થતું. કેટલેક દિવસે તેની સ્નેહવત્સલ માતાએ બનેલી ઘટનાનો ઉલ્લેખ કર્યો ત્યારે વિઠોજીનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઈ ગયું. તે બોલ્યોઃ "માતા ! તને ધન્ય છે ! તારો મારી ઉપર કેટલો બધો પ્રેમ છે ! તું પકડાઈ ગઇ હોત તો !"

વાચક ! માતાએ જે સાહસ કર્યું તે માત્ર પુત્ર પ્રેમને લીધેજ !

# रमणी मणिमाला.

## વીરાંગના સાવીત્રીબાઇ.

(ઇંગ્રેજી ઉપરથી.)

લેખકઃ શ્રીયુત આર. સી. દવે.

ઇ. સ. ૧૬૭૭ માં મહારાજા છત્રપતી શીવાજી કર્ણાટક ઉપર સવારી કરતા હતા ત્યારે તેમણે તેમના સરદારોને બોલાવ્યા અને ત્યાં આવેલા કેટલાક મજબુત અને પ્રબળ કિલ્લાઓનો કબજો લેવાની તેમની ઇચ્છા દર્શાવી. સરદારોએ પણ પોતાના સામર્થ્યનો સાક્ષાત્કાર કરી મહારાજાના પ્રીતિપાત્ર બનવાની ઇચ્છાથી, તેમની ઇચ્છા પરીપૂર્ણ કરવાને તે કાર્ય તરતજ માથે લીધું અને નજીક આવેલા બેલવાડીના અજય્ય કિલ્લા તરફ વિશાળ સેના સાથે કૂચ કરી–બેલવાડીથી આશરે અઢી માઇલ દુર તેઓએ મુકામ કર્યો અને ત્યાંથી જાસુસોને મોકલ્યા; જેમના તરફથી તેમને કિલ્લાની સ્થિતિ અને પરિસ્થિતિ સંબંધી તમામ માહીતી મળી. આવી રીતે મેળવેલી માહીતીથી સરદારોને માલમ પડયું કે કિલ્લો જીતવાનું કાર્ય તેમણે પ્રથમ ધાર્યું હતું તેટલું સહેલું નહોતું. તેથી તેઓએ દરેક પ્રકારની સાવચેતી અને યુક્તિથી હુમલો શરૂ કર્યો. કિલ્લામાં ખાસ રક્ષણાર્થે રાખેલી સેનાને દુશ્મનના આગમનની આગળથી ખબર મળી હતી અને તેથી તેઓ હુમલાને માટે બરાબર તૈયાર થયા હતા. લશ્કરના અધિકારી અને તેના તાબામાં રહેલા કિલેદાર, થાણુદાર અને હવાલદાર–કિલ્લાના રક્ષણ માટે બનતો પ્રયત્ન કરતા હતા અને ગમે તેટલા સંકટના ભોગે પણ હુમલો પાછો હઠાવવાનો તેઓએ નિશ્ચય કર્યો હતો. થાણુદાર યસાપ્રભુ, કિલેદાર અને હવાલદારો (જેમનાં નામ જાણવામાં નથી)–તેમણે દાખવેલા અડગ ધૈર્ય અને અતુલ શૌર્યના પરિણામે મરાઠાઓને પાછા હઠવું પડયું. બીજી વખતે મરાઠાઓએ જુસ્સામાં આવી ફરીથી પ્રબળ હુમલો કર્યો. ઘેરો આઠ દીવસ સુધી ચાલ્યો. છતાં પણ કંઇ ફતેહ મળી નહિ સતત ઘેરાને લીધે દુશ્મનોનો બાહારની સાથે તમામ વ્યવહાર બંધ પડયો તેથી મરાઠાઓએ ધાર્યું કે દુશ્મનોને ધાન્યની આવક ન હોવાથી ખોરાકની તંગી પડશે. પણ તેમની પાસે તો હજી ચાર માસ પર્યંત ચાલે તેટલો પુરતો ખોરાક હતો. તેથી તેઓએ બે માસ સુધી બેફીકર અને શાન્તિપણે બધું સહન કર્યું અને ટકાવી રહ્યા. એક દિવસે કિલ્લા તરફ કેટલુંક ઘાસ સળગતું દેખાયું. તે જોતાંજ કેનેરીસોલ્જરોએ ગભરાટમાં તેને હોલવી નાખવા દોડાદોડ કરી મુકી. આ ગભરાટનો લાભ લઈ મરાઠાઓ તેમના ઉપર એકદમ તુટી પડયા. તેથી કેનેરીસોલ્જરો આગ હોલવવાનું કાર્ય અધુરૂં મુકી આક્રમણ અટકાવવામાં રોકાણા. આગની એકાએક અણધારી આફતના લીધે તેઓ અવ્યવસ્થિત અને નાહિંમત થઈ જવાથી, તેઓને માર્ગ આપવાની ફરજ પડી. મુખ્ય અધિકારીઓ અને બીજા ઘણા કેનેરીસોલ્જરો

માર્યા ગયા અને બાકીનું લશ્કર નાહિંમત થઇ જવાથી તેમાં ભંગાણ પડયું. અને સૈનીકોએ ચોદીશામાં વિખરાઈ જવાની દોડધામ કરી મુકી.

આણુદારની વીર પત્ની–પરાક્રમી સાવીત્રીબાઇએ જ્યારે જોયું કે કિલ્લાની માફક, તેના પતિનું નામ અને માન સર્વે જોખમમાં હતાં ત્યારે પતિના મરણથી ઉદ્ભવેલો શોક ત્યજી દીધો. તેના સદ્‌ગત પતિની તરવાર હસ્તમાં ધારણ કરી, અશ્વારૂઢ થઇ તેના પતિના નામથી યુદ્ધનાદ કર્યો અને લશ્કર ભેગું કર્યું. આણુદારની પત્નીના શૌર્યાવિષ્ટ મુખ અને ઉમદા દાખલાથી ઉત્તેજીત થવાથી અને ખરૂં કહીએ તો ઝાંખા પડવાથી, કેનેરી સૈનીકોને હિંમત આવી અને મરણ પર્યંત લડવાની પ્રતિજ્ઞા લઇને તેને મળી ગયા. સાવીત્રીબાઇએ તેમને નીચે મુજબ સંબોધી તેમનામાં ઉત્સાહ પ્રેર્યો.

"મ્હારા શૂરવીર વીરો, જ્યારથી આપણે પ્રથમ અધીશ્વરની નોકરીમાં જોડાણા ત્યારથી સ્વસ્વાર્થનો ત્યાગ તો કરી દીધો છે. તેથી હવે મરણભયથી તમારી ફરજમાંથી તમે વિમુખ થાઓ તો તે અઘટીત છે. તમારી જીંદગીના ભોગે પણ જો તમે દૃઢ અને વફાદાર રહેશો તોજ તમે તમારા સ્વામીને ન્યાય નિષ્ટ બદલો આપ્યો, અને તેનું લુણ હલાલ કર્યું એમ કહેવાશે વિચાર કરો કે જો તમે બીકણતાદાખવી દુશ્મનોને થોડામાં થોડો લાભ પણ આપશો તો તે તમને કેવી દશાને પાત્ર કરશે! તેમનાં વિશ્વાસદર્શક ખોટાં અસત્ય વચનથી છેતરાશો નહિં. તમે બહાદુર લોકો છો તેથી જો માત્ર ઉત્સાહી અને અડગ રહો તો હજી પણ જીત મેળવી શકવા તમે શક્તિમાન છો. આટલા બધા સૈનીકો સાથે યુદ્ધ કરી તમારા જુસ્સાનો સાક્ષાત્કાર કરવાની આ સોનેરી તક તમારા હાથમાંથી જવા દેશો નહિં. હજી પણ આપણને વિજય પ્રાપ્ત થશે."

એક અબળાના મુખમાંથી નીકળતા આવા ઝનુની અને ઉત્તેજક વાક્યોએ કેનેરીનીકોને પુનઃ ઉત્સાહ અને ધૈર્યપૂર્ણ કર્યા. તેઓએ હર હર મહાદેવનો ગગનભેદી પ્રચંડ ધ્વની એકદમ જમાવી મુકયો અને વીર રમણી સાથે સઘળા યુદ્ધમાં ઉતરી પડવા તત્પર થઇ ગયા. દુશ્મનોના મુઠીભર સૈનીકો (પાંચસો છસો) મરાઠાઓની વિશાળ સેના સાથે લડવા તૈયાર થયેલા જોઇ મરાઠાઓ આશ્ચર્યચકિત થઇ ગયા. બહાદુર સ્ત્રીની આગેવાની નીચે થએલો હલ્લો ઘણો પ્રખ્યાત હતો. રણવીરને યોગ્ય અતુલ શૌર્ય અને જુસ્સો એક અબળામાં જોઇ મરાઠા સરદારો દિંગ થઇ ગયો. લશ્કરના જુદા જુદા વિભાગેનું રક્ષણ કરવાને માટે નિમેલા સૈનિકોને તેને એકદમ કાપી નાખ્યા, અને તેનો માર્ગ ચોકખો કર્યો. ઘણા મરાઠા યોદ્ધાઓ તેની તરવારના ભોગ થઇ પડી પ્રભુના દરબારમાં તેમનાં કરેલ કર્મનો બદલો મેળવવા ગયા. તેમની સ્ત્રી નાયીકાનું આવું પરાક્રમ જોઇને કેનેરી સૈનીકોનો જુસ્સો પ્રોત્સાહીત થયો. તેઓ એકદમ દુશ્મન ઉપર તુટી પડયા અને વિનાશનું કાર્ય આરંભ્યું. સાવીત્રીબાઇએ તેણે પરિધાન કરેલાં બધાં આભૂષણો અને જવાહિર તેના માણસોને વહેંચી આપ્યાં. અને તેને કહ્યું કે 'યુદ્ધમાં મારવું વા મરવું તેજ માત્ર પ્રતિજ્ઞાપાલન છે. બીકની મારફ રણભૂમીમાંથી નાશી જવું તે તમારા જેવા બહાદુર લોકો માટે અઘટીત અને દૂષણીય છે." તેથી તેઓ ઘણી વીરતાથી લડયા અને અલ્પ સમય માટે પણ આક્રમણ હઠાવવામાં ફતેહમંદ થયા. વસ્તુ સ્થિતિ જોતાં વિજયદેવી દુશ્મનોની ગ્રીવામાં વિજયમાળ આરોપશે

એમ લાગવાથી મરાઠાઓ ગુસ્સે થયા અને દ્રઢતાથી લડવાનો નિશ્ચય કર્યો. અબળાથી પરાજીત થવાનો વિચાર તેમના હૃદયમાં બહુ ખુંચ્યા કરતો હતો અને આ વિચારથીજ તેઓ મરણીયા થઈને લડવાને ઉશ્કેરાયા. હવે તેમણે તેમની સેનાને બે વિભાગમાં વિભક્ત કરી નાંખી. એક વિભાગ કેનેરીસૈનીકો ઉપર તુટી પડયો અને બીજાએ વીરરમણી સાવીત્રીબાઈને ઘેરી લેવાનો પ્રયત્ન કર્યો. સાવીત્રીબાઈ તેમનો આ હેતુ જાણી ગઈ, છતાં પણ નાહિંમત થયા વિના નિડરપણે તેણે મારો ચાલુ રાખ્યો. યુદ્ધ કરતાં વચ્ચે વચ્ચે સૈનીકોને તે સુચનાઓ આપતી અને સૈન્યમાં સર્વના ઉત્સાહની વૃદ્ધી કરતી હતી ધીમે ધીમે મરાઠાઓ તેને તેના સૈનીકોમાંથી જુદી કરી નાખવામાં ફાવ્યા અને તેઓને તેનાથી દૂર રાખ્યા. પોતાના માણસોને મળી જવા માટે પુનઃ પુનઃ દુશ્મનોની હારમાંથી તેણે પોતાનો માર્ગ કર્યો પણ આ પ્રમાણે ખાલી પડની જગ્યાએ તરતજ નવા મરાઠા સૈનીકો ગોઠવાતા; કારણ તેઓનો મુળ મુદ્દો તેને બીલકુલ ઈજા કર્યા સીવાય પકડવાનો હતો. છેવટે એક મરાઠા સરદારે પાછળથી તેના ઘોડાને શસ્ત્ર મારી ખોડો કરી નાખ્યો. તે એકદમ અશ્વ ઉપરથી નીચે ઉતરી અને ઝનુનના આવેશમાં આવી જઈ સામેની હાર તોડી તેના માણસોને મળી જવા માટે ધસારો કર્યો. પણ તેટલામાં તો દુશ્મનના કેટલાક સૈનિકોએ પાછળથી આવી તેને પકડી લીધી. તે સમયે પણ તેણે કેટલાકને સ્વર્ગધામમાં વિદાય કરી નાખ્યા, અને તે તદ્દન નિરૂપાય થઈ તે પહેલાં હાથમાં તરવાર રાખી લડતાં લડતાં જમણો હાથ તેણે ખોયો.

અફસોસ ! આ વીર રમણીનું સઘળું શૌર્ય અને તેના પતિની તરવારને વિજયી સાબીત કરવાના અને તેના ઉપરનું કલંક ભુંસી નાખવાના સતત્ પ્રયત્નો વ્યર્થ ગયા. તેના સૈનીકો તેને આવી સ્થિતિમાં જોઈ બેબાકળા બની ગયા અને દુશ્મનો પર બેધડક તુટી પડયા. પણ નાયક વીનાની ટુકડી વીશાળ મરાઠા લશ્કર સામે કેવીરીતે ટકી શકે ? તેઓ તરતજ હારી ગયા. કેટલાક દુશ્મનોના હાથમાં ગયા અને કેટલાક જુદીજુદી દીશામાં નાશી ગયા.

યુદ્ધ સમાપ્ત થયા પછી જ્યારે મરાઠાઓનો ભગવો ઝુંડો કિલ્લા ઉપર ફરફરતો હતો ત્યારે ધરવીર સાવીત્રીબાઈને શંખલા બંધન કરી કેદીની માફક મરાઠા છાવણીમાં લઈ જવામાં આવી. મરાઠાઓએ સાવીત્રીબાઈનું ઘર અને તેના સાથે તમામ કિંમતી સામાન અને માલ મીલકત લુંટી લીધાં કિલ્લામાં સુલેહ અને વ્યવસ્થા સ્થાપ્યા પછી મરાઠા લશ્કર સાવીત્રીબાઈને લઈ કારવીર (કોલ્હાપુર) જ્યાં મહારાજા શીવાજીની છાવણી હતી ત્યાં આવ્યું. ભોજન પુરૂં સાવીત્રીબાઈને મહારાજા પાસે લઈ જવામાં આવી. *મહારાજા સ્ત્રીઓને હેરાન કરતા નહિં. અનાથ અને નિરાશ્રીત તરફ મહારાજા માયાળુપણે અને ઉમદા રીતે વર્તતા તેના દાખલાઓ ઇતિહાસમાં મોજુદ છે. સાવીત્રીબાઈની દયાજનક સ્થિતિ જોઈ તેનું હૃદય પીગળી ગયું અને તેને છોડી મુકવાનો એકદમ હુકમ કર્યો. અભિમાન સહીત તેણે કહ્યુંઃ "પૂજ્ય દેવી ! હું તમને મારી માતા સમાન ગણું છું. તમારી અને તમારાં બાળકોની સારી સંભાળ લેવાય અને તમારાં સર્વેનું સારીરીતે પોષણ થાય તે માટે હું હંમેશાં ધ્યાન આપતો રહીશ. તમારી ઇચ્છા શું છે તે મને જણાવો." આ સાંભળતાંજ તે ઉમદા સ્ત્રીએ એકદમ ક્રોધથી ઉશ્કેરાઈ કહ્યુંઃ "શીવરાયા ! હું અત્યારે નિરાધાર

છું તેથી મને આ પ્રમાણે લલચાવો છો અને મારી હાંસી કરો છો ! શું તમે એમ ધારો છો કે હું મારા દેશને નિમકહરામ થઇશ અને તેથી મારા વ્હાલા પતિના અને મારા પોતાના નામને બટ્ટો લગાડીશ ? હું કદી તેમ કરીશ નહિં. અમારા પાલકને નિમકહરામ નીવડવું તે અમને વારસામાં મળેલું નથી. જે કિલ્લામાં રહેવાનું મને માન હતું તે કિલ્લો મુસલમાની માલીકીનો હોવા છતાં અજીત હતો તેનું કારણ માત્ર એટલુંજ કે હિન્દુ અધિકારીઓ વફાદાર અને વિશ્વાસપાત્ર હતા. કૃપાકરી મને મારી તરવાર એક વખત પાછી આપો અને પછી તમે જુઓ કે હજી પણ હું શું કરવાને શક્તિવાન છું. જે શસ્ત્ર ચલાવવામાં મારા પતિ અને તેમના બાપદાદાઓ અતિકુશળ હતા તે શસ્ત્રનેજ મ્હેં દૂષણ દીધું તેથી મને ઘણુંજ લાગી આવે છે. હૃદયમાં થતું તે દુઃખ હું સહન કરી શકતી નથી. મહારાજા ! મ્હારૂં કહેવું ધ્યાનપૂર્વક શ્રવણ કરો. મ્હને તરવાર પાછી આપો અને મારી અભિલાષા તૃપ્ત કરવા દો. " ઝનુનથી મસ્ત બની ગયેલી હોવાથી તેણે રાજરક્ષકોને એક બાજુ ધકેલી મુક્યા અને પોતાની જાતને છુટી કરી શસ્ત્ર પકડવાનો સખ્ત પ્રયત્ન કર્યો. પણ બીજા વધારાના રક્ષકો તરતજ આવવાથી તેમણે તેને રોકી લીધી. તેના જુસ્સા અને ઉગ્રપ્રકૃતિના શબ્દોથી તેમજ તેણે દાખવેલા મહાન સામર્થ્ય અને શૌર્યથી મહારાજાને તેનામાં રહેલી વિલક્ષણતા વિષે ખાત્રી થઈ. તેને એકદમ તેના પેર બેસવાડે પાછી મોકલાવી દીધી અને તેના ભરણપોષણ માટે તેમજ તેનાં બાળકોના શિક્ષણ-માટે યોગ્ય વ્યવસ્થા કરાવી આપી. પણ પતિના મરણથી થયેલો સખ્ત આઘાત સહન કરવાને તે વીરાંગના લાંબો વખત જીવી નહિં.

---

## गृह-धर्म.

# ઘરખર્ચમાં કરકસર.

લેખકઃ રા. રા. પુનમચંદ કેશવલાલ શાહ. ( બી. એ. )

કરકસર કરવાની બાબતમાં આજકાલ સર્વ ભણેલી તેમજ અભણ સ્ત્રીઓ તદન બેદરકાર રહે છે; આનું મુખ્ય કારણ એ છે કે ઉછરતી જુવાનીનો સમયજ એવો છે કે તેમાં દરેક વ્યક્તિને મોજશોખ મારવાનું ઘણુંજ મન હોય છે કુમારી અવસ્થામાં માબાપની તેમજ લગ્ન પછી થોડા સમય સુધી સાસુ-સસરાની આધીનતામાં રહેવાને લીધે સ્ત્રીઓને પોતાની ઇચ્છાઓ દબાવવી પડે છે, અને આના પરિણામે જ્યારે તેમને પતિની સાથે એકલા રહેવાનો પ્રસંગ આવે છે ત્યારે આ બધી ઇચ્છાઓ આપોઆપ પ્રગટી નીકળે છે. પતિ પણ આ સમયે પોતાની અર્ધાંગનાની મનકામના પૂર્ણ કરવાને ઉત્સુક હોય છે એટલે પત્નીએ માગેલી વસ્તુ ખાસ જરૂરની છે કે નહિ તેની તપાસ કરવાની ચીવટ લેવામાં આવતી નથી. પરિણામ એ આવે છે કે ખર્ચ ગજા ઉપરાંત થઇ જાય છે અને પતિ દેવાદાર થાય છે, વળી મનકામનાનો વેગ એવો છે કે એક ઇચ્છિત વસ્તુ મળે કે તરતજ બીજી વસ્તુની ઇચ્છા થાય છે-કહ્યું છે કે જેવી રીતે-અગ્નિમાં ઘી હોમવાથી જ્વાળા વધારે

ચક્રવૃદ્ધિ થાય છે તેની જ રીતે એક માગણી સફળ થઇ કે તરતજ બીજી માગણી કરવાનું મન થાય છે. આમ હોવાથી ઉપર બતાવ્યા પ્રમાણે સ્ત્રીઓની મનકામનાને લીધે પુરૂષોને કરજદાર રહેવું પડે છે, અને અંતે તેનું ફળ ઘણુંજ નઠારૂં આવે છે.

આ સબંધમાં મનુસ્મૃતિમાં એવું વાક્ય છે કે;–

व्यये चामुक्त हस्तया

અર્થઃ—ખર્ચ કરતી વખતે સ્ત્રીઓએ કદી પણ હાથ મોકળો રાખવો જોઇએ નહિ.

આવી રીતે પહેલાંના વખતમાં જો સ્ત્રીઓને સંભાળીને ખર્ચ કરવાની જરૂર હતી તો અર્વાચીન સમયમાં તો આ બાબત ઘણી જ સાવચેતી રાખવાની જરૂર છે; પરન્તુ વસ્તુ—સ્થિતિ તો તદન જુદાજ પ્રકારની છે. અભણ સ્ત્રીઓતો મૂર્ખજ છે એટલે લુગડાં ઘરેણાં માટે તેમની માગણી દર હમેશ ચાલુજ હોય તેમજ તેને માટે તેઓ અપવાસ, કંકાસ વગેરે કરતી હોય તો તેમાં નવાઇ નથી; પણ ભણેલી સ્ત્રીઓ ખર્ચ વધારે કરે તેમાં નવાઇ છે. તેમને નોકરોની જરૂર તો હમેશાં રહેવાનીજ! ઘરનાં હલકાં કામ કરવાનું તેમને પસંદ ન હોવાથી તેમજ તે કામ કરતાં તેમને શરમ આવવાથી રસોઇ કરવા પાણી ભરવા, વાસણ અજવાળવા, અબોટ દેવા, લુગડાં ધોવા વગેરે કામ કરવા સારૂ નોકર વગર ચાલતું નથી. જો એકજ નોકર આ બધું કામ કરવા કબુલ થાય તો ઠીક, પણ જો તે ના પાડે તો દરેક કામ માટે જુદા જુદા નોકરો અને તેમાં એકાદ દાસી પણ જોઇએ. આવી સ્થિતિમાં ખર્ચનો બોજો વધે એ સ્વાભાવિક છે, અને આવી રીતે જો પોતાનો જ નિભાવ કરવાના સાંસા તો યોગ્ય રકમ બચાવી તેનો સત્કાર્યમાં ઉપયોગ કરવાની આશા જ ક્યાંથી!

હાલના સમયમાં એશઆરામની ચીજો તથા સગવડો એટલી બધી વધી ગઇ છે કે તે બધામાં ખર્ચ પણ જબરૂં આવે છે, તેમજ જેમ જેમ વધારે સગવડ મળતી જાય છે તેમ તેમ માગણી પણ ઉપર બતાવ્યા પ્રમાણે વધતી જાય છે, એટલે ઘણો ખર્ચ થતાં પણ સુખ કે ગ તોષ તો મળતો જ નથી.

બીજી બાજુએ જોતાં, પૈસો કમાવા માટે કેટલી વિટમ્બણા ભોગવવી પડે છે તેનો વિચાર કરો! પહેલાંના સમયમાં એકાદ બે વર્ષ ભણી રહ્યા પછી એક બે કલાક કામ કરવાથી પોષણ જેટલું સહજ મળી શકતું હતું; પણ આજ તો અભ્યાસની મુદત ૧૦–૧૫ વર્ષની થઈ ગઈ છે, અને ત્યાર પછી સવારથી સાંજ સુધી ઘણીજ મહેનત કરવાથી પણ પેટ પૂરતું મળી શકતું નથી. હાલના સમયમાં નોકરીનું કામ કઠિણ થઇ પડયું છે, તેમજ વેપાર રોજગારમાં પણ તાણાતાણ ઘણીજ ચાલે છે, એટલે ધન ઉપાર્જન કરવાનું કામ બહુજ અઘરૂં થઈ ગયું છે.

આમ હોવાથી ભણેલી સ્ત્રીઓએ પોતાની " ખાલી મોટાઇ છોડી દેઇ " ગૃહવ્યવસ્થામાં યોગ્ય રીતે રોકાવું જોઇએ. તેમણે પતિની કમાઇનો વિચાર કરીનેજ ખર્ચ કરવું જોઇએ. જે વસ્તુઓ ખાસ જરૂરની લાગે તેજ વસ્તુઓ તેમણે સવડ પ્રમાણે લેવી જોઇએ. નકામી મોજશોખની વસ્તુઓમાં પૈસા ખરચવા એ પૈસાનો દુરૂપયોગ કરવા બરાબર છે. માટે જરા પણ નકામો ખર્ચ કરવો નહિ, એટલુંજ નહિ પણ સવડ નહોય તો જાતે દુઃખ વેઠીને પણ કરકસર કરવી જોઇએ. આમ કરવાથી પોતાને તેમજ પોતાના કુટુંબને આગળ ઉપર સુખ થશે એ નિઃસંશય છે.

## स्त्री साम्राज्य.

અમદાવાદના
વનિતા વિશ્રામમાં ઉત્સવ પ્રસંગે ગવાયલા

## ગરબા.

### શ્રી સરસ્વતિ તથા શ્રી લક્ષ્મીનું સહસ્તવન.

( ગરબો. )

જય જય વિધિની ત્ય ત્ય નિધિની કંઠવાસિ વૈકુંઠવાસિ.
જય 'ए ॐ બીજ રૂપા श्रीं બીજ સ્વરૂપા રતવીએ થઈ ઉર
ઉલ્લાસી.

જય હંસા રૂઢા વારૂ ગરૂડા રૂઢા છો ચારૂ,
મુકતા કેરી માલ ધારી ચંપક માલ ધારી,
સાહિત્ય પ્રસારિણી ! દારિદ્ર વિદારીણી વીણાવિલાસીઃ મૃદુહાસી.
સ્તવે નિત્ય વિદ્યાભ્યાસી, સ્તવે વિભવાભિલાષી,
જય વાણી અધિષ્ઠાત્રિ વિભવની દાત્રી,
જય જય શુભાંગી, જય સ્વર્ણાંગી ઉભયને રહીએઃ ઉપાસી.

કરી કૃપા ઉભય વેર દાયીની વરને દેજો
અમ ઉપર સદાય પ્રસન્ન આપ ઉભય રહેજો.
અમે શ્રેયસ પ્રેયસ પામીએ એવું બલ દો
કરવા સાર્થક અવતાર કંઇ કંઇ સંતાલ દો.
સંપત્તિ તમારી બેઉની અમે પામીને
થઇ રહીએ આપ સ્વરૂપ વદીએ નામીને.

---

### અલંકાર તથા શંગારો ધારણ કર્યા સાર્થક કયારે ?

( ગરબો. )

પગનો ઝાંઝર ઝણકાર શું શું સુણાવે !
કરનો કંકણ ખખણાટ શું શું સુણાવે !
તનુના વિધ વિધ શૃંગાર શું શું સુણાવે !
શું શું સુણાવે કાંઈ લક્ષે એ આવે !

નિજ સત્કાર્યે પરહિત કાર્યે પ્રેયે હું હરખાઉં,
હે કામીના પગનો ત્તાધ્વનિ મુજ ઝણકારથી ગાઉં,
ઝાંઝર એવું સુણાવે,

કોમળ કરથી પતિની સેવા રૂડી રીતે થાય,
શુભ વ્યવહારોને માપો ત્હેના યશ કહું રહી કરમાંય,
કંકણ એવું સુણાવે.

શુભ વાણી ઉચ્ચરવા માટે દીધો પ્રભુએ કંઠ,
તો હું શોભીશ સુગીત ગાઈ રીઝવશો નીજ કંથ,
કંઠી એવું સુણાવે.

મુજ સમ રમ્ય સુવાસીત કરજો તન મન જીવન પ્રાણ,
કેશમાં રહી જોઉં કેવાં ત્હમારાં પાછળ થાય વખાણ,
વેણી એવું સુણાવે.

સઘળું આ રીતે જો કરશો રહી હું ભાલની માંય,
તમ સુભાગ્યનો ચંદ્રક થઇ હું જગને જણાવું સદાય.
ચંદ્રક એવું સુણાવે.

અલંકાર શૃંગારો આ વિધિ સુચના કરતા ખાસ,
સાર્થક કરવો તેથી આપણો ને તેમનો સહવાસ,
જાણી જે જે સુણાવે.



## કન્યા વિક્રય નિષેધ.

### અનુવાદક—બ્હેન સૌ. ડાહીબેન.

( હરિગીત )

ઉજ્વલ અતિશે ઓપતું, કુળ તે કલંકિત થાય છે,
મોટી પ્રતિષ્ઠા પંચમાં, તે ખોટમાં ખોવાય છે;
એ લાજ કેરૂં ઝાઝ, સંકટ સિંધુમાં બૂડે ભમી,
કન્યાતણો વિક્રય કર્યાથી કષ્ટમાં ના રહે કમી. ૧

હડતાલ " દીધા કર્મથી, બુદ્ધિબજાર વિષે પડે,
સદ્ગુણ રૂપી સરસ વસ્તુ, શોધ કરતાં ના જડે;
ઉપહાસ્ય અવનીને વિષે, સુણતાં પડે રહેવું ખમી,
કન્યાતણો વિક્રય કર્યાથી કષ્ટમાં ના રહે કમી. ૨

શાણી સુબેનો સંગ ન કરે, જોઈ નીચુ ઘાલશો,
શુભ કામ કરતાં સજ્જનોમાં કેમ કરીને મહાલશો !
બીડાય બારાં બોલવાનાં, ચાલવુ પડશે નમી,
કન્યાતણો વિક્રય કર્યાથી કષ્ટમાં ના રહે કમી. ૩

જે તેજ તરણીના સમું તે, જાણજો ઝાંખું પડે,
નબળા નર્કે [1] થઇને નિરંતર, અંતરે ધારી નડે;
ખમવાં પડે કષ્ટો ઘણાં ને પીડ પડશે ના ગમી,
કન્યાતણો વિક્રય કર્યાથી કષ્ટમાં ના રહે કમી. ૪

હીણાં હરામીમાં ગણાશો, એ મજા માંહી આવશે,
કર્મે કુટીલ કહેવાયલાને, કોણ કહો બોલાવશે !
શીર્ણ જૂઓ જો જાણ થઇ તો, સ્હાય[2]કર જાશે શમી,
કન્યાતણો વિક્રય કર્યાથી કષ્ટમાં ના રહે કમી. ૫

તનથી[3]તનય [4]તનયા [5]પ્રકટ, આમીષ[6] છે જો આપણું,
છે વેદવાણી જાણશો તો, ભેદ ભાગીને ભણું;
વેચાય ના એ વાત કહું છું, રાખવા હૃદયે રમી,
કન્યાતણો વિક્રય કર્યાથી, કષ્ટમાં ના રહે કમી. ૬

ભીતિ ભવોભવથી ભરેલી, જાણશો તો છે ખરી,
એ કર્મ કરતાં કોઇ બેની, હોય બેઠેલાં ઠરી;
મિથ્યા મનોદય મામ મૂકી, શાંત થઇ રહોને શમી,
કન્યાતણો વિક્રય કર્યાથી, કષ્ટમાં ના રહે કમી. ૭

એ દીકરીના દામ તે, પાવણુ[7] સમ પ્રમાણું જો,
પહોંચ્યું નથી ને પહોંચશે નહિ, એજ આકીન આણજો;
શાણી સુણી સંતોષવાળો, અંતરે આણી અમી,
કન્યાતણો વિક્રય કર્યાથી કષ્ટમાં ના રહે કમી. ૮

બેનો ! વિચારો વારતા, ના લાલચે લેવાઈ જશો,
એ દામ કાળા કોલસા છે, હલકુ ના થઇ જશો;
આક્રમ જ સર્વ પ્રજાળશે, એ પાપ અગ્નિ થઇ ધમી,
કન્યાતણો વિક્રય કર્યાથી, કષ્ટમાં ના રહે કમી. ૯

કહેવાતણું કહેવાઇ ગયું, કહેવાય હાવે કેટલું ?
જો લાજ હોય લગારતો, હાવે વળી હદ એટલું;
શિવરામ હિણો રોગ છે, એ પ્રાણને લેશે દમી,
કન્યાતણો વિક્રય કરે તવ કષ્ટમાં ના રહે કમી. ૧૦

———:૦:———

૧ નરગ્રહ, ૨ પરમેશ્વર, ૩ શરીરથી, ૪ પુત્ર, ૫ કન્યા, ૬ માંસ, ૭ પથ્થર.

# કન્યા વિક્રયની નીચતા.

## અનુવાદકઃ બ્હેન સૌ. ડાહીબેન.

( મનહર. )

મુની માર્કંન્ડ કહે, માનની શું ઢાંળી ચાલી,
કોણ તું ! ક્યાં જાય ! પાણી છાંટી પગલાં ભરે;
સ્વામા કહે સ્વપચણી[1], રજસ્વલા તેમાં વળી,
વાયસ[2] આમીષ[3] શોધી, ચિતામાં લીધું ખરે;
સ્વામી છે મધન વન, પ્રાસર્ને[4] કરાવા પ્રીતે,
છાંટી જલ જોઉં મારા મનને રાણી ડરે;
શિવરામ કહે છે કરી, કન્યા વિક્રય ગયેલાના—
પગતણો સ્પર્શ થાતાં સ્વામી ભક્ષ ના કરે * *

અર્થ—એક દિવસ માર્કંન્ડ રૂષીના આશ્રમ નજીક એક ચંડાલણી પાણી છાંટતી છાંટતી જતી હતી, તેને તેમ કરતી જોઈ રૂષી પૂછવા લાગ્યા કે "હે બાઈ તું કોણ છું. અને ક્યાં જાય છે" ત્યારે તે સ્ત્રી કહેવા લાગી કે "હે રૂષીરાજ, હું ચંડાલણી છું. વળી રજસ્વલા છું. મારા સ્વામી વનમાં છે તેમને પ્રાશન કરાવવા સારૂ આ કાગડાનું માંસ ચિતામાં શોધીને લઇ જાઉં છું અને આ પાણી છાંટીને જવાનું કારણ કે આ રસ્તે થઇને કોઇ કન્યા વિક્રય કરીને ગયો હોય અને તે જગો મારો પગ પડે તો મારા સ્વામી આ ભોજન કરે નહી. માટે પાણી છાંટીને રસ્તો પવિત્ર કરીને જાઉં છું."—આ કથા માર્કંન્ડેય પુરાણમાં છે.

૨.

વિસમ વિધન કરે, વણુ વાકે હણે કોને,
કપપાવે ગુરૂવર નીતિ રીતિ પાળે ના;
પુર્વજોને પાછા વાળે જનેતાને ઝેર આપે,
મદિરાનું પાન કરી દુરગુણ ટાળે ના;—

બ્રાહ્મણની ઘાત કરે નારીને નિહાળે વળી,
બેશક બાળક હણે, ખોટાપણુ ખાળે ના;
શિવા આ કહેલાં પાપ જપ તપ દાને છૂટે,
કન્યાવિક્રય કરનાર છૂટે કોઈ કાળે ના !

---

( ૧ ) ચંડાલણી- ( ૨ ) કાગડો. ( ૩ ) માંસ.

## विद्याकला–वैद्यक.

# સ્વચ્છ હવાની જરૂર.

## ( તન્દુરસ્તીને માટે ).

લેખકઃ રા. રા. પૂનમચંદ કેશવલાલ શાહ. બી. એ.

દરરોજ જોઇતા હવા, પાણી અને ખોરાકનું પ્રમાણ.

આપણી જીંદગીના મુખ્ય ત્રણ પાયા છે. તે હવા, પાણી અને ખોરાક છે. આ પદાર્થો આપણને દરરોજ નીચેના પ્રમાણમાં જોઇએ છીએઃ—

| | |
|---|---|
| હવા. | ૩૦ રતલ. |
| પાણી. | ૫ ,, |
| ખોરાક. | ૨॥ રતલ. |

આ ત્રણેમાં હવા ઘણીજ હલકી છે એટલે ઉપરના વજન જેટલી હવા મળે તેને માટે હવાનું પરિમાણ (જથો) ઘણુંજ જોઇએ તે ખાસ યાદ રાખવા જેવું છે.

હવાની ખાસ આવશ્યકતા.

હવે, તન્દુરસ્તી માટે હવાની જરૂરીઆત બે દષ્ટિ બિંદુથી સમજી શકાય. પ્રથમ તો, આપણને પાણી તથા ખોરાક વગર થોડો ઘણો વખત પણ નભી શકે, પરંતુ હવા વગર તો થોડી ક્ષણ પણ આપણાથી રહી શકાય નહિ. બીજું, ખોરાક અને પાણીનું પ્રમાણ ઘણુંજ ઓછું છે. અને હવા ઘણાજ પ્રમાણમાં જોઇએ છીએ. પાણી અને ખોરાક આપણને ફકત જાણતા હોઇએ ત્યારેજ જોઇએ છીએ, પણ હવાતો આખો દિવસ ઉંઘમાં પડયા આપણા શ્વાસમાં લેવા સારૂ જોઇએ છીએ.

હવા સ્વચ્છ હોવાની જરૂર.

હવે, આ હવા કેવી જોઇએ તે વિચારીએ. તે હવામાં જો ધુળનાં અને બીજી ગંદકીનાં રજકણો હોય તો તે શ્વાસમાં જાય એટલે આપણા શરીરને ઘણુંજ નુકસાન થાય; પહેલાંનો થોડો વખત તો આથી થતું નુકસાન આપણે સમજી શકીએ નહિ, પણ હરહમેશ આવી ખરાબ હવાનો શ્વાસ લેવાથી છેવટે આપણું શરીર–એનું કે માહીનાં લોહીનાં કણ–એવાં નબળાં થઇ જાય કે તેથી આ ખરાબ હવાથી થતું નુકસાન અટકાવી શકાય નહિ, અને આપણે રોગના ભોગ થઇ જઇએ

શહેરની અને ગામડાની વચ્ચે તફાવત.

આપણા અમદાવાદ જેવા ખીચોખીચ વસ્તીવાળા શહેરમાં જ્યાં ગંદકી, કચરો, નર્ક વગેરે શહેર બહાર લેઈ જવાની વ્યવસ્થા સંતોષકારક હોતી નથી, તેમજ જ્યાં ગંદકી દૂર કરવા સારૂ પાણીનો પણ જોઇએ તેટલો પૂરવઠો હોતો નથી ત્યાંના લોકો જો કે સાધારણ રીતે સુઘડ અને સ્વચ્છ રહે તેમજ જોકે તેઓ બને તેટલી સંભાળથી આરોગ્ય શાસ્ત્રના નિયમોનું પાલન કરે તોપણ તેમને આવી ગંદકીવાળી હવાનો શ્વાસ લેવાનો હોવાથી તેઓ ધીમે ધીમે ફીકા પડી, લોહીની નબળાઇને લીધે રોગી

અને તેમાં શી નવાઈ ! આધુગમાં પુરૂં, દાળ્યા પર ડામ જેવું એ છે કે તેવાં શહેરોમાં અસંખ્ય મીલો હોઇ તથા ગંધકનો, વાસણનાં ચામડાં પકવવાનાં વગેરે કારખાનાં પણ શહેરની પાસેજ હોઈ ધુમાડાના ગોટેગોટ નીકળે છે અને હવા દર દમેશ બગડતીજ જાય છે. આને પરિણામેજ શહેરની આરોગ્યના ઘણીજ ખરાબ હોય છે. ગામડાંની હવા ચોકખી હોય છે, તેમાં આવો બગાડ હોવાનો સંભવ નથી અને તે કારણને લીધેજ ગામડાના લોકોની તન્દુરસ્તી ઘણી સારી હોય છે, અને હાટ પુષ્ટ અને નિરોગી હોય છે. આ હકીકત લક્ષમાં લેતાં દરેક સુશિક્ષિત વ્યક્તિએ-સ્ત્રી યા પુરૂષ કોઇ નહિ તો પોતાના ઘરની તથા આસપાસની હવા અને તેની ચોકખી રાખવા અને ગંદકીને ઘણેજ દૂર લઇ જવા સતત પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. શહેર સુખાકારી ખાતાએ પણ પાણી, ગટર, કારખાનાં વગેરે સબંધી લોકોની તન્દુરસ્તીને નુકસાન ન થાય એવા નિયમો તૈયાર કરી તે પ્રમાણે પાળવાની ખગ મનથી જોઇએ તેટલી સુઘડ વ્યવસ્થા રાખવાની ખાસ જરૂર છે. અને તેથી આ દિશા તરફ ઉઠરતા તેમજ અનુભવી પ્રતિનિધિઓનું ધ્યાન ખેંચવાની અમે રજા લેઇએ છીએ.

**રસ્તામાંની ધુળ.** આ સાથે, શહેરમાં રસ્તાપર સવાર નવાર પાણી છાંટવાની આવશ્યકતા દર્શાવવાની ખાસ જરૂર છે. જે રસ્તાઓમાં-મોટા કે ગલીયો-સવાર સાંજ ધુળ ઉડ્યાજ કરતી હોય તેમજ જ્યાં વેપાર, કામકાજ વગેરે માટે ઘણા લોકોની આવજા થતી હોય ત્યાં રસ્તે જનારા સર્વે લોકોના શ્વાસમાં ઘણીજ ધુળ જઇને ઘણુંજ નુકસાન કરે છે, અને તેને લીધે તે લોકોને દમ, ખાસી, વગેરે સાધારણ, તથા ક્ષય, જેવા જીવલેણ રોગો થાય છે એ સર્વ બાબત સારી રીતે સમજવામાં આવે તો રસ્તાઓમા નિયમમાં બે ત્રણવાર પાણી છાંટવાની કેટલી અગત્યતા છે તે સ્હેજ જણાઈ આવે એમ છે, પણ જ્યા સાધારણ ઉપયોગ માટેજ જોઇએ તેટલું પાણી મળી શકતું નથી ત્યાં આવા મહાભારત જેવાં કાર્ય માટે પુરતા પાણીની વ્યવસ્થા કરવી એ કામ મુશ્કેલ થઈ પડે, એ સ્વાભાવિક છે, પરંતુ તેની આવશ્યકતા પર ધ્યાન રાખી તે કાર્ય માટે યોગ્ય વ્યવસ્થા કરવાની પણ ખાસ જરૂર છે.*

---

## ઘડી ગમ્મત !

કેટલાક અંગ્રેજોની વચમા એક આયર્લેન્ડનો રહેવાસી, જેના માથાના વાળ ઘણાજ મોટા હતા, તે અનાયાસે આવી પહોંચ્યો અને તેઓની મશ્કરીનું તે કારણ થઈ પડ્યો

તેમાંના એકે પુછ્યુ—"તમારૂં માથુ ઘાસની ગંજી જેવું કેમ છે ?"

તેણે જવાબ આપ્યો:—"મારી આસપાસ આટલા બધા ગધેડા ઉભા છે તેમને માટે !"

---

* એજ્યુકેશન રિવ્યુના નવેમ્બર (૧૯૧૮) ના અંકમાં પ્રો. એફ. ડી. મુરાદના લેખ ઉપરથી.

# વિવિધ વિચાર.

—∽∽—

## રડવા કુટવાનો રિવાજ.

( શ્રીમંત મહારાજા સાહેબને વડોદરાની સન્નારીઓ તરફથી કરવામાં આવેલી અરજી. )

રડવા કુટવાનો અનિષ્ટ રીવાજ બંધ કરવા સંબંધમાં વડોદરાની કેટલીક સન્નારીઓ તરફથી શ્રી મહારાજા સાહેબને નીચે પ્રમાણે અરજી કરવામાં આવી છે:—

અમો વડોદરાવાસી સ્ત્રીઓ શ્રીમંતને ચરણે આ નમ્ર અરજ ગુજારીએ છીએ કે:

### ધર્મથી નિષેધ છે.

ગુજરાતની સર્વ કોમોમાં મરણ પ્રસંગે રડવા કુટવાનો અતિ નિંધ રિવાજ પ્રચલિત છે. એ રિવાજ માટે હિંદુ અથવા જૈનશાસ્ત્રની આજ્ઞા નથી એટલુંજ નહીં પણ તે સત્ય રીતે જોતાં બન્ને ધર્મોની વિરુદ્ધ છે. મરનારની પાછળ રડારોળ કરવા અને કુટવા માટે તો બન્ને ધર્મોએ નિષેધ કર્યો છે, અને તેટલા માટે હિંદુઓમાં કેટલેક પ્રસંગે ગરુડપુરાણ બેસાડી રડવા કુટવાનું બંધ કરવામાં આવે છે. જૈનધર્મના સાધુઓ પણ રડવા કુટવાથી અધર્મ થાય છે એમ ઉપદેશ આપે છે. આ રિવાજ પ્રાચીન નહીં પણ વચમાંના અજ્ઞાન સમયમાં પેસી ગયેલો છે અને ફક્ત ઢાળે કરીનેજ તેને રિવાજ તરીકે ગણ મળેલું છે.

### ત્રાસ તથા અગવડો.

આ રિવાજ કેટલો ત્રાસદાયક છે અને તેનાથી કેટલી અગવડો ઉભી થાય છે તે જોવાની ખાસ જરૂર છે કોઇ પણ મરણ પ્રસંગે અનેક સ્ત્રીઓને એકત્ર થઇ રડવા કુટવાનું હોવાથી અમારાં નાનાં બાળકો પ્રત્યે તેમજ અમારા પતિ પ્રત્યે શાસ્ત્રોમાં જણાવેલી અમારી પવિત્ર ફરજો અમારાથી બજાવી શકાતી નથી. અમારાં નાનાં બાળકોને નવરાવી ધોવરાવી ખવરાવવાને બદલે તેમને ભુખે ટળવળતા રડતા ઘેર મુકી તથા બીજું સર્વ કામકાજ છોડી રડવા કુટવા માટે જવું પડે છે. અમારા પતિને ધંધાએ અથવા નોકરી ઉપર વેળાસર જવાનું ત્યાં વખતસર જમણ વિગેરેની ગોઠવણ અમારાથી નહીં સાચવી શકાવાથી તેમને પણ ભુખ્યા કામ પર જવાનો પ્રસંગ આવે છે જે અમારા પાતિવ્રત્યને લજાવે છે.

મહેનત મજુરી કરીને ઉદરપોષણ કરનાર સ્ત્રીવર્ગમાં આ રિવાજને લીધે ધંધો રોજગાર છોડી રડવાકુટવા જવું પડતું હોવાથી રોટલો મેળવવાની મુશ્કેલીમાં ઉમેરો થાય છે.

### માઠી અસરો.

વળી આ રિવાજથી અમો સ્ત્રીઓપર તેમ અમારાં બાળકો ઉપર પણ જ માઠી ...થાય છે. વધારે કુટવામાં આવતા છાતી ઉપરની ચામડી લાલ અથવા કાળી થઇ જાય છે અને તેથી કેટલીકવાર અનેક પ્રકારની વેદના થાય છે લોક લાજથી કેટલેક પ્રસંગે લોહી પડતાં સુધી કુટવાની ફરજ પડે છે. ગર્ભવંતી સ્ત્રી ઉપર ઘણીજ માઠી અસર થાય છે. કેટલી

કવાર દિવસ પુરા થતાં પહેલાં મુવેલા બાળકનો જન્મ થઇ માતાનો જીવ જાય છે. બાળકવાળી સ્ત્રીની છાતી ઉપર જોરથી ધમકારા વાગવાથી લોહીમાં વિકાર થઇ ધાવણ બગડી જઈ બાળકમાં રોગ ઉત્પન્ન થાય છે તેની જીવનદોરી અકાળે તુટી જાય છે.

આવાં અનિષ્ટ પરિણામથી ધર્મપરાયણ હિંદુ અથવા જૈનનાં હૃદય ચીરાઇ જવાં જોઇએ છતાં રિવાજને તાબે થવું પડે છે. બાળહત્યા અને સ્ત્રીહત્યાનાં પાપનાં અમારે ભાગીદાર થવું પડે એ અમારાં અંતઃકરણને કોમળ અંતઃકરણને બીલકુલ ગમે તેવું નથી.

## નજીકની સગી સ્ત્રીઓ.

મરનાર માણસની નજીકની સગી સ્ત્રીઓની સ્થિતિ તો ઘણીજ કરૂણાજનક થાય છે. મરણને દિવસે તેમને આખો દિવસ એટલું બધું કુટવું રડવું પડે છે કે જેવી તેમની અધમુવા જેવી સ્થિતિ થઇ જાય છે. કુટતાં કુટતાં કેટલીકવાર તમરે આવી સ્ત્રીઓ પડી જાય છે, ગભરાઇ જાય છે. બેભાન થાય છે અને એવી ઘણીજ માઠી અસરો તેમના ઉપર જોવામાં આવે છે. મરણનો દિવસ ગયા પછી પણ કેટલીક કોમોમાં દશ દિવસ તો કેટલીકમાં અમુક મહિના તથા કેટલીકમાં વરસ-દોઢ વરસ સુધી રડવા કુટવાનું ચાલુ રહે છે. અને તેમાં નજીકની સગી સ્ત્રીઓને જેટલી નવી નવી સ્ત્રીઓ વારાફરતી કુટવા આવે તેમની સાથે ઉભા રહી કૂટવું પડે છે. આવી રીતે સતત કુટવાથી આ સ્ત્રીઓની શારીરિક સ્થિતિ કેટલી નિર્બળ થઇ જાય તે વિચારવા જેવું છે. સંપુર્ણ જુવાની છતાં શારીરિક નિર્બળતા થવાથી નાની વયમાંજ વૃદ્ધાવસ્થા જણાય છે, અને તેથી સંતતિ પણ નિર્બળ અને નિર્માલ્ય થાય એ કુદરતી છે. અને તેથી અમારૂં તથા અમારી સંતતિનું આયુષ્ય ટુંક થાય અને તેથી પ્રજાની ઉન્નતિમાં આ દુષ્ટ રિવાજ વિઘ્નરૂપ થઇ સમાજને અધોગતિએજ પહોંચાડે એ સ્પષ્ટ જણાય છે.

કુટવાના રિવાજ સાથે રડવાનો રિવાજ પ્રચલિત હોવાથી પ્રયત્ન કરીને શોકના વિચારો લાવી લાવીને અમારે રડવું પડે છે, તથા બીજાને રડાવવાં પડે છે; એ પ્રમાણે રડવાથી મગજ ભમી જાય છે, માથું દુઃખે છે અને આંખો જાણે નિકળી પડતી હોય તેવી સ્થિતિ થઇ નબળી પડી જાય છે અને આંખો તથા માથાના કેટલાક રોગો ઉત્પન્ન થાય છે. આ વિગેરે અનેક અનિષ્ઠ અસરો રડવા કુટવાથી નીપજે છે. જોનાર અને સાંભળનારના હૃદયમાં આ દેખાવથી શોકની લાગણી ઉત્પન્ન થાય છે. આટલું છતાં અમારે રિવાજને આધીન રહેવું પડે છે.

## રિવાજની કૃત્રિમતા.

લાઇનબંધ ઉભા રહી એક સાથે કુટવું અને રડવું એ શોક પ્રદર્શિત કરવાની કુદરતી રીત નથી. અમો હિંદુ સ્ત્રીઓ શરમાળ, લાજવાળી અને પુરૂષોની મર્યાદા સાચવનારી લેખાઇએ છીએ; પરંતુ રડવા કુટવાને પ્રસંગે અમે સર્વ મર્યાદાનું ઉલ્લંઘન કરી પુરૂષોના દેખતાં અમને નહીં છાજે તેવી વર્તણુક કરીએ છીએ. લશ્કરી ટુકડીઓની પેઠે કુચ કરીએ છીએ ને ડિલ જેવો દેખાવ કરીએ છીએ ઉઘાડી છાતી કરી નિર્લજ્જપણે કુટીએ છીએ. આથી અમારી શોભામાં વૃદ્ધિ થતી નથી. સગા સંબંધીઓ સર્વને વ્હાલાં હોય છે છતાં, બીજી કોમોની વાત પડતી મુકતાં દક્ષિણી બ્રાહ્મણ જેવી ઉંચી કોમમાં આ રિવાજ નથી તો એ નિંદ્ય રિવાજની અમારે શી જરૂર છે ?

### થો. સરકારની મદદ.

અમે પોતે આ રિવાજ આટલો અનિષ્ટ છે એમ સમજીએ છીએ છતાં તેને દુર કરવા શક્તિવાન નથી તેનું કારણ કે તે બંધ કરવાનો ઠરાવ એકત્ર થઇ કરવો એ ઘણું મુશ્કેલ છે અને કરવામાં આવે તોપણ તેને અમલમાં મુકવા માટે અમારી પાસે સાધન નથી અને સાધન હોય તોપણ પરસ્પર હમે બંધાયના હોવાથી અમલમાં મુકતા ઘણી હરકત પડે; તેમજ જ્ઞાતિઓ અસંખ્ય હોવાથી દરેક જ્ઞાતિએ જુદા જુદા ઠરાવો કરી તેમને કાર્યમાં મુકવાનું સુગમ પડે નહીં. શ્રીમંત સરકારથી આ રિવાજ બંધ થાય એવું અમો અંતઃકરણથી ઇચ્છીએ છીએ

કડી તથા નવસારી પ્રાંતોમાં સરીઆમ રસ્તા ઉપર રડવા કુટવાનું બંધ કરવા જાહેરનામાં કાઢવામાં આવેલાં છે. પરંતુ આ રિવાજ આખા રાજ્યમાં દરેક સ્થળે બંધ થવાની જરૂર છે. નિદાન આ રાજ્યના પાટનગર વડોદરા શહેરમાં તો બંધ કરવાની ખાસ અગત્ય છે.

### છેવટ વિનંતિ.

સરિયામ રસ્તા ઉપર અથવા ફળીયામાં તેમજ ખાનગી મકાનોમાં રડવા કુટવાનું બંધ કરવા આ અરજ છે. આપ શ્રી. મહારાજા સા. હાનિકર્તા રિવાજો દુર કરવા હમેશ તત્પર રહો છો અને પ્રજાકલ્યાણ શ્રીમંતના હૃદયમાં અહોનિશ વસે છે. અમોને શ્રીમંતે વિદ્યાદાન દીધું છે અને તેથી અમારૂં જીવન વિશેષ ઉજ્વળ કર્યું છે તો આ કેવળ આધાર વીનાનો હાનિકર્તા નિર્દય રિવાજ એકદમ જડમુળથી ઉચ્છેદન કરી અમો સ્ત્રીઓનું દુઃખ ટાળી પ્રજાની આશીષ લેશો એવી અમારી શ્રીમંતને ચરણે નમ્ર વિનંતિ છે.

—"સયાજીવિજય ઉપરથી."

---

## છોકરા તથા છોકરીઓને ભેગી કેળવણી આપવાનો ભય.

લેખક;—રા. પ્રો. કેશવલાલ એલ. ઓઝા, એમ. એ.

આપના લોકપ્રીય પત્રમાં પારસી માબાપોને અવારનવાર જે ચેતવણી આપવામાં આવે છે તે થોડે ઘણે અંશે હીન્દુ મુસલમાન બંનેને એક સરખી રીતે કામની છે. ગયા રવીવારના અંકમાં છોકરીઓને છોકરાઓ માટેની શાળામાં કેળવણી આપવાની રૂઢીનાં જોખમો જે દર્શાવવામાં આવેલાં છે તે ખરેખર ચોંકાવનારાં છે અને જો કે યુરોપ અને અમેરીકામાં છોકરીઓને જેટલી છુટ આપવામાં આવે છે તેટલી આપણા દેશનાં સારા ભાગ્યે અહીં આપવામાં આવતી નથી, તોપણ માબાપોએ એવા જોખમથી સાવચેત રહેવાની સંપુર્ણ જવાબદારી નજર આગળ રાખવી ઘટે છે. માનસીક ખીલવણીના સમયમાં ન ઇચ્છવા જોગ ભાવનાઓ વીદ્યાર્થી વર્ગમાં પેદા થાય તે તેમની નીતિને તેમજ સંસાર

તો દુરૂપયોગ કરતી માલુમ પડે છે. કેટલીક વખત નીશાળ અથવા કૉલેજમાં પ્રીતીનું બંધબંધ- ઇસ્તીમાં આવી પરીણામમાં લગ્નની ગાંઠથી સ્ત્રી પુરૂષો જોડાય છે તો ખરૂં પણ ઘણું ભાગે સૌ જેવાં સુખમય છવન ગાળતાં નથી અને છુટા છેડાના સખ્યા બંધ કેસો કોર્ટમાં આવતાંજ રહે છે. વળી હાલમાં અપાતી કેળવણી કન્યાઓને દુન્યાદારીનો બોજો સહન કરવા લાયક કેટલી લાયકાત આપે છે તેનો કડવો અનુભવ ઘણા ખરા કુટુંબોથી તદન અજાણ્યો નથી.' સક્ષેપમાં સ્ત્રી કેળવણીનો હું સંપુર્ણ હીમાયતી છઉં અને મ્હારા લીંકતા અમપુર્ણ માં મુકું છું પણ મ્હારો આમીન અભીપ્રાય છે કે કૉલેજમાં અપાતી કેળવણી એ તાન હેરી અપાવવી જોઇએ એટલું જ નહી પણ સ્ત્રીઓ માટે ખાસ અભ્યાસ ક્રમ ગોઠવાવો જોઇએ. પારસી કોમ દરેક સુધારામા આગળ પડતો ભાગ લેતી આવી છે, નાદર સખા વતો કરવામાં પારસી કોમની બરોબરી આ દેશમા કોઇ કરી શકે તેમ નથી. તો મુંબઇ જેવા સ્થળમાં સ્ત્રીઓ માટે એક કૉલેજ કરવામાં આવે તો ખરેખર આવકારદાયક પગલું ગણાશે. આ વીષયની ચર્ચા માટે " કામરે હીન્દ " જેવા લોકપ્રીય પત્રના કોલમ ખુલ્લા મુકવામાં આવશે તો મને ભરોસો છે કે બહુ સારૂં પરીણામ આવ્યા વીના રહેશે નહી.

તમારૂં પેપર ઘણું માબાપોનું માનીતુ છે તો યુનાઇટેડ સ્ટેટસમાં પીટસબર્ગની જાહેર નીશાળો માટે આરોગ્ય ખાતાએ ઘડેલા ધારા સંગ્રહ ઉપરથી એક લેખ ગયા મેં માસનાં " ગુજરાત શાળાપત્ર " માં લખાએલો છે તે ઉપર માબાપોનું લક્ષ ખેંચવાની રજા લઉં છુ.

[ ૧ ] ઘરમાંની હવા કદી બહારની હવા જેવી સારી હોતી નથી બની શકે તે દરેક ક્ષણે બહારની ખુલ્લી હવામા રહો.

[ ૨ ] સુર્યનો તાપ રોગના જંતુઓને વધતા અટકાવે છે. તમારા ઘરમાં અને કપડાં ઉપર સુર્યનો તાપ પડવા દો.

[ ૩ ] દરેક રાત્રીએ બાળકોને ઓરડામાં ઓછી દશ કલાકની ઉંઘ જરૂરની છે. ઉંઘવાના ઓરડાની બારી નીચેથી અને ઉપરથી ઉઘાડી રાખી ઉંઘો.

( ૪ ) દરરોજ ઓછામાં ઓછુ એક વખત નહાવો.

[ ૫ ] શીયાળામા તેમજ ઉનાળામાં દરરોજ રમો, અને બને ત્યાં સુધી હમેશાં ઘરની બહાર રમો

( ૬ ) ઉગતા બાળકો માટે દુધ હરરોજ ઉત્તમ ખોરાક છે બની શકે તો દરરોજ ત્રણ—ચાર પ્યાલા દુધ પીઓ.

[ ૭ ] સુખ પડે તેવો અને ઓછા પોશાક પહેરો. કસરત, રમત અને દીર્ઘ શ્વાસો- શ્વાસ [Deep breathing] વડે શરીર ગરમ રાખો.

[ ૮ ] દરરોજ ત્રણ કે ચાર મોટા પ્યાલા પાણી પીઓ.

[ ૯ ] ખોરાક લેવા બેસવા પહેલાં દરરોજ તમારા હાથ ધોઇને સાફ કરો ખોરાક બરોબર ચાવીને ધીમે ધીમે ખાઓ.

[ ૧૦ ] મોઢું, દાંત અને નાક સાફ રાખો, કારણકે રોગનાં જંતુઓને શરીરમા

૬.

છોકરીઓને એવાપદી શાળામાં કેળવણી આપવાની ગયા રવીવારના અંકમાં આમ લેખમાં આપે હીમાયત કરી ખરેખર દેશસેવા બજાવી છે. આપના વીચાર ઘણા સારા ને આપની ભાવના ઉમદા છે. આપણી બાળાઓને ગ્રહસંસારમાં ઉપયોગી થાય તેવા પ્રકારની કેળવણી આપવાની જરૂરીયાત દીન પ્રતીદીન વધતી જાય છે, કેમકે અંગ્રેજી કેળવણી લીધા પછી તેઓની અભીલાષાઓમાં, તેઓનાં જીવનમાં અને તેઓની પુજ્ય ધાર્મીક અને નૈતિક મનોવૃત્તિમાં અજબ જેવો ફેરફાર જોવામાં આવે છે. મને લાગે છે કે બાયડીઓ માટે ખાસ સાહીત્ય આપણા દેશમાં પુરતા જથ્થામાં લખાતું નથી અને તેઓ માટે ભુદો અભ્યાસક્રમને અભાવે પુરૂષો માટે પુરૂષોથી લખાએલાં પુસ્તકો વાંચવાની તેઓને ફરજ પડે છે. વળી પ્રેમની ભાવનાઓ જે અંગ્રેજ ગ્રંથકારને પોતાની સમાજ માટે નીર્દોષ લાગે છે તેવી ભાવનાઓ આપણા દેશની શરમીલી છોકરીઓ સમક્ષ સગીર અવસ્થામાં મુકવામાં આવે તો પરીણામ બહુ ઇચ્છવા જેવું ભાગ્યેજ આવી શકે. વળી જે લોકોને અંગ્રેજી અને સંસ્કૃત સાહીત્ય છોકરા છોકરીઓ ભેળા વર્ગમાં શીખવવું પડે છે તેઓને કેટલીક વાર કેવી મુશ્કેલીઓ વચ્ચે શીક્ષણ આપવું પડે છે તેઓનો પુરેપુરો ખ્યાલ જાહેર પ્રજાને આવવો અશક્ય છે. એક અંગ્રેજી કેળવાએલી બેની બહેન મને લખે છે કેઃ—

" અમારી લાગણી, ઇચ્છા અને ભાવનાથી અજાણ્યો પુરૂષ વર્ગ અમારે માટે અનુમાન કરી ગમે તે લખે છે, બોલે છે, પણ અમારી સ્થિતિનું ખરૂં ચીત્ર, અમારાં ખરાં વૃત્તાંતો, અમારાં જીગરનાં જખ્મ તોડી, અમારાં રહસ્યો જાણવાને તેઓ ભાગ્યેજ સમર્થ છે, તેમ છતાં ગુજરાતના લેખકો અપુર્ણ હકથી, પાંડીત્યના ડોળથી અમારે માટે પોતાની ઇચ્છાનુસાર ગમે તે અભીપ્રાય દર્શાવી શકે છે, લખી શકે છે અને રંગીલી દુનીયાં તે સ્વીકારી લે છે. ને પણ આ નુતન જમાનાની એક નવાઈ જ છે, અને અમે તે ભુલો સ્પષ્ટ જોયા છતાં મૌન ધારણ કરી અમારી જાતનો કંઇ પણ બચાવ કરતાં નથી, એ પણ એથી વધારે અજાયબી જ છે. "

જો ગુજરાતના પુરૂષ લેખકો જે પોતાની દેશ ભગીનીઓ સંબંધી સંપુર્ણ જ્ઞાન હોવું જોઇએ તેઓ સ્ત્રી વર્ગને સંતોષકારક સાહીત્ય પુરૂં પાડી શકતાં નથી તો અંગ્રેજ લોકો જે એકલપેટું જીવન ગુજારવામાં મોટાઇ માને છે અને બીજી પ્રજાઓના હૃદયવ્યાપારથી તદન અજાણ્યા છે તેઓ આર્ય ગૃહીણીને ઉપયોગી સાહીત્ય કે અભ્યાસક્રમ કેવી રીતે પુરા પાડી શકે ? વળી આપણા દેશની હાઇસ્કુલો તથા કોલેજોના અભ્યાસક્રમના અસહ્ય બોજાથી આપણા પુત્રો તંદુરસ્તી હારી બેસે છે તો ગરીબ હીન્દની કોમળ બાળકીઓની શી વલે થતી હશે ! આપણા દેશમાં સ્ત્રીઓ ક્ષયરોગના દરદથી મોટા પ્રમાણમાં મરણ પામે, આપણાં બાળકો પાંચ વરસની ઉમ્મર પહેલાં તેત્રીશ ટકા જેટલા મોટા પ્રમાણમાં મરી જાય તેમાં નવાઇ નહી, અને આટલો ભય જણાતાં છતાં આપણા દેશના તવંગર લોકો સ્ત્રીઓ માટે કોઇ એવાપદી યોજના ન કરે તો પછી દેશનાં કીસ્મત !

ઓને ઉંચી કેળવણી આપતાં બાજબી રીતે ચાચરી ખાય છે વલસાડના સર જમશેદજી જીજીભાઇએ સ્થાપેલી પારસી બચ્ચાંઓ માટેની નીશાળમાં જ્યારે છોકરીઓ માટે જુદી સગવડતા કરવામાં આવી ત્યારે સંખ્યામાં કેવો ઉછાળો થવા પામ્યો છે ? કેળવાયલાં માબાપો સારી પેઠે સમજે છે કે સ્ત્રી શીક્ષક જેટલી સરલતાથી બાળાઓને સચોટ અસર કરી જ્ઞાનની ઉમદા છાપ પાડી નીશાળનું વાતાવરણ પવીત્ર રાખી શકે છે તેટલે દરજ્જે ગમે તેવી પુનીત [ પવીત્ર ] ભાવનાઓવાળો પુરૂષ શીક્ષક અસર કરી શકતો નથી થોડાં વરસ અગાઉ સર વીલીઅમ કોલીન્સ નામના એક અંગ્રેજે જણાવ્યું હતું કે—જો કે પુરૂષ અને સ્ત્રી જ્ઞાન સંપાદન કરવાને એક સરખી કુદરતી બક્ષીસ ધરાવે છે તો પણ તે જ્ઞાન જુદે જુદે રસ્તે ગ્રહણ કરી શકે છે અને જો કે પ્રાથમીક શીક્ષણ વગર વાંધાએ સાથે આપી શકાય પણ તે ઉપરાંતનું જ્ઞાન તો બાળકીઓને સ્ત્રી શીક્ષકજ યથાર્થ રીતે આપી શકે. ઉલટમાં, આપણી શાળાઓનો અભ્યાસક્રમ છોકરાઓના ભવીષ્યના હીત ખાતર ઘડવામાં આવ્યો છે તેમાંથી સંસારમાં, ઘરમાં અને સ્ત્રી જીવનમાં કાંઇપણ અજવાળું પડશે એમ આશા રાખવી તે ઝાંઝવાના પાણી સમાન ફોકટ છે.

થોડા સમય પર "પબ્લીક ઓપીનીયન" નામના પ્રખ્યાત પત્રમાં મોટી ઉમ્મરે પરણનાર સ્ત્રીઓ દેશને કેટલું નુકશાન કરે છે તે પુરવાર કરવામાં આવ્યું હતું. મોટી ઉમ્મરે થતાં છોકરાઓ વધારે સારાં થાય છે તે માન્યતા ભુલભરેલી છે. ભાઈ બ્હેનોના બહોળા સમુદ વચ્ચે ઉછરેલ બાળકની શારીરીક તેમજ માનસીક ખીલવણી ઉંચા પ્રકારની હોય છે. વળી સ્ત્રીની મુખ્ય મુરાદ બચપણમાં કુટુંબના સુખ દુઃખના અનુભવ મેળવવાની, જુવાવસ્થામાં પોતાના બાળકો વચ્ચે આનંદ ભોગવવાની અને ઘડપણમાં પોતાના પુત્ર પુત્રીના બચ્ચાંઓ સાથે કલોલ કરી જીવન સાર્થક કરવાની હોવી જોઇએ. કહેવાની ઉંચી કેળવણી સ્ત્રી પોતા માટે કે સમાજ માટે હીતકારી નથી. ચાર વરસની યુનીવરસીટીની પરીક્ષાઓ માટેનો મહાન શ્રમ સ્ત્રીના કોમળ અંગને, તેણીના મૃદુ અંતઃકરણને અને તેણીની માનસીક ભાવનાઓને નુકશાન કર્તા છે. અને તે સમય આદર્શ ગૃહીણી થવાની લાયકાત મેળવવામાં તેણી ગાળે તો બેશક ગ્રહસ્થાશ્રમ સુખરૂપ બનાવી શકે ઉમ્મરે પહોંચેલ સ્ત્રી વધારે વ્યવહાર કુશળ હોય છે અને ભાર્યા તરીકે કે માતા તરીકે વધારે પાત્રતા મેળવે છે તે અનુભવ વીરૂદ્ધ છે ઉપાય ફકત એજ છે કે સાદું જીવન ગાળવું, પૈસા સંબંધી મુશ્કેલી કુટુંબને સુખી કરવામાં અંતરાય સમાન હોઇ શકે નહી નીતર, જગતના મહાન પુરૂષો ગરીબ કુટુંબોમાંથી ક્યાંથી ઉત્પન્ન થાય ? વખતસરના લગ્ન, ઘણાં છોકરાં, અને જીવન વ્યાપાર માટે તંદુરસ્ત મહેનત—આ ત્રણ બાબતો ઉપર સ્ત્રી વર્ગ પુરતું લક્ષ આપે તો મત આપવાનો હક્ક નહી હોય તોપણ જાહેર મત ઉપર તેઓ જબરજસ્ત કાબુ ભોગવશે તેમાં સંદેહ નથી. ગર્ભાધાન થતું અટકાવવું, જાણી બુઝીને ગર્ભપાત કરવો અથવા હલકી આમકની સ્ત્રીઓ તરીકે જીવન ગાળવું—આ ખાસીયત જનાવરમાં પણ જોવામાં આવતી નથી તેવી ઉપલી સ્ત્રી વર્ગ જે કુદરતના નીયમ વીરૂદ્ધ વર્તણુ બતાવે છે તે સીવાય બીજે ક્યાંય જોવામાં આવે તેમ નથી કામવાસનાને બળાત્કારથી રોકવાનાજ તે પરીણામ છે, કેમકે ટુંકી મજુરી ભરી તેને લીધે આવું આચરણ ઉદભવે

છે એમ ઠોકી બેસાડવું તે સ્ત્રીજાતીના ગૌરવનું અપમાન કરવા સરખું છે. ઉંચી કેળવણી પામેલી સ્ત્રીઓ ઓછાં બાળકોને જન્મ આપી શકે છે તે અનુભવસીદ્ધ બાબત છે.

(કયસરે હિંદ ઉપરથી)

# રીતની ભીખ.

લેખક—શ્રીયુત જાંહગીર દારાશાહ ડુંગાજી.

આજકાલ પારસી કોમનાં સંસારીક સવાલનાં સઘડાંઓપર નજર નાખતાં આપણને જે સર્વથી ભયભીત ખ્યાલ ઉત્પન્ન કરે છે તે "રીતની ભીખ"નો છે. એજ રીતોના સીધે, આજે કુંવારાપણું કોમમાં ઘણું વધી ગયું છે તેમજ કુંવારી બાનુઓ આજ કોમને બોજા સમાન થઇ પડી છે તે પણ ઉપલી 'રીતની ભીખ'ને આભારી છે.

ગણત્રી કહાડતાં એવું માલમ પડે છે જે, જો એવોજ મામલો બીજા ત્રણથી ચાર દાયકા સુધી ચાલુ રહ્યો તો અલબત આપણી કોમમાં ઘણી મોટી ઉથલપાથલ થઇ જશે ને પાછી બગડેલો મામલો રાહપર આવવો મુશ્કેલ સમાન થઇ પડશે. એ માટેનાં ઘટતાં પગલાંજે હમણાથીજ લેવાની ખાસ જરૂર છે.

આ બાબતનો જો આપણે ધ્યાનથી અભ્યાસ કરશું તો માલમ પડશે કે, તે ઘણે દરજ્જે લખલુટ ખરચને પણ આભારી છે કમાણી ઉપરાંત ખરચ કરવાથી, અથવા તો ગેરવ્યાજબી ખરચથી ઘણાઓની નજર "રીત" તરફ દોડે છે તે કુદરતી છે.

તવંગરો પોતાનાં જરના જોરે રીત આપવાને શકતીમાન હોય છે, પણ ગરીબ અને મધ્યમ વર્ગના લોકો તેમ કરી શકતા નથી, જેથી કુંવારાપણાનો પવન ઘણો ખરો ગરીબ ને મધ્યમ વર્ગમાં ઝાઝો ફેલાયો છે.

આપણા છાપાવાળાઓ કે જેઓ બીજી બાબત ઉપર કલમ ચલાવી લખાણો કરે છે તેઓ જો આ અગત્યની બાબત ઉપર લખાણો કરે, તો અલબત તેમાંથી ઘણો ફાયદો થાય એમ છે. ને તેથી કરીને તેઓ પોતાની કોમનું ભલુ કરી, તેનો સારો લાભ આપી શકે! પણ તે કર્યા છે? હજી આ વખત આવવાને ઘણો સમય જોઇયે!

એ રીતની બદી માટે જવાનોનો ઝાઝો કસુર કહાડી શકીશું નહી. પણ એમાં મુખ્ય તકસીર જોઇશું તો તે તવંગર માબાપોનોજ છે. જો તેઓ પહેલેથીજ એ વહેણને મજબુત હાથે દાબી દેત, તો આજે એ બદી એટલી બધી હદ સુધી વધવા પામતે નહી. ને તે માટે આજે ગરીબ વર્ગ એજ રીતની સીતમગારી ઉપર અફસોસના આંસુઓ ખેરવતે નહી.

એજ રીતનાં સીધે આજે કોમમાં કેવા કેવા ગેરફાયદાઓ થયા છે, જેનો ચીતાર નજરે જોતાં આપણાં દીલમાંથી એક કમકમાટની લાગણી પસાર થાય છે. ગરીબ વર્ગ કે જે ઉપલી રીત આપવાને ઝાઝો શક્તીવાન નથી, તે વર્ગની ઘણી એક નારીઓ ગેરરીતીનાં રસ્તા તરફ દોરવાઇ ગઇ છે. જેથી કોમને નીચે જોવું પડે છે. આવા એક નહી પણ અનેક

દાખલાઓ આજ બહાર આવ્યા છે. જે આગળી પારસી જ્ઞાતિને ખાડમાં ગબડાવવા માટે પુરતા સામર્થવાન છે.

આજથી પાંચ દાયકા ઉપર એ પવન ઝાઝો ફેલાયો હતો નહી. તે વેળાએ તો એની શરૂઆત હતી. ને જો તેજ વખતે એનાં જો ચાંપતાં ઉપાયો લીધા હોત, તો આજે આપણુને અફસોસ કરવાને કારણ મળત નહી. પણ હજી ઘણુ મોડું થયું નથી. કહેવત છે કે " ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો " એ કાનુન ધ્યાનમાં લઇ એ ઉપર બનતી મહેનત લેવાની કોમનાં લાગતા વળગતાઓની ફરજ છે. જો આ પગલું તેઓ ચુકયા, તો ભવીષ્યમાં કોમને એવા અંધકારમાં મેલી જશે કે, જ્યાંથી ફરીને બહાર આવવાનો માર્ગ સુઝશે નહી, માટે જાગો, ને હજી બની શકે તો, બગડેલો મામલો રાહપર લાવો; તેમ કરવાની ઘણી જરૂર છે.

આ બદીનો મુળ પાયો તવંગરોને ત્યાંથી નંખાયો હતો. સને ૧૮૬૪ ની સાલમાં મુંબઇના એક જાણીતા ગ્રહસ્થે એની પહેલ કહાડી. તેવણે પોતાની બેટીની શાદીની ખુશાલીમાં જમાઇરાજને રૂ. ૧૭૦૦૦ ની પહેરામણી કરી. આજ વખતે એ બદીનું ખરૂં બીજ રોપાયું હતું.

ત્યારબાદ ચાર વરસે બીજા જાણીતા ગ્રહસ્થ પણ ઉપલાજ ગ્રહસ્થને પગલે ચાલી જમાઇરાજને બાદશાહી પહેરામણી કીધી જે આગલાને પણ ભુલાવે તેવી હતી. ત્યાર બાદ બીજા કુટુંબોએ પણ એજ રૂઢી અખત્યાર કીધી, આ એક દેખાદેખીનું પરીણામ હતું. મેંઢાનાં ટોળાની માફક એકની પાછળ એક જાણીતા કુટુંબે નકલ કરવા માંડી. આ નકલમાં મધ્યમ વર્ગ પણ સામેલ થયો, તેને જોઇ ગરીબ વર્ગ પણ તણાયો. આવી રીતે ધીરે ધીરે "રીત" નો ચાલ રીવાજ જેવો થઇ પડયો.

સને ૧૮૯૦ ની સાલથી આ બદી જડ ઘાલીને બેઠી તેજ વેળાએ છાપાઓમાં પુકાર ઉઠયો. પણ તે જેવો જોઇએ તેવો હતો નહીં. તેજ વેળાએ આ બદીને મજબુત હાથે દાબી દેત તો ખરેજ આજે કોમ ગરીબાઇના શીહાબાર તરફ ઘસડાઇ જતે નહીં, ને આપણને ફરીયાદ કરવાને કારણ રહેતે નહી.

ત્યારબાદ પાછો સમો ફેરવાયો, તે એ જે પરણનાર ધણી ખુદ છોકરીવાળાને "રીત" આપતો. આ રીતે લગનનાં બજારમાં છોકરીઓ વેચાતી હતી, જે વધુ દામ આપે તે મનપસંદ મોહરદાર મેળવતો ને તવંગર બુજેર્ગો મોટી રકમ આપી પાછા સંસારમાં પડતા. આ રીવાજ ગુજરાત બાજુએ મુખ્ય કરીને ચાલતો હતો. જેથી કોમમાં મોટી ચકચાર ચાલી ને છાપાવાળાઓએ તે સવાલ ઉપાડી લીધો, જેનું પરીણામ પણ શુભ આવ્યું ને તેથી તે રીવાજ આસતે આસતે નાબુદ થયો.

વીસમી સદીની શરૂઆતથી "રીત" લેવાનો ચાલ કોમમાં પ્રવેશ થયો, પણ તેના શરૂઆતમાંજ ચાંપતા ઉપાયો ન લેવાથી, આજે એ બદી દ્રઢ ઘાલીને બેઠી છે. જેનું માઠું પરીણામ આપણે જોઇએ છીએ. પણ હજી ધારતા કરતાં કાંઇ મોડું થયું નથી. એને અટકાવવાનાં ઉપાયો હમણાંથીજ લેવાની ખાસ જરૂર છે. તે માટે કોઇ હીમતવાન મંડળ બહાર આવી આ ખાસ જરૂરની બાબત ઉપાડી લેવી જોઇએ.

વળી ઘણાં જવાનો કે જેઓ આઇતી દોલત પર ત્રાપ મારવાનું વધારે પસંદ કરે છે. તેઓની નજર "રીત" નાં દલ્લા તરફજ ભમતી રહે છે અને જાણે તેવા હરામખોરોને ઉત્તેજન આપવા માટે આજે કમસમજ માબાપો ખડે પગે તૈયાર રહે છે; જે ઉપર પણ અફસોસ છુટે છે. રીત લઇ પરણનારાંઓનો આજે તોટો નથી. પણ તેમાંનાં ઘણાંક એવાબી "નગો" રહે છે કે જેઓની દુનીયા આ રીતમાંજ સમાયલી હોય છે. તેનાં એક બે દાખલા અત્રે લખેલા વ્યર્થ લેખાશે નહી. તે ખરા બનેલા બનાવો નામઠામ બાજુએ રાખી નીચે મુજબ રજુ કરૂં છું.

એક વીધવા પારસણ બાઈ કે જેણી ત્રણથી સાડાત્રણ હજારની પુંજી શીવાય બીજું કશું પણ ધરાવતી ન હતી. અને જેમ તેમ ભરી શીવી પોતાનું ગુજરાન કરતી હતી. તે બાઇને બે ફરઝંદો હતાં ને તે બંને બેટીઓ હતી. તેમાંની વડીની ઉમ્મર પરણવા લાયક થઇ હતી. જ્યારે બીજીએ માત્ર આઠજ ઉન્હાળા જોયા હતા. આટલી નજીવી પુંજી સાથ તે બાઇને આખો ભવ કહાડવાનો હતો. એક કહેવાતા "ખાનદાની" જવાન સાથે તેમની વડી બેટીની શાદી ગોઠવવામાં આવી, પણ હજી કાંઇ થાય તે પહેલાં પેલા શહરથે રીત સારૂ વાંધો ઉઠાવ્યો. વધતામા વધતાં તેને રૂપીયા બે હજાર સુધી આપવાની ખાહેશ બતાવી પણ ના, તે "ગેડ" ને તેની ગંધ પસંદ પડી નહી ને તેથી કાજ તુટયુ તે એકબારગી સારૂં થયું; કારણ ત્યારબાદ એવાં ભોપાળાંઓ બહાર આવ્યાં કે જેથી તેની કારકીર્દી ખુલ્લી થઇ ગઇ. એવાં કાળાં મેંઢાઓની કોમમાં આજે ખુટ નથી.

બીજો દાખલો તો ઉપલાને પણ ભુલાવે તેવો છે. એવા ચંડાળોના હાથ ઉપર ફસવા આગમજ તે પર સો વાર વીચાર કરવો વધારે અગત્યનો છે. એવાઓની જબાં પર લોભાઇ ન જતાં, પોતાની બેટીનો હાથ આપવા આગમચ તેની પુરતી તહેકીક જાતસ્ય કરવી જોઇએ. બીજો દાખલો આ પ્રમાણે છે—

એક બીજો જવાન પણ સારી રીત લઇ સંસારમાં પડયો હતો. પરણ્યાને બે ત્રણ વરસ થયા બાદને તે રીતનું તરયું આવવાથી, તે પોતાની અસીલ-ઓહરદાર પર જુલમ કરવા લાગ્યો. પઇસા મેળવવા માટે તે હરસુરતે પોતાની બાયડીને સતાવતો થયો. ઘણી વેળાએ તે ખવીશ પોતાની મહોરદાર પર હાથ વડીક ઉંચકતો, ને પોતાનાં સસરા પાસેથી પઇસા મેળવવા માટે તેણીનો જમ થઇ પડયો. આઇતા પઇસા પર મોજ મારનારા એવા શખ્શો આજકાલ ઘણા વધી ગયા છે. એવાને પોતાની બેટી આપવી, એ કરતાં હજી કુંવારી રાખવી વધુ શોભાં ભરેલું છે. ખુદા! એવા ખવીસથી બચાવે!

પારસી જેવી સુધરેલી કોમ જે દરેક સુધારા વધારામાં આગળ વધેલી લેખાય છે, તેજ કોમ શું આ બાબતમાં સુધારો ન કરી શકે!

થોડાક વખતની વાત ઉપર બંગાળમાં કેટલાએક આગેવાનોએ મળી, એક ગંજાવર સભા મેળવી હતી: ને ત્યાં "રીતની બદી" ઉપર તેઓએ લોકાર ચલાવી એક ઠરાવ પસાર કીધો હતો. તે ઠરાવના રૂએ તેજ વખતે એક હજાર બંગાળી જવાનીઆઓએ 'રીતની ભીખ' થી અલગ રહેવા માટે સોગંદ લીધા હતા. જેઓનું આ તારીફ લાયક પગલું દીઠાં ઓગેક છાપવાળાઓએ ઉપાડી લીધું હતું. ને તેમનાં આ કાર્યથી કોઇની

સંસારીક તવારીખમાં એક ઝલકતો સંકો ઉમેરાયો છે, ને તેમ થયેથી બંગાળીઓએ બતાવી આપ્યુ છે કે તેઓ સુધારા વધારામાં કેટલા બધા આગળ વધ્યા છે! આપણે પણ તેઓનાં આ પગલાની નકલ કરવી જોઇએ.

દરેક ચીજની નકલ કરવામાં આપણી કોમ જાણીતી છે, માટે તેઓને ઉપલો ચીતાર અર્પણ કરૂં છુ. પારસી જવાનો એ ઉપર તમારૂં ધ્યાન પુગાડશો?

હવે વખત આવી લાગ્યો છે, માટે આપણી પણ કોમનાં અગ્રેસરોએ, તથા જુદા જુદા મંડળોએ સાથે મળીને એવી એક સભા મેળવવી જોઇએ, ને તેમાં જવાનોએ સામેલ થઈ પોતાની ફરજ બજાવવી જોઇએ. એ માટેનાં ઘટના ઉપાયો લેવાનો ખરો સમય આજ છે માટે હજી પણ "રીતની બીખ" નાં ખડક ઉપર આપણી કોમની કીમ્તી અડડાય તે પહેલાં તેને સલામત રીતે બચાવવાની વધારે અગત્ય છે. તેજીને ટુંકારો બસ છે.

—( સાંજ વર્તમાન ઉપરથી ).

---

# ચોક્કસ સિદ્ધાંતો.

લેખક.—રા. રા. દલપતરામ ગૌરીશંકર નવલખા.

* * * શાસ્ત્રોમાં સ્વામી એ સ્ત્રીનુ અર્ધું અંગ છે, અને સ્ત્રીઓ સ્વામીની અર્ધાંગના કહેવાય છે. જ્યારે આપણે આપણા પૂજ્ય દેવતાઓનાં નામે લઇએ છીએ ત્યારે "શ્રી શંકરપાર્વતી" "શ્રી રાધા કૃષ્ણ" એમ બોલીએ છીએ. એટલે દેવોમાં પણ સ્ત્રીનું નામ સ્વામીની સાથેજ લેવું પડે છે ત્યારેજ દેવતાઓ પ્રસન્ન થાય છે. એવી માન્યના છે તો પછી માણસો સ્ત્રીવર્ગને છોડીને એકલો પૂજાય એ માત્ર સ્વાર્થની વાર્તા છે.

* * * પુરૂષ વર્ગ સ્ત્રીના નામ વગર અપુર્ણ ગણાય છે. સ્વામી અને સ્ત્રીનું એકીકરણ થાય તોજ આર્યોનો વિવાહ વિધાનો ખરો ઉદ્દેશ સમજાય.

* * * પ્રેમ વિના જગત્ શુન્ય અરણ્ય જેવુ થઇ જાય, સંસાર ખારો ઝેર જેવો લાગે અને કુટુંબમાં એક ક્ષણ પણ રહી ન શકાય. એ પ્રેમ સર્વત્ર છે પણ એનું મૂખ્ય સ્થાન એનો અધિષ્ટાતા દેવ સંસારમાં તો સ્ત્રી પોતેજ છે.

* * * પતિને અનન્ય ભાવે મન, કર્મ અને વાણીથી ભજનારી સ્ત્રીઓને સતીઓ કહેવાય છે ને તેવી આપણા આર્યાવર્તમાં પ્રાચિન સમયમાં અનેક થઇ ગય છે. સતીનાં સામર્થ્યનો મહિમા પણ મોટો મનાય છે અને એટલું તો પ્રસક્ષ પણ સિદ્ધ છે કે જે સતી છે તે સર્વ રીતે સુખી થાય છે. માન, પ્રતિષ્ટા, વિશ્રામ ને સર્વનો સ્નેહ પામે છે.

* * * અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી, એ પાંચ સતીનાં નામો નિરંતર સ્મરણ કરવાનો ચાલ સર્વ સભાગીઓ રાખે છે. નામ સ્મરણથી કંઇ લાભ નથી, પણ તે નામ સંભાળવાથી તેમના ગુણનો વિચાર પેદા થાય, ને ગુણનો વિચાર પેદા થવાથી તેવા ગુણ આપણામાં આણવા એમ નિશ્ચય થાય ને નિશ્ચય થાય તેજ પ્રમાણે નિરંતર કરાય તોજ ને નામ સ્મરણથી ઉત્તમોત્તમ લાભ થાય.

* * * ભોગવની જેવી સતીએ જે ધર્મ પાળ્યો છે તે ખરેખાત લક્ષમાં લેવા યોગ્ય છે. પોતાનાં માતપિતાએ જેની સાથે પોતાનું લગ્ન કર્યું તેજ પતિ છે એમ તેણે સર્વદા માન્યું, અને તેનીજ સેવા કર્યા કરી. સતીઓનાં પૂણ્યોથી શું નથી થતું ! ભોગવતીનો પતિ સર્પ પણ દિવ્ય રૂપવાળો થઇ ગયો ? આ પતિ ખરેખાત સર્પજ હશે ! ના નહી. સર્પ જેવાં દૂષ્ટ આચરણવાળો તે પુરૂષ હતો. જે સતીનો પ્રેમ અને સતીની ભક્તિ જોઇ પોતાની દુષ્ટ રીતભાતથી લજવાયો; આખરે તે સુધરી ઉત્તમ આચારવાળો થયો.

* * * પ્રેમનો મૂખ્ય દેવતા સંસારમાં તો સ્ત્રીજ છે એટલે સ્ત્રી અને પુરૂષની મૈત્રીનો મુખ્ય હેતુ એ ઠરે છે કે તેમાંથી ઉભયની સ્વાર્થવૃત્તિ ઘસાઇ જવા માંડે અને પ્રેમવૃત્તિ દ્રઢ થાય ત્યારે ઉભય આત્મભાવને પામે.

* * * જગતમાં જેટલા પ્રકારની કોમળતા, જેટલા પ્રકારની દયા, અને જેટલા પ્રકારની પ્રીતિ થઇ શકે છે તે બધાનો સાર કાઢીને સ્ત્રીનું નિર્માણ કરેલું છે, તેનું શરીર ગમે તેવુ છે પણ તેના તન, મન અને હૃદય અત્યંત કોમળ અને સર્વને પલાળવાને સમર્થ છે

* * * સ્ત્રી અને પુરૂષ બેજ ભેગાં હોય ત્યારે બધાં ધર્મનાં કર્મો કરી શકાય છે. પતિની આજ્ઞાવિના વ્રતાદિક કરવાથી સ્ત્રી દોષ પામે છે. કારણ પતિ એજ સ્ત્રીનો એકનો એકજ ગુરૂ છે.

* * * સ્ત્રી જો પુરુષના ગુણો ગૃહણ કરવા જાય અને કામકાજ પણ પોતાને યોગ્ય હોય તે મૂકી પોતાથી સામેની જાતીનાં પકડવા માંડે તો તેમ કરનાર સ્ત્રી કેવળ દુઃખ પીડા અને પરાજય વિના બીજુ કાંઈ મેળવે નહી

* * * સસારમાં જેટના કંકાસ સ્ત્રીઓથી ઉત્પન્ન થાય છે તેનું મૂળ કારણ તો સ્ત્રીઓ પુરૂષના ગુણુથીજ વર્તવા માડની હોય છે તેજ છે. અને જ્યારે સ્ત્રી પોતાનું ખરૂં બળ તજી ખોટે માર્ગે બળવાન થવા ઇચ્છે છે ત્યારેજ કુટુંબમાં ક્લેશ થાય છે. સ્ત્રીનું રૂપ પ્રેમમય છે. સ્ત્રીનું ચિત્ત પ્રેમમય છે, સ્ત્રી પોતેજ પ્રેમ છે. એ પ્રેમનાંજ હથિયારથી જ્યારે સ્ત્રી સામાને વશ કરવાનું મૂકી પ્રેમથી ઉલટાં જે બલ રૂપિ હથિયારને તે વાપરવા જાય છે ત્યારેજ તે અનંત દુઃખમાં ફસાય છે.

* * * એતો ચોક્કસજ છે કે સ્ત્રી મ્હોટી ઉમ્મરમાં આવ્યા પછી સાસરાંના કુંળને સંપૂર્ણ રીતે પોતાનું કરી શકની નથી તેમ બહુધા પોતાના સ્વામીને પણ પોતાનો કરી શકની નથી જ્યારે બાલિકા સ્ત્રી સ્હજનારમાં સ્વસુર કુળ સાથે મળી જાય છે. અને પતિ ઉપર એકદમ વિશ્વાસ રાખી શકે છે અને ગૃહ સંસારને તે દિપાવે છે.

* * * ટૂંકામાં લગ્ન સમયે સઘળાં કર્મકાંડો અને ધર્માદિક ક્રિયાઓ અને આચારનું જે અનુષ્ટાન થાય છે અને જે જે મંત્રો બોલાય છે તેનો જો આર્યો સ્પરો અર્થ જાણવા તરફ લેના હોય તો તેઓ ખરેખાત દામ્પત્યપણામાં રહેલાં ખરાં રહસ્યને જાણી શકે અને પોતાનો ગૃહ સંસાર ઉત્તમોત્તમ રીતે ચલાવી શકે પરંતુ આજે તેમાં વૈદિક કર્મકાંડો તરફ લક્ષ આપનારા આર્યો કેજ હશે ?

## મને નહીં તો—

# મ્હારા પાડોશીને પણ હજો.

લેખક–શા. રા મુળચંદ ચુનીલાલ ભગત

સ્ત્રીઓને માથે જે અનેક દોષ મુકવામાં આવે છે તેમાં અદેખાઇ એ મુખ્ય છે. સામાન્ય રીતે સ્ત્રીઓ બીજાને સારે રાજી રહી તેના સુખના ભાગીદાર થવાને બદલે અદેખાઇ–ઇર્ષાભાવ ધારણ કરી પોતાના પંડને દુખી કરી આસપાસના સગાવ્હાલાને પણ દુખ દે છે, પોતાની બ્હેન ભોજાઇ અગર દેરાણી જેઠાણી સારાં વસ્ત્ર ઘરેણાં પ્હેરતી હોય તો તેનાં જેવાં વસ્ત્ર ઘરેણાં ઘડાવી અપાવવા પિયરમાં માબાપ અગર સાસરામાં પતિને કનડે છે અને સર્વ રીતે અપાવવા સંપૂર્ણ સ્નેહ સદનને પણ કજીઆ કંકાસથી વાઘરીવાડ જેવું બનાવે છે વળી એથી ઉલટી રીતે ઘરરખુ ગૃહિણીઓ પોતે વસ્તુ વેચાતી લેઇ કબજા ભોગવટામાં રાખી જાળવવાની જંજાળમાં પડ્યા સિવાય સંતોષ પકડી કોઇની પાસે પણ એ ચીજ છે એમાં આનંદ માની તેની નૈસર્ગિક ભોક્તા બને છે

" સૃષ્ટિનો શહેરી " એ નામના પુસ્તકમાં ઓલિવર ગોલ્ડસ્મીથ પ્રમાશીન હીરાનો કંઠો પહેરી બ્હાર નીકળતા એક ઉમરાવનો કોઇ અજાણ્યો માણસ ઓચીંતો ઉપકાર માને છે એ બનાવ વિષે લખે છે કે —

ઉમરાવ.–કેમ, ભાઇ " શા સારૂ ? મે તને તો એમકે હીરા આપ્યો નથી '

તે અજાણ્યા માણસે જવાબ આપ્યો –"વારૂ, પણ તમે મને તેના તરફ નજર નાખવા દીધી અને તેનો તમે પોતે ઉપયોગ કરી શકો તે પણ તેજ છે ( બીજાને દેખાડી શકો છો ) તેમાં તમારે તેની સંભાળ રાખવી પડે છે, જે કામ કરવું મને ગમતું નથી, તે સિવાય કાંઇ વધારે ફરક નથી. "

એકવાર એક માણસે પોતાની પાસેના બધાં સુંદર અને મનોહર ચિત્રો એક દુશ્મન તરફ મોકલી આપ્યાં ને એક મિત્રને કાગળ લખ્યો છે જે શેઠની મારે હમેશાં વેઠ ગુલામગીરી કરવી પડતી હતી તેમને મે વિદાયગીરી આપી છે માલ મિલકત, વાડી વઝીફા, ઘરબાર કંઇ પણ સંઘરી રાખવાની જરૂર નથી તે વાપરવાનું મન થાય કે તરત તેના તરફ એક ખરેખરા માલીક તરીકે જોઇ મોજણીનો આનંદ લેવો, કબજા ભોગવટામાં રાખી તે જાળવવાની જંજાળમાં શા સારૂ પડવું ? '

ગરીબાઇ અને કંગાલ હાલતમાં પણ કેટલાક મનુષ્યો જીવનને ઉજ્જ્વલ બનાવે એવા અદ્ભુત ધન વૈભવનો ઉપભોગ કરે છે કે જે સુખ ધન સંપત્તિ અને વૈભવવાળા માણુસો પણ મેળવી શકતા નથી આનું કારણ માત્ર એજ છે કે તે વસ્તુ પામવાની અર્થાત તેમાં રસ ઉપજાવી લેવાની શક્તિ તેમનામાં હોતી નથી અને ભોક્તા અને ભોજ્ય એ બન્નેનો યોગ થયા વિના સાચું સુખ મળતું નથી કુદરતના સૌંદર્યવાન અને પ્રેરણાત્મક દૃશ્યો પાસે થઇ જવાનું હોય તો પણ સુન્દરતાના ભાન વગરનાં ઘણુંક માણસો છતી આંખે આંધળા થઇને ચાલી જાય છે તેમના હૃદય શુદ્ધ હોવાથી તેઓ ના બેપરવાઇથી

કુદરતનો નૈસર્ગીક આનંદ લઇ શકતા નથી. જે પ્રેરણા બીજાઓના આત્માને જાગ્રત કરી આનંદમાં લીન કરે છે તેથી આવા માણસને કશીએ અસર થતી નથી.

કવિવર કલાપિના શબ્દોમાં—સૌન્દર્યો પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે. સુંદરતા મેળવવી હોય તો તમારા પોતાની અંદર સૌન્દર્ય પ્રકટ કરો સૌન્દર્ય મેળવવા સારૂ માન સિક ભુમીકામાં સૌન્દર્ય આણવાની અને તે સાથે એક રસ થઈ જવાની જરૂર છે; માટે

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ,
લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી,
જંજિરેથી નીકલે. ( શ્રીમદ્ રાજચંદ્ર )

* * * * *

એક સ્ત્રી વિષે એવું કહેવામાં આવે છે કે તે નિર્જન પ્રદેશમાં કંગાલ હાલતમાં રહેતી હતી છતાં પણ તે સારૂં અને સુદર જીવન ગાળતી હતી. તેનામાં સામાન્યને અસામાન્ય, કદરૂપ ને સુંદરસ્વરૂપી, અને વેદને ગાયનની ગમ્મત તરીકે ગણી લેવાની અજબ શક્તિ હતી. આવી રમણીઓ બેજવાળા કાદવમાથી ખીલી નીકળતા પવિત્ર અને સુંદર કમળ પુષ્પ સમાન છે.

ખરાબમાં ખરાબ જગાએથી પણ સ્વાદિષ્ટ મધ એકઠું કરતી માખી તમે જોઇ હશે? કોઈ કોઈ અદભુત મનુષ્યો તો સૌથી ખરાબ જગાએથી અને નીચમાં નીચ માણસોથી પણ સૌથી સારામા સારી સામગ્રી શોધી લે છે. કારણ કે કંગાળમાં કંગાલ કે પાપીમા પાપી માણસ પાસેથી પણ વાતચીત કરતાં જીવનોપયોગી અનુભવ અને જ્ઞાનની વાતો મળી શકે છે.

ધન ધાન્ય, પૈસો ટકો, વાડી વજીફો અને ઘરબાર કાંઇ ખરી મિલકત નથી. પણ દરેક વસ્તુ નજરે પડતાં વેતજ લોહચુબકની માફક પામવાની, ભોક્તા તરીકેનો આનંદ મેળવવાની દિવ્ય શક્તિ એજ ખરી સમૃદ્ધિ છે મિલ્કત છે.

માલકીનો હક ભલે બીજાઓને હોય! પણ તે વસ્તુ આંખે જોઇ આનંદપૂર્વક આપણી આંખોને ટાઢક આપવી નહીં. ધનવાન લોકના બંગલા અને બાગ બગીચા જોઇ આપણેજ તેના માલીક હોઇએ એવી રીતે શા માટે તેનો આનંદ ન ભોગવવો? "મારા માર્ગમાં આવતી સર્વ કુદરતી વસ્તુઓનો હું માલીક થઇ શકું છું. તેનો તેના માલીક તરીકે ઉપભોગ કરવાનો આનંદ લઇ શકું છુ. ફળ, ફુલ, છોડ, ઝાડ, પાન, તાડી વગેરેની સુંદરતાની માલકી મારીજ છે. બીજાનો કબજો હક અગર ભોગવટો મારી કુદરતી-માલકીની આડે આવતો નથી." એવું શા માટે કહી ન શકીએ? ખેતરના સર્વોત્કૃષ્ટ બાગો, વ્હેતા ઝરા, બીડવાળા મેદાનની સુંદરતા, ખીજુનો દાગ, પક્ષીનું સંગીત એને અસ્ત થતા સૂર્યનું દર્શન એ કાંઇ ભોગવટાના કરારમાં લખી આપવામાં આવતાં નથી જે મનુષ્ય તેના પર આંખ નાખી શકે છે અથવા જેનુ મન તેની કદર કરી શકે છે તેનીજ માલકીને આ માલે છે.

ગમે ત્યાંની ગમે તે વસ્તુમાંથી નૈસર્ગિક આનંદ અનુભવવાની આ કળા યાને શક્તિ એ એક દૈવી બક્ષિસ છે. આથી જીંદગી લંબાય છે; અનુભવ વધે છે અને સ્વભાવ સુંદર બને છે. આત્મોન્નતિ માટે આ એક અલૌકીક શક્તિ છે.

અત્યારે જ્યારે ઐક્યની અત્યંત જરૂર છે એવા વખતે માબાપ પોતે તેમજ પોતાનાં બચ્ચાંઓને બાળપણથીજ બીજાની કબજાની માલકીની ચીજો માટે અદેખાઇ અગર ખર્ષા નહી રાખતાં ઉલટાં તેમનો કબજે રાખ્યા બદલ આભાર માની તે વસ્તુઓના ખરેખરા માલીક તરીકે ઉપભોગ કરવાનો આનંદ અનુભવવાની ટેવ પાડવી એ અત્યંત જરૂરની બાબત છે. કારણ કે તેથી ભેદભાવની દિવાલ તુટે છે, મારા અને તારા પણાનો ભ્રમ ભુલાય છે. અને બાજુની અંદર પોતાના આત્માને અને બીજાનો આત્મા પોતાનામાં રહેલા જોતાં શીખાય છે.

જે તે વસ્તુ મેળવવાની વાસનાથી માંકડાંની માફક આમતેમ ભટકતા મનને રોકી સ્વસ્થ કરી જરા આજુબાજુ નિહાળો. વસ્તુને પકડવા જતાં આપણે પિંજર તિજોરીની અંદરથી ચોરી કરનારા ચોરનો હાથ પકડાઇ જાય છે તેમ પકડાઇ જઇએ છીએ. અમુક વસ્તુના માલીક બનતાં તે વસ્તુ આપણા હાથમાંથી ચાલી જાય ત્યાં સુધી તે વસ્તુ સાચવી રાખવામાં આપણે શક્તિનો નિરર્થક વ્યય કરવો પડે છે. માટેજ તે વસ્તુ બેથી લાવવાની ધાંધલમાં પડી પછી તે જાળથી રાખવાનું જોખમ ખેડવા કરતાં આપણી પાસે હોય તે વસ્તુમાં સંતોષ રાખી કુદરતી રીતે બ્હારની વસ્તુઓ ભોગવતાં શીખવું પડે છે. સંતોષ એજ સુખ છે. અસંતોષ એ દળીદળ–ગરીબાઈ છે.

દુનીઆ દુઃખમાં ડુબેલી છે. તે દુઃખ ઓછું કરવાની જરૂર છે. માટે દુઃખના કારણરૂપ ઇર્ષા અને અદેખાઇ દુર કરવાના પૂણ્ય પ્રયત્નમાં દરેક બ્હેને હીસ્સો આપવા સારૂ "મને નહીં તો મારા પાડોશીને પણ હજો" એ ભાવના સાથે પોતાનાં દરરોજનાં કાર્યમાં પ્રેમ અને સહકારથી સુખનો વધારો કરવો ઘટે છે.

---

## आनंदाश्रम.

### ધી હિંદુસ્થાન વ્યાપાર–વિનાશક, દ્રવ્ય હરણ, અને કત્લેઆમ કું. લીમીટેડ.

## પ્રોસ્પેકટસ.

[ દરેક કાયદાના આધારે રજીસ્ટર્ડ થનારી )

થાપણ રૂ. ૧૦,૦૦,૦૦,૦૦૦.

જેને રૂ. ૧૦૧) ના ૧૦,૦૦,૦૦, શેરમાં વેચી નાખવામાં આવશે.

## ડાયરેકટરો.

મી જુગારમલ, થીઢારમલ ઢોરીનોટાવાળા (સાહસીક સટોરીઆ અને આગેવાન વેપારી.)

મી શયતાનઅલી હોજખઅલી [ધી હાટકા મેન્યુફેકચરીંગ કંપનીના ચેરમેન]

મી આરીયાસીંગ તુરીયાસીંગ ભીડાવાળા (વેજીટેબલ એકસપોર્ટર અને ઈમ્પોર્ટર)

મી. પટપટરાવ ચટપટરાવ પેટભરકર [સ્વદેશી વસ્ત્ર ભંડારના માલીક)

મી. દફતરશા બીસ્તરવાનજી મફતીઆ (ધી ઈંડિયા અપર બેન્ક સો. મેનેજીંગ એજંટ.]

મી સોભેસાડખાન આપેગએનાડખાન તડાકીઆ [ધી ફોરેસ્ટ ફાયરીંગ એજન્સીના ડીરેકટર.]

પ્રેસીડન્ટ—લીલા ઘડેલચંદ ટેલચંદ ફંડાવાળા.

સેક્રેટરી અને એજન્ટસ—મેસર્સ ફોગટશા અમથાશા અલેલટપ્પુની કંપની.

બેંકર્સ—ધી આસમાન પાતાળ બેન્ક લીમીટેડ તથા ધી સફાચટ બેંકીંગ કોરપોરેશન લીમીટેડ.

સોલીસીટર્સ—મેસર્સ અખીબોલ્યા અખીફોક એન્ડ ગળાફાંસુની કંપની

ઓડીટર્સ—મેસર્સ ફોગમેન ગોઈંગ અવે ઘોરખોદુ એન્ડ કંપની

## કંપનીનો ઉદ્દેશ.

હીંદુસ્થાનમાં હીંદીજ કારીગરોના હાથે, ગધેડાના ખેતરવાવવાનો, ભીંડામાંથી રેશમ, કોળામાંથી હીર, કાંદામાંથી કપુર, સોગઠીમાંથી તેલ, અને માટીમાંથી અત્તર બનાવવાનો ઉદ્યોગ કરાવવામાં આવશે, એવાજ બીજા અનેક નવા હુન્નર જે દુનીયામાં પણ નીકળવા પામ્યા ન હોય તેવા હાથમાં લેવામા આવશે.

શેર હોલ્ડરનું હીત જાળવવા માટે કંપનીએ ખાસ નવી સ્કીમ કરી છે. તે એવી રીતે કે ૭ માસીક, વાર્ષિક વ્યાજ ના આપતાં કંપનીનો નફો તથા શેરનું ડીવીડન્ડ તમામ રીઝર્વ ફંડ ખાતે લઇ જવું, અને તે વંશપરંપરા ચલાવતાં જ્યારે કંપનીને યોગ્ય લાગે તે વખતે સામટુ વ્યાજ વેંચવામાં આવશે

દરેક શેરની અરજી સાથે રૂા. ૧૦] લેવામાં આવશે બાકીના કોલ અડવાડીએ, પખવાડીએ લેવામાં આવશે અને શેરની અડધી રકમ વસુલ લેવમાં આવશે

બાકી રહેલી રકમના કોલ કંપની કાઢવા માગતી નથી, તે રીઝર્વ રાખવામાં આવશે. અને જ્યારે કંપની લીકવીડેશનમાં જાય તે વખતેજ તે કોલની જરૂર પડશે. ત્યાં સુધીને માટે શેરહોલ્ડરને બાકીના કોલ ભરવાની ચીંતા રાખવાની જરૂર નથી.

શેરની અરજીઓ સખ્યાબંધ આવે છે અને શેર અપોઅપ ભરાઈ જાય છે, માટે વેળાસર અરજીઓ આપવી.

કંપનીની થાપણ હાલ છે તેનાથી કેટની વધશે તે હમે કહી શકતા નથી. પણ અમે તેટલી વધારવાની સત્તા કંપનીએ રાખી છે હાલ તો શેરનો ઉઠાવ જબરો છે આભળ ઉપર ઉપલો જાણે ( ઇશ્વર જાણે ! ) માટે તાકીદ કરજો, નહી તો રહી જશો. જેના નશીબમાં લખાયા હશે તેનેજ આ કંપનીના શેર મળશે

સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ,—સર્વત્ર શાખાઓ ખોલવામાં આવશે.

અરજી મોકલવાનું ઠેકાણુ

મેસર્સ. ફોગટશા અમથાલાલ અલેલટપ્પુની કું.

ઓફીસ-જહાનમ રોડ, મશાણ મેન્શન,

આકાશ બંદર.

—("હિંદુસ્તાન" ઉપરથી.)

## બાલોદ્યાન.

## રાજા અને રાણી.

[ હિન્દી ઉપરથી ]

લેખક—બ્હેન સો. J—.

એક વખત આખા ગુજરાત દેશમાં બીલકૂલ વરસાદ પડયો નહી. ચારે તરફ હાહાકાર વર્તી રહ્યો કુદરત જાણે મહાશોકની મૂર્તિ હોય એમ દેખાવા લાગી ઝાડો પાન, ફળ, ફુલ વિનાનાં થઇ સુકાઇ ગયા. ખેતરો મરૂભૂમિ જેવા વેરાન લાગવા માંડયા ગાય, ભેંશ, બળદ, ઘોડા, વગેરે જનાવરો ભૂખ તરશની દારૂણ વેદનાથી મરવા લાગ્યાં દુનિયા જાણે પ્રાણ વિનાની, ચેતન વિનાની હોય એમ થઇ ગઇ. વનસ્પતીમાં રસ ન રહ્યો, પ્રાણીઓમાં પ્રેમ ન રહ્યો, માણસોમાં ઉત્સાહ ન રહ્યો દેશમાં જો કાંઇ પણ રહ્યું જણાતુ હોય તો તે ફક્ત અતિ ઉગ્ર તાપ હતો ! પ્રચંડ તાપ સઘળે વ્યાપી રહ્યો હતો અને આખી પ્રજાને બાળતો હતો

વરસાદ પડયો નહી અને અન્નપાણીનું વિષમ દુ:ખ આવી પડયું આકાશ તરફ વાદળાંની વાટ જોતા લોકોનાં આશા ભર્યાં નેત્રો આખરે થાકીને નિરાશાપૂર્ણ થઇ ગયાં કોઇના ઘરમાં ખાવાનું રહ્યું નહી ચિન્તાની, ઉદ્વેગની દારૂણ છાયા સહુનાં મુખ ઉપર ભયંકર શ્યામતા પ્રસારી રહી હતી. ગૃહસ્થોના ઘરોમાં અતિથિઓનો સત્કાર બંધ થયો રાજમાર્ગોમાં ભીખારીઓનાં ટોળાં તીડની પેઠે ઉભરાવા લાગ્યાં. શહેરની ગલીગુંચીઓમાં પડયાં પડયા સડતાં, ભૂખે મુવેલાં ઢોર અને માણસનાં હાડપિંજર ઠેકાણે ઠેકાણે જોવામાં આવતા હતા માને ગળે બાઝીને ક્ષુધાથી પીડાતું બાળક રડતું હતું, પણ એના સ્નેહથી છલકાતા હૃદયમાં પણ હવે પેલું સ્વર્ગનું અમૃત કયાં હતું ? અરે, આજ નિર્દોષ બાળકો,—કુમળાં

બાળકો સુકા કંઠથી રડયાં કરે છે અને પોતાની માતાના ખોળામાંજ—દુધ નહીં મળવાથી પ્રાણ છોડે છે ! હે પ્રભુ, આ ચિત્ર કેવું ભયંકર છે ?—પણ અફસોસ, તે તદન ખરું હતું.

આ સમયે ગુજરાતમાં દારૂણસિંહ રાજ્ય કરતો હતો. ત્હેનું લગ્ન આ વખતમાંજ થયું. વિવાહનો ઉત્સવ હજી પૂરો થયો નહોતો. દેશનો ઘણા કાળથી એવો રીવાજ હતો કે રાજકીય ઉત્સવોમાં પ્રજા મૂલ્યવાન વસ્તુઓ તથા દ્રવ્ય રાજાને ભેટ આપતી. આ નિયમને અનુસરીને રાજાએ લોકો ઉપર નવા કર નાંખ્યા. રાત દિવસ ભૂખ તરસથી પીડાતી, શોક તાપથી દુઃખી થઇ ગયેલી પ્રજાને માથે આ પ્રમાણે હુકમ થવાથી અમલબાર આવી પડયો અને તેથી દેશમાં ચારે તરફ હાહાકાર વર્તી રહ્યો. આ સમય કાંઇ જોવો ત્હેવો નહોતો. પોતાનાં વ્હાલાં બાળકોને માતાપિતા, આંસુ વિનાની આંખથી, મરતાં જોતાં હતાં. મનુષ્યોનાં હૃદય આ વખતે કઠિન પત્થર જેવાં થઇ ગયાં જણાતાં હતાં. ભૂખ તરસની તીવ્રતાને લીધે તેઓ મરેલાં જનાવરોનાં શરીર જોઇને પણ ત્હેના ભાગ પાડી લેવાને માટે તૂટી પડતાં અને લ્હડતાં. ટુકડા રોટલાને ખાતર તેઓ વારંવાર પ્રાણ આપતાં. દેશની આ દુર્દશા હતી. આવે બીષણ સમયે પ્રજાજનો ઉપર ભારે નવા કર આવી પડવાથી ત્હેમનાં મન વધારે વધારે બીહાણ બની ગયાં.

કરમાંથી પ્રજાને મ્હારા દેશવાસીઓ પણ રાજાની આજ્ઞા પાળી શકયા નહિ. જેમની પાસે

રાજા—એમ? ઠીક. જુઓ, પુરોહિતજીનું શરીર કેવું હૃષ્ટ પુષ્ટ છે ? જેઓ હજી તે અન્નકષ્ટથી કંઇ દુઃખી નથી. તેઓ તો જુના નિયમોને તોડવા ઇચ્છે છે. ( પુરોહિત તરફ જોઇને ) પુરોહિતજી, મ્હારાં રાણીજીના આવા વ્યવહારથી હું બહુ શરમાઉં છું.

રાણી—સ્વામી, ત્હમે દેશવાસીઓ ઉપર પ્રસન્ન થાઓ.

રાજા—પ્રસન્ન ? ( ગુસ્સામાં આવી જઇને ) ઠીક. જો ત્હમે નગ્ન-વિનાવસ્ત્રે ઘોડા ઉપર સ્વાર થાઓ અને ખરા બપોરને વખતે આખું શહેર ફરીને આવો, તો મ્હારી પ્રજાનો અપરાધ ક્ષમા કરૂં. આ વાત હું સોગન ખાઇને કહું છું !—કહો, હવે પ્રસન્ન થયાં !

રાણી—મહારાજ, શું આપનું હૃદય આટલું બધું નિષ્ઠુર બની ગયું છે !

પુરોહિત—મહારાજ, આપે આવી કઠોર વાત કહી ! તેથી રાણીજીના કોમળ હૃદયને બહુ દુઃખ થાય છે. જુઓ ! રાણીજી મુંગી રહ્યાં છે. મ્હોં શોકમય બની ગયું છે. મહારાણી ! હું આપને અન્તઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે ત્હમે સુખી થાઓ અને ત્હમારૂં સર્વ રીતે કલ્યાણ થાઓ.

રાણી—મહાત્મન્, જો દેશ સુખી ન હોય, તો હું સુખી કેમ થાઉં ?—પ્રજાને પીડા કરનાર રાજ્યકર્તાનું કેવે પ્રકારે કલ્યાણ થાય ? —મ્હને આમાંથી કાંઇ સારૂં ફળ આવે એમ લાગતું નથી. મ્હારા સ્વામીનાં ક્રૂર વચનો આપે સાંભળ્યાં !

પુરોહિત—માતાજી, આપ આ વાત ભુલી જાઓ.

રાણી—મ્હને એનો બિલકુલ શોક નથી.

પુરોહિત—આપ ખરેખર દેવી-જગદંબાનો અવતાર જ છો.

છો. વરાણી—શું મહારાજાએ કહ્યું, તે સોગનપૂર્વક કહ્યું છે !

મોતનો રોહિત—હા, સોગન ખાઇને જ કહ્યું છે, એમાં કાંઇ શક નથી.

રાજા—પ્રિયે! આ વાતનો શો ભય છે? ત્હમારે જરાપણ ધાસ્તી રાખવાની જરૂર નથી શું ત્હમને એમ લાગે છે કે કોઇ ભૂખ્યા તરસ્યા જનાવર અમારા ઉપર ચોટ કરશે? કરો નહિ. વરસાદ નથી તો થોડા વખત પછી આવશે. એટલી દિલગીરીની વાત છે કે આ વખત બાગમાં બિલકૂલ ફુલ ખીલ્યા નથી. નથી ચમેલી—નથી જાઇ જૂઇ—નથી ગુલાબ, ચંપો કે મોગરો. તેથી હું ત્હમારો યોગ્ય સત્કાર કરી શકતો નથી.

રાણી—ના સ્વામી, એ કારણથી હું દીલગીર નથી. આ સમય વિનોદનો નથી. આપ અત્યારે મ્હને એવું કાંઇ આપો, એ હું ઇચ્છતી નથી. પણ મ્હારી એક પ્રાર્થના છે, ત્હમે તે કઈ રીતે પૂરી કરશો? જો ત્હમે ધારો તો તે જરૂર પૂરી કરી શકો.

રાજા—શી પ્રાર્થના છે?

રાણી—ત્હમે દેશવાસીઓની ઉપર દયા કરો એ લોકોના અપરાધ ક્ષમા કરો.

રાજા—શું ત્હમે આવી રાજદ્રોહી પ્રજાની તરફથી મ્હારી પાસે વકીલાત કરી રહ્યાં છો?

રાણી—રાજદ્રોહી? આપની ન્હામે શું આ લોકોએ શસ્ત્ર અસ્ત્ર ધારણ કર્યા છે? એ રાજદ્રોહી કેવી રીતે કહેવાય?

રાજા—સાંભળો, એ લોકોએ મ્હારી આજ્ઞા ન માની. તેઓ મ્હારા[illegible] નથી. આપતા ન—

સ્હવાર થયું. આ વાત જાહેર થઇ ગઈ. રાણીજીનો નિશ્ચય પણ લોકોના સાંભળવામાં આવ્યો સઘળા દેશવાસીઓએ પ્રતિજ્ઞા કરી કે તે દિવસે કોઇએ ઘરની બહાર નીકળવું નહિ.—જોત જોતામાં મધ્યાન્હકાળ થવા આવ્યો કોઇ જગ્યાએ છાયા નથી, કોઇ અંધારૂં નથી, ચારે તરફ સૂર્યનો પ્રકાશ પડે છે, પણ રસ્તામાં માણસનું નામ નથી. ઘરના માલીકો ઘર બંધ કરીને અંદર પેશી રહ્યા છે. દરવાજા, બારીઓ, બારી બારણાં વગેરે બધું બંધ છે. ઘર વગરના તેમજ નિરાશ્રિત મનુષ્યો પણ રસ્તામાં નજરે પડતાં નથી, કારણકે એ બધાં દેવાલયોમાં ભરાઇ જઇ, પ્રભુની પ્રાર્થના કરવામાં મશગૂલ થયાં છે. કાંઇપણ શબ્દ રવ કાને પડતો નથી.

સર્વત્ર શાન્તિ અને ચૂપકીદી વ્યાપી રહી હતી. ઝાડનું એક પાંદડું પણ હાલતું નહોતું. કારણકે પવન પણ વાતો ન્હોતો. જાણે દેશ મૃત્યુના ખોળામાં સૂઈ રહ્યો હોય નહિં, એમ સઘળે જણાતું હતું. અફસોસ, ફક્ત ભીષણ તાપ અને નિર્લજ પ્રકાશ ચારે તરફ ફેલાઈ રહ્યો હતો!

પ્રિય વાચકો! ત્હમે પણ ત્હમારી આંખો બંધ કરી દો. એ વખતે નગરના રાજ માર્ગો તરફ ત્હમારાં નયન ન ફેરવશો. બાહ્ય ચક્ષુઓ બંધ કરીને ત્હમારાં હૃદયનાં દિવ્ય નેત્રો વડે આ મહાન્ કાર્ય નીહાળો કારણકે અન્નપૂર્ણા માતાનું સ્વરૂપ લઇને—આ કરૂણામયી સ્ત્રીએ ગરીબ લોકોના દુઃખ દૂર કરવાને—અવતાર ધારણ કર્યો છે.

રાણી ઘોડા ઉપર સ્વાર થઇ નીકળી પણ તે નગ્ન ન્હોતી સતીત્વ સાચવવાને—ત્હેની મર્યાદા જાળવવાને, ત્હેની પાસે એક સુન્દર આચ્છાદન હતું. તે ત્હેણે વાપર્યું હતું માથાના લાંબા, સુન્દર, ઘનશ્યામ વાળથી ત્હેણે પોતાના આખા શરીરને ઢાંકી દીધું હતું

ત્હેનું મુખ જમીન તરફ હતું પણ આખા શરીરમાંથી અલૌકિક સુન્દરતા જાણે ચારે તરફ પ્રસરી રહી હોય નહિં, એમ લાગતું હતું. અસારે કોની તાકાત હતી કે આવા સૂર્યપ્રભા જેવા ઉજ્વળ પ્રકાશની તરફ દૃષ્ટિ પણ કરી શકે ! આ વખતે હવા પણ આ રાજ્ય માતાના ઉગ્ર તપના પ્રભાવથી ડરી સ્થિર થઇ ગઈ હતી. આખું નગર ફરીને મહારાણી કરૂણાવતી ઘર તરફ પાછી વળી. ઈશ્વરે એનો મનોરથ સફળ કર્યો.

જેણે કૌરવની સભામાં દુઃખાર્ત દ્રૌપદીજીની રક્ષા કરી હતી, તે ભગવાનેજ આજ પારકાના દુઃખથી દુઃખી થએલી કરૂણાવતીને સહાય કરીને ત્હેની લાજ રાખી.

એમ કહેવાય છે કે જે વખતે રાજેશ્વરી કરૂણાવતી સમસ્ત પ્રજાનું દુઃખ દૂર કરવાને શહેરના રાજમાર્ગો પાવન કરતી હતી, તે સમયે એક મહાપાપીએ પોતાના ઘરની દિવાલના છિદ્રમાંથી એની તરફ નજર કરી. પણ એ જાણતો નહોતો કે મહામતીનો પ્રતાપ કેવો હોય છે ? તેજ પળથી તે હતભાગી આંધળો થઇ ગયો !

રાજાએ પણ પોતાની પ્રતિજ્ઞા પાળી. નાંખેલા કર રદ કર્યા. રાણીના અદ્ભુત કાર્યથી ત્હેનું સખ્ત હૃદય પણ પીગળ્યું. ભૂખ્યાં તરસ્યાં મનુષ્યોને માટે પોતાના રાજ્યના અન્ન ભંડાર ત્હેણે ખુલ્લા મૂક્યા અને રાજ્યખર્ચે સ્થળે સ્થળે પાણીનાં સદાવ્રતો બેસાડી દીધાં. ઇશ્વરની દયાથી થોડા સમયમાં પુષ્કળ વરસાદ થયો. ફરીથી પાછો દેશ અન્ન પાણી વનસ્પતિથી ભરપૂર થઇ રહ્યો અને મહારાણી કરૂણાવતીનું નામ જગતમાં અમર થઈ ગયું *

---

* આ વાર્તારૂપ અનુવાદ પ્રસિદ્ધ ઈંગ્લિશ લેખક લેન્ડોરના એક લેખ ઉપરથી હિન્દીમાં ઉતારવામાં આવ્યો હતો. અને તે ઇંગ્લેન્ડની એક પરમ દયાળુ રાણી ( લેડી ગોડીવા)ની પુરાણ કથા ઉપરથી લખવામાં આવ્યો હતો

આપણા ગુજરાતમાં સોલંકી મહારાજા પ્હેલા ભીમદેવ ( બાણુવલી ) ના સમયમાં આવો એક પ્રસંગ બન્યો હતો. પ્રબન્ધ ચિન્તામણિમાં લખ્યુ છે કે દેશના એક વિભાગના ખેડુતોને દુષ્કાળના ત્રાસથી અત્યંત પીડાતા જોઈ, પાટવી કુમાર મૂળરાજે બીજે દિવસે અશ્વ ચલાવવામાં એવી કુશળતા વાપરી કે રાજા તે જોઇને બહુ પ્રસન્ન થયો. કાંઈ ઈનામ માગવાનું કહેતાં, કુમારે પેલા ખેડુતોનું તે વર્ષનું જમીન મહેસુલ માફી થાય એમ માગણી કરી. રાજાએ તે વિનંતી સ્વીકારી અને રાજ્યે માંગણું માફ કર્યું. ઈશ્વર ઇચ્છાથી એમ બન્યું કે આ પછી ત્રીજેજ દિવસે મૂળરાજ મરણ પામ્યો. બીજે વર્ષ પુષ્કળ વરસાદ થયો અને પાક પણ ઘણો આવ્યો. તેથી લોકોએ તે વર્ષનું મહેસુલ તો ભર્યું એટલુંજ નહીં પણ પાછલી સાલના પૈસા ભરવાની પણ માગણી કરી. પરન્તુ મહારાજાએ તો તે રકમ પોતાના સ્વર્ગસ્થ કુમારને ખાતર માફ કરી હતી, તેથી તે લેવાની ના કહી. આ ઉપરથી તે રકમ ( તથા ચાલુ વર્ષની ઉપજ ) શહેરના મહાજને નિર્ણય કર્યો પ્રમાણે કુમાર મૂળરાજના શ્રેય અર્થે "ત્રિપુરૂષ પ્રાસાદ" નામે એક મ્હોટું દેવાલય બાંધવામાં વાપરવામાં આવી.

# સુન્દરી સુબોધ :: માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે.-આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે: આથી-પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,-સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રવર્તન કર્યા કરવું, એજ આર્ય સંતાનોનું ખરૂં કર્તવ્ય છે.

પુ. ૧૬ મું. ] સપ્ટેમ્બર-ઓકટોબર, ૧૯૧૯. [ અંક ૯-૧૦.

## હૃદયગુંજન.



## પરમ ધર્મ.

( ફ્રેડરીક હેર ધ યંગ થીસ્ટન ઉપરથી )

અનુવાદક: રા. રા. મુલચંદ ચુનીલાલ ભગત.

ભગવાન શ્રી કૃષ્ણ કહે છે કે "અહિંસા એ પરમ ધર્મ છે." જે ઘાતકી હોય તે કદાપિ ધર્મિષ્ઠ હોઈ શકે નહિ. શ્રી કૃષ્ણના ઉપદેશ પ્રમાણે આપણે ચાલવું હોય તો આપણાથી બને ત્યાં સુધી આપણે કોઇને પણ ઇજા કરવી નહી.

કેટલીકવાર દુઃખ આપવાની જરૂર પડે છે. જો આપણે માંદા પડીએ તો કેટલીકવાર આપણે સાજા થવા સારૂ દુઃખ થાય એવા આકરા ઉપાય લેવા પડે છે. તેવીજ રીતે કોઇ પ્રાણીને આપણા કાર્યથી લાભ થશે એવી ખાત્રી થતી હોય તોજ તે વખતે આપણે તેને દુઃખ દેવું. પણ આપણી બેદરકારીથી અથવા તેને શું દુઃખ થશે તે સંબંધી વિચાર કર્યા સિવાય આપણે કોઇને પણ દુઃખ દેવું જોઇએ નહિં.

મનુ ભગવાન કહે છે કે: "જેનાથી કોઇ ભય પામતું નથી તે મનુષ્ય જ્યારે મરણ પામે છે ત્યારે તેને કોઇનો પણ ભય લાગતો નથી."

જેમણે કોઇને પણ ઇજા કરી નથી એવા ગુરૂઓ અને ઋષિઓના અનેક દાખલા ધર્મ પુસ્તકોમાંથી મળી આવે છે. તેમને "યોગી—અર્થાત્ સર્વ પ્રાણીનો મિત્ર" એવા સુંદર સંબોધન વડે બોલાવવામાં આવે છે. વનના વિકાળ પશુઓ તેમનાપર તરાપ મારતા નથી, તે સર્પ અથવા ઝેરી નાગ વચ્ચે તે ચાલ્યા જાય છે પણ તેમને કોઇ ઇજા કરતું

નથી. પક્ષીઓ તેમની પાસે આવે છે અને કલ્લોલ કરે છે. ડરકણુ હરણીયું પણ વગર બીકે તેમના હાથમાંથી દાણા ખાઇ શકે છે.

સર્વ પ્રાણીઓ પ્રત્યે જેના હૃદયમાં પ્રેમ છે તે સર્વ પ્રાણીનો મિત્ર છે

જે મનુષ્ય બધા પ્રાણીઓને પોતાના જેવા ગણે છે તે કોઇને ઇજા કરતો નથી, અને જે પોતાની વૃત્તિઓને કાબુમાં રાખી શકે છે તે આ લોક તેમજ પરલોકમાં ઘણું સુખ મેળવે છે.

મોટાં ઋષિઓ જેવાં કામ આપણે કરી શકતા નથી પણ એક કામ તો આપણે બધાયે કરી શકીએ અને તેમાં નાના બાળકો પણ તેમને પગલે ચાલી શકે.

આપણને દુઃખ દેનારને માફી આપવી.

---

# પૃથ્વી ઉપરનાં સ્વર્ગો.

લેખકઃ રા. રા. જશભાઈ એસ. અમીન. બી. એ.

ગૃહ! એ શબ્દમાં પવિત્ર અને દૈવી અર્થ સમાયેલો છે. ગૃહ એ વિસામો લેવાનું બંદર છે તે રાજમહેલ હોય કે નાની ઝુંપડી હોય તોપણ તેમાં કંઇ તફાવત નથી. એટલુંજ કહેવું બસ છે કે ગૃહ તે ગૃહજ છે. ખીસકોલી ઝાડની અંદર એક નાનકડા બાકામાં રહે છે પરંતુ જીંદગી એ તેને મન એક આનન્દની ચીજ છે. વળી ખેડુતોનાં છોકરા પણ આનન્દી અને સુખી હોય છે. ગૃહ એ તેમનો કિલ્લો છે. જો તે મલિન ઓરડી હોય તોપણ તેમને તો તે ગૃહ છે. જે મહાન અને પ્રૌઢ મહત્વાકાંક્ષીઓથી મનુષ્યાત્મા ઉત્તેજન પામેલો હોય છે તેમને ગૃહ સાથે ઘણો નિકટ સંબંધ હોય છે. માતા, પિતા, બ્હેન અને ભાઇ જેમને આપણે તેમના સ્નેહની આપણને પૂર્ણ ખાત્રી હોય છે આપણે તેમનામાં વિશ્વાસ મૂકીએ છીએ. તેઓ આપણું રક્ષણ કરશે એવી પણ આપણને ખાત્રી હોય છે.

પરંતુ પતિ પત્નીને જોડનાર સંબંધ ઘણો ઉચ્ચ પ્રકારનો અને પવિત્ર હોય છે. જો કે કીર્તિ આપણને ખેંચનાર પ્રકાશ છે તોપણ તે પ્રબળ પ્રેમના વિરૂદ્ધ આકર્ષણથી ઝાંખો પડે છે. જ્યારે આવોજ પ્રેમ સ્ત્રી પુરૂષ પ્રાપ્ત કરે છે ત્યારેજ પૃથ્વી ઉપર સ્વર્ગ સ્થપાય છે, ત્યારેજ પૃથ્વી ઉપર વાસ્તવીક ગૃહ સ્થપાય છે. અને તે સ્નેહના મક્કમપણા અને અત્યંતતા ઉપર તે ગૃહનું સ્થાયીપણું અવલંબી રહેલું હોય છે. જ્યારે આવો પ્રેમ બે માનુષી હૃદયોમાં ઉભરી રહે છે ત્યારેજ ગૃહ આનંદી, સુખી અને હર્ષયુક્ત બને છે—ત્યારેજ યથાર્થ અને યોગ્ય લગ્ન કહી શકાય.

ત્યાર પછી તરતજ બાળકની ચીસ અને બાળકનું હાસ્ય લગ્નની પ્રતિજ્ઞા ફળિભૂત કરે છે. ગૃહજીવનનો આનન્દ ત્યારેજ સંપૂર્ણ બને છે તમારા છોકરાંના આનન્દી સુન્દર ચાને પુર હાસ્યથી તથા તેમના પ્રેમાળપણાથી જ્યારે તમારું ગૃહ ગાજી ઉઠશે ત્યારેજ તમે જીવનના શ્રેષ્ઠ ભાગમાં પ્રવેશ કર્યો કહેવાશે. તમારાં છોકરાં તથા બાળાઓ તમને આવકાર દેશે તેઓ તેમના ઉત્સાહ અમર આવેશથી તમને ઉત્તેજન કરશે. તમારી યુવાવસ્થાનો પુષ્પગ

ઉત્સાહ—અહા તે કેવો નેપી છે તમે ફરીથી તમારા બચપણની આનન્દી જીંદગી ગુજારતા હીઓ છો. તમારૂં જીવન સંપૂર્ણ રીતે આનન્દથી ભરાઇ ગયું છે. તે સંતોષજનક બન્યું છે. તમે જીવન ગુમાવ્યું નથી એમ તમને લાગે છે. તમારૂં જીવન ફળદાયક નીવડ્યું છે ત્હેનાં અનેક મીઠાં ફળ તમે ચાખો છો જ્યારે ગૃહ આવા પ્રકારનું બને છે, આવું ફળદાયી નીવડે છે ત્યારેજ જીવનનો શ્રેષ્ઠ અને ઉચ્ચ આનન્દ માણસ અનુભવે છે, ત્યારેજ તેનું જીવન ખરેખરૂં રમ્યમય બન્યું છે એમ તેને ભાસે છે. જે લોકોની યુવાવસ્થામાં રચિત આશાઓ અને વિચારો સંપૂર્ણ રીતે ફલિત થાય છે તેજ લોકો ખરા સુખી છે—તેમનેજ ધન્યવાદ ઘટે છે.

જ્યારે દરેક નવદંપતી પૃથ્વી ઉપર આવું સ્વર્ગ બનાવવાનો ઉચ્ચ આશય ધરશે અને તે આશયને કાર્યમાં ઉતારવાનો પ્રયત્ન કરશે ત્યારેજ દંપતી જીવન જીવ્યું ગણાશે, ત્યારેજ લોકહીત અને દેશહિતનાં કાર્યો સહજ રીતે સાધી શકાશે, કારણ કે સર્વર્તન તથા આત્મબળ જેવા ગુણોનું જ્યાં પ્રાધાન્ય હોય છે ત્યાંજ તેવાં કાર્યો સાધી શકાય છે, અને જ્યારે આવા ઉત્તમ યુગનો ઘેરઘેર મળી આવશે ત્યારેજ ભાવિપ્રજા સબળ અને ઉચિતગુણ સંપન્ન નીવડશે

જ્યારે આવાં સ્વર્ગો પૃથ્વી ઉપર ઠેકાણે ઠેકાણે સ્થપાશે ત્યારેજ જીવનમન્ત્ર બરાબર મધાશે અને સ્વર્ગીય આનન્દનું સામ્રાજ્ય સ્થપાશે*

---

## काव्यकुंज.

## પ્રાર્થના.

( હિન્દી ઉપરથી—ફેરફાર સાથે )

અનુવાદક: રા. રા. બચુભાઈ અમરતલાલ પરીખ.

દયામય ! ક્યારે લેશો અવતાર ?

"જ્યારે જ્યારે થશે ધર્મગ્લાનિ ત્યારે ત્યારે લઈશ અવતાર,"
ભૂલી ગયા શું, તાતજી ! કહોને, આપનો કૉલકરાર. દયામય.

દીન, દુઃખી, અબળા, બાળક, સહુ સહેતાં દુઃખ અપાર;
દુર્ગતિ હાલથી વધુ શું થાશે ? કરો કૃપાળુ વિચાર. દયામય

ત્રાસ કરે છે અતિપાપ ઘરઘર દુઃખ શોકના દ્વાર,
ધારણ કરી ના શકતી ધરણી, કરોને ધર્મ–પ્રચાર. દયામય

—⸎⸎⸎—

* ઉમીજી ઉપરથી.

સ્નેહે શાણી ! શિયળ સરકાવ—આવોને ઝીલવાં અમૃત.

સૃષ્ટિ–ઉદ્યાન સખી ! રળિયાળો થાશે અતિ,
વીણીશું પ્રફુલ્લ ફુલ છોગ:
અમૃત–આમોદને હો ! ગુંથીને માળ રૂડી,
ઉરના ઉલ્લાસે પહેરાવ
પુષ્પે અશ્વિ ! પ્રેમના વધાવ–આવોને ઝીલવા અમૃત.
બીજી અનેરી રૂડી ફુલડાંની માળ સખી !
અંતરના દેવને પે'રાવ,
અંતરના દેવ પાસે ઉલ્લાસે નાચતાં,
અંતરનો દેવને રીઝાવ:
ઉરના ઉંડા ઉમકા ઠાર–આવોને ઝીલવા અમૃત."

—○—

## પતિવ્રતા.

લેખક:—શ્રીયુત " અનુજ. "

શાર્દૂલ વિક્રિડિત.
આછાં કીરણુ ફેંકતો બળી રહ્યો છે દીપ શય્યાગૃહે,
સુતેલી મૃદુ સુન્દરી સુખમયી નિદ્રા પલંગે લહે,
આચ્છુ સ્મિત દીસે રહેલ ફરકી બિમ્બાધરો ઉપરે,
દીસે સ્વર્ગીય સ્વપ્ન એ નિરખતી એ શાન્ત નિદ્રા વિષે.

અનુષ્ટુપ.
વીત્યા છે દિન આઠ એ યુગ્મના લગ્નને હજુ,
આવ્યું ત્યાં સ્વપ્ન આજે એ યુવતીને વિચિત્ર કૈં.

વસંતતિલકા
જોણે અલૌકિક અનુપમ ધામ માંહી,
છે એક દેવી તણી જ્યોતિ સ્વરૂપ મૂર્તિ;
પોતે નમાવી શિર દેવી સમીપ ઉભી,
માગે શુભાશિષ ધરી ઉર પ્રેમ ભક્તિ:

અનુષ્ટુપ.
ધરી ઉંચા કરદ્વય નમેલીના એ શિરે,
પ્રીતિ આણી સુન્દરીને દેવી એ વચનો કહે

શિખરિણી.
" અમાવાસ્યા કેરી ઘન તિમિર આ રાત્રિ સમયે,
" થશે મૃત્યુ ત્હારા પતિ તણું નહી સર્પ કરડે
" બચાવા જો ચાહે પય મધુરનો કુંભ ભરજે,
" જશે પીવા કાજે સર્પ, પતિ ત્હારો ઉગરશે.

વસંતતિલકા.
જાગી ઉઠી શયનથી યુવતી સફાળી,
દેવી કહ્યું શયન મંદિરમાં ન ભાળી
જાણ્યું કંઇ થઇ અલૌકિક પ્રેરણા ગો,
સંકલ્પ કીધ નિજ નાથ ઉગારવાને.

**અનુષ્ટુપ.**

વાત એ સ્વપ્નની તેણે ચિત્તમાંજ સમાવી ને
પતિને કે કોઇને કૈં અક્ષરેય કહ્યો નહિ.

**ઉપજાતિ–વસંતતિલકા.**

ધાર્યું હૃદે વ્રત ત્રિરાત્રી કેરૂં,
નિમગ્ન થૈ એ વ્રતમાંહી રામા;
એવી રીતે તો ત્રૈ દિન વીત્યા,
ને એ બધાય દિનના ઉપવાસ કીધા.

અમાસ કાળી જીવલેણ આવી,
ચિંતા ઉરે યુવતીનેજ લાગી:
ઉંડા ચરેરાટ પડયો હૃદે, ને
લાગ્યું સતિ હૃદય એ કંઇ કમ્પવાને.

**અનુષ્ટુપ.**

શય્યાગૃહે પલંગે એ પોઢાડી નિજ નાથને,
યુવતીએ ભરી મૂક્યું એક ગોરસ* પાત્ર ત્યાં.

**વસંતતિલકા.**

આખું હતું જગત એ સુનકાર સુતું,
શાન્તિ મહીં શમી જઇ દીસતું'તું સુનું;
સૌ ઉપરે કર સુકોમળ ફેરવીને,
નિદ્રા વળી સુખદ શાન્તિ સમર્પતી'તી

રાત્રી વીતી અરધી એક ગઇ હશે, ને
બેઠી હતી યુવતી જાગતી ત્યાં પલંગે;
ત્યાં દ્વાર પાસથી અતિ વિકરાળ સર્પ,
આવે ભયંકર ધરી જમદૂત જેવો.

**અનુષ્ટુપ.**

ઘુંચણું વાળીને થોભે ઘડી ઉંબર પાસ તે,
પલંગે સ્તબ્ધ બેઠેલી યુવતી કૈં કમ્પતી.

**શાર્દૂલ વિક્રિડિત.**

ઓચિંતો ચમકાર થાય જ્યમ એ આકાશમાં વીજનો,
કૈં એવો પણ કારમો યુવતીને આઘાત ઉરે થયો;
અંગે અંગ ઢીલાં થયાં ભયથકી કમ્પી રહ્યાં ગાત્ર સૌ,
આંખો ફાટી રહી અને શરીર એ ભીંજાયું પ્રસ્વેદથી.

**અનુષ્ટુપ.**

અંતરે દેવીને પ્રાર્થી નાથ રક્ષણ કાજ તે,
હૃદય ધૈર્ય ધારીને સ્વસ્થ થૈ પલ એકમાં.

**વૈતાળીય.**

ધસી આગળ સર્પ આવતો, સુસવાટા કરતો બિહામણો;
રમણી હૃદયે ડરી અતિ, પતિભાવત્ થઇ સ્તબ્ધ બેઠી'તી.

ચડવાજ પલંગ ઉપરે, અતિમિથ્યાશ્રમ સર્પ કૈં કરે;
લીધ ચક્કર બે પલંગને, ચડવાનો કંઇ માર્ગ ના મળે.
જવ નિષ્ફળ થાય સર્પ એ, ધુંધવાતો અતિ ક્રોધથી ફરે;

ભયભીત થઈજ અંતરે, યુવતી દેવીની પ્રાર્થના કરે. ૧૮
ફરી એક પલંગ ઉપરે, ચડવાને કંઈ યત્ન એ કરે;
દીઠું ત્યાં ભરી મૂક્યું જે હતું, યુવતીએ કૂંડું પાત્ર દુધનું. ૧૯

વસંતતિલકા.
આવી સુવાસ મીઠી દુધની સર્પને એ,
પાઠો વળી તુરત કુંભની પાસ આવે;
આતુર દૃષ્ટિ કરી જોઈ ખડીક થોભે,
ધીમે ધીમે શરૂ કરે પછી એ પીવાનું. ૨૦

મન્દાક્રાન્તા.
ધીમે શ્વાસે ચપળ રમણી ઉઠી પર્યંકથી ને,
ધીમા ધીમા ડગ ભરતી હૈં આવી એ કુંભ પાસે;
પીતો પીતો સરપ ઉતરે કુંભની માંહ્ય જેમો.
બાંધી દે છે ચપલ કરથી કુંભનું મુખ તુર્ત. ૨૧

અનુષ્ટુપ.
હવે હૈ ધૈર્ય ધારીને ચૂમે જૈ પતિનું મુખ,
પતિ મુખે રહે ખીલી હાસ્ય નિદ્રા તણું મીઠું. ૨૨
વિતાવી રાત્રી એ આખી દેવીની પ્રાર્થના મહીં,
પતિ પ્રેમ વડી એનું રહ્યું એ ઉર ઉજળી. ૨૩

"અનુજ"
ઉગતા સૂર્યનાં કિરણો પ્રસારે વિશ્વ ઉપરે,
અનેરાં તેજનાં પુંજ હર્ષે એ યુવતી ઉરે. ૨૪

## શુદ્ધ પ્રેમ.*

લેખક:—રા. રા. મોતીલાલ બાબાલાલ પુરોહિત.

પ્રણયે કેરા સરલ માર્ગે, કદિ અવરોધ નવ આવે,
પવિત્ર પ્રેમની જ્યોતિ, કદિના વિક્રિયા પામે.
સમિર કેરી ગતિ વત્ આ પ્રણય શુ નિત્ય પલટાશે !
તરંગો વારીના પેઠે, પ્રીતિ પણ પ્રીતિ બદલાશે ?
તરલતા પ્રેમથી નાસે, હૃદયમાં સ્થિરતા થાશે,
વિપત્તિ સંપત્તિ હંદો, સદા સરખાં પ્રણય પાશે.
"ભવાબ્ધિમાં ભ્રમણ કરતી, તરી માટે પ્રણય દીપ છે;
જીવનની વધરી માટે, પ્રણયની પુષ્ટિ સાધન એ."
પ્રણયનો નાશ કરવામાં, સમયની શક્તિ ના ચાલે,
પ્રતિષ્ઠા પ્રેમની આહા ! છવાઈ છે સહુ સ્થાને
'વિરમતાં પ્રાણ આ જગમાં પ્રણયનો અંત નહિં આવે,
પરંતુ સ્વર્ગમાં જાતાં, પ્રણય પુન ઓર કૈં જાગે."
પ્રણયની રીતિ છે ન્યારી, પ્રણયની નીતિ છે ન્યારી,
પ્રણયનું સત્સ્વરૂપ જોવા, બનોને પ્રેમ પૂજારી !

* આંગ્લ કવિ Shakespeare કૃત "Love alters not when it alteration finds" એસોનેટનું આ ન્હાનું કાવ્ય ભાષાંતર છે.

# कर्मक्षेत्र. चारित्र्य अने उद्योग.

## સ્વર્ગસ્થ કાંચનલાલ વાસુદેવ મહેતા.

### તેમનું જીવન અને ચર્ચા.

લેખક—રા. રા. જયન્તિલાલ ગોવિંદલાલ મહેતા, એમ. એ.

Full many a flower of purest ray serene
Deep and unfathomable caves of ocean bear,
Full many a flower is born to blush unseen
And waste its sweetness on the desert air

—Thomas Gray.

[ મહાસાગરની ઉંડી અને અગાધ ખાઇઓમાં કેટલાંએ તેજસ્વી અને વિશુદ્ધ રત્નોનો ભંડાર ભર્યો રહે છે. ઘણાંએ પુષ્પો વિકસતા વિમ્મતામાંજ વિનાશ જવા સારૂ જન્મે છે અને તેમનું રંગ માધુર્ય રંગુની હવામાં નિરર્થક ઢોળાઇ જાય છે ]

निसर्गाद्रामे तरुकुलसमारोपसुकृती ।
कृतीमालाकारो बकुलमपि कुत्रापि निदधे ॥
इदं को जानीते यदयमिह कोणान्तरगतो ।
जगज्जालं कर्ता कुसुमभरसौरभ्यभरितम् ॥

—जगन्नाथ पंडित.

[ ઉપવનમાં વૃક્ષોના સમુહને રોપવામાં કુશળ એવા કોઇ દક્ષ માળીએ સહજ સ્વભાવે બકુલ વૃક્ષ કોઇ અપરિચિત સ્થળે વાવી દીધું પણ તે કોણ જાણી શકે કે આ અહીં એક ખુણામાં પડેલું બકુલ વૃક્ષ તેનાં પુષ્પોની સુવાસ વડે આખા જગતને મઘમઘાવી મૂકશે ? ]

ખીલતી ગુલાબ કળી અને બીજની ઉગતી ચંદ્રરેખામાં સૌરભ અને તેજના પરિપૂર્ણ તત્ત્વો નથી હોતાં છતાંએ તે ખીલવું ખીલવું અને ચંદ્રનું ઉગવું આલ્હાદક અને મનોહારી હોય છે. સુગંધી અને પ્રકાશના રસીયાંને આ બાલ્યાવસ્થામાં પણ તેની ઉત્કૃષ્ટતાના જેટલોજ પ્રમોદ થાય છે. જીવનના પ્રભાતો પણ માર્ગ બતાવનારા જ હોય છે. પૂર્ણતાએ પહોંચેલાં જીવનમાં અને વિકસતા જીવનમાં અભ્યાસીને તો એક સરખોજ રસ અને આનંદ

પડે છે. આવું એક જીવન–પુષ્પ ખીલતાં ખીલતામાં ખરી ગયું. અને તેની તેના સ્વરૂપ પ્રમાણમાં સૌરભ પ્રસરાવતું ગયું. સર્વને તે જીવનમાં એક સરખો રસ પડશે એમ કહેવું તે મિથ્યા પ્રલાપ છે. પરંતુ જેટલા અંશોમાં તે જીવન જનપ્રિયતા અને સાર્વજનિકતાને પામ્યું હતું તે પ્રમાણમાં તત્સબંધી બે શબ્દો લખવા—ઉચ્ચારવા તેમાં કોઇ પણ પ્રકારની નિરર્થકતા કે ઉક્તિની અતિશયતા તો નથીજ. જે જીવનની અતિ પ્રસિદ્ધિ હોય તે જીવનનીજ કથા કહેવી જોઇએ એવો પ્રતિબંધક લોકાચાર સર્વદા પળાયજ નહિ. તેથી ઉલટું જે જીવનની સ્વલ્પ પ્રસિદ્ધિ હોય તેની સર્વાંશે પ્રસિદ્ધિ કરવી—અજાણ્યુ જનતાને સાચી વાતની જાણ કરવી–સુવર્ણ ઉપરનો મેલ કાઢી વિશુદ્ધ સ્વરૂપે બતાવવું–રત્ન ઉપરની પહેલો ઉઘાડી કરી બતાવવી–પુષ્પ ઉપરની રજ ખંખેરી તેનું કુદરતી સૌંદર્ય જણાવવું–તેગાજ તે જીવન પ્રબંધની સાર્થકતા છે.

સુન્દરી સુબોધ વીસમીસદી, આદિ ગુજરાતમાં શિષ્ટ માસિકોના વાંચકોને સૂર્યનો પ્રકાશ બતાવવો, અને રા. મલયાનિલનું ઓળખાણ કરાવવું સરખુંજ છે. તેમની હમણાં હમણાં તે માસિકમાં પ્રસિદ્ધ થએલી વાર્તાઓથી તેઓ સુપરિચિત છે. રા. મલયાનિલ એટલે કાંચનલાલ વાસુદેવ મહેતા તેઓ અમદાવાદના સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સંવત ૧૯૪૮ ના અષાડ સુદ એકમને દિવસે એટલે અંગ્રેજી તા. ૨૬ જુન ૧૮૯૨ માં રા. રા. વાસુદેવ ગુણવંતરાય મહેતાના કુલીન કુટુંબમાં થયો હતો. પાંચ વર્ષ સુધી ગામ્ઠીશાળામાં આંક વગેરેનો અભ્યાસ કર્યા પછી તેમને પ્રાથમીક કેળવણી માટે મ્યુનીસીપલ શાળામાં મૂકવામાં આવ્યા હતા. ત્યાં તેમણે તેમની સારી ગ્રાહ્ય શક્તિ અને સ્મરણ શક્તિ વડે ક્રમવાર સોળવર્ષ સુધીમાં સાતધોરણ પૂરાં કર્યા હતા. અને સોળમે વર્ષે એટલે સને ૧૯૦૮ માં મેટ્રીકયુલેશનની પરિક્ષા પસાર કરી હતી. આ વખતે તેમના જીવનમાં ભવિષ્યમાં ખીલવાના બે ગુણો આપણને દ્રષ્ટિગોચર થાય છે. તેમની સંગીત પ્રિયતા અને ડ્રોઇંગના વિષયમાં નિપુણતા જે પાછળથી સંગીત અને ચિત્રકળા પ્રત્યેની અભિરૂચિમાં પરિણીત થયાં હતાં તેનાં અંકુરો અત્યારથી ફુટવા લાગ્યા હતા.

૧૯૦૮ ની સાલમાં મેટ્રીકની પરિક્ષા પાસ કરી તે તથા તેમના કાકાના દીકરા રા. શ્રીમુખરાવ લક્ષ્મીલાલ મહેતા જેઓ આઇ. સી એસ થએલા છે તે બંનેએ કોલેજ જીવનમાં પ્રવેશ કર્યો. આ જીવનના લેખકને પણ તેજ સાલમાં તેમના સહાધ્યાયી થવાનો પ્રસંગ આવવાથી સંબંધ સંબંધમાં વિશેષ દૃઢ થયો. તેમણે ૧૯૦૯ માં પ્રીવીયસ, ૧૯૧૦ માં ઈન્ટરમીડીયેટ અને ૧૯૧૨ માં બી. એ. ની પરિક્ષા સેકન્ડ કલાસમાં આવી પાસ કરી. તેમના સંબંધમાં પ્રસંગે એક બાબત મુખ્યત્વે કરીને નોંધવા જેવી છે. તેમનામાં કોલેજ જીવનના પ્રારંભગાજ સાહિત્ય પ્રત્યેની અભિરૂચિ જાગૃત થઇ હતી. કવિતાના વિલાસો ધીમે ધીમે સમજવા લાગ્યા હતા. પણ સાહિત્ય વિલાસો સાથે તેમને વિજ્ઞાન પ્રત્યે પણ પ્રીતિ હતી. તેથી તેમણે સાહિત્યનો શોખ હોવા છતાંપિ બી. એ. ના વર્ગમાં વિજ્ઞાનના વિષયને પસંદગી આપી અને તેમાં સારી રીતે નિપુણ થઇ-ઉત્તીર્ણ થયા.

તેમનું લગ્ન સંવત ૧૯૬૮ ના વૈશાખ સુદ ૪ ને રવિવારે એટલે તા. ૨૧ મી એપ્રીલ ૧૯૧૨ ના દીવસે થયું હતું. લગ્ન પણ અને કવિતામાં આયું કે;–

પેલો પુષ્પેષુ માલી બન્યો
વેનો વેલી માથે કલમ કર્યો
જોડાયાં હો અમે એકરૂપ—અભિન્ન
જે વિખૂટાં હતાં

તેમના લગ્ન પછી ટુંક સમયમાં તેમની માતાનુ અવસાન થયુ. તેનો આઘાત તેમના કોમળ હૃદય ઉપર ઘણો લાગ્યો હતો

સાહિત્ય અને વિજ્ઞાનના વિષયો પ્રત્યે તેમની અભિરૂચિ હતી છતાંયે તેમણે ૧૯૧૨ ની સાલમાં કાયદાનો અભ્યાસ આરભ્યો એલ એલ બી. થઈને પણ તેમની ઇચ્છા કાંઈ વકીલાત કરવાની નહતી તેમનો મુખ્ય ઉદ્દેશ કોઇ પણ જાતના ઉદ્યોગમાં પડવાનો હતો તેમણે એલ એલ બી ની પહેલી પરિક્ષા ૧૯૧૩ માં પાસ કરી પણ હજી વિજ્ઞાન (Science) માં પારગત થવાના વિચારો શમી ગયા ન હતા તેમણે ૧૯૧૪ ની સાલમાં વિજ્ઞાનનો વિષય લઇ એમ એ ની પરીક્ષામાં બેસવાનો વિચાર કર્યો પરતુ તેમાં કેટલાક અનિવાર્ય પ્રત્યવાયો આવવાથી તેમનો અન્ય પ્રિય વિષય જે સાહિત્યનો હતો તે લેવા વિચાર કર્યો અગ્રેજી અને સસ્કૃત સાહિત્યનો અભ્યાસ કરવાનો હોવાથી તેઓએ વેદાતના વિષય માંટે સુપ્રસિદ્ધ વે. શા સપન્ન શાસ્ત્રીજી રામકૃષ્ણ તથા રા રા નર્મદાશકર મહેતાની સાહાય લેવા માંડી. આમ એક તરફથી અગ્રેજી સાહિત્ય અને સસ્કૃત ફીલસુફીનો અભ્યાસ થતો હતો અને બીજી તરફથી તેઓ વિજ્ઞાનની નાની નાની અજમાયશો કરતા હતા સને ૧૯૧૪ ના ઓકટોબર માસમાં તેઓ એમ. એ ની પરીક્ષામાં બેઠા હતા પરતુ પરિક્ષા આપવા મુબાઇ ગયા અને ત્યાં ઘણાજ માદા પડી જવાથી તેઓ પરિક્ષા આપી શકયા નહિ અને તુરતજ અમદાવાદ પાછુ આવવુ પડયુ. આ વખતથીજ તેમના શરીરમા કોઇક જાતના વ્યાધિએ પગલાં માડવાં શરૂ કર્યાં હતાં, ત્યાર પછી તેઓએ એમ એ નો અભ્યાસ માંડી વાળ્યો સને ૧૯૧૫ માં તેઓ બીજી એલ. એલ. બી ની પરિક્ષામાં પાસ થયા

પરિક્ષા પાસ કર્યા પછી તેઓ અમદાવાદમાં (Match Factory) મેચ ફેકટરીમાં સેક્રેટરી તરીકે કામ કરવા લાગ્યા અને દિવાસળી બનાવવા માટે વપરાતાં મીક્ષચરમાં સુધારો વધારો કરી ખર્ચ ઓછો કરી જાત સુધારી આ વર્ષમા તેઓ 'ગુજરાત સાહિત્ય સભા ' ના સભાસદ થયા હતા અને ૧૯૧૬—૧૭ ની સાલમાં અમદાવાદની ' ગોખલે સોસાયટી ' ના સભાસદ થઇ " ગરીબ લોકોની ઉન્નતિ માટે પ્રયાસો " નો વિષય માથે લીધો હતો વળી તેમનાજ પ્રયાસથી તેમના બે ચાર મિત્રોમાં તેમણે સાહિત્યની કેળવણી અર્થે એક 'શારદા સેવક સમીતિ ' સ્થાપી હતી તેઓ પોતે સાહિત્યની સ્વતત્ર રીતે ખીલવણી કરતા હોવાથી આ સમીતિથી તેમને બહુ લાભ થયો નથી પરતુ તેમના મિત્રો સમીતિ દ્વારા સારો લાભ પ્રાપ્ત થયો છે આમ એક તરફ જ્યારે તેઓ જીવન ગાળવાના પ્રયાસો કરતા હતા ત્યારે બીજી તરફથી તેમના શરીર

લેવાનો તેનો સદુપયોગ; આ બધા પાઠો જીવન એ શી વસ્તુ છે, એના ઓળખાણ માટે ક્યાં પઢાવાતા હશે? ભારત વર્ષમાં! કે ભ્રમ છે?

પત્નીઓને ઉચ્ચત્તમ વિશેષણોથી વિભૂષિત કરનારા પતિયો! જીવનસખીને પૂછો, પાડોશી કને બનાવ છે? જ્ઞાતિમંડળ ગમે છે? ગામની વસ્તી સાથે ગોઠે છે? આટલું જ, કેમકે, (અફસોસ) દેશને તો વિરલજ ઓળખે છે, ને ઓળખે છે. તે પશ્ચિમના તેજમાં તણાયલી હોય છે, નહિ હોય તો વિદ્યાના નુરમાં અન્યને આંજવા ફરનારાં છે—હશે પણ સાધુહૃદય આદર્શ.

આટલી બધી ઉણપ શા સારૂં? પોષાકમાં, ઘરેણામાં, શિરના સેંથામાં અને કંઠના સુરમાંજ સઘળા શિક્ષણનો સમાવેશ થાય છે? " यत्र नार्यस्तु पूज्यन्ते " અને " कार्येषु दासी " જેવાં સૂત્રોનો લ્હાવ, પતિયો! આટલા અને આ કોટિના શિક્ષણે તમે તમારી પત્નીઓ દ્વારા લઇ શકો છો? કહો, કે નિરાશાજ મળે છે. આમ જ " पतिर्हि देवो नारीणां " નું સ્મરણ પત્નીઓમાં છે? ન હોય તેમાં ખામી કોની છે? ખીલતી કળીઓને વિકાસક્રમમાં નહિ આણવા દેતાં તેને નિસ્પૃહાથી ઉલટે માર્ગે વાળનારની એટલે પતિયોની—નહિ કે પત્નીઓની, અથવા પત્નીઓનાં માતાપિતાની—નહિ કે પતિના પ્રારબ્ધની.

પ્રાજ્ઞો પૂછે છે કે, "સીતા–રામ" "રાધા–કૃષ્ણ" જેવા યુગલ કેટલાંક છે? અરે એકલા નામનું અનુકરણ કરનારાં છે? ના; "મિસિસ" શબ્દ અચ્છો છે! અનુકરણ આટલું જ કે પહેલું માન દેવીને દેવું, પણ એ "દેવી" છે? માન દેનારા (પતિયો) દેવો છે–કહેશો?

પતિયો! જડ રૂઢી હોય તેની જડ ઉખેડી નાખો, ઢંગી લજ્જાનો પડદો ખસેડી દો, પત્ની પ્રત્યેની ઉતરતી પંક્તિની ધારણા હોય તેને તોડી નાંખો; અને તમારા સંસારને આંગણે રામનાં મતના સાથિયા પૂરો, તે કાળની યજ્ઞવેદી આદરો, તેની ફેલાય તેટલે આવે અને ઉચે ફેલાવા દો; કેમકે કદાચ જગત તમારૂં હોય, પણ તમારી છે, તમે તેના છો, તમારે જગતને પણ પોતાનું કરવા સારૂ જગતના ખોટા વાદને પેલી યજ્ઞવેદીમા હોમી દો; અને વેદીમાં ભણવાના મન્ત્રો આરંભો. મંત્રો નવા જૂના છે, છાના નથી, જાણીતા છે, ને તે એજ કે પત્નીની લાગણીઓ દ્વારા લેતા હો, તો તેની સાથે તમે તમારા પુરૂષાર્થના ભાવ એમને બક્ષતા જાવ. પત્નીનું પામતા હો, તો તમારી બુદ્ધિને તેમનામાં પ્રેરો; પત્નીના સ્નેહનું પાન કરીનેજ થનારા તો સ્વાર્થી છે. સામું જ્ઞાન ન આપી, કેવળ સ્નેહ પામનારા પતિયો!

પ્રસંગે તમે ક્યાં સુધી ગળવાના હતા! એક–બીજાની હુંફ સિવાય કેનું જીવન રસિક છે? દિલસુફોની વાતને હમણાં ભૂલી જાવ, એમની સૃષ્ટિ તે ગૃહસ્થની સંસારને અનુકૂળ હોય; પ્રભુના નિયમો અને પ્રભુના સત્યોની સ... તાને–સમતા ...

પગલે જ્યારે ... તો 'ધીમધીમકી'... તમા કે પ્રિયા' ની ... દિલસુફના એટલાજ વિચારો લેવા ઘટે છે કે જેટલા એની ગૃહસ્થાઇને ...

અનુભવીઓ શું કહે છે? કહે છે કે જગતની સીમા ગૃહ–અરે એમ નહિ, જગત ફરીને થાકેલા તપેલાંનો વિસામો સ્વગૃહ; અને ગૃહનો વિસામો ગૃહિણી છે, પણ તે સારે જ કે જ્યારે ગૃહિણીમાં તે પણું હોય. ભલેને ગમે તેટલી ગ્લાનિ પામ્યા હો, છોને ગમગિન હો, અરે સઘળી દિશામાં ઘોર અન્ધારૂં કાં નથી પથરાયલું–પણ પત્નીનો પગરવ, તેના હૃદયઝરામાંથી ઝરવાના માર્ગરૂપ સ્મિત કરતા મુખના થોડા અને મીષ્ટ શબ્દો ને નયનનું મૈત્રિક કોણ કહેશે કે નવું બળ નથી દેતુ! પણ એ સૌ જાદુઈ અસરોનું પરિણામ ગૃહિણી કે માતા જ છે; નામની પત્ની નથી. બેકન કહે છે એ સાચુ છે કેઃ—"ગૃહિણી" કે "માતા" શબ્દોમાંજ ચમત્કૃતિ છે, એમાંજ ઉન્નતિ છે—" પણ અર્થનો અનર્થ ન થાય, અને તેનું રહસ્ય યથાર્થ ઝીલી શકાય તો જ.

સુન્દરીને સુશીલ બનાવાય, પછી તેના અનુભવમાં અવાય, તો પ્રખ્યાત જેરેમી ટેલર-ના કહેવા પ્રમાણે પ્રતીતિ થાય કે પત્ની એ પ્રભુ તરફથી ઉતરી ને સર્વોત્કૃષ્ટ મળેલી બક્ષીસ છે.

માનો, કે પતિયો! તમે ધનુષ્ય છો ને તીર તમારી પત્ની છેઃ બેઉક; ધનુષ્યને તીર નમાવશો તો પણ તેની સેવાસરેજ. તેને ખેંચશો તો પણ તેને અધિન રહીનેઃ ધનુષ્યને તીર બેઉ એક બીજાથી અભિન્ન છે, એક લેખકે પવિત્ર પાત્રના સ્નેહિ પતિ પ્રત્યે પત્નીને એવા શબ્દો ઉચરાવ્યા છે કે, "વ્હાલા! અમે તો તમને ખોલ ખોલમાં જીતી લઇએ છીએ." ભાવાર્થનો અનર્થ ન થાય, તો ધનુષ્ય અને તીરની ઉપમાનો બાધનો અરથાને નથી. ખોલ ખોલમાં જીતનાર પત્ની પણ પતિની સ્નેહરાગી છે, ને જીતે છે તે પણ સ્નેહમાંજ.

એ પત્નીઓને કરાણે કરી કેવળ પતિયો પ્રત્યે આટલું શાનું કહેવાનું કે પત્નીમાં ઢંકાયલી ઇશ્વરદત્ત શક્તિઓ રૂપ બીજને અનુકૂળ પોષણે વિકસિત કરવાનું, પતિયોએ પોતાનો ભાગની વેંચણીમાં સ્વીકાર્યું છે. અને જો માગણી પ્રમાણે વિકાસ થાય–સો શિક્ષકની ગરજ સારે તે પ્રકારની, માબાપો પોતાની પુત્રીને કે પતિયો પોતાની પત્નીઓને તૈયાર કરે તો પત્નીના ભાગમાં વેંચાયલો અંશ–જે વિકસિત શક્તિઓનો સદુપયોગ અને ભોગ પતિ–પુત્રાદિને દેવાનો છે–તે વગર માગણીએ અર્પો જાય એ સ્વાભાવિક છે. કેમકે ચારિત્ર-નય પતિ જેમ રાજી પ્રત્યે સેવાપરાયણતી ભાવના રાખે છે તેમ ઉત્સાહસી હૃદયની પત્નીઓ પણ પતિ પ્રત્યે એવીજ ભાવના ધરાવતી હોય છે કે પતિ અમારૂં પુષ્પ છે, છત્ર છે અને–સંક્ષેપમાં કહીએ તો–પ્રભુ છે; અને કહેશો! આ ઉપમામાં શી વસ્તુનો સમાવેશ નથી થતો!

સારે વાચનાર! આવો, આપણે ભાવનામાં ઉડી, પ્રભુની સાન્નિધ્ય પ્રાર્થીએ કે ભારતવર્ષમાં લેખકોએ પુસ્તકોના પાનાંમાં ઉતારેલા સરસ્વતીચન્દ્ર ને કુમુદ, કે જયા અને જયંત જેવા જોડકાની ઝાંખી કરવાનો પ્રસંગ અમને સવેળા ફળે–ને મળે.

# બાલકનું સ્વભાવિક અન્ન.

લેખક:—શ્રીયુત "સેવક."

બાલકના અન્ન માટે સાધારણ નિયમ એવો રાખવો જોઇએ કે, બાળક આશરે નવ મહિનાનું થાય ત્યાં સુધી તેનું સ્વભાવિક અન્ન જે દુધ તે સિવાય બીજું કંઇ પણ ખાવા દેવું જોઇએ નહી. કારણ એ વય સુધી બાલકને દાંત આવતા નથી તેથી બાલકને જરા નુકશાનકારક છે. બાલકને દુધ હમેશાં ગાયનું આપવું, અને તેમાં થોડુંક પાણી મેળવી આપવું, આપણા લોકોની એવી સમજ છે કે પાણીવાળું દુધ બાલકને હાનિકર્તા છે પરન્તુ વસ્તુ સ્થિતિ એનાથી ઉલટી છે. પાણી મેળવ્યા વગરનું દુધ બાલકને ભારે પડે છે.—બરાબર પાચન થતું નથી.

દુધમાં રોગના જંતુઓ હોવાનો સંભવ છે, તેથી દુધ હમેશા સારી રીતે ગરમ કરી જંતુ વિનાનું કરવુ જોઇએ. વિષય જ્વર, કોલેરા, વીગેરે રોગો દુધ દ્વારા–પણ પાસેથી મનુષ્યમાં પ્રવેશ કરે છે. કેટલાક લોકો અસ્વચ્છતાથી દુધ દુહે છે, અને કેટલાક તો અસ્વચ્છ હાથે દુધ કાઢતા હોવાથી તે હાથના મેલના જંતુઓ દુધનાં વાસણમાં જાય છે અને તેથી તે દુધમાંના રોગી જંતુઓ ભિન્ન ભિન્ન રોગો કેવી રીતે ઉત્પન્ન કરે છે એ સ્હેજ રીતે સમજાય છે. કેટલાક બાલકોને જમાવેલું દુધ જેને કન્ડેન્સડ્ મિલ્ક કહે છે તે સારૂ માફક આવે છે. એક પ્યાલા ગરમ પાણીમાં એક બે ચમચા દુધ મેળવી તે પાઇ દેવું. બાલકોને ગાયનું દુધ નીચે આપેલા કોષ્ટક પ્રમાણે વયના પ્રમાણમાં પાવું અને બાલકની પ્રકૃતિ પ્રમાણે યોગ્ય ફેરફાર કરવો પડે તો કરવો.

| બાલકની વય. | કેટલા વખતને અંતરે આપવું. | દરેક વખતે કેટલું આપવું. |
|---|---|---|
| ૧ લે મહિને | ૨॥ કલાકે | ૨॥ થી ૫ તોલા |
| ૨ જે અને ૩ જે મહિનો | ૩ કલાકે | ૭॥ થી ૧૦ તોલા. |
| ૪ થે અને ૫ મે મહિનો | ૩ કલાકે | ૧૨॥ તોલા. |
| ૬ ઠે મહિને | ૩ કલાકે | ૧૫ તોલા |
| ૭ મે મહિને | ૩ કલાકે | ૧૧ તોલા. |
| ૮ મા થી ૧૦ મા મહિને | ૩ કલાકે | ૨૦ તોલા |

ત્યાંથી દશમા મહિના સુધી દુધનું પ્રમાણ દરેક મહિને સુમારે. ૨॥ તોલા વધારવામાં આવે છે. આઠ મહિનાનું બાલક નિરોગી હોય અને દાંત આવ્યા હોય તો દુધ સાથે થોડો ભાત કિંવા રોટલી જેમ જેમ બાળકની ઉમ્મર વધતી જાય તે પ્રમાણમાં આપવાં. તો પણ બાળકની વય ૨ વર્ષની થાય ત્યાં સુધી દુધ એ બાળકનું મુખ્ય અન્ન છે એ ખાસ લક્ષમાં રાખવું.

# જાપાની સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો.

( મરાઠી ઉપરથી )

અનુવાદક;—"શ્રીયુત મણિધરપ્રસાદ"

દરેક દેશને ઉન્નતિના સોપાન પ્રત્યે ચઢાવનારા આવશ્યક સાધનોમાં તે દેશના સ્ત્રી વર્ગની અગ્રભાગે ગણના કરવી, એ ઘણુંજ જરૂરનું છે કારણ કે મનુષ્યને ખરા મનુષ્યત્વનુ વલણ લગાડવાની જવાબદારી મુખ્ય કરી સ્ત્રીઓ ઉપરજ હોય છે મનુષ્ય જન્મમાં આવ્યા પછી તેનામાં દેખાદેખી વર્તવાની લાલસા-હોંસ અને પાત્રતા આવે ત્યારથી તે પોતાની પાસેના સહવાસના માણસોનુ જ અનુકરણ કરવા માંડે છે કોઈ પણ બાળકને બાલ્યાવસ્થામા તેની માતા સિવાય વધારે નિકટનો સહવાસ બીજા કોનો હોઈ શકે ?

સ્ત્રીઓ જે પ્રમાણથી વિનયશીલ પણ જરા અભિમાની—પ્રેમાળ પણ જરા ગર્વિષ્ટ કર્ત્તવ્યદક્ષ, અને સુસસ્કારી હશે તે પ્રમાણેજ તેમનાથી ઉત્પન્ન થનારી પ્રજા કાર્યદક્ષ નીવડશે એટલાજ માટે સમાજમા સ્ત્રીઓને પુરુષોની બરોબરીનુ અથવા તે કરતા પણ વધારે માન હોય એ યોગ્ય છે પહેલાં આપણા ભારત વર્ષમા સ્ત્રીઓનો દરજ્જો બહુ ઉંચો હતો તે સ્ત્રીઓને ઉદ્દેશીને કહેલા "દેવી" "સતી" આદિ શબ્દ પ્રયોગો ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે

જાપાની સમાજમા સ્ત્રીઓનો દરજ્જો કયો છે ? તેની સમજુત અને તેઓના સમાજની જાણવા જોગ થોડી માહિતી નીચે પ્રમાણે છે

દરેક સમાજમાં બાળકના જન્મનો મહોત્સવ એ જે પ્રમાણે માતાપિતાદિ સર્વ લોકોને સુખકર હોય છે, તેજ પ્રમાણે જાપાની સમાજમાંના માતાપિતાને પણ પોતાના નવિન જન્મ પામેલા બાળકના મુખદર્શનથી અત્યન્ત આનદ થાય છે બાળક જન્મ પામતાની સાથે એક વધામણીઆદ્વારા એ ખુશાલી સર્વ સગા સમ્બન્ધીઓ-મિત્ર મડળ-આડોશી-પાડોશી સર્વને આ શુભ સમાચારની વધામણી મોકલવામા આવે છે વધામણી માલ લીને જેમ બને તેમ ઉતાવળથી તમામ મનુષ્યો પોતપોતાની યોગ્યતા પ્રમાણે નજરાણાં ( ભેટ ) લઇ તે બાળકને ઘેર જોવા જાય છે અને તેના માતાપિતાને થયેલા આનદમાં ભાગ લે છે જુદી જુદી જાતના રમકડાઓ, સુતર અને રેશમનાં કપડાઓ વગેરે ચીજો બાળકને માટે લઇ જવાનો-ભેટ આપવાનો જાપાની સમાજમા પરિપાઠ છે— રિવાજ છે બાળક જન્મ્યા પછી સાતમે દિવસે તેનુ નામ પાડવામા આવે છે બાળકનુ નામ પાડવાનુ કામ તેના પિતાનુજ હોય છે તે દિવસે કહેવા જોગ એવો વિશેષ મહોત્સવ થતો નથી. આ દિવસ શુભ સમજીને મગનસુચક ભાત "લાનવેવડા" * ભીજનીને સર્વને વ્હેંચી દે છે ઘણુ કરીને બાળકનુ નામ હીમ-કમળ-નદિ ફુલ વગેરે કુદરતમાના સુંદર પદાર્થોનુ નામ પાડવામા આવે છે અને હલકા વર્ગમાંના લોકોમા બાળકોનાં નામ આપણે આપીએ છીએ તેવાજ "કચરો પુજો, ઘેલો, ગાંડો, નાથો, મળીઓ વગેરે એવાજ પ્રકારના હોય છે

---

* ઘેવર જેવુ ખાવાનો પદાર્થ.

જાપાની છોકરા—છોકરી એ બન્નેનો પોશાક બાલ્યાવસ્થાથીજ ભિન્ન હોય છે. બાલ્યાવસ્થામાં બાલકોનો પોશાક લાલ અથવા પીળારંગનો હોય છે, પરન્તુ પછી તરતજ બાલકના પોશાકનો રંગ બદલે છે. છોકરાના પોશાકનો રંગ ઘણુ ભાગે આશમાની, ફીક્કો લીલો અથવા ઝાંખો પીળો હોય છે. બાળાઓના પોશાકનો રંગ લાલ મુખ્ય હોય છે. આ સિવાય બાળાઓના પોશાકનાં કપડાં ચળકતાં અને કિમ્મતી હોય છે. જાપાનમાં બાલ્યાવસ્થામાં પણ પહેરવેશ ઉપરથી છોકરો કે છોકરી તરત ઓળખી શકાય છે.

જાપાની સમાજમાં સ્ત્રીઓએ હમેશાં ઠરાવેલા આસનેજ બેસવું જોઇએ, આવી રૂઢી હોવાથી બાલ્યાવસ્થાથીજ બાલકોને અને ઘણે ભાગે બાલિકાઓને .પગવાળી (ઢુંટીયાવાળી) બેસવાની આદત રખાવવામાં આવે છે. બાળકોને ખુરશી ઉપર કે તક્તાઓને અઢેલી બેસવાની દરકાર નથી પરન્તુ જાપાની સ્ત્રીઓએ ઢીચણવાળીને આસન માંડી બેસવુંજ પડે છે. જાપાની બાલકોને ચાલતાં શીખવવાની રીત બહુ મજેદાર છે. બાલક લગભગ ચાલવા માગે એટલે તેના પગમાં મોજા જેવું આંગળાં વગરના જોડા પહેરાવી તેને દિવાનખાનામાં રમતો મૂકી દે છે. આ દિવાનખાનામાં સુંવાળી ગાદીઓ નાખેલી હોય છે. તે દિવાનખાનામાં ખુરશીઓ ટેબલ કે બીજો કોઇ પણ સામાન હોતો નથી, ફક્ત સાફ જમીન ઉપર સુંવાળી શેત્રંજીઓ—ગાલીચા—ગાદીઓ પાથરવામાં આવેલી હોય છે. બાલક ઉતાવળો ચાલતાં પડી જાય તો તેને વાગવાની કે બીજી કંઇ પણ ઇજા થવાનો ભય હોતો નથી. બાલકને ચાલતાં આવડવાની સાથેજ તેના પગમા "ગેટા" નામક જાપાની ચપલ પહેરાવવામાં આવે છે. બે ત્રણ વરસની ઉમ્મરનાં બાલકો 'ગેટા' પહેરી આમતેમ દોડવા લાગ્યા એટલે જાણે કે તે પડે છેજ એવો બીજાને ભાસ થવા માંડે છે.

જાપાની કુટુંબ પદ્ધતિમા બાલ્યાવસ્થાનો સમય બાલિકાને માટે બહુજ સુખનો હોય છે. તેઓના માતાપિતા અને મોટાંભાઇ બાન્ધુઓને તે બહુજ પ્રિય હોઈ તે તેઓની રમતની પ્રિય વસ્તુ થએલી હોય છે. જાપાની પદ્ધતિ પ્રમાણે માતાપિતા સિવાય બીજાઓને તેના દરજ્જાને યોગ્ય એવા બહુમાનસૂચક વિશેષણ સિવાય બોલાવી શકાયજ નહિ. નોકર લોકોને કુટુંબમાની મોટી છોકરી સાથે સંભાષણ કરતાં તેને "આ જુઓ રામાબાઇ જા." એવી રીતે સબોધવું પડે છે, પરન્તુ તે જો માતા બાળકમાંથી હોય તો માતુશ્રીક અને બીજાં ભાઇ બાન્ધુ તેના રાખવામાં આવેલા નામની પહેલાં બહુમાનાર્થક "ઓ" 'જી' અને આગળ "મ્હોટીબ્હેન" એ અર્થવાળો "માન" શબ્દ યોજે છે.

જાપાનની નિશાળોમાં છોકરા ને છોકરીઓ સાથે સાથે એકજ વર્ગમાં ભણવા જાય છે, તેઓની વાંચવાની ચોપડીઓ તથા લખવાની લીપી આપણા કરતાં જુદી છે.

તેઓ કલમથી લખતા નથી પરન્તુ પીંછીથી લખે છે ? શરૂઆતમાં બાળક જેમ એકડો ઘુંટે છે તેમ તેઓ પણ પીંછીથી ચિતરે છે. જો આપણે કોઇ જાપાની બાળકને લખતો જોઈએ તો એકદમ હસવું આવ્યા વગર રહે નહિં.

તેઓ આપણી માફક ડાબી બાજુએથી ન લખતાં જમણી બાજુએથી લખવાનું શરૂ કરે છે ( મુસલમાનો પરશીયન લખે છે તેમ ) લખાણમાં શબ્દો એકએકની નીચે

છોકરાઓને પતંગ ચડાવી તેના પેચ લડાવવાનો બહુજ શોખ હોય છે. છોકરીઓને ઢીંગલા ઢીંગલીની રમ્મત બહુજ પ્રિય હોય છે. જાપાનમાં ઢીંગલા ઢીંગલીની ઉજાણીનો એક દિવસ ( Feast of dolls ) મુકરર કર્યો છે. તે દિવસે છોકરીઓ પોત પોતાની ઢીંગલીઓને પૂર ઠાઠમાઠથી લુગડાં લત્તા—ઘરેણાંગાંઠાથી શણગારી પોત પોતાનાં સગાં વહાલાંઓને દેખાડે છે અને આનંદથી રમે છે. ઘણી ખરી ઢીંગલીઓ એટલી બધી જુની હોય છે કે વડીલો પારજીત મિલ્કત માફક માતા પોતાની છોકરીને તે ઢીંગલી આપે છે. અને તેવી રીતે તે પોતાની છોકરીને આપે છે. આવી રીતે ચાલ છે. કેટલીક તો બસો વર્ષની જુની ઘરડી થએલી ઢીંગલી હોય છે. તે ઢીંગલીઓને પ્રાણ સમાન સારી રીતે કાળજીથી રાખે છે. જેમ ઢીંગલી વધારે જુની તેમ તે કુટુંબની ખ્યાતિ વધે છે

બાલ્યાવસ્થામાંથી કૌમાર્યાવસ્થામાં પ્રવેશ થતાં સુધી જાપાની બાલિકા કુટુંબના તમામ માણસોની પ્રીતિમાંજ વધે છે. તે કુટુંબમાંના સર્વે મનુષ્યોના પ્રેમને પાત્ર થએલી હોય છે, એ ખરૂ પરન્તુ તેજ સમયે ઉમ્મરને અનુરૂપ એવી જવાબદારીનું જ્ઞાન અને આવશ્યક બાબતોનું શિક્ષણ પણ તેને મેળવી લેવું પડે છે, એટલુંજ નહિ પણ કૌમાર્યાવસ્થાથી માંડીને પ્રાપ્ત થનારા આવશ્યક કુટુમ્બીક કર્ત્તવ્યોની પણ માહિતી જાણી લઇને તેને પાળવી પડે છે.

ગૃહિણી–ને–જનની એ બન્ને પદવીઓને જરૂરી એવી સર્વ રીતીઓ રૂઢી પ્રમાણે તેને આજ સમયમાં શીખવી પડે છે, તેમાંજ આધુનીક પદ્ધતિ પ્રમાણે જાપાની કુમારિકાને આજ સમયમાં પ્રાથમિક શિક્ષણ સંપાદન કરી લેવું પડે છે. માતાપિતાને ત્યાં અવરનવર આવનારા મેમાનોની સરભરા કરવી, કુટુંબમાંનાં ઘરકામો આજ વખતમાં તેણે પોતે શીખી લઇ ઉપાડી લેવા પડે છે. દરરોજ સવારે બીછાનું (પથારી ) ઉપાડી ભીંતમાંના કબાટમાં કે વ્યવસ્થિતપણે અન્ય સ્થળે મૂકવાં, મચ્છરદાની છોડી નાંખવી સવારના નાસ્તા પહેલાં સર્વ ઓરડાઓ ઝાડી ઝુડી સાફસુફ કરવા વગેરે ઘર કામકાજ જાપાની બાલિકાને અવશ્ય કરવાં પડે છે એટલુંજ નહિ પણ સવારનો નાસ્તો તૈયાર કરી–સર્વ નાસ્તો કરી રહ્યા પછી વાસણ ઉટકી–કામથી પરવારી રહ્યા પછી જાપાની બાલિકાઓને બજારમાં જઇ કે ઘરોઘર માથા ઉપર ટોપલીઓ લઇ ફેરીઆઓ પાસેથી ભાજીપાલો [ શાક ] અને બીજી ઘર કામકાજમાં જોઇતી અન્ય વસ્તુઓ જાતે લાવવી પડે છે આ સિવાય શીવણ કામ અભ્યાસ અગર ગૃહિણીને જરૂરના કામકાજમાં રહે છે. જાપાની સ્ત્રીઓનો ઘણો વખત શીવણ કામમાં જાય છે. આ સિવાય દર વખતે ધોબીને કપડાં દેતાં તેના જુદા જુદા ભાગો જુદા કરી દેવાની અને ધોયા પછી તે ફરી એકત્ર સીવવાની જાપાની લોકોની ચમત્કારીક રીત છે આ રીતે જ્યાં સુધી કપડા ફાટી ટુકડે ટુકડા થઇ જાય ત્યાં સુધી ચાલુ હોય છે–રહે છે.

જાપાની બાલિકાને કૌમાર્યાવસ્થા પ્રાપ્ત થયા પછી તેને તેનું ભાવી ઉજ્જવલ અને સુખમય આયુષ્યનો માર્ગ સ્પષ્ટપણે દેખાવા લાગે છે, પરન્તુ જો કે આ માર્ગ ઉજ્જ્વલ અને સુખદાયક ભાસે છે, પણ આ માર્ગને પરંપરાથી ચાલી આવેલી રીત રિવાજોનું સજ્જડ બંધન હોવાથી તે માર્ગે પોતાના સ્વતંત્રપણે–મરજી મુજબ વર્તન કરવું અશ-

રૂપ છે, નાનપણથી મોટપણ સુધી પુરૂષોની મદદથી જ તે માર્ગ સુગમ થાય છે એવી એને કલ્પના આજ વખતે થાય છે.

જાપાની બાલિકા ઉમ્મર લાયક થયા પછી તેઓમાં જેટલા પ્રમાણમાં આનંદી સ્વભાવ, આતીથ્ય, સહીષ્ણુતા, સ્વચ્છતા અને સાફસુફ, ટાપટીપ અને ચતુરાઇ વગેરે ગુણો વધે છે—આવે છે તેટલાજ પ્રમાણમાં કુટુંબની અંદર તેઓનો દરજ્જો પણ વધે છે-માન સન્માન વધે છે.

ખેડુત વર્ગની બાલિકાઓને ખેતરના અને ઉચ્ચ વર્ગની બાલિકાને ઘરનાં કામો કરવાં પડે છે. તેઓને સ્વતંત્રપણે કોઇપણ ધંધો કરવાની છુટ નથી. તેઓને હમેશાં પિતા -પતિ-અને પુત્રના આધાર ઉપર રહેવુ પડે છે. જાપાની સ્ત્રીનું અત્યુચ્ચ સુખ બુદ્ધિ જ્ઞાન વધારવા કરતાં આત્મસંયમન છે, અને તેજ શીખવવામાં આવે છે· કારણ કે પુરૂષો કરતાં સ્ત્રીઓને આત્મસંયમનની વધારે જરૂર છે એવી જાપાની સમાજની-રૂઢી-સમજ છે. માન્યતા છે. જાપાની સ્ત્રીઓને ગમે તેટલો ત્રાસ થાય અથવા ગમે તેવી દુઃખદ સ્થિતિ પ્રાપ્ત થાય તો પણ પોતાના ઉપર પડેલા દુઃખ-શોક—સંતાપ ઈત્યાદિ દુર્દમનીય મનોવિકાર· મનમાંજ સમાવી-બહાર ના દેખાય એવી ખાસ સંભાળ રાખવી પડે છે. એટલુંજ નહિ પણ તેઓને ભયંકર સંકટ સમયે પણ નાછુટકે પ્રસન્નમુખ રાખવુંજ પડે છે.

જાપાની બાલિકાને આત્મસંયમનનો પાઠ નાનપણથીજ શીખવવામાં આવે છે. તેઓના નૈતિક શિક્ષણમાંનો આજ મહત્વનો ભાગ હોવાથી કુટુંબમાંના સર્વ વડિલ માણસો નાની બાલિકાના મન ઉપર ઠસાવવાને પ્રયત્ન કરે છે. બીજાઓની સાથે નકામો વાદ વિવાદ કરવાને બદલે પોતાનો પગારવ ( નગતું બોલવુ ) કબુલ કરવો, તથા પોતાના વર્તનથી અથવા ગંભીરપણાથી બીજાઓને કંટાળો ન આવે તેમ અને તેથી તેઓને આનંદ મળે એવું વર્તન રાખવું એજ " જાપાની સભ્યતા " નો મુખ્ય પ્રથા છે. જાપાની સ્ત્રીઓમાં એવી માન્યતા છે કે પોતાની જીંદગી સુખમાં ગાળવીજ હોય તો તેણે લોકોનો પ્રેમ અને તેમની ચાહના મેળવવી જોઇએ, અને તેનામાં ઉપર કહેલા ગુણો અવશ્ય હોવાજ જોઇએ.

જાપાની સ્ત્રીઓને જે શિક્ષણ મળે છે તે ઉપર કહેલા ગુણોને પોષક હોય છે. બાલિકાઓથી તે પ્રૌઢ સ્ત્રીઓમાં તેઓના ભેદક પણ પ્રૌઢ-કરેલ વર્તનમાં તે શિક્ષણનું ઉત્તમ પરિણામ સ્પષ્ટ જણાય છે. જાપાની સ્ત્રીઓમાં છોકરવાદ અને ધાંધલ કરવાનો સ્વભાવ જોવામાં આવતો નથી, અયોગ્ય શરમાળપણું હોતું નથી. દુનિયાદારીનું ભાન ઓછું હોય તોપણ બુદ્ધિમત્તા-તથા કાર્યકારણપણું ઓછુ હોતું નથી. બાલિકા જેવો નિખાલસ સ્વભાવ અને પ્રૌઢ સ્ત્રીના સાંસારિક વ્યવહારના વખતમાં કુશળ મોટમની ચાલ ચલગત-કરેલપણું એ બન્નેનો અજીબ સંયોગ હોય છે

સુદઢ–સુન્દર રહેણી કહેણી ગામમાં હોતી નથી. વર્તમાન જાપાન શિક્ષણમાં દિન પ્રતિદિન આગળ ને આગળ વધતું જાય છે. ઘણીક જાપાની કુમારિકાઓ સ્કુલ–કોલેજમાં શિક્ષણ લે છે. નીચ વર્ગની જાપાની બાલિકાઓને ખેતરનાં તથા ઘરનાં કામકાજ કરવાં પડે છે. તેઓ કોઇ પણ વખત નવરાં બેસતાંજ નથી–તેઓને કામકાજમાંથી નવરાસ મળતીજ નથી, કપડાં ધોવાં–સુકવવાં સુકાઇ રહ્યા પછી ઘડી કરવાનું અને ઇસ્ત્રી કરી–સીવવાનું કામ તેઓનેજ કરવાનું હોય છે. આ સિવાય તેઓનેજ દરરોજ રસોઇની જવાબદારી હોય છે.

ઉચ્ચ વર્ગની જાપાની સ્ત્રીને રસોઇ કરવાની માહિતી અતિશય જરૂરની હોય છે. પદ્ધતિસર–નિયમસર–રીત રીવાજ પ્રમાણે ભાત રાંધી તૈયાર કરવો એ જાપાની લોકોમાં એક હુન્નર થઇ પડ્યો છે. લગ્ન કરી–સંસાર–રથમાં જોડાતાં પહેલાં જુદાં જુદાં પ્રકારની જાપાની દાળ–કઢી–તરકારી વગેરે તેમજ બેસતા વર્ષના દિવસે અથવા જુદા જુદા વાર તહેવારે–સુભ પ્રસંગે મિત્ર મંડળ, સગાવહાલાં, અને આડોશી પાડોશી તરફ મોકલવા માટે ખાસ "મોચી" નામનો ભાત (જીરાસરી મોગ ભાતને મળતો ) કરવાની આવડત ઇત્યાદિ પાકશાસ્ત્રની પૂર્ણ માહિતી પ્રત્યેક જાપાની બાલિકાઓને ઘણી સારી રીતે શીખવી પડે છે.

ઉપરની હકીકત ઉપરથી વાચકોને માલુમ પડશે કે જાપાની બાલિકાઓને તેમના નાનપણથીજ અનેક ગૃહ સંબંધી કામકાજ કરવા પડે છે, અને બીજા પુષ્કળ કામોની જવાબદારી રાખવી પડે છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે કૌમાર્યાવસ્થામાં તેઓને સુખ ભોગવવાનું બીલકુલ સાધન નથી. અન્ય સુધરેલા દેશો પ્રમાણે જાપાનમાં પણ નાટક સિનેમેટોગ્રાફ, વગેરે મોજશોખના સાધનો ઘણા છે અને તેઓને જોવાને માટે સામાજીક પ્રતિબંધ નથી. તેઓની આ માટે કુચની કરવામાં આવતી નથી. જાપાનમાં કેટલાક નાટકો દિવસે થાય છે, અને સ્વતંત્ર રીતે બોક્સ [Box] માં બેસી જોવામાં તેઓને હરકત પડતી નથી.

જાપાની નાટકો ઉપર બાલિકાઓના શિક્ષણનો મુખ્ય આધાર રહેલો છે, એટલુંજ નહિ પણ પ્રાચીન જાપાની વીર પુરૂષોના પરાક્રમો–પ્રેમ–ભક્તિ–આચાર વિચાર ઇત્યાદિ વિષયો તરફ ઉત્તમ બુદ્ધિ ઉત્પન્ન થવાની મહત્વ કામગીરી–પ્રભાવની સચોટ છાપ નાટકોજ બજાવે છે–પાડે છે, એમ કહેવું અતિશયોક્તિ નથી. નાટકો જોવાથીજ જાપાની બાલિકાની મનોવૃત્તિ બદલાઇ–સુધરી જાય છે, નમ્ર સ્વભાવવાળી પ્રેમાળ અને આનંદી બને છે. તેઓના મનમાં પ્રાચીનકાળના જાપાની વીરોની દિવ્ય, પ્રેમાળ, સત્યનિષ્ઠા, ત્યાગી અને કુશળ રાજ્યકળા કૌશલ્યનો સંચાર થાય છે. જાપાની સ્ત્રી કેવી હોવી જોઇએ, તેનો ઉદ્દેશ શો હોવો જોઇએ અને પોતાના માબાપ, સગાં વહાલાં મિત્રમંડળ ન્યાતિના જાતિના પ્રત્યે શી શી ફરજો છે ઇત્યાદિ વિષયોનું જ્ઞાન નાટકની રંગભુમિ–ઉપરથીજ–નાટકોજ તેઓના કુમળા મન ઉપર સચોટ છાપ પાડે છે, અને પોતાના પુર્વજોએ મહાનપદ મેળવવા–પામવા જે જે પ્રયત્નો કર્યાં હતા તે તે પ્રયત્નો પોતાને કરવાના છે, તેનાથીજ સમાજમાં નામના મેળવવાની છે, અને તે સિવાય કંઇપણ ચાલવાનું નથી એમ તેઓને ખાત્રી થાય છે ટુંકામાં એમ કહેવું જોઇએ કે ઇતિહાસીક વાર્તાઓ અને વીરપુરૂષોના ચારિત્રોના અદ્ભુત–પરાક્રમોનું મહત્વ જાપાની સ્ત્રીઓના મન ઉપર ઠસાવવા જાપાની નાટકો તરફથી જે કામ મદદ થાય છે અને જેનું પરિણામ ઉત્તમ આવે છે એવું બીજા કોઇ પણ શિક્ષણ પદ્ધતિથી થતું નથી. એમ સૌ માન્યતા છે,

બાળકપણું પુરૂં કરી-કૌમાર્યાવસ્થા પ્રાપ્ત કરી ગૃહિણીપદ માટે આવશ્યક એવી અનેક બાબતો જાણી ઉમ્મરે લાયક તથા સદ્વર્તનને પોષક એવી અનેક જવાબદારીનાં કામો પોતે ઉપાડી લઇ–મન ઉપર પૂર્વજોના વિષે પ્રેમ ભાવના–અને અભિમાન કરાવનારા નિર્દોષ અને આવશ્યક મોજશોખનો ઉપયોગ લઇ જાપાની બાલિકાઓ સ્ત્રી વર્ગના અત્યુચ્ચ અવસ્થામાં દાંપત્ય સ્થિતિમાં પ્રવેશ કરે છે. બાલ્યાવસ્થા સંપુર્ણ કરી પ્રૌઢાવસ્થામાં પ્રવેશ થતી વખતે અને પછી પણ પાશ્ચાત્ય દેશની છોકરીઓ માફક અટકચાળુ–ચાળા—ચેટક જાપાની બાલિકાને સ્પર્શ કરી શકતું નથી. જાપાની લોકમાં પાશ્ચાત્ય દેશ પ્રમાણે સ્ત્રીપુરૂષોની મિશ્રસમાજ પદ્ધતિ માટે કાંઇ પણ પ્રતિબંધ નથી તથાપિ એકાદ પુરૂષ પર પોતાનું મન મળી ગયું, કટાક્ષ જોઇ–તેના ઉપર પ્રેમ કરવો અથવા તેનું મનહરણ કરવા માટે ખરેખાત નખરાં બાજી કરવી ઇત્યાદિ બાબતો જાપાની બાલિકાના મનમાં ક્વચિત પણ ઉપસ્થિત થતી નથી.

“આપણે બન્ને એક બીજાને પ્રેમ થયો છે માટે અમારા વિવાહની પરવાનગી આપો.” એવી રીતે પાશ્ચાત્ય યુવક યુવતિ પ્રમાણે જાપાની યુવક યુવતિ–કોઇપણ વખતે પોતાનાં માતાપિતા પાસે વિનંતિ કરવા જતાં નથી. બાલિકા ઉમ્મર લાયક થઇ કે તરતજ તેનો બાપ તેને લાયક હોય એવો વર ખોળી કાઢે છે, અને પછી ઠરાવેલા દિવસે વર વહુની એક સ્થળે ભેટ થાય છે. આ વખત સુધી જાપાની બાલિકાને પતિપત્ની અવસ્થાની કલ્પના પણ હોતી નથી અત્યાર સુધી પુરૂષ વર્ગ એટલે ઉચ્ચ વર્ગ છે, તેઓને માન આપી સેવા ચાકરી કરવી એ આપણું કર્તવ્ય છે, આ ભાવના સિવાય બીજી કોઇ પણ જાતની ભાવના જાપાની બાલિકાઓમાં હોતી નથી અને એટલાજ માટે લગ્ન થયા પહેલાં પુરૂષોની સાથેના વર્તનમાં બાલ્યાવસ્થાનું ભાદુપણું અને પ્રૌઢ સ્ત્રી જેવો ગોળો આ બે ગુણનો સંયોગ જણાય છે.

આવી રીતે જાપાની બાલિકા સોળ વર્ષની થઇ હોય તે પહેલાં આ બધા ગુણો તેનામાં આવેલા હોય છે. તે નમ્ર–પ્રેમાળ સ્વભાવની હોવાથી સર્વના પ્રેમનું પાત્ર બને છે. પ્રત્યેક પ્રસંગે કેવી રીતે ચાલવું તેની યોગ્ય કલ્પના અને આત્મસંયમનની શકિત તેને પ્રાપ્ત થએલી હોય છે; પરન્તુ આ વખત સુધી જાપાની બાલિકાને આધ્યાત્મિક વિષયમાં પ્રગતિ થએલી હોતી નથી ધાર્મિક મહત્વનું તેના મન ઉપર કંઇજ આવરણ જણાતું નથી તથાપિ રોજના વ્યવહારમાં તેનામાં આવેલી ચપળતા, ઉદ્યમી, મધુરતા, સુન્દરતા અને ભોળકતા ઇત્યાદિ ગુણ બહુજ પ્રસંસા કરવા લાયક હોય છે. આજ્ઞાંકિત સ્વભાવ—તે ગુણ આજ પણ જાપાની બાલિકામાં સર્વથી શ્રેષ્ટ જોવામાં આવે છે, અને આ ગુણ તેમનામાં પૂર્ણપણે ઠસેલો હોવાથી પોતાનું ગમે તેમ અનિષ્ટ થાય તોપણ પિતા–પતિની આજ્ઞા પાળવાનું અઘરૂં થઇ પડતું નથી. આવી આત્મવિસ્મૃતિ તથા આત્મસંયમન દુનિયામાં બીજે કાંઇ પણ ઠેકાણે જોવામાં આવશે કે નહિ તેની ખાત્રી નથી.

જાપાની લગ્ન પદ્ધતિ આ પ્રમાણે છે;—એકાદ વિવાહોત્સુક તરૂણ પોતાના એકાદ પરિચિત આધેડ મિત્રને પોતાને માટે એક સુંદર, ગુણસંપન્ન અને લગ્ન કરવાની ઇચ્છા કબુલ કરનારી કન્યા સોધી કાઢવાની વિનંતિ કરે છે. આ મિત્ર પોતાના માહિતગાર સર્વ લોકોમાં—પોતાના લાગતાવળગતાઓમાં કોની છોકરી સારી છે, અને પસંદ કરવાનું કે નહિ આ બધાનો વિચાર તે કરે છે. આટલું થયા પછી જે છોકરી સાથે પોતાના મિત્રનો વિવાહ થવો જોઇએ—વિવાહ કરવા યોગ્ય છે એમ લાગતું હોય તે છોકરીને ઘેર જઈ તેના માબાપને જે કહેવા જેવું હોય તે કહે છે છોકરીના માબાપને તેનું કહેવું પસંદ પડયા પછી એક દિવસ પોતાના કોઇ મિત્રને ઘેર ભવિષ્યમાં થનારાં વહુવરની ભેટ-મીલન થાય છે. તેઓનું લગ્ન થવામાં કોઇપણ જાતની હરકત નથી એવું બન્ને પક્ષના સગાં વહાલાંને લાગે તો તરતજ અરસપરસ નજરાણાં આપવામાં આવે છે "યાઇ" (ચાંદલો) નિશ્ચય થયો એટલે થોડા વખત પછી લગ્ન થઇ જાય છે. બે પક્ષ વચ્ચે જે દસ્તાવેજ (લગ્ન લખતપત્ર) થાય તે બે પક્ષના મુખ્ય (ભાંજગડીઆ) કરે છે. લગ્નની સર્વ જવાબદારી આ ભાંજગડીઆ ઉપર હોય છે. અને ભવિષ્યમાં કદાચ વિવાહ ભંગ (Divorce) થવાનો પ્રસંગ બને તો તે પણ આ ભાંજગડીઆની સંમતિથી થાય છે.

જાપાની લગ્ન સમારંભમાં ધાર્મિક વિધિ અથવા તો કાયદાનું વિશેષ જોર હોય તેમ લાગતું નથી. જાપાની બાલિકાનું લગ્ન વરને ત્યાં થાય છે. મુખ્ય પુરૂષ (ભાંજગડીઆ) સગાંવહાલાં સાથે વહુને વરને ત્યાં ગાજતે વાજતે જવું પડે છે. શ્રીમંતની બાલિકા હોય તો એક દાસી સાથે વરને ત્યાં જાય છે કોઇ કોઇ વખતે આ દાસી છેવટ સુધી તેની સાથે ને સાથે રહે છે વરને ત્યાં લગ્ન માટે જતી વખતે જે વસ્તુઓ તેનો સાથે કરીઆવરમાં લઇ જવાની હોય છે તે તે વસ્તુઓ આગળથીજ વરને ત્યાં મોકલવામાં આવે છે. દરેક બાલિકાને પતિ-ગૃહે જતી વખતે રીવાજ મુજબ નીચે લખેલી વસ્તુઓ મુખ્યત્વે કરીને લઇ જવી પડે છે

૧. ખાનાવાળુ કબાટ

૨. લખવા માટે મેજ.

૩. દરેકાતરો

૪. જમવા માટે બે મેજ તથા ભાત ખાવાની સળીઓ અને જમવા માટે બીજી ઉપયોગી ચીજો

૫. સયનગૃહ માટે બે પથારીઓ

૬. કપડાં લત્તા મુકવા માટે પેટી (Trousseau.)

આ પેટી (Trousseu) મા બાપે પોતાની શક્તિ પ્રમાણે જુદા જુદા તહેવારના પ્રસંગે તથા જુદી જુદી ઋતુમાં પહેરવા લાયક સર્વ તરેહનાં સુતર તથા રેશમનાં કપડા હોય છે. જાપાની સમાજમાં વારંવાર કપડાં બદલવામાં આવે છે અને તે માટે નવ પરિણિત વધુ પામે શ્વસુરગૃહે પુષ્કળ કપડા રાખવા માટે આપવામાં આવે છે. ઉપર કહેલી પેટીઓમા એટલાં બધાં કપડા હોય છે કે તે છોકરી જન્મભર સુધી [મરણપર્યંત]-પહેરે છે. છોકરીને આપવામાં આવેલી લુગડાંની પેટીઓ જેમ વધારે કિમ્મતી હોય તેમ માબાપનું છોકરી ઉપરનું વ્હાલ કેટલું છે એમ પ્રેમની કિમ્મત કરવામા આવે છે. આ

પેટીઓ ઉપર છોકરી સિવાય કોઇનો પણ હક દાવો હોતો નથી એટલુંજ નહિ પણ ભવિષ્યમાં જો વિવાહ ભંગનો પ્રસંગ આવે તો તે પેટીઓ છોકરી પોતાને પિયેર લઈ જઇ શકે છે, આ બાબતમાં વર પક્ષવાળાઓનો વાંધો હોતો નથી—ચાલતો નથી.

જે વખતે નવપરિણિત વધુ પોતાનાં નવાગૃહે આવશ્યક ચીજો લઇને જાય છે તે વખતે તેના પિયેર તરફથી શ્વસુર પક્ષના નાનાંથી તે મોટાં સુધી—ધાવનાં બાળકથી તે વૃદ્ધ સુધી, નોકર, ચાકર, રસોઇઆ ગાડીવાળા વગેરે માણસોને ; પોતપોતાની પદવી અનુસાર સરપાવ આપવાનો રીવાજ છે. આ સિવાય વહુ તથા વર એ બે પક્ષ તરફથી મિત્રમંડળ-લાગતા વળગતા, આડોશી પાડોશી, વહેવારવાળાઓ તરફથી નવપરિણિત દંપત્તિને ગૃહ સંસારને ઉપયોગી એવી ચીજો અથવા રેશમી કપડાંઓ ભેટ આપવામાં આવે છે.

પ્રાચીન સમયમાં જાપાની લોકોમાં બપોરે લગ્ન ક્રિયા કરવામાં આવતી હતી, પરન્તુ હાલમાં સાંજરે લગ્ન કરવામાં આવે છે. જાપાની લગ્નમાં ધાર્મિક ક્રિયા બહુ હોતી-નથી. વરગૃહે એક ઓરડામાં વધુ, વર, મુખ્ય પુરૂષો ( ભાજડીઆ ) તથા એક છોકરી એટલાંજ જણ હોય છે. અને ત્યાં લગ્ન વિધિ કરવામાં આવે છે. વધુ વર પાસેજ રહેનારી છોકરી વધુ વરને બધાંની સમક્ષ એક બે મોંઢાવાળા વાસણમાં " સાકે " નામનો જાપાની સોમરસ નાંખી-પીવા આપે છે. આ સોમરસ પીધા પછી પતિ પત્નીપણું પ્રાપ્ત થાય છે-ગણવામાં આવે છે. એકજ વાસણમાંથીજ બે જણે સોમરસ પીવો એ "જીવન પર્યંત બે જણાં સુખદુઃખનાં સાથી બનીશું. " એક બીજાના વચનથી બંધાઇએ છીએ તેની આ વિધિ છે એમ જાપાની લોકમાં માન્યતા છે. આ સોમરસ પાન વિધિ થાય ત્યાં સુધી ભાજડીઆઓ-વધુવર અને છોકરી સિવાય બીજાું કોઈ ત્યાં હોતું નથી. રાખવા દેવામાં આવતા નથી. આ વિધિ સમાપ્ત થયા પછી બીજા ઓરડામાં બેઠેલા સગાં વહાલાં મિત્રમંડળ ઈત્યાદિ બધા વધુવર પાસે આવે છે એક-બીજાને મળ્યા પછી મીજમાનીમાં બધાં આનંદમાં નિમગ્નમાં થાય છે.

લગ્ન થયા પછી ત્રીજે દિવસે આ નૂતન દંપત્તિને મોટા ઠાઠથી વધુને ઘેર વર સાથે લઈ જવામાં આવે છે. ત્યાં સર્વ સગાંને મળે છે. આ પ્રસંગે બપોરે અથવા સાંજે વધુપક્ષ તરફથી મીજમાની આપવામાંઆવે છે. આ મીજમાનીમાં સર્વને આમંત્રણ કરી બોલાવવામાં આવે છે. લગ્ન દિવસે પતિને ઘેર જતાં જે પ્રમાણે વધુને વરના કુટુંબના દરેક માણસને સરપાવ—પહેરામણી આપવી પડે છે તે પ્રમાણે આ વખતે વરને વધુ પક્ષના સર્વ માણસને સરપાવ વહેંચવો પડે છે. આ મીજમાનીમાં વધુ - પોતાની માતા સાથે પરોણાની ખાતર બરદાસ્ત રાખે છે. અને બધાં જમી રહ્યા પછી નાચ વગેરે થયા પછી બધાંને વળાવ્યા વગર પોતાના પતિ સાથે શ્વસુરગૃહે જવા પામતી નથી.

લગ્ન થઇ રહ્યા પછી એક બે મહિના સુધી લોકોને મીજમાની આપવાનો રીવાજ જાપાની લોકોમાં હોય છે. આ મીજમાનીથી કોનો કોની સાથે વિવાહ થયો છે તે સર્વને ખબર પડે છે. કારણ આ પહેલાં થએલી લગ્ન વિધિ ખાનગી હતી. અને અમુકજ સિવાય આમંત્રણ પત્રિકાદ્વારા કોઇને પણ ખબર આપવામાં આવેલી નહોતી. કોને કોની સાથે વિવાહ થયો એ કોઇને ખબર આપ્યા સિવાય પણ જો કે જાણવામાં આવે છે તોપણ મીજમાની વિના જાહેર થયું ગણાતું નથી. આ મીજમાની ઉપરાન્ત વિવાહનો મં

ગળ પ્રસંગ સમજીને મંગળકાર્યના માટે "મોચી" નામનો ભાત મોટા ખર્ચે તૈયાર કરાવવાની માયા મહોત્સવમાં સર્વને લહાણી કરવામાં આવે છે.

યુરોપીયન સમાજમાં લગ્ન થયા પછી તરતજ વહુ સાથે વરને,પોતાના માતાપિતાથી જુદું ઘર માંડવું પડે છે તેવું જાપાની લોકોમાં રીત રીવાજ નથી. નવા પરિણિત દંપતિને માતાપિતા સાથે રહેવાનું હોય છે. જાપાની લગ્નને કાયદાસર હક ઠરાવવા માટે વધુનું નામ તેના બાપના કુટુમ્બમાંની નોંધમાંથી તેનું નામ કાઢી લઇ પતિના કુટુંબની નોંધમાં ( નામાવલી ) સરકાર દ્વારા ફેરબદલ કરવું પડે છે. આ થયા પછી તેનો પોતાના માબાપની માલ મીલકત ઉપર એક પ્રેમ-(સુખાંલાડ) સિવાય બીજો કોઇપણ પ્રકારનો હક દાવો રહેતો નથી.

જાપાની સમાજમાં છુટાછેડા (Divorce) કરવાનો પ્રતિબંધ નથી એટલુંજ નહિ પણ ગમે તે સ્ત્રી પુરૂષો ગમે તેટલી વખત છુટાછેડા કરી શકે એવો રીવાજ છે. નીચ વર્ગમાં તો આ પ્રથા ઘણીજ માલુમ પડે છે પરન્તુ ઉચ્ચ વર્ગમા આબરૂ જવાનો ખ્યાલ હોવાથી છુટાછેડા ભાગ્યેજ થાય છે. તોપણ હાલ આ રીવાજ ઘણોખરો પ્રચલિત છે. ઉચ્ચ વર્ગમાં પણ છુટાછેડાની સંખ્યા બે શુમાર વધી છે. એમ કહેવામાં આવે છે.

જાપાની સમાજમાં છુટાછેડા કરવાનું ફક્ત એક રીતે અટકાવવામાં આવે છે; તે પ્રતિબંધ આ પ્રમાણે છે;—જાપાની કાયદા પ્રમાણે બધા છોકરાં ઉપર પતિનો હક હોય છે. છુટાછેડા થયા પછી દરેક સ્ત્રીને પોતાનાં છોકરાંઓને નાના મોટાં ધાવતાં છોકરાં સર્વ પતિને ત્યાં રાખી જવું પડે છે. તેને તેનાં છોકરાં છુટાછેડા લીધા પછી સોંપવામાં આવતાં નથી. આ રૂઢી અથવા કાયદો ભયંકર છે. કારણ સંતાન ( વાત્સલ્ય ) પ્રેમના લીધે કુટુંબમાં રહી ગમે તે દુઃખ સહન કરવા તૈયાર થયેલી કેટલી માધવી અબળા સ્ત્રીઓ દુષ્ટ પતિ તરફથી અસહ્ય દુઃખ ખમી દુઃખ અને કલેશમાં પોતાનું જીવન ગાળે છે.

જાપાની સમાજમાં પિતા તરફના વંશ વારસનેજ બધો માનમરતબો મળે છે, માના વંશ વારસને માન હોતું નથી. વહુ ગમે તેવા નીચ કુટુંબની હોય અને તેનો ઉચ્ચ વર્ગ સાથેના પુરૂષ સાથે વિવાહ થાય તો તેના સંતાનને પિતાના ઉચ્ચ દરજ્જાની પદવીનું માન મળે છે.

જાપાની સ્ત્રીને પાશ્ચાત્ય દેશની સ્ત્રીઓની જેમ સ્વતંત્ર ધંધો કરવાની છૂટ નથી. તેઓને પતિ, પિતા પુત્ર અથવા બીજા કોઇ કુટુંબના માણસ ઉપર આધાર રાખવો પડે છે. આ કારણને લીધે છુટાછેડા લીધેથી જાપાની સ્ત્રી પાસે તેનાં સંતાન રાખવાં એવો કાયદો પસાર થાય તોપણ તે નકામો છે. કારણ જ્યાં સુધી તેને સ્વતંત્ર ધંધો કરી ઉદર નિર્વાહ કરવાનું સાધન નથી ત્યાં સુધી તેનાં છોકરાંને લઇ જુદાં રહેવામાં સુખ મેળવવાને બદલે દુઃખજ પામવાનો વધારે સંભવ છે. જાપાન સ્વતંત્ર રાષ્ટ્ર હોવાથી અને ત્યાં શિક્ષણ બહુ જોરથી પ્રસાર થતું હોવાથી રાષ્ટ્રોદ્ધારને અવશ્ય એ સુધારણા ત્યાં ગમે તે વખતે કરવામાં આવે તો જાપાનમાં સ્ત્રી સમાજના આ દુઃખોનો જલદીજ છેડો આવે એમાં કંઇપણ પ્રકારની શંકા નથી.

# ગૃહસંસાર કે હાસ્ય મંદીર.

લેખક:—રા. રા. કેસવલાલ માણેકલાલ બક્ષી.

" સંસાર ખાંડાનીધાર " અનુભવી હૃદયની કસાયેલી કલમથી લખાએલા આ ઉદ્‌ગારો સાંપ્રત સમયના "મારવાડ અને ઉત્તર ગુજરાત " ના ભાગમાં હિન્દુ સમાજમાં અને મુખ્યત્વે કરીને જૈન કોમમાં જન્મ ધરનાર પ્રત્યેક વ્યક્તિ ને ગૃહસ્થાશ્રમ સોપાનના પ્રથમ પગથીએ દૃષ્ટી સાક્ષાત્કાર થાય છે કારણકે આજકાલના હિન્દુ ગૃહરાજ્યનું વાતાવરણ દમ્પત્તિમાં ઉભય પ્રત્યે શુદ્ધપ્રેમના અંકુરો અન્યોન્યના હૃદયમાં સ્કુરે તે તરફ અણગમો બનાવવા પાછળજ અવલંબી રહેલ છે. આનું સત્ય કારણ એક તો વડીલ પુરૂષ વર્ગની સંકુચીત વૃત્તિ અને કર્તવ્ય પરાયણતાનો અભાવ છે, ત્યારે બીજી બાજુ સ્ત્રી સમાજની અજ્ઞાન અવસ્થા છે.

ઉભય પક્ષની ઉપરોક્ત ગંભીર ભુલોના ફંદમાં ફસી જઇ માતાપિતા પુરાણી પ્રચલીત પ્રથા અનુસાર મિથ્યામાન અને મોટાઇ ખાટવા ખાતર કોમળ કલીયોને, વયનો વિચાર એક ખુણે દાટી દઇ, દુનીયાદારીની આગીગુંટી અને ધુંચવાળી જાળમાં ગુંથી દેઇ આનન્દ સાગરમાં તેમના મન તરંગોને ડુબકીઓ ખવરાવે છે. વળી કેટલેક સ્થળે તો વર કન્યાનાં કજોડાં, વિચારશીલ સ્ત્રી પુરૂષને અજ્ઞાન તીમીરમાં પથરાઇ રહેલ પડદા માટે હૃદયમાં દયાની લાગણીઓ ઉત્પન્ન કરાવે છે અને અશ્રુનાં બુંદ ટપકરાવે છે.

પરિપક્વ ઉમ્મરે વિવાહીત થએલ નવયુગલોની વ્યથા યત્ર વિદિત દેશોમાં કંઇ ઓછી નથી. પુત્રને સંસાર ધુંસરીમાં જોડની વખતનો તેમનો ઉલ્લાસ અને ઉત્સાહ તેના ગૃહસ્થાશ્રમી થયા બાદ સંકુચીતપણામાં અને અણગમામાં બદલાઇ જાય છે. એ તો સ્વભાવીક છે કે પુખ્ત ઉમ્મરે સંસારી થનાર અગર થએલ યુગલોને સારાસારનો વિચાર હોય, પોતાના શ્રેયનો અગર નિષ્કલંકીત જીવનનો વિચાર હોય, અને તેથી નૈતિક શૃંગારીક જ્ઞાનગોષ્ટી, લેખન, વાંચન ઇત્યાદિ બાબતો પ્રતિ ધ્યાન ખેંચવાની આવશ્યકતા રહેજ પણ, ના, જો પુત્ર આવી તેમની ગણત્રી પ્રમાણે નજીવી બાબતો પર ધ્યાન દેતો જરાપણ માલુમ પડે તો સરપાવ અજ્ઞાનતામાં ઉછરેલ, સ્વાર્થી વાતાવરણમાં જીવન ગુજારેલ લોકોની દ્રષ્ટીમાં નીર્લજ ખાતર બરદાસ્ત રાખે છે. આપ ખુશામતમાં કુશળ, પરનિન્દા તેજ લેખન અને તેજ વાંચન માની વગાડ્યા વગર પોતાના પતિ સાથે સ્નેહનો વિના મુલ્યનો ઇજારો ઇનાયત કરે છે.

લગ્ન થઇ રહ્યા પછી એક બે મહિના ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી પોતાના શ્વસુર ગૃહે જવાની લોકોમાં હોય છે. આ બીજઆનીથી કેવે—નહિ કે એક ગૃહિણી તરીકેની તેણીની ખબર પડે છે. કારણ આ પહેલાં થએલી લગ્ન ક્રિયાઓ તેનાપર કંઇ નજર રાખી તેણીના આમંત્રણ પત્રિકાદ્વારા કોઇને પણ ખબર આપવામાં આવશ્યકતાની લે છે, કિન્તુ જો તેણી પુખ્ત વાય થયો તો કોઇને પાધરે આપ્યાં સિવાય પણ જો કે જાગ્રત સુસંસ્કારોને તેણીના હૃદયગ્રાની વિના જાહેર સ્વરૂપ અપાતું નથી. આ બીજઆની ... છે તેનું બતાવવું, લગ્નાદિ

મંગળીક પ્રસંગે વડીલ વર્ગની હાજરીમાં ફટાણું ગાવાં, સાસુ સસરા અગર અન્ય કુટુંબીજન સમક્ષ જીવનસાથી આજ્ઞા કરે તો આજ્ઞાનું ઉલ્લંઘન કરી તેઓને આધીન રહી અવાચક રહેવું, જુદા અન્નનો અગર જુદા થએલ પાત્રમાં આહાર કરવો, બે, ચાર કે છ દિવસે સ્નાન કરવુ સ્વચ્છ રહેવું—ઈત્યાદિ ઇત્યાદિ બાબતોનો બહિષ્કાર કરે તો " વેશ્યા જેવી છકેલી છે " એમ અજ્ઞાન સ્ત્રી સમાજમાં સાસુ દરખાસ્ત કરે છે અને સારા નરસાનું ભાન ભુલી જઇ, ઘરની આબરૂ અને મોભો કેમ જાળવવો તે દષ્ટી બહાર કરી, સ્વાર્થી અને કાચા કાનની ક્રમ અક્કલ સાસુ પોતાના હાથે સ્વઘરનું નીચું નાંખે છે, પણ ખ્યાલ નથી રાખતી કે પુત્ર, પુત્રી અગર પુત્ર વધુઓની જન સમાજમાં નિન્દા થાય તે પોતીકી નિન્દાજ છે.

- વાંચક ભાઇ બેનો ! એટલું તો સર્વ વિદિત છે કે સાંપ્રત સમય પ્રગતિનો છે. દિન પ્રતિ દિન જમાનો સુધારામાં આગળ અને આગળ વધતો જાય છે અને સુધારાનો પવન ગૃહે ગૃહે ઉડીયાં કરે છે માટે લેખન વાચનનો શોખ જન સમાજમાં વૃદ્ધિગત્ થાય અને લાંબા કાળથી અજ્ઞાનાવસ્થા ભોગવી ગંભીર ભુલો કરતો આપણો સમાજ શીખી, વાંચી, અભ્યાસ કરી, જ્ઞાનવાળો થાય તે માટે થોડો ઘણો કેળવાયેલો વર્ગ અલ્પ સમયથી પુસ્તકાલયો કન્યાશાળાઓ, મફત વાંચનાલયો આદિ ખોલી પોતાનો સમાર સુધારવાને મહેનત કરે છે તે પ્રશંસનીય છે. પણ પત્થરવત્, વિઘ્નસંતોષી જનોઓ યુવાનોના તે પ્રયાસને તોડી પાડવામાં પોતાથી બનતું કરે છે યુવક વર્ગ ! તું કટીબદ્ધ રહેજે, આરંભ ને અંત દેખાડજે પણ પાછો પડીશ નહિ કેમકે તારા સુધારામાં તારૂં પોતાનું તથા તારા કનિષ્ઠ વર્ગનું અને ભવિષ્યની પ્રજાનું શ્રેય સમાયેલું છે. તારી પ્રત્યેક વ્યક્તિ વ્હેલી અગર મોડી સાસુસસરા તરીકે સંસારમાં વ્યવહાર કરશે અને તે વખતે જો કેળવણીના ઉચ્ચ સંસ્કારો, મોટું મન આદિ નહિ હોય તો તારો અને તારા પરિવારનો ગૃહસંસાર " આનન્દ મંદિર " નહિ થાય પણ " હાસ્ય મંદિર " રહેશે, માટે સ્ત્રી–પુરૂષોને કેળવવા તરફજ સતત્ સમયમાં તુ સબળ અને ચાલુ પ્રયાસ રાખજે.



ભરતી ઓટ:—મનુષ્યના જીવનપ્રવાહમા એકવાર ભરતી આવે છે, તે વખત સાચવી લીધો તો નસીબ ખુલે છે. પણ જો જવા દીધો તો, આખી જીંદગીની મુસાફરી છીછરા પાણીમાં અને આફતોમાં ગાળવી પડે છે. આવા ભરેલા સમુદ્રપર આપણે હાલ તરીએ છીએ; જ્યારે પ્રવાહ આપણને કામ આવે ત્યારે તેમા ઉતરવુ જોઇએ. નહિ તો આપણી ભરેલી કાળો નિષ્ફળ જાય છે. ( મહા કવિ શેક્સપિયર. )

—"મનુષ્યનાં આચાર અને કર્તવ્ય."

## ફુલવાડી.

# મ્હાના અનુભવસિદ્ધ ગુણ દોષ.

લેખકઃ-સ્વામી શિવાનંદ સરસ્વતિ તથા સ્વામી પરમાનંદ સરસ્વતિ.

### ૧.

### ચા રૂપી રાક્ષસી માયા.

(ગઝલ.)—અરે ઓ ચા વખાણું શું, સુખે તારી અમલદારી !
અમલમાં ને અમલમાં તેં બનાવ્યો દેશ ભીખારી. ૧

નહી કલ્પી શકું કિંચિત, અમલ શક્તિ અજબ તારી !
પમાડી મોહ લોભાવી, કીધાં વશ સર્વ નરનારી. ૨

રટે તુજ નામ દિનરાત્રી, નિરોગી રોગી કે ભોગી;
અરે ચા સૌ તને ચાહે, ગરિબ શ્રીમંત કે જોગી. ૩

સવારે ચા બપોરે ચા, મળ્યા જો દોસ્ત તોએ ચા;
પડી જ્યાં રાત તોએ ચા ઘરે કે બ્હાર ચા ને ચા. ૪

સવારે જ્યાં સુધી પ્યાલા, રકાબી સાથ નહિ ખખડે;
બિછાના માંહિ ભક્તોની, જગાએ આંખ નહિ ઉઘડે. ૫

ન આવે કે કદી લાગે, બપોરે વાર જો તારી,
ન સુઝે કામ કરવાનું, બગાસાની ચડે સ્વારી. ૬

કદી પ્રીતિથી કે ક્રોધે, રીસાઇ જાય જો રાતે,
બિછાનાનો બને દર્દી, ફુટે માથા બદન ફાટે. ૭

કરે ત્રિકાળ સંધ્યા સૌ, સવારે સાંજ મધ્યાન્હે
તું દેવી જેવી દુનિયામાં, તને સૌ માનવી માને. ૮

સુતેલો પારણે બાળક, લવે મુખથી મને "ચા પા"
ભણે વિદ્યાર્થી પુસ્તકમાં, પ્રથમ પાઠેજ "બા ચા પા" ૯

બકે તુજ ભક્ત કો સ્વપ્ને, "અરે ચા ચા ગઇ ક્યાં ચા"
અજબ જાદુ ચલાવીને, બનાવ્યા ભક્ત તેં સાચા! ૧૦

ભલે ખાવાનું નવ પામે, ભલે ભુખે સૌ દિન ગાળે
ભલે ભીખ છોકરાં માગે, ન કિન્તુ ચા વિના ચાલે ૧૧

ભલે તનની બિમારી હો, ભલે ધનની ખુવારી હો.
નહીં છોડે તને કોઇ, ભલેને મોંઘવારી હો. ૧૨

ભલે દુકાળ હો દુધનો, ભલેને ખાંડ સાકરનો;
નહીં છોડે તને ચા જ્યાં સુધી છે સ્વાસ આખરનો ૧૩

કરે જઠરાગ્નિને મંદી, ભગિત જેવા ભમાવે છે,
હરી લે લોહી તું તનથી, ખીસાં ખાલી કરાવે છે. ૧૪

બનાવી દુનિયાને તેં, બહુ બેલાની દિવાની;
ગુણો દેખી ઘણા આવા, દઉં ઉપમા તને શાની? ૧૫

સુખે દુઃખે સદા મુખે, મુખે તારા ગુણો ગાયા;
ભલે માનો નહીં માનો, ખરે આ રક્ષમી માયા ૧૬

૨.

## "અનુભવસિદ્ધ ચા"ના ગુણદોષ.

સંકલ્પ વિકલ્પથી રહીત થઇ નીંદ્રાદેવીની ગોદમાં પડેલો બાહ્ય ઉપાધીથી મુક્ત થયેલો આરામ કરતો હતો. મનને કોઇનું આકર્ષણ થવાથી અથવા તેમાં ક્ષોભ થવાથી એકદમ ઝબકીને ઉઠયો ને નીંદ્રાદેવીની ગોદમાંથી પથારીમાં પડયો તે વખતે દુર્જનોના હૃદય સમાન ચારે બાજુએ અંધકાર વ્યાપેલો હતો. આકાશમાં તારામંડળ અને નક્ષત્ર પણ ભ્રમણ કરતા જણાતા હતા જેમ તેમનું કંઇ ખોવાઈ ગયુ હોય અથવા તો કોઇની તપાસમાં નીકળ્યા હોય એક મંદ સ્થીર ગતિથી ચાલ્યા જતા હતા, કોણ જાણે તેઓએ શું ખોયુ છે કે જેની તપાસ અનાદિ કાળથી તે આજ સુધી કર્યા કરે છે, ને તેઓ કયાં સુધી એમને એમ ભ્રમણ કરશે તે કહી શકાય નહિ. તે વખતે ઘડીયાળે તેમાંથી વધારેમાં વધારે જેટલા વગાડી શકાય તેટલા વગાડી બે કાંટા જે ચાર કલાકની મુસાફરી કરી ક્ષણ માત્ર માટે ભેગા થએલા હતા તેમને છુટા પડવાનો ખબર આપી કારણકે કપાળુ જનો કોઇને ભેગા જોઇ શકતા નથી. હજુ તે બન્ને કાંટાઓએ કંઇ પણ વાત કરી ન હતી એટલામાં બાર વખત ટંન ટનનો અવાજ સાંભળી તેમને છુટા પડવાની ફરજ પડી તે વખતે કોઇ બે જણ આપસમાં ધીમે પણ સ્પષ્ટ અવાજથી વાતો કરતા હોય એમ મને લાગવાથી મેં મારી વૃત્તિ સહજ તે તરફ રોકી. કારણકે કુદરતે રાત અમુક પ્રાણીઓ સીવાય બાકીના તમામ પ્રાણીઓના આરામ માટે સરજેલી છે. તેનો લાભ કોઇ ન લે એતો ખાસ કારણ વગર બનેજ નહિ. ક્ષણ વારમાં હું જાણી શકયો કે આજ મારે ત્યાં એક સદ્‌ગૃહસ્થ, શ્રીમંત, રાજ્યખાતામાં કુશળ અમલ ચલાવનારા બારોટ પોતાના કુટુંબ સાથે મહેમાન છે; અને તેમનો સુવાનો બંદોબસ્ત મારા જોડના રૂમમાંજ કરવામાં આવ્યો છે. વાડી, બગીચા અને અપ-ટુ-ડેટ ફરનીચરવાળા બંગલામાં સુઇ રહેવાવાળાને ઘમ ફેર થવાથી બીજી જગ્યાએ ઉંઘ ન આવે એ સ્વાભાવિક છે એમ મેં ધાર્યું. તમે જાગો છો કે? એમ કોઇ પ્રશ્ન કરતું હોય એમ મને સંભળાયું.

ઊંઘ આવી છેજ કોને એવો સામેથી ઉત્તર મળ્યો. મેં પણ ઊંઘ આવવા માટે ઘણુંએ પ્રયત્ન કર્યો પણ ઊંઘ આવીજ નહિ. છેવટે મેં તમને બોલાવ્યા.

અહીંયા માંકણ, ચાંચણ અગર બીજી કોઈ પણ જાતનો ઉપદ્રવ નથી. છતાં ઊંઘ ન

આવી એનું કારણ માત્ર ચ્હાનોજ પ્રતાપ છે. આપણી દસ વાગ્યે ચ્હા પીવાની ટેવ તે આજે તે વખતે મળી નથી; તેથીજ હાડકાં તુટે છે, આળસ આવે છે, અંગ ભારે થઇ ગયું છે, અને આંખોના ડોળા તણાઇ જાય છે. જ્યારે જ્યારે ચ્હા મને મળતી નથી ત્યારે ત્યારે મારી આવીજ વલે થાય છે.

તે પછી તેઓ ધીમે ધીમે વાતો કરતા હતા; અને પાણી વગર જેમ માછલાં તરફડે છે તેમ તેઓ પથારી ઉપર તરફડીયાં ખાતા હતા. અને બીજી બાજુ મારી પણ એજ દશા થઇ, મને પણ ફરીને ઉંઘ ન આવી તે નજ આવી. બેની ઊંઘ ખોનાર વસ્તુ એકજ હતી. પણ તે સંબંધી બેના વીચાર જુદા જુદા હતા. તેઓ લોકોને ચ્હા મળી નહોતી, તેથી તેની ચાહના ને ઇચ્છા હતી. મેં તેનાથી થતી હાનીઓ અને નુકશાન. સાંભળેલાં, જોયેલાં અને અનુભવસિદ્ધ કરેલાં તેથી તે પ્રત્યે તીરસ્કાર હતો. ચ્હા પીનારની પડોસમાં હું સુઇ રહ્યો તેનાં પ્રાયશ્ચીત મને લાગ્યાં. જે રોજના પીનારને જે દીવસે ચ્હા નહિ મળતી હશે, તે દીવસે તેમની શું વલે થતી હશે તેતો હું કલ્પી પણ ન શકયો. મારા મહેમાન સર્વ પ્રકારે સુખી હતા તેઓને વગર કારણે દુઃખી થતા જોઇ મને ઘણીજ દયા ઉપજી મેં નિશ્ચય કર્યો તે પ્રભાત થતાજ ચ્હાનું વીવેચન કરી તેને છોડવાની દેશ બંધુઓને અપીલ કરીશ. એના એ વિચારમાં અન્તે નીશા જેણે પોતાની અંધકાર મત્તા નીચે અમુક પ્રાણીઓ સિવાય પ્રાણી માત્રને દાબી દીધા હતા, જેની સત્તાના પ્રભાવે પ્રાણીઓ બોલ્યા ચાલ્યા વગર બેભાન અવસ્થામાં પડયાં હતાં, જો કોઇ પ્રાણી માથું ઉચું કરવાની અગર બહાર હાથ પગ હલાવવાનો કોશીસ કરતું તો થંડા પવનના સુસવાટાથી એવું સુચવવામાં આવતું કે કોઇ પણ અવયવ બહાર કહાડશો તો તરત ચડીથી જકડી દેવામાં આવશે, અને જે ભુલચૂકથી ઉભા થશો તો પક્ષાઘાત કે અર્ધાંગ વાયુથી હમેશને માટે પથારીવશ કરવામાં આવશે, તે પોતાની મત્તાના ગાંસડાં પોટલાં બાંધતી દેખાય, અને જે રાત્રીની અંધારી સત્તાનો લાભ લઇ સફેત તારામંડળ આકાશમાં ટમટમી પોતાનું જોબન પ્રકાશી રહ્યું હતું ને નક્ષત્રગણ આમતેમ આવજા કરી રહ્યું હતું. તે હવે ઝાંખા પીળાશ પડતાં અને સત્તાહીન દેખાવા માંડયાં. ઘુવડ, વાગોળ, ચામાચીડી ઈત્યાદિ જેઓ રાત્રીના અંધકારનો ગેરલાભ લઇ કબુતર, ચકલાં, હોલા ઇત્યાદિ નીરપરાધી જીવોને સંતાપી રહ્યાં હતાં અને બીચારાં બળહીન પ્રાણીઓનાં લોહી ચુસવામાં તત્પર થયેલાં એક ઝાડપરથી બીજા ઝાડપર ધુધવાટા કરતાં સંભળાતાં હતાં, તેમની આંખો હવે તેજહીન થવા માંડી, મંદીરોમાંથી ઘંટનાદ, આરતીના ઝનઝનાટ, હરહર મહાદેવની ધ્વની સાથે મસજીદોમાંથી અલ્લા હો અકબર [ ઇશ્વર સૌથી મોટો છે ] ના મારા કાનમાં આવી સુચવતા હતા કે ઉંઘનારાઓ હવે ઉઠો હવે સુઇ રહેવાનો વખત ગયો છે. હવે જે ઉંઘશે તે ખોશે ને જાગશે તે પામશે. હવે થોડીવારમાં સૂર્ય દેવતાનો રાજ્ય અમલ થશે. તે પોતાનાં કીરણો દ્વારા તમામ સીથીલ થઇ ગયેલા અંગને તપાવી તમારી સીથીલતા દૂર કરશે; તમારામાં આળસે જે પ્રવેશ કર્યો છે તેની જગો સ્ફુરતી લેશે, પણ તે પહેલાં તમારે નાહી ધોઇ પોતાનું નીત્ય કર્મ કરી, તૈયાર રહેવું જોઇએ. પણ દીલગીરી આટલીજ છે કે જ્યાં પુજા પાઠ માટે આગમની, તરભાણી, પંચપાત્રના અવાજ આવતા હતા અને પુજા કરવા મેંઢ હાથ ધોવાનો લોટા ખખડતા હતા ત્યાં હવે તેના બદલામાં પ્યાલા રકેબી અને કીટલીના ઝનઝનાટ કર્ણેન્દ્રીયને શીય

થઇ પડયાં છે. નાનાં નાનાં બાળકો પણ આ અનાજથી એવા પરીચિત થઇ ગયાં છે કે પ્યાલા રકેબીના અવાજ કાનમાં પડતાં પથારીમાંથી ઉભાં થાય છે.

મારો ટોમ ( કુતરાનું નામ છે. ) જેને હમેશ ઉઠી, ચાર વાગે બહાર જવાની ટેવ છે અને એવાર્મની ગરજ સારે છે. તેણે બહાર જવા માટે પોતાની ભાષામાં સંજ્ઞા કરી. મેં ઉઠી તેને બહાર જવાની રજા આપી અને નીસ કર્મથો ફારક થઇ ચાની મોહોકાણ મા પથારીમા પડે પડે ગકલ્પ કરેલો તે પુરો કરવાની શરૂઆત કરી. તે પહેલાં મને વીચાર આવ્યો કે આમાં કોઇ અમુક પ્રકારની શક્તિ તો ખરી જેમ સવારે ઉઠતાં વાંત તેના ભક્તજનો તેની આગતા સ્વાગતા અને પુજા કરવામાં રોકાય છે, તેમ હું પણ ભાવે કે કભાવે તેમની ચર્ચામા રોકાયો. આડી અવળી વાતો કોરે મુકી હવે મારા દેશબંધુઓનું ધ્યાન આ બાજુ ખેંચું છુ.

## ચાનાં નામ.

સંસ્કૃતમાં ચાહ, હીંદીમાં ચા, બંગાલીમાં ચાહ, મરેઠીમાં ચાહ્ના, ગુજરાતીમાં ચા, અંગ્રેજીમાં ટી, લેટીનમાં થી, ફારસીમાં ચાખતાઇ, અરબીમાં સા અગર શા કહેવામાં આવે છે.

આ મૂળ પેદાશ ચીન દેશની છે. ચીનમાં ચાને ટા કહે છે. હીંદી, બંગાલી, મરેઠી, ગુજરાતીવાળાઓએ ટ ને ચ સાથે બદલી નાખ્યો છે. અંગ્રેજીમાં ટા નો ટી અને લેટીનવાળાએ ટા નો થી એમજ દરેક દેશવાળાઓએ પોતાની સગવડ પ્રમાણે બોલવામાં તખલીફ ન પડે એવો નામમા ફેરફાર કરી લીધો. ચા એટલી બધી પ્રસિદ્ધ અને જાણીતી થઇ પડી છે કે તેની વધારે ઓળખાણ આપવાની જરૂર રહેતી નથી તેના નામ અને સ્વાદથી અપરીચિત હોય એવા ભાગ્યેજ કોઇક નીકળશે. એક હલકોમાં હલકી જાતિમાથી લઇ ઉંચામાં ઉંચી જાત સુધાં દરેકના ઘરમા ચાનો રીવાજ, ચાનો પ્રચાર, ચાનું ચલણ એટલું બધું પ્રસરી ગયુ છે કે ચા પીધા વગર કોઇ વાતની સુઝ કે કોઈ કામનો ઉકેલ પડતોજ નથી. અને કેટલાક તો એના એટલા બધા આધીન થઇ પડયા છે કે ચાને સલામી આપ્યા વગર જો તેઓ બાજરૂમાં જાય તો ત્યાથી તેમને પીઘે મ્હોડે પાછું આવવું પડે છે, અને બાજરૂ બહાર આની એક મોટો નીસાસો નાંખવો પડે છે કેકમારૂં એટું ચા પીધા વગર ગયા તો દિશા ઉતરીજ નહિ

ચાનો ટાઇમ થઇ ગયો હોય અને ચા આવવામાં વાર લાગી હોય તો ન્યાયાધીશના હાથમાંથી કલમ ઢીલી પડી જાય છે. વકીલ અસીલના બચાવની દલીલ કરવા ભુલી જાય છે. સાક્ષીઓ જુબાની આપતી વખત લથડીઆં ખાય છે. ગમે તેવો મહત્વનો કેસ ચાલતો હોય, ગમે તે અગત્યની સાક્ષી લેવાતી હોય તો પણ ચાનો વખત થયો કે કેસ બંધ રાખી ન્યાયાધીશને ચેમ્બરમાં જવાની, વકીલોને રૂમમાં અને સાક્ષીઓને ઉપાહાર ગૃહમાં જવાની ફરજ પડે છે.

શેઠ ગાદી ઉપર બેઠા બેઠા ઝોકાં ખાય છે. મુનીમને રોજમેળમાં ભૂલ થાય છે, અને ગમાસ્તા ઉંચા નીચા થયા કરે છે. તે સર્વનું કારણ ચાનો વીલંબજ છે.

આવી એનું કારણ માત્ર ચ્હાનોજ પ્રતાપ છે. આપણી દસ વાગ્યે ચ્હા પીવાની ટેવ તે આજે તે વખતે મળી નથી; તેથીજ હાડકાં તુટે છે, આળસ આવે છે, અંગ ભારે થઇ ગયું છે, અને આંખોના ડોળા તણાઇ જાય છે. જ્યારે જ્યારે ચ્હા મને મળતી નથી ત્યારે ત્યારે મારી આવીજ વલે થાય છે.

તે પછી તેઓ ધીમે ધીમે વાતો કરતા હતા; અને પાણી વગર જેમ માછલાં તરફડે છે તેમ તેઓ પથારી ઉપર તરફડીયાં ખાતા હતા. અને બીજી બાજુ મારી પણ એજ દશા થઇ, મને પણ ફરીને ઉંઘ ન આવી તે નજ આવી. બેની ઊંઘ ખોનાર વસ્તુ એકજ હતી. પણ તે સંબંધી બેના વીચાર જુદા જુદા હતા. તેઓ લોકોને ચ્હા મળી નહોતી, તેથી તેની ચાહના ને ઇચ્છા હતી. મેં તેનાથી થતી હાનીઓ અને નુકશાન સાંભળેલાં, જોએલાં અને અનુભવસિદ્ધ કરેલાં તેથી તે પ્રત્યે તીરસ્કાર હતો. ચ્હા પીનારની પડોસમાં હું સુઇ રહ્યો તેનાં પ્રાયશ્ચીત મને લાગ્યાં. જે રોજના પીનારને જે દીવસે ચ્હા નહિ મળતી હશે, તે દીવસે તેમની શું વલે થતી હશે તેતો હું કલ્પી પણ ન શકયો. મારા મહેમાન સર્વ પ્રકારે સુખી હતા તેઓને વગર કારણે દુઃખી થતા જોઇ મને ઘણીજ દયા ઉપજી

ઇત્યાદિ નીનાશકારક [illegible] ફરી તેને છોડવાની દેશ બંધુઓને પ્રકૃતમાંથી પસાર થાય છે ત્યારે ટેનીન નામનું જે ઝેર તારામાં રહેલું છે તેના પ્રકૃતનો પર બાઝે છે. જેના પરીણામે લોહીમાંથી શ્વેત રજકણ ઓછાં થઇ શરીર ફીકું થવા પામે છે. અન્તે પાન્ડુ આદિ ભયંકર રોગોમાં ગપડાઇ જાય છે. ઉછરતાં બાળકો અને બાળકીઓ જેના ઉપર ભવિષ્યનો આધાર રહેલો છે, જેનો રંગ ગુલાબના ફુલ જેવો હોવો જોઇએ, તે ફીક્કા ફક્ક જેવા જણાય છે. ગુલાબના ફુલ ઉપર જેમ હીમ પડવાથી જે અસર થાય છે તેવીજ અસર ભારતભૂમિના ગુલાબના ફુલ જેવા બાળક બાળકીઓ ઉપર આની અસર થાય છે. મનુષ્ય જે પોતાને સર્વથી ઉત્તમ અને બુદ્ધિશાળી ગણે છે, ભયંકરમાં ભયંકર પ્રાણીઓને પોતાની વશમા રાખી શકે છે, ઇશ્વરીય અંશ હોવાનું અભિમાન ધરાવે છે, ને ઘણી વખત તો સાક્ષાત પરમાત્મા સ્વરૂપજ બની જાય છે. જ્યારે તેજ મનુષ્યને એક જીવ જડવસ્તુ ( ચા ) ને આધિન જોઇએ છીએ ત્યારે તેના મિથ્યા અભિમાન ઉપર હસવું આવ્યા વગર રહેતુંજ નથી. બીજાઓની સત્તા ન સ્વીકારી, હોમરૂલ અગર સ્વરાજ્ય પ્રાપ્ત કરવું એતો એક વાપરોજ ગણેલો છે, પણ જેઓ એક નજીવી વનસ્પતિની સત્તા નીચેથી નીકળી શકતા નથી તેઓ સ્વતંત્રતા કેવી રીતે ભોગવી શકશે તે સમજી શકાતું નથી.

મારા બધુઓ ને મજારીઓના જાણ બહાર તો નહિજ હોય કે જ્યાં ચાનું વાવેતર થાય છે ત્યાં તમારા ભાઇ બહેનોને તે ઉછેરવામાં પરતંત્રતા અને ગુલામગીરીની જીંદગી ભોગવે છે. તે ચાના બગીચાઓમાં કેટલીએક વખત તો તમારા ભાઇઓનું લોહી પણ રેડાયેલું છે. અને તમારી બહેનોની આબરૂ પણ લુંટાઇ છે. તેઓને આવા દુઃખમાંથી મુક્ત કરાવવા માટે ઘણી ચર્ચા અને લખાણો થઇ ચુકયાં છે. જેમ તમો તમારી આબરૂ સાચવવામાં તત્પર રહો છો, જેમ તમો સ્વતંત્રતા ભોગવવાની ઇચ્છા કરો છો તેમ તમારી બહેનોની આબરૂ સાચવવામાં અને તમારા ભાઇઓને સ્વતંત્રતા અપાવવાના પ્રયત્ન કરવા તો એક બાજુ રહ્યું પણ ઉલટું તમે તેમને પરતંત્ર કરવામાં અને તમારી બહેનોની આબરૂ

લુટાવામાં ઉત્તેજન આપો છો તમારે યાદ રાખવું જોઇએ કે જેમ ગુન્હો કરનાર દોષિત ગણાય છે તેમ ગુન્હેગારને મદદ આપનાર પણ દોષિતજ હોય છે અહીંની કોર્ટમાં નહિ તો પરમાત્માની કોર્ટમાં તો કોઇને બદલો મળ્યા વગર રહેનાર નથી તમે જો આજ ચા પીવાની બંધ કરો, તો પછી વહેપારીઓને ચાના વાવેતર કરવાની આવશ્યકતા રહેની નથી જ્યારે તેનું વાવેતર બંધ થશે ત્યારે તમારા ભાઇ બહેનો જે અત્યાર સુધી ગુલામગીરી ભોગવે છે તે ત્યાંથી મુક્ત થઇ તમને આશીર્વાદ આપશે.

ચા નીમીત્તે તમારા ધનનો કેટલો બધો વ્યય થાય છે તે તરફ તમારૂં ધ્યાન ખેંચું છુ. આર્યાવર્ત્ત વસ્તી આશરે ત્રીસ કરોડની ગણાય તેમાં ઓછામાં ઓછા વીસ કરોડ ચા પીનારા નીકળી આવશે. માણસ દીઠ સરેરાસ બે રૂપીઆ મહીને ચાનો ખર્ચ ગણવામાં આવે તો દર મહીને ચાળીસ કરોડ રૂપીઆનું ખર્ચ થાય છે, અને દર વર્ષે ચાર અબજ એંસી કરોડ રૂપીઆની ગંજાવર રકમ શરીરની હાની ઉપરાંત ચા નીમીત્તે ખર્ચાય છે. આટલી મોટી ગંજાવર રકમ જે નકામી ચા નીમીત્તે ખર્ચાય છે તે રકમ જો કળા કૌશલ્ય વીદ્યા ઉત્તેજન ઇત્યાદિ સારા સારા કાર્યમાં ખર્ચવામાં આવે તો આખા આર્યાવર્ત્તની દરિદ્રતા દુર થાય એમ છે.

કેટલાએક ચાના એવા શોખીન જોવામાં આવે છે કે ઘરમાં ગમે તેટલી વખત ચા પીધી હોય પરંતુ જ્યાં સુધી અમુક વખતે અમુક હોટલ કે અમુક ઉપાહાર ગૃહમાંથી ચા પીવામાં ન આવે ત્યાં સુધી તેમને સંતોષ વળતો નથી તેના માટે પોતાની ખાસ ગાડીઓ જોડાવી મીત્રોને સાથે લઇ બધું કામ ધંધો તે વખતે પડતો મુકી ચા પીવા સારૂ નીકળી પડે છે જે મીત્ર અત્યારે મફતની ગાડીમાં બેસી મફતની ચા પી આવ્યા તે અંતે તેજ હોટલ કે ઉપાહાર ગૃહના ભોગ થઇ પડે છે તેનું કારણ એટલુંજ છે કે તે હોટલ કે ઉપાહાર ગૃહમાં ચાની અંદર અફીણનાં ફીંડવા, ખસખસના ગોનડાં નાખી ઉકાળવામાં આવે છે. એક તો કારેલા, પછી લીંબડે ચડેલાં એક તો ચા પોતે ઝેર અને તેની અંદર ઉકળેલાં અફીણનાં ફીંડવાં, તે પછી પીનારને તાબામાં કે વશ કરવામાં વાર કેટલી? પછી તેજ ચા હોય તો દહાડો વળે નહિ તો આખો દીવસ બગાસાં ખાધા કરો. આવી હોટેલો કે ઉપાહાર ગૃહો જ્યાં આવી હાનિકારક ભેળસેળ કરવામાં આવે છે તેને માટે રાજ્યસત્તાવાળાઓએ તેની બાબત ખાસ પગલાં લેવા જોઇએ, આવી હોટેલો અને ઉપાહાર ગૃહને લગતો એક દાખલો મને સાંભરી આવ્યો છે તે ખાસ વાંચવા જેવો લાગવાથી અત્રે ટાંકી દેવામાં આવે છે.

એક દેશી રાજ્યમાં એક મોટા આગેવાન ઉપર રાજ્યની કંઇ ઇતરાજી થવાથી રાજ્યમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો તેઓએ બ્રીટીશ રાજ્ય તાબેના એક ગામમાં આશ્રય લીધો. પૈસાપાત્ર હોવાથી તે ગામમાં ભવ્ય મકાન બાંધી ઠાઠમાઠથી રહેવા લાગ્યો તે ગામમાં તેના જ્ઞાતિબંધુઓ વધારે પ્રમાણમાં રહેતા હતા અને ખેતીવાડી કરી પોતાનો નિર્વાહ ચલાવતા હતા તે ગૃહસ્થને ત્યાંના રહેવાસીઓ સારા માણસ જાણી મળવા આવતા. તેઓ મળવા આવનારને સારૂ માન આપી અફીણને ચાનો સત્કાર કરતો ના કહેનારને પણ

આગ્રહથી પાતો. તે પ્રમાણે લગટ બે ત્રણ માસ ચાલ્યા પછી પેલા ગામડીઆ લોકો તેટલામાં ચા વીગેરેના પુરેપુરા બંધાણી થયા ત્યારે તે ગૃહસ્થે એકદમ પોતાને ત્યાંથી આ કસુંબો આપવો બંધ કીધો. જ્યારે મફતના આપતા બંધ થયા ત્યારે ગાંડમાથી વેચાતી લઇ પીવાની ફરજ પડી. તે લોકોની આર્થીક સ્થિતિ સારી ન હોવાથી પોતાના ખેતરો અડાણે મુકી ચલાવવું પડ્યું. પણ તે તો ક્યાં સુધી નીભે અને પોતાનાં ખેતરો વેંચવા પડ્યા. તે ખેતર લેનાર કોણ? તેઓને કસુંબાના બંધાણી કરનારજ. જ્યારે તે ગૃહસ્થ આ ગામમાં આવ્યા હતા ત્યારે તેમની પાસે એક તસુ પણ ખેતર ન્હોતું. તે હવે એ ગામમાં બાર આની તેમનાં ખેતરો અને ચાર આની આખા ગામના ખેતરો રહ્યા. મફત ચા કસુંબા પીનારાને પ્રથમ એમ લાગતું નહોતું કે આ મફતની ચીજે અંતે ભીખ માગતા કરશે. આ થોડાં વરસ પહેલાંનોજ બનાવ છે અને હજુ તે ખેતરો ખરીદનાર પણ હયાત છે. મફતની ચા પીનારાને આ દાખલો યાદ રાખવા જેવો છે.

જ્યારે વિદ્વાન વર્ગ આગળ ચાના અવગુણોની વાત નીકળે છે ત્યારે તેઓ આગળથી ઉત્તર આપે છે કે અમે કોઇ દીવસ એકલી ચા પીતા નથી. ચાના અંદર તજ, એલચી વીગેરે બીજા મસાલા નાંખી ચા ઉકાળીએ છીએ. અગર તો કહેવામાં આવે છે કે અમો એકલા દૂધમાં ચા ઉકાળી પીએ છીએ. તેઓ મારા મીત્રોને યાદ રાખવું જોઇએ કે સોમલ અગર વીષ તમે દૂધમાં અગર શીરામાં મેળવી લેશો તોપણ તે પોતાનો અમલ તો બજાવશેજ.

હું ધારૂં છું કે હવે આટલું લખવું સમજુ કે ડાહ્યા માટે બસ થઇ પડશે અને જેના માથામાં ખડ કે ભુસો ભરેલો છે તેને માટે તો આંધળા આગળ દીવા જેવું છે.

મારે કાગદષ્ટિ ન રાખતાં ચામાં શા શા ગુણ છે તે પણ પ્રગટ કરવા જોઇએ પણ તે ચા કંઇ જે પ્રથમ ચીન દેશમાં શહેનશાહે ભેટ તરીકે મોકલેલી જે ઉકાળ્યા પછી લીંમડાનાં પાંદડાં જેવી લાંબી, લીલાશ અને ભૂરાશ રંગના જેવી હતી. જેના સુંઘવાથી મગજમાં તરાવટ આવતી. પણ તે ચા ક્યાં? તેનાં તો હવે આ દેશમાં સ્વપ્નાં પણ આવતાં હશે નહિ. ચીન દેશમાં હજુ પણ ચાળીસ રૂપીએ રતલ સુધીની ચા મળે છે, ને ચા પ્રથમ ચીનમાંથી આવેલી છે તેના ગુણ નીચે પ્રમાણે છે. શરદીની પ્રકૃતિવાળાને તે શક્તિ આપનાર, કફ કહાડનાર, પરસેવો લાવનાર, ખોટી તરસ મટાડનાર, હોજરીની શરદી દૂર કરનાર અને સુગંધ છે, પણ ક્યારે જ્યારે કોઇ વખત દવા તરીકે વાપરવામાં આવે ત્યારે નહિ કે રોજ લેવાથી. આ અસલ ચાના ગુણ છે. ના કે આજકાલ વાપરવામાં આવે છે તેના.

મારા દેશી બંધુઓ અને સંન્નારીઓ આગળ વીવેચન કર્યા પછી ચાને સંબોધી મારા લેખને હું પૂરો કરીશ.

૩.

( કવ્વાલી. )

અરે ચંડાલણી ઓ ચા, હવે તું હીન્દમાંથી જા
અમારી સાવકી માતા, હવે તું હીન્દમાંથી જા

આપણા ઉદ્ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણા શક્તિથી આપણી આધિ વ્યાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે, ત્યારે જ આપણો ઉદ્ધાર સંભવે છે, તે પહેલાં નહિ

### સ્ત્રીઓના શિક્ષક પતિ

જ્યાં સુધી બાળલગ્નની હાંસડી આપણે પહેરવી સરજત હશે, ત્યાં લગી પુરૂષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવું પડશે અને એ શિક્ષણ માત્ર અક્ષરનું જ નહિ, ધીમે ધીમે રાજ્ય પ્રકરણી, સંસાર સુધારાના વિષયોમાં તેઓને પ્રવેશિત કરી શકાય છે આ કરતાં અક્ષરજ્ઞાનની જરૂર જણાતી નથી. આવા પુરૂષે પોતાનું સ્ત્રી પ્રત્યેનું વલણ ફેરવવું પડશે.

### સમાજસેવા.

સમાજસેવા જો ધમાલ, આડંબર વિના કરવામાં આવે તોજ શોભી નીકળે જમણા હાથે થતું કામ ડાબો હાથ ન જાણે, એવી રીતે કરેલીજ સેવા શ્રેષ્ટ છે.

### માણસનો ખરો ધંધો.

માણસજાતનો ખરો ધંધો એજ છે કે તેણે પોતાનું ચારિત્ર્ય ઘડવું કમાવાને અર્થે કંઇ શીખવુંજ પડે એવું નથી જે માણસજાતિનો રસ્તો કદિ છોડતો નથી, તે માણસ ભૂખે મરતો નથી, અને તેવો વખત આવ્યે તે ડરતો નથી.

### ખરી કેળવણી

પરોપકાર કરવો, બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરાએ મોટાઇ ન માની લેવી એ ખરી કેળવણી છે.

### માંદાની સેવા.

માંદા માણસોની સેવા કરવી એના જેવો ઉત્તમ માર્ગ બીજો શો હોય ? ધર્મનો ઘણો સમાવેશ તેમાં થઈ જાય છે

### સાધુસન્તો અને દેશસેવા.

હિંદુસ્તાન સ્વારે નસીબે ધર્મબદ્ધ છે એટલે દેશસેવામાં આ કાળે ધર્મની પરિસીમા છે એ ખ્યાલ ઉત્પન્ન થાય તો ધાર્મિક વૃત્તિવાળા માણસો રાજકીય કામમાં વધુ સંખ્યામાં જોડાય. જે કાળે સાધુસન્તો આ પ્રકરણ હાથમાં લેશે, તે કાળે હિંદુસ્તાન ધાર્યું કાર્ય સહેલથી કરી શકશે, એવી મારી માન્યતા છે.

### રાષ્ટ્રની સેવા.

હું મારા કુટુમ્બની બાગેજ સેવા કરી શકતો હોઉં, તેને વખતે આખા હિંદની સેવા કરવા બહાર પડવા વિચાર કરવો, એ મદ જ કહેવાય ! હું મારા કુટુમ્બનેજ મારા પ્રયત્નનું લક્ષ્ય બનાવવું, અને તેમ કરીને હું એમ માનું કે હું આખા રાષ્ટ્રની સેવા કરૂં છું, અને આખી માણસજાતની સેવા કરૂં છું, તો તે વધારે સારૂં કહેવાય. આમાંજ નમ્રતા છે, આમાંજ પ્રેમ છે.

### બ્રહ્મચર્ય અને દેશસેવા

બ્રહ્મચર્ય એ મહાવ્રત છે, તે વિના મનની ગાડ મજબુત થનાર નથી અબ્રહ્મચર્યથી

માણસ અવીર્યવાન, બાયલો અને હીનો થાય છે જેનું મન વિષયમાં ભમે છે, તેનાથી કશી દોઢ થવાની નથી આ વાત અગણિત દાખલાથી બતાવી શકાય છે ત્યારે ધરમેસારીએ શું કરવું એ સવાલ ઉભો થાય છે પણ તે ઉભો થવાની કશી જરૂર નથી ધર્મસારીએ સંગ કર્યો તે વિષય નથી એમ કોઈ કહી શકતું નથી પ્રજાની ઉત્પત્તિનેજ ખાતર સ્વસ્ત્રીસંગ કહ્યો છે, ત્યારે સત્યાગ્રહીને પ્રજોત્પત્તિની વાસના ન હોવી ઘટે. તેથી સસારી છતાં તે બ્રહ્મચર્ય પાળી શકે છે આ વાત વધારે સ્પષ્ટ કરીને લખવા જેવી નથી ઓનો શો વિચાર છે? કેમ એ બધુ થાય? આ વિચારો ઉત્પન્ન થાય છે, છતા જેને મહાકાર્યમાં ભાગ લેવો છે તેને એ સવાલનુ નિરાકરણ કર્યા વિના છુટકોજ નથી.

## હિંદનું ગૌરવ.

મારી માન્યતા છે કે પૂર્ણતાની પ્રાપ્તિ હિંદમાજ અતિ સુગમ છે.

## ઉત્તમ રાજ્ય

વખતે તમે જાણતા હશો કે હું કોઇ પણ પ્રકારનાં રાજ્યને પસંદ કરતો નથી, મેં અનેકવાર કહ્યુ છે તેમ તેજ રાજ્ય સર્વોત્તમ છે કે જે ઓછામાં ઓછી સત્તા વાપરે છે, અને મને એમ જણાયું છે કે બ્રિટિશ સામ્રાજ્યમાંજ મારા ઉપર કમીમા કમી સત્તા ચલાવવામાં આવશે, અને તેથીજ હું બ્રિટિશ સામ્રાજ્યપ્રતિ વફાદાર રહું છુ.

## નિર્ભયતાની જરૂર.

હિંદના મારા પર્યટન દરમ્યાન મને જણાયુ છે કે હિંદ, શિક્ષિત હિંદ, નિર્બળ કરી નાખે એવા તાપમા ઝકડાઇ ગયુ છે...... ..જાહેરમા બોલવા ટાણે આપણે જે વાતો ઉચ્ચારીએ છીએ તેમાં આપણે ખરેખર માનતા હોતા નથી

મારું સ્વદેશાભિમાન મને એમ નથી શીખવતુ કે મારે દેશી રાજા નીચે તો રૈયત જેમ છુંદાય તેમ છુંદાવા દેવી મારામા બળ હશે તો હું તો દેશી રાજાઓના જુલમ સામે તેમજ ઈંગ્રેજ જુલમ સામે ઝુઝીશ

## સ્વદેશાભિમાનની વ્યાખ્યા

સ્વદેશાભિમાન એટલે હું દેશનું હિત સમજુ છુ જો દેશનુ હિત ઇંગ્રેજને હાથે થતું હોય તો હું આજે ઇંગ્રેજને નમીશ

## ખરૂ દેશાભિમાન.

દ્વેષભાવથી પોતાનું દેશાભિમાન મારે છે, પરન્તુ પ્રેમભાવથી પોતાનુ દેશાભિમાન તારે છે.

## ધર્મ અને પ્રજાનું ઐક્ય

હિંદુસ્તાનમાં ગમે તે ધર્મના માણસ રહી શકે છે તેથી કંઈ તે એક પ્રજા મટનાર નથી. નવા માણસો દાખલ થાય તે પ્રજાભગ નથી કરી શકતા. તેઓ પ્રજામાં મળી જાય છે એમ થાય ત્યારે જ અમુક મૂલક એ પ્રજા ગણાય. તે મૂલકમા બીજા માણસોનો સમાસ કરવાનો ગુણ હોવો જોઇએ. તેવુ હિંદુસ્તાન હતુ અને છે.

## સ્વદેશી.

આપણે સ્વરાજ્યનો રસ લઇ શકીએ તેના પહેલા સ્વદેશી પ્રત્યે આપણને પ્રેમ તો અંગે પણ રામ સુદ્ધાં થવો જોઇએ આપણા કાર્યમાં સ્વદેશીની છાપ નજરે પડવી જોઇએ.

### સ્વદેશી ભાવના

સ્વદેશી આપણામાં રહેલી તે ભાવના છે કે જે આપણને આપણી પાસેની પરિસ્થિતિનો ઉપયોગ કરવા અને તેની સેવા કરવા તથા દૂરની પરિસ્થિતિનો ત્યાગ કરવા પ્રેરે છે.

### અસંતોષ

મી. તુમ કહેતા કે હિંદુસ્તાનમાં અસંતોષ ફેલાવવાની જરૂર છે તે ,અસંતોષ બહુ ઉપયોગી વસ્તુ છે જ્યાં સુધી માણસ પોતાની ચાલુ સ્થિતિમાં રાચી રહે ત્યાં સુધી તેને તેમાંથી નીકળવાનું સમજાવવું એ મુશ્કેલીની વાત છે. તેથી દરેક સુધારાની પૂર્વે અસંતોષ હોવો જ જોઇએ.

### અહિષ્ણુતા.

તમને હિંદના ઉપકારની વાત સાંભળવી નથી ગમતી તે બતાવે છે કે હજુ તમારે સારૂ તો સ્વરાજ્ય છેટે છે. તમારા જેવા ઘણા હિન્દી હોય તો આપણે આઘા જઈ પાછા પડીએ.

### અરજીની મીમાંસા.

બરોબરીઓ માંહોમાંહે અરજી કરે તે તેના વિનયની નિશાની ગણાશે. ગુલામ અરજી કરે તે તેની ગુલામીની નિશાની છે. જે અરજીની પાછળ બળ છે તે બરોબરીઆની અરજી છે; અને તે પોતાની માગણી અરજી રૂપે જાહેર કરે તે તેની ખાનદાની બતાવે છે.

### બળ

બળ તે નિર્ભયતામાં રહેલું છે. શરીરમાં માંસના લોચા બહુ હોવામાં બળ નથી.

### કાયદા.

કાયદા આપણને પસંદ ન હોય તે પ્રમાણે આપણે ચાલવું એવું શિક્ષણ મરદાઈથી વિરૂદ્ધ છે, ધર્મવિરૂદ્ધ છે ને ગુલામીની હદ છે.

### વર્તમાન પત્ર.

છાપાનું કામ, લોકોની લાગણી જાણવી અને તેને પ્રકટ કરવી, એ એક છે; બીજુ કામ લોકોમાં અમુક લાગણીઓ જરૂરની હોય તે પેદા કરવી એ છે, ને ત્રીજું કામ લોકોમાં એબ હોય તો તે ગમે તેટલી મુશ્કેલી પડે તો પણ બેધડક થઇ બતાવવી.

### બહુમતીની પોકળતા

ઘણા માણસોએ કહ્યું તે થોડાએ કબુલ કરવું એ અનીશ્વરી વાર્તા છે, ને તે વહેમ છે. એવા દાખલા હજાર ગણી આવશે જેમાં ઘણાએ કહ્યું તે ખોટું હોય છે ને થોડાએ કહ્યું એજ સાચું હોય છે.

### સત્યાગ્રહીનાં લક્ષણ.

અનુભવે જોઉં છું કે માણસ દેશહિતને કારણે સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ, ગરીબાઇ ધારણ કરવી જોઇએ, સત્યનું તો સેવન કરવું જ પડે, અને તેનામાં અભયતા આવવી જોઇએ.

### દોલતનું વિષ

પૈસો માણસને રાંક બનાવે છે. એવી બીજી વસ્તુ તે દુનીઆમાં વિષય છે. બં ને નિવિષ છે, તેનો દંશ સર્પના દંશ કરતાં ભુંડો છે. સર્પ કરડે ત્યારે દેહ લઇને છુટકો કરે

છે પૈસો અથવા વિષય કરડે છે ત્યારે દેહ, જીવ, મન, બધું વેતા પણ છુટકારો થતો નથી.

### ધનિક.

જેમ મરકાર તેમજ ધનિક, તેને તો સતાવીએ ત્યારેજ તે જાગૃત થાય છે. તેને સતાવવાનું એકજ સાધન છે તે તપશ્ચર્યા છે.

### સંપત્તિમાં નીતિની શિથિલતા

મને લગભગ બીન અપવાદ એવો અનુભવ થયો હતો કે જેની સંપત્તિ વિશેષ હતી, તેની નીતિ પણ તેના પ્રમાણમાં શિથિલ હતી.

આપણા દેશમાં પણ સંપત્તિના હોવાથી ખરા વિકાસને હાનિ પહોચી છે.

### મોજ શોખજ વેઠ કરાવે છે.

આપણે જે વલખા નાખીએ છીએ તે ગેર બાજરીના કે સુધી ધાનના નહિ, પણ ખટ મધુરા સ્વાદ કરવાના, ટાઢ સહન થઈ શકવા પૂરતાં જેવાં તેવા કપડાના નહિ, પણ રેશમ કીનખાબના. જો આ લવરી મૂકી દઈએ તો કુટુંબનાં ભરણ પોષણની ચિંતા થોડી જ રહે છે

### ગરીબાઈની મીઠાશ

જગતને વધારે વિચારૂ છુ તેમ તેમ વધારે સમજાય છે કે તવંગર થવા કરતાં ગરીબ રહેવામા વધારે આશ્વાસન છે

ગરીબાઇના રૂપો વધારે સુંદર અને વધારે મીઠા છે.

### ખોટી ચિંતા એટલે અભિમાન.

જેને વિષે આપણે ઉપાય નથી શોધી શકતા તે સહન કરવુ તમે 'તમારૂં કર્ત્તવ્ય કર્યેજ જશો એટલે તમને સંતોષ રહેશે આપણે આપણી ફરજ બજાવતા છતા આખી દુનિઆ રોબાયા કરશે તેનું કેમ કરવુ ? તેનો વિચાર કરવો એ પણ અભિમાન ગણાય.

### ગુણદૃષ્ટિ.

દૃષ્ટિ કરતા માણસોના ગુણ વિશેષ જુઓ. દૃષ્ટિથી તો આપણે બધા ભર્યા જ છીએ એટલે આપણે માણસોના ગુણ શોધી તેનું જ મનન કરવુ

### માન.

જે માન આપતા ન શીખ્યા તે માન લેવા પામતા નથી.

મોટેરાનું માન ન રાખીએ તો પ્રજાનો નાશ થાય, પણ મોટેરાં પોતાનુ કર્ત્તવ્ય ભૂલે તો પણ પ્રજાનો નાશ થાય મોટાઇ, કેવળ ઉમ્મરમા નથી રહેતી, પણ મોટી ઉમ્મર હોવાથી મળેલા અનુભવમા, જ્ઞાનમા વૃદ્ધિ પામેલ ચતુરાઈમા રહેલી છે કેવળ ઉમ્મરની પૂજા કોઇ કરતું નથી

### વફાદારી.

જૂની ચાગતની સામે થવામા વફાદારી છે, આધળા અમલને વશ થવામાં બેવફાઇ છે,

### મેળાવડા અને પરિષદો.

મેળાવડા અને ભાષણો યોગ્ય સ્થાને અને યોગ્ય વખતે શોભી શકે છે. પણ માત્ર મેળાવડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી.

### સાર્વજનિક સંસ્થા.

આપણી ઘણી ખરી બધી સંસ્થાઓ વિષે વણિકવૃત્તિ વિશેષે જોઇએ છીએ. આ વૃત્તિને ગૌણ રાખી ક્ષત્રિય (સાહસિક) વૃત્તિને, બ્રાહ્મણ (દીર્ઘદૃષ્ટિ) વૃત્તિને, અને મુખ્યત્વે કરીને શુદ્ર (સેવા) વૃત્તિને પ્રધાનપદ આપવાની આવશ્યકતા છે.

### સાર્વજનિક સંસ્થા અને ધન.

મારી તો ખાત્રી છે કે સારાં કાર્યોને સારૂ આ ગરીબ હિંદમાં પણ પૈસો મળી રહે છે. કાર્ય સારૂં છે એમ સાબીત કરવું એ કારભારીનું કામ છે.

### અનાથાશ્રમ

આ બાબતમાં આપણે મુક્તિફોજ પાસેથી બહુ શીખવાનું મળી આવે છે. તેઓ જે અનાથાશ્રમો ચલાવી રહ્યા છે તેને જીવ છે. આપણા (આશ્રમો) પ્રમાણમાં નિર્જીવ છે. તેઓએ હજારો બાળકોને આશ્રય આપ્યા છે ને તેઓને મરદ બનાવ્યા છે.

આશ્રમમાં આપણે મહાન રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણે કેળવણી આપી શકીએ, ઉદ્યોગો શીખવીએ, જે ધંધા નષ્ટ થતા જાય છે તેને બચાવી લઇએ, આવી વ્યવસ્થાને પરિણામે આજના અનાથ બાળકો તે કાલના પોતાના આશ્રમના શિક્ષકો, કારીગરોના નેતા બની શકે છે. આવાં અનાથાશ્રમમાંથી આપણે આપણા વાતાવરણને યોગ્ય એવું હિન્દરક્ષક લશ્કર ઉત્પન્ન કરી શકીએ છીએ.

### શુદ્ધ આનંદનું સ્થાન.

જ્યાં નિર્દોષ બુદ્ધિ છે ત્યાં શુદ્ધ આનંદ છે.

### ખરો સુધારો.

સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે. ફરજ બજાવવી તે તે પાળવી એ છે. નીતિ પાળવી એ આપણા મનને તથા આપણી ઇંદ્રિયોનેવશ રાખવા છે. આ જ " સુ " એટલે સારો "ધારો" છે, તેથી જે વિરૂદ્ધ તે કુધારો છે.

### હાલનો સુધારો.

મારો ખાસ અભિપ્રાય છે કે હિંદુસ્તાન અંગ્રેજથી નહિ, પણ આજ કાલના સુધારા નીચે કચરાયેલું છે. તેની ઝડપમાં તે આવી ગયું છે.

### વિનાશનું મૂળ સ્ખલન.

જ્યાં ઘણું લોકો વગર મોતે મરતા હોય ત્યાં ધર્મનો કર્મનો, આચારનો અભાવ હોવાનો સંભવ છે.

### અંત્યજ વર્ગ.

અંત્યજ વર્ગનો પ્રશ્ન ઓછી અગત્યનો નથી. હિંદુ સમાજમાં જે અધમ દશાને તેઓ પામ્યા છે તેમાંથી તેમનો ઉદ્ધાર કરવો એ હિંદુધર્મ ઉપરનું એક કાળું કલંક દૂર કરવા બરાબર છે.

હિંદુ ધર્મની નિકાળ અતિશયતાનો સાચો દાખલો અંત્યજો તરફનું આપણું વર્તન છે.

## અસ્પશ્યતા અને સ્વરાજ્ય.

આ અસ્પર્શતાના દોષમાંથી આપણે મુક્ત નથી થયા ત્યાં લગી આપણે સ્વરાજ્ય ભોગવવા લાયક છીએ કે નહિ, એ મોટો પ્રશ્ન રહેશે. ગુનામના માલેકો જો સ્વરાજ્ય ભોગવવા લાયક કહી શકાય તો આપણે ભલે હોઇ શકીએ.

અત્યારે હિંદુધર્મ ઉપર ભૂંસી ન શકાય એવી આ એક કાળી ટીલી છે. તે તે કલંક અનાદિ કાળથી ઉતરી આવ્યું છે એમ માનવાને હું ના પાડું છું.

## શાસ્ત્રનો આધાર.

આપણા વર્તનનો બચાવ આપણે ન્યાયપૂર્વક ન કરી શકીએ તો શાસ્ત્રનો આધાર નિરર્થક છે. શાસ્ત્રો બુદ્ધિથી ને નીતિથી પર ન હોઇ શકે. જો બુદ્ધિ અને નીતિનો ત્યાગ કરવામાં આવે તો ગમે તે પાખંડનો ધર્મને નામે બચાવ થઈ શકે.

## આચાર અને વિચારનો ભેદ.

હું બહુ મનન કરતાં જોઉં છું કે આપણી કેટલીક કહેવતો ને આપની શીખામણો કેવળ ધર્મવિરૂદ્ધ છે. જેને મહોપરી પુસ્તક માનીએ છીએ તેને વ્યવહારમાં ફેંકી દઇએ છીએ. જેટલું જોર મારામાં હોય તે બધું આની રહેણી સામે અજમાવવાનો ઉદ્દેશ રાખ્યો છે.

## ધર્મ.

જ્યાં ધર્મ નથી ત્યાં વિદ્યા નથી, લક્ષ્મી નથી, આરોગ્ય નથી. ધર્મ રહિત સ્થિતિ મર્વ શુષ્કતા છે, સર્વ શૂન્યતા છે.

## શત્રુને મ્હાત કરવાની ધર્મ્ય રીત.

શત્રુને મારીને રાજ્ય કરવું એ તુચ્છ ઇચ્છા છે. શત્રુને આપણા મતનો બનાવી તેને મિત્ર બનાવવો એ ધર્મ છે.

## ભયનું પરિણામ.

આપણે આજે નામર્દ છીએ તેનું કારણ આપણને પ્રહાર કરતાં આવડતું નથી, એ નથી, પરન્તુ આપણે મરતાં ડરીએ છીએ, એ છે. જે મરણની ભીતિથી ખરો કે ખોટો ભય આવતા નાસી જાય છે, ત્યાં જે હરઘડી એમ ઇચ્છે છે કે બીજો કોઇ પુરુષ ડરાવનાર પુરૂષનો નાશ કરી ભયને દૂર કરે, તે જૈનધર્મના પ્રચારક મહાવીરનો કે બુદ્ધનો, કે વેદનો અનુયાયી હોઇ ન શકે.

## કાયાનો જુઠો મોહ

એક લક્ષમાં લેવાનું નાના મોટાને બધાને રહ્યું છે તે એ કે, કાયાને આપણે રોકી નથી શકતા તેથી તેને જતી કરી પરમાર્થમાં પરોવાઇ આત્મસિદ્ધિ કરવી.

## લગ્ન.

દેશકાળ વિચારતાં એમ માનું છું કે હાલ તો ઘણા જ થોડા હિંદીએ પરણવાની જરૂર છે. પરણવાનો અર્થ પણ બહુ ઉંડો છે. વિષય ભોગવવાને ખાતર જે માણસ પરણે છે તે પશુ કરતાં પણ હીન છે......આમ વિચારતાં જે પ્રજા હાલ ઉત્પન્ન થાય છે તે વિષયની ઉત્પત્તિ છે. આથી જ પ્રજા હીન અને નાસ્તિક થાય છે તથા રહે છે

### આત્મા.

આત્મા કરતાં દેહ વહાલો ન થવો જોઇએ. જે આત્માને જાણે છે, તે દેહથી જુદો છે એમ જાણે છે. તે દેહની હિંસક રક્ષા નહિ કરે. આ બહુ અઘરું કામ છે પણ જેના સંસ્કાર અતિ પવિત્ર છે તે મહેજે સમજે છે ને તે પ્રમાણે કરે છે દેહમાં રહી તે જ આત્મા સારું અથવા ખરાબ કરી શકે છે એ માન્યતા બહુ ભૂલભરેલી છે ને તેવી માન્યતાથી દુનીઆમાં અઘોર પાપ થયાં છે ને થાય છે.

### કુશળ મોત.

જેને હું કલ્યાણ માનું છું તે કરતા કરતાં જીંદગીનો ભોગ આપવો પડે, તો બીજું કુશળ મોત કયું?

### મરણ.

મરણપર્યંત મારાથી અઘટિત ન થાય એ ઇચ્છવું બસ છે. ને તેમ રખેને થઈ જાય તેની ચિંતા રાખવી ઘટે છે.

### વ્યાયામ.

શરીર આત્માને રહેવાનું સ્થાન હોવાથી તીર્થક્ષેત્ર છે ને તેની સંભાળની જરૂર છે.

### સંગીત.

સંગીતની અસર આપણી ઉપર બહુ થાય છે, એનો આપણને આજેકુમ ખ્યાલ નથી રહ્યો. નહિ તો સંગીત આપણા બાળકોને ગમે તેમ કરીને આપણે આપ્યું હોત. પ્રજા જાગૃતિને સારૂ સંગીતને સ્થાન હોવું જોઇએ.

### ડ્રિલ.

જો કોઇ પણ પાશ્ચાત્ય વસ્તુની નકલ કરવી યોગ્ય હોય તો 'ડ્રિલ'ની નકલ કરવા જેવું છે, એમ મને લાગે છે. એક મિત્રે ટીકા કરેલ કે આપણને ચાલતાં આવડતું જ નથી અને એકઠા થઇને રીતસર ચાલવાની તો સુદ્ધ ખબર નથી આવી ડ્રિલનો કેવળ લડાઈમાં જ ઉપયોગ છે એવું કાંઇ નથી ઘણા પરોપકારી કામોમાં ડ્રિલનો ભારે ઉપયોગ થઇ શકે છે.

### રાષ્ટ્રીય કેળવણી.

સ્વરાજ્ય આજે મળો કે કાલે—રાષ્ટ્રીય કેળવણી વિના તે નિભવાનું નથી.

રાષ્ટ્રીય કેળવણીમાં (૧) શિક્ષણ માતૃભાષાદ્વારા હોય, (૨) શિક્ષણ વચ્ચે ને પર-સંસાર વચ્ચે એકતા અથવા અનુસંધાન હોય, (૩) શિક્ષણ પ્રજાના મોટા સમૂહની હાજતો પુરી પાડનારૂં હોય, (૪) શિક્ષકો પ્રથમ શ્રેણીને મારૂ તો જરૂર ચારિત્રવાન હોય, (૫) શિક્ષણ મફત હોય, (૬) શિક્ષણ ઉપર પ્રજાનો પુરો અંકુશ હોય.

### વિદ્યા.

વિદ્યા ધર્મ વડે જ શોભે છે. સત્ય એ પોતે જ ધર્મ છે અને એને શોભાવવા બીજાની જરૂર પડતી નથી. પણ વિદ્યા એટલે અક્ષરજ્ઞાન હોય તો તેમાં શોભા રહેતી નથી, કારણ કે એ તો માત્ર સાધન રૂપ છે.

### કેળવણી.

કેળવણી એક એવી વસ્તુ છે કે જેને માટે એકલા પૈસાનો નહિ પણ શરીરનોયે ભોગ આપવો પડે છે.

### આત્મજ્ઞાન.

અક્ષરજ્ઞાન મેળવ્યા વિના આત્મજ્ઞાન તદ્દન શક્ય છે.

### કેળવણી.

કેળવણીને આજીવિકાનું દ્વાર ગણવું એ મારી અલ્પમતિ પ્રમાણે તુચ્છ વૃત્તિ છે. આજીવિકાનું દ્વાર–સાધન શરીર છે.

### શિક્ષણનું કાર્ય.

વિદ્યાનું દાન પ્રધાન અને આજીવિકા ગૌણ. જો આટલું પરિવર્તન થાય તો તેટલે દરજ્જે અને માત્ર તેટલેજ દરજ્જે હિંદી પ્રજા કાંઇક મેળવશે.

### કેળવણીનો આદર્શ.

જો ખરા સદ્‌ગુણોનું અનુકરણ તમે કરો, સદ્‌ગુણમય તમારૂં જીવન બની જાય; તો કેળવણીનો મારો આદર્શ તમે પૂર્ણ કર્યો છે. આ ગુણોથી સજ્જ થઇ તમે આલમના કોઇ પણ ખુણે–ખોચરે તમારૂં ગુજરાન મેળવી શકશો, અને આત્મજ્ઞાન–ઇશ્વરજ્ઞાન મેળવવાને રસ્તે ચઢી શકશો.

### શિક્ષણ.

શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ, પરંતુ ચારિત્રની ખીલવણી–ધર્મભાવનાનું ભાન–એ મત મારા સઘળા પ્રકારના વાંચનથી મજબૂત થાય છે.

### ખરો અભ્યાસ.

જે માણસ પોતાની ફરજ બજાવે છે તે સદાયે અભ્યાસ કરે છે.

સારી રહેણી રહેતાં શીખવું એ અભ્યાસ છે, બાકી બધું મિથ્યાભ્યાસ છે.

### શિક્ષક.

પ્રાથમિક શાળાના શિક્ષકો પોતાની શક્તિ ઉપરાંત પરિણામ બતાવી શકે છે, એ આપણી ભવ્ય સભ્યતાનું ફળ છે એમ હું માનું છું.

### કોલેજની ખર્ચાળ વ્યવસ્થા.

મારી માન્યતા છે કે કૉલેજ, હાઇસ્કૂલ વગેરેના શણગારોમાં આ ગરીબ દેશથી ન સહન થઇ શકે એવું ખર્ચ કરવામાં આવે છે. તેને બદલે જો પ્રાથમિક કેળવણી, સૃષ્ટિ-સૌન્દર્યનો કંઇ પણ ખ્યાલ રહેતો હોય અને આરોગ્યની સંભાળ રહેતી હોય એવી જગ્યાએ સુશિક્ષિત, પીઢ અને નીતિમાન શિક્ષકો મારફત આપવામાં આવે તો થોડી મુદતે આપણે ઘણા મહત્ત્વના પરિણામો જોઇ શકીએ.

### ક્ષત્રિત્વ કેળવણી.

આપણી કેળવણીમાં ક્ષત્રિયકળાને સ્થાન નથી. મને પોતાને તે દુઃખની વાત નથી; મેં તો અનાયાસે પ્રાપ્ત થયેલું સુખ માની લીધું છે. પણ પ્રજાને હથીયાર વાપરતાં શીખવું હોય તેને પ્રસંગ મળવો જોઇએ. પણ તે તો કેળવણી ક્રમમાં વિસરાઇ ગયેલું જ જણાય છે.

### ભાષાની શક્તિ

ભાષાઓ તે લોકોના ચારિત્ર્યનું પ્રતિબિંબ છે. દક્ષિણ આફ્રિકાના સીદી લોકોની ભાષા જાણનાર તેઓના રીતરિવાજ વગેરેનું જ્ઞાન મેળવી લે છે. ગુણ કર્મ પ્રમાણે ભાષા બંધાય છે. જે ભાષામાં વીર્ય, સત્ય, દયા આદિ લક્ષણ નહિ હોય તે ભાષામાં વીર, દયાવાન અને સત્યવાદી પુરૂષો નહિ થાય એમ આપણે બેધડકપણે કહી શકીશું; પણ કોઈનું દાબ્યું નથી ચડતું પણ પોતામાં હોય તો કટાઈ ગયેલું છતાં કાટનું આવરણ ઉતર્યે પ્રસરી નીકળે છે. આપણે ઘણા કાળ દાસત્વ ભોગવ્યું છે, તેથી આપણામાં વિનયની અતિશયતા સૂચવનારા શબ્દોનો ભંડાર ઘણો વધારે જોવામાં આવે છે.

### માતૃભાષા.

આપણી શાળાઓ અને વિદ્યાલયો આપણને માતૃભાષાદ્વારા શિક્ષણ આપતી ન થાય ત્યાં સુધી આપણે જંપીને બેસવું નહિ

માતૃભાષાનો નિરાદર માતાના નિરાદર સમાન છે. જે માતૃભાષાનો નિરાદર કરે છે તે સ્વદેશભક્ત કહેવાવાને લાયક નથી

### ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ.

જેમ જેમ આપણો અંગ્રેજી અભ્યાસ વધે છે તેમ તેમ આપણે પ્રજાને ભૂલતા જઈએ છીએ ને તેમને સમજાવવાની શક્તિ ઓછી થતી જાય છે.

મને ઇંગ્રેજી ભાષાનો દ્વેષ નથી. તેમાં અખૂટ ભંડાર ભર્યો છે. તે રાજભાષા છે; [illegible]દ્રવ્યથી ભરેલી છે, પણ બધા હિન્દીઓને તે શીખવાની જરૂર નથી એવી મારી [illegible]ન્યતા છે.

ઇંગ્રેજી ભાષા રાખવાની જરૂર છે એવી માન્યતાને લીધે આપણે ગુલામ બની રહ્યા [illegible]એ. આપણે ખરી દેશસેવા માટે નાલાયક જ થયા છીએ. આમ માનવાની ટેવ આપણને પડી હોત તો આપણે સહજ સમજી શકત કે ઇંગ્રેજી ભાષા શિક્ષણનું વાહન હોવાને [illegible]પે આપણી બુદ્ધિ ( સમજી ) અપંગ થઈ ગઈ છે. આપણે જનસમૂહથી નીરાળા પડી [illegible]યા છીએ. આપણા દેશના મહા સુંદર મગજ પાંજરામાં પૂરાઈ રહ્યાં છે.

### ટીગ્રીનો મોહ.

આપણને ટીગ્રીનો ભારે મોહ છે. ઉત્તીર્ણ થવા ઉપર આપણા જીવનનો આધાર રાખીએ છીએ. આખી પ્રજાને નુકશાન થાય છે. ટીગ્રી એ સરકારી નોકરીઆત વર્ગને જ કામની છે, એ આપણે ભૂલી જઈએ છીએ. પણ પ્રજાની ઇમારત કંઈ નોકરીઆત વર્ગ પર ચણવાની નથી.

### પશ્ચિમની કેળવણી.

જેઓ પશ્ચિમની કેળવણી પામ્યા છે, ને તેના પાસમાં જે આવ્યા છે તે જ ગુલામીમાં ઘેરાયા છે.

### ઇતિહાસની કીંમત.

તવારિખમાં ન જોયું હોય તે ન બને એમ માનવું એ દીનપણું છે જે વાત આપણી

## વિદ્યાર્થી.

વિદ્યાર્થીઓએ પક્ષાપક્ષથી દૂર રહેવું જોઇએ. તટસ્થ રહીને પ્રજાના બધા આગેવાનો તરફ પૂજ્ય ભાવ રાખવાની આવશ્યકતા છે આગેવાનોના ગુણુદોષની મરખામણી કરવાનું કાર્ય નથી. વિદ્યાર્થી તો ગુણગ્રાહી જ છે તે ગુણની પૂજા કરે છે.

## વિદ્યાર્થી અને રાજનીતિ.

વિદ્યાર્થી વર્ગ આપણા દેશની રાજનીતિના વિષયો ઉપર જાહેર સભાઓમાં ભાષણો આપે એ મારે મને તો પ્રજાની પ્રગતિનું ખાસ સારૂં ચિન્હ નથી; પરંતુ તેથી એમ નથી સમજવાનું કે તમારે તમારા વિદ્યાર્થીજીવન દરમ્યાન રાજનીતિનો અભ્યાસ ન કરવો. રાજનીતિ એ આપણાં જીવનનું એક અંગ છે. આપણે આપણી રાષ્ટ્રીય સંસ્થાઓ સમજવી જોઇએ, આપણી રાષ્ટ્રીય પ્રગતિ અને તે બધી બાબતો જાણવી જોઇએ.

## વિદ્યાર્થી અને પોષક તત્વ

આજે તો આમ થાય છે, રાજકીય જીવનનો ઘણો ભાગ વિદ્યાર્થીજીવનમાં જ હોય. છે, જ્યારથી વિદ્યાર્થીઓ કૉલેજ છોડી જાય છે અને વિદ્યાર્થી મટી જાય છે, ત્યારથી તેઓ અન્ધકારમાં પડી જાય છે, અને તેઓ કંગાળ અને તુચ્છ પગારની નોકરી શોધે છે. તેઓની અભિલાષાઓ વધારે ઉંચી જઈ શકતી નથી, ઇશ્વરવિષે તેઓ કંઇ જાણતા નથી; તેઓને પોષક તત્ત્વની—સ્વતંત્રતાની—માહિતી હોતી નથી.

## માબાપની ફરજ.

આપણે આપણા છોકરાંઓને ખોરાક કે વસ્ત્ર આપવાની આપણી ફરજ સમજીએ છીએ તેવી જ રીતે કેળવણી આપવી તે પણ પ્રત્યેક માબાપની ફરજ સમજવાની છે.

## ખરૂં સ્વરાજ્ય

આપણે આપણી ઉપર રાજ્ય ભોગવીએ તેજ સ્વરાજ્ય છે, અને એ સ્વરાજ્ય આપણી હથેળીમાં છે

## સ્વરાજ્ય

બેમાંથી (સત્યાગ્રહ અને શસ્ત્રક્રિયા) એકે વિના સ્વરાજ્યનો કે લોકોની જાગૃતિનો સંભવ નથી. ક્રિયા વિના મળેલું 'સ્વરાજ્ય' સ્વરાજ નહિ હોય. લોકોની ઉપર એવા સ્વરાજની અસર કંઇ જ ન થઇ શકે. પોતાનું બળ અનુભવ્યા વિના કદિ જાગૃતિ થવાની જ નથી. આગેવાન ગમે તે કહે, સરકાર ગમે તેમ મથે, છતા જો તેઓ અને આપણે બધા સત્યાગ્રહને પ્રધાનપદ ન આપીએ તો શસ્ત્રક્રિયાનું જોર તેની મેળે જ વધશે.

સત્યનો ત્યાગ કરવાથી હિંદુસ્તાનને સ્વરાજ્ય મળતુ હોય તો તે નકામું છે. તેમાં છેવટે પ્રજાનો નાશજ છે.

## બાહ્ય અને આંતરિક પ્રવૃત્તિનો મેળ.

આપણી ચળવળ બેવડી હોવી જોઇએ સરકારને અરજીઓ ભલે કરાય, વડી ધારાસભામાં ભલે હક મંગાય, પણ આ કાર્યો કરતાં લોકજાગૃતિને સારૂ આંતરિક ચળવળની વધારે અગત્ય છે, બાહ્ય પ્રવૃત્તિમાં દંભ, સ્વાર્થ વિગેરે દાખલ થવાનો સંભવ છે, આંત-

રિક પ્રવૃત્તિમાં તેમ થવાનો ઘણો ઓછો સંભવ છે. આંતરિક પ્રવૃત્તિ વિના બાહ્ય પ્રવૃત્તિ શોભશે નહિ, એટલુંજ નહિ પણ તે નિરર્થક જવાનો સંભવ છે.

### ભૂલ કરવામાં રહેલી સુધારણા.

જેને ભૂલ કરવાનો હક નથી તે કદિ સુધારો કરી શકવાના નથી. ભૂલ કરવાની છૂટ અને તે સુધારવાની સત્તા એજ સ્વરાજ્યની વ્યાખ્યા છે.

### એકાગ્રતા.

એક કામ પૂરૂં ન થયું હોય ત્યાં સુધી તેને માટેજ જીવવું અને તેને માટેજ મરવું એ મારો સિદ્ધાંત છે.

### ન્યાયવૃત્તિ.

આપણી સ્વતંત્રતા આપણે ચહાતા હોઇએ તો બીજાની છીનવી લેવાનો આપણને અધિકાર નથી.

### ઈંગ્રેજ પ્રજા.

ઈંગ્રેજ પ્રજા સાહસિક છે, તેનામાં ધાર્મિક વૃત્તિ રહેલી છે. તેનામાં પોતાને વિષે અડગ શ્રદ્ધા છે, તે વીરોની પ્રજા છે, તે સ્વતંત્રતા સાધે છે, પણ તેનામાં વ્યાપારવૃત્તિ પ્રધાનપદ ભોગવે છે. લક્ષ્મી સંપાદન કરતાં હમેશાં સાધનની યોગ્યતા અયોગ્યતા વિષે તેણે વિચાર નથી કર્યો.

અંગ્રેજ પ્રજા સાહસિક છે, એ કેવળ તેના પશુબળથી જ નથી. તેનામાં કળા છે, કૌશલ્ય છે, દીર્ઘ દષ્ટિ છે, ચતુરાઇ છે, ડહાપણ છે.

અંગ્રેજ પ્રજાએ ઘણા પુણ્ય કાર્યો કર્યાં છે, તેને સારુ પ્રભુ તેનું ભલું કરો! પણ અંગ્રેજ પ્રજાને નામે ઇંગ્રેજી અધિકારીઓએ હિંદુસ્તાનને શસ્ત્રરહિત કરી જે અઘોર પાપ કર્યું છે તે જો હજુ અધિકારી વર્ગ નહિ ચેતે તો તેના બધા પુણ્યને ધોઈ નાંખશે.

### બ્રિટિશ સામ્રાજ્ય.

બ્રિટિશ સામ્રાજ્યના જે અમુક આદર્શો છે તેને હું ચાહું છું, અને તેમાંનો એક આદર્શ આ છે કે બ્રિટિશ સામ્રાજ્યની દરેક પ્રજા પોતાની શક્તિનો ઉપયોગ, પોતાની પ્રતિષ્ઠાનું રક્ષણ, અને પોતાના અન્તઃકરણને અનુકુળ આચરણ કરવામાં પૂરેપૂરી છૂટ ભોગવે. મને લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્ય માટે આમ કહેવું વ્યાજબી છે, પરન્તુ બીજા કોઇ રાજ્ય માટે તેમ કહી શકાય નહિ.

### ખરૂં હિંદુસ્તાન.

જ્યારે હિંદુસ્તાન ઇંગ્રેજી બનશે ત્યારે તે હિંદુસ્તાન નહિ કહેવાય; પણ ખરેખરૂં ઇંગ્લીશસ્થાન કહેવાશે.

જો હિંદુસ્તાન અંગ્રેજ પ્રજાથી નકલ કરે તો હિંદુસ્તાન પાયમાલ થઇ જાય એમ મારો તો ખાસ વિચાર છે.

### હિંદ અને ઇંગ્લાંડનો સંબંધ.

ઇગ્લાંડે પોતાની નીતિ જાહેર કરી છે કે હિંદીઓના હિત માટેજ તે હિંદને સંભાળે છે.

# वार्तालहरी.

## વિમલા.

લેખક:—બ્હેન શ્રી શાન્તિ સી બરફીવાલા.

### ૧.

બી બી. એન્ડ સી આઇ. નું પ્રચંડ એન્જીન અતિ વેગથી ધસ્યું જાય છે. ટ્રેનમાં ગીરદી સાધારણ છે. બીજા વર્ગના એક ડબ્બામા એક મુસાફર એકલો બેઠો બેઠો કાંઇ વિચારમા ગરક થયો હોય તેમ લાગે છે, કંઇક ઉદાસી પણ છે. મનુષ્ય જ્યારે એકલો હોય ત્યારે તેને વિચારો આવે એ સ્વાભાવિક છે. એ મુસાફરના મ્હો પરથી લાગતું હતું કે, તેના વિચારો ટ્રેનના વેગને પણ હઠાવી દેતા હતા, તે મનમા ન સમાતા શબ્દ રૂપે તેનાં મુખમાથી સરી પડવા લાગ્યા—" મને એટલો જલદી કેમ બોલાવ્યો ? શુ, કોઇ માંદું પડયુ હશે ? મુબઇ છોડયાનિ હજુ તો એક અઠવાડીયુ પણ પુરૂ થયુ નથી—અને તાર ! એવું અગત્યનુ તે શુ કામ હશે ? એના વિનોદી સ્વભાવ પ્રમાણેનું તો કંઈ આ ધતીંગ ઉભુ ન કર્યું હોય ? ના, ના, એવી તો મશ્કરી ન કરે. ત્યારે તાર કરી બોલાવવાનું શુ પ્રયોજન ? વિનોદી વિનોદ, આ કંઇ ત્હારા વિનોદનુ તો પરિણામ નથી ને ? આજે આ ટ્રેન પણ ધીમી ચાલતી હોય તેમ લાગે છે. હા, પણ કેટલા વાગ્યા હશે ? જોઉ તો ખરો ! એમ કહી તેણે ઘડિયાલ કાઢી જોયુ તો બપોરના બેનો સુમાર હતો.

આમરે પાએક કલાક પસાર થયો હશે એટલામાં એન્જીને સીટી મારી અને છુ છુ છરરર ..છુ કરતી કે ટ્રેન સુરતના ભવ્ય સ્ટેશને જરાએક થાક લેવા થોભી પેસેન્જરો ચ્હડવા ઉતરવાની ધમાલ કરવા લાગ્યા. સ્ટેશન પર ગીરદી ઘણી હતી તેમાં વળી બરફી ઇ—ઇ. ઘારી ઇ—ઇ—ઇ. બેએ—એ—મણીઆ ચા. સેવ, ભજીઆ—આ. વિગેરેની બૂમો પાડી પેસેન્જરોને ગભરાવી નાખતાં, પહાડી ઘાંટાવાળા વેચનારાઓ પોતા તરફ લક્ષ્ય આપવાની ફરજ પાડતા હતા. સુરતના વતનીઓ તો તેઓનો અનાદરજ કરતા, પણ દૂરથી આવેલા પેસેન્જરો સુધા શાત્યર્થે અથવા સુરતી બરફી, ઘારીની ખ્યાતિથી મોહીને યા રડતા બાલકોને છાનાં રાખવા—તેમ નહીં કરી શકવાથી, એ ! ઘારીવાળા ! ઓ ! ભજીઆવાળા ! અરે, એ ! ચાહવાળા ! આમ આવ ! આમ આવની જુદી જુદી બૂમો પાડતાં હતા. કોઇ વળી ' ધર્મ ચુસ્ત છીએ ' એમ દેખાડવા ' બેમણીઆ ' ચાહવાળાને ધમકાવી પૂછતાં " કેમ, અલ્યા ! કાંઇ વટાળવાનો વિચાર છે કે શુ ? દેખાય છે તો ઘાંચીના છોકરા જેવો, ચલ, જા ત્હારી ચાહ નથી જોઇતી."

" નહીં રે ' સાબ ', જુઓને આ જનોઇ પણ છે ને ! કેમ, આપુ એક કપ ? "

" ચાલ, લાવ ત્યારે, " કહી પેટુબાને ભોગ ધરાવાતો હતો. પેલો એકલવાયો મુસાફર જરા સ્ટેશન પર ઉતર્યો, મ્હો ધોઇ પાણી પી પાછો ડબ્બા પાસે આવ્યો, જોયુ તો ત્રણ ચાર

માણુસો પોતાના ડબ્બામાં સામાન ગોઠવવાની ધડભાંજ કરી રહ્યા હતા મુસાફર તો પોતાની જગ્યાએ જઈને બેસી ગયો પેલા ત્રણ ચાર માણુસોમાંથી એકને બૂમ પાડતાં સાંભળ્યો —" પાનાચંદશા ! ઓ ! પાનાચંદશા . આવો, આવો ! અહીં જગ્યા છે. "

" કોણુ, નેમચંદશા કે ! તમે પણ મુંબઇ જાઓ છો કે શું ? " એમ બોલતાં બોલતા પાનાચંદશાની પધરામણી થઇ ગઇ. ઘંટ થયો, ટ્રેનને ઉપડવાની તૈયારી થઇ. એક-ગૃહસ્થ હાંફલો ફાંફલો જલદી જલદી મજૂર કને ટ્રંક ઉપડાવી આવતો દેખાયો. નેમચંદશા-વાળા ડબ્બામાં જગ્યા જોઇ ચઢી ગયો, કે ટ્રેન ઉપડી. " અરે ! શેઠ, ચહાના પૈસા આપો " આ પૈસો ખોટો છે બીજો આપો ! " ચહાનુ કપ રહી ગયુ છે તે આપી દો ! " વિગેરે જુદી જુદી બૂમો પડતી સંભળાઈ. કોઇકે સાંભળી અને કોઇ તો વળી સાંભળેજ શેના ! ટ્રેન સ્ટેશનથી જુદી પડી કે બૂમો પણ વિરામ પામી

નેમચંદશાએ વાત ઉપાડી—" પાનાચંદશા, આજે કંઈ તમે મોડા થઇ ગયા ? "

પાનાચંદ—" શુ કરીએ ભાઈ ! કોઇ એક વાત છે ? શાળી,હજાર પંચાત ! આ સ્હવારના બજારમાં ગયા પછી ત્યાંથી આવી એક બે સગાને મળવા ગયા. જમ્યા કર્યા એટલે આ બાધ મૂકમાં વખત પસાર. મળવા ન જઇએ તો કહેશે કે સાથે પોટલુ વળગે તે બ્હીકેજ મળવા ન આવ્યા. અને ચાર બેપૈં હોય ત્યારે કહી સંભળાવે કે-મ્હારે ફલાણા ભાઇને આમ મોકલવુ હતુ અને ઢીકણા ભાઇને તેમ મોકલવુ હતુ તે પેલા ભાઇ નહી આવ્યા એટલે રહી ગયુ આજે ચાટે પણ બહુવાર લાગી તો ! "

નેમચંદ —" પાપડીનો મ્હોટકાણમા વાર લાગી હશે, ખરૂ કની ? "

પાનાચંદ —" હા, મ્હારા મામાના છોકરાનાં લગ્ન હતાં, તે આ એક અઠવાડીયું થયુ આવ્યા છીએ. એટલા દિવસ પાપડી ખાધી પણ કતારગામની પાપડી ખાતાં તે કંઇ સંતોષ થાય ? થોડી સાથે રાખી લીધી. થોડો કગોદનો રતાળુ પણ લીધો. મુંબઇ જઇ એકાદવાર ' ઉંધીયુ ઉડાવીશુ "

તલકચંદ —" પણ તમને આજે કતારગામની પાપડી નહી મળી હોય. હું લેવા ગયો ત્યારે સાત શેરેક પડીની તે મે લઇ લીધી. બીજી જોઇતી હતી પણ આખ્ખા ચૌટામા નહોતી ' ભાવ ' ની તો ઘણી હતી પણ તેને શું કરે ? "

પાનાચંદ—" ના. હું ગયો ત્યાર તો નહોતી દેખાતી, પણ જરા આમ તેમ ફરતો હતો એટલામાં એક માણુસને કતારગામની પાપડીથી ભરેલો ટોપલો લઇને આવતાં જોયો. હું ભાવ ઠરાવતો હતો એટલામાં એક વાણિયો આવ્યો તેણે પાપડીવાળા પાસે આઠ પૈસે શેર પાપડી માંગી પણ પેલો હા કહે તે પહેલાજ ત્રણ પૈસા આપવાના ઠરાવી આખ્ખો ટોપલોજ ઉપડાવી લીધો. એથી તે વાણીયો ગાળ દેતો દેતો ગયો, કહે કે—' આ જઇનડા એજ બજાર બગાડી મૂકે છે. તાજું તાજુ શાક સસ્તુ હોય પણ એના પગલાં બજારમા થવા જોઇએ, કે પત્યું ! મ્હો માગ્યા પૈસા આપી લઇજ લેવાના, જાણે કે એના બાપનોજ બજાર તો ! " આપણે તો એને એમ બબડતો ફફડતો મૂકીને પાપડી લઈ ચાલતા થયા."

આવીજ બધી શાકભાજીની વાતો તેઓમાં ચાલતી. તે પણ એવા રસથી કે, જાણે હમણાંજ તે બધી ચીજોનો આસ્વાદ લેતા હોય! આ વાતો પેલો મુસાફર રમુજથી સાંભળતો હતો. કોઈ કોઇ વાર તેનું મ્હોં મ્હેજ મલકાઇ જતું. 'અરે! વિનોદ શાક ભાજી માટે 'ડિસ્ટ્રીક્ટ' રહે છે તે કાંઈ હવે અજાયબ જેવું લાગતું નથી. કેમકે આ સુરતીલાલાઓ વિષે સાંભળ્યુ હતું કે બહુજ સ્વાદિઓ છે. અને શાક, ચટણી, અથાણું, રાઇતું એવું એવુ એટલું બનાવે છે કે ન પૂછો વાત. એક વર્ષપર વિનોદ સાથે સુરત ગયો ત્યારે વિનોદની ચાલુમાં રહેતો નાગર વાણિયો એની ન્યાતમાં જમી આવ્યો અને રાત્રે ઓટલે પથર્યાં પથર્યાં તેણે જે જે વસ્તુઓ ગણાવી તે કોઇ દિવસ તે સાભળી ન હોય તો પછી ખાધી-જ કયાંથી હોય! ગણાવતો ગણાવતો એકથી એકાવન સુધી આવ્યો અને વળી કહ્યું કે બે ચાર વસ્તુઓ તો તે ભૂલી પણ ગયો હશે! ન્યાત પછવાડે તો સુરતીઓ ધુમ પૈસો ખરચે છે આપણું તો કાઠીઆવાડજ સારૂં છે. જ્યા વધારે ભોગ ત્યાં વધારે રોગ.' આમ મુસાફર વિચાર કર્યા કરતો.

પાછળથી આવેલો ગૃહસ્થ એકલો જરા અકડાઈમાં બેસી રહ્યો હતો. તેણે આ જમાનાને અનુસરતાં કપડા—એટલે કોટ, પાટલુન, કૉલર નેકટાઈ, બૂટ, સ્ટૉકિન્ગ, વિગેરે—પહેર્યાં હતાં. હતો જરા ગૌરવર્ણો એટલે એ કપડા તેને ઠીક શોભતા.

'નવસારી' એમ બૂમ પડી ટ્રેન ઉભી રહી. બપોરનો વખત અને તાપ પણ પડતો હતો. પાટલુન માસ્તર 'પ્લેટફોર્મપર' ઉતર્યો. સોડા લેમનની બાટલી લઇ એક છોકરો જતો હતો, તેને બોલાવ્યો. એક લેમનની બાટલીની વરધી અપાઇ. લેમન આવ્યું અને ગટગટ કરતું કે ગજેથી ઉતરી ગયું નેમચંદશા વિગેરે એ પણ પોતાની વાતો બંધ કરી, કોઇએ પાણી પીધુ, કોઇએ ચહા લીધી, એમ જેની મરજીમાં આવે તે લઇ કરી પાછા ડબ્બામા ગોઠવાયાં. પેલા મુસાફરે બેઠા બેઠા એ બધી વીના જોયા કરી. ટ્રેન ઉપડી અર્ધ કલાક સુધી કોઇ કાંઇ બોલ્યુ નહિ. નેમચંદશાની જીભ સળવળ થવા માંડી—"કેમ, સાહેબ! કયાં જાઓ છો? અમે બધાં તો મુંબઇ જઇએ છીએ, સમજ્યા કે?" એમ પેલા 'ટીપ ટૉપ' ગૃહસ્થને પૂછ્યું.

ગૃહસ્થ—"મુંબઇ જવુ છે."

તલકચંદ વચ્ચે પુરાયાં—"મુંબઇમાં રહો છો? ત્યાં શું કરો છો?"

ગૃહસ્થ—"સુરત રહું છું, કાંઇ કામ પ્રસંગે મુંબઇ જાઉં છું."

પાનાચંદ—"આપ જ્ઞાતે નાગર લાગો છો, આપનું નામ શું?"

ગૃહસ્થ—"હા નાગર છું. મ્હારૂં નામ કૃષ્ણમુખરામ."

મુસાફર તરફ આંગળી બતાવી નેમચંદશાએ પૂછ્યું—"આ ભાઇ તમારી સાથેના છે?"

કૃષ્ણ—'ના.' એમ કહી મુસાફરને પૂછ્યુ—'આપ કયાંથી આવો છો?"

મુસાફર—"કાઠીઆવાડથી."

કૃષ્ણ—"ત્યારે તો ઘણે દૂરથી આવો છો?"

મુસાફર:—"હાજી."

કૃષ્ણ:—"નાગર છો?"

મુસાફર:—"હાજી."

કૃષ્ણ:—"મુંબઇ જવું છે?"

મુસાફર:—"હાજી."

કૃષ્ણ:—"આપ મુંબઇમાં નોકરી કરો છો?"

મુસાફર:—"નાજી. હું–"

કૃષ્ણ:—"ત્યારે, આપ કૉલેજમાં અભ્યાસ કરો છો?"

મુસાફર:—"હાજી."

હવે પાનાચંદભાઇનું ઉકળી આવ્યું. મનમાં બબડયા:–"શું, ધૂળ હાજી, હાજી, ! તેનો તે કંઇ પાર હોય કે નહીં?"–મ્હોટેથી–"કેમ ભાઇ, તમે તો બહુ ટુંકાજ જવાબ આપો છો ને! અમે બોલીએ છીએ તે તમને ગમતું નથી કે શું?"

મુસાફર:—"નાજી. આપ બોલો છો તેમાં મને આનન્દ લાગે છે."

ખેમચંદશા—"ત્યારે સાહેબ સમજ્યાં કે એતો આપ બહુ ઓછું બોલો છો ને તેથી પૂછવું પડયું સમજ્યા કે."

મુસાફરને ખેમચંદશાના 'સમજ્યા કે' પર હસવું તો બહુ આવતું હતું પણ ખાળી રાખી કહ્યું–"તેની અડચણ નહિ. મને આપની પાપડીની વાતોમાં આનન્દ પડતો હતો. એવો કંઇ બોલવાનો પ્રસંગ નહોતો નિકળ્યો તેથી ન બોલ્યો."

ખેમચંદશા—"તમે પણ શું મ્હારા ભાઈ સમજ્યા કે, ગાડીમાં ઘડી ગમ્મત કરિયે તો વખત ચાલ્યો જાય સમજ્યા કે."

આમ ગપાટા ચાલ્યા કરતાં. પવનની મંદ મંદ ઠંડી લહેર આવતી હતી. એટલે વાતુડીઆ પાનાચંદશાની આંખમાં પણ લેહેર આવવા લાગી. તે જરાક લંબાયા. સેકન્ડ ક્લાસનો ડબ્બો એટલે ગાદીવાળો અને થર્ડ ક્લાસમાં સંભળાતા ખડખડાટનો અભાવ પછી પૂછવુંજ શું! પાનાચંદભાઇ તો મીઠ્ઠી નિંદરમાં પડયા, તેના ભાઇબંધોએ પણ તેનું અનુકરણ કર્યું. કૃષ્ણમુખરામે સીગાર કાઢી તેમાંથી ધૂમાડા કાઢવા શરૂ કર્યા, જાણે કે બીજું એક એન્જીનજતો! મુસાફરે ચોપડી કાઢી વાંચવા માંડી.

'ગ્રાંટરોડ' આવ્યું. સૌ પોટલા પોટલી સંભાળી ઉતરવા લાગ્યાં, મુસાફર પણ ઉતર્યો. કૃષ્ણમુખરામે પાનાચંદ ઇત્યાદિને અને મુસાફરને 'સાહેબજી' કરી ચાલતી પકડી જૈન બન્ધુઓ પણ એક બીજાને 'આવજો, આવજો.' કહી છુટા પડયા. મુસાફર પણ આમતેમ જોઇ જેની આશા રાખતો હતો. તેને નહિ જોયાથી મજૂર કને 'ટ્રંક' ઉપડાવી 'વિક્ટોરીઆ'માં બેઠો. 'વિક્ટોરીઆ' વાળાને 'ગેન્ડહર્સ્ટ રોડ હાંકવા કહ્યું એક મકાન આગળ ગાડી ઉભી રખાવી, ગાડીવાળાને પૈસા ચૂકવી 'ટ્રંક' ઉપડાવી માળપર ગયો. બીજે માળે જઈ 'વિનોદ! વિનોદ!' કહી બૂમ પાડી એક 'રૂમ'નું દ્વાર ખખ-

વાગ્યું. નોકરે આવી તે ઉઘાડયું. ધડકતે હૃદયે અંદર પ્રવેશ કર્યો. તેણે નોકરને પેટી લઇ-જવાનું પોતે કહી દિવાનખાનામાં જઇ જોયું તો વિનોદ 'કોઝીચેર' પર પડયો હતો. તેની આંખ અર્ધ મીંચેલી હતી. આગંતુકે 'વિનોદ' કહી ફરી બૂમ પાડી. વિનોદ ખુરશીમાં બેઠો થયો. તે આગંતુકને જોઇ કાંઇ પણ બોલ્યા વિના ખડખડાટ હસી પડયો. હસવું પૂરું થયા પછી બોલ્યો: "ઓહો! મયાશંકર, તું વળી ક્યાંથી અહીંઆ? પાછું આ ભૂત વળી ક્યાંથી ભટકયું!"

મયાશંકરઃ—"કેમ વિનોદ, તેં મને બોલાવવાનો તાર કર્યો હતો ને! તે શું એટલામાં ભૂલી ગયો? જાણે કે તું તો કંઈ જાણતો ન હોય તેમ બોલે છે!"

વિનોદઃ—ઓ–તારી! મયાશંકર, તું પણ ઠીક છે. તાર! તાર વળી કેવો? હા! હા! હા!"–કંઇ યાદ આવ્યું હોય તેમ–" અરે, હા! મેં તાર કર્યો તેથી તું આવ્યો કેમ? આવ, આવ! અરે પણ બેસતો ખરો! એમ બાણુકની માફક ઉભો છે શેનો?"

મયાશંકર, તેની બાજુમાં પડેલી ખુરશી ઉપર બેસતાં તેણે પૂછ્યું:—" પણ વિનોદ, તેં મને તાર કેમ કર્યો? ત્હારો તાર મળ્યો ને–'ન ધારે વેરી તે ધારે સ્નેહી' તેમ મને તો કંઇ કંઇ વિચાર આવી ગયા સરસ્વતી ભાભી તો સારાં છે ને?"

વિનોદઃ—"હા, હા, હું સાજો છું, ત્હારી ભાભી સારી છે. મ્હારો રામો પણ સારો છે. અને બહાર બેઠેલું કૂતરૂં પણ સારૂં છે. અ–મ–ક–ડ બધાં ખેમ ખુશળ, છે. ચાલ હવે, તારની વાત પછી કરીશું. હમણાં તો તું થાકયો પાકયો હશે એટલે ન્હાઇ લે કે થાક ઉતરી જશે ત્હારે માટે પાણી ગરમ કરાવ્યું છે" એટલું વળી કંઇ ઉતાવળથી કહી નોકરને બૂમ પાડીઃ "રામા!" રામો "જી સાહેબ" કહી હુકમ સાંભળવા આવી ઉભો.

વિનોદઃ—" એ શેઠના ઓરડીમાં નાહી પાણી કાઢુન દે. આણી ધોતર ટુવાલ તીકેડેવ."

"બરા." કહી નોકર ચાલ્યો ગયો

મયાશંકર ન્હાઇ રહ્યો કે તેને લઇ વિનોદ, રસોડામાં જમવા ગયો. પાટલા માંડેલા હતા, તે પર બેઉ થાળી, લોટા તથા વાડકા ચકચકી રહ્યા હતા, સ્વચ્છતાનું સંપૂર્ણ રાજ્ય રસોડામાંજ નહિ પણ આખા ગૃહમાં વ્યાપી રહ્યું હતું. એક અઢારેક વરસની યુવતિ પીરસવા લાગી. તે સાધારણ કદની, ગૌરવર્ણી અને શરમાળ હતી. તેનું હસતું વદન, મ્હો પરની રતાશ અને તન્દુરસ્તીને લીધે તે ઘણી આકર્ષક હતી. વળી સુશિક્ષિત અને કંઇક વિનોદી પણ લાગતી. એ વિનોદની પત્નિ હતી તેને જોઇ મયાશંકરે પૂછ્યું: "સરસ્વતી ભાભી, સારાં છોની?" સરસ્વતી પીરસતી પીરસતી બોલી—'હા. ભાઇ, આપનાં માતુશ્રી સારાં છે કની?' મયાશંકરઃ "—હા મજે મારાં છે.' એમ વાતો કરતાં જમવા માંડયું.

વિનોદે જમતાં જમતાં—"આતો પૂરી આવી છે, ભજીઆ આવાં છે, ફલાણું આમ છે, ઢીકણું તેમ છે, આમ છે, તેમ છે."—વગેરે કહી રસોઇમાં ખોડ કાઢી સરસ્વતીને ચીડવવા લાગ્યો. જો કે મનમાં તો રસોઈ વખાણતો વખાણતો ખાતો હતો. એમ વિનોદ કરતાં જમી રહી દિવાનખાનામાં આવ્યા. એલચી ખાઇ બન્ને આરામખુરશીઓપર બેઠા. એ ખુરશીઓ બારી આગળ મુકી હતી ત્યાં વચમાં આરસના પથ્થરવાળું એક ગોળ ટેબલ

હતું. તેની ફરતી ચાર ખુરશીઓ મૂકી હતી. એક બાજુ એક ચોપડીઓનું, અને બીજી બાજુએ એક આખા કાચનું કપડાં મૂકવાનું કબાટ હતું. એક બાજુએ એક મોફા મૂકયો હતો. સ્નેહીઓના ફોટા તથા કુદરતી દેખાવના ચાર પાંચ ચિત્રો પણ ટાંગેલાં હતાં. બે એક ત્રિપાય, બીજી બે ત્રણ ખુરશી એમ આ દિવાનખાનાનો શણગાર સાધારણ હતો. સાધારણ ? હા. કેમકે વિનોદ 'ઇમ્પ્રુવમેન્ટટ્રસ્ટ' માં રૂપીઆ બસોના પગારનો હેડક્લાર્ક હતો. દિવાનખાના ઉપરાંત બીજા ત્રણ ખંડ હતા. એક 'બેડરૂમ' તરીકે વપરાતો. તેમાં પલંગ બેએક ખુરશીઓ એમ હતું. બીજો રસોડા તરીકે અને ત્રીજો સામાન મૂકવા તથા ન્હાવા ધોવા માટે વપરાતો હતો.

વિનોદ અને સરસ્વતી બન્ને સંતોષી, સુખી અને આનન્દી હતાં મયાશંકર એ દંપતીને જોઇ બહુ ખુશ થયો; અને મનમાં પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરતો કે, "પોતાને પણ એવો સુખી કરે. વિનોદ અને સરસ્વતીના યુગલને દિર્ઘાયુષ્ય આપે."

વિનોદ અને મયાશંકર આરામખુરશીમાં પડયા પડયા વાતો કરતા હતા. એટલામાં સરસ્વતી જમીને દિવાનખાનામાં આવી. એણે પાન બનાવી બન્ને મિત્રોને આપ્યું અને પોતે ખાધું. એ ત્રિપુટી વાતમાં ગુંથાઇ. જરાવાર રહી સરસ્વતી સાંથી ઉઠી 'બેડરૂમ' માં ગઇ. થોડીવાર પછી સાંથી કંઈ વાત થતી હોય તેવો ધ્વની આવ્યો. મયાશંકરનું ધ્યાન તે તરફ સ્હેજ ખેંચાયું. તેણે એક સ્વર સરસ્વતીના સ્વર તરીકે ઓળખ્યો. બીજો પણ કંઇક તેને પરિચિત લાગ્યો પરન્તુ એ કોનો સ્વર છે તે એ યાદ કરી શકયો નહિ.

મયાશંકરે વિનોદને તાર મૂકવાનું કારણ પૂછ્યું, પણ વિનોદે "હાવે કહીશ અત્યારે થાકયો છે માટે સુઇ જા. નિશ્ચિન્તે નિદ્રા લેવાની મૂકી નકામી મગજને તસ્દી કાં આપે છે." એમ કહી મયાશંકરને તેની પથારી બતાવી પોતે પણ પોતાની પથારીમાં સુતો. સર્વ નિદ્રાવશ થયા પરન્તુ મયાશંકરને નિદ્રા ન આવી. તે તારની બાબતમાં વિચાર કરતો પડી રહ્યો, પણ લાંબી મુસાફરીના થાકને લીધે આખર તેને નિદ્રાદેવીને વશ થવું પડયું

૨.

આજે રવિવાર છે એટલે વિનોદને ઑફીસમાં તો જવાનું નથી. વિનોદ અને મયાશંકર જમીને આરામાસનમાં અર્ધશાયી થઇ 'ગુજરાતી', વાંચે છે. મયાશંકરે થોડીવાર છાપું વાંચી પછી એક ટોણે મૂકતાં કહ્યું —"વિનોદ, હવે છાપું વાંચવું રહેવા દે. બાકી રહ્યું હોય તે પછી વાંચજે અને તું વાત કર કે તેં તાર શા વાસ્તે કર્યો હતો ?"

આ વિનોદના મગજમાં ઉતર્યું. મયાશંકરના સારા નસીબે તેણે કંઇક ગંભીરતા ધારણ કરી છાપું મૂકી દઇ તે બોલ્યોઃ—"આજના, મયાશંકર મને તારા લગ્ન કરી નાંખવાનો વિચાર આવ્યો, અને આ તાર એ વિચારને આભારી છે. અમારા લોકોમાં લગ્ન પ્રસંગે સ્ત્રીઓ ગાય છે કે—

ઉતારજો ખોળામાં ધાણીને ખિચડી
ઝુલે પેર પેર માંનીરે દિકરી

એવી રીતે કંઇ ત્હારે કરવું પડે તેમ નથી. મેં, તને પસંદ પડે તેવી એક કન્યા શોધી કાઢી છે. કેમ, બોલની શું વિચાર કરે છે. ? "

મયાશંકર—" શું બોલુ ? મ્હારૂં કપાળ! ત્હારે તો સીધી વાત કરવી નહિ ને જેમાં તેમાં મશ્કરી. મ્હારા મનને કે તું જરા ગંભીર થયો છે તે ખરો ખુલાશો કરશે. પણ તું તો હું પુછુ છું તેનો જવાબ આપતો નથી ને આડી આડી વાત કરે છે. હું કાલનો આવ્યો છું છતાં તું મ્હને કંઇજ કહેતો નથી ત્યારે મારે શું ધારવું ? મને તો એમજ લાગે છે કે આ તેં મશ્કરીમાંજ તાર મૂક્યો હશે."

વિનોદઃ—" તું એમ ખોટો વહેમ લઇ જાય છે ત્યારે ચાલ, તને પહેલેથી માંડીને છેલ્લે સુધી બધું પૂરાણ કહું છું, તે સાંભળઃ–સુરતમાં મ્હારા નન્દશંકર ફુવાજી અમારા ઘરની સામેજ રહે છે. તેને તું ઓળખે છે ખરૂ કની ! "

મયાશંકરઃ—"હા, પણ તેનું શું છે ! ને તેને તારને શું લાગે વળગે ? "

વિનોદઃ—"અરે તું સાંભળતો ખરો, તારને અને તેનેજ લાગે વળગે છે. જો હવે વચ્ચે ન બોલીશ—તું જ્યારે ' ક્રીસ્ટમસ 'ની રજામાં ગયે વર્ષ સુરત આવ્યો હતો ત્યારે, મ્હારા ફુવાજીની પુત્રી વિમલાને તેં જોઇ હતી ખરૂ ને ? "

મયાશંકરઃ—"હા. ફલાણું આમ હતું ને ઢીકણું તેમ હતું એમ કહી તું કહેવા શું માંગે છે તે કહેની ! "

વિનોદ —"જો ! વળી વચ્ચે બોલ્યો ? ના કહી હતી તોપણ ! સાંભળવું હોય તો મુગો મુગો સાંભળ નહિ તો કંઇ આપણે કહેવાના નથી. " એમ કહી તે આરામાસનમાં નિશ્ચિંતે સુતો.

મયાશંકરઃ—" ચાલ ભાઈ, નહીં બોલીયે. જરાક તું ત્હારી મશ્કરીની ટેવને થોડીવાર માટે પાણીચું આપ; નહિ તો મને કંઇ સમજણ પડવાની નથી કે ખરૂં શું અને ખોટું શું કહે છે. "

વિનોદઃ—"કેમ કંઇ ત્હારૂં મગજ બગજ ખસી ગયું છે કે શું ! તું મને કંઇ ગાંડો બાડો સમજે છે ! ખરે હું આ ' સીરીયસલી ' કહું છું. મશ્કરીનો રહેજ પણ આમાં વા નથી. " એમ કહી પાછી વાત શરૂ કરી.

વિમલાને પાંચ વર્ષની મૂકીને મ્હારાં ફોઈ ગુજરી ગયાં. મયાશંકર, એ મ્હારા ફોઇના ગુણોની શું વાત કરૂં ? એ યાદ આવતાં હૃદય ભરાઇ આવે છે. ફોઇની પ્રતિમા જાણે કે વિમલાજ હોય. ફોઇ કરતાં પણ કંઇક વિમલાનામાં વિશેષ હશે. એ મ્હારાં ફોઇ ગુજરી ગયાં પછી વિમલા અમારે ઘેર રહેતી હતી. મ્હારા માતા પિતા પણ ગુજરી ગયાં હતાં. એટલે પંચાસી વર્ષના મ્હારા દાદીમા, વિમલાને બહુ વહાલથી ઉછેરવા લાગ્યાં, હું તો તું જાણે છે કે કૉલેજમાં રજા પડતી ત્યારે થોડો વખત સુરત રહી આવતો. મ્હારા લગ્ન થયાં હતાં. એટલે ત્હારી ભાભી ઘણું ખરૂં દાદીમા પાસેજ રહેતી. વિમલાને અને ' એને ' ઠીક બનતુ. બે વર્ષ થયાં અહીં રૂમ રાખી રહ્યાં. ફોઇને ગુજરી ગયાંને એક વર્ષ પછી

ફુવાજીએ બીજીવાર લગ્ન કર્યું વિમલાની એ સાવકી માતા ચંચળલક્ષ્મી નિર્ધન કુટુમ્બમાં ઉછરેલી હતી

બીજીવારની એટલે ફુવા તો એને અછો અછોવાનાં કરે અને તેનો પડનો બોલ ઉપાડે છે. એટલે એનું બહુજ ફાવી જાય તેમાં નવાઇ નથી. વિમલા એક ઘડીભર ત્યાં જાય તો એટલામાં, તે પોતાની સાવકી માતાનો ' પરચો ' અનુભવે. હાલ થોડા વખત થયાં તો એનો દોરદમામ બહુજ વધી પડ્યો છે. એના ઘરમાં એનાં પિયરીઆનું સંપૂર્ણ ચલણ થયું છે. ફુવાજીનામાં ઉમદા ગુણો છે પણ હાલ તો એવા બદલાઈ ગયા છે કે કંઇ સમજ પડતી નથી. નવી પાય તેટલું પાણી એ પીયે છે.

નંદના દાદા કાઠિયાવાડમાંના એક રાજ્યના દિવાન હતા ત્યારે પૈસાની પણ રેલંગ-છેલ હતી. એના દાદા ગુજરી ગયા પછી દિવાની ગઇ અને એઓનું વતન સુરત એટલે ત્યાં આવી રહ્યાં. હજુ બધા ' નંદશંકર દિવાન ' ના નામથી ઓળખે છે, હવે બધુ ઘસાવા માંડયું છે. પણ નાગર બચ્ચા એટલે થોડો દાડ તો હજુ પણ છેજ.

આતો બધું જૂનું પૂરાણુ નિકળ્યુ પરન્તુ હાલ ત્યાં શું બન્યું તે સાંભળઃ—જે દિવસે તું અહીંથી ગયો તેને બીજે દિવસે રહવારની વિમલા અહીં આવી છે. આપણો મિત્ર તનસુખ ને તેની વાહુ મુંબઇ આવતાં હતા. તેની મ્હારા માજીને ખબર પડી એટલે તેની સાથે વિમલાને મોકલી. તનસુખે કહ્યું કે મ્હારી સાથે માજીએ આ પ્રમાણે કહાવ્યું છેઃ—" વિમલાની સાવકી માતાનો કોઇ દૂરનો સગો છે. તે છે પૈસાદાર પણ વ્યસની છે અને 'એજ્યુકેશન' નું તો તેનામાં નામે નથી. તેવાની સાથે વિમલાની સાવકી માતા અને તેનો ભાઇ કૃષ્ણસુખરામ તેને પરણાવવા માંગે છે. પહેલાં તો નંદશંકરે ના કહી કેઃ—મ્હારે ત્યાં નથી આપવી "—પરન્તુ એ ભાઇ બ્હેને મળી મસાવતી કંઇક કંકાસ કરી હા પડાવી છે. કસેરવી કહાળી તુરત હા પાડી દીધી. તેની માજીને ખબર પડી એટલે વિમલાને અહીં મોકલી દીધી. " અને કહાવ્યું કેઃ—" આ બાબતમાં ત્હારો વિચાર હોય તેમ અને વિમલા સુખી થાય તેમ વર્તજે. તને અને વિમલાને જોઇ હું તો એમજ સમજું છુ કે મ્હારા ગુણવંત ( વિનોદના પિતા ) અને કુમુદ જ (વિમલા-ની માતા ) જીવતાં બેઠાં છે. મને ખાતરી છે કે તું વિમલાને દુઃખી નહિ કરે. મેં નંદ-શંકરને વિમલાના લગ્ન ત્યાં ન કરવા સમજાવ્યા. પરન્તુ નવી કાંઇ તેમ થવા દે ! નંદ-શંકર ન સમજ્યા એટલે મેં કહ્યું કે મ્હારે એ કબુલ નથી. તે છતાં લગ્ન કરવાનાં કંઇ પગલાં ભરશો તો પસ્તાશો. છતાં ન માની ચાલ્યા ગયા. તેથી વિમલાને ત્હારી પાસે મોકલી છે. તને ફાવે તેમ કરજે. મ્હને સંપૂર્ણ ભરોસો છે કે તું યોગ્ય હશે તેજ કરશે. "

હું બે માસપર સુરત ગયો હતો ત્યારે મ્હેં, ત્હારે માટે માજીનો અભિપ્રાય પૂછ્યો. માજીએ પહેલાં વાંધો લીધો કેઃ—"મ્હારે કાઠિઆવાડમાં નાંખવી નથી. મયાશંકર રાજકોટના, મ્હારી છોકરી ત્યાં એકલી પડી જાય. ત્યાંના રીત-રીવાજોપણ જુદા દરા બાકી એ છોકરો છે તો સારો. મને તો એને જોઇનેજ વિચાર આવ્યો હતો કે આ વિમલાને લાયકનો છે. પણ બહુ દૂર છે એમ કરી વિચાર માંડી વાળ્યો. વારુ, પણ એના ઘરમાં કોણ કોણ છે ! " ત્યારે મેં ત્હારી સંપૂર્ણ ઓળખ આપતાં કહ્યુંઃ—" મયાશંકરના

વૃદ્ધ માતા છે, એના પિતા પચીક વર્ષ થયાં ગુજરી ગયાં છે. મયાશંકર સૌથી ન્હાનો છે એનો મોટો ભાઈ ત્યાં વકિલાત કરે છે. એના કુટુમ્બના માણસો સારાં અને સપીલાં છે. પૈસો પણ ઠીક છે.

અસલ તો એ સુરતના. મયાશંકરના દાદાના દાદાને તે વખતે કાઠીઆવાડના રાજ્યમાં સારી નોકરી મળતી હોવાથી સુરતથી છૂટા પડી રાજકોટ ગયા અને ત્યાં ફાવી ગયું એટલે ત્યાંજ કાયમનું રહેવાનું રાખ્યું. ધીમે ધીમે કરી સુરત સાથનો સંબન્ધ તૂટતો ગયો તેથી કાઠિઆવાડમાં હાલ ખપી ગયા છે. મયાશંકરનો વિચાર મુંબઈ આવી રહેવાનો છે. પછી કંઈ તમને વાંધો છે?" આ સાંભળી માજીએ કહ્યું.—"ના પછી કંઈ વાંધો નથી. કંઈ એવો પ્રસંગ આવે તો મયાશંકરને પૂછી જોજે—" એટલામાં કોઈ માજીને મળવા આવ્યું, અને વાત બંધ પડી. ત્યાર પછી બે દિવસ રહી હું મુંબઈ આવ્યો. એટલે ફરી કંઈ એ વાત નિકળી નહોતી હું સુરત આવી ગયા પછી મેં પણ ત્હારામાં કંઈ ઝીણો ફેરફાર થયો જોયો. અમારા ભીસીસને પૂછતાં તે પણ મ્હારા મતમાં ભળ્યા.

આટલીવાર વિનોદે એના સ્વભાવ વિરુદ્ધ જઈ ગંભિરાઈથી વાત કરી. પરન્તુ હવે તેને એ ગંભિરપણું જાળવી રાખવું કઠિન લાગ્યું. તેણે પોતાના સ્વભાવને અનુસરી વાત શરૂ કરીઃ—" વિમલા મુંબઈ આવી, પછી મેં સરસ્વતી મારફત,—અરરર! મીસીસનું નામ દેવાઇ ગયું! હે! હવે કેમ કરશું? ચાલો, કંઇ નહિ લાડુભટ્ટને ખોવાની પ્રાયશ્ચિત કરી નાંખશું— ત્હારી ભાભી મારફત વિમલાનો ત્હારે માટે શું અભિપ્રાય છે તે પૂછાવ્યું." જરાક ગંભિર થતાં—" પણ એ બ્હેનોએ તો ચોખ્ખી ને ચટ નાજ કહી!" આટલું કહી અટકી જઇ મયાશંકરને ટીકવા લાગ્યો.

મયાશંકર કંઇ બોલ્યો નહિ.

વિનોદ—"મયાશંકર, ત્હારૂં ડાચું કેમ સૂકા અંજીર જેવું થઈ ગયું? તું ગભરાતો ના. એ છોકરીના ગમે તેમ કરી ત્હારી સાથે લગ્ન કરાવી આપીશ." આમ કહે છે ત્યાં તો એક પંદરેક વર્ષની બાળા હાથમાં ચહાના બે પ્યાલા લઇ દિવાનખાનામાં દાખલ થઈ. વિનોદ બોલતો બંધ થયો.

તે બાળાના શરિરનો ઘાટ મોહક હતો. એના ગાલપરની ગુલાબી અત્યારે વિશેષ દિપી રહી હતી. એનું ભાલપ્રદેશ અર્ધચંદ્ર જેવું ઝળકતું. ચક્ષુઓ હરિણના જેવી ચપળ લાગતી. એના ગોળ સુડોળ ગોરાં હસ્તમાં પાતળી સોનાની ને કાચની બંગડીઓ શોભતી હતી. માથાના કાળા ભ્રમર જેવા પણ સુવાળા વાળનો મોટો અંબોડો વાળ્યો હતો. કાનમાં માણેકની નાજુક બુટ્ટી પહેરી હતી. એની કોમળ આંગળી પગના નખ હીરા જેવા ચળકતા. એના સુંદર ગળામાં બે સેરની મોતીની કંઠી હતી. કપાળની વચ્ચે ઝીણો ચાંદલો કર્યો હતો, નાજુક પગમાં મધુર રણકારવાળા નૂપુર પહેર્યાં હતાં. એણે પહેરેલાં કપડાં પણ જેમ ભલે એના રૂપપર ધ્યાન રાખી પહેરાવ્યાં હોય તેમ બહુજ બંધ બેસતાં દીસતાં. વિશેષ તો શું? પરંતુ એ બાળાને જોઈ રા. રા. ન્હાનાલાલભાઇની નીચેની પંક્તિઓ યાદ આવી જતી—

હરિણી શી ચંચળવાન, નાજુક ને નમણી,
ફુલની કળી સમ સુકુમાર સુરતની રમણી !

એ બાળા આ લઘુ વાર્તાની નાયિકા વિમલા હતી. રામો કંઇ લેવાને બહાર ગયો હતો. તેથી સરસ્વતીએ વિમળાને ચહા આપી આવવાનું કહ્યું હતું. પહેલાં તો આનાકાની કરી, પણ એની ભાભી [ સરસ્વતી ] ને ખુલી ના નહિ કહી શકવાથી, અંતે ચહા આપવા આવવું પડયું. વિનોદે, વિમળાના હાથમાંથી ચહાના પ્યાલા લીધા. એક પ્યાલું મયાશંકરને આપ્યું. પોતાનું હાથમાંજ રહેવા દઇ વિમલાને પુછ્યું:- વિમલાબ્હેન, આ ભાઇ સાહેબની ચહામાં વિશેષ ખાંડ નાંખી છે કની ? નહિ તો આ કાઠિયાવાડી ભાઇને મન તો 'જેટલું ગળ્યું તેટલું ગળ્યું' બાકી બધું બળ્યું !' કેમ મયાશંકર, ખરૂં ને ?" મયાશંકર જે અત્યાર સુધી વિમલા તરફ જોઇ રહ્યો હતો; તેને વિનોદે સસ્મિત કહ્યું.

મયાશંકરઃ—" વિનોદ, તમે સુરતી નાગરો પણ ક્યાં ગળ્યાને છોડો તેવા છો !"

વિમલા આ બન્ને મિત્રોમાં વાત કરતાં મુકી ત્યાંથી સરકી ગઇ. તેઓ ચહા પી, પાન ખાઈ ઇઝીચૅરપર પોત પોતાના મનમાં કંઇ વિચાર કરતા શાંત પડી રહ્યા. રામાએ આવી તેલ લાવ્યાની ખબર આપી તેને વિનોદે કહ્યું:—" તેલ ઠેકડે પાડવ."

એટલામાં એક નવીન ગૃહસ્થે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. ' ઓહો ! મીસ્ટર કૃષ્ણમુખરામ, સુરતથી ક્યારે પધાર્યા ? ત્યાં સર્વ કુશળ છે ?"—એમ કહેતાં કહેતાં વિનોદે તેને ખુરશી આપી. ખુરશી ઉપર બેઠાં પછી કૃષ્ણમુખરામ બોલ્યા—" હું કાલે આવ્યો. સર્વ ખુશીમાં છે."

મયાશંકરને જોઇ અજાયબ થતાં તેને પુછ્યું:—" કેમ, મીસ્ટર, તમે અહીં ઉતર્યા છો કે શું ?"

મયાશંકર.—" હાજી."

આ કૃષ્ણમુખરામ બીજો કોઈ નહિ પણ મયાશંકરની સાથે ટ્રેનમાં હતો તે પાટલુન માસ્તર.

કૃષ્ણ.—" વિમલા અહીં આવી છે ને ?"

વિનોદઃ—" હા."

કૃષ્ણ:—" નંદશંકરે મને કહ્યું છે કે તમે સુરત આવો ત્યારે વિમલાને તેડતા આવજો. આજ રાત્રે હું સુરત જવાનો છું. એને મ્હારી સાથે મોકલવા તૈયાર કરી રાખજો."

વિનોદઃ—" કેમ, કુવાજીને એટલામાં વિમલાનું શું કામ પડયું ! હજુ એને આવ્યાને ચાર દિવસ થયા છે."

કૃષ્ણ.—" શું કામ છે તે મ્હને કહ્યું નથી. મને તો કહ્યું છે કે તમે જરૂર વિમલાને તેડી લાવજો."

વિનોદ:—" કુવાજીને કહેજો કે વિમલા આઠ દિવસ પછી આવશે. કાલે રાત્રે આ મ્હારા મિત્ર અને અમે બધાં નાટક જોવા જવાના છીએ. હું ટિકિટ પણ લાવ્યો છું. વિમલા આજે નહિ આવે."

કૃષ્ણ:—"હું પરમ દિવસે જઇશ ત્યારે મ્હારી સાથે મોકલજો. એક દિવસ હું રહી જઇશ."

વિનોદ:—"એવું અગત્યનું શું કામ છે? હજુ હમણાં તો એ છોકરી અહીં આવી છે. અને એટલામાં મ્હારેથી એમ મોકલી ન્હિાય નહિ."

કૃષ્ણમુખરામ સ્હેજ તપી જઇ.—"અગત્યનું શું કામ છે તે મેં કાંઇ નંદશંકરને પૂછ્યું નથી એના બાપે તેડાવી છે, છતાં તમે વિમલાને નહિ મોકલવાની આગ્રહ કરશો, એમ મેં નહોતું ધાર્યું. નહિ તો વળી પૂછી જોતે."

વિનોદ:—"મીસ્ટર કૃષ્ણમુખરામ, અમે પણ વિમલાના સગાં છીએ, કંઇ પરાયા નથી, હં—કે! છતાં પણ વિમલાની ઇચ્છા હોય તો તેડી જાઓ. મ્હારી કંઇ ના નથી."

વિનોદે, વિમલાને બૂમ પાડી. સરસ્વતી અને વિમલા દિવાનખાનાની બાજુના ખંડમાં બેઠાં બેઠાં વિનોદ અને કૃષ્ણમુખની વાતચીત સાંભળતાં હતાં. તેઓએ વિનોદની બૂમ સાંભળી. પરન્તુ વિમલાએ કંઇ જવાબ ન દીધો. તે સરસ્વતીની સામે જોઇ રહી. વિનોદે બીજી બૂમ પાડી. વિમલા ઉઠી. સરસ્વતી તરફ જોઇ એક અર્થસૂચક દૃષ્ટિપાત કરી દિવાનખાનામાં આવી. વિનોદ આગળ નીચું જોઇ ઉભી રહી

વિનોદ:—"વિમલા, આ ત્હારા મામા તને તેડવા આવ્યા છે ત્હારે જવું છે?"

વિમલાએ કંઇ જવાબ આપ્યો નહિ.

કૃષ્ણમુખ:—"કેમ વિમલા, બોલતી કેમ નથી? ત્હારે સુરત આવવું પડશે, સમજી કે? વાસ્તે તૈયાર થઇ રહેજે. હું જતી વખત આવી તને તેડી જઇશ. બાપ તેડાવે ને છોકરી ન જાય, એવું તો હજુ સુધી નથી સાંભળ્યું. હવે તો છોકરાંઓ પણ નાફરમાન થવા માંડ્યા! વડિલોનું માન રાખવાનું તો શિખતાંજ નથી!"

સરસ્વતી દિવાનખાનામાં આવી. વિમલાએ સજળનેત્ર-વિનોદ અને સરસ્વતી તરફ—એક કરૂણદૃષ્ટિ નાખી અને પાછું નીચું જોઇ ઉભી રહી. વિનોદ આ સહી ન શક્યો. તે સ્હેજ ખિજવાઇને બોલ્યો:—"પણ, તમે ક્યારના એ છોકરીને શા માટે દબડાવો છો? તમારેથી એને તિલમાત્ર કહેવાશે નહિ, સમજ્યાને? જે વાત કરવી હોય તે મ્હારી સાથે કરો."

સરસ્વતી બોલતી સંભળાઇ—"હમણાં વિમલા નહિ આવે. આઠ દિવસ પછી અમે સૌ આવવાના છીએ, ત્યારે એ અમારી સાથે આવશે. અમારે ઘેર રહી છે તે કંઇ પરાયું ઘર છે? ફુવાજીને અમારૂં નામ દઇ કહેજો એટલે કંઇ વાંધો નહિ લેશે." સરસ્વતી બોલતી બંધ થઇ. તે વિમલા પાસે ગઇ અને વિમલાને સ્હેજ પાસે-પોતાની સ્હોડમાં લીધી.

કૃષ્ણ:—"પણ, હું તો એને લઇજ જઇશ. તમારે મોકલવીજ પડશે. શું મ્હારૂં અપમાન! શું કાંઇ નંદશંકર વિમલાના દુશ્મન છે? વિમલા, વિમલા ત્હારે મારી સાથે આવવુંજ પડશે, ત્હારી હા હોય કે પછી ના હોય પણ હું તો તને તેડીજ જઇશ!"

નંદશંકરઃ—" પણ, ત્યારે એ નહી-આવી તેનું, મ્હારે તે કરવું શું ? તેડાવવાનો એક પત્ર લખીશ પછી કંઇ છે ?"

ચંચળઃ—" લખોની ત્યારે, પછી ક્યારે લખશો ? ટપાલ તો હમણાં થોડીવાર પછી નીકળી જશે. હા. હા. પાંચ દીવસ પછી લખજો. મ્હારે શું ? તમારી છોકરી તે તમારે ફાવે તેમ ચડાવી મૂકજો."

કૃષ્ણ—" અરે ! ત્યાં કોઇ જુવાનીઓ બેઠો હતો તેણે પણ મ્હારૂં અપમાન કર્યું. આજે તો વળી એ લોકો નાટક જોવા જવાના છે."

ચંચળઃ—સાંભળ્યું ? હું તો પહેલેથી કહેતી હતી કે, છોકરીને બહુ નહી ભણાવો પરન્તુ હું તો જાણે તેની દુશ્મન હોઉં તેમ, મ્હારૂં તો સાંભળેજ કોણ ? પેલી ડોસલી (વિમલાની માતામહિ) પણ કહે કે—' ના મ્હારા વિનોદને, વિમલાને ભણાવવી છે તે, હું તો એને ભણાવીશજ. ભણાવી ત્યારેજ માથાની ફરેલી થઇ ગઇ ને ! મને તો જરાએ ગણકારતી નથી મ્હેં કેમ જાણે એનો કંઇ લાડવો ચોરી લીધો હોય તેમ ?" એમ કહી રૂદન શરૂ કર્યું.

નંદશંકરઃ—" કૃષ્ણમુખરામ, લાવો ત્યારે પત્ર લખવાનાં સાધનો, જુવો ! ત્યાં પેલી પેટીપર પડેલાં છે."

કૃષ્ણમુખે, કાગળ હોલ્ડર, સાહી લાવી આપ્યાં. નંદશંકરે પત્ર લખવા માંડયો. કૃષ્ણમુખે વિરોધ વધે એવાં વાક્યો લખાવવા માંડયા. નંદશંકરે પત્ર પૂરો કર્યો

"હું એ તરફ થઇને જવાનો છું. લાવો પત્ર હું નાંખતો જઈશ." એમ કહી કૃષ્ણમુખ લઇ ઉઠયો.

તેને જતો અટકાવી ચંચળે પૂછ્યુંઃ—" તું મુંબઇ જઇ આવ્યો તે, ત્હારો કંઈ ખરચ થયો હશે કની ?"

નંદઃ—' હા. શું ખરચ થયો ? સેકન્ડક્લાસમાં ગયાં હતાં ને."

કૃષ્ણ—" હા, એમાં ખરચ તે શું લેવો હતો ?"

નંદઃ—" ના, ના. એમ કંઇ થાય ? એને પંદર રૂપીઆ આપ."

ચંચળઃ—"તને પંદર રૂપીઆજ ખરચ થયો ?"

કૃષ્ણમુખે વિચાર કર્યો કે " ખરચ કરતાં ત્રણ ચાર રૂપીઆ વધારે મળે છે ત્યારે વળી લંબાણ કરવાની શી જરૂર છે ?" મ્હોટેથીઃ "હા, હા. કંઇ બહુ ખરચ થયો નથી. ટ્રેનનો અને ઘોડાગાડીનો મળી એટલોજ થયો હશે."

ચંચળલક્ષ્મી કૂંચીનો ઝુડો લઇ, કબાટ ઉઘાડી પંદર રૂપીઆ કહાડી આપ્યા. તે લઇ કૃષ્ણમુખે પલાયન કર્યું.

કૃષ્ણમુખ, નંદશંકરને ત્યાંથી નિકળ્યો. ત્હેની પાસે લખાવેલો પત્ર પોસ્ટમાં નાંખી એક સારા દેખાવના ઘર આગળ આવ્યો. તેણે નોકરને કહ્યું—" મનસુખરામ શેઠને મ્હારૂં નામ દઈ કહે કે, હું આવ્યો છું." નોકર ગયો.

થોડીવારમાંજ એક પાત્રીસેક વર્ષનો પુરૂષ ત્યાં આવ્યો. એના મુખ પરથી એ વ્યસની અને અવી વાતે પૂરો હોય તેમ લાગતું હતું. પાસે પૈસો પુષ્કળ હતો. હજુ સુધી એ કુંવારોજ હતો એના ખરાબ વર્તનને લીધે એને કોઈ કન્યા આપતું નહિ. આવા સંજોગોમાં કૃષ્ણમુખરામ સાથે મિત્રતા થઇ. વાતપરથી વાત નિકળતાં એણે -" કૃષ્ણમુખ વિમલાના એની સાથે લગ્ન કરાવી આપે તો, કંઇ પૈસા આપવા—" એમ જણાવી દીધુ હતુ.

કૃષ્ણમુખનુ તો "પારકે પૈસે, પરમાનંદ કરવો અને પોતાના હાડકાને તસ્દી આપવી નહિ" એવું સૂત્ર હતુ. "પોતાની બ્હેન, ચંચળલક્ષ્મીને સમજાવી, વિમલાના લગ્ન તેની સાથે ગમે તેમ કરી કરાવી આપવા, અને પોતાથી ખવાય તેટલા પૈસા બન્ને તરફથી ખાવા." એમ પોતાના મનમાં ગાંઠ વાળી હતી, અને તેને અનુસરીનેજ સર્વ પ્રપંચ કર્યે જતો હતો

મનસુખરામે, કૃષ્ણમુખ પાસે જઇ તેનો હાથ પકડીઃ—"કેમ, કૃષ્ણમુખરામ, તમે વળી ક્હાંથી શું મોડ'યુ ? તમને તો ગમે ત્યારે આવવા જવાની સદર પરવાનગી છે." એમ કહી તેને માળપર લઇ ગયો. નોકરને પાન, પાણી લાવવાનું અને ચહા મૂકવાનું કહ્યું.

તેઓ બન્ને એક સોફાપર બેઠા પછી મનસુખરામે વાતની શરૂઆત કરી—" કૃષ્ણમુખરામ, મુંબઇથી ક્યારે આવ્યા ? કેમ, સિંહ કે શિયાળ ?"

કૃષ્ણમુખે જરા ગર્વથી કહ્યુ —" અરે ! સિંહ ! શિયાળ તે કેમ ? હું જ્યાં જાઉં ત્યાંથી જય ભેરી વગાડીનેજ આવું."

મનસુખ —"ત્યારે વિમલાને તમે તેડી લાવ્યા ?"

કૃષ્ણ :—"ના. વિમલાને હું મ્હારી સાથે તેડી નથી લાવ્યો પરન્તુ થોડા દિવસમા આવશે."

મનસુખ —" ત્યારે, એમ તો નહિ બને કે, વિનોદ આપણી વિરૂદ્ધ જાય ? તમારી સાથે નહિ મોકલી તેથી મને એમ લાગે છે."

કૃષ્ણ :—" ના. ના. અરે, એની જગદુર નથી કે સામો થાય. હા. પણ, તમારે એ વિષયમાં થોડો ખરચ કરવો પડશે. થોડી ધીરજ પણ રાખવી પડશે."

મનસુખ.—" આપણે ક્યારે ખરચવાની ના કહી છે ! જેટલા જોઇએ તેટલા ખરચજોની, પરન્તુ એ કાર્ય સિદ્ધ થવુ જોઇએ." પોતાની મતલબ સાધવા સ્હેજ ફુલા થઇ કહ્યું.

નોકર ચહા લાવ્યો. ચહા પીધી. પાન ખાઇ થોડીવાર બન્ને શાંત બેસી રહ્યા.

મનસુખરામે મૌન તોડ્યુઃ—" પણ તમે વિમલાને તેડી કેમ લાવ્યા નહિ ? તમારી આવેજ તેને તેડી લાવવી હતી ને."

કૃષ્ણ—"તમારે તો અણીને અણી જોઇએ. તે એમ કંઇ ઉતાવળે આંબા પાકે ! તમે જો જો તો ખરા ! બધું ધીરે ધીરે ઠેકાણે આવશે. બહુ ખેંચ પકડ કરવા જઇએ તો તુટી ચાર થઇ જાય, એતો કુનેથી કામ કરવાનું છે બળેથી નહિ."

મનસુખ—' ત્યારે શું ? એણે ગોઠવવાની ચોખ્ખી ના જ કહી ? ત્યાં કંઈ લડવાડ થઇ હતી ? "

કૃષ્ણ.—" નારે, એ લોકો થોડા દિવસ પછી આવવાના છે. તેથી વિનોદે કહ્યું કે વિમળાને મ્હારી સાથે લઇ આવીશ "

કૃષ્ણમુખે ગમે તેમ ગડબડ ગોટા વાળ્યા. પરન્તુ નંદશંકરને કે મનસુખરામને, મુંબાઈમાં વિનોદ સાથે જે વાત થઇ હતી તે યથાર્થ રીતે કોઇને કહી નહિ. એ બન્ને સાથેની પોતાની એકટીંગમાં ખામી આવે નહિ, એવી રીતે વાત કહી. થોડીવાર ગપાટા મારી કૃષ્ણમુખ જવાને ઉઠ્યો. જતાં જતાં કંઇ યાદ આવી ગયું હોય તેમ—" આ પોળને નાકે, પેલું તમારૂં ઘર છે, તે કંઇ હમણાં બંધ છે કે શું ? "

મનસુખ—" હા હમણાં ખાલી પડેલું છે કોઇ ભાડુત નથી મળતો. "

કૃષ્ણ—" હું જો શું તે ઘર મ્હારે બદલવું છે, શાણું ત્યાં કંઇ ઠીક પડતું નથી. આપણે તો જરા ખુલ્લા હવા જોઇએ કેટલાક દિવસ થયા ઘર બદલવાનો વિચાર હતો પણ કોઇ ઘર ધ્યાનમાં આવતું નહોતું. આજે અહીં આવતાં તમારા એ ઘર૫ર નજર પડી. થોડા વખત માટે મ્હને એ ભાડે નહિ આપો ? "

મનસુખ—" હો, વળી તમારી પાસે તે કંઇ ભાડું લેવાય ? આવજોની સુખે રહેજો. હમણાં તો ખાલીજ પડેલું છે "

કૃષ્ણ—" ના, એમ કંઇ થાય ? ભાડું શું તે કહો તો પછી વિચાર કરી નાખીએ. "

મનસુખ—" વારૂ ત્યારે, ભાડાની વાત પછી થઇ રહેશે, એમાં શું ? તમારી મરજી પડે તે આપજોની હા. પણ તમે મુંબઇ ગયા તે કેટલો ખરચ થયો ? મ્હારે લીધે તમને બહુ અથામણ પહોંચે છે."

કૃષ્ણ.—" તમારી પાસે ખરચ લેવાય ? હું તો એક મિત્રની ફરજ હોય તે બજાવું છું, વિશેષ કંઈ કરતો નથી. ઘરનું ભાડું શું છે તે કહો, મ્હારાથી કંઇ મફત રહેવા અવાય નહિ "

મનસુખરામ—" ભાડું તમારી મરજી પડે તે આપજો. તમારી સાથે ભાડું ઠેરવવાનું તે શું ? "

ત્યારે આ ભાઇસાહેબે એ તો જાણે કે સાંભળ્યુંજ નહિ ! મનસુખરામ તેને મફત રહેવા આવવા વાસ્તે કહેતા હોય તેમ વાત કરે છે !!

હો, આ તમને ખરચ થયો તેના રૂપીઆ "

આ ગાફલગરે નંદશંકર અને મનસુખ, બન્ને પાસે 'ટ્રેનફેર' ના રૂપીઆ કઢાવ્યા ! એકવાર-ફક્ત એકજ વાર કૃષ્ણમુખરામ મુંબઈ જઇ આવ્યા તેમાં તો 'ટ્રેનફેર' ના અગીઆર રૂપીઆ બાદ કરતાં, બોત્રીશ રૂપીઆની કમાણી પાડી ! ઘરની વાત પણ પુરી

જ હતી. ભાડું બહુ ચઢી ગયું હતું. જ્યારે ભાડું આપતો ત્યારે દરેક વખતે ઘરવાળાને બહુ પજવી પજવીને ઘણી ઉઘરાણી પછી ભાડું આપતો. તેથી કંટાળી ઘરવાળાએ કૃષ્ણમુખને ઘર ખાલી કરવાની નોટીસ આપી હતી મનસુખરામનું ઘર પણ હાથ તો મફતમાં પડાવી લીધું. આ પછી કૃષ્ણમુખ પોતાના ઘર તરફ વળ્યો.

"શેઠ, મ્હારા છોકરાનાં લગ્ન છે. તેથી મ્હારે રૂપીઆની બહુ જરૂર છે. હવે તમે વાયદા કર્યા કરશો તે નહિ ચાલે. મ્હારે રૂપીઆ જોઇએ છે. તમે ફેર ક્યારે મળશો ?" એમ કહેતો એક કણબીઓ કૃષ્ણમુખ સામો આવી ઉભો

કૃષ્ણ—"તે કેમ ? અમે કંઇ ન્હાસી જવાના છીએ કે શું ? જરા માણસને ઓળખતાં પણ નથી આવડતું ! માત્ર પચીશ રૂપીઆ થયા છે તેમાં તો રૂપીઆ રૂપીઆ કર્યા કરે છે ? ચાલ લે ! એમ કહી ગજવામાંથી–હમણાંજ મનસુખરામે આપેલી બે દશ દશની નોટોમાંથી–એક દશની નોટ કહાડી, કણબીઆને આપી. જાણે કે "કણબીઆપર પોતે કેવોએક ઉપકાર કરતો હોય !

કણબીઓ–દશ તો દશ–નહિ તો વળી બીજા માગવા જતાં આટલા પણ ગુમાવશું, કરી રૂપીઆ લઇ રસ્તે પડયો. કૃષ્ણમુખ પોતાને ઘેર સિધાર્યો.

## ૪.

આજે 'પબ્લિક હૉલી ડે' છે. તેથી વિનોદને આજે દિવાળીના દિવસ જેવો આનન્દ છે, કેમકે આજનો દિવસ વિનોદ–સ્વર્ગમાંથી ઉપરીપણું બજાવવાનો હઠ લઇ આવેલા ટોપસાંને–'યસ સર, કરવામાંથી છુટો થયો છે.

વિનોદ વિગેરે દિવાનખાનામાં બેઠાં છે. વિનોદ, મયાશંકર તથા સરસ્વતી વાતના ગપાટા મારે છે. વિમલા ટેબલપર પાથરવા માટે એક રૂમાલ ગુંથવાનો લઇ બેઠી છે. કોઇક વખત આ ત્રિપુટીની વાતોમાં ટહુકો પૂરે છે. અર્થાત્ એમજ કહો કે સરસ્વતી, વિમલા પાસે ટહુકો પૂરાવે છે.

મયાશંકર—'વિનોદ, આ સોફા તો નવો લાગે છે ને ! એ ક્યારે લાવ્યો ?"

વિનોદ—"તું અહીં આવ્યો તેના એક બે દિવસ પહેલાંજ લઇ આવ્યો !"

મયાશંકર.—"ત્હારૂં તો ઠામ કંઇ વધતું જાય છે ને ? કંઇ પગાર બગાર વધ્યો કે શું ? કે પછી આ બધો મુરલીધરભાઇનો ઠાઠ છે !"

વિનોદ—"હા, પગાર તો પચીસ રૂપીઆ વધ્યો છે, બાકી મુરલીધરના તે કંઇ ટળવાના હતા ?"

મયાશંકર—"ત્યારે, પગાર વધ્યો તેની આ જાહેરખબર ટાંગી છે ખરું કની ? મુરલીધરભાઇ પાસે એક રાતી પૈ આવી કે ગવર્નમેન્ટ ગેઝેટમાં પબ્લીશ થવુંજ જોઇએ, હમણાં હમણાં તું તે કંઇ ખૂબ રોફ મારે છે ને !"

અહીં વિનોદનો-મયાશંકરને જવાબ આપવાનો ભાર સરસ્વતીએ ઉપાડી લીધોઃ- " મયાશંકરભાઇ, તમે તમારા ભવિષ્ય તરફ જરા દૃષ્ટિ દોડાવી જુવોની. તમે ઇંગ્લન્ડમાં ડૉક્ટરની પરિક્ષા આપી આવશો, ત્યાર પછી તમારો રોફ તો કેવોએ હશે!"

મયાશંકર.—"ભાભી, અમે તો કાઠિયાવાડી ભાઇઓમાં કંઈ સુરતીઓ જેટલો ફેરફાર થવાનો નહિ. અમે તો કાઠિયાવાડીજ રહેવાના."

સરસ્વતી —"હવે, બેસો, બેસો! તમે તે કયા દિવસના કાઠિઆવાડી? આ ચાર પાંચ પેઢી થયા ત્યાં વસો છો, એટલે કાઠિઆવાડી થઇ ગયા, ખરૂં કની! તમે મૂળ તો સુરતનાંજ કેની?"

મયાશંકરઃ—"તેમા શું? મારા બાપદાદા તો કાઠિયાવાડીજને? અમારો કંઇ તમે સુરતીઓ સાથે સંબન્ધ રહ્યો છે?"

સરસ્વતીઃ—"સબન્ધ નથી રહ્યો તો થોડા વખતમાં થશે. કંઇ આઘે છે! 'મામાનું ઘર કેટલે તો કે દીવા બળે તેટલે!' તેમ, હવે તો તમને સુરતી થવાનાં સ્વપ્નાં આવતાં હશે?" એમ કહી સરસ્વતીએ વિમળા તરફ જોયું. વિમળા પણ તે વખતે તેની તરફ ખાડી નજરે જોતી હતી. બન્નેની ચક્ષુઓ મળી. તેઓના વદનપર સ્મિત રમી રહ્યું. વિમળાએ વ્હાલ ભરેલી, ઠપકાની નજરે સરસ્વતી તરફ જોયું. આ ત્રણું ભોજાઇની ચક્ષુઓની સ્નેહાળ રમત મયાશંકર અને વિનોદ રમુજથી જોઇ રહ્યો મયાશંકરે, સરસ્વતીને જવાબ આપવાના અખાડા કર્યા. વિનોદ હવે વચ્ચે પડ્યો—" મયાશંકર, તેં મૌન ધરી ત્હારી હાર સ્વીકારી કે શું? એ તો સુરતાણી! તમારી કાઠિઆવાડની સ્ત્રીઓ ન હોય કે કોઇ બૂમ પાડતું બારણે આવ્યું હોય તો, બારણું ઉઘાડવાને કે જવાબ આપવાને બદલે, ઉલટા ઘરના કયા છટ્ઠે ખૂણે ભરાઇ જાય, તેનો કંઈ પત્તોજ નહિં લાગે!"

મયાશંકર—" ઠીક ભાઈ, તમે બે જણાં ને હું એકલો. તમારાં બન્નેમાંથી કોઇ નમતું મૂકે એવા નથી, એટલે મ્હારે શું કરવું? તમે બે એક બોલતાં થાકે કે બીજું બોલે. તમને બન્નેને જવાબ આપતાં આપતાં મ્હારૂં તો મ્હોં પણ દુખી જાય! આપણે તો મુંગા રહેવુંજ વધારે પસંદ કરીયે છીએ."

આમ દિવાનખાનામાં ગોષ્ઠિથી આનન્દ વરસી રહ્યો છે, ત્યાં એક પરબીડીયું લઇ રામો દાખલ થયો. તેણે તે વિનોદને આપ્યું.

વિમળાને તે પરબીડીઆપરના અક્ષર પરિચિત લાગ્યા તેથી પૂછ્યું.—" વિનોદભાઇ, એ કોનો પત્ર છે? બાપુજીનો છે?"

વિનોદઃ—" ના રે! એતો આ કુસુમનો પત્ર છે. કેમ, મયાશંકર, ત્હારો પત્ર ફોડું કે? તું વળી મનમાં બબડાટ કરશે. જા નથી ફોડતા, લે ત્હારો પત્ર." એમ કહી કોઇ ન જુવે તેમ, મયાશંકરને કંઇ સંકેત કરી પત્ર તેના હાથમાં આપ્યો.

વિનોદઃ—" વિમળા બ્હેન, આજે તો તમારા હાથની બનાવેલી સહાંપીની છે, બનાવી લાવશો?"

" હા, ભાઇ!" એમ કહી વિમળા રૂમાલ ગુંથવાનો રહેવા દઇ, ચહા મૂકવા રસોડામાં ગઈ, એટલે વિનોદે મયાશંકરના હાથમાંથી પત્ર લીધો અને ફોડતાં ફોડતાં કહ્યું—

" આ નદશંકરનો પત્ર છે હું ધારું છું કે એમાં કંઇ જરૂર ગરમાગરમ લખ્યું હશે તે વિમલા જાણે તો એ વળી ઉદાસ થઇ જાય તેથી મેં એને આ યુક્તિથી અહીંથી આઘી ખસેડી, હવે સાંભળો —

ગોપીપુરા
સૂરત. તા . ..

રા રા. વિનોદભાઇ !

જત વિમલા મને કહ્યા વિના મુંબઇ ચાલી આવી છે તમારી ફરજ હતી કે એને તૂરતજ, તમારે સુરત મૂકી જવી હતી પણ તે કંઇ તમારા ધ્યાનમાં રહ્યું નથી, હશે મ્હેં તેડવા મોકલેના કૃષ્ણમુખરામ સાથે તો તમારે મોકલવીજ જોઇતી હતી તેમ નહી કરતાં ઉલટું–તમે, અને વિમલાએ–કૃષ્ણમુખનું હડહડતું અપમાન કર્યું છે મ્હેં મોકલેના માણસ સાથેનું તમારૂં એ વર્તન તમને છાજતું નથી. તમે આ પત્ર વાંચી તૂરત વિમલાને સુરત મૂકી જજો. નહી તો પછી આગળ મ્હારૂં મગજ શું કામ કરશે, તે હું કહી શકતો નથી વાસ્તે જરૂર આ પત્ર મળે, ત્યાર પછીની ટ્રેનમાં આવી વિમલાને સુરત મૂકી જજો. આ બનાવથી હું ઘણો નારાજ થયો છું.

લી० નદશંકરના ~
ઘટિત

નદશંકરનો ઉપરોક્ત પત્ર વિનોદે વાંચ્યો એક બે ક્ષણ સર્વ મુંગા રહ્યા પછી સરસ્વતી બોલી–" ના મ્હારે તો વિમલાને સુરત મોકલવી નથી શું એ છોકરીની મા નથી, તેથી એની સાવકી માને અને ડુવાજીને, એના પર પિત્તાળ પાડવાનો હક છે ? ડુવાજીને પણ નહી સુજતું હોય કે–વ્યસની અને નધી વાતે પૂરાને તે આવી રત્ન જેવી દિકરી અપાય ! મ્હારી પાસે એ ન્હાનપણથી રહી છે, અને હવે પણ રહેશે વિમલા, મને એક ન્હાની બેન કરતાં પણ બહુજ વ્હાલી છે મ્હારી વિમલાને તો હું મ્હારી પાસેજ રાખીશ. " હૃદય ભરાઇ આવવાથી તે વધુ બોલી શકી નહી

વિનોદ —" હા મ્હારો પણ વિચાર વિમલાને મોકલવાનો તો નથીજ પરંતુ આ પત્રનો જવાબ આપવો કે નહી ? શું જવાબ આપવો ? "

કેટલાક તર્કવિતર્ક પછી બધાનો મત થયો કે પત્રનો જવાબ તો લખવો વિમલાને સુરત નથી મોકલવાની જાણી, સરસ્વતી ખૂશી થઇ. સરસ્વતીને કર્ણે–નુપૂરનો મૃદુ અને મધુર રવ આવ્યો સરસ્વતીએ પાલવેથી અશ્રુઓ લૂછી નાંખ્યા અને કંઈ બન્યું ન હોય તેમ બધા પાછા સ્વસ્થ થઇ બેઠા

વિમલા—એક જર્મનસીલ્વરની તાસકમાં ચહાના ત્રણ પ્યાલા ગોઠવી તે તાસક લઇ દિવાનખાનામાં આવી તે સરસ્વતી આગળ મૂકી ત્રણ પ્યાલા જોઇ વિનોદે પૂછ્યું–" વિમલા બ્હેન, આ ત્રણ પ્યાલા કેમ ? એક પ્યાલો ત્હારો, એક ત્હારી ભાભીનો ને એક મ્હારો બીજો એક જોઇએ કેની ? મયાશંકર, ત્હારે ચહા નથી પીવી કે શું ? ઓ ત્યારી ! તે તો ચહાનો પ્યાલો લઇ પણ લીધો છે ને શું ? ત્યારે તો વિમલા બ્હેન, એક બીજો લઇ આવો આજે તો આપણે બધા અહીંજ ચહા પીશું '

વિમલાઃ—" ભાઇ, મ્હારે હમણાં નથી પીવી હું પછી ચહા પીશ."

વિનોદઃ—" કેમ નથી પીવી ? જા, જા, વાલમઈ ! ત્હારી ચહા અહીં લઇ આવ. કંઇ માથું ચળવળે છે કે શું ? ટપલો બપલો ખાવો છે ?" તે વિમલા સામે હસતો જોઇ રહ્યો.

સરસ્વતીઃ—" તમે એને હજુ ક્યાં સુધી ટપલા માર્યા કરશો ? તમને એનાપર વ્હાલ આવે, એટલે એને ટપલા ખાવા પડે ! એ તે તમારૂં વ્હાલ કેવું. ! વિમલા બ્હેન, મ્હારા સુમ. તમારી ચહા અહીં લઇ આવો. નહી તો કોઈ પણ ચહા નથી પીવાની. અરે ! વાહ ! મયાશંકરભાઇ, તમે તો ચહા પીવા પણ માંડીને ! લાવો પ્યાલુ ! બધાં સાથે ચહા પીશું. જાઓ, વિમલા બ્હેન, તમારી ચહા લઇ આવો. ને પેલા દાબડામાં પૂરી છે તે પણ લેતાં આવજો."

વિનોદઃ—" ત્યારે તો આપણે ચહા વધારે જોઇશે. આ મયાશંકરે તો અર્ધું પ્યાલું ખલાસ કર્યું છે. એટલે એને તો મ્હારાથી બમણી જોઇશું. વિમલા બ્હેન, બીજી કીટલી ચહા પણ લેતાં આવજો."

વિમલા, ચહા અને પૂરીનો દાબડો લઇ આવી. ચારે જણે આનન્દ કરતાં કરતાં, ચહા અને પુરીને ઇન્સાફ આપ્યો, તે પણ જેવો તેવો નહી ! વિનોદ અને મયાશંકરે તો, સરસ્વતીને કહી દીધું કે—' તેઓ રહાજે ફક્ત દહી અને ભાતજ ખાશે રોટલી બોટલી નથી ખાવાના.'

સરસ્વતી—" ચાલો, વિમલા બ્હેન; આજે સ્હવારે તમે, મ્હારી પાસે લીધેલી કબુલાત ભૂલી ગયાં લાગો છો ? માઠું થયું આજે તો આપણે ચારે જણાં બીઝીક રમશું. તમે પાન બનાવી રહી પાનાં લાવો "

વિમલા—" ભાભી, રહવારે તમારી પાસે લીધેલી કબુલાત હું કંઇ ભૂલી ગઇ નથી. તમારા કહ્યાં પ્રમાણે આજે તો વિક્ટોરિઆ ગાર્ડન જોવા મને તેડી જવી પડશે. હું તમને હમણાં કહેવાનીજ હતી. બીઝીક નથી રમવી. આ પાન બનાવી રહી છું. હમણાં કપડાં પહેરી લઇશું."

વિનોદઃ—" એ તમારૂં ' હમણાં ' કેટલાં કલાકનું છે ? તું ને ત્હારી ભાભી, કપડાં પહેરવામાં ખાસ્સો દોઢ કલાક લેશો !"

વિમલાઃ—" હા તે અમે કપડાં પહેરવામાં દોઢ કલાક લેતાં હઇશું ? ભાઇ, તમનેજ બહુવાર લાગે છે. અમે તો દશ મીનીટમાં તૈયાર થઇ જઇશું. જોઇએ ત્યારે કોણ જલદી કપડાં પહેરી લે છે ? લ્યો, ભાઇ, આ પાન. ભાભી, ચાલોની, આપણે કપડાં પહેરી લઇયે."

નણંદ ભોજાઇ કપડાં પહેરવા ગયાં. અહીં વિનોદે અને મયાશંકરે પણ તૈયારી કરવા માંડી. વિનોદે, રામાને ' વિક્ટોરીઆ ' બોલાવવાનું કહ્યું.

સરસ્વતી અને વિમળા ઝટઝટ કપડાં પહેરી આવ્યાં. મયાશંકરે પણ કપડાં પહેર્યાં હતાં. વિનોદને જોકેટ અને કોટ પહેરવાના રહ્યાં હતાં. વિમલાએ મશકરે મ્હોંથી કહ્યું— "કેમ, ભાઇ, કોને વાર લાગી ? હજુ તો ટોપીને બટન મારવાનો છે ! લાવો હું ટોપી સાફ કરી આપું."

વિમલાએ ટોપી સાફ કરી, વિનોદના હાથમાં આપી. વિનોદે ટોપી લેતાં, એક મૃદુ ટપલી મારતાં કહ્યું-" વિમના બ્હેન, આ બક્ષિસ !"

વિમલાએ જરા લાડ કરતાં કહ્યું-" ભાભી, જુવોની ! હાં, વિનોદ ભાઇ, હું તમારૂં હવે કંઇ કામ નહી કરૂં જો તમે આમ ટપલાં માર્યા કરશો તો."

વિનોદે જરા હાસ્ય સાથે —" આગ, બાપ ! કેટલું ક્યાં વાગ્યું ?" કહી, વિમલાના માથાપર બીજી એક ટપલી મારી

રામાએ આવી ખબર આપી કે ગાડી આવી છે. રામો વિશ્વાસુ હતો;-તેથી તેને ઘર સોંપી, સર્વ બાગ જોવા ગયાં.

× × × × × ×

" હું જાણતીજ હતી કે તમારા પત્રને પુત્ર નથી કરવાના કેમ ? તમે તો કહેતા હતા ને કે-' આ પત્ર લખ્યો છે એટલે વિમલા આવશે તે કેની આવી ? શું લખે છે ? હાં, કે વિમલા હમણાં નથી આવવાની એમજ લખે છે ને ? કૃષ્ણભાઇ, જરા ફરીથી એ પત્ર વાંચો તો "

મુંબઇથી વિનોદે લખેલો પત્ર નરશંકરને મળ્યો. એ પત્ર આવ્યો ત્યારે કૃષ્ણમુખરામ ત્યાં બેઠા હતા કૃષ્ણમુખે પહેલેથી ગણત્રી કરી રાખી હતી કે, પત્રજ આવશે, અને તે આ વખતે આવતો જોઇએ તેથી તે આવે તે પહેલાંજ પોતે ત્યાં ગોઠવાયા હતા પત્ર વાંચ્યા પછીનો આ, ચંચળવહુગીનો ઉકળાટ છે એકવાર પત્ર સાંભળી સંતોષ ન થયો, તે બીજી વાર પત્ર વાંચવાનું કૃષ્ણમુખને કહે છે કૃષ્ણમુખ પત્ર વાંચે છેઃ—

સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ. .....

મુરબ્બી ફુવાજી !

જત આપનો પત્ર મળ્યો છે હું નથી ધારતો કે આપને નારાજ થવાનું મે કંઇ પણ કારણ આપ્યું હોય છતાં આપ નારાજ થયા છો, જાણી હું ઘણો દિલગીર છું વિમલાને તુરત મોકલી દેવાનું આપ લખો છો તો આપ મુખત્યાર છો." તે પ્રમાણે હું મોકલી આપીશ પરંતુ એવું અગત્યનું શું કામ છે ? તેનું આપે કે કૃષ્ણમુખે મને કંઇ કહ્યું નથી. આપને વિદિતજ છે કે-વિમલાને અમારી માયા બહુ છે. કેમકે એ અમારી આંખ આગળ ઉછરી છે. એ આવી તેવી પાછી તરતજ મોકલી દેવી એ મને ઠીક લાગતું નથી. જો કે એ છોકરી તો કૃષ્ણમુખરામ આવી ગયા, ત્યાર પછી કહ્યાં કરે છે કે-' મ્હારે સુરત જવું છે ' કૃષ્ણમુખભાઇએ એને ધમકાવી નાંખી હતી તેથી એ એમ કહ્યાં કરે છે, એમ મને લાગે છે શું આપને મ્હારો કાંઇ અવિશ્વાસ આવ્યો છે ? કૃષ્ણમુખરામની સમક્ષમાં આપે જે લખ્યું છે તે વાંચી હું, બહુ અજાયબ અને દિલગીર થયો છું. મ્હેં કે વિમલાએ એનું કશું અપમાન કર્યું નથી. વિમલા તો બિચારી એક અક્ષર પણ બોલતી નથી ! તો પછી અપમાન કર્યાની વાતજ કેવી !! વિમલાને થોડા દિવસ પછી જરૂર સુરત મોકલી આપીશ. મુરબ્બી ફઇને અમારા બન્નેના પ્રણામ કહેશો વિમલાએ આપને અને મ્હારા ફઇને પ્રણામ લખાવ્યા છે

લી. આપના આજ્ઞાંકિત
વિનોદના પ્રણામ

કૃષ્ણમુખે ઉપર પ્રમાણેનો, વિનોદે લખેલો પત્ર વાંચી સંભળાવ્યો. તે સાંભળી ચંચળલક્ષ્મી વધારે ઉકળી—"હા, ત્યારે મ્હારો ભાઇ જૂઠ્ઠું કહે છે અને એ સાચું બોલે છે. એ તો બિચારી એક અક્ષર બોલી નથી. શું કામ બોલે ? બિચારી ? હા કેમકે અમે કંઈ એને ખાવાનું આપીએ છીએ ? નથી આપતા પછી બિચારીજ હોય કની ? એને પેલી સરસ્વતીની અને વિનોદની માયા ! એનું તો એ અને પેલી ડોસલી (વિમળાની માતામહિ) જ બધું કરે છે ! મ્હારે શું ? તમારે ફાવવે તેમ કરજો. મ્હારો ભાઈ, પોતે ગમે તેવું સંકટ વેઠી–જોકે મ્હારા ભાઇને તો તેમાં કંઇ લાભ નથી છતાં પણ તમારૂં સારૂં કરવા મથે; ત્યારે પેલી કહેવત વાળી વાત કે 'દયાની માને ડાકણ ખાય.' મ્હેં તમને કેટલી-વાર કહ્યું કે વિમળાને સરસ્વતી સાથે નહિ રાખો. મ્હારૂં કંઇ તમે સાંભળો ? સરસ્વતીજ વિમળાને ચઢાવે છે. અને આપણી સાથે વિરોધ વધારે છે. વધારે ભણેલીઓ બધીજ એવી હોય ! જુવોની ! તે દિવસે વિનોદની વર્ષગાંઠ હતી, ત્યારે એના મિત્રો અને મિત્ર પત્નીઓનું એક મ્હોટું સંમેલન કર્યું હતું તેમાં તમારા દેખતાં અને વિનોદના બધા મિત્રો દેખતાં સરસ્વતી હાર્મોનીયમ વગાડવા બેઠી પછી તો તેણે હાર્મોનીયમ વગાડતાં વગાડતાં ગરબા પણ ગવડાવવા માંડયા બધાના દેખતાં એને શરમ ના આવી ? પેલી ડોસી પણ એને ઠપકો દેવાને બદલે સરસ્વતી કંઇ મારૂં કાર્ય કરતી હોય તેમ રાજી થાય અને એના વખાણ કરે કે, મ્હારી વહુ કેવી હોંશીયાર છે ! કોઈની લાજ શરમ રાખે નહિ એવી ડોસીની વહુ ડોસીને હોંશિયાર લાગી ! ડોસીયે વિનોદની હા એ હા ભણ્યા કરે છે તો તમે જો જો તો ખરા ! સરસ્વતી વિમળાને પોતાના જેવી કરી મુકશે વિમળા જો મ્હારી પોતાની છોકરી હોય તો હું એક ક્ષણભર ત્યાં ન રહેવા દઉં પણ શું કરૂં ? એ માવડી છે એટલે કઈ બોલાતુ નથી !" આટલું–ધાણી ફુટે તેમ–ફડફડ બોલી, જરાક શ્વાસ લેવા થોભી નંદશંકર તેને શાંત પાડતાં બોલ્યા:–"પણ તું અકળાય છે શું કામ ? વિમળા હમણાં ગઇ છે થોડા દિવસ પછી આવશે–અને વિનોદે કંઇ એમ નથી લખ્યું કે આપણે વિમળાને દુઃખ દઇએ છીએ. ઉલટું એતો એમ લખે છે કે 'આપ મુખત્યાર છો' વિનોદ, સરસ્વતી અને વિમળાએ તને પ્રણામ લખાવ્યા છે એમ કહી નંદશંકરે કૃષ્ણમુખને પૂછયું–"કેમ, કૃષ્ણમુખરામ, એમજ આ પત્રમાં છે ને ?"

કૃષ્ણમુખઃ—"હા, લખ્યું તો એમ છે," એટલું કહી મુંગો રહ્યો. કેમકે એને લાગ્યું કે ચંચળલક્ષ્મીએ જે લેક્ચર ચલાવ્યું હતુ તે પૂરતું હતું તેથી એટલુંજ બોલ્યો. પરંતુ એટલુંયે સીધી રીતે બોલાયું નહી, તેથી વચ્ચે મ્હોટો મણનો 'તો' લાવી મુકી દીધો. એની બ્હેનને સમજાવવા–વિનોદે પત્રમાં તો લખ્યું છે ખરૂં, પરંતુ તે લખવામાંજ. એની અસર ચંચળલક્ષ્મીપર તત્કાળ થઈ–"હા, તેની ખબર પડી ગઇ ને ? મુખત્યાર છો ને નહી મુખત્યાર છો તે એમ હતું તો એણે ગોઠવી કેમ નહી ? એનું, એવું તો મને બહુએ લખતા આવડે છે. લખ્યા પ્રમાણે કંઇ કરી બતાવ્યું ? તમારે મ્હોંયે તો એ તમને 'મ્હોટા ભા' કહે અને પાછળથી તમારી નિંદા કરે, એ તમને સારૂં લાગે છે કની ? વિનોદના મિત્રે મ્હારા ભાઇનું અપમાન કર્યું નથી, પરંતુ મ્હારા ભાઇએ તેનું અપમાન કર્યું, ખરૂં ને ? તેનું કહેવું તમને ખરૂંજ લાગતુ હશે "

હજુ વિશેષ બહુકીમત ફટાકા દોડવાનો વિચાર કરે છે, ત્યાં તો નીચેથી કોઈ પોતાને બૂમ પાડતું સમજાયું એટલે આગળ બોલવાનો વિચાર માંડી વાળ્યો કૃષ્ણમુખ પણ ગયો પરંતુ જતાં જતાં એક ગપ્પો હાંકતો ગયો—"ઓ ! હું તો આપને કહેવાનુંજ ભૂલી ગયો ! આજે સવારે ચૌટે હું શાક લેવા ગયો હતો ત્યારે મ્હને મનસુખરામભાઈ મળ્યા હતા તે કહેતા હતા કે—'હવે મ્હારે હા-ના નો જવાબ જોઈએ છે, બીજે ઘણે ઠેકાણેથી માગાં આવે છે, માટે મ્હારે જવાબ જલદી જોઈએ નહી તો પછી મ્હારો દોષ મહતા નહી.' આટલી વાત થઈ છે હવે એને શું જવાબ આપું ?"

નંદાશંકર—'કહેજો કે આઠ દિવસ પછી જવાબ આપીશું "

ચંચળલક્ષ્મી—'હા તે આઠ દિવસ સુધી, એવા મોટા ઘરનો છોકરો તમારા જવાબની વાટ જોઈ બેસી રહેશે કે ? જે કહેવું હોય તે હમણાજ કહી નાખોની.'

નંદ—"વિમળા આવશે પછી જવાબ આપશું "

ચંચળ—"ત્યારે જાઓને તેડવા એવું ઘર ફરી ફરી મળવાનું નથી " આમ બોલે છે ત્યાં તો એની સહિયર જેણે એને નીચેથી બૂમ પાડી હતી તે-માળપર આવી. એટલે ચંચળલક્ષ્મીથી કંઈ વધારે બોલાયું નહિ

કૃષ્ણ—"શેઠ, આજ રાત્રની ટ્રેનમાંજ જાઓની હું ધારૂં છું કે તે આપને વધુ સગવડભર્યા થશે

નંદ—"ત્યારે આજ રાતે જઈશ

કૃષ્ણ—"હું સ્ટેશનપર મુકવા આવું ?" નંદાશંકરનો જવાબ નકારનો મળ્યો

કૃષ્ણમુખરામ મનમાં બબડ્યા—"ચાલો સારૂં થયું નહિ તો વળી રાત્રે એક દોઢ વાગ્યા સુધી જાગવું પડત પાછું સ્ટેશનથી આવતાં ગાડી કરવા ને ગાડીના પૈસાનું ગોપીચંદન કરવું પડતે તેમ નહિ તો અધી રાત્રે દોઢ ગાઉનું ચક્કર લેવું પડશે એકતો રાત્રી પણ અંધારી છે. ચાંદરણાં હતે તો ચાલ્યા આવતે પરંતુ હું કંઈ દુઃખ વેઠું તેવો નથી ! કર્મ સંજોગે સ્ટેશને જવાનું કરતે તો આ અંદાજ ગાડી કરી લાવતે તેના પૈસા નંદાશંકર પાસે અપાવતે.

કૃષ્ણમુખ પોતાને ઘેર ગયો નંદાશંકરે મુંબઈ જવાની તૈયારી કરી. ચંચળલક્ષ્મીએ—" જો વિનોદ, વિમળાને મોકલવાની ના કહે તો તમે ફલાણું કહેજો ને ઢીંકણું કહેજો અને જરૂર તેડીજ આવજો ' એવુંજ બધું ભાષણ-નંદાશંકરને આપવા માંડ્યું એનું ભાષણ તો પૂરૂં થાય તેમ નહોતું પરંતુ ટ્રેનનો ટાઈમ કંઈ એના પૂરા થવાની વાટ જુવે તેમ પણ નહોતું નીચેથી ગાડીવાળાએ બૂમ મારી.

સ્ટેશને પહોંચ્યા ટ્રેન આવી હતી ટીકીટ લઈ મજૂર કને સામાન ઉપડાવી, બીજા વર્ગના ડબ્બામાં બેઠા ગરજ ટ્રેન એટલે ન્હાના સ્ટેશનો તરફ દુર્લક્ષ્ય રાખી આગળ અપારગંભ ચાલી જતી હતી નંદાશંકરને ચિંતાને લીધે નિદ્રા આવતી નહોતી નંદાશંકર જેમાં હતા તે ડબ્બામાં બીજા બે પેસેન્જરો બેઠા હતા. તેઓ તો થોડીવાર પછી ભીન્તરા

પાંચરી સુઇ ગયા. નંદશંકર તો સુતા સુતા વિચાર કર્યા કરતા હતાઃ—"વિનોદ વિમળાને મોકલશે તો ખરો. મ્હારૂં અપમાન તો ન કરે? એ મ્હને ન્હાનપણથી માન આપતો આવ્યો છે. પહેલાં દુઃખ શું તે જાણ્યું નહોતું. હાલ તેનો પૂરો અનુભવ થાય છે. કુમુદ! કુમુદ! (નંદશંકરના ગત પત્ની) તું જીવતી હતે તો કંઈ મને સંતાપ હતો? વિમળાનું કમનશીબ નિવડી, નહિ તો ત્હારી માતા શું કામ મરી જતે? એ છોકરીનીએ ત્યાં વિવાદ કરવાની નામરજી હશે તો કેમ કરવું? ઘરમાંના દરરોજના કંકાસથી હું હવે કંટાળી ગયો છું, શું કરવું? કંઇજ સુજતું નથી." એવા અનેક તર્ક–વિતર્કો થયા પછી જરાક આંખ મળી ગઈ. કેટલાક વખત પછી દાદરનું સ્ટેશન આવ્યું. ટ્રેન ઉભી રહી તેની સાથેજ નંદશંકરની આંખ ઉઘડી ગઇ. બીજા થોડાં સ્ટેશનો પસાર કર્યાં પછી 'ગ્રાંટરોડ' આવ્યું. નંદશંકર સામાન ઉચકાવી સ્ટેશન બહાર આવ્યા. વિકટોરીઆને વિનોદના ઘર તરફ હંકાવી.

નંદશંકરે, વિનોદના ઘર આગળ આવી જોયું તો દ્વાર બંધ હતાં. નંદશંકરે દ્વાર ખખડાવ્યાં, અને વિનોદને બૂમ પાડી. બધાં સ્હવારના પવનની મીઠી લ્હેકી લેતાં, ઉંઘતાં જાગતાં સુતાં હતાં. મયાશંકર ઉઠ્યો. દ્વાર ઉઘાડ્યાં.

નંદશંકરને જોઇ તે જરા અજાયબ થયો. પરન્તુ એણે અજાયબી દાબી દીધી. અને માનસહિત આવકાર આપ્યો. વિમલા વિગેરે ઉઠી ગયાં. અને બધાંએ બહુ આદરથી બોલાવ્યા.

નંદશંકર વિગેરે જમ્યા પછી થોડીવાર સુઇ ઉઠ્યા. દિવાનખાનામાં મયાશંકર, નંદશંકર અને વિનોદ એટલા બેઠા હતા. નંદશંકરેઃ—"વિનોદભાઈ, તમે વિમલાને કેમ ન મોકલી?"

વિનોદઃ—"મને લાગ્યું કે એ થોડા દિવસ થયાં તો આવી છે. અને પાછી તરતજ મોકલી દેવી મને ઠીક નહિ લાગ્યું. તમે જાણો છો કે એને અહીં બહુ ગમે છે. તમારા પત્રપરથી કંઇ એમ લાગ્યું નહિ કે એનું ત્યાં અગત્યનું કામ હશે, વળી કૃષ્ણમુખરામને પૂછતાં તેમણે પણ કંઇ કહ્યું નહોતું. તમે આવ્યા છો એથી લાગે છે કે, વિમલાનું ત્યાં કંઇ ખાસ કામ હશે."

નંદશંકરઃ—"તે કંઇ તમારાથી ગુપ્ત છે! આપણી જ્ઞાતિના પેલા મનસુખરામ જોડે વિમલાના લગ્ન કરવાનો વિચાર છે. જો કે માજીને પૂછતાં તેમણે તો ના કહી પરંતુ મને લાગ્યું કે એવું ઘર બીજું મળવાનું નથી."

વિનોદઃ—"પેલા મનસુખ સાથે? ના, ના. તમને એ સલાહ કોણે આપી? એતો બધી વાતે પૂરો છે. પક્કો દારૂડીયો છે એમ કહું તો કંઈ ખોટું નથી. એની પાસે પૈસો છે તેની હું ના નથી કહેતો. પૈસાને શું કરે? પૈસો હોય પણ માણસ ખરાબ હોય તેનું કેમ?"

નંદશંકરઃ—"મ્હેં ખબર કઢાવી છે પણ મ્હને તો બધે ઠેકાણેથી એને માટે સારો અભિપ્રાય મળ્યો છે. કૃષ્ણમુખરાય પોતેજ જઇ બધી તપાસ કરી આવ્યા છે. વ્હેમ

તો મ્હને પણ જરા એને માટે સંશય હતો અને મ્હારી મરજી પણ નહોતી. પરન્તુ સુખની તપાસ પછી મ્હારો વિચાર બદલાઇ ગયો છે. ત્હારી ફાઇને પણ એ ઘર પસંદ પડ્યું છે. ”

વિનોદ નંદશંકરની વાતપરથી પામી ગયો કે-ચંચળલક્ષ્મી અને કૃષ્ણમુખરામે વિમળાનાં લગ્ન ત્યાં કરવાને એને ઉશ્કેર્યા છે, બાકી નંદશંકરનો તો વિચાર નહોતો, હજુ પણ નંદશંકરને સમજાવીશું તો સમજશે ખરા.

વિનોદ —“ હું કબૂલ કરૂં છું કે કૃષ્ણમુખરામ મારફત તમને એવી ખબર મળી છે. પરન્તુ એ ખબર ખોટી છે. મ્હારાપર માજીનો મન હતો તેથી મેં ખબર કઢાવી કોઈ પણ મનસુખરામ માટે સારૂં નથી કહેતું અને કેટલાક તો મને કહ્યું કે-'તમને તેને માટે એવો વિચારેજ કેમ આવ્યો ? પાત્રીસ વર્ષનો છે. પરન્તુ હજુ એ કુંવારો છે ઉપરથીજ ધારી લ્યોને. એને ઘેર લક્ષ્મીની કૃપા છે છતાં કોઇ કન્યા નથી આપતું. તેની આબરૂ કેવી છે તે તો સારી ન્યાત જાણે છે તમે અહીં રહી જાઓ તો હું તમારી ખાતરી કરાવી આપું બીજા ઘણાએ સારા સારા છોકરાઓ છે. ”

એટલામાં કંઈ કામ પ્રસંગે વિમળા ત્યાં આવી. વાત બંધ પડી. નંદશંકરે વિમળાને કહ્યું —“ કેમ બ્હેન ત્હારા મામા સાથે તું બોલી પણ નહિ ? તું એમ કરે તે ત્હારા મામાને ખરાબ લાગે કે ની ? ”

વિમળાથી કંઇ જવાબ અપાયો નહિ. તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. તેને તેની માના યાદ આવી. તે સ્તંભીભૂત થઇ ઉભી રહી

વિનોદ —“ એ બિચારી શું બોલે ? એ ગાય જેવી છોકરીને એણે તો પહેલેથીજ ખડાવવા માંડી હતી. મ્હારી સાથે પણ બહુજ અસભ્યતાથી વર્ત્યા હતા આ મ્હારા મિત્ર તેમને શાંત પાડવા ગયા, ત્યારે એનું પણ અપમાન કર્યું તે મને બહુ લાગી આવ્યું હતું. ”

મયાશંકર બોલ્યો —“ ના ના. મ્હને કંઈ એમાં અપમાન લાગ્યું નથી. દરેક મનુષ્યની પ્રકૃતિ કંઇ સરખી હોતી નથી. ”

વિમળા દયામણું મ્હોંએ ઉભી રહી હતી તેને જોઇને નંદશંકરને વિમળાની માતા જીવતી હતી ત્યારે તે કેવા લ્હાવમાં ઉછરતી હતી તે સાંભરી આવ્યું અને બીજીવાર લગ્ન કર્યાં પછી પોતે જાતેએ તેટલી વિમળાની સંભાળ રાખી શક્યા નથી તે લાગી આવ્યું. તેનો વાત્સલ્ય ઉભરાયો. તેનાં અશ્રુઓ કંઇક ભીનાં થયાં નંદશંકરને વિમળાને પોતાની પાસે બોલાવી વિમળા પિતા પાસે આવી. તેની ચક્ષુઓએ શ્રાવણ રેલ્યો. આજ કેટલાક વખતનો ઉભરો પિતા પાસે ખાલી કર્યો નંદશંકરે વિમળાને માથે તથા વાંસે હાથ ફેરવ્યો અને તેને સાંત્વન આપ્યું

સ્હાંજે નંદશંકર અને વિનોદ ગાડીમાં બેસી સોમનાથ તરફ ફરવા ગયા મયાશંકર એના મિત્રને મળવા ગયો હતો કેટલીક આમતેમની વાતો પછી, અનુકૂળ પ્રસંગ જોઇ વિનોદે પૂછ્યું —“ તમારા મયાશંકરને માટે શું અભિપ્રાય છે ? ”

બાલ ! તે તો બાલ ! જગમાં બાલપર રહો વ્હાલ !
મૃદુ-કમળનું બદન રસીલું ! કોમળ કોમળ બાલ !
વેરીના હૈયામાં વાગે, તે તો રૂડાં બાલ !
બાલ ! તે તો બાલ ! જગમાં બાલપર રહો વ્હાલ !
અંતરમાં ઉપાધિ કંઈના, સાચે સાચાં બાલ !
ધીરેથી વન્દન તો દેવાં, દેવદૂત એ બાલ !
બાલ ! તે તો બાલ ! જગમાં બાલપર રહો વ્હાલ !

---

# પ્રભુ પ્રાર્થના.

લેખક—શ્રીયુત "સુરેન્દ્ર."

( ભુજંગી છંદ )

અહો, ઇશ આજે મળ્યા ગુણ આરા,
કરીએ અમે પ્રાર્થના દુઃખ જાના;
અમારી કુટેવો પ્રભુજી સુધારો,
નિરાધારને એક આધાર-તારો. ૧

રહીએ નિરોગી સદા સર્વ સારા,
ગણીએ ગુણો ભાવથી જેહ તારા,
કરૂણા કરીને દુઃખોને નિવારો,
નિરાધારને એક આધાર તારો ૨

અમારા બધામાં સદા સંપ આપો,
રહેલી અમારી કુબુદ્ધિજ કાપો,
હમેશાં વધે સંપમાં જે સુધારો,
નિરાધારને એક આધાર તારો ૩

ધરીએ બધાં જે ગુણો સર્વ સારા,
બધા સંકટોને સદા ટાળનારા.
ગણીએ દુઃખો તો નથી કોઇ આરો,
નિરાધારને એક આધાર તારો ૪

કરીએ બધાં પ્રાર્થના શીશ નામી,
તમે છો સદા સર્વના શુભગામી;
અમારી વિનંતી હૃદેમાં ઉતારો,
નિરાધારને એક આધાર તારો ૫

# સુન્દરી સુબોધ.

( સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો " સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, પોતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુખ્ય ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને. કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે; સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાક્ષમિની બની દુઃખતિમિરમાં ડુબતા માનુષના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સન્તાનોના વિશ્રામ અને પ્રકૃતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી, હર્ષાકર્ષી કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે " )

પુ. ૧૬ મું. ] નવેમ્બર—ડીસેમ્બર ૧૯૧૯ [ અંક ૧૧-૧૨.


## ज्ञान सुगन्ध.

### ઉદ્ધાર.

દુઃખી પડોશીઓ જે માણસ બધા તરફ દયા રાખે છે ત્હેનેજ, પોતાનો બોજો ઓછો થતો લાગે છે.

ઓ બન્ધુ ! ત્હારા જાતિબન્ધુને આલિંગન આપ; જ્યાં દયાનો વાસ છે ત્યાંજ ધાર્મિક શાન્તિ હોય છે. એક બીજા પર સ્નેહ રાખવો એજ ખરી સેવા છે.

દરેક સ્મિત એ સ્તોત્ર છે અને દરેક દયાનું કામ એ પ્રાર્થના છે.

ત્હમારા માર્ગમાં અનેક દુઃખ છે. શ્રદ્ધા, આશા, અને ધીરજથી આગળ વધો. દુનિયા પાપી મનુષ્યોનાં દુઃખ ઓછાં કરવાના અનેક પ્રસંગો ત્હમને આપશે.

અહંતાનો નાશ થયા સિવાય પાપ દુર કરવાની આશા વ્યર્થ છે. સ્નેહની સેવામાં અહંતાને તો વીસરીજ જા, અને તેમ કરીશ તો પછી દેવદુતોએ ત્હારા ગ્રન્થે મળવેલા કાર્યનું ઋણ તું નહિ વાળી શકે તો તેઓ પણ વીસરી જશે. જે એકલો જાય છે ત્હેને માટે સ્વર્ગનો દરવાજો બંધ છે. કોઈ પણ આત્માનો ઉદ્ધાર કરો અને ત્હમારો ઉદ્ધાર થશે.

( વ્હીટીઅર ).

—સ્વ. અંબાલાલ પટેલ કૃત "યુવક રત્ન."

હતી કે એના શિક્ષકો પણ એને પ્લેટોનીઝમના અવતાર રૂપ માનતા હતા. અને જે પાઠશાળામા એમોનીયસ અને હીરોક્લીસ જેવા સમર્થ વિદ્વાનોની સત્તા ચાલી હતી અને ગ્રીસ તથા શહેનશાહી રોમના અભ્યાસીઓ પણ શીખવા સારૂ જ્યાં આવતા હતા, તે પાઠશાળામા પણ હાઇ પેશીઆ જેવી બાળિકાને શિક્ષિકા તરીકે આવવાનુ આમંત્રણ કરવુ શરમ ભરેલુ ગણાતું નહોતુ

તેના વૃદ્ધ પિતા તથા શિક્ષકોએ તેના સંબંધમા જે આશા રાખી હતી તે ખરી પડી. તેની કીર્તિ થોડા વખતમાં એટલી બધી ફેલાઇ ગઇ કે તત્વજ્ઞાનના પુજારીઓ સર્વ જગાએથી એલેક્ઝાન્ડ્રીઆમાંજ શીખવા સારૂ એકઠા થયા વળી તે એટલી બધી પવિત્ર સુશીલ અને સ્વમાન વૃત્તિવાળી હતી કે અલેક્ઝાન્ડ્રીઆના બઝારમાં અને હમામખાનાઓ (ન્હાવાના સ્થળો) મા જ્યા હજારો સ્ત્રી પુરૂષો એકઠાં થઇ ગામ ગપાટા મારતાં હતાં તેવે કોઇપણ સ્થળે પણ તેના સ્વભાવ નિંદા અગર લોકચર્ચાનો મળેકપણ અપશબ્દ કોઇ ઉચ્ચા તું નહોતુ

ક્રમનશીબે તે વખતે અલેક્ઝાન્ડ્રીઆની પ્રાચીન ધર્મગાદી ઉપર શીરીલ નામનો જુના વિચારવાળો ધર્માધ્યક્ષ હતો તે ક્રૂર અને ઝનુની પ્રકૃતિનો અને બડો ધર્માંધ હતો, એની પાસે ટોળાબંધ ધર્મગુરૂઓ અને પાદરીઓ રહેતા હતા આ બધા સાધુડાઓ ઉચ્ચ કેળવણી અને વૈજ્ઞાનિક શોધખોળની વિરૂદ્ધના તેના દ્વેષના બળતા અગારામાં ઘી હોમતા હતા.

હાઇ પેશીઆની વિદ્વતાના વખાણ ચોમેર થતાં તેના વ્યાખ્યાન મંદીરમાં વધારે ને વધારે યુવકો આવવા લાગ્યા અને દેવળમા શ્રોતાજનોમાથી પણ કેટલાક મહાન હિમાયત પ્લેટોનુ તત્વજ્ઞાન તે શીખવતી હતી તે સાંભળવા જવા લાગ્યા એટલે પોતાની આ હરીફને જ્ઞાનનાં પુનીત-પ્રકાશીત કીરણો ફેલાવતી અટકાવવા અગર તો તેમ ન બની શકે તો છેવટે તેને મૃત્યુ શરણ કરવાનો શીરીલે તેના પાપી મનમાં દ્દઢ નિશ્ચય કર્યો

પ્રથમ તો તેણે તે કુમારીકાને પોતાની ઝુન ભરેલી ભ્રમણામાં ફસાવવાનો યત્ન કર્યો, કારણકે તેને મારી નાખવા કરતાં તેના તીવ્ર મગજને વ્હેમની સાંકડી ખોલુમાં જકડી નાખવામાં કે તેના બુદ્ધિબળના કીર્તિદીપને વામમાર્ગના વાયરા વડે બુઝવી નાખવામાં વિશેષ વિજય હતો પણ હાઇ પેશીઆએ ઉડાવેલો વિચારથી વિજય-વાવટો એવો તો પુષ્પ સમાન હલકો અને જીવન સમાન પ્રિય તેને થઇ પડયો હતો કે વામમાર્ગના સંકુચીત મેતાની દરવાજે થઇને તે કદાપિ જાય એ અસંભવિત ન હોતું।

હાઇ પેશીઆએ પોતાને વટલાવવાને મોકલવામા આવેલા સાધુડાની ખોટી દલીલો પોતાના બુદ્ધિ બળથી એવી સુન્દર રીતે તોડી નાખી કે તેઓ શરમાઇને પાછા ગયા એટલે હવે બીજો ઇલાજ રહ્યો નહિ એમ ધારીને શીરીલે તેને મારી નાખવાનો મક્કમ ઠરાવ કર્યો અને પીટર ધિ રીડર નામના ક્રૂર અને કરપીણ ધર્મઘેલા માણસને બોલાવી હાઇ પેશીઆ જ્યારે પાઠશાળામા પોતાનુ ભાષણ કરીને ઘર તરફ પાછી વળતી હોય વખતે ક્રુરમા ક્રુર સાધુડાઓની સેતાની ટોળીની મદદથી આ કહેવાતી જાદુગરી બાળાનો નાશ કરવાની આજ્ઞા આપી

આ પછી તે,—" હાઇ પેશીઆની પૂઠે અસૂર લાગ્યો છે અને તેણેજ તેને અલૌકિક ખુબસુરતી તથા ચમત્કારી જીભ આપી છે અને તેથી તે જુદાણા અને જાદુઇ વિદ્યા વડે અલેક્ઝાન્ડ્રીઆના ભોળો લોકના આત્માને ઠગે છે,—" એવી જે કોઇ સાધુ મળે તેને વાત કરવા લાગ્યો. અન્તે સાધુઓની ટોળી ધીમે ધીમે આગળ થઇને હાઇ પેશીઆ રોજ જતી આવતી હતી ત્યાં આગળ ભેઈ ગયો. કેટલાક તો કાચગાની છીપો લઇને આવ્યા હતા, કારણકે એવી વાતો ચાલી રહી હતી કે ડાકણનું માસ અને હાડકાં એકઠાં રહે તો તેને મારી નાખ્યા પછી પણ તે જીવતી થઇ શકે. આથી આ લોકોએ એવો નિશ્ચય કર્યો હતો કે આ ડાકણનું માસ હાડકાં ઉપરથી એવી રીતે ઉતારી લેઇ જુદું પાડવું કે તેના કોઈ પણ જાદુઇ ચમત્કારથી તે સજીવન થઇ શકેજ નહિ.

જુઓ હવે શું બને છે!—એક સાધુડો સફાળો દોડી આવી અટકલ બાંધી કહે છે કે "તે નજીકમા આવી છે." એક ક્ષણ માત્રમાં તેની ગાડી દેખાય છે અને વિદ્યાની ભવ્યતાથી તેનો ચ્હેરો પ્રકાશી નીકળે છે અને જ્ઞાનના પ્રભાવથી તેની ઉંડી આંખો ચમકી રહે છે.

બુમ પાડતો તે તર્જ વિકરાળ ચ્હેરાવાળું આમતેમ હાથ અફાળતું તે મોટું ટોળું ભેગું થઇ હાઇપેશીઆની ગાડીની આસપાસ ફરી વળે છે. ઘોડાઓ ભડકી જાય છે, એટલે તે કુમારીકા ચમકીને પોતાની જગાએથી ઉભી થાય છે. અને જોતજોતામાં તે ઘાતકી પીટરના પાપી પંજામા પકડાઇ જાય છે.

તે ગાભરી બની જાય છે. પોતાને સન્માન આપતી શ્રોતાજનની મંડળીને બદલે કાળાં કર્મ કરવાથી જેના મ્હો ઉપર મેશ જેવી શ્યામતા છવાઇ રહી હતી, એવા કાળાં મ્હોંના સાધુઓનું જુથ્થ તેની નજરે પડે છે. પોતાને પીછાણતો એક પણ માણસ તેને એ મોટાં ટોળામાથી મળી આવતો નથી.

"દેવળ તરફ, દેવળ તરફ, ચાલો! આપણે આ ડાકણને આપણા દેવના મહાન રથમાં હોમી દઇએ" એવો પોકાર પડે છે અને ગાળો તથા શાપ દેતા અને પ્રાર્થના કરતા સાધુઓની આગળ પીટર તે બેભાન બાલિકાને ઘસડી લઇ જતો માલુમ પડે છે. અલેક્ઝાન્ડ્રીઆનું મોટું દેવળ આવે છે એટલે ક્રોધથી વિકરાળ બનેલો અને હાંફતો પીટર તેની મહાન યજ્ઞવેદીના ઊંચા પગથીઆ ઉપર તે અનાથ અને અશરણ બાલિકાને ખેંચી લાવે છે. અહીં આગળ પોતાના પૂજારીઓ તરફ જોઇ રહેલી વધ થયેલા મહાત્મા જિસસ ક્રાઇસ્ટની મુર્તિ માલુમ પડે છે.

ક્ષણભર હાઇ પેશીઆ શરીરના પાપીના પંજામાંથી મુક્ત થાય છે અને પોતાને મારવાને ઉગામી રહેલા સખ્ખા બધા હાથ અને વિકરાળ ચ્હેરાઓ તે જૂએ છે અને જાણે બોલવા માંડતી હોય તેમ પોતાનું મ્હોં ઉઘાડે છે. રસ્તામાંની દુઃખકારક ખેંચાખેંચી તેનો ઘોળો ઝભ્ભો ચુંથાઇ ફાટી ગયો હતો પણ તેના મુખ ઉપર તો માધુર્ય, ગાંભીર્ય અને સામર્થ્યનો દૈવતાઇ પ્રકાશ તરતો હતો. શાન્તુળમાં તેનો મધુર સ્વર ગાજી નીકળે છે પણ દેવળની અંદર ફરી વળે છે એટલામા તો હાઇ-પેશીઆના વાક્સૌન્દર્યના પ્રભાવથી પોતાના ધારેલા કામમા આ ટોળું નાહક વિઘ્ન નાંખશે એવા ભયથી પીટરે પોકાર કર્યો —" ડાકણ! ડાકણ! અરે આતો ડાકણ છે! એની મેલી વિદ્યા સાંભળશો નહીં".

અસુર તેના કાનમાં કાંઇ બોલે છે તે હું જોઉં છું અરે આતો ડાકણ છે. અને તે તેના ઉપર ધસી આવે છે. એનો ઝભો ગળાથી તે ઠીચણ સુધી ચીરી પોતાના પગ આગળ ચીથરે ચીથરે થઇ પડયાં ત્યાં લગી તેનાં બધાં કપડાં ફાડી નાંખે છે."

એક દુરાત્મા જ્યાં આવું દુષ્ટ કર્મ કરવાને આગળ થયો કે બીજા અસુરો પણ પાછળ ન રહ્યા. સુવર્ણ મણવેદી આગળ ધોળા બરફ સમ પ્રકાશતો તે સુન્દર, ઉજ્વળ, કોમળ કુમારીકાનું શરીર વસ્ત્ર રહિત થઇને શબવત્ પડયું.

સાધુડાઓ તેને મારવા મંડયા, તેના તેજસ્વી સુવર્ણ કેશ હાથમાં પકડી તાણવા લાગ્યા, અને જેઓ છીપો લઇને આવ્યા હતા તેમણે તેનું શરીર હાડકાં નજરે પડયાં ત્યાં સુધી ચામડી અને માંસ જુદાં પાડી ઘાતકી રીતે તમામ અવયવો કાપી નાખ્યા અને ડાકણને બાળી ભસ્મીભુત કરવા દેવતા માટે ધુમાધુમ કરી મુકી.

અને કાઇસ્ટની મહાન મૂર્તિ આ અત્યંત કરૂણાજનક, ત્રાસદાયક દેખાવ મુગે મોઢે જોઇજ રહી! ત્યાર પછી તેમણે દરવાજા બહાર લાકડાં ભેગા કરી ચીતા ખડકી તેના શરીરના કકડા તેમાં નાખી દેવતા સળગાવ્યો અને ડાકણની ચીતાની આસપાસ સ્તોત્રો ગાવા લાગ્યા અને જ્યારે કેવલ રાખોડી થઇ ગઇ એટલે તે હવામાં ઉંચે ઉડાડી દઇ પોતાના ક્રૂર કાર્યની કૃતેહથી હરખાતા ઘર તરફ વિદાય થયા.

હવે શીરીલને શાંતિ વળી, કારણકે હવે તેનો હરીફ તેના શ્રોતાજનને ખેચી જશે, એ ભય રહ્યો નહોતો, અને પીટર પણ પોતાના કરપીણ કૃત્યથી પરવારી દારૂ પીને પોઢી ગયો! પણ તે દુષ્ટોને અને સાધુડાઓને જીવન પર્યંત એવા તો ભયાનક સ્વપ્ના આવ્યાં કર્યા કે તે દિવસે તેમણે-પોતે કરેલ કાર્ય તે પુણ્યનું કે પાપનું હતુ તે બાબત અનેક તર્ક વિતર્ક થયા અને આખરે ખાત્રી પણ થઇ હોવી જોઇએજ.

કાળાં કૃત્યના સાક્ષીભૂત બનેલા તે દેવલમાં લોહીની નીકો અને માણસના માંસના ટુકડા અને વીખેરી નખેલા સોનેરીવાળા પડયા હતા.

અને કાઇસ્ટની મહાન મૂર્તિ તે મુગે મોઢે જોઇજ રહી!

---

## ઘડી ગમ્મત!

ચાલુ જમાના બાળકો દુરંદેશી હોય છે એક મનુષ્યને પોતાની પુત્રીને માટે ઘણોજ સારો અભિપ્રાય હતો. એક દિવસે તેણે કહ્યું "બેટા! આજે સવારે એક માણસ મળ્યો અને તેણે તારા નાના ભાઇના બદલામાં એક ઓરડો ભરી સોનું આપવાનું કહ્યું. જો હું નાના ભાઇને તેટલી કિંમત લઇ વેચી દઉ તો તારે માટે જોઇતી દરેક વસ્તુઓ ખરીદવા શક્તિવાન થઉં. બેટા! નાના ભાઇને વેચી દઇશું?"

પુત્રીએ જવાબ આપ્યો "ના પિતા ના" પુત્રીના નિસ્વાર્થી જવાબ સાંભળી હર્ષઘેલો પિતા તેને અભિનંદન આપવા જતો હતો તેવામાં તે બોલી "નાના ભાઇને સહેજ વધારે મોટો થવા દો, પછી તમને માલુમ પડશે કે તે તમારા ધારવા કરતાં પણ વધારે કિંમતી થશે!!"

એકાએક સુન્દરસિંહે ચીસ પાડી અને પોતાની કુમળી ગરદન ઉંચી કરી દયા ઉપજાવે તેવી રીતે ચંપાવતી તરફ જોયું. ચંપાવતીએ તેની ગરદન પરથી પોતાનો હાથ ખસેડી જોયું કે તે જગાપર જરા સોજો ચઢયો હતો. તેજ વખતે તેણીએ એક ભમરને બાળમાના ફૂલ પરથી ઉડતો જોયો. ભમરે તે બિચારાને ડંખ દીધો હતો. પરંતુ હવે સુન્દરસિંહ બહુજ રડતો હતો, અને તેને છાનો રાખવા વાસ્તે તેને પુરી આપીશ, એવું ચંપાવતીએ કહ્યું. આટલું કહી તે ઉભી થઇ પરંતુ તેને તમ્મર આવતા હતા, તેથી ફરીને બેસી ગઇ, ત્યાર પછી પાસેના ઝરામાંથી થોડું પાણી પી, પોતાના ભાઇને તેડી તે પોતાનાં વડિલો જે જગાએ હતાં ત્યાં જવા નીકળી.

## ૨. રાજા અને રાણી.

Is there one cruel turn of fortune's wheel unseen of me !
Is there a pang, a grief my wounded heart has missed ?

ગાઢ અરણ્યની અંદર ન કળી શકાય તેવી જગોએ ઝાડોની ઘટા નીચે, રોપા તથા વાંસથી બાંધેલ જેવા તેવા ઝુંપડાની અંદર રાણો પ્રતાપ મહારાણી ગુણવતી સાથે બેઠો હતો. તેઓએ જીર્ણ વસ્ત્ર પહેર્યાં હતાં. તેઓ ગમગીન હતાં. પરંતુ આ ગમગીનીની અંદર પણ રાજપુત જુસ્સો અને અવર્ણનીય શૌર્ય વખતો વખત ઉછળી આવતું હતું. બન્ને વિચારમાં તલ્લિન હતાં. થોડીવાર પછી નિશ્વાસ નાંખી રાણાએ કહ્યું: " રાણીજી, અત્યારે આપણી કેવી શોચનીય દશા છે ? માત્ર આજે પહેલીજવાર આપણી ઝુંપડીમાંથી અન્ન ખાધા વગર ભૂખ્યા બ્રાહ્મણને જવું પડે છે ! અરે પ્રભુ ! અમારી આ શી દશા છે ! "

અરે, રાજપુતાનાના મુગટ રૂપી ચિતોડના ક્ષત્રિય રાજાની આવી ભિખારીની સ્થિતિ થશે, એવું કોણે ધાર્યું હતું ? આપણા દ્વારમાંથી ભુખ્યા બ્રાહ્મણોને પાછું વળવું પડશે, કોણે ધાર્યું હતું ! અરે આ શરમ હું કેવી રીતે સહન કરી શકું ? પ્રભુ ! હવે બહુ થયું. દયા કર, અને આ દુઃખનો અંત આણ. આ ક્ષણે મૃત્યુ આવે તો મને કેવું મીઠું લાગે ?" આટલું કહી ગાઢ નિશ્વાસ નાંખી રાજા શાંત રહ્યો પરંતુ તેની સાથેજ બેભાન થઇ ભોંયપર ઢળી પડયો.

મહારાણીએ તેમને શુદ્ધિમાં આણ્યો, અને તેનું માથું ખોળામાં નાંખી પોતાની સાડીના પલ્લવથી તે પવન નાંખવા લાગી. થોડા વખત પછી શુદ્ધિમાં આવ્યા બાદ તેને રાણીએ કહ્યું—" મહારાજ, ધૈર્ય ધરો. પરમેશ્વર કોઇને પણ રેઢાં મુકતો નથી. તે આપણી પણ આજ દીવસ સુધી સંભાળ લે છે, અને ભવિષ્યમાં પણ આપણને તજી નહીં દે. કૃપાનાથ સર્વદા કૃપાળુ છે. માટે સ્વામિનાથ, હું આપને વિજ્ઞપ્તિ કરૂં છું કે આવા વિચાર કરી આપ શોકાતુર ન થાઓ. ચિતોડના સિંહને આવી સ્થિતિ છાજતી નથી."

પ્રતાપ—"વહાલી, પણ આ પહેલીજવાર આપણા ઘરમાંથી બ્રાહ્મણ નિરાશ થઇ ગયો છે. જ્યારે તે પાછો આવશે ત્યારે હું શું કહીશ ? ઘણા દિવસ સુધી આપણે ક્ષુધા સહન કરી છે, અને હું દઢ રહ્યો છું. આપણા પ્રિય પુત્ર અમરકુમારનું પણ ક્ષુધાપીજ

અવસાન થયું, આપણી મોંઘી પુત્રી સુવર્ણકુમારી પણ અન્ન અન્ન કરતી જગતને છેલ્લાં નમન કરી ચાલતી થઈ ગઈ, તો પણ હું કાંઇ બોલ્યો નહીં. તું પણ ઘણી વખત ઉપવાસ કરી સુઇ રહે છે તો પણ મને કાંઇ થતું નથી. પણ આજે...અરે......!"

ઘણી વખત મર્દાન માણસો પણ નિરાશાને આધિન થાય છે. રાણાજી બોલવા જાય છે, તો તેઓ જરા પણ બોલી શકતા નથી અને ઘણા વખત સુધી તેઓના મુખ પર નિરાશાનું નિરંકુશ રાજ્ય દ્રષ્ટિગોચર થાય છે. રાણો પ્રતાપ પુનઃ મુર્છાવશ થઇ ગયો.

આજ વખતે ચંપાવતી તેના ભાઇ મલીન ઝુંપડાની અંદર દાખલ થઇ.

ગુણવતી—"ચંપા, અત્યારે અહીં કેમ આવી ?"

આ સાંભળી ચંપાવતી જરા અટકી ગઇ: થોડીવાર સ્તબ્ધ રહી કહ્યું: "માજી, અત્યારે હું અહીંઆ આવી હોત નહીં પણ..."

ગુણવંતી—"પણ શું ?"

ચંપાવતી—"આપણા દ્વાર પાસેથી કોઇ દ્વિજ બ્રાહ્મણ ક્ષુધાતુર જવો ન જોઇએ."

ગુણવતી—"અતિથિ વિષે તું શું જાણે ?"

ચંપાવતીએ જમીનપર એકાગ્ર ચીત્તે જોઇ જવાબ વાળ્યો "હું બાપુજીના શબ્દો સાંભળતી હતી."

ગુણવતી—(ગુસ્સે થઇ) "શું પરછાયાની માફક તું પણ સંતાઇને છાનીમાની બીજાઓની માફક વાતો સાંભળે છે ?"

ચંપાવતી—"જી ના આ પ્રથમજ મ્હારાથી ભૂલ થઇ છે, માટે મને ક્ષમા કરો પરંતુ મારા પિતાજીને કહો કે અતિથિ ભૂખ્યો નહીંજ જાય. હું તેને અન્ન આપીશ."

આ વખતે રાણાએ આંખ ઉઘાડીને ઉશ્કેરાઈ ગયો હોય તેવી રીતે પૂછ્યું "શું તું ખવડાવીશ ?—અન્ન ક્યાંથી લાવીશ ?"

ચંપાવતી—"હું હમણાંજ આવું છું." આટલું કહી ચંપાવતી ઝુંપડીની બહાર એકદમ ગઈ.

સુંદરસિંહ બિચારો હવે રોઇ રોઇને થાકી ગયો હતો તે ભુખ્યો હતો અને તેને અંધારાં આવતાં હતા એમ આભાસ થતો હતો. ગુણવતીએ તેને ખોળામાં લીધો, અને તુરતજ તે નિદ્રાને આધીન થયો.

થોડીવારે ચંપાવતી બે નાની પુરી લઇ પાછી આવી. પુરી દેખી કે તુરતજ રાણાજીના મુખ પર ફરીથી તેજ પ્રકાશ્યું, અને તેના આનંદનો પાર રહ્યો નહીં. ખુશાલી અને તેની સાથે અચંબા સહિત તેણે પુછ્યું—"ચંપા, બહેન, પુરી તેં ક્યાંથી મેળવી ?"

ચંપા—"ગઇ સાંજરે મને ભૂખ લાગી ન હતી, અને તેથી મે પુરી મારા ભાગની

( આ માત્ર બહાનું હતું ખરી વાત એ હતી કે વારવાર સુન્દરસિંહના રૂદને તેને ઘણીજ ખિન્ન બનાવી હતી, અને પોતાના ભાગની પુરીઓ તેણીએ તેના વાસ્તેજ રાખી હતી. માત્ર બોર ઉપર તે પોતાની જીંદગી નભાવતી હતી. અહા ! આ અગીઆર વર્ષની નાની છોકરીના શૌર્યની-આત્મબળની શી વાત કરવી ? )

" આ પુરી મેં સુન્દરસિંહ વાસ્તે ભાઇને ખાસ જરૂર પડે તે વખત માટે રાખી હતી. પણ હવે તે સુઇ ગયો છે, માટે હું તે અતિથિને આપીશ. "

આ સાંભળી રાણાનું અંતઃકરણ પુત્રી તરફના વાત્સલ્ય ભાવથી ભરાઇ આવ્યું, અને હર્ષનાં આંસુઓ તેની ચક્ષુઓમાંથી વહેવા લાગ્યાં. પુત્રીને તેણે છાતી સરસી દાબી અને માત્ર " બચી છોકરી, પ્રભુ તને સુખી કરો. " એટલુંજ તેનાથી બોલી શકાયું.

૩. અતિથિનું પુનઃ આવાગમન.

એવી જીંદગી નિર્ગમન કરતાં રાણાને હવે ઘણાં વર્ષ વીતી ગયાં. એટલી તો કંગાળ સ્થિતિ તેઓની આવી પડી હતી કે ઘણીવાર તે રાજકુટુંબને ભુખ્યાંજ સુઇ જવું પડતું હતું. માત્ર થોડાજ અનુચરો હવે તેઓની સાથે રહી એકનિષ્ઠાથી સ્વામિત્વ લક્ષ અદા કરતા હતા. તેઓને પાસેના ગામડાંમાંથી જે કાંઇ મળતું તે વડે રાણાજી તથા કુટુંબને તેઓ નિર્વાહ કરતા હતા. પરંતુ આવા તેઓના ભગીરથ પ્રયત્ન છતાં, સર્વને હિસ્સે માત્ર એક અગર અડધી પુરી આવતી હતી. રાજદંપતિ તો માત્ર શરીરમાં શ્વાસ રહે તેટલોજ આવશ્યક ખોરાક લેતાં હતાં, અને બાકીનો પોતાનાં છોકરાંઓને આપતાં હતાં.

ઘણાં વર્ષ સુધી મહારાજાની આવી સ્થિતિ રહી; પરંતુ આ સર્વ કોને અવલંબીને ! માત્ર સ્વતંત્રતાને ખાતરજ. માત્ર તેના આ જુસ્સાએજ તેને દેહ ટકાવી રાખ્યો હતો. પ્રતાપસિંહ આ સઘળું ધૈર્યથી સહન કરતો હતો. નિરાશા સર્વ સ્થળે પ્રસરી રહી હતી, પરંતુ આ વીરના હૃદયની અંદર તેને સ્થાન મળતું ન હતું. તેને મારે તેનાં હૃદયદ્વાર બંધ હતાં; અને આવી દુઃખદાયક સ્થિતિમાં રાણો સોસવસો હતો છતાં પણ " હું ફરીથી મારૂં રાજ્ય મેળવીશ. " એજ વિચાર તેના મસ્તકમાં વારંવાર ઘોળાયાં કરતો હતો.

એક સવારે [ કે જેને માટે આ કથા લખવામાં આવી છે ) રાણાજીના અનુચરો પાસેના ગામડામાંથી થોડો લોટ લાવ્યા જ્યારે તેના રોટલા કરવામાં આવ્યા, ત્યારે તે ઘણા થોડાજ થયા, અને માત્ર રાજાના ખાસ અનુચરો તેમજ છોકરાંઓને ભાગે થોડાજ થોડાજ આવ્યા. રાજદંપતિએ તે દિવસે કાંઇ ખાધું નહીં. ચંપાવતીને આની ખબર હતી તેથી પોતે પણ ખાધું નહીં. પોતાના ભાગમાં જે પુરીઓ (ભાખરીઓ) બે આવી તે તેણીએ રાખી મૂકી; અને જે તે લાવી હતી તે આજ પુરીઓ હતી. અગાઉ કહી ગયા તે મુજબ આ પોતાની પુત્રીના આત્માર્પણના દાખલાથી રાણીજીની છાતી ઉભરાઇ આવી; પરંતુ આ નાની બે પુરીઓએ તેની થોડીજ ચિંતા દુર કરી. કારણકે તે જાણતો હતો કે અતિથિની ક્ષુધા શાંત કરવા માટે આ પુરતી ન હતી.

રાણી ગુણવતીને મહારાણાએ કુંવરી ચંપાવતી ન સાંભળે તેવી રીતે પોતાનો વિચાર દર્શાવ્યો. અહા ! આટલા સ્વાત્માર્પણથી સંચરેલી બે પુરીઓ હજુ સંપૂર્ણ ન હતી. જો કે રાણાએ ઘણાજ ધીમે સ્વરે રાણીજીને કહ્યું, તો પણ તે શબ્દો ચંપાવતીના કાને પડ્યા. તે સાંભળી તેણીએ એકદમ કહ્યું—" પિતાજી, ચિંતા ન કરો મારી પાસે બે સિક્કા પણ છે. માટે તે વડે આપણે બીજો લોટ મંગાવી શકીશું, અને તેની પુરી બનાવી અતિથિની ક્ષુધા તૃપ્ત કરી શકીશું. "

તુરતજ મહારાણાએ તે સિક્કા લઇ લીધા, અને લોટ ખરીદવા જાતે પાસેના ગામમાં ગયો.

પ્રતાપસિંહ પાછો આવ્યો ત્યાર પછી થોડીવારે બ્રાહ્મણ ફરીથી આવ્યો.

આ પહેલાં ચંપાવતીએ ઝુંપડા નજીક જગ્યા સાફ કરી હતી, અને અતિથિને બેસવા વાસ્તે સાદડી પાથરી રાખી હતી. અતિથિ આશરે પચાશેક વર્ષની વયનો દેખાયો; અને જો કે ચીંથરે હાલ હતો, છતાંપણ પ્રભાવ પાડે તેવી તેની આકૃતિ હતી. જ્યારે તે ઝુંપડા પાસે આવ્યો ત્યારે બોલ્યોઃ " ક્ષુધાતુર બ્રાહ્મણ અન્ન માગે છે.ઇશ્વર તમને સુખી કરે." આ સાંભળી ઝુંપડા બહાર ચંપાવતી આવી, અને અતિથિને સાદડી પર બેસવાનું કહ્યું.

આસને બેઠા પછી તેણે ચંપાવતીને પૂછ્યું: " પુત્રી તું કોણ છે ?"

ચંપાવતી—" મહારાજ, હું રાણાજીની પુત્રી આપની સેવામાં હાજર છું."

જ્યારે આ શબ્દો અતિથિએ સાંભળ્યા ત્યારે તેણીને વાસ્તે તેને દયા આવી. પરંતુ તેવામાં તો ચંપાવતી પુરી લેવા અંદર જતી રહી. તેણી તુરતમાં કેળના પાનપર આશરે દશેક પુરી તથા તેની સાથે થોડી ચટણી લઈ પાછી આવી પાસે જળનો લોટો પણ મુકયો. અતિથિ આરોગવા લાગ્યો.

ચંપાવતી ( શરમથી નીચું જોઇ ) " મહારાજ, અમારી દરિદ્રાવસ્થાને લીધે આવો હલકો ખોરાક અમે તમોને આપીએ છીએ. તમોને આવો ખોરાક કયાંથી ગમે ? "

અતિથિ—" નહીં પુત્રી, તેમાં કાંઇ હરકત નહીં. અને કોઇ પણ ખોરાક ભુખ્યો ગમે છે. ઈશ્વર તને સુખી કરે."

જમી રહ્યા બાદ અતિથિ જવાને તૈયાર થયો. ચંપાવતીની મુખમુદ્રાપર આનંદ પ્રસરી રહ્યો હતો. આ આનંદની કિંમત તેણીને ઘણીજ ભારે પડી હતી—અને કિંમત પ્રમાણે તેણીનો આનંદ પણ હતો જતાં જતાં બ્રાહ્મણે કહ્યું કે " હું રાત્રે રાણાજીને મળવા ફરીથી આવીશ.'

ચંપાવતી આ ખબર દેવા, તેમજ અતિથિ પ્રસન્ન થઇને ગયો છે, તે વિષે સમાચાર દેવા રાણાજી પાસે એકદમ જવા લાગી, પરંતુ ક્ષુધાએ તેની સર્વ શક્તિ હરી લીધી હતી. દ્વારમાં તેણીએ જેવો પ્રવેશ કર્યો તેવીજ તે બેભાન થઈ ભોંય પર ઢળી પડી.

"નવ વાગ્યા—નવ !—આખરે ઘેર તો આવવુંજ પડ્યું ને. ના રાખ્યા કોઇએ ?—ઘર તો છેજ ને અન્તે !"

હું ઉતાવળે પગલે જીવ્હાકુંવર પાસે આવ્યો, અને એ બેઠા હતા ત્યાં નીચે વળતો હતો, પરંતુ એમણે નીચેથી ઉંચી દૃષ્ટિ કરી નહીં, મને કાંઈપણ કારણ સમજાતું ન હતું તેથી કિંચિત આશ્ચર્ય લાગ્યું, પણ તુરત તેઓશ્રી પોતે સરોષ ઉભાં થયાં, અને હું જગ પાસે આવ્યો—

"જવા દો મને, જવાબ દેશો" ? બારણા તરફ ગયાં. હું પાછળ જવા ગયો, પરંતુ બારણું તુરતજ દેવાઈ ગયું. રહજવાર વિચાર કરવા લાગ્યો કે વળી શું નવું કૌતક જાગ્યું ? બારણા આગળ જઇ કાન દીધા, પણ કાંઇ સંભળાયું નહીં ઉલટો કાંઇ બન્યુંજ ન હોય તેમ ડોળ કરી "ઇઝીચેર" (આરામ ખુરસી) પર પડી છાપું વાંચવા માંડતો હતો, એટલામાં તો તે શાંતાબાઈ પાછાં આવ્યાં—

"એ તો હવે આમજ ચોક્સાઇ કરવાનું, ખરૂંને ? તમે ધારતા હશોકે તમને એમાં કાંઇ ગંમત થતી હશે કે મેં આખી સાંજ તમારી વાટ જોઇ જોઇને કાઢી તે માટ તમે છાપું વાંચ્યાં કરો ને હું તમારી સામે મોઢું વિકાસી બેસી રહું ! ના. ના. છાપું મૂકી ના દેશો, ને હવે શું કામ ઉઠો છો, મારે કાંઇ તમને ઉઠાડવા નથી, એતો હુંજ એવી છું કે તમને હેરાન કર્યા કરૂં છું—તમે તો આખો દીવસ કામ કરીને આવ્યા ને વળી પાછું ભાઇબંધ દોસ્તદારમાં રખડવું પડ્યું હશે, તે થાકી ગયા હશો, હવે તમને આરામ જોઇતો હશે, કંટાળી ગયા હશો. ને હું તમને હેરાન કરીશ, તમે તમારે છાપું વાંચો, હુંજ એવી છું કે તમારી રાહ જોયા કરૂં છું. જાણતી હોત કેની જે મધરાતે આવવાના છો—"

"હા. ઘડિયાળ સામે શું જુઓ છો ? બે કલાક હજુ ઘડિયાળ મોડું રાખોની ! મને કાંઇ સમજ પડે છે ?—તમને થોડીજ કાંઇ વખતની કીમત છે ?—બાર વાગો, એક વાગો. બે વાગો, ત્રણ વાગો, તમે તમારે તમારોજ મોજમાં પડ્યા એટલે થયું ! હું સપરમે દહાડે. મારી વરસગાંઠને દિવસે તમારી વાટ જોઇ બેસી રહું, મનમાં બળ્યાં કરૂં, ચીડાયાં કરૂં, તેમાં તમને વો મઝા પડતી હશે ! મારી આજે વરસગાંઠ છે, તે તમે તો ભૂલીજ ગયા હશો—મને છેતરો નહીં નકામા—હા, જસોની તમને શોભે છે, હું જાણું છું તો જે તમે આજે આખો દહાડો પેલા દલાલ જોડે ગપાટા માર્યા કર્યા—નકાર શું કરવા કરો છો ?—તમે પછી ક્લબમાં ગયા, ત્યાં ચાહ ભાજી ઉડાવ્યાં—આજે તો ક્લબનો વરસીનો (વાર્ષિક) મેળાવડો હશે—તમે તો મને ત્યાં પણ લઇ જવા માંગો છો, પણ ઓઓને કોઇ લાવતું નથી, એટલે લાચાર છો—શાને માટે લાવે ! મઝા થોડીજ પછી રહે ! તમારે તો પેલો દલાલીયો હોય તો સારૂં લાગે ! હું તે કોણ તમારી વેરીજ કેની, ને એ તો દોસ્તદાર ! આખો દિવસ દલાલીમાં ધક્કા ખાઇ ખાઈ, પાતળો ફિક્કો પડી ગયેલો મેલાં કપડાં ઘાલીને આવતો તે તમને સારો લાગે—આવાં આવાંની મોબત કરતાં જરા તો લાજો—શું એના બાપ જોડે આપણે જુનો સબંધ હતો ?—તમે માંદા પડ્યા ત્યારે એના બાપે તમને દવા આપી સારા કર્યા તે ભુલી જવાય, એવું એવું તમારે કહેવું હશે !

પણ લોકો શું કહે છે તેની કાંઇ ખબર છે ? મને તો આખ્ખી ને આખ્ખી પીખી નાખે છે પીખી !—"

અત્યાર સુધી ઇચ્છાકુંવરજી એક સરખી રીતે બોલ્યાં જતાં હતાં, પણ "પીખી" આગળ કાંઇક થોભ્યાં, તે ઉપરથી મેં જાણ્યું જે મારી બોલવાની વારી આવી. મે મોહું ઉઘાડ્યું —પણ—

"હા, હું એમ બોલું છું એટલે તમને તો રોષ ઉપજેસ્તો તમે તો એની વ્હારે ચઢો, ગરીબના બેલી તે તમે !— શું ? બોલતા કેમ નથી ? તમારે બોલવાનું હોય શું જે બોલો ! એક બોલ તમારે બોલવાનો છે, તમારા બચાવમાં—એક બોલ પણ !" (હું જરા પાછે આવ્યો) "શું મને ધક્કો મારવો છે ? હા, હા, મારોની મારો, મારે તમને અટકાવવા નથી.—(હું બારણા આગળ ગયો) પણ હીમત ક્યાંથી તમારામાં હોય તમારા મનમાં જે હું નોકર ચાકરને બધાને જગાડીશ—[હું પાછો આવ્યો] પણ ભૂલ છે તમારી, મને મારી વધારે લાજ છે ઘરના કજીઆ કોઇ હું નોકરચાકરને બતલાવીશ નહી ! કે તે પણ જાણે તમારાં લક્ષણ—[મે નિશ્ચય કર્યો કે હવે જવાબ આપવોજ નહી) હા, નોકર ચાકરો પણ જાણે, સમજ્યા ? (બોલવાના થાકથી ધાંગ હવે ધીમો પડેલો માલુમ પડ્યો, પરંતુ બોલવુ તો ચાલુ રહ્યુંજ), સાંભળો છો, હુ કહુ છું તે ?—શું જવાબ આપવો નથી ? તમે તમારે છાપું વાંચો—વાત ઉડાવવાની રહેલી રીત —" (મારી પાસે આવી)—કેટલાક માણસોના કોઇ સ્ત્રીને— પોતાની સ્ત્રીને—દિલગીર જોઇ પોતાનાં હૈયાં ફાટી જાય, એની જોડે હેતથી વાતો કરે, માણશુ શબ્દો કહે, અને તમને તમારી રાત દીવસ વાટ જોઇ પૂજા (!) કરનારી ઉપર જરા દયા પણ ન આવે ! હું, શું, તમને પૂછુ છુ ?—માત્ર સવારથી સાંજ સુધી આખો દીવસ ક્યાં હતા—હા, અને કબુલ કરો કે દસ દશ ગાર બાર વાગે ઘેર આવવું તે જરા ભૂલ છે—દસ અગિયાર વાગે ?— મુંબાઇની ગાડી સાડા ૭ વાગે આવે છે તોપણ—તમે પોતેજ કાલે એ ગાડી જોઇ હતી અને, અતમત હું વિચાર કર્યા કરું, કટાણો આવ્યો ?—હવે પૂછુ કે—પણ તમે જવાબ નહીજ આપો !—" (સખી, આવ્યો ગામ આષાઢ મેહુલો વરસે રે !) ઓ, બા ! જો તું જાણતી હોત કે મારે માથે આમ થશે,—અને આ તો હજુ પાસેરીમાં પહેલી પુણી છે— (મેં એના ખભા ઉપર હાથ મુક્યો)—" છોડો મને, તમારા ખોટા ઢોંગ નહી જોઇએ, તમે કપટી છો, તમે મને રડાવવા માગતા હતા, તમને બીજું શું જોઇએ,—મારે નસીબે તો હવે રડવાનુંજ રહ્યું—મારે હવે રડ્યા કરવાની ટેવ પાડવી, ને તેમાંથીજ દિલાસો મેળવવો" (હું પાણીના માટલામાંથી પાણી લાવી, ટેમન આગળ આવી પીવા લાગ્યો)—" અહિં તમારે પાણી પીવું નહી મે આજે નવું ટેમ્બ્લર* પાડ્યું છે, તે બગડશે,—ગયે વરસ

પચ્ચીસમી વર્ષગાંઠની ભેટ "—" આ એરીંગ લેવા તમે મુંબાઇ ગયા હતા, અને તેમાંજ મોડું થયું ?—તમે કેવા પકા છો ?—હું તમારી વાટ જોઇને બેસી રહી, ને મુંઝાયા કરૂં—શો, ચાલો જલદી કપડાં કાઢો, હું હમણાં દાળ જરા ગરમ કરી નાખું છું "—એમ કહી અમારાં પત્ની શ્રી રસોડા તરફ હસતાં હસતાં સીધાવ્યાં, પણ એક પણ શબ્દ બોલવાની તક તો મને આપીજ નહી.

પ્રિય બંધુ, હિંદુસંસારમાં આવાં કેટલાં કુટુંબો હશે? સૌ. જીવ્લાકુંવરમાં હૃદયની કોમળ લાગણીઓનો અભાવ છે, એમ હું માની નથી શકતો. પણ હું ધરૂં છું કે એમના મનમાં એમ રહે છે, કે પુરૂષ વર્ગની સ્ત્રીઓ તરફ એટલી કોમળ લાગણીઓ હોતી નથી, અને એ વિશ્વાસની અપેક્ષાને લીધે પુરુષો તરફ તેઓ અન્યાય કરે છે. મારો મારી પત્ની તરફનો પ્રયાસ એટલોજ છે કે તેની ખાત્રી કરવી કે જેટલું કોમળ હૃદય એમનું છે તેથી ઓછું મારૂં નથી. " અસ્તુ—

લિ૦ પોચાલાલના યથાયોગ્ય.



## સ્ત્રી-સામ્રાજ્ય.



### કન્યાશાળામાં શિક્ષણ લેનારી

# બ્હેનોને શીખામણ.

લેખક.—બ્હેન સૌ. કૃષ્ણગૌરી હીરાલાલ વિધારામ રાવળ

( મુખ્ય શિક્ષક, વિક્ટોરિયા જ્યુબીલી કન્યાશાળા, સુંથ-રામપુર. )

૧. સવારમાં વહેલા ઊઠવું, અને સારી રીતે દાતણ કરવું.

૨. હાથે પગે નખ વધવા ન દેતાં યોગ્ય સમયે નખ લેવડાવતા રહેવું.

૩. શરીરના તમામ ભાગો ઉપરથી મેલ ઉતારી નિત્ય નહાવું. તથા ગરમીના દિવસોમાં બની શકે તો બે વખત નહાવું.

૪. માથાના વાળ મેલા થવા ન દેવા, ચોટલો ચોખ્ખો રહેવો તથા હમેશાં સવારમાં ચોટલો વાળવો. અને હિંદુ બ્હેનોએ કપાળે ચાંદલો કરવો.

૫. રજાના દિવસોમાં લૂગડાં ફાટ્યાં તૂટ્યાં હોય તે સાંધીને દુરસ્ત કરવાં, તથા સાબુથી ધોઇને સ્વચ્છ રાખવાં. ચાર

૬. પ્રાત:કાળે નહાયા પછી સ્વચ્છ લૂગડાં પહેરી થોડીવાર પ્રભુ પ્રાર્થના (ઇશ્વરભક્તિ) કરવી.

૭. હમેશાં નિશાળના વખત પહેલાં નિશાળમાં કંઇક વહેલાં હાજર થઇ જવું અને બહુ જરૂરના કામ સિવાય ગેરહાજર ન રહેવું. સારો દિ. જ્યારે ગેરહાજર રહેવાની જરૂર પડે ત્યારે બનતા સુધી અગાઉથી ગુરુની સમ્મતિ મેળવવી.

તે સુધી જ...

૮. દરેક શનિવારે (અથવા અઠવાડીઆમાં એક દિવસ) પોતાના ઘરનું નવું અથવા જૂનું સોયકામ લાવી તે કામનો વિશેષ અનુભવ મેળવવો. અને એ રીતે ઘરનું કામ કરી માબાપનો પોતાના પ્રત્યે તેમજ શાળા તરફનો પ્રેમ વધારવો.

૯ શિક્ષણ લેનારી બ્હેનોએ બનતા સુધી કાંચળી કે ચોળી ના પહેરતાં હંમેશાં કબજા અથવા પોલકાં પહેરવા નિયમ રાખવો. પોલકાંની બાંહ્યો ટુંકી ન રાખતાં ઘટિત રીતે લાંબી રાખવી એ સભ્યતા ભરેલું છે.

૧૦. શાળાના વખત બહાર માબાપને હંમેશાં ઘરકામમાં તથા નાનાં ભાઇ બ્હેનને સાચવવામાં મદદ આપવી; કે જેથી તેઓ ખુશી થઇને કન્યાઓને વખતસર નિશાળે મોકલે.

૧૧. શાળાનો અને ઘરનો વખત આળસમાં કે નકામી વાતોમાં ન ગુમાવતાં દરેક કન્યાએ પોતાનો અભ્યાસ પાકો કરવા તરફ વિશેષ ધ્યાન આપવું.

૧૨. શાળાના શિક્ષકો તરફ પૂજ્યભાવ અને પ્રેમ રાખી તેમની દરેક આજ્ઞા પાળી તેમને માન આપવું.

૧૩. પોતાના શિક્ષક કે માબાપ બોલાવે ત્યારે કેળવાયલાં પારસી કુટુંબોનાં બાળકોની માફક 'જી' શબ્દનો ઉચ્ચાર કરી "હા, જી." "ના, જી." કહી ધીમેથી મિઠાશથી વાત કરવાની ટેવ પાડવી.

૧૪. શિક્ષણ લેનારી મોટી વયની બ્હેનોએ સારી રીતે યાદ રાખવું કે હીરા, મોતી અને સુવર્ણ આદિના અલંકારોથી શરીર શણગારવું તેના કરતાં વિદ્યા અને સદ્‌ગુણરૂપી અલંકારથી સુશોભિત થવું એ વિશેષ ઉત્તમ છે.

## સ્મરણાંજલી.

લેખકઃ—બ્હેન સૌ. મીઠીબ્હેન.

કંપતી કરમાં લેખિની, લખતાં તમારા લેખ, બા !
પ્રભુએ સમય કાં આપીયો ? આવો, અમોને હાય ! આ.
ઉર ઉછળે તમ સ્નેહમાં રોમાંચ થાયે અંગનાં,
માતા સમ વ્હાલી સખી ! મૂકી અમોને ક્યાં ગયાં ?

ઝાલાવાડ દેશ શુભ જાણ, રમણી રત્ન તણી એ ખાણ;
લઘુવયમાં મા સ્વર્ગે ગયાં, એ ભગિની તે પાછળ રહ્યાં.
તાતે લાડ લડાવ્યાં અતિ, વય થાતાં પરણ્યાં ગઢપતિ.
લઘુવયમાં દીપાવ્યું નામ, પરઉપકારી કીધાં કામ,
યાચકને આપ્યાં બહુ દાન, પામ્યાં પૂર્ણ પતિનું માન,
ભાભી મુજને મુખથી કીયે, રમતાં જમતાં સાથે લીએ,

નિર્મળ બુદ્ધિ, નિર્મળ મન, નિર્મળ કંચન સરખું તન,
ફળ તો હજી વિકસ્યું'તું જેહ પગર રતે વેડાયું તેહ!

સમપણ સાચું બ્હેનડી! પૂર્વ તણો જ સંબંધ,
ઝાઝા દિન પ્રોંચ્યું નહિ, દૈવ મતિ બળવંત.

## બ્હેનો વિરહ.

લેખક—બ્હેન શ્રી જેનાબાઈ નથુભાઈ.

આખી જીંદગીનો આધાર, વ્હાલી બેની ક્યાં ગઈ?
મારા સંસારિયાનો સાર, વ્હાલી બેન ક્યાં ગઇ!—(ટેક).

એક ઘડીએ ચેન પડે નહિ, પળ પળ આવે યાદ,
જાણું હમેશ હયાત છતાં શું, કેમ ન આપે સાદ!—વ્હાલી.

મોટી તે તારી આંખડી, ને મીઠું તે તારૂં મુખ,
મીઠા તે તારા બોલડા, આજે દિલ દે દારૂણ દુ:ખ.—વ્હાલી.

ઉચ્ચ આચાર, વિચાર, વાતો,ને ઉચ્ચ તારો અભ્યાસ,
ભાભરવું, ગાવું, વાંચવું ઉંચું, અંતરે ઉંચી આશ.—વ્હાલી.

ક્રૂર ઓ મોતના દૂત! તમોને પૂછું હું એક વાત,
શું ખપ જેનો અહિં ત્યાં તેનો, કે કાંઇ ભૂલ્યા વાટ?—વ્હાલી.

જાયું તે સર્વ જાય છે ને, ખીલ્યું તે તો કરમાય,
જાણું જગતનો નીમ, પરન્તુ વિયોગ ના સ્હેવાય.—વ્હાલી.

## જાત મહેનત અને લોકોપયોગીતા.

સારો માણસ પોતાના ધંધા રોજગારમાં ફત્તેહ પામે તેનાં ફળ સારાંજ થાય છે. તે હમેશ આનંદમાં રહે છે, દયાળુ થાય છે, સ્વતંત્ર રહે છે અને નમ્રતાવાળો થાય છે. જે માણસને બાપદાદા તરફથી વારસામાં પૈસો મળ્યો હોય તે લોકોપયોગી કામ કરશે કે નહીં એ નક્કી કહી શકાય નહીં. એવો માણસ સારો નિવડવાને તેનામાં અસાધારણ સદ્‌ગુણ અને સારી સમજ હોવી જોઇએ. સાધારણ રીતે એવું બને છે કે પૈસાવાળાના છોકરા મનુષ્ય જાતિની સ્વાભાવિક નબળાઇઓને શરણ થાય છે અને ઉપયોગી શહેરી થતા નથી. પરન્તુ જે માણસને પોતાની જાતમહેનતથી ધીમે ધીમે કરકસર અને ઉદ્યોગથી સુખના દહાડા આવ્યા હોય તે માણસનામાં પોતાના જાત ભાઇઓનું ભલું કરવાની ઇન્તેજારી આપોઆપ પેદા થાય છે.

—ગોવિંદભાઈ દેસાઈ કૃત "બેન્જામિન ફ્રાંકલિન."

*સ્વ. બ્હેન મો. મંજુલાના સ્મરણમાં. †સ્વ. બ્હેન ફાતમાબાઇની યાદગીરીમાં.
આ પદ્યોમાંથી કેટલોક અંગત ભાગ મુકી દેવામાં આવ્યો છે.

# अनुभविका.

## जीवनना गहन प्रसंगो.

[ આ માસિકમાં અને આ વિભાગમા પ્રસિદ્ધ થતા માનવજીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇ પણ અમુક વ્યક્તિને લગતા અથવા અમુક સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા હોતા નથી. પરન્તુ માત્ર આવા અનુભવો સામાન્ય રીતે જોવામા આવે છે, એટલીજ કલ્પના છે. —તંત્રી સુ. સુ. ]

### ૧. સૌ. નાની બ્હેનને જવાબ.

લેખક:—શ્રીયુત્ "મસ્ત."

'પાપ ખરૂ?' એ વિષયક ચર્ચા મટીને અંગત હુમલો થવા પામ્યો છે, એમ આપના 'સુન્દરી સુબોધ'ના ૧૯૧૯ ના જુલાઇ-ઑગસ્ટના અંકમાંના શ્રીયુત્ જી. હ. શ્ર. અને બહેન સૌ. નાની બહેનના લેખો ઉપરથી સ્પષ્ટ જણાય છે. હુ તો ધારતો હતો કે મુળ વિષયને ચર્ચી 'સુન્દરી સુબોધ'ના વાચક વૃંદને જ્ઞાન ગંમત આપવામા આવશે અને "મસ્ત"ના લેખને છિન્ન ભિન્ન કરી તેને સ્ત્રીઓના શત્રુના સ્વરૂપમા બતાવવામાં આવશે નહી. પણ તેને બદલે સુધરેલા જમાનાની ગાળાગાળી થઇ પડી એ પેરૂ સુધરેલા જમાનાની અને પાશ્ચિમાત્ય તાલીમ લીધાની બલીહારી. વાંક માત્ર એટલોજ કે બ્હેન જ્યોત્સ્નાથી અભીપ્રાય જુદો પડયો.

લેખ "હમેશા પુસ્તકોદ્વારા મેળવેલા જ્ઞાન અને સ્વય" અથવા પર અનુભવનું પરીણામ હોય છે. દરેક લેખક પોતાનો લેખ જનસમાજ સમક્ષ મુકે છે, માત્ર એટલીજ ઇચ્છાથી કે જેને તે વાસ્તવિક લાગે તેણે તે માન્ય કરવો, બીજાએ કચરાપટીમાં ફેંકી દેવો પણ જ્યારે સુધારા અને સ્વતંત્રતાનાં સેવક સેવીકાઓને "દીન ઓલ. નહી તો મોમે થુંકતા હૂં" એ સિદ્ધાંતનું અનુકરણ કરી એક અમુક વ્યક્તી ઉપર તુટી પડતાં જોઉ છુ ત્યારે તો માત્ર **मौनं सर्वार्थ साधनं** એ વચનને શ્રેષ્ટ ગણી વિષય ચર્ચાનો ત્યાગ કરૂ છુ. કાળ બધુંજ સાબીત કરી આપે છે અને જરૂર આપશે.

"પીંપળ પાન ખરંત, હસતી કૂંપળીઆં;
"મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીઆં!"

**અંગત હુમલાના સંબંધમાં:—**

હૂં બ્રહ્મચાર્ય મુજનામાં જુના શાસ્ત્રીઓએ કોઇ મુકેલો ચેલો હોઉં, મેં તત્વજ્ઞાન માટે પ્રયત્ન ન કર્યો હોય, અને વર્તમાન જીવન તરફ દ્દષ્ટી ન કરી હોય,-મુનીવરસીકીએ મને ત્રિભી આપવાથી સ્થિતિ શોચનીય થઇ પડી હોય,-મારાં હ્રદય, બુદ્ધી, વિશ્રામ વગરનાં રહી ગયાં

હોય,–અને જો મારા જેવો વીસમી સદીનો ગ્રેજ્યુએટ **न स्त्रीस्वातंत्र्यमर्हति** એ વાક્ય વાપરવામાં ગંભીર ભુલ કરતો હોય,–તો જવાબ માત્ર એટલોજ છે, કે બેંસનાં શીંઘડાં બેંસનેજ ભારે છે. તેમાં ઉંચા નીચા થવાની કાંઇ પણ આવશ્યકતા નથી. "સારે શહેરકા શીકર" રાખવામાં કાજીજી દુબળા પરી જાય છે. "આપ આપકી સંભાલીઓ" એ સૂત્ર સુખકર છે. તેમ "મસ્ત" ને કનવા નથી કે તેનાં વાક્ય બ્રહ્માની વાણી ગણાય, ગણાય ને ગણાયજ. અથવા તેને ગુરૂ બની ચેલા મુંડવાની પણ જરાએ ઇચ્છા નથી, "મસ્ત" તો માત્ર પોતાને જે લાગે છે તે કહીને વીરમે છે. "મસ્ત" તો, પોતાનાને અને પોતાના પંડને પહેલો જોઇ કહે છે કે,

"જડ ચૈતન ગુન દોષમય, જગત કીન કિરતાર;
"સંત હંસ પય ગ્રહી સબ, પરહરી બારી બિકાર."

એ સિદ્ધાંતને અનુસરો.

બહેન સૌ. નાની બહેનને જો હું કાંઇ કહું, તો તો મારી છભે કાંટાજ ઉગે. હું તો એ બહેનની સુધરેલી ગાળોને ઘીની નાળ સમજુ છું; વળી વધારામાં કહું છું કે,' હજી પણ જો, જુના પુરાણા શાસ્ત્રી "મસ્ત" ભાઇ ઉપર રોષ કાઢવાનો બાકી રહી ગયો હોય, તો બહેનજી, 'સુન્દરી સુબોધ' ના આવતા અંકને અંકોમાં તે વરસાવી, તમારૂં હૃદય ભલે ખુશીથી ખાલી કરજો. "મસ્ત" ભાઇના જુના પુરાણા શાસ્ત્રમાં, બહેનો તરફ ખોટું લગાડવાનું લખ્યું નથી. પણ "મસ્ત" ભાઈ જરૂર જણાતાં કવીનાઇન ખાવાની સલાહ આપ્યા વગર તો રહેશે નહીં. તે સલાહ માન્ય કરવી, તે બહેનોએ જોવાનું છે. "મસ્ત" ભાઇ નારીને હીરાની ખાણજ સદા સમજે છે, પણ સજડ ચોટી ગયેલી ધુળને ઝાટકી નાંખવાની જરૂર તો, અજ્ઞાન અને સુધરેલા, ઉભય પક્ષે જુએ છે. "મસ્ત" ભાઈ તો "ફરક નહીં નારી ને નરમાં" એમ નીરખ્યા કરે છે અને બન્નેને એક ગાડીના બળદ સમજે છે. તેથી જે વખતે જે બળદ દબતો જણાય છે. તે બળદને જાગ્રત કરવા પ્રયત્ન કરે છે.

બહેન સૌ. નાની બહેન, "મસ્ત" ભાઇ તો, ઘર ભાંગતી બહેનોનાં ઘર મંડાવવાને અને ઘર ભાંગતાં અટકાવવાને પ્રયત્ન કરે છે. ભલે તમે," મસ્ત" ભાઇને "રહે તો આપથી ને જાય તો સગા બાપથી" એવી જુની પુરાણી, અજ્ઞાન સ્ત્રી ઉચ્ચારે તેવી **न स्त्रीस्वातंत्र्यमर्हति** એ સિદ્ધાંતને અનુમોદન આપતી, ઉક્તીથી ડારો દો; પણ તમારો "મસ્ત" ભાઈ તો તમારૂં ભલુંજ ઇચ્છનારો. એનાથી પોતાની બહેનોને એવું નહીંજ કહેવાય કે ઇશ્વર તમારૂં વાક્ય સત્ય ઠરાવે. તે તો તમને નર નારીનું શુદ્ધ સ્વરૂપ બતાવવાજ પ્રયત્ન કરશે, અને મન તુરંગને બુદ્ધી રૂપી લગામને વશવર્તી થવા કહેશે. બહેન, ભલે તમે સરકારે ઢીલો મુકેલો પ્રેસ એકટ 'સુન્દરી સુબોધ' ના વિશાળ અને દીર્ઘ દૃષ્ટીવાળા તંત્રીને, "મસ્ત" ભાઈ જેવા, બહેનોનું અને ભાઈઓનું શુભ ચિંતવન કરતા લેખકની સામે, વાપરવાનું કહો, 'સુન્દરી સુબોધ' ને એકતરફી બનાવવા માગો, અને આડકતરી રીતે, "મસ્ત" ભાઇ ઉપર તમારી અસીનો પ્રહાર કરો, પણ "મસ્ત" ભાઇ તો તમો

ભગીનીઓનું, ધાથી ધવાઇ જવા છતાં પણ, શુભજ વાંછશે. "મસ્ત" ભાઇ, જેટલો દોષ અજ્ઞાન કુપમાં અથડાતી બહેનોમાં જુએ છે, તેટલોજ, "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો" આપવા નીકળેલી બહેનોમાં જુએ છે. "મસ્ત" ભાઇ તો ઇચ્છેજ છે કે સ્ત્રીઓ પુરૂષોને દેશોન્નતીમા મદદરૂપ થાય, પણ બ્હીક માત્ર એટલીજ રાખે છે કે–

"બાઇને તો રખડવા જાવાં, ભાઇને દૂધ મારે પાવાં!"

એના જેવુ ન થાય. કારણ કે દરેકને ધન, આયા, નોકર, રસોઇઆ, મોટર અને ઘોડાગાડી તેમ મહેલાતો ઇશ્વરે આપ્યાં નથી, તેમ દરેકના પતી એકસરખા હોતા નથી જે દિવસે સ્ત્રીઓ પુરૂષના પડખામાં રહીને, પોતાના પ્રાબલ્યનું પ્રાગટ્ય કરશે, અને તેને પછાડી રાખી આગળ પડવાનો પ્રયત્ન આદરતી બંધ પડશે, તે દહાડે તો બ્હેન, ખરેખર આપણા દેશમાં "સોના સમોરે સૂરજ ઉગીઓ" એમ થશે. અને જે દિવસે પુરૂષ સ્ત્રીને યોગ્ય, યથાર્થ શીક્ષણ આપી સન્માન અને સમાનતાની ગાદીએ બેસાડશે, તે દિવસે પછી ભાઇને અને બહેનને, એક બીજાને માટે કાંઇ બોલવાનું નહીં રહે. "મસ્ત" ભાઇ,–જે પુરૂષ સ્ત્રીને નાહકની દબાવે છે તથા તેને અધમ સ્થિતિમાં રાખે છે, તેની તરફ જેટલી કટુ નજરથી જુએ છે,–તેટલીજ કટુ નજરથી પોતાનું યથાર્થ કર્તવ્ય છોડી આગળ પડવા માગતી સ્ત્રીઓ તરફ પણ જુવે છે

છેવટમા એટલુંજ, કે જો તમે મને વૈરભાવે પણ "મસ્ત" ભાઇ કહીને બોલાવ્યો છે, તો, તમો ભગીનીઓના શ્રેયાર્થેજ "મસ્ત" ભાઇ પ્રયત્ન કરે છે, તેમ કર્યા કરવાનો પણ બહેન, તેમાં કદી કદી—

કડુ, કરીઆતુ અને કોલબાનો સાર્વજનીક ઉકાળો, મારી ભગિનીઓને, ભાઇઓની માફકજ પીવો પડે, તો મોં કટાણુ ન કરતા, "મસ્ત" ભાઇ તરફ કટાક્ષના શરો ન વરસાવતા, એટલો ભગીની દાવો રાખવી માનજો, કે "મસ્ત" ભાઇ અમારૂં બુરૂં તો નહીંજ ઇચ્છે

હા, એટલુ તો ખરૂજ કે—

I must have liberty
Withal, as large a charter as the wind,
To blow on whom I please, for, so *fools* have,
And they that are most galled with my folly,
They most must laugh.
He, that a fool doth very wisely hit,
Doth very foolishly, although he smart,
But to seem senseless of the bob; if not,
The wise man's foolly is anatomized,

Even by the squandering glances of the fool,
Why, who cries out on pride,
That can therein tax any private party ?
Doth it not flow as hugely as the sea,
Till that the wearers very means do ebb ?
Who can come in and say that I mean......
........................... but therein suits
His folly to the mettle of my speech !
........................... Let me see wherein,
My tongue hath wronged him; if it do him right,
Then he hath wronged himself; if he be free,
Why then, my taxing like a wise goose flies,
Unclaimed of any man'.

સારાંશકે,

મિઠી મશ્કરીની પ્રકૃતિવાળાને વાયુની પેઠે ભ્રમણ કરવાની રજા હોવી જોઈએ અને જેઓને મીઠી મજાક અડકતી હોય, તેઓએ પેટ પકડીને હસવું જોઈએ. જે, મીઠા મશ્કરાને તાડન કરવા પ્રયત્ન કરે છે તેનો પ્રયાસ મિથ્યા જાય છે, કારણ કે, તે તો પ્રહારને માથા ઉપરથી ખંખેરી નાખે છે. જ્યારે, પ્રહાર કરનાર મુંઝાયા કરે છે. મીઠા મશ્કરાની આથડતી આંખો, ચાબુના ચાબુપદને ભેદી તેનું અંતર આયનાની પેઠે નિહાળી શકે છે. મીઠી મશ્કરી કોઈ અમુકને ઉદ્દેશીને કદાપી હોતી નથી. એ મશ્કરીની સીમા તો સાગર જેવી હોય છે, પછી ભલે, અમુક વ્યક્તિ, તે પોતાને માથે ઓઢી લઈ, તેને સંકુચિત બનાવી નાખે ! મીઠી મશ્કરી, વખતે મનને ઉપલાવી પાડતી હશે, પણ તેમાં તેનો વાંક નથી. એ તો માત્ર, જે વ્યક્તિ, તે મીઠી મશ્કરીને, પોતાને લાગુ પાડી લે છે, તેનો છે. જે મીઠી મશ્કરી સીધે રસ્તે ચડાવી દે છે, તો, તે મીઠી મશ્કરીને, પોતાને માથે ઓઢી લેનાર પોતાના પંડને અન્યાય કરે છે. જો તે મીઠી મશ્કરીથી મુક્ત હોય, તો તો, એ વાપેલી, બલેને ન ધણીઆતી થઈ સઘળી દિશામાં ભમ્યા કરે.

મેતો જગતને એકજ દૃષ્ટિથી જોયું છે, આલેખ્યું છેઃ

या दृशं मया दृष्टं, तादृशं लिखितं मया ।
यदि शुद्धमशुद्धं वा, म दोषो न दीयते ॥

હું નથી કહેતો કે આખું વિશ્વ ખરાબજ છે કે સારું છે કે એકલી બીજીજ માત્ર ખરાબ છે. હું તો એટલુંજ કહું છું કે

Much can be said on both sides—

દરેક ચીજને બે બાજુ છે અને દરેકને માટે જેટલું કહીએ તેટલું થોડું છે. જેવા સંયોગોમાં, આપણી ગોઠવણી, કર્મ અને કર્તા કરે, તે સંયોગોમાં સંતોષ માની, સુખમય સંસાર પસાર કરવાની બાજી ગોઠવી, આત્મોન્નતિ અને પર-ઉન્નતિનો માર્ગ પકડવો, એજ સુખકર અને શ્રેયસ્કર છે.

---

## ૨. "કાગનો વાઘ.!"

### લેખક:-શ્રીયુત "વેરા."

વિ. વિ. કે- આપના "જુલાઈ-ઑગસ્ટ" ના અંકમાં સૌ. નાની બ્હેન "એમાં પાપ ખરૂં!" એ વિષયની ચર્ચામાંથી રા. મસ્ત વીગેરે ઉપર ઉકળી પડ્યાં છે ને એટલે સુધી કે- આપને પણ સૌ. બ્હેનશ્રીએ છોડ્યા નથી તત્સબંધે હું બે બોલ લખવા રજા લઉં છું, જો આપને યોગ્ય જણાય તો આપના લોકપ્રિય માસિકમાં સ્થાન આપવા કૃપા કરશો.

સૌ. નાનીબ્હેન "એમાં પાપ ખરૂં?" એ વિષયથી ઘણાં નારાજ થયાનું સ્પષ્ટ સમજાય છે. સામાન્ય ચર્ચામાંથી "કાગનો વાઘ" થઇ જશે, એવું "સુન્દરી સુબોધ" ના વાચક-વૃન્દે ધાર્યું નહોતું. શ્રીયુત "મસ્ત" પણ હવે સમજ્યા હશે કે લેખમાં જરા પણ કટુતા આવી જવાથી સ્ત્રીઓનાં કોમળ હૃદય કેવાં કંપી ઉઠે છે!

સૌ. નાનીબ્હેનના લેખથી "સુન્દરી સુબોધ" ના વાચક-વૃન્દનાં મન અતી દુઃખવાઈ ગયાં છે. સૌ. નાનીબ્હેનના બે બોલ ત્હેમના કકળી ઉઠેલા ખરા જીગરમાંથી બોલાયેલા છે, એમ કબુલ કર્યા વિના ચાલતુ નથી. સહન કરવાની શક્તિ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં કુદરતી રીતે વિશેષ હોય છે, પરંતુ જ્યારે સ્ત્રી નિરૂપાય થાય છે, ત્યારે છંછેડાયેલી સિંહણની માફક મા-હોમ કરતાં પણ વાર લગાડતી નથી, એતો સર્વનાં અનુભવની વાત છે. સ્ત્રીઓનાં હૃદય કોમળ હોય છે. પરંતુ જ્યારે આઘાત ખમી શકવાને અસમર્થ બને છે, ત્યારે તેજ હૃદય કઠોરતાના રૂપમાં કેવુ ફેરવાઈ જાય છે, તે સૌ નાની બ્હેનના લેખ ઉપરથી જણાય છે.

સૌ નાનીબ્હેનના લેખના દરેક પારિગ્રાફ વાંચવાથી આનંદ સાથે હાસ્ય ઉત્પન્ન થાય છે સૌ. બ્હેનશ્રીને દુનીયાનો બ્હોળો અનુભવ છે, એતો ખરેખર પ્રતીત થાય છે. ત્હેમની વાત સાચી છે, પણ ભાષા એવી કડક છે કે કર્ણને જરા કટુ લાગે છે. ગુસ્સાના આવેશમાં "મરદો-શાણા-બગલા જેવા" લખવામાં સૌ બ્હેનશ્રીની કોમળ લેખિની ગૃહસ્થાશ્રમના નિયમોનું ઉલ્લંઘન કરી ગઈ છે.

"બુંડીઓને માટે ન્યાય કેવો!" એ વાક્ય લેખ લખાઇ રહ્યા બાદ ફરીવાર વાંચ્યું હતે તો જરૂર તેઓ તે પર છેક મારતે બ્હેનશ્રીને પુરૂષો માટે આવો ખ્યાલ છે એ જાણી કોને દિલગીરી નહિ થાય! પુરૂષોએ સ્ત્રીઓને દેવી-માની છે અને માને છે, છતાં સૌ.

બ્હેનશ્રી પુરૂષો માટે પોતાની લેખિનીનો નિર્દય પ્રખર-પ્રવાહ ચલાવે જાય છે, તેથી સખેદાશ્ચર્ય થાય છે.

"સોટી લઇને "મસ્ત" ભાઇના જેવા ..." એ વાક્યથી તો હદ કરી દીધી !

છેવટમાં સૌ. બ્હેનશ્રીએ નિરાશામાં "ઇશ્વરથી ડરીને સ્ત્રીઓને માણસ તરીકે તો ગણો !" એ વાક્યથી પોતાના લેખની ઇતિશ્રી કરેલી છે.

"સુન્દરી સુબોધ" માં આવતા લેખોથી હમેશાં જ્ઞાન-સાથે ગમત મળે છે છતાં બ્હેનશ્રી કહે છે કે-"માઠી અસર થાય" વીગેરે ! આપ જેવા કેળવાયેલ બ્હેનો નિખાલસ હૃદયથી વાંચશે તો સારીજ અસર થશે

સાચા માણસનું હૃદય હમેશાં સાચુંજ હોય છે આપ સાચાં છો, તેથીજ સ્ત્રીઓના હિમાયતી તરીકે બ્હાદુરીથી બચાવ કરવા બહાર પડયાં છો, એ ખુશ થવા જેવું છે "પાપ ખરૂં ?" એ ચર્ચાએ વાચક-વૃન્દમાં નવીન ઉત્સાહ ઉત્પન કર્યો છે આપ જેવી વિદુષી બ્હેન અને રા ભાઇ "મસ્ત" જેવા વિદ્વાન લેખકો ગુર્જરભૂમિના શ્રૃગારરૂપ છો, એમ અમો માનીએ છીએ. જોકે આવી કડકભાષામાં લેખિનીનો ઉપયોગ કરવો એ ઇચ્છવો યોગ્ય નથી તોપણ સરળ ભાષામાં કોઇની લાગણીને દુ ખ ન થાય તેવા લેખો હમેશા આદરણીય છે સાહિત્ય પ્રેમી ગરવી ભગિની અને બન્ધુઓ સાહિત્ય ક્ષેત્રમાં ઝંપલાવતી વખતે પોતાના ઉપર શી શી જવાબદારીઓ હોય છે તેથી હમેશા વાકેફગાર હોય છે.

સ્ત્રી-સમાજ તો સૌ. નાની બ્હેનના લેખ વિષે અભિપ્રાય પૂછતા, બધાં સૌ નાનીબ્હેનને આડે ચડી બેસે છે !

વિદ્યા-વિલાસી ભગિનીઓ અને બન્ધુઓ કે જેઓ નિ સ્વાર્થપણે માનસિક ખોરાકની ખોટ પૂરી પાડે છે, તેઓનો મન કઇ પણ ઉંચા થયાં હોય, તો તેવું કશુ મનમાં નહિ લાવવા મ્હારી તેઓને નમ્ર વિનતિ છે અને આશા છે કે હવે પછીના લેખોમાંથી કાગનો-વાઘ નહિ થાય ! ઇતિ-શિવમ.

ડ.

લેખક:-રા. રા. નરહરિલાલ ત્ર્યંબકલાલ. એમ. એ. એલ. એલ બી.

આ વિષયની ચર્ચા જોઇએ તેના કરતાં વધારે લબાણથી તથા કંઇક કડવાશથી હવે તો ચાલે છે કોઇ કોઇ લેખમાં તો કંઇક બાલિશતા પણ માલમ પડે છે આ ચર્ચાને હવે સમેટી લેવાની જરૂર છે

આ ચર્ચા આટલી લાંબી થવાનુ કારણ એ છે કે વિષયાંતર ઘણો થયો છે સદ્ગત પ્રશ્નકારે જે પ્રશ્ન મૂકેલો તે અમુક આપેલી હકીકતને ઉદ્દેશીનેજ હતો એ પ્રશ્નનુ યોગ્ય ઉત્તર એકાદ બે જાતેજ બીજા લેખમાં આવ્યુ છે પ્રથમ પ્રશ્નનો ઉત્તર આપવા માટેજ ક્રમશઃ વસ્તુ સ્થિતિ બદલી હતી હાલ જે લેખો આવે છે તે મૂળ પ્રશ્નને બાજુએ મૂકી

સ્ત્રી પુરુષનાં પરસ્પર વ્હેમી વર્તનને ઉદ્દેશીને આવે છે. એ ચર્ચા પણ ઉપયોગી છે માટે એ સંબંધી લખાણ વ્યર્થ નથી. પરંતુ વિષયાંતર કરીને અયોગ્ય અંગત ટીકાઓ કરવામાં આવે છે ત્યારે વિશેષ સ્પષ્ટીકરણની જરૂર છે.

મૂળ પ્રશ્ન ટુંકાણમાં આ પ્રમાણે હતો. પોષ્ટ માસ્તર અને તેની સ્ત્રી કોકિલા મહાદેવનાં દર્શનાર્થે ગયાં હતાં. દર્શન દર્શનને ઠેકાણે રહ્યાં અને દેવની આરતિથી પણ ના આકર્ષાતાં કોકિલા અંગ્રેજી નિશાળના યુવાન હેડ માસ્તર તરફ જોયા કરતી હતી. દૃષ્ટિમિલન થયું છતાં કોકિલાએ દૃષ્ટિ પાછી ખેંચી લીધી નહિ; પણ આ દૃશ્ય પોસ્ટ માસ્તરની નજરે પડ્યું કે કોકિલાએ તરત દૃષ્ટિ ફેરવી નાંખી. ઘેર આવી પોસ્ટમાસ્તરે આ બાબત સ્હેજ નરમાશથી પૂછ્યું, ત્યારે તેની સામે કોકિલાએ ઘણાજ તરફડા કર્યા.

પ્રસ્તુત વિષય માત્ર આટલોજ હતો., આ વર્તનમાં પાપ છે કે નહિ એનો ઉત્તર એકજ છે કે જો કોકિલાની દૃષ્ટિ વિકાર ભરી હોય તો પાપ ખરું. શુદ્ધ હોય તો પાપ નહિ. સ્ત્રીઓએ પુરુષોની સામુ જોવુંજ નહિ કે પુરુષોની સાથે પરિચય બીલકુલ રાખવોજ નહિ એવું કોઇ કહેતું નથી. સંસારમાં અનેક પ્રસંગોએ સ્ત્રી પુરુષોને મળવું પડે છે. ઘણા મેળાપ નિર્દોષ વિકારહીન હોય છે અને કેટલાક વિકારમય હોય છે. જ્યાં વિકાર હોય છે, ત્યાં ઘણી વખત તેની પ્રથમ ઉત્પત્તિ દૃષ્ટિ વિકારથીજ થાય છે માટે અમુક દૃષ્ટિ શુદ્ધ છે કે નહિ તેના ઉપર જ પાપ પુણ્યના નિર્ણયનો આધાર રહે છે. મન કોઇ કોઇનું જોઇ શકતુ નથી પણ બહારની ચેષ્ટાથીજ અંદરની વૃત્તિઓ સમજાય છે. ઘણીવાર એ અનુમાન ખરા હોય છે, કોઇ વાર ખોટા પણ હોય. એ અનુમાન દરેક માણસ પોતપોતાની શક્તિ અને અનુભવ પ્રમાણે કરે છે, અને તેથી તેમાં મતભેદ હોવાનો સંભવ રહે છે. સદરહુ પ્રશ્નના પ્રથમ બે ઉત્તરમાં એક મ્હેં અને એક જ્યોત્સ્ના બ્હેને આપ્યો હતો. જ્યોત્સ્ના બ્હેનનો ઉત્તર એમના દૃષ્ટિબિંદુ પ્રમાણે બરોબર હતો પણ તેમાં અનુભવની ખામી હતી અને વિષયાંતર હતો પુરુષો આમ કરે છે માટે સ્ત્રીઓને તેમ કરવામાં કંઇ બાધ નથી, એમ કહેવું ઠીક છે. પણ એ વ્યવહારની–પોતપોતાની અનુકુળતાની વાત છે. પણ પાપ ખરું કે નહિ એનો ઉતર તો આપેલી વસ્તુ સ્થિતિ ઉપરથી વિકારનું અનુમાન થાય છે કે નહિ તે ઉપર જ અવલંબી રહેલો છે. બીજી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે પાપ ખરૂં કે નહિ એનો ઉત્તર આદર્શની દૃષ્ટિથીજ અપાય, પછી જગતમાં એવાં ઘણાંએ સૂક્ષ્મ પાપ હોય છે કે જે નભાવી લેવાં પડે છે. મનુષ્યનાં મન નિર્બળ છે અને સુધારાના પવનથી તે વિશેષ નિર્બળ થયાં છે. દૃષ્ટિવિકાર ઘણુંજ સાધારણ પાપ છે અને વ્યવહારમાં તેના ઉપર બહુ લક્ષ અપાતું નથી. દૃષ્ટિઓ સૂક્ષ્મતાથી તપાસવાનું ઘણું અઘરૂં છે અને ભૂલ ભરેલાં અનુમાન ઘણાં થવાનો સંભવ છે. તેથી કંઇ વિશેષ પાપમયતા માલૂમ પડે નહિ ત્યાં સુધી મનની સહજ ચંચળતા પર દુર્લક્ષ કરવાથી વિશેષ લાભ છે. વ્હેમથી તો ઉલટું પાપને પોષણ મળે છે. સામે પક્ષે એ પણ સત્ય છે કે શું સ્ત્રી કે પુરુષે, મન ઉપર સંયમ રાખતાં શીખવું જોઇએ અને પોતાના જીંદગીના સાથીને અસંતોષ થાય એવા પ્રસંગો નહિ આવવા દેવામાંજ ડહાપણ છે. હમણાં હમણાંમાં દંભ અને આડંબર ઘણો વધી ગયો છે અને જેમનાં મન અત્યંત વિકારમય હોય છે તે સ્વતંત્રતાને બ્હાને પવિત્રતાનો અત્યંત ડોળ કરે છે. સુધારો વધવાથી આર્થિક અને નૈતિક

લાભ રૂપ થતા હશે પણ વ્યભીચારને તો તેથી ઘણું ઉત્તેજન મળે છે, એ કોઇ પણ અનુભવી વિચારશીલ પુરૂષ કે સ્ત્રી ના કહી શકે તેમ નથી. પછી મિથ્યા આડંબર કરવો હોય તો જુદી વાત છે. પ્રખ્યાત ઇતિહાસકાર ગીબન એના "રોમની પડતી"ના ઇતિહાસમાં નીચે મુજબ ઉલ્લેખ કરે છે—

" *Although* the progress of civilisation *has undoubtedly* contributed to assuage the fiercest passions of human nature, it seems to have been less favourable to the virtue of chastity, whose most dangerous enemy is the softness of the mind. The refinements of life corrupt while they polish the intercourse of the sexes. *The gross appetite of love becomes most dangerous* when it is elevated or rather, indeed, disguised by sentimental passion. The elegance of dress of motion and of manners gives a lustre to beauty and inflames the senses through the imagination. Luxurious entertainments, midnight dances and licentious *spectacles, present at once temptation and opportunity* to female frailty. " Gibbon's Decline and Fall of the Roman Empire Vol. I ch. IX.)

"સુધારાની પ્રગતિ મનુષ્ય સ્વભાવના પ્રચંડ વિકારોને શાંત પાડે છે પણ પતિવ્રતના સદ્ગુણને તે ઓછી અનુકૂળ છે, કારણ કે મનની કોમળતા એજ એ સદ્ગુણનો મહા ભયંકર દુશ્મન છે. જીવનના સુખ અને શોખની સામગ્રીઓથી સ્ત્રી પુરૂષનો વ્યવહાર બહારથી સભ્ય બને છે પણ અંદરથી સડે છે. કામની ક્ષુદ્ર વાસનાને ભાવમય પ્રેમથી ઢાંકી ચે ચઢાવવામાં આવે છે ત્યારે તે વિશેષ હાનિકારક થાય છે. કપડાં, ગતિ અને રીત ભાતની મધુરતાથી સૌંદર્યની શોભા વધે છે અને તેથી કલ્પનાની મદદથી વૃત્તિઓ ઉશ્કેરાય છે. આનંદના લપકામધે મેળાવડાઓ, મધરાતના નાચ રંગ, અને બીભત્સ દેખાવોથી સ્ત્રીયોની ચપળતાને, લાલચ અને પ્રસંગ મળે છે."

જોખું સ્ત્રીઓને તેમજ પુરૂષોને. સ્ત્રીઓને સ્વતંત્રતા નથી ઘટતી અને પુરૂષોને ઘટે છે એવું કંઈ નથી. નિર્બળ મનવાળા કોઇને ઘટતી નથી. મારી માન્યતા તો એવી છે કે સંશુદ્ધિની બાબતમાં સ્ત્રીઓમાં પુરૂષો કરતાં વિશેષ મનોબળ હોય છે મનોબળ એ કુદરતની બક્ષિસ છે અને સારી કેળવણીથી તે વધે અને અઘટિત કેળવણીથી ઘટે છે. હાલની કેળવણીની પદ્ધતિમાં મનોબળ વધારવા કરતાં ઘટાડવાનાં વિશેષ લક્ષણ છે મનુષ્યના આત્માનો ઉદ્ધાર કે જગતનો ઉદ્ધાર મનના સંયમ ઉપર રહેલો છે. મનને નિરંકુશ કરવાથી આત્માની અવનતિ થાય છે. અંકુશો અયોગ્ય હોય તો તે તોડી યોગ્ય અંકુશ મૂકવા જોઇએ. હાલ કેળવણીનું પરિણામ આપણા સમાજના અંકુશોને અનિષ્ટ ગણી તેમને દૂર કરવા તરફ છે પણ તેને સ્થાને બીજા વધારે સુખકર અંકુશ કોઇ બતાવતું નથી, એટલે નિરંકુશતા વધે છે. યુરોપના સુધારાની સ્વતંત્રતા આપણે ગ્રહણ કરવા તત્પર થયએ છીએ પણ ત્યાંના સમાજ બંધનમાં પણ કેટલાક અંકુશો છે તેનો વિચાર કરતા નથી. સ્વતંત્-

તાને દૈવી ગણી-તેને પૂજવા સૌ કોઈ આતુર છે પણ અધિકાર વિનાની સ્વતંત્રતા અનર્થ કરનારી છે. યોગ્યતા વિનાની સ્વતંત્રતા કદી પણ કોઈને હિતકર હોય નહિ. દરેક પક્ષના સૂત્રોમાં તે તે દૃષ્ટિએ કંઈ સત્ય હોય છે. न स्त्री स्वातंत्र्यमर्हति એ સૂત્રમાં પણ સત્ય છે તેમ यत्र नार्यस्तुपूज्यन्ते रमन्ते तत्र देवताः -એ સૂત્રમાં પણ સત્ય છે, એ સૂત્રોનો ઉપયોગ તેને યોગ્ય સ્થળે કરવો જોઈએ. ક્વીનાઈન દવા છે, પણ અતિશય ડોઝમાં તે ઝેર થાય છે, સોમલ ઝેર છે પણ જરૂર વખતે યોગ્ય પ્રમાણમાં રોગીને ફાયદો કરે છે. કોઈ એમ કહે કે न पुरुषः स्वातंत्र्यमर्हति તો અમુક પરિસ્થિતિમાં તે પણ ખરું કહેવાય. સંજોગ જેવા છે તે જોવું જોઈએ. સ્ત્રી પુરુષના પરસ્પર વ્યવહારમાં જાતીય આકર્ષણ તો અવશ્ય હોય છે, કોઈ સંયમથી આકર્ષણને દાબે છે કોઈ ઢોંગથી બહારની વિશુદ્ધિનો ડોળ કરે છે સંયમનો ધર્મ સ્ત્રીઓપર વિશેષે મૂકવામાં શાસ્ત્રકારોએ ડહાપણ વાપર્યું છે એક તો સ્ત્રીઓમાં મનોબળ વધારે છે માટે તે સંયમ પાળવાની તેમનામાં શક્તિ છે. બીજું સ્ત્રીને ગૃહિણી ધર્મ મુખ્યત્વે હોવાથી એ સંયમ રાખવાની તેને અનુકૂળતા છે. એક જાતિ ઉપર અંકુશ મૂક્યો એટલે બીજી ઉપર આપોઆપ અંકુશ થઈ જ ગયો. સ્ત્રીઓએ પુરુષો સાથે અણઘટતી છૂટ ના લેવી એવું સિદ્ધ થયું, તો પુરુષોને અણઘટતી છૂટ નહિ જ મળે. એટલે તેમના ઉપર પણ અંકુશ સભ્ય લોકમાં તો મૂકાયો.

વાસનાની ઉત્પત્તિ સ્ત્રી પુરુષના એકાંત ખાનગી સમાગમથી થાય છે. ભલે સુધારકો ગમે તેમ કહે છે પણ એકાંત ખાનગી સમાગમ તો સર્વથા અનિષ્ટ જ છે. જાતીય આકર્ષણ ઉત્પન્ન થયા પછી શુદ્ધ રહેવું કે ન રહેવું એ મનોબળની વાત છે. એ મનોબળ કંઈ બધામાં હોતું નથી, વિદ્યાથી આવતું નથી, વૈભવ વિલાસથી ઘટે છે માટે સ્ત્રી પુરુષના એકાંત સમાગમ ઉપર સર્વ સમાજમાં મર્યાદાઓ રહેલી હોય છે અને જ્યાં જ્યાં એ બંધન પળાતાં નથી, ત્યાં લોકો અનિષ્ટની શંકા કરે છે અને ઘણી વાર તે ખરી હોય છે. મર્યાદા અને વિનય સાથે સ્ત્રી પુરુષોને જરૂરના પ્રસંગોએ મળવાની છૂટ હોય તો સારું, એવા સહવાસથી સ્ત્રીઓની બીતિ ઓછી થાય છે અને હિંમત આવે છે પણ વિના કારણ આદર્શ મૈત્રીને બ્હાને જે એકાંત ખાનગી સમાગમ થાય છે તેમાં મોટે ભાગે બહારનો ઢોંગજ હોય છે અને તેથી જ્યાં અપવાદ હોય છે, ત્યાં પણ સમાજ વિશુદ્ધિની શંકા જ કરે છે. જેવી એકાંતની તેમ વાતોના વિષયની મર્યાદા પણ હોવી જોઈએ યુરોપના સભ્ય સમાજમાં સ્ત્રી પુરુષો જો કે છૂટથી વાત કરે છે છતાં કંઈ પણ બીભત્સ ભાવ આવે એવી વાત અવિનયી ગણાય છે અને સ્ત્રીઓની સમક્ષ મોટે ભાગે વાતચિત્તના વિષયમાં મર્યાદા જળવાય છે આપણે ત્યાં જ્યાં સુધારાનો આડંબર હોય છે ત્યાં એવી મર્યાદા મોટે ભાગે જળવાતી નથી. સુજ્ઞ સ્ત્રી પુરુષોના એકાંત સમાગમ બાબતમાં પણ પશ્ચિમના શિષ્ટ લોકોમાં ઘણી મર્યાદાઓ છે. સ્થળ અને સમયની પણ મર્યાદાઓ હોય છે.

મનુષ્ય સ્વભાવની નિર્બળતા સર્વને વિદિત હોવાથી દરેક ગૃહપતિ પોતપોતાના સંસારમાં અમુક અંકુશો રાખે છે. શુદ્ધ સ્ત્રીઓ આપે જ નિયમમાં વર્તે છે. કેટલીક શુદ્ધ સ્ત્રીઓ જે વર્તનમાં નિયમ રાખતી નથી તેમને જાતની નિંદાની શિક્ષા કેટલીક વાર અકારણ અને કોઈકવાર વિના કારણ ભોગવવી પડે છે. શંકાને કારણ ના આપવું એ વ્યવહા-

રમાં તો ઉત્તમ ઉપાય છે. શુદ્ધિ હોય તો મફી અશુદ્ધિને ઉત્તેજન મળે એવું વર્તન બહાર રથી રાખવાથી કંઇ લાભ નથી. જગતની કસોટી કરતાં પણ મનની કસોટી ઘણી કપરી છે. જાણી જોઇને કસોટીમાં ઉતરવાથી કંઈ લાભ નથી, કેવળ ક્લેશ છે. આણુધટની છૂટ લેતી કેટલી બધી સ્ત્રીઓ પુરૂષોની મશ્કરીઓ અને પ્રેમપત્રિકાઓનો ભોગ થઇ પડે છે! એવા વિષયી આચરણ પ્રત્યે ક્ષમા ના જ ધરે, વિનયી સ્ત્રીઓએ આવો અવિવેક તરતજ પોતાના પતિ અગર વડીલની જાણમાં લાવવો જોઇએ, જેથી તે વિષયી પુરૂષનું દુરાચરણ મૂળમાંથીજ અટકે. કેવળ પોતાનાજ મનોબળપર આધાર રાખનારી ઘણી સ્ત્રીઓ આવા પ્રસંગોને ગુપ્ત રાખી છેવટે ધીમે ધીમે પોતાનું મનોબળ નહિ ટકી શકતાં પાપભાગી બને છે. અવિનય અને અવિવેકના પ્રસંગમાં દૃઢતાથી કામ લેતાં તે તરત અટકે છે, તેને જતો કરતાં ધીમે ધીમે તે અસહ્ય થઇ પડે છે અગર તો મનોબળ ન ટકવાથી તપસ્વી પણ લપસી જાય છે.

આ ચર્ચામાં વિષયાંતર ઘણું થવાથી, મેં પણ વિષયાંતર કરી કેટલીક અનુભવના દૃષ્ટિબિંદુથી વાત લખી છે. હાલના સુધરતા જમાનામાં પ્રથમ દૃષ્ટિવિકાર પ્રેમ પછી પત્રિકા-પછી મિલન-પછી મનોબળની કસોટી–આમ દુનિયા ચાલે છે. પ્રથમથીજ મનના ઉપર સંયમ રાખ્યો હોય તો કસોટીના પ્રસંગજ ના આવે, પણ કેટલાક તરંગી જનોને એવી કસોટીનો શોખ હોય છે; અને તેમને તેની શિક્ષા ભોગવવી પડે છે, માટે વ્યવહારમાં ઉત્તમ માર્ગ એ છે કે દૃષ્ટિમાંથી વિકાર દૂર કરવા પ્રયત્ન કરવો, પ્રેમની ચીઠ્ઠી કોઇની સ્વીકારવી કે વાંચવી નહિ, ટપાલમાં આવે તો પતિ કે વડીલ અગર મોકલનારની પત્નીને સુપ્રત કરી દેવી અને પ્રેમ સંબંધી કંઇ પણ ચર્ચા કે વાતચિતમાં સ્ત્રી પુરૂષોએ દોરવાવું નહિ.

આર્ય સંસાર બીજા ઘણા સમાજ કરતાં વિશુદ્ધ છે. જે ડાહ્યા માણસો એ વિશુદ્ધિ જાળવવા ઇચ્છતા હોય, તેમનું એ કર્તવ્ય છે કે સ્વતંત્રતાને મોટે અને ખોટે નામે દુરાચરણપોષણ મળે એવી વ્યવસ્થા રોકવી. બાકી જોવામાં કે મળવામાં કંઇ પણ પાપ નથી. પોતાને સંયમ રાખી મનને ડગમગાવવાના પ્રસંગ ના આવવા દેવા એટલે બસ. સ્ત્રીઓએ તો ખાસ કરી પોતાની આબરૂ સાથે રમત ના કરવી અને પરપુરૂષની સાથે અયોગ્ય પ્રસંગમાં કે તેના ઉપકાર તળે ના આવવું.

વ્હેમી વર્તન તો સ્ત્રી પુરૂષ ઉભયને અનિષ્ટ છે અને સંસાર ખરાબ કરે છે. અતિ પ્રેમમાં વ્હેમ કંઇક તો હોયજ. જે વસ્તુ પોતાને અતિશય આકર્ષે છે તે બીજાને પણ તેવીજ રીતે આકર્ષણ કરશે, એવી સહેજ કલ્પના થાય; પણ આપણો સ્ત્રીવર્ગ સાધારણ રીતે લજ્જાયુક્ત અને શુદ્ધ છે, માટે વ્હેમથી મગજ ના ખાલી જાય અને અણધાર્યું અનિષ્ટ ન નીપજવા પામે, તેની દરેક સ્ત્રી પુરૂષે કાળજી રાખવાની જરૂર છે, તેમ પ્રેમી જનના સહજ વ્હેમથી ઉછેડાઇ જઇ લડી પડવાની પણ કંઇ જરૂર નથી. ચંચળ મનને જેવું જાતીય આકર્ષણ સહજ છે તેવુંજ પ્રેમયુક્ત હૃદયને વ્હેમનું સમજવું. પણ એ આકર્ષણ કે વ્હેમ જ્યારે બુદ્ધિને બગાડે છે ત્યારેજ અનિષ્ટ થવા પામે છે.

આ ચર્ચામાં કેટલાકે ફક્ત શરીર સંબંધનેજ પાપરૂપ માની ટીકાઓ કરી છે. મન વિકારી થઇ દૂષિત થયું એટલે માનસિક પાપ થઇજ ચૂક્યું અને આત્માની ઉન્નતિ અવનતિ માનસિક પાપ ઉપરજ મુખ્યત્વે આધાર રાખે છે, માનસિક પાપને સંયમથી રોકી

મન વિશુદ્ધ રાખવા પ્રયત્ન કરવાની દરેક સ્ત્રી પુરૂષની ફરજ છે; નહિ તો તે નિયમની બહાર જઇ ક્યારે અનિષ્ટ પરિણામ લાવશે તે કહી શકાય નહિ. ઇન્દ્રિયો અને મનને નિયમમાં રાખવાં, એજ આત્માને ઓળખવાનો ઉપાય છે એમ ભગવાન શંકરાચાર્યે કહ્યું છે.

આ ચર્ચાથી ઉદ્ભવતા વિચારો મેં આમ સ્પષ્ટ કરી મૂક્યાં છે કે દરેકને વસ્તુસ્થિતિ સમજાય. નિયમ અને સંયમનેજ દુઃખરૂપ ગણનારાઓને આ અનુભવના કટુ વિચારો નહિ રૂચે; પણ સ્વતંત્રતાની કે સુધારાની વાતો કર્યાથી તે સિદ્ધ થતાં નથી. અનુભવી માણસો પોતાના સ્ત્રી વર્ગને જે સ્વતંત્રતા આપે છે; તેટલી ખરી રીતે સુધારાના ડીંગમારૂઓ આપતા નથી. જાહેર મેળાવડાઓમાં જવામાં કે પુરૂષો સાથે વાતો કર્યામાંજ સ્ત્રીઓની સ્વતંત્રતાનો સમાવેશ થતો નથી. સ્ત્રીઓના ગૃહકાર્યમાં ને તેમના સંસારના વ્યવહારિક સંબંધોમાં સુધારામાં દંભ કરનારા પુરૂષો ઘણી વખત જરૂરની છૂટ આપતા નથી. વાતો કરવાથી કંઇ સિદ્ધિ નથી, જે જેનું કાર્ય, જેનો જેટલો અધિકાર, તેટલા પ્રમાણમાં તેને સ્વતંત્રતા આપવી જોઇએ. બાકી કેવળ નિરંકુશ સ્વતંત્રતાથી સ્વચ્છંદતા કલહ અને દુઃખ સિવાય બીજું પરિણામ નથી.

કાંદિલાની દૃષ્ટિ જે સન્દેશો આપ્યા છે તેમાં મને વિકારમય લાગી, કોઇને ના પણ લાગે. એ અનુમાનનો વિષય છે. ફક્ત એટલાજ પ્રશ્ન ઉપર ઉહાપોહ થઇ હોત તો તકરારનો ઝટ નિવેડો આવત પણ આ ચર્ચા રસિક હોવાથી આજુબાજુના વિષયો વધી પડ્યા. પણ આ ઉહાપોહ બોધપ્રદ અને વાંચવા લાયક તો થઇ છેજ અને તેથી કોઇને કશી હાનિ નથી.



## ** આ ચર્ચા હવે બંધ કરવામાં આવે છે.

"પાપ ખરૂં ?-એ વિષયની ચર્ચા ઘણી લાંબી ચાલી. વિષયાન્તર પણ ત્હેને અંગે બહુ થયું છે. શરૂઆત કરનાર સદ્ગત ભાઇશ્રી કંચનલાલે નહિ ધારેલી, નહિ કલ્પેલી વસ્તુસ્થિતિ પણ ત્હેમાં સ્ફુરી. પણ તે સહુ નિરૂપયોગી તો નથીજ. કારણ કે આપણા હિન્દુસંસારના દંપતીજીવન જેવા અત્યંત મહત્વના અંગના સંબન્ધમાં તે દ્વારા સારો ઉહાપોહ થયો છે.

કેટલાંક લખાણમાં કટુતા આવી ગઇ છે. અને બીતી છું કે આ ચર્ચા હવે ચાલુ રાખ્યેથી અયોગ્ય સ્વરૂપ ધારણ કરશે. કારણકે મળેલાં બીજાં પત્રોમાંથી કેટલાકમાં પણ અત્યાઘાતની વૃત્તિ અતિ વિશેષ જોવામાં આવે છે. લેખકો પોતાના પ્રમાણિક અભિપ્રાય રજુ કરે, એ ઇષ્ટ છે; પરન્તુ સુન્દરી સુબોધની સર્વ સામાન્ય ભૂમિકાનો દુરૂપયોગ થાય નહિ; એ પણ સાથે જોવાનું છે. કેટલાક સજ્જનોના લેખ મોડા મળ્યાને લીધે અથવા ત્હેમાં નવી દલીલો નહિ હોવાથી,—પ્રકટ થઇ શક્યા નથી, તે માટે દિલગીર છું. અને આ ચર્ચામાં ઉત્સાહથી, રસથી ભાગ લેનાર સર્વ બ્હેનો તથા બંધુઓનો હું ઉપકાર માનું છું.

## पत्रसंजूषा.



# *સુન્દરી સુબોધમાં વ્હેમના પોષણની ભ્રાન્તિ: અને ત્હેના ઉપાય.

( "સુન્દરી સુબોધના એક વાચક" ના ચર્ચાપત્રનો ઉત્તર. )

સુન્દરી સુબોધના મેહેરબાન અધીપતી જોગ,

મારા "ક્ષયરોગ" ના લેખ ઉપર ટીકા થએલી, તેના જવાબમાં આ લેખ મોકલી તમારા સુન્દરી સુબોધના માસિકમાં તે પ્રગટ થવાની આશા રાખું છુ. અને અવકાશે તમારી ઇચ્છા અંગાણે આયુર્વેદ સમ્બન્ધી લોકોપયોગી બીજા લેખ મોકલતો રહીશ. હાથમાં "સુવારોગના ઉપાય" તથા "છોકરાં ન થવાનાં કારણ તથા તેના ઉપાય અને સારી તથા બળવાન પ્રજા ઉત્પન્ન કરવાની વિધિ" એ વિષયો ઉપર સવિસ્તર લેખ તૈયાર કર્યો છે. તે પણ એક બે દિવસમાં મોકલી આપીશ. આ માસિક દ્વારા તમે જે જનસમાજની સેવા બજાવો છો, તે બાબત વિશેષ ન લખતા આટલુંજ લખવુ બસ છે કે સ્ત્રી સમાજ ઉપર એક મોટો ઉપકાર કરનાર અને તેઓને પોતાની સ્થિતિનું ભાન લાવનાર આ એકજ માસિક છે. અને જો ઇશ્વર કરે એના ગ્રાહકો વધે અને તે પત્ર માસિકના બદલામાં પખવાડિયાનું અથવા સપ્તાહિક થાય તો વધારે ઉપયોગી થઇ પડે.

ચર્ચાપત્રીના મગજમાં પેઠેલુ ભૂત!

સુન્દરી સુબોધના ગયા અંકમાં મારા "ક્ષયરોગ" ના લેખના અમુક ભાગ ઉપર એ પત્રના એક "વાચક" તરફથી થએલી ટીકા મને ઘણીજ ઉત્તમ અને વધાવી લેવા જેવી લાગી. હવે એ લેખકને ઉદ્દેશી જણાવવાનુ કે—હે ભાઇ, તમારા વિચાર ઘણાજ ઉચ્ચ અને પ્રશંસનીય છે. પણ મારા લેખમાથી જે અમુક બાબતોના તમોને વાંધા છે. તેમાથી—એક તો ભુત તમારા મનમા પેઠું તે કાડી નાખવાની જરૂર છે. પણ તમોએ પડદામાં બેસીને વાતોનો આરંભ કર્યો. તેથી મને સંદેહ ઉત્પન્ન થયો કે તમે તે ચોટલાવાલા કે ચોટલીવાળા હશો! ખુલ્લી રીતે તમે બહાર પડયા હોત તો હું-કાંઇ પણ સંબોધીને લખી શકત. અબળાઓ તરફથી તો ભુતની બુમ કે ચાચીમાગી સંભળાઇ નથી, તો તમે શું કોઇ-એમનાથીએ પોચા મનના છો? ના ના, એમ તો નહી હોય. સારે કોણ જાણે તમે કેમ બીન્યા અને ભુતના નામથી ચમક્યા? હવે ભુતથી મુક્ત થવાનો ઉપાય તમોને બતાવું છું—તમે જો અબળા હો તો તમારા નામનો પહેલો અક્ષર કહાડી નાખશો. એટલે ભુતની બીક લાગશે નહી અને ભુત ઉલટુ તમારા નામથી બ્હીશે! અને જો તમે પુરૂષ. હો તો તમારામાં પુર-

---

* સુન્દરી સુબોધના જાન્યુઆરી-ફેબ્રુઆરી ( ૧૯૧૯ ] ના અંકમાં સ્વામીજીનો "ક્ષયરોગ" વિશેનો લેખ પ્રગટ થયો હતો અને ત્હેમાં દર્શાવાયલા અમુક વિચાર વિશેનું ઉપર જણાવેલુ ચર્ચાપત્ર મે-જુન ( ૧૯૧૯ ] ના અંકમાં પ્રકટ થયું હતું.

બલ ઓછું હોવું જોઇએ. તેનો ઉપાય વીરરસ કથાનું વાચન અને વીરપુરૂષોનો સંગ છે. આટલો ઉપાય જો તમે કરશો તો અલબત ભુતથી બ્હીશો નહી. આ બે ઉપરાંત ત્રીજા તો તમે શું હોઇ શકો ! મારા મિત્ર અને સુંદરીઓના પ્રતીનીધી તમે ભુતના નામથી બ્હીશો નહીં. તમારા મગજમાં જે ભુત ભરાયું છે. તે ભુત જુદું છે અને મારા લેખમાં જે ભુત છે તે જુદુંજ છે. તમે જો હંસદૃષ્ટિએ મારો લેખ વાંચ્યો હોત તો—અને કાગડાદ્રષ્ટી ન રાખી હોત તો,—તમારી મેળેજ તમારા મનમાંથી ભુત નીકળી જાત.

**અજ્ઞાન વર્ગના વ્હેમનું સમાધાન.**

તમે જેને અજ્ઞાન વર્ગ કહો છો તે તમારા કરતાં વધારે પ્રમાણમાં છે. તેઓનું સમાધાન કરવું ઘણી જરૂરનું છે. તે માટે ભુત પ્રેત વીગેરે શબ્દો વાપરવાની જરૂર પડી—મારા બંધુ. તમે જો મારા લેખમાં "ભુત પ્રેત આદીનો ઉપાય" ધ્યાનપુર્વક વાંચ્યો હોત તો તમને જણાઇ આવત કે એમાં જેટલી વસ્તુઓ વાપરવાની દરદીને ભલામણ કરી, તે ક્ષયરોગને મટાડવામાં સહાય આપનારી છે. અલબત મારી આટલી ભુલ ખરી કે તમારા જેવા પાશ્ચિમાત્ય સંસ્કારવાળાને બકરીનું મૂત્ર અને બકરીની લીંડીઓ વાપરવા બતાવી, તે તમોને રૂચી હશે નહી. જો એના બદલામાં પેરીસનું લવંડર, ઓટોમોહની, કામનીઆ ઓઇલ, ઈત્યાદીથી હવન કરવા બતાવ્યું હોત તો કદાચ ઠીક પડત. પરંતુ મારા દેશી બંધુ. બકરીની લીંડીઓ અને મૂત્ર ક્ષયરોગનું ભુત કહાડવા અતી ઉપયોગી છે. તેથી તમોને ફરીથી મારો લેખ વાંચવા ભલામણ કરૂં છું. "ભુત પ્રેત" લખવાથી મારો જે આશય છે, તે નીચે લખી સ્પષ્ટ કરૂં છું. હું ધારૂં છું. કે એથી તમારા મનનું ભુત નીકળી સમાધાન થશે.

**ભુત પ્રેતનો નિર્ણય**

આકાશ મંડલમાં પ્રમાણું રૂપ જે રોગના જંતુઓ ઉડે છે અને શરીરમાં પ્રવેશ કરી અનેક પ્રકારની વ્યાધીઓ ઉત્પન્ન કરે છે, તેને આયુર્વેદમાં ભુત પ્રેતની સંજ્ઞા આપવામાં આવી છે, તે સંબંધી ઘણો સરસ અને સ્પષ્ટ રીતે આયુર્વેદમાં ખુલાસો આપેલો છે. લંબાણ થવાથી અગર તો પોચા માણસોને બીક લાગશે. એમ ધારી અત્રે તેના સ્થળજ ટાંકુ છું. લગાર છાતી કઠણ રાખી મનમાંથી બીક કહાડી નાખી ઇચ્છા હોય તો ત્યાંથી વાંચી જોશો. શ્રી વ્યંકટેશ્વર પ્રેસમાં મુદ્રિત થએલાં પુસ્તકોઃ સંવત ૧૯૫૮ માં પ્રકટ થએલ માધવનીદાનમાં (પાન ૧૨૮) શ્લોક ૧૭ થી ૩૨ સુધી, અથવા સંવત ૧૯૬૩ માં પ્રકટ થયેલ ભાવ પ્રકાશ (પાન ૭૪૫) શ્લોક ૧૫ થી ૩૨ સુધી, અથવા સંવત ૧૯૬૮ માં પ્રકટ થયેલ ચરકસંહિતા—નીદાનસ્થાન, અધ્યાય ૭ મો (પાન ૪૮૨ થી ૪૮૮ સુધી.)

**કર્મ વિપાકનું પ્રતિપાદન:—**

બીજું કર્મ વિપાકમાં તમોને શંકા થઈ કે બ્રાહ્મણની હત્યા કરવાથી ક્ષય રોગ થાય છે અને શુદ્રાદીને મારવાથી કશું પાપ થતું નથી અગર તો બીજી કોઇ રીતે બીજાને ત્રાસ આપનાર પાપના ભોગી થતા નથી. તે મારો કે ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત નથી. તે તો કેવળ સુંદીને તસ્દી ન આપવાની ખામીજ લાગે છે ! દરેક સંતાપનારને કે દરેક બીજાની આંતરડી કકળાવનારને દ્રષ્ય કે અદ્રષ્ય રીતે તેના કર્મ અનુસાર શીક્ષા મળ્યાજ કરે છે.

જેમ બ્રાહ્મણની હત્યાથી ક્ષયરોગ થવાનું વર્ણવેલું છે, તેમ બીજાની હિંસાથી બીજા ભયંકર રોગો થાય છે, જેનું વર્ણન વિસ્તારપૂર્વક ધર્મસિંધુ આદી ધર્મ-પુસ્તકોમાં લખવામાં આવેલું છે. કોઇ પણ રાજાએ અનીતી કે અધર્મથી કોઇનો પ્રદેશ, જાગીર અગર જમીન પડાવી લીધી હોય અને તેને તેનો બદલો ન મળે તે તો તમારીજ કલ્પના છે, અગર તમે કોઈ અનર્થ કરનાર રાજાને આવા ભયંકર રોગથી પીડાતો જોયો નથી તેથી ધર્મ વિપાક ખોટોજ છે એમ ધારવું તે બુદ્ધીની વિલક્ષણતાજ છે! કેટલાંક કર્મનું ફળ તત્કાળ મળે છે અને કેટલાંક કર્મનું ફળ કાલાંતરમાં મળે છે—જે રાજાએ પોતાના રાજ્ય ચલાવવાનો સમય બીજાઓને સંતાપવા અગર અનીતી કરી વ્યવહાર ચલાવવામાં ક્યાડ્યો હોય, તે બીજી વખત અધમ યોનીમાં જન્મ લેઇ અનેક પીડાઓથી પીડાઇ પોતાનાં કરેલાં કૃત્યના પશ્ચાત્તાપ કરી આયુષ્ય વ્યતીત કરે છે, જેનો વિચાર વિસ્તારપુર્વક ધર્મસિંધુ, નિર્ણય સિંધુ, સ્મૃતિ આદિ અનેક પ્રમાણ ભૂત ગ્રંથોમાં આપેલો છે. કારણ કેઃ-

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
ना भुक्तं क्षीयते कर्म कल्पकोटीशतैरपि ॥

(અર્થઃ—) પુર્વ જન્મમાં કરેલાં શુભ અથવા અશુભ કર્મનું ફળ અવશ્ય ભોગવવું પડે છે. તે ભોગવ્યા સિવાય કોટી જન્મ સુધી પ્રયત્ન કરે તો પણ તેનો નાશ નહી થાય.

**આ સુધરેલા જમાનાનું છે?**

મારા મિત્ર, જેને તમે વિજ્ઞાન દષ્ટિ એટલે સુધરેલો જમાનો કહો છો, તે તેમ નથી કારણ કે વિજ્ઞાન દૃષ્ટિ જમાનાનાં જે લક્ષણ છે, તે એમાં એક પણ નથી. સુધરેલા જમાનામાં શરમ, લજ્જા, મર્યાદા વિવેક, પરોપકાર, આદી અનેક ગુણો જોઇએ તે માંહેના હાલના જમાનામાં એક પણ દ્રષ્ટીગોચર થતા નથી. ઉલટું તેના બદલામાં બેશરમી, નિર્લજતા, અમર્યાદા, અવિવેક અને સ્વાર્થ આદિ દુર્ગુણો વિશેષ દેખાય છે. મોટાઓની આબરૂ ન સાચવવી, ઋષી મુનીઓનાં વાક્ય ઉપર શ્રદ્ધા ન રાખવી, ધર્મ પુસ્તકોને થોથાં માનવાં, અને ઈશ્વરની પણ ઓળખી ખોદવામાં વિદ્વત્તા માનવી, એનું નામ જો વિજ્ઞાન દૃષ્ટિ જમાનો હોય, તો મારાથી એ વાતની ના કહેવાય નહી! એ બધો પ્રતાપ પોતાનાં પુસ્તકો વાંચ્યા વગર અન્ય ધર્મનાં પુસ્તકો વાંચવાનોજ છે. જો પહેલે પોતાના ઋષિ મુનીનાં કરેલાં પુસ્તકો વાંચી પછી અન્ય ધર્મનાં પુસ્તકો વાંચ્યા હોત તો આવી બુદ્ધી થાત નહિં. વિજ્ઞાન દૃષ્ટિ જમાનામાં આયુષ, બળ, બુદ્ધીનો વધારો થવો જોઇએ: નહિ કે ટુંકાં આયુષ, બળહીનતા અને દરેક વસ્તુમાં પરાધીનતા હોવી જોઇએ. યુરોપવાસીઓ સુધરવા માટે યત્ન કરે છે, અને તે માટે અખતરાઓ કરે છે, સુધરવા માટે તન મન ધનથી મથે છે. એ દેશોમાં સુધરવા માટે અનેક જીવોનો ભોગ અપાય છે, અસંખ્ય રૂપીઆ ખરચાય છે, તેથી તે લોકો એક દીવસ જરૂર સુધરશે. હજુ તે લોકો પણ અખતરાના ચગડોળ પર ચડ્યા છે. તે ચક્કર ફરતે ફરતે જ્યારે ઠેકાણે આવશે, ત્યારે તે સમય આર્યાવર્તના પ્રાચીન સમય સાથે મળતો આવશે. ભારતવાસીઓ અત્યારે પોતાને સુધરેલા માને એ તો એક નવાઇ જેવું છે! કોલર, નેકટાઇ બાંધી, બુટ પહેરી જમતાં શીખ્યા એટલાથીજ પોતે સુધરેલામાં ખપતા હોય, તો કોણ જાણે! જેઓની નકલ કરવા જાઓ છો, તેઓના સારા ગુણોની નકલ

ન માનવાં, તેનો તો ઉપાયજ નથી. પછી તમે જો એમ કહો કે પુનર્જન્મ પ્રત્યક્ષ નથી અર્થાત્ દેખાતો નથી, તો એવી ઘણી વસ્તુઓ છે કે જે પ્રત્યક્ષ છતાં પ્રતીત થતી નથી. તેના માટે "અનુમાન" શબ્દ આદી પ્રમાણ જ લેવાં પડે છે. જેમકે—

(૧) અતી સમીપતાથી વીદ્યમાન છતાં પ્રત્યક્ષ થતુ નથી. અર્થાત્ નેત્રમાં જો અંજન ઘાલેલું હોય તો તે દેખાશે નહી. તેમજ વધારે દુર હોવાથી પણ દેખી શકાતું નથી. વચમાં કોઇ વસ્તુ કે ભીંત આડી આવવાથી પણ જોઇ શકાતું નથી. મનના સંયોગ વગર ઇંદ્રીયોથી પ્રત્યક્ષ થવા યોગ્ય વસ્તુ પણ પ્રત્યક્ષ થઈ શકતી નથી. એમજ સામાન્ય વસ્તુમાં ભળી જવાથી અર્થાત્ એક ચોખાને બીજા ચોખાના ઢગલામાં મેળવી દેવાથી પછી તે પ્રત્યક્ષ દેખાતા નથી.

**પ્રત્યક્ષની** વ્યાખ્યાઃ—આત્મા, ઇંદ્રીય, મન, અને ઇંદ્રીયોના વિષય, તે સર્વેનો સન્નીકર્ષ થવાથી, જે નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે, તે પ્રત્યક્ષ કહેવાય છે.

એક વસ્તુ બીજાના તેજમાં અંજાઇ જાય તેથી પણ પ્રત્યક્ષ થતી નથી. જેમ સુર્યના પ્રકાશની આગળ તારાગણ વીદ્યમાન છતાં જોવામાં આવતા નથી. અત્યંત સુક્ષ્મ હોવા છતાં પણ પ્રત્યક્ષ થતા નથી, ઇત્યાદી. આ વીગેરે ઘણાં કારણો છે કે જેથી વસ્તુ અસ્તિત્વમા છતાં પ્રત્યક્ષ જોઇ શકાતી નથી. માટે આમ બોલવું કે જે વસ્તુ અમારી ઇંદ્રીઓથી પ્રતીત થાય તેજ વસ્તુ છે અને બીજી સર્વનો અભાવ છે, એ અપ્રમાણીક બકવાદજ છે. દુરાગ્રહ વગર તેમ કહી શકાય નહી. કેવળ પ્રત્યક્ષ પ્રમાણનેજ માનનારા અને અન્ય પ્રમાણને ન માનનારા, પોતાના બાપને બાપ કેવી રીતે માનતા હશે તે સમજી શકાતું નથી. કારણ કે શબ્દ પ્રમાણ સિવાય તેની પાસે બીજું પ્રમાણ નથી. પોતાની માતા પાસેથી સાંભળેલું કે અમુક પીતા છે, તેજ આધાર છે. માટે પ્રત્યક્ષ પ્રમાણ સિવાય શબ્દ અનુમાન, અર્થાપત્તિ, આદી બીજા પ્રમાણોનો પણ આશ્રય લેવો પડે છે.

(૨) જન્મનાં કારણ માતાપીતાજ છે. જો એમ માનીશું તો શંકા થશે કે માતાપીતાના આત્માજ પુત્રરૂપે જન્મે છે કે માતાપીતાના આત્માથી પુત્રની ઉત્પતિ થાય છે? પણ એમ બનવું અશક્ય છે. કારણ કે માતા અગર પીતાના આત્મા બે પ્રકારથી જન્મી શકે છે. એક સંપુર્ણ રૂપથી અગર અંશ વીભાગે અર્થાત કકડા થઇને. યદી કહેશો કે સંપુર્ણ આત્માજ સંતાન રૂપે સંચાર કરે છે, તો માતા અગર પીતાના સંપુર્ણ આત્મા પુત્રમાં આવવાથી તેનો નાશ થવો જોઇએ. યદી કહેશો કે આત્માનો કોઈ ભાગ થઇ સંતાનરૂપથી પેદા થાય છે. તો તેમા પણ બાધ આવે છે, કારણ કે સુક્ષ્મ આત્માના વીભાગ થઇ શકતાજ નથી. માટે આમ કહેવુ કે કર્મ આધીન પુનર્જન્મ નથી અને માતાપીતાથીજ સંતાનની ઉત્પત્તિ થાય છે, તે વ્યર્થ છે જો માતાપીતાથીજ સંતાનની ઉત્પત્તિ થતી હોત તો ઘણા લોકોના જે નિર્વંશ જાય છે, તે જાત નહી. માતાપીતાથી સંતાનની ઉત્પત્તિ મનાય તો સ્વેદજ, ઉદ્ભિજ, આદી જીવોની ઉત્પત્તિ ક્યાં માતાપીતાથી થાય છે?

(૩.) યદી કહેશો કે સ્વભાવીક ધર્મ છે કે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ અને આત્માના સંયોગથી ઉત્પત્તિ અને વીયોગથી નાશ થાય છે, તો તેના સંયોગ વીયોગનાં કારણ માનવા પડશે. તો તે પૂર્વ જન્મનાં કર્મજ નીકળશે.

સમસ્ત જગતના ભાગ અને ગુણ, અર્થાત સત્ અને અસત્, એ બે ભેદ છે. સત્

ત્રિકાલાબાધ અને અમત્ વિનાશકારકને કહે છે. તેના જાણવાનાં સાધન ચાર પ્રકારનાં છે. અર્થાત્ ચાર પ્રમાણો દ્વારા સત્ અને અસત્ સીદ્ધ થઇ શકે છે. તે ચાર પ્રમાણ નીચે પ્રમાણે છે.

આપ્ત-ઉપદેશ, પ્રત્યક્ષ, અનુમાન, યુક્તિ:

આપ્તોપદેશઃ—જે મહાત્માઓના રજોગુણ અને તમોગુણ તપ અને જ્ઞાનના બળથી નષ્ટ થઇ ગયા હોય અને ભુત ભવીષ્ય અને વર્તમાનને જાણી શકતા હોય એવા મહા પુરૂષોને આપ્ત, શીષ્ટ ને જ્ઞાની કહે છે. એમનાં વાકય નિઃસંદેહ સત્ય હોય છે. કારણ કે તેઓ રજ—તમથી મુક્ત હોવાને લીધે અસત્ય બોલતા નથી. જેમ શ્રીકૃષ્ણ, મનુ, પરાશર, આદિ.

આપ્ત, શીષ્ટ, જ્ઞાની, વીગેરેના લક્ષણવાળા શ્રી કૃષ્ણ જેની ફીલોસોફી અન્ય ધર્મ-વાળા પણ સ્વીકારે છે, તે પણ શ્રીમદ્ ભગવદ્ ગીતાના સાંખ્યયોગ-બીજા અધ્યાયના શ્લોક ૨૭ માં અર્જુનને ઉપદેશ કરતી વખતે પુનર્જન્મનું પ્રતીપાદન કરે છે.

जातस्य हि ध्रुवो मृत्यु ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे नत्वंशोचितुमर्हसि ॥

(અર્થ) કારણ કે જન્મેલા પ્રાણીનું, પ્રારબ્ધ કર્મો નાશ થયા પછી, અવશ્ય મરણ થાય છે. તેમજ મરણ પામેલા પ્રાણીને પ્રથમનાં શરીર વડે કરેલાં કર્મોથી અવશ્ય જન્મવું પડે છે. માટે અવશ્ય થનારા જન્મ અને મરણના વિષયમાં તારે વિદ્વાન્ થઇને શોક કરવો યોગ્ય નથી.

પ્રત્યક્ષ પ્રમાણ—તેનું વિવેચન પ્રથમ થઇ ચુકેલ છે અનુમાન પ્રમાણ ત્રણ પ્રકારનાં થાય છે. કાર્ય લીંગ અનુમાન,—કારણ લીંગ અનુમાન,—અને કાર્ય કારણ લીંગ અનુમાન અથવા એમ કહીશું કે પુર્વવત્, શેષવત્, અને સામાન્યતોદ્રષ્ટ. આ ત્રણ પ્રકારનાં અનુમાન અતીત, અનાગત, અને વર્તમાન, આ ત્રણ કાળના જ્ઞાનનાં બોધક થાય છે. જેમ ધુમ્ર દર્શનથી અગ્નીનો બોધ થાય છે. આ વર્તમાનકાળનું અનુમાન છે. અને ગર્ભ-વતીને જોઇ આ બોધ થાય છે કે પ્રથમ એણે પુરૂષ સંગ કરેલ છે. આ અતીત (ભુત) કાળનું અનુમાન છે બીજને જોઇ એમ બોધ થાય છે કે આનાથી આવાં ફળ થશે. આ ભવિષ્યત્ કાલિક અનુમાન છે. આ અનુમાન પ્રમાણ દ્વારા પણ પુનર્જન્મ સિદ્ધ થાય છે. જેમ એકજ માતાપીતાથી ઉત્પન્ન થએલા પુત્રોના રંગ, સ્વર, આકૃતિ, બુદ્ધિ, ભાગ્યમાં ભેદ થાય છે. અર્થાત્ કોઇનું સુખમાં આયુ અને કોઇનું દુઃખમાં આયુ વ્યતિત થાય છેઃ એજ આયુષમાં ન્યુન અધીકતા અને આ જન્મમાં કરેલાં કર્મનાં ફલ આ જન્મમાં ન મળવા, વગર શીખ્યે જન્મતા હોત તો સ્તન પાન કરવું ઇત્યાદિનું શી રીતે અજ્ઞાન અવસ્થામાં ભાન થાત? થોડા અભ્યાસ અને બાલ્યાવસ્થામાં વીશેષ વીદ્યા અને જ્ઞાનની પ્રાપ્તિ તથા ખુબ મહેનત અને અભ્યાસ કર્યા છતાં જ્ઞાન અને વીદ્યાનો અભાવ. એકજ વસ્તુ ઉપર એકનો ભાવ અને બીજાનો વીરોધ એવા એવા અનેક હેતુઓથી અનુમાન પ્રમાણ દ્વારા સીદ્ધ થાય છે કે પુર્વજન્મના સંસ્કારથી દરેક બનાવ બને છે. કરેલાં કર્મ કોઇ વખતે નષ્ટ થતાં નથી. તેનેજ લૌકીક ભાષામાં દૈવ, પ્રારબ્ધ કહેવામાં આવે છે. જેનું ફલ આ

જન્મના ભોગવવા પડે છે, એમજ આ જન્મમાં કરેલાં પ્રારબ્ધ કર્મ આગામી જન્મમાં ભોગવવા પડશે. જેમ ફળથી બીજ અને બીજથી ફળ થાય છે, તેમજ કર્મ પ્રવીન જન્મ થતાં જાય છે. યુક્તિથી પુનર્જન્મની સીદ્ધી—પંચ મહાભૂત અને જીવાત્મા, આ બંના સબંધથી ગર્ભની ઉત્પત્તિ થાય છે. ગર્ભમાં આવી જન્મ લેવાનું કારણ પુર્વ જન્મનો સંબંધજ છે. કારણ કે કર્તા અને કારણનો સંયોગ થવાથીજ ક્રિયાનો આરંભ થાય છે, કરેલાં કર્મનાંજ ફળ થાય છે. વગર કરેલાનાં થતાં નથી. જેવાં કોઇ કર્મ કરે છે, તેવાં ફળ ભોગવવા પડે છે.

આ પ્રમાણે ચારે પ્રમાણથી પુનર્જન્મની સ્પષ્ટ સીદ્ધી થાય છે. બીજું પુનર્જન્મમાં આસ્થા રાખવાથી મનુષ્ય ધર્મ પરાયણ થાય છે અનીતીથી ડરે છે, શુભ કાર્યમાં તત્પર રહે છે, બીજાને સંતાપવાનાં કે દુઃખી કરતાં અટકે છે. મન, વાણી, શરીરથી કુકર્મ કરતી વખતે અચકાય છે. આવાં આવાં અનેક દુષ્ટ કાર્યોથી બચે છે.—આવાં અનેક ફળ પુનર્જન્મના માનવામાં છે.

પુનર્જન્મ ન માનવામાં જે ફળ છે. તે આવતા અંકમાં તમારા તરફથી જો બહાર પડશે તો જાણી માહીતગાર થઇશું.

कर्मणाचोदितो येन तदाप्नोति पुनर्भवे ।
अभ्यस्ताः पूर्वदेहे ये तानेव भजते गुणान् ॥

(અર્થઃ) જીવ પ્રાચીન કર્મોના સમુદાયમાંથી પ્રારબ્ધરૂપે ભોગવવાનાં જેટલાં કર્મોનાં ફળોને ભોગવવા માટે અવતર્યો હોય, તેટલા કર્મોનાં ફળોને તે જન્મમાં પ્રાપ્ત થાય છે અને પુર્વજન્મમાં જે ગુણોનો અભ્યાસ કર્યો હોય, તે ગુણોનુંજ સેવન કરે છે.

# બાલોદ્યાન.



## લીલુનું લાડ.

લેખક—શ્રીયુત "મણિધરપ્રસાદ."

સ્વર્ગના પારિજાતક પૂષ્પતુલ્ય પ્રફુલ્લિત સુહૃદયી બાલકો કોને પ્રિય નહિ હોય ! ! જેનાં કુસુમસમ કોમળ હૃદયમાં છળ-કપટ નહિ—ક્રોધની ધગધગતી આગનો સંચાર નહિ—કોઈનું અનિષ્ટ કરવાની લેશમાત્ર પણ ઇચ્છાનો ભાસ નહિ—જેને જર્જરિત પાપપૂર્ણ કલુષિત હૃદય નહિ—એવાં પરમહંસવૃત્તિવાળાં બાળકોની પ્રશંસા કોણે નથી કરી ! તેમના માટે કોનો જીવ દુભાતો નથી ? તેમની તોતડી—કાલીકાલી—કર્ણપ્રિય બોલી અને બાલ્યચેષ્ટાથી મુગ્ધ બની અન્ય સાંસારિક સુખો ઘડીભર કોણ ભૂલી નથી ગયું ? મણિ—માણેકમય સમ્પૂર્ણ ઐશ્વર્ય સુખ સમ્પન્ન ગૃહવાસિયો—સુહૃદયી બાલકોનું કયો અભાગીઓ દાસત્વ સ્વીકારી-શાસન પાલન નહિ કરતો હોય ? જેને ત્યાં એક સુહૃદયી—ચંચળ બાલિકા કે બાલક હોય તેના સુખનો પારજ નથી.—તેની ઉપમા કંઇ આપી શકાય તેમ નથી. શું આપી શકાય ! ! તે સુખનું વર્ણન કરવું અશક્ય છે. શી રીતે થઇ શકે ?

કામકાજથી કંટાળી—નોકરીથી થાક્યા પાક્યા ઘેર નીરાશ બની બેશ હશો—સ્ત્રીવર્ગના વાંકથી ચડભડી રીસથી ખીજ થયા હશો—સંસારની ઉપાધિથી હતાશ થઇ દુઃખદ વિચારોમાં ગરક થયા હશો, છતાં પોતાના પુત્રને પારણામાં મૃદુ મૃદુ હાસ્ય કરતું—રમતું આનંદમય મુખડું જોઇ સર્વ સંતાપ દૂર થશે. તેના મુખદર્શનથીજ તમામ સાંસારિક અનેક ઉપાધિઓથી મુક્ત બની ત્રીલોકનો આનંદ પ્રાપ્ત થાય છે.

આનું કારણ શું ? શું બાલકો કાંઈ જાદુ—વશીકરણ મંત્ર તંત્ર જાણે છે ! ના, તેમ કંઇ પણ નથી. મંત્ર તેઓનો એકજ છે, અને તે વિશુદ્ધ નિખાલસ પ્રેમનો—લાડનોજ છે. તેના અજબ—સર્વશક્તિમાન—સરલ અને નિસ્વાર્થ પ્રેમભાવથી ક્રોધીનો ક્રોધ ગળી જાય છે. હૃદય સ્પર્શી કાલીકાલી બોલીથી ભલભલા દુશ્મનની દુશ્મનાવટ બાલ્યચેષ્ટા આગળ ચૂર્ણ વિચૂર્ણ થઇ જાય છે. રૂદનથી પાસાણ હૃદયના પુરૂષો પણ પાણી પાણી બની હારી જાય છે. હાસ્યથી હસાવી આનંદ આનંદ સર્વત્ર પથરાવી દે છે. કહો, પછી બાલક કોને અપ્રિય હોય !

બાલકની બાલ્યચેષ્ટા સાંસારિક મનુષ્યને જીવનપથમાં શું સૂચવી રહી છે ? બાલકની સરલ પણ વિરલ શક્તિ તરફ જુઓ: વિચાર કરો, અને તમારૂં નાનપણ યાદ કરો. બાલક બાલ્યચેષ્ટાથી આપણને વિશુદ્ધ નિખાલસ પ્રેમ રાખતાં શીખવાડે છે. તમે તમારા માતાપિતા—પત્ની પુત્રપુત્રાદિ—કુટુંબ, સગાં વહાલાં—મિત્રમંડળ, સમાજ અને ધર્મને પણ તેટલાજ વિશુદ્ધ પ્રેમથી ચાહો—અને સેવો.

વિશુદ્ધ પ્રેમનું બળ પછી જુઓ કે, સાંસારિક આધિ—વ્યાધિ અને ઉપાધિ ઇત્યાદિ વિપત્તિઓથી વિમુક્ત—પાવન થએલ, અમુલ્ય સ્નેહ સત્સંગથી કલ્યાણભર્યો અમી ઝરણાંથી

જીવનને વિકાસી કેટલું સુવાસીત–આનન્દીત–પ્રફુલ્લિત, ઉન્નત ઉજ્જવળ અને દિવ્ય બનાવે છે ? દિવ્ય પ્રેમની શક્તિનો પ્રભાવ અપૂર્વ–અગમ્ય–અને અદ્દભૂત છે.

બાલકોની પ્રાપ્તી કરવા માટે–પોતાને ત્યાં પારણું બાંધી સ્નેહથી લાલન પાલન કરવા માટે સ્ત્રી પુરૂષ અનેક રીતે ભામા ભમે છે. મંત્ર તંત્ર દોરાધાગા, વ્રત–પ્રભુ ભક્તિ ઇત્યાદિ બાલકો મેળવવા માટે કરે છે. બાલકના મુખદર્શનની આશામાં ને આશામાં કાગને ડોળે મો ફાડી રાહ જુએ છે. દ્રવ્ય પુષ્કળ પામે હોય છે પરન્તુ બાલકની અમૂલ્ય ભેટ ન હોવાથી તેઓને પોતાનું જીવન નિરસ–નિર્માલ્ય–ભાસે છે. દ્રવ્યના ભંડારો શું સત્ય સુખ આપે છે ? તેનાથી જીવન સુધારી–સુખકર થાય છે ? બાલક અલૌકિક–અમૂલ્ય–અલભ્ય જીવનને સુવાસિત–આનંદિત–સુખકર દૈવિક ભેટ છે.

બાવીસ વર્ષની ઉમ્મરમાં લીલુની પ્રાપ્તીથી મને પોતાને અત્યન્ત ભાગ્યવાન સમજતો હતો. જે વખતે લીલુ પોતાની જન્મદાતા જનેતાની સાથે સુતિકાગૃહમાં હતી તે સમયે મને તેને જોવાની ઉત્કંઠા ઘણીજ થતી–તેજ અભિલાષામાં હું દિવસો નિર્ગમન કરતો હતો, પરન્તુ એક દિવસે–અમૂલ્ય સમયે–મારી તે અભિલાષા પૂર્ણ થઇ, મારી પ્રેમાળ પતિવ્રતા પત્નીએ પોતાની પ્રતિરૂપ પ્રતિનિધિ–તે પ્રફુલ્લિત પ્રતાપી પારિજાતક પુષ્પને પ્રેમથી પ્રભાતમાં પ્રણામ કરી મને અર્પણ કર્યું; મેં સહર્ષથી ગ્રહણ કર્યું. બાલક કોને પ્રિય નથી ? તે ચન્દ્રમુખી લીલુને જોવાની રમાડવાની ઉત્કંઠા દિવસે દિવસે મ્હારા હૃદયમાં વધતી ગઇ. તેના વિના મને કંઇ પણ ચેન પડતું ન હતું.

હું પુસ્તક અધ્યયનમાં રાત દિવસ નિર્ગમન કરતો હતો, અને તેને છોડીને કંઇપણ ગૃહકાર્યમાં માથું મારતો નહતો. તે અધ્યયન મને લીલુ વિના કંટાળા ભરેલું લાગવા માંડયું. મેં તે છોડી દીધું. બસ, રાત દિવસ લીલુના વિમળ–વિરલ–વિરલ વાળથી આચ્છાદિત કપોલને ચુમ્બન કરતો ને તેની બાળચેષ્ટા અને મૃદુહાસ્યને નિરખતો મગ્ન થતો હતો. મારી અભિલાષા આટલેથી પરિતૃપ્ત થઇ નહતી પરન્તુ મા...મા...બા...બૂ...વગેરે તેની કાલીકાલી કર્ણપ્રિય બોલીથી મને વધારે ને વધારે સંતોષ પ્રાપ્ત થતો હતો. છેવટે પરમકૃપાળુ પરમાત્માએ મારી લીલુને સરસ્વતી અર્પી મારી અભિલાષા પૂર્ણ કરી. મ

આશા ! એ જગતની એવી તો શ્રેષ્ટ વસ્તુ છે કે એના લીધેજ સર્વ પ્રાણીઓનું જીવન ટકી રહ્યું છે. નિર્બળ મનુષ્યને આશાજ હિમ્મત આપી ઉન્નતિના પથ ઉપર ચડાવે છે. દુઃખી માણસનું દુઃખ મટાડનારી ઔષધિ પણ તેજ છે. આ જગતમાં–બ્રહ્માની સૃષ્ટિમાં એવો ભાગ્યેજ કોઈ પણ પ્રાણી હશે કે જેને આશા ન હોય–થવાની ન હોય અને ભવિષ્યમાં થશેજ નહિ ! મનુષ્યને મરણ સુધી આશાની તૃષ્ણા હોય છેજ. તે દિન પ્રતિદિન સદા સર્વદા નવીન સ્વરૂપમાં જોવામાં આવે છે. ત્હેનું રૂપ ઘણુંજ સુક્ષ્મ હોવાથી સર્વત્ર ત્વરિત ગતિએ જઈ શકે છે. ત્હેની સત્તા રાયથી તે રંક સુધી જામેલી છે. કોઇને કંઇ–કોઇને આ પેલું એમ કંઇને કંઇ ઇચ્છિત મેળવવા સર્વ પ્રાણીઓ આશાના ડોળે જોતા જોવામાં આવે છે. જ્યાં સુધી દેહમાં જીવ છે ત્યાં સુધી હૃદયમાં ત્હેનો વાસ રહે છે, આશા અમર છે. આશા ન હોય તો દેહ નથી અને દેહ ન હોય તો વિશ્વ પણ નથી.

# સુન્દરી સુબોધ ⁂ માસિક વધારો.

આપણા બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમા બાળકોનુ અને આપણુ પરમહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી-પોતાનામા તેમજ સ્રીઓ, પુરૂષો, અને બાળકો,–સર્વમા સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે

પુ. ૧૬ મું. ] નવેમ્બર—ડીસેમ્બર, ૧૯૧૯ [ અંક, ૧૧-૧૨.

## सरस्वती.



### સ્રી પુરૂષનું લગ્નઃ પ્રેમ–

અપાર કરુણામય પરમેશ્વરે આ સંસારમા સ્રી અને પુરૂષ એ બે પ્રકારની સૃષ્ટિઓ રચેલી છે એ બે સૃષ્ટિઓમા ભિન્ન ભિન્ન અનુપમ સૌન્દર્ય રહેલાં માલૂમ પડે છે. પુરૂષનું શરીર બલિષ્ઠ અને કર્મઠ હોય છે,—નારી દેહ સુકોમળ અને લાવણ્યથી પરિપૂર્ણ રહે છે પુરૂષ શૌર્ય, વીર્ય અને દૃઢતા વગેરે ગુણોથી અલંકૃત થયેલો હોય છે, ત્યારે નારી–પ્રકૃતિ સ્નેહ, મમતા અને સહનશીલતા વગેરે ગુણોની મૂર્તિમતી પ્રતિમા છે વિધાતાનું સૃષ્ટિ કૌશલ્ય એવુ છે કે એ બન્ને પ્રકૃતિઓ પરસ્પર વિચ્છિન્ન હોવા છતાં તેમના શુભ સંયોગથીજ સંતાનની ઉત્પત્તિ થાય છે અને એટલા માટેજ તેણે તે બન્નેને એક બીજા ઉપર આધાર રાખનારાં બનાવ્યાં છે જેવી રીતે પર્વતમાંથી નીકળેલા બે જળ પ્રવાહો અગાડી સપાટ જમીન ઉપર આવીને પરસ્પર એક બીજાને ભેટીને એક થઇ જાય છે અને તે એકત્ર થયેલો જળપ્રવાહ, શક્તિ અને સૌન્દર્યમાં વિસ્તાર પામીને, હજારો માઇલ સુધી પ્રબળ વેગે વહન કરી આખરે સમુદ્રને મળે છે તેવીજ રીતે સ્રી અને પુરૂષ આ સંસારમા જન્મ ગ્રહણ કરી, લાલિત પાલિત અને સંવર્દ્ધિત થઇ, છેવટે સારાં પરિણયના પ્રતાપથી પરસ્પરનો સંબન્ધ થવાથી અનન્ત ઉન્નતિ અને સાધના તરફ પ્રવૃત્તિ કરે છે આનુંજ નામ સ્વાભાવિક પ્રેમ છે. એવા સ્વાભાવિક બે અભિન્ન હૃદયમા પરસ્પર લગ્નની જે ગાંઠ બંધાય છે, તેજ ખરેખરો પ્રેમ છે એ શુભ પ્રેમ જ કુટુંબ પરિવારનું મૂળ અને મનુષ્ય સંસાર બન્ધનના સેતુરૂપ છે

—ભારતની દેવીઓ: ભાગ ૧ લો.

# યમદમ્ યોગીની શતાબ્દિ.

લેખક—શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિ.

જોગી ! ત્હારા જીવનના બો—બો વર્ષો વીતિયાં હો જી,
જોગી ! એ તો અવખની અંજલિનાં પૂર,
જોગી ! ત્હારા જન્માક્ષર આજે જગતે ઓળખ્યા હો જી,
જોગી ! એનાં અધૂરાં ત્હેં પૂરિયાં નૂર.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! તું તો અમરાપુરીથી ઉતર્યો આંગણે હો જી,
જોગી ! ત્હારે અમરોનાં આગમ્યાં ઓળખાણ;
જોગી ! ત્હેં તો આગમ આ યુગનાં ભાખિયાં હો જી,
જોગી ! એનાં આજે યે આવતાં એંધાણ.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! જેવી ફૂલડાની ફોરમ ફોરે બાગમાં હો જી,
જોગી ! જેવા શીતળ ચન્દ્રના ઉજાસ,
જોગી ! ત્હારા જીવનની મીઠી—મધુરી મંજરી હો જી,
જોગી ! ત્હેનાં સાધુતાશીતળા સુવાસ.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! જેવા ગિરિવર તો ગળી ધ્યાનમાં હો જી,
જોગી ! જેવાં ભરિયાં સરોવર નીર;
જોગી ! જેવા ગગનના મેઘલા સાગરે હો જી,
જોગી ! એવા ગરવા ને ગુણગંભીર.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! ત્હારા અક્ષરદેહ અણઆથમ્યા હો જી,
જોગી ! અહીં અવનીમાં અવધોનાં માપ;
જોગી ! તું તો બેઠો જઇ અમૃતગોખમાં હો જી,
જોગી ! અહીં જગતમાં ત્રિવિધના તાપ.
જોગી ! ત્હારા જીવનનાં૦

જોગી ! બોલે મેના ને ટહુકે કોકિલ મોરલા હો જી,
જોગી ! ત્હારો લીલો—સૂકો આ ગુજરાત;
જોગી ! બ્રહ્મમુહૂર્તે ભડકિયા થા ઉગિયા હો જી,
જોગી ! જાગ્યા મન્તો, ને આથમી ગત,
જોગી ! આવ્યો અરુણ, ને પડિયાં પ્રભાત.

## काव्यकुंज.



# " તે તૂં "

લેખક—શ્રીયુત " રજૂર "

( ગઝલ )

દિઠી'તી વાદળી ભૂરી, છુપી'તી નૂરમાં તે તૂં
જીવન વર્ષી હૃદયપટપર, વહે નદિ પૂરમાં તે તૂ —

ફુટે અંકુર પ્રણય પોષક, નયન સાક્ષી પુરે ત્હેની
તે નયનોમાં વસે મળી ઝીણી, જે નૂરમાં તે તૂ —

કૃપા નભદેવની મઝાનાં, ફુટ્યા ફુલો થતાં વેના,
સમીરની લ્હેરમાં જતી સુગંધી ફૂલમાં તે તૂ —

ખરે ફુલને ફરી ફુલ તે રમેલીનાં અને સાથી
આહા ! જહેમાં ફુમચુ ખતાડે, એ ફળની મધુરતા તે તૂ —
કહે " રજૂર " હૃદય સ્પર્શી, સુચેતનને જડો જગના
રડાવે રાગમાં ત્યાગે હસાવે ઉરમાં તે તૂ —



# બેહિસ્તનું બુલબુલ.

લેખક—શ્રીયુત "દીન"

નિજ સ્નેહીના એ સ્નેહની પરવા જરા કરશે નહિ,
માદવ પડી બુલબુલ બીચારૂં સ્નેહથી જોશે ફરી,
એ ચાહમાં ને ચાહમાં નિજ દુઃખને ભૂલી જશે,
એ આશામાં ને આશમાં, નિજ આત્મ પણ ભૂલી જશે

તુટેલ વિણાને નક્કી એ સ્નેહથી ફરી સાંધશે,
નિજ અંગથી એ તાંત તોડી તતને ત્યાં બાંધશે,
નેહની નખથી ફરી પાછી વિણાય બજાવશે,
" તારીજ છું " તારીજ છું ", એ સુરને ગીતાવશે,

લેનાર આંશુની નથી, દરકાર તેને જગતમાં,
આંશુ ખુટે જો આંખમાં, આંશુ રૂવે એ રક્તનાં,
એ રક્તમાં ને રક્તમાં જન્નત મરીને પામશે,
બેહિસ્તનું બુલબુલ નક્કી ત્યાં ત્યાં વિસામો પામશે.

## વ્હાલી બ્હેનીઓને.

લેખકઃ—શ્રીયુત્ રમાકાન્ત ઈ. શુક્લ.

આવો, સુહાવો, વ્હાલી બ્હેનીઓ રે લોલ!
પ્રેમથી પધારી રચી રાસ—
મખી સ્નેહનો રે લોલ—આવો૦ ધ્રુવ.
એકમેકથી હળીમળી ગાઇ પ્રભુ ગુણ ગાન,
ઉદાત્ત હૃદયે સ્નેહની લેતાં દેતાં લ્હાણ,
ઉન્નતિના પન્થમાં પળુય—
સ્નેહદેવીઓ રે લોલ—આવો૦
હૃદયમન્દિર ઉજાળતી હસતી ઝીણાં હાસ,
પતિપ્રાણ—પતિ આધિના—સખીઓ રમીએ રાસ.
પૂર્ણતા અપૂર્ણ તે પમાય—
સખી સંગમાં રે લોલ—આવો૦
અખણ્ડ પ્રેમથી નીધિસુતા પોઢંતાં યદુરાય,
પતિપ્રાણા—સતી—સુન્દરી તળાંસતી પતિપાય.
આજ બ્હેનો! કાંઇ તે સ્મરાય—
શું ઉમંગમાં રે લોલ—આવો૦
સખીઓ! સતી કમલાતણું જ્વલંત આ દૃષ્ટાન્ત
બ્હેનો! ઉરમાંહી ધરી અનુસરીએ તજી ભ્રાન્ત—
પણે સતીઓના પંથનાં લેવાય?
સીતાની સુતા રે લોલ—આવો૦

—⁂—

## વસંતહૃદય—બંસી.

લેખકઃ—શ્રીયુત્ "વિનય."

[ હિન્દી ઉપરથી ]

દયામય! ક્યારે લેશો અવતાર?
"જ્યારે જ્યારે થાશે ધર્મ—ગ્લાની ત્યારે—
ત્યારે લઇશ અવતાર." દયામય૦
ભૂલી ગયા શું? કહો શીઘ્ર આ.
આપનો કોલકરાર?
દીન, દુઃખી, અબલા, બાલક સૌ
સહે દુઃખ અપાર,
દુર્ગતિ અધુના આથી વધુ શું?
કેમ ન કોજ વિચાર.

ખૂલે છે, જાયે છે પ્રતિપળ
દુખ, શોકનાં દ્વાર.
ધારણ કરી ન શકે ધરણી
અધુના વિપત્તિને ભાર,
થઈ જાશે રાષ્ટ્ર નષ્ટ ત્યારે
શું થાશે કરતાર ?
જર્મનનો સંહાર શીઘ્ર કરી,
કરો ધર્મ-વિસ્તાર



# ગત મિત્રનું સ્મરણ.

લેખક.—શ્રીયુત "ચન્દ્ર"

(હરિગીત)

હા ! એજ શશિ છે વ્યોમમાં, એ એજ તારક સંગમાં,
હા ! એજ રવિ ઉગે દિને છે, એજ એ આકાશમાં
ને વ્યોમ કેરા રંગ પણ, વિધવિધ બનાએ એજ હા !
પણ એજ એજ એ મમ મિત્ર ક્યાં ? મુજ હૃદયનો શણગાર ક્યાં ?

એ એજ પૃથ્વી આ દિસે મનુજો ફરે જે ઉપરે,
એ એજ સહિષ્ણુતા તણો હા ! ગુણ એ ધારણ કરે
કુદરતે રૂડો લ્હાવો જગતને એજ એ દીધા કરે,
પણ એજ એ મમ મિત્ર ક્યાં ? દુઃખથી હૃદય બહુ ઉકળે

એ એજ ઋતુઓ ક્રમક્રમે પત્તટાઇને આવ્યા કરે,
નિજ અવનવા ઉત્સાહથી મન જગતના રંજન કરે
ઉદ્યાન આલ્હાદક બધા એ એજ પરિમળ પ્રસરતા,
પણ એજ એ મમ મિત્ર ક્યાં ? મુજ હૃદયનો વિશ્રામ ક્યાં ?

એ એજ વાયુ વહી જતો મંદમંદ લહરી લાવતો,
એ એજ સૂચના દઇ જતો કે " ઝટ કરો ને ઝટ કરો "
હા ! એજ એ તોફાન કરતો નાવ કંઇ ઉંધા કરે,
પણ એજ એ મમ મિત્ર ક્યાં ? હે ઈશ આ તું શું કરે ?

વિભુ ! સ્વર્ગમાં મુજ મિત્રને સુખમાં હમેશાં રાખજે,
એ આત્મને વ્હાનો કરી શાંતિ અવિચળ આપજે
તુજ પુત્ર એ સાચો ગણી સેવા મહીં તુજ રાખજે,
વ્હાલા પ્રભુમય મિત્રપર અમી દૃષ્ટિ તું વરસાવજે



# समाज-साहित्य-विज्ञानः

## દુનિયાની દુગ્ધાથી દૂર!

### અથવા નિવૃત્તિ એજ ખરો સંતોષ.

અનુવાદક: રા. રા. જાદવરાય હકુમતરાય ઠાકોર.

૭

### કર્મનું મૂળ, શ્રદ્ધા.

જ્ઞાન વિજ્ઞાની મનુષ્યોના બોધવચનોમાં શ્રદ્ધા એ શબ્દ મહત્વ ધરાવે છે અને દરેક ધર્મમાં તે શબ્દ આગળ પડતો ભાગ ભજવે છે. એક ધર્મગુરૂના કહેવા પ્રમાણે મુક્તિ અગવા ઉદ્ધાર માટે અમુક પ્રકારની શ્રદ્ધા રાખવાની જરૂર છે. બીજા ધર્મગુરૂએ ચોકસ બોધ આપ્યો છે કે ખરી શ્રદ્ધા એજ બ્રહ્મ પામવાનું પ્રથમ અને ખાસ અવશ્યક પગથીઉં છે; કારણ ખરી શ્રદ્ધા વગર ખરૂં વર્તન હોઇ શકે નહીં, અને જે મનુષ્ય પોતાના મન ઉપર કાબુ રાખી વર્તવાનું શિખ્યો નથી તે મનુષ્યને બ્રહ્મના મૂળાક્ષરનું જ્ઞાન હજી સુધી થયું નથી એમ કહેવા હરકત નથી.

૨. અમુક સંપ્રદાય, તત્વદર્શન કે ધર્મમાં શ્રદ્ધા હોય તેજ શ્રદ્ધા ખરી, એવું મહાન ગુરૂઓનું કહેવું નથી. પરંતુ પોતાના મનના વલણ ઉપરથી પોતાના આખા ચારિત્રનો નિર્ણય થાય તેમ શ્રદ્ધાનો તેમા સમાવેશ કરેલો છે. જેવી શ્રદ્ધા તેવું વર્તન હોવાથી શ્રદ્ધા અને વર્તન જુદાં ગણાય નહીં.

૩. બધા કર્મનું મૂળ શ્રદ્ધા છે તેથીજ મન તથા હૃદયમાં જેવી શ્રદ્ધા હોય તેવી શ્રદ્ધા વર્તન રૂપે પ્રગટ થાય છે. દરેક મનુષ્યના અંતરમાં જેવી શ્રદ્ધાના મૂળ રોપાયાં હોય તેવી શ્રદ્ધાને પૂર્ણ રીતે અનુસરી તે કાર્ય કરે છે, મનન કરે છે અને જીવન ગાળે છે. શ્રદ્ધા એક પ્રકારની હોય અને વર્તન તેથી ઉલટ પ્રકારનું હોય એ બનવું તદન અશક્ય છે. દાખલા તરીકે, કોઇ મનુષ્યને ન્યાય અને અન્યાયમાં, પ્રેમ અને દ્વેષમાં, કલહ અને શાંતિમાં, વિનાશીમાં અને અવિનાશીમાં એકી વખતે શ્રદ્ધા હોય એ અશક્ય છે. દરેક મનુષ્યની શ્રદ્ધા આવા વિરોધી બે પ્રકારની નહીં છતાં એક પ્રકારનીજ હોય છે, અને તે તેના દરરોજના વર્તન ઉપરથી જણાઇ આવે છે. જે મનુષ્યને ન્યાયમાં શ્રદ્ધા છે, જે મનુષ્ય તેને શાશ્વત અને અવિનાશી શક્તિરૂપે લેખે છે તે મનુષ્યને ખરો ક્રોધ થતો નથી, જીંદગીની અસમાનતા કોઇ રંક તો કોઇ રાય. એ વાત ઉપર તે ચ્હીડવાતો નથી અથવા નિરાશ થતો નથી, પરંતુ દરેક કસોટી અને મુશીબતમાં શાંત અને સ્વસ્થ રહે છે. સર્વત્ર ન્યાયનું રાજ્ય પ્રવર્તે છે અને જે અન્યાય કહેવાય છે તે તો ખોટી ભ્રાંતિ છે એમ તે માનતો હોવાથી તે વિરૂદ્ધ વર્તન તે આચરતોજ નથી.

૪ જે મનુષ્ય પોતાના જાતીભાઇઓના અન્યાય ઉપર હર વખત ગુસ્સે થયા કરે છે; તેની પોતાની સાથે ખોટુ વર્તન ચલાવ્યા બાબત જે મનુષ્ય બબડે છે અથવા પોતાની આસપાસ જ્યાં ત્યાં ન્યાયની ખામી હોવા બદલ દલગીરી બતાવ્યા કરે છે, તે પોતાના વર્તનથી, મનના વલણથી, બતાવી આપે છે કે તે "અન્યાયને" માને છે. આ વિરૂધ ગમે તેવુ તે બોલે તોપણ સૃષ્ટિમાં અવ્યવસ્થા અને અંધાધુધી પ્રવર્તી રહ્યાં છે એવી તેની માન્યતા હોય છે આથી પરિણામ એ આવે છે કે ચિંતા અને કલેશના વિચારો તે કર્યા કરે છે અને તેનું વર્તન દુષિત થાય છે

૫. વળી જે મનુષ્યને પ્રેમ ઉપર અને તેના મક્કમપણા તથા શક્તિ ઉપર શ્રદ્ધા છે તે મનુષ્ય હરકોઇ સંજોગમાં પણ પ્રેમ દર્શાવે છે, તેમાથી કદીપણ ચસકતો નથી અને મિત્ર તથા શત્રુ સાથે એકસરખી રીતે પ્રેમથી વર્તે છે જે મનુષ્ય બીજાની નિંદા કરી તેમને દુષણ દે છે, જે બીજા લોકો માટે ઘમાતું બોલે છે અથવા તેમને તિરસ્કારની દૃષ્ટિથી જુવે છે તેને પ્રેમમાં શ્રદ્ધા નહીં છતાં તિરસ્કારમાં શ્રદ્ધા છે, જો કે તે પ્રેમના વખાણ માટે લાબા લાબા ભાષણો આપે અથવા મોટા મોટા નિબંધો લખે તોપણ તેની શ્રદ્ધાનો નિર્ણય તેના સઘળા કાર્યો ઉપરથી થાય છે

૬. જેને શાંતિમા શ્રદ્ધા છે તે પોતાના શાંત વર્તનથી ઓળખાઇ આવે છે તેવો મનુષ્ય કજીઆમા જોડાય એ વાત તદન અસંભવીત છે તેને જો કોઈ મારવા આવે તો તે તેવુ વર્તન સામે દાખવતો નથી કારણ શાંતિરૂપી દેવીના દર્શન તે કરી ચુકેલો હોય છે એટલે કજીઆ રૂપી રાક્ષસને તે માન આપે એવું કદી બને નહીં. જે મનુષ્યના કજીયા દલાલ તરીકે, ન્યાયના ખાં તરીકે, હરકોઇ અથવા દરેક ન્હીકર્વાના કારણ ઉપર પોતાનો બચાવ કરવા મંડી જાય છે તેને કજીઆમાં શ્રદ્ધા છે તેવો મનુષ્ય શાંતિમા લાભ જોતો નથી

૭ એ કરતા આગળ જઇએ તો જે મનુષ્યને અવિનાશીમા શ્રદ્ધા છે તે પોતાના વિનાશી જીવભાવનો ત્યાગ કરે છે, એટલે જે વિકારો, તૃષ્ણાઓ અને અપલક્ષણો દેહની તૃપ્તિની ઇચ્છા રાખ્યા કરે છે તેવો તે નથી એવું વર્તન આચરે છે અને આવી રીતે પોતાના જીવભાવનો ત્યાગ કરવાથી અવિનાશી આત્મામાં તેનુ લક્ષ સંજોગે ચ્હોટે છે અને તે જ્ઞાન વિજ્ઞાની (વિવેક જ્ઞાનવાળુ), ગુણીયલ અને નિષ્કલંક જીવન ગાળે છે જે મનુષ્યને પોતાના જીવભાવ ઉપર શ્રદ્ધા છે તે પોતાની કર્મેંદ્રિયોને લાડ લડાવી તેમને તૃપ્ત કરે છે અને બડાસો મારે છે, તે તેના કાર્યમાં વખતો વખત નાઉમેદ થાય છે, તેના ઉપર વખતો વખત ઉપાધી આવી પડે છે અને તેનુ માન ભંગ પણ થાય છે

૮. બધી સૃષ્ટી એક આત્માની બનેલી છે એવુ જે માને છે, તેના ઉપર દુખ આવતું નથી કારણ સ્વાર્થ જે સૌ દુખનું મૂળ છે તેનો તેણે ત્યાગ કરેલો હોય છે.

૯ આ ઉપરથી સમજાશે કે કેટલાક મનુષ્યો, શાશ્વત અને અવિનાશી શક્તિ, જેથી મનુષ્યનું જીવન નીતિ નિયમ પ્રમાણે મધુર રીતે ચાલે છે તે હોવાનુ અને બીજા, એવી

કોઈ શક્તિ નહીં હોવાનું માને છે. જે મનુષ્ય એવી શક્તિ નહીં હોવાનું માને છે તે સંસારી કાર્યોમાં તથા તેના પોતાના જીવનમાં તદ્દન નિષ્ફળ નિવડે છે.

૧૦. ન્યાય, દયા અને પ્રેમના દૈવી સુત્રોમાં શ્રદ્ધા એજ ખરી શ્રદ્ધા છે અને તેવી શ્રદ્ધા એજ ખરા વર્તનનું મૂળ છે એવું બુધદેવે કહેલું છે. અને બીજા ધર્મ પુસ્તકોમાં પણ એવી શ્રદ્ધા દ્વારા મોક્ષ મળે છે એમ દર્શાવેલું છે. આવી જેને શ્રદ્ધા છે તે આવા સુત્રોને અનુસરી પોતાનું જીવન ઘડે છે તે વિરૂદ્ધ નહી, અને તેથી તેવો મનુષ્ય પોતાનું હૃદય નિર્મળ બનાવી પોતાના જીવને પૂર્ણપદે પ્હોચાડે છે એટલે શિવરૂપ બનાવે છે.

૧૧. આવાં દૈવી સુત્રો ન હોવાની માન્યતાને બધા ધર્મો અશ્રદ્ધા કહે છે અને એ અશ્રદ્ધાને પાપી, દુઃખી અને અજ્ઞાની જીવન દર્શાવવામાં આવે છે.

૧૨. જેમને ખરી શ્રદ્ધા છે તેઓ નિષ્કલંક જ્ઞાની જીવન-મહાત્માનું જીવન-ગાળે છે જ્યાં ખોટી શ્રદ્ધા છે ત્યાં પાપ છે, દુઃખ છે. મન તથા પ્રાણ ઉપર યોગ્ય કાબુ હોતો નથી, અને તેવાજ મનુષ્યને ક્લેશ તથા ચિંતા હોય છે. 'કરણી તેવી પાર ઉતરણી', એ ઉપરથી તમને સમજાશે.

૧૩. મને બુધદેવમાં શ્રદ્ધા છે, મને શંકરાચાર્ય, વલભાચાર્ય-મહમદ, ક્રાઇસ્ટ વિગેરેમાં શ્રદ્ધા છે એવું જુદા જુદા ધર્મોના મનુષ્યોને આપણે બોલતાં સાંભળીએ છીએ. પરંતુ બુધદેવ વિગેરેમાં શ્રદ્ધા એનો અર્થ શો ? તેનો અર્થ એટલોજ કે તેમણે પોતાની આતાપત્રિકામાં જે સિદ્ધતિ ઘડી કહાડયા, અને તે સિદ્ધતિ પ્રમાણે બોધ લેવા લાયક મહાત્માનું જીવન તેમણે ગાળ્યું તે સિદ્ધાંતોમાં તથા તેમની વાણીમાં શ્રદ્ધા, એટલો અર્થ થાય છે, તેમની શ્રદ્ધા બોલવા પુરતી છે. જેઓ બુધદેવ વિગેરેમાં શ્રદ્ધા હોવાનું જણાવે છે છતાં વિષયવાસનાની તૃપ્તિ કરવામાં, બીજા ઉપર ખાર રાખવામાં તથા તેમને દુષિત ગણવામાં પોતાનું સઘળું જીવન ગાળે છે. તેઓ પોતાની જાતને છેતરે છે. તેવા લોકોને બુદ્ધદેવ વગેરેમાં શ્રદ્ધા નહીં છતાં પોતાની પશુવૃત્તિમાં શ્રદ્ધા છે. જેમ કોઇ નીમકહલાલ નોકર પોતાના શેઠનો હુકમ માથે ચઢાવવામાં આનંદ માને છે, તેમ જેમને બુદ્ધદેવ વિગેરેમાં શ્રદ્ધા છે તેઓ તેમની આજ્ઞા પ્રમાણે વર્તે છે, અને એ પ્રમાણે વર્તી પાપમાંથી મુક્ત થાય છે. "હું તેની આજ્ઞા બરોબર રીતે પાળું છું કે કેમ ?" એવો પ્રશ્ન બુદ્ધદેવ વિગેરેમાં શ્રદ્ધા હોવાની કસોટી કરવા માટે પુછવો ઉત્તમ છે. એવી શ્રદ્ધા હોવાનું કહી તે પ્રમાણે વર્તતો ન હોય તો તે લબાડ છે, તેના બોલવામાં સત્ય નથી. પરંતુ જે મનુષ્ય પોતાનું વચન પાળે છે તેજ મનુષ્ય ઈશ્વરી આજ્ઞા, પૂર્ણ રીતે ખરેખર પાળે છે.

૧૪. નિષ્પક્ષપાતપણે સખ્ત કસોટી કર્યા પછી જણાય છે કે મનુષ્યના વર્તનનું મૂળ શ્રદ્ધા છે: દરેક વિચાર, દરેક કાર્ય, દરેક આદત, અમુક પ્રકારની દ્દઢી ગયથી શ્રદ્ધામાંથી ઉદ્ભવે છે, અને જેમ જેમ મનુષ્યની શ્રદ્ધામાં રૂપાંતર થતું જાય છે, તેમ તેમ તેના વર્તનમાં ફેરફાર થાય છે. જેમાં આપણું મન ચ્હોટે તેમાં આપણી શ્રદ્ધા હોય છે. જેવું વર્તન આપણે ચલાવીએ તેમાં આપણી શ્રદ્ધા હોય છે. જ્યારે કોઇ બાબત ઉપરથી આપણી

શ્રદ્ધા ઉઠી જાય છે ત્યારે તેમાં આપણું મન લાગતુ નથી, અથવા તે પ્રમાણે આપણે વર્તતા નથી. જીર્ણ થઇ ગયલાં કપડાંને જેવી રીતે આપણે કહાડી નાખીએ છીએ તેમ તેવી બાબતને દૂર કરીએ છીએ. મનુષ્યોને પોતાની તૃષ્ણામાં, જુઠાણમા અને બડાશ મારવામાં શ્રદ્ધા હોવાથી તેનો ત્યાગ તેઓ કરતા નથી–તેઓ માને છે કે તેમાંથીજ લાભ અને સુખ મળવાના છે. તેમની શ્રદ્ધાનું વલણ જ્યારે નીતિ અને નમ્રતાના દૈવીગુણો તરફ થાય છે. ત્યારે ઉપર કહેલાં દુઃખો તેમના પર આવી પડતાં નથી.

૧૫. હમેશ સત્યનોજ જય થાય છે, એવી શ્રદ્ધા હોવાથી મનુષ્યો ખોટાં આચરણથી મુક્ત રહે છે. ગુરૂમા અથવા મહાત્માની જ્ઞાની દશામાં શ્રદ્ધા હોવાથી તેઓ પાપકર્મ કરતા નથી. સજ્જનપણામાં શ્રદ્ધા હોવાથી દુર્જનપણુ આચરતા નથી કારણ જેવી શ્રદ્ધા તેવુ વર્તન હોય છે. ઇશ્વરી જ્ઞાન સબંધે મનુષ્યની શ્રદ્ધા કેવી છે તેની તપાસ કરવાની જરૂર નથી, તે બિન જરૂરી છે. જો કોઇ મનુષ્ય આસુરી પાપવૃત્તિમાં પડી રહેતો હોય તો બુદ્ધભગવાને લોકોના ભલા માટે સંસાર ત્યજ્યો, અથવા તેઓ પરમેશ્વરના અવતાર હતા અથવા ધર્મ પ્રમાણે તેમનું કાર્ય વાસ્તવિક હતું એવું તેને મનાવવામા શો લાભ છે? "અમુક મનુષ્ય કેવું જીવન ગાળે છે? કસોટીના પ્રસંગે તે કેવી રીતે વર્તે છે?" એ પ્રશ્નો પુછવા જેવા છે. આ પ્રશ્નોના જવાબોથી તે મનુષ્ય આસુરી કે દૈવી શક્તિને માને છે તેની ખાતરી થશે.

૧૬. સજ્જનપણામાજ ઉત્તમ સુખ હોવાનું જે મનુષ્ય સમજે છે તે ગુણીયલ, અધ્યાત્મિક અથવા ભગવતી જીવન ગાળે છે, તેનું કારણ સજ્જનપણામાં ઇશ્વરનો વાસ છે, તે ખરેખર તે ઇશ્વરનું રૂપ છે. અને જે મનુષ્યને સર્વોત્કૃષ્ટ કલ્યાણકારી પ્રભુમા મક્કમ અને અચળ શ્રદ્ધા છે તે પોતાનાં પાપ અને દુઃખમાંથી જલદી મુક્ત થઇ જાય છે.

---

૮.

## જીવને ઉદ્ધાર થાય તેવી શ્રદ્ધા.

૧. એમ કહેવાય છે કે મનુષ્યનું આખું જીવન અને વર્તન તેની શ્રદ્ધામાથી ઉદ્ભવે છે. વળી એવુ પણ કહેવાય છે કે મનુષ્યની જીદગીને તેની શ્રદ્ધા સાથે કાંઇપણ સબધ નથી. બન્ને કથનો ખરા છે. આ બેઉ કથનોની પરસ્પર વિરૂધતા સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. મગજની શ્રદ્ધા તથા હૃદયની શ્રદ્ધા, એવી જુદા જુદા બે પ્રકારની શ્રદ્ધા હોવાનુ જ્યારે લક્ષમા લેવામા આવે ત્યારે આ વિરૂદ્ધતાનો જલદી ઉકેલ થાય છે.

૨. મગજની અથવા બુદ્ધિની શ્રદ્ધા એ અગત્યની અને કાર્યજનક શ્રદ્ધા નથી. તે તો ઉપર ચોટીઆ અને આનુષગિક છે, તેથી મનુષ્યનું જીવન ઘડાતું નથી એવું હરકોઇ નિરિક્ષણ કરનાર સહેલાઇથી સમજી શકે છે. ઉદાહરણ માટે કોઇપણ સંપ્રદાયના થોડા માણસોના સ્વભાવનો મુકાબલો કરો. તેઓ બધાને ધર્મ સબંધે એકજ પ્રકારની શ્રદ્ધા છે એટલુંજ નહી પરંતુ તે ધર્મના તેના તેજ સિદ્ધાંતો દરેક વિગતમાં તેઓ કબુલ રાખે છે; છતાં પણ તેમના વર્તન ઘણાજ જુદા પ્રકારના હોય છે. એક મનુષ્ય ઉમદા દિલનો,

તો બીજો હલકા વિચારનો હોય છે. એક નમ્ર અને વિવેકી, તો બીજો અસભ્ય અને અને ક્રોધી હોય છે. એક પ્રમાણિક તો બીજો અપ્રમાણિક હોય છે, એક પોતાની કુટેવો પ્રમાણે છુટથી વર્તે છે તો બીજો, તેવી કુટેવોની સખ્ત પરેજી પાળે છે. આ પ્રમાણે ધર્મ સંબંધે શ્રદ્ધા એ મનુષ્યના જીવનમાં મહત્વનો ભાગ ભજવતો નથી.

૩. ધાર્મિક જ્ઞાન સંબંધે મનુષ્યની શ્રદ્ધા એ સૃષ્ટિ, ઈશ્વર, ધર્મ, પુસ્તક વિગેરે સબંધે તેનો પોતાનો મત છે તેના હૃદયમાં ગુપ્ત લપાઈ રહેલી જે શ્રદ્ધા હોય છે તે તો તેની બુદ્ધિના તળીએ, તેના છેક ભીતરમાં રહેલી હોય છે; મનુષ્યનું બધું જીવન આ શ્રદ્ધા વડે ઘડાય છે અને સુધરે છે. ધર્મના જ્ઞાન સંબંધે ઉપર કહેલા મનુષ્યોનો એકજ મત છે તોપણ તેમના કાર્યો વિરૂધ વર્તનવાળા હોય છે; તેનું કારણ એજ કે હૃદયની ખરી શ્રદ્ધા તે સૌમાં એક સરખી હોતી નથી.

૪. ત્યારે આ હૃદયની શ્રદ્ધા કેવી હોય છે?

૫. જે બાબતને મનુષ્ય પોતાના હૃદયમાં ચાહે છે, જેને તે વળગી રહી પોષે છે તે તે છે. મનુષ્ય આ પ્રમાણે પોતાના હૃદયમાં કેટલીક બાબતોને ચાહે છે અને તેમને વળગી રહી પોષે છે, તેનું કારણ એજ કે તેને તેમાં શ્રદ્ધા છે અને એવી શ્રદ્ધા હોવાથી તેમના પર પ્રીતિ રાખી તે પ્રમાણે તે વર્તે છે. આવી રીતે તેનું જીવન, એ તેની શ્રદ્ધાનું પરિણામ હોય છે. પરંતુ જે ખાસ સંપ્રદાયમાં તેની બુદ્ધિ અનુસાર શ્રદ્ધા હોય છે તે સંપ્રદાય સાથે તેનો કાંઈ પણ સંબંધ હોતો નથી. એકાદ મનુષ્યને નાપાક અનીતિની બાબતમાં શ્રદ્ધા હોવાથી તેને તે વળગી રહે છે. બીજા મનુષ્યને તેમાં શ્રદ્ધા ન હોવાથી તે તેમનો ત્યાગ કરે છે. મનુષ્યને શ્રદ્ધા હોવા સિવાય કોઇ બાબતને વળગી રહે નહીં. સર્વ પહેલાં શ્રદ્ધા હોય છે, તેથી મનુષ્યોના કાર્યો અને જીવન તેની શ્રદ્ધાના પરિણામ હોય છે.

૬. એક સંપ્રદાયના ગુરૂચેલા એક દુઃખી નિરાધાર મનુષ્યની નજીક થઇ પસાર થયા. તેમને તેમના વડીલો તરફથી ઉતરી આવેલા ધર્મના જ્ઞાન સંબંધે ઉપદેશ મળ્યો હતો એમાં જરાએ શંકા નથી. તેમની બુદ્ધિ અનુસાર તેવી માન્યતા તેમને હતી પરંતુ તેમના હૃદયમાં દયા કરવાનું માનતા નહોતા અને તેથી તેમણે તેવું જીવન ગાળ્યું અને તે પ્રમાણે વર્ત્યા. બીજા પંથનો એવો એક સજ્જન મનુષ્ય જેને ધર્મના જ્ઞાન સંબંધે શ્રદ્ધા હતી યા નહી, અને તો હોવી જોઇએ એ કાંઇ જરૂરનું ન હતું પરંતુ તેના હૃદયમાં દયા હતી અને તેથી તેણે પેલા મનુષ્ય ઉપર દયા ભાવ દેખાડ્યો.

૭. એ તો ચોક્કસ છે કે સજ્જનપણામાં શ્રદ્ધા અને દુર્જનપણામાં શ્રદ્ધા એવી બે પ્રકારની શ્રદ્ધા છે અને તેજ શ્રદ્ધા જીવન ઉપર ખરી અસર કરે છે.

૮. જે મનુષ્ય સદાચારની બાબતોને શ્રેષ્ટ ગણે છે તે તેવી બાબતો ઉપર પ્રેમ રાખે છે અને તેવું જીવન ગાળે છે. જે મનુષ્ય દેહને લગતી અનીતિની બાબતોને શ્રેષ્ટ ગણે છે તે તેવી બાબતો ઉપર પ્રેમ રાખે છે અને તેમને વળગી રહે છે ઝાડની કિંમત તેના ફળ ઉપરથી થાય છે.

૯. ઈશ્વર, શ્રીકૃષ્ણ અને ગીતા સંબંધે જે શ્રદ્ધા હોય છે તે બાબત એક છે. તેના કાર્યોથી જે જીવન ઘડાયું હોય તે બાબત બીજી છે. આવા કોઈપણ મનુષ્યની ધાર્મિક જ્ઞાન સંબંધી શ્રદ્ધાને વજન આપવા જેવું નથી; પરંતુ જે વિચારો તેના મનમાં ઘોળાયા કરે છે તે વિચારો, બીજા મનુષ્યો પ્રત્યે તેના મનનું વલણ તથા તેના કાર્યો કેવાં છે, એ ઉપરથીજ તેની અંતર શ્રદ્ધા ખરા માર્ગે કે ખોટા માર્ગે દોરાયલી છે તેનો નિર્ણય થઇ બતાવી આપે છે.

---

૬.

## વિચાર અને કાર્ય.

૧. જેમ ઝાડમાંથી ફળ અને ઝરામાંથી પાણી, તેમ વિચારમાંથી કાર્યનો ઉદ્ભવ થાય છે. કાર્યનો ઉદ્ભવ કારણ સિવાય એકાએક થતો નથી. તે તો લાંબા કાળ સુધી ગુપ્ત રીતે વૃદ્ધિ પામેલા કારણનું ફળ હોય છે. અને ગુપ્ત રીતે ઘણા વખતથી જે બળની જમાવટ થતી હતી તેનું પરિણામ તે હોય છે. જે જમીન તથા હવામાં કેટલાક કાળ સુધી ગુપ્ત રીતે ક્રિયા થઇ ઝાડમાંથી ફળ અને ખડકમાંથી પાણી નિકળ્યાં તે, તે જમીન તથા હવામાં ફરતી ક્રિયાના સંયોગનું પરિણામ હોય છે. તેજ પ્રમાણે કેટલાક કાળ સુધી જેવા વિચારો મનમાં ઘોળાયા કરતા હોય તેવા વિચારોના ફળ સારા યા માઠા પાકે છે, એટલે જ્ઞાનના વિચાર હોય તો સુંદર કાર્યો, અને પાપના વિચાર હોય તો કાળાં કર્મોરૂપી ફળ નિપજે છે.

૨. જે મનુષ્યને બીજા લોકો અડગ નિશ્ચયવાળો માને છે તેમજ તે જાતે પણ તે પ્રમાણે માને છે તેવો કોઇ મનુષ્ય જ્યારે લાલચને લીધે અઘોર પાપમાં એકાએક ફસાય ત્યારે જે વિચારમાંથી તે કાર્ય નિષ્પન્ન થયું, તે વિચારોની ગુપ્ત શ્રેણીને ખુલ્લી કરવામાં આવે તો તેની અધોગતી એકાએક અથવા વગર કારણે થઈ નહોતી એમ સમજાય છે. આ અધોગતી તો ફક્ત શમાપ્તિરૂપે, બાહ્ય દેખાવ રૂપે અને ઘણા વર્ષોથી જે વિચારો મનમાં ઘોળાયા કરતા હતા તેના આખર પરિણામ રૂપે હતી. તે મનુષ્યે પોતાના મનમાં કુવિચારને એક વખત આવવા દીધો અને બીજી તથા ત્રીજીવાર તેને વધાવી લઇ પોતાના હૃદયમાં વાસો આપ્યો. ધીમે ધીમે આવા વિચાર કરવાની ટેવ તેને પડી; બાદ તેનું સેવન કરી, મનમાં આનંદ માની, પુષ્ટિ આપતો ગયો. એ પ્રમાણે તેવા વિચારની વૃદ્ધિ થતી ગઇ જેથી તેમાં એટલી દૃઢતા અને બળ આવ્યાં કે તેને તેવી સંધી મળી અને તેથી તે વિચાર સ્ફુરી નિકળી કાર્ય રૂપે દેખાયો. હરકોઇ ભવ્ય મકાનનો પાયો, પાણીના લીધે ધીમે ધીમે ખવાઈ જતો હોય જેથી તે મકાન છેવટે જેમ પડી જાય છે તેવી રીતે જે અડગ નિશ્ચયવાળો મનુષ્ય પોતાના મનમાં દુષ્ટ વિચારોને પુષ્ટિ આપે છે ... પોતાની આબરૂને ગુપ્ત રીતે ધોકો લગાડે છે તે આખરે પડયા વગર રહેતો નથી

૩. જ્યારે પાપ કર્મોના અને દોષના વિચારો મનમાં ઉદ્ભવ થતાંજ સ્વભાવિક રીતે તેનું પરિણામ તેવુંજ આવે છે. એવું મનુષ્યને સમજાય છે ત્યારે તેવા વિચાર દૂર કરવાની તેને ફરજ પડે છે અને તે દૂર થઈ શકશે એમ તે માને છે અને તેની આત્મા

વહેલી મોડી ખરી પડે છે. માટે જો કોઇ મનુષ્ય પોતાના મનમાં નિર્દોષ શુભ વિચારોને આવવા દઇ તે ઉપર મનન કરી પુષ્ટિ આપ્યા કરે તો તેવા વિચારો, ખરાબ વિચારોની માફક, વૃદ્ધિ પામે અને ધીમે ધીમે તેમનું બળ વધે, અને છેવટે એવા સંજોગો આવી ચઢે કે તે વિચારો પરિપક્વ થઇ ધારેલું શુભ કાર્ય પાર પડે છે.

૪. કોઇપણ છાની વાત આખરે પ્રસિદ્ધિમાં આવ્યા વગર રહેતી નથી. તેમજ જે કાંઇ વિચાર મનમાં સેવવામાં આવે તે સૃષ્ટિની સ્વભાવિક પ્રેરકશક્તિના બળે, તેના ગુણ દોષ પ્રમાણે સારાં યા માઠાં કર્મ રૂપે આખરે બહાર આવ્યા વિના રહેતો નથી. ધર્મ ગુરૂ અને વિષયલંપટ બંને પોતપોતાના વિચારોના પરિણામે તે સ્થિતિએ પ્હોંચેલા હોય છે; અને હાલ તેઓ જે સ્થિતિ ભોગવે છે તે સ્થિતિ જે વિચાર રૂપી બીઆં તેમણે પોતાના હૃદયરૂપી બગીચામાં રોપ્યાં અથવા વાવ્યાં, અને પાછળથી પાણી પાઇ, ઉછેરી, ફળવ્યાં તેના ફળરૂપે છે.

૫. પાપ અને લોભનો પ્રસંગ આવેથી તેમની સામુ ટક્કર ઝીલી તેમને દૂર કરી શકાશે એમ કોઇપણ મનુષ્યે ધારવું નહીં. તે જાતે નિર્મળ વિચાર કરતો રહે, તોજ તે તેમને દૂર કરી શકશે. મનુષ્ય એકાંત સેવન કરીને, તેમજ પોતાના કર્તવ્યો કરવામાં ખોટી આચરણવાળી ઇચ્છાને દરરોજ ખંત રાખી દૂર કરીને તે સ્થળે ખરા અને બોધદાયક વિચારોને દાખલ કરતો રહે તો, દુષ્કૃત્ય કરવાની ગંધિ ટળી જઇ, તે સ્થળે શુભ કાર્ય કરવાની ગંધિ આવી મળે છે; તેનું કારણ એ છે કે જે વસ્તુ મનુષ્યના પ્રકૃતિ ગુણને અનુસરતી હોય તેજ વસ્તુ તેના તરફ આકર્ષાય છે, અને જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં તે વસ્તુને આવકાર દે એવું લક્ષણ હોય નહી ત્યાં સુધી તેવી લાલચ તે મનુષ્ય તરફ આકર્ષાતી નથી.

૬. હે વાંચનાર! યોગ્ય સંભાળ રાખી વિચાર કરતા રહો; કારણ સારા યા માઠા, જેવા ગુપ્ત વિચારો આજે તમે કરો છો તેવા વિચારો વહેલા મોડા કાર્ય રૂપે પ્રગટ થવાના છે. જે મનુષ્ય પોતાના મનમાં દુષ્ટ વિચારોને દાખલ થવા દેતોજ નથી, અને પ્રેમના વિચારો, નીતિના ઉત્તમ સદ્ગુણવાળા સુંદર વિચારો હરવખત કર્યા કરે છે, તે મનુષ્ય તે વિચારોનું ફળ પ્રાપ્ત થવાની વખતે મનને શાંતિ ઉપજે એવાં પવિત્ર કાર્યો કરશે અને જો કોઇ લાલચ તેની સામુ ખડી થશે તો તેને મારી હઠાવવા કદિપણ ગાફલ રહેશે નહીં.



## ૧૦.

## માનસિક સ્થિતિ.

૧. વિચારવંત મનુષ્ય તરીકે તમારે સમજવું જોઇએ કે તમારી કારકીર્દી સુધારવા અથવા બગાડવાનો નિર્ણય તમારી પ્રબળ માનસિક સ્થિતિ ઉપર રહ્યો છે. તમારામાં હાલ જ્ઞાન કેટલું છે અને હવે પછી કેટલું થશે તે પણ તે સ્થિતિ કહી આપશે. તમારા પ્રકૃતિ ગુણનું કહેવાનું પરિમિતપણું, તમારા વિચારોની હદ રેષા છે; તે તમે જાતે ઉભી કરેલી

છે. તેમને ટુંકી કરી શકાય, લબાવી શકાય અથવા જે તે સ્થિતિમાં કાયમ રાખી શકાય તેમ છે.

૨. તમારા વિચારના ઉત્પન્ન કરનાર તમે છો, અને તે ધોરણે તમારી જાત તથા સ્થિતિના ઘડનાર તમેજ છો. વિચાર એ કારણદર્શક અને ઉત્પાદક છે. અને તે તમારા જીવન તથા વર્તનમાં પરિણામ રૂપે દેખાય છે. જીંદગીમાં આકસ્મિક બનાવો જેવી વસ્તુ નથી. જીવનમાં જે કડવાટ અથવા મધુરતા લાગે છે તે તમારા વિચારોના યોગ્ય પરિણામ હોય છે. મનુષ્ય વિચાર કરે છે અને તેનું કાર્ય જીવનમાં પ્રગટ થાય છે.

૩. તમારી પ્રબળ માનસિક સ્થિતિ શાંતિમય અને પ્રેમમય હશે તો તમને સુખ અને આનંદ પ્રાપ્ત થશે જો તે પ્રતિકુળ અને દ્વેષી હશે તો દુઃખ અને આપત્તિરૂપી વાદળાં તમારીપર આવી પડશે ખરાબ ભાવનાથી શોક સંતાપ પેદા થાય છે. અને શુભ ભાવ નાથી સુખ શાંતિ મળે છે.

૪. તમારા સંજોગો તમારાથી જુદા હોવાનું તમે ધારો છો, પરંતુ તેઓ તો તમારી વિચાર સૃષ્ટિ સાથે ગાઢી રીતે જોડાયલી હોય છે યોગ્ય કારણ વિના કાંઇ પણ બનતુ નથી જે થાય છે તે વાજબી થય છે કોઇપણ બાબતનું નિર્માણ ગેરું નથી. દરેક બાબત જેવી ઘડીએ તેવી ઘડાય છે.

૫. જેવા તમારા વિચાર, તેવુ તમારૂં વર્તન. પ્રેમના પ્રમાણમા તમે આકર્ષણ કરો છો. તમારી હાલની સ્થિતિ તમારા વિચારોએ આણી છે, હવે પછી જેવા વિચાર તમે કરશો તેવી સ્થિતિમાં તમે ભવિષ્યમાં આવશો. તમારા વિચારોના પરિણામમાંથી તમે છટકી શકશો નહીં; પરંતુ તે પરિણામો ભોગવી તે ઉપરથી બોધ લઇ શકશો. અને તે સ્વિકારશો એટલે તમને આનંદ થશે.

૬. જે સ્થળે તમારા પ્રેમ ( તમારી સતત તિવ્ર મનોવૃત્તિ ) ને યોગ્ય તૃપ્તિ મળે તે સ્થળે તમે હમેશ દોરાશો. તમારો પ્રેમ અધમ હશે તો તમે અધમ સ્થળે જશો, જો તે સુંદર હશે તો તમે સુંદર જગોએ જશો.

૭. તમારા વિચારોને બદલી નાંખો એટલે તમારી સ્થિતિ બદલાશે. આ સંસારનુ રૂણ પતાવવાની જવાબદારીનો વિસ્તાર તથા ગૌરવ કેટલો છે તે બારિક દ્રષ્ટિથી નિહાળવા યત્ન કરો, તમે બળવાન છો, બળહિન નથી. આજ્ઞાભંગ કરવામાં તમે બળવાન છો, અનીતિના માર્ગે જવામાં જેવા મર્દ છો તેવાજ નીતિ માર્ગે ચાલવામાં થાઓ. અજ્ઞાનતામાં પડી રહેવા જેવા રાજી છો તેવા વિવેક જ્ઞાન મેળવવા માટે થાઓ. જેની ઇચ્છા તમે કરશો તે તમે શિખી શકશો. અજ્ઞાનપણામાં પડી રહેવાનું તમે પસંદ કરશો તો તમે અજ્ઞાન રહેશો. જો તમને જ્ઞાન ઉપર પ્રેમ હશે તો તે તમે મેળવશો. જો તમને વિવેકજ્ઞાન ઉપર પ્રેમ હશે તો તે તમને આવી મળશે. તમને નીતિ ઉપર પ્રેમ હશે તો તેનો સાક્ષાત્કાર તમને થશે. દરેક બાબતનો આધાર તમારી ઇચ્છા ઉપર રહેલો છે એટલે જે વિચારો તમે કરતા હો, તે વિચારોને અનુસરી કઇ બાબતને તમે પસંદગી આપો છો એટલું લક્ષમાં રાખજો.

૮. એક મનુષ્ય અજ્ઞાનપણામાં પડી રહેવામાં મઝા માને છે તેથી તે મૂર્ખ રહે છે અને મૂર્ખાઇના વિચારો કરે છે. બીજો મનુષ્ય વિવેકજ્ઞાન મેળવવામાં મઝા માને છે, તેથી તે વિવેકજ્ઞાની થાય છે; અને જ્ઞાન વિજ્ઞાનના વિચારો કરે છે. કોઈ પણ મનુષ્યને બીજો મનુષ્ય રોકી શકતો નથી, તે પોતેજ પોતાને રોકે છે. કોઇ મનુષ્ય બીજાને લીધે દુઃખમાં સપડાતો નથી. પોતાની જાતના કરેલા કર્મો માટે તે દુઃખ ભોગવે છે. નિર્મળ વિચારરૂપી ભવ્ય દ્વારે જશો તો તમે ઉંચા સ્વર્ગમાં જશો: પરંતુ અનીતિના વિચારરૂપી અધમદ્વારે જશો તો છેક નીચા નર્કમાં પડશો

૯. બીજા લોકો તરફ તમારા મનનું વલણ જેવું હશે તેવા પૂર્ણ અંશમાં તમારા ઉપર તેનો પ્રત્યાઘાત થશે, અને તમારા જીવનના દરેક કાર્યમાં તેની રીતે દેખાશે. સ્વાર્થનો દરેક મલિન વિચાર તમે બહાર ફેંકશો એટલે તે વિચાર હરકોઈ પ્રકારના દુઃખના રૂપમાં તમારા સંજોગોમાં તમને આવી મળશે. નિઃસ્વાર્થનો નિર્મળ વિચાર કરવાથી તમને આનંદ આવી મળશે તમારા સંજોગો એ તો પરિણામો છે અને તેના કારણ તમારા ભીતરમાં અદશ્ય રહ્યાં છે. તમારા વિચારોના જનક પિતા તરીકે તમારી હાલની તેમજ ભવિષ્યની સ્થિતિ ઘડનાર તમે છો. તમે પોતે કોણ છો એ જ્યારે તમે સમજતા થશો, ત્યારે તમારી જીંદગીનો દરેક બનાવ ધર્મના અદલ ત્રાજવે તોલાય છે એમ તમે જાણશો જ્યારે તે નિયમ તમે મગજમાં ઉતારશો ? ત્યારે સંજોગોના નચાવ્યા તમે નાચો એવા તમે અંધ તથા બાવલા નથી એમ તમે તમારી જાતને ગણશો, એટલે તમે ખરામધ અને જ્ઞાની ગુરૂ થશો.



૧૧.

## વાવવું તેવું લણવું.

૧. વાવણીની વેળાએ ખેતરોમાં અને ગામની નાળોમાં તમે જશો તો ખેડુતો અને વાઘરીઓ નવી, તૈયાર કરેલી જમીનમાં બીઆં વાવવા લાગી ગયા હશે એવું તમને જણાશે. તે ખેડુતો અથવા વાઘરીઓમાંના એકાદને તમે પુછશો કે એ બીઆંમાંથી કઇ જાતનો પાક તે મેળવવા ધારે છે એટલે તે તમને બેશક મૂર્ખ ગણશે, અને કહેશે કે એમાં કાંઇપણ ધારવાપણું છેજ નહી. એતો જાણીતી વાત છે કે જેવું વાવીએ તેવું લણીએ. એટલે કોદરા બાજરી, શાકભાજી જેવો પાક મેળવો તેવું વાવવું જોઇએ.

૨. કુદરતના દરેક કાર્ય અને ક્રિયામાંથી જ્ઞાની મનુષ્યને કંઇ ને કંઇ સારૂં શિખવાનું મળે છે. દુનિઆમાં એક નિયમ એવો નથી કે જે, મનુષ્યના મનપર તથા મનુષ્ય જાતીના જીવનપર ગણિતના જેટિજ ચોકસાઇથી ક્રિયા કરતો નહીં હોય ? ધર્મ ગુરૂઓના સર્વ વચનો આ સત્ય વાતને દ્રષ્ટાંત રૂપે દર્શાવે છે, અને તે સઘળાં કુદરતની સાધારણ બાબતોમાંથી તારવેલા છે. મનમાં તથા જીવનક્રમમાં બી વાવવાની એક રીત છે, એટલે સમ્બન્ધિક વાદેતર કરી જેવું બી વાવ્યું હોય તેવો પાક મળે છે, વિચાર, વાણી અને કાર્ય,

એક જાતના વાવેલા બીઆં છે. અને જગતના અનિવાર્ય, નિયમના ધોરણે બીના જાત પ્રમાણે પાક થયા કરે છે.

૩. જે મનુષ્ય દ્વેષી વિચાર કરે છે તે તિરસ્કાર પામે છે જે પ્રેમી વિચાર કરે છે તેને બધા ચાહે છે. જે મનુષ્યની વિચાર, વાણી અને કાર્ય નિખાલસ હોય છે તેને તેવા મિત્રો મળી આવે છે. કુટિલ મનુષ્યને કુટિલ મિત્રો મળી આવે છે. જે મનુષ્ય ખોટા વિચાર અને કાર્યો રૂપી વાવેતર કરી ઇશ્વર પાસેથી આનદ મેળવવા પ્રાર્થના કરે તે, કોઈ ખેડુતે કોદરા વાની ઘઉંનો પાક લણવા માટે ઈશ્વર પાસે માગવા જેવુ છે. માટે જેને આનદ મેળવવા ઇચ્છા હોય, તેણે આશિષો મળે એવાં કાર્યો કરવાં જોઇએ જેને સુખી થવા ઇચ્છા હોય તેણે બીજાના સુખ માટે વિચાર કરવો જોઇએ

૪ આવાં બી વાવેતર માટે બીજી બાજુ તપાસવાની રહે છે. ખેડુતે જમીનમા બીજું વાવેતર કરવુ અને તે પછી તેનુ પરિણામ કુદરત ઉપર છોડી દેવું. લોભ કરી બી રાખી મૂકે તો તે બી તથા તેનો પાક બંને ગુમાવે, કારણ બી સડી જઈ નાશ પામશે વાવવાથી બીનો નાશ થાય છે ખરો, પરતુ તેના નાશથી થોકબંધ પાક પેદા થાય છે. તેજ પ્રમાણે જીવનમાં દાન કરવાથી આપણને મળે છે. વિસ્તાર વધારવાથી પુષ્કળ પ્રાપ્તિ થાય છે જે મનુષ્ય એમ બોલે કે જ્ઞાન ગ્રહણ કરવા લાયક મનુષ્ય દુનિયામા કોઈ ન હોવાથી મારૂં જ્ઞાન બીજાને અપાય તેમ નથી, તે મનુષ્યમાં તેવુ જ્ઞાન નથી; અને જો હશે તો તે થોડા વખતમા કટાઈ જશે. સંગ્રહ કરવો એ ગુમાવ્યા બરોબર છે, એકલા પોતાનુજ કરી રાખવુ એટલે તે વસ્તુ વિનાના થયા બરોબર છે.

૫. જે મનુષ્યને પોતાનુ દ્રવ્ય વધારવાની ઇચ્છા હોય તે, પોતાની પાસે જે કાંઇ થોડી મુડી હોય તે બહાર કહાડી વ્યાજે ધીરવા ખુશી હોવો જોઇએ. અને પછી તેના નફાની રાહ તેણે જોવી જોઇએ. જ્યાંસુધી પોતાના કિમતી દ્રવ્યને ઘરમાં ભરી રાખશે ત્યાંસુધી તે ગરીબ રહેવાનો એટલુજ નહીં પરતુ દરરોજ વધુ ગરીબ થતો જશે, કારણ આવક નથી પરંતુ ખરચ ચાલુ રહે છે જે વસ્તુ ઉપર તે પ્રેમ રાખે છે તે વસ્તુ છેવટે તેમા આવક ન થવાથી તે ગુમાવશે જો દ્રવ્યને વિવેકથી ઘર બહાર કહાડે, જો પેલા ખેડુતની માફક દ્રવ્ય રૂપી બીઆંનુ વાવેતર કરે તો વધારો એટલે નફો મેળવવાની રાહ વાસ્તવિક રીતે તે જોઇ શકે અને નફાની આશા રાખે તે ખોટુ કહેવાય નહીં.

૬. મનુષ્યો ઈશ્વર પાસે શાંતિ અને શુદ્ધ બુદ્ધિની, ન્યાય અને આનદની માગણી કરે છે, પરતુ તેમને તે મળતાં નથી. તેનુ કારણ શુ ? તેનું કારણ એ છે કે તેઓ તે મુજબ વર્તતાં નથી, તેનુ વાવેતર તેઓ કરતા નથી મે એક વખતે એક ધર્મગુરૂને શાંતી મળવા માટે ખરા દીલથી પ્રાર્થના કરતો સાભળ્યો હતો, અને પછી તરતજ પોતાના ઉપદેશ દરમ્યાન શ્રોતાજનોને પોતાના ધર્મના વિરોધીઓ પ્રત્યે જરાપણ દયા નહીં બતાવવા કહેતો હતો આવો સ્વાર્થમોહ દયાજનક છે. શાંતિ અને આનદ મેળવવાનો માર્ગ શાંતિના તથા આનંદના વિચાર, વાણિ અને કાર્યો કરવાથી જડે છે એ મનુષ્યોએ શિખવાનું હજી બાકી છે.

૭. કજીઆ કંકાસના, અનીતિના અને માંહોમાંહે વેર કરાવે એવાં બી વાવી

શાંતિનો, શુદ્ધ બુદ્ધિનો, અને સંપનો, સુંદર પાક માગવાથી તે મળી જાય એમ મનુષ્યો માને છે. ક્રોધી અને કજીઆખોર મનુષ્ય શાંતિ માટે પ્રાર્થના કરે, એ દેખાવ કરૂણાજનક નથી વારૂ? મનુષ્યો જેવું વાવેતર કરે તેવું તેઓ લણે છે તેથી હરકોઇ મનુષ્ય પોતાના સ્વાર્થને ખસતો કરી પરોપકાર બુદ્ધિના, વિવેકના અને પ્રેમના બીઆંનું બોહોળું વાવેતર કરે તો તે ચાલુ જન્મમાં અને એકી વખતે આનંદનો પાક લણે ખરો.

૮. જે કોઇ મનુષ્ય આફતમાં આવી પડયો હોય, સંકડામણમાં આવી પડયો હોય, શોકાતુર અથવા દુઃખી થયો હોય તો તેણે પોતાના મનને પુછવું કેઃ—

"કેવા વિચાર રૂપી બીઆં હું વાવતો આવ્યો છું?"

"હાલ હું કેવાં બીઆં વાવું છું?"

"બીજા લોકો માટે મેં શું કર્યું છે?"

"બીજા લોકો તરફ મારૂં વર્તન કેવું છે?"

"આધી વ્યાધી અને ઉપાધી રૂપી કેવાં બીઆં મેં વાવ્યાં છે કે જેથી મને આ કડવાં ફળ ચાખવાં પડે છે?"

તે પોતાનું ભીતર તપાસશે એટલે તેને ખરી હકીકત માલમ પડશે અને તે માલમ પડયા પછી સ્વાર્થ રૂપી સઘળા બીઆંને પડતાં મુકી હવે પછી ફક્ત નિસ્વાર્થ રૂપી બીઆં તે વાવવા માંડશે. દરેક મનુષ્યે ખેડુત પાસેથી વિવેક જ્ઞાનના સરળ બોધ પાઠો શિખવા જોઇએ.



## દુકાળનાં ભયંકર દુખો.

### કણબી ખેડુત કન્યાઓનું વેચાણ.

### એક કરોડ રૂપિયાનો વેપાર.

કાઠિયાવાડથી એક ખબરપત્રી જણાવે છે કે કાઠિયાવાડમાં હાલ ભયંકર દુકાળ હોઇ, ગુજરાન અને મહેસુલ ભરવાનાં સાધનો ગરીબ ખેડુતોને નહિ હોવાથી તેઓ પોતાની નિર્દોષ કન્યાઓને ઢોર અથવા ગુલામોને વેચે તેમ ગુજરાતમાં આવી લગ્ન માટે તલપાપડ થતા "એક પગ મશાણમાં રાખીને ઉભેલા" ઘરડા ગ્રાહકોને મોં માગ્યા નાણાં લેઇ વેચી દે છે! છેલા ચાર માસમાં કન્યાઓનું આવું વેચાણ ધમધોકાર ચાલી દસહજાર કન્યાઓ વેચાઇ છે અને સરાસરી એક હજાર રૂપિયાની કીંમત ગણીયે તો એક કરોડ રૂપિયાનું વેચાણ થયું છે. આવી કન્યાઓ કાઠીયાવાડ-ગુજરાતના જુદા જુદા ભાગોમાં વેચાઈ છે. આવા બનાવથી 'અંગારા વરસે ત્યારે છોરૂં આડાં દેખાય' એ કહેવત સિદ્ધ થાય છે. પ્રભુ આ નિર્દોષ કન્યાઓનાં સ્વાર્થી માબાપોને સદ્બુદ્ધિ આપો!



**સુબોધઃ**

બીજાનામાં જે ગ્રહણ કરવા જેવું હોય તે અવશ્ય લેજો પણ કદી પણ આંધળું અનુકરણ કરશો નહીં.

• તિરસ્કાર વડે તિરસ્કારનો પરાભવ નહિ, પણ પ્રેમવડેજ વૈરનો પરાજય કરી શકાય છે.

બનતા સુધી અરે! ખાસ કરીને "હું સ્વદેશી વસ્તુજ વાપરીશ" એવી પ્રતિજ્ઞા લ્યો.

# ફુલવાડી.

## શ્રી મુગ્ધાખ્યાન.

### પુરૂષોત્તમ માસની કથાનો અન્તર્ભાગ.

અનુવાદકઃ—રા. રા. મગનલાલ દલસુખરામ શાસ્ત્રીજી.

### અનુક્રમણિકા.



### ૧. ઉદ્દેશ.

આ મુગ્ધાખ્યાન પુરૂષોત્તમ માસની કથાનો અંતર ભાગ છે. એ કથાનો મુખ્યત્વે કરીને વિશેષ પ્રચાર મુંબઇ તેમજ સુરત શહેરમાં વિશેષ છે.

આ લેખમાં શ્રદ્ધા, અનન્ય ભક્તિ તથા પતિવ્રતા ધર્મનું સારૂં નિરૂપણ કરેલું છે તેથી એ સરળ ભાષામાં હોય તો જનસમૂહને ઘણોજ ઉપયોગી થાય એવા હેતુથી આ ભાષાન્તર કરવામાં આવ્યું છે.

### ૨. એક પત્ર.

ભાઈશ્રી,

આપના તરફથી ( મુગ્ધાખ્યાન ) વાંચવા માટે મોકલ્યું તે મેં વાંચી જોયું છે. પુસ્તક ઘણું સારૂ અને ખરેખર વાંચીને દરેક બ્હેનોને મનન કરવા જેવું છે. આજ કાલ ઘણાં પુસ્તકો છપાઇને બ્હાર પડે છે પણ તેના કરતાં જો આવા બોધ લેવા લાયક પુસ્તકો પ્રસિદ્ધ થાય તો જન સમાજને વિશેષ લાભ થયા વિના રહે નહિ.

દેરાણી જેઠાણીના આખ્યાનમાથી દેરાણી મુગ્ધાની પુરષોત્તમ માસના વ્રતમાં તેની જે ખરી શ્રદ્ધા તેમાથી શ્રદ્ધાનો ગુણ કેમ ખીલવવો એવું શીક્ષણ સ્ત્રીઓને બોધ લેવા લાયક મળે છે.

વળી પતિભક્તિના મહિમાનું વર્ણન પણ આપ બન્નુએ આમા સારી રીતે વર્ણવેલું કે જેમાથી સ્ત્રીઓને ઘણો સદ્‌બોધ ગ્રહણ કરવા જેવુ છે. તેવી અચળ દૃઢ મનથી પતિભક્તિ કરનારી વસુમાન રાજાની પત્નિ કીર્તિમતીએ પતિસેવા પુન્યભાવથી કરી હતી

કલ્યાણની ઇચ્છાવાળા શૈનકાદિક અઠયાસી હજાર ઋષિઓ કળિયુગ પ્રાપ્ત થયેલો જાણી એક ક્ષણ માત્ર સમય ભગવત કથા. કીર્તન કર્યાં વિના જાય નહિ એવા નિશ્ચયથી નૈમિષારણ્યમાં દશ હજાર વર્ષનો યજ્ઞ આરંભી બેસી હતા. તેમણે પ્રાતઃકર્મ સમાપ્ત કરી સૂત પૌરાણિકને પુછ્યું.

શૌનક—હે સૂત! પરમ ભાગ્યવાળા આપ તો કથા કહેનારાઓમાં ઘણા શ્રેષ્ટ છો. તમે ઘણી ગુહ્ય વાતો જાણી છે એટલા માટે અમારાં અંતઃકરણમાં જે સંશય થયો છે તેનું નિરાકરણ કરો.

હે સૂત! સંસારમાં ધનવાન મનુષ્યો શાસ્ત્રોક્ત વિધિથી વ્રત કરી મનેપ્સિત ફળો ભોગવે છે. નિર્ધન માણસો વ્રત કરે છે પણ દ્રવ્યની અનુકૂળતા ન હોવાથી મનોવાંછના પૂર્ણ કરી શકતા નથી: તે હેતુથી નિર્ધન મનુષ્યોએ ભગવત્પ્રાપ્તિ માટે શું કરવું તે કહો?

સૂત—હે ઋષિઓ! તમારો પ્રશ્ન ઘણો યોગ્ય છે. ફળ મેળવવા માટે શ્રદ્ધા અને ભક્તિ જેટલાં આવશ્યક છે તેટલી દ્રવ્યની આવશ્યકતા નથી. અભિમાની ધનવાન મનુષ્ય, હાથથી જે વ્રત, દાન, સેવા વગેરે દ્રવ્યથી કરે છે તેજ નિર્ધન ભક્તજનો પ્રેમ લક્ષણા ભક્તિવડે કરે છે અને તેમને ભક્તવત્સલ પ્રભુ સંતોષ કરે છે. પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રે શ્રીમુખે પ્રિય સખા અર્જુનને કહ્યું છે કે મારો ભક્ત તુલસી પત્ર, ફળ, ફુલ અગર જળ શુદ્ધ અંતઃકરણથી મને અર્પણ કરે છે તેથી જેવો હું પ્રસન્ન થાઉં છું તેવો શ્રદ્ધા રહિત પુષ્કળ દ્રવ્યથી પ્રસન્ન થતો નથી. ભક્તિ અને શ્રદ્ધા વગરનું સઘળું નિષ્ફળ થાય છે. સત્કર્મ શ્રદ્ધાભક્તિથી થાય તો જન્મમરણના ફેરામાંથી છુટી ભગવાનને શરણે થવાય. હે ઋષિઓ! તમારા પ્રશ્નને અનુસરતોજ મારા મનમાં સંશય થવાથી એક સમયે મારા ગુરુ વેદનારાયણને મેં પૂછ્યું તે વખતે મને ભાવિક અને દૃઢ નિશ્ચયવાળો જાણી વૈકુંઠવાસી ભગવાને લક્ષ્મીજીને જે ઐતિહાસીક કથા કહી હતી તેજ તમને સવિસ્તર યથામતિ કહું છું.

## અવંતિનું વર્ણન.

હે દ્વિજો! મંદ સુગંધ અને શીતળ વાયુથી મનને અતિ આનંદ આપનારી શિપ્રા નદી ઉપર પુરાતની અવંતી ઉજ્જન નામે મનોહર નગરી છે. નદીના તટ ઉપર મોટા મોટા પ્રાસાદો અને અમીર ઉમરાવોના સુંદર ઉપવનોમાં અશોક, આમ્ર કદંબ, પારિજાત, ન્યગ્રોધ, અશ્વત્થ વગેરે વૃક્ષ ઉપર બેઠેલાં હંસ, સારસ, કોકિલ, મયુર, શુક સારિકા વગેરે નાના પ્રકારનાં પક્ષિઓના મધુર શબ્દથી શ્રવણેન્દ્રિયને અત્યંત સુખ થાય છે. નદીના મધ્યમાં પદ્મ અને પોયણાનાં વનોમાં હંસ, બક, સારસ અને જળકૂકડ વગેરે પક્ષિઓ ક્રીડા કરી રહ્યાં છે. ગજશાળા અને અશ્વશાળાઓમાં હાથી અને અશ્વોના શબ્દ થઇ રહ્યા છે. રજત અને સ્ફાટિક મણિના ચંદ્ર સરખા ઉજ્વળ મહેલ અને સુવર્ણમય મંદિરોથી તે નગરી અત્યંત શોભાયમાન છે. મોટા મોટા રાજમાર્ગ, ચૌટાં, બજાર અને ચોગાંના માર્ગ અમરાવતી નગરીનું ભાન કરાવે છે. પ્રાસાદ અને દેવ મંદિરોનાં શિખર ઉપર લાલ પતાકા અને મયુર પારાવત વગેરે પક્ષિઓ નૃત્ય કરી રહ્યાં છે. જ્યાં ત્યાં માર્ગમાં જળનો છંટકાવ અને દ્વારમાં માંગલીક પદાર્થો દીપી રહ્યા છે. પ્રાસાદોના મધ્ય ભાગમાં રત્નમ ર

સ્તંભ અને મુક્તાફળનાં તોરણો શોભી રહ્યાં છે. મણિ માણેક અને મૌક્તિક અલંકાર તથા દિવ્ય વસ્ત્રોથી શોભતી નાગરીક સ્ત્રીઓ દેવાંગનાઓનું અતિક્રમણ કરતી જણાય છે. મોટા મોટા સરદારોના દ્વારમાં ચોકી કરતા સેંકડો અનુચરો શસ્ત્રાસ્ત્ર સજ્જ પોતાના સ્વામીઓના કાર્યમાં તત્પર રહેલા છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર વગેરે ચારે વર્ણ પોતપોતાના ધર્મને અનુસરે છે. બ્રહ્મચારી વગેરે ચારે આશ્રમો પણ ધર્મમાં તત્પર રહેલા જણાય છે. જે નગરીમાં શ્રી કૃષ્ણચંદ્રના પરમ ગુરુ સાંદીપન ઋષિનો આશ્રમ છે. બિરાજિત મહાકાલેશ્વરના લલાટને વિષે રહેલા ચંદ્રથી તે નગરી હમેશાં ચાંદની યુક્ત શોભે છે. આવી સુંદર અને મનહર નગરીમાં શાંત અહર્નિશ ષટ્કર્મમાં તત્પર, કુલીન, પવિત્ર, સાંગ વેદનો ભણનારો. સર્વ કર્મમાં કુશળ અને ભગવત્સેવામાં શ્રેષ્ટ ગણાતો વિષ્ણુપ્રિય નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને દેવળ અને માધવ નામે બે પુત્ર હતા. તેઓ પણ બુદ્ધિશાળી અને ભગવદ્ ભક્તિમાં આસક્ત હતા. બાલ્યાવસ્થામાં એમની માતાનો કાળ થયો યોગ્ય વયે પહોચતાં પિતા પણ મૃત્યુ પામ્યા, તેથી સંસાર ગૃહની ઉપાધિને લીધે ચિંતાગ્રસ્ત થઈ બન્ને ભાઇ વિચાર કરવા લાગ્યા મોટા ભાઈનું નામ દેવળ હતું. તેનું લગ્ન રૂપવતી નામે સ્ત્રી સાથે થયેલું હતુ. તે ઘણી રૂપવાન અને ગર્વિષ્ટ હતી. નાના ભાઈનું નામ માધવ હતુ. તેની સ્ત્રીનુ નામ મુગ્ધા હતું. તે અલ્પ બુદ્ધિવાળી તથા ભોળા સ્વભાવવાળી હતી તેથી કેટલાક લોક તેને અધિલા નામે પણ બોલાવતા હતા હું ઘરમાં મોટી રહી, દેરાણી સમજતી નથી એમ કહી ઘરનાં અને બહારનાં દરેક કામમાં આગળ પડી બધું કાર્ય રૂપવતી પોતાની સત્તાથીજ ચલાવતી હતી. કેટલોક વખત ગયા પછી પ્રારબ્ધવશાત્ દારિદ્ર આવ્યું, બધાં દુઃખી થયાં તેથી સ્ત્રીઓને ઘર સોંપી બન્ને ભાઈએ દ્રવ્યની લાલસાથી પરદેશ જવાનો નિશ્ચય કર્યો. જતી વેળા માધવે કહ્યું કે હે ભાભી! મોટાભાઈ પિતા તુલ્ય છે અને તમે માતા તુલ્ય છો. તમે તો ગુણવાન છો. ગૃહ તથા સંસાર વ્યવહારના કાર્યમાં નિપુણ છો. તમારાં દેરાણી અજ્ઞાન છે. ઘરનાં કામકાજ તથા ન્યાત જાતના વ્યવહારનો તેણીને જરા પણ માહિતી નથી માટે એને બેનની પેઠે અથવા તો પુત્રી માફક ગણી આપણા ઘરના ગુણ દોષ કોઇ કળી ન શકે એવી યોગ્ય સંભાળ કાર્ય પ્રસંગે રાખવી એ તમારૂં કર્તવ્ય છે.

## દેરાણી અને જેઠાણી.

સુત—એ પ્રમાણે કહી ઘરની સુપરત રૂપવતીને કરી દ્રવ્યની ઇચ્છાવાળા બન્ને ભાઈઓ પોતાના ગામથી ઘણે દૂર બીજે ગામ ગયા. ત્યારબાદ કેટલેક દિવસે રૂપવતીએ જારીની ઇચ્છાથી તેમાં આડ બનેલી પોતાની દેરાણી મુગ્ધાને કહ્યું કે "હે રંડા! તું મારા ઘરમાંથી નીકળ તારાં નઠરા ભાગ્યવડે મારા સ્વામી અને તારો ધણી ખરેખર ભિખારી થયા. ગામ છોડી તેમને પરદેશ જવુ પડયું. તને ન્યાત જાતમાં બોલવા ચાલવાનું ભાન નથી. હે મૂર્ખ, હે પાપિણી. તારા જીવતરને ધિક્કાર છે, તારી સ્થૂલ બુદ્ધિને ધિક્કાર છે, તારા આચરણને ધિક્કાર છે" એવાં એવાં કઠોર વચન કહી બિચારી સુશીલ મુગ્ધાને ઘણો માર મારી ઘરની બહાર કાઢી મૂકી. માબાપ વિનાની મુગ્ધાનાં માર ખાવાથી ગાત્ર શિથિલ થયાં છે, ગાલ ઉપર લપ્પડો વાગવાથી દાંત પડી ગયા છે, મોંમાંથી લોહી

નીકળે છે, મુગ્ધાપતી છે તો પણ તે રડતી પડતી ઘરથી બહાર આવી, મહોલ્લા વચ્ચે એક ઝાડની નીચે બેસી રડવા લાગી. તે મનમાં વિમાસણ કરે છે કે મેં શું પાપ કર્યાં હશે. અરે પરમેશ્વરે મારા ઉપર દુઃખનો ઢગલો એકાએક નાખ્યો. હે વિશ્વંભર! હું શું કરૂં! ક્યાં જાઉં! કોને શરણ થાઉં અને હવે મારૂં શું થશે.!

એ પ્રમાણે બબડાતી અને દુઃખમાં બોલતી અબલાને જોઇ, આડોશીપાડોશી એકઠા થયા. તેમણે પાસે આવી હકીકત જાણી કહ્યું કે "હે મુગ્ધા! તું ધીરજ રાખ. અકલાઇશ નહિ. મુંઝાઇશ નહિ. દેવ નિરાધારના આધાર, દયાના સાગર નંદનંદન પ્રભુ સારૂં કરશે" એ પ્રમાણે આશ્વાસન આપી તેને નજીકના ભાગમાં જૂદી રહેવા કહ્યું.

મુગ્ધા જૂદી રહી. જેઠાણીએ ઘરમાંથી કાંઇ પણ વસ્તુ આપી નહિ તેથી લોકોનું કામકાજ કરી માંગી તાગી પોતાનું ઉદર પોષણ કરે છે. કુડકપટમાં સમજતી નથી. જેઠાણીએ કાઢી મૂકી છે. તેની બેનપણીઓ તિરસ્કાર કરી નિંદે છે તોપણ કુટિલાઓના કુટિલપણાને ન જાણનારી મુગ્ધા જેઠાણી વડીલ છે, એમની સેવા કરવી ઘટે એ હેતુથી મનમાં ઓછું ન આણતાં વખતો વખત કાળજીપૂર્વક શુદ્ધ અંતઃકરણથી તેનું પણ કામકાજ કરે છે.

કેટલાક દિવસ ગયા પછી ભગવાનને વહાલો પુરૂષોત્તમ માસ આવ્યો. આ વેળા નિત્યનાં કરતાં લોકો સ્નાન, દાન, જપ, તપ, અને ભગવત્પૂજા વગેરે ધર્મ કાર્ય વિશેષ કરવા લાગ્યા. રૂપવતી પણ સખીઓ સાથે નદીએ જઇ સ્નાન કરી આવી. ત્યારકેડે ઘરમાં જગ્યા સ્વચ્છ કરી ઘીના દીવાની અખંડ સ્થાપના કરી. અર્ચનવિધિથી શ્રીરાધા પુરૂષોત્તમ દેવતાનું પૂજન કરી ઘણો હર્ષ પામી. મુગ્ધા રૂપવતીને ઘેર આવી ત્યારે તેણે નહિ દીઠેલું નવું વ્રત કરતાં જોઇ વિસ્મય પામી ધીમે રહી પૂછ્યું:—"ભાભીજી! આ ક્યા દેવનું વ્રત છે. એ કરવાથી શું ફળ મળે. એ શી રીતે કરવું તે મને કહેશો. મારાથી બનશે તો હું પણ કરીશ."

રૂપવતી:—"મારા ઘરમાં, મમા વહાલાંમાં પિશાચણી, પાપિણી અને મૂર્ખ તો તુંજ છે. તું વ્રતને ઓળખતી નથી, સારાસારનું ભાન નથી, ફક્ત પેટ ભરી જાણે છે. "ક્રોધથી કરડી નજરે" તું શું વ્રત કરનારી છે. તારાથી હરિની સેવા કેમ બનશે! આ વ્રત કરવાની તારી યોગ્યતા નથી. જેવાં તેવાં મારો બરોબરી કરવા ચહાય છે."

જેઠાણીના અભીમાન ભર્યા વચન સાંભળી શોકાતુર થઇ આંખમાં અશ્રુ આણી પોતાની જાતને વખોડતી ઉતાવળી ઉતાવળી આવરા જેવી જતી હતી. તેણીને જોઇ રસ્તામાં સામી આવતી રૂપવતીની સખી ભામિનીએ પૂછ્યું, "બેન મુગ્ધા ક્યાંથી આવી! ક્યાં જાય છે? ગાંડા જેવી કેમ દીસે છે? મ્હોં રડેલું કેમ જણાય છે! તને શું દુઃખ થયું છે તે મને કહે. હું તારૂં દુઃખ દૂર કરીશ."

મુગ્ધા—"તમારી સખીને વ્રત કરતાં જોઇ 'તમે શું કરો છો! મને કહો? બનશે તો હું પણ કરીશ' એટલું પૂછતામાં તો તેમણે મને તરછોડી નાંખી અને મોઇ તારી પાસે ખાવા તો છે નહિ, વેતરૂં કરી બટકીને પેટ ભરે છે; એ પ્રમાણે સહન ન થઇ શકે એવાં ઘણાં કડવા વેણ બોલ્યાં. હું તો કાંઇ બોલી નહિ, તરતજ પાછી વળી. લોક કહે

છે કે મોટાં છે પણ ભામિનીબેન! હું શું સમજતી નથી. નાની કાલી છું.' અરથ વિનાનાં ઘેલાં અને છોકરાં વિનાનાં નાનાં' રોજ હુંકારા. હુંકારા સાંભળીને, ડુસકાં ખાવાં, તેનાં કરતાં બળ્યું ગમે ત્યારે મરવું તો છે, તેથી આ શરીર અત્યારેજ છોડી દીધું હોય તો મારાં જેવી ભાગ્યહીનના મરવાથી જગતને શું હાનિ થવાની છે. શાસ્ત્ર પણ કહે છે કે 'कुजीविताद् वरं मृत्युः' દુઃખ પામીને જીવવા કરતાં મરવું ઘણું સારૂં છે."

એ પ્રમાણે મુગ્ધાનાં વચન સાંભળી મંદાન્મત્ત, પ્રપંચી ભામિની ઉપહાસ્ય કરતી હસીને બોલીઃ—' મુગ્ધાબેન! સહેજ કારણ માટે પ્રાણ ત્યાગ કરવો બાજબી નથી. તારી જેઠાણીએ ન બતલાવ્યું તો શું થયું એ વ્રત તો મેં પણ કર્યું હતું. લે હું તને સ્નાનનો મહિમા કહું છું.

## સ્નાન મહિમા.

પૂર્વે સત્યયુગમાં વસુમાન નામે રાજા પૃથ્વીનું પાલન કરતો હતો. તેની રાણીનું નામ કીર્તિમતી હતું. બન્ને દંપતી ઘણાં ધાર્મિક અને ભગવત્સેવામાં તત્પર હતાં. એઓએ પુરૂષોત્તમ માસમાં સ્નાન કરી હમેશાં યથાશક્તિ વ્રત કરતાં હતાં. એક વખતે પુરૂષોત્તમ માસનું વ્રત કરતાં પાંચ દિવસ થયા એવામાં રાજાને ત્યાં ફરતા ફરતા ચંડ નામે મુનિ પધાર્યા. તેમને સ્વાગત કરી સિંહાસન ઉપર બેસાડી અર્ધ્યપાદ્ય વગેરે પુજનપ્રકારથી યોગ્ય સત્કાર કરી પ્રસન્નમુખે રાજારાણી હાથ જોડી પાસે ઉભાં રહ્યાં.

ચંડઃ—" હે વસુમાન! તારૂં રાજ્યપાટ સારૂં છે? માથે કોઇ શત્રુ તો નથી? હે રાજન! સર્વ રીતે સુખ છતાં તું દુર્બળ કેમ દીસે છે?"

વસુમાનઃ—" આજ કાલ પુરૂષોત્તમ માસ છે. તીર્થના જળમાં સ્નાન કરી ઉપવાસ કરૂં છું."

ચંડઃ—" ક્રોધયમાન થઇ" રાજન્ આ મલમાસમાં તો ધર્મકાર્ય કાંઇપણ ન થાય. એમાં મંગળીક કર્મ વર્જ્ય કર્યાં છે. તું તો મૂર્ખ છે." એ પ્રમાણે કહી ઉઠીને ચાલતા થયા.

બીજે દિવસે રાજાએ નિયમ છોડી દીધો. સ્વાભાવિક નિયમ એવો છે કે જગતમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ ઘણી શ્રદ્ધાવાળી હોય છે, તેથી રાણીએ પોતાનું વ્રત છોડયું નહિ.

એક વર્ષમાં વસુમાન રાજા મરણ પામ્યો. પતિવ્રતને અનુસરનારી કીર્તિમતી તેની સાથે ચિતામાં બળી ભસ્મ થઇ. વસુમાન રાજાએ પુરૂષોત્તમ માસમાં પાંચ દિવસ યથાવિધિ વ્રત કરી છોડી દીધું તેથી તેનો વિંધ્યાચળ પર્વતમાં પક્ષિ જાતિમાં મયૂરનો જન્મ થયો. સતી થનારી સ્ત્રીઓ બીજા જન્મમાં પણ પૂર્વના પતિનેજ પામે છે. એ કારણથી કીર્તિમતીનો પણ તે પર્વતમાં મયૂર યોનિમાં જન્મ થયો. મોરને જ્ઞાન નથી પરંતુ સતીને પૂર્વ જન્મના પુન્યે જ્ઞાન થવાથી આ મોર મારો પૂર્વ જન્મનો પતિ છે, એ પ્રમાણે જાણતી હોવાથી તે તેની સાથેજ રહેતી હતી.

## પતિવ્રતા આખ્યાન.

લક્ષ્મીજીએ પૂછ્યું કે "હે ભગવન્! તમે જે સતી ધર્મ કહ્યો તે કૃપા કરીને મને કહેવા યોગ્ય છો."

લોકો ઘણા એકઠા થયા, કોઇ જોવા આવે છે, કોઇ લેવા આવે છે. જોનારા ઘણા છે. લેનારા થોડા છે. વત્સ નામે એક વિદ્વાન બ્રાહ્મણ સારિકાની મધુર વાણી સાંભળી અત્યંત પ્રસન્ન થયો એકલી સારિકા આપી નહિ તેથી તે બન્ને પક્ષી વેચાતાં લઇ ઘેર આવ્યો. પાંજરા બનાવરાવી એકમાં પોપટ અને બીજામાં સારિકા એ પ્રમાણે બન્નેને જૂદાં જૂદાં રાખ્યાં.

પેલો પંડિત સવારમાં ઉઠી પોપટ અને સારિકાને ભણાવે છે. સારિકા ભણે છે પણ પોપટ ભણતો નથી તેથી સારિકા વખતો વખત શોકાતુર થઇ ગ્લાની પામતી હતી. દિન-પ્રતિદિન સારિકા ઉપર બ્રાહ્મણની પ્રીતિ વધતી ગઇ. રોજ સવારમાં પાંજરાં નીચે ઉતારી તેમને નવરાવે છે, રમાડે છે અને પાંજરાં સાફ કરી ધુએ છે.

એક દિવસે પેલા પંડિતજી પાંજરાં લટકાવતી વેળા નજરચૂકને લીધે પોપટનું પાંજરૂં વાસવાનું ભૂલી ગયા. દૈવવશાત્ એક મોટો મિલાડો આવ્યો, તેણે પાંજરા ઉપર તલપ મારી પોપટની ડોક પકડી મરડી નાંખી સારિકાએ પ્રાણ બચાવવા કોલાહલ કરી મૂક્યો. તે સળીઆ વચ્ચેથી ડોક બહાર કાઢે છે, પાંખો પછાડે છે, રડે છે, ચીસો પાડે છે, વારે વારે ઘરના માણસોને પોકાર પાડે છે પરંતુ સૌ કોઇ કામમાં ગુંથાએલાં હોવાથી કોઇએ સાંભળ્યું નહિ. થોડીવારમાં પોપટ તરફડીયાં મારી મૃત્યુ પામ્યો.

સૂત—મધ્યાન્હનો સમય થયો ત્યારે પંડિત સ્નાન સંધ્યા વગેરે આહ્નિક કર્મ કરી પરવાર્યો અને ખાવાનું મૂકવા નિત્યની પેઠે સારિકા પાસે આવ્યા.

સારિકા—મારે ખાવું નથી. આપની સાથેનો અમારો ઋણાનુબંધ આજ પૂરો થયો. પોપટને મિલાડાએ મારી નાંખ્યો. હવે હું જીવવાની નથી અમે પાપી છીએ. પૂર્વના પુન્યે અને પુરુષોત્તમ ભગવાનની કૃપા વડેજ આપને ત્યાં અમારો વાસ થયો. આપ જેવા સત્પુરૂષના સંગથી પતીત પાવન થયા છે, ઘણા કૃત કૃત્ય થયા છે માટે અમારા ઉપર કૃપા કરો. પુરુષોત્તમ માસના સ્નાનનું પુન્ય આપી તમે અમારો ઉદ્ધાર કરો, એ પ્રમાણે કહી પોતાના ત્રણ જન્મની અથઇતિ વિગત કહી. પેલા પંડિતજી સારિકાની વાત સાંભળી ઘણો ખેદ પામ્યા. તેમણે હાથમાં જલ લઈ સંકલ્પ કર્યો. હું પુરુષોત્તમ માસમા કરેલાં ગંગાસ્નાનનું ફળ આ સારિકા અને પોપટને આપુ છું; એ પ્રમાણે કહી બન્નેના ઉપર તે જળ છાંટ્યું. તે વેળા તે બન્ને તરતજ દિવ્યરૂપ બની બ્રાહ્મણને દંડવત પ્રણામ કરી વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયાં.

**ભામિની—**હે બેન! બ્રાહ્મણે પુરુષોત્તમ માસમાં કરેલાં ગંગાસ્નાનનાં આપેલાં પુન્ય વડે પોપટ અને સારિકા સ્વર્ગમાં ગયાં તો જે મનુષ્ય પોતે પુરુષોત્તમ માસમાં શ્રદ્ધાથી સ્નાન કરે તે પોતાની ઇચ્છા પૂર્ણ કરી શકે એમાં નવાઇ નથી. "**યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરોજનઃ**" મહાત્મા પુરુષો જે માર્ગે વર્તે છે તેજ માર્ગને બીજા અનુસરે છે.

## વ્રતનો પ્રકાર.

બેન! એ વ્રતના બે પ્રકાર છે. એક ગુપ્ત અને બીજો પ્રસિદ્ધ છે. પ્રસિદ્ધ પ્રકાર તો બધા લોકો કરે છે તેનો વિધિ પ્રથમ કહુ છું. પહેલે દિવસે સવારમાં સૂર્ય ઉદય થતાં

પહેલાં ઉઠવું. તીર્થે નહાવા જવું. ઘરના એક ખૂણામાં અગર તો દેવમંદિર પાસે જગ્યા લીંપી તેમાં ઘીના અખંડ દીવાની સ્થાપના કરવી. ઘઉં કે ચોખાનું અષ્ટદલ (કમલાકૃતિ) કરી તેમાં તાંબાનો ઘડો મૂકવો તેમાં જલ ભરવું. પંચપલ્લવ, સર્વૌષધી, અક્ષત, ચંદન, સોપારી, પંચરત્ન વગેરે નાખવું. પછી ઘડા ઉપર પૂર્ણપાત્ર ગોઠવવું. પીળું વસ્ત્ર પાથરવું. સોના રૂપાની રાધા પુરૂષોત્તમ દેવની પ્રતિમાની બ્રાહ્મણ પાસે પ્રતિષ્ઠા કરાવી તેની ષોડશો-પચારે પૂજન કરવી. નિયમ ગ્રહણ કરવા હવિષ્યાન્ન ખાવું. બ્રાહ્મણ દંપતી (જોડાં) ની પૂજા કરવી. માલપુડા અને દુધપાક જમાડવા. દક્ષિણા આપવી. સંપુટ, પાનનાં બીડાં, અન્ન, વસ્ત્ર, દિવા વગેરેનું યથાશક્તિ નિત્ય દાન આપવું. માસ પૂરો થયે, વ્રતોદ્યાપન કરવું. પણ આ પ્રમાણે કરવાથી જે ફળ મળે છે તે આ જન્મમાં મળતું નથી.

હવે રૂણ છે તેનુ રહસ્ય કોઈ જાણતું નથી તેથી કોઇ કરતા નથી. પહેલાં દૈવઇચ્છાથી મારે ઘેર એક મોટા યોગી આવ્યા હતા તેમના નિર્મળ અંતઃકરણથી મેં સેવા કરી તેથી મારા ઉપર પ્રસન્ન થઇ મનુષ્યોને દુર્લભ અને ગુહ્યમાં ગુહ્ય આ વ્રતનું રહસ્ય તેમણે મને કહ્યું. હે મુગ્ધા! ગુરૂ મહારાજની પૂર્ણ કૃપાથી તે હું જાણું છું. તું ભાવિક છે. મને તારી દયા આવે છે, એટલા માટે તારી આગળ બધી વિધિ કહું છું. આ મહિનાનું નામ મલમાસ (પુરૂષોત્તમ માસ) છે. એના દેવ મલિમ્લુચ ભગવાન છે. સ્નાન કરતી વેળા સ્નાન કરનારને કોઈ જુએ તો વ્રત ખંડિત થાય, માટે કોઇ દેખી ન શકે તેમ એકાંતમાં ભરેલાં મેલાં, અગાધ, કોઇ સ્પર્શ ન કરતા હોય, ઘણી દુર્ગંધ ઉડતી હોય એવા જળમાં દરરોજ નહાવું. ખાટા, ખારા, તીખા, કડવા, બગડેલા, વાસી અને તામસીક પદાર્થોનું ભોજન કરવું. પીપળાના ઝાડની પૂજા કરવી. પીપળાનાં પાનના પડીયા કરી તેમાં સંપુટ બનાવી દાન આપવું. મુગ્ધા! જો નિયમ રાખી આ વ્રત મહિના સુધી કરીશ તો તારા વ્રતના પ્રભાવથી ગોલોકવાસી ભગવાન દર્શન આપી આ જન્મમાંજ સુખ આપી અંતે મુક્તિ આપશે હું પોતે પણ તને કહેવા પ્રમાણેજ કરૂં છું. કર્તવ્ય હોય તો મારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી તું પણ એ પ્રમાણે કર. મેં તારા સારાને માટે બતાવ્યું, પછી તારી મરજી.

ત્યારબાદ ભામિની બહારોબહાર રૂપવતીને ઘેર ગઇ. મોટેથી ખોટા, પાડી લોકો સાંભળે તેમ મુગ્ધાને બતાવેલા વ્રતનું અથ ઇતિ વૃત્તાંત કહી સાંભળાવ્યું, તેથી રૂપવતી અને બીજી કેટલીક કુલટાઓ અત્યંત હાસ્ય કરવા લાગી.

ભાવી બલવાન છે. ખોટું કહ્યું છે કે ખરૂં, તેનો વિચાર ન કર્યો. દુષ્ટ ભામિની ઉપર વિશ્વાસ રાખ્યો અને વ્રતની શરૂઆત કરી.

સવારમાં ઉઠી શૌચ, મુખમાર્જન વગેરે કામ પરવારી કેટલેક વેગળે મચ્છર ગણગણાટ કરી રહ્યાં છે કીડાઓ ખદબદી રહ્યા છે એવા દુર્ગંધના ભંડારરૂપ મોરીના મલીન જળના ખાડાના એકમાર્ગી વિશ્વાસુ મુગ્ધાએ પ્રેમપૂર્વક વ્રજવિહારી, યશોદાનંદન, દીનદયાલ, નંદલાલ શ્રીકૃષ્ણચંદ્રનું હૃદયમાં સ્મરણ અને ધ્યાન કરી હળવે હળવે સ્નાન કર્યું. પાસે પીપળાનું ઝાડ હતું તેની નિષ્કપટ ભક્તિભાવથી પૂજા કરી પ્રણામ કર્યા. ઘેર આવ્યા પછી પુનઃ શરીર શુદ્ધ કરવા કુવાના જળવડે સ્નાન કર્યું. ભામિનીએ કહેલા કડવા, ખારા, ખાટા પદાર્થોનું ભોજન કર્યું.

એ પ્રમાણે મુગ્ધાએ વ્રતનો શ્રદ્ધાયુક્ત આરંભ કર્યો. છેવટનો દિવસ નજીક આવ્યો ત્યારે ઉલટભેર હરખાતી હરખાતી ભામિનીને ઘેર આવી. ભામિની તેને જોઇ બોલી અતિ! તું તો પ્રારબ્ધવાન છે! તારા ઉપર પુરુષોત્તમ ભગવાનની કૃપા છે. તારૂં વ્રત તો નિર્વિઘ્ને પાર પડ્યું. મારે તો અનિવાર્ય વિઘ્નથી આરંભેલું વ્રત પૂર્ણ ન થયું.

મુગ્ધા—ભામિની બેન! વ્રતનો ગુહ્ય વિધિ તમે બતાવ્યો તે પ્રમાણે મેં કર્યું છે, માટે ઉદ્યાપનનો પ્રકાર તમને પૂછવા આવી છું

**ભામિની**—રૂપવતીએ વ્રત કર્યું છે તેને ઘેર ઉદ્યાપન થાય તે રીતે તારે કરવું. ગોર મહારાજ તને સમજાવશે. જે ગુહ્ય વિશેષ વિધિ છે તે તને હું કહું છું. કાલે સવારે નિત્ય નિયમ પરવાર્યા પછી તું પીપળાને કહેજે કે હે દેવના દેવ! તમે તો સાક્ષાત્ પુરુષોત્તમ ભગવાન છો. હે જગન્નાથ! મેં તમારૂં પૂજન પૂર્વક યથાશક્તિ વ્રત કર્યું છે. હવે તેનું ઉદ્યાપન કરવા આપ આજ્ઞા આપો. હે રાધિકેશ! મારે ઘેર પધારો.

મુગ્ધા બેન! પીપળો જો આજ્ઞા આપે તેજ તમારો પરિશ્રમ સફળ થયો કહેવાય. અને પ્રત્યુત્તર મળે એટલે ઘેર આવી તૈયારી કરજે સવાશેર ઘઉંના લોટમાં ઘી ગોળ નાખી એક મોટો લાડુ કરજે. અષ્ટોતર શત ૧૦૮ બ્રાહ્મણ દંપતીને જમવાનું આમંત્રણ કરજે, તૃપ્તિપર્યંત તેમને ભોજન કરાવજે. પીપળાના પાનની પડીયાના સંપુટ કરી દાન આપજે, પરંતુ મુગ્ધા! ભગવાન તારી સાથે બોલે નહિ અને દર્શન આપે નહિ તો મિથ્યા-શ્રમ કરી ખર્ચમાં પડીશ નહિ.

### શ્રદ્ધા ફળે છે.

બીજે દિવસે ભામિનીના કહેવા પ્રમાણે કર્યું પરંતુ પીપળાએ કાંઇ પ્રત્યુત્તર આપ્યો નહિ, તેથી બિચારી દુઃખી થઇ નમ્રતાથી કાલી ઘેલી વાણીવડે એ શબ્દો બોલી હે પ્રભુ! મારો શો અપરાધ છે. લોકમાં મારી હાંસી થશે શોકીની મેણાં ... [illegible] નહિ કરો! હું નિશ્ચય પાપીજ છું. દુશ્મન રાજી થશે. હવે હું શું કરૂં. વિધિના લેખ ટાળ્યા કેમ ટળે! પરમેશ્વર પારખું તો નહિ જોતા હોય! ઠીક છે. જોઉં છું સત્યમાર્ગે કરેલો શ્રમ મિથ્યા તો જતોજ નથી.

## ' अर्थं साधयामि वा देहं पातयामि. '

સૂત—હે દ્વિજો!

> न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये ।
> भावो हि विद्यते देवे तस्माद्भावो हि कारणम् ॥

કાષ્ઠમાં, પાષાણમાં કે માટીની મૂર્તિમાં દેવ રહેતા નથી દેવમાં ભાવના એજ મુખ્ય કારણ છે. પરમાત્મા પુરુષોત્તમ પ્રભુ સચરાચર વ્યાપી છે. ખોટાના સગી નથી સાચાના બેલી છે. વિશ્વાસ અને પ્રેમથી ધ્યાન, સ્મરણ, કીર્તન, પૂજન કરનારા એકાંતિક ભક્ત જનોને તે સહાય કરે છે ભગવાને વિચાર કર્યો કે જો હું દર્શન આપીશ નહિ અને બોલીશ નહિ તો જરૂર આ મુગ્ધા પ્રાણ ત્યાગ કરશે એમ ધારી બાળકનું વચન સત્ય

કરતા. ભક્ત પ્રહ્‌લાદનું રક્ષણ કરવા નારાયણ નરસિંહ રૂપ ધારણ કરી સ્તંભમાંથી પ્રગટ થયા હતા તેમજ અહિં પણ મેઘશ્યામ મૂર્ત્તિ પીતાંમ્બર ધારણ કરી, વનમાલા અને કૌસ્તુભ મણિયુક્ત બે હાથે મુરલી વગાડતા, મંદ હાસ્ય કરતા આનંદજનક સ્વરૂપથી અકસ્માત્ પીપળામાંથી પ્રગટ થઇ બોલ્યા કે હે મુગ્ધા! અકળાઇશ નહિ. તેં વ્રત કરવામાં કોઇ પ્રકારે ન્યૂનતા રાખી નથી. તેં વ્રત ખરા શુદ્ધ પ્રેમથી કર્યું છે. હું તારા વ્રતથી અત્યંત પ્રસન્ન થયો છું. તું ઉતાવળી ઘેર જા ઉદ્યાપનની સામગ્રી તૈયાર કર. અકલાઇશ નહિ. કાલે સમય થશે ત્યારે હું આવીશ. લોકો તને પૂછશે કે સમાપ્તિ ક્યાંથી કરીશ પાસે તો કણીઓ નથી. ખર્ચ કોણ વેઠશે. તે વખતે સંકોચ ન રાખતાં ખુલા મનથી કહેજે કે પણે વેગળે મારા ભાઇ રહે છે. હમણાં હું પીયર ગઇ નથી અને મળી નથી તે તેડવા આવનાર છે તે સહુ કરશે. બીજું કાંઈ બોલીશ નહિ.

સૂત—ઉપર પ્રમાણે મુગ્ધાને સમજાવી, આસના વાસના કરી ભગવાન અંતર્ધ્યાન થયા એટલે ઉતાવળી ઉત્કટભરી પોતાને ઘેર આવી, સાંજનો વખત થયો તે વેળા શું કરી આવી. જોઇએ તો ખરા, એમ ધારી ભામિની રૂપવતીને સાથે તેડી મળવાના મિષે આવી. સાધારણ મનુષ્યોના કરતાં ભક્તજનોનો અપૂર્વ અને પવિત્ર પ્રેમ પરમાત્માને વિષે ઉચ્ચ પ્રકારનો હોય એમાં કાંઈ નવાઈ નથી. મુગ્ધા શાંત વૃત્તિથી ઇશ્વર ભજનમાં મગ્ન છે તેથી ભામિની બોલી કે રૂપવતીબેન! તમારાં દેરાણીની વાત હવે કહેવા જેવી રહી નથી. એના સામી નજર તો કરો. એના હૃદયમાં આનંદ તો માતો નથી.

રૂપવતી—ઘેલી થઇ છે ઘેલી.

મુગ્ધા—(ધ્યાનમાંથી જાગી) ભાભીજી! તમે અને ભામિનીબેન આવ્યાં તેની મને ખબર નથી.

ભામિની:—શાની હોય. કહો સવારે શું થયું?

મુગ્ધા—પીપળાએ ઉદ્યાપન કરવા આજ્ઞા આપી. ઘેર આવવા કબૂલ થયા—વચન આપ્યું.

એ પ્રમાણે સાંભળી ભામિની તો ચકિત થઈ ગઇ. શોકસાગરમાં ડુબી ગઇ. તર્ક-વિતર્કમાં લીન થઇ આ શું બકે છે! શું એ ખરૂં છે! જે પરમાત્મા યોગિજનોને સેંકડો વર્ષ સુધી યોગ સાધના દર્શન આપતા નથી, તેમણે શું એની સાથે વાત કરી! હં...... એને ક્યાંથી મળે!!! પણ કોઈ કપટી માણસે પ્રેમપૂર્વક પ્રીતિના ઉદ્‌ગાર સાંભળી ભ્રમણામાં ભમાવી હશે, એ પ્રમાણે મનમાં નિશ્ચય કર્યો.

ભામિની:—ત્યારે તમારાં જેઠાણીને કહો કે એક સો આઠ દંપતિને જમવાનું આમંત્રણ કરે.

મુગ્ધા—ઠીક યાદ કરાવ્યું.

રૂપવતી—પેટ ભરવાનાં સાંસા છે. અન્ન નથી, આબરૂ નથી, એના બોલવા ઉપર વિશ્વાસ રાખી નિમંત્રણ દઉં તેમાં ફજેતી તો મારી થાય. નફટનું શું જાય! નિર્લજ્જને લાજ શી! (મોં મરડી) ભામિનીબેન! ચાલો કહી ચાલતી થઇ.

બીજે દિવસે સવારનો પહોર થતાં ઉત્સાહથી કામકાજથી પરવારી ભામિનીના કહેવા પ્રમાણે ૧૦૮ બ્રાહ્મણ દંપતીને જમવાનું આમંત્રણ કર્યું. સવાશેર આટાનો એક લાડુ અને બીજું સાહિત્ય તૈયાર કર્યું. પ્રભુ પધારશે તેની વાટ જોતી હાથમાં જપમાલા ધારણ કરી એકાગ્ર ચિત્તે ધ્યાન કરવા લાગી.

માત્સર્ય છે, ઇર્ષ્યા છે તેથી રૂપવતી પણ પોતાને ઘેર તેજ દિવસે જમણવાર લેઈ બેઠી. ઘણી જાતનાં તરેહવાર પકવાનો બનાવરાવ્યાં. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય; એમ ચાર પ્રકારના ષટરસ પદાર્થો તૈયાર કરાવ્યા.

સૂત.—મુગ્ધાની હાંસી થાય. પોતાનું સારૂં કહેવાય. એ કારણથી રૂપવતીએ ઘણી ઉત્તમ રસોઇ કરાવી. એણે વ્રત કીર્તિને માટે કર્યું છે, અભિમાન છે, એને ભાવ જરા પણ નથી. પ્રભુ સર્વજ્ઞ છે. પરમ ભક્તનાં અનેક કાર્ય કરે છે. મુગ્ધાને વચન આપ્યું છે. નહિ જાઉં તો તેણીનું હાસ્ય થશે. મુગ્ધા ભાવિક છે તેથી ભક્તાધીન ભગવાન તેને ઘેર આવવા સારૂ ઉઠ્યા.

## અનન્ય ભક્તિનું ફળ.

સૂતઃ—હે શૌનકાદિક ઋષિઓ! મધ્યાહ્નનો સમય થતાં બ્રાહ્મણોના ટોળે ટોળાં જળપાત્ર અબોટીયાં લઇ આવવા લાગ્યા. જે આવે તે રસોડા તરફ નજર કરે છે. કાંઇ દેખતા નથી તેથી બહાર જોય છે અને ઘરમાં આવે છે. કોઈ આદર સત્કાર કરતું નથી તેથી અસંતોષ પામેલા વિપ્રો ક્રોધાયમાન થઇ બોલ્યા કે'હજુ સુધી કાંઇ દેખાણું નથી. નકામા ટાપી બેસી રહેવાનું શું કારણ? આપણે મૂર્ખ છીએ. એ દુર્બળ શું જમાડવાની છે. જમાડવાનું ઠેકાણું તો જણાતું નથી. ચાલો પાછા ઉઠો. આ કંગાલના બોલવા ઉપર ભરૂસો શો! ધન્ય છે એની જેઠાણીને કે તેણે તો રસોઇ બધી તૈયાર કરાવી છે.

એ પ્રમાણે બ્રાહ્મણો બડબડે છે એવામાં પુરૂષોત્તમ પ્રભુ ભક્તવત્સલ હોવાથી બ્રાહ્મણનો વેશ ધારણ કરી અક્રૂર, ઉદ્ધવ, સાત્યકી વગેરે ભક્તજનો સાથે જોઇતી સામગ્રી લઇ રથમાં બેસી માધવનું ઘર કયું? મુગ્ધા ક્યાં રહે છે? એ પ્રમાણે પૂછતા પૂછતા મુગ્ધાના ઘર આગળ આવ્યા. બ્રાહ્મણો જમવાના ઘણાં લોભી હોય છે. તેથી અચાનક રથમાં બેસી આવનારાઓને જોઇ તેજમાં મોહિત થઇ ઉભા રહી આસન આપી પૂછવા લાગ્યા. ક્યાં રહેવું? કેમ આવ્યા? મુગ્ધા સાથે કાંઇ સંબંધ છે?

ભગવાન—હા. અમો ઉત્તર દેશના રહેવાશી છીએ. અમારૂં નામ પુરૂષોત્તમ છે. મુગ્ધા અમારી બેન થાય. અમે માધવના શાળા થઇએ છીએ, બેન ઘણા દિવસ થયાં મળ્યા નહોતાં. બનેવી પરદેશ ગયા છે. બેન એકલાં રહે છે. દુઃખ પામે છે. અમારે ઘેર આવે તો સારૂં, માટે તેડવા આવ્યા છીએ. તમે સર્વે કોણ છો? (એકદમ સાથે) બ્રાહ્મણ છીએ. અહિં વ્રતોદ્યાપન છે તેથી જમવા આવ્યાં છીએ પણ રસોઇ પાણીનું કાંઇ દેખાતું નથી તેથી પાછા ઘેર જઇએ છીએ.

પુરૂષોત્તમ—નોતરેલા બ્રાહ્મણ જમ્યા વિના ઘેર જાય અને નિરાશ થાય એના જેવું

મોટું બીજું કોઈ પાપ નથી. આવો, આવો, બેસો. જશો નહિ. એકસે હાથે એમજ હોય દમણાં થશે.

બ્રાહ્મણો માર્મિક વચનો બોલ્યા, આવ્યા, ગયા, તેમાં મુગ્ધાનું લક્ષ્ય નહોતું તે તો પ્રભુના ધ્યાનમાંજ લીન હતી.

પુરૂષોત્તમ—મુગ્ધા ! હું આવ્યો છું. તે વેળા મુગ્ધાએ ભગવાનનાં દર્શન કર્યાં. ઉદ્ધવ અને અક્રૂરને જોયા. હૈયું ભરાઈ આવ્યું. રોમાંચ થયાં. ગળગળી થઇ ગઇ. આંખમાં આનંદનાં અશ્રુ આવ્યાં, બોલી શકાયું નહિ, તોપણ શાંતિથી પ્રણામ કર્યા. હું આપનીજ વાટ જોતી હતી. મારૂં કોઈ નથી માટે આ બધું કાર્ય આપનેજ કરવાનું છે. એટલું બોલી.

પુરૂષોત્તમ—પૂજાવિધિ પરવાર્યાં. રસોઇનો વિલંબ છે ?

મુગ્ધા—ના. વાર નથી. પરવારી છું.

ત્યાર બાદ સાત્યકીએ બ્રાહ્મણોને સ્નાન કરવા કહ્યું અને ઉદ્ધવે બેસવાની ગોઠવણ કરી પત્રાળાં પડીયા મૂક્યા પારસમણિનો સ્પર્શ થવાથી લોહનું સુવર્ણ બને તેમ પરમાત્માનો સ્પર્શ થવાથી પડીયા પત્રાળાં સુવર્ણમય થઈ ગયાં. રસોડામાં અન્નપૂર્ણા દેવીએ આવી વાસ કર્યો. સાહિત્યમાં ખામી રહી નહિ. પીરસવા માંડયું. સંપૂર્ણ પીરસાઇ રહ્યું. મુગ્ધાને પગે લગાડી યથારુચિ જમવાની આજ્ઞા અપાઇ. રસાલ અને સ્વાદિષ્ટ તરેહ તરેહવાર પદાર્થો જમી જમી બ્રાહ્મણો પરસ્પર કહેવા લાગ્યા. આવા પદાર્થો તો કોઇ વાર જમ્યાજ નથી. પડીયા પત્રાળાં નાનાં પડયાં. ગણો તો ખરા કેટલી જાતના શાક ભાજી છે. ભજીયાં શાનાં શાનાં છે. અથાણાં અને રાઇતાંનો તો પારજ નથી. તમે સ્વાદ તો લો. કેટલાક બોલ્યા કે અમે તો મિષ્ટાન્ન વિના બીજાને હાથ અડાડતાજ નથી.

સૂત—બ્રાહ્મણો યથેષ્ટ જમ્યા. હાથ ધોયા. મુખવાસ માટે બરાસ કસ્તુરી યુક્ત પાનાં બીડાં આપ્યાં. તે ઘણાં બહેકી રહ્યાં. ભોજન દક્ષિણા આપી. પીપળાના પાનના ડીયાનાં સંપુટ કરી રાખેલાં હતાં તે સુવર્ણમય થઇ ગયાં, હીરા, માણેક, મોતી વગેરે જવાહીર રત્નો તથા સુવર્ણ દક્ષિણા મૂકી દરેક બ્રાહ્મણને સંપુટ આપ્યાં. ત્યાર પછી આનંદમાં મગ્ન થયેલા તે બ્રાહ્મણો હાંફતા હાંફતા કહેવા લાગ્યા કે અરે મુગ્ધા ! ઓ મુગ્ધા ! આ બધું તમે ક્યી વેળાએ તૈયાર કર્યું ? અમે આવ્યા ત્યારે તો કશુંએ જણાતું નહોતું.

મુગ્ધા—બધું આપ ભૂદેવોની કૃપાવડે થયું છે. હું તો ગરીબ છું. મારાથી શું બની શકે ! આપના સ્વરૂપ પ્રમાણે મારાથી કાંઇ થયું નથી.

બ્રાહ્મણો આખે રસ્તે વખાણ કરતા અને પેટે હાથ ફેરવતા ડોઇયાં ડોઇયાં કરી ઓડકાર ખાતા વાહવાહ ધન્ય છે મુગ્ધાને. આજ તો બહુ જમાયું. ભાઇઓ ! મુગ્ધા બેને તો જન્મપર્યંતનું આપણું દારિદ્ર કાઢયું. ગરીબ ગરબાં ( માગણો ) નાં પણ દરિદ્ર જતાં રહ્યાં. એ પ્રમાણે કહેતા કહેતા પોતાને ઘેર ગયા.

પુરૂષોત્તમ—મુગ્ધા બેન ! હવે તમે જમી લો.

મુગ્ધા—આપના જમ્યા પછી હું જમીશ.

પુરુષોત્તમ—આ બધા કોણ જમ્યા. ભૂલી ગયા ' ब्राह्मणा मामकी तनुः ' બ્રાહ્મણ જમ્યા તે હું જ જમ્યો. તમે અમારાં સો.

સુન્ધાએ ભગવદ્ આજ્ઞાથી પ્રસાદ ખાધો. અત્યાર સુધી જે અજ્ઞાન હતું તે નાશ પામ્યુ. જે સ્વરૂપનાં દર્શન પીપળાના વૃક્ષમાં કર્યાં હતાં તેજ સ્વરૂપનાં દર્શન અત્યારે પણ કર્યાં.

સુન્ધા—હે દેવના દેવ ! હે જગત્પિતા ! ' સુન્ધા અમારી બેન થાય, માધવના અમે શાળા થઈએ ' એ પ્રમાણે કહેતાં આપને શરમ ન આવી.

પુરુષોત્તમ—ભક્ત સાથે ગમે તેવો સંબંધ બતાવતાં મને લાજ આવતી નથી. તારી અચળ શ્રદ્ધા અને અનન્ય ભક્તિ જોઈ હું તારે આધીન છું. જે દુર્ગંધમય ખાડામાં તેં એક માસ પર્યંત સ્નાન કર્યું છે તે ' સુન્ધા સરોવર ' નામે જગતમાં પ્રસિદ્ધ થશે. પુરુષોત્તમ માસમાં તારી પેઠે આસ્થા રાખી જે મનુષ્ય એ સરોવરમાં સ્નાન કરશે અને પીપળાની પૂજા કરશે તેને આજ સ્વરૂપે દર્શન આપી મોક્ષ આપીશ.

સૂત—એ પ્રમાણે વરદાન આપી સુન્ધાને વિમાનમાં બેસાડી પુરુષોત્તમ ભગવાન પોતાની સાથે ગોલોકમાં લઈ ગયા.

હે ઋષિઓ ! હમેશાં ધ્યાનમાં રાખવું કે ' यादशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ' ભાવના પ્રમાણે ફળ મળે છે.

હે દ્વિજો ! ભામિનીએ જેટલું બતાવ્યું તેટલું કપટ હતું પરંતુ તે બરોબર છે, એમ કર્યાથીજ પ્રભુ પ્રસન્ન થશે એવા દૃઢ નિશ્ચયથી અનન્ય ભક્તિવડે સુન્ધાએ વ્રત કર્યું તો જે મહાત્મા યોગિઓ કાલાન્તરે મેળવી શકતા નથી તે લોકને સહેજમાં પામી.

હવે રૂપવતીને ઘેર બ્રાહ્મણો જમવા આવ્યા હતા તેમને પત્રાળાં પીરસ્યાં પરંતુ અનાસ્થાને લીધે પરમાત્માની માયાવડે રસોઇખાનામાંથી સઘળી સામગ્રી સુન્ધાને ઘેર આવી. ત્યાં કાંઇ રહ્યું નહિ તેથી પીરસતી વેળા મોટો કોલાહલ થયો. બ્રાહ્મણો આસન ઉપરથી ઉઠીને જોવા લાગ્યા. થોડીવાર બેસી રહ્યા. ધૈર્ય રહ્યું નહિ. છેવટે નિરાશ થઇ લોટા જળપાત્ર ટોળી દઇ તિરસ્કારપૂર્વક રૂપવતીને શાપ આપી ગાળો દેતા પોતાને ઘેર ગયા.

સૂત—હે શૌનકાદિક ઋષિઓ ! ' ભાવના પ્રમાણે સિદ્ધિ–કરણી તેવી પાર ઉતરણી ' એ કહેવત પ્રમાણે અશ્રદ્ધા તથા ભક્તિ રહિત વ્રત કરનારી રૂપવતી અને તેની-સખી ભામિની આ લોકમાં દુઃખ પામી અપયશ ભોગવી અંતે અધોગતિને પામ્યાં. એટલા માટે શ્રી કૃષ્ણચંદ્રે લક્ષ્મીજીને કહ્યું કે અનન્ય ભક્તિથી જે સિદ્ધિ મળે છે તે બીજાથી મળતી નથી. આ સુન્ધાખ્યાનને ભાવિક થઇ જે શ્રદ્ધાવડે શ્રવણ કરે છે. નિરંતર પાઠ કરે છે તે મોક્ષસંપાદન કરી પરમ પદને પામે છે. इतिशिवम्

———

# ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ.

## શાલાન્ત પરિક્ષા.

૧.

ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ નામની જે સંસ્થા લગભગ ચાર વર્ષ થયાં વિવિધ દિશામાં કેળવણીનું કાર્ય કરી રહી છે તેના તરફથી ઉપરોક્ત સંસ્થા ગયે વર્ષે નીકળી છે. તેનો ખાસ ઉદ્દેશ ગુજરાતમાં જુદે જુદે સ્થળોએ થતા કન્યાઓના રાષ્ટ્રીય શિક્ષણના ખાનગી પ્રયોગોને માર્ગ દર્શાવવાનો અને તેમને વ્યવસ્થિત કરી આગળ વધારવાનો છે. આ ઉદ્દેશ પાર પાડવાના એક ઉપાય તરીકે આવા પ્રયોગો કરતી શાળાઓને આ મંડળ સાથે જોડવાનું, તેમના શિક્ષણપર દેખરેખ રાખવાનું અને તેમના છેલ્લા ધોરણનો અભ્યાસક્રમ ઘડીને તે મુજબ તેની પરીક્ષા લેવાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું છે.

આ રીતે હાલમાં મંડળ સાથે બે સંસ્થાઓ જોડાઇ છે. વનિતાવિશ્રામ મહિલાવિદ્યાલય અમદાવાદ અને મહિલાવિદ્યાલય સુરત. આ સંસ્થાઓમાં મંડળે નિરત કરેલો અભ્યાસક્રમ સ્વીકારવામાં આવ્યો છે. (અભ્યાસક્રમની વિગત માટે જુઓ "કન્યાઓના માધ્યમિક શિક્ષણની છેલ્લી પરિક્ષાના અભ્યાસક્રમ સંબંધી વિવેચન અને સમજુતી").

આ અભ્યાસક્રમમાં અગત્યના મુદ્દા નીચે પ્રમાણે છે:—

(૧) ગૃહકલા અને વિજ્ઞાનના શિક્ષણને મહત્ત્વનું સ્થાન.

(૨) ગુજરાતીના પદ્ધતિસર અભ્યાસ તરફ ખાસ ધ્યાન.

(૩) હિંદના પ્રાચિન ઇતિહાસ અને સાંપ્રત રાજ્યબંધારણનો અભ્યાસ.

(૪) વિષય વિભાગ—આવશ્યક અને ઐચ્છિક.

(૫) લલિતકલાઓનો ઉચ્ચતર અભ્યાસ.

(૬) શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ (અંગ્રેજી ચાર ધોરણના બધા વિષયો શીખવવાના જ્ઞાન સાથે).

(૭) ગુજરાતી દ્વારા શિક્ષણ.

પરીક્ષણ પદ્ધતિમાં મહત્ત્વના ફેરફાર નીચે મુજબ છે:—

(૧) ગુજરાતી દ્વારા પરિક્ષણ.

(૨) વર્ષમાં બે વખત પરિક્ષણ.

(૩) જેટલા વિષયમાં નાપાસ થાય તેટલાજ વિષયમાં ફરીથી પરીક્ષણ.

(૪) મેટ્રીકની પરિક્ષામાં અંગ્રેજી, સંસ્કૃત અને ગણિતમાં પાસ થએલીને તે તે વિષયની પરિક્ષામાંથી છુટ; ફીમેલ ટ્રેનીંગકાલેજના છેલ્લા વર્ષમાં પસાર થએલીને શિક્ષણશાસ્ત્રની પરિક્ષામાંથી છુટ (અંગ્રેજીના શિક્ષણની પરિક્ષા

સિવાય ) અને સ્કુલ ઑફ આર્ટથી ઉતરી ગ્રેડમાં પાસ થએલીને ચિત્રકલાના અમુક ઉપવિષયોમાંથી છૂટ.

આ પરિક્ષાને 'શાલાન્ત પરિક્ષા' કહેવામાં આવે છે. ( વિગત માટે 'શાલાન્ત પરીક્ષાના' ના નિયમો જુઓ. ) તે પહેલ વહેલી આવતા જુન માસની તા. ૨૧ મીને સોમવારે શરૂ થશે.

પરીક્ષામાં બેસવા ઈચ્છનારે પોતાની અરજી તા. ૬—૫—૨૦ પહેલાં મંડળના મંત્રીને મોકલી આપવી. મંડળ સાથે જોડાયલી સંસ્થા તરફથી નહિ બેસનાર ખાનગીરીતે બેસી શકશે.

અમદાવાદ સિવાય પરીક્ષાનાં બીજાં મથકો, પરીક્ષકોનાં નામે વિગેરે વધુ હકીકત અરજીઓ આવ્યા પછી જાહેર કરવામાં આવશે.

આવતી શાલાન્ત પરીક્ષામાં નીચેના વિષયો પૈકી કોઈ વિષયમાં ઓછામાં ઓછા ૪૫ ટકા મેળવી સૌથી ઉંચે નંબરે પાસ થનારને રૂ. ૧૦'નું ઈનામ મળશે.

૧. ગુજરાતી. ૨. ગૃહકલા અને વિજ્ઞાન. ૩. અંગ્રેજી. ૪. સંગીત. ૫. હિન્દી. તથા ૬. ઇતિહાસ, ચિત્રકલા, શીવણભરત, શિક્ષણશાસ્ત્ર, અને સંસ્કૃત.

## શાલાન્ત પરીક્ષાના નિયમો.

૨.

૧. પરીક્ષા દર વર્ષે જુનના ત્રીજા અને ડીસેમ્બરના બીજા સોમવારથી એમ બે વખત અમદાવાદમાં અને મંડળ વખતો વખત નક્કી કરે તેવા બીજા સ્થળોમાં લેવાશે.

૨. ઉમેદવારોએ પોતાની અરજીઓ પરીક્ષાની તારીખના દોઢ માસ અગાઉ ફીના રૂ. ૧) સાથે મંત્રીને મોકલવી. ફીની રસીદ મોકલવામાં આવશે.

૩. મંડળ સાથે જોડાયલી સંસ્થાના ઉમેદવારોએ સંસ્થાના મુખ્ય અધિકારી મારફતે અરજી મોકલવી.

૪. ખાનગી ઉમેદવારોએ પોતાની અરજી સાથે પોતે કેવી રીતે અભ્યાસ કર્યો છે તે દર્શાવનારૂં વાલીનું પ્રમાણપત્ર તથા જો નિશાળમાં અભ્યાસ કર્યો હોય તો છેલ્લા જે નિશાળમાં અભ્યાસ કર્યો હોય તે નિશાળના મુખ્ય અધિકારીનું અભ્યાસ અને વર્તનનું પ્રમાણપત્ર મોકલવાં.

૫. પરીક્ષા નીચેના વિષયોમાં લેવાશે:—

આવશ્યક વિષયો—

( ૧ ) ગુજરાતી. એક પ્રશ્નપત્ર. ( ૨ ) અંગ્રેજી—એક પ્રશ્નપત્ર.

( ૩ ) ગૃહકલા અને વિજ્ઞાન. બે પ્રશ્નપત્ર.

( ૪ ) ઇતિહાસ. }
હિંદનું રાજ્યબંધારણ. } એક પ્રશ્નપત્ર.

ઐચ્છિક વિષયો—

( ૧ ) શીવણભરત. એક પ્રશ્નપત્ર. ( ૨ ) સંગીત. એક પ્રશ્નપત્ર. (૩) ચિત્રકલા. એક પ્રશ્નપત્ર. ( ૪ ) શિક્ષણશાસ્ત્ર. બે પ્રશ્નપત્ર. ( ૫ ) સંસ્કૃત. એક પ્રશ્નપત્ર. (૬) હિન્દી એક પ્રશ્નપત્ર. ( ૭ ) ગણિત. એક પ્રશ્નપત્ર. ( ૮ ) ભૂગોળ. એક પ્રશ્નપત્ર.

ઐચ્છિક વિષયો પૈકી પોતાને ગમે તે બે વિષયોમાં પરીક્ષા આપવી પડશે. શિક્ષણશાસ્ત્રમાં બેસનારને બીજા કોઇ ઐચ્છિક વિષયની પરીક્ષા આપવાની જરૂર રહેશે નહિ.

૬. શિક્ષણશાસ્ત્રમા બેસનારે પરીક્ષાની તારીખ પહેલાં અઢાર વર્ષ પૂરાં કરેલા હોવાં જોઇશે.

૭. પરીક્ષા બનશે ત્યાં સુધી છાપેલા પ્રશ્નપત્રોથી લેવાશે. આ ઉપરાંત નીચેના વિષયોમાં મ્હોડાની અને વ્યવહાર પરીક્ષા પણ લેવાશેઃ—

અંગ્રેજી, હિન્દી, શીવણભરત, સંગીત, ચિત્રકલા અને શિક્ષણશાસ્ત્ર.

શીવણભરત તથા ચિત્રકલાની પરીક્ષા આપનારે તે તે વિષયના અભ્યાસક્રમમાં જણાવ્યા મુજબ પોતે કરેલા કામના નમુના પરીક્ષા વખતે રજુ કરવા. રજુ કરેલા નમુના પોતે કરેલા છે તેવું પ્રમાણપત્ર જોડાયલી સંસ્થા તરફથી બેસનારે મુખ્ય અધિકારીનુ અને ખાનગી બેસનારે વાલીનું રજુ કરવું.

૮. પરીક્ષા અંગ્રેજી સિવાય બીજા બધા વિષયોમાં ગુજરાતીદ્વારાજ લેવાશે.

૯. ઉમેદવારોને નીચેની શરતોએ નીચેના વિષયોની પરીક્ષામાંથી છૂટ મળશે,—

(૧) મુંબઇ યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષામા અંગ્રેજી, ગણિત અને સંસ્કૃતમાં અથવા તે પૈકી કોઇ વિષયમાં પસાર થએલીને તે તે વિષયમાંથી; (અંગ્રેજીમાં મ્હોડાની પરીક્ષા સિવાય)

(૨) ફીમેલ ટ્રેનીંગ કોલેજનું છેલ્લુ વર્ષ પસાર કરેલીને 'શિક્ષણશાસ્ત્રના ઇતિહાસ' સિવાયના શિક્ષણશાસ્ત્રના બીજા બધા ઉપવિષયોની પરીક્ષામાંથી; (વ્યવહાર પરીક્ષામાં ફક્ત અંગ્રેજી નિશાળના પહેલા ચાર ધોરણો પૈકી કોઇ ધોરણમાં અંગ્રેજીનો પાઠ પરીક્ષક રૂબરૂ આપવો પડશે.)

(૩) સરકારી સ્કુલ ઑફ આર્ટના ત્રીજા ગ્રેડની પરીક્ષા પસાર કરેલી ને ચિત્રકલાના વિષય પૈકી ઉપવિષય ૧, ૨ અને ૩ માંથી;

(૪) આ પરીક્ષામાં જે વિષયની પરીક્ષા પાસ કરી હોય તે વિષયમાંથી;

૧૦. નિયમ ૯ માં બતાવ્યા પ્રમાણે છૂટ મેળવવા ઇચ્છનાર ઉમેદવારે પસાર કરેલા વિષયનું પ્રમાણપત્ર અરજી સાથે મોકલી આપવું. તપાસ્યા પછી તે પાછું મોકલવામાં આવશે.

' નોંધ—જુન માસની પરીક્ષાની ઉમેદવાર જો તે પહેલાંનાજ માર્ચમાં મેટ્રીકની પરીક્ષામાં બેઠી હોય તો ઉપરનું યુનિવર્સિટીનું પ્રમાણપત્ર અથવા મંડળ

સ્વીકારી શકે તેનું કોઇ ખાત્રીપત્રક પરીક્ષા પહેલાં અઠવાડીઆ સુધીમાં મોકલી શકશે.

૧૧. પરીક્ષા પૂરી થયા પછી બને તેટલી ઉતાવળે પરિણામ બહાર પાડવામાં આવશે

૧૨. પાસ થવાને માટે દરેક વિષયમાં ઓછામાં ઓછા ત્રીસ ટકા માર્ક મેળવવા પડશે.

૧૩. એકંદર ઓછામાં ઓછા ૩૦ ટકા માર્ક મેળવનારને પાસ વર્ગમાં, ઓછામાં ઓછા ૪૫ ટકા માર્ક મેળવનારને બીજા વર્ગમાં અને ઓછામાં ઓછા ૬૦ ટકા માર્ક મેળવનારને પહેલા વર્ગમાં મૂકવામાં આવશે. નિયમ ૯ મુજબ કોઇ વિષયમાંથી છૂટ મેળવી પરીક્ષામાં પાસ થનારને 'વગર વર્ગ' માં મૂકવામાં આવશે.

૧૪. પૂરી પરીક્ષા પાસ કરનારાને પ્રમાણપત્રો આપવામાં આવશે

૧૫. નાપાસ થનાર ફરીથી પરીક્ષામાં બેસી શકશે.

૧૬. જે વિષયમાં ઉમેદવાર નાપાસ થઇ હોય તેમાં જ તેને ફરીથી પરીક્ષા આપવી પડશે

સૌ. શારદા મહેતા.
મંત્રી.

** આ પરીક્ષાને લગતા ફોર્મ તથા બીજી હકીકત આ સંસ્થાના મંત્રીને "સંસાર સુધારા હૉલ ભદ્ર, અમદાવાદ."—એ સરનામે લખ્યેથી મળી શકશે.



## સ્ત્રીની મહત્તા.

૧. મારા સુક્ષ્મ વિચારોની જડ મારી માની પ્રેમપૂર્ણ દ્રષ્ટિ છે.—જેન્મન.

૨. મનુષ્યને દૂર દર્શિતા, માતા પાસેથી અને વીરતા પિતા પાસેથી પૈતૃક ધનમાં મળે છે.
—સોપનહાર.

૩. સ્ત્રી ઘરનું ધન અને ઘરની શોભા છે તેટલા માટે તેની હમેશાં રક્ષા કરવી. મહાભાગ્યવતી પુણ્ય કરવાવાળી સ્ત્રી પૂજનીય છે.—વ્યાસ.

૪. જે કાંઇ આજે હું છુ અથવા થઈ શકું છું તે મારી વ્હાલી માતાના પ્રતાપ છે.
—ઇબ્રાહીમ. લીંકન

૫ મે પ્રારંભિક ફારસીની શિક્ષા મારી માતા પાસેથી પ્રાપ્ત કરી અને નાની ઉમ્મરમાંજ મને મારી માતાએ અનેક લાભપ્રદ નૈતિ શિખામણો આપી હતી. જે, મને જેવોને તેવી યાદ છે.—સર સૈયદ અહમદ.

૬. દરેક દેશ, જાતી અને ધર્મમાં જેમ પોતાની માતા શીખવે છે તેવાજ બને છે.
—સર એડમંડ વરટી.

૭. મારી માતાએ મારા ઉપર દ્રષ્ટિ રાખી અને મને મારા સહચરોના બુરા પ્રભાવથી બચાવ્યો. —દાદાભાઈ નોરોજી.

૮. એક શિક્ષિત માતા સૌ શિક્ષિત પુરૂષોથી હુશિયાર છે.—જોર્જ હરબર્ટ.

૯. જે ઘરમાં સ્ત્રી પુરૂષથી અને પુરૂષ સ્ત્રીથી, સંતુષ્ટ રહે છે, તે ઘરમાં નિશ્ચય સુખ અને શાન્તિ વાસ કરે છે,—મનુ

| | |
|---|---|
| ५ दिया टीमटीमाता है. | દીવો ઝગઝગ કરે છે. |
| ६ ईखमें खट खट होती है. | શેરડીમાં ખડખડ થાય છે |
| ७ आंधी सर सर चलती है. | વંટોળીઓ મર મર આવે છે. |
| ८ नदीसे पानी वहता चला जाता है. | નદીમાંથી પાણી વહેતું ચાલ્યું જાય છે |
| ९ गुलाब बहुत तरहका होता है. | ગુલાબ બહુ જાતના થાય છે. |
| १० पीतलका रंग पीला होता है. | પીતળનો રંગ પીળો હોય છે. |
| ११ नीम कडवा होता है. | લીમડો કડવો થાય છે. |
| १२ बताशा मीठा होता है | પતાસું ગળ્યું લાગે છે. |
| १३ आम पककर पीला होता है. | કેરી પાકીને પીળી થઇ જાય છે |
| १४ बेंगनका रंग वैमनी होता है. | રીંગણાનો રંગ કાળો (?) હોય છે. |

## પાઠ ૪ થો.

### વિભક્તિના પ્રત્યયો તથા અવ્યય.

| | |
|---|---|
| १ बन्दर सन्दूक में बैठा है. | વાંદરૂ પેટીમાં બેઠું છે. |
| २ राजा घोडे पर सवार है. | રાજા ઘોડા ઉપર સવાર થયો છે. |
| ३ दो कुत्ते साथ साथ जाते है. | બે કુતરા સાથે સાથે જાય છે. |
| ४ वह चाकू से तरबूजको काटते है. | તે ચાકુવતી તડબુચ કાપે છે. |
| ५ रामा बच्चोंके लिये आम लाया. | રામાએ છોકરાને વાસ્તે કેરીઓ આણી |
| ६ ग्वालोने गायको बांधकर रक्खा है. | ગોવાળોએ ગાય બાંધી રાખી છે. |
| ७ कल्लूके पीछे घोडा जाता है | કલ્લુની પાછળ ઘોડો જાય છે. |
| ८ सोहनने पतंग उडाई. | સોહને પતંગ ઉરાડી. |
| ९ लडकेका जूता. | છોકરાનો જોડો. |
| १० गाय गौशालाके भीतर है | ગાય ગૌશાળા (કોઢીયા)ની અંદર છે |
| ११ लडका कीताब लेके पाठशाला से आता है. | છોકરો ચોપડી લેઇને નિશાળેથી આવે છે. |
| १२ वह गर्मियोंमें मकानके बहार सोता है. | તે ગરમીની મોસમમાં મકાનની બહાર સુએ છે |
| १३ धोबीके साथ बैल भी है. | ધોબીની જોડે બળદ પણ છે. |
| १४ मोहन लडका और उसका बाप सीतल चबुतरे पर बैठे है. | મોહન છોકરો તથા તેનો બાપ સીતળ ચ ઉતરાપર બેઠા છે. |

| | |
|---|---|
| ३ घुग्घू एक प्रकारका पक्षी है. | ઘુવડ એક જાતનું પખી (પક્ષી) છે. |
| ४ बकरीका बच्चा कूद रहा है. | બકરીનું બચ્ચું (બાળ) કુદી રહ્યું છે. |
| ५ झझ्झर में पानी भरो. | ભોટવામાં પાણી ભરો. |
| ६ मच्छर रातको बहुत दिक करते हैं. | મચ્છર રાતમાં બહુજ સતાવે છે. |
| ७ उस लडकेको यह सुन लज्जा आई. | એ છોકરાને આ સાંભળીને લજ્જા આવી |
| ८ लड्डू बाजारसे मोल लो. | લાડવા બજારમાંથી ખરીદી લ્યો. |
| ९ ठट्ठा मत करो. | મશ્કરી ના કરો. |
| १० हमारे घर कृष्णजीकी तस्वीर है. | હમારે ત્યાં કૃષ્ણની છબી છે. |
| ११ कुत्तेके बच्चे यहां नहि है. | કુરકુરીયાં અહીં નથી. |
| १२ राजा गद्दी पर बैठा. | રાજા ગાદીપર બેઠો. |
| १३ गीध सडी लाशको खाते हैं. | ગીધ સડી ગયેલું મુડદું ખાય છે. |
| १४ गन्ना मीठा होता है. | શેરડી ગળી લાગે છે. |
| १५ यह अन्धा बहुत गरीब है. | પેલો આંધળો માણસ ઘણોજ ગરીબ છે. |
| १६ ऐसा लफ्ज कभी मत लिखना. | એવો શબ્દ કોઈ દહાડો લખશો નહિ. |
| १७ कुप्पा कहां है. | કુંડી ક્યાં છે. |
| १८ यह डब्बा पान रखनेके लिये है. | આ ડબ્બો પાન રાખવા માટે છે. |
| १९ आपने अम्रकी नहीं देखी है. | તમે અબરખની ચીમની જોઈ છે. |
| २० एक चम्मच लाओ. | એક ચમચો લાવો. |
| २१ इस प्यालेमें दूध है. | આ પ્યાલા (પવાલા) માં દૂધ છે. |
| २२ इस गाडीके चक्र खराब है. | આ ગાડીનાં પૈડાં ખરાબ છે. |
| २३ तुम्हारे छत्री ले देंगे. | તમારે વાસ્તે છત્રી વેચાતી લેઈશું. |
| २४ बरोंके डंक होता है. | ભમરામાં ડંખ હોય છે. |
| २५ बील्ली म्यांव म्यांव करती है. | બિલાડી મ્યાંઉં મ્યાંઉં કરે છે. |
| २६ टोपीको अलमारीमें रख दो. | ટોપીને કબાટમાં મુકી દો. |
| २७ इस बागमें कितने फव्वारे है. | આ બાગમાં કેટલાં ફુવારા છે ? |
| २८ यह मूरत सरस्वतीजी की है. | આ મૂર્તિ સરસ્વતી દેવીની છે. |
| २९ वैश्योंके पास धन होता है. | વૈશ્ય લોકોની પાસે પૈસો હોય છે. |
| ३० इस पुष्पका क्या नाम है. | આ પુષ્પનું શું નામ છે ? |
| ३१ इस गठडीको रस्सीसे बांधो. | આ પોટલી (ગાંસડી) ને દોરીથી બાંધો. |
| ३२ प्रल्हाद बडा भक्त था. | પ્રલ્હાદ મોટો ભક્ત હતો. |
| ३३ यह पक्षी क्या खाता है. | આ પંખી શું ખાય છે ? |
| ३४ ज्ञानसिंहका घर कहां है. | જ્ઞાનસિંહનું ઘર ક્યાં છે ? |
| ३५ मुर्गा बांग देता है. | મરઘો કુકડે કુંક કરે છે. |
| ३६ कुत्ता भौंकता है. | કુતરો ભસે છે. |
| ३७ गाय बच्चाको देखकर रांभा रही है. | ગાય વાછરડાને જોઈને ભરાડે છે. |
| ३८ तुम्हारे घरको यही रस्ता जाता है. | તમારે ઘેર જવાનો આજ રસ્તો છે. |

| | |
|---|---|
| ३९ जमीकन्द बहुत पयदा होता है. | સુરણ ઘણું સનરૂ થાય છે. |
| ४० सच्चे आदमीका साथी ईश्वर होता है. | ઇશ્વર સાચા આદમીનો મંત્રી થાય છે. |
| ४१ कुम्हार गधेपर बरतन लादकर बाजारमें बेचने जाता है. | કુંભાર ગધેડા પર વાસણ લાદીને બજારમાં વેચવાને જાય છે. |
| ४२ मजदूर लोग सडकपर मिट्टी कूटते हैं. | મજુર લોકો સડક પર માટી કૂટે છે. |
| ४३ आप बाबू साहबके बडे भारी मित्र हैं | તમે બાબુ સાહેબના ઘણા ગાઢ મિત્ર સો. |
| ४४ अन्तमें यह मामला पंचोंके पास गया | આખરે એ કેસ પંચોની પાસે ગયો. |
| ४५ यह आम अभी पका नहीं. | આ કેરી હજુ પાકી નથી. |

## પાઠ ૬ ઠો.

### સંગાઇ.

| | |
|---|---|
| १ लडकोंको चाहिये कि अपने मायापका कहना माने. | છોકરાંને માટે પોતાનાં માબાપનું કહેવું માનવું એ ખાસ જરૂરનું છે. |
| २ अपने बडे भाईको इज्जत देखो | તમારા મોટા ભાઇનું માન રાખો. |
| ३ अपने छोटे भाईकी मदद करो. | તમારા નાનાભાઇને મદદ કરો. |
| ४ तुम्हारे चचा नहाने जाते हैं. | તમારા મોટા તથા નાના કાકા ન્હાવાને જાય છે. |
| ५ तुम्हारी चाचीभी साथ है. | તમારી કાકી પણ તેમની સાથે છે. |
| ६ तुम्हारे भाईका लडका तुम्हारा भतीजा होता है और उसकी बहन तुम्हारी भतीजी होती है. | તમારા ભાઇનો છોકરો તમારો ભત્રીજો થાય અને તેની બ્હેન તે તમારી ભત્રીજી થાય. |
| ७ तुम अपनी माके भाईको मामा कहते हो वह तुम्हे भांजा कहता है. | તમે તમારી માના ભાઇને મામા કહો છો. અને તે તમને ભાણેજ કહે છે. |
| ८ तुम्हारे बापकी बहन फूफी है, और उसके स्वामी तुम्हारे फूफा होते हैं. | તમારા બાપની બ્હેન તમારી ફોઇ થાય અને તેમના સ્વામી (ધણી) તમારા ફુઆ થાય. |
| ९ तुम्हारे भाईकी स्त्री तुम्हारी भावज है | તમારા ભાઇની સ્ત્રી તમારી ભોજાઇ થાય. |
| १० तुम्हारे पिताके पिता तुम्हारे दादा हुए. | તમારા બાપના બાપ તમારા દાદા થાય. |
| ११ तुम्हारे माका पिता तुम्हारे नाना होते हैं. | તમારી માના બાપ તમારા નાના (દાદા) થાય છે. |
| १२ माकी माको नानी बोलते हैं. | માની માને નાની ( દાદી ) કહે છે. |
| १३ पिताकी माको दादी कहते हैं. | બાપની માને દાદી કહે છે |
| १४ माकी बहन मौसी कहलाती है और उसका स्वामी मौसा कहलाते है | માની બહેન માસી કહેવાય અને તેના સ્વામી ( ધણી ) માસો કહેવાય |
| १५ अपनी भावजको तुम देवर होते हो. | તમારી ભોજાઇના તમે દીયેર થાઓ છો. |
| १६ तुम्हारी भावजके स्वामीसे जो बडा | તમારી ભોજાઇના ધણી કરતાં જે તમારો |

| | |
|---|---|
| भाइ है वह उसका जेठ लगता है | મોટો ભાઇ છે તે તેનો જેઠ થાય. |
| १७ तुम्हारे मझले भाइकी स्त्रीकी-तुम्हारे सबसे बडे भाइकी स्त्री जिठानी लगती है | તમારા વચના ભાઇની સ્રીની તમારા સૌથી મોટા ભાઇની સ્ત્રી જેઠાણી થાય. |
| १८ तुम्हारे सबसे बडे भाइकी स्त्री तुम्हारे मझले भाइकी स्त्रीको दीवरानी कहती है | તમારા સૌથી મ્હોટા ભાઇની સ્ત્રી તમારા વચના ભાઇની સ્ત્રીને દેરાણી કહે છે |
| १९ तुम्हारी भावजके तुम्हारे पिता ससुर हुए और तुम्हारीमा उसकी सास हुइ | તમારી ભોજાઇના તમારા બાપ સસરા ને તમારી મા સાસુ થાય |
| २० तुम्हारे भावजके भाइ तुम्हारे भाइके साले होते है | તમારી ભોજા ના ભાઇ તમારા ભાઇના સાળા થાય |
| २१ तुम्हारी माकी बहनके स्वामीको तुम्हारे पिता साढु कहते हे | તમારી માની બ્હેનના સ્વામી (માસા) ને તમારા બાપ સાઢુ ક્હે છે |
| २२ अक्सर लोग बहनकी सास और माइकी सासको भी मोसीकर बोलते हे | ઘણા જણ બ્હેનની સાસુને તેમજ ભાઇની સાસુને પણ 'માસી' કહે છે |
| २३ तुम्हारी बहनका स्वामी तुम्हारा बनाइ होता हे | તમારી બેનનો વર તમારો બનેવી થાય. |
| २४ तुम्हारा बहनोइ तुम्हारा बापका जमाइ होता है | તમારા બનેવી તમારા બાપના જમાઇ થાય. |
| २५ तुम अपने नाना-नानीके धेवता हो तुम्हारी बहन धेवती हे | તમે તમારા નાના-નાની (દાદા-દાદી, મા)ના બાપ તથા મા)ના દૌહિત્ર (પૌત્ર છો ત મારી બહેન દૌહિત્રી છે (પૌત્રી) |
| २६ तुम अपने दादा और दादीके पोते हो, और तुम्हारी बहन पोती हे | તમે તમારા દાદા તથા દાદીના પૌત્ર છો, અને તમારી બેન પૌત્રી છે |

## પાઠ ૭ મો.

### વાહન.

| | |
|---|---|
| १ जब कहीं जानेका काम हुआ तो पैदल जानेसे घोडेपर चढकर जानेसे आदमी जल्द पहुंच सकता हे | જ્યારે કોઇ ઠેકાણે જવાનું થાય ત્યારે પગે ચાલીને જવા કરતાં ઘોડાપર બેસીને જવાથી જલદી પહોચી શકાય છે |
| २ घंटेमें पैदल तीन मील जायगा तो घोडेपर सवार होकर कमसे कम चार मील तो भी जासकता हे | એક કલાકમા પગે ચાલીને ત્રણ માઇલ જઇ શકાય તો ઘોડાપર સ્વારી કરીને ઓછામાં ઓછા ચાર માઇલ જરૂર જઈ શકાય |
| ३ घोडागाडी तो तुम देखही चुके हो | તમે ઘોડાગાડી તો જોઇજ હશે |
| ४ वह इस देशमें बहुत लोगोंके पास होती है. | તે આ દેશમા ઘણા લોકો રાખે છે. |

| | |
|---|---|
| ५ दक्खनकी तरफसे एक आदमी बहुत हो जल्द २ (जल्द वे वख्त) पैर गाडी पर चल आ रहा है. | દક્ષિણ તરફથી એક મનુષ્ય ઘણો જલદીથી સાઈકલ પર આવે છે. |
| ६ इस पर आदमी घंटेमे दस मील अच्छी तरहसे आ सकता है. | તેનાપર મનુષ્ય એક કલાકમાં દસ માઈલ ઘણી સારી રીતે જઈ શકે છે. |
| ७ इसमें न घास खर्च होता है न दाना. | એનામાં ઘાસનું ખર્ચ થતું નથી તેમજ તેને દાણો જોઈતો નથી. |

## પાઠ ૮ મો.

### સાત વાર.

| | |
|---|---|
| १ आज इतवार है. | આજ રવીવાર (આદિતવાર) છે. |
| २ अंग्रेज लोग आजके दिन कुछ काम नही करते. | અંગ્રેજ લોક આજ કંઇપણ કામ કરતા નથી. |
| ३ अंग्रेज सोदागर भी आज अपनी दुकानोंको बंद रखते है. | અંગ્રેજ વેપારી પણ આજ પોતાની દુકાન બંધ રાખે છે. |
| ४ आजके दिन सब दफ्तर और कचहरियां बंद रहेती है. | આજ રોજ બધી ઑફીસો તથા કોરટો (કચેરીયો) બંધ રહે છે. |
| ५ तुमने देखा होगा कि इतवारके दिन सब मदरसा और कोलेज (पाठशाळा) भी बंद रहते हैं. | તમે જુવો છો (જાણો છો) કે રવીવારને રોજ બધી નિશાળો તથા પાઠશાળાઓ બંધ રહે છે. |
| ६ कल सोमवारको दफ्तर, कचहरियां, कालेज और मदरसे आदि सब खुल जायेंगे, और सब लोग अपने २ कामोंमें लग जायेंगे. | કાલે સોમવારે ઑફીસ, કચેરીયો, કોલેજ તથા નિશાળો વગેરે સર્વે ઉઘડશે, અને બધા લોક પોતપોતાના કામ કરશે. |
| ७ सोमवारके दिन जब अमावस आती है तो बहुत जगह दफ्तरों और कचहरियोंमें छुट्टी हो जाती है पर एसा बहुत कम होता है. | સોમવારે અમાસ હોય તે રોજ ઘણી જગાએ ઑફીસ તથા કચેરીઓમાં રજા હોય છે પરંતુ આવું ઘણીજ થોડીવખત બને છે. |
| ८ परसों मंगलवार है. | પરમ દિવસે મંગળવાર છે. |
| ९ हनुमानजीके मंदिरमें कसरत होगी और चनेके लड्डु बटेंगे. | હનુમાનજીના મંદીરમાં કસરત થશે અને ચણાના લાડવા વહેંચવામાં આવશે. |
| १० अतरसोंको बुध है | ચોથે દિવસે બુધવાર આવે છે. |
| ११ इस दिन पहेलवान लोग कसरत नही करते । न और लोगोंको कसरत सिखाते है. | તે દિવસે મલ્લ લોકો કસરત કરતા નથી તેમજ બીજા લોકોને કસરત શીખવતા પણ નથી. |

| | |
|---|---|
| १२ बुधसे अगले दिन बृहस्पतिवार है. | બુધને બીજે દિવસે ગુરૂવાર આવે છે. |
| १३ मुसलमान लोग इसको जुमेरात कहते है. | તેને મુસલમાન લોકો જુમેરાત કહે છે. |
| १४ फीर शुक्रवार आयेगा जिसे मुसलमान जुमा कहते है | પછી શુક્રવાર આવશે તેને મુસલમાન જુમા કહે છે. |
| १५ इस दिन मुसलमान लडकोंको एक घंटेकी नमाज पढनेकी छुट्टी मीलेगी. | તે દિવસ મુસલમાન વિદ્યાર્થીઓને નમાજ પઢવા સારૂ એક કલાકની રજા મળશે. |
| १६ सनीचरको मदरसेके लडके मिलकर आपसमें गेंदबल्ला (क्रिकेट) खेलते है. | (પછી) શનીવારને રોજ નિશાળના છોકરા એકઠા થઇ ગેડી દડા (ક્રિકેટ) રમે છે |
| १७ उपर हप्तेके सात दिनोंके नाम आगये है. | અઠવાડીઆના સાતે વારોનાં નામ ઉપર આવી ગયાં છે. |
| १८ इससे तुमको सब दिनोंके नाम याद रहेंगे. | આથી તમને બધા વારોનાં નામ યાદ રહેશે. |

---

* ⁂ હિન્દી ભાષાનો પ્રચાર આખા હિન્દુ દેશમાં બહુ મ્હોટો છે. અને હાલમાં, પ્રજાત્વ ભાવનાના ઉદય તથા સ્વરાજ્ય વાંચ્છનાના સંચાર સમયમાં, એ ભાષાનો અભ્યાસ ઘણો મહત્વનો થઇ પડયો છે. મહાત્મા શ્રી ગાંધીજીએ ત્હેને આપેલું પ્રોત્સાહન પણ એની આવશ્યકતાજ સૂચવે છે.

રા. રા. પૂનમચંદ કેશવનાથ શાહ જેવા હિન્દી ભાષાના અભ્યાસી વિદ્વાને લખેલ " હિન્દી-ગૂજરાતી શિક્ષક " એ પ્રકટ કરતાં આનન્દ થાય છે ભાઇ પૂનમચંદ ઘણા સમયથી કાંઇ પણ ધાંધલ શિવાય, પ્રેમપૂર્વક ગૂજરાતી ભાષા સાહિત્યની સેવા કરતા આવ્યા છે અને એમના લેખો સામાન્ય રીતે બહુ ઉપયોગી હોય છે. આ " શિક્ષક " માત્ર પ્રથમ પગથુંજ બતાવે છે. પણ હિન્દી ભાષાના અભ્યાસનો આરંભ કરનાર માટે તે ઉપયોગી છે અને આટલુ વાચન કર્યાં પછી, અન્ય સાધનો દ્વારા ત્હેમાં વધારો થઇ શકશે.

# વાર્તાલહરી.



## વિમલા.

લેખકઃ—બ્હેનશ્રી શાન્તિ. સી. બરફીવાલા

( ગતાંકથી ચાલુ. )

(૫.)

વિનોદના ઘરમાં આજે ધમાલ થઇ રહી છે. કોઇ મનુષ્ય આવે છે કોઇ જાય છે. કોઈ વળી મ્હોટી મ્હોટી ટ્રંકો, બેગ વગેરે લઇને આવે છે. કોઇને વિનોદ સૂકો મેવો લાવવાનું કહે છે, તો કોઇને દરજીને ત્યાં સીવવા આપેલાં કપડાં લાવવાનું કહે છે. સરસ્વતી અને વિમલા પણ એકાદ મહિનો રહે છતાં ન બગડે એવું ખાવાનું બનાવવામાં રોકાયાં છે. મયાશંકર અને વિનોદ પણ સામાન પેક કરવા મંડયા છે. સામાન પેક કરી તેના પર મયાશંકરનું નામ અને કઈ અમુક નંબરના ‘ લેબલો ’ ચોઢાડે છે. મયાશંકર યાદ કરી કરી સામાન પેક કરે છે. રામો તો ‘ ઇંકડે પે ’ ને ‘ તીકડે જા ’ના ‘ ઓર્ડરો ’ બજા લાવતાં લાવતાં થાકીને લોથ થઇ ગયો હતો.

ન્હાના ન્હાના બે બાલક ને એક બાલિકા દોડતાં દોડતાં આવી, મયાશંકરની કોટે લટકાઇ જઇ પૂછે છે —“ કાકા, તમે સાહેબ લોકના દેશમાં જવાના છો, ત્યાંથી પાછા ક્યારે આવશો ? ”

“ તમે ત્યાં તો નથી રહેવાના ને ? ”

“ અમે બાપુને પૂછ્યું કે કાકા ક્યાં જાય છે ? ”

“ બાપુએ કહ્યું કે —“ કાકા તો સાહેબ લોકના દેશમાં જાય છે. ત્યાંથી, તમે ગળ્યું ગળ્યું ખાઇને માંદા પડો છો, ત્યારે તમને ડૉક્ટર કાકા દવા આપે છે ને તેવા–ડૉક્ટર કાકા જેવા થઇને આવશે. ”

“ હેં !“કાકા, બાપુ કહે છે તે વાત ખરી છે ? કાકા, અમે તો એવી કડવી કડવી દવા નથી પીવાના જો. ”

“ ત્યારે કાકા, તમે ત્યાં નહિ જાઓને ”

“ ડૉક્ટર કાકા જ્યારે અમને કડવી દવા આપે છે ત્યારે તે અમને નથી ગમતા જો. અમને તેની પાસે જતા બીક લાગે છે જો. ”

“ ત્યારે કાકા, તમે પણ પછી અમને કડવી દવા આપશો કે ? ”

“ ત્યારે તો પછી અમારાથી તમારી પાસે નહિ અવાય ! ”

“ પણ કાકા, અમને તમારા વિના નહિ ગમે જો ! ”

મયાશંકર —‘ ના, બાપુ, હું તમને કડવી દવા નહિ પાઉં. હું તમને મીઠી મીઠી દવા આપીશ. હું થોડા દિવસ પછી આવીશ ” એમ કહી પળવાર સામાન બાંધતો અટકી જઇ, તે બાળકોને સ્નેહથી પોતાના અંકમાં લઈ બચ્ચીઓ ભરે છે બાળકો તેની માતાના

પોતાના કાકાનાં સંબન્ધમાં કંઈ કંઈ પૂછવા પાછાં દોડી જાય છે. પરંતુ આ બધી ધમાલ શાની છે?

મયાશંકર 'ગ્રાંટમેડીકલ કૉલેજ' ની "ફાઇનલ' પરિક્ષામાં પાસ થયો છે રાજકોટ જઇ તે, તેની માતા, ને બીજા સંબન્ધીઓને મળી આવ્યો છે. તે ડૉકટરી વિદ્યાનો વધુ અભ્યાસ કરવા ઇંગ્લન્ડ જાય છે. તેની આ બધી ધમાલ મચી રહી છે આવતે શનિવારે એટલે ચાર દિવસ પછી પિ. એ. ની મેલ સ્ટીમર ઉપડવાની છે. રાજકોટથી મયાશંકરના મ્હોટાભાઇ અને તેમની પત્ની, મયાશંકરને મૂકવાને આવ્યાં છે. પેલા બે બાલક ને એક બાલિકા મયાશંકરનાં મ્હોટા ભાઈનાં બાલકો છે.

ચાર દિન પાણીનાં રેલા માફક વહી ગયા. શનીવાર આવી પહોંચ્યો. સ્હવારનો પહોર એટલે કોઇને ભૂખ ન હતી, તેથી રસોઇ કરવાનું માંડી વાળ્યું. ન્હાઇ ધોઇ, ચહા ને નાસ્તો લીધો. મયાશંકરને 'બેલાર્ડપીયર' સુધી મૂકવા જવાને માટે સૌએ તૈયારી કરવા માંડી. સામાન તો કંઇ સાથે લઇ જવાનો નહોતો. કેમકે તે તો પહેલેથીજ રવાના કરવામાં આવ્યો હતો

'બેલાર્ડપીયર' પર લોકોની પુષ્કળ ગીરદી હતી મયાશંકર વિગેરે ત્યાં આવ્યા તેના મિત્રો પણ આવ્યા હતા મયાશંકરને તેના સ્નેહીઓ ફુલના હાર, તુરા આપવા અને— 'ભાઇ શરીર સાચવજો. પત્ર લખતા રહેજો' વગેરે કહેવા લાગ્યા મિત્રો વિગેરે ઑફીસનો વખત થવા આવ્યો હોવાથી, મયાશંકરની મુસાફરી નિર્વિઘ્ને પસાર થાઓ અને ઇચ્છિત કાર્ય સિદ્ધ થાય એવાં અર્થનું કહી કહી ચાલવા મંડ્યા. બંદરપર મયાશંકર વિગેરે રહ્યા. વિનોદે, મયાશંકરને ફુલનો હાર પહેરાવ્યો. મયાશંકરનાં ભાઇના વતી તેનાં એક બાલકે મયાશંકરને હાર પહેરાવ્યો. એક બાલકે હાર પહેરાવ્યો એટલે બીજાં બે બાલકો બોલ્યા—"અમારે પણ કાકાને હાર પહેરાવવો છે કાકા! જરા નીચા વળો કની." મયાશંકરને બધાંએ હાર પહેરાવ્યા હતા તે તેણે ઉતારી ઉતારી બાલકોને આપ્યા હતા તેમાંથી એક એક લઇને બાલકોએ મયાશંકરને હાર પહેરાવ્યા. અપ્રતિમ હર્ષથી મયાશંકરનાં ચક્ષુ ભિંજાયાં.

મયાશંકર એ હારો પણ ઉતારતો હતો તેને બાલકોએ અટકાવ્યો—"ના. કાકા, એ હારો કાઢી નહિ નાંખો. તમે જાવ છો ત્યાં એ પહેરીનેજ જજો"

મયાશંકરે એ બાલરાજાઓની આજ્ઞા માની.

સરસ્વતી—"મયાશંકરભાઇ! તમારા 'પૅકેજીસ'માં જેનાં ઉપર લખ્યું હોય કે 'આવાડીઆ સુધી રહેશે' તે પહેલાં ખાઇ જજો નહિ તો બગડી જશે. વિમલા તરફ જોઇ—"વિમલાબ્હેન, તમે કહેતા હતા કે—'હું એ પ્રમાણે લખી લેબલ ચોટાડીશ.' તે તમે ચોટાડ્યાં છે ને? ભૂલી તો નથી ગયા?"

વિમલાએ માત્ર ડોકું હલાવી નીચી નજરે 'હા'નો જવાબ આપ્યો.

મયાશંકર પોતાના ભાઇ ભોજાઇને નમન કર્યું તે બન્નેએ અંતઃકરણ પૂર્વક આશિષ આપી. સર્વનાં ચક્ષુ ભિંજાયા. મયાશંકર અને વિનોદ સર્વથી જરાક દૂર ગયા.

"વિનોદઃ—હું તો હવે જઇશ. તેં, વિમલાને માટે મ્હને આપેલી આશા ફલીભૂત થશે કે? શું નંદશંકર ત્હારા વિચારને મળતા થશે? વિમલા દઢ રહેશે કે? તને ઠીક લાગે તો મ્હોટાભાઇને, એ સંબંધમાં વાત કરી જોજે."

વિનોદઃ—"મયાશંકર, તું કશી ચિંતા કરીશ નહીં. બધું આપણી મરજી પ્રમાણેજ થશે. વિમલાને વાસ્તે તને સંશય છે?! ત્યારે વિમલાને તેં હજી પૂરેપુરી ઓળખી નથી. ચાલ હવે ઉતાવળ કર, તને જવાનો વખત થવા આવ્યો છે."

તેઓને મનને કે ધીમે ધીમે સ્વરે ઇંગ્રેજીમાં કરેલી આ વાત કોઇને કાને પડી નથી. પણ એ ધારવું ખોટું હતું. કેમકે વિમલાનું મ્હોં સરસ્વતી વગેરે તરફ હતું પણ તેનું બધું ધ્યાન એ બે મિત્રોની વાતમાં હતું. વિમલાની ચક્ષુમાંથી એક હર્ષબિન્દુ ખરી પડ્યું! કોઈ જુવે નહી તેમ તે લુછી નાંખ્યું. સર્વએ કંઇ કંઇ સુચનાઓ કરી. વિમલા મ્હોંયેથી તો કંઇ પણ બોલી નહીં, પણ વિમલા ને મયાશંકર વચ્ચે જે નિર્દોષ નેત્ર સંભાષણ થયું તે કોઇ પણ વાત કરતાં વિશેષ હતું. મયાશંકરે બધાં પાસેથી છેલ્લી રજા લેવા માંડી. આ વખતે મયાશંકરની ભાભીને બહુ લાગી આવ્યું. કારણકે મયાશંકર પર એ પુત્રવત્ પ્રેમ રાખતી હતી.

મયાશંકરને જોઇ બાળકો બોલ્યાઃ—"કાકા, તમે જાવ છો ત્યાંથી અમારે સારૂ શું લાવશો?"

મયાશંકરઃ—"તમારે શું જોઇએ છે?"

એક બાળકઃ—"મ્હારે તો વિનોદકાકા પાસે બાઇસીકલ છે તેવી બાઇસીકલ જોઇએ છે."

બીજો બાળકઃ—"કાકા, મ્હારે વાસ્તે તો મોટર લાવજો. મ્હોટી મોટર ગાડી કે મ્હારાથી તેમાં બેસીને ફરવા જવાય!"

બાલિકા કંઇ બોલી નહીં. એટલે મયાશંકરે તેને ફરીથી પૂછ્યું—"કેમ બ્હેન, ત્હારે શું જોઇયે છે?"

બાલિકાઃ—"કાકા, મ્હારેકની (વિમલાને બતાવી) આ વિમલામાશી રૂમાલ ગુંથી જે પેટીમાં રાખે છે ને તેવી પેટી જોઇએ છે. કાકા, હું મ્હોટી થઇશ ને ત્યારે રૂમાલ ગુંથીશ, તે મૂકવાને મ્હારે એવી પેટી જોઇશેને! કાકા, તમે એવી પેટી લાવશો કે?"

મયાશંકરઃ—"હા, બ્હેન."

મયાશંકર સર્વથી છૂટો પડી આઠેક કદમ દૂર ગયો હશે, એટલામાં એને લાગ્યું કે કોઇ બુમ પાડે છે. તેણે પાછા ફરી જોયું તો—"કાકા! ઓ કાકા! આ તમારો રૂમાલ પડી ગયો છે." એમ કહેતી પેલી બાલિકા દોડતી આવતી હતી. તેણે મયાશંકરને રૂમાલ આપ્યો. તેણે બાલિકાને ઉંચકી લઇ બચ્ચી કરી. બાલિકા પાછી તેની માતા પાસે આવી.

મયાશંકર સ્ટીમલોંચમાં બેસી સ્ટીમરપર ગયો. વિનોદ વિગેરેએ બીજી બાજુથી દરિઆ આગળ જઈ મયાશંકર દેખાયો ત્યાં સુધી, તેની તરફ જોયા કર્યું. પછી સઘળાં વિદાય થઈ પાછાં ફર્યાં.

આજ રાત્રિએ મયાશંકરના ભાઈ વગેરે પાછા રાજકોટ જવાના છે. મયાશંકરના ભાઇના ત્રણે બાલકોને વિમલાની બહુ માયા લાગી હતી.

બાલકો પોતાની માતાને કહેવા લાગ્યા: "બા, આપણે વિમલામાશીને આપણે ઘેર તેડી જશું?"

તેની માતા જવાબ આપે તે પહેલાં વિમલા બોલી:—"ભાઇ, તમે આજે જાવ. હું પછી આવીશ."

બાલક—"માશી, તમે પછી કોની સાથે આવશો? શું તમે એકલાં આવશો?"

સરસ્વતીએ કહ્યું—"તમે પાછા તમારા કાકાને તેડવા આવશોને, ત્યારે તમે વિમલા માશીને તમારી સાથે તેડી જજો."

બાલિકા:—"હેં! માશી, અમારા કાકાને અમે તેડવા આવશું ત્યારે તમે આવશો? ત્યારે હમણાં કેમ નથી આવતાં?"

વિમલા કંઇ બોલી નહીં. વિનોદે, મયાશંકરના ભાઇને, મયાશંકર અને વિમલાના લગ્ન સંબન્ધમાં કંઇક વાત તેને કાને નાંખી હતી. તેથી આ સ્નેહાળ બાલિકાના નિર્દોષ પ્રશ્નથી સર્વનાં વિચારે કંઈ જૂદીજ વલણ લીધી. વિમલાએ તે બાલિકાને એવા વધુ પ્રશ્નો પૂછતી અટકાવવાને યુક્તિથી બીજી વાત કહાડી:—"બેન ત્હારે, મારી પાસે છે તેવી પેટી જોઇએ છેને! લે આ મ્હારી પેટી તું ત્હારી સાથે લઇ જા!" એમ કહી વિમલાએ પોતાની સુન્દર ન્હાની પેટી લાવી બાલિકાને આપી.

બાલિકા—"માશી, એ તમારે જોઇશેને? તમે પછી રૂમાલ શેમાં મૂકશો?"

વિમલા:—"મારે એ પેટીનો ખપ નહિ પડે. મ્હારે પાસે બીજી પેટી છે તેમાં મૂકીશ."

બાલિકા—"ત્યારે, માશી કાકા મ્હારે સારૂ પેટી લાવશેને તે હું તમને આપીશ." એમ કહી બાલિકાએ પેટીની ભેટ સ્વીકારી. તે જોઇ વિનોદ વગેરેને સ્હેજ હાસ્ય ઉપજ્યું.

બાલિકાની માતા—"બેન, માશીની પેટી લઇ લેવાય કે! એને તું હમણાં શું કરીશ? ત્હારે તો એવી પેટી તું મ્હોટી થાય ત્યારે જોઇએ છે ને? ત્હારાં માશી તો મ્હોટાં છે તે રૂમાલ મુકે છે એટલે એ પેટી માશીને કામની છે, માટે માશીને પાછી આપી દે બ્હેન!"

તે બાલિકાનું મ્હોં ઉતરી ગયું પરંતુ માતાપિતાની આજ્ઞા પાળવાની એ ત્રણે બાલકોને ટેવ હોવાથી બાલિકાએ પેટી પાછી આપવા માંડી. તેણે કહ્યું:—"માશી, કાકા લાવશે, તે પેટી હું લઇશ. લ્યો, આ પેટી તમે રહેવા દો."

વિમલા—"ના બ્હેન, મારે એ પેટી નથી જોઇતી. એ તો મેં તને આપી દીધી છે." બાલિકાની માતા તરફ ફરી કહ્યું:—"એને એ પેટી લેવા દોને? મ્હારે એનું કંઈ કામ નથી."

માતાએ પેટી લેવાની હા પાડી. બાલિકા હર્ષમાં આવી જઇ વિમલાને કંઠે વળગી જઇ બોલી—"માશી, તમે કેવાં વ્હાલાં લાગો છો! તમે રાજકોટ આવો તો ત્યાં આપણો બાગ છે તેમાં રમવાની કેવી મઝા પડે તે!"

સર્વે જમી સ્ટેશનપર જવાની ઉતાવળ કરવા લાગ્યા. " આવજો ! આવજો ! " ના ધ્વનિ વચ્ચે વિક્ટોરીઆ હકારાઇ, વિનોદ મયાશંકરના ભાઇ વગેરેને ટ્રેનમાં બેસાડી પાછો ઘેર આવ્યો. સઘળાના જવાથી ઘરમાં સુનું સુનું લાગવા માંડ્યું. વિમલા ને સરસ્વતીની આંખમાં ઝળઝળીઆં પણ આવી ગયાં, ' માણસ આવતું ખમાય પણ જતું ના ખમાય. '

આપણે હવે મયાશંકર સાથે સ્ટીમરમાં નથી જવું. પહેલ વહેલાં જ્યારે 'ફ્રાન્સ' અને 'જર્મની' વચ્ચે લડાઇ જાગી ત્યારે શરૂઆતમાં, સુરતમાં જેને 'ફ્રાન્સ' અને 'જર્મની' એમ બોલતાં નહિ આવડે તેવાઓને એ નામો બોલતાં આવડે તેવાઓ પણ પેલાઓનું જોઇ રમુજમાં કહેતા કેઃ—" ફ્રાનસ અને ચીમની વચ્ચે લડાઇ જાગી છે ! " જે જરા જાણતા હતા તે તો દ્વિઅર્થી બોલતા. કેમકે ઘણી ખરી ચીમનીઓ જર્મનીથી આવતી હતી. 'ફ્રાનસ' તે 'ફ્રાન્સ' અને 'ચીમની' તે 'જર્મની' ! તો એવી 'ચીમની'-માંથી, સબમરીનમાં જર્મનડાઓ આવી ટોર્પીડોનો ધડાકો ભડાકો કરે, તેથી સ્ટીમરની અને પેસેન્જરોની જે સ્થિતિ થાય, તેનું ચિત્ર તમારા મન આગળ ખડું થતાં તમેજ કહેશો કેઃ—" ના, બા ! ત્યારે તો આપણે સ્ટીમરમાં નથી જવું ! " ત્યારે સ્ટીમરને નાંખો પડતી ને ચાલો સુરત ! ત્યાં જઇ આપણે મનસુખરામના કેવા હાલ છે તે જોઇએ.

સુરતમાં શહેરથી થોડે દૂર આવેલી વરાછાની સડકપર થોડા બંગલાઓ છે. એ એકાંત સડકપર જતાં–રાત્રિ અંધારી ઘોર છે એટલે કદાચ તમને બીક લાગે પરંતુ ત્યાં ગયાં સિવાય છુટકોજ નથી ! ત્યાં એક બંગલામાં દીપકનો મંદમંદ પ્રકાશ પડે છે. એ પ્રકાશમાં, તેનાં આગલા ભાગના ઓટલાપરના એક ખુણામાં બેઠેલો તે બંગલાનો રખવાળ નજરે પડે છે. તેણે પોતાને નહિ ઉંઘવાનાં મળેલા કપરા હુકમનો અનાદર કરાવતી નિદ્રાને તાબે થતાં, પોતાના કચવાતા મનનું સાંત્વન લેવા માંડ્યુંઃ—" નહિ ઉંઘતો ! નહિ ઉંઘતો ! " શું કપાળ ઉંઘતો નહિ ? આટલા આટલા દારૂના બાટલા મંગાવ્યા, પણ તેમાંથી એક ચાંગળું પણ મને અપાયું ? ( જાણે કે દારૂ મળવાથી નિદ્રા અટકાવી શકાતે ! ) ' ખબરદાર રહેજે ! કોઇનો પગરવ સંભળાય કે તૂરત ખબર કરજે. ' ' ખબરદાર રહેજે ને ખબર કરજે ' ત્યારે સાથે સાથે કહેતું હતુંની કે ઢોલ વગાડજે ! અત્યારે કયો એનો બાપ નવરો બેઠો છે કે, અધીરાત્રે એની ખબર લેવા આવવાનો હતો ? હું તો ઉંઘવાનો ને ઉંઘવાનોજ. " એમ બડબડતાં તે, એક કંઇ કપડું પાથરી, માથા નીચે હાથ રાખી ઘોરવા મંડ્યો.

તે બંગલાની બાજુમાં પડતી બે બારીઓ ખુલી છે. નીચે બારી આગળ બેએક સીપાઇઓ ટોળું વળી ઉભા ઉભા કંઇ સંકેત કરે છે. કંઇ નિર્ણય કર્યા પછી, જેને જેમ ફાવ્યું તેમ ભીંતપરથી ચઢી ગયા કે, ઓટલાપર સુતેલ રખવાળને તેની કશી ખબર પડી નહિ ઘરમાં બેઠેલાઓને તો ખબર પડેજ શાની ? તેઓનાં મ્હો આગળ દારૂના બેએક શીશા, આઠેક 'વાઇન ગ્લાસો' પડેલા હતા, પાસેજ પાના અને પાસા પણ હતા. દાવો મંડાતા ને દારૂના પ્યાલા ભરી ભરી ઠંસાતા હતા. તેઓની પાસે રૂપીઆ અને નોટો પડેલી હતી. તેઓના જીવને નિરાંત હતી કે,—આપણો વિશ્વાસુ માણસ ઓટલાપર બેઠો ચોકી કરે છે. તેથી કોઇની મગદુર નથી કે કોઇ આવી આપણા કાર્યમાં ખલેલ કરે. તેથી તેઓ

દાવ માંડવામાં મશગુલ થઇ ગયા હતા પરન્તુ એ બધામાં આગળ પડતો ભાગ લે છે અને રૂપીઆ કે કપેદી કરે છે તે કોણ ? તમે એને ન ઓળખ્યો ? એજ આ બગનાનો માયેક મનસુખરામ ? વિમળાના જેની સાથે લગ્ન કરાવવાની, કૃષ્ણમુખ ને ચંચળલક્ષ્મી હઠ લઈ બેઠાં છે, તેજ નામજાદો મનસુખ તે પોતાના દારૂડીઆ મિત્રો સાથે આજે અહીં જુગાર રમવા આવ્યો છે

પોલીસ કેટલાક દિવસ થયા એ ટોળી પછવાડે લાગી હતી, પરંતુ એ ટોળી દરેક વખતે સીપાઈઓને હાથ તાળી આપી જતી રહેતી

દાખલ થયેલા સીપાઇઓ ચુપચુપ આવી તે ટોળી આસપાસ ફરી વળ્યા પેલી ટોળીનાં મનુષ્યો એકદમ ગભરાઇ ગયા આજે આબાદ પકડાયા એટલે તેઓનુ કંઈ ચાલ્યુ નહિ તેથી પોલીસને તાબે થઇ ગયા પોલીસ તે બધાને લઇ નીચે ઉતરીને ફડાફડ બારણાં ઉઘાડી બહાર આવી ઉભી રહી તેમાંથી એકે સંકેત ધ્વનિ કર્યો કે તરતજ ગાડીઓ આવી ઉભી રહી. તેમાં પેલા જુગારીઓને બેસાડી પોલીસ ચોકીપર લઇ આવ્યા મનસુખ વગેરે-ને રાત્રિ પોલીસ ચોકીમાંજ ગાળવી પડી

## ( ૬૦ )

નન્દશંકર સોફાપર પડ્યા પડ્યા 'દેશમિત્ર' વાચતા હતા તેની નજર એક અમુક લખાણપર જતાં જરા અજાયબ થયા નન્દાશંકર તે વાચી કંઇક વિચારમા પડ્યા કંઇ યાદ આવી ગયુ હોય તેમ વળી પાછી તે લખાણપર નજર નાખી ગયા, ને કંઇ વાતનો નિ-શ્ચય કરતા હોય તેમ લાગ્યુ નન્દશંકર વિચારમા હતા એવામા કૃષ્ણમુખ દાદર ચડડીમા ઉપર આવ્યો તેની તેને ખબર રહી નહિ કૃષ્ણમુખે દિવાનખાનામા આવી દવાની શીશી-ઓ ટેબલપર મૂકી, તેના ધ્વનિથી નન્દશંકરનુ લક્ષ્ય તેના તરફ ખેચાયુ

કૃષ્ણમુખ આવ્યો જાણી ચંચળલક્ષ્મી બાજુના ખંડમાથી આવી હિંડોળાપર સૂતી આજે તે કેટલોક વખત ચર્ચા માંડી ચાલતી હતી. વિમળાના મનસુખ સાથે લગ્ન કરવાની તેની હઠ હજુ ચાલુજ હતી

કૃષ્ણમુખ.—' બ્હેન, કાલ રાત્રે નિદ્રા આવી હતી કે ? આજ તને કેમ લાગે છે ? જરા સારૂં છે ને ? '

ચંચળલક્ષ્મી —' છે એમતુ એમ છે કંઇ ચેન પડતુ નથી દવા લાવ્યો ? '

કૃષ્ણ —" હા પેલા ટેબલપર મૂકી છે લે આ બે આના."

નન્દશંકર—" કેમ, આજે કંઇ ચૌદ આના લીધા કે શુ ? દિવસે દિવસે ડૉક્ટર તો કંઇ દવાના પૈસા ખૂબ 'ચાર્જ' કરે છે ને !"

ચંચળ —" શુ ત્યારે મ્હારો ભાઇ પૈસા ખાઇ જાય છે ? એ કાંઇ ભૂખ્યો નથી રવડતો કે તમારા પૈસામાથી ચોરી કરી પોતાનુ પેટ ભરે. મ્હારે માટે દવાના પૈસા ખર-ચતા કષ્ટ થતુ હોય તો રહેવા દો મ્હારે દવા નથી પીવી '

નન્દશંકર —" પણ, હું એમ ક્યા કહુ છુ ? આપણી પાસે ડાક્ટર પૈસા વધારે લે તો પણ મ્હારે બોલવું નહિ !'

કૃષ્ણ:—" પણ, બ્હેન, હું તો કંઇ એવા અર્થમાં લેતો નથી. પૂછ્યું તેમાં શું થઇ ગયું ! મેં તપાસ કરી હતી. 'કમ્પાઉન્ડર' કહે કે–હમણાં દવા બહુ મોંઘી થઈ ગઇ છે."

નંદશંકર:—" ( વાત બદલીને ) કૃષ્ણમુખરામ, તમે 'દેશીમિત્ર' માં કંઈ વાંચ્યું કે ?"

કૃષ્ણ:—" ના. કેમ, શું છે ?"

નંદ:—" તેમાં આવ્યું છે કે–આઠેક મનુષ્યોની એક જુગારી ટોળી પકડાઈ છે. તેમાં મનસુખરામ પણ પકડાયા છે ! તેને બંગલે એ પોતે ને બીજા સાત મનુષ્યો જુગાર રમતા હતા, ત્યાં સીપાઇઓએ જઈ દરોડો પાડી બધાને પકડ્યા છે અને ત્યાંથી......"

કૃષ્ણમુખ અધિરાઈથી વચ્ચે બોલ્યો:—" એ બનવા જોગ નથી. બીજા કોઇ મનસુખરામ નામના મનુષ્યને પકડ્યો હશે કતો છાપનારની ભૂલ થઈ હશે."

જો કે કૃષ્ણમુખે, મનસુખરામનો બચાવ કર્યો ખરો, પણ એના મનમાં ખટકો રહી ગયો, કેમકે તેની નસેનસ એ જાણતો હતો. તેથી એનું મ્હોં સ્હેજ પડી ગયું.

નંદશંકર:—" મનસુખરામના પિતાજીનું નામ પણ એજ. વરાછાની સડકપર આવેલા એના બગલામાં તે અને તેના મળતીઆ, દારૂના શીશા, પાના પાસા સાથે અને વળી એ લોકો જ્યારે જુગાર રમતા હતા તે ઘડીએજ બરાબર પકડાયાને શું ! સીપાઇઓએ મેજીસ્ટ્રેટની સન્મુખ દારૂના શીશા વગેરે રજુ કર્યા હતા. મનસુખરામને જામીનપર છોડ્યા છે. કેસ આવતા મહીનાની તા......એ છે. જુઓ આ 'દેશીમિત્ર'."

કૃષ્ણ:—" ના, ના. પણ બહુ અજાયબ જેવું છે !" એમ કહી 'દેશીમિત્ર' લઇ તેનાપર જરા નજર નાંખી ગયો.

તેણે ઝંખવાણા પડી કહ્યું:—" મનસુખરામ માણસ તો સારા છે, પણ એને કોઇ એવા બદમાશોની સોબત લાગી હશે; તેથી એ ફસાઇ ગયા લાગે છે. હું તપાસ કરીશ કે સત્ય શું છે ?"

ચંચળ:—" હા. કૃષ્ણભાઇ, તું તપાસ કરજે."

નંદશંકરને આ સાંભળી ટાઢક થઇ ને કૃષ્ણમુખને હાય વરાળ થવા લાગી, કેમકે વિમલા મનસુખને નહિ મળે તો કૃષ્ણમુખનું તરભાણું પણ ભરાય નહિ.

આજની આ કૃષ્ણમુખની હાય વરાળ ઓછી હોય તેમ, નંદશંકરના દરજીએ આવી સીલાઇના પૈસા માગ્યા:—" શેઠ, મ્હારો હિસાબ કરોની. અમે ગરીબ માણસ, અમને મજુરીના પૈસા તરત નહિ મળે તો અમારૂં ગાડું કેમ કરી નભે ! શેઠ સીલાઇના પચીશ રૂપીઆ થયા છે."

નંદશંકર:—"કેમ, કૃષ્ણમુખરામ મ્હેં તમને પંદરેક દિવસપર રૂપીઆ આપ્યા હતા કની ? તે, તમે આને નથી આપી આવ્યા શું !"

કૃષ્ણ:—" મ્હેં મ્હારા પાડોશીના છોકરા મગન સાથે તમે રૂપીઆ આપ્યા તે દિવસેજ–મોકલી આપ્યા હતા." દરજી તરફ કરડી નજરે જોઈ–" કેમ, તને મગન રૂપીઆ નથી આપી ગયો !"

દરજી.—' ના. સાહેબ, મગન તો એણે બે ખમીસ સીવડાવ્યા હતાં, તેની સીલાઇના પૈસા આપી ગયો છે. શેઠના રૂપીઆ મને મળ્યા નથી."

કૃષ્ણ —" જા, જા! હું મગનને યાદ દેવડાવીશ, આજ બપોરે તને રૂપીઆ મળી જશે. મગન નહિ આવશે તો હું આવી આપી જઈશ. ચલ, જા! હવે શેઠને તસ્દી આપવા આવતો નહિ."

દરજી —" શેઠાણી, કંઇ સીવડાવવું છે?"

શેઠાણી—ચંચળલક્ષ્મીની ના મળવાથી દરજી ગયો.

કૃષ્ણમુખ દરજીપર બહુ ખીજવાઇ ગયો હતો. કારણકે નંદશંકરે આપેલા રૂપીઆ કૃષ્ણમુખને ઘેર પેટીમા પડયા હતા અને ઓહિયાં થાય તો તેમ કરવાનો વિચાર હતો. પોતે પકડાઈ જવાની બીકથી મગનનો ગપ્પો માર્યો હતો. થોડીવાર આમતેમ વાતો કર્યા પછી કૃષ્ણમુખ પોતાને ઘેર ગયો.

* * * * * *

ચંચળલક્ષ્મીની માદગી દિન–પ્રતિ–દિન વધતી જતી હતી. મ્હોટા મ્હોટા ડાકટરોના પણ પત્તા લાગતા નહિ. દરેક જણને લાગતુ કે ચંચળલક્ષ્મી ધીમે ધીમે મૃત્યુની નજદીક જતી હતી. વિમળા અને સરસ્વતી પાંચેક દિવસ થયાં સૂરત આવ્યાં છે. એ બન્ને ચંચળલક્ષ્મીની સારવારમાં એક્કે પગે ખડાં રહેતાં. વિમળાની માતામહી પણ દિવસમાં એક–બે, વખત ચંચળલક્ષ્મી પાસે આવી જતા. ચંચળલક્ષ્મીના સર્વ અંગો શિથિલ થઇ ગયા હતા પણ જીહ્વા તો જેવીને તેવીજ ચાલતી, એ માંદી હતી પણ વિમળાપરના સાવકી માતાના હેત (!) માં કંઇ ખામી આવવા દેતી નહિ.

સરસ્વતી આજ સ્હવારે મુંબઈ ગઇ હતી. તે હતી ત્યાં સુધી ચંચળલક્ષ્મીથી વિમળાને બહુ તરછોડાતી ન હતી. પરન્તુ સરસ્વતી ગઇ ત્યારથી આજ સ્હવારથી મંગળાચરણ થઇ ચુક્યું હતું.

વિમળા દૂધ અને દવા લઇ ચંચળલક્ષ્મીને આપવા ગઇ, ત્યારે તે બિચારીના ઉપર ઝાંસા ઝટકા કરી તે નહીં લીધા. કૃષ્ણમુખ ફટ લઇને આવ્યો. વિમળાને દૂધનું પ્યાલું લઇ ઉભેલી જોઇ પૂછયું; "વિમળા, બ્હેનને દવા આપી?."

વિમળાને બોલવાનો અવકાશ આપ્યા વિના ચંચળલક્ષ્મી બોલી,—"ના, મ્હારે એના હાથની દવા નથી જોઇતી. બાપને વ્હાલી થવા દવા, દૂધ વગેરે આપવા આવે છે, હું કંઇ જાણે સમજતીજ ના હોઉં, ખરૂં ને? હું એના હાથનું દૂધ લઉં એટલે તેમાં ઝેર નંખાવે–તેમાં કંઈ સંશય નહીં. જરૂર એ તેમ કરાવ્યા વિના નહિ રહે."

એટલુ જરા જોરથી બોલી તેથી,–થાક ચઢવાથી–પથારીમા પડી. વિમળાની આંખમા પાણી ભરાઇ આવ્યાં. ચંચળલક્ષ્મીના પલંગ પાસે ત્રિપાય પડી હતી તેનાંપર દૂધનું પ્યાલું દવાની શીશી અને 'મેઝરગ્લાસ' ને પાણીનું પવાલું મૂકી, તે બીજા ખંડમાં ચાલી ગઇ. 'ઇઝીચેર' પર પડયાં પડયાં હૃદયનો ઉભરો ચક્ષુદ્વારા બહાર કાઢયો.

કૃષ્ણમુખે, ચંચળલક્ષ્મીને દવા આપી. વિમળાપર ચંચળ ગુસ્સે થઇ હતી તેથી કૃષ્ણ-

મુખ અંત કરણમાં તો રાજી થતો હતો, પરંતુ નંદશંકર બાજુના ખંડમાં બેઠા હતા તેથી, તેણે, ચંચળલક્ષ્મીને થોડાંક શિક્ષા વચનો કહ્યાં. કૃષ્ણમુખે મહિનામાં વીસ દિવસ નંદશંકરને ઘેર જમવાનું રાખ્યું હતું.

'નંદશંકરને પૈસે તાગડ-ધીન્ના કરવા' એ વ્રતધારી-કૃષ્ણમુખના આજે પણ, નંદશંકરને ઘેર ધામા હતા. તેમાં વળી હાલ તો ચંચળલક્ષ્મી માંદી હતી એટલે કૃષ્ણમુખ રાત્રિ દિવસ ત્યાંજ પડયો રહેતો. માત્ર કોઇ શિકારની આશા હોય તોજ બહાર જતો.

બપોરના કૃષ્ણમુખ કંઇ કાર્ય માટે બહાર ગયો હતો. નંદશંકર રાત્રિના ઉજાગરાને લીધે અત્યારે સુઇ ગયા હતા. વિમલા ચંચળલક્ષ્મી પાસે બેસી રહી હતી. દવાનો વખત થયાથી તેણે પૂછયુ "બા, દવા કાઢું? વખત થયો છે".

ચંચળ—"ના, મ્હારે હમણા નથી જોઇતી. કૃષ્ણભાઇ આવશે પછી લઇશ તુ ત્હારા ઓરડામાં જા. અહીં ત્હારૂં કંઇ કામ નથી."

વિમલાની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. થોડીવાર પછી વિમલાએ કહ્યું "બા, મામા મને કહી ગયા છે કે દવાનો વખત થાય ત્યારે તું દવા આપજે. ડાકટરે પણ કહ્યું છે કે વખતસર દવા આપજો. બા! દવા કાઢું, સાથે સતરૂં ખાશો કની?"

વિમલા પ્રત્યુત્તરની આશાએ ચંચળલક્ષ્મી તરફ જોવા લાગી,

જરાકવાર રહી ઘણુંજ કર્કસ સ્વરથી પ્રત્યુત્તર મળ્યો—'ના'.

વિમલા ત્યાંથી બીજા ખંડમાં ગઇ. ત્યાં આરામખુરશીમાં થોડીવાર શુન્ય થઇ પડી રહી. પછી બહાર આવી એક ચાકરડીને કહ્યું "ગંગા! જા, બાને દવા આપી આવ. ત્યાં ટેબલ ઉપર એક મોટી શીશી છે તેમાંથી દવા આપજે મને એક સતરૂં ને રકાબી આપી જજે."

ગંગાએ ચંચળલક્ષ્મી પાસે જઇ પૂછ્યું "શેઠાણી, દવા આપું?"

ચંચળલક્ષ્મીએ-હા-કહી. મછીએ દવા કાઢી આપી.

વિમલા. "કેમ ગંગા, બાએ દવા પીધી?"

ગંગા: "હા. બેન."

વિમલા—"લે, ગંગા, આ સંતરાની રકાબી બાને આપી આવ. પૂછી જોજે કે બીજું સંતરૂં જોઇએ છે. હા કહે તો બીજું એક લેતી આવજે."

ગંગા સંતરૂં આપી આવી—"બેન, બાને બીજું સંતરૂં નથી જોઇતું"—કહી પોતાને કામે લાગી.

હમેશ આ પ્રમાણે-એથીએ વિશેષ-બન્યે જતું ચંચળલક્ષ્મી ઘણાં ઘણાં કઠોર શબ્દો કહેતી પણ વિમલા તે સર્વ સહી જતી, ને ચંચળલક્ષ્મીની સારવાર કરવામાં લગાર પણ ખામી આવવા દેતી નહીં.

એક દિવસ સવારે વિમલા દૂધ ઉકાળીને લાવતી હતી. વિમલાનું ખંડમાં દાખલ થવું અને કૃષ્ણમુખે 'મેઝરગ્લાસ' માં દવા કાઢી-ચંચળલક્ષ્મીના હાથમાં આપવી, એ બન્ને એકજ વખતે બન્યાં. "અરે! મામી! એ દવા ન આપશો, એ પીવાની દવા નથી!"

એમ બુમ પાડતી વિમળા કૃષ્ણમુખ આગળ આવી, વિમળાને આમ બુમ પાડતી સાંભળી ચંચળલક્ષ્મી દવા પીવા માંડતી હતી તે અટકી જઈ, વિસ્મિત થઇ વિમળા તરફ જોઈ રહી વિમળાએ કહ્યું "મામા, એ પીવાની દવા નથી. એતો ચોળવાની દવા છે '

કૃષ્ણમુખે ચમકી જઇ જોયુ તો વિમળાએ કહ્યું તેમજ હતુ.

ચંચળલક્ષ્મી કૃષ્ણપર ચીડવાઇ "બળ્યું આ ત્હારૂં બહાર જવાનું બહારે જવાની ઉતાવળમાં તુ તો મને મારીજ નાખતે ને ? જા, તારે બહાર જવુ હોય જા હું મારે દવા લઇશ. વિમળા, આ દવા પાછી શીશીમા રેડી દે અને 'મેઝરગ્લાસ' સાફ કરી મને પીવાની દવા આપ." એમ કહી 'ગ્લાસ' પાસે પડેલી ત્રિપાયપર મૂકી તે સૂઈ ગઈ.

કૃષ્ણમુખ ખિશીઆણો પડી ગયો "બેન, ભૂલ થઇ ગઇ હતી, તેમા એટલી ગુસ્સે શુ થાય છે ? મ્હારે કંઇ બહાર જવાની ઉતાવળ નથી. હમણાં હમણાંનો તારો સ્વભાવજ એવો થઇ ગયો છે કે ઘડી ઘડીમાં ખિજવાઇ જાય છે."

ચંચળ–"હા. ત્હારો વાક છુપાવવાને મ્હેને વખોડ આટલા દિવસ સારી હતી ને હવે નઠારી લાગી ખરૂં કની ?"

વિમળાએ 'મેઝરગ્લાસ' સાફ કરી તેમા દવા આપી. ચંચળલક્ષ્મીએ દવા, ને દૂધ લીધા તેણે કોઈ પણ દિવસ–રહેજપણ નરમાસથી વિમળા સાથે રીતસર વાત કરી હે અને તેના હાથમાથી–હાથોહાથ દવા ને દૂધ લીધા હોય તો તે આજ પહેલ વહેલુ હત

રાત્રે ચંચળલક્ષ્મી પાસે નંદશંકર વગેરે બેસી બેસી વાતો કરતા હતા. કોઈ ખત ચંચળલક્ષ્મી, તેઓની વાતોમાં હુંકાર પૂરતી

' વિમળા, હવે તું સૂઇજા. આખો દિવસ ફેરાફેરા કરવાથી તું થાકી ગૅ ચોપડામાં પડશે તો ઉઠાડીશ અને શેઠ, તમે પણ જરા આરામ લ્યો. હુ અહીં બેઠો કરને મસલો લગાડવાની ઇચ્છાથી, કૃષ્ણમુખે કહ્યુ

આપી હતી 1

વિમળા "ના, મામા, તમે અને બાપુજી સૂઈ જાવ હું કાંઈ થાકી ગઇ મે કામ શુ કર્યું છે કે થાકી જાઉં ?"

અંતે એમ ઠર્યું કે વિમલાએ જાગવુ અને બે ત્રણ કલાક વિસા મકી કૃષ્ણમુ ગવુ નંદશંકર બહુ થાકેલા હોવાથી તેને આજ રાત્રે જગાડવા નહિ, એમ નક્કી થ તે પોતાના ખંડમા જઇ સૂઇ ગયા કૃષ્ણમુખે તો પથારીમાં પડતાની સાથેજ ઘોરવા માંડ્યું બે કલાક વીત્યા પછી ચંચલલક્ષ્મીએ કૃષ્ણમુખને બુમ પાડી. પરન્તુ કૃષ્ણમુખરામ રહેજ પણ સળવળ્યા કે વળસ્યા નહિ વિમળા જાગતી હતી તે બેઠી બેઠી કોઈ ચોપડી વાંચ્યા કરતી હતી અને વારંવાર ચંચળલક્ષ્મી ભણી જોયા કરતી હતી. તેણે, ચંચળલક્ષ્મીનો અવાજ સાંભળી, ચોપડી મૂકી દઇ પાસે જઇ પૂછ્યું "બા, શુ કામ છે ? તમારે કંઇ જોઇએ છે ?" તેણે કંઇ પણ ઉત્તર આપ્યો નહીં, થોડીવાર પછી ફરીથી કૃષ્ણમુખને બુમ મારી પણ કંઇ ઉત્તર ન મળવાથી કૃષ્ણમુખપર બડબડવા માંડ્યુ "આવી ઉંઘ તો કોઇની જોઇ નથી. મારી ચાકરી કરવા રહ્યો છે અને પાડાની કાણી પડ્યો પડ્યો ઘેરે ઘોરે છે ! હુ મરી જાઉં તોયે એને ખબર શાની પડે ? લોક તો જાણે કે બ્હેનની ચાકરી કરીને ઉધા

વળી જતો હશે, પણ એ કેટલી ચાકરી કરે છે તે મારૂં મન જાણે છે. અરે! એના મા-જનુંજ ક્યાં ઠેકાણું છે? આજ સંવારે કંઇની કંઇ દવા પાઈ દેતો હતો, અત્યારે હું પાણી વિના ટળવળું છું પણ ઉઠે છે?" વિ. વિ. વિમલાએ પાણીનું પ્યાલું લઇ ચંચળ-લક્ષ્મી આગળ ધર્યું પણ તેણે તેના તરફ લક્ષ્ય આપ્યું નહિ. વિમલા બિચારી પાણી લઇ ઉભી રહી. થોડીવારે તેણે કહ્યું:—"બા, પાણી લ્યોની, હું તમને પાઉં?"

ચંચળલક્ષ્મી પાણી લેતે તો નહિ, પણ તૃષા પ્રબળ થવાથી વિમલાના હાથમાંથી પાણીનું પવાલું ઝુંટવી લઈ પાણી પીધું.

ઝબકે કૃષ્ણમુખની આંખ ઉઘડી ગઈ. તેણે આળસ મરડતાં મરડતાં કહ્યું:—"વિમ-લા! તું હજી બેસી રહી છે? કેટલા વાગ્યા? (ઘટીકાયંત્ર ભણી જોઇ) ઓહો! પાંચ વાગી ગયા ને શું! મને ઉઠાડ્યો પણ નહિ? જા, તું સૂઇ જા. હવે હું ઉઠી જાઉં છું."

વિમલા:—"મામા, કંઇ કામ નહોતું પડ્યું એટલે નહિ ઉઠાડ્યા. બાની આંખ હમણાંજ રહેજ મળી ગઇ છે. કંઇ અવાજ થશે તો જાગી ઉઠશે."

કૃષ્ણ:—"વારૂં, તે હું સમાલીશ"

૯ વિમલા ગઇ. કૃષ્ણમુખ નાતણ પાણી કરી આવી, ચંચળલક્ષ્મીના પલંગ પાસે પડેલી રશીમાં બેઠો. સ્હવારે જ્યારે ચંચળલક્ષ્મી જાગૃત થઇ ત્યારે—કૃષ્ણમુખ રાત્રે જાગ્યો ન'હિ કે—તેની ખૂબ ધૂળ ખંખેરાઇ અને અનિચ્છાએ વિમલાની તરફેણના એકાદ બે વાક્યો વિમ[illegible]ર્યા. આ પ્રમાણે વિમલાપરનું ઘેરાયેલું વાદળ ધીમે ધીમે વિખેરાઇ જતું લાગ્યું.

રહી. પછી બચ ચળલક્ષ્મીને એવું થઇ ગયું હતું કે,—દવા તો વિમલાજ આપે; દૂધ પણ ટેબલ ઉપર એ કંઇ કામ હોય તો ચંચળલક્ષ્મી વિમલાનેજ કહે. બીજા કોઇનું એને ગમં-જશે." [illegible]! ચંચળલક્ષ્મીના વર્તનમાં ફેરફાર થવાથી વિમલા કંઇક આનન્દમાં આવી ગંગાઅલક્ષ્મીની સારવાર ઉત્સાહથી કરવા લાગી.

[illegible] કૃષ્ણમુખ ડાકટરને ત્યાંથી દવા લઇ આવ્યો. વધારાના પૈસા નંદશંકરને આપી વિ[illegible]ક્ષ્મીના પલંગ પાસે પડેલી ખુરશીમાં બેઠો. બીજી ત્રીજી વાતો કર્યા પછી નંદશંકરે ગું—"કૃષ્ણમુખરામ, તમે મનસુખ વિષે કંઇ સાંભળ્યું કે?"

કૃષ્ણ:—"ના. વળી શું છે?"

નંદશંકર—"મનસુખરામ, કેદમાં જઈ આવ્યા તોએ ઠરીને બેસાયું નહિ, તે ઘણા-ના રૂપીઆ ખાલી ન્હાસી ગયા છે! પોલીસ તેની શોધમાં ફરે છે. માગનારાઓ ઘરપર ટાંચ લાવ્યા છે."

કૃષ્ણમુખે નિસાસો નાખી:—"જોષી કહેતા હતા કે એને શનિ નડે છે. તેથી બિચારા ખાખાવિખી થઈ ગયા. ગ્રહદશા આગળ મનુષ્યનું શું ચાલે? કેટલાયે સારા મનુષ્યો અટવાઇ ગયાં છે!"

નંદશંકરને આ વાત રૂચી નહિ, તે વાત ફેરવી બોલ્યા—"કૃષ્ણમુખરામ, આ સ્હવારે વિનોદનો પત્ર આવ્યો છે. તે લખે છે કે,—મધુશંકરભાઇ, [illegible] ડાકટરની પરિ

આપવા ગયા હતાને તે 'ફર્સ્ટ ક્લાસમાં પાસ થઇ આવ્યા છે અને ૭ મહિના થયા મુંબઈમાં 'પ્રેક્ટીસ' કરે છે. બહુ હોશિયાર છે. મેં એને બોલાવ્યા છે તેથી આજ રાત્રે સુરત આવવાના છે તેઓ જેને ત્યાં ઉતરવાના છે તેનું ઠેકાણું વિનોદે લખી મોકલ્યું છે. એનો વિચાર એમ છે કે તમારી બેન વાસ્તે એ ડાક્ટરને બોલાવીએ તમારો શું અભિપ્રાય છે?"

કૃષ્ણમુખ—"હું તો નથી ધારતો કે એ મયાશંકર એટલો હોશિયાર હોય! ઘણાં આપણે જે ડાક્ટરની દવા કરીયે છીએ તે શું કમ છે? નવા મનુષ્યની દવા કરતાં પહેલાં બહુ વિચારવાનું છે"

ચચળ—"તું કહી રહ્યો! મ્હારો વિચાર તો તેનીજ દવા ખાવાનો છે, માટે તું તેને તેડી લાવજે હું તેને ઓળખું છું તેનું રહેવાનું પણ આપણે ત્યાંજ રાખજો."

વિમલાપરનું વાદળ વિખેરાઇ ગયું હતું તેનું આ પરિણામ

નંદશંકર—"કૃષ્ણમુખરામ, તમે હાલ બપોરે મયાશંકરભાઇને મળી આવજો અને તેને અનુકુળ પડે તે વખતે આપણે ત્યાં આવવાનું કહેતા આવજો"

કૃષ્ણમુખ 'વારુ' કહી બહાર ગયો કૃષ્ણમુખ ગયા પછી પા કલાક રહીને ડાક્ટરનો કમ્પાઉન્ડર આવ્યો તેણે નંદશંકરને કહ્યું—"સાહેબ કૃષ્ણમુખભાઇ દવાના પૈસા આપી ગયા, પણ આ નોટ તો ખોટી છે! મ્હને ઉતાવળ હતી તેથી ધ્યાન ન રહ્યું એટલે નોટ લઇને દવાના આઠ આના કાપી લઇ સાડા નવ રૂપિઆ પાછા આપ્યા"

નંદશંકર—"કેટલા રૂપીઆ પાછા આપ્યા?"

કમ્પાઉન્ડર—"સાહેબ, સાડા નવ રૂપીઆ."

નંદશંકર—"મને તો કૃષ્ણમુખે કહ્યું કે,—આજે તેર આના લીધા!"

કમ્પાઉન્ડર—"ના સાહેબ, આઠજ આના લીધા છે મારી પાસે ચોપડામાં લખેલું છે ને"

નંદશંકર—"જા, ત્હારો ચોપડો લઇ આવ, પણ મ્હેં તો નોટ ખરી આપી હતી! એ નોટ બીજું કોઇ આપી ગયું હશે"

કમ્પાઉન્ડર—"આજે આપના સિવાય બીજા કોઇની નોટ નથી આવી"

નંદશંકર—"ઠીક ત્યારે એ નોટ મૂકી જા. હું તને બદલી આપીશ"

કમ્પાઉન્ડર ગયો નંદશંકર વિચારમાં પડયા. થોડીવાર તેણે વિમલાને કહ્યું—"બેન જોનો ત્હારા મામા પૈસા આપી ગયા તે પાછા ગણી જો, કેટલા છે?"

વિમલા:—"બાપુજી, નવ રૂપિઆ ત્રણ આના છે"

નંદશંકર કંઇ બોલ્યા નહિ પરન્તુ તેની નજર સ્વાભાવિક રીતે ચચળલક્ષ્મી તરફ ગઇ કમ્પાઉન્ડર ચોપડો લઇ આવ્યો નંદશંકરે જોયું તો તે દિવસના આઠ આના લખેલા હતા. તેણે બીજાં પાનાં ઉથલાવી જોવા માંડયાં અને અત્યાર સુધીમાં આપેલી દવાના લીધેલા પૈસા લખેલા જોઇ અજાયબ થઇ ગયા કેમકે તેમાં દવાના પૈસા દશ આનાથી વધારે લખેલા નહોતા, ઘણાં ખરા દિવસનો આઠ આના અને છ આના લખ્યા હતા. પણ નંદશંકરને તો કોઇ દિવસ કૃષ્ણમુખે બાર આનાથી ઓછા કહ્યા નહોતા!

નંદશંકર—"અચ્છા, આ ખાતુ અમારૂં છે કે? આમાં તો દશ આનાથી કોઇ દિવસ વધુ લીધેલા જણાતા નથી,"

કમ્પાઉન્ડર—"હા, સાહેબ એ ખાતું આપનુંજ છે. અને દશ આના તો સાહેબ, કોઇકજ દિવસના છે. બાકી ઘણું ખરા દિવસના તો છથી આઠ આના છે"

કૃષ્ણમુખને કમ્પાઉન્ડર આગળ ઉઘાડો નહિ પાડવાની ઇચ્છાથી નંદશંકરે કહ્યું—"કૃષ્ણમુખ ઉતાવળમાં બાકીના પૈસા આપતા ભૂલી ગયા હશે અથવા તો સાંભળવામાં ભૂલ થઇ હશે. કૃષ્ણમુખ તો અમારા ઘરનુ માણસ છે એટલે કંઇ હરકત નહિ" વિમલા ભણી જોઇ,—"બેન, કબાટમાંથી દશ રૂપિઆની નોટ કહાડી આપ"

વિમલાએ દશની નોટ કહાડી આપી, તે અને ચોપડો લઇ કમ્પાઉન્ડર ચાલ્યો ગયો.

કૃષ્ણમુખરામભાઇના આ પરાક્રમથી ચંચળલક્ષ્મીના મગજના 'થર્મોમીટર'નો પારો એકસો સાત ડીગ્રી સુધી ચઢી ગયો! તેને થયુ કે,—'કૃષ્ણમુખ ક્યારે આવે કે એને ઉધડો લઉં.' તે કૃષ્ણમુખના આવવાની રાહ જોવા લાગી કિન્તુ કૃષ્ણમુખ તે દિને દેખાયોજ નહિ. રાત્રે પણ તેના પત્તો નહોતો!

૭

બીજે દિવસે બપોરે કૃષ્ણમુખ આવ્યો. તેને ખબર ન હતી કે પોતાની ગેરહાજરીમાં પોતાનું પોકળ ઉઘાડું પડ્યુ છે. તેણે આવી ચંચળલક્ષ્મીની ખબર પૂછી આજે તેના મગજની 'હીટ' કંઇક ઓછી થઇ હતી, એટલે તે 'સારૂ છે' કહી મૂગી રહી.

નંદશંકર—"તમે, મયાશંકરભાઇને આપણે ત્યાં આવવાનું કહી આવ્યા, કાલે તમે કેમ દેખાયા નહિ."

કૃષ્ણમુખ—મયાશંકરને માટે મ્હે પાંચેક ધક્કા ખાધા પરન્તુ મને તે મળ્યા નહી! છેલ્લી વખતે ગયો ત્યારે કહાવ્યું કે–'મારેથી નંદશંકરને ત્યાં આવવાનું નહીં બને.' તે આજ રાત્રે મુંબઇ જવાના છે. કાલે હું નહિ આવ્યો તેનું કારણ કે મ્હારો ઘણો વખત તો મયાશંકર પાસે ધક્કા ખાવામાં ગયો. અને રાત્રે મારા એક મિત્રને ત્યાં જરા કામ હતુ તેથી ન છુટકે ત્યાં જવુ પડ્યુ."

નંદશંકરે વિસ્મિત થઇ પૂછ્યું—"શું, મયાશંકરે નાજ કહી? તે તમને મળ્યા હતા?"

કૃષ્ણમુખઃ—"તે મને મળ્યા નહોતા. તેણે પટાવાળા સાથે ના કહાવી મોકલી હતી."

આ સાંભળી વિમલા ખિન્ન થઇ

ચંચળલક્ષ્મીથી ન રહેવાયુ તેથી તેણે અમર ભાગી પૂછ્યુ—"કાલે દવાના કેટના પૈસા આપ્યા હતા?"

કૃષ્ણમુખ—"કેમ, મેં શેઠને કહ્યું ને? તેર આના આપ્યા હતા!"

અત્યાર સુધી તે જરા ધીમેથી બોલતી હતી, તે કૃષ્ણમુખનો જવાબ સાંભળી ઉકળી—"હવે વધારે જુઠુ બોલી પાપમાં શું કામ ઉમેરો કરે છે? ત્હારૂં કાળું મ્હોં સંતાડ! તને મ્હારા પૈસા ચોરી ઉપજતાં શરમે ના આવી? ત્હારે પૈસા જોઇતા હતા તો માંગ્યા

શું વાઈ થની હતી ? ત્હારૂં મ્હોં બળી ગયું હતું ? મનસુખરામના મામાની છોકરી–મ્હારી ખાસ બેનપણી છે–ને અહીં આવી ત્યારે કહેતી હતી કે–" વિમલાને તેડવા કૃષ્ણમુખ મુંબઈ ગયા હતા. તેણે મ્હારા ભાઇ પાસે 'ટ્રેનફેર'ના વીસ રૂપીઆ લીધા હતા." તેને થાક લાગવાથી બંધ પડી. નંદશંકરને, મનસુખ પાસે કૃષ્ણમુખે 'ટ્રેનફેર' લીધો તે સાંભળી નવાઇ લાગી, ને કૃષ્ણમુખપર ધિક્કાર આવ્યો. થાક ઉતરવાથી ચંચળલક્ષ્મીએ પાછું શરૂ કર્યું:—" તને 'ટ્રેનફેર'ના રૂપિઆ મ્હેં નહોતા આપ્યા ? અહીંથીએ લીધા ને ત્યાંથી પણ લીધા ! ત્હારે એમ કરવાનું શું કારણ ? હરામખોરી કે કંઇ બીજું ? અને રોજ મ્હારી દવા લાવતો તેમાંથીએ તેં પૈસા ચોર્યા ! તુ મારો ભાઇ છે કે દુશ્મન ? દશની નોટ પણ તું ખોટી આપી આવ્યો. અહીંથી તો તને ખરી નોટ મળી હતી કની ? ત્હારે ગન કે કોઇ કંઇ જાણવાનું નથી પરંતુ પાપ કંઇ છુપું રહે કે ? "

ચંચળલક્ષ્મીને નંદશંકરે વધું બોલતી અટકાવી. કૃષ્ણમુખ નીચું જોઇ સાંભળ્યા કરતો હતો. તેની ઉંચું જોવાની હિમ્મત ના ચાલી. એવામાં નોકરે આવી કહ્યું:—" શેઠ, બહાર કોઇ આવ્યું છે; તેણે આ ચીઠ્ઠી આપી છે."

નંદશંકરે તે લઇ જોયું, તો મયાશંકરના નામનો 'કાર્ડ' હતો. નંદશંકર ચંચળલક્ષ્મીને મયાશંકર આવ્યાની ખબર કહી, તેને બોલાવવા પોતે બહાર ગયા. કૃષ્ણમુખ એ જાણી બહુ ગભરાયો, કેમકે એ ભાઇ સાહેબ કંઇ મયાશંકરને બોલાવી લાવવા એકવાર ગયા નહતા. અને વળી પાછું હમણાંજ એવું પુરાણ વંચાયું હતું ! તેણે પલાયન કરવાની ચળવળ કરી, કિન્તુ ચંચળલક્ષ્મીએ બે ત્રણ કડવા શબ્દો કહી તેને રોક્યો નંદશંકર મયાશંકરને લેઇ પાછા આવ્યા. મયાશંકર ખંડમાં દાખલ થયો કે પહેલી વિમલા અને મયાશંકરની " મળી દષ્ટો દષ્ટ ! "

મયાશંકરે કૃષ્ણમુખને જોઇ:—" સાહેબજી, મી. કૃષ્ણમુખરામ ! " એમ કહી 'શેકહેન્ડ' કરવા હાથ લબાવ્યો. કૃષ્ણમુખે ન છુટકે 'શેકહેન્ડ' કર્યો. સર્વ બેઠા પછી જરાવારે નંદશંકરે વિમલાને કહ્યું:—" બેન, પાણી મંગાવ. "

વિમલા પાણી લાવવા જતી હતી, તેને ચંચળલક્ષ્મીએ પાસે બોલાવી કહ્યું:—" ભટને ચહા મૂકવાનું પણ કહેતી આવજે."

મયાશંકર:—" કોઇને હવે કેમ છે ? મ્હને વિનોદે અને સરસ્વતી ભાભીએ કહ્યું હતું કે–તમે જાતે જઇ ફોઇની તબીયત કેમ છે તે જોઇ આવજો."

વિનોદનું જોઇ મયાશંકર પણ ચંચળલક્ષ્મીને ફોઇ કહેતો.

નંદશંકર:—" કંઇ ફેર નથી પડતો. મેં, તમને તેડવા કૃષ્ણમુખને મોકલ્યા હતા; પણ એણે તો કહ્યું કે–તમે અહીં આવવાની ના કહાવી છે ! "

મયાશંકર:—" ના. મને તો કોઇ બોલાવવા નથી આવ્યું ! મ્હને વિનોદે કહ્યું નહિ હોત તો પણ હું ફોઇની ખબર કાઢવા આવવાનોજ હતો. તમને મળ્યા વિના મુંબઇ નહોતો જવાનો. આજ સ્હવારનાજ હું તમને મળવા આવવાનો હતો, પરન્તુ એક પેશન્ટને તપાસવામાં રોકાઇ ગયો તેથી ન બન્યું."

નંદશંકર:—" કૃષ્ણમુખરામ, તમે ગયા હતાને ? "

કૃષ્ણમુખે ગળગળતો ઉત્તર દીધોઃ—"હા. મને પટાવાળાએ કહ્યું કે-ડાક્ટર તો આજે રાત્રે જવાના છે. અને તમારે ત્યાં આવવાનું નહીં બને."

ચંચળલક્ષ્મીએ ભ્રમર ચઢાવી કહ્યુંઃ—" કેમ, તું તો એમ કહેતો હતો તે કે,-મયાશંકરભાઇએ પટાવાળા સાથે ના કહાવી ? "

કૃષ્ણમુખ જુઠું બોલ્યોઃ—" ના. મ્હેં એમ નહોતું કહ્યું. "

મયાશંકર ચેતી ગયો કે આ મહેરબાન ખોટું બોલે છે. નંદશંકરે એ વાત પડતી નાખતાં કહ્યુંઃ—" હશે હવે; કંઇ સમજફેર થઈ હશે. "

આ વાત વિમળા દ્વાર આગળ ઉભી રહી સાંભળતી હતી. મયાશંકરે અહીં આવવાની ના કહી નહતી તે જાણી રાજી થઇ.

વિમળાએ પાણી લાવી નંદશંકરને આપ્યું. તે પાછી ભોજનખંડમાં ચહા બનાવવા ગઇ.

નંદશંકરઃ—" મયાશંકરભાઇ, જુવોની કેટલાએ મહિના થયાં આ ડાક્ટરની દવા ચાલુ છે; પણ કંઈ ફેર પડતો નથી. તમે તપાસો. તમને શું લાગે છે ? "

નંદશંકરના કહેવાથી મયાશંકરે ચંચળલક્ષ્મીના રોગની બારીકાઇથી ચિકિત્સા કરી. તેણે નંદશંકરને કહ્યુંઃ—" કંઇ ફીકર કરવા જેવું નથી. હું દવા લખી આપીશ. પણ તમે કેઇને હવાફેર માટે કંઇ લઈ જાવ. "

નંદશંકરઃ—" ક્યાંની હવા વધારે અનુકૂળ થશે ? "

મયાશંકરઃ—" ડુમસ જાઓ. સુરતથી નજદીક પણ પડશે અને ત્યાં બધી સગવડ પણ મળશે. ત્યાંની હવા પણ ઘણી સારી છે. "

ગહા આવવાથી વાત બંધ થઇ. સર્વેએ ચહા પી પાન ખાધું.

મયાશંકર ' પ્રિસ્ક્રિપ્શન ' લખી આપી જવા ઉઠ્યો. તેને નંદશંકરે આગ્રહ કરી બે ત્રણ દિવસ પોતાને ઘેર રહેવાનું કહ્યું. નંદશંકરના બહુ આગ્રહને લીધે મયાશંકરથી ના કહેવાઇ નહિ. અને ના કહેવાનું મન પણ શાનું થાય !

મયાશંકરઃ—" વારુ ત્યારે કાલ રાત્રે હું જઇશ. હું જેને ત્યાં ઉતર્યો છું તેને મળીને સાંજે અહીં આવીશ. " આમ કહી તે ગયો. કૃષ્ણમુખભાઇ તો મયાશંકર ગયા પછી-' હું જરા બહાર જઇ આવું છું ' કહીને ગયા તે ગયાજ.

મયાશંકર એક દિવસ નંદશંકરને ઘેર રહી મુંબઈ ગયો. ત્યાં જઈ તેણે નંદશંકરના ઘરનું વાતાવરણ બદલાયાની ખુશ ખબર વિનોદ અને સરસ્વતીને કહી. એ સાંભળી વિનોદથી હસ્યા વિના રહેવાયું નહિ. તેણે સરસ્વતીને કહ્યુંઃ "ત્યારે તો આપણા આ ડાક્ટર સાહેબ સુરત જઇ લગ્નનું નક્કી કરી આવ્યા લાગે છે ! "

પ્રિયજનોની આવી જાતની મશ્કરીમાં પણ એક જાતનો આનંદ રહેલો હોય છે.

હમેશના નિયમ પ્રમાણે એક સાંજે મયાશંકર વિનોદને ત્યાં આવ્યો; તેને વિનોદે કહ્યુંઃ " ડાક્ટર આજના પત્રમાં ફુવાજી લખે છે કે—તમારા 'ઇન્સ્ટ્રકશન' પ્રમાણે ડુમસ જવાથી અને તમે 'પ્રીસ્ક્રાઇબ' કરેલા 'મિક્શ્ચર'થી ફોઇની તબીયતમાં ઘણો સુધારો થતો જાય છે. મને આ બે મહીનામાં એકે વાર તેડાવવાનું લખ્યું નથી. પરન્તુ આજે તો કંઇ બહુ ખુશ થઇ ગયા લાગે છે. ફોઇએ મને, તને અને તારી ભાભીને ડુમસ થોડા દિવસ રહેવાને આગ્રહપૂર્વક નિમંત્રણ આપ્યું છે. "

મયાશંકરઃ—"ત્યારે જાઓ ડુમસ. મારાપર પણ નંદશંકરનો પત્ર છે. તેમાં એકવાર ફરીથી ફોઇને તપાસી જવાનું લખ્યું છે મારો વિચાર આવતા અઠવાડિયામાં જઇ આવવાનો છે. તારી 'પ્રીવીલેજ લીવ' (હકની રજા) ચડેલી છે. એટલે તારાથી એકાદ મહિનો ત્યાં રહેવાશે તારો જો વિચાર થતો હોય તો હાલ થોડા દિવસની રજા લે. તને ત્યાં ઠીક પડે તો પછી વધારે રજા મંગાવજે."

વિનોદઃ—"વધારે રજાગજાની વાત નહિ. થોડીક તો 'રજા બેલેન્સ'માં રહેવી જોઇએ કની? કોઇ વખત કામ લાગે. અરે! મોઈ વખત શું? તારા લગ્નમાં આવવું પડશે કની, કંઇ છુટકો થવાનો છે? મારી ઇચ્છા છે કે થોડોક વખત ડુમસ રહી આવું. ઉમળ્યાં બે વર્ષ થયાં ક્યાંઇ ગયો નથી. પણ તું ત્યાં કેટલા દિવસ રહેશે?"

મયાશંકરઃ—"તું જાણે છે ને? માગથી કાંઇ વધારે દિવસ ડુમસમાં રહેવાય? હું તો એકાદ બે દિવસ રહીશ."

વિનોદે રજા લઇ ડુમસ જવાનું નક્કી કર્યું અને નંદશંકરને એ બાબતનો પત્ર લખી દીધો. તેઓએ માજીને મળ્યા પછી ડુમસ જવાનુ રાખ્યું.

મયાશંકર, વિનોદ અને સરસ્વતી સવારની ટ્રેનમાં સુરત આવ્યાં. વિનોદે ગાડીવાળા સાથે ડુમસ જવાનું ભાડુ નક્કી કરી, તેને બે વાગે ગાડી લાવવાનું કહ્યું. નોકરને સામાન ઘરમાં મૂકવાનું કહી; એ ત્રિપુટી માળ ઉપર પુજાના ખંડમાં આવી. "માજી!" એમ વિનોદે બૂમ પાડી. માજીએ પાછા ફરી જોયું. "આવ દીકરા, શરીર તો સારૂં છે કની? કાલે તારો કાગળ મળ્યો ત્યારે મને તો ફાળ પડી હતી કે એકદમ સુરત આવવાનું કેમ લખે છે. મયાશંકરભાઇ અહિં આવ્યા હતા ત્યારે તેણે કહ્યું હતું કે બધાં કુશળ છે. પણ સુરત આવવાનો કાગળ વાંચીને મને કંઈ કંઈ વિચાર આવી ગયા. સરસ્વતીને તેડી લાવ્યા છો?"

સરસ્વતી બહાર ઉભી હતી તેણે પૂજાના ખંડમાં જઈ માજીને પ્રણામ કર્યા. માજીએ તેને આશીષ આપી

વિનોદઃ—"માજી, તમે આને તો બોલાવ્યોજ નહિ! આ મૂર્તિને તો જરા નિહાળો!" એમ કહી મયાશંકરનો હાથ પકડી ખંડમાં ખેંચ્યો. માજીઃ—"કોણ મયાશંકરભાઇ! આવો ભાઇ સારા છો ને?" મયાશંકરઃ "હા, માજી."

વિનોદ વગેરે જમીને માજી સાથે વાતો કરતા હતા. વિનોદે સુરત આવવાનું કારણ માજીને જણાવ્યું. વાતમાં ને વાતમાં બે વાગ્યા. ગાડીવાળાએ નીચેથી બૂમ પાડી. મયાશંકર, વિનોદ અને સરસ્વતી ગાડીમાં બેઠાં. મુંબઇથી વિનોદ 'ફ્રુટ' લાવ્યો હતો, તેમાંથી થોડું માજીને વાસ્તે રહેવા દઇ બાકીના ફ્રુટનો કરંડીઓ તથા સામાન વગેરે લઈ લીધો.

વિનોદઃ—"માજી, આઠેક દિવસ પછી હું પાછો સુરત આવી જઇશ. તમે કહ્યું છે તે પ્રમાણે રજાના થોડા દિવસ સુરતમાં ગાળીશ."

નંદશંકરે ડુમસમાં 'મોટી ચોપાટી' જવાના રસ્તા ઉપરનો એક બંગલો ભાડે રાખ્યો હતો, ત્યાં વિનોદની ગાડી આવી ઉભી. પોતાના બંગલા આગળ ગાડી ઉભી રહી જાણી નંદશંકર બહાર આવ્યા. વિનોદ વગેરેને જોઈ પ્રસન્ન થયા. સર્વ બંગલામાં જઇ ચંચળલક્ષ્મી અને વિમલાને મળ્યાં. ચંચળલક્ષ્મીની તબીયત ઘણી સુધરેલી જોઇ, મયાશંકર, વિનોદ ને સરસ્વતી બહુ રાજી થયાં.

વિનોદે એક દિવસમાં જોઈ લીધું કે ચંચળલક્ષ્મીના વર્તનમાં બહુ ફેર પડી ગયો છે. તેનું કારણ જાણતાં વિનોદને મહેનત ના પડી કેમકે ચંચળલક્ષ્મીના સ્વભાવમાં ફેર પાડનાર વિમળાએ મેળાપપૂર્વક કરેલી સારવાર હતી. વિમળા સરસ્વતી અને વિનોદનું વર્તન એવું હતું કે,—જાણે તેઓને ચંચળલક્ષ્મીના કડુવેણનો આસ્વાદ એક પણ દિવસ લીધો ન હોય. આથી ચંચળલક્ષ્મીને પોતાના આગલા વર્તન માટે બહુ લજ્જા આવતી હતી.

* * * * * * * *

ચંચળલક્ષ્મી પોતાની સંપૂર્ણ તન્દુરસ્તી મેળવી સુરતથી રૂમસ પાછા ફર્યા છે. તેના સ્વભાવના પરિવર્તનના પરિણામમાં વિમળાના મયાશંકર સાથે લગ્ન થઇ ગયાં છે. આજે વિદાયગિરીનો દિવસ છે. મયાશંકરના ભાઇ, તેનાં પત્ની અને પેલાં ત્રણ બાળકો પણ આવ્યાં છે. મયાશંકર વિગળાસહ પોતાનાં વૃદ્ધ માતુશ્રીને પગે લાગી, થોડા દિવસ રાજકોટ રહી પછી મુંબઇ જવાના છે. નંદશંકરે સર્વને સારી વિદાયગિરી આપી વળાવ્યા. વિમળાએ વડિલોને પગે લાગી વિદાય માગી. છેલ્લે ચંચળલક્ષ્મી પાસે ગઇ, તેને પગે લાગી. આ સમય તેનું હૃદય ભરાઈ આવ્યું. તેણે વિમળાને વક્ષસ્થળ સાથે ચાંપી. તેના ચક્ષુમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. તેનાથી કંઇ વધુ બોલાયું નહિ. ફક્ત એટલુંજ બોલી: "વિમળા તહારા કપડાની ટ્રંકમાં એક નાની સુખડની પેટી છે. તને જ્યારે નવરાશ મળે ત્યારે તું તે ખોલીને જોજે."

વિમળાને, રાજકોટ આવ્યા પછી થોડાક દિવસ સુધી નવરાશ ન મળી, કેમકે મયાશંકરના ભાઇએ સર્વ સગાં અને સ્નેહીઓને મયાશંકરનાં લગ્નની ખુશાલીમાં એક પાર્ટી આપી હતી એક દિવસ વિમળા નવરી પડતાં ચંચળલક્ષ્મીએ આપેલી પેટી ઉઘાડી. તેમાં એક પત્ર અને ચંચળલક્ષ્મીની મનગમતી પાણીદાર હીરા અને મોતીની નાકે પહેરવાની એક કિંમતી વાળી હતી વિમળાએ તે પત્ર ઉકેલી વાચવા માંડ્યો.— —

સુરત—

ચી. વિમળા !

"આ પત્ર જોઇ તું અજાયબ થશે. કેમકે તારા પરનો આ મારો પ્રથમજ પત્ર છે. તું મુંબઇ હતી ત્યારે, તું આરોગ્ય હતી પણ મેં તારા પર કોઇ દિવસ પત્ર લખ્યો નથી.

આ પત્ર જોઇ રખે મનમાં ભ્રાંતિ ધરતી, કે વળી કંઈ મારા તરફથી કડુવેણ સાંભળવાના અપૂર્ણ રહ્યાં હશે તે આ પત્રથી હું પૂર્ણ કરતી હોઇશ. વિમળા તેમ નથી. પણ મારા હૃદયમાં ન સમાતા વેગને આ પત્રદ્વારા કંઇક ખાલી કરૂં છું.

વિમળા ! મારૂં હૃદય શૂન્ય છે. એમ તને લાગતું હશે. પણ પહેલાં તેમજ હતું. માતા વિનાની બાળકી તરફ મારી શું ફરજ છે તે હું સમજી શકી નહતી. તારી સાથે માતા તરીકે તો નહિજ પણ ઉલટું—એ તો શોક્યની પુત્રી તેમાં મારે શું લેવા દેવા —એ વિચારે તારી તરફના મારા વર્તનને દુર બનાવ્યું હતું. હવે તો તેનો ખ્યાલ માત્ર આવતાં હૃદય ખિન્ન થાય છે; પણ ત્યારે તો એવા વર્તમાનમાંજ આનંદ લાગતો હતો.

તું એમ ન ધારતી કે મેં તને દીધેલું દુઃખ હું વિસરી ગઇ હોઇશ. પણ તેનો ખ્યાલ તને આવતો હશે તેના કરતાં કંઇક વિશેષ મને આવતો હશે. દુઃખ દેનારને

દુઃખ ખમનારની લાગણીનો પૂરો ખ્યાલ આવે નહિ, એ ખરૂં છે પણ તું તો મેં તને જે જે દુઃખો દીધાં છે તેટલાંજ જાણે છે. પણ તારે માટે યોજેલાં કિન્તુ ફલીભૂત ન થયેલાં, એવા અનેક કષ્ટોનો તને શું ખ્યાલ આવે?

અત્યાર પહેલાં મેં તારૂં એક પણ દિવસ હિત ચાહ્યું ન હતું. તારી જગ્યાએ કોઈ બીજી છોકરી હોત તો હું નથી ધારતી કે તારા જેટલું કષ્ટ મુંગે મ્હોંએ સહન કરી શકત. આ સહનશીલતાનો વારસો તને તારા પિતા તરફથી મળેલો લાગે છે.

વિમળા! તું તો મને તારી માતાજ ગણતી આવી છે. પરંતુ આ નિષ્ઠુર હૃદયે તને પુત્રી ગણી નહોતી. મારી માંદગીમાં મારી પોતાની છોકરી હોત તોપણ—તારી ચાકરી જેટલી તેં કરી હતી તેનો પા ભાગ પણ તે કરી શકત નહિ. તું, સરસ્વતી, વિનોદ અને તારા પિતા તો મારી માંદગીની વાત નીકળે છે ત્યારે ખિન્ન થાઓ છો. પણ હું તો હર્ષ પામું છું; કેમકે હું માંદી ન પડી હોત તો મને તારી કિંમત કેટલી છે તેની કંઈ ખબર પડત નહિ; અને મારા ભાઈના ખરેખરા રૂપનું મને કદિ પણ ભાન થાત નહિ.

વિમળા! તારા—(મારી ઓરમાન પુત્રીના)—અને કૃષ્ણમુખ—(મારા સગા ભાઈ)નાં સ્વભાવની તુલના કરતાં અત્રે પહેલી તારી એક 'નોટબુક' માંની કડીઓ અહિં ઉતારૂં છું તે બસ છેઃ—

"હસી હસાવી કલીએ કલહ કરાવ્યાં;
કેવાં પ્રયત્નો મન કેવી રીતે ભમાવ્યાં."

તને કહેવાની જરૂર નથી કે હંસ કોણ અને કલી કોણ?

વિમળા! તારા સદ્ગુણોનું વર્ણન હું કરી શકતી નથી. હું કંઈ તારા જેટલી શિક્ષિત નથી કે મારાં તારી તરફનાં ક્રૂર વર્તન માટે મારૂં હૃદય કેટલું બળે છે તે શબ્દોમાં ગુંથી તને દર્શાવી શકું.

તને દુઃખ દઈ હું માનતી હતી કે—મને સુખ થાય છે. હવે મને લાગે છે કે મેં કોઈ દિવસ ન અનુભવેલી શાંતિ હું અનુભવું છું.

મારે કહેવાનું તો ઘણુંએ છે તેનો કંઈ પાર આવે તેમ નથી. પણ હવે બંધ કરૂં છું.

આ પત્ર સાથેની મારી નજીવી ભેટ તું સ્વીકારજે. એ વાળી હું તને એક સૌભાગ્ય ચિન્હ તરીકે આપું છું.

તમે ઉભય સર્વદા સર્વ રીતે સુખી રહો અને વિનોદ તથા સરસ્વતી સાથેનો તમારો સંબંધ અચળ અને સુખદાયી નિવડો.

લી. તમારી માતાના
આશીષ.

* વાંચક! ચંચળલક્ષ્મીના અંતઃકરણમાંથી નિકળેલાં, તેના ઉપલા પત્રને અંતે આપેલા આશિર્વચનો ઉભય યુગલોના સંબંધમાં સંપૂર્ણ રીતે ફલીભૂત થયા છે.

# વિચિત્ર વદન.

લેખકઃ—રા. રા. જનકરાય માધવરાય મજમુંદાર.

* * * * * વસંત ઋતુ ચાલતી હતી. ખુશનુમા સવાર હતું અને શીતળ મંદ મંદ પવન વાતો હતો. બહાર ફરવા જવાનો વિચાર, થવાથી હું ને મારા મિત્ર મી. સત્યવંતરાય મજમુંદાર પાર્ક તરફ નીકળી પડ્યા. બાગની લીલા જોતા ને આમતેમ ફરતા બે ત્રણ કલાક વ્યતીત થઇ ગયા. દશેક વાગ્યાના સુમારે ઘેર આવ્યા. દ્વાર ઉઘાડી અંદર ગયા એટલે નોકર સામો આવીને બોલ્યો "માફ કરજો સાહેબ ? આપના ગયા પછી કોઇ એક ગૃહસ્થ આવ્યા હતા. પણ આપ ન-હોવાથી પાછા ગયા." "ત્યારે તે અંદર કેમ ન બેસાર્યા ?" મેં પુછ્યું. "તેઓ અંદર બેઠા હતા, પણ તેઓ બહુ અસ્વસ્થ જણાતા હતા અને જેટલી વાર રહ્યા ત્યાં સુધી આમતેમ રૂમમાં આંટા માર્યા અને ઘડી ઘડી બારીએ જઇ આપની આતુરતાથી વાટ જોતા હતા અને છેવટે શું તે નહીંજ આવે ?" એમ બબડી અને થોડાજ સમયમાં આવવાનું કહી પાછા ગયા."

"ખરેખર" મી. સતુભાઇ બોલ્યા "તે મને કોઇ કેસમાં રોકવા ધારે છે અને તેની આતુરતા ઉપરથી જણાય છે કે તે અગત્યનો હોવો જોઈએ * * * પછી હું ટેબલ પાસે ગયા અને ટેબલ ઉપર પડેલી એક તમાકુ પીવાની પાઇપ (Pipe) જોઇને મી. સતુભાઇ બોલ્યાઃ—"અરે આ મારી પાઇપ ન હોય. તે માણસ ભુલી ગયેલો હોવો જોઇએ. કેવી સુંદર ! ખરેખર તે માણસનું ચીત્ત ઠેકાણે હોતુ ન જોઇએ, કારણ આવી કીંમતી અને બહુ વહાલી પાઇપ કોઈ ઇરાદાપૂર્વક મુકી ન જાય."

"કેમ જાણ્યું આ પાઇપ તેને બહુ પ્રીય છે ?" મેં પ્રશ્ન કર્યો

"એ ! આની મુળ કીંમત આઠેક આના છે ને તે નાળચાએ ને મોએ એમ બે ઠેકાણે સમરાવેલી છે તે વળી રૂપાના વાળાથી. અને તે સમરાવવાની કીમત તેની મુળ કીમતથી વધી જાય છે. જો તેને એ પ્રીય ન હોત તો તે નવીજ ખરીદત." મી. સત્યવંતરાયને પોતાની હમેશની રીત મુજબ આમતેમ ફેરવીને જોતા જોઈ મે પુછ્યું. 'બીજુ કંઇ વધારે ?"

"આનો માલીક એક મજબુત, જુવાન, ડાબોડી, નીસ્કાળજીવાળો અને ઉડાઉ માણસ છે."

"કેવી રીતે ?" મે પુછ્યું.

"કેમ ! આતો તદ્દન સ્પષ્ટ છે કારણ આવી પાઇપ વાપરનાર કોઇ ખાનદાન હોવો જોઇએ. અને પાઇપની અંદરથી જરા તમાકુ ખંખેરી બોલ્યા આ ચાર આને તોલાના ભાવની તમાકુ છે અને તેનાથી અર્ધી કીમતે સારી તમાકુ મળી શકે, તેથી જણાય છે કે તે ઉડાઉ છે. વળી તે પાઇપ દીવેથી સળગાવતો હોવો જોઇએ કારણ આના મોંના કેટલોક ભાગ બળી ગયો છે અને અલબત દીવાસળીથી એમ થાય નહીં અને તે જમણી બાજુએ છે તેથી તે ડાબોડી છે. તદુપરાંત આના નાળચાના છેડે દાંત બેઠેલા છે તેથી જણાય છે કે તે મજબુત સ્નાયુ/સારા દાંતવાળો ને જુવાન માણસ છે. સમજ્યા ? જો હું ભુલતો ન

હોઈ તો તે માણસ આવતો જણાય છે તેથી આપણે એને જાતેજ જોઈ લઈશું.

\+ – + + + + +

મારા મીત્ર મી. સત્યવંતરાય મજમુદાર એક પ્રખ્યાત ડીટેકટીવ છે. તેઓ હાલ મુંબઈમાં રહે છે. હાલમાં વધતા જતા ગુના તથા ઘણાએક ભેદભરેલાવાળા કેસો પકડી ઘણી નામના મેળવી છે. અને તેમનું નામ આખા મુંબઈમાં પ્રસીદ્ધ છે; તે ઉપરાંત તે ઘણી અદ્દભુત તર્ક શક્તી ધરાવતા હોવાથી માણસના ચહેરા ઉપરથીજ તેનો સંપુર્ણ વૃતાંત કહી દેતા, વળી તેઓનું શરીર હ્રષ્ટપુષ્ટ ને કસરતથી કેળવાલું છે. ચહેરો ભવ્ય અને મુકાબલામા ગમે તેવાને હંગવી દેવાને શક્તીમાન છે. મારે તેમની જોડે ખાસ અંગત મીત્રતા છે અને ઘણું ખરૂં આમે એકજ મકાનમાં રહેતા. મી. સતુભાઈ એક ઘડી પણ નવરા રહેતા નહતા. એક કેસનો પત્તો લગાડયે કે બીજો કેસ આવી હાજર થતો. અને દરેકમાં ઈશ્વર કૃપાએ ફતેહમંદ થતા. તેઓનું નામ આખા શહેરમાં પ્રસીદ્ધ હોવાથી દરેક માણુસ તેઓની સલાહ લેવા આવતું.

* * * * * * *

એક પળમાં દરવાજો ઉઘડયો અને એક ઉંચા ભરાવદાર યુવાને પ્રવેશ કર્યો તે તદન શુરા પોશાકમાં સજ્જ થયેલો હતો. તેની ઉમ્મર લગભગ ત્રીસેક વર્ષની હતી.

" માફ કરજો સાહેબ; કારણ હું એકદમ અંદર આવ્યો, સમજ કે અત્યારે મારૂં ચીત્ત ઠેકાણે નથી " અને ચીત્તભ્રમ [ મેડ ] માણસની પેઠે કપાળે હાથ મુકી બેચેની દર્શાવતા ખુરશી ઉપર બેઠો.

" મને લાગે છે કે તમે આજ ત્રણ દીવસથી ઉંઘ લીધી નથી." મી. સતુભાઈ પોતાના હંમેશના સાદા ને આનંદી સ્વભાવ પ્રમાણે બોલ્યા. " અને તેજ માણુસની મનોવ્યથા કેટલી છે તે કહી આપે છે અને હું આપને પુછવાની રજા લઈશ કે આપને હું કેવી રીતે મદદકર્તા થઈ શકું?"

" સાહેબ ! મારે આપની સલાહની જરૂર છે કારણ આથી મારી જીંદગીના ચુરેચુરા થઈ જાય એમ છે અને આ બાબત મારે શું કરવું તેની સુઝ પડતી નથી. "

" ત્યારે મને આ બાબતમાં ડીટેકટીવ તરીકે રોકવા ધારો છો ? " મી. સતુભાઈ બોલ્યા.

" અવશ્ય, વળી મારે ન્યાયદ્રષ્ટિએ આપની સલાહની પણ જરૂર છે." નવો આવનાર બોલ્યો અને તેની બોલી ઉપરથી સ્પષ્ટ ભાસતું હતું કે બોલવું એ એને કાર્ય કાર્ય થઈ પડયું હતું. તેના મનમાં વિચાર ઘોળાયા કરતા હતા.

" સાહેબ ! "તેણે આગળ ચલાવ્યું. " આ ઘણી ગંભીર બાબત છે કારણ લોકો પોતાના ઘરની બીના બીજાને જણાવવા રાજી હોતા નથી, અને પોતાની સ્ત્રીની બીજા અજાણ્યા માણુસ સાથની વર્તણુક કોઈ આગળ ચર્ચવી એ કેટલું ભયંકર છે. .....પણ શું કરૂં ! લાચાર છું કે મારે આપની સલાહની જરૂર છે. "

" પણ પ્રાય ડીયર મી. પુરંદર.........! "

આ અજાણ્યો એકદમ ખુરશીમાંથી ઉભો થયો. “ શું તમે મારૂં નામ જાણો છો ?”

“ જો તમારે છુપું રાખવું હોત તો તમે તમારા કૉલરના છેડે તમારૂં નામ ન લખત અથવા વાત કરનાર સાથે પીઠ ફેરવીને ઉભા રહ્યા હોત.” મી. સતુભાઇ હસીને બોલ્યા.

“ મારા દોસ્ત મારે તને કહેવું જોઇએ કે મેં આ રૂમમાં ઘણા છુપા ભેદો સાંભળેલા છે ને ઈશ્વર કૃપાથી બધામાં ફતેહમંદજ થયેલો છું અને ખાત્રીથી કહું છું કે તમારા કેસમાં પણ સક્સેસફુલજ થઇશ. પણ હાં આગળ ચલાઓ.”

“ જુઓ મીસ્ટર સત્યવંતરાય ! બીના એ છે કે હું પરણેલો છું. મને પરણે આજ કાલ ત્રણ વર્ષ થઇ ગયાં છે. જે સમયમાં હું ને મારી સ્ત્રી એક બીજાને ઘણુજ હેતથી ચાહતાં, હમારે વિચાર કે વાણી કથાયમાં જુદાઇ નહતી. હાલમાં ગયા સોમવારથી હમારી વચ્ચે મતભેદ ઉઠ્યો છે. મને લાગે છે કે તેની જીંદગીમાં કંઇક ભેદ છે અને તેજ કારણથી એક બીજાનાં મન ઉચ્ચાં થઇ ગયાં છે. અને તે ભેદ હું જાણવા માગું છું પણ આગળ કહું તે પહેલાં મારે એક વાત જણાવવી જોઇએ તે એકે મારી સ્ત્રી મને ચાહે છે એ નીઃશંદેહ છે. તે પણ ખરા જીગરથી. તે હું જાણું છું ને મને લાગે પણ છે. તે વિષે મારે ચર્ચા ચલાવવી નથી.—પણ હમારા વચ્ચે કંઇક ભેદ છે—જે ખુલ્લો થયા વિના હમે એક થઇ શકીશું નહિ.”

હવે હું તેણીનું જાણું છુ એટલું વૃતાંત કહીશ. “ તેણી વિધવા છે અને પ્રથમ મેં જોઈ ત્યારે તેણી ફક્ત બાવીસ વર્ષની હતી. તે વખતે તેનું નામ મીસીસ હેબરન હતું. તે બચપણમાં સાંધ ગઇ હતી. ત્યાં હૈદરાબાદમાં મી. હેબરન નામના ખાનદાન શીધી જે વકીલનો ધંધો કરતો હતો તેની સાથે પરણી. તેઓને એક સંતાન પણ પ્રાપ્ત થયેલું. દરમીઆન ગામમાં પ્લેગ ફાટી નીકળવાથી તેનો પતી ને બાળક મરણ પામ્યાં. ( મેં તેના મૃત્યુનું સરટીફીકેટ જોયું છે, ) તેથી તેણીએ હૈદરાબાદ છોડી અહીં મુંબઇ આવી. તેનો ધણી તેની પાછળ બાર હજાર રૂપીયાની મીલ્કત મુકી ગયો છે જે બેન્કમાં તેણીના નામે જમે છે. તેણી મારાથી થોડેક દુર રહેતી હતી. અહીં આવ્યાને ૭ માસ પછી મેં પ્રથમ તેણીને જોઇ. એક બીજા સાથે પ્રેમમાં બંધાયાં અને પખવાડીઆમાં લગ્ન પણ થયાં.”

“ હું અહીં રેશમનો વેપાર કરૂં છું. મારી આવક ૮૦૦૦ રૂપીઆ છે તેથી હમે દરીઆ કીનારે એક સુંદર બંગલામાં રહીએ છીએ. હમારી સામે કેટલાક અંતરે એક નાના ઘર શીવાય બીજી કોઇની વસ્તી નથી. મારા વ્યાપારાર્થે કોઇ કોઇવાર મારે શહેરમાં જવું પડતું પણ ઉનાળામાં ઘણું ખરૂં ઘેરજ રહું છું; જે સમય હમો દંપતી સુખચેનમાં વ્યતિત કરતાં અને હું ફરીથી કહું છું કે હમારી વચ્ચે કંઇ અંતરે પટ નહતો. વળી મારે બીજી એક વાત જણાવવાની છે કે હમારા લગ્ન થયાં કે તરતજ. મારી સ્ત્રીએ તેની બધી મીલ્કત મારે નામે ચઢાવી દીધી અને તે પણ મારી મરજી વિરૂદ્ધ, કારણ મારા ધંધામાં ખોટ જાય તો તેણીના બધા પૈસા જાય.”

... ... ... ... છતાં મેં તેની મરજી પ્રમાણે કરવા દીધું. આજથી મહીના પહેલાં તેણી મારી પાસે આવી ને કહ્યું “ જુઓ પુરંદર ! તમે મારા પૈસા રાખ્યા છે તેથી મારે ખપ પડે તો આપો કે નહિ ?”

"વાહ" મેં કહ્યું "આ બધું તારૂંજ છે ને."

"ઠીક ત્યારે મારે રૂપીઆ સોનો ખપ છે તો આપો."

... ... ... ... આ સાભળી હું જરા ખમચાયો કારણ હુ તો ધારતો હતો કે તેણી કંઇ કપડાં કે એવી ચીજ માગતી હશે.

"શું કરીશ?" મે પુછ્યુ.

"વાહ, વાહ. તમે તો કહો છો હું તો તારો ફક્ત શરાફ છું અને શરાફ કદી કારણ પુછતા નથી." તેણી હસતાં હસતાં બોલી.

"જો એમજ હોય તો હું આપવા તૈયાર છુ" મે કહ્યુ.

"હા, આપો ત્યારે!"

"અને શામાટે તે નહિજ કહે!"

"કોઇ દીવસ, અત્યારે નહિ!"

મેં તરતજ રૂપીયા સોનો ચેક કાઢી આપ્યો અને એટલેથીજ સંતોષ માની બેશી રહ્યો. હવે મેં આગળ જણાવ્યું હતું કે મારા ઘરની સામે એક નાનું ઘર હતું. તે ઘરની પાછળ સરસ મોટાં ઝાડોની ઘટા હતી, તેથી ત્યાં હમેશ ઠડક રહેતી. ને હુ પણ ઘણુ ખરૂં એ ઝાડની નીચે સવાર સાંઝ ફરવા જતો. આ ઘર આઠેક મહીનાથી બંધ હતું. પણ ગયા રવીવારની સાંઝે હું એટલામા ફરતો હતો ત્યારે એક ગાડામાં સામન ભરાઈને એ તરફ આવતો હતો તેથી મને માલમ પડયું કે ઘરમાં કોઈ રહેવા આવે છે. મારા પાડોશી કઇ જાતના લોક છે તે જોવા ખાતર હું એ તરફ નજર નાખતો ફરતો હતો ત્યાં મારી નજર એકદમ બારી ઉપર પડી અને જોતાંજ એકદમ આભો બની ગયો ... ... ... ...

... ... ... મે શું જોયુ? એક વિચીત્ર ચહેરો, તરતજ મારા શરીરમાં કંપારી છુટી. ખરેખર મી. સત્યવતરાય, હું જાણતો નથી કે તે ચહેરામાં શો જાદુ છે. હું કેટલોક દુર ખશી ગયો અને તે ચહેરાને તાકીને જોવા લાગ્યો. તેમા મને કંઇક અસ્વભાવીક અને કુદરત વિરૂદ્ધ લાગ્યું. તેણે મારી મન ઉપર સજ્જડ અસર કરી અને એક પળમાં તે અંધારામા અદ્દશ્ય થઇ ગયો. હું પાંચેક મીનીટ વીચાર કરતો ઉભો રહ્યો. ખરેખર, હુ કહી શકતો નથી કે તે ચહેરો પુરૂષનો હતો યા સ્ત્રીનો હતો. તેનો રંગ ફીકો પીળો હતો અને આગળ પાછળ કંઈક કાણુ ને ઉચું નીચું હતું જે મને અસ્વભાવીક લાગ્યું. હું એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો કે ઘરનાં માણસોને મળવા મારો વિચાર થયો. હું ઘર પાસે ગયો દ્વાર ખડખડાવ્યાં. તરતજ એક ઉંચી મજબુત ને કરડી દેખાવવાળી બાઈએ દ્વાર ઉઘાડ્યાં ને પુછ્યું—"કેમ શું કામ છે?"

"હું તમારો પાડોશી છુ અને સામેના (આંગળી બતાવીને) ઘરમાં રહું છુ હું ધારૂં છુ કે તમે હમણાંજ રહેવા આવો છો તેથી મારી મદદની જરૂર હોય તો... ... ... ..."

........ "ઓહ, હમને ખપ પડશે તો બોલાવીશું." એમ કહી હું વાક્ય પુરૂં કરૂં તે પહેલાં તેણે બારણાં વાશી દીધાં.

............મને, તેના આ ઉદ્ધત જવાબથી બહુ ગુસ્સો આવ્યો પણ જેમ તેમ કરી ક્રોધ સમાવી ઘેર આવ્યો.

આ બીનાથી મારી વાઇફને અજાણ રાખી, ફક્ત એટલુંજ કહ્યું કે આપણી સામે કોઇ રહેવા આવ્યું છે. પણ તેણીએ કંઇ ધ્યાન આપ્યું નહિ.

"અલબત, મારે આપને જણાવવું જોઇએ કે હું ઘણો ઉંઘણશી છું અને મારે ઘેર ચાલુ ટીકા થતી કે રાત્રે હું કશાથી જાગતો નથી, પણ દૈવ જાણે તે દીવસે થયેલા બનાવથી કે બીજા કોઇ કારણે મને ઉંઘ આવી નહિ. રાતે મને અર્ધ સ્વપ્નાવસ્થામાં લાગ્યું કે મારી રૂમમાં કંઇ ખડખડાટ થાય છે. મને માલુમ પડ્યું કે,મારી પત્ની ડ્રેસ પહેરતી હતી........આ સમય વિનાની તૈયારી જોઈ આશ્ચર્યથી કંઇ પુછવા મારા હોઠ ઊઘડ્યા પણ મોં ઉપર પ્રકાશ પડતાં તેનો ચહેરો જોઇ ચમક્યો; કારણ કોઇ દીવસ આવો ચહેરો મેં જોયો ન હતો—તેણી બહુજ ગભરાયેલી જણાતી હતી, હાથ ધ્રુજતા હતા. શ્વાસ જોસભેર ચાલતો હતો. હું જાગું છું કે નહિં તે જોવા તેણીએ મારા આગળ દીવો ધર્યો પણ મેં તો આંખો મીંચીને જાણે કુંભકર્ણના નિંદ્રામાં ન પડ્યા હોય એવો દેખાવ કર્યો. મને ઉંઘતો ધારી ધીમે પગલે ઘરની બહાર નીકળી. હું ઝટ આંખો મસળતો બેઠો થયો, હાથનું રીસ્ટ વોચ કાઢી જોયું તો અઢી થયા હતા............રાતના અઢી વાગે આમ મારી સ્ત્રીને બહાર જવાનું શું પ્રયોજન હશે ...........વારૂ ?"

+ + + + +લગભગ વીસેક મીનીટ સુધી હું વીચાર કરતો બેસી રહ્યો. જેમ જેમ વધારે ઉંડો ઉતર્યો તેમ તેમ વધારે આશ્ચર્ય જણાયું. હું હજી પણ વધારે મનમાં ગોતી ખાત પણ મારી વિચારમાળા તુટી, હેઠળ બારણાં ઉઘડ્યા ને વસાયાં; ને નીસરણી ઉપર પગલાં સંભળાયાં ઉપર આવતેવંત મેં તેને પુછ્યું—"દુનીયાના કયા ભાગમાં ગઇ હતી?"

તેણીએ એકદમ ચમકીને ભયની ચીસ પાડી. આ ચીસે મને સૌથી વધારે ગભરાવ્યો કારણ મેં જાણ્યું તેણીના અંતઃકરણમાં કંઇક પાપ છે.

મારી સ્ત્રી હમેશાં સાદા સ્વભાવની ને ખુલ્લા હૃદયની હતી અને જ્યારે મેં તેને પ્રશ્ન કર્યો ત્યારે તેને રોતી ને ડરકાં ભરતી જોઈ મને કંપારી છુટી.

—"તમે જાગો છો? હું તો ધારતી હતી કે રાતે કશાથી તમે જાગતા નથી." તેણી બનાવટી હાસ્યથી બોલી.

"પણ તું ગઇ હતી ક્યાં ?" મેં જરા કડકાશથી પુછ્યું

"હું ધારૂં છું કે તમે શકમંદ થયા છો શામાટે ? મેં મારી જીંદગીમાં કદી આવું કૃત્ય કર્યું નથી...........

.......... બીના એ છે કે મારો શ્વાસ રૂંધાવાથી જરા તાજી હવા લેવા બહાર બારણાં આગળ પાંચ મીનીટ ઉભી હતી, હવે મને ઠીક છે." તેણીએ ઉત્તર વાળ્યો. મેં ધારીને જોયું કે તેણીની આંગળીઓ ધ્રુજતી હતી અને તેનો અવાજ હમેશ કરતાં બદલાએલો માલમ પડ્યો. મને ખાત્રીથી લાગ્યું કે તેણી જુઠું બોલે છે. મેં કંઇ જવાબ આપ્યો નહિં પણ શુન્ય હૃદયે મેં હજારો શક ને તરંગથી ભરેલા મનથી ભીંત તરફ જોઇ રહ્યો—મારી સ્ત્રીને મારાથી છુપું રાખવાનું શું હશે ! તેણી રાતે ક્યાં ગઈ હશે ! એવા વિચા-

રમાં બાકીની રાત્રી ગોતાં ખાતો પડયો રહ્યો + + + + સવારે કંઈ કારણસર મારે શહેરમાં જવાનું હતું પણ મનોવ્યથાને લીધે બંધ રાખ્યું. મારી વાઈફની પણ મારા જેવીજ સ્થિતિ હતી અને તેણીના બોલવા ઉપરથી લાગ્યું કે રાત્રે બતાવેલું બાનું મેં માન્ય રાખ્યું નથી.

આ બાબત ઉપર વિચાર કરવા હું ફરવા નિકળી પડયો. એક વાગે ઘર તરફ વળ્યો. મારો રસ્તો પેલા ઘરની બાજુએ થઈને હતો રસ્તામાં પેલી બારી તરફ નજર નાંખી પેલો વિચીત્ર ચહેરો જોવાને ઉભો રહ્યો પણ ખરેખર મી. મહેન્દ્રરાય ! જ્યારે થોડીવારે બારણું ઉઘડયું અને અંદરથી મારી સ્ત્રીને બહાર આવતી જોઈ ત્યારે મારા પીત્તો ઉછળી ગયો. હું તો આભોજ બની ગયો..........એક બીજાની આંખ મળી.

તેણીએ એકદમ પાછી પેસી જવાનો પ્રયત્ન કર્યો પણ હવે બધુંય નકામું છે એમ જાણી ફીકા ચહેરે ને ભયભિત નયને મારી સામે આવીને બોલી.—"ઓ ડીયર ! આપણા પાડોશીને મારી મદદની કંઈ જરૂર હોય તો કહેવા હું હમણાંજ અંદર ગઈ હતી......પણ આમ તમે મારા સામુ જોઈ કેમ રહ્યા છો ? તમે ગુસ્સે થયા છો ?"

"હા. હા. તું રાત્રે અહીંજ આવી હતી ?"

"તમે એમ ધારો છો ?"

"અલબત્ત ! આ લોકો કોણ છે જે તું એવે સમયે અહીં આવે છે ?"

"ના, ના. હું અહીં આવી નથી."

"માત બનાવટી !" મેં કહ્યું "તારો અવાજ પણ ફેરવાઈ ગયો છે.........હું હમણાંજ અંદર જઈ બધી બાબતનો ખુલાસો કરી નાખું છું."

"ના, ના. તમને ઈશ્વરના સોગંદ છે." તેણી લાગણીઓથી ઉભરાઈ જતાં બોલી. અને જેવો હું બારણા પાસે ગયો કે તેણે મારી બાંય પકડી પોતાના તરફ ઘસેડયો.

"હું તમને એમ ન કરવા વિનંતિ કરૂં છું. અને તમને થોડા દીવસમાં સર્વ વાત કહીશ, પણ જો તમે અત્યારે અંદર જશો તો પરિણામ ખરાબ આવશે."

મેં છોડાવવા ઘણોજ પ્રયત્ન કર્યો પણ તેણી સજ્જડ બાઝી રહી ને મંદમંદ કહે બોલી "મારા ઉપર વિશ્વાસ રાખો, ડીયર ! ફક્ત એકવાર અને તેમાં તમને પસ્તાવો થશે નહિ અને ફક્ત તમારીજ ખાતર છુપુ રાખું છું. હાલ મારી જોડે ઘેરજ આવો તેમાંજ સારૂ છે...........

............મારી સ્ત્રીની આ નમ્ર વાણીએ મારૂં હૃદય પિંગળાવ્યું, હું કબુલ થયો. "હું તારા ઉપર વિશ્વાસ રાખું છું પણ તે એક સરતે કે સ્ત્રી—હવે તું આ વાત છૂપી રાખે પણ આજ પછી તારે રાત્રે ત્યાં જવું નહિ અથવા મારાથી છુપું કંઈ પણ જવું નહિ તો હું ગઈ ગુજરી વાત ભુલી જવા તૈયાર છુ."

.........પણ થોડાક દીવસમાં મને લાગ્યું કે તેણી પોતાનું વચન પાળવા અસમર્થ હતી. તે દીવસે હું શહેરમાં ગયો હતો અને અઢીને બદલે દોઢ વાગે ઘેર આવ્યો (હંમેશ અઢી વાગે આવવાનો નિયમ હતો.) હું જેવો ઘરમાં ગયો કે દાસી ગભરાયેલે ચહેરે સામી આવી:-

" તારી શેઠાણી ક્યાં છે ? " મે પુછ્યું.

" તેઓ બહાર ફરવા ગયાં છે."

હું તપાસ કરવા ઉપર ગયો પણ કોઇ મળે નહિં. બારીમાંથી નજર નાખતાં જોયું તો દાસી જેની સાથે મેં વાત કરી હતી તે ઘણી ઝડપથી સામેના ઘર તરફ જતી હતી. (કારણ હું આવું તો ખબર આપવાનું તે કહી ગઇ હતી.) મારી સ્ત્રી ત્યાં ગઈ હતી. એકદમ ગુસ્સાના આવેશમાં હેઠળ ઉતર્યો અને તે ઘર જેમાં હમારા વચ્ચેના ભેદનો પડદો રહેલો હતો તેની તપાસ કરવા દોડયો. મારી સ્ત્રી તથા દાસી હાંફતાં હાંફતાં સામે મળ્યાં.

તેમની સાથે વાત કરવા પણ ન ઉભો રહેતાં અને બારણાં ખડખડાવ્યા શીવાય એકદમ અંદર ઘૂસ્યો.

ઘરમાં સર્વ શુન્યકાર હતું રસોડામાં દેવના ઉપર કીટલી ઉકળતી હતી અને એક ખીલાડી ગુંછળું વળાઇને પાસે બેઠી હતી. પણ મેં આગળ જોએલી સ્ત્રીનો પત્તો લાગ્યો નહિ. હું ઉપર ગયો પણ સર્વ ખાલી. આખા ઘરમાં કોઇ ન મળે. ફરનીચર પણ સાવ સાદું હતું પણ જ્યારે ભીંતે મારી સ્ત્રીનો ફૂલ સાઈઝનો ફોટો જે તેણીએ ત્રણ મહીના ઉપર મારી રજાથી પડાવ્યો હતો તે જોયો ત્યારે મારો વહેમ એકદમ ગુસ્સાની ભયંકર જ્વાળારૂપે પ્રગટી નીકળ્યો. કેટલીકવાર ઘરમાં શોધી હું પાછો આવ્યો. મારી સ્ત્રી સામી આવી પણ તેને ધાકી ઠેલી હું ઘરમાં પેઠો. તેણી ત્યા આવી સામી ઉભી રહી.

" હું દીલગીર છુ કે મેં મારૂં વચન તોડયુ છે. પણ જ્યારે તમે બધી વાત જાણશો ત્યારે તમે મને માફી આપ્યા વગર રહેશો નહિ " તેણીએ કહ્યું.

" ત્યારે મને બધુ કહી દે. "

" લાચાર છુ હમણાં નહિં. "

" એ ઘરમાં કોણ છે જે તેં તારો ફોટો આપ્યો છે ?, તે મને નહિં કહે ત્યાં સુધી આપણે એક થવાનાં નથી." હું ઘરની બહાર નીકળતાં બોલ્યો અને મી. સત્વંતરામ તે ગઇ કાલેજ બન્યું છે. ત્યાર પછીની વાત હું કંઇ જાણતો નથી. અને મેં તેને જોઇ પણ નથી.........આ હમારા વચ્ચે પહેલુંજ ભંગાણ છે, અને હું જાણતો નથી કે તેનું શું પરિણામ આવશે.

......... એકાએક આજ સવારે મને વિચાર સ્ફુરી આવ્યો કે આપ મારી શંકાનું નિવારણ કરશો. હવે આપને કંઇ શંકા હોય તે પુછો હું સત્વર ખુલાસો કરીશ."

\+ \+ \+ \+ \+ \+ \+

મેં અને મી. સતુભાઇએ આ વાત ઘણા ધ્યાનથી સાંભળી. મી. સતુભાઇ તો આ બધો વખત હાથ ઉપર દાઢી ટેકવી ઊંડા વિચારમાં મશગુલ થઇ ગયા હતા. થોડીવારે બોલ્યા— " સારું કહો કે તે ચહેરો પુરૂષનો હતો કે સ્ત્રીનો ? "

" મેં દરેક વખતે જોયો પણ કેટલે છેટેથી તેથી બરોબર કહી શકાય નહિં."

" અને તેથી તમારા ઉપર બહુ અસર થઇ. "

" અલબત્ત ! કારણ તેમાં મને કંઇ અસ્વભાવિક ભાસ્યુ. તેનો રંગ ને આકૃતી વિચિત્ર હતા. "

" તમારી સ્ત્રીએ મો રૂપીઆ માગ્યાને કેટલો સમય થયો ?"

" લગભગ બે મહિના "

" તમે કદી તેણીના પેહેલા ભરથારનો ફોટો જોયેલો ખરો ?

" નહિંજ, કારણ તેના અવસાન પછી હૈદરાબાદમાં ભયકર આગ લાગી હતી જેમા એનુ સર્વસ્વ બળી ગયુ હતુ"

" છતાં તેણી કહે છે કે તેનુ મરણપત્ર હયાત છે, અને તમે તે જોયુ છે ?"

" હા. "

" તમ તેણીના સીધના ઓળખીતાને મળ્યા છો "

" ના "

" તેણીએ ફરીથી ત્યા જવાની વાત કોઇ દીવસ કરેલો '

" ના "

" ત્યાંથી તેના કાગળો આવતા ?'

" મારા જાણવામા નથી.'

" ઠીક, આ બાબત ઉપર કેટલોક વીચાર કરીશ અને જો તે ઘર હાલ ખાલી હશે તો કેટલીક તકલીફ પડશે અથવા તો ઘરના માણસો તમારા જવા પહેલાં કંઇ જતાં રહ્યાં હશે અને તેઓ હવે પાછા આવ્યા હશે તેથી તમને કહું છુ તમે તમારે ઘેર પાછા જાઓ અને જો તે લોકો હોય તો અદર જશો પણ મને ટેલીફોન દ્વારા ખબર આપજો. તો એક કલાકની અદર હમે આવી સર્વ પત્તો લગાડી દઇશુ

" અને ખાલી હોય તો ?"

" તો હમે ઝટ આવીશૂ ગભરાશો નહિં—સાહેબજી "

મી પુરદરના ગયા પછી મી સતુભાઇ બોલ્યા.", ઘણુ ખરાબ કામ, તમે શુ ધારો છો?"

" ખરેખર વિચીત્ર કેસ છે. " મે કહ્યુ

" હૂં ખાત્રીથી કહું છુ કે તે સ્રીનો પહેલો ધણી અગર કોઇ સબધી તે ઘરમાં છે."

" શાથી તમે ધારો છો? " મે પ્રશ્ન કર્યો.

"કેમ ! તેણી પોતાના બીજા ભરથાર ( મી પુરદર ) ને અંદર ન જવા દેવા કેટલી આતુર હતી ? મારી તો એ માન્યતા છે કે—" આ સ્ત્રી સીધમા પરણી. તેનો પતિ કંઇ ખરાબ મરજે ચઢી જવાથી અથવા મરી જવાથી, તેણીથી છુટો પડી ગયો. તેથી ત્યાંથી નાશી આવી મુબાઇ આવી નામ ફેરવી નવી જીદગી શરુ કરી. તેણી ત્રણ વર્ષ થયાં પરણી છે ને પોતાને સહિ સલામત ધારે છે ને કોઇનું મરણપત્ર ( મરેલા માણસનું નામ ધારણ કરી) દેખાડી ત્યાં રહી. હવે તેના આગલા પતિના કોઇ સગાને

તેની ખબર પડેલી તેણે પોતાનો ત્યાં આવવાનો ધમકી ભર્યો કાગળ લખેલો. તેણીએ એમ ન કરવા સો રૂપીયા મોકલેલા છતાં તે આવેલો; અને જ્યારે મી. પુરંદરે કહ્યું કે સામા ઘરમાં કોઇ આવ્યું છે ત્યારે તેણે જાણ્યું કે તેઓએ પુંઠ પકડી છે. રાત્રે તેઓને અહીંથી જવા વીનવવા ગયેલી પણ પોતાના કાર્યમાં નિષ્ફળ થવાથી વારંવાર 'જતી. તેના બીજા પતિને ત્યાં ન જવા કહેતી, માગ્યા પ્રમાણે ફોટો આપી આવેલી અને સવાલ ચાલતી હતી તે વચમાં દાશીએ તેના આવવાની ખબર આપી, તે પરભારો અહીં આવશે એમ ધારી ઘરનાં લોકોને પાછલે બારણેથી ઝાડીમાં સંતાડેલાં અને તેને ઘર ખાલી માલમ પડ્યું. હવે જોઇએ છે કે તેનો શો જવાબ આવે છે."

"કહો હવે મારી આ ધારણા વિષે શું ધારો છો ?"

"તદ્દન વ્યાજબી." પણ હમણાં તેના સંદેશા શિવાય કંઇ કરી શકીએ નહિં.

હમારે વધારે ખોટી થવું પડ્યું નહિ. આ નાસ્તાને ઇનસાફ આપ્યા પછી હમે જરા આમતેમ ફરતા હતા ને ટેલીફોનની ઘંટડી વાગી.

"હલ્લો ! મી. સત્યવ્રતશય, જલ્દી આવો માણસો છે, અને તે ચેહેરો દેખાયો છે. હું એમ્પાયર થીએટર આગળ મળીશ."

હમે એકદમ કપડાં પહેરી ઉપડયા. મુકરર કરેલી જગ્યાએ આવી પહોંચ્યાં. મી. પુરંદર ગાડી લઇ અમારી રાહ જોતો હતો.

મી. સતુભાઇની બાંય ઝાલી બોલ્યો. "હજી તેઓ છે, મેં ઘરમાં અજવાળું જોયું છે."

"તમે શું કરવા ધારો છો ?" મેં પુછ્યું.

"હું હમણાંજ અંદર જઇ ઘરમાં કોણ લોકો છે તેનો તપાસ કરી આવું છું ને તમે એને સાક્ષી તરીકે સાથે લઇ જઇશ."

"તમારી સ્ત્રીની મરજી વિરૂદ્ધ તમે આ કામ કરવા મક્કમ છો ?" મેં પુછ્યું.

"અલબત્ત."

"ઠીક, ત્યારે મરજી પ્રમાણે કરો."

રાત અંધારી હતી. જેવા હમે રસ્તામાં આગળ વધ્યા તેમ ઝાડોની હારમાંથી છેટે અજવાળું દેખાડી મી. પુરંદર બોલ્યો. "પેલું દેખાય છે એ મારૂં ઘર છે. અને આ સામું છે તે પેલા વિચીત્ર ચહેરાવાળું ઘર." પછી હમે રસ્તાને છેડે એક ગલીમાં વળ્યા ને તે ઘરની નજદીક આવી પહોંચ્યા.

ઘર ઉઘાડું હતું ને બારીઓ પણ ખુલ્લી હતી. "જુઓ ! મી. સતુભાઇ મેડી ઉપર કોઇ ફરતું માલમ પડે છે. ચાલો આપણે જાતેજ તપાસ કરીએ."

અમે બારણા નજદીક ગયા ને તરતજ એક સ્ત્રીનો આકાર અંધારામાંથી આવીને દીવાના અજવાળા આગળ આવીને ઉભો. હમે તેનો ચેહરો બરાબર જોઇ શક્યા નહિં પણ તેના હાથ જાણે દયા માગતી હોય એમ રાખ્યા હતા.

"ઈશ્વર, પરમેશ્વરની ખાતર નહિં આવશો તમે અત્યારે આવશો એમ મારી ખાત્રી જો. જરા વિચાર કરો, મારા ઉપર ભરૂસો રાખો, તમને પસ્તાવો નહિં થાય."

" મેં ઘણો ભરૂંસો રાખ્યો છે." પુરંદરે કહ્યું. "હવે મને છોડ. હું, ને મારા મીત્રો હમણાંજ અંદર જઈને જે તે વાતનો નિર્ણય કરી આવીએ છીએ." તેને આઘી હડશેલી અમે અંદર ગયા. જેવા અંદર ગયા કે એક ઉચી સ્ત્રી હમને અટકાવવા સામી આવી પણ તેને ધક્કો મારી અમે ઉપર ચઢી ગયા.

આ મેડી સાધારણ રીતે શણગારેલી હતી. ટેબલ ઉપર બે મીણબત્તીઓ બળતી હતી. ખુણામાં એક ટેબલને અઢેલીને એક નાની છોડી બેઠી હતી. અમે અંદર ગયા એટલે તેનું મોં ફેરવેલું હતું. પણ હમે જોઇ શક્યા કે તેણે રાતું ફ્રોક પહેરેલું હતું અને હાથ ને પગ ઉપર લાંબા ધોળાં મોજાં ચઢાવેલાં હતાં. તેણે હમારા તરફ મોં ફેરવ્યું એટલે અમે જોયું કે તેનો ચહેરો ઘણો વિચિત્ર હતો ને દેખાવ અવર્ણનીય હતો. મી. પુરંદર ભડકીને બોલ્યો જુઓ એજ ચેહરો. એક પળ પછી બધો ભેદ ખુલ્લો થઇ ગયો. મી. સતુભાઇએ જરા આગળ વધી હસતો હસતાં તેના કાન આગળથી એક આછું પડ ઉખેડી નાંખ્યું. ને અમારા આગળ એક નાની કોયલા જેવી કાળી સફેદ દાંતવાળી હબસણ ઉભી રહી.

બધા એકદમ ખડખડાટ હસી પડ્યા. પણ મી. પુરંદર તો બે હાથે માથું પકડી દીંગમુઢ બની ગયો. " આનો શો અર્થ ? "

" હું બધું કહીશ, તમે મને મારી મરજી વિરૂદ્ધ ફરજ પાડી છે " મારી સ્ત્રી રૂમમાં દાખલ થતાં બોલી." મારો પતિ હૈદરાબાદમાં ગુજરી ગયો હતો .પણ મારૂં બાળક બચી ગયું છે. "

" તારૂં બાળક ? " પુરંદરે, કહ્યું.

તરતજ તેણીએ, ચાંદીનું લોકીટ કાઢ્યું અને બોલી, " કદી તમે આને ઉઘાડું જોયું હતું ?"

" હું તો ધારતો હતો કે તે નહિ ઉઘડતું હોય !"

તેણીએ સ્પ્રીંગ દાબી ને ઢાંકણું ઉઘડી ગયું. અંદર એક સુંદર ને ચાલાક પણ બીધનો વતની હોય એવા માણસનો ફોટો હતો.

" આજ હૈદરાબાદનો વકીલ મી. હેબરન. એના જેવો ઉમદા માણસ દુનીઆમાં પાક્યો નથી. મેં એને પરણવા મારી જાત મુકી અને તેથી મારે પસ્તાવાનો વખત પણ આવ્યો નથી. પણ હમારૂં એટલુંજ કમનસિબ કે છોકરૂં મારા કરતાં તેની જાતનું નિકળ્યું. આવાં લગ્નોમાં ઘણું ખરૂં એમજ બને છે. આ નાની લીલી તેના બાપ કરતાં પણ વિશેષ કાળી છે. પણ કાળી કે ધોળી પણ તે મારી પુત્રી, એક માતાનું વહાલું ફરજંદ છે. મેં હૈદરાબાદ છોડ્યું ત્યારે તેને ત્યાં મુકવાનું કારણ તેની તબીયત બરોબર મારી નહતી. તેથી તેને એક નિમકહલાલ દક્ષણી આયાને સોંપી હતી. તેને મારી પુત્રી તરિકે ન ગણવાનો મને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નથી. પણ દૈવયોગે આપણે ચાહતાં થયાં અને મારા બાળક વિષે વાત કરતાં હું બીની: ઇશ્વર જાણે હું કેમ બીહતી કે તમે મને છોડી દેશો અથવા મારી હીંમત ન ચાલતી. ત્રણ વર્ષ થયાં આ વાત ગુપ્ત રાખી હતી

પણ જ્યારે મેં જાણ્યું કે હવે તે તદ્દન સારૂં થઇ ગયું છે ત્યારે મારા બાળકને જોવાની મને તીવ્ર ઇચ્છા થઇ. મેં તેને સો રૂપીઆ મોકલ્યા ને સામેના ઘર વિશે માહીતી આપી અહિં આવવા લખ્યું જેથી આમાં મારો હાથ છે એમ જણાય નહિ. હું બનતાં સુધી ઓઢીને અંદરજ રાખતી ને હાથ પગ ને મોં ઢાંકયાં રાખતી કે બારીમાંથી કોઇ જુએ તો કાંઇ છોકરૂં ઘરમાં છે એમ શંકા ન રહે. તમેજ મને કહ્યું હતું કે ઘરમાં કોઈ રહેવા આવ્યું છે. હું સવાર સુધી રહેત પણ મારા બાળકને જોવા મારૂં મન એટલું તો તલપી રહ્યું હતું કે હું થોભી શકી નહિ. રાત્રે તમે જાગતા નથી એમ જાણી રાત્રેજ નીકળી પડી, પણ તમે જોઈ ગયા અને ત્યાંથીજ મારી વિપત્તિની શરૂઆત થઇ. બીજે દિવસે તમે અંદર આવ્યા ત્યારે આયા ને લીધીને પાછલે બારણેથી સતાડી દીધાં હતાં, અને આજ તમે બધું જાણ્યું છે. ............ હવે મારૂં ને મારા બાળકનું શું થશે?" એમ કહી હાથ જોડી જવાબની રાહ જોતી ઉભી રહી બે મીનીટ સુધી મી. પુરંદર વિચાર કરતો ઉભો રહ્યો અને જે જવાબ એણે આપ્યો તે સૌને ગમ્યો............એણે બાળક ને ઉપાડયું; વહાલથી દબાવી બચી કરી. બીજે હાથે તેની સ્ત્રીનો હાથ પકડી ઘર તરફ ચાલ્યો. હું ને મી. સતુભાઇ એક દીવસ એને ત્યા પરોણાગત ભોગવી ઘર તરફ વિદાય થયા—અસ્તુ.

---

## સ્ત્રીની મહત્તા.

૧. નિસંદેહ એક શિક્ષિત માતા હજારો ગુરૂઓ કરતા ઉત્તમ છે.—સર સૈયદ અહમદ.

૨. સ્ત્રી અને પુરૂષ સાથેજ ઇશ્વર પ્રાર્થના કરે છે, હર્ષ, શોક આનંદ અને દુઃખમાં પરસ્પર સહાયતા કરે છે. કાંઇ પણ વાત એક બીજાથી છુપાવતાં નથી અને એક બીજાને ભારરૂપ થતાં નથી. પ્રભુ આ જોડને પ્રસન્ન રહે છે અને બરકત આપે છે. જ્યાં સ્ત્રી પુરૂષ પ્રેમથી રહે છે ત્યાં કોઇ પ્રણ પ્રકારની બુરાઇ થતી નથી.—સર જોન લેક.

૩. ખાસ ધ્યાનમાં રાખવું કે કોઈપણ જાતિ આપણી 'માતાથી અધિક' વધી શકતી નથી.—મીસ સહેરાબજી.

૪. જેની સ્ત્રી પ્રતિષ્ઠાપાત્ર છે. અને જેની સાથે તે સુખપૂર્વક રહે છે તે આ સંસારમાં અધિક ભાગ્યવાન છે.—લ્યૂથર.

૫. હું મ્હારી તમામ કાર્યતત્પરતા અને ધૈર્ય મારી માતાની ગોદમાં શીખ્યો છું.
—નેપોલિયન.

૬. જો પ્રત્યેક કુટુંબમાં યોગ્ય માતાઓ હોય તો દેશ નિસંદેહ ઉન્નતિ કરી શકે છે સ્ત્રીશિક્ષાનો ઉદ્દેશ એ છે કે જેથી સ્ત્રીઓ ઉત્તમ માતાઓ બની શકે.—જોડ્સન.

૭. જ્યાં સ્ત્રીઓ પૂજાય છે ત્યાં દેવતા નિવાસ કરે છે.—મનુ.

# कर्मक्षेत्र–चारित्र्य–उद्योग.

## લ્યુક્રેશિયા.

લેખકઃ—રા. રા. અંબેલાલ સવરામભાઇ દેશાઇ.

ભારતવર્ષની ભૂમિ ઉપર કેટલીએ મહાસતીઓ, વીરાંગનાઓ ઉત્પન્ન થઈ આપણી એ પવિત્ર ભૂમિને તેમણે જગતમાં ગૌરવશાળી બનાવી, પોતાના ધર્મ, દેશ, અને જીવન શ્રેષ્ઠ શિયળના રક્ષણ માટે પ્રાણાર્પણ કરી. પોતાનાં અમર નામથી અને સુચારિત્ર્યોથી હિન્દના ઇતિહાસના પાના સુવર્ણાક્ષરે અંકિત કરેલાં છે. પ્રાચીન કાળમાં ભારતના ઉત્કર્ષનો સૂર્ય બરાબર મધ્યાન્હકાળે તપતો હતો તે આવી સતીઓના પ્રતાપથીજ ચમકતો હતો. તેવીજ રીતે પ્રાચીન કાળમા યૂરોપ ખંડના રોમન રાજ્યના ઉત્કર્ષનો સૂર્ય ભારતવર્ષની માફક વીરાંગનાઓ, અને સતીઓના પ્રતાપથીજ પૂર્ણ કળાથી પોતાનો પ્રકાશ પ્રકટાવી રહ્યો હતો તે પૈકી એક શિયળ માટે પ્રાણાર્પણ કરનારી વીરાંગના લ્યુક્રેશીયાનો અલ્પ પરિચય " સુન્દરી સુબોધ "ના સુજ્ઞ વાચકને અલ્પમતિ અનુસાર કરાવવાનો આ ક્ષુદ્ર લેખકનો મનોભાવ છે

લ્યુક્રેશીયા એ રોમના રાજા સર્વિયસના પુત્ર કોલેનટાઇનની પત્ની હતી. જ્યારે એક અત્યાચારી રાજા સર્વિયસનું ખૂન કરી રોમનાં રાજ્યાસન ઉપર બેઠો તે વખતે કોલેનટાઇન રોમમાં નહોતો. ઉભય પતિ પત્ની બહાર હતાં કોલેનટાઇનને પિતાના ખૂનની ખબર પડતાં તે વૈરનો બદલો લેવા ઉત્સુક થયો. લ્યુક્રેશિયાએ તેને ધીરજ આપતાં કહ્યું — "વ્હાલા ! સર્વ રાજ્યના અમીર ઉમરાવો અને સરદારો અત્યારે આપના તરફ વફાદાર નથી માટે આપે એકદમ સાહસ કરવુ ન જોઇએ કારણ કે તેમ કરવાથી આપણી ધારણા પાર પડશે નહિ પણ ઉલટો આપણો નાશ થશે પત્થર તળે હાથ દબાયો છે તે બળથી નહિ પણ કળથી કાઢવો જોઇએ. વખત આવ્યે સૌ સારૂ થશે પ્રભુ ઉપર વિશ્વાસ રાખો તે જરૂર તમને તમારાં સત્કાર્યમા મદદ કરશે. "

પત્નીના વચનો સુણી તેને પોતાના એક મિત્રને નિન્દ્રાવશ સ્થિતિમાં સોંપી પિતાનું વેર મેળવવા કોલેનટાઇન ગયો લ્યુક્રેશિયા જાગ્રત થતાંજ તેને આ વાતની ખબર પડી. " જ્યાં વૃક્ષ ત્યાંજ વૃક્ષની છાયા હોય છે" એમ કહી પોતાના પતિની પાછળ તે પણ ગઈ. ઉભય પતિ પત્ની સર્વિયસનાં શબની આગળ આક્રંદ કરે છે અને કોલેનટાઇન એવી પ્રતિજ્ઞા લે છે કે " હું જો મારા બાપનો સાચો પુત્ર હઇશ તો જરૂર અત્યાચારી રાજા ટારક્વિનને મારી નાખી રોમના રાજ્યાસનને શોભાવીશ "

પતિ પત્ની ત્યાંથી જવાની તૈયારીમા હતા એવામાં ટારક્વિનનાં માણસો તેઓને કેદ કરે છે અને + સેનેટમાં લઇ જાય છે પ્રથમ ઇન્સાફ માટે કોલેનટાઇનને રાજ્યાસન

+ રોમન લોકો પોતાની રાજસભાને " સેનેટ " કહે છે. લેખક.

સમક્ષ લાવવામાં આવ્યો. ત્યાં રાજા ટારકિવન અને રાણી ટુલિયા તરફથી તેને જીવતો બાળી મૂકવાની શિક્ષા કરવામાં આવી. ત્યાર બાદ લ્યુક્રેશિયાને લાવવામાં આવે છે. પતિને જીવતદાન આપવા માટે અત્યંત આક્રંદ કરતા તેણે કહ્યું:—"શહેનશાહ સાહેબ! મારા પ્રભુને મુક્ત કરો! તેનો કોઇ પણ જાતનો ગુન્હો નથી. એના વિના મારૂં જીવન તદ્દન નકામુ થઇ જશે—ધૂળમા મળી જશે! વૃક્ષ વિનાની વેલી, જળ વિનાની માછલી, અને પાંખ વિનાની પંખિણી જગતમા શી રીતે રહી શકે? હું આપને ચર્ણે પડીને અરજ ગુજારૂં છું કે મારા પતિને બચાવો અને એને બદલે મારો પ્રાણ લ્યો! પતિને માટે—પતિના નામપર પ્રાણાર્પણ કરવાને હું લેશ પણ ડરીશ નહિ. મારા પતિને બચાવવામાં મારો પ્રાણ ઉપયોગી બનશે તો મારા જેવી કોઇ પણ ભાગ્યવાન સ્ત્રી આ જગતમા નથી એમ હું માનીશ. સ્ત્રીઓનું સર્વસ્વ પતિ છે પતિ વડેજ સ્ત્રીની ગતિ છે. મારી જીવન જ્યોતિને મુક્ત કરો અને આ હતભાગી અબળાનો સંહાર કરો!"

અત્યાર સુધી તે રોમનો રાજા ટારકિવન લ્યુક્રેશિયા તરફ અનિમેષ નેત્રે જોઇ રહ્યો હતો. પોતાની રાણી કરતા લ્યુક્રેશિયાનું શરીર સૌન્દર્ય તે કામી રાજાને શ્રેષ્ટ જણાયું રાજા મોહાન્ધ થયો. અને તુર્તજ તે નિર્દોષ દમ્પતીને મુક્ત કરવાનો હુકમ આપ્યો. પોતાની પાપવાસનાને પૂર્ણ કરવા તેણે કોલેનટાઇનને પોતાના લશ્કરમા એક ઉંચા હુદ્દા ઉપર નીમ્યો અને કેટલીક જાગીરો પણ બક્ષીસ આપી.

દુ:ખી કોલેનટાઇન દુ:ખમાં પણ સુલક્ષણા સ્ત્રીના પ્રભાવે આનંદ ભોગવતો હતો. લ્યુક્રેશીયા હમ્મેશાં પોતાના પતિએ લીધેલી પ્રતિજ્ઞા તેને યાદ દેવડાવતી હતી અને કહેતી કે:—"રાજાના જુલ્મ ચક્રમાં પીલાતી પ્રજાને તમો જલ્દી મુક્ત કરો! એ રાક્ષસના પંજામાથી ગરીબ ગાય જેવી પ્રજાને છોડવી તેઓના અન્ત:કરણનો આશીર્વાદ મેળવો!"

એક દિવસ દંપતી સુખ દુ:ખની વાતો કરતા હતાં અને ભવિષ્યમાં કેવી રીતે કામ લેવું તેને માટે વિચાર કરી રહ્યાં હતા એટલામા શહેનશાહ ટારકિવનના એક સરદારે આવીને કોલેનટાઇનને એક પત્ર આપ્યો. તેમા લખ્યું હતુ કે —"તમે હમણાંજ લશ્કર લઇને જાઓ, અને એર્ડિઆનો કિલ્લો સર કરીને આવો" લ્યુક્રેશિયાને વીર કોલેનટાઇનને તે પત્ર બતાવ્યો અને લડાઇ ઉપર જવાને પોતાની પવિત્ર પત્નીની પરવાનગી માગી. લ્યુક્રેશિયાના હૃદયમા કાંઇક ભયનો સંચાર થયો. તોપણ તે વીર પત્ની હતી. પોતાના ભાવને પ્રકટ ન થવા દેતાં તેણે પ્રસન્ન વદને સ્વામીને વસ્ત્રો પહેરાવ્યા, કમ્મરે તલવાર બાંધી અને લેશપણ ખેદ વિના "પ્રભુ! તમારો વિજય થજો અને નિર્વિઘ્ને પાછા ફરી આ દાસીને આપનાં પવિત્ર દર્શન આપજો," એટલુ કહી તેણે સ્વામીના કંઠમાં સૌગન્ધ પૂર્ણ પુષ્પમાલા વિજય ચિન્હ તરીકે અર્પણ કરી. વીર કોલેનટાઇન પોતાનું કર્તવ્ય બજાવવા ચાલ્યો ગયો. સતી લ્યુક્રેશિયા હમ્મેશ પતિની છબીનું દર્શન કરી તેનું ધ્યાન ધરતી અને હમ્મેશ પ્રભુ પ્રાર્થના કરતી કે "મારા પ્રાણાધારને સદા કુશળ રાખજો!"

સાધ્વી લ્યુક્રેશિયા એક દિવસ સાંજના સમયે પતિ સ્મરણમાં લીન થયેલી હતી એટલામાં દાસીએ આવીને ખબર આપી કે "બ્હાર કોઇ મ્હેમાન આવ્યો છે અને તે આપના પતિરાજ પાસેથી આવ્યો છે." "પતિરાજ પાસેથી આવ્યો છે" એ વાક્ય

સાંભળતાંજ લ્યુક્રેશિયા અત્યાનંદ પામી અને મ્હેમાનનો યોગ્ય આદર સત્કાર કરવા ઉત્સુક થઇ. પણ એક ક્ષણમા તેના મગજમાં કંઇક વિચાર આવવાથી તેણે દાસીને કહ્યું કે—"જાઓ! મ્હેમાનને કહો કે તમે મ્હારા પૂજ્ય પતિ કોલેનટાઇન પાસેથી આવ્યા છો તો તેમની કંઇ નિશાની લાવ્યા છો?" દાસીએ એ પ્રમાણે આગન્તુકને જઇને જણાવ્યું તુર્તજ તેણે કોલેનટાઇનના હાથની એક અનાવટી વીંટી દાસીના હાથમા મુકતા કહ્યું "કોલેનટાઇને પોતાની નિશાની દાખલ આ વીંટી મને આપી છે." દાસી ત્યાંથી ત્વરિત ગતિએ લ્યુક્રેશિયા પાસે ગઇ અને તેના હાથમાં વીંટી આપી પતિના હસ્તની વીંટી જોતાંજ તેને તેણે પ્રણામ કર્યા અને આંખો સાથે લગાડી તે વીંટીને ઉદ્દેશીને કહેવા લાગી "અરે! જડ વીંટી તું માગ કરતા પણ ભાગ્યવાન છે કે જ્યાં મ્હારા પતિ જાય છે તેની સાથેજ તું પણ રહે છે અરે હું તેમની પત્ની છું પણ મારૂં એવું સદ્ભાગ્ય નથી" વિચાર નિન્દ્રામાંથી જાગ્રત થતાંજ તેને મ્હેમાનનું સ્મરણ થઇ આવ્યું અને તુર્તજ તેણે દાસીઓને કહ્યું કે—"જાઓ! મ્હેમાનને સન્માન સહ બોલાવી લાવો અને તેમની યોગ્ય સેવા ચાકરી કરો. કોઇ પણ પ્રકારે મારા પતિના નામને લાંછન લાગે નહિ તેની ખબરદારી રાખજો!"

દાસીઓ મ્હેમાનને તેડી લાવી મ્હેમાનની તેના દરજ્જા પ્રમાણે લ્યુક્રેશિયાએ આગતા સ્વાગતા કરી. તેણે પતિના સમાચાર પૂછ્યા અને જ્યારે મ્હેમાને કહ્યું કે "તેઓ સર્વ વાતે કુશળ છે અને આપને હરઘડી સભાર્યાં કરે છે" ત્યારે તો તે હર્ષમાં ઉન્મત્ત બની ગઇ. મ્હેમાનની બીજી સર્વ પ્રકારની સેવા કર્યા બાદ તેને એક ઓરડામાં સન્માન સહ સુવાડવામાં આવ્યો. અને પોતે પણ પોતાના શયનભુવનમા પતિદેવનું ધ્યાન ધરતાં ધરતાં નિન્દ્રાવશ થઇ

સમય મધ્યરાત્રિનો હતો સર્વત્ર જગત આ નાશવંત સંસારની સકળ ચિન્તાઓનો પરિત્યાગ કરી નિન્દ્રાદેવીના બન્ધનમાં પડેલું હતું. સર્વત્ર શાંતતા હતી. પવન લેશ પણ વાતો નહોતો કિન્તુ કોઇ કોઇ વખત પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે એકાદ લ્હેરી ફરકાવતો હતો કૃષ્ણ પક્ષની સ્યામ રાત્રિએ સ્યામ કૃત્ય કરવા તૈયાર થનાર લ્યુક્રેશિયાને ત્યાં આવેલો મ્હેમાન માત્ર જાગ્રત હતો કુદરતનો એવો નિયમ છે કે કાળા કૃત્યો કરનારાઓને નિન્દ્રાદેવી પોતાનું સુખ આપતી નથી. દુષ્ટ મનુષ્યોને સારાસારનો વિચાર રહેતો નથી આબરૂ, પૈસા, સ્નેહી, સબંધી, કે કોઇની પણ તેને દરકાર રહેતી નથી અને તેમાં કામાન્ધ મનુષ્યનો હડખાયાં શ્વાન માફક કોઇ પણ જાતના વિચાર વિના ઉન્મત્ત બની જાય છે.

લ્યુક્રેશિયાનો મ્હેમાન પલંગ ઉપરથી ઉઠી ધીરે ધીરે લ્યુક્રેશિયાના ઓરડામાં આવ્યો. શાંત ચિત્તે લ્યુક્રેશિયા નિન્દ્રા લેતી હતી. તેના મુખારવિંદ ઉપર દિવ્ય પતિનિષ્ઠા ચમકતી હતી કોઇપણ મનુષ્યને તેના પવિત્ર ચ્હેરા તરફ જોતા ભક્તિ તથા પૂજ્યભાવ ઉત્પન્ન થતો હતો, મોહ ઉત્પન્ન થતો નહોતો અત્યાચારી મ્હેમાન લ્યુક્રેશિયાનું એવું પવિત્ર અને તેજસ્વી સ્વરૂપ નિહાળી ડઘાગાર થઇ ગયો કેટલોક વખત સુધી તે સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. તેનું હૃદય ધડકવા લાગ્યું અને ભયથી સર્વાંગ કમ્પવા લાગ્યું. તે નીચે બેસી ગયો

આત્મા તેની પવિત્રતા સાથે અમર કીર્તિને આ ક્ષણભંગુર સંસારમાં છોડી દિવ્ય લોકમાં ચાલ્યો ગયો. સતીએ શિયળ માટે પ્રાણાર્પણ કર્યું. ધન્ય છે સતી! તારા જેવી પવિત્ર રમણીઓનાં અસ્તિત્વથી આ જગત ચાલી રહ્યું હતુ, ચાલે છે, અને ભવિષ્યમાં ચાલશે.

\+ + + + + + +

લ્યુક્રેશિયાના મરણની હકીકત વિદ્યુતવેગે આખા રોમન રાજ્યમાં પ્રસરી ગઇ આથી પ્રજાને રાજા ઉપર તિરસ્કાર આવ્યો અને અલ્પ સમયમાં તે અત્યાચારી રાજાને પદભ્રષ્ટ કરી પ્રજાએ સતી લ્યુક્રેશિયાના પતિ વીર કોલેનટાઇનને રાજ્યાસન પર બેસાડ્યો. અને ટારક્વિનને ફાંસીને લાકડે લટકાવ્યો. સતીનો શ્રાપ ફળ્યો અને તે અત્યાચારી રાજાને તેના કૃત્યનો બદલો મળ્યો.

આજે પણ રોમન લોકો લ્યુક્રેશિયાનાં શિયળ રક્ષણની વાતો કુમારિકાઓને સંભળાવે છે અને તેનાં યશોગાન કરે છે. કુંવારા પુરૂષો લ્યુક્રેશિયાના જેવી પત્ની અમને મળજો એવી પ્રભુ પ્રાર્થના કરે છે અને વિવાહિત પુરૂષો લ્યુક્રેશિયાના જેવી પુત્રી અમને પ્રાપ્ત થજો એવી પ્રભુ પાસે માગણી કર છે.

—:o:—

## સ્ત્રીઓની મહત્તા.

૧. જો કે મ્હારી માને ગુજરી ગયાં ત્રીશ વર્ષ થઇ ગયાં છે તોપણ તે મ્હારા વિચારો અને મ્હારા શબ્દોમાં હજીયે હયાત છે—મિચલેટ.

૨. સ્ત્રીઓમા એક એવુ અદભુત જાદુ છે કે તે જો ચાહે તો અસભ્ય મનુષ્યને સભ્ય બનાવી પોતા તરફ આકર્ષી લે છે—કાલિ

૩. બાળક પોતાનો પ્રારંભિક પાઠ માતાઓ પાસેથી શીખે છે. જે વિચાર બાલ્યકાળમાં જડ પકડી જાય છે તે જીવનપર્યંત મનુષ્યની પ્રકૃતિ અને મનપર સદૈવ રાજ્ય કરે છે, પાછળથી દેવાએલી શિખામણ તેને ખસેડી શકતી નથી—અમીર અબદુલ રહેમાન હવાં.

૪ હુ મ્હારી તમામ ઉન્નતિઓ અને વિજયો માટે મ્હારી માતા સુસંસ્કૃત સિદ્ધાંતોના અહેસાન માનુ છું.—નેપોલિયન.

૫. સ્ત્રી શાન્તિની દેવી છે. તેની ઉચ્ચ પદવીએથી નીચે પટકવી એ ખરેખર અસભ્યોચિત કાર્ય છે—હોરેશિયસ.

૬. માતા પોતાના બચ્ચાંની પહેલી સંરક્ષક અને વાલક છે તેજ તેને પ્રથમ શિક્ષા આપે છે ત્યાર પછી બચ્ચાંની શિક્ષાનું કાર્ય બીજાને સોંપાય છે—નિચી

૭. હું સ્ત્રીઓનો આદર કરું છુ તે એકલા સૌન્દર્ય માટેજ નહિ પણ તેનાથી ઉત્પન્ન થતા ગુણોને માટે અને તેથીજ હું તેનું ગૌરવ વધારૂં છુ—એડિસન.